વાળ કાઢવા માટે જગપ્રસિદ્ધ

# રાજરાણી સાબુ

વાપરો.

આ સાબુ વાપરવાથી ચામડી બળતી નથી, તેમજ કશી ઇજા થતી નથી. ચામડી કાળી પડતી નથી. વારંવાર વાપરવાથી કાંઇ નુકશાન નથી. હરકોઇ જગ્યાએ વાપરી શકાય છે. આખા હિન્દુસ્થાનમાં અને દેશાવરોમાં લાખો માણસોએ વાપરી જોયેલ છે, અને વાપરીને સંતોષ પામ્યા છે.

તમે પણ એક વખત વાપરો અને ખાત્રી કરો.

કિંમત ત્રણ ગોટીના બાકસ ૧ નો રૂા. ૧—૦—૦. ટપાલ ખર્ચ ૦—૪—૦.
બાકસ ૪ ના રૂા. ૩—૦—૦. ટપાલ ખર્ચ માફ.

સુગંધીઓની મહારાણી

# ઓટો મધુરી

આ સેન્ટનાં માત્ર બે ટીપાં રૂમાલમાં નાખવાથી પુષ્પોના બગીચાનો આભાસ થાય છે. ખુશબોદાર, ટકાઉ, મધુર અને મનપસંદ સેન્ટ ઓટો મધુરી જ છે. મિજલસોમાં, લગ્ન પ્રસંગે, વરઘોડાઓમાં, સભાઓમાં, નાટકોમાં વિગેરે સર્વ સ્થળે ઓટો મધુરીનો છૂટથી ઉપયોગ થાય છે. તમોને જ્યારે જ્યારે કાંઇપણ સુગંધની જરૂર પડે ત્યારે ઓટો મધુરીને ભુલતા ના.

કીંમત મોટી બાટલીના રૂા ૨—૦—૦ નાની બાટલીના ,, ૦—૮—૦
વચલી બાટલીના ,, ૧—૪—૦ સેમ્પલ બાટલીના ,, ૦—૨—૦

ટપાલ ખર્ચ જૂદું. લખોઃ—

ટી. મી. લાલ એન્ડ કું.
બારભાઇ મહોલ્લા, મુંબાઇ નં. ૩.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. સપ્ટેમ્બર ૧૯૨૩. અંક



## સુન્દરીને વન્દન.

( હરિગીત. )

સ્ત્રી ! તું ત્રિમૂર્તિ: સ્નેહને-
  સૌન્દર્ય સેવાની ભરી !
રસમય સરસ્વતી લલિત લક્ષ્મી
  ધર્મજોગણ સુન્દરી !



તું સ્વદેશકુલની માતૃજ્યોત !
તું સ્વામિની ! સુર સુન્દરી
સીતા સતી રામેશ્વરી–
અદૃશ્ય 'સ્વાર્પણની' ભરી :
રણયોગિની, તું દીનભગિની,
દેવ દુહિતા : સુન્દરી !

પૃથ્વી તણી રમણીમણિ :
આર્યા, ઈતર ગૃહસુન્દરી !
નરની અમર નારાયણી :
સચ્ચરિતસુન્દર સુન્દરી !

ભરતી તું પ્રાણ, પરિમલે :
તું બેલડી આત્માતણી :
ભરચક ભવે, અભયેશ્વરી :
તું સરલ સહચરી, સુન્દરી !

સર્વાંશ સુન્દર દર્શને, તું–
પુનિત રસ, ગંગાધરી !
સંસાર સામ્રાજ્યેશ્વરી,
તું સુભગતારક સુન્દરી !

પુણ્યાત્મ-સુન્દર હૃદય-સુન્દર
સુમન-સુન્દર સુન્દરી !
સત્કર્મ-સુન્દર, વચન-સુન્દર,
વૃત્તિ-સુન્દર સુન્દરી !

સુન્દર બની સુન્દર બનાવે
ગુણમધુરી સુન્દરી !
પ્રભુની ચમત્કૃતિ સૃષ્ટિના
શૃંગારરૂપ ક્રમે સુન્દરી !



# અમારો ઉદ્દેશ અને આદર્શ !

ગુજરાતની ગુણિયલ બ્હેનો સમક્ષ "ગુણસુન્દરી અને સ્ત્રી હિતોપદેશ" રજુ કરતાં અમને ઘણો આનંદ થાય છે ! આ માસિક પ્રકટ કરી શકવા માટે અમે શરૂઆતમાં પરમ કૃપાળુ પરમાત્માનો નમ્રતાપૂર્વક આભાર માનીએ છીએ !

આ માસિક શા માટે કાઢવામાં આવ્યું છે ? એ સવાલ પ્રથમ ઉભો થાય છે. ગુજરાતમાં આજકાલ થોકડાબંધ માસિકો નીકળી રહ્યાં છે. સ્ત્રી ઉપયોગી માસિકો પણ કેટલાંક છે. ત્યારે આ નવીન માસિક શા માટે ? કેટલાંક સ્ત્રી–ઉપયોગી માસિકો આપણી ભાષામાં લાંબા વખતથી નીકળે છે, પણ અમારો નમ્ર અભિપ્રાય પ્રમાણે સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે એવા ઘણા વિષયોને તેમણે ન્યાય આપ્યો નથી; પરિણામે સ્ત્રીવર્ગમાં તે માસિકો જેટલાં પ્રિય થવાં જોઇતાં હતાં તેટલાં ગમ્યાં નથી. કોઇક માસિક ન ખમી શકાય એટલું બધું અનિયમિત નીકળતું હશે, ત્યારે કોઇક માસિક એવું હશે કે, તેમાં સ્ત્રી–ઉપયોગી લેખોના કરતાં નકામાં ટાયલાં વધારે હશે. એવાં માસિકોમાં કેટલાક સ્ત્રી–ઉપયોગી લેખો અમે એવા જોયા છે કે, તેમાં સ્ત્રીઓની જરૂરીઆતોને પહોંચી વળવાની યત્નને બદલે પંડિતાઇ બતાવવાનીજ કોશીષ કરવામાં આવી હોય ! આપણી ભાષામાં સ્ત્રી–ઉપયોગી સાહિત્ય પ્રમાણમાં બહુ ઓછું છે, અને તેમાંયે ઓછે ભાગે તો અમે કહ્યો તેવો પંડિતાઇ બતાવનારો છે ! આવા સંયોગોમાં જ્યારે જ્યારે અને જેને જેને સ્ત્રી–ઉપયોગી સાહિત્યની પસંદગી કરવી પડી છે, ત્યારે ત્યારે અને તેને તેને મોટે ભાગે પોતાની પસંદગીમાં મુશ્કેલી વેઠવી પડી છે, એટલુંજ નહિ પરન્તુ તે મુશ્કેલી વેઠવા છતાંયે તેમને જોઇએ તેટલો સંતોષ મળેલો નથી. આવા અનુભવો ઘણાયને થયેલા અમે જાણ્યા છે—જોયા છે ! આ વાતની સાબિતી અમને અત્યાર પહેલા ઘણી જગ્યાએથી મળી છે, અને હજીયે મળતી જાય છે ! અને આવી ઉણપ સ્ત્રી–ઉપયોગી માસિકોને વિષે અત્યાર સુધી આપણને ખાસ લાગી છે. આમ કહેવામાં અત્યાર સુધી અનેક મુશ્કેલીઓમાં ચલાવાતાં સ્ત્રી–ઉપયોગી માસિકોને ઉતારી પાડવાની અમારી લગારેય ઇચ્છા નથી. તેમના પ્રયત્નોને માટે તેમને તો ધન્યવાદ ઘટે છે ! અમે તો માત્ર ખરી હકીકતજ લખી રહ્યા છીએ. આમ હોવાથી ગુજરાતની બ્હેનોને માટે એકાદ ખરેખર ઉપયોગી—તેમના અભ્યાસમાં અને જીવનમાં મદદગાર થાય એવું માસિક રજુ કરવાની ઇચ્છા અમને લાંબા સમયથી થઇ આવી હતી, પણ ઘણાં કારણોને લીધે અમે તે પ્રમાણે કાર્ય કરી શક્યા ન હતા. અત્યારે અમારી એ ઇચ્છા પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી સફળ થઇ છે, તેને માટે અમે અમારી જાતને ખરેજ ભાગ્યશાળી માનીએ છીએ.

હવે, આ માસિકના નામ વિષે કાંઇક: પ્રથમ અમે "ગુણસુન્દરી" એ નામ રાખ્યું

હતું. "સરસ્વતીચંદ્ર" ના લેખક સ્વ૦ ગોવર્ધનરામભાઈએ "ગુણસુન્દરી" નામના પાત્રને ગુજરાતમાં અમર બનાવી દીધું છે. સ્વ૦ ગોવર્ધનરામભાઈની એ "ગુણસુન્દરી" ગુજરાતમાં ઘેરઘેર જોવામાં આવે એવી ઇચ્છા કોને નથી થતી ? એવા પ્રખ્યાત પાત્રનું નામ અમે આ માસિક માટે પસંદ કર્યું. અમારી માન્યતા પ્રમાણે આ નામ આખા ગુજરાતની બ્હેનોને પસંદ પડશે ! તેથી મુંબાઈના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળના મુખપત્ર "સ્ત્રી હિતોપદેશ" નામના ત્રિમાસિકને અમારા આ માસિક સાથે જોડી દેવાની સૂચના થઈ ! અમે એ સૂચના વધાવી લીધી ! શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના કાર્યવાહકોને પણ એ યોજના પસંદ પડી, અને પરિણામે "ગુણસુન્દરી અને સ્ત્રી હિતોપદેશ" એ નામ આ માસિકને આપવામાં આવ્યું છે ! આ પ્રમાણે આ માસિક પ્રથમથી જ મુંબાઈના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના મુખપત્ર તરીકે બહાર પડે છે, એટલે એમાં એ મંડળની પ્રવૃત્તિઓની હકીકત આપવામાં આવશે. ગુજરાતમાં સ્ત્રીઓનાં જાહેર મંડળો કે સભાઓની સંખ્યા સારી જેવી છે ! જો તે મંડળો કે સભાઓ આ માસિકને આશ્રય આપશે અને પોતાની કાર્યવાહીની હકીકત મોકલતાં રહેશે તો અમે તે અવશ્ય પ્રકટ કરીશું.

આ માસિકમાં નીચેના વિષયો તરફ ખાસ ધ્યાન આપવામાં આવશે:—

સ્ત્રીવિષયક ધાર્મિક, સામાજિક અને રાજકીય પ્રશ્નો; સ્ત્રીઓનું જાહેરજીવન, સ્ત્રીઓના ધર્મ, સમાજસેવા, સ્ત્રીઓનું ગૃહજીવન, ગૃહવ્યવસ્થા, રાંધણ, ભરત, ગુંથણ, પાકશાસ્ત્ર, સતીઓનાં અને મહાપુરૂષોનાં જીવન-ચરિત્ર, બોધદાયક રસિલી વાર્તાઓ, ઘરવૈદુ, બાળકોને કેવી રીતે ઉછેરવાં અને કેળવવાં, સામાન્ય આરોગ્યજ્ઞાન, નીતિજ્ઞાન, ઘરગતુ ઉદ્યોગો, બાળકોની અને સ્ત્રીઓની રમતો વિગેરે. દરેક અંકમાં તંત્રીઓની નોંધો, દેશપરદેશની સ્ત્રીઓ વિષે સમાચાર, જૂદી જૂદી ભાષાઓમાં નીકળતાં સુંદર માસિકોના જાણવા યોગ્ય લેખોની રસમય ચુંટણી ખાસ આપવામાં આવશે. વળી હાસ્યરસિક લેખો અને કાવ્યો પણ આપવામાં આવશે.

પહેલા અંકમાં આપેલા લેખો ઉપરથી માલૂમ પડી આવશે કે, વિષયોની ચુંટણી કેવી સરસ થશે ! આ સઘળા પ્રકારના વિષયોને એક પછી એક ચર્ચવામાં અને ખીલવવામાં આવશે. અમે ઉપર કહી ગયા તેમ અમારો આદર્શ સ્ત્રીઓને જેમ બને તેમ ઉપયોગી લેખો આપવાનો છે ! એ ઉપયોગિતામાં દર વખતે વધારો કરવાની અને તેને ખીલવવાની ખાસ કાળજી રાખવામાં આવશે.

એ ઉપયોગિતા જળવાય તેટલા માટે જ અમે આ માસિકની ભાષા જેમ બને તેમ સહેલી રાખવાનો ઠરાવ કર્યો છે. સાચી વાત છે કે, અમારો એ ઠરાવ પહેલા અંકમાં જ જોઈએ તેટલો જળવાયો નથી. કેટલાક લેખોમાં ભાષા કાંઈક વધારે કઠણ છે! અલબત તે "જડબાતોડ" તો નહિજ ગણાય ! લેખક ભાઈઓ અને બ્હેનોને અમે ખાસ વિનતિ કરી હતી કે, તેમણે પોતાના લેખોમાં ભાષા જેમ બને તેમ સહેલી વાપરવી ! પરન્તુ અમારી તે વિનતિ તરફ જોઈએ તેટલું ધ્યાન અપાયું નથી. કોઈ કોઈ લેખો તો અમને એટલા બધા કઠણ લાગ્યા કે અમારે દિલગીરી સાથે તે પાછા મોકલવા પડ્યા છે. અહિંયાં અમે અમારા સર્વ લેખકોને વિનતિ કરી લઈએ છીએ કે, તેમણે મહેરબાની કરીને પોતાના લેખોની ભાષા જેમ બને તેમ સહેલી રાખવી. અમે સમજીએ છીએ કે, સહેલી

ભાષા લખવામાં કેટલાકોને મુશ્કેલી ભોગવવી પડશે, પણ અમારે એક વખત ફરીથી કહેવું જોઇએ કે, આપણી બ્હેનોની ઘણી મોટી સંખ્યાની કેળવણી એટલી બધી વધેલી નથી કે, તેમને માટે આપણે અઘરી ભાષામાં લેખો લખી શકીએ ! તેમને ઉપયોગી થવાને માટે તો ખાસ મહેનત કરીને પણ સહેલી ભાષા લખવી જોઇશે ! અને સહેલી ભાષામાં ઘણી ખૂબીઓ રહેલી છે, તે અહિયાં કહેવાની જરૂર નથી. આ સંબંધમાંયે અમે ખાત્રી આપીએ છીએ કે, દિવસે દિવસે વધારે સહેલી ભાષાના લેખો આપવાની દરેક કાળજી રાખવામાં આવશે.

આ માસિકની ઉપયોગિતામાં વધારો કરવા માટે અમે બીજી ખાસ કાળજી એ રાખી છે કે, એમાં એવા લેખો ઘુસવા નહિ પામે કે તેથા તેની જગ્યાનો દુરૂપયોગ થાય. એટલે કે નકામાં, ટાહ્યલાં તેમજ લાંબાં લાંબાં મુદ્દા બહારનાં ચર્ચાપત્રો વિગેરે નિરર્થક બાબતોને આ માસિકમાં સ્થાન મળશે નહિ. અમે ઘણાં માસિકોમાં આ પ્રમાણે જગ્યાનો દુરૂપયોગ થતો જોયો છે, અને તેટલાજ માટે એ સંબંધમાં પ્રથમથી કાળજી રાખી છે.

તે ઉપરાંત આ માસિકમાં દેશ-પરદેશનાં જૂદાં જૂદાં માસિકો, વર્તમાનપત્રો વિગેરેમાંથી સ્ત્રીવિષયક સમાચારો અને બીજા જાણવા જેવા વિષયોની રસિક ચુંટણી આપવામાં આવશે, એટલે એકજ માસિકમાં ઘણી વિવિધતા મળી શકશે.

આ માસિકની આકર્ષકતા અને ઉપયોગિતામાં વધારો કરવાને માટે તેમાં દર માસે ચિત્રો આપવાનો અમે ઠરાવ કર્યો છે. સાચી વાત છે કે, ચિત્રો આપવાં એ ખર્ચાળ વાત છે, અને આટલા ટુંકા લવાજમમાં તો નજ આપી શકાય. છતાં, અમે એ સાહસ ખેડ્યું છે, અને અમે આશા રાખીએ છીએ કે, અમારી બ્હેનોને તેથી આ માસિક વધારે ગમશે. ઇશ્વરકૃપા હશે તો વખત જતાં એ ચિત્રોની સંખ્યામાંયે વધારો થશે !

કદમાં આ માસિક હાલ તરત ૬૪ પૃષ્ઠોનું થશે. કાગળ સારા વાપરવામાં આવશે. આ સઘળી હકીકત ઉપરથી જોઇ શકાશે કે, રૂ. ૩-૮-૦ જેટલા વાર્ષિક લવાજમમાં અમને આટલું બધું પાલવી શકે નહિ, પણ ફક્ત સેવા કરવાના ઉદ્દેશથીજ અમે આ માસિક પ્રકટ કર્યું છે, અને તેથી તેમ કરતાં નાણાંનો ભોગ પણ આપવો પડે તો તે યથાશક્તિ આપવાને અમે તૈયાર છીએ. એટલા માટે દરેક ગુજરાતી ભાઇ બ્હેનની ફરજ આ માસિક તરફ એટલી છે કે, પોતે જેમ બને તેમ તેના ગ્રાહક થાય અને બીજા ભાઇ બ્હેનોને તેવા ગ્રાહક બનાવે.

અમારાં ભાઇબંધ માસિકોને ઉદ્દેશીને થોડીક હકીકત અમે અહિંયાં કહીશું. અમે માત્ર સેવાવૃત્તિથીજ આ કામ માથે ઉપાડ્યું છે. એટલે અમે સર્વ પાસેથી સહકારની આશા રાખીએ છીએ, તેવીજ રીતે બીજાઓ સાથે પણ અમે સહકાર કરવા તૈયાર છીએ. પણ અમારા વિષય કે આદર્શ પરત્વે અમારે બીજા પ્રકટ થયલા લેખોના ખંડનમાં જે કહેવું હશે તે નીડરતાથી કહ્યા વિના નહિ રહીએ. આ વાત પ્રથમથીજ જણાવી દેવાની અમે જરૂર જોઇએ છીએ. ખાલી ફોકટ ડોળ, દમામ, આડંબર એ અમારી પાસેથી મળી શકશે નહિ. લેખકોને પણ અમે કહી દઇશું કે, બીજા કેટલાકોની માફક અમે વાડા બાંધીને બેઠા નથી અને બેસવાનાયે નથી. અમારા ઉદ્દેશને અને આદર્શને પોષે એવા લેખો ગમે તે લખી મોકલશે તેને સ્થાન આપવા વિષે અમે આનાકાની નહિ કરીએ, કેમકે અમને માત્ર મોટાં મોટાં નામનોજ મોહ છે એમ નથી. અમે સર્વ પાસેથી ફક્ત

સહકારજ માગીએ છીએ, અને સર્વ સાથે સહકાર કરવા તૈયાર છીએ.

અમારા આમંત્રણને કબુલ રાખી જેમણે અમારી ઉપર લેખો લખી મોકલાવ્યા છે તેમનો અમે ઘણો ઉપકાર માનીએ છીએ. આશા છે કે, ભવિષ્યમાં તેઓ અમારી તરફ એરોજ દિલસોઝી ભર્યો ભાવ રાખશે. એ લેખોમાંથી બની શક્યા તેટલા લેખો આ અંકમાં પ્રકટ કરવામાં આવ્યા છે. જગ્યાની સગવડ પ્રમાણે બીજા લેખો અમે બને તેટલા જલ્દી પ્રકટ કરીશું. એ સંબંધમાં અમારે એક વાત દિલગીરી સાથે જણાવવી પડે છે. પુરૂષ વર્ગે અમારા આમંત્રણને જેટલું માન આપ્યું છે, તેટલું સ્ત્રી વર્ગે આપ્યું નથી; આ માસિક સ્ત્રીઓ માટે ખાસ છે, તેમજ કેટલીક લેખિકા બ્હેનોને અમે ખાસ આમંત્રણો મોકલ્યાં હતાં, પરન્તુ એકના વિના બીજી બ્હેનો તરફથી કોઇ પણ લેખ અમને મળ્યો નથી. જે બ્હેનનો લેખ અમને મળ્યો છે, તેમની પ્રસાદી તો વારંવાર મળતી રહેશે, એમાં શક નથી. કદાચિત્ બીજી બ્હેનો પોતાના લેખો મોકલવાને માટે પહેલા અંકની રાહ જોતી હશે ! અમે આશા રાખીએ છીએ કે ગુજરાતની કેળવાયલી બ્હેનો આ બાબતમાં અમારી સાથે સહકાર કરીને પોતાની ફરજ બજાવ્યા વિના નહિ રહે.

ચિત્રોના સંબંધમાં અમારે સર્વથી પ્રથમ ગુજરાતના જાણીતા ચિત્રકાર શ્રીમાન શેઠ પુરૂષોત્તમ મથુરાદાસનો ઘણો આભાર માનવાનો છે. તેઓ ગર્ભશ્રીમંત હોવા છતાં તેમણે ચિત્રકળાનો શોખ સારો ખીલવ્યો છે અને તે કળાને પોતાની બનાવવાનો સફળ યત્ન કર્યો છે. તેમણે પોતાની કળાનો લાભ અમને આપવાનું કબુલ કર્યું, અને પોતાનો સંગ્રહ અમારી સમક્ષ રજુ કરી દીધો. તેમાંથી જરૂરીઆત પ્રમાણે અમે ચિત્રો આપીશું. વળી પૂઠા ઉપરનું ત્રણ રંગી ચિત્ર છે, તે પણ તેમનીજ પીછીએ ચિત્રાયલું છે. એ ચિત્ર દોરી આપવા માટે તેઓશ્રીએ જે ખાસ શ્રમ લીધો છે, તેને માટે અમારા વાચક વર્ગ તરફથી અમે તેમનો ઘણો ઉપકાર માનીએ છીએ. તેજ પ્રમાણે શ્રીયુત શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીએ પણ પોતાના ચિત્રોના મોટા સંગ્રહમાંથી અમને જોઇતાં ચિત્રો આપવાની કબુલાત આપી છે. તેને માટે તેમનો પણ અમે અહિંયાં ઉપકાર માનીએ છીએ.

આ અંક અમે અત્યાર પહેલાં કાઢવા ધારેલો, પણ શરૂઆતની અનેક મુશ્કેલીઓને લીધે તેમ બની શક્યું નહિ. કેટલીક અડચણ કાયદાની મુશ્કેલીઓથી પડી, ત્યારે કેટલીક અડચણ ચિત્રોને માટે બ્લૉકો બનાવનાર કારીગરોની પડી. આવી ઢીલ હવે પછી નહિ થાય, તેની અમે ખાત્રી આપીએ છીએ.

છેવટે અમારા કાર્યમાં જેમણે જેમણે સીધી કે આડકતરી રીતે મદદ આપી છે, દિલસોઝી બતાવી છે, અને તેને માટે પોતાની શુભેચ્છાઓ બતાવી છે, તે સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.



# ગૃહિણી ગૃહદેવી.

લેખક : શ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !
ગૃહકુંજે કરે તું કલ્લોલ હો !
ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !

દિલની દાતાર તું, સેવા સરદાર તું,
ત્હારી અંતરની ભાવના અમોલ હો !
ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !

પગલે પ્રકાશ ત્હારે, હઇડે હુલ્લાસ ત્હારે,
ત્હારી વાણીમાં હેતના હિલ્લોળ હો !
ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !

નયને નમાવે રાજ, વચને અપાવે તાજ,
ત્હારી શક્તિ શોભાવે કળા સોળ હો !
ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !

સમાજ તારનાર, રાષ્ટ્રને ઉદ્ધારનાર,
તું તો માનવી જીવન જય બોલ હો !
ગૃહિણી ! ગૃહદેવી, ગૃહદેવી !

# ગુજરાત, કાઠીઆવાડની સ્ત્રીઓનું ગૃહજીવન.

લેખકઃ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,
એમ. એ., એલએલ. બી.

અવિભક્ત કુટુંબને હાલમાં ચારે તરફથી પ્રહાર પડેછે. તે સંસ્થાને અંગે થતો જુલમ એ હિંદુ સંસાર ઉપર એક કલંક છે, એવો અભિપ્રાય આપણે વારંવાર સાંભળીએ છીએ. હાલમાં એ જુલમ વધારે છે. ને પૂર્વે થોડો હતો એમ નથી, પરંતુ જેમ જેમ કેળવણી વધતી ગઇ, સ્ત્રીપર, સપાટ, સ્ટોકીંગ, બ્લાઉઝ વગેરેનો પ્રથા વધતો ગયો તેમ તેમ એ જુલમ પણ વધારે ક્રૂર અને અસહ્ય જણાતો ગયો. ગુજરાત, કાઠીઆવાડનાં દરેક વતની એ ગૃહસંસારનાં સુખ-દુઃખ જાણે છે, કારણ તેમને તેનો જાતી અનુભવ થએલો હોય છે. એ સંસાર ઘણાને તો આફ્રીકાના સહારાના રણ જેવો લાગે છે, વખતે અપવાદરૂપે કોઇને તેમાં લીલોતરીવાળો પ્રદેશ દેખાતો હશે, બાકી સાધારણ રીતે તો, સાસુ, નણંદ, દીએર, જેઠ, દેરાણી, જેઠાણી, એ સૌ જે તે રણની તપેલી રેતી જેવાં, પહેલાં એ ધગધગતી રેતી જેવાં, તો બાકીનાં કંઇક ઓછાં તપેલાંઃ બાકી ગરમ રેતી જેવાં તો બધાંજ. એવા શુષ્ક ગૃહજીવનમાં પણ લીલોતરીનો અંશ રહેલો છે, એવા ખારાપાટમાં પણ મીઠી "વીરડી"ઓ મળી આવે છે, એ મતનું સમર્થન કરનાર સદ્‌ગત ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વકીલો થઇ ગયા છે, અને હિંદુ સંસારની હીરાની ખાણપર બાઝી ગએલાં માટીનાં પડ તેમણે ખસેડયાં છે. ગુણસુન્દરી જેવી ગુણિયલ સ્ત્રીઓ એ આપણા સંસારના આભૂષણ છે, પરંતુ મ્હોરે ભાગે નવવધૂઓને એ આભૂષણોપર એટલો બધો કાટ ચ્હડી ગએલો દેખાય છે કે તેને લીધે અંદરની ચમક તેમના જોવામાં આવતી નથી. સાસુ, નણંદ, વગેરેને પણ જમનાં દૂત તરીકે નહિં પરંતુ લાગણીવાળાં મનુષ્ય તરીકે જોઇ શકાય એવી રીતનું શિક્ષણ આપવામાં જે કોઇ મદદ કરે તે હિંદુ સંસારને બેશક સુખી બનાવવામાં ઘણી મદદ કરેઃ એવા એક લેખકની કૃતિ વિશે બે બોલ લખવાની આ લેખની મતલબ છે.

રા. દામોદર ખુશાલદાસ બોટાદકર, જે કે અંગ્રેજી કવિતાના અભ્યાસી નથી તોપણ તે ધાટીની કવિતા,—હાલના નવા યુગને સંપૂર્ણ રીતે અનુકૂળ—રચી પોતાનાં "કલ્લોલિની," "નિર્ઝરિણી," "સ્રોતસ્વિની" વગેરે પુસ્તકોથી તેમણે આપણને પોતાની શક્તિની ઓળખ આપી છે, મનુષ્યના અંતઃકરણના ભાવ, અને તેના મનની લાગણીઓનાં નિદર્શનને બદલે તે પુસ્તકોમાં કુદરતના દેખાવો, નૈસર્ગિક બનાવો ચિતરવા તરફ તેઓ વધારે ઢળી પડયા છે; પરંતુ તેમનું હમણાંજ પ્રસિદ્ધ થએલું એક ન્હાનકડું પુસ્તક "રાસતરંગિણી" એ તદ્દન જુદીજ ધાટીપર લખાયું છેઃ તેમાં હિંદુ ગૃહસંસાર તેમણે કાંઇ નવીજ આંખે આપણને સૌને દેખાડ્યો છે, ને તે એવી સુંદર રીતે

કે જાણે એ "રાસ" વાંચતાં આપણને એમ થાય કે આપણે મનુષ્યને બદલે દેવલોકમાં વસતા હોઇએ. "રાસ" છે એક બીજાથી છૂટા, પરંતુ તેના ગુંથણમાં એક જાતનો ક્રમ છે. જાણે કોઇ એક નવવધૂને તેની મા પહેલે "આણે" વળાવતી હોય, ત્યાર બાદ સાસરામાં ત્હેને શ્વશુર પક્ષનાં જુદાં જુદાં સંબંધીઓ, સાસુ, નણંદ, દીએર, વગેરેનો અનુભવ થાય, તે અનુભવ થતાં થતાં તરતમાંજ છોડેલાં પીએર, તથા પીએરીઆં તરફ મન તણાતું રહેતું જાય, તેવા સમયની તેના મનની લાગણીઓનો તેમાં આબેહુબ ચિતાર આપેલો છે. જે પીંછીએ એ રંગ ચિતર્યા છે તે પીંછી આ પૃથ્વીપર પેદા થએલા કોઇ રંગમાં બોળી લાગતી નથી, એને માટે રંગ તો આકાશમાંથી, દેવભૂમીમાંથી લીધેલા જણાય છે. એ લાગણીઓનો આવિર્ભાવ બતાવવા વાપરેલા શબ્દો ને ભાષા કોઇ એવા અવનવા કોષમાંથી લીધાં છે, કે આપણને એમ લાગે કે એ "રાસ" લખતી વખતે એમની કલમને છેડે ખુદ સરસ્વતી દેવીજ બેઠી હશે. એમની ચમત્કૃતિની ખરી કદર કરવાને તો "માતૃગુંજન," "સંદેશ," "આણું," "જનની," "ભાભી" "દેવર," (દીએર), "સાસુ," "નણંદી," "મહિયર," "મોસાળ," ને છેવટ "ભાઇબીજ," એટલા રાસ મૂળમાં વાંચવા જોઇએ. શું તેની ભાષાની સરળતા, સ્નેહાળતા, મનોહરતા, કોમળતા! શું જ્યાં જોઇએ ત્યાં તેવો શબ્દોનો મરોડ! પ્રેમાનંદ ને દયારામે-સંસ્કૃતના આડંબર વિનાની-ગુજરાતી ભાષાનું સામર્થ્ય, હરકોઇ મનનો ભાવ યા સામાજિક કે સાંસારિક બનાવ, તાદૃશ ચિતરી,-વર્ણવી; જે સંપૂર્ણ રીતે બતાવી આપ્યું છે, તેનો જોડો હાલના કવિઓમાં રા. બોટાદકરમાં મળે છે. માત્ર દોષ એજ છે કે કેટલાએક શબ્દો તથા પ્રયોગો ખાસ કાઠીઆવાડમાં વપરાતા છે, જે તળપદા ગુજરાતીને સમજવા અઘરા પડે: પરંતુ એ રાસમાં વર્ણવેલા પ્રસંગો પણ કાઠીઆવાડમાં બનેલા એટલે પછી કુદરતી રીતે ભાષા તો ત્યાંનીજ આવે. દાખલા તરીકે કાઠીઆવાડમાં એક ગામડેથી બીજે ગામડે આણું વળાવવાનું હોય ત્યારે નવી પરણેલી વધૂને "વ્હેલ"માં બેસાડી વદાય કરવામાં આવે છે, એટલે એ "વ્હેલડી" ને લગતા પ્રસંગોના વર્ણનની કદર જેટલી કાઠીઆવાડીઓ કરી શકે તેટલી ગુજરાતીઓથી થાય નહિ.

"જનની" ના એકેએક શ્લોકમાં કાંઇને કાંઇ અવનવી કલ્પનાઓ છે:

× × × ×

"મીઠાં મધુને મીઠા મેહુલા રે લોલ,
"એથી મીઠી તે મોરી માત રે,
"જનનીની જોડ સખિ! નહિ જડે રે લોલ
"જગથી જુદેરી એની જાત રે,

× × × ×

"હાથ ગુંથેલ એના હીરના રે લોલ,
"હૈયું હેમંત કેરી હેલ રે,

× × × ×

"જગનો આધાર એની આંગળી રે લોલ,

× × × ×

"ધરણી માતાએ હશે ધ્રુજતી રે લોલ,
"અચળા અચુક એક માય રે,
"ગંગાનાં નીર તો વધે ઘટે રે લોલ,
સરખો ગા-પ્રેમનો પ્રવાહ રે.

× × × ×

"માતૃગુંજન" માં તો કવિએ અવધી કરી છે. "આણે" વદાય થતી પોતાની દીકરીનો વિરહ એમાં જે રીતે વર્ણવ્યો છે તેવો હજુ બીજે જોવામાં આવ્યો નથી.

× × × ×

" જેઠ તપી રહ્યો જગતમાં રે
એને શ્રાવણ આપે."

× × × ×

" દૂધ ભર્યું હજી દાંતમાં રે
એને આપવાં આણાં.

× × × ×

["વ્હેલડી"ના બળદને ઉદ્દેશીને કહે છે.કે]
" ધોરી! ધીરે તમે ચાલજો રે
મારું ફૂલ ન ફરકે,
" ઉડી જશે પળ એકમાં રે
એનું કાળજું થડકે."
" સાસરવાટ શિલાભરી રે
એને છેક અજાણી,
" ક્યાંય શીળી નથી છાંયડી રે,
નથી પન્થમાં પાણી;
" લાજ ભરી મારી લાડકી રે
એને મોઢડે તાળાં,
" કોણ પળેપળ પૂછશે રે
દુઃખી જોઇ દયાળાં.

× × × ×

" વન-વન વિંધતા વાયરા રે!
એને સાચવી વાજો,
" વીર સમાન વળાવિયા રે
વાટે ડાંવકા વાજો;
" ધામ વધે એને ઘૂમટે રે
ઝીણા વીંઝણા દેજો,
" પાંલવડાને પલાળતાં રે
લુછી આંસુડાં લેજો.

× × × ×

" વાટનાં વીર વિહંગડાં રે!
એની સોબતે રેજો;
" ગીત નવાં-નવાં ગાઇને રે,
ઉંડી ધીરજ દેજો;
" હૈયાસુની હબકી જતી રે,

" મેં તો લયછ હવે હાથથી રે
હતી જાળવી ઝાઝી.

× × × ×

" સાયર સાયલ સાસરું રે
એનાં નીર તો ઉંડાં,
" દોડી-દોડી કરે ડોકિયાં રે
માંહિ જળચર ભુંડાં;
" મીઠા તળાવની માછલી રે
પાણી એ ક્યમ પીશે?
" ઘેરા એના ઘુઘવાટથી રે
મારી બાળકી બ્હીશે;

" આણાં " વાળા કાવ્યમાં વળી પાછો માતૃસ્નેહ વર્ણવ્યો છે.

" વસમી લાગે ભવની લાંબી વાટજો,
" મહિયરને મારગડે શીળી છાંયડી,
" પળ-પળ પીવાં કેંક જગતનાં ઝેર જો,
" માડીના કરમાંય સજીવન સોગડી.

રા. બોટાદકરનો કલ્પેલો " દેવર" પોતાની ભાભીની તેની સાસુ પાસે જઇ ચાડીજો ખાતે નથી. તેની ભાભીને મન તે તો "મોગરો" છે

" મારી વાડી ફૂલી ફૂલવેલીયે,
" માંહિ મોગરો એક અમોલ રે;
" દેરીડો સખી! મન-માંકડો,
" દીપે ડોલરિયો કુળદીવડો,
" એને ફૂલ શા બાલુડા બોલ રે.

× × × ×

" એને ન્હાની શી લાડડી લાવશું
એના કુમળા પૂરશું કોડ રે;

× × × ×

" સાસુ " એટલે " ગંગા: "
" વહે ગંગા મારે ઘરઆંગણે રે,
" એનાં આછાં ઉછળતાં નીર:
" સખિ! સાસુ તણાં સુખ શાં કહું રે

" હું તો ભૂલી ભમું ભવમારગે રે,
" પડે કાંટા મહીં કદી પાય, સખિ ! સાસુ.

× × × ×

" મને કેડો દેખાડે કને રહી રે,
" મારો સાચવીને કર રહાય; સખિ ! સાસુ.

× × × ×

ની " સહાય " નો બદલો ઉપકૃત વહુ કેરી
તે આપે છેઃ

" એની સેવા કરી સુખ સાધશું રે,
" ઉરે લેશું ઝીલી ઉરસ્હાણ. સખિ ! સાસુ.
" એને દેશું વિસામો વાટમાં રે,
" એના પ્રીતિથી પૂરશું પ્રાણ.
" સખિ! સાસુ તણાં સુખ શાં કહું રે ?

"નણદી," "મોસાળ" અને છેવટે "ભાઇ
બીજ," માંથી આનાથી વધારે ઉત્તમ નમૂના
આપી શકાય, પણ તેમ કરવાથી વાચકને મૂળ
કાવ્યો વાંચવાની પ્રેરણા કરવાનો આ લેખનો
ઉદ્દેશ છે તે બર આવે નહિ, માટે એ કાવ્યો-
નો રસ અસલ પુસ્તક વાંચીને ઝીલવા મારી
તેમને વિનંતી છે.

રા. નાનાલાલની "દેવની ફરીરી," "એક
એક જોગી હુતો, જોગી હુતો" એવાં એવાં
ન્હાનકડાં સુરમ્ય કાવ્યો વાંચી જેવો એક
રીતનો અવર્ણનિય આહ્લાદ અંતઃકરણને થાય
છે તેવોજ આહ્લાદ આ કાવ્યો વાંચી થાય
છે; વધારામાં એટલું કે એ કાવ્યના ભાવ
તરત સમજી શકાય છે કારણ રોજ તે અનુ-
ભવાય છે.

આ "રાસતરંગિણી" નો "સત્કાર" એ-
વાજ એક સુહૃદ કાવ્યવિલાસી લેખકે કર્યો
છે, તે પણ વાંચવા જેવો છે.

---

મ્યુનીસીપાલીટી તરફથી રસ્તાઓ સમારવાનું કામ ચાલતું હતું. એક મજુર પત્થર તોડતો હતો. હથોડાના કેટલાયે ઘાણુ તેણે માર્યાં પણ પત્થર ભાંગ્યો નહિ. એટલામાં મજુ-રોનો ઉપરી ત્યાં આવ્યો અને આ પ્રમાણે તેને મથતો જોઇ બોલ્યોઃ " કેમ રે ગધેડા ! આ એક પત્થર તોડવા પાછળ જ દહાડો પૂરો કરશે કે ? લાવ મને તારો હથોડો આપ. જો પત્થર કેમ તોડાય તે તને બતાવું."

આમ કહી ઉપરીએ હથોડો હાથમાં લઇ જોરથી પત્થર પર માર્યો. પત્થરના ટુકડે ટુકડા થઇ ગયા. ઉપરી મલકાવા લાગ્યો.

મજુરે આ જોઇ જરા પણ શરમાયા વિના કહ્યું; " સાહેબ ! એ પત્થર એક બાજુથી તોડ્યો તેમાં શું નવાઇ કરી ? મેં ઘાણુ મારી મારીને એ પત્થરને નરમ બનાવી દીધો હતો, એટલેજ એક ઘાથી ટુકડા થઇ ગયા."

ભૂખમરો વેઠવો પડતો નહિ. તે વખતે વપરાશમાં આવતા સર્વ પદાર્થો બહુ સસ્તા મળતા. પરદેશી માલ આપણા દેશમાં ઘણોજ કમી આવતો, કેમકે આપણા વિશાળ ને ફળદ્રુપ દેશમાંથી સર્વ ચીજ પૂરી પડતી; ઉલટા આપણે ઘણો માલ પરદેશ મોકલીને પૈસા કમાતા. દરદાગીના પણ બનતા સુધી સોના રૂપાના ઘડાવવામાં આવતા, એટલે તેથી જેમ ખર્ચ કમી થતું, તેમ તે વેચવા જતાં ખાધ પણ કમી લાગતી. હીરા મોતીના દાગીના વાપરવાથી એ કરતાં ઉલટો બનાવ બનતો. લાખ ભરેલા દાગીના કરતાં નક્કર દાગીના પસંદ કરવામાં આવતા.

માલ ઉડીને આંખે બાઝે એવો દેખીતો ઈંદ્રવરણાં જેવો, અને પ્રથમ દરજ્જે સસ્તો લાગતો, પણ આખરે તેનો રંગ ઉડી જાય, તે જલદી ફાટીતૂટી જાય, અને નકામો થયા પછી તેની એક પાઈ પણ ઉપજે નહિ એવો હતો. આપણા લોક અંગ્રેજી ભણવા લાગ્યા તેની સાથેજ ઘણુંખરું અંગ્રેજી તેટલું સારૂં ને દેશી તે નકામું અથવા ઉતરતું તેમને લાગવા માંડ્યું. ઉંડો વિચાર કર્યા વગર આપણે અંગ્રેજોની નકલ કરવા લાગ્યા. તેમનો પહેરવેશ તેમનું શીવણ ભરત, તેમનો સરસામાન આપણને મોહક લાગ્યાં. આપણી

ઓને તો પરદેશી કાપડજ વધારે પસંદ પડે છે. તેઓ ક્યારે દેશી કાપડ વિગેરેનો ઉપયોગ કરતાં થશે? ચીનાઇ માટીનાં, કાચનાં ને બિલોરનાં વાસણકૂસણ લોકોને વધારે ગમે છે, પણ તેમને ફુટી જતાં ને પૈસા ફોગટ જતાં વાર લાગતી નથી. દરદાગીના પણ અંગ્રેજી ઘાટનાં જોઇએ, વિલાયતી એક વીંટીની કીમત કરતાં તેની ઘડાઇની કીમત વધારે હોય, તોપણ તે લેવાની લલુતા થાય. માથે બાંધવાના પાંગરા ને ચણીઆનાં નાડાં સુદ્ધાં વિલાયતી જોઇએ! વિલાયતની સ્ત્રીઓ જ્યારે માથું હોળતાં ખરેલા વાળ ભેગા કરીને વેચે છે, અને પહેલાં આપણી સ્ત્રીઓ તેવા વાળના પાંગરા ગુંથી તે વડે અંબોડા બાંધતી તેના વિચાર હાલ તો કોઇ ભાગ્યેજ કરે છે.

પચીશ પચાશની જગા મળી કે તેની સ્ત્રી ઘરકામ કરવામાં નાનમ સમજે છે, વાસણ માંજવા ને એઠવાડ અબોટ કાઢવા માટે ચાકરડી જોઇએ. જરા વધારે પગાર થયો કે રસોઇઓ પણ રસોઇ કરવા માટે જોઇએ. શહેરોમાં ને કસ્બાઓમાં નળ થવાથી પાણી ખેંચવાની આપત્તિ ટળી ગઇ, દળવા ખાંડવાના સંચા આવવાથી તેનું કામકાજ બૈરાંને કરવાનું ન રહ્યું, વિલાયતી ને મીલોના કાપડને લીધે રેંટિયા, કપાસ લોઢવાના ચરખા, ને વણવાની સાળો બંધ પડી. મતલબ કે સ્ત્રીઓને હવે થોડુંજ કામ કરવાનું હોવાથી ખર્ચમાં વધારો થયો, અને કસરતને અભાવે શરીર નબળું પડતું ગયું.

હવે દમડાએ ઊંટ વાળી વાર્તાનો વિસ્તાર કરીએ. આપણો દેશ પહેલાં ઘણો ધનવાન હતો એ વાત જગજાહેર છે. લોકો પોતાની સર્વ જરૂરીઆતો પૂરી પાડતા એટલું જ નહિ પણ અનેક તરેહનો માલ પરદેશ મોકલી કરોડો રૂપીઆ પેદા કરતા. આપણા ધનથી લોભાઇને પરદેશીઓ આપણા દેશપર વારે વારે ચઢી આવતા, ને લક્ષ્મી લૂંટી જતા, પરંતુ સૌથી વધારે હદ તો અંગ્રેજો દાખલ થયા પછી વળી છે. એકલા કાપડ પાછળ આપણે સાઠ કરોડ રૂપીઆ વિદેશ મોકલીએ છીએ! સોય ટાંકણીથી માંડીને નાના મોટા અનેક પદાર્થો પરદેશથી આવતાં કરોડો રૂપીઆ તણાઇ જાય છે. પહેલાં કરતાં દેશ વધારે ગરીબ થયો છે એમાં તો શંકા જ નથી, તેની સાથે મોંઘવારી એટલી બધી વધી પડી છે, કે તેને પહોંચી વળવું મુશ્કેલ થઇ પડ્યું છે. પહેલાં સો પચાસના સાલીયાણાથી ગુમાસ્તી કરનાર પોતાના કુટુંબનું સારી રીતે નિર્વાહ કરતાં, તેને ઠેકાણે તે કરતાં ચાર ગણું કમાનાર પણ મુશ્કેલીથી પોતાનો ગુજારો કરે છે. હાલ તો એવું બન્યું છે કે કમાનાર એક અને તેની પાછળ ખાનાર આખું કુટુંબ. પહેલાં જે બૈરાં છોકરાં મદત કરતાં તે પણ નીકળી ગયું. એક દુકાળ પડે તો ભૂખમરાથી લાખો કરોડો માણસ મરી જાય છે, અને તેમાંનાં ઘણાંને નગનવસ્ત્રાં વેઠવી પડે છે તેનું શું કારણ? હિંદ જેવા ફળદ્રુપ દેશની આવી સ્થિતિ શા માટે થાય?

ઇ. સ. ની સાતમી સદીમાં હુએનસાંગ નામનો ચીનો મુસાફર આપણા દેશમાં આવ્યો હતો, તે લખી ગયો છે કે લોકો (હિંદના) સાદા, સ્વચ્છ અને પ્રમાણિક હતા. લેવડદેવડના વ્યવહારમાં નિષ્કપટ અને ન્યાએ તોળવામાં બહુ વિવેકવાળા હતા. આ લોક કરતાં પરલોકનો ભય વધારે રાખીને વર્તતા. આપેલું વચન તેઓ હમેશાં પાળતા. તેણે વલ્લભીપુર કેવું ધનાઢ્ય હતું, તેનું અચ્છુ વર્ણન કર્યું છે. સાદાઇમાં જે સુખ છે તે તાલ એસ ને મોજશોખમાં નથી. 'જેમ જેમ મોજશોખ વધે છે, તેમ તેમ વધારે મોજશોખનું મન થાય છે, અને તે ન ગમે તો દુઃખી થવું પડે છે. ટુંક એવી છે કે જેમ તેને તમે વધારે

સ્વાદિષ્ટ પદાર્થો પૂરાં પાડો તેમ તે વધારે સ્વાદવાળા પદાર્થની ઇચ્છા કરે છે. તેવા પદાર્થ ન મળે તો પેટનું પોષણ કરવા પૂરતું ખાઇ શકાતું નથી. હમેશ ઉંચી જાતના ચોખા જમનારને હલકી જાતનો ભાત ભાવતો નથી. એજ રીતે લુગડાંલત્તાં ને રાચરચીલા, માટે સમજવું. ચા,વગર ઘણાનેચાલતું નથી. સોડા લેમોનેડ, બરફ આઇસક્રીમ પણ જોઇએ. વિલાયતી બીડીઓ પીવા જોઇએ, માથે ને રૂમાલે વિલાયતી સુગંધ લગાડવી જોઇએ. એવી પદાર્થોનો ઉપયોગ વધતાં ગરીબ ને તાલેવંત તન મન ને ધનથી ખરાબ થતા જાય છે.સર્વ કામમાં કરકસરની જરૂર છે. ત્રેવડ ત્રીજો ભાઇ છે એમ સ્ત્રીઓ કહે છે ખરી, પણ ઘણીખરી તે ભણી લક્ષ નથી આપતી. તેઓ જો સાદી રીતભાત પકડે, તો કેવું સારૂં ?

---

એક નિશાળમાં મહેતાજી સાહેબ નાના છોકરાઓના એક વર્ગને ભણાવતા હતા. બાળકોને સામાન્ય જ્ઞાન કેટલું છે તે તપાસી જોવા તેમણે એક સાત–આઠ વર્ષના બાળકને સવાલ પૂછયો: " મગન! તું જાણે છે તને કોણે બનાવ્યો? "

મગનથી ઉતર ન આપી શકાયો. મહેતાજીએ તેની પાસે બેઠેલા તેનાથી એક નાના છોકરાને એ સવાલ પૂછયો. આ છોકરાની માતા ભણેલી હતી. તેણે જવાબ આપ્યો "ઇશ્વરે."

આ જવાબ સાંભળી મહેતાજી ખુશ થયા અને મગનને ઠપકો આપવા લાગ્યા: "જો આ તારાથી બે વર્ષ નાનો છે તોપણ જાણે છે. તું તો ઢોંબા જેવો વધીજ જાણ્યો છે !!

મગને ઠંડે કલેજે જવાબ આપ્યો: " એણે જવાબ દીધો તમો શું નવાઇ કરી ? ઇશ્વરે એને બનાવ્યાને હજી ૭ વર્ષ થયા છે એટલે એને યાદ રહી ગયું હશે: મને તો આઠ વર્ષ થયા એટલે યાદ ક્યાંથી રહે ? "

❧ ❧ ❧ ❧

અમારા મિત્રવર્ગમાં કૃષ્ણપ્રસાદ હતા તો વિદ્વાન, પણ કવિતાઓમાંનો કૃષ્ણ જેટલો શામળો હતો તેટલાજ આ કૃષ્ણના પ્રસાદ રૂપ અમારા મિત્ર કદરૂપા હતા. એક દિવસ ધર્મપ્રસાદે ટકોર કરી: " કૃષ્ણપ્રસાદ! પરમાત્મા જ્યારે ખુબસુરતી વ્હેંચતા હતા ત્યારે તમે ગેરહાજર હશો, એમ લાગે છે !"

કૃષ્ણપ્રસાદે હસીને જવાબ વાળ્યો: " હા ભાઇ ! ખરી વાત છે. તે વખતે પરમાત્મા જ્યાં બુદ્ધિ વ્હેંચતા હતા, ત્યાં હું હતો. ".



# શ્રી કૃષ્ણ લીલા.

લેખકઃ શ્રીયુત શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી., એમ. આર. એ. એસ.

नूतनजलधररुचये गोपवधूटीदुकूलचौराय ।
तस्मै कृष्णाय नमः संसारमहीरुहस्यबीजाय ॥

---

योगाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं ।
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यन्ति पश्यन्तु ते
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं ।
कालिन्दीपुलिनेषु यत् किमपि तन्नीलं महो धावति ॥

કૃષ્ણ લીલા-ઈશ્વરની લીલા-તેનાં ત્રણ પગથીયાં સહેલાઈથી ઓળખાઈ શકાય છે. પ્રથમ આદિ લીલા-કૃષ્ણની બાળલીલા છે. બીજી મધ્ય લીલા-તે તેની પ્રૌઢ દશા-યુવાનીની લીલા-કુરૂક્ષેત્રમાં-ઘોર રણક્ષેત્રમાં અર્જુન અને આર્યપ્રજાના માર્ગદર્શક-સારથી તરીકેની છે. અને ત્રીજી અંતલીલા-તેના અવતારની સમાપ્તિકાળની લીલા છે. આ તેનું જીવન-આ શ્રીકૃષ્ણનું જીવન અતિ અદ્ભૂત બાળકના સરળ આનંદ જેવું અતિ આનંદરૂપ આ જીવન છે. આ મહાન આનંદમાંથી શ્રીકૃષ્ણની રાજનીતિ, તત્વજ્ઞાન અને ગીતા ઉદ્ભવ્યાં. હાલના ટીકાકારોને આવું જીવન સમજવું મુશ્કેલ છે; અને તેઓએ આ આદિ લીલામાંથી એક બનાવ શોધી કાઢી તેના જીવન પ્રતિ તથા હિંદુ ભારત પ્રતિ આક્ષેપ મુક્યા છે. તે બનાવ-લીલા તે વસ્ત્રહરણ લીલા-કૃષ્ણે ગોપીઓનાં વસ્ત્રહરણ કર્યાં તે. ગોપીઓએ યમુનામાં ન્હાવા જતાં વસ્ત્રો ત્યજ્યાં હતાં, નદી તીરે તે મુક્યા હતા, અને નગ્નાવસ્થામાં સ્નાન કરતી હતી. કૃષ્ણે તે એકઠાં કર્યાં, છુપાવ્યાં. નિંદાખોર ટીકાકારો તેમાં મુખ્યત્વે જેઓ હિંદુઓને ખ્રીસ્તી ધર્મમાં વટલાવવા આતુર છે તેઓ આ બનાવને શ્રીકૃષ્ણ તથા હિંદુ ધર્મપર આક્ષેપ મુકતા નિંદી રહ્યા છે.

હવે હું એમ પુછું છું કે ગ્રંથોમાંની દરેક ચીજ શબ્દશઃ સત્ય શા માટે લેવી જોઈએ? સર્વ ધર્મોના ધર્મગ્રંથોમાં સંશયકારક તત્વો દાખલ થયાં છે એવું મ્હારૂ તેમજ ઘણાનું માનવું છે. પ્રાચીન સમયમાં ભરતખંડમાં સમાજો ભરાતી તેમાં તત્વજ્ઞાન તથા ધર્મશાસ્ત્રોના મતો સંબંધી વિવાદો થતા, સંસ્કૃતિના નિયમો બંધનોમાં ફેરફાર થતા, નવા ઘડાતા. તેવીજ સમાજો ભરાવાની હાલ પણ આ ભારતવર્ષમાં જરૂર છે. એ પ્રથા અતિ ઉપયોગી હતી. આપણા આર્યોની આ પ્રાચીન રૂઢી અતિ સ્તુત્ય હતી. હાલના ધર્મશાસ્ત્રીઓ, ધર્મવેત્તાઓ, ખરા વિદ્વાનો, તત્વજ્ઞાનીઓની તેની

સમાજો હાલ પણ આર્યાવર્તમાં અપણા ધર્મ ગ્રંથોમાં વાદાત્મક પ્રશ્નોનું નિરાકરણ કરવા, જે નવા ઘુસાડેલા સિદ્ધાંતો હોય તેનું પૃથક્કરણ કરી તે જુદા પાડવા, કાઢી નાખવા, આપણા આર્યવીરો, ધર્મવેત્તાઓ, ઋષી મુનીઓના ઐતિહાસિક ચરિત્રોમાંથી ક્યાંઇક ભાગ જુદો પાડવા, ધર્મશાસ્ત્રોમાં પુરાણોમાંથી ક્ષેપક ભાગો કાઢી નાખી મૂળ સ્વરૂપમાં લાવવા, વાદવિવાદ ચલાવી ખરા માર્ગ પર આવવા, ખરો નિર્ણય કરવા આવા સમાજોની ખાસ જરૂર છે. પૂર્વે ખ્રીસ્તી ધર્મમાં પણ જીસસ ક્રાઇસ્ટ વિશે કેટલીક વિચિત્ર બાબતો લખાય છે. તેમાંની કેટલીક હજુ આપણે ' ગોસ્પેલો ' ( ક્રાઇસ્ટનું વૃત્તાંત ) માં જોઇએ છીએ. પણ કેથોલીક ચર્ચે ( ધર્મે ) તે રદ કરી, જીસસને આરોપણ થયલા કેટલાક બનાવો અને કહેવતો ચુંટી કાઢી એક ગ્રંથમાં મુક્યા. અને તે ગ્રંથ તે બાઇબલ છે. બાઇબલ ઉપરાંત ખ્રીસ્તીધર્મ કેટલાક ( extra-canonical ) ગોસ્પેલ જે કેટલીક વસ્તુઓ જે તેમના પ્રભુ 'જીસસ' નું વિકૃત ચિત્ર દર્શાવે છે તે પણ માન્ય રાખે છે.

હવે કૃષ્ણ મૌરે. ટીકાકાર આ ભુલી જાય છે કે વસ્ત્રહરણનો બનાવ જે એણે કર્યો કહેવાય છે તે જ્યારે એક અતિ ન્હાના બાળક હતા ત્યારે કર્યો છે. જેમ આ ટીકાકારો, આ બાલકૃષ્ણમાટે તે વખેતે અશ્લીલ અનીતિની ભાવનાં મુકે છે તે વ્યર્થ અને અર્થ વગરની છે. આ બનાવ એ સત્ય ઐતિહાસિક કરતાં કવિની અમુલ્ય કાવ્યરચના છે. અને આ કાવ્ય પણ સત્ય છે. શ્રીકૃષ્ણની કલ્પાયલી લીલા પ્રત્યેક મનુષ્ય પોતપોતાને વિશે પરમાત્મ પ્રાપ્ત્યર્થે કહે છે એ દેખાડવાનો શ્રીમદ્ ભાગવતમાં શ્રી ગુરદેવનો મુખ્ય હેતુ છે. લોકો વિષયથી સાંકડથી તેમાંજ પ્રવર્તે છે એમ જાણી આ પારમાર્થિક વિષય તેમણે એક સાંકેતિક ભાષામાં લખ્યો છે, તથાપિ કેવલ આત્મતાપન એજ તેનો આશય છે. એમ વૈષ્ણવાચાર્યોમાંના શ્રેષ્ઠ આચાર્ય શ્રી વલ્લભાચાર્યે પોતાની શ્રીમદ્ ભાગવત ઉપરની સુબોધિની ટીકામાં લખ્યું છે.

આ ગોપી વસ્ત્રહરણ લીલામાં કાવ્યનું શું સત્ય છે, હૃદયને પ્રેમાશ્રુથી દ્રવનાર કેવું મહાન રહસ્ય છૂપાયલું છે તે વર્ણવું છું.

ગોપીઓ એ ભરવાડણો–ગ્વાલણો હતી. તેઓને શ્રીકૃષ્ણ પ્રત્યે અતિ આસક્તિ હતી. જીવનમાં આસક્તિનું એક સ્થાન છે. આસક્તિની શક્તિ ઉદ્ભવે છે, પણ તે જ્યાં સુધી આસક્તિ રૂપાંતર થતી નથી ત્યાં સુધી શક્તિ ઉદ્ભવતી નથી. આ ભૌતિક જગત–દુનિયામાં ઉદ્ભવ પ્રકાશના અભાવથી રૂપાંતર થાય છે, અને નવીન કાર્યશક્તિ પ્રકાશથી જુના અણુઓ છિન્નભિન્ન થઇ લય પામે છે. આસક્તિ જુના કેન્દ્રો તોડી નાખી આપણામાં આ આદર્શનાં કાર્ય શક્તિ પ્રકાશથી નવા કેન્દ્રો બાંધે છે. આ કાર્યશક્તિ વસ્ત્રાહરણમાં દાખવવામાં આવી છે. આ આત્માનો નિસર્ગ–આપણાવસ્ત્રોનો ત્યાગ–જીવનના વૈભવના દરયરૂપ. આપણે અંગિકાર કરેલા વસ્ત્રો જે જરૂરના છે તેનો ત્યાગ.

આ મહાન આધ્યાત્મિક સત્યનું કેટલુંક પ્રત્યક્ષીકરણ એક ઇંગ્રેજ ચિત્રકારના આલેખાયલા એક મનોહર ચિત્રમાં દેખાય છે. તેનું નામ " The way of attainment " " જ્ઞાનનો માર્ગ " તેમાં એક મનુષ્ય તદન, નગ્નાવસ્થામાં ક્રાઇસ્ટ પાસે ગુંઠણીએ પડતો ચિત્રેલો છે. ક્રાઇસ્ટના ચર્ણોમાં તે પોતાની તુટેલી તરવાર અને થેલી અર્પણ કરે છે. તલવાર એ લોભ લાલસા અને થેલી તે ભૌતિક સ્થુલ સંપત્તિ–એ સુચક છે. આદર્શ

મારે આસક્તિ રાખનાર દરેક સાધક—મહ વેચ્છુ આત્મા એ ગોપી છે. અને તેણે કૃષ્ણ પાસે નગ્નાવસ્થામાં આવવું જોઇએ. તેના ચરણોમાં સર્વસ્વ અર્પણ કરવું જોઇએ. આપણે જે વસ્ત્રોમાં છીયે, વસ્ત્રો જે આપણા જીવનને બોજારૂપ બનતા ગુંગળાવી રહ્યા છે તે ત્યજવા જોઇએ. જો આપણા આત્માએ એ મહાન ગૌરવમાં પ્રકાશવું હોય તો આ વસ્ત્રોનો ત્યાગ કરવો જોઇએ.

વસ્ત્રો—હા તેઓ એક પછી એક જવા જોઇએ. અહીં સ્થૂલવાસના છે, હરરોજ ભોગ માટે ઇંદ્રિયો તલપે છે; હરરોજ મગરૂબી પર સ્વાર થયલો તો મનસ છે; હરરોજ તૃષ્ણાનો વ્હેલ ચણવા ઇચ્છાશક્તિ આતુર રહેલી છે; અશિક્ષિત આવેશની શોધમાં સંતોષ માનવા રસની તૃષા છે. જો આપણી આસક્તિ શક્તિમાં રૂપાંતર પામવા ઇચ્છતી હોય તો આ સર્વ ઇશ્વરના ચરણોમાં અર્પણ કરવા જોઇએ અને આ શરણ કર્યા પછી જે ગોપીઓને મળ્યાં તે આપણને પાછાં મળે છે. પણ ઇશ્વરી પ્રભાવથી અતિ સુંદર રીતે રૂપાંતર થઇને પાછા મળે છે. આપણી ઇંદ્રિયો તેના પ્રભાવની સાધન થાય છે; અને તેથી આપણા જોવામાં અને સાંભળવામાં અને સ્પર્શમાં આપણે તે મહાન એક સત્ય પરબ્રહ્મના સંબંધમાં આવીએ છીએ. આપણું મનસ પદ્ વિકારોથી ખાલી થઇ તે મહાન સત્યનો ભાગ બને છે. આપણી ઇચ્છાશક્તિ ઇશ્વરી સેવાની ઇચ્છા બને છે. આપણા મનો વિકારો ભક્તિમાં મગ્ન થાય છે. મહાન અદૃશ્ય પ્રેમનો અદરય આનંદ અનુભવે છે. પુરાણા કેન્દ્રો તુટી જાય છે, નવા બંધાય છે પણ તે કેન્દ્ર—ઇશ્વર કેન્દ્રથી સમાય છે. માત્ર આત્માને મન્ત્રપુત થવા દો, તેને ધર્મશ્રદ્ધા આવવા દો, તેને નગ્ન પણ અભય બનવા દો, અને એ દુઃખમય આત્મામાંથી તેને ઇશ્વરનો અવાજ સંભળાશે કે-" હિમ્મત ધર, તું દેવી છે. " આ સિદ્ધાંતથી બીજો એકે સિદ્ધાંત ઉંડો નથી. સ્વાત્માર્પણનો ધર્મ ! ઇશ્વર સમક્ષ નગ્ન—સર્વત્યાગી જે આત્મા ઉભો છે તેનું જ્ઞાન—તેના ચરણો પાસે ધવાયલો જે પડયો છે તેને મહાન શક્તિ—અને વસ્ત્રહરણ લીલા માટે જે ગોપી—આત્માને તેણે પસંદ કર્યાં તે ખરાં સુખી.

શ્રીમદ્ ભાગવતનો ગ્રંથ યૌગિક શબ્દાર્થથી રચાયલો હોવાથી રૂઢીને અનુસરી કાર્ય કરવાથી વિપરિત પરિણામ આવે છે. ભાગવતમાંની શ્રી કૃષ્ણલીલામાંની ગોપીવસ્ત્રહરણ લીલામાં ગૂઢાર્થ સમાયેલો છે તે આપણે ઉપર જોયો તે. વધુમાં ગોપી એટલે ઇંદ્રિયોનું દમન કરી તેમને કબજામાં રાખનાર; વસ્ત્ર એટલે બાહ્યોપાધિ—કારણ જેનો સહેલાઇથી ત્યાગ કરી શકાય તે ઉપાધિ—કદંબ પર બેઠેલો કૃષ્ણ તે શારિરિક આત્મા—યમુના તે મુમુક્ષુ જન જીવન પ્રવાહ—જેમાં વિચરતા મુમુક્ષુ ઇંદ્રિયોનું દમન કરી ઉપાધિ રહિત થઇ આત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે. આત્મા એ ગોપીને વસ્ત્રો પાછા આપ્યા તેનો ભાવાર્થ મુમુક્ષુ જ્યારે પરમાત્માની સાંનિધ્ય જાય છે ત્યારે તેને દિવ્ય પરિક્ષામાં પસાર થવું પડે છે. સર્વ બાહ્યોપાધિથી વિમુકત થઇ કેવળ આત્મબ્રહ્મનું અવલંબન કરી આત્મા સમીપ નગ્ન ઉભા રહેવાનું છે. મુમુક્ષુના આત્માનું ઉપાધિ રહિત તત્વિકરૂપ એજ ગોપીઓની નગ્નતા સૂચવે છે.

( લાવણી ) ( નિર્ગુણ રાસ મંડળ )

" ઇસ તનુમેં આત્મા કૃષ્ણ હૈ,
ઔર ગોપી ગ્યારાં કા દલ,
સુનો કાનવે બના હૈ તનમેં,
મેરે રહસ મંડલ; 28.

વિશ્વકર્માને આજ્ઞા પાકર;
　　શીશમહલ તૈયાર કિયા,
અનહદ વાજેંકા ઉસમેં,
　　સંપૂરણ વિસ્તાર કિયા;
ચારો ખંભે લગાયે ઉસમેં,
　　ઐસા સુંદર કાર કિયા,
ખુશી હુયે હમતો મેને,
　　રહસકા વહી વિચાર કિયા.
સખીકો સાથ લે આયા મેં
　　દિખલાયા ઉન્હે ભવન ઉજ્જલઃ સુનો ૧
મન ઉધોજી મિત્ર હમારે,
　　સદાસે હે આજ્ઞાકારી;
બુદ્ધિ રાધિકા સો મેરે
　　પ્રાણોકો હૈં અતિ પ્યારી;
નેત્ર શ્રવન મુખ દંત કંઠ સબ,
　　સખા હમારે હિતકારી,
લગન હે લલિતા બહુત
　　સુંદર શોભા સબસે ન્યારી;
બલ હે સો બલભદ્ર હમારે,
　　જાતા જિનકા અદ્દૂટ બલ. સુનો ૨
હજાર ઇકવીસ છઃ સે શ્વાસા,
　　સો સબ સખિયાં સંગ આઇ,
વેતો સમઝી હમે પે
　　કૃષ્ણ હમારે દેં ચાંઇ;
ગલેસે મેરે લપટ લપટ કયા,
　　ક્યાહી તાન સુંદર ગાઇ;
બજાઇ બંશી જો મને,
　　અનહદ તો રાગ મિલમાઇ.
પ્રેમગગન શુધ ધ્યાન બનિતા,
　　કામને કિયા અતુર વ્યાકુલ. સુનો ૩
ની નારીયાં પતિવ્રતા શોભી,
　　આઇ સબ પાસ મેરે;
રૂપ હમકો રાખા સમજો,
　　કા સમઝો દાસ મેરે;
પર્ણન કરને હેં ગુણકો,
　　જગતમેં વેદ વ્યાસ મેરે;
મેં તો હેં આત્મા કૃષ્ણ,
　　જો શરીર મેરા હે મંડલ. સુનો ૪
આયે વહાં ગોપિકા બનકે,
　　જ્ઞાનરૂપ શ્રી ગોપેશ્વર;
મેને ઉનકો લખા ગો,
　　ગોપી નહિ હૈ શિવશંકર;
પૂજન કરકે પાસ બિઠાયા,
　　રહસ દિખાયા અતિ સુંદર;
કહાં લો વર્ણન કરૂં,
　　ઇસ કાયામાં હે ચરાચર;
બનારસી સચ્ચિદાનંદ;
　　ચૈતન્યરૂપ નિર્ગુણ નિર્મલ,
સુનો કાનવે બનાકે,
　　તનમેં મેરે રહસ મંડળ. ૫

"બનારસી"

હવે આપણે ગોકુળમાંની શ્રીકૃષ્ણની છેલ્લી લીલા રાસક્રીડા તે પર આવશું. ગોકુલ શબ્દનો યૌગિક અર્થ ધ્યાનમાં રાખવા જેવો છે. ગો-એટલે ઇંદ્રિય અને કુલ એટલે વૃંદ-ઇંદ્રિયવૃંદ અર્થાત શરીર થાય છે. વૈષ્ણવોનું ગોલોક એજ મનુષ્ય શરીર-મન અને બુદ્ધિને રહેવાનું એ સ્થાન છે અને પરમાત્મ જ્ઞાન મેળવવા માટે સાધન રૂપ હોવાથી તે ઉત્તમ સ્વર્ગ ગણાય છે. હવે રાસ ક્રીડાની ગોપીઓ તે સંસ્કારી મનની સદ્વૃત્તિઓ છે. આત્માને મધ્ય ભાગમાં રાખી મનોવૃત્તિઓ તેની આસપાસ ફર્યાં કરે તો મુમુક્ષુને ઉત્તમ દશાપ્રાપ્ત થાય છે, તેને અનંત સુખનું સાધન મળેછે, જન્મ જરા મરણનો ભય ટળેછે અને ઉપાધિથી વિમુક્ત થઇ પરમાત્મ પદને પામેછે-એ રાસક્રીડાનો અંતઃસ્થ આશયછે.

નરસૈંયો, મીરાંબાઇ, ચૈતન્ય, તુકારામ, નામદેવ, એ નમુનેદાર ખરા ભક્ત ખરા વૈષ્ણવો કહેવાય અને ભાગવતનું ખરૂં રહસ્ય સમજવા શ્રીકૃષ્ણના કથનનું ખરૂં રહસ્ય સમજવાને આવાજ, અધિકારી એવા પુરુષો જોઇએ.

આ કૃષ્ણ લીલામાં શ્રીકૃષ્ણે જે જે ગોપ-ગોપીઓ-આત્માને પસંદ કર્યા તેમને ધન્ય હો! ધન્ય હો!



# મરદોનો શિકાર !

લેખકઃ—" મસ્ત ફકીર. "



" ગુલસુન્દરી " માસિકનાં ગુણીયલ ગુર્જર વાચક બ્હેનો! આજે હું તમને મરદોનો શિકાર કેવી રીતે કરવો તે સંબંધી થોડીક સલાહ આપવા ઇચ્છું છું. પોતાનો શિકાર સ્હેલાઇથી જાળમાં સંપડાય તે માટે. શિકારીને જેમ જે પ્રાણીનો શિકાર કરવો હોય તેની ખાસીયતો જાણવી પડે છે, તેવીજ રીતે મરદોનો શિકાર કરવા ઇચ્છતા વાચકોએ એ " મરદ " નામના પ્રાણીની ખાસીયતો પણ જાણવી જોઇએ. આ લેખ એટલા માટે ખાસ કુમારિકાઓ એટલે કે યુવાવસ્થામાં આવેલી છતાં જેનો વિવાહસંબંધ હજી નથી થયો એવી વાચક–બાળાઓ માટે લખાયો છે. ધણીવાળી બ્હેનોએ મહેરબાની કરીને આ લેખ પર નજર સરખીયે નાખવી નહિ. અલબત, જો તમે ફતેહમંદ શિકાર કર્યો હશે અને કોઇ પુરૂષને ઘાયલ કરી તેને રામચંદ્રજી જેવો તમારો પોતાનો પુજારી બનાવ્યો હશે તો તો કાંઇ વાંધો નથી. પણ શિકાર કરવાને બદલે તમે કોઇનાં શિકાર બન્યાં હશો, કોઇની થેલીના ખણખણાટથી વડીલોએ તમો બકરાને લગ્ન રૂપી વેદીમાં હોમી દીધાં હશે અથવા તો તમારી અણઆવડતને લીધે કોઇનો શિકાર કરવા જતાં કોઇ બીજુંજ બીલ્લુ સપડાયું હશે તો નક્કી આ પ્રકરણ વાંચતાં તમને ખેદજ થવાનો.

સંસારને આંગણે ઉભેલી મુગ્ધ બાળાઓ તમને ખ્યાલ છે કે તમે જબરાં શિકારી છો ?

શિકારી જેમ તીર તરવાર અને ભાલા-બરછીથી શિકારને ઘાયલ કરી સપાટાંમાં લેછે તેમ તમારી પાસે પણ એ જાતનાં અસ્ત્ર–શસ્ત્રો અને આયુધો છે. એ જો તમને બરાબર વાપરતાં આવડે તોજ તમે આબાદ નેમ તાકી શકો અને શિકાર કરી શકો અર્થાત આદર્શ પતિ મેળવી શકો. એટલા માટેજ આજે હું તમને શિકાર કેમ કરવો એ પદાર્થપાઠની પદ્ધતિએ દાખલો આપી સમજાવું.

હું ધારી લઉં છું કે તમે શ્રીમંત માબાપનાં લાડકવાયાં ખૂબસુરત અને ગ્રેજ્યુ-

પુત્રી છો. યૌવનને આંગણે તમે ફરતાં છો અને તમારાં માતપિતા તમારે માટે કોઇ સારો વર શોધવાના પ્રયાસમાં છે. પણ તમે લાડકાં હોવાથી અને વડીલો ઉદાર વિચારના હોવાથી તમારો શિકાર તમે પોતેજ કરો એમ તેઓ ઇચ્છે છે. ધારોકે એક રવિવારે તમારાં પિતાએ તમારી જ્ઞાતિના બે ચાર યુવાનોને જમવા બોલાવ્યા. પિતાજીનો આશય તો સમજ્યાંને ! (તમારી નજર કોના તરફ ફરે છે તે જોવાને માટે.) જુઓ ! સવારમાં એ બધા આવી ચહા નાસ્તાથી પરવારી તમારા બંગલાના પાછલા ભાગમાં આવેલા ટેનિસકોર્ટમાં ટેનિસ રમે છે. પેલો ચમનલાલ સફરજંદ જેવા ગાલવાળો અને ફુટબોલ જેવો હોઇ ખચિત તમારૂં ધ્યાન નહિ ખેંચે. તેમ પેલા ઘુમડાં જેવા મોંઢાવાળા મગનભાઇનું નામ તો તમને બહુ ગ્રામ્યજ લાગે ! એ બધાંમાં તમારી નજર પેલા આનંદી ઉમંગી અને જેના મુખ પર નિરંતર હાસ્ય ફરક્યા કરે છે તેવા રસિકલાલ પર પડી અને તમારા જીગરમાં કંઇક કંઇક ન કળી શકાય, ન ન સમજી શકાય, ન સમજાવી શકાય, એવી લાગણીઓ થવા માંડી. બીજી બાજુ જોવાનો પ્રયત્ન કરવા છતાં પણ જો તમારી આંખો ધ્રુવના તારાની માફક રસિકલાલ તરફજ જવા માંડે અને એનું હસવું સાંભળતાં એનો અવાજ સાંભળતાં કંઇક અનેરો આનંદ તમારા હૃદયમાં થવા માંડે તો નક્કી જાણજો કે એ તમારો શિકાર છે. હવે એનો શિકાર કેમ કરશો.? ચાલો તમને રીત બતાવું.

ઘરમાંથી નીકળી એકદમ ટેનિસ કોર્ટ તરફ વળો, અને રસિકલાલ પાસે દોડી જાઓ. આવેશથી ઉમંગથી ઉલ્લાસથી તેનાથી ચારેક ફુટ દૂર રહેવાય એટલાં આગે રહેજો, અને તેની સામે જોઇ હસીને બોલો: "રસિકલાલ, આપ બહુ સારૂં રમો છો." બસ આટલાજ વાક્યથી વધારે એક શબ્દ પણ ન બોલતાં. પછી માથું નીચે નમાવી દેજો શરમાઇ જજો. શું શું બોલ્યાં ? શરમાતાં નથી આવડતું ? આરસા આગળ જઇ રોજ અભ્યાસ કરો. પ્રસંગ પ્રમાણે શરમાઇ જવું, લાલ લાલ થઇ જવું, ગાલે શેરડા પાડવા એ તો આજકાલની બાળાઓનું ભૂષણ છે.

શરમાઇ રહ્યા પછી એક અર્થ સૂચક નજર રસિકલાલ તરફ નાંખી ચાલ્યાં જજો. હરણીની માફક દોડી જજો. પેલા નાટકોમાં બને છે તેમ દોડતાં દોડતાં પગમાં કાંટો વાગે કે ગુલાબના છોડમા પાલવ ભરાઇ જાય કે ઝાંઝરની ખીલી ઢીલી પડી જાય તો ડ્રામેટીક અસર આબાદ થશે. પણ આ વીસમી સદીના તમારા પિતાના અપ-ટુ-ડેટ બંગલામાં આવા પ્રસંગે તમને મદદ કરવાને કમબખ્ત કાંટાઓ કે ગુલાબના છોડો વચમાં નહિજ આવે. તેમાં વળી બીલીયર્ડના ટેબલ જેવા સપાટ ટેનિસકોર્ટમાંથી તમે પસાર થાઓ છો એ વાત તો હું વિસરી ગયો. ટેનિસકોર્ટમાંથી ? કાંટા તો કોઇ વનની કુંજોમાં હોય, કોઇ પર્વતની ખીણમાં હોય, કોઇ હરિયાળાં મેદાનમાં હોય, અને ઝાંઝરની ઘુઘરી નીકળે શાની? તમે તો રેશમી મોજાંની જોડી અને તેની ઉપર સુંદર ફ્રેંચ શુઝ ચઢાવ્યાં છે. એટલે ખીલી ક્યાંથી નીકળે ? છતાં ગભરાવાની બીલકુલ જરૂર નથી. નાજુક લલનાઓના શુઝની દોરી છુટી જઇ શકે છે, અને સ્ત્રી સન્માનની ભાવનાવાળા મરદો, તે બાંધવા માટે ઘુંટણીએ પડી શકે છે. જો તમે નાટકનો પહેલો પ્રવેશ આબાદ ભજવ્યો હશે, તો તમારા શુઝની દોરી છુટતી વખતે જરૂર રસિકલાલ ઘુંટણીએ પડી જવાના. મોઢેથી ખોટું ખોટું ના ના કહેજો, પણ તેને સેવા કરવા દેજો. યાદ રાખજો કે પ્રથમ દર્શનનો પુજારી જીવનભરનો પુજારી થઇ રહેશે.

પેલાઓ શુકની દોરી બાંધી કે? ચાલો ટટાર થઇ એકદમ બંગલામાં ચાલી જાઓ. રસીકલાલ ઘાયલ થયો છે. તેને એકલોજ તરફડવા દો. જો ટાયલું કરવા ઉભા રહ્યાં તો બધી ઇફેક્ટ (અસર) મારી જવાની. આ શિકારનું પહેલું પગથીઉં.

હવે જમવાનો ટાઇમ થયો. તમારા પિતાના બંગલામાં બાર વાગ્યા. માફ કરજો હું કાંઇ ગાળ નથી દેતો. કહેવાનું તાત્પર્ય એ કે ભોજનનો સમય થયો. પરોણાઓ બધાં લુગડાં બદલવા ડ્રોઇંગ રૂમના બાજુના ઓરડામાં જશે.

બીજાઓને લુગડાં ઉતારી લેવા દો. રસિકલાલ એકલો પડે કે તરતજ ઓરડામાં ઘુસી જજો. લાવો "તમારી ટોપી અહીં મૂકું" એમ કહી એમને અંજાબીમાં દિગ્મૂઢ કરી ટોપી ખીંટીપર મૂકી દેજો. "આ હાથ ધોવાનું પાણી" એમ કહી ચાંદીનો લોટો હાથમાં આપજો, અને હાથ ધોવાઇ રહ્યા પછી તરતજ ટુવાલ આપી ચાલ્યાં જજો.

તેના શિકારને એકકે તડાકે નહિ પણ ધીમે ધીમે ખંજર ભોંકવાની જરૂર છે. અલબત આંખો કેમ રાખવી એ તમને હું શી રીતે શીખવી શકવાનો હું! આંખો કેમ રાખવી એ પણ હું શીખવી શકત પણ હું ચશ્મા પહેરૂં છું નહિતો એ પણ પ્રયત્ન કરત. અર્થસૂચક આંખો, મીઠી લાગણીભરી આંખો, જેમાં થોડી મસ્તી નાચી રહી હોય એવી આંખો રાખજો. અત્યારથી અભ્યાસ કરી રાખો તો સારૂં. પેલા-ચામ્યજનો કહે છે કે નયન બાણની વાત તો વચમાં લાવતાંજ નહિ. આંખ મારવી, નયન બાણ મારવાં એ તમારા જેવી સુસંસ્કારમાં ઉછરેલી બાળાઓને શોભે નહિ. માટે રખે એવી ભૂલ કરતાં. આંખની બાબતમાં જો જરાક પણ ગોથું ખાધું તો બધી બાજી બગડી જશે.

જમી પરવાર્યાં. બધાં બંગલાના વચમાંના દીવાનખાનામાં—ડ્રોઇંગ રૂમમાં બેઠા છે. તાપ સખત પડે છે. બંગલો દરિયા કિનારે હોવા છતાં ઉકળાટ ભારી થાય છે. ધીમે ધીમે એક પછી એક તમારા પિતાજી અને પરોણાઓ બપોરની નિંદ્રા ખેંચવા યાને ઘોરવા વગેરેગે થઇ ગયા. લાગ જોઇ લો. રસિકલાલ એકલો પડે કે તરતજ ઓરડામાં ચાલી જજો. વાત કરવા ઉભા ન રહેતાં. ફક્ત એટલુંજ બોલજો, "રસિકલાલ, થાકી ગયા હશો, જરા આડા થાઓ" એમ કહી તેમની જોડે વધારે વાત કરવાને બદલે "શેઠને માટે આ કોચપર બે ઓશીકાં અને શાલ મૂક" એમ રામાને કહી ચાલીજ જજો. "થેંક્યુ" કહી રસિકલાલ આભાર માને તો કંઇ પણ જવાબ આપવાને બદલે જરાક હસજો. જરીકજ વધારે નહિ હોં, અને માથું નીચું નમાવી ચાલ્યાં જજો. બસ શિકાર આબાદ સપડાયો. હોલમાં સૂતો સૂતો ઉંચે સિલીંગ પર એ તમારી છબી જોશે. માખીઓ ચારે બાજુ જોઇ શકે છે. તેમ તમને જોતાં આવડે છે કે? ના આવડતું હોય તો શીખી લો. તમારી હાજરીથી તમારા બોલવાથી, તમારા હાસ્યથી, રસિકલાલ ઉપર શીશી અસર થાય છે તેના મુખારવિંદ ઉપર કેવા કેવા ભાવ પ્રગટ થાય છે એ જરા બારીક આંખે, જરા તીણી નજરે તેને ખબર ન પડે એમ જોઇ લેજો. તમારા પાસે જવાથી તે શરમાઇ જાય, ખેંચાતાં, અચકાય, ઉંડો દમ લે, અને નિઃસાસા નાંખે તો જરૂર માનજો કે ખંજર આબાદ ભોંકાયું છે. બસ, પછી આખો દિવસ દેખાતાંજ નહિ. ફક્ત ચાહ ટાણેજ, પહેલા ઘાટી મારફત મોં ધોવાનું પાણીને ટુવાલ મોકલ્યા પછી જરાક આવી જઇ પૂછી લેજો કે "શું લેશો? ચાહ કાફી કે કોકો?" ઓચિંતા ત્રણ નામ સાંભળી એ જરાક ગુંચવાઇ જાય તો તમે સુચના આપજો કે "અમારો બદ્ર કોફી ઘણી સારી

બનાવે છે." કૉફીનો પ્યાલો હાથમાં આવે કે તરતજ તેમને આપી દેજો અને પાછાં થોડો વખત દેખાતાંજ નહિ. ફક્ત સાંજના જ્યારે પરોણાઓ વિદાય થાય ત્યારે ફક્ત રસિકલાલનીજ નજરે પડી શકો તેવી રીતે તમે ઉપલા માળની બારીએ જરીક મુખારવિંદ બતાવી અદૃશ્ય થઈ જજો. નક્કી માનજો કે રસ્તે ચાલતાં દરેક ઉઘાડી બારીમાંથી તેને તમારીજ પ્રતિકૃતિ દેખાશે.

બે ચાર દિવસ વીતી જવા દેજો. પછી ઓચિંતો બપોરના રસિકલાલની ઓફીસમાં ટેલીફોન કરજો. પ્રથમ ઓફીસનો હમાલજ ટેલીફોન લેછે. તેને કહેજો કે રસિકલાલને બોલાવે, કોઈ દોસ્તદાર વાત કરવા માગે છે. ટેલીફોન પર એ આવશે. "હલ્લો કોણ છો ?" એમ પૂછશે. તમારે જવાબ નહિં આપવો. એટલુંજ કહેજો કે બાપાજી યાદ કરતા હતા કેમ દેખાતા નથી ? એ અકળાઈને પૂછશે કે તમે કોણ ? ખબરદાર, નામ ન આપતાં 'થ્રી.થ્રી નોટ એઈટ' કહી તમારા બંગલાનો નંબર જ આપજો. જરૂર ટેલીફોનની ઓરડીમાં ઉભો ઉભો વીજળીક ઝડપથી ટેલીફોનની ભુંગળી પાનાં ઉથલાવી જાણી જવાનો, શરમાઈ જવાનો, તેને અનેરી ઉર્મીઓ ઉદ્ભવવાની. હલ્લો હલ્લો કર્યા કરે, અને ઘંટડીઓ માર્યા કરે પણ જવાબ આપતાં ના. આ તમારો બીજો ઘા.

તમારા પિતાના કોઈ ઓળખીતાને ત્યાં ટી-પાર્ટીનો મેળાવડો થયો છે. રસિકલાલ પણ ત્યાં આવ્યા છે. પુસ્તકોનો શોખીન હોવાથી સાથે પુસ્તક પણ લાવ્યો છે. જાણે કાંઈ જાણતાંજ નહો તેમ તેમનું પુસ્તક જોવા માંડજો. સમજો ન સમજો છતાં પણ, અહો! આવું ઉમદા સાહિત્ય તમે વાંચો છો? એ એ દર્શાવનારી અર્થ સૂચક નજર તેના તરફ નાખજો, અને તેનીજ 'ફાઉન્ટન પેન' માગીને તમારા અક્ષર કેવા મરોડદાર છે એમ દર્શાવવા અંગ્રેજીમાં કે ગુજરાતીમાં તેનું નામ અને સાથે તમારૂં નામ 'મનોરમા' લખજો. મુગ્ધાવસ્થાની મસ્તીમાંજ જાણે આ થઈ ગયું હોય એવોજ દેખાવ કરજો. આ ત્રીજો ઘા થયો.

યાદ રાખજો કે રસિકલાલ ખરેખરો રસિક હશે તો તમારા હસ્તાક્ષરવાળી ચોપડી ગંજીફ્રાકની અંદર છાતી સરસી ચાંપી રાખશે, અને દળદાર હોઈ તેમ નાહ બની શકે તો તે પુસ્તક ચોવીસે કલાક તેના હાથમાંજ રહેવાનું. પછી તેમને જરા હિંમત આપવા આઠેક દહાડા પછી એકાદો કાગળ ચીતરી નાંખજો; પણ ખબરદાર, સંસ્કારી હિંદુ સમાજની મર્યાદા અને વિવેકનો ભંગ ન કરતાં. વ્હાલા, પ્રાણનાથ, કે હૃદયનાથ એ શબ્દો વાપરવો એ મૂર્ખાઈ છે. એ તમારો શિકાર છે, તમે નથી. તમે દેવી છો, એ તમારો પૂજારી છે, એ તમે ભૂલતાં નહિ. પૂજા અનન્ય ભાવે કરે તોજ તમારો હૃદયનાથ થઈ શકે, અને તે પણ આ સંસારમાં પાણિગ્રહણ પહેલાં તે સ્થાન કોઈને આપવું જોઈએ નહિ. ફક્ત "શ્રી. રસિકલાલ" એ સાદાનામથીજ સંબોધજો. અને સાદી સાદીજ વાતો લખજો. જરા તેના ગુણની તારીફ આવે તો કાંઈવાંધો નથી. "હેકલનો અભ્યાસ પૂરો કર્યો કે ?" એમ જરા પૂછી શકશો, અને કાગળની નીચે "હું છું તમારી, હું છું હમેશની" એવું કંઈ ન લખતાં ફક્ત ખુલ્લા અક્ષરોમાં તમારૂં આખું નામ "મનોરમા" જ લખવું.

પ્રત્યુત્તર આવે તો તુરતજ જવાબ ન આપતાં થોડો વખત ટળવળાવી બે ત્રણ કાગળો આવ્યા પછીજ જરા નાનકડો જવાબ આપજો. ધારી લઉં છું કે વડીલોને ખબર પડતાંજ તમારા પિતા અને રસિકલાલના પિતા વચ્ચે

મસલતો ચાલશે. તમારા વિવાહની ધામધૂમો થશે, રસિકલાલને ચાંદલો થશે, સાકર વહેંચાશે, રસિકલાલથી હસી હસી જવાશે. પણું ખબરદાર એ દિવસે તમારે જરાએ દેખાવું નહિ. ફક્ત બારણાની તરડમાંથી બે કાળી આંખો તેને દેખાડી અદશ્ય થઇ જજો અને તમારા પિતાનાં ભવિષ્યના જમાઇરાજ જમી પરવારી પાછલે પહોરે વિદાય થાય ત્યારે બગીચામાં તેમને પકડી પાડી એકાદું ગુલાબનું ફુલ તેનાં બટન હોલમાં પરોવી ઉડી જજો. પંખેરાની માફક.

વેવિશાળ થયા પછી પણ તેની જોડે વધારે છૂટ ન લેતાં. ટાયલું કરવા તો કદી પણ ઉભાં ન રહેતાં. ફક્ત દર્શન આપવા સમીપ આવી તેમના હૃદય સીતારના તારમાં ઝણઝણાટ કરી ચાલ્યા જજો.

ભેટવા આવે તો સ્વીકારી લેજો, કોઇ વખત રીસાજો, કોઇ વખત ચીડાજો કોઇ વખત માનિની બની જઇ મનામણાનો સ્વાદ લેજો. અને એટલે તમારા આશકને ટળવળાવજો, બાળજો, દઝાડજો જેમ શેકેલા આંબાની ગોટલી મીઠી લાગે છે તેમ દાઝેલા અને તરફડેલા આશકો પણ ભવિષ્યમાં મીઠા સુરબ્બા જેવા આદર્શ પતિઓ બને છે.

કુંવારી બાળાઓ ! આ આટલી સલાહ તમારા માટે છે.

---

દામોદરદાસની નાતમાં શેઠને ઘેર તેનો ભાઇ ગુજરી ગયો. નાતનો રિવાજ હતો કે આવે સમયે દરેક કુટુંબમાંથી ઓછામાં ઓછા એક પુરૂષ અને એક સ્ત્રીએ જવું જોઇએ. દામોદરદાસની પોતાની તબીઅત સારી નહતી એટલે છોકરાને જવાનું કહ્યું. છોકરો પહેલાં કોઇ દિવસ આવા પ્રસંગે ગયો ન હતો એટલે ત્યાં જઇને શું કરવું તેની વિમાસણમાં પડયો અને બાપને પૂછવા લાગ્યો. દામોદરદાસે કહ્યું : " મૂર્ખા ! વળી બીજું તે શું કરવાનું હોય ? બીજાઓ કરે તેમ તું પણ કરજે. "

રસ્તે જતાં નાતના બીજા બે ત્રણ માણસો મળ્યા. તેઓ પણ શેઠને ઘેરજ જતા હતા અને મરનારના સંબંધી વાતો કરતા હતા. એકે કહ્યું : " સારૂં થયું મરી ગયો તો ! કમબખ્ત બડો મખ્ખીચુસ હતો. "

શેઠને ઘેર જઇને શું કહેવું તે દામોદરદાસના ચીરંજીવીએ જાણી લીધું. પ્રસંગ મળતાં શેઠની પાસે જઇ પૂછગાછ કરવા માંડી. શું થયું હતું ? શાથી મરી ગયા ? વિગેરે સવાલો એણે કર્યાં.

શેઠે કહ્યું : " ચારેક દિવસથી તાવ આવતો હતો. "

છોકરાએ દિલાસો દીધો : " ચાલો બહુ ઠીક થયું. મુઓ તો પાપ ગયું. સાલો બડો મખ્ખીચુસ હતો. "

ભાઇના શોકમાં ગીરફતાર બનેલા શેઠને તો આ નવાઇ જેવો દીલાસો સાંભળી ગુસ્સાનો પાર રહ્યો નહિ. છોકરાને તે મારવા દોડયો. શોકમાં શેઠ ગાંડા બની ગયા છે ધારી છોકરાએ વંજો માપ્યો.

બીજે દિવસે દામોદરદાસને મળતાં શેઠે ફરિયાદ કરી. દામોદરદાસે કહ્યું : " શેઠ ! માફ કરો. મારી તબિઅત સારી ન હતી એટલે મેં એને મોકલ્યો. મને શું ખબર કે એ બેવકૂફ એમ લવી મરશે. હવે તમારે ત્યાં કોઇ મરી જશે તો હું જાતે જ આવીશ ! "



# નિર્મળાનો "મિત્ર"

લેખકઃ લક્ષ્મીકાન્ત.

## ( ૧ )



" ગુર્જર પ્રભા " નો એપ્રીલ માસનો અંક ઇસ્ટરના તહેવારો પ્હેલાં છાપી નાંખવા માટે પ્રેસવાળા સાથે કેટલીયે લમણાઝીક કરવી પડી. તે રવાના કરવાસંબંધી વ્યવસ્થાપક કારાપ સાથે હું વાતો કરતો હતો ત્યાં સાહેબશાહી ઠાઠમાં સજ્જ થયલા કુમુદકાન્તની સવારી આવી પ્હોંચી. આવતા વેંતજ તેણે કહ્યુંઃ " માથેરાન ચાલો. "

કુમુદકાન્ત અને હું બાળ–મિત્રો છીએ. અમે એકજ વર્ગમાં ભણતા; દિવસનો મોટો ભાગ સાથેજ ગાળતા; સાંજે ફરવા પણ સાથેજ જતા. અમારી બંનેની મૈત્રિ જોઇ લેખકો અમને સરસ્વતીચંદ્ર—ચંદ્રકાંતની જોડી કહેતા.

મેટ્રીકની પરીક્ષા પસાર કરી ત્યાં સુધી અમારો જીવનક્રમ એકજ પ્રકારનો હતો. કોલેજમાં ગયા પછી એ ક્રમમાં ફેર પડવા લાગ્યો. કુમુદ પ્રત્યેક બાબતમાં યુરોપીય રીત-રિવાજનું અનુકરણ કરવા લાગ્યો. અંગ્રેજી ભાષાપરનો તેનો મોહ દિન પ્રતિદિન વધતો લાગ્યો. હું 'બિલકુલ હિન્દુસ્તાની'જ રહ્યો. માતૃભાષા પ્રતિનો મારો અનુરાગ દઢતર થતો ગયો. મને ગુજરાતી સાહિત્યના પુસ્તકો વાંચતો જોઇ કુમુદ વારંવાર મારી મશ્કરી કરતો; તક મળતાં હું પણ તેની વાંદર–નકલ માટે શબ્દ–પ્રહાર કરવા ચુકતો નહિ.

કોલેજ છોડયા પછી કુમુદ ઇગ્લાંડ જઇ બેરીસ્ટર થઇ આવ્યો. હવે એના સાહેબશાહી ઠાઠમાં કાંઇ પણ મણા ન રહી.

બાળપણમાં અમે જેવા જીવજાન મિત્રો હતા તેવા હવે નથી રહ્યા. અમારી માનસિક વૃત્તિઓએ જુદાં જુદાં સ્વરૂપ ધારણ કર્યાં છે. કુમુદ હવે પ્હેલાંની જેમ મને પોતાના દિલની વાતો નથી કહેતો. છતાં જગતની દૃષ્ટિએ તો તો અમારી મિત્રતા જેવીને તેવી કાયમ રહી છે. એ મિત્રતાનો દાવો કરીનેજ કુમુદ મને માથેરાન લઇ જવા ઇચ્છે છે.

એના નિમંત્રણના ઉત્તરમાં મેં સામો પ્રશ્ન કર્યોઃ " ક્યારે જવું છે ? "

" આજે જ બપોરની ગાડીમાં " તેણે જવાબ વાળ્યો.

" આજે હવે તૈયારી કરવા જેટલો વખતજ ક્યાં છે ?" મેં વાંધો કાઢયો.

ગજવામાંથી ચીરૂટ કાઢી તેણે મુખમાં મૂકી. તે સળગાવતાં ઘડીભર મારા સામું રોષ દર્શાવતી નજરે જોઇ રહ્યો અને કહ્યુંઃ

" હજી તો નવ વાગ્યા છે. અઢી વાગે ગાડી ઉપડે છે. સાડા પાંચ કલાક–ત્રણસોને ત્રીસ મીનીટ છે. તૈયાર કરવા માટે એટલો સમય ઓછો છે ? "

મેં કહ્યું: " સાહેબ ! ગુજરાતી બોલવું હોય તો મહેરબાની કરીને શુદ્ધ બોલો. અંગ્રેજીનો તરજુમો કરીને ના બોલો. "

કુમુદના મુખપર જવાબ દેતાં કંઇક ગભરાટનાં ચિન્હ દેખાયાં. હું સમજી શક્યો નહિ. તેણે કહ્યું: " હા ભાઇ, મને ગુજરાતી બોલતાં નથી આવડતું. પણ કહો, હવે ચાલવું છે કે નહિ ? ".

મેં કહ્યું " ભાઇ ! તમે વિલાયત જઇને સાહેબ બની આવ્યા છો. તમે જેટલી ઝટપટ તૈયારી કરી શકો તેટલી મારા જેવા કાળા માણસથી ન થાય. સ્નાન, સંધ્યા અને ભોજન કરતાંજ બાર તો વાગશે પછી થોડોક સમય આરામ પણ કરવો જોઇએ. "

" નોનસન્સ ! એ બધી પંચાતી મુકી દો. " કુમુદ ચીડવાયો.

" પણ માથેરાન જવુંજ હતું તો બે દિવસ પહેલાં શા માટે ખબર ન આપી ? " મેં પૂછ્યું.

" આજે સવારેજ માથેરાનથી ડાક્ટર દેસાઇનો નિમંત્રણ પત્ર મળ્યો " કુમુદે માથેરાન ઉતાવળે જવાનું કારણ સમજાવ્યું.

" હવે સમજ પડી કે ભાઇ કેમ આટલા ઉતાવળા થાયછે. ડોક્ટર દેસાઇ માથેરાનમાં છે, એટલે એમનો પરિવાર પણ ત્યાંજ હશે ? " મેં ટાળ કરતાં કહ્યું.

" હા; તે સપરિવાર ત્યાં છે " એમ કહેતાં કહેતાં કુમુદના મુખપર કંઇક લજ્જાનો ભાવ દેખાયો. ડાક્ટર દેસાઇની સુશિક્ષિતા પુત્રી નિર્મળા જ મારા મિત્રને માથેરાન તરફ આકર્ષી રહી હતી. તેમનો વિવાહ થવાનો છે એવી ઉડતી વાત મેં, કેટલોક સમય થયાં સાંભળી હતી.

આટલું છતાં મેં કુમુદને કંઇક ખીજવવાના ઇરાદાથી કહ્યું: " પણ એટલી બધી ઉતાવળ મારાથી તો નહિ થાય. સાંજે બીજી કોઇ ટ્રેન નથી જતી ? "

કુમુદે કંઇક રોષથી, કંઇક નિરાશાથી ભાર દઇને કહ્યું: " ના. "

એ બિચારાની દશા જોઇ હું સહસા ગાવા લાગ્યો:

પ્રીતિ તણા પીંજર વિષે, પરવશ થઇ પડવું નહિ;
સંબંધીઓના બંધની બેડીથી તન જડવું નહિ.

હજી સુધી જો કે રમણીની પ્રેમજાલમાં હું ફસાયો નથી છતાં એ વિષયથી તદ્દન અજાણ નથી. મને બેદરકારીથી ગાતો જોઇ કુમુદના મુખપર જે ભાવ પ્રકટ્યો તેનું વર્ણન આપી શકાય એમ નથી. મેં જોઇ લીધું કે એને એક દિવસ પણ વધારે રોકવાનો પ્રયત્ન કરવો યા બોધ આપવો એ વાઘને અહિંસા–ધર્મની દીક્ષા આપવા બરોબર છે. એટલે પછી જવાનુંજ નક્કી કર્યું. હું તૈયાર થઇને સ્ટેશન પર વેળાસર આવી પ્હોંચું છું એવી ખાત્રી કુમુદને આપતાંજ તેનું મોઢું હસું હસું થઇ રહ્યું.

## ( ૨ )

માથેરાન અમે બરોબર છ વાગે પહોંચ્યા. ગાડી પ્લેટફોર્મમાં દાખલ થતાંજ રાહ જોઇને ઉભેલા ડૉ. દેસાઇના સપરિવાર દર્શન થયાં. મૂળ સુરતના રહેવાસી એટલે પોશાક પહેરવાની ઢબછબમાં મોહકતા હોય જ, પણ ગુજરાતી સ્ત્રીઓના પગ કમળો બુટ મોજાંથી ઢંકાયલા અને સાડીના પાલવો પીનથી જકડાયલા જોઇ મારું અંતઃકરણ ખિન્ન થયું. અનેક સુશિક્ષિત કુટુંબો સાથે મને ઓળ-

## અમારી ચાલુ વાર્તા.

અસહકારની પ્રવૃત્તિના આગેવાન, મહાત્મા
ગાંધીજીના ચુસ્ત અનુયાયી, તેમનો
સંદેશો ગુજરાત–કાઠિયાવાડમાં
ઘેર ઘેર પહોંચાડનાર,
આત્મભોગી કવિ-લેખક
**શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા**
એમની અનુભવી કલમથી લખાયલી

## સ્નેહપૂર્ણા.

નામે નૂતન ગુજરાત વિષે લેખકનો આદર્શ
રજુ કરતી સામાજીક નવલકથા
આવતા અંકથી
પ્રકટ કરવામાં આવશે.

પાત, જેમ મારૂં તેની હૃદય કાંઇક ગર્વથી ફુલ્યું. એને ના કે પાડી શકાય ? મેં કહ્યું: "લાવ્યો છું. કાલે તમને જરૂર કાઢી આપીશ."

નિર્મળાએ જવાબમાં અંગ્રેજી ઢબ પ્રમાણે વિવેક બતાવ્યો "ખાસ તસ્દી લેવાની જરૂર નથી. અનુકુળતાએ મોકલજો."

આ વાતો ચાલતી હતી ત્યાં વિનોદ-નિર્મળાની બાઇ એકમાંથી અમારો સામાન ઉતાવી, મજુરને માથે મુકાવી લઇ આવ્યો. હાલ તુરત છુટાં પડવાનો સમય થયો જાણી નિર્મળાની માતાએ આમંત્રણ દીધું: "ગુણવંતરાય ! તમે બન્ને મિત્રો કાલે જમવાનું આપણે ત્યાંજ રાખજો. " હું સમજ્યો કે, અમારો ઉતારો ડૉક્ટર દેસાઇના બંગલામાં નથી; કોઇક હોટેલનો આશ્રય શોધવો પડશે. સાહેબશાહી રિવાજોના અનુકરણ સાથે હિંદની પરોણાગતની પ્રાચીન ભાવના પણ પરવારી ગઇ ! નિમંત્રણ દઇને મ્હેમાનોને બોલાવે છતાં ઉતારા માટેનો હોટેલજ બતાવી દેવાય; અને એકાદ વખત જમાડવામાં કે ચ્હા-પાણી પાવામાંજ મ્હેમાની પૂરી થાય.

હતું, પણ મગજને નવું જેમ મળ્યું હોય એમ લાગતું હતું. વિચારોની ઘરમાળ ફરી રહી હતી. યૂરોપીય રીતરિવાજોના અનુકરણથી હિંદની પ્રાચીન અને ઉચ્ચ ભાવનાઓ કેટલે અંશે નષ્ટ થાય છે; સ્ત્રીઓ સ્વાભાવિક લજ્જા અને મૃદુતા ત્યાગી કેવી નિર્લજ્જ અને કઠોર બનતી જાય છે; એથી ગૃહજીવન પર કેવી માઠી અસર થવાનો સંભવ છે, એવા એવા વિચારોની પરંપરા મારા મગજમાં ચાલતી હતી. એટલામાં વાળુ તૈયાર હોવાની ખબર આપનો હોટેલનો ઘંટ વાગ્યો અને વિચારમાળા તુટી. વાળુ કર્યા પછી તે પાછી ચાલુ થઇ. અનેક વિચારોની ગડભાંજ થઇ, પણ એ સર્વનું પરિણામ શું આવશે તેનો છેવટનો નિર્ણય થાય તે પ્હેલાં નિદ્રાએ થાકેલા શરીર પર હકુમત ચલાવી.

( ૩ )

સવારમાં હું કાંઇક મોડો ઉઠ્યો. આઠ વાગી ગયા હતા. કુમુદના બિછાના તરફ નજર કરી તો ખાલી દેખાયું. તપાસ કરતાં જણાયું તો સાહેબ અર્ધોક કલાક પ્હેલાં

વખાણ કરવા માંડયા. તેની રીસ માત્ર ઉપર ઉપરનીજ–પ્રેમકલહરૂપ હતી. એ બન્નેનો પરસ્પર અનુરાગ જાણી એમના સુખથી મને પણ અત્યંત આનંદ થયો.

વાળુ કર્યા પછી સવારે ફરવા જવા વિષે કુમુદે વાત કાઢી. મેં કહ્યું: "હું આવવાનો નથી. તમારે જવું હોય તો જજો; મારે માટે થોભશો નહિ. મને કોઇએ આમંત્રણ નથી દીધું."

કુમુદે કહ્યું: "આમંત્રણ તો મિસિસ દેસાઇએ છુટાં પડતી વખત દીધું છે. મેં કાનોકાન સાંભળ્યું હતું."

મારો તર્કવાદ મેં આગળ કર્યો: "ના, ભાઇ. તેમણે તો માત્ર "આવો તો" એમ કહ્યું હતું. ચોક્કસ આમંત્રણ નથી કર્યું."

"તમારું લેખું પણ બહુ ખુબીદાર લાગે છે. એ આમંત્રણ નહિ તો બીજું શું છે? આમંત્રણને તે કંઇ શીંગડાં ઉગતાં હશે? તમે શું એમ માનો છો કે અહિં તમારા ઓરડામાં આવી હાથ જોડીને યથાવિધિ શાસ્ત્રમતાનુસાર આમંત્રણ આપે ત્યારેજ આમંત્રણ દીધું ગણાય?" કુમુદે મારા

પણ કુમુદે કહ્યું; "તમે તે વખતે ના પાડી દીધી હોત તો વાંધો નહતો. હવે નોંહ જાઓ તો અસભ્યતા લેખાશે."

મને આ દલીલ સાચી લાગી. તે વખતે બેધડક ના પાડતાં હું અચકાયો તેથી મનમાં મારી જાત પર–મારી નિર્બળતા પર મને ગુસ્સો આવ્યો. હવે ગયા વિના છુટકોજ ન હતો. પણ મારો ખીજવાટ ઝાઝીવાર ટકયો નહિ. નિર્મળા તરફના વધતા જતા પક્ષપાતે મારા મનને આશ્વાસન માટે કારણ ખોળી આપ્યું. "ગુર્જરપ્રભા" વાંચીને નિર્મળા શું અભિપ્રાય આપે છે તે જાણવાની મને ઉત્કંઠા હતી. 'સ્ત્રી જીવનનો આદર્શ" એ વિષય પરનો મારો લેખ એજ અંકમાં પ્રકટ થયો હતો. એ લેખ સંબંધી–મેં દર્શાવેલા વિચારો સબંધી નિર્મળાનો અભિપ્રાય જાણવાની મારે ખાસ જરૂર હતી, કારણકે નવિન ફેશનોનું, નવિન રીત રિવાજોનું અનુકરણ કરતી તેના જેવી અર્વાચીન સ્ત્રીઓના દૃષ્ટિબિંદુથીજ એ લેખ લખાયો હતો.

મને મનમાં સંદેહ ઉપજ્યો કે આ બાલા છુપા નામે કદાચ લેખો લખતી હશે. પણ સ્પષ્ટ પૂછવાનું સાહસ ન થયું. તેમજ લેખ જોયા વિના તે છાપવાનું માથે લેવા પણ હું તૈયાર ન હતો. નિર્મળા જેવી સુન્દરી પણ તંત્રી તરીકેની મારી ફરજ ભુલાવી શકે એમ ન હતું.

બીજાં બધાં અમારો આ વાર્તાલાપ સાંભળતાં અમારી પાછળ પાછળ ચાલ્યા આવતાં હતાં. પણ કુમુદને એ વાતો રૂચતી નહતી. નિર્મળાનું બધું ધ્યાન સાહિત્ય સંબંધી ક્ષુલ્લક વાતોથી હું રોકી રાખું એ તેને પસંદ ન હતું. પણ નિરૂપાયે તેને મુંગાજ રહેવું પડયું.

થોડીવારે નિર્મળાએજ પાછી વાત ઉપાડી. મારા માસિકમાં ટુંકી વાર્તાઓ દર મહિને આવે છે તે પોતાને ઘણી ગમે છે એમ તેણે જણાવ્યું. મેં કહ્યું : " મેં દર મહિને એક વાર્તા આપવાનો રિવાજ ચાલુ કર્યો છે, પણ કેટલીકવાર સારી વાર્તાઓ નહિ મળવાથી મોટી મુશ્કેલી અનુભવવી પડે છે. "

નિર્મળાને તો એટલુંજ જોઇતું હતું. પોતાને જાણે સારી તક મળી હોય અને તેનો ઉપયોગ કરતી હોય તેમ એણે કહ્યું : " મારા એક મિત્રે એક ટુંકી વાર્તા લખી છે. મારી પાસે તેની એક નકલ પડી છે. મને તો બહુ સારી લાગે છે. "ગુર્જરપ્રભા" માં છાપવા લાયક છે. તમારે જોવી હશે તો બતાવીશ. "

મને શું ખબર કે આ બલા આમ વળગશે ? માથેરાન આવવા નીકળ્યો ત્યારે સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે અહિં પણ તંત્રીપણું કરવું પડશે. માસિકોના તંત્રીઓને મને કે કમને કચરા જેવા લેખો ને વાર્તાઓ દરરોજ કેટલા વાંચવા પડે છે, તેનો ખ્યાલ બીજાઓને ક્યાંથી આવે ? નિરૂપાય મેં જવાબ દીધો : " જરૂર જોઇશ. શા માટે નહિ ? "

" પણ જોઇને તમારે તમારો સાચો અભિપ્રાય જણાવવો પડશે. એટલી શરત હોય તો બતાવું. નહિ તો નહિ. " નિર્મળાએ કહ્યું. આ કહેતાં તેણે એક અણદીઠો કટાક્ષ પોતાના ચપળ નયનથી કુમુદ તરફ કર્યો હોય એમ મને ભ્રાંતિ થઇ. કુમુદ પણ તેની સામું જોઇ રહ્યો હતો. બન્ને આંખને ઇશારે કંઇક વાત કરતા હોય એવો ભાસ થયો, પણ એમાં કાંઇ છુપો ભેદ હશે એમ મને તે વખતે વ્હેમ સરખોયે ન આવ્યો. પ્રેમીઓની એ અબોલ પ્રેમચેષ્ટા હશે, એમ ધારી મનમાંથી એ વાત કાઢી નાંખી.

મેં નિર્મળાની શરતનો સ્વીકાર કર્યો, " બેશક કહીશ. " મારે એટલુંજ જોઇતું હતું. જો વાર્તા " ગુર્જરપ્રભા " માટે નાલાયક હોય અને તેમ સ્પષ્ટતાથી કહી દઉં તો પછી એ છાપવા માટે મને આગ્રહ જ ના કરે.

" પણ મારા મિત્રનો લેખ છે એમ જાણી કંઇ મીઠું-મરચું ના ભભરાવતાં " નિર્મળાએ વધારે ખાત્રી કરવા માંડી.

" મારે સાચોજ અભિપ્રાય તમારે જાણવો છે તો પછી જે હશે તે અક્ષરે અક્ષર સાચું જ કહીશ. કાંઇ પણ બાબત નહિ છુપાવું. " અદાલતના પિંજરામાં સાક્ષી કબુલ કરે તેવો મેં પણ કર્યો.

ફરીને અમે પાછાં બંગલે આવ્યાં. હું હોટલ તરફ જવા રજા માગવાની તૈયારીમાં હતો ત્યાં નિર્મળાએ લેખ જોઇ જવાનો અને તેની માતાએ જમીને જવાનો આગ્રહ કર્યો. મારાથી ના પાડી શકાઇ નહિ.

નિર્મળા પોતાના ઓરડામાં જઇને લેખ લઇ આવી મારા હાથમાં મૂક્યો. આંકેલા ફૂલસ્કેપ કાગળમાં લખનારે તે સુંદર અક્ષરોથી

લખ્યો હતો. પહેલું પાનું જોતાંજ મેં કહ્યું " લેખક કોઇ નવો હોય એમ જણાય છે."

"તમે કેવી રીતે જાણી લીધું?" નિર્મળાએ ઉત્સુકતાથી પૂછ્યું.

" નવા લેખકો બહુજ શ્રમપૂર્વક સારા અક્ષરોમાં લખવાનો પ્રયત્ન કરે છે. જુના-ચયલા લેખકો એટલી તકલીફ નથી લેતા." મેં તંત્રીઓના અનુભવનો પરિચય કરાવ્યો.

છેલ્લું પાનું કાઢીને લેખના અંતમાં લેખકનું નામ જોઇ લેવાનો મેં પ્રયત્ન કર્યો. પણ નામ લખ્યું ન હતું. તે પછી મેં પાનાંની દરેક લીટી જોઇ વળ્યો કે વાર્તાનો અંત કેવી રીતે આવે છે. નવા લેખકો મોટે ભાગે પોતાની વાર્તાના નાયક કે નાયિકાને યા બન્નેને વિષ દઇને વાર્તાની સાથે તેમનો પણ અંત લાવી દે છે. આ વાર્તામાં તેવું કંઇ ન હતું. નાયક નાયિકા બન્ને છેવટ સુધી જીવતાં હતાં. આથી મને કંઇક સંતોષ થયો.

મનમાં સંદેહ થયો કે કદાચ નિર્મળાએજ આ વાર્તા લખી હશે. ઘણાએ ઉગતા અને શરમાળ લેખકો પોતાના લેખને મિત્રના લેખ તરીકે બતાવે છે.

મેં એને કહ્યું: "આજે રાતના હું નિરાંતે એ વાર્તા વાંચી જોઇશ, કાલે સવારે બનતાં સુધી મારો તે માટે જે અભિપ્રાય હશે તે જણાવીશ."

જમ્યા પછી આગલા દિવસની જેમ અમે થોડો આરામ કર્યો. પણ આજે કુમુદની ખુરશી ખાલી હતી. એ અને નિર્મળા કદાચ બાગની અંદર જઇને બેઠાં હશે. બપોર પછી અમે ત્રણ ફરી બાગ ફરવા ગયા; સાંજે છુટાં પડ્યાં.

આ વખતે મેં જે વાર્તા માટે કેવો અભિપ્રાય આપીશ એજ વાત મનમાં ઘોળાયાં કરતી હતી. કેવા શબ્દોમાં કલ્પનાથી સાચી વાત કહી દેવી. તેનો તંત્રીઓને ખાસ અભ્યાસ કરવો પડે છે. જુઠું ન બોલાય અને લેખકને માઠું ન લાગે એવું કહેવું, એ પણ એક કળા છે. "ભાષા જો કે બહુ સારી નથી પણ વિચારો ઉત્તમ છે;" "લેખ કેટલેક અંશે આકર્ષક છે;" "કંઇક અભ્યાસ પછી સારા લેખક થવાની આશા રહે છે," એવાં વાક્યો સમાલોચનામાં લખી નાખવાનો અમને અભ્યાસ પડી ગયો હોય છે.

( ૬ )

હોટેલમાં આવીને તરતજ મેં લેખ વાંચવા માંડ્યો. જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ મારી ભૂલ સ્પષ્ટ થતી ગઇ. લેખક તદ્દન નવો કે અનુભવહિન નથી એ વાત ચોક્કસ થઇ. એક કળાકારના સિદ્ધ હસ્તથી એ વાર્તા લખાઇ હતી. ભાષા જોરદાર, શુદ્ધ અને સરલ હતી. પાત્રાલેખન કોઇ નિપુણ નવલકથાકારને શરમાવે એવું હતું. નિર્મળાનો એ લેખ હોયજ નહિ. લેખ પૂરો થતાં પહેલાં લેખકની શૈલિ અને ભાષા ઉપરથી તેનું નામ પણ અનુમાની લીધું. આજ બે ત્રણ વર્ષથી ગુજરાતી સાહિત્યમાં, "ચંદ્ર" ઉપનામ ધારી એક લેખકે સારી પ્રતિષ્ઠા જમાવી હતી. આ વાર્તા પણ તેનીજ હતી. સાંભળ્યું હતું કે એ ગૃહસ્થ કાઠિયાવાડ તરફના છે. મેં એમનાં અનેક લેખો અને વાર્તાઓ વાંચ્યા હતા. નવા લેખકોમાં એનું નેતૃત્વ સ્વીકારાતું. જો કે લેખોમાં કંઇક ખામીઓ તો જરૂર હતી, પણ તે અલ્પ વયના લેખકોમાં હોય છે એવીજ અને ધીમે ધીમે નીકળી જાય એવી હતી.

બીજે દિવસે સવારે પાછા અમે ગયા. નાસ્તોપાણી. જમતાં પહેલાંજ મેં નિર્મળાને લેખ પાછો આપ્યો અને મારો અભિપ્રાય જણાવી દીધો. તેની ખુબ પ્રશંસા કરી.

એકાદ બે દોષ બતાવ્યા, પણ પ્રશંસાનું પાસું ખુબ નમતું હતું. છેવટે મેં કહ્યું: "લેખક બહુ નાની વયના હોય એમ લાગે છે."

"હા. મારાથી ઉમ્મરમાં સ્હેજજ મોટા છે" નિર્મળાએ કબુલ કર્યું.

"તમારે બહુ ગાઢી મિત્રતા હશે." મેં કહ્યું.

"હા. તે મારા સહૃદય અને અત્યંત પ્રિય મિત્ર છે." નિર્મળાએ સંકોચ કે લજ્જા વિના કહ્યું.

મને આ વાત સારી ન લાગી. એક યુવક એકાદ યુવતીનો "સહૃદય અને અત્યંત પ્રિય મિત્ર" હોય એ બનીજ કેમ શકે ? મને કુમુદની દયા આવી. પણ તે તો અત્યારે દિવાનખાનાના એક ખુણામાં ડૉક્ટર અને મિસિસ દેસાઇ સાથે વાતો કરવામાં તલ્લીન થઇ ગયો હતો. અમારી વાતો તરફ કોઇનું ધ્યાન ન હતું.

પણ બની શકે તો મિત્રને સહાયરૂપ થવા મેં વિચાર કર્યો. એ "ચંદ્ર" નામધારી લેખકનું ખરું નામ કામ લાગે તોજ એ દિશામાં કંઇ થઇ શકે અને તે જાણવાનો એકજ ઉપાય હતો. "ગુર્જરપ્રભા" માટે એના લેખો છાપવાને આવે તો રિવાજ મુજબ તંત્રી તરીકે એ નામ હું જાણી શકું. મેં નિર્મળાને પૂછ્યું: "એમના એકાદ બે લેખ "ગુર્જરપ્રભા" માટે ન મળી શકે ?"

"હેં ! શું મારા મિત્રના લેખે તમારા અંતઃર એટલી બધી અસર કરી છે ?" હર્ષથી ચકિત થઇને નિર્મળાએ પૂછ્યું.

"હા. એમજ છે." મારે નિરૂપાય કબુલ કરવું પડ્યું.

"ઠીક.. તો એમનો એકાદ બીજો કોઇ કોઇ લેખ તમને આપીશ. આ લેખ તો નહિ, આપું." નિર્મળાએ કહ્યું.

"ત્યારે શું તમારી પાસે એમના બીજા લેખો પણ છે ?" મારી કુતુહળતા હવે વધતી જતી હતી.

"એમના ઘણા લેખો મારી પાસે પડ્યા છે. કોઇ પણ નવો લેખ લખાઇ રહે કે તેઓ તરત મને મોકલી આપે છે." નિર્મળાએ સરળ હૃદયે કહી દીધું.

મેં મનમાં જ વિચાર કર્યો: "આ લક્ષણો તો સારાં નથી જણાતાં. વાત બહુ આગલ વધી હોય એમ જણાય છે." આટલું છતાં કુમુદ તરફ નિર્મળા કેવી રીતે પ્રેમ બતાવી શકતી હશે તે હું સમજી શક્યો નહિ. કદાચ દંભ કરતી હશે તો ? પણ નિર્મળા જે રીતે આ બધી વાતો કરતી હતી તે જોતાં એ લેખક સાથેની પોતાની મિત્રતા છુપાવવાનો જરા સરખો પણ પ્રયત્ન તે કરતી હોય એમ લાગતું ન હતું. આ ભેદનો પાર હું તે વખતે પામી ન શક્યો.

"ત્યારે તો એ લેખકના મુખ્ય વાચક અને સમાલોચક તમેજ હશો ?" મેં પૂછ્યું.

"એમ માની લો તો પણ ખોટું નથી. એમના બીજા વાચકો કરતાં એમના તરફ મને વધારે પ્રીતિ છે એટલીજ વિશેષતા." નિર્મળાએ કહ્યું.

"એમનું નામ કહી શકશો ?" યુક્તિથી કામ પાર ના પડ્યું એટલે મેં સીધો પ્રશ્ન કર્યો.

"એમનું નામ "ચંદ્ર." કંઇક વિચાર કરીને નિર્મળા બોલી. બોલતાં એના ગાલોપર શરમની રતાશ ચઢી આવી હોય એમ મને લાગ્યું. ગાઢી પ્રીતિનું આ ચિન્હ જોઇને કુમુદ માટે અત્યંત દુઃખ થયું.

"પણ એ તો એમનું ઉપનામ છે એમનું ખરું નામ શું ?" મેં સાચું નામ કઢાવવાનો પ્રયત્ન કર્યો.

"ખરું નામ આપવાની એમની સખ્ત

મનાઇ છે એમની રજા વિના ન આપી શકાય. " નિર્મળાએ કહ્યું.

હું હતાશ થયો. મારી યુક્તિઓ નિષ્ફળ નીવડી. " ચંદ્ર " ના બીજા પ્રકટ થયલા લેખો અને પુસ્તકો પર થોડીવાર વાતચીત ચાલી, તેમનાં ગુણ-દોષની સમાલોચના કરી મેં છેવટે કહ્યું " એમની " ભારત નંદિની " નામે હમણાંજ પ્રકટ થયલી નવલ કથા મારી પાસે સમાલોચનાર્થે આવી છે "

નિર્મળાએ આ સાંભળી કંઇ ખાસ અજાયબી ન બતાવી. મને લાગ્યું કે એ પુસ્તકો સમાલોચનાર્થ કોને કોને મોકલાયાં છે તે એ જાણતી હોવી જોઇએ. પણ એની એ સ્વચ્છંદતા માટે મને ખરેખર ગુસ્સો આવ્યો હતો. એક યુવાન તરફ પ્રેમ દર્શાવવા છતાં, બીજા યુવક માટે પ્રીતિ બતાવવી એ એક હિંદી યુવતી માટે અતિ શરમ ભરેલું ગણાય. યૂરોપીય જનસમાજમાં એવા વર્તનનો ગમે તેમ બચાવ કરવામાં આવે છતાં હિંદી ભાવનાતો એને પાપજ ગણશે. હિંદી જનસમાજમાં એવી સ્ત્રી અસતિ અને કલંકિતજ લેખાવી જોઇએ. પણ હમણાં હમણાં યૂરોપીય રીત રીવાજોની વાંદર નકલ સાથે હિંદી ભાવનાઓ પણ નષ્ટ થતી જાય છે. નિર્મળા જેવી સુન્દરી આ નવિન હાનિકારક ભાવનાઓનો ભોગ બને અને તે સાથે મારા મિત્રનું સુખ પણ નષ્ટ થાય એ મારાથી સહન ન થયું. " ચંદ્ર " તરફનો એનો પક્ષપાત જેમ બને તેમ જલદી દૂર કરવાનો મેં સંકલ્પ કર્યો. અત્યાર સુધી તેની પ્રશંસા કરવામાં મેં અજાણ્યે પાપ કર્યું હતું એમ મને લાગ્યું. એ પાપનું પ્રાયશ્ચિત કરવાની યોજના હું કરવા લાગ્યો.

( ૭ )

ક્રિસ્ટિસની રજાઓ પૂરી થતાં અમે પાછાં મુંબાઇ આવ્યાં. થોડા વખત પછી કુમુદ અને નિર્મળાનો વિવાહ પણ થઇ ગયો. આટલું છતાં " ચંદ્ર " વાળી વાત મારા મગજમાંથી ખસી ન હતી. નિર્મળા ગુજરાતી સાહીત્ય તરફ અત્યંત પક્ષપાત રાખતી હતી, ત્યારે કુમુદ તેનું નામ સાંભળતાંજ ભડકતો હતો. આ કજોડું ભવિષ્યમાં દુઃખી થાય તેમાં નવાઇ નહિ. તેમાંયે વળી નિર્મળાને " ચંદ્ર " જેવા લેખક તરફ પક્ષપાત હોય એટલે માઠું પરિણામ આવતાં વાર ન લાગે. અગ્નિ અને ઘી પાસે મુકયાં હોય તો ભડકોજ થાય. નિર્મળાનું મન એની તરફ આકર્ષાયું હતું એ વાત ચોક્કસ હતી. " ચંદ્ર " એનો સહૃદય મિત્ર હતો, પ્રિય મિત્ર હતો, એમ તેણે પોતે કબુલ્યું હતું. આ ગુપ્ત બીજ ભવિષ્યમાં ફાલી-ફૂલીને કેવા વૃક્ષના રૂપમાં દેખાશે એ કોણ કહી શકે ? એમાંથી વિષવૃક્ષ ભવિષ્યમાં થવાનો સંભવ મોટો હતો.

નિર્મળાનો આ પક્ષપાત દૂર કરવાનો ઉપાય હું શોધીજ રહ્યો હતો. એકાએક મને એક ઉત્તમ રસ્તો જડી આવ્યો. જો મારી કાતિલ કલમથી " ચંદ્ર " ના પુસ્તકોની કડક સમાલોચના કરૂં તો જરૂર એનો પક્ષપાત ઓછો થાય એમ મને લાગ્યું. નિર્મળાના હૃદય મંદિરમાં "ચંદ્રે" જે પ્રતિષ્ઠા જમાવી હતી, તેના મારી સમાલોચના રૂપી વજ્રથી ચૂરેચૂરા કરવાને હું તત્પર થયો. સાહિત્યની સેવાનો ખ્યાલ મેં આ વખતે દૂર મુકયો: મારા મિત્રનું દાંપત્યજીવન કંટક વિનાનું થાય એજ માત્ર અભિલાષ હતો. મેં નિશ્ચય કર્યો કે " ચંદ્ર " કરતાં વધારે પ્રતિભાશાલી લેખકો ગુજરાતી સાહિત્યની સેવા કરી રહ્યાછે, એમ હું આખી આલમ ને બતાવી આપીશ. " ચંદ્ર " ની ભાષાની ભુલો કાઢીશ; તેના વ્યાકરણના દોષો વીણી વીણીને જગતને દેખાડીશ. નવાં કે જુનાં, કયાં કયાં પુસ્તકોમાંથી " ચંદ્રે " વિચારોની, ભાષાની, પાત્રોની કે

પ્રસંગોની ચોરી કરી છે તે શોધી કાઢીશ; અને તેને સાહિત્યના ક્ષેત્રમાં ‘ચોર’ નામે પ્રસિદ્ધ કરી દઈશ. આ પ્રકારની સમાલોચનાથી નિર્મળાની ખાત્રી કરી આપીશ કે તેનો માની લીધેલો દેવ, માત્ર માટીનું પુતળું છે; સાધારણ કોટીના લેખકથી પણ ઉતરતો છે. આથી કુમુદ અને નિર્મળા બન્ને ઉપર હું ઉપકાર કરી શકીશ. બન્નેનું જીવન મારી સમાલોચનાના પ્રતાપે વધારે શુદ્ધ અને સ્નેહમય બનાવીશ.

આ વિચારોથી પ્રેરાઈ “ભારતનંદિની” ની એક કડક સમાલોચના મેં મે માસના અંક માટે લખી કાઢી; અને તરતજ પ્રેસમાં મોકલી આપી. મુંબાઈમાં છાપખાનાના દરો ત્રણ ગણા હોવાને લીધે “ગુર્જર પ્રભા” મારે બહારગામમાંજ છપાવવું પડતું હતું. યથાસમય એ સમાલોચનાના છેવટના પ્રુફો આવ્યાં. એ પ્રુફો સુધારતાં જ્યાં જ્યાં ભાષા ઓછી કડક જણાઈ ત્યાં ત્યાં વધારે કઠોર શબ્દો મુકી દીધા, અને સાંજની ટપાલમાં તે પાછાં પણ મોકલી આપ્યાં.

તેજ રાતે કુમુદ મને મળવાને આવ્યો. હમણાં હમણાં તે લગભગ દરરોજ મારી ખબર કાઢતો હતો, પણ “ભારતનંદિની” પાછળ હું એવો મંડ્યો હતો કે એની સાથે વાત કરવાની મને ફુરસદ મળતી ન હતી. એ પુસ્તક હજી ટેબલ પરજ પડ્યું હતું. આવતાં વેંત એની નજર તેની ઉપર પડી અને તે હાથમાં લેતાં મને કહ્યું: “ગુણવંત! આજે કેટલાયે દિવસથી તમે આ પુસ્તક પાછળ પડ્યા છો, અને તે એટલે સુધી કે મારી સાથે વાત સરખી પણ કરતા નથી. હું જ્યારે આવ્યો હોઉં ત્યારે તમને એ પુસ્તક લઈને હંમેશ લખતાજ જોયા છે. એટલું બધું તે શું છે?”

“હું એ પુસ્તકની સમાલોચના લખતો હતો,” મેં કહ્યું.

“એ સમાલોચના પૂરી લખાઈ ગઈ?” કુમુદે ઉત્સુકતાથી પૂછ્યું.

“હા આજેજ એનાં છેવટનાં પ્રુફો પણ મોકલી આપ્યાં.” મેં જવાબ દીધો. પણ કુમુદને કોઈ દિવસ નહિ ને આજે ગુજરાતી સાહિત્ય તરફ આટલી ઉત્સુકતા બતાવતો જોઈ મને અજાયબી લાગી. મેં તેના સામે જોયું તો તેના ઓઠ પર આછું સ્મિત ફરકી રહ્યું હતું. “કેમ! હસો છો શા માટે?” મેં પૂછ્યું.

“હસવાનું ખાસ કારણ છે. મારા જીવનનો એક ભેદ મેં તમારાથી અત્યાર સુધી છુપાવ્યો છે. પણ હવે “ભારતનંદિની” ની સમાલોચના તમે લખી કાઢી છે, એટલે ભેદ ખુલ્લો કરવામાં વાંધો નથી.” કુમુદે કહ્યું.

આ ભેદ શું હશે તે હું સમજી ન શક્યો. મેં વિસ્મયતાથી પૂછ્યું: “ભારતનંદિની” ની સમાલોચના ને તમારા જીવન સાથે શો સંબંધ? મને તો કંઈ સમજાતું નથી.”

“સંબંધ પૂરેપૂરો છે. એ “ચંદ્ર” હું જ છું.” કુમુદે ભેદ ખોલ્યો.

“તમે?” મેં અજાયબીથી બુમ પાડી. એકાએક વીજળી પડી હોત તોયે હું એટલો ચમકત નહિ. મારી બધી ધારણાઓની ઇમારત તૂટી પડી. એ ઇમારતને પાયોજ નહતો.

“એમાં આટલી અજાયબી શી? જોઈ નથી શકતા કે ‘કુમુદ કાન્ત’ એટલે ‘ચંદ્ર.’” કુમુદે ઉપનામ અને ખરા નામના અર્થની સરખામણી કરી, મારી ખાત્રી કરી આપી.

મારી ભુલ હવે મને સમજાઈ. ખોટી ધારણા બાંધી મેં નિર્મળા પર કલંક ચડાવ્યું હતું તે માટે પશ્ચાત્તાપ થયો. ઉતાવળમાં મિત્રને સહાય કરવા જતાં તેને નુકસાન કરી

બેસત. પણ હજી કંઇ બહુ મોડું થયું નહતું. પ્રેસમાં પ્રુફ બીજે દિવસે અગીઆર વાગ્યા પ્હેલાં પ્હોંચે એમ નહતું. સવારમાંજ તાર ઓફીસ ખુલતાં એક્સપ્રેસ તાર કરી તે છપાતાં અટકાવવાનો મેં નિશ્ચય કર્યો.

આટલું છતાં મારી અન્તર્યામી ઓછી થઇ નહતી. કુમુદ જેવો ગુજરાતી ભાષા અને સાહિત્યને ઘૃણાની નજરથી જોનાર માણસ "ભારતનંદિની" જેવું ઉત્કૃષ્ટ પુસ્તક લખી શકે, એ મારા હૃદયે કબુલ કર્યું નહિ. કુમુદે પોતેજ મારી અન્તર્યામી ટાળી.

તેણે કહ્યું: "વિલાયતમાં હું ત્રણ વર્ષ બારીસ્ટર થવા માટે રહ્યો ત્યારે મને સમય પુષ્કળ મળતો હતો. પરિક્ષા માટે તો છ માસજ ધ્યાન દઇને વાંચ્યું હોય તો સારામાં સારું પરિણામ આણી શકાય. બચતા વખતનો કંઇક સદુપયોગ કરવો એવો મારો આશય હતો અને તેથી હું હમેશાં બ્રિટિશ મ્યુઝીઅમના પુસ્તકાલયમાં જઇને મારો સમય ગાળતો. ત્યાં ગુજરાતી સાહિત્યના મળી શક્યાં તેટલાં બધાં પુસ્તકો ધ્યાન દઇને વાંચ્યાં; ખરું કહું તો તેમનો અભ્યાસ કર્યો. ત્યાર પછી મને લખવાની ઉત્સુકતા થઇ. મારા પ્રથમના લેખો હજી મેં સાંચવી રાખ્યા છે. એ છપાવવા જેવા નથી પરંતુ મારા પ્રાથમિક પ્રયાસોની સ્મૃતિ રૂપે મને અત્યંત પ્રિય છે. જ્યારે લેખ સારા લખાવા માંડયા ત્યારેજ મેં તે પ્રકટ કરાવવાની હામ ભીડી હતી. "ભારતનંદિની" પાછળ તો મેં ખાસ શ્રમ લીધો છે. નવિન ભારતની મારી બધી ભાવનાઓ એમાં મેં સંકલિત કરી છે. મારા ઉપનામનો ભેદ તમને કહી દેવાની ઇચ્છા મને ઘણીવાર થઇ હતી પણ મેં તે રોકી રાખી. મારો ઉદ્દેશ એ હતો કે "ભારતનંદિની"ની સ્વતંત્રતા સમાલોચના તમારે હાથે "ગુર્જર પ્રભા" માં લખાય તે પછીજ એ ભેદ તમને કહેવો. મને ભય એ હતો કે કદાચ તમે મિત્ર ધારીને સમાલોચના લખતાં પક્ષપાત કરો. હવે તમે લખી નાંખી છે એટલે કહેવામાં હરકત નથી."

પ્હેલાંથી ભેદ ખોલી દીધો હોત તો મારે જે જે મનોવ્યથા ભોગવવી પડી તે ભોગવવી પડત નહિ; જે વ્યર્થ શ્રમ સમાલોચના લખવા પાછળ કરવો પડયો, તે કરવો પડત નહિ. પણ એ આપ વીતી કુમુદને શી રીતે સમજાવું?

બીજે દિવસે સવારે મેં પ્રેસવાળા ઉપર એક્સપ્રેસ તાર કર્યો: "ભારતનંદિની"ની સમાલોચના છાપશો નહિ. તેને સ્થાને બીજો કોઇ લેખ છાપી લેજો."*

* હિન્દી ઉપરથી.



# ટુવાલની કસરત.

લેખિકા :
દિવાળીબેન જીણાભાઈ રાઠોડ.



ઘણાં મનુષ્યોને સમય અને સ્થળના અભાવને લીધે અથવા અન્ય કંઈ કારણને લીધે કસરત કરવાની સગવડ મળતી નથી. તથાપિ કસરતની જરૂર તેમને જણાતી નથી, એમ નથી. કસરત ન થવાથી ઘણી વેળા તેમને વૈદ્ય ડૉક્ટર પાસે જવું પડે છે, ભૂખ લાગતી નથી, આવી આવી ફરીયાદ ઘણા જનોની હોય છે. ડૉક્ટરો એમની ફરીયાદ સાંભળી લઈને તથા કંઈક દવા આપીને કે શક્તિની (ટૉનિક) દવા લેવાનું કહીને, થોડી થોડી પણ કસરત કરતાં જાઓ, એવી શિખામણ આપે છે. ડૉક્ટરનો ઉપદેશ સારો હોય છે, પણ સાંભળનારાઓને તે પ્રમાણે વર્તવાને સગવડ હોતી નથી. ઘણું કરીને તેઓ નાઈલાજ હોય છે, એમ કહેવાને કશી હરકત નથી. ઘરની બહાર જઈને કસરત કરવાને વખત નથી મળતો એમ કહીને, કસરતને ચાહનારા, ઘણા લોકો કસરત કરવા માટે, બજારમાંથી ડમ્બેલ્સ વગેરે કસરતનાં સાધનો લાવી રાખે છે, અથવા મગદળ વગેરે તૈયાર કરાવી લે છે. પણ આટલી તૈયારી કર્યાં છતાંએ ડમ્બેલ્સ અને મગદળ ખૂણામાં ધૂળ ખાતાં પડેલાં અમે ઘણે ઠેકાણે જોયાં છે. ડમ્બેલ્સ અને મગદળની કસરત ઘરમાં થતી હોય, તો પણ તે એક પ્રકારનું બંધનજ છે. તેને માટે જૂદી જગા અને જૂદો વખત રાખવો જોઈએ. પણ આજે જે કસરત વિષે કહેવામાં આવશે તે તદ્દન સાદી અને સ્થળ તથા સમયના બંધન વિનાની છે. વળી તે જેટલી સાદી છે, તેટલીજ બીનખર્ચની—સસ્તી—પણ છે. તેને માટે કોઈ પણ પ્રકારનું સાહિત્ય બજારમાંથી વેચાતું લેવાની જરૂર નથી. આ કાર્યમાં ફક્ત નિયમિતપણાનીજ જરૂર છે. કોઈ પણ કાર્યમાં નિયમિતપણું હોયા વિના ફલપ્રાપ્તિ થવી મુશ્કેલ છે.

સવારમાં સ્નાન કરી, ડીલ લુછ્યા પછી ટુવાલ તો હાથમાં હોયજ. તે ટુવાલના કપડાથીજ આ કસરત પા કે અર્ધો કલાક કરવાની છે. માત્ર દરરોજ નિયમિતપણે તે કરવી જોઈએ. તેના પરિણામે બંધકોશ, અજીર્ણ વગેરે રોગોનો નાશ થઈને ભૂખ સારી લાગે છે. કસરતના યોગે ખરાબ પરસેવો બહાર નીકળી જઈને લોહી શુદ્ધ બની તેનું વહન સારું ચાલે છે. નિદ્રાની ફરીયાદ તો તદ્દન મટી જાય છે, જાડ્યતા સુસ્તિ નાશ પામે છે. એ પ્રમાણે

શરીર નિરોગી, સુદઢ અને સતેજ થાય છે. પ્રાતઃકાળે સ્નાન કરવું હિતકારક છે. તેવીજ રીતે આ કસરત કરે તો તેથી પણ ઘણોજ ફાયદો થાય તેમ છે.

### કસરત નંબર પહેલો.

છાતીનો વિસ્તાર વધવા માટે પહેલી આકૃતિમાં બતાવ્યા પ્રમાણે ઉભા રહો. તેમજ પહોળા કરેલાં હાથ ઉંચા કરી આસ્તે પાછલી બાજુએ લો: પછી પ્રત્યેક વેળાએ એક હાથ માથા ઉપર લઇ એક વખતે ડાબી બાજુ અને એક વખતે જમણી બાજુ એમ ટુવાલ ફેરવો. ( આકૃતિ ૧ લી. )

### કસરત નંબર બીજો.

સ્નાયુ અને સાથળ મજબુત કરવા માટે. બેઉ હાથે છેડેથી પકડેલો ટુવાલ ખૂબ ખેંચીને પોતાની સામે પકડો. તેવીજ રીતે હાથ નીચે લઇ, મર્યાદાથી તેના ઉપર લાત મારો. માત્ર તમે જે જગા ઉપર ઉભેલા હો થી તલપૂર પણ ખસશો નહિ. (આકૃતિ ૨ જી.)

### કસરત નંબર ત્રીજો.

પગના સ્નાયુ મજબૂત કરવા માટે. હાથ પૂરેપૂરા પહોળા કરી, પોતાની સામે પકડેલા ટુવાલને ધીમે ધીમે ઉપર લઇ જ સરખી રીતે માથા ઉપર લાવો. પછી છેવટ આકૃતિ પ્રમાણે નીચે બેસો અને પાછા ઉ ( આકૃતિ ૩ જી. )

### કસરત નંબર ચોથો.

વાંસો અને કુખના સ્નાયુ મજબૂત થ માટે જરા આગળ વાંકા વળી ટુવા તેવીજ રીતે સામે પકડી તે જમીનને અ ત્યાં સુધી વાંકા વળો. પછી તે પગ પા લાવી, ઘુંટણ પહોળા કરી ધીમે ધીમે ઉ થાઓ. ( આકૃતિ ૪ થી. )

### કસરત નંબર પાંચમો.

વાંસો અને તેની ઉપરના ભાગો મજબ કરવા માટે ચિત્રમાં પહેલી આકૃતિ પ્રમા આગળ વાંકા વળી હાથને, જેટલા બની શ તેટલા લાંબા કરો. ( આકૃતિ ૫ મી. )

### કસરત નંબર છઠ્ઠો.

છાતીના સ્નાયુ મજબૂત કરવા મા માથું પાછળ વાળો. અને ટુવાલ મો ઉપર લાવીને પકડો. પછી એક, બે, એ લાંબા લાંબા પગલાં ભરીને ફરો. ટુવા માત્ર એમજ રહેવા દો. ( આકૃતિ ૬ ઠ્ઠી.

---

ન્યાયાધીશે પાંજરામાંના કેદી તરફ જોઇને ટીકા કરી: " અલ્યા, તારો ચહેરો મે આગલ જોયો હોય એમ લાગે છે. "

કેદી: " સાચી વાત છે. આપણે બન્ને લગોટીઆ દોસ્તો હતા. "

ન્યાયાધીશે ગુસ્સે થઇને કહ્યું: " ચુપ રહે બદમાશ ! હું ક્યાં ને તું ક્યાં ?"

કેદીએ ગંભીરતાથી જવાબ દીધો: " નહિ સાહેબ; સાચી વાત છે. જુઓને, તમારી ઉમ્મર ૫૦ વર્ષની છે અને મારી પણ તેટલીજ છે ! "

આકૃતી નં. ૧



આકૃતી નં. ૨



આકૃતી નં. ૩



આકૃતી નં. ૪.





આકૃતી નં. ૫





આકૃતી નં. ૬.





# સ્ત્રી જગત્.

## હિન્દ.

ગોહીલવાડની એક વિધવા ગરાસીઅણુ બાઇએ પોતાના બે વરતના જન્મેલા બાળકોનું કમકમાટ ઉપજાવે એવી રીતે મરણ નીપજાવ્યું. બે દિવસ સુધી તો એ બાળકોને ધવરાવ્યા પણુ નહિ અને છેવટે કાંટાની ઝાડમાં ફેંકી દીધા હતા. પોતાનું પાપ છુપાવવા માટે ફરજિયાત વિધવાવસ્થા ભોગવતી અનેક સ્ત્રીઓને હાથે આવી બાળહત્યાઓ થાય છે, સમાજના ક્રુર બંધનોને લીધે માતાનો કુદરતી સ્નેહ પણુ નાશ પામે છે !

× × × ×

સુરતના શ્રી નેમચંદ નાથાએ પોતાની છોકરીને મ્યુનીસીપેલીટીની સ્કુલમાં નહિ મોકલવા માટે સબડીવીઝનલ મેજીસ્ટ્રેટે તેમનો એક રૂપીઓ દંડ કર્યો હતો. હાઇકોર્ટને એ દંડ રદ કરવા અરજ કરતાં, ગુન્હો થયો નથી જણાવી દંડ રદ કર્યો હતો. હવે માબાપો પોતાના બાળકોને નિર્ભયતાથી રાષ્ટ્રીય શાળાઓમાં મોકલી શકશે.

× × × ×

મુંબાઇના એ વોર્ડની ડીસ્ટ્રીક્ટ કોંગ્રેસ કમીટિએ એ જીલ્લાની શાળાઓમાં ચરખા દાખલ કરવા માટે બની શકે તે પ્રયત્નો કરવા એક પેટા કમીટિ નીમી છે.

× × × ×

અમદાવાદની છોકરીઓની હાઇસ્કુલના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે સરકારે મીસ એચ. એમ. ડીલ્ડીનેની નીમણુંક કરી છે. એ કામ માટે કોઇ યોગ્ય હિંદી મહિલા ન મળી શકત ?

× × × ×

તારીખ ૧૮ મીનો રાષ્ટ્રધ્વજ દિન ઉજવવા મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાએ મારવાડી વિદ્યાલય હોલમાં એક જંગી સભા ભરી હતી. પ્રમુખસ્થાન દેવી. કસ્તુરબાએ શોભાવ્યું હતું. રાષ્ટ્રધ્વજની લડતમાં જે દેશ નાયકોએ કુરબાની કરી છે તેમને અભિનંદન આપનારો ઠરાવ બ્હેન રતનબાઇએ રજુ કર્યો હતો. સભા પૂરી થતાં સર્વ મહિલાઓ સરઘસના રૂપમાં માધવબાગ ગઇ હતી, અને ત્યાં પ્રાર્થના કરી સરઘસ વીખરાઇ ગયું હતું. લોકમાન્ય તિલક જયંતી ઉજવવા પણુ એક સભા એજ હોલમાં એ સંસ્થા તરફથી બોલાવવામાં આવી હતી.

× × × ×

રાષ્ટ્રધ્વજનો દિન ઉજવવા નડીઆદમાં સ્ત્રીઓની એક સભા રાણીશ્રી ભક્તિલક્ષ્મીના પ્રમુખપદે મળી હતી. સભામાં શ્રી. હરીભાઇ અમીનનો "રાષ્ટ્રધ્વજ" વિષે લેખ રાષ્ટ્રીય કન્યાશાળાની અધ્યાપિકા બ્હેન ચતુરલક્ષ્મીએ વાંચી સંભળાવ્યો હતો. ભાઇ રાવજીભાઈ મણીભાઇ પટેલે ધ્વજની લડતનું રહસ્ય સમજાવ્યું હતું.

× × × ×

મુંબાઇમાં લાલવાડી પર રહેતી દેવકીબાઇના છોકરાનું તેની સાથે રહેતી અને છોકરાંની સંભાળ રાખતી બાઇ સકુબાઇએ ડામ દઇ મરણ નીપજાવ્યું છે. દેવકીબાઇ કામ પર જતી ત્યારે છોકરાંને સકુબાઇની સંભાળમાં રાખતી, એને માટે તે મહિને પાંચ રૂપીઆ આપતી હતી. છોકરો રડવાથી સકુબાઇએ ચીપીઓ તપાવી ભયંકર ડામ દીધા હતા. સંભાળ તો સારી રાખી !

× × × ×

માટુંગા ( મુંબાઇ ) ના રેસીડન્ટસ એસોસીએશને નીમેલી શિક્ષણ સમીતિના પ્રયાસથી ત્યાંની મ્યુનીસીપલ કન્યાશાળામાં આરીનું ભરતકામ શીખવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. પુસ્તકોના શિક્ષણ ઉપરાંત કન્યાઓને સંગીત, ડ્રોઇંગ, ડ્રીલ અને સીવણ શીખવાય છે. બાળકોને એક વર્ગ ખોલવાનો પ્રયાસ ચાલે છે. દરેક વર્ગમાં હાથ હંમેશ ફરજિયાત અર્ધો કલાક

રેંટીઓ કાંતવાનું શરૂ કરવામાં આવ્યું છે. મુંબાઇના બીજાં પરાંઓના રહેવાસીઓને આ પ્રયાસો અનુકરણ કરવા જેવા છે.

× × × ×

મીસ હામા નામે પારસી સ્ત્રી-ચિત્રકારનું બનાવેલું અમેરિકાના એક આગલા પ્રેસીડન્ટ અબ્રાહામ લીન્કનનું મનોરંજક ચિત્ર મુંબાઇની પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમની ચિત્ર ગેલેરીમાં મુકવામાં આવ્યું છે.

× × × ×

જાહેરજીવનમાં: હિન્દની મહિલાઓએ પણ હવે ધીરે ધીરે જાહેરજીવનમાં આગળ પડતો ભાગ લેવા માંડયો છે. શ્રીમતી ઉમાદેવી નેહરૂ અલ્લાહાબાદ મ્યુનીસીપેલીટીના સભાસદ તરીકે ચુંટાયાં છે. મુંબાઇની મ્યુનીસીપેલીટીમાં પણ ત્રણ હિન્દી મહિલાઓ-શ્રીમતી સરોજીનિ નાયડુ, શ્રીમતી અવંતિકાબાઇ ગોખલે અને કુમારી બચુબાઇ લોટવાળા છેલ્લી ચુંટણીમાં સફળ થઈ વિરાજે છે. રાજકોટના પ્રતિનીધિ મંડળમાં સભાસદો તરીકે બે મહિલાઓ-શ્રીમતી માણેકબાઇ કવિ અને ડૉ. રૂખમાબાઇ વિરાજે છે.

લાઓ દેશદ'' ભાવિ ઉજ્જવલ છે એમ બતાવી આપે છે. તેમનાં કાર્યો સ્ત્રી જાતિ સાથે હિન્દને પણ ઉન્નત કરે એમ ઇચ્છીએ છીએ.

× × × ×

પ્રસિદ્ધ ભારત સપૂત લાલા લજપતરાયની પુત્રી શ્રીમતી પાર્વતી દેવી મુસલમાન ધર્મમાં વટલી ગયલા હિન્દુઓને શુદ્ધ કરી હિન્દુ ધર્મમાં લાવવા માટેના કાર્યમાં સહાય કરી રહી છે. ધર્મની રક્ષા એ કરવી સ્ત્રીઓની પ્રથમ ફરજ છે, એમ કહેવાય છે તે ખોટું નથી.

× × × ×

'હિન્દુઓના જાતિ પરસ્પર લગ્ન સંબંધી ડૉ. ગોરનો ખરડો વડી ધારાસભાએ પસાર કરી તેને કાયદાનું સ્વરૂપ આપ્યું છે. એ પહેલાં એવોજ એક કાયદો કરાવવા માટે મી. બસુએ અને મી. પટેલે પ્રયત્નો કર્યા હતા; પણ તે નિષ્ફળ ગયા હતા. સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે જાતિ પરસ્પર લગ્ન કરનાર જોડાંએ પોતે કોઇ પણ ધર્મના નથી એવો એકરાર કરવો પડતો હતો. હવે એવો જુઠો એકરાર કરવો નહિ પડે. ડૉ. ગોરના કાયદાથી જુદી જુદી જ્ઞાતિના હિન્દુઓ લગ્નની

માણેકજી દાદીભાઈએ એ ખરડાને અનુમોદન આપ્યું હતું. બીજા પણ સભાસદો એની તરફેણમાં હતા. છેવટે એ ખરડો પસાર થયો છે. હિન્દની સ્ત્રીઓ મોટે ભાગે પરાધીન અવસ્થામાં છે અને કન્યાવિક્રયનો રીવાજ તેમની બેડીઓ મજબુત કરે છે. એ રીવાજ દેશના ખૂણે ખૂણે પ્રસરી રહ્યો છે. એને નાબુદ કરવા સરકાર કેવા પ્રયત્નો કરશે તે હવે જોવાનું છે !

× × × ×

અમૃતસરના કેટલાક મુસલમાનો એક હિન્દુ સ્ત્રીને મુસલમાન બનાવવા માગતા હતા; પણ ત્યાંના શીખોએ તેને એક અકાલી સાથે પરણાવી તેને ગામ મોકલી આપી. પોલીસે પાછી લઇ, તે સ્ત્રીને પકડી કોર્ટમાં હજી કરી પણ કોર્ટે તેને છોડી મુકી. ધર્માંધતા કેટલી હદ સુધી જઇ શકે છે !

× × × ×

મુરાદાબાદની સેવા સમીતિએ એક કહેવાતા બ્રહ્મચારી બદમાશના હાથમાંથી એક છોકરીને થોડા સમય પર બચાવી હતી. એ બ્રહ્મચારી મહારાજે તેટલા માટે સેવાસમીતિ ઉપર આકરીને કબ્જે લેવાનો દાવો માંડયો હતો, પરન્તુ કોર્ટે દાવો રદ કર્યો. છોકરી બનારસના એક ખાનદાન કુટુમ્બની હતી. તેને તેના ભાઇને સોંપી દેવામાં આવી છે. આવા પાખંડી સાધુ-મહાત્માઓથી ચેતતા રહેવું જોઈએ.

× × × ×

અભયાનંદ નામના એક સન્યાસીને છુપી પોલીસે પકડી કલકત્તે આણ્યો છે. તેની ઉપર શકબાલા નામની એક બંગાલી હિન્દુ વિધવાને મારી નાંખવાનો આરોપ છે. પોલીસ કહે છે કે આ સ્વામીજી એ વીસ વર્ષની જુવાન વિધવાને ધાર્મિક શિક્ષણ આપતા હતા; જે પછી ફોસલાવીને કલકત્તાથી તેને નસાડી ગયા. છ માસ સુધી તેમનો પતિ-પત્ની તરીકેનો વ્યવહાર રહ્યો. બાઇના સગાંઓએ શોધ કરી પણ વ્યર્થ ગઇ. જ્યારે તે ગર્ભવતી થઇ ત્યારે વાત ઉઘાડી પડી. બાઇ એ અવસ્થામાંજ મરી ગઇ. ધર્મને નામે ઘાટ પાડનારા આવા કેટલાયે નરપશુઓ હિન્દને ભારે મારવા હશે !

× × × ×

લંડનમાં એક તેર વર્ષની છોકરીએ પોતાની દાદીમાને છરીથી મારી નાંખી છે. કોર્ટે તેને જન્મ પર્યંત કેદની શિક્ષા ફરમાવી છે.

× × × ×

બારીસાલ જીલ્લામાં ક્ષયરોગથી શ્રી. વિરેન્દ્રનાથ બી. એ. નું મૃત્યુ થયું, ત્યારે તેમની પાછળ તેમની પત્ની રસોડામાં બળીને સતી થઇ ગઈ.

× × × ×

મેવાડ રાજ્ય તરફથી ત્યાંના સીપાઇઓએ ખેડુત વર્ગની સ્ત્રીઓ પર અમાનુષિક અત્યાચારો કર્યાની વાત બહાર આવી છે. એ સીપાઇઓએ સ્ત્રીઓ પર લાઠી વગેરે હથિઆરો ચલાવી તેમને ઘાયલ કરી, પોતાની બ્હાદુરી બતાવી હતી. પોતાની નિર્બલ બ્હેનો પર હાથ ચલાવતાં એ સીપાઇઓને શરમ નહિ આવી હોય ?

---

## એશિયા.

જાપાનની સ્ત્રીઓ ફોજદારી કાયદામાં ફેરફાર કરાવવાના પ્રયત્નો કરી રહી છે. તેઓ ઇચ્છે છે કે ગુન્હાઓ માટે સ્ત્રી-પુરૂષોને સરખીજ સજા કરવામાં આવે. ત્યાંના ફોજદારી કાયદામાં એક એવી કલમ છે કે પરણેલી સ્ત્રીઓ વ્યભિચાર કરે તો તેમને બે વર્ષની કેદની સજા થાય, જ્યારે તેજ ગુન્હા માટે પુરૂષોને કંઇ સજા ન થાય. આ કલમ બદલાવવાને ત્યાંની સ્ત્રીઓ પ્રયત્નો કરે છે. બીજી બાબતોમાં પણ પુરૂષો જેટલાજ હક મેળવવાને તેમના પ્રયત્નો ચાલુ છે. એ ઉદ્દેશ બતાવવાને ટોકીયોમાં થોડા સમયપર સ્ત્રીઓનું એક જંગી સરઘસ નીકળ્યું હતું. આ સરઘસ એટલું મોટું હતું કે તેમને શાંત રાખવા પોલીસના દસ હજાર માણસો કામે લાગ્યા હતા.

× × × ×

સિઆમમાં સ્ત્રી કેળવણી તરફ કોઇ ધ્યાન નથી દેતું. શિક્ષિત સ્ત્રીઓની સંખ્યા ત્યાં બહુજ ઓછી છે. તેમને માત્ર સંગીતનું શિક્ષણ આપવામાં આવે છે અને તે પણ એટલા માટે કે એ શિક્ષણથી તે પતિ દેવતાનું મનરંજન કરી શકે. ભોજન બનાવવાની ફરજ અહિંની જેમ તેમને માથે પડેલી છે. એ કલામાં તેઓ નિપુણ હોય છે.

પણ એક ભયંકર રિવાજ ત્યાં પડી ગયો છે. સ્ત્રીને પ્રસવ થયા પછી ફરજિયાત ચૂલા આગલ તાપવા બેસાડવામાં આવે છે અને તે પણ કેટલાક દિવસો સુધી. ઘણીવાર એમ બની જાય છે કે અશક્ત થઇ ગએલી સ્ત્રીઓ આ તાપ સહન કરી શકતી નથી અને તેમનું એમ તાપતાંજ મૃત્યુ થઇ જાય છે. જે બચે છે તેમને પણ તંદુરસ્તી પાછી મેળવતાં મહિનાઓ લાગે છે. આ પ્રથા ગરીબ-તવંગર બધા વર્ગોમાં ચાલુ છે અને એટલી જુની થઇ ગઇ છે કે ખુદ રાજા પણ તેનો નાશ કરી શકતો નથી. વિવાહ માતપિતાની ઇચ્છા પ્રમાણે બાળવયમાંજ થઇ જાય છે; પણ વરને રીતની પહેરામણી આપવાનો અહિં રિવાજ નથી.

× × × ×

અનામમાં સ્ત્રીઓના બે વિભાગ હોય છે. એક તો શરીરે કમજોર અને ટુંકા આયુષ્યવાળી સ્ત્રીઓ, જેમનો ઉપયોગ મુખ્યત્વે પુરૂષોની સેવા અને વિલાસ અર્થેજ થાય છે. બીજો વિભાગ સશક્ત અને લાંબુ આયુષ્ય ભોગવનારો હોય છે, જેમની પાસે ખેતરમાં તેમજ ઘરમાં સખ્ત મજુરી કરાવવામાં આવે છે. બજારમાં વેચવા સાટવાનું કામ સ્ત્રીઓજ કરે છે. દૂર દૂરની સ્ત્રીઓ ચાલીને યા હોડીઓમાં જ્યાં બજાર ભરાય છે ત્યાં પોત પોતાની વેચવાની વસ્તુઓ લઇને આવે છે. દરેક ચીજની જુદી દુકાન હોય છે. દરેક સ્ત્રી પોતાની દુકાન આગળ બેસી માલ વેચવા માટે જોરજોરથી બુમો પાડે છે, અને એક સાથે બુમો પાડવાથી એટલો કોલાહલ થાય છે કે માઇલો સુધી સંભળાય છે. સાથે સાથે પાન પણ ચાવતી જાય છે અને મોઢું ભરેલું હોય તે વખતે બુમ પાડતાં પાનનો રસ કપડાંપર પડે છે. એટલે સુધી કે દિવસની આખરે તેનું આખું કપડું પાનના રંગથી રંગાઇ જાય છે. એમ મનાય છે કે જેનું કપડું સોથી વધારે રંગાયું હોય તે માલ વેચવામાં સોથી વધારે ચાલાક છે ! બુમ પાડતાં ગળું બેસી જાય તે પણ હુશિયારીની નિશાની છે !

અમેરિકા.

અમેરિકાની સ્ત્રીઓ સર્વ વિષયોમાં પુરૂષ વર્ગની બરોબરી કરવાના પ્રયત્નો કરી રહી છે. દરેક બાબતમાં તેઓ પુરૂષોની સાથે હરીફાઇ કરે છે. વકીલાત અને વૈદક ધંધાથી માંડીને મોટર હાંકવા સુધીના કાર્યોમાં સ્ત્રીઓ ભાગ લે છે. કુમારી મીલીસંટ કુપર યુનાઇટેડ સ્ટેટ્સના મેન્ટોલા પ્રદેશમાં શિક્ષિકા હતી, તે કામ છોડી ત્યાંના પોલીસ ખાતામાં દાખલ થઇ હતી. અંગુઠાની છાપ ઉપરથી સ્ત્રી-ગુન્હેગારોને પકડવામાં તેણે બતાવેલી કુશળતાથી હમણાં તેને વોશીંગ્ટનના પોલીસ ખાતામાં એક ઉચ્ચપદ આપ્યું છે, જે અત્યાર પહેલાં કોઇ પણ સ્ત્રીને મળ્યું નહતું. એલ્બામા પ્રદેશમાં વિટ્મુકા શહેરમાં સ્ત્રી-ગુન્હેગારો માટે એક જેલ છે, જેમાં દેખરેખ રાખનાર સર્વ સ્ત્રીઓજ છે. શ્રીમતી એલીઝાબેથ કેરી જે પહેલાં બેરીસ્ટર હતી તે વિસ્કોનસિન પ્રદેશની વ્યવસ્થાપક કમીટીમાં વાર્ષિક ૫૦૦૦ ડોલરના પગારે સભાસદ નીમાઇ છે, અને હોસ્પીટલો, જેલ, રેફરમેટ્રી વગેરે પર દેખરેખ રાખવાનું કામ તેને સોંપાયું છે. કુમારી સરાહ મેકપાઇક ન્યુયોર્કના મજુરખાતામાં મંત્રી તરીકે નીમાઇ છે અને પોતાના વિભાગમાં સ્ત્રીઓને મોટી સંખ્યામાં નીમાવા ઉત્સુકતા ધરાવે છે. કુમારી ચેસ એલિસને યૂનાઇટેડ સ્ટેટ્સની સરકાર તરફથી પ્રતિનીધિ તરીકે જીનેવાના રાષ્ટ્ર સંઘ-લીગ ઓફ નેશન્સમાં મોકલવામાં આવી છે. શ્રીમતી રેન્નીલીયર, જે ન્યુયોર્કમાં રહે છે તે ઇતિહાસનું ઉંડું જ્ઞાન ધરાવે છે અને સાહિત્યના વિવેચનમાં-સમાલોચના કરવામાં આગલ પડતો ભાગ ભજવે છે. અમેરિકન એકેડમી ઓફ આર્ટસ તરફથી તેને એક સોનાનો ચાંદ પણ મળ્યો છે. શ્રીમતી એલીઝાબેથ બર્નાર્ડ વાર્ષિક ૮૦૦૦ ડોલરના પગારે ફ્લોરિડા પ્રદેશના ટપાલ ખાતામાં કામ કરે છે. ટેનેસિની મહિલાઓએ રાષ્ટ્રીય તેમજ સ્થાનિક સ્વરાજ્યના પ્રદેશમાં પ્રતિનીધિ થવાનો સરખો હક મેળવ્યો છે.

× × × ×

બ્રાઝિલ (દક્ષિણ અમેરિકા) બ્રાઝિલની સ્ત્રીઓ જો કે પરાધીન છે છતાં ત્યાં મહીલા

મહિલાઓ ડોકટર, દંતવૈદ્ય, લેખક, કવિ, શિલ્પી અને ચિત્રકાર તરીકે કામ કરે છે. એન્જીનીઅર અને રસાયન શાસ્ત્રી તરીકે પણ કેટલીક સ્ત્રીઓ ધંધો ચલાવે છે. ધીરે ધીરે પરદાનો રીવાજ નાબુદ થતો જાય છે.

---

## યૂરપ.

ઇંગ્લાંડ: છુટા છેડાના કાયદામાં સુધારો કરનારો એક કાયદો ઇંગ્લાંડની પાર્લામેંટે થોડા વખતપરજ પસાર કર્યો. પહેલાના કાયદામાં એવું હતું કે પત્ની જો વ્યભિચાર કરે તો પતિ છુટા છેડા મેળવી શકે; જ્યારે સ્રીને છુટા છેડા મેળવવા માટે પતિનો વ્યભિચારજ નહિ પણ ક્રુરતા સાબિત કરવી પડે. હવે બન્નેને સરખા હક્ક મળ્યા છે અને છુટા છેડાનો માર્ગ વધારે સરળ થયો છે !

× × × ×

ઇંગ્લાંડની પાર્લામેંટમાં ત્રણ સ્રી સભાસદો તો અત્યાર આગમચ પ્રતિનીધિ બનીને બેઠી છે. મેજીસ્ટ્રેટ તરીકે પણ સ્રીઓ મોટી સંખ્યામાં નીમાઇ છે. લોકલ કાઉન્સીલોમાં બેસવાનો તેમને પુરૂષોના જેટલોજ હક્ક છે. જ્યુરીમાં પણ તેઓ બેસે છે. વકીલાત કરવાનો હક્ક પણ તેમણે મેળવ્યો છે. બીજા પણ ઘણા કાર્ય પ્રદેશોમાં સ્રીઓ આગળ પડતો ભાગ લે છે. ઉપરાંત હમણાં કુમારી લેડવિક નામે મહિલાએ દક્ષિણ વેલ્સના બેપ્ટીસ્ટ પંથમાં બીશપ તરીકે પદવી મેળવી છે.

× × × ×

ઇંગ્લાંડનો એક સાહેબ ન્યુસપેપર વાંચવામાં લીન થતો, ત્યારે તેની મડમ ગાવાબજાવવામાં મશગુલ બનીને કંટાળો આપતી હોવાથી, તેનું વેર લેવા માટે સાહેબે મરતી વખતે તેણીને વીલમાં ૧૦ હજારને બદલે ફક્ત એક હજાર પાઉંડ આપેલ છે ! આપણા દેશમાં પોતાના પતીઓને હરદમ કંટાળો આપનારી પત્નીઓ ચેતશે કે ?

× × × ×

ફ્રાંસ: ફ્રાંસની સ્રીઓને હજી રાજ્યપ્રકરણમાં કાંઇ હક્ક નથી મળ્યો. પણ તેથી સ્રીઓ નિરાશ નથી થઇ. તેઓ પુસ્તકો, છાપાં, ચોપાનીયાં વગેરે પ્રકટ કરી, અને જાહેરમાં ભાષણો વગેરે આપી પોતાની માગણીઓ જાહેર કરવા ચૂકતી નથી. એ કાર્ય તે સંપૂર્ણ ઉત્સાહ અને અથાગ મહેનતથી કરી રહી છે.

× × × ×

એક ફ્રેંચ જુવાનીયાએ ચાર વરસથી એક કુમારીકાને લગ્ન કરવાનું વચન આપ્યું હતું પણ આખરે પોતાના માબાપના દબાણથી તેણે તે વચનનો ભંગ કર્યો હતો. તેના સંબંધમાં નોંધાવવામાં આવેલા કેસમાં કોર્ટે છોકરીને તે જુવાનીયાના માબાપ પાસેથી નુકસાનીના બદલા તરીકે ૧૫૦૦૦ ફ્રાંક અપાવ્યા છે.

× × × ×

ઇટાલી. ઇટાલીની સ્રીઓએ રાજકીય પ્રદેશમાં સરખા હક્ક મેળવવા મુખ્ય પ્રધાન સીનોર મુસોલીનીને અરજી કરી છે. સીનોર મુસોલીનીના નિર્ણયપર તેમના હક્કનો સર્વ આધાર અત્યારે છે.

× × × ×

રશિઆ. કુમારી ઓલ્ગા ગેરેકોફ રશિઆના રાજ્યતંત્રમાં આગળ પડતો ભાગ ભજવી રહી છે. લેનીન, ટ્રોટ્સ્કી વગેરે નેતાઓની તે સલાહકાર છે. તેની સલાહ વિના એક પણ કાર્ય થતું નથી. શ્રીમતી કોલેન્ટનિક ને રશિયાની સરકારે નોર્વેના સોવિએટ દુત-ખાતામાં નીમી છે. રશિઆની સ્રીઓની તે આગેવાન છે અને સરખા હક્ક મેળવવા માટે પ્રયત્નો કરે છે.

× × × ×

ઝાર એલેકઝાન્ડર બીજા જેમનું ખુન કરવામાં આવ્યું હતું, તેમની નાનામાં નાની પુત્રી પ્રીન્સેસ કેથેરીન યોરીસ્કી નાટક કંપનીમાં ગાનારી તરીકે જોડાઈ છે.

---

## આફ્રિકા.

દક્ષિણ આફ્રિકા રોડેશિઆની સ્રીઓ પુરૂષોના જેટલાજ હક્ક મેળવી ચુકી છે. એથી કરીને જીવન વ્યવહારના પ્રદેશોમાં તેઓને કોઇ પણ પ્રકારની નડતર નથી. આવતી ચુંટણી વખતે

ધારાસભાઓમાં દાખલ થવા માટે તેમણે પ્રયત્નો ચાલુ કરી દીધા છે.

× × × ×

આફ્રિકાની જંગલી જાતિઓઃ જોન રસ્કો નામના એક પાદરીએ આફ્રિકાની જંગલી જાતિઓના વર્ણનનું એક પુસ્તક લખ્યું છે. એક જાતિ માટે લખતાં કહેછે કે "આ જાતિ પોતાનાં મડદાંઓને ખાઇ જાય છે. પહેલાં તો લાશને રાતના વખતે જંગલના બાગમાં મુકવામાં આવે છે. તે પછી મરનારની સંબંધી સ્ત્રીઓ લાશની પાસે બેસી તેના નાના નાના ટુકડા કરે છે અને સવાર પડતાંજ તે ટુકડાઓને શેકીને ખાઇ જાય છે. ત્યાર પછી મરનારના શોકમાં રોવા કુટવાની શરૂઆત થાય છે." આ પણ એક પ્રકારનો અગ્નિદાહજ ગણાય ! જઠરમાંયે અગ્નિ હોય છે !

બીજી એક જંગલી જાતિ માટે એજ લેખક લખે છેઃ "આ જાતિની સ્ત્રીઓ જાડા હોવામાંજ ખુબસુરતી માને છે. જેમ સ્ત્રી વધારે જાડી હોય તેમ તે વધારે ખુબસુરત ગણાય અને તેનાં લગ્ન પણ જલ્દી થઇ શકે. લાંબા દાંત પણ ખુબસુરતીનું એક ચિન્હ છે. આ દાંત મોઢામાંથી બ્હાર હોવા જોઇએ"!.

---

પરચુરણ.

ન્યુઝીલેંડની ધારાસભામાં થઇ ચુંટણી વખતે ત્રણ સ્ત્રીઓએ ઉમેદવારી કરી હતી. એ ત્રણમાંથી એક મહિલાએ ફતેહ મેળવી છે સભાસદ તરીકે વિરાજે છે.

× × × ×

મેલીકુલ દ્વિપમાં પરણેલી સ્ત્રીઓના ગલા બે દાંત લેવામાંજ નથી આવતાં કહેવામાં આવે છે કે ત્યાંના એક પ્રાચીન રિ[illegible] ને અનુસરીને લગ્ન વખતે કુટુંબની વૃદ્ધ [illegible] કન્યાના બે આગલા બેતદાંત તોડી પાડે છે. એક બીજો પણ રિવાજ છે. છોકરી જન્મે [illegible] તરતજ તેનું માથું એક લાકડીમાં જકડીને [illegible] લેવામાં આવે છે. આમ કરવાથી કુમળી [illegible] કાના માથાની આકૃતિ બદલાઇ જાય છે. કારણ કે એ છે કે ઉપરથી મોટું અને નીચેથી [illegible] હોય એવું માથું સુંદરતાનું મુખ્ય ચિન્હ ગ[illegible] છે. જેટલું મોટું માથું હોય તેટલો સારો [illegible] મળવાની આશા રાખી શકાય. જે છોકરી[illegible] માથું માતપિતાની ગફલતીથી ગોળ રહી જાય તેમનાં લગ્ન થતાં મોટી મુશ્કેલી પડે છે !

× × × ×

દુનિયામાં સૌથી નાનું સૈન્ય લક્ષેમ[illegible] (યુરપ) માં હતી. એ સૈન્યની સંખ્યા ૨૫૦ ત્યાં રાજકર્તી રાણીને હમણાં એક પુત્ર અવ[illegible] ત્યારે ખુશાલીના તોપના અવાજ કરવા [illegible] ફ્રાંસ પાસે તોપોની ભીખ માગવી પડી હત[illegible]

× × × ×

એક નવરો ખબરપત્રી પોતાના વર્તમાનપ[illegible] લખી મોકલે છે કે એક ડબરીએ ૧૧૨ વ[illegible] ઉમ્મરે ૮૭ વર્ષની એક સ્ત્રી સાથે આઠમી લગ્ન કર્યાં છે.

---

એક ગામમાં વંટોળીઆ અને વાવાઝોડા સાથે પુષ્કળ વરસાદ થયો. તેથી એ[illegible] ગરીબ ખેડુતના ઘરની દીવાલ તુટી પડી. આ સંકટના સમયમાં કંઇક મદદ મેળવવાન[illegible] આશાથી તે ગામના જમીનદાર પાસે ગયો અને આજીજી કરી કહ્યું: "બાપુ ! આ વર[illegible] સાદથી મારા ગરીબના ઘરની ભીંત ભાંગી ગઇ છે. કંઇક મદદ કરો બાપુ !"

જમીનદારે કહ્યું: "કમબખ્ત ! તારા ઘરની દીવાલ તુટવાથી મારો રસ્તો રોકાઇ ગયો છે. તે સાફ કરાવવાનો ખર્ચ તારી પાસે લેવો પડશે."

બિચારાને નમાઝ પઢતાં મસીદ કોટે વળગી.

# વિવિધ વિષયો.

### ઇંગ્લાંડમાં ચરખો.

"ઇંડિયન સોશીઅલ રીફોર્મર" માં તેના લન્ડનના ખબરપત્રીનો એક પત્ર પ્રકટ થયો હતો. એ પત્રમાં તેણે ઇંગ્લાંડમાં ચરખાનો પ્રચાર કેટલો હતો તેનું વર્ણન આપ્યું હતું. એ વર્ણનનો ભાવાર્થ અહિં આપીએ છીએ:—

"અનેક હિન્દીઓને અહિં એ જોઇ આશ્ચર્ય થશે કે ઇંગ્લાંડ જેવા મશીનોના દેશમાં સ્ત્રીઓ પોતાને અને પોતાના બાળકોને માટે ઘણું કાપડ તૈયાર કરે છે. યુદ્ધના છેલ્લા વર્ષોમાં અહિંની સ્ત્રીઓમાં ભાગ્યેજ કોઇ એવી સ્ત્રી હશે જે હાથ જોડીને બેસી રહી હોય. તેઓએ પુરૂષોને માટે મોજા, મફલર; ટોપીઓ અને પોતાના તથા બાળકોના ઉપયોગ માટે બીજાં કપડાં તૈયાર કરવાની શરૂઆત કરી દીધી હતી. એ બાબત જેમની તેમ ચાલુ છે, અને હાથથી વણેલું કાપડ હવે મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. હાથથી વણેલાં કાપડનું માન આ દેશમાં સ્હેલાંથીજ છે. મોટા મોટા શહેરોમાં એવી ઘણી દુકાનો હોય છે, જ્યાં પોશાક માટે યા ઘરની સજાવટ માટે હાથનું વણેલું યા તૈયાર કરેલું કાપડ જ મળી શકે છે. હમણાં હમણાં એ વ્યવસાયને ખાસ ઉત્તેજન મળ્યું છે. થોડા વર્ષ પહેલાં કેન્ટરબરીમાં હાથે કાંતનાર વણનારનું એક મંડળ સ્થપાયું હતું. હવે એની શાખાઓ દેશના બીજા શહેરોમાં પણ સ્થપાઇ છે. સારા કુટુમ્બોની સ્ત્રીઓએ પોતાના ભરણપોષણ માટે કપડાં બનાવવાનું કામ શીખી લીધું છે. તેઓ કાં તો કપડાં તૈયાર કરીને યા તો બીજી સ્ત્રીઓને એ કલા શીખવીને પોતાનું ગુજરાન કરે છે. આશા છે કે આ ધંધાનો પ્રભાવ ગામડાની પ્રજા પર પડશે અને ત્યાંનાં ઘરોમાં ચરખાનો મધુર ધ્વનિ ફરીને ગુંજવા લાગશે. જે શહેરોમાં હાથના વણેલા કાપડની પ્રતિષ્ઠા વધતી જાય છે ત્યાં હવે ઉનનું કાપડ પણ તૈયાર થવા લાગ્યું છે. જો આ ધંધાનો પ્રચાર વધારે થાય તો ગરીબોના ગુજરાનનું એક મોટું સાધન થઇ પડે. મોટા મોટા શહેરોમાં હમણાં જે બેકારી છે તે આનાથી જલ્દી ટળી શકશે. આ તો ઇંગ્લાંડની વાત છે. હિન્દમાં તો એથી વધારે ગરીબી અને બેકારી છે. એટલા માટે, અહિં તો એનો-ચરખાનો જેટલો વધારે પ્રચાર થાય તેટલો સારો છે"—

### ચંદ્રગુપ્તના સમયમાં કાંતવાનો ઉદ્યોગ.

હિન્દી માસિક "સરસ્વતી" માં જનાર્દન ભટ્ટે "મૌર્ય સામ્રાજ્યનું શાસન" નામે એક લેખ લખ્યો છે, આ લેખનો મુખ્ય આધાર ચાણાક્ય-કૌટિલ્યના અર્થશાસ્ત્ર પર છે, મહારાજ ચંદ્રગુપ્તના રાજ્યમાં ઇસ્વી સન પૂર્વે 300 માં કેવા પ્રકારની રાજ્ય પદ્ધતિ હતી તે એ લેખમાં વિસ્તાર પૂર્વક બતાવ્યું છે. એમાં ચરખો કાંતનાર સ્ત્રીઓ માટે શી વ્યવસ્થા કરવામાં આવી હતી, તે બતલાવતો એક ફકરો ઉતારી લઇએ છીએ:—

"સૂત્ર વિભાગ: આ ખાતાના અમલદારોને "સૂત્રાધ્યક્ષ" કહેતા. તે વસ્ત્ર આદિ બનાવવા માટે યોગ્ય વ્યક્તિઓની નીમણુંક કરતો હતો. વિધવાઓ, લુલી લંગડી સ્ત્રીઓ, સન્યાસિનીઓ અને દેવદાસીઓને રૂ અને ઉન કાંતવાના કામ પર રાખવામાં આવતી હતી. ઝીણું-જાડું સુતર નીકળે તે પ્રમાણે તેમને જુદી જુદી મજુરી મળતી હતી. ગરીબ પરદામાં રહેનારી સ્ત્રીઓને ઘેર બેઠાં સૂતર કાંતવાનું કામ આપવામાં આવતું હતું. પરદામાં રહેનારી સ્ત્રીઓને ઘેર જઇ કામ આપી આવવા માટે સૂત્ર વિભાગ તરફથી કેટલીક સ્ત્રી-નોકરો રાખવામાં આવતી હતી. જે સ્ત્રીઓ સૂત્રશાળામાં આવીને પોતાના હાથે કાંતેલું સૂતર આપી જતી હતી તેમની આબરૂનો બહુ ખ્યાલ

રાખવામાં આવતો હતો; તે જગ્યાએ સૂત્રાધ્યક્ષ કાંતેલા સૂતરની પરીક્ષા કરી શકે એટલોજ ઉજાશ રાખવામાં આવતો. ( આવી સ્ત્રીઓ મળસકામાં પોતાનું સૂતર લઇને જતી એટલે અંધારું હોવાથી દીવો રાખવામાં આવતો પણ તે બહુ તેજ નહિ ! ) તે સૂત્ર શાલામાં આવનારી સ્ત્રીઓના મુખ સામે જુએ, કે બીજી કોઇ પણ જાતની વાત કરે તો તેને શિક્ષા કરવામાં આવતી હતી. જો તે સ્ત્રીઓને મજુરી આપવામાં ઢીલ કરતો તો તેને સખ્ત સજા ખમવી પડતી હતી. મજુરી મળતાં છતાં જે સ્ત્રી કામ ન કરતી તેને પણ સજા કરવામાં આવતી હતી."

### દુનિયાની સ્ત્રીઓનો સંઘ.

"વુમન સીટીઝન" માસિક રોમ ( ઇટાલી ) માં મળનારી "રાષ્ટ્રપરસ્પર સ્ત્રી હક્ક સંઘ" જણાવમી બેઠકમાં પ્રતિનીધિ તરીકે હાજર થનારે દુનિયાની કેટલીક પ્રસિદ્ધ મહિલાઓનાં નામ આપે છે. એશિયાની માત્ર બે બાનુઓ કુમારી સેંગ અને શ્રીમતી સુ નાં નામોજ એ યાદીમાં દેખાય છે. એ બંન્ને મહિલાઓ ચીનના પ્રતિનીધિઓ તરીકે જવાની છે. ઇજીપ્ત પણ પોતાના દેશમાં સ્ત્રીઓને માટે નવીન યુગનો ઉદય થયો છે એમ બતાવવા ચાર પ્રતિનીધિઓ મોકલનાર છે. હિંદની મહિલાઓ પ્રતિનીધિઓ નહિ મોકલે ? તેઓ પણ જાગ્રત છે એમ તેમણે દુનિયાને બતાવવું જોઇએ.

### અમેરિકાની બાર મહાન મહિલાઓ.

અમેરિકાની સ્ત્રી મતદારોનાં રાષ્ટ્રીય સંઘે અમેરિકામાં હાલ હયાત છે એવી બાર મહાન મહિલાઓનાં નામ નક્કી કર્યાં છે, જે ઉપર જણાવેલું "વુમન સીટીઝન" માસિક પ્રકટ કરે છે. એ નામો નીચે પ્રમાણે:—

| નામો. | કાર્ય. |
|---|---|
| જેઇન આદમ્સ | પરોપકાર વૃત્તિ. |
| સીસીલીઆ બૉ | ચિત્રકલા. |
| એની જમ્પ કેનન | ખગોળ વિદ્યા. |
| કેરી ચૅપમેન કૅટ | રાજ્ય પ્રકરણ. |
| આના બોટસફર્ડ કોમસ્ટોક | પદાર્થ શાસ્ત્ર |
| મીની મેડર્ન ફીસ્કે | નાટ્યકલા. |
| લુઇસે હોમર | સંગીતકલા. |
| જુલીઆ લેથરોપ | બાલ ઉછેર. |
| ફ્લોરેન્સ રેના સેબીન | શરીર-રચના શાસ્ત્ર |
| એમ. કેરી થોમસ | કેળવણી |
| માર્થા વાં રેનસેલે | ગૃહોપયોગી અર્થશાસ્ત્ર |
| વ્હોરટન | સાહિત્ય. |

### મુસ્તફા કમાલ પાશાની પત્ની.

મી. જી. અરકોલ પારીસના અઠવાડિક પત્ર "લીલસ્ટ્રેશ્યોં" ( L' Illustration ) માં ગાઝી મુસ્તફા કમાલ પાશા અને તેમની પત્ની બેગમ લતીફી હાનુમ વિષે કેટલીક હકીકત નોંધે છે. અસ્મત પાશા લોઝાંની સુલેહ પરિષદમાંથી પાછા ફર્યા ત્યારે લેખક તેમની સાથે તુર્કસ્તાન ગયો હતો અને પોતાને થયલા અનુભવોની નિત્યનોંધ રાખી હતી. તારીખ ૨૫ મી ફેબ્રુઆરીએ તેઓ તુર્કસ્તાનના એ વીર ઉદ્ધારકને મળવા તેમને ઘેર-કનીકા નામના ગામમાં-ગયા હતા. મુસ્તફા કમાલ પાશા, લતીફી હાનુમ અને મુખ્ય વઝીર રઉફ બે તેમની કચેરીના ઓરડામાં બેઠા હતા. વાતચીત દરમ્યાન પાશાએ નવિન તુર્કસ્તાન અને તેની આશાઓ વિષે પોતાના વિચારો જણાવ્યા હતા. એટલામાં અસ્મત પાશા આવતાં એ વાતચીત અટકી; પણ તરતજ લતીફી હાનુમે વાત ઉપાડી લીધી અને તુર્કસ્તાન અને ખાસ કરીને તુર્કસ્તાનની સ્ત્રીઓના પ્રશ્ન વિષે પોતાના વિચારો જણાવ્યા. પાંચ વાગ્યે જમવાના ઓરડામાં સર્વે ચ્હા પીવા બેઠા. લતીફી હાનુમે મ્હેમાનોને ચ્હાનાં પ્યાલા ભરીને આપવા માંડયા. દરમિયાન પોતાનાં લગ્ન મુસ્તફા પાશા સાથે કેવા સંયોગોમાં થયાં તે તેમણે કહ્યું. એ વર્ણન લેખક નીચેના શબ્દોમાં આપે છે—

"તુર્ક તોપોનો અવાજ સ્મર્નાની આજુબાજુના પહાડોમાં ગાજતો સંભળાતો હતો. ગ્રીક લશ્કર સંપૂર્ણ રીતે નાશ ભાગમાં પડયું હતું; વિજયી મુસ્તફા કમાલ પાશાના સૈન્યની સામે કોઇ પણ ટકાવ કરી શકતું નહિ. એક દિવસે સવારે તુર્કી ઘોડેસ્વાર સૈન્યે વિજયની નોબતો ગડગડાવતા શહેરમાં પ્રવેશ કર્યો. સ્મર્નાના એક અમીરની પુત્રી લતીફી હાનુમ એક સાચી દેશભક્ત તરીકે મહાન સેનાપતિના આગમનની આતુરતાથી રાહ જોતી હતી. તેમને ( મુસ્તફા કમાલ પાશાને ) પોતાનાં મ્હેમાન બનાવવા

માટે તેણે પોતાના પિતાને કહ્યું હતું. આમંત્રણ આપવા પણ તે પોતેજ ગઈ. તેણે પ્રશંસનીય લજ્જાથી-ધીરતાથી એ આમંત્રણ આપ્યું. મુસ્તુફા કમાલે તેનો સ્વીકાર કર્યો. થોડા અઠવાડિઆં પછી તેમણે લતીફી હાનુમના પાણિગ્રહણ માટે માગણી કરી. ”

મત્સ્ય નારી.

હિન્દી માસિક “સરસ્વતી” ના જુન અંકમાં શ્રી. સુશીલ કુમારનો “મત્સ્ય નારી” વિષે એક લેખ પ્રકટ થયો છે. મત્સ્ય નારી અથવા જલબાલા વિષે ઘણી વાતો પ્રચલિત છે પણ તે સત્ય હોવા વિષે મોટી શંકા છે. ભૂત-પ્રેતની હયાતી સંબંધી જેમ નિર્ણય નથી કરી શકાયો તેમ આ બાબતમાં પણ છે. ઉક્ત લેખમાંથી એ મત્સ્ય નારીના વર્ણનવાળો ભાગ અમે અહિં આપીએ છીએઃ—

“ સન ૧૭૭૫ માં “ ધી જેન્ટલમેન્સ મેગેઝીન ” નામે પત્રમાં એક મત્સ્ય નારીનું વર્ણન પ્રકટ થયું હતું. તેમાં લખ્યું હતું કે આજકાલ લન્ડનમાં એક મત્સ્ય નારીનો દેહ જાહેર પ્રજાને બતાવવામાં આવે છે. એના પ્હેલાં સેન્ટ જરમેઇનના મેળામાં એક મત્સ્ય નારી બતાવવામાં આવી હતી. તેના અને આના ચ્હેરામાં બહુ તફાવત છે. પ્હેલાંની મત્સ્ય નારીનો રંગ કાળો હતો. તેને માટે કહેવાતું કે તેને આફ્રિકાના સમુદ્રમાંથી પકડી હતી. આ જલબાલા યૂરપના સમુદ્રની રહેવાસી છે; એથીજ એનો રંગ ગોરો છે. કાલી

“ પુરૂષોમાં ટાલ વધારે દેખાય છે; સ્ત્રીઓમાં ભાગ્યેજ એ દેખાતી હોય. એથી જણાય છે કે સ્ત્રીઓમાં કંઈ વિશેષતા હશે જેથી વાળ ખરી પડતાં નહિ હોય. શરીર રચનામાં તો સ્ત્રી-પુરૂષની ખોપરી એકજ પ્રકારની હોય છે; વાળ વધારે ખરે છે તેનું કારણ એ છે કે પુરૂષો વાળને વારંવાર ધુએ છે અને ભીનાજ રાખી મુકે છે. સ્ત્રીઓ વારંવાર વાળને ધોતી નથી. અને માથું ચોળીને ન્હાયા પછી તેને જલ્દી સુકવવાનો પ્રયત્ન કરે છે. પાણી વાળને નુકશાન કરે છે, કારણ કે એથી વાળમાં રહેલો તેલી પદાર્થ ધોવાઇ જાય છે. ખોપરીની ચરબીમાંથી વાળને પોષે એવો તેલી પદાર્થ મળી રહે છે. ઉપરાંત સ્ત્રીઓ બીજાં તેલો પણ વાપરે છે. પુરૂષો એવી ખુશ્બી તેલ ભાગ્યે વાપરતા અને કુદરતી તેલ વારંવાર ધોવાથી નષ્ટ થાય છે. સૌથી બૂરી અસર તો એ છે કે ભીંજાયા પછી વાળને સુકવતા નથી. ડૉ. જેકસન માને છે કે વાળના પોષણ માટે તેલ બહુજ જરૂરી છે. અલબત્ત વાળના મૂળમાં કેટલીક વાર મેલ ભેળો થાય છે અને તેથી થોડા થોડા સમયને અંતરે તેને પાણી તેમજ સાબુ-ખારાથી ધોવાની જરૂર છે. જો એ રીતે ન ધોવાય તો એ જામેલો મેલ ખોપરીમાંથી મળતા પોષક તેલનો પ્રવાહમાર્ગ રોકી દે છે. વાળ ધોયા પછી તેમને બરોબર સુકવીને થોડુંક તેલ પણ નાંખી લેવું જોઇએ. આ તેલ એવી રીતે

યોગ્ય પસંદગી કરતાં શીખશે. એમ થશે તો સારી-સાચી બાબતમાં બાળક કહ્યાગરું થશે અને ખોટી બાબતમાં સામું થશે.

બાળકો કેમ સામા થાય છે ? "

એજ લેખિકા આગળ ચાલતાં ઉપર પ્રમાણે બીજો પ્રશ્ન રજુ કરે છે. " આ પ્રશ્નની ગુંચ વ્યક્તિગત બાબતોમાં ઉકેલવી મુશ્કેલ થઇ પડે છે. એની પાછળ વખતનો ભોગ આપવો જોઇએ; ઉંડો અભ્યાસ કરવો જોઇએ. પરન્તુ એ ભોગ અને મ્હેનત વ્યર્થ નથી જતાં. સાધારણ સિદ્ધાંતની દૃષ્ટિએ બાળક સામા થવાના કારણો નીચે પ્રમાણે ગણાવી શકાય. બાળક સામું થાય છે,

( ૧ ) કારણકે તેનામાં સમજ શક્તિ નથી.

( ૨ ) કારણ કે તે ( બતાવેલું કામ કરતાં ) ડરે છે;

( ૩ ) કારણ કે તેનો પોતાનો ઈરાદો વડીલે કરેલી સૂચનાથી વિરૂદ્ધ છે.

( ૪ ) કારણ કે તે કુદરતી રીતે જક્કી છે.

( ૫ ) કારણ કે કહ્યાગરા થવાનું તેને કાંઇ પણ કારણ જણાતું નથી.

( ૬ ) કારણ કે તેનાં મગજમાં પોતાની અગત્યતા વિષે અતિશયોક્તિ ભરેલો વિચાર ભરેલો હોય છે.

( ૭ ) કારણ કે તે સ્વભાવથી લાગણીવાળું છે અને અણસમજમાં એ લાગણીને વશ થઇ જાય છે.

( ૮ ) કારણ કે તે પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા માગે છે અને તેમ કરવાનો તેણે નિશ્ચય કર્યો હોય છે.

કેટલીકવાર એમ બને છે કે બાળકના સામા થવામાં આપણા કોઇપણ સિદ્ધાંતનો ભંગ થતો ન હોય. આવે વખતે તેની ઇચ્છાને મરડી નાખવાથી લાભને બદલે હાનિ વધારે થાય છે. વડીલોએ ક્યારે પોતાની સત્તા મનાવવી જોઇએ અને ક્યારે બાળકને તેની પોતાની મરજી મુજબની છુટ આપવી જોઇએ તે સંબંધી ખાસ ધ્યાન રાખવું જોઇએ. "

**શ્રીમતી સુભદ્રા કુમારી.**

નાગપુરમાં ચાલતી રાષ્ટ્રધ્વજની લડતમાં જે સ્ત્રીઓએ અત્યાર આગમચ ઝંપલાવ્યું છે તેમાં શ્રીમતી સુભદ્રા કુમારી મોખરે છે. " સૌરાષ્ટ્ર " ના ખાસ ખબરપત્રીના એ મહિલા વિષેના ઉદ્‌ગારો જાણવા જેવા છેઃ—

" અત્યારે નાગપુરના સર્વ કામ કરનારાઓમાં આગળ પડતી એક બ્હેન છે. તેનું નામ સુભદ્રા કુમારી. એ બ્હેનના પતિ કોંગ્રેસ કમીટીના સેક્રેટરી છે, અને હમણાં ગામડાંઓમાં કામ કરવા ગયા છે. આ બ્હેનની ઉમ્મર ૨૨-૨૩ વર્ષની હશે. પણ કેટલું જોસ અને કેટલી હિંમત ! હિંદી ભાષા ઉપરનો તેનો કાબુ ગજબ છે. મને એક ભાઇએ કહ્યું કે પોતે એક અચ્છા કવિ છે. સુંદર જોસદાર કવિતાઓ રચે છે; અને વ્યાખ્યાન પીઠ ઉપર આવે છે ત્યારે ? એ તો આગના ભડકા ! કોઈ સારા મર્દને શરમાવે તેવું અતિ પ્રભાવશાળી વ્યક્તિત્વ સભાને સ્તંભિતજ રાખે ! ડર, ભય, સંકોચ, શરમ, એનું નામ નહીં. એના સ્વરમાં મૃદુતા છે, એના વ્હેશમાં સ્નેહભાવ છે; પણ એમનું આખું વર્તન મર્દાઇભર્યું છે. ઝંડા કેસમાં મેજીસ્ટ્રેટો અને પોલીસ અમલદારોને પોતાના હાજર જવાબથી મ્હાત કરનાર, એવી બેઠકમાં સંપૂર્ણ ધૈર્યથી, સ્વતંત્રતાપૂર્વક કહી, પોતાને જે કાંઇક કરવું હોય તે નિર્વિઘ્ને પાર ઉતારનાર આ બ્હેન એક વખત સત્યાગ્રહ કરી આવ્યાં. એમને પકડેલાં પણ ખરાં; પણ પછી છોડી મૂકેલાં. અત્યારે તો નાગપુરના સંગ્રામની સૌથી જાણીતી વ્યક્તિ આ બાનુ છે. "

---

હસમુખને આખી જલેબી ટુકડાં કરી જતો જોઇ તેના બાપે કહ્યુંઃ " કેમ રે હસમુખ ! આખી જલેબી તું એકલો જ ખાઇ જશે ? જરા નાના ભાઇનો તો વિચાર કરવો હતો ? તેને માટે કેમ ન રાખી ? "

હસમુખે બાકી વધેલો ટુકડો મોઢામાં મારી જવાબ દીધોઃ " બાપાજી ! જલેબી ખાતો હતો ત્યારે મને શાન્તિનો જ વિચાર આખો વખત આવતો હતો કે એને હું પૂરી કરું તે પહેલાં તે અહિં આવી ન ચડે ! "




**રાસ તરંગિણી:** કર્તા: દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર, બોટાદ (કાઠિયાવાડ) મૂલ્ય આઠ આના.

હિન્દની સર્વ પ્રચલિત ભાષાઓના સાહિત્યની સરખામણીમાં ગુજરાતી ભાષામાં જો કોઇ પણ વિશેષતા હોય તો તે આપણા રાસ-ગરબા છે. બીજી ભાષાઓના સાહિત્યમાં આવાં સંગીત પ્રધાન-ગેય કાવ્યો નથી મળતાં. એ અનુપમ વારસાના હકદાર એકલા ગુજરાતીઓ જ છે. સંગીતનો પેશો જ્યારે હલકા વર્ગની ગણાતી સ્ત્રીઓના હાથમાં જઇ પડયો છે ત્યારે આપણે જાણ્યે-અજાણ્યે આપણા રાસદ્વારા એ સંગીતનો ઘણો હિસ્સો કુલિન સ્ત્રીઓ માટે સાચવી રાખ્યો છે અને તે માટે આપણે પ્રામાણિકપણે ગર્વ રાખી શકીએ.

"રાસ તરંગિણી" માંના શ્રીયુત બોટાદકરે રચેલા રાસોની પ્રસંશા કરવી એ સોના પર ઢોળ ચઢાવવા જેવું છે. "નિર્ઝરિણી" માંથી લીધેલો "રાસ" બાદ કરીએ તો આ નાનકડું પુસ્તક સર્વાંગ સુંદર છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. આ રાસોનું વિસ્તૃત વિવેચન આ અંકમાંજ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી જેવા વિવેચકની સિદ્ધ કલમથી લખાયલું અમે પ્રકટ કર્યું છે. તેમના વિચારો સાથે અમે મળતા થઈએ છીએ, એટલે એમાં ઉમેરો કરવાની ભાગ્યેજ જરૂર રહે છે. એ પુસ્તક વાંચી જોનાર કોઇ પણ કહી શકશે કે શ્રીયુત ઝવેરીએ કરેલી પ્રસંશામાં જરા સરખી પણ અતિશયોક્તિ નથી. આપણાં ગૃહજીવનની ઉર્મીઓ બાબતુ રજુ કરતાં આવાં રાસોના નિરંતર રટણથી, તેમની અસરથી ગુજરાતનું કેટલેક અંશે અનંત અને કલુષિત થયલું ગૃહજીવન ઉન્નત અને નિર્મળ બનશે એ નિઃસંશય વાત છે. શ્રીયુત બોટાદકરે એ કાર્યમાં આપેલો ફાળો અમૂલ્ય છે; અને માટે તેમને અમારાં અભિનંદન આપીએ છીએ. એ ફાળાથી ગુજરાતી સાહિત્ય અને ગુજરાતીઓ તેમનાં ઋણી છે અને વાચકવર્ગ "રાસ તરંગિણી" ને મોટી સંખ્યામાં સત્કારી એ ઋણને યોગ્ય બદલો વાળશે એવી અમને આશા છે. એ મીઠાં, રસભર્યાં રાસો થોડા સમયમાંજ ગુજરાતમાં ઘેર ઘેર વંચાય, શિક્ષિત તેમજ અશિક્ષિત ગુજરાતી બ્હેનોને તે માનીતાં થઇ પડે, અને આવતા નવરાત્રના દિવસોમાં ગુજરાતની શેરીએ શેરીએ મુક્તકંઠે ગવાય તો અમને જરા પણ આશ્ચર્ય નહિ થાય.

**બાલ ગીત મંજરી:** (ગરબા) ભાગ ૧ લો. સંગ્રહકર્તા: શ્રીયુત ચુનીલાલ કુબેરદાસ શાહ તંત્રી, "બાલજીવન". પ્રકાશક શ્રીયુત રમણલાલ નાનાલાલ શાહ, "બાલજીવન" કાર્યાલય સાંકળી સ્ટ્રીટ, મુંબાઇ નં. ૯. મૂલ્ય ચાર આના.

આ નાનકડું, ઉપયોગી પુસ્તક સંગ્રહકર્તાએ પોતાની સ્વર્ગસ્થ પત્ની શ્રીમતી કમળાદેવીના સ્મરણાર્થે પ્રકટ કરવા ધારેલી "બાલ સાહિત્ય-ગ્રંથમાળા" ના પહેલા મણકા તરીકે પ્રસિદ્ધ કર્યું છે, અને "બાલજીવન" કાર્યાલયે "બાલજીવન પુસ્તકમાળા" ના ત્રીજા પુસ્તક તરીકે તે સ્વીકારી લીધું છે. એમાં ગુજરાતી બ્હેનોમાં અત્યાર આગમચ માનીતાં થઇ પડેલાં વિવિધ વિષયોના એકંદર અડતાળીસ ગરબાઓનો સુંદર સંગ્રહ છે. કવિ ન્હાનાલાલ, ભાઇ રાયચુરા "વસન્ત-વિનોદી", શ્રી. સીતારામ શર્મા, શ્રી. કેશવ હ. શેઠ, વિગેરે ગુજરાતના પ્રસિદ્ધ રાસ-લેખકોના રાસો-ગરબાઓનો આ સંગ્રહમાં સમાવેશ થયો છે; અને તે માટેની પસંદગી એકંદરે સુંદર થઇ છે, એમ કહીએ તો ખોટું નથી. પુસ્તકનું કદ, સરસ છપાઇ વગેરે જોતાં

ચાર આનાની કીંમત વધારે નથી. ગુજરાતી સાહિત્યમાં આવા સ્ત્રી ઉપયોગી સંગ્રહો બહુ થોડા છે, એટલે આ પુસ્તકને યોગ્ય આવકાર જરૂર મળશે. સંગ્રહકર્તા ભવિષ્યમાં પણ આવા ઉપયોગી સંગ્રહો ગુજરાતી આલમ સમક્ષ રજુ કરતા રહે એમ અમે ઇચ્છીએ છીએ

**કુંતી પ્રસન્નાખ્યાનઃ** કર્તાઃ પ્રેમાનંદસુત કવિ વલ્લભ. "પ્રાચીન કાવ્યમાળા" નો ગ્રંથ ૨૭ મો. મૂળ સંશોધકઃ રા. બા. હરગોવિંદદાસ, દ્વારકાદાસ કાંટાવાળા અને શ્રીયુત નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી. પ્રકાશકઃ લુહાણામિત્ર સ્ટીમ પ્રેસ, વડોદરા. મૂલ્ય રૂ. ૧) (કાચું પુઠું). રૂ. ૧-૮-૦ (પાકું પુઠું).

"પ્રાચીન કાવ્યમાળા" મૂળ સંશોધકો તરફથી કેટલાંક વર્ષ પહેલાં પ્રકટ કરવામાં આવેલી. અત્યારે એ પુસ્તકો બજારમાં મળવાં દુર્લભ થઇ પડયાં છે. એ સ્થિતિ જોતાં પ્રકાશકોનો શ્રમ અભિનંદનીય ગણાવો જોઇએ. "પ્રાચીન કાવ્યમાળા" ના સર્વ પુસ્તકો ફરીથી છાપી તેનો લાભ એકવાર ફરી ગુજરાતને આપવાની યોજના પ્રકાશકોએ કરી છે. અમે તેમનો એ પ્રયાસ અંતઃકરણથી વધાવી લઇએ છીએ, અને તેમાં તેમને ઉજ્જવલ ફતેહ ઇચ્છીએ છીએ.

પ્રસ્તુત પુસ્તક વિષે લંબાણથી કાંઇ પણ લખવું અહિં અસ્થાને ગણાશે. કવિ વલ્લભની કરી હતી, તેનો આ પુસ્તકમાં પણ સમાવેશ થયો છે. ઉપરાંત "કવિચરિત્ર" અને "ગ્રંથ-વિવેચન" પણ જોડયાં છે, તે પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીને ઉપયોગી જણાશે. અમને આશા છે કે "પ્રાચીન કાવ્યમાળા" જે પ્રકારે ગુજરાતના આદરને પાત્ર થઇ હતી, તેજ રીતે આ પુસ્તક અને એની પછી પ્રકટ થનારાં બીજાં પુસ્તકો પણ આદરણીય થશે.

**પેલે પાર.** (સામાજીક નાટક). મૂળ લેખકઃ બાબુ દ્વિજેન્દ્રલાલ રોય. અનુવાદકઃ શ્રીયુત શંકરલાલ મગનલાલ કાપડિયા (મધુકર). પ્રકાશકઃ શ્રીયુત ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર, કેશવજી દામજી ન્યુ બીલ્ડીંગ, વડગાદી, મુંબાઇ નં. ૩. મૂલ્ય એક રૂપીઓ.

બંગાલાના પ્રસિદ્ધ નાટ્ય સમ્રાટ બાબુ દ્વિજેન્દ્રલાલ રોયે લખેલા "પરપારે" નાટકનો આ અનુવાદ છે. બંગાલાની સાંમાજીક ઘટનાઓ ઉપરથી બાબુ રોયે આનંદ સાથે આડકતરી રીતે બોધ આપે એવું આ પુસ્તક લખ્યું છે, અને સમૃદ્ધ બંગાલી સાહિત્યમાં એક રત્નનો ઉમેરો કર્યો છે. એ પુસ્તકનું ભાષાંતર હિંદીમાં "ઉસ પાર" નામથી થયું છે, જેનો અનુવાદ ભાઇ કાપડિયાએ કર્યો છે. અનુવાદની ભાષા જો કે બહુ સાદી નથી, કેટલાક સંસ્કૃત શબ્દોથી ભરેલી છે, છતાં સરળ જણાય છે. પુસ્તક હાથમાં લીધા

"પ્રકાશકના બે બોલ" ઉપરથી જણાય છે કે આ અનુવાદ પ્રકટ કરવા માટેનો સર્વ ખર્ચ સાહિત્યરસિક સજ્જન શ્રીયુત દેવજીભાઇ દયાળ ઠક્કરે આપ્યો છે, અને પોતાની લોહાણા જ્ઞાતિની સન્નારીઓને તે વિના મૂલ્ય આપવાનું ઠરાવ્યું છે. તેમની આ ઉદારતાનો લાભ સુશિક્ષિત લોહાણા બ્હેનો છુટથી લેશે એમ અમે ઇચ્છીએ છીએ. અન્ય ગ્રાહકો માટે પણ પડતર કીંમત જેટલુંજ મૂલ્ય રાખવામાં આવ્યું છે. શ્રીયુત દેવજીભાઇએ આવાં, ખાસ કરીને ગુજરાતી બ્હેનોને ઉપયોગી અને બોધક થઇ પડે એવાં બીજાં પુસ્તકો પ્રકટ કરવાનો શુભ સંકલ્પ કર્યો છે. તેમના એ સંકલ્પને અમે સહર્ષ વધાવી લઇએ છીએ અને પ્રભુએ આપેલી સંપત્તિનો સદુપયોગ કરવા માટે તેમને ધન્યવાદ આપીએ છીએ.

સિદ્ધાર્થ. સન્યાસ કાવ્ય—ભાગ બીજો. ભાષાંતર કર્તા તથા પ્રકટ કર્તાઃ શ્રીયુત જગન્નાથ હરિનારાયણ ઓઝા. મૂલ્ય આઠઆના.

આ કાવ્ય પ્રસિદ્ધ અંગ્રેજ લેખક સર એડવીન આરનોલ્ડના સુવિખ્યાત પુસ્તક "લાઇટ ઓફ એશિયાનું" પદ્ય ભાષાંતર છે. આ ભાષાંતરનો પહેલો ભાગ આજથી લગભગ દોઢ વર્ષ પહેલાં ભાષાંતરકારે પ્રકટ કર્યો હતો. ભાષાંતરની ભાષા સ્હેલી કે સાદી નથી, સંસ્કૃત શબ્દોથી ભરેલી છે, છતાં ક્લિષ્ટ નથી. કર્તાએ વાપરેલા સંસ્કૃત શબ્દોનો મોટો ભાગ સ્હેલાઇથી સમજી શકાય એવો છે. આટલું છતાં અમને લાગે છે કે કર્તાએ જો અઘરા સંસ્કૃત શબ્દોના અર્થ સાદી ગુજરાતીમાં ફુટનોટમાં આપ્યા હોતતો પુસ્તકની ઉપયોગિતામાં વધારો થાત. તે વિના તે સાધારણ ભણેલા વાચક વર્ગમાં આદરણીય નહિ થકે એવો અમને ભય રહે છે, અને સૌ કોઈ જાણે છે તેમ ગુજરાતમાં સાધારણ ભણેલાઓની સંખ્યા મોટી છે. એ વાચકવર્ગ માટે ભાષા જેમ બને તેમ સાદી અને સ્હેલી હોવી જોઇએ. અલબત્ત આવા પ્રયાસોમાં પદ્યનું પદ્યમાં ભાષાંતર કરતાં કેટલાક સંસ્કૃત શબ્દો લેખકને ન છુટકે વાપરવા પડેછે; અને તેટલે અંશે આ ભાષાંતરની ભાષા તરફ ઉદાર નજરે જોવું જોઇએ. એ દ્રષ્ટિએ જોતાં લેખકનો શ્રમ સફળ છે એટલુંજ નહિં પણ સત્કારને યોગ્ય છે. "લાઇટ ઓફ એશિયા" જેવા સુવિખ્યાત પુસ્તકનું ભાષાંતર કરી સર એડવીનના મહાત્મા બુદ્ધ વિષેના ઉદ્ગારો ગુજરાતી આલમ સમક્ષ મુકવા માટે ભાષાંતરકારને ધન્યવાદ ઘટે છે. એ પુસ્તકનાં એક નહિ પણ અનેક ભાષાંતરો થવા જોઇએ. આશ્ચર્ય એટલુંજ છે કે અત્યાર લાગમચ કોઇ પણ ગુજરાતી વિદ્વાને એ દિશામાં પ્રયાસ નથી કર્યો.

---

એક દિવસ અકબર અને બીરબલ ફરવા નીકળ્યા હતા. બીરબલ નીચું માથું રાખીને ચાલતો હતો તે જોઇ બાદશાહે પૂછ્યું: "બીરબલ ! શું ઢુંઢે છે. ?" બીરબલે કહ્યું: "મારો બાપ ખોવાઇ ગયો છે, તેને શોધું છું." અકબરે મજાકમાં કહ્યું: "હું ઢુંઢી આપું તો શું આપીશ. ?"

બીરબલે કહ્યું: "આપણે સરખે ભાગે વ્હેંચી લઇશું. અર્ધો બાપ મારો અને અર્ધો બાપ તમારો !"

❧

લડાઇમાં એક કાયરે લશ્કરની છાવણીમાં આવી ને ડોંગ મારવા માંડી કે "મેં આ કર્યું; તે કર્યું" સાથીઓએ પૂછ્યું: "શું કર્યું ?" કાયરે કહ્યું: "મેં દુશ્મનના એક યોદ્ધાના પગ કાપી નાંખ્યા." બધા પૂછવા મંડયા: "પગ શા માટે કાપ્યા ? માથું કેમ નહિ કાપી નાંખ્યું ?" કાયરે કહ્યું: "માથું તો પ્હેલેથીજ કોઇએ કાપી નાંખ્યું હતું !"

❧




ભારતવાસીઓની આવક પ્રતિદિન ઘટતીજ જાય છે. સન ૧૮૫૦ માં દરેક જન દીઠ રોજની સરેરાશ આવક બે આના હતી, જે વખતે ખાનપાનની વસ્તુઓના ભાવો અત્યારના જેવા ન હતા. સન ૧૮૮૨ માં એ આવક ઘટીને દોઢ આનો થઇ; અને સન ૧૯૦૦ માં પોણો આનો થઇ ગઇ. સન ૧૯૨૨ ની એક અર્થ શાસ્ત્રીની ગણત્રી પરથી માલુમ પડે છે કે અત્યારે જનદીઠ રોજની સરેરાશ આવક અઢી પૈસાથી પણ સ્હેજ ઓછી છે.

હંગરી (યૂરપ)ના એક હેજસોફી નામના ઇજનેરે હવામાંથી વીજળી પેદા કરી ઘરકામમાં તેનો ઉપયોગ કરી શકાય એવું એક યંત્ર બનાવ્યું છે. આ યંત્ર ઘરના સર્વથી ઉંચા સ્થળ પર મુકવામાં આવે તો હવાના જોરથી તેના પંખા ફરે છે અને તેમાંથી પેદા થતી વીજળીનો ઉપયોગ ઘરમાં રોશની વગેરે કરવામાં થઇ શકે છે. આ યંત્ર હજી શરૂઆતની દશામાં છે. પણ એનો ઉપયોગ જ્યારે સર્વ સાધારણ થશે ત્યારે વીજળી પૂરી પાડનાર કંપનીઓને પોતાનો કારભાર સમેટી લેવો પડશે.

અમેરિકામાં એક ૯૩ વર્ષનો વૃદ્ધ માણસ છે, જેને ૫૦ પુત્રો, ૧૫૦ પૌત્રો અને પૌત્રીઓ અને ૨૭ પ્રપૌત્રો અને પ્રપૌત્રીઓ છે. વાત સાચી હશે કે કોઇએ રાતા પહોરની ગપ મારી હશે? પણ તદ્દન અસંભવિત નથી લાગતું.

મેયરની મ્યુનીસીપલ કાઉન્સીલને મદ્રાસ સરકારે એક વિચિત્ર આજ્ઞા કરી છે કે હિંદી ભાષાના સર્વ શિક્ષકો જે એ કાઉન્સીલના નોકરો હોય તેમને રજા આપી દેવી, અને હવેથી હિંદી ભાષા શીખવવા પાછળ કાઉન્સીલે કાંઈ પણ ખર્ચ ન કરવો. હિંદી ભાષા તરફ મદ્રાસ સરકારને આટલો બધો પક્ષપાત કેમ થયો હશે? અસહકારીઓ તેને રાષ્ટ્રભાષા બનાવવા માગે છે તેટલા માટે?

જર્મન બનાવટની એક નવા પ્રકારની પીસ્તોલ હમણાં હિન્દમાં આવી છે. આ પીસ્તોલ ફોડવાથી માણસ મરતો નથી, પણ થોડા સમય માટે બેહોશ થઇ જાય છે. એના કારતુસમાં દારૂ ઉપરાંત થોડોક બીજો મસાલો ભરવામાં આવે છે. એ મસાલાથી એક પ્રકારનો ઝેરી ધુમાડો ઉત્પન્ન થાય છે, જે માણસને બેહોશ કરી દે છે. હજી આ પીસ્તોલો કલકત્તામાંજ આયાત થઇ છે. પોલીસ ખાતાએ એને પણ આર્મ્સ એક્ટ-હથિયારબંધીના કાયદા હેઠળ ઠરાવી છે અને લાઇસન્સ મેળવ્યા વગર કોઇ પણ એનો ઉપયોગ કરી શકતો નથી. મુંબાઇમાં હમણાં ઠેકઠેકાણે ધાડો પડે છે અને ચોરીઓ થાય છે તેવા સમયે આના લાઇસન્સો છુટથી મેળવાય અને અપાય તો બદમાશોને જેર કરતાં બહુ શ્રમ ન પડે. પણ આ શરદીના સમયમાં ધાડ પાડવા કે ચોરી કરવા આવનારને સખ્ત સળેખમ થયું હોય તો તેની ઉપર આ પીસ્તોલ કેટલી અસર કરી શકે, તે કોઇએ હજી અનુભવ્યું નથી!

દુનિયામાં દર વર્ષે કેટલા રૂ ની ખપત છે તે જાણીએ છીએ ત્યારે અજાયબીજ થાય છે. એવું અનુમાન કરવામાં આવે છે કે આવતા વર્ષમાં કુલ એક કરોડ ત્રીસ લાખ ગાંસડી (૪૦૦ રતલની એક ગાંસડી થાય છે) ઓની જરૂર પડશે. આમાંની લગભગ અડધો અડધ-પાંસઠ લાખ જેટલી ગાંસડી તો અમેરિકા એકલું

ખાઇ જશે. એમ ધારવામાં આવે છે કે વરસાદ સારો થાય તો ૧૩૦૦૦૦૦૦ કરતાંયે વધારે ગાંસડીઓ જેટલું રૂ પાકશે. પણ ખેતરોમાં કીડ વગેરેનો ઉપદ્રવ થાય અને આ ધારણા ખોટી પડે તો કહી શકાય નહિ.

ડોક્ટર બર્નાર્ડનો એવો અભિપ્રાય છે કે વિજળીનો પ્રવાહ મગજશકિત વધારી શકે છે. કમ મગજશક્તિ ધરાવનારા બાળકો ઉપર આ પ્રયોગ અજમાવી અનુભવવામાં આવ્યું છે કે તેઓ પરિક્ષાઓ સ્હેલાઇથી પાસ કરી શકે છે. જે બાળકોની મગજશકિત મંદ હોય તેમના માબાપોએ આ ઉપાય અજમાવી જોવો જોઇએ.

હિન્દમાં દર સાલ ૪૯૨૬૦ ટન અનાજ પરદેશથી આવે છે: જ્યારે ૨,૬૧,૩૦૦ ટન અનાજ આપણે પરદેશોમાં અહિંથી નિકાશ કરીએ છીએ. પરિણામે આપણા ઉપયોગ માટે ૬,૪૮,૦૮,૨૬૦ ટન અનાજ રહે છે: પરદેશ જતું એ અનાજ બંધ થાય તો અનાજના ભાવ બેહદ સસ્તા થઇ ગઇ છે.] એમનું એક આગલું પુસ્તક "જો શિયાળો આવે તો" ( If Winter Comes ) નામે છે. એ પુસ્તકની ૩૧ આવૃતિઓ દોઢ વર્ષના અરસામાં થઇ છે !

અત્યાર સુધી એમ માનવામાં આવતું કે સંસારમાં સૌથી વધારે ધનવાન પુરૂષ રોકફેલર કે કારનેગી બેમાંનો એક છે. એ માન્યતા ખોટી ઠરી છે. હવે એમ ગનાય છે કે સૌથી વધારે ધનવાન "ફોર્ડ" મોટરકાર બનાવનાર મી. હેન્રી ફોર્ડ છે. કોઇકે અડસટો કાઢયો છે કે એની સંપત્તિ છ અબજ રૂપીઆ જેટલી છે; અને રોજની આવક સોળ લાખ રૂપીઆ છે ! સન ૧૯૨૨ ની તેની આવક સર્વ પ્રકારના ટેક્ષ બાદ કરતાં તેત્રીસ કરોડ રૂપીઆ જેટલી હતી ! હિન્દની અધોગતિથી દેવો કંટાળીને પશ્ચિમના દેશોમાં જઇ વસ્યા છે એમ કહેવાય છે: મી. ફોર્ડ કુબેર ભંડારીનો અવતાર તો નહિં હોય ?




**જોધપુરમાં એક સ્વયંવર.**

પ્રાચીન સમયમાં કન્યાઓને માટે યોગ્ય પતિ મેળવવા સ્વયંવરની પ્રથા હતી, એમ આપણે રામાયણ અને મહાભારતમાં વાંચ્યું છે. સતીઓમાં શ્રેષ્ઠ ગણાતી જનક વિદેહીની કન્યા સીતા મર્યાદા પુરૂષોત્તમ મહારાજે રામચંદ્રને સ્વયંવરની પ્રથાથી વરી હતી. પતિપરાયણ સતી દ્રૌપદીએ પણ સ્વયંવરમાંજ અર્જુનને વરમાળ અર્પી હતી. ઇતિહાસ પ્રસિદ્ધ આ બે સ્વયંવરોમાં વરની યોગ્યતાની પરીક્ષા કરવા માટે-ખરૂં કહીએ તો તેના પરાક્રમની પરીક્ષા કરવા માટે ગોઠવણ કરવામાં આવી હતી. આવા સ્વયંવરના પ્રસંગો ઇતિહાસના અભ્યાસીને બીજા ઘણા મળી આવશે. ઇસ્વી સનની બારમી સદીના ઇતિહાસમાં એવો એક પ્રસિદ્ધ પ્રસંગ કનોજના જયચંદ્ર રાઠોડની રૂપસુંદર કુંવરી સંયુક્તાનો છે. એમાં પરાક્રમની કે બીજા કોઈ ગુણની પરીક્ષા માટે ગોઠવણ ન હતી. સંયુક્તા પૃથ્વીરાજના પરાક્રમની વાતો સાંભળી પ્હેલેથીજ તેને મનથી વરી ચુકી હતી અને સ્વયંવરમાં પૃથ્વીરાજની ગેરહાજરીમાં તેના પુતળાને વરમાળ આરોપી હતી. હાલના સમયમાં તો એ પ્રથા તદ્દન ભુલાઇ ગઇ છે. તેને ઠેકાણે હમણાં ઢીંગલા-ઢીંગલીઓનાં લગ્ન સાધારણ થઇ પડેલાં છે. બાળકો લગ્ન શું તે સમજી શકે તે પ્હેલાં, હજી પૂરૂં કપડાં પ્હેરવાનું તેમને ભાન નથી હોતું તેટલી ઉમ્મરમાં પતિ-પત્નિના સંબંધથી જોડાય છે—તેમને જોડી દેવામાં આવે છે. લ્હાવો લેવા ઇચ્છનારાં મા-બાપો તેમના ભવિષ્યના સુખનો વિચાર નથી કરતાં. કોઇક મા-બાપો કન્યાને મોટી કરે છે, છતાં તેને યે સ્વેચ્છાવર મેળવવાની આશા બહુ થોડી હોય છે. પછી જ્ઞાતિઓમાં તો મા-બાપો પુત્રી બાર-તેર વર્ષની થતાંજ મોટી ચિંતામાં પડી જાય છે, તેનો વિવાહ કરવાની દોડધામમાં પડે છે અને એ ઉતાવળમાં પુત્રીના ભવિષ્યના સુખની દરકાર કર્યા વિના, તેની ઇચ્છા જાણવાની પરવા કર્યા વિના જે કોઇ વર, ભણેલો કે અભણ, યુવાન કે વૃદ્ધ, સશક્ત કે અશક્ત, મળી જાય તેની સાથે વિવાહ સંબંધ જોડી આપે છે. આપણી જ્ઞાતિઓના ગોળ પણ દહાડે દહાડે એટલાં નાનાં થતાં જાય છે કે સ્વયંવર જેવી પરીક્ષા માટે ક્ષેત્ર બહુજ સાંકડું હોય છે. એવી સ્થિતિમાં દેખીતું છે કે સ્વયંવર ભાગ્યેજ સફળ થઇ શકે. કેટલીક વેળા કોઇક ઉદાર વિચારનાં મા-બાપો પુત્રીને સ્વયંવર જેવી તક આપે છે પણ ખાનગી રીતે, જાહેરમાં નહિ. જ્ઞાતિના લાયક યુવાનોની છબીઓ મેળવીને અથવા બીજી રીતે તેમને પુત્રીની દૃષ્ટિ સમિપ લાવીને પુત્રીની મરજી જાણવાનો તેઓ પ્રયત્ન કરે છે. આ રીત કેટલેક અંશે પ્રસંશનીય ગણાય પણ સ્વયંવર જેટલી પરીક્ષા એમાં થઇ શકે નહિ. આટલું છતાં સ્વયંવરની રીત અત્યારે સફળ થાય કે નહિ તે શંકાસ્પદ વાત છે. કારણ માત્ર એટલુંજ કે એ પ્રથા લાંબા સમયથી બંધ થઇ ગઇ છે એટલે ઉમેદવારોને તેમજ કન્યાપક્ષને પણ આવો સમારંભ કરતાં ક્ષોભ થાય. હિન્દની પ્રજા મોટે ભાગે લાંબા વખતથી પડેલા ચીલામાં ચાલનારી છે. જુની વાતને તાજી કરીને યા નવો માર્ગ લઇને આ ચીલો છોડવા ઘણા આનાકાની કરે છે. થોડા સમય પર જોધપુરમાં થયેલો અનુભવ આ બાબતની ખાત્રી આપે છે. જોધપુરના એક આર્ય સદ્‌ગૃહસ્થ શ્રીયુત ચ્યવનજીએ પોતાની પુત્રીનો વિવાહ સ્વયંવરની પ્રથાથી કરવાનો સંકલ્પ કર્યો હતો. આ સંકલ્પ તેમણે હિન્દની

આર્ય સમાજ દ્વારા આર્ય પ્રજાને જણાવ્યો હતો. જાહેર કર્યા પ્રમાણે જોધપુરના આર્યસમાજના બંગલામાં તારીખ ૧૦ મી માર્ચે એ સમારંભ રાખ્યો હતો. સ્થાનને ધ્વજ-પતાકાથી શણગારવામાં આવ્યું હતું. એ કાર્ય માટે નીમેલી કમીટીએ સાંજે ચાર વાગે કાર્યની શરૂઆત કરી હતી. લોકો મોટી સંખ્યામાં હાજર થયા હતા. શ્રીયુત લક્ષ્મણજી આર્યને આ સમારંભના પ્રમુખ બનાવવામાં આવ્યા હતા. શ્રીયુત નાહરસિંહજી અને શ્રીયુત લોકાનન્દજીએ સ્વયંવરીય વિવાહની ઉત્તમતા વિષે ભાષણો આપ્યાં હતાં. ત્યાર બાદ જાહેરખબરમાં જણાવ્યા પ્રમાણે પ્રમુખે વિવાહના ઉમેદવારોને વરમંચ પર આવીને બેસવાનું આમંત્રણ કર્યું હતું, પરન્તુ એટલી મેદનીમાંથી કોઇએ પણ આગળ આવવાની હિમ્મત ન કરી. ઉમેદવારોને શાથી ક્ષોભ થયો હશે તે તો તેઓજ જાણે. કદાચ કન્યા પરીક્ષા કરે અને સવાલોનો યોગ્ય જવાબ ન આપી શકાય તો શરમીંદા થઇ ઝહીલે મોંઢે પાછા આવવું પડે, એમ તેમને લાગ્યું હશે ! આખરે પ્રમુખે કન્યાના પિતાનો નિર્ણય પૂછ્યો પણ એ સ્વતંત્ર વિચારના પિતાએ આ સ્થિતિમાં શું કરવું, તે માટે પોતાની સુશિક્ષિત અને સુશીલ કન્યાનીજ સંમતિ માંગી. ઇચ્છિત વર મેળવવાને ઉત્સુક થયલી બિચારી એ કન્યા આ સ્થિતિ જોઇ નિરાશ થઈ ગઇ અને વિવાહ મુલત્વી રાખી રાખી તે સંબંધી ગોઠવણ કરવાનો ભાર પોતાના માત-પિતાનેજ સોંપી દીધો. ખૂબી તો એ હતી કે પરીક્ષા માટે ક્ષેત્ર સાંકડું ન હતું છતાં આમ બન્યું. વૈદિક ધર્મનો અનુયાયી કોઈ પણ જાતિ કે જ્ઞાતિનો આર્ય યુવક આમાં ઉમેદવારી કરી શકે એમ હતું, પરંતુ લજ્જાને પોતાનું ભૂષણ બનાવી બેઠેલા એ હિન્દી-આર્ય યુવકોએ આ પ્રાચીન પ્રથા ફરી તાજી કરવાની-ઇતિહાસની પુનરાવૃત્તિ કરવાની સુન્દર તક ગુમાવી દીધી.

**રશિઆના રાજ્યતંત્રની દોરી ખેંચનાર સ્ત્રી.**

"જે હાથ ઝુલાવે પારણું, તે જગત્ પર શાસન કરે" એ કવિ ઉક્તિ ખોટી નથી. વીર માતા વીર બાળકોને પારણામાં ઝુલાવે છે ત્યારથી તેમને વીર અને મહાન્ પુરૂષો બને એવું શિક્ષણ આપે છે. માતાએ આપેલા એ ઉત્તમ શિક્ષણને પરિણામે, તેણે ધાવણ સાથે પાએલી તેની ઉચ્ચ ભાવનાઓથી પ્રેરાઇ વીર પુરૂષો આખા જગત્ પર રાજ્ય ચલાવવાની શક્તિ મેળવે છે. એ રીતે માતા આડકતરી રીતે-પુત્ર દ્વારા જગત્ પર સામ્રાજ્ય ચલાવે છે. પરન્તુ ઇતિહાસમાં એવાયે પ્રસંગો બન્યા છે જેમાં મહિલાઓએ અનેક દેશોનાં રાજ્યતંત્રની દોરીઓ ખેંચેલી જોઇ શકાય છે. હિન્દમાં રાજપુત અને મોગલ સમયમાં એવી ઘણીયે સ્ત્રીઓ હતી, જે રાજ્ય પ્રકરણમાં પોતાની કીર્તિ અમર કરી ગઇ છે. એવીજ એક વીર રમણી અત્યારે પ્રજાસત્તાક રશિઆના રાજ્યતંત્રની દોરી ખેંચી રહી છે. એ રમણીનું નામ કુમારી ઓલ્ગા ગોરોકોફ છે. જન્મથીજ આપત્તિઓમાં ઉછરેલી આ મહિલા ગમે તેવી ભયંકર પરિસ્થિતિમાંયે ગભરાતી નથી; પણ વીરતાથી એવા સંજોગોની સામે થઇ ફત્તેહ મેળવે છે. ઓલ્ગાનો જન્મ મધ્ય રશિઆના એક ગામમાં ખેડુત માતપિતાને ઘેર થયો હતો. એના જન્મ પછી થોડેક વર્ષે રશિઆમાં બ્હેરો બળવો જાગ્યો અને તે શમાવી દેવા ઝારના સૈનિકોએ જે નિર્દયતા વાપરી તેમાંથી બચવા તેના માબાપને સકુટુંબ નાસવું પડ્યું હતું. આ નાસભાગમાં તેનાં માબાપ સ્વર્ગે સીધાવી ગયાં; ઓલ્ગા એકલી પડી. પોતાની એ દુઃખદાયક સ્થિતિ માટે ઓલ્ગાએ રાજ્યપક્ષનેજ જવાબદાર ગણ્યો અને તેનો બદલો લેવાનો નિશ્ચય કર્યો. યૂરપની લડાઇના વખતમાં ઓલ્ગા રશિઆના સ્ત્રી-સૈન્યમાં દાખલ થઇ હતી અને પોતાના પરાક્રમ, ચતુરાઇ અને સાહસથી કર્નલના પદ પર પ્હોંચી હતી. સેનાને યુદ્ધ સમયમાં દોરવાની એની ચતુરાઇ જોઇ ભલભલા સરદારો તાજુબ થતા અને એને સ્ત્રી-નેપોલીઅનના નામે ઓળખતા. પોતાના આ ગુણોથી ઓલ્ગા સૌની માનીતી થઇ પડી હતી. જ્યારે લેનીનના હાથમાં રાજ્યતંત્ર આવ્યું ત્યારે પોતાના સૈન્ય સાથે પેટ્રોગ્રેડ (રશિઆની રાજધાની) જઇ એણે લેનીનની મુલાકાત લીધી અને દરેક રીતે તેને સહાય કરવાનું વચન આપ્યું. ત્યારથી રાજકાર્યમાં તે લેનીનનો જમણો હાથ થઇ પડી છે.

પરાક્રમી અને હિમ્મતવાન હોવા ઉપરાંત

ઓલ્ગા સુન્દરતામાં પણ કોઇ સ્ત્રીથી ઉતરે એવી નથી. તે અત્યંત ખુબસુરત છે. લેનીન તેની પર મોહી પડયો છે અને તે તેની સાથે લગ્ન કરવા ઇચ્છે છે. કેટલીયેવાર તે ઓલ્ગા પાસે એ માટે માંગણી કરી ચુકયો છે, પરન્તુ ઓલ્ગાએ તે વાત કબુલ નથી કરી. તે માને છે કે “પ્રજાતંત્રવાદનો પ્રચાર કરવાને મારે સ્વતંત્ર રહેવું જોઇએ; લગ્નના બંધનમાં પડવું જોઇએ નહિ. કુટુંબની જંજાળ મારા પવિત્ર ઉદ્દેશની સિદ્ધિમાં અડચણકર્તા થશે.” આ કારણે લેનીન તરફ પક્ષપાત અને સ્નેહ હોવા છતાં ઓલ્ગા હજી અવિવાહિત જ રહી છે. એ પક્ષપાત અને સ્નેહ દેશની ઉન્નતિના કાર્યમાં તેને નડતરરૂપ ન થાય તેની તે ખાસ સંભાળ લે છે. પોતાની સુન્દરતાનો ઉપયોગ કરી તે ચાહે તો જગતનાં સિંહાસન ડોલાવી શકે એમ છે, છતાં પ્રભુની એ બક્ષિસનો એવો અધમ ઉપયોગ તેણે કોઇ દિવસ કર્યો નથી; કરવાની ઇચ્છા પણ રાખતી નથી. લેનીનના વિરોધીઓ સાથે તે સખ્ત હાથેજ કામ લે છે; તેમને તે પોતાનાજ દુશ્મનો સમજે છે. પોતાની પવિત્રતા માટે તેને ખાસ ચીવટ રહે છે. અત્યાર પહેલાં તેની સામે બદનજરથી જોનાર સૈન્યના કેટલાયે અમલદારો ફાંસીને લાકડે લટકી ચુકયા છે.

રાજ્ય પ્રકરણમાં ઓલ્ગાની સહાય લેનીનને બહુ કીમતી થઇ પડે છે. એ મહિલા ભવિષ્યના પડમાં જોઇ શકે છે અને તે સંબંધી કેમ વર્તવું તેની સાચી સલાહ બેધડક આપે છે. લેનીનને કેટલીકવાર પોતાના વિચાર વિરૂદ્ધ પણ તેની સલાહ સ્વીકારવી પડે છે. એની એ શક્તિને લીધેજ રશિઆના બલભલા નીરો અને વિદ્વાનો આજે ઓલ્ગા સમક્ષ મસ્તક નમાવે છે; અને તેના સાધારણમાં સાધારણ વિચારને પણ ઉપયોગી માને છે. એની સાથે થોડીક વખત વાતચીત કરનાર એની શક્તિનો અનુભવ કરી લે છે. પરિણામે આજે એ અબળા રશિઆના રાજ્યતંત્રમાં સબળા થઇ પડી છે; એનો જોટો કોઇ ઉપાડી શકતું નથી. એના પ્રભાવેજ લેનીનના શત્રુઓ શાન્ત થઇ ગયા છે. ઓલ્ગા લેનીનની દાસ છે; પોતાના પ્રાણ કરતાં તેના પ્રાણની કીમત વધારે સમજે છે, અને તેના રક્ષણને માટે જીવને જોખમમાં નાંખતાં પણ અચકાતી નથી.

થોડા સમય પર લેનીન અને ટ્રોટ્સ્કી વચ્ચે મતભેદ પડયો અને ટ્રોટ્સ્કીએ લેનીન સામે કાવત્રાં રચવા માંડયાં ત્યારે તેમાંથી લેનીનને અને દેશને બચાવી લેનાર ઓલ્ગા જ હતી. ટ્રોટ્સ્કી મોસ્કોમાં બેસી આ કાવતરાં રચતો હતો અને પોતાને સુરક્ષિત માનતો હતો. ઓલ્ગા હિમ્મતથી તેની ઓફીસ સુધી ચાલી આવી; ખુદ તેના ઓરડામાં ઘુસી ગઈ. ટ્રોટ્સ્કી તેને જોઇ આભોજ બની ગયો; તેની હિમ્મતે તેની વાચાજ બંધ કરી દીધી. ઓલ્ગા ક્ષણભર તેની સામે કરડી આંખોથી જોઇ રહી. પછી કમ્મરમાંથી એક રીવોલ્વર કાઢી ટ્રોટ્સ્કી પાસે ટેબલ પર મુકી દીધી અને કહ્યું: “મિત્ર, તમારાં કાવત્રાંની સામે થવું એ તદ્દન સ્હેલ વાત છે. જેટલી સ્હેલાઇથી હું અહિં સુધી આવી છું તેટલીજ સ્હેલાઇથી તમારૂં કાવત્રું ફેડી શકું છું. માટે સમજી જાઓ તો ઠીક છે. બેજ રસ્તા છે તમારે માટે: પિસ્તોલ કે મિત્રતા!” આટલું કહીને જેવી વીજળીની ઝડપે આવી હતી તેવીજ ઝડપે ઓલ્ગા પાછી ચાલી ગઇ. લેનીનને જઇને કહ્યું કે હવે ટ્રોટ્સ્કી આપણી વિરૂદ્ધ કાંઇ પણ પગલું નહિ ભરે. થયું પણ તેમજ. ટ્રોટ્સ્કી આ સ્ત્રીની હિમ્મતથી નાહિમ્મત થઇ ગયો. તેણે કાવત્રું કરવું છોડી દીધું.

ઓલ્ગા આવી અપાર શક્તિ ધરાવે છે. ભાષણથી પ્રજાને મુગ્ધ કરવાનો ગુણ પણ તેનામાં છે. જ્યારે તે પ્રજાતંત્રવાદ પર ભાષણ આપે છે ત્યારે તેના હૃદયમાં કંઇ અજબ જોશ ઉછળે છે. બીજા વિષય પર તે ભાગ્યેજ જાહેરમાં બોલે છે. એની આ અપાર શક્તિનો અંત ક્યારે આવશે તે કોઇ ભાગ્યેજ કહી શકે. ઇતિહાસના અભ્યાસીઓ માને છે કે લેનીનની સત્તા પડશે ત્યારે ઓલ્ગાની સત્તા પણ પડવાની. કદાચ એમ પણ બને કે લેનીનને એવે સમયે છોડી પોતાની સત્તા તે ટકાવી રાખે. તેનો મુખ્ય ઉદ્દેશ રશિઆના પ્રજાતંત્રની રક્ષા કરવાનો છે. પરન્તુ પહેલી માન્યતા વધારે સાચી લાગે છે. લેનીન સાથે હૃદયની ગાંઠથી જોડાયલી એ અબળા લેનીનને રશિઆની સ્વતંત્રતાનું મૂર્તિમાન સ્વરૂપ માને છે. એ બન્નેની ભક્તિ તેના જીવનનો મંત્ર છે. ધન્ય ભાગ્ય છે રશિઆનાં કે આવી પવિત્રતાની

મૂર્તિ સમી, હિમ્મતવાન, વીર મહિલા તેના રાજ્યતંત્રની દોરીઓ ખેંચે છે. ત્રીસ વર્ષની વયની આ અબળાએ જે શક્તિ બતાવી છે તે ઇતિહાસમાં ભાગ્યેજ કોઇ સ્ત્રીએ બતાવી હશે. પોતાના દેશને માટે સ્ત્રીઓ શું કરી શકે તે ઓફગાનું જીવન સ્પષ્ટ બતાવી આપે છે. હિન્દમાં એવી શક્તિશાલી ઓફગાઓની જરૂર છે. ભારતની પવિત્રતા અને સ્વતંત્રતાનો ઉદ્ધાર એવી કોઇ મહિલાજ કરી શકે.

આજથી દશ પંદર વર્ષ પહેલાં ગુજરાતની મહિલાઓ જાહેરજીવનમાં ભાગ્યેજ કોઇ પણ પ્રકારનો રસ લેતી. તેમને માટે તે વેળા

**આપણું ગૃહજીવન-રાજકોટમાં બનેલો ભયંકર બનાવ.**

"બાઇનું ચિત્ત તો ચુલા માંય" એ સદ્‍ગત સાક્ષરશ્રી નવલરામની ઉક્તિ સર્વાંશે સાચી હતી; પણ આજે તે ઉક્તિ ખોટી પાડવાના પ્રયત્નો ગુજરાતની સ્ત્રીઓ કરી રહી છે. તેમણે જાહેરજીવનમાં રસ લેવા માંડયો છે એટલુંજ નહિ પરન્તુ તેમાં આગળ પડતો ભાગ પણ લે છે. પોતાના અનેક મંડળો રચી સ્ત્રીઓએ જાહેરજીવનમાં પ્રગતિ કરવા માંડી છે. એવા મંડળો માત્ર મુંબાઇમાંજ નહિ, પણ ઇલાકાના બીજા શહેરોમાંયે છે અને સ્તુત્ય કાર્ય કરી રહ્યાં છે. અનેક મહિલાઓ આ મંડળો દ્વારા સ્ત્રીસમાજની બનતી સેવા કરી રહી છે, ઉપરાંત વધારેના વિશાળ ક્ષેત્રમાં પણ તેમણે ઝુકાવ્યું છે. મુંબાઇની મ્યુનીસીપાલીટીમાં અને રાજકોટની પ્રજા પ્રતિનિધિ સભામાં એક એક ગુર્જર મહિલા સભાસદ તરીકે વિરાજે છે. કોંગ્રેસના કાર્યમાંયે તેમનો ફાળો ઓછો નથી. દેવી સ્વરૂપ કસ્તુરબાની આગેવાની હેઠળ આજે ઘણીયે ગુર્જર મહિલાઓ સ્વદેશ, સ્વધર્મ અને સ્વરાજ્યને માટે કુરબાનીઓ કરવા તૈયાર થઇ છે. કોંગ્રેસ કમીટીઓના કાર્યમાં તેમની હાજરી અને સહાય પુરૂષ કાર્યકર્તાઓમાં કંઇ અજબ ચેતન પ્રસારે છે. રાષ્ટ્રધ્વજની લડતમાં અત્યાર આગમચ ઘણી મહિલાઓએ બલિદાન આપ્યાં છે અને બીજી અનેક બ્હેનો તેમનું અનુકરણ કરવા તલસી રહી છે. સાંભળ્યું છે કે મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના મુખ્ય સંચાલિકા કુમારી પેરીન બ્હેનની સરદારી હેઠળ એક સ્ત્રીઓની ટુકડી રાષ્ટ્રધ્વજ માટે કુરબ કરવા નાગપુર જનાર છે. એ ઉત્સાહી, દેશ બ્હેનોને અમારાં અંતઃકરણના અભિનંદન ગુજરાતના ધન્ય ભાગ્ય કે આજે સદીઓથી નિ વસ્થામાં પડેલી તેની પુત્રીઓ જાગ્રત થ અને પોતાનું કર્તવ્ય સમજી ગઇ છે. સ્ત્રીએ આ જાગ્રતિ દેશ માટેની તેમની આ લાગ સ્વતંત્રતા માટે કુરબાની કરવાની તેમની તત્પરતા દેશનો ઉદય બહુજ પાસે છે એમ સુચવે

જાહેરજીવનની એક તરફ આવી ઉત્સાહ પરિસ્થિતિ જણાય છે, ત્યારે બીજી બાજુ ગ જીવનમાં આપણે ઘણું કરવાનું બાકી રહે ગૃહજીવનને નિર્મળ અને ઉન્નત બનાવવાનો મોટે ભાગે સ્ત્રીઓ ઉપરજ રહેલો છે. એ તેમ કુદરતે નક્કી કરેલો સૌથી પ્હેલો કાર્ય પ્રદેશ જાહેરજીવનમાં જેટલી કુરબાનીની જરૂર છે, તે અનેક ગણી કુરબાનીની જરૂર આપણા ગૃહ વનમાં છે. આપણાં કુટુંબોમાંથી હજી સાસુ વહુના અને નણંદ ભોજાઇના ઝઘડા મટયા ન એ ગૃહજીવનમાં સ્નેહની, ઉદારતાની, સહિષ્ તાની મોટી ખોટ જણાય છે, અને ઇર્ષ્યા દ્વેષ લાગણીઓ પણ વારંવાર ભભુકી ઉઠે છે. જે ઉ ળકાથી અને સ્નેહના ઉભરાથી દીકરાને પરણા વહુને બાજતે ગાજતે આપણે કુટુંબ લાવીએ છીએ તે ઉમળકો અને સ્નેહ ઘ વાર ટકતાં નથી. વહુ કુટુંબમાં સ્થા થતાંજ સાસુ નણંદનો સ્નેહ પરવારી જાય તેમની ઉદારતા તેઓ ભૂલી જાય છે. વહુની એ કાઢવામાં, તેને દરેક પ્રકારે રંજાડવામાં, તે માર્ગને કંટકમય કરવામાંજ સાસુ નણંદ પોતા ફરજ માને છે. સાસુ એવે સમયે ભૂલી જાય કે તે પણ એક વખત એજ કુટુંબમાં વહુ થઈ આવી હતી. કદાચ પોતાને સાસુ તરફથી પડ દુઃખનું તે વૈર વાળવા ઇચ્છતી હશે ! ખાનદા હૃદય તો એવા વેરની ઇચ્છા રાખવાને બદ પોતાને ગયેલો અનુભવ પોતાના દીકરાની વહ ન થાય તેની ખાસ સંભાળ રાખે. નણંદ પ વહુ થઇને પોતે બીજે ઘેર જવાની છે તે ભૂ જાય છે. તેની ઇચ્છા પણ સાસરીઆમાં પોતાં મઝા કરવા અનુભવોનો સ્વાદ ચાખીને ચખાડ વાની હશે ! આપણાં આવી દુઃખદ સ્થિતિ ના

કુટુંબોમાં નથી હોતી, પણ એવા કુટુંબો અપવાદરૂપ હોય છે એમ સ્વીકારવું જોઇશે. મોટે ભાગે આપણાં કુટુંબો ઉપર જણાવેલી પરિસ્થિતિ સ્પષ્ટ કરે છે. લાંબા સમયથી પેઠેલો એ સડો દૂર કરવાને ગંભીર પ્રયત્નો થવાની જરૂર છે. જે સ્ત્રીઓમાં આ સડો દૂર કરવાની શક્તિ છે, તેમણે એ કાર્ય ઉપાડી લેવું જોઇએ. અમારી નમ્ર માન્યતા પ્રમાણે સ્ત્રી જાતિ માટેની આપણી ભાવનાજ આ પરિસ્થિતિ માટે જોખમદાર છે. સ્ત્રીને આપણે હલકી જાતિજ માની લીધી છે; કેટલાક તો તેમને મનુષ્યની ગણનામાંયે નહિ ગણતા હોય. સ્ત્રીઓનાં શરીરો હાડ ચામને બદલે લોખંડ કે લાકડાનાં બનેલાં હોય એમ મનાય છે; તેમને ખાસ હક્ક હોઇ શકેજ નહિ, પુરૂષોની જેમ તેમને સ્વતંત્ર વિચારો હોયજ નહિ એમ માની લેવાયું છે. સ્ત્રી પુરૂષની "અર્ધાંગના" છે, "સહધર્મચારિણી" છે એ પ્રાચીન માન્યતાને તિલાંજલી અપાઇ છે. બંનેના સમાન હક્ક હોઇ શકે છે એ ભૂલી જવાય છે. ખૂબી તો એ છે કે સ્ત્રી જાતિ પોતે પોતાની દુશ્મન બની છે અને અધોગતિમાં સબડી રહી છે. પુરૂષ જાતિ તેમને ગુલામગીરીમાં જકડી રાખવા કદાચ ઇચ્છા જ ધરાવતી હશે, પણ એ ઇચ્છાને કાર્યમાં યોજનાર સ્ત્રીઓજ છે. જો એ નિંદ્ય કાર્યમાં પુરૂષોને સ્ત્રીઓની પોતાની સહાય ન હોય તો સ્ત્રીઓ અત્યારની દુઃખકારક સ્થિતિમાં સબડતી ન હોય. સાસુ અને નણંદ સ્ત્રીઓજ છે અને તે છતાં જાણ્યે કે અજાણ્યે તેઓ પોતાની જાતિ પર જુલ્મ કરવામાં સાધનભૂત થાય છે એટલુંજ નહિ પણ પુરૂષોની મરજી વિરૂદ્ધ એ કાર્યમાં પોતે પહેલ કરે છે અને આગળ પડતો ભાગ ભજવે છે. જ્યાં સુધી સ્ત્રીઓ આ બાબત બરોબર સમજી લે નહિ, તેઓ પોતાની જાતિને કેટલું નુકશાન કરી રહી છે તેનો તેમને યથાર્થ ખ્યાલ આવે નહિ ત્યાં સુધી આપણાં ગૃહજીવનો સુધરે એવી આશા રાખવી ફોકટ છે. કેટલાક માને છે કે સ્ત્રીઓને માત્ર કેળવણી આપવાથી એ પરિસ્થિતિ સુધરી જશે. આ માન્યતા કેટલેક અંશે સાચી છે. પણ અત્યારની કહેવાતી કેળવણી આપણું ગૃહજીવન આદર્શ બનાવી શકશે. અત્યારની કેળવણી ખરેખર "કેળવણી" નથી; પોપટીઉં અક્ષર જ્ઞાન માત્ર છે. ખરી કેળવણી તો ખાનદાની આણે, ભાવનાઓ બદલે; અને એવી કેળવણી મળે ત્યારેજ આપણું કલુષિત ગૃહજીવન નિર્મળ થાય; કુટુંબીજનો સુખી થાય; સંસારમાં સ્વર્ગ ઉતરે.

એવી સાચી કેળવણી ન મળે ત્યાં સુધી આપણાં ગૃહજીવનનો સડો દૂર કરવો મુશ્કેલ કામ છે. હમણાં થોડા સમય પરજ રાજકોટમાં એક દુઃખદાયક ઘટના બની છે, જે કેળવણી વિષેનો અમારો અભિપ્રાય સ્પષ્ટ કરે છે અને ગૃહજીવનમાં કેટલો સડો પેઠો છે તે બતાવી આપે છે. સુપ્રસિદ્ધ "સૌરાષ્ટ્ર" પત્રે તા. ૩૦ મી જુનના અંકમાં ખબર આપી કે "રાજકોટમાં એક બ્રાહ્મણી બાઇ સળગી મરી છે. કહેવાય છે કે આ બાઇ અને તેના પતિ વચ્ચે અણબનાવ ચાલતો અને એ ક્લેશને પરિણામે તેનું બલિદાન દેવાયું. મરનાર બાઇના પતિ અને સાસુ ઉપર તેને સળગાવી મૂકવાનો આરોપ ઉભો છે. પતિ ભણેલ ગણેલ છે, અને સાસુ પણ સુશિક્ષિત છે. સાસુ રાજકોટની કન્યાશાળામાં શિક્ષિકા છે. આવા આવા સુશિક્ષિતોને હાથે આવું અધમ કામ સંભવે તો નહિ. પણ સાસુને તે કારણે શાળામાંથી બરતરફી મળવાની પણ વાત આવી છે. આ વાત જો સાચી હોય, તો જરૂર નિંદ્ય અને નશીયતને યોગ્ય જ છે. બાને સળગી મરનાર બાઇની ધીરજ અને શમતા અતિ પ્રશંસનીય. તેણે મરતા મરતા પણ પોતાના નશીબને જ દોષ દીધો. પોલીસના માણસો અને તેના પિતા તરફથી પ્રશ્ન થતાં તેણે એકજ શબ્દ કાઢયો: જે માંડયું "હું તે થયું હવે તે અણથયું નથી થવાનું. બાઇ સી મરતાં મરતાં પોતાનું જીવતર સુધારતી ગઇ."

**જોરીનો પોકાર, તેણે લખેલા ત્રણ પત્રો.**

આ હકીકત જોતાં જણાશે કે સાસુ અને પતિ હાલની માન્યતા પ્રમાણે કેળવાયલા હોવા છતાં આ અઘોર ઘટના બની છે. આ કેળવણી ખાનદાની ન આણી શકી. આ સંબંધી વધારે સ્પષ્ટ હકીકત મરનાર બાઇના પોતાના અને તેના મામાના પત્રોમાંથી મળે છે. તા. ૧૪ મી જુલાઇના અંકમાં એજ પત્રે "હૃદય હોય તો આંસુ પાડજો" મથાળા નીચે એ પત્રો પ્રકટ કર્યા છે;

જે અહીં આપીએ છીએ. બાઇના મામાનો પત્રનો ઉપયોગી ભાગ નીચે પ્રમાણે છેઃ—

"મરનાર બાઇ જેતપુરના રહીશ લક્ષ્મીશંકર પ્રાગજીની દીકરી અને મારી ભાણેજ થાય છે. તેના પતિ રાજકોટના રહીશ જોશી દયાશંકર• પોપટ મેટ્રીકમાં પાસ થઇ કોલેજમાં અભ્યાસ કરે છે.

"અંતકાળની લગભગના સમયે લખાએલા—હૃદયના ધગધગાટ બતાવનાર પત્રોથી અમને તો સંપૂર્ણ ખાત્રીજ છે, કે બાઇનું અકાળ મૃત્યુ નીપજેલું છે.•પતિની ગેરવર્તણુક નજરે જોવા છતાં પતિની વિરૂદ્ધ એક શબ્દ તે નિર્દોષ બાઇએ અમારી પાસે કહી ઉચ્ચાર્યો ન હતો. અનેક અત્યાચારો સહન કર્યા, મારો પણ સહન કર્યો, છતાં તેને ક્રૂર પતિની કૃપા તો નજ થઇ. અને પતિની સખત આજ્ઞાથી બાઇ પિતાને ઘેર ગએલી, ત્યાંથી પોતાની વર્તણુંક સુધારવા અનેક સોગનો ખાઈ• પગમાં પડી, અશ્રુપાત કરી, તેનો પ્રતિ બાઇને• તેડી ગયો. ભવિષ્યના• સુખની આશામાં ભોળી બાળા ગઇ; અને ફક્ત ત્રણ દિવસમાં સર્વ કોઇ જાણે છે તેમ અતિ ત્રાસદાયક રીતે બાઇનું મૃત્યુ થયું. આટલું આટલું છતાં આર્ય સંસ્કારની એ બાળાને પતિની વિરૂદ્ધ રોષ નજ થયો. મરતી વખતે પણ પૂછાયેલા સવાલોના જવાબમાં કપાળે હાથ લગાડી ભવિષ્યનેજ રોષ દીધો.બાળા તો ગઇ.

ઉપર લખેલી હકીકત બાઇના પત્રોથી પુરવાર કરી આપવા તૈયાર છું. બાઇનાં હસ્તાક્ષરના કાગળો અમારી પાસે રાખી નકલો આપના તરફ રવાના કરી છે તે વાંચવાથી આપને હૃદય છે, માટે આપ જરૂર અશ્રુપાત કરશો"

દા. મોહનલાલ ગંગાધર વ્યાસ.

પત્ર નં. ૧.

પૂજ્ય પિતાજી,

શું લખુ ? લખવા કલમ ચાલતી નથી, પરંતુ લાચાર છું. પિતાશ્રી, હું મૃત્યુની અંદરજ સુખ માની બેઠેલી છું. બીજું કાંઇ સુખ નથી. પિતાશ્રી, જેતપુર આવવા બહુ મરજી છે, પણ શું કરૂં ? પિતાશ્રી હું દુઃખી છું એટલે ચિંતા કરશો નહિ. મારાથી જ્યાં સુધી સહન થશે ત્યાં સુધી કોઇને ખબર નહિ પડવા દઉં. પછી પ્રભુ કરે તે ખરૂં. આ બધા કાર્યોમાં સહુથી આગળ આ પામર સ્ત્રી છે—તેજ બધું કર્તા છે. એના કર્મો ઇજ ભોગવશે. મારાં કપડાં બીલકુલ ન મોકલશો. પિતા, આ બ્રાહ્મણ નથી પરંતુ ચાંડાળ છે. એટલું કહી વીરમું છઉં.

લી. આપની આજ્ઞાંકિત છોરૂ, **ગૌરી.**

(આ કાગળ બાઇનો બાપ રાજકોટ પોતાના ઘરના કેસ સારૂ આવેલ, ત્યારે બાઇએ તેમના માણસોથી ગુપ્ત રીતે તેના ખોળામાં નાખેલ હતો.)

પત્ર નં. ૨.

સત્યમેવજયતિ સોમવાર.

મુરબ્બી વડિલ મિત્ર મામાશ્રી પાંચની દીર્ઘાયુષ ઘણી હોજો—

એતાન શ્રી ગામ જેતપુરથી લી. આપની આજ્ઞાંકિત છોરૂ ગવરીનાં સાષ્ટાંગ દંડવત પ્રણામ સેવામાં અંગીકાર કરશોજી.

મામા, હું બુધવારને દિવસે જેતપુર આવી છઉં; તેની વીગતવાર આપના જાણવામાં છે કે જો કે હાલ જેતપુર નહોતું આવવું પરંતુ એ લોકોએ સખત હુકમ કરી કહ્યું કે નહિ બસ જાવ, ત્યારે પંજરીપાકના ડરથી જેતપુર આવી છું. અને હું બુધવારે બપોરે આવી, અને સાંજે ભોલાં ભવનાં ભનીબાઇ સાસુનું આગમન થયું. રાત્રે ૧૧ાાં વાગે મારા પિતાશ્રીને ત્યાં આવી સાંકળ ઠોકી. અમે સઘળા સુઇ ગયાં હતાં. સોના ફૈએ સાદ માર્યો "કોણ ?" એટલે કહે છે કે એ તો હું લાડુ—અને ગૌરી અહિં આવી ત્યારે જવાબમાં હા મળતાં બંને ચાલ્યા ગયાં. અને સવારમાં મારાં ભાગ્યનાં ભનીબાઇએ રાજકોટ તરફ પ્રયાણ કર્યું અને ગામમાં શું ઉડાડયું છે, કે તે તો અમોને પુછયા વિના ચાલી આવી છે. આ મારાથી સહન થાતું નથી. આ જીવવાં કરતાં મૃત્યુને હું વધારે કીંમતી ગણું છું. મામા, મામા, શું કહું ? મારાં સર્વ સુખને સુકવી દેનાર, મારા સ્નેહને છોડવનાર, મારા પ્રેમને વીખેરનાર, અમારા પાડોશમાં એક વિધવા સ્ત્રી રહે છે. તે જાતના ઔદ્રાવાડી બ્રાહ્મણ છે, પણ હું કાંઇ પણ તેમનામાં બ્રાહ્મણનાં ચિન્હો જોતી નથી. એક ચાંડાલણીનાં માફક જોઉં છઉં. મારા સર્વ સુખનો સંહાર કરનાર દુષ્ટ પાપી કુલટા તે મારે માટે સરજેલી છે. હજુ જે વિગતવાર બિના થશે તે જણાવીશ. મામા ! મામા ! ન લખું છતાં લખાઇ જાય છે કે મારા શ્વશુરના ગૃહમાં તે પામર સ્ત્રી કરે તેટલુંજ થાય છે. મામા,

આપ જાણો છો છતાં લખું છઉં કે સ્ત્રી છે તે ગૃહની અંદર પ્રધાન પદને પામી છે. જેમ રાજા પ્રધાનને જાકારો કરે તેમ સ્ત્રીને કરી. મામા, મને જાકારનાં શબ્દો જડયા છે. પરંતુ શું કરું ? આખા રાજકોટમાં જલપ્રવાહ ન જડતાં લાચારીથી અત્રે આવી છઉં. જો મને તેડવા આવશે ને પરાણે તેડી જશે, તો તેનું પરિણામ શું આવશે, તે હું બીલકુલ કહી શકતી નથી. મામા આપ સુજ્ઞ છો, સમજુ છો, એટલે આટલી હકીકત જણાવું છઉં. મારા પિતાને આ સઘળી વાતની ખબર છે. બીજું રૂબરૂ કહીશ. મામા, હું શું કહું ? હિંદુસ્તાનની બાળાઓ બિચારી નવવધુઓ આવાં જ દુઃખો સહન કરી અંતે મૃત્યુને પામે છે. મામા, મારી સ્થિતિ ન પુછો તેવી દુઃખી છે; પણ શું કરું, એકે ઉપાય નથી. મામા, મારી ચિંતા બીલકુલ કરશો નહિ. એજ

લી. આપની આજ્ઞાંકિત છોરૂ, ગૌરીનાં પ્રણામ.

પત્ર નં. ૩ . શુકવાર

મુરબ્બી વડિલ પિતાશ્રી તથા માતુશ્રીની સેવામાં,

લી. આજ્ઞાંકિત છોરૂ ગૌરીનાં પ્રણામ. હું આપના તરફથી રવાના થઇ અત્રે શોક નિર્ગમન હૃદયે આવી છઉં. હું આવી, તે મારી પતિવ્રતા વૃતિને ગમ્યું; પણ ચિત્ત-વૃત્તિને ન ગમ્યું. પરંતુ લોકાપવાદના ભયથી આવી છઉં. પિતાશ્રી કહેતા હતા કે રાજકોટ જઇ હતું તે થઇ જશે. તેજ થયું છે. હા પ્રભુ ! પરમકૃપાળુ પરમેશ્વર-મને આ અવનીપર અવતાર ન આપ્યો હત તો સારૂં હતું. પ્રભુ ! પ્રભુ ! મારો આત્મા જલદી ખેંચી લીએ એવી અપેક્ષા ધરાવું છઉં.

પિતાશ્રી, મારી બાઇએ બે પતાં તો આપ્યાં હતાં; પરંતુ તે ટ્રંકમાં. ટ્રંકની કુંચી લઇ લીધી છે. ફકત ત્રણ લુગડાં પહેર્યાં છે તે હકે છે. મારાં બધાં કપડાં ટ્રંકમાં ભરી કુંચી લઇ લીધી છે. પિતાશ્રી સહનશીલતાની હદ હોય છે. મને આખા માથામાં ગુમડાં થયાં છે, વ્યાધી બહુજ થાય છે. હું કહું છઉં કે માથામાં નાખવાનું તેલ લયને દીયો, તો કહે છે કે પાણીથી ઓળો. બોલો, હવે શું કરું ? પિતા, પિતા, મારા દુઃખની વાત કોને કહું ! જીવ મુંઝાઇ, હૃદય અકળાઇ, ન સહેવાઇ, કંઇ કંઇ થાય છે. પિતાશ્રી આપ વીના હૃદયની વાત કોને કહેવાય ? પિતાશ્રી. ગઇ કાલે સાંજે ન દેવાની મને ગાળો દીધી અને કહે કે રાંડ છીનાળ તારા હાથની રસોઇ તે કોઇ દિવસ નહિ જમે. એ તો મારી જ રસોઇ જમનાર છે. એમ કહી મને બે ત્રણ ધોકા માર્યા-માથામાં ગુમડા ઉપરે જ. તેથી લોહી નીકળ્યું, ને તાવ પણ આવી ગયો. તે મેં કોઇને કહ્યું નથી. જો કહું તો ઘરમાંથી પણ મારે. હવે શું કરૂં ? પિતાશ્રી ધોકા જો ઘરમાંથી કોઇએ માર્યાં હત તો કાંઇ ન થાત, પણ ઓલી પારોશણે માર્યા. તેથી હવે બહુજ દુઃખી થાઉં છઉં. કાલનો તાવ આવ્યો છે. દવા કોણ લેવાવે ? ને ઘરનું બધું કામ કરી બેસું, તોય ચાડીઓ ખાધા કરે. પિતાશ્રી હવે મારે શું કરવું ? કહે છે કે જેમ બને તેમ તારૂં મૃત્યુ કરી નાખ. ક્યાંય બહાર પણ ન જવા દીએ, તો શું કરૂં ? આરે કેવી રીતે મૃત્યુ કરવું ? પિતાશ્રી મારાથી કાંઇ કામ થતું નથી. છતાં કીયે છે તે કરૂં છઉં. અત્યારે તાવ સખત છે. પિતાશ્રી, મૃત્યુ જલદી આવે તેમ મને શાંતિ છે. બહુજ દુઃખી છઉં. એજ

લી. છોરૂ, ગૌરીનાં પ્રણામ.

આ પત્રો વાંચી જેમને હૃદય હશે તેઓ તો જરૂર આંસુ પાડશે. આપણાં કલુષિત ગૃહજીવનની વેદી પર આવાં તો અનેક બલિદાનો પ્રતિવર્ષ અપાય છે; આવી અનેક નિર્દોષ બાળાઓ કલેશનો ભોગ બને છે, છતાં ખાનદાનીથી મુંગે મોઢે કુરબાની કરે છે, પરન્તુ તેમના નિશ્વાસ આપણને હંમેશની ગુલામીમાં રાખવા માટે પૂરતાં છે. એ ગરીબ ગાય જેવી કન્યાઓની હાયને પરિણામેજ આજે હિન્દ સ્વતંત્રતા ગુમાવી, પરદેશીઓની ધુંસરી હેઠળ રીબાય છે. તુલસીદાસજીનું કથન યથાર્થ છેઃ

તુલસી હાય ગરીબકી કભુ ન ખાલી જાય,
મુવે ઢોરકે ચામસે લોહા ભસ્મ હો જાય.

આપણા જીવનનું સુખ એ હાયથી ભસ્મ થાય છે. એ હાય અટકાવવાનો પ્રયત્ન નહિ થાય ત્યાં સુધી આપણી ઉન્નતિની આશા રાખવી નકામી. આ પરિસ્થિતિમાં સુધારો કરવાની આશા સ્ત્રીઓએ પુરુષો પાસે ન રાખવી જોઇએ. જાહેર જીવનમાં પડવા કરતાં આ કાર્ય પ્રદેશમાં પડવાથી વધારે સુંદર ફળ મેળવી શકાશે; જનસમાજને વધારે ઉપયોગી થઇ શકાશે. જાહેરજીવનમાં ઝંપ-

લાવવા ઇચ્છતી હોઇ મહિલાઓ આ કાર્ય ઉપાડી લેવા ઉત્સુકતા અને તત્પરતા બતાવશે ? એ પ્રશ્નનો જવાબ ગુજરાતની સ્ત્રીઓજ આપી શકે.

**શ્રાવણ માસ અને સ્ત્રીઓની પ્રવૃત્તિ.**

શ્રાવણ માસ એટલે બાર માસમાંનો સૌથી પવિત્ર મહિનો. આ મહિનામાં અનેક પવિત્ર તહેવારો હોય છે. ખરૂં કહીએ તો આ પવિત્ર માસ પવિત્ર કાર્યોમાંજ ગાળવો જોઇએ. એ માસમાં અપવિત્ર કામ કંઇ ન થાય. છતાં જોઇ શકાય છે કે દર વર્ષે શ્રાવણ માસમાં પવિત્રતાની મૂર્તિ ગણાતી, ધર્મની રક્ષક ગણાતી મહિલાઓ અપવિત્ર જુગાર રમે છે. સાધારણ સ્થિતિની સ્ત્રીઓ ઘરકામથી પરવારે અને દરરોજ ગણીને દિવસમાં એકાદ બે વાર મંદિરે દર્શન કરી આવે કે બાકીનો બધો સમય જુગાર રમવામાં ગાળે છે. શ્રીમંત સ્ત્રીઓને તો એથીયે વધારે નવરાશ મળે છે અને એ નવરાશનો ઉપયોગ તેમાંની ઘણી ખરી જુગારમાંજ કરે છે. આ બુરી લતને પરિણામે વારંવાર હૃદયભેદક બનાવો બન્યાં છે. જુગારમાં મોટી રકમ હારી જતાં કોઇએ આપઘાત કર્યાના કે શીયળ ગુમાવ્યાના દાખલા ઘણીવાર બન્યા છે. આવા કડવા અનુભવો છતાં જુગારની પ્રથા જારી રહે છે એ આશ્ચર્યજનક છે. ખરેખરી ખાનદાન સ્ત્રી હોય તે તો આ પવિત્ર માસમાં એવું અપવિત્ર કાર્ય તો ન કરે; સોગઠાં પાસાંને હાથ પણ ન લગાડે. ગૃહજીવનની પવિત્રતા ટકાવી રાખવાનો ભાર તેમની ઉપર છે, એ બહેનોએ ભૂલી જવું ન જોઇએ. એ પવિત્રતા ટકાવી રાખવાને બીજાં અનેક કામો તેઓ કરી શકે. નવરાશનો દુરૂપયોગ કરવાને બદલે તેનો સદુપયોગજ કરે. તેઓ ધારે તો એ પવિત્ર માસમાં દેશના ઉદ્ધાર માટે પોતાનો ફાળો આપી શકે. જો દરેક બ્હેન એ નવરાશના વખતમાં રેંટીઓ કાંતવાની પ્રતિજ્ઞા કરે અને તે પ્રમાણે વર્તે તો દેશની સેવા કરવાનું પુણ્ય કમાઈ શકે. આ પવિત્ર માસમાં આવી પવિત્ર પ્રતિજ્ઞાઓ તેઓએ કરવી જોઇએ; એવા પવિત્ર કાર્યમાંજ તેમનો વખત જવો જોઇએ; અને એ કાર્ય આખા વર્ષ દરમિયાન તો શું પણ જીવનભર વિસરવું ન જોઇએ.

**ચોમાસામાં શરીર રક્ષણ.**

ગમે તેવો સખત તડકો પડતો હોય યા ગમે તેવો મુશળધાર વરસાદ વરસતો હોય તોયે સ્ત્રીઓ છત્રીનો ઉપયોગ ન કરી શકે, એમ ઘણા જુના વિચારવાળા માણસો માને છે. લાંબા સમયના અનુભવે સ્ત્રીઓના પોતાના મગજ પર પણ એ છાપ સજ્જડ પડી છે. સ્ત્રીઓ બાર બજારમાં છત્રી ઓઢીને ચાલે તેને તેઓ નિર્લજ્જતા માને છે. તડકાથી લુ લાગે એ સ્હેવાય; વરસાદથી ભીમથી કપડાં તરબોળ થઇ જાય, અને વધારામાં શરદી લાગે તો ભલે પણ છત્રી તો નજ ઓઢાય ! આ પરિસ્થિતિ જ્યારે બાળકો કેડમાં હોય છે ત્યારે વધારે દુઃખદાયક અને ભયંકર નીવડે છે. મોટી ઉમ્મરની સ્ત્રીઓ તો કદાચ લાંબા અનુભવે તડકો કે વરસાદ સહી લે પણ બાળકોને તે જીવલેણ થઇ પડે છે. શરીરનું રક્ષણ કરવું એ દરેક વ્યક્તિની સૌથી પ્હેલી ફરજ છે અને તેજ ફરજ આપણી સ્ત્રીઓ ભૂલી જાય છે. છત્રી લઇને ચાલવામાં કયી રીતે નિર્લજ્જતા ઘુસી જાય છે તે અમે જરાયે સમજી શકતા નથી. અમે તો માનીએ છીએ કે એ ધારણાજ ખોટી છે; ભૂલ ભરેલી છે. આવી સામાન્ય બાબતને નિર્લજ્જતા કહી બતાવવી એ અનુદારતા છે અને મગજની વિપરિત અવસ્થા સૂચવે છે. સ્ત્રીઓ પોતે કદાચ એમ માની બેઠી હોય તો એ માન્યતા પુરૂષ વર્ગે દૂર કરવી જોઇએ. પ્હેલી વાર છત્રી હાથમાં લઇ નીકળતાં તેમને કદાચ શરમ લાગશે, પરન્તુ એ ખોટી શરમ આત્મ રક્ષણને ખાતર તેમણે અળગી કરવી જોઇએ. કમમાં કમ પોતાને ખાતર નહિ તોયે પોતાનાં બાળકોને ખાતર એ ખોટી શરમ ત્યજી દેવી જોઇએ. વરસાદમાં ભીંજાઇ શરદીના ભોગ થઇ પોતે યા બાળકો માંદગીને બિછાને પટકાઇ પડે તેના કરતાં એવી સ્થિતિ અટકાવવી એજ વધારે સારો રસ્તો છે. માંદા પડીને જે યાતના ભોગવવી પડે, ને ખર્ચ વેઠવો પડે અને વધારામાં જે અગવડતાનો અનુભવ કરવો પડે, તે સર્વના પ્રમાણમાં છત્રી ખરીદવા માટે રૂપીઆ પાંચ–સાતનો અને તે હાથમાં લઇને બ્હાર નીકળવાથી ઉપજતી ખોટી શરમનો ભોગ આપવો એ વધારે સસ્તો માર્ગ જાણું છું.



ફોટો: મી. જયકર] શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની વ્યવસ્થાપક સમિતિ. [બ્લૉક: મી. ગઝદર.

બેઠેલાં:—ગં. રસિકમણી બી. દેસાઇ; સૌ. કળાવતી બી. મોતીવાળા, ગં. પરસનબાઇ ગ. દમણીયા: સૌ. જમનાબાઈ ત્રિ. આળવી; લેડી લક્ષ્મીબાઇ જગ-



ચિત્રકારઃ સોમાલાલ પુરૂષોત્તમ ] વાત્સલ્ય [ બ્લોકઃ મી. ગજ્જર.

મનહર મોઢડાં રે જોતાં હૈયું ઉચરે 'હાશ'.
અડતાં અંગને રે ઉપજે અણમૂલો ઉલ્લાસ.

ખબરદાર. ( પા. ૧-૩ ).



(મુંબાઈના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર)

ૅ ૧ લું. ઓક્ટોબર ૧૯૨૩. અંક ૨ જો.

# વાત્સલ્ય.

## (રાસ.)

(લેખકઃ—શ્રીયુત દામોદરદાસ ખુ. બોટાદકર.)

(લીલો લીમડો રે લીલો નાગરવેલનો છોડ,
આજ મારે આંગણે રે પ્રભુજી! દાતણ કરતા જાય—એ ઢાળ.)

શરદ સુધાભરી રે શોભે રઢિયાળી શી રાત!
આભ ઉજ્જળતો રે વરસે નેહ નિશાનો નાથ;
સહિયર સૌ મળી રે રમતી રંગભર્યો કૈં રાસ,
ઘેરા ગીતથી રે ગાજે અવની ને આકાશ.



રસને રેડતી રે ભૂલી ભામિનીઓ ઉર-ભાન,
પડઘા પાડતી રે ગાતી દશ દિશ સંગે ગાન;
રંગે રીઝતો રે ચૂક્યો ચાંદલિયો નભ-ચાલ,
થંભ્યા તારલા રે થંભ્યા ડોલંતા દિગપાલ.

વનનાં વાયરા રે થંભ્યાં નદીઓ કેરાં નીર,
કર સંકોરતાં રે થંભ્યાં તરૂવર તેને તીર;
આ શું એકલી રે સહિયર છોડી સહુનો સંગ,
ચાલી ચોંપથી રે રૂડા રંગ તણો કરી ભંગ?

આવ્યો આકરો રે શું કૈં સાસુનો સન્દેશ?
ગાણું ના ગમ્યું રે? રમતાં રીસ ચડી ગઇ છેક?
ફરતાં ફુદડી રે આવી અન્તર માંહી ઉછાળ?
ઠાર્યા કોમળી રે વેઠી ન શકે ઓઝી વાર!

આવ્યો આકરો રે ના કૈં સાસુનો સન્દેશ;
નહિ-નહિ રૂસણું રે લાગ્યો થાક નહિ લવલેશ;
પોઢયા પારણે રે આવ્યા બાળકુંવર કૈં યાદ,
રસભર રાસની રે: તેથી તૂટી મન-મરજાદ.

અન્તર ઉછળ્યાં રે વધતાં પ્રેમ તણાં કૈં પૂર,
કંઠે કારમાં રે અટકી રોકયા સ્હેજે સૂર;
સરવરતીરને રે તોડી જળલહરિ વહી જાય,
છોડી સંચરી રે એવો સહિયરનો સમુદાય.

કાંટા કાંકરા રે એને અડકે નહિ પગમાંય,
ચરણે ચાલતી રે જાણે પંખણી ઉડી જાય!
નિરખે નેણથી રે એને દુનિયા નહિ દેખાય,
વત્સવિજોગણી રે જાણે ધેન ઉમળકે ધાય!



મનહર મોઢડાં રે જોતાં હૈયું ઉચરે 'હાશ',
અડતાં અંગને રે ઉપજે અણમૂલો ઉલ્લાસ;
ઉર–આલિંગને રે લેતી દેવભવનની લ્હાણ,
ચારૂ ચુમ્બને રે મળતી મોક્ષ તણી હૈં માણ્ય.

એ છબિ આગળે રે ઝાંખા કોટિક શશિયર સૂર,
એ સુરભિ કને રે ફીકી ફૂલડાંની હૈં ફોર;
એ રસ આગળે રે ઓછા રાસ તણા રસ–રંગ,
એ પળ આગળે રે સૂકા ભવના ભવ્ય પ્રસંગ.



# તમારા બાળકની તંદુરસ્તી

લેખકઃ—ડૉ. અમૃતલાલ હ. પટેલ.
ડી. પી. એચ., ડી. ટી. એમ. (ઇંગ્લેંડ);
એમ. બી., બી. એસ.



વૈદકશાસ્ત્રના વિષયમાં ઉંડા નહિં ઉતરતાં આ લેખમાં બાળકોની તંદુરસ્તી કેમ બગડે છે. તે વિષય ઉપર સરળ વિવેચન કરવામાં આવશે. હિંદુસ્થાનમાં બાળકોના મરણનું પ્રમાણ બીજા દેશો કરતાં વધુ છે. તેનું એક કારણ બાળકોને થતા રોગો વિષેનું માતાઓનું અજ્ઞાન છે.

બાળકના વજનનું ઘટવું અથવા અતિશય વધવું—આથી ખમેન એવું બને છે કે પુરતી સંભાળ લેતા છતાં બાળક જોઇએ તેટલું તંદુરસ્ત રહેતું નથી અને તેનું વજન ઘટતું જાય છે અથવા અતિશય વધતું જાય છે, તેને ઉંઘ બરાબર આવતી નથી, ઘણું રડે છે, અથવા ગુમસામ અને બેહોશ પડ્યું રહેછે અને આમ થવાથી બિન-અનુભવી માતા દિનરાત ચિંતાતુર રહેછે.

આવી સ્થિતીનું મેોટું મેવું ટકા કારણ બાળકને થતો અપચો અથવા કબજીયાત છે. જે ખોરાક બરાબર પચતો નથી તેનું શુદ્ધ લોહી બનતું નથી અને તેથી બાળક તંદુરસ્ત રહેતું નથી, અને તેનાં આંતરડાઓ કમજોર બને છે. નહિ પચેલો ખોરાક આંતરડામાં સડે છે. આવા સડાથી પેટમાં વાયુ અને એક જાતનું ઝેર ઉત્પન્ન થાય છે જે ઝેર આખા શરીરમાં પ્રસરે છે.

દુઃખની વાતતો એ છે કે માતાઓ બાળકને થતી કબજીયાત અને અપચાને બહુ સાધારણ રોગ માને છે. ખરૂં જોતાં આ રોગો ઘણા ગંભીર છે; અને તેઓ બાળકના કોમળ અંગ ઉપર બીજા રોગોને આઘાત કરવાનો રસ્તો મોકળો કરેછે. મોટી ઉમ્મરમાં શરીરની પોચાળતા, કમજોરી વગેરે આ બાલ્યાવસ્થાના રોગોનુંજ પરિણામ છે. આ રોગોથી ઉત્પન્ન થતાં ખાટાં પરિણામ ફક્ત બાલ્યજીવનનેજ ખરાબ કરે છે એમ નથી પણ તેની ચોક્કસ અસર યુવાવસ્થામાં પણ જણાય છે.

બાળકને જો ધવરાવવામાં આવતું હોય છતાં વજન ઘટતું હોય તો તેનું કારણું તેને માતાનું દુધ પુરતો પ્રમાણમાં ન મળતું હોય અથવા પ્રમાણ પુરતું હોવા છતાં તે દુધમાં શરીરની તંદુરસ્તી કાયમ રાખી શકે તેવા તત્વોનો અભાવ છે.

બાળકને એક ટંકે માતાનું કેટલું દુધ મળે છે તે શોધી કાઢવાની સહેલી રીત એ છે કે બાળકને ધવરાવ્યા અગાઉ અને ધવરાવ્યા પછી સંભાળપૂર્વક વજન કરવું અને તે બન્ને વજનનો તફાવત જે આવે તેટલું દુધ બાળકના પેટમાં ગયું સમજવું, અને જો આથી માલુમ પડે કે દુધ બહુ ઓછુંજ આવે છે તો ગાયના દુધમાં યોગ્ય ફેરફાર કરી જેમ બને તેમ માતાના દુધને

મળતું બનાવી તે આપવું. આ ફેરફાર કેવી રીતે કરવો તે બાબત એક ખાસ લેખ ભવિષ્યમાં આપવામાં આવશે. જો આમ કરવું નજ બની શકે તેમ હોય તો પછી કોઇ પેટંટ ખોરાકનો આશ્રય ડોકટરની સલાહથી લેવો.

બીજી જાણવા જેવી જરૂરી વાત એ છે કે જો કોઇપણ રોગને લીધે માતાને ઓછું દુધ આવતું હોય તો બાળકને ધવરાવવું તદન બંધ કરવું.

ઓછું દુધ મળવાથી જેમ બાળકનું વજન ઘટે છે તેમ બહુ વધુ પ્રમાણમાં દુધ પેટમાં જવાથી દુધ પચતું નથી અને નહિં પચેલું દુધ પેટમાં ભરાવો કરી અપચો ઉત્પન્ન કરે છે. તેથી તેનાથી ઝાડા થાય છે; અને ઝાડા થવાથી વજન ઘટે છે. માતાના દુધ ઉપર રહેતાં બાળકો કરતાં ઉપર જણાવેલું દુધ કે પેટંટ ખોરાક લેવાવાળા બાળકોને ઝાડા, અપચો ઇત્યાદિ રોગો વધુ પ્રમાણમાં થાય છે તેનાં કારણો અનેક છે. માતાના દુધમાં જે ગુણો કુદરતે મૂકયા છે તે ગુણો બીજા દુધ અથવા ખોરાકમાં ભાગ્યેજ હોઇ શકે છે. રસાયણશાસ્ત્ર અને વૈદકની અનેક ચમત્કારિક શોધ ખોળ થયા છતાં એટલું તો કહેવું પડશે કે માતાનું દુધ કૃત્રિમ રીતે બનાવતાં ડોકટરોને હજુ ઘણાં વર્ષો જોઇશે ! વૈદકના અટપટા જ્ઞાનથી વંચિત અને કલ્પનામાં ઉડનારાઓ કવિજનોએ માતાના દુધને અમૃતની ઉપમા આપી છે તે કોઇ પણ રીતે અયોગ્ય નથી. ઉપરનું દુધ અથવા પેટંટ ખોરાક જો બાળકોને આપવામાં આવે તો તેમાં મુખ્ય બાબત એ જોવાની છે કે તે ખોરાક બાળકને અનુકુળ આવે છે કે નહિ અને તે ખોરાકની અંદર બાળકની ઉમ્મરના પ્રમાણમાં જોઇએ તેટલાં જરૂરી તત્વો રહેલાં છે કે નહિં. જો ખોરાકમાં જવનો આટો કે આરારૂટ (સ્ટાર્ચ) વીગેરે પદાર્થો મિશ્રિત હોય છે તે ખોરાક નવ માસથી નાની ઉમ્મરના બાળકને માટે બહુ હાનિકર્તા છે, કારણ કે આટાને પચાવવાને જે રસની જરૂર છે તે રસ બાળકની હોજરીમાં નવ માસની ઉમ્મર પહેલાં ઉત્પન્ન થતો નથી અને તેથી જો આટાવાળો ખોરાક બાળકને આપવામાં આવે તો તેથી બાળકને અપચો ને ઝાડા થાય છે. અમુક બાળકને અમુકજ પેટંટ ખોરાક માફક આવે છે અને આ કારણથી ખોરાકની પસંદગી કરવામાં બહુ કાળજી રાખવી જોઇએ. પેટંટ ખોરાક ઉપરનો આ ખાસ લેખ નહિં હોવાથી આ વિષયને એટલેથી પુરો કરી હવે બીજી કેટલીક જરૂરી બાબત ઉપર આવીએ.

**બાળકનો મળ:** આના ઉપરથી બાળકની તંદુરસ્તીનું અનુમાન સહેલથી કાઢી શકાય છે. તંદુરસ્ત બાળકનો મળ વાસ રહિત પીળા રંગનો અને નરમ હોય છે. જે બાળકને ગાયનું દુધ અપાતું હશે તેના મળમાં થોડા દહીંના ફોદા હોય છે. જ્યારે બાળકને ધાવણ છોડાવી દુધ અને અન્ન ઉપર રાખવામાં આવે છે ત્યારે મળ કઠણ થાય છે અને તેમાં થોડો વાસ આવે છે. જો ઝાડા તદન પીળા અને માટીના રંગના અને દુર્ગંધવાળા થતાં હોય, તો બાળક તંદુરસ્ત નથી એમ સમજવું. આ સ્થિતિમાં તેનું વજન ચોક્કસ ઘટશે. જો ઝાડામાં ચીકણો સફેદ પદાર્થ—"જળથ" પડતો હોય અથવા લોહી પડતું હોય તો ડાકટરી સલાહ તુરત લેવી. ઝાડાના રોગનો તુરત ઇલાજ થવો જોઇએ નહિં તો તેનાથી ઘણા બાળકોની સદાને માટે તંદુરસ્તી બગડે છે અને મૃત્યુ પણ નિપજે છે.

**બાળકની નિદ્રા:** તંદુરસ્ત બાળક જાગતું હોય ત્યારે આનંદી, રમતિયાળ, અને શાંત હોય છે. તેને ભૂખ લાગે અથવા તે જ્યારે મળ, મૂત્રમાં પડ્યું હોય ત્યારેજ રડે

છે. જો બાળક બરાબર ઉંઘે નહિં અને ઘડી ઘડી ચમકે અથવા જાગી જાય તો તેનું મુખ્ય કારણ અપચો સમજવું. બાળકને ચોખ્ખી હવા નહિ મળવાથી અથવા ખૂણામાં સારી પેઠે ઓઢાડી ગોંધી રાખવાથી પણ આમ બને છે. એક વર્ષથી નાની ઉમરના બાળકનો શ્વાસોશ્વાસ મીનીટમાં ૩૦ થી ૩૫ વખત નિયમિત રીતે ચાલે છે. તેથી વધુ શ્વાસ ચાલતો હોય તો તે રોગની નિશાની છે. બાળકને જ્યારે તાવ આવે કે ભરાઇ જાય છે ત્યારે શ્વાસ વધુ ચાલે છે; છાતી ઉછળે છે અને નસકોરાં પણ ઉંચાં નીચાં થાય છે.

**બાળકનો દેખાવઃ** આના ઉપરથી પણ બાળક તંદુરસ્ત છે કે નથી તે કળી શકાય છે. બાળકનું માથું શરીરના પ્રમાણમાં સાધારણ રીતે મોટું હોય છે. શરીરના પ્રમાણ કરતાં અત્યંત મોટું માથું હોય, માથાના ટાળની ચામડી જલદી ભરાઇ ન હોય અને કપાળનો ભાગ બહુજ આગળ પડતો હોય તો બાળક તંદુરસ્ત નથી એમ સમજવું.

બાળકના મ્હોં ઉપરથી તેની તંદુરસ્તીનું માપ કાઢી શકાય નહિ કારણકે ઘણી વખત એવું બને છે કે મ્હોં સિવાય શરિરના બધા અવયવો ગળી ગયેલા અને સુકા હોય છે.

બાળકના અવયવો દૃઢ અને કઠણ હોવા જોઇએ. રોગી બાળકની ચામડી ઢીલી અને સ્નાયુ નરમ હોય છે. જો બાળકનું માથું ચોરસ અને મોટું હોય અને હાથપગનાં હાડકાં વધી ગયેલા હોય તો તેને "રીકેટસ" નો રોગ છે એમ સમજવું. બાળકને જો યોગ્ય અને અનુકુળ ખોરાક ન મળે તો આ રોગ થાય છે. આ રોગની અંદર બાળક જ્યારે ૭ માસનું થાય ત્યારે પગની ઘુંટીના અને કાંડાના હાડકાં જાડા દેખાય છે. અને શરીરનાં બધાં હાડકાં નરમ હોવાથી વધુ ઓછા પ્રમાણમાં વાંકા વળી જાય છે. જો બાળકનો ચહેરો બહુજ લાલ અથવા જાંબલી રંગનો રહેતો હોય તો તેને કોઇ પણ જાતનો હૃદયરોગ હોવો જોઇએ.

પેટના જુના અથવા ગંભીર રોગમાં બાળકનું મ્હો ઉતરી ગયેલું ફીક્કું હોય છે અને આંખો ઉંડી ગયેલી દેખાય છે.

તુરતના જન્મેલા બાળકની ચામડીનો રંગ લાલચોળ હોય છે અને તે રંગ આસ્તે આસ્તે ગુલાબી થતો જાય છે. તંદુરસ્ત બાળકને શરીર પર કોઇ પણ જાતના કાળા કે જાંબલી રંગના ડાઘ હોવા ન જોઇએ. અતિશય ગરમીને લીધે બાળકનું શરીર લાલ થઇ જાય છે અને શરીર પર ઝીણી ઝીણી અળાઇઓ નીકળે છે. મળમૂત્રમાં લાંબો સમય પડી રહેવાથી બાળકના હાથ પગના સાંધાના મૂળમાં ફોલ્લા અને ચાઠાં પડે છે. સંભાળપૂર્વક સ્વચ્છતા રાખવાથી અને પાઉડર લગાડવાથી આ તકલીફ દુર થાય છે.

**બાળકનું રડવું:** બાળક જ્યારે રડે છે ત્યારે કાંઇક કારણસર રડે છે. અનુભવી માતાઓ આ રડવું ભૂખનું છે, દુઃખનું છે કે ગુસ્સાનું છે તે જાણી શકે છે. દરેક માતાએ યાદ રાખવું જોઇએ કે બાળકને પોતાનું દુઃખ પ્રદર્શિત કરવાનું એકજ સાધન કુદરતે આપ્યું છે અને તે "રડવું" છે. સાધારણ રડવાથી બાળકનાં ફેફસાં વધારે ખીલે છે પરંતુ અતિશય રડવું બાળકને હાનિકર્તા છે.

જન્મ્યા પછી તુરતના બાળકના પ્રથમ રૂદન કરતાં બીજો આનંદજનક અવાજ સુવાન માતાને ભાગ્યેજ હોઇ શકે! નવ માસ સુધી જતન કરી ઉદરમાં રાખેલું બાળક જીવતું અને તંદુરસ્ત અવતર્યું છે તેની નિશાની બાળકનું રૂદન છે. કમજોર બાળક બહુ ઝીણું ઝીણું રડે છે. જો બાળકના પેટમાં પવન પેદા થતો હોય અથવા

ચુંક આવતી હોયતો બહુંજ હૃદયભેદક રીતે રડે છે. એ રોગમાં બાળક ઘણી વખત માથું ખુબ હલાવે છે. કાન પાકવાથી પણ બાળક તેવુંજ રડે છે. પરંતુ બાળકના રડવાની પુરી સમસ્યા, તો અનુભવી માતાજ ઉકેલી શકે ! બાળકનું રડવું બરાબર નહિં સમજવાથી અજ્ઞાન માતાઓએ ઘણી વખત પોતાનાં વ્હાલાં બાલકોને ખોયેલ છે. બાળકના પારણામાં કીડી, મંકોડો, કે વીંછી ઇત્યાદિ જંતુ કોઇ વખત આવી ચઢે છે. માતા બાળકને પારણામાં સુવાડે અને બાળક એકાએક ચીસો પાડે છે. અજ્ઞાન માતા એમ સમજે છે કે બાળક ધાવવા માગે છે અથવા ઉંઘવા નથી માગતું અને તેથી પોતે ખૂબ જોરથી પારણું હીંચોળે જાય છે. આનું પરિણામ ઘણી વખત બહુ ગંભીર આવે છે. પારણામાં વીછીના કરડવાથી નીપજેલા મોતના દાખલા ઘણા બન્યા છે.

સાધારણ રીતે માતાઓ એમજ સમજે છે કે બાળક રડે એટલે તેને ભૂખ લાગી હશે અને દર વખતે તેને દુધ પાય છે. પણ તેમ કરવાથી બાળકને અને માતાને બન્નેને સહન કરવું પડે છે.

વળી ઘણી વખત એવું પણ બને છે, કે જ્યારે બાળકની ઇચ્છા મુજબ અમુક બાબત ન થાય અથવા તેને જાગવું હોય ને સુવાડી દેવામાં આવે ત્યારે તે બહુ જોરથી રડે છે. પણ દુઃખના રૂદન અને ગુસ્સાના રૂદનમાં બહુ ફેર હોય છે. કોઇ પણ યોગ્ય કારણ વગર ગુસ્સાથીજ જો બાળક રડે તો તેની ટેવ સુધારવાને પહેલેથી યત્ન કરવો જોઇએ, નહિંતો બાળક બધી વાતમાં પોતાની મરજી મુજબ વર્તવા માતાના કોમળ હૃદયને કંપાવી નાખનારા રૂદનનો ઉપયોગ કરે છે.

આ લેખ આટલેથીજ સમાપ્ત થાય છે. બાળકોના ખોરાક વિષેનો ઉપયોગી લેખ ભવિષ્યમાં અપાશે.

---

## ઘરગતુ ઇલાજો

પાનમાં ખાવાનો ચુનો એક ભાગ અને મધ ત્રણ ભાગ બરાબર મેળવીને બાળકના જે દાંત નીકળવાના હોય તે દાંતના પીઢીયાની ઉપરના ભાગમાં ઘસવાથી દાંત જલ્દી નીકળી આવે છે.

× × ×

સુરણને ચાટી લગાવી ભાડમાં ભુંજાવીને પછી સાફ કરી તેમાં થોડુ ઘી મેળવી ચાર પાંચ દિવસ ખાવાથી ઉપડેલા હરસ બેસી જાય છે.

× × ×

પોરાસાંણી અજમો પાણીની સાથે ફાકી જવાથી આંતરડાના કૃમી ઓછા થાય છે.

× × ×

સરસવનું તેલ અને સીંધવ મેળવીને દાંતે અને પીઢીયાપર લગાડવાથી દાંત અને પીઢીયા તંદુરસ્ત રહે છે અને તેમાં નવા રોગ ઉત્પન્ન થતા નથી.

× × ×

સર્વથી સહેલું અને સસ્તુ દંતમંજન કોલસાનો તદ્દન બારીક ભુકો અને મીઠું છે.

× × ×

ચુનાનું નીતર્યું પાણી અને મીઠું તેલ અથવા કોપરેલ મેળવીને દાઝ્યા ઉપર લગાડવાથી બળતરા તદ્દન ઓછી થાય છે, અને આરામ જલ્દી થાય છે. દાઝેલી જગ્યા ઉપર માખીઓ બેસવા નહિ દેવાની ખાસ સંભાળ રાખવી.



# કલ્યાણી ફુલવેલડી.

( રે મને કોઇ બતલાંવો મુજ દિલે દેવળનો દીવડો, એ ગીતનો ઢાળ. )

સદૈવ અમને છાઇ રહેજો
કલ્યાણી ફુલવેલડી !
રસહેલડી !

લીલે ચોમાસે છાજો;
વ્હીલે વિશ્વાસે સ્હાજો;
પ્રભુનાં પય પાજો એ રસહેલડી !
દિલખેલડી !

શીળે શીયાળે છાજો:
હૈયે હુંફાળે સ્હાજો:
સૌરભે સુહાજો એ દિલખેલડી !
ફૂલવેલડી !

ઉજળે ઉન્હાળે છાજો:
અંજન ઉજમાળે સ્હાજો:
ગાજો: લ્હેરાજો એ ફૂલવેલડી !
રસહેલડી !

લલિત.



# વીરમાતા જીજીબાઈ.

લેખકઃ—શ્રીયુત ચુનીલાલ કુબેરદાસ શાહ.

જનની જણ તો ભક્ત જણ, કાં દાતા, કાં શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગમાવીશ નૂર.

"માતા"! એ શબ્દ કેટલો મધુર, કેટલો બધો આનંદદાયક છે? એ શબ્દ કાને પડતાંજ હૃદયમાં કંઇ અલૌકિક આનંદ અનુભવાય છે; દૃષ્ટિ આગળ અપૂર્વ સ્વાર્થત્યાગ, સ્નેહ અને વિત્રતાનું અનુપમ ચિત્ર ખડું થાય છે. ાતા એક નવા સંસારની રચના કરે છે; ીર-પુત્રોના પારણા હિંચોળતો એનો સમર્થ ાથ જાણે વા અજાણ્યે આખા જગતપર• ામ્રાજ્ય ચલાવે છે. સંતાનોનું પાલન કરનારી ાતા જો સુશિક્ષિતા હોય, તેનું હૃદય પવિત્ર ાવનાઓથી ભરેલું હોય, અને એ હૃદયમાં ો દેશદાઝની લાગણીનો જોશ હોય તો તે પોતાના સંતાનોને એવા બનાવી શકે છે, કે ારામાં સારા, સમર્થમાં સમર્થ • શુર પણ તેવા ન બનાવી શકે. ઇતિહાસ સાક્ષી પૂરે છે છે કે એવી માતાઓના બાળકો કદી પોતાના કર્તવ્યો ભુલ્યા નથી; પોતાની ફરજ અદા કરતાં તેમણે કદી પણ પાછી પાની કરી નથી. એવાં સંતાનોએ યુદ્ધ ભૂમિમાં કદી પાછું વાળીને નથી જોયું. તેમણે પોતાના બળના આદર્શથી કાયરોને પણ શૂર બનાવ્યા છે, અને અવનતિ પામેલા પોતાના દેશને ફરી ગૌરવશાલી બનાવ્યો છે. મહારાજ શિવાજીએ મહાન્—ઔરંગઝેબ જેવા શત્રુ સામે બાથ ભીડી, અવનતિ પામેલા દેશનો અને ધર્મનો ઉદ્ધાર કર્યો હતો. "શિવાજી ન હોત તો સુન્નત હોત સબકી" એ કવિ ઉક્તિ સૌ કોઇ જાણે છે. તેમની વીરમાતા જીજીબાઇની પ્રેરણા અને શિક્ષણનુંજ એ શુભ પરિણામ હતું. જો માતાએ આરંભથીજ દેશભક્તિ, ધર્માભિમાન, અને વીરતાના બીજ તેમના અંતઃકરણમાં ન રોપ્યાં હોત તો ઇતિહાસમાં વીર શિવાજી દેશ-ધર્મ ઉદ્ધારક તરીકે અમર થાત કે નાહ તે શંકાસ્પદ છે. એવા પ્રાતઃસ્મરણીય વીરનરની વીરમાતાનું ઉજ્વલ ચરિત્ર "ગુણસુંદરી"ના વાચકોને અવશ્ય લાભદાયી થશે.

મહારાજ શિવાજીના મૂળ વડવા—શિવરામ ચિત્તોડના રાણા વંશમાંથી ઉતરી આવ્યા હતા. જે સમયે દીલ્હીના બાદશાહ અલાઉદ્દીન ખીલજીએ ચિત્તોડ પર ચઢાઇ કરી, તે સમયે શિવરામ દક્ષિણ તરફ નાસી આવ્યા હતા. તે પછી લાંબે સમયે—સન ૧૫૫૦ માં એમના વંશમાં માલોજી ભોંસલે નામે એક ભાગ્યવાન પુરૂષનો જન્મ થયો. આ સમયે એ વંશમાં નિર્વાહના સાધન તરીકે માત્ર થોડીક જમીન રહી હતી, જેનાથી આખા કુટુંબનું ગુજરાન ચલાવી શકાય તેમ ન હતું. આ કારણથી માલોજીએ પ્રસિદ્ધ મરાઠા જાગીરદાર સરદાર લુખજી જાદવને ત્યાં નોકરી સ્વીકારી લીધી.

લુખજી તે વખતે અહમદનગરના રાજદરબારમાં એક આગેવાન કારભારી ગણાતો અને તેના તાબામાં બાર હજાર માણસોનું સૈન્ય હતું. જીજીબાઇ આ ધનવાન અને રાજ્યમાન પુરૂષની એકની એક પુત્રી હતી.

માલોજીએ પોતાની કર્તવ્યપરાયણતા અને કાર્યકુશલતાથી થોડાજ સમયમાં લુખજીની કૃપા મેળવી લીધી હતી. અત્યંત વિશ્વાસપાત્ર હોવાને કારણે લુખજીએ પોતાના ઘર સંબંધી કામોની દેખરેખ રાખવાનું તેમને સોંપ્યું હતું. માલોજી આ પ્રમાણે સુખમાં દિવસો ગાળતા હતા. પોતાના કુટુંબ તરફથી પણ તે સુખી હતા. ઇશ્વરકૃપાથી તેમને બે પુત્રો થયા હતા. એક ફકીરના આશીર્વાદથી આ બે પુત્રો થયેલા માટે તેમના નામો શાહજી અને શરીફજી રાખ્યા હતા. ભવિષ્યમાં એજ મોટા પુત્ર શાહજીનું લગ્ન જીજીબાઇ સાથે થયું હતું. તે વખતે કોણ કહી શકે એમ હતું કે લુખજી જેવા સરદારની એકની એક લાડકી કન્યા માલોજી જેવા સાધારણ નોકરની પુત્રવધુ થશે?

એક વખત હોળીને ટાંકણે લુખજીએ પોતાના સર્વ નોકરોને હોળી ખેલવા નોતર્યા હતા. માલોજી પણ પોતાના મોટા પુત્ર શાહજીને સાથે લઇને ગયા હતા. લુખજીની પુત્રી જીજીબાઇ પિતાની પાસે બેસી રમતી હતી. શાહજી પણ તેની પાસે બેસીને રમવા લાગ્યો. આ બન્ને સુંદર અને નિર્દોષ બાળકોની રમત જોઇ લુખજીને બહુ આનંદ થયો. તેમણે મનમાં વિચાર્યું કે જીજીબાઇને માટે આવોજ સુંદર પતિ શોધવો જોઇએ. ટોળમાં ને ટોળમાં તેણે પુત્રીને પૂછ્યું: "કેમ જીજી! આ બાળક સાથે તું પરણીશ?" જીજીએ રમતમાંજ જવાબ આપ્યો: "હા, પરણીશ". લુખજીનો સવાલ અને બાલિકાનો ઉત્તર સાંભળી બધા હસી પડ્યા અને કહ્યું: "જોડી તે સુંદર થશે."

ભવિષ્યના બનાવનું બીજ આમ ર જો કે માલોજી કુલીન ક્ષત્રિય હતા શાહજી જીજીબાઇનો પતિ થવાને યોગ્ય હતો છતાં માલોજીને એ વિવાહ અસંભવિત વાત લાગી. ધન, માન વૈભવમાં તે લુખજી કરતાં બહુ નીચે હતા, એટલુંજ નહિ પણ તેના નોક હતા. આ ઠઠ્ઠા-મશ્કરીનો વખત જોઇ પણ તક સાધી બધાને ઉદ્દેશીને "ભાઇઓ! તમે બધા સાક્ષી રહે આજથી લુખજી મારા સંબંધી થયા કે જીજીબાઇ મારી પુત્રવધુ થઇ છે." બધુ મશ્કરીમાંજ બોલાય છે એમ લુખજીએ ઉત્તર પણ ન આપ્યો.

બીજે દિવસે લુખજીએ પોતાના નોકરોને જમવાને નોતર્યા હતા. પર કાર્યમાં માલોજી વેળાસર હાજર થયા માણસને બોલાવવા મોકલ્યો તેની સાથે લુખજીને કહાવ્યું કે "મારા પુત્ર આપની પુત્રીનું લગ્ન કરી આપવાનું મને આપ વચન આપો તોજ હું આવીશ; નહિતો નહિ બની શકે."

માલોજી જેવા નિર્ધન નોકરની માગણીથી લુખજી જેવા અભિમાની ને કેવી લાગણી થઇ હશે, તે વાંચકો લેશે. મની પત્ની ગુસ્સે થઇને બોલી: "ર્લજ અને દરિદ્રિ ભોંસલેને મારી પુત્રી પોતાના પુત્રના લગ્ન કરવાની વાત શરમ પણ ન આવી? કંઇક વિચાર બોલવું હતું?" જ્યારે માલોજીએ વાતો સાંભળી ત્યારે તેના સ્વભિમાન ભાવથી એ સહન થયું નહિ. તેણે તેજ લુખજીની નોકરીનો ત્યાગ કર્યો અને

ગામ પાછા જવાનો નિશ્ચય કરી લીધો. જતી વખત તેણે પ્રતિજ્ઞા કરી કે: " જો હું લુખજીનું અભિમાન ન તોડું અને શાહજી સાથે જીજીબાઈનું લગ્ન કરવાની તેને ફરજ ન પાડું તો મારું નામ માલોજી નહિ; હું ક્ષત્રિય નહિ."

માલોજીનું વતન વેરૂલગ્રામમાં હતું. ત્યાં આવીને ફરી ખેતી કરવા લાગ્યા. ખેડુત તરીકે ઉદ્યોગી અને સંતોષી જીવન ગાળતા છતાં તે પોતાની પ્રતિજ્ઞા ભૂલ્યા નહતા. તે હંમેશ પરમેશ્વરની પ્રાર્થના કરતા કે: " હે પ્રભુ ! લુખજીનું અભિમાન તોડી મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરી શકું એવી મને શક્તિ આપો, કે જેથી શાહજી સાથે જીજીબાઈના લગ્ન કરી જનસમાજમાં હું મારું માથું ગૌરવથી ઉંચુ રાખી ફરી શકું. મેં પ્રતિજ્ઞા કરી છે, પણ તે પૂર્ણ કરવાનો સર્વ આધાર તમારી ઉપર છે." પ્રભુએ પ્રાર્થના વેળાસર સાંભળી. સન ૧૬૦૩ ના વર્ષમાં એક અજવાળી રાતે પોતાના ભાઈ સાથે માલોજી ખેતરની રખેવાળી કરી રહ્યા હતા ત્યાં ઇશ્વર તરફથી ગેબી મદદ તેમને મળી. તેમનો ભાઈ સુઈ ગયો હતો પણ તેમને પોતાને ચિંતાને લીધે ઉંઘ આવતી નહતી. ચિંતાતુર મનને બીજી દિશાએ વાળવાને ખાતર તેમણે જમીન ખોદવી માંડી તો તેમાંથી સોના મ્હોરોના ભરેલા સાત ઘડા મળી આવ્યા. આ ઉપરથી તેમને વિશ્વાસ આવ્યો કે પરમાત્મા મારા કાર્યમાં સાનુકુળ છે, અને તેમની કૃપાથી હું મારા મનોરથ સફળ કરી શકીશ. પ્રતિજ્ઞા પૂરી કરવા માટેના કામની શરૂઆત તેમણે તે દિવસથીજ કરી દીધી.

ધન મળ્યા પછી માલોજી વેરૂલ છોડી શ્રીગોન્દ ગામમાં આવ્યા. ત્યાં એક શેષોબા નાયક નામના વેપારીની મદદથી તેમણે લડાયક માણસો ભેગા કરવા માંડ્યા અને થોડાક સમયમાં એક હજાર માણસોનું સૈન્ય તેમની પાસે જમા થયું. તેમના બળ અને સાહસની ચારે તરફ ખ્યાતિ થવા માંડી અને થોડા સમયમાં તો તે અહમદનગર રાજ્યમાં માનભરી પદવી મેળવવાને પણ ભાગ્યશાલી થયા. ગરીબ સ્થિતિમાં જે માલોજી લુખજીની નોકરી કરી ગુજરાન કરતા હતા તે અત્યારે લક્ષ્મીદેવીની કૃપાથી અને પોતાના ઉદ્યોગથી તેના સમોવડીઆ થઇ ગયા.

માલોજીનો સાળો ફલટનકર નિંબાળકર પણ એક ધનાઢ્ય, અને વૈભવશાલી માણસ હતો. તેની પાસે બાર હજાર માણસોનું સૈન્ય હતું, તેમાંથી પોતાની ધારણા બર લાવવા માટે બે હજાર માણસની તેમણે મદદ માગી. ફલટનકરે બનેવીની આ માગણી સહર્ષ સ્વીકારી અને જરૂર પડે તો બીજી જોઇતી મદદ આપવાનું પણ વચન આપ્યું. આ ત્રણ હજાર માણસોનું સૈન્ય લઇને માલોજીએ એકદમ લુખજી પર ચઢાઇ કરી. લુખજીએ અહમદનગરના શાહને આ માટે ફરિયાદ કરી. શાહે માલોજીને આ ચઢાઇનું કારણ પૂછ્યું, ત્યારે તેણે નમ્રતાપૂર્વક કહ્યું: " હુઝુર ! લુખજીએ પ્હેલાં પોતાની પુત્રીનું લગ્ન મારા પુત્ર સાથે કરવાનું કબુલ કર્યું હતું, પણ હવે ફરી જાય છે અને વચન પાળવાની આનાકાની કરે છે. આથી મારા જ્ઞાતિમાં મારે નીચું જોવું પડે છે. આ અપમાન મારાથી સહન કરી શકાય એમ નથી. જો હુઝુર એ લગ્ન કરાવી આપે તો મારે બીજો કાંઇ પણ વાંધો નથી; હું તરતજ મારી સેના પાછી ખેંચી લઇશ." આ સાંભળીને શાહ લુખજી પર ગુસ્સે થયા અને વચન ભંગ કરવા માટે તેને ફીટકાર આપ્યો: " તમારું વચન તમે નથી પાળતા એ બહુ શરમની વાત કહેવાય. જે મહાન પુરુષો હોય છે તે પોતાના વચન હંમેશાં પાળે છે; નીચ માણસ હોય તેજ

વચનનો ભંગ કરે. શાહજી તમારી પુત્રી માટે સર્વથા યોગ્ય પતિ છે, માટે જેમ બને તેમ જલ્દી તમારૂં વચન પાળો અને બંન્નેના લગ્ન કરી આપો. ”

શાહના આ ઠપકાના વચનો સાંભળીને લુખજી શરમાયો, એટલુંજ નહિ પણ ગભરાયો કે રખેને શાહ કોપાયમાન થઇને તેનાં માન-પદવી ખુંચવી લે. આ કારણે તેણે તરતજ લગ્નની તૈયારીઓ કરી દીધી. ઇ. સ. ૧૬૦૪ માં શાહજી અને જીજીબાઇના લગ્ન થયાં અને તેની પૂર્ણાહુતિ સાથેજ માલોજીની પ્રતિજ્ઞા પૂરી થઇ અને લુખજી અને તેની પત્નીના અભિમાનના ચૂરા થયા.

યુવાવસ્થામાં આવ્યા પછી શાહજી મોગલ સમ્રાટ શાહજહાંની દરબારમાં જઇ રહ્યા. એ મરાઠા યુવાનની નમ્રતાથી પ્રસન્ન થઇ શાહજહાંએ તેને ૭ હજાર માણસોના સૈન્યનો ઉપરી બનાવ્યો. આ તરફ અહમદનગર રાજ્યની ધીરે ધીરે પડતી થતી જતી હતી. લુખજી જેવા એ રાજ્યના ટુકડાથી પેટ ભરી મોટા થયલા સ્વાર્થી જીલસુઓએ એ રાજ્યનો નાશ કરવાના ઉપાયો શોધવા માંડયા અને તે કારણે તેણે અહમદનગર પર ચઢાઇ લાવવાને શાહજહાંને લલચાવ્યો. આ અરસામાં અહમદનગરનો સુલ્તાન બહાદુરશાહ મૃત્યુ પામ્યો, એટલે રાજ્યમા અંધાધુંધી પૂરેપૂરી પ્રસરી ગઇ. શાહજી જોકે કંઇક અંશે ડરપોક માણસ હતો છતાં જન્મભૂમિની દુર્દશા થતી જોઇ તેને લાગી આવ્યું. શાહજહાંની નોકરી છોડી અહમદનગરની સેવા કરવાના ઇરાદાથી તે દક્ષિણમાં આવ્યો; અને રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. તેની પ્રમાણિકતા, અને રાજ્યભક્તિથી બહાદુરશાહની બેગમ બહુજ પ્રસન્ન થઇ અને તેની ખાત્રી થઇ કે આ મરાઠો યુવાન મારા રાજ્યનો ખરો હિતચિન્તક છે; એને હાથેજ રાજ્યમાં સુખ-શાન્તિ પ્રસારી શકાશે. આ કારણે બેગમે શાહજીને રાજ્યનો પ્રધાન બનાવ્યો અને કારભારની ધુંસરી તેને સોંપી દીધી.

સ્વાર્થી લુખજીથી જમાઇની આ ઉન્નતિ સહી શકાઇ નહિ. હજી તેને મન શાહજી તેના નોકરનો છોકરો હતો; જમાઇ ન હતો. તેણે મનમાં સંકલ્પ કર્યો કે અહમદનગર રાજ્યમાંથી શાહજીની જડ ઉખેડી નાંખવી. નિમકહરામ સ્વાર્થીએ આ પ્રમાણે પોતાના અન્નદાતાનો, પોતાની જન્મભૂમિનો અને તે સાથે પોતાના જમાઇનો નાશ કરવાનો સંકલ્પ કર્યો. એણે શાહજહાંને કહાવ્યું કે, “ અત્યારે સારી તક છે, માટે સૈન્ય લઇને સીધા દોલતાબાદ ઉપર ચઢાઇ કરો. ”.

શાહજહાં આવી તકની રાહ જોતોજ બેઠો હતો. અહમદનગર રાજ્યપર દિલ્હીનો ડોળો લાંબા સમયથી ચોંટયો હતો. લુખજી જેવા જાણભેદુની સહાયતાની લાલચે ઉતાવળ કરાવી. શાહજહાંએ સાઠ હજાર માણસોનું સૈન્ય મીરજુમલાની સરદારી નીચે મોકલી આપ્યું. તેણે આવીને નર્મદા તટપર પોતાનો પડાવ નાંખ્યો. અહમદનગરનું સૈન્ય લઇ શાહજી તેની સાથે લડયો પણ તેની હાર થઇ. હવે કોઇ કિલ્લાનો આશ્રય લીધા વિના તેનો ‘છુટકો’ નહતો. લુખજી જે પોતાનું સૈન્ય લઇ શાહી સૈન્ય સાથે મળી ગયો હતો તેણે જમાઇની પૂંઠ પકડી. શાહજી આવીને માંડલીગઢમાં ભરાયો; અને ૭ મહિના સુધી ઘસારાના ઘેરા સામે જેમ તેમ ટકાવ કરી રહ્યો.

( અપૂર્ણ ).



# રસોડાંની વ્યવસ્થા.

લેખિકાઃ દિવાળીબ્હેન ઝીણાભાઇ રાઠોડ.



રસોડાંની વ્યવસ્થા કેવી હોવી જોઇએ ? એ સવાલ વિચારતાં પહેલાં અમે નજરે જોયલાં દસ રસોડાંનું અહિં ટુંકામાં વર્ણન આપવું અયોગ્ય નહિ ગણાય.

૧–પહેલું રસોડું તદ્દન ઘરની અંદર છેવટના ભાગમાં હોઇને પાસેજ ખાળ, અને સંડાસ હતાં. રસોડામાં એકજ બારી હતી, અને તે પણ ઉંચે હોવાથી ઘણું અંધારૂં પડતું. સૂર્યકિરણને અંદર આવવાને જગ્યા ન હોવાથી ઘરમાં ભિનાશ હતી. ધુમાડાથી ઉપર કરોળીયાનાં જાળાં બાઝયાં હતાં, તથા ભીંત કાળી થઇ ગઇ હતી.

૨–બીજું રસોડું એક શ્રીમંતનું હતું. ઘર મોટું હોવાથી પાણીની અને કોઠારની જગા જુદી હતી. તેથી, રસોડામાં જરાએ અડચણ નહોતી તોપણ નોકર ચાકરોના કારભારને લીધે જ્યાં ત્યાં અવ્યવસ્થા હતી.

૩–ત્રીજું રસોડું ગરીબ સ્થિતિના કુટુંબનું હતું. ઘર નાનું હોવાથી રસોડું પણ નાનુંજ હતું. તેથી સગવડની જગા ઘણી થોડી હતી. પરંતુ ગૃહિણીએ અભરાઇઓ મારીને ઘણી સગવડ કરી લીધી હતી, અને તેને ઉત્તમ સ્વરૂપ આપ્યું હતું.

૪–ચોથું રસોડું મધ્યમ સ્થિતિનું હતું. ત્યાં આરોગ્યની દૃષ્ટિએ સગવડો સારી હતી. હવા અજવાળું આવવા માટે બારી બારણાં ઘણાં હતાં. ગંદુ પાણી જવા માટે ગટર હતી. રસોડામાં સ્વચ્છતા સારી હતી, પણ અંદરનો કચરો બારી વાટે બહાર નાંખવાથી પુષ્કળ ગંદવાડ ભેગો થયો હતો, તેથી તેમાંની ખરાબ હવા અંદર આવતી હતી.

૫–પાંચમું રસોડું ચાલી માંહેલી ઓરડીમાંનું હતું. ત્યાં સગવડ સારી હતી, અને વ્યવસ્થા પણ ઠીક હતી, પરંતુ પાસે ઘણાં ઘરો આવવાથી ખુલ્લી હવા મળવી મુશ્કેલ હતી.

૬–છઠું રસોડું સારૂં હતું. ત્યાં લાકડાને બદલે કોલસાનો ઉપયોગ થતો હતો, તેથી ભીંતો વગેરે કાળી થઇ નહોતી. તેમાં બારી વગેરે ઘણી નહોતી, છતાં પણ ધુમાડાનો ત્રાસ નહોતો.

૭–સાતમા રસોડામાં બળતણના કામમાં જો કે કોલસાનો ઉપયોગ કર્યો હતો, તો પણ બીજી સ્વચ્છતા તરફ લક્ષ નહિ આપવાથી તથા સામાન વ્યવસ્થિત નહિ મૂકવાથી સર્વત્ર અવ્યવસ્થાનું, રાજ્ય હતું.

૮–આ રસોડા પાસેજ નહાવાની મોરી હતી. તેથી પાણી ઢોળાતું હતું. ઘરમાં લીંપણની જગા હોવાથી કાદવ થતો. તેમાંથી રોગનાં જંતુઓ ઉત્પન્ન થતાં.

૯–નવમા રસોડામાં બાળવાને માટે લાકડાનો ઉપયોગ થતો હતો. પરંતુ સ્વચ્છતાની અને ગોઠવણની યોગ્ય કાળજી રાખી હતી. રસોડામાં અને તેની આજુબાજુ જરાએ ગંદવાડ

મ્હોતો. આ ઉપરથી એમ દેખાઇ આવે છે, કે કોલસા બાળવા એ ઉત્તમ છે, તોપણ લાકડા બાળવાના હોય, તોએ સ્વચ્છતા તો રાખી શકાય છે.

૧૦ જણાનું રસોડું સાંકડી ઓરડીમાં હતું. ત્યાં ધુમાડાને જવાની જગા નહિ હોવાથી, ઘણો ધુમાડો થવાથી ઘણો ત્રાસ પડતો હતો. રસોડામાંજ એક ખૂણામાં લાકડાં વગેરે મૂકવાની વ્યવસ્થા કરી હતી. અને ત્યાંથી કચરો નહિ કાઢવાના કારણને લીધે, લાકડાંમાંથી જીવજંતુ નીકળવાનો સંભવ હતો.

અત્યાર સુધીમાં આપણે જે જે રસોડાં જોયાં તેમાં કંઇ નહિ ને કંઇ ન્યુનતા જોવામાં આવે છે. કોઇ ઠેકાણે સ્વચ્છતા છે, તો ખુલ્લી હવા નથી. કોઇ ઠેકાણે સગવડ ઉત્તમ છે, તો વ્યવસ્થાજ નથી. કોઇ ઠેકાણે સગવડ નથી, પણ વ્યવસ્થા ઉત્તમ છે. આવે ઠેકાણે સગવડ ન હોય, તો પણ તેની ઉણપ લાગતી નથી, અને દેખાવમાં ઉત્તમ લાગવાથી આરોગ્યની દ્રષ્ટિએ તે ઉત્તમ લાગે છે. પણ એવાં રસોડાં ઘણાં થોડાં મળી આવે છે.

રસોડાંના દોષ તો ઘણા જોયા, પણ હવે રસોડું કેવું હોવું જોઇએ, તે પણ જોવું જોઇએ. રસોડું એટલે મનુષ્યનું આયુષ્ય વધારવાનું એક સ્થાન છે, પરંતુ તેનો ઉપયોગ સારો ન કર્યો હોય, તો તેનું ઉલટું પરિણામ આવે છે. જે પ્રમાણે અગ્નિનો ઉપયોગ સારી રીતે કરીએ તો તેથી રસોઇ કરી શકાય છે, અને ખરાબ ઉપયોગ કરીએ તો ઘર બાળી નાંખે છે, તેજ પ્રમાણે રસોડાંની બાબતમાં પણ છે.

મનુષ્યના શરીરનું પોષણ કરનારું સાધન જે અન્ન તે જે સ્થળે તૈયાર કરીએ છીએ, તે કેટલું સ્વચ્છ રાખવું જોઇએ ? જો અન્ન અસ્વચ્છ જગામાં, ગમે તેમ તૈયાર કરીને ખાઇએ, તો શરીર પર તો શું, પરંતુ મન પર પણ ખરાબ અસર થાય છે, અને મનુષ્યની અવનતિ થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે મનુષ્યોએ રસોડા સંબંધી ઘણી કાળજી રાખવી જોઇએ. આ બાબતની વિશેષ જવાબદારી સ્ત્રીઓ ઉપર છે. કારણ કે તેઓ ઘરની રાણી છે. જે પ્રમાણે એકાદ ઉત્તમ રાજા પોતાની પ્રજાના સંભાળ રાખવા માટે રાજ્ય વ્યવસ્થિત રાખે છે, ને તેમાં રાજધાનીની સંભાળ તો ખાસ કરીને વિશેષ રાખે છે, કારણ કે તે રાજ્યનું મધ્યબિન્દુ છે. તેજ પ્રમાણે સ્ત્રીઓએ ગૃહ રૂપી સામ્રાજ્યની સંભાળ લેવી જોઇએ. જો તે પોતાના ઘરને વ્યવસ્થિતપણાનું અને સ્વચ્છતાનું જન્મસ્થાન બનાવશે તોજ તેમાં રહેનારા સર્વ માણસોને આનંદનું, આરોગ્યનું અને પ્રેમનું કેન્દ્રસ્થાન થઇ પડશે. કારણ કે મોટાથી તે નાના સુધીને "ઘર" કહ્યું કે પ્રેમનું ને વિશ્રાંતિનું ઠેકાણુંજ તેમની આંખો સામે ઉભું થઇ રહે છે. આવું જે મનોહર સ્થળ તે જો ખરાબ હોય તો ભવિષ્યની પ્રજા પર તેનું સારૂં પરિણામ નહિ આવે !

માતા જો સુવ્યવસ્થિત ને સારી હોય તો પુત્રી પણ થોડી ઘણી તેવાજ ગુણવાળી નીવડે છે.

માટે સ્ત્રીઓએ ઘરની તો ખાસ કાળજી રાખવી જોઇએ. રસોડું તો તેમના ઘર રૂપી સામ્રાજ્યની રાજધાની છે. તે જો અવ્યવસ્થિત અને અસ્વચ્છ હશે તો રાજ્ય વ્યવસ્થિત અને સ્વચ્છ કયાંથી રહેશે ? આ માટે રાજધાનીની કાળજી લેશે, તો રાજ્યની સંભાળ લેવાશે માટે રાજધાની જે રસોડું તે કેવું હોવું જોઇએ, અને તેની કેમ વ્યવસ્થા કરવી, તે વિચારીએ.

સ્ત્રીઓનો ઘણોખરો વખત રસોડામાંજ

જાય છે. રસોડાની હવા ખરાબ હોય તો તેની અસર સ્ત્રીઓની તબીયત પર જરૂર થાય. તે માટે ખાસ કરી રસોડામાં સારી હવા રહે તેની ચોકસાઇ રાખવી જોઇએ. રસોડા આગળ ખાળચોકડી કે સંડાસ હોવાં ન જોઇએ. બારી બારણાં ઘણાં હોય, કે, જેથી પુષ્કળ તાજી હવા રસોડામાં આવે અને ગંદી હવા ભરાઇ રહે નહિ, અજવાળું પણ રસોડામાં દાખલ થાય, કે જેથી રસોડામાં કોઇ ખરાબ પદાર્થ પડી, રસોઇને બગાડે નહિ.

વ્યવસ્થા માટે, અનાજ મૂકવા સારૂ બીજી ઓરડી ન હોય, તો અભરાઇઓ ઉપર ડબામાં કે પીપમાં અનાજ ભરીને મુકવું. તેનાં ઢાંકણાં મજબુત બંધ રાખવાં, જેથી ઉંદર વગેરે અનાજ ખાઇ જાય નહિ કે વેરે નહિ.

શાકભાજી કે દૂધ દહીં મૂકવા માટે જાળીવાળું કબાટ હોય, તો સારૂં. ન હોય તો ભીંત માંહેલી તાકાબારીનાં બારણાં જાળીવાળાં કરાવવાથી કામ સરે છે.

સઘળો સામાન અને વાસણ વગેરે જે જગાએથી લીધાં હોય, ત્યાં કામ થઇ રહે પાછાં ગોઠવી દેવાં.

ખાળ પાણિયારૂં કાથાની [illegible] ઘસીને ધોવું.

શાકભાજીનાં ડાંખળાં વગેરે કચરે કરવા માટે એક ટોપલી રાખવી. બા[illegible] ફેંકવો નહિ. કચરાને તે જ્યાં નાંખવાન[illegible] હોય, ત્યાંજ નંખાવવો.

પાણી ભરવાનાં વાસણો બહ[illegible] અંદરથી ખુબ માંજીને સાફ રાખવાં; ભરેલાં વાસણો ઉઘાડાં રાખવાં નહિ. ઉઘાડું રહે તો તેમાં ઉંદર, ઘરોળી પડવાની બીક રહે.

*દર અઠવાડીએ કે પખવાડીએ ભીં[illegible]* છત ઉપરની જગાનાં જાળાં પાડવાં.

દરરોજ નહિ વાપરવાની વસ્તુઓ આપણું ખાસ ધ્યાન જતું નથી. તે [illegible] એટલે અથાણાંની બરણીઓ વગેરે તે[illegible] વખત મળે કેટલેક દિવસે ભીના [illegible] લુંછી નાંખવી.

આ પ્રમાણે રસોડા સંબંધી રાખવાથી મનુષ્યોના તન મન પર અસર થશે.



રામલાલ બહુ તોફાની હતો. એક દિવસ તોફાન કરતો જોઇ તેના બાપે કહ્યું: તું તોફાન કરશે તો તારા છોકરાં પણ તોફાની થશે. સંસારનો એવો નિયમ છે". સાંભળી રામલાલ થોડી વાર બાપ સામે ટગર ટગર જોઇ રહ્યો પછી હિમ્મત કરીને "સારૂં તો બાપા તમે પણ બહુ તોફાની હશો કે હું આટલો બધો—" !

આટલું જ બોલવા પામ્યો હતો ત્યાં બાપને લાકડી હાથમાં લેતો જોઇ રા[illegible] પોબારા ગણ્યા.

# વીરાંગનાનું સ્વપ્ન.

લેખકઃ શ્રીયુત કેશવલાલ હ. શેઠ.

પાછલી તે રાતે લાધ્યાં શોણલાં,
રણે ચડે રે રાજવી ભરજંગમાં;
મારે ઉઘડયાં રે અમુલખ વ્હાણલાં,
શૂર વ્યાપે રે સ્વાવજ કેરાં અંગમાં !
—પાછલી.

થનગનતો આંગણ રણઘોડલો,
એ તો મર્દાનગીભર્યો રે સમરરંગનો;
કન્યે સજ્યાં રે બખ્તર ને શસ્ત્રો ભલાં,
સોહું વીરાંગનાય હું વીર સંગમાં !
—પાછલી.

નરી આંખે ભભૂકે નૂર વીજળી,
સ્નાન કીધાં ને કરાવ્યાં તેજગંગમાં;
શૂરાતને ભર્યું શોણિત ઉછળી,
પૂરે પ્રોત્સાહન યુદ્ધના ઉમંગમાં !
—પાછલી.

જીત્યાં જુદ્ધ ને હાથો હાથ નાથ ને–
દીધો ધ્વજ મેં યશસ્વી અભંગ હો;
જંગ ખેલ્યાં ને ઝીલ્યાં દુંદુભિ નાદને,
જયના ડંકા સુણ્યા રે જંગરંગમાં !

એવાં લાધ્યાં રે સાહેલી ! આજ શોણલાં,
ચડે ચડે રે પોરુષ રંગો અંગમાં;
—પાછલી.



# બલિદાન.

લેખક: " લક્ષ્મીકાન્ત. "

[ ૧ ].



રામશંકર જોષીની ગણત્રી અમારા નાનકડા શહેરના આબરૂદાર માણસોમાં થતી. સારા-માઠા પ્રસંગે સૌને એમની જરૂર પડતી. જુના જમાનાના વાતાવરણમાં ઉછરેલા એટલે પોતાના પુત્ર દેવશંકરનું લગ્ન કરી લ્હાવો લેવાનો લોભ ખાળી શકયા નહિ. આબરૂ પ્રમાણે પાંચ પૈસા ખર્ચી ધામધુમથી લગ્ન કર્યાં. સગાં-સંબંધીઓને અને ખાસ કરીને તેમનાં પત્ની આણંદબાઇને સારાં લુગડાં-ઘરેણાં પ્હેરી મ્હાલવાની સુંદર તક મળી.

દેવશંકરને આ લગ્નથી હર્ષ થયો કે શોક તે કહી શકાતું નથી. તેની ઉમ્મર આ વખતે ચૌદ વર્ષની હતી. સંસાર વ્યવહારથી અજાણ હોવાને કારણે શોક તો નહિ થયો હોય. હાઇસ્કુલના પાંચમા ધોરણમાં તે ભણતો હતો. થોડા વખતથી નવલકથાઓ વાંચવાની લત લાગી હતી. એ નવલકથાઓએ કરેલી અસરને પરિણામે હર્ષ પણ ભાગ્યેજ થયો હશે.

લગ્નનું 'ચાર દિવસનું ચાંદરણું' વીત્યા પછી સૌ પાછાં હંમેશની ઘટમાળમાં પડયાં. દેવશંકર પાછો નિશાળમાં આવતો જતો થયો. કુતુહલતાથી પોતાના ગોઠીઆઓમાંથ કોણ પરણેલા છે અને કોણ નહિ, તેની તેં તપાસ કરવા માંડી. મોટા ભાગના તો લગ થઇ ગયા હતાં; એમાંના કોઇક કોઇક ત એક-બે બાળકોના બાપ થવાને પણ ભાગ્ય શાલી થઇ ચૂક્યા હતા. સુશિક્ષિત અ ઉદાર વિચારના માત-પિતાના એવાં પાંચ-ચ છોકરાઓ હતા, જેમના લગ્ન હજી થયા હતા. એમાંના એકની પ્રતિજ્ઞા સાંભળીને તે દેવશંકર આભોજ બની ગયો. મોહનલાલ વકીલના પુત્ર સુમને એવી પ્રતિજ્ઞા કરી હત કે ગ્રેજ્યુએટ થતાં સુધી લગ્નનો વિચા સરખોયે ન કરવો. તે પછી પણ બને તો માતપિતા દબાણ ન કરે તો સ્વતંત્ર રી કમાતા થઇનેજ પોતાની પસંદગીની કન્ય સાથે લગ્ન કરવાં. " દુનિયા ભલે મને બેશર કહે, પણ મારા સંસારના સાથીની પસંદગ તો હું જાતેજ કરીશ. "

દેવશંકરને આ જાણીને કંઇક ખેદ થયો એને પણ ગ્રેજ્યુએટ થવાની અભિલાષા હતી વર્તમાનપત્રોમાં જ્યારે ' બ્રહ્મચર્ય ' ' બાળ-લગ્ન ' વિષય પર લેખો વાંચતે ત્યારે એને એમ થતું કે લગ્ન કરવાથી માર અભ્યાસમાં પણ કદાચ ખલલ પડશે; પણ

વર્તવી કેમ કરવી; વડીલોની સેવા કેવી રીતે કરવી, તેમની આજ્ઞા માનવી વગેરે બાબતો જોતજોતામાં શીખવી દઇશ. સૌની પણ જોશે કે ઘરસંસાર કેવા સુખથી ચલાવાય છે."

શું મનુષ્યનો સ્વભાવ છે ? પોતે તો ગંદી નવલકથાઓ વાંચે અને પત્નીને ધર્મ–નીતિના ગ્રંથો જ વંચાવવાની ઇચ્છા કરે! પોતે કર્તવ્યમાંથી ભૂલી અભ્યાસને નેવે મુકે, અને પત્નીને કર્તવ્ય શીખવવા તત્પર થાય ! આ પ્રકારનો પરમાર્થ કરવાનો ઇજારો હિન્દુ સંસારના પુરૂષોએ જ રાખ્યો છે!

[ ૩ ]

પરન્તુ ચંદ્રમણીએ ઘરમાં પગ મુકતાં જ આ સર્વ વિચારો ભુલાઇ ગયા. નવલકથાની કોઇ નાયિકા જેવું ચંદ્રમણીનું ખુબસુરત મુખડું જોઇ દેવશંકર મોહમાં ડુબી ગયો. તેની સ્વાભાવિક લજ્જાથી તુરતજ ભણવાની વાત કાઢતાં તેને સંકોચ થયો. તેણે વિચાર્યું કે થોડાં દિવસમાં તે ઘરમાં હળી જાય પછી જ એ વાત કાઢીશ. ઉતાવળ કરવાથી કદાચ ઉદ્દેશ પાર ન પડે.

ચંદ્રમણી જેટલી રૂપસુન્દરી હતી, તેટલી ગુણસુન્દરી ન હતી. ગામડાના જુના જમાનાના વાતાવરણમાં ઉછરેલી અભણ છોકરીઓ જેવી મોટે ભાગે હોય છે તેવી તે હતી. અજ્ઞાનનો અંધકાર તેના હૃદય અને મગજ પર વ્યાપેલો હતો. મિજાજ પણ કેટલેક અંશે તેજ હતો. તેના માબાપને બીજું કોઇ સંતાન ન હતું, એટલે દીકરી લાડમાં ઉછરી હતી. સાસરામાં પહેલીવાર આવી હતી એટલે શરૂઆતમાં કંઇક દબાઇને રહેતી, પણ એ સંકોચ મટવાંજ તેના મિજાજે પોત પ્રકાશવા માંડયું હતું. સાસુ પણ ગાંજી જાય એવી ન હતી. નજીવી વાતમાં ઝઘડા કરીને વહુનો વાંક શોધવા મથતા અને સામા જવાબ મળતા કે તેના પીઅરીઆંની સાત પેઢીની ખબર લઇ નાંખતી.

એક દિવસ રસોડામાં એક નજીવા પ્રસંગ પરથી સાસુ વહુ લડી પડયાં. સાસુ જમી રહીને પાણી પીતાં હતાં. ચંદ્રમણી હજી જમતી હતી. પાણીનો લોટો ભરવાનું ભુલી ગઇ હતી, એટલે સાસુને એક લોટો પાણી ભરી આપવાનું તેણે કહ્યું. આ સાધારણ વિનતિ રૂપે કરેલી માગણી માણેકબાઇ જેવાં સાસુથી કેમ સહેવાય? વહુની માંગણીને તેમણે આજ્ઞા ગણી કાઢી. લડવાનું બ્હાનું જોઇતું હતું તે મળી ગયું. સાસુએ તડાકો કર્યો: "ઓહો! હજી તો કાલે ચાલી આવે છે ને એટલામાં તો હુકમ કરે છે! હું કાંઇ તારી દાસી નથી. એવા હુકમ કરવા હોય તો કહેવડાવ તારા બાપને કે બે ચાર દાસીઓ મોકલી આપે."

ચંદ્રમણી: "એમાં તે શું ભાર પડી ગયો કે આવડાં તડુકો છો?"

માણેક: "તે હાથ–પગ ભાંગી ગયા હતાં ? ભરીને બેસવું'તું ને! મોટા લખેસરીની દીકરી તે પાણી આપવાયે દાસી જોઇએ."

ચંદ્રમણી: "બસ કરો. ખબરદાર! મારા બાપનું નામ લીધું છે તો!"

માણેકબાઇનો મિજાજ આ સાંભળી હાથમાં ન રહ્યો. તેણે આડોસી–પાડોસીને બુમો પાડી ભેળાં કર્યાં અને આખું ફળીઉં ગજાવ્યું: "આટલી ટીચકુડી જેટલી મારા સામું તડતડ બોલે છે. જરાયે શરમ આવે છે? કેમ જાણે એનો બાપ અગાડ઼ પૂરું કરતો હોયની! તારા ધણીને તો આવવા દે પછી તારી વાત છે."

પડોશના બૈરાંઓએ પણ એમાં ટાપશી પૂરી. સૌએ વહુનો વાંક કાઢયો અને ન કરવાની ટીકાઓ કરી. આવે વખતે કજીયાનું ડહાપણ ડોળવામાં ઘણી બૈરીઓ કુશળ હોય

છે. તકરારનો અંત આણવાને બદલે તે અનેકગણી વધારી મુકે છે.

ચંદ્રમણીથી આ બધું સ્હેવાયું નહિ. રીસમાં ને રીસમાં તે ખાધું ન ખાધું કરીને ઉઠી ગઇ, અને વાસણ કુસણ જેમના તેમ પડયા રહેવા દઇ, પોતાના ઓરડામાં જઇ જમીન પર જ ચાદર ઓઢીને સુઇ ગઇ.

દેવશંકર સાંજે જ્યારે ઘેર આવ્યો ત્યારે માંનું મોઢું ચઢેલું જોયું. પણ તેનું કારણ પૂછવા જેટલી દીકરાને ફૂરસદ ન હતી. ચંદ્રમણીને ન જોઇ એટલે એ અધીરો બન્યો, અને સીધો પોતાના ઓરડામાં ગયો. માણેકબાઇને આથી બળતામાં ઘી ઉમેરાયા જેવું થયું. દીકરો બાઇડીને વશ થઇ ગયો છે ધારી, દીકરા ઉપર પણ તે રોષે ભરાઇ!

ઓરડામાં જઇને જોયું તો ચંદ્રમણી જમીન પર સુતી હતી. તેને માંડમાંડ સમજાવી ઉઠાડી અને પૂછપરછ કરી. કેટલીયે આનાકાની અને મનામણાં પછી તેણે કહ્યું: "પીવાને માટે પાણી માંગ્યું, તેમાં મને ન સંભળાય એવી ગાળો દીધી. મારાં મા-બાપને સંભાર્યાં. હું કાંઇ એમની દમેલી છું કે સાંભળી રહું?"

દેવશંકરે એને સમજાવવા માંડી: "જો ગાંડી! એમ વડીલ સાથે ક્રોધ કરીએ નહિ. અને સામો જવાબ ન આપીએ. તે મોટાં છે અને બોલે તો સાંભળી લઇએ. વડીલની આજ્ઞા માનવી એ તારો ધર્મ છે. જો તું ભણેલી હોત તો ગૃહિણી-ધર્મ શું છે તે જરૂર સમજતી હોત. પણ કાંઇ હરકત નહિ. હું તને ભણાવીશ. લે ચાલ, હવે ઉઠીને વાળુને માટે તૈયારી કર. નકામું મોડું થાય છે."

[ ૪ ]

બીજે દિવસે દેવશંકર સાંજના ઘેર આવ્યો ત્યારે એક બાળપોથી અને નાનકડી સ્લેટ લેતો આવ્યો. આજે પણ ઘરમાં સંગ્રામ ચાલતો હતો. માણેકબાઇ વહુને મનમાની ગાળો દેતાં હતાં અને તાના મારતાં હતાં. ચંદ્રમણી પતિનો ઉપદેશ સંભારી વધારે બોલતાં અચકાતી હતી પણ વચમાં વચમાં એવો જવાબ દેતી કે સાસુનો ક્રોધાગ્નિ શાંત પડવાને બદલે વધારે ભભુકતો. દેવશંકરને જોતાંજ તે ઉઠીને ઘરમાં ચાલી ગઇ. માની તોપનું મોઢું હવે તેની તરફ ફર્યું: "તેં જ એને બ્હેકાવી મુકી છે. બધો તારોજ વાંક છે, નહિ તો એની શું ગુંજાશ કે મારી સામે તડુકીને જવાબ દે. તુંજ બાયલા જેવો એને મોઢે ચઢાવે છે."

માના શબ્દો સાંભળી દેવશંકરનો પારો ચઢયો. તેનો મિજાજ કાબુમાં ન રહ્યો. તેને એમજ લાગ્યું કે બધો કસુર ચંદ્રમણીનોજ છે: "કાલે આટઆટલું કહ્યું છતાં આજે સામો જવાબ દેતી હતી. મારું કહેવું પણ એણે માન્યું નહિ. એને બરોબર પાંશરી કરવી જોઇએ."

ક્રોધથી ભરેલો તે ઘરમાં ગયો. કાંઇપણ પૂછગાછ કર્યા વિના ખૂણામાં પડેલી લાકડી ઉપાડી ચંદ્રમણીને એણે "પાંશરી" કરવા માંડી. આવો એક તરફી ન્યાય હિન્દુ સંસારમાં ઘણે સ્થળે અપાય છે. બાયડી પર શૂરા થનારા આવા વીરલા ઘણા હોય છે! માર પડતાંજ ચંદ્રમણીએ જોરશોરથી બુમો પાડવા માંડી. તેની બુમોથી પતિદેવનો ક્રોધ ઘટવાને બદલે વધતો ગયો. આખરે માણેકબાઇએ આવી છોડવી, ત્યારે બિચારી છુટી.

પણ દેવશંકરનો ક્રોધ શાન્ત ન થયો. એ ક્રોધથી ભરેલોજ તે શાન્ત થવાને ઇરાદે ઘરની બ્હાર નીકળ્યો. સોનીની દુકાન આગળ થી જતાં આગલના વિચારો તાજા થયા;

અને તે સાથે અત્યારની પોતાની સ્થિતિ સરખાવી. પત્ની આવી તે પહેલાં માબાપનો પોતાને માટે કેટલો બધો સ્નેહ હતો તે સાંભર્યું. "પત્નીના દોષથીજ એ સુખી સંસાર આજે દુખી છે? ના, ના, માનો પણ વાંક તો છે. બન્ને અજ્ઞાન–અભણ છે. માને તો હવે સમજાવી કે સુધારી નહિ શકાય પણ પત્નીને કેમ ના સુધારી શકું! પણ કેવી રીતે સુધારવી? હા, જો તે ભણે તો જરૂર સુધરી જાય અને મારો સંસાર સુખી થાય પણ તે ભણશે? પ્રયત્ન જરૂર કરવો જોઈએ."

[ ૫ ]

દેવશંકર પાછો ઘેર આવ્યો ત્યારે રાતના નવ વાગી ગયા હતા. આજે રસોઈ પણ માણેકબાઈને બનાવવી પડી હતી. ચુપચાપ વાળુ કરીને તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો. જઈને જોયું તો ત્યાં દીવો પણ કર્યો ન હતો. ચંદ્રમણી જમીન પર પડી હતી. આંખોમાં આંસુ અત્યારે ન હતાં, પણ થોડા સમય પર વહેલાં આંસુની ધારાની રેખા ગાલ ઉપર સ્પષ્ટ દેખાતી હતી. વાળ વીખરાઈ ગયા હતા; કપડાં પણ અસ્તવ્યસ્ત હતાં. તેની આ સ્થિતિ જોઈ દેવશંકરને પોતાની ક્રુરતા માટે પસ્તાવો થયો. વ્હાલથી હાથ પકડી તેણે ચંદ્રમણીને ઉઠાડવાનો પ્રયત્ન કરતાં કહ્યું: "જા, વાળુ કરી લે."

પણ ચંદ્રમણીનો રોષ હજી ઉતર્યો ન હતો. પતિએ પકડેલો હાથ ઝટકો મારી તેણે છોડાવી નાંખ્યો, અને મોઢું ફેરવી લીધું. પતિદેવ મનમાંજ બબડ્યા: "આટલું બધું અભિમાન ?"

ચંદ્રમણી એજ સ્થિતિમાં આખી રાત પડી રહી. સાસુએ પણ ખાવાપીવાનો ભાવ ન પૂછ્યો.

બીજે દિવસે પણ ચંદ્રમણી કોઈની સાથે એક અક્ષર સુદ્ધાં બોલી નહિ. પતિને જોઈને તો એ મોઢુંજ ફેરવી લેતી. પતિદેવની પણ એજ સ્થિતિ હતી. બન્નેએ એક બીજાનું મુખ નહિ જોવાની અને વાતચીત નહિ કરવાની મનમાં જાણે પ્રતિજ્ઞા કરી લીધી હતી. રાતે પણ જમીન પર મોઢું ફેરવીને સુઈ રહી. ત્રીજે દિવસ પણ એજ વેષ ભજવાયા. પણ આજે દેવશંકરનું હૃદય સ્થિર ન હતું. તેનાથી આ સ્થિતિ સહન થતી ન હતી. આખરે તેનાથી ન રહેવાયું. ચંદ્રમણીની પાસે બેસી તેનો હાથ પકડી લીધો.

પરન્તુ આ વખતે ચંદ્રમણીએ ઝટકો મારી હાથ લઈ ન લીધો. તેની આંખમાંથી આંસુઓ વ્હેતાં હતાં. દેવશંકરે વ્હાલથી હૃદય સરસી ચાંપી તેને સમજાવવા માંડી. પણ જેમ જેમ તે સમજાવતો તેમ તેમ આંસુ વધતા જતાં હતાં. તેનું હૃદય રડીને હલકું થયું ત્યાં સુધી દેવશંકર ચુપ રહ્યો. પછી પોતાને હાથે તેના આંસુ લુછી નાંખ્યા; અને ફરી સમજાવવું શરૂ કર્યું. તેણે શું કહ્યું, કેમ સમજાવી, એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. ઘણા વાચકોને આવા પ્રસંગોના અનુભવો થયા હશે! આખરે તેણે તેને ઉઠાડી હાથ મોઢું ધોઈ નાંખવા કહ્યું.

બે ત્રણવાર કહ્યા પછી ન છુટકે નિસાસા નાંખતી બિચારી ઉઠી અને પતિની આજ્ઞાનું પાલન કર્યું. હાથ મોઢું ધોઈને પાછી પતિ પાસે આવીને બેઠી. દેવશંકરે સ્નેહથી આલિંગન આપતાં ફરી ભણવાની વાત કાઢી, પતિના ભુજપાશમાં બંધાયલી કયી પત્ની આવે સમયે તેની ઇચ્છાનો અનાદર કરી શકે? ચંદ્રમણીએ કહ્યું: "જેવો તમારો હુકમ."

દેવશંકરે તરતજ સ્લેટ કાઢી ક ખ લખી આપ્યા અને તે ઘુંટવાનું કહ્યું. ચંદ્રમણીએ

સ્લેટ હાથમાં તો લીધી, પણ તેણે ભણવાની ના પાડી: "અમારે સ્ત્રીઓને કયાં તમારી જેમ ભણીને નોકરી કરવી છે? હું તો નહિ ભણું." સમાજમાં પ્રચલિત માન્યતાઓ અભણ મગજ પર કેવી અસર કરે છે, તેની દેવશંકરને ખાત્રી થઇ પણ તે નિરાશ ન થયો. સ્ત્રી કેળવણીથી શા શા ફાયદા થાયછે, સંસાર કેવો સુખી બને છે તે અભણ પત્નીને સમજાવતાં તેણે નાનું સરખું ભાષણ આપ્યું. છેવટે તેણે કહ્યું: "ભણવાથી વધારે લાભ તો એ થશે કે તું સારી સારી નવલકથાઓ વાંચી શકશે, અને તેથી તને બહુ આનંદ થશે."

ચંદ્રમણી: "નવલકથા એટલે શું?"

દેવશંકર: "મોટી મોટી વાર્તાઓ હોય તેને નવલકથા કહે છે. તને વાતો વાંચવી નથી ગમતી?"

વાતો વાંચવા, સાંભળવાનું મન કોને ન થાય? ચંદ્રમણીએ કહ્યું: "ત્યારે તો હું ભણીશ."

લગભગ એક અઠવાડીઆ સુધી રાતના આ પ્રમાણે ભણવા-ભણાવવાનું કામ ચાલ્યું. બન્નેની ખંતથી થોડા દિવસમાંજ ચંદ્રમણી બારાખડી શીખી ગઇ અને બાળપોથી વાંચવી શરૂ કરી. પરિણામે બન્નેનો સ્નેહ પણ વધારે ગાઢ થતો ગયો.

પરન્તુ દેવશંકરની નવલકથા વાંચવાની લત આ સ્તુત્ય કામમાં આડે આવી. દિવસનો વખત તો ન છુટકે નિશાળમાં ગાળવો પડતો એટલે નકામાં પુસ્તકો વાંચવાની તક મળતી નહિ. રાતનો વખત આ રીતે પત્નીને ભણાવવામાં જતો. વળી વધારામાં નાયક-નાયિકાના પ્રેમાલાપના પાઠ ભજવવાની પણ ફુરસદ એથી મળતી નહિ. રાતના લગભગ દસ વાગ્યા પછી એકાંત મળતી એટલે ભણાવી રહ્યા પછી થાકીને સુઇ જવા સિવાય બીજો માર્ગ ન હતો.

એક દિવસ એક બહુજ રસિક નવલકથા તેના હાથમાં આવી પડી. રાતે ચંદ્રમણીએ હંમેશના નિયમ પ્રમાણે સ્લેટ, ચોપડી કાઢી પણ પતિદેવે તેને કહી દીધું કે "આજ ભણાવવાનું નહિ બની શકે. આ પુસ્તક આજે વાંચી નાંખવું જ જોઇએ. કારણ કાલે નિશાળમાં તેમાંથી સવાલો પૂછવાના છે!" ચંદ્રમણી બિચારી શું સમજે? પતિએ કહ્યું તે સાચું માની તે ચુપચુપ સુઇ ગઇ.

બીજે દિવસે નવલકથા પૂરી થઇ ગઇ હતી છતાં દેવશંકર માંડ પંદર મીનીટ ભણાવી શકયો. તેને ઉંઘ બહુ આવતી હતી. ચંદ્રમણીએ લાચાર થઇ સ્લેટ, ચોપડી ઉંચે મૂકયાં. તે પછી પ્રેમાલાપ કરતાં સ્હેજે કલાક વીતી ગયાં હશે!

આ પ્રમાણે હંમેશાં થવા માંડયું. ચંદ્રમણી જેમ જેમ ભણવાને ઉત્સુક થતી જતી હતી, તેમ તેમ પતિદેવની ઉંઘ વધતી જતી હતી! ન છુટકે થોડું ઘણું ભણાવતો. એકાદ પાઠ વંચાવે અને ચંદ્રમણીને તે ફરી વાંચી જવાનું કહે. તે વાંચતી હોય ત્યારે તેનું ચંદ્રમુખ એકી ટસે જોયા કરે. હજી પાઠ અર્ધો વંચાયો ન હોય ત્યાં તો ચોપડી હાથમાંથી ઝુંટવી દૂર ફેંકી દે અને દીવો બુઝાવી નાંખે!

[ ૬ ]

પતિદેવની જ્યારે આ દશા હતી, ત્યારે ચંદ્રમણીનું ભણવાનું વ્યસન વધતું જતું હતું. બપોરના સમયે સાસુ જ્યારે ઓસરીમાં જઇ ફળીઆના બૈરાંઓ સાથે બેસી ગામ કુથલી કરતાં ત્યારે વહુ ચુપચાપ પોતાના ઓરડામાં જઇ વાંચવાનો પ્રયત્ન કરતી.

એક દિવસ દુભીગ્યે સાસુ કંઇ ચીજ લેવાને ઘરમાં આવ્યાં. દીકરાના ઓરડા આગળથી પસાર થતાં સ્ત્રી સ્વભાવને વશ થઇ અધખૂલા બારણામાંથી ચંદ્રમણીને ચોપડી વાંચતી જોઇ ગયાં. વહુનો આ મહાન અપરાધ સાસુજીથી ન સ્હેવાયો. તરતજ ઓરડામાં પેસી હાથમાંથી ચોપડી ઝુંટવી લીધી અને તડુકયાં: "ઓ હો ! તું તો મોટી પંડિતાણી બની ગઇ ! હવે તો તારા માટીને કમાવાની પણ જરૂર નહિ પડે. બાયડી ભણી ગણીને નોકરી કરશે ને આખા ઘરનું પૂરૂં કરશે."

ચંદ્રમણી તો આ સાંભળી આભીજ બની ગઇ. પણ સાસુજી આટલાથી પતાવે એમ ન હતું. ચોપડી હાથમાં લઇને ઓરડાની બ્હાર આવ્યાં અને બુમો પાડી ઓસરીમાં બેઠેલી સ્ત્રીઓને વહુના આ ઢંગ જોવાને બોલાવી. પડોશના મહીબાઇ બોલ્યાં: "હું તો તને પ્હેલાંથીજ કહેતી'તી કે આ વહુના લક્ષણ મને સારાં નથી લાગતાં. મને તો એનું કુળજ ખરાબ લાગેછે. પણ તેં મારી વાત ન માની."

પટલાણી સંતોકબાઇએ ટાપશી પૂરી: "સાચી વાત છે. ઘરમાં બાયડી ભણેલી હોય તો હાત (સાત) પેઢીનું નખ્ખોદ જાય, આતે વહુ કહેવાય ? નરી ડાકણ છે ડાકણ ! ઘરનાં બધાંનો ભોગ લેશે.!"

ચંદ્રમણી અત્યાર સુધી ધીરજથી સાંભળી રહી હતી, પણ પટલાણીના શબ્દો સાંભળી તેનો મિજાજ હાથથી ગયો. પાસે પડેલી સ્લેટ તેણે પટલાણીના તરફ ફેંકી. પણ કમનસીબે તેને વાગવાને બદલે માણેકબાઇને બરાબર કપાળમાં વાગી અને દડદડ લોહી નીકળવા માંડ્યું. પડેલા ઘાના દુઃખથી તેનો ગુસ્સો સળગી ઉઠ્યો અને લાકડી લઇ વહુને મારવા દોડી. પણ ચંદ્રમણીએ તરતજ ઓરડાનાં બારણાં બંધ કરી દીધાં.

માણેકબાઇએ ગુસ્સામાં બારણાને લાતો મારી, લાકડીઓ પછાડી પણ કાંઇ વળ્યું નહિ. આખરે થાકીને સર્વ જણીઓ પાછી ઓસરીમાં જઇને બેઠી. પડેલા ઘા પર મલમપટ્ટા થયા. આજે બીજી ગામકુથલીને બદલે ચંદ્રમણીના જ ગુણગાન આ મંડળીએ સાંજ પડતાં સુધી કર્યાં. એમની મીઠી, મધુરી વાણીનો રસ વાચકને ચખાડવાની જરૂર નથી.

દેવશંકર સાંજે ઘેર આવ્યો ત્યારે મંડળી હજી બેઠી હતી. માના કપાળપર બાંધેલો પાટો જોઇ તે ચિન્તામાં પડ્યો. એક પરોપકારી પડોસણે બધી વાત મરચું-મીઠું સારી રીતે ભભરાવીને કહી નાંખી. ચંદ્રમણીને એક રાક્ષસી સ્વરૂપે બતાવવામાં તેણે કાંઇ પણ બાકી ન રાખી. આ સાંભળી દેવશંકરનો ક્રોધાગ્નિ ભભુકી ઉઠ્યો. ક્રોધથી આંધળો થઇ હાથમાં લાકડી લઇ પત્નીની પૂજા કરવા તે ધસ્યો. પણ બારણાં બંધ હતાં એટલે ધસારો ત્યાંજ અટક્યો. બારણાં ખોલવા માટે તેણે બુમો પાડી પણ કાંઇ ન વળ્યું. લાતોથી બારણાં તોડવાનો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. ચંદ્રમણીએ બારણાં ન જ ઉઘાડયાં. આ જોઇ પડોસણોએ મશ્કરી કરવા માંડી. પતિદેવના ક્રોધની સીમા ન રહી.

રાતના રામશંકર જોષી આવ્યા ત્યારે તેમના સુશીલ પત્નીએ મસાલો ભેળવીને આખું આખ્યાન સંભળાવ્યું. છેવટે એમ પણ કહી દીધું: "બારણાં નથી ખોલતી તો ભલે ન ખોલે. જોઉં'તો ખરી કયાં સુધી નથી ખોલતી. સવારે જખમારીને ઉઘાડશે."

ત્રણે જણા વાળુ કરીને નિરાંતે સુઇ ગયા. ચંદ્રમણીનો ભાવ કોઇએ ન પૂછ્યો. દેવશંકરને આશા હતી કે રાતના બધાં સુઇ ગયા પછી તે બારણું ખોલીને પોતાની પાસે આવશે અને ક્ષમા માંગશે. પણ તે ન આવી.

બે ત્રણ વાર પોતે જઇને બારણાં હલાવી આવ્યો પણ તે ઉઘડયાં ન હતાં.

સવારે આઠ વાગ્યા સુધી બારણાં ન ખુલ્યાં. કેટલીયે બુમો મારી પણ જવાબ ન મળ્યો. આથી જોપીને મનમાં સંદેહ ઉપજ્યો. આખર બારણા ઉતાર્યાં. સૌથી પ્હેલો દેવશંકર અંદર ઘુસ્યો. અંદર જતાંજ તેની નજરે જે ભયાનક દેખાવ પડયો તે જોઇ ચક્કર ખાઇ તે જમીન પર પટકાઇ પડયો !

સૌએ જોયું તો છતમાંના હુક સાથે સાડીનો એક છેડો ભેરવી બીજો છેડો ગળામાં બાંધી ચંદ્રમણી લટકી રહી હતી. ચંદ્રમણી શું, ચંદ્રમણીનું શબ હતું. જીભ બ્હાર નીકળી આવી હતી; આંખો ફાટી ગઇ હતી. ગાલ પર સુકાયલાં આંસુના ડાઘ જેમના તેમ હતાં.

હિન્દુ સંસારની વેદી પર આ રીતે ચંદ્રમણીનું બલિદાન અપાયું.





## કુંજ-કેલિ

( હરિગીત ).

'રસિકા રસે ડુબી હતી;
નવ કુસુમ કળીયો ચુંટતાં,
સાનંદ તલ્લીન થઇ રહી.
કોકિલકૂજન સુણતાં.

જઇ ગુપ્ત દાબ્યા નેત્ર બે,
વ્હાલી ગઇ ચમકી, અને
સામી ફરે સ્નેહે વદી,
" પજવો અરે શાને મને ? "

" નામ હું આપીશ ના,
જાણી ગઇ છું કોણ છો, "
" હૃદયે રહ્યા છો જે રમી,
પ્રાણેશ પ્રિયતમ, આપ છો ! "

" જયન્ત-વરલ નિવાસી "






પરણેલી બ્હેનો ! "ધણી" નામના પ્રાણીને કેમ હાથમાં રાખવું તેના કેટલાક નુસખા હું તમને બતાવું છું. તમે નાનાં હતાં અને ગુજરાતી ત્રીજી ચોથી ચોપડીની પરીક્ષામાં પાસ થવા માટે જેમ તમારે તમારી અભ્યાસ-પોથીઓનો અભ્યાસ કરવાની જરૂર પડતી હતી, તેવીજ રીતે સંસાર સાગરમાં તમારું નાવ ઝુકાવ્યા પછી તમારો ગૃહરાજ્યના ફત્તેહમંદ કારોબાર માટે ચોવીસે કલાક તમારી સમિપ રહેનારા ધણી નામના પ્રાણીનો તમારે અભ્યાસ કરવોજ જોઇએ. મને કહેશો કે કેટલી બ્હેનો આ મુખ્ય મુદ્દાની વાત સમજે છે? જેમ સરકસમાં કુશળ ખેલાડી ગમે તેવા જંગલી પ્રાણીઓની ખાસિયતો સમજી તેમને વશ રાખે છે, તે જ પ્રમાણે પુરૂષની ખાસિયત સમજી કામ લેતાં જો તમને આવડે તો ગમે તેવા ધણીને તમારી મરજી

હોય છે. પણ જગતમાંથી ઉપમાઓ લઇએ તો કોઇ વફાદાર કુતરા જેવા, કોઇ વાઘ જેવા, કોઇ સિંહ જેવા, કોઇ સ્વાર્થી શીયાળ જેવા તો કોઇ પોપટ જેવા, કોઇ મોર જેવા, કોઇ પાડા જેવા, તો કોઇ બકરા જેવા હોય છે. ધણીના ગુણદોષનો અભ્યાસ કરી તેમને અનુકૂલ થતાં શીખો તો જીવનવ્યવહારમાં કદિ પણ અથડામણ ન થાય. ધણી વાઘ જેવા હોય, અને તમે બકરી બની જાઓ તો કુદરતીજ છે કે તે ઉપરવટ થઇ જાય, અને તમને દબાવી દે. પણ એ વાઘ હોય તો તમને મનોહર વાઘણ બનતાં આવડવુંજ જોઇએ. એ પાડો હોય તો તમે ભેંસ બની શકો અને એ બકરો હોય તોજ બકરી.

બીજું, ધણી બ્હેનો જીવનમાં મોટામાં મોટી ભૂલ કરે છે તે એ છે કે પરણ્યા પછી પોતાને પરવારી ગયાં એમ માને છે. યાદ રાખજો કે પુરૂષ નામનું પ્રાણી જીવનભરનો આશક અને સૌંદર્યનો ઉપાસકજ હોય છે. એ ભમરો છે, તો બ્હેનો! પરણ્યા

વેવિશાળ થયા પછી અને પરણ્યા પહેલાંના સમયમાં તમે જેમ તેની પ્રિયા બની તેને આકર્ષવા, તેને ખુશ કરવા, તેને તમારી મોહજાળમાં લપટાવવા, જે આયુધો વાપરો છો તે ચોરીથી ઉતર્યા પછી મને કહેશો કે શા માટે પડતાં મૂક્યાં ?

પરણ્યા એટલે પરવાર્યાં એમ સમજવાનું નથી. પણ તમારા પતિને તમારા જીવનભરનો સાથી બનાવવાનો છે. તેના જીગરની તિજોરીમાં તમારે જગ્યા લેવાની છે. તો પછી એ પ્રયત્નો તમે શા માટે છોડી દો છો ?

યાદ રાખજો કે તમારી પાસે એકલી રસોઇ કરાવવા માટે તે તમને પરણ્યા નથી. રસોઇ માટે તો રસોઇઆ રાખી શકાય છે. એકલા ઘરકામને માટે પરણ્યા નથી. ઘરકામને માટે તો ઘણી ઘાટણો મળી શકે છે. તમારા સૌંદર્યથી મોહ પામી, તમારા માધુર્યથી ખેંચાઇ શિર ઝુકાવતો એ પ્રિયતમ પ્રિયા માટે જાન પણ સદકે કરવા, એ પુજારી બની તમને દેવી માની સમિપ આવ્યો હતો. પણ મને પૂછવા દેશો કે તમે હવે દેવી રહ્યાં છો ? જ્યારે તમારામાં દેવીનો પ્રતાપ અને પ્રતિમા ન હોય, પ્રિયાની મીઠાશ અને લહેજત ન હોય તો તમારો ધણી રૂપી ભમરો રખડયા કરે તો વાંક કોનો ? દેવ મંદિર જતાં કે સગાં-વહાલાંના શુભ પ્રસંગોમાં જતાં તમે સુંદર વસ્ત્રાભૂષણો સજી પ્રાતઃકાળે ખીલેલા પુષ્પ જેવાં બહાર પડોછો, ત્યારે પતિ પાસે ઘરકામમાં રગદોળાયલાં, જેવાં ને તેવાં મેલાં ને ઘેલાં હાજર થાઓ સારુ એ પ્રાણીને તમારા તરફ આકર્ષણ કેમ થાય ? માટે મારું જો માનો તો બ્હેન તમે ભલે ગમે એટલાં મોટા હો, પાંચ છોકરાંની મા હો, છતાં તમારા ધણીનાં તો તમે પ્રિયા છો એ ખ્યાલજ તમારી નજર સામે રાખવાનો છે. તમારું સૌંદર્ય, તમારા સ્વભાવનું માધુર્ય, તમારા સહવાસનો સુવાસ વેડરી ના નાખો. એ સઘળું એ તમારા ધણીને ખીલે બાંધી રાખવાને માટે આવશ્યક છે.

એ પ્રાણી ભુખ્યું થાય છે. એક માની લાગણીથી પ્રેમથી જમાડો. એ રસિક છે. તમે રંભા બનો. એ ચિંતાતુર છે. તમે તેના દીલના દોસ્ત બની તેના મગજ પરનો બોજો ઓછો કરો.

યાદ રાખજો, પુરૂષ એ બહુ વિચિત્ર પ્રાણી છે. એના ખ્યાલો વારંવાર બદલાયા કરે છે. મેઘધનુષ્યના જેવા તેના સ્વભાવના રંગો સમયે સમયે પલટાય છે. તેનો મોહ કોઇ વસ્તુ પર સ્થિર નથી. તે પણ પાર્થીવ જગતનો પામર પ્રાણી છે. પળે પળે તમે એની નવીનતા એને બતાવી શકશો તો જીવન ભરને માટે તમે તેને ખેંચી રાખી શકશો. જોજો અછકલાં ન બનતાં. વધારે પડતાં હરખ ઘેલાં ન બનતાં. હદ બહાર પ્રેમાળ પત્ની એ પણ એક જાતની બલા છે, જેનાથી પુરૂષો ભડકે છે. તાબેદાર રહજો, પણ તમારું વ્યક્તિત્વ ભુસાવી ના દેતાં. દીલ દેજો લેજો, પણ વેવલાં થઇ બધું કહી ના દેતાં. પાડોશણે શું રાંધ્યું છે એ વાતમાં ધણીઓને રસ નથી પડતો. ભુલેશ્વર ગયાં હતાં ત્યારે કેટલા પૈસાની ભાજી લીધી હતી, એ વાતમાં તમારી ચાકરડીને રસ પડે, પણ પતિદેવને નહિં. તેનું દીલ જીતવા માટે તમારે તેની બુદ્ધિની સપાટી પર પહોંચવાનું રહ્યું. બાપાપે મગજ ખાલી રાખ્યું હોય તો ના ગભરાઓ. આવાં ગુણસુંદરી જેવાં માસિકો વાંચી તમારા મગજ ફળદ્રૂપ બનાવો અને પછી તમેજ જોશો કે એ ફુલવાડીમાં તમારો ધણી ડાહ્યો ડમરો થઇને નિરંતર ફર્યાં કરશે

# વીરપુત્રી લીલાદેવી.

લેખક: " અશોક ".



આ એક જુની, ઐતિહાસિક–સન ૧૬૧૧ ની વાત છે. દિલ્હીના સિંહાસન પર તે વખતે મોગલ બાદશાહ જહાંગીર વિરાજતો હતો. મોગલોની વિજય પતાકા લગભગ આખા હિન્દ ઉપર ઉડી રહી હતી. અકબરને મરી ગયાને બહુ વર્ષો વીત્યા નહોતા. જહાંગીરમાં પણ હજી જોશ અને ઉલ્લાસ હતાં. પરન્તુ તેની વિલાસપ્રિયતા દિવસે દિવસે વધતી જતી હતી. નૂરજહાંની પાછળ તે ગાંડો બન્યો હતો. તેના પતિ શેરઅફગાનને દગાથી મારી નંખાવી, એ કુસુમકલિ જેવી નૂરજહાં પર તે ભ્રમરની જેમ ગુંજતો હતો. પ્રથમ તો નૂરજહાંએ તેના પ્રેમનો તિરસ્કાર કર્યો, પણ પાછળથી લગ્ન કરવા કબુલ થઇ. જે વર્ષની આપણી વાત છે તેજ વર્ષમાં જહાંગીરે નૂરજહાં સાથે નિકાહ કર્યાં.

એક દિવસનો પ્રસંગ હતો. સાંજ થવાનો સમય હતો, પણ હજી સૂર્ય નારાયણ અસ્ત થયા નહોતા. એનાં લાલ કિરણો આકાશને અવનવા રંગોથી રંગી રહ્યા હતા. પોત પોતાના માળાઓ તરફ પાછાં ફરતાં પક્ષીઓ મધુર અવાજથી વાતાવરણમાં સંગીત પૂરતાં હતાં; ગોચરમાંથી ચારો ચરી પશુઓ ઘર તરફ પાછાં ફરતાં હતાં. આવા આનંદજનક સમયે બાદશાહ યમુના-તટ ઉપર થોડાક અંગરક્ષકો સાથે ફરવા નીકળ્યો હતો.

શ્રી કૃષ્ણની બંસીના ગાન સાંભળી ઘેલી થયેલી ગોપીની જેમ થનથન નાચતી યમુનાએ પણ અપૂર્વ શોભા ધારણ કરી હતી. સાંજનો ઠંડો મધુર પવન તેની જલ–લહરીઓને ચુમતો તેના હૃદયમાં ઉર્મિઓ ઉછાળતો રહ્યો હતો; જાણે કોઇ દક્ષ પતિના ચુંબનોથી નવોઢા પત્નીના હૃદયમાં હર્ષની પ્રેમની ઉર્મિઓ ઉછળતી હોયની!

એકાએક જહાંગીરના કાનપર મધુર સંગીતનો અવાજ આવ્યો. કોઇ ગાતું હતું: " ભ્રમર તું ના કર કમલથી વેર ". સ્વર બહુ મધુર હતો; હૃદયને લોભાવે એવી તેમાં મીઠાશ હતી. જહાંગીરની આંખો એ ગાન ગાનારને શોધવા લાગી. જોયું તો એક સુંદર યુવતી યમુનાના જલમાં સ્નાન કરી ભીનાં કપડાં નીચોવતાં એ ગાન ગાતી હતી. સુંદરીની ન વર્ણવી શકાય એવી સુંદરતા જોઇ જહાંગીરનું વિલાસી હૃદય ચકડોળે ચઢ્યું.

જહાંગીરના મહેલમાં તે સમયે સુંદરતામાં એક એકથી ચઢે એવી અનેક સ્ત્રીઓ હતી. પણ યમુના તટ પરની આ સુંદરીને જોઇ તે મુગ્ધ થઇ ગયો. એ સુંદરીને પોતાની બેગમ બનાવવાની એ વિલાસી બાદશાહને ઇચ્છા થઇ; વિષયની બેચેની તેને સતાવવા લાગી. પોતાની આ ઇચ્છા તેણે વિશ્વાસુ અંગરક્ષકોને કહી. એ નોકરોમાં એક કાસિમ ખાં નામે સમજદાર માણસ હતો. બાદશાહની

ઇચ્છા જાણી તેણે કહ્યું: "જહાંપનાહ ! આ સુંદરી કોઇ રાજપુત કુલની બાળા લાગે છે. રજપુતાણીઓને પોતાના કુલનું, ધર્મનું અને સતીત્વનું બહુજ અભિમાન હોય છે. તે પોતાનો જાન ખુશીથી આપશે પણ ધર્મ અને સતીત્વ પર તો ડાઘ લાગવા નહિ દે. આપના મહેલમાં અનેક સુંદરીઓ ભરેલી છે. મારી તો નમ્ર સલાહ છે કે આ સુંદરી પરથી આપનું દિલ ઉઠાવી લો." બીજા નોકરોએ પણ આ વાતને ટેકો આપ્યો, પણ બાદશાહના દિલે એ વાત કબુલ ન કરી.

બાદશાહની હઠને વશ થઇ કાજિરખાં તે સુંદરીની પાસે ગયો. સ્નાનના કાર્યથી પરવારી સુંદરી ઘર તરફ પાછા ફરવાની તૈયારીમાં હતી. કાજિરખાંએ તેની પડપૂછ કરવા માંડી. "સુંદરી ! મહેરબાની કરીને કહી શકશો કે આપ કોનાં પુત્રી છો? આપનું નામ શું છે?"

સુંદરીને આ પડપૂછ વિચિત્ર લાગી, છતાં તેણે હિમ્મતથી કહ્યું: "હું શકતસિંહ રાઠોડની પુત્રી; મારૂં નામ લીલાદેવી"

કાજિરખાં—"બ્હેન, હું એક ખુશખબર લઇને આવ્યો છું. હુકમ હોય તો કહું."

લીલાદેવી—"સુખેથી કહો. ખુશખબર સાંભળવી કોને નહિ ગમે?"

કાજિરખાં—"ત્યાં આગલ થોડે દૂર શહેનશાહ જહાંગીર ઉભા છે તેમને આપ જોઇ શકોછો?"

લીલાદેવીએ બતાવેલી દિશા તરફ નજર કરી, જહાંગીરને જોયો.

કાજિરખાંએ બાદશાહની ઇચ્છા સ્પષ્ટ કરી: "શાહાનશાહ આપના મધુર સંગીત પર અને આપની અપૂર્વ સુંદરતા પર મુગ્ધ થઇ ગયા છે. માફ કરજો બ્હેન, પણ તે આપને પોતાની વડી બેગમ બનાવવા ઇંતેજાર છે. આપ પણ એ પદ માટે સંપૂર્ણ રીતે લાયક—"

લીલાએ તેને આગલ બોલતો અટકાવી દીધો. રજપૂતાણી છંછેડાઇ: "ખાં સાહેબ ! આવી વાત મારી આગલ કરતા શરમાતા નથી? ક્ષત્રિય કુલની બાળા બધું સહન કરી શકે છે, પણ આવી વાતો સાંભળી નથી શકતી, એ શું તમે નથી જાણતા?"

કાજિરખાં—"આપ નારાજ ન થાઓ. આપ કહોછો તે બરોબર છે. પણ હજી તો આપ કુંવારા છો. બાદશાહ આપને જોતાંજ એ વાત જાણી ગયા હતા. જો આપ વિવાહિત હોતતો આપના સામી તે નજર પણ ન કરત. બાદશાહના જનાનામાં હિંદુ રાજા-મહારાજાઓની પુત્રીઓ બેગમો બનીને રહી છે, એ આપ જાણોછો. આપ પણ એ પદ શોભાવો એમ બાદશાહ ઇચ્છે છે. હીરાની પરીક્ષા તો ઝવેરીજ કરી શકે; સુંદરતાની કદર બાદશાહ જ કરી જાણે. આપની સુંદરતા બાદશાહના મહેલની, તેના તાજની શોભા વધારશે."

લીલાદેવી આ શબ્દો સાંભળી રહી, પણ તેની ધીરજ ખુટતી જતી હતી. તે ઉશ્કેરાઇ હતી. "ખાં સાહેબ ! તમારી વાતો સાંભળવાને મેં વચન આપ્યું ન હોત તો, આટલું યે બોલવા ન દેત. રજપુતાણીએ આવી વાતો સાંભળવી એ પણ પાપ છે. બાદશાહના જનાનામાં હિંદુ—રજપુત કન્યાઓ છે એ વાત ખરી. કેટલાક ધર્મભ્રષ્ટ અને કુલાભિમાનનષ્ટ થએલા રાજપુતોએ પોતાની બ્હેન દીકરીઓ બાદશાહને આપી રાજપુત કુલને કલંક લગાડ્યું છે. પણ ખાં સાહેબ ! યાદ રાખજો કે ખરેખરી રાજપુત રમણી બાદશાહના જનાનાના એશઆરામને ઠોકર મારવા તૈયાર રહે છે. મારો દેશ અત્યારે પરતંત્ર દશામાં મોગલોના પગ નીચે છુંદાઇ રહ્યો છે એ હું જાણું છું. પણ મને મારા કુલનું અને ધર્મનું અભિમાન છે. ખરી ક્ષત્રિયબાળા એ કુલ અને ધર્મના રક્ષણને માટે પ્રાણ આપી દેશે, પણ તે ડુબાવવા કદી પણ તૈયાર નહિ થાય. કુલ-ધર્મની માન મર્યાદાનું રક્ષણ કરવું

અમારૂં મુખ્ય કર્તવ્ય છે. બાદશાહને જઇને કહો કે રાજપુત બાળાના સંબંધમાં આવા વિચારો મનમાં ન લાવે. લીલા તેમના પદને અને તેમની જાહોજલાલીને ઠોકરે મારે છે. બાદશાહ હઠ કરશે તો લીલાને મરતાં આવડે છે."

કાજિરખાંની ખાત્રી થઇ કે આ રાજપુત બાળા બાદશાહની ઇચ્છા કબુલ નહિ રાખે. છતાં એક છેલ્લો દાવ અજમાવી જોવાનો– એકવાર ફરી તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો: "કુલ અને ધર્મના કહેવાતા અભિમાનને ખાતર આપ નાહક સુખ અને ગૌરવશાલી પદને લાત મારો છો. એમાં આપની મોટી ભૂલ થાય છે; અને પાછળથી પસ્તાશો. આપને જે ચીજ અત્યારે અનાયાસે મળી રહી છે તે મેળવવા અનેક સારા સારા કુલની રમણીઓ તલસે છે. બાદશાહની દશાનો પણ આપે વિચાર કરવો જોઇએ. આપની રાહ જોતા તે કેટલી વારથી ઉભા છે. બાદશાહ ચાહે તો આપને આપના મા–બાપ ઉપર ફરમાન મોકલી મેળવી શકે. આપ તેમની ઇચ્છા કબુલ રાખશો તો આપના પિતાને પણ ફાયદો થશે. બાદશાહ તેમને મહારાજાની પદવી આપશે. આપની સાથે આપના કુટુંબની પણ ઉન્નતિ કરવાની આ શુભ તક હાથ લાગી છે તે જવા ન દો. આપનું સદ્‌ભાગ્ય છે કે—"

પરન્તુ કાજિરખાં વધારે બોલવા ન પામ્યો. લીલાદેવીના રગેરગમાં આ શબ્દો સાંભળી ગુસ્સો વ્યાપિ રહ્યો હતો; ક્રોધથી તેનું આખું શરીર કંપતું હતું. તેણે કહ્યું: "બસ કરો ખાં સાહેબ! ચુપ થઇ જાઓ. તમારી લાલચો મારે નથી જોઇતી; તમારી દોલત અને સુખ તમને–તમારા બાદશાહને જ મુબારક રહે. મારે વધારે નથી સાંભળવું."

કાજિરખાં—"આપ આટલી હઠ નકામી કરો છો. ભાગ્યશાળી છો કે બાદશાહ તમને મેળવવા ચાહે છે અને તમારી મરજી પૂછાવે છે. ધારે તો તમને જબરદસ્તી પોતાની બેગમ બનાવી શકે અને રાજપુતો તે માટે તેમનો એક વાળ પણ વાંકો કરી શકે એમ નથી."

લીલાની ધીરજ ખૂટી ગઇ. તેણે છેવટની વાત સંભળાવી દીધી: "આપની વાતો હવે બંધ કરો. મારા શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી તો એ શરીરને કોઇ હાથ લગાડી શકે એમ નથી. બાદશાહને જઇને સંભળાવી દો કે આ ક્ષત્રિય બાળા કુલ–ધર્મના અભિમાનને ખાતર તમારા માન, સુખ અને ધન–દોલતને ઠોકર મારે છે. બાદશાહને જબરદસ્તી કરવી હોય તો ભલે આવે; હું તૈયાર છું. મારી આ તીક્ષ્ણ કટારી એનો યોગ્ય જવાબ આપશે." આમ કહેતાં લીલાએ કમરમાં છુપાવેલી નાની પણ પાણીદાર કટાર બ્હાર કાઢી. અસ્ત થતાં સૂર્યના કિરણો એ કટારીની ચમકમાં વધારો કરી રહ્યા: લીલાએ ચંડી સ્વરૂપ ધારણ કર્યું હતું.

કાજિરખાં આ દેખાવથી સ્તબ્ધ થઇ ગયો. આગળ બોલવાની તેની હિમ્મત ન ચાલી. નિરાશ થઇ તે બાદશાહ તરફ પાછો ફર્યો. લીલા પણ પોતાનાં કપડાંની પોટલી બગલમાં મારી ચાલતી થઇ.

બાદશાહ આ દેખાવ જોઇ રહ્યો હતો. કટારીનો ચળકાટ તેણે પણ જોયો હતો. કાજિરખાંએ આવી સર્વ હકીકત કહી. રાજપુત રમણીઓ કુલ–ધર્મના અભિમાનને ખાતર કેટલો બધો ભોગ આપવા તૈયાર રહે છે, તેનું આજે તેને ખરેખરૂં ભાન થયું. તેના વિલાસી હૃદયને એથી પસ્તાવો થયો કે નહિ તે તો એ અને એના ખુદાજ જાણે! ઇતિહાસ તે માટે સાક્ષી આપતો નથી.

આ તો એક નાનકડી વાત છે. લીલા જેવી અનેક રાજપૂત રમણીઓએ પોતાની ટેક અને ભારતમાતાનું ગૌરવ સાચવવા ભૂતકાળમાં આત્મભોગ આપ્યા છે. હજી પણ હિન્દ ટકી રહ્યું છે તે એવી વીરપુત્રીઓના વીરમાતાઓના પુણ્યસંચયને લીધેજ.

# સ્રીઓ અને દેશસેવા.

લેખકઃ—શ્રીયુત રમણીયરાય ગોવર્ધનરામ ત્રિપાઠી.



દેશસેવા સાથે સ્રીઓનું જીવન જેટલું સંકળાયલું છે તેટલું સમાજના બીજા કોઇ પણ અંશનું જીવન નથી સંકળાયલું એવું કહેવું એ અત્યારે પણ ઘણાને વધારે નહિં તો આશ્ચર્ય તો લાગે જ એવું કથન છે. છતાં યે એ કહેવાની જરૂર છે. એ કહેવુંજ જોઇએ છીએ. અત્યારે જો ભારતનું કલ્યાણ કોઇ પણ રીતે વધારેમાં વધારે સારી રીતે, સંગીનપણે સધાઇ શકાય તેમ હોય તો તે સ્રીઓથી જ છે. એ વાત તો સહુ કોઇ કબુલ કરે તેમ છે, કે આજનો સમય ભારતને માટે એક ભીષણ યુદ્ધકાળનો છે. આ યુદ્ધકાળની મુદત બાંધી બંધાવાની નથી, બંધાવી ય જોઇતી નથી. આ યુદ્ધકાળ હજી કેટલાંયે વર્ષો સુધી પહોંચશે તેની હદ કોઇ જ બાંધી શકે એમ નથી; એ હદ બાંધનારને આ યુદ્ધતંત્રની ખબરજ નથી એમ કહેવું પડે. સાથે એ વાત પણ નક્કી છે કે આ યુદ્ધ અસાધારણ અને હદ બહારના લાંબા વર્ષો સુધી જો લંબાય તો તેવી સ્થિતિ જોવા હિન્દ તૈયાર પણ નથી, હિન્દને તે ફાવી પણ શકે તેમ નથી. અને એટલાજ માટે આ રણસંગ્રામનો વ્યૂહ એવી રીતે રચવાની જરૂર છે કે આ યુદ્ધ આવતી જ કાલને વ્હાણે બંધ પડે અને બંધ પડે એટલું જ નહિં પણ યશસિદ્ધ લઇને જ આપણે એનો નિકાલ આણી શકીએ અને જગતની બીજી પ્રજાઓ પાસે ભારતવાસીઓ તરીકે ગૌરવભેર અભિમાનથી ઉભા રહી શકીએ. આવી સ્થિતિ ક્યારે અને કેવી રીતે લાવી શકાય તેનો આપણે સહુએ, સ્રીઓ અને પુરૂષોએ, વિચાર કરવો ઘટે જ છે. સમાજનું બંધારણ સ્રી અને પુરૂષના પરસ્પરનાં સહયોગ ઉપર રચાયું છે એ સહુ કોઇ જાણે છે. એટલે ફરી અત્યારે એ સત્ય આ સમયે કહેવાની જરૂર જ નથી.

દેશસેવાનું મહત્વ આપણા દેશમાં હજી ઘણી રીતે સમજવાનું બાકી રહ્યું જણાય છે. કોઇ અમુક પ્રકારની જાતીય પ્રાપ્તિના લોભને વશ થઇને સકામ કરવામાં આવતી દેશસેવા બહુ ફલદાયક નીવડતી નથી, ક્ષણિક નીવડે છે. કીર્તિ, કે દ્રવ્ય કે એવાં જ લોભથી કરવામાં આવેલી દેશસેવા આ રીતે ક્ષણિક નીવડે છે. પુરૂષોના એક મ્હોટા ભાગને આ લોભ હોય જ છે. પણ કોઇ પણ જાતના જાતીય લોભની અપેક્ષા રાખ્યા વિના કરવામાં આવતી દેશસેવા સફળ નીવડે છે, એ વાત ભૂલાઇ જાય છે. અત્યારે આ સ્થળે બીજા વિચારો કરવામાં સમય નહિં ગાળીએ પણ એનોજ વિચાર કરીશું કે સ્રીઓ દેશસેવામાં પોતાનો ફાળો કેવી રીતે કેટલાં પ્રમાણમાં આપી શકે ? પુરૂષો પોતાના વિચારથી અને બળથી જેટલાં કામ વધારે સારા પ્રમાણમાં

કરી શકે છે તે કરતાં યે વિશેષ પ્રમાણમાં વધારે સારી રીતે એ કામ કરી શકે, જો સ્ત્રીઓની ત્હેમને પુષ્ટિ હોય, સ્ત્રીઓ તરફનું ત્હેમને પ્રોત્સાહન હોય, સહાય્ય હોય, બળ હોય. આ તો અનુભવની વાત છે અને કોઇ યે સમજી શકે તેમ છે. અને આને જ લીધે સ્ત્રીઓ ધારે તો જેટલી ઉત્તમ દેશસેવા કરી શકે તેટલા પુરૂષો ના કરી શકે.

વર્તમાન સમયમાં સ્ત્રીઓનાં પ્રોત્સાહન અને બળની જેટલી અવશ્યકતા છે તેટલી પહેલાંના સમયમાં પણ હતી, છતાંયે અત્યારે તો ખાસ વધારે છે. અત્યારના સમયમાં સ્ત્રીઓ જ માત્ર ધારે તો પુરૂષોમાં એ જાતનું બળ પ્રેરી શકે કે જેથી ભારતના સ્વાતંત્ર્ય-યુદ્ધમાં અજબ તરેહની સિદ્ધિ મળી શકે. સ્ત્રી સ્વાતંત્ર્યના થોડાક વખતના હિમાયતીઓએ હિન્દુ સમાજને નિન્દ્યાં જ કરી અને અવળી રીતે સ્ત્રીઓની સ્વતંત્રતાની વકિલાત કરી એટલે એ વકિલાત પરિશ્રમના પ્રમાણમાં કશું જ સાધી શકી નહિ. ગાંધીજીએ એ જ વકિલાત સવળી રીતે કરી. પરિણામ આંજે એ આવ્યું છે કે સ્ત્રીઓને પુરૂષ જેવા હકો અને સ્વતંત્રતા આપવાની જરૂર છે, આપવાં એ ધર્મ છે, એવી તીક્ષ્ણ સમજશક્તિ હિન્દુ સમાજના મ્હોટા ભાગની આજ ધરાઇ રહી છે; આજે સ્ત્રીઓ સમાજસેવા, અને સાથી દેશસેવા કરતાંયે વધારે સાહસિક અને ભયંકર આત્મત્યાગનાં દૃષ્ટાન્તો સમાજ પાસે રજુ કરી રહી છે. હિન્દુસ્તાનની બહારની વાત આપણે અંહે નથી કરતા. આપણે તો હિન્દની જ વાત કરીશું. ગાંધીજીના અસહકારના આ યુદ્ધમાં રણસંગ્રામમાં મોખરે કેટકેટલી વિરાંગનાઓ ઝઝુમે છે એનો કોઇ યે કદિ પણ ખ્યાલ સુદ્ધાં કર્યો છે ? મહાસભાના સભ્યપત્રોમાં કેટકેટલી સ્ત્રીઓ પોતાનાં નામ નોંધાવી રહી છે ? રાષ્ટ્રીય કેળવણીનો કેટકેટલી સ્ત્રીઓ અને કન્યાઓ ઉત્સાહથી લાભ લઇ રહી છે ? ખાદી વેચવા અને ટિલક સ્વરાજ્ય ફાળો ભેગો કરવા કેટકેટલી સ્ત્રીઓ સાહસિક ઉત્સાહથી કામ કરી રહી છે ? કેટકેટલી સ્ત્રીઓ મહાસભાના સભાસદો નોંધવા બહાર ફરતી થઇ ગઇ છે ? કેટકેટલી સ્ત્રીઓ હજારોની મેદનિમાં ઉઘાડે છોક નિર્ભયતાથી સ્વતંત્ર વિચારો રજુ કરતી લોકોને પ્રોત્સાહન આપી રહી છે અને હિંદની સ્વતંત્રતાના આ યુદ્ધમાં જોડાવાને લોકોને ખેંચી રહી છે ? અને આવી રીતે કામ કરનાર વર્ગની કેટલી સ્ત્રીઓ અને કન્યાઓ ઉચ્ચ અને નીચના અગર બીજા બાહ્ય ભેદને કોરાણે મુકી આજે ઝઝુમી રહી છે ? આ બધાનો વિચાર આપણે કરીએ છીએ ત્યારે જ જણાઇ આવે છે કે આ દેશનો ઉદય-કાળ એનો દૂર તો નથી જ. અને એક વાત કહેવીજ જોઇએ. સ્વયંસેવકો તરીકે, કાયદાના સવિનયભંગના સંગ્રામમાં કેટકેટલી સ્ત્રીઓ આપણે મોખરે ઘૂમતી જોઇએ છીએ ? આ જોતાં, વિચારતાં કયાં સાચી 'હિન્દીવાનનું' હૃદય અભિમાન નથી પામી શકતું ? ગાંધીજીની આ ચળવળ, આ યુદ્ધ આટલી સ્થિતિએ જે સુંદર પરિણામ પામી રહ્યું છે તે આ સ્ત્રીઓ અને કન્યાઓના જ બળથી, તેમના જ આત્મત્યાગથી અને તેમનીજ દેશસેવા-વૃત્તિથી. આ ટૂંકા લેખમાં વધારે કશું જ કહેવાની જરૂર નથી પણ સ્ત્રીઓ હજી વધારે ફાળો આપી રહે અને એમનાજ ત્યાગથી આ દેશમાં મચી રહેલા રણસંગ્રામમાં વધારે જોમ આવે એવું વાતાવરણ ઉભું કરવાની જરૂર છે એવી એક ઇચ્છા આપણે દર્શાવીશું.

સ્ત્રીઓ પોતાના નવરાશના વખતમાં, જો સેંકડે પોણોસો કરતાં પણ વધુને સારા પ્રમાણમાં મળી જ શકે છે, આ દેશના આર્થિક પ્રશ્નનો કોયડો ઉકેલવામાં મદદરૂપ સ્હેજે

થઇ શકે એમ છે. ગાંધીજીએ રેંટીઆનું સૂચવ્યું છે. સ્ત્રીઓ પોતાના નવરાશના સમયમાં ગૃહના અનેક પ્રકારનાં ગૃહઉદ્યોગો અને વાંચન-અભ્યાસ વધારી શકે એ વાતો જેટલી સત્ય અને વ્યવહારૂ છે તેટલીજ રીતે જો સ્ત્રીઓ ધારે તો રેંટીઆને પોતાના એક ઉત્તમ ગૃહઉદ્યોગમાં ગણાવી શકે અને એ રૂએ અનેક ફાયદાઓ મેળવી શકે તેમ છે. પોતાના મહોલ્લાઓ અને રહેવાનાં સ્થળોએ વસતી અનેક સ્ત્રીઓને, કન્યાઓને અને બાળકોને, પોતાના કુટુંબીજનોને અને ન્યાતના સ્ત્રી બાળકોને ધારે તો ઘણું સુન્દર કામ આપી શકે. આ નવી પ્રવૃતિઓને પરિણામે સ્ત્રીઓ પોતાનાં શરીર તરફ પણ કંઇ ઠીક ધ્યાન આપવાનું સમજી રહી છે. સ્ત્રીઓનાં માનસિક બંધારણની શિથિલતા એમનાં શરીરને માંદું અને નિર્બલ બનાવી મુકે છે. આ ગૃહકર્તવ્યોમાં જ સ્ત્રીઓ દેશ સેવાના મહામંત્રો સાધી શકે તેમ છે. આ આ ગૃહકર્તવ્યો વડે જ સ્ત્રીઓ આ દેશના કલ્યાણમાર્ગો સરળ અને સબળ કરી શકે તેમ છે. દેશના પુરૂષોને ગૃહની ચિન્તાઓમાંથી મુક્ત કરે, તેમના સાહસિક રાજકીય ધર્મ-કર્તવ્યોના ભાર વહેવાને તેમને લાયક કરે અને ' યા હોમ કરી પડો આગે ' કહવાની પુરેપુરી સરળતા કરી આપે તો તેથી વધારે સુન્દર દેશસેવા સ્ત્રીઓ શું કરી શકે? વર્તમાનકાલમાં સ્ત્રીઓએ બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યની બુદ્ધિઓ ને શક્તિઓ પોતાનાં જીવનમાં ભેગી કરી વણી દેવાની જરૂર છે. પશ્ચિમના સુધારાઓથી મળતી કેવળ બાહ્ય ઋજુતાનો તિરસ્કાર જ ઘટે છે. અત્યારે તો સ્ત્રીઓએ, આ દેશના નવા કાળબળને વિચારવો ઘટે છે.

સ્ત્રીઓ આ નવા કાળબળને સ્હમજે તો આ યુદ્ધકાળ આટલો લંબાય તેમ નથીજ, તેમજ યશસ્વી સિદ્ધિ પણ દૂર નથીજ. આ નવા રણસંગ્રામમાં આટલાજ માટે સ્ત્રીઓની જેમ વધુ સંખ્યા તેમ વધુ વ્હેલી કાર્યસિદ્ધિ. સ્ત્રીઓ પોતે જો શુદ્ધ ખાદી પહેરે, ઘરમાં કાંતે, અને ગૃહમાંથી પરદેશી મોજશોખની વસ્તુઓ અને કૃત્રિમ અલંકારોનો બહિષ્કાર કરવા તરફ ધ્યાન આપે તો પુરૂષોની મકદૂર નથી કે આ દેશના હિતમાં વચ્ચે આવે એવી કોઇજ વસ્તુ એ વસાવી શકે. ઘરનાં બાલકોમાં એ એજ સંસ્કાર હોયે તો ભાવિ પ્રજા વધારે સુદૃઢ બની શકે. ગુજરાતના જાહેરજીવનમાં અત્યારની નવી રાજકીય પ્રવૃત્તિઓમાં જે જે ગુજરાતી સ્ત્રીઓ, એમના ગુણદોષ હોવા છતાંયે, ઉત્સાહથી કામ કરી રહી છે તેમનાં કાર્યોની સ્તુતિ જ કરવી જોઇએ. એ વર્ગમાં ઘણી એવી બ્હેનો છે કે જેમનું શિક્ષણ ઘણું થોડું હશે, તે છતાં જેમના સંસ્કાર ઘણા ઉંચા પ્રકારના સુંદર છે. આખા દેશમાં આજે આવી રીતે સુન્દર કાર્ય કરતી અનેક સ્ત્રીઓ છે. હજી પણ વધુ પ્રમાણમાં આ સંઘમાં સ્ત્રીઓ જોડાય એજ આ દેશના કલ્યાણને માટે જરૂરનું છે. સ્ત્રીઓ યા હોમ કરે તો ઉપર કહ્યું તેમ પુરૂષોની મકદૂર નથી કે પાછળ રહી શકે. સ્ત્રીઓ ધારે તો દેશસેવાનું ઘણું સુન્દર કામ કરી શકે. ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ-વર્તમાનકાલ ઉપર એક ઉડતી નજર નાંખીએ તો આ વાતની કેટલી સારી અને સુન્દર સાક્ષી પૂરે છે?






લેખક:-શ્રીયુત: ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ૧ લું.

### સમુદ્ર કિનારે.



"ગુજરાતને મદદ ગુજરાત તરીકે જોવાની ક્યાં મ્હારી અભિલાષાઓ અને ક્યાં મ્હારું સંસારી જીવન!"

"હું સર્વ સમજું છું! વસંત! પણ ત્હારા જેવો વિદ્વાન્ આમ સંસારના દુઃખોથી નાહિમ્મત થાય એ મ્હને તો ઠીક લાગતું નથી." નંદલાલે કંઈક ઠપકાભરી દૃષ્ટિ ફેંકતાં

"પ્રભુ જાણે એ સુખની ઉષા અંકટતાં પહેલાં જીવન વ્યોમમાં કંઈક કંઈક તોફાની વાદળ ઘેરાશે." નિશ્વાસ નાંખતાં વસંતે મિત્રનો હસ્ત પકડી એક બાંક તરફ બેસવા માટે સૂચન કર્યું.

તે ડીસેમ્બર મહિનાની એક સુન્દર રવિવાર હતી. મુંબાઇ શહેરમાં શિયાળાની શરૂ થતી આ મોસમમાં સંખ્યાબંધ લોકો ચોપાટીના એક નાકેથી તે કોલાબાના સ્ટેશનના છેડા સુધી ફરવા માટે નીકળી પડે છે. લોકોને ચાલવા

થયેલા પારસીઓ, માથેથી ગળા સુધી રંગ બેરંગી સાલથી વીંટાયલા સુરતી ઝવેરીઓ, તેજી મંદીની વાત કરતા, ગણપતિને ભૂલાવે તેવા શરીરવાળા મારવાડી વ્યાપારીઓ અને હાલમાં ક્રાવર્ડ બજારનો કંઈક નોકરોનો સમૂહ. તથા રેલ્વે ટ્રેનો સાથે પ્રખ્યાત ક્વીન્સ રોડ પર દેખાતી મોટરોની દોડધામ અલબેલી મુંબાઈ નગરીમાં શિયાળાની સહવારને એવી તો આકર્ષક બનાવે છે કે એ ઘડી જોવાને–અનુભવવાને સ્વાભાવિક ઇચ્છા થાય. જો કે આ કિનારાએ સંધ્યા સમયે શોભાવનાર મુંબઈનો રસિક પારસી સ્ત્રીવર્ગ સહવારને સમયે બહુધા થોડા પ્રમાણમાં હોય છે, અને કોઇ વખત તો બિલકુલ હોતો નથી. તો પણ નવજીવન પ્રેરિત પ્રાતઃસંધ્યાના રંગબેરંગી કિરણો સાથે રમણ કરતા આ વિધવિધ મનુષ્યોના આલ્હાદજનક ચહેરાઓ કંઇ ઓછો આનંદ આપતા નથી. બીચારી રૂઢીના બંધનોમાં સપડાયલી હિંદુ બાળાઓમાં તો ભાગ્યેજ આ ચોકખી હવાનો લાભ કોઇક લઇ શકે છે. વખત વખતનું કામ કર્યો જાય છે. પણ ચોકખી હવાના ફાયદાઓ પશ્ચિમનો સ્ત્રીવર્ગ જેટલા પ્રમાણમાં સમજી શકે છે તેમાંનું હિંદુ સંસારમાં બહુ ઓછી રીતે સમજી શકાય છે. ઘોડેસ્વારીમાં પણ જેટલા અન્ય વર્ગના પુરૂષો ભાગ લે છે તેના પ્રમાણમાં હિંદુઓની સખ્યા બહુ ઓછી હોય છે. અલબત્ત આ ઘોડેસ્વારી બહુ ખર્ચાળ છે, એ પણ એક મુદ્દો છે. તો પણ હાલમાં કેટલાક ભાટિયા શ્રીમંતો ઘોડેસ્વારીમાં ઇંગ્લીશ પોશાકમાં ઘણી વખત નજરે પડે છે.

કોલેજના વિદ્યાર્થીઓ હાથમાં ટોપી લઇ માથાના વાળની સીધી સેંથી સરખી કરવા ઘડી ઘડી માથાપર હાથ ફેરવતા મિત્રો સાથે પરીક્ષાના સવાલોની વાતોમાં ચાલતા ચાલતા મશગુલ દેખાય છે. કાપડીઆઓ કાપડના સટામાં અમુક ભાઇ લાખો કમાયો અને અમુકે એટલા માળા ખરીદ્યા તેનીજ ધૂનમાં મોઢાં ફાડી ચાલતા હોય છે. જ્યારે મારવાડીઓ મરીકાન તેજી આવ્યું કે મંદી આવ્યું, મંગળદાસનો શેર દબાયો કે ફાટયો તેનીજ વાતમાં વિશ્વને ભૂલી ગયેલા હોય તેવા તલ્લીન હોય છે. ઝવેરી બજારવાળા જૈન યુવાનો તો હાલમાં જો કોઇ પારિસ જાય તો એકના લાખ થાય એવી ચલ્લી ચકાવતા ચકાવતા સાલ સરખી કરી નીચું જોઇ મંદમંદ ગતિએ ચાલે છે, જ્યારે કેટલાક યુરોપીયન સિપાહીઓ, એક નાકેથી બીજા નાકા સુધી ધીમી ગતિએ દોડતા દોડતા જાય છે. આ સર્વ દશ્યો સમગ્ર હિંદુસ્થાનના કોઇ પણ શેહેરમાં ભાગ્યેજ દેખાતાં હશે.

વસંત અને નંદલાલ નામના બે યુવકો જેઓને આપણે શરૂઆતમાંજ વાર્તાલાપ કરતાં સાંભળ્યા છે, તેઓ મરીન લાઇન્સના ખુણા પર આવેલા એક બાંક પર બેઠા.

ગૌરવર્ણ–ભરાવદાર ચહેરો–ભવ્ય ભ્રકુટી તથા બુદ્ધિ–પ્રભાથી તેજસ્વી લાગતો વસંત પાસેથી પસાર થનાર દરેક વ્યક્તિને જાણે અજાણે ખેંચતો હોય તેવો દેખાતો હતો. જ્યારે તેનો મિત્ર નંદલાલ કદાવર શરીર ઘઉંવર્ણો રંગ તથા ચપળ આંખો તેમજ પોશાકની છટાથી પોતાના ખૂબસુરત મિત્રની આકર્ષક શકતમાં ઉમેરો કરતો. જાત્ને ન્યાતે જૂદા હતા છતાં પણ લોકો કોઇ કોઇ વખત આ બન્ને ભાઇજ છે એવી ભૂલ સ્વાભાવિક રીતે ખાતા. બાલસખા, સમાન વયના, ન્હાનપણથી સર્વ અભ્યાસ સાથે કરનાર, એક બીજાના ખાનગીમાં પણ ખાનગી પ્રસંગો જાણનાર–એક બીજાની અભિલાષાઓ પોષનાર –આશાઓ ઝીલનાર મિત્રોની જોડી એજ એ પ્રભુની ઉમદામાં ઉમદા બક્ષીસ છે, એમ બન્ને સમજતા, સમજીને જીવનમાં વિહરતા.

હાલ તુરત તે બન્નેના જીવનની વધારે ઓળખાણ મુલતવી રાખી, તેઓ શું વાર્તાલાપ કરે છે તે સાંભળીએ.

વસંતની તેજસ્વી મુખમુદ્રા દુઃખના ભારથી આજે કંઇ ગ્લાનિ પ્રકટ કરતી હતી.

"તું કહે કે ના કહે, નંદલાલ જે માણસ સિદ્ધાંતને માનનારો છે તેનાથી એ કેમ બની શકે ?" કંઇ ગુંચવણ ભરેલ અવાજે વસંતે કહ્યું.

"હું ત્હને નથી કહેતો કે ત્હારા સિદ્ધાન્તોને તું એક બાજુએ મુક. હું તો માત્ર ત્હારા દુઃખી જીવનને સુખી બનાવવાના માર્ગ પર ત્હને દોરૂં છઉં".

"પણ સુખ છે ક્યાં ? જો સુખ મળવાનું હોત તો અત્યાર સુધી કેમ ના મળ્યું?"

"એમાં પણ કંઈ કર્મના પરિણામનો ભેદ હશે."

"તે જે હોય તે. મ્હને તો મ્હારા ગત જીવનનાં કર્મોજ એવા પ્રકારનાં લાગે છે કે હું સુખી થઈ શકવાનો નથી."

"તું ભૂલ કરે છે. જો સ્નેહપૂર્ણા ત્હારી થાય વસંત, તો તું સુખી થઈશ. એટલુંજ નહિ પણ ત્હારી અભિલાષાઓ, ત્હારા ઉદ્દેશો અને મહદ્ ગુજરાત જોવાની ત્હારી મહત્ત્વાકાંક્ષાઓ જરૂર ફળશે."

"નંદલાલ ! નંદલાલ ! તું મ્હારો બાળમિત્ર છે. દુનિયામાં દુઃખો દાસવવાનાં ઠામ થોડાં છે. દુનિયામાં હૃદયની વાતો કહેવાને પાત્ર થોડાં છે. મ્હારૂં જીવન-મ્હારા જીવનની સર્વ મુસ્કેલીઓથી તું માહિતગાર છે. શું ત્હને મેં કંઈ પણ કહેવામાં બાકી રાખ્યું છે? હું અજાયબ થાઉં છઉં કે મ્હારી સર્વ બીના જાણવા છતાં તું કેમ માની શકે છે કે હું સુખી થઇશ." આતુર નયને મિત્ર તરફ વસંતે મીટ માંડી.

"ત્હારા સુખનું એકજ કારણ-એકજ આશા-સ્નેહપૂર્ણાજ છે." નંદલાલે ટુંકમાં જવાબ વાળ્યો.

"પણ સુખની મૂર્તિ સ્નેહપૂર્ણા શું લલિતાની માફક દુઃખમાં નહિ ફસાય ?"

"એ દિવસોને ફરી યાદ કરવામાં માલ નથી." આટલું કહી નંદલાલ ઉભો થયો. બન્ને મિત્રો ઘર તરફ પાછા વળ્યા. આગલી પાછલી જીવનની વાતોનાં પ્રકરણ યાદ આવ્યાથી બન્નેનાં ચિત્ત વ્યગ્ર થયાં. બન્ને યંત્રસમાન ચોપાટી રેલ્વે ક્રોસીંગ પસાર કરી સેન્ડહર્સ્ટ રોડપર આવેલા એક બેઠા ઘાટના વસંતના બંગલા આગળ આવ્યા ત્યારેજ બોલ્યા.

"આવ વસંત, અત્યારે તો વંદે માતરમ્, કંઇ ખબર હોય તો જરૂર કહાવજે." આમ કહી નંદલાલ પોતાના મકાન તરફ જવા જાય છે એટલામાં દરવાજામાં ઉભેલા વસંતના ઘાટીએ દોડી આવી વસંતના હાથમાં તુરતનો આવેલો તાર આપ્યો.

## પ્રકરણ ૨ જું

## મુસાફરી.



ગુજરાત મેલ ઉપડવાની તૈયારીમાં છે. કોલાબાના સ્ટેશનની બહાર ગાડીઓ, મોટરો અને મુસાફરોની ધમાલ અસાધારણ છે. પ્લેટફોર્મ પર મુસાફરો–મુસાફરોને મૂકવા આવનાર સગાં, વ્હાલાં, મિત્રો આમ તેમ ઉતાવળમાં દોડતાં–ઉભા રહેતાં–ગાડીના ડબ્બાઓમાં ડોકીઉં કરતાં કોઇને શોધતાં જણાય છે. ક્યાંક ક્યાંક ફૂલડાંની માલાઓ અને ગજરાઓ મુસાફરોને આપતાં હસતે મુખડે સ્નેહીજનો સફળ સદ્દર ઇચ્છતાં દેખાય છે. સાસરે જતી પુત્રીને મૂકવા આવેલી માતાઓનાં, હૃદયને પીગળાવે તેવા માતૃવાત્સલ્યભાવભીનાં નેત્રોમાંથી ટપકતાં આંસુડાં જોનારના હૃદયને પીગળાવે છે. પરણ્યા પછી પહેલીજ વાર પિયર જતી પત્નીને મૂકવા આવનાર સ્વામીના હૃદયમાં પ્રિયાની જૂદાઇથી –પ્રિયાના થોડા વખતના વિયોગથી જે દુઃખમય લાગણી થતી તે તેમના ચ્હેરાપર પ્રત્યક્ષ તરવરતી હતી. ઘૂમટામાં છૂપન સુન્દરતી કેટલીક કાઠીયાવાડી રમણીઓ આસપાસના સગાં વ્હાલાઓની દૃષ્ટિ ચૂકવી, લાજમાંથી પણ પતિ તરફ એકાદ નયનબાણ ફેંકતી અને પતિને તે ઝીલતો જોઇ રસિકજનોને આનંદ થતો. આ પ્રમાણે વિવિધ દશ્યોનું પ્રદર્શન બનાવતા કોલાબા સ્ટેશનના પ્લેટફોર્મપર ગાડીનું બારણું અધું ઉઘાડું રાખી, તેને અઢેલી વસંત ઉભો ઉભો નંદલાલ સાથે આમતેમ દૃષ્ટિ ફેરવતો વાત કરતો હતો. અત્યારે વસંતને મુકવા નંદલાલ સિવાય કોઇ આવ્યું નહતું. આજે સવારે જે તાર આવ્યો હતો તે તેના મિત્ર સુમનલાલનો હતો. સુમનલાલે તેને તુરતમાં રાજકોટ આવવા માટે બાર દફને લખેલું હોવાથી આજે વસંત કંઇપણ તૈયારી વગર જવા નીકળ્યો હતો. સુમનલાલનો તાર એટલે સ્નેહપૂર્ણાના સંબંધમાંજ કંઇ હોવું જોઇએ એમ વસંત તથા નંદલાલને ખાત્રી હતી. સુમનલાલની પત્ની કપિંજલા અને સ્નેહપૂર્ણા બન્ને વચ્ચે ગાઢ મૈત્રી હતી. અને કપિંજલાએ વસંતને સ્નેહપૂર્ણાની બાબતમાં બહુ બહુ લખેલું હતું. મેલ ઉપડવાને પાંચ મીનીટનો વખત હતો. વસંત પણ ડબ્બાની અંદર દાખલ થયો. આ વખતે એક પારસી સ્ત્રી ઉતાવળે પ્લેટફોર્મ પરથી પસાર થતી દેખાઇ. ત્હેની આંગળી પકડી સાત વર્ષની એક બાલિકા કુદતી જતી હતી. તે ઉતાવળે ઉતાવળે ગાડીમાં બીજા વર્ગના ડબ્બામાં દાખલ થઈ. એન્જીને સીટી મારી. મેલ ઉપડ્યો. નંદલાલે વસંતને સૂચના કરી કે "જો હવે વધારે ત્હારી ફીલસુફી ડોળતો નહિં અને કપિંજલાનું પૂરતી રીતે સાંભળજે." મેલની ઉપડવાની ગર્જના સાથે સાહેબજી–રામ રામ–જેશ્રી કૃષ્ણ–વંદે માતરમ્–જો બાપુ સંભાળજો હોં–કાગળપત્ર–લખજો–પહોંચ તુરતમાં પાછા જો–ઇત્યાદિ વાક્યોની ગર્જના પ્રકટી અને ધીરે ધીરેજ ગાડી બહાર જતાં થમી.

વસંત ડબ્બામાં જમણી બાજુના ખુણામાં હેંડલ વગરના બીસ્તરાને ગોઠવી તેને અઢેલી બેઠો. તરતજ હેન્ડબેગમાંથી તુરતમાં આવેલુ "ન્યુ ઇન્ડિયા' કાઢી વાંચવું શરૂ કર્યું. "ન્યુ ઇન્ડિયા"માં વિદુષી બેસન્ટના ઈંગ્લંડમાં ચાલી રહેલી પ્રવૃત્તિનો લેખ વાંચવો શરૂ કર્યો. લેખ વાંચતાં વાંચતાં આ હદ બાજુની આવડી

ઉમરે એટલી બધી મહાન-અથાગ પ્રવૃત્તિ માટે હિન્દ એને શું બદલો આપી શકે એ પ્રશ્ન મનમાં ને મનમાં ઘોળવા મંડયો. એટલામાં ગાડી આંટરોડ પસાર કરી ગઇ તેનું ભાન પણ વસંતને ન રહ્યું. ગાડી પૂર વેગમાં આગળ વધી. ડબ્બામાં એક વૃધ્ધે ખીસામાંથી સુડી સોપારી કાઢી, આસપાસનાને વિણ માગ્યે સોપારી આપવાનું શરૂ કર્યું. વાંચવામાં તલ્લીન થયેલા વસંતને પણ આ પ્રસાદી મળી. વિચારશ્રેણીમાં ભંગ થયો. ડોસાએ સોપારી આપી એટલુંજ નહિ પણ સાથે ભાઇ ક્યાં જાઓ છો? કહી મંગળાચરણ કર્યું. વાત ચ્રાત પરથી જણાયું કે આ ડોસો પોતાની પ્રથમની પત્નીને છોકરાં ન થતાં હોવાથી બીજીવાર વરરાજા થઇ પરણવા જતો હતો. ડબ્બામાં એક કપડવંજી હોરો, એક અમદાવાદી કાપડનો વ્યાપારી અને તેની પત્ની, વિરમગામની મીલની ઓફીસમાં કામ કરતો એક નાગર યુવક તથા જુનાગઢ જતો એક ભાટિયો તેની પત્ની અને એક છોકરો તથા વરરાજા થઇ જતા બુઢ્ઢા મેઘજીભાઇ, તેમની નિઃસંતાન પત્ની તથા બ્હેન સહિત વિરાજ્યા હતા. વસંતે અત્યાર સુધી તો વાંચ્યા કર્યું હતું, પણ ડોસાના મંગલાચરણ પછી આ સર્વ વ્યક્તિઓ તરફ દૃષ્ટિ ફેરવી. વસંતને પોતા તરફ નિરખતો જોઇ હોરાજીએ જણાવા માંડ્યું કે, "ટમો અંગ્રેજી છાપો વાંચો છો ટેમાંઠી અમને ટાં કંઇ સુનાવો."

"હા! હા! સોના ચાંદીના ભાવ આજે શું રહ્યા?" પેલા અમદાવાદી વ્યાપારીએ ટાપસી પુરી જાણવા માંગ્યું.

"મ્હેં એ તમારા વ્યાપારી ખબર આમાંથી હજુ વાંચ્યા નથી. તેમજ આ છાપું મુંબાઇનું નથી. મદ્રાસનું છે એટલે પરમ દિવસનું છે આજનું નથી." વસંતે ખુલાસો કર્યો.

"ન્યુ ઇન્ડીયા કેરું?" પેલા વિરમગામ જતા નાગર યુવકે પત્ર તરફ બારીકાઇથી જોતાં કહ્યું.

"ન્યુ ઇન્ડીયા? પેલી ફરી ગયલી બુઢ્ઢી અંગ્રેજ ડોસી **બીસેન્ટ** બાઇનું છાપું કે?" અમદાવાદી વ્યાપારીએ બહેરાના કાન ફાટી જાય તેવા અવાજથી પુછ્યું.

"એમ ના બોલો મ્હારા સાહેબ એમ ના બોલો! એ ડોસીએ ટો આપના પર એટલા બધા ઉપકાર કરવા છે કે આપના ટનનું ચામડું ઉખેરી ટેના જોડા ટેને પેરાવીએ ટો પન ટેને પુરેપુરો બદલો આપી ન સકાય. મ્હારો દાઉદ કોલેજમાં સીખે છે, અને આ "ન્યુ ઇન્ડીયા" માંથી વખટો વખટ મ્હને વાંચી સમજાવે છે, ટો માલુમ પરે છે કે એ ડોસી કોઇ સાઢારન મારા ટમારા જેવું માનસ નઠી." હોરાજીએ બંનેની અંતચર્ચાની વચ્ચે લાંબો ખુલાસો કર્યો.

"પણ અમારા મારકીટયા કાપડના વેપારીઓ તો એમ કહે છે કે એ બાઇ તો હવે હિન્દુસ્તાનના પક્ષમાંથી ફરી ગઇ?" ફરીથી અમદાવાદી ભાઇ બોલ્યા.

"હોરાજી! તમારી મુંબાઇમાં દુકાન છે છે કે" પેલા બુઢ્ઢા વરરાજાને આ વાતમાં મજાહ ન આવવાથી વાત ફેરવવા નવો પ્રશ્ન કર્યો.

આ પછી હોરાજી અને વૃદ્ધ વરરાજા વાતે ચઢયા. વસંતે આ સર્વ તકરાર સાંભળી પણ તેમાં બીલકુલ ભાગ લીધો નહિ. તે હમેશાં બોલવા કરતાં સાંભળવા વધારે ઇંતેજાર રહેતો.

વખત વખતનું કામ કર્યે જાય છે. ગાડી પૂર વેગમાં પાલણપુર આવી પહોંચી. ટ્રેન પણ વિશ્રાંતિ લેતી હોય તેમ ઉભી રહી. મુસાફરો ઉતર્યા. કોઇએ ચાહ પીધી તો કોઇએ પાલણપુરનો માવો અર્ધી રાત્રિએ પણ ખાંધો.

ફરીથી ગાડી ઉપડી. હવે નિદ્રા દેવીએ પોતાનું સામ્રાજ્ય જમાવવા માંડ્યું. વસંત પણ 'ન્યુ ઇન્ડીયા' વાંચતો વાંચતો પત-

નની શાંત મીઠીં લહરીમાં અર્ધ જાગ્રત અને અર્ધ નિદ્રાવસ્થા અનુભવવા લાગ્યો. ગાડી સુરત પસાર કરી પૂર વેગમાં આગળ વધતી હતી. એકાએક મોટા આંચકા સાથે ગાડી ઉભી રહી. લોકો નિદ્રામાં એક બીજા પર ઉથલીને પડયા. પેલા અમદાવાદી ભાઇના નાક અને હોરાજીની ડાઢીએ પ્રેમાલિંગન કર્યું. એકાએક અડધે રસ્તે ગાડી ઉભી રહેતાં "ખૂન"નો એવો શબ્દો સંભળાયો.

ખૂનનો ધ્વનિ સાંભળતાં વસંત તરતજ ડબ્બામાંથી ઉતરી પડયો. રાત્રિ અંધારી છતાં ગાડીના દિવાઓના તેજથી ખુલ્લું દેખાતું હતું કે કેટલાંક માણસો આમથી તેમ દોડતાં હતાં. તુરતજ ગાર્ડ એક ડબ્બા આગળ ઉભો રહ્યો. "આ જ કમ્પાર્ટમેન્ટમાંથી ભયની સાંકળ ખેંચાઇ છે." આમ કહેતાં તેણે પોતાનું ફાનસ ઉંચું કર્યું.

તે એક સેકન્ડ કલાસ લેડીઝ કમ્પાર્ટમેન્ટ હતો. અંદર જતાં એક પારસી બાઇ બેભાન અવસ્થામાં પડેલી દેખાઇ. પાસે એક હિન્દુ બાઇ ગભરાયલા ચહેરે આમ તેમ જોતી ગાર્ડ આવતાં ઉભી થઇ.

વસંત આ સ્થળે તુરત આવી પહોંચ્યો. તેણે તુરતજ તે પારસી બાઇને ઓળખી. જ્યારે મેલ ઉપાડવાની તૈયારીમાં હતો ત્યારે સર્વથી છેલ્લે ઉતાવળે ઉતાવળે આવનાર તે બાઇને તેણે પ્લેટફાર્મ પર જોઇ હતી. સાથે આંગળી પકડી ચાલતી હેની ન્હાની બાલિકા અત્યારે ન દેખાવાથી વસંતે પહેલાં તેની તપાસ કરી. નિર્દોષતાની મૂર્તિ ને ન્હાની બાલિકા આજુબાજુ થઇ રહેલા કમનસીબ બનાવથી અજ્ઞાત હોઇ નિશ્ચિંત ઉંઘતી હતી. વસંતની દૃષ્ટિ તરત પેલી હિન્દુબાઇના ઉપર પડી અને ઓળખતાં એકાએક બોલી ઉઠયો. "અરે સુશિલા ત્હમે ક્યાંથી !"

"હું આ ગુલબાનુની ચાકેજ રહું છઉં અને તેમના આશ્રમમાં કામ કરું છઉં". ગભરાયલી છતાં સ્વસ્થ થતાં સુશીલાએ કહ્યું.

ગાર્ડની માંગણીથી સુશીલાએ ટુંકમ ખુલાસો કર્યો કે, ગુલબાનુને અગત્યન કામસર રોકાવાનું હોવાથી હું પહેલેથી આવીને આ કમ્પાર્ટમેન્ટમાં બેઠી. ગુલબાનું ગોડેથ આવવાના હતાં એટલે હું સામાન વિગેરે ગોઠવી ન્યુસપેપર વાંચતી હતી, એટલામ એક બુરખાવાળી સ્ત્રી મજુર પાસે સામાન ઉપડાવી અમારા ડબ્બા તરફ આવી. પોતાના બુરખાના છિદ્રોમાંથી મ્હને જોતાં તે ત્યાંજ થોભી, અને મજુરને સામાન મૂકવા ઇશારો કર્યો. તેણે પોતાની બેઠક પેલા ખૂણામાં લીધી. મેલ ઉપડવાને બરાબર પાંચ મીનીટ હતી તેટલામાં ગુલબાનુ પોતાની ન્હાની છોકરી શીરીન સાથે આવી પહોંચ્યાં અને તેમણે પોતાની બેઠક લીધી. ગુલબાનુના ચહેરા ઉપરથી આજે કંઇ તે ઉદાસ દેખાતાં હતાં. આ વખતે પણ પેલી બુરખાવાળી સ્ત્રી કે, જેને હું કોઇ ખાનદાન હોરા કુટુંબની ધારતી હતી તેણે હજુએ પોતાનો બુરખો કાઢયો નહિં. મેં જાણ્યું કે ગાડી ઉપડતાં તે તેમ કરશે પણ તેને બદલે સામેના બાંક ઉપર તેણે તો બુરખા સમેત આડા થઇ ઉંઘવાનું શરૂ કર્યું. ત્યાર પછી થોડી ઘણી અમારા આશ્રમની વાતચીત કરી ગુલબાનુ કે જે અસ્વસ્થ દેખાતાં હતાં તેમણે બેગમાંથી પેલું પુસ્તક કાઢી વાંચવાનું શરૂ કર્યું. મેં પણ સેવાભગિની નિવેદિતાનાં કેટલાંક વખાણોની ચોપડી વાંચવા કાઢી. વાંચતાં વાંચતાં સ્વાભાવિક મ્હને અને ગુલબાનુ બન્નેને નિદ્રા આવી. વૌલસર આવ્યું. હું જાગી. ગુલબાનુ સૂતાં હતાં અને પેલી બુરખાવાળી પણ સુતીજ હતી. ગાડી ચાલી. હું અર્ધ નિદ્રા અને અર્ધ જાગૃત અવસ્થામાં હતી, એટલામાં એકાએક તે બુરખાવાળી સ્ત્રી જાગી. તેણે વીજળીની ઝડપથી પોતાનો બુરખો કાઢી નાંખ્યો. બુરખો નીકળતાં મ્હને માલમ પડયું કે તે એક પુરૂષ હતો. ગોરે ગુલાની

બાંધેલી હોવાથી મ્હને કંઇ પરખાયું, નહિં. તેણે તુરત સુતેલાં ગુલબાનુની ગળચી દાબી. હું અર્ધ નિદ્રામાં હતી તો પણ કુદી અને ભયની સાંકળ ખેંચવા હાથ લંબાવ્યો. મ્હને લાગે છે કે તેને ગુલબાનુનું ખૂન કરવું હતું કારણ કે તેના બીજા હાથમાં એક લાંબો ચાકુ હતો; પણ મારવા પહેલાં તેને કંઇ ગુલબાનુને કહેવું હોય એવું લાગ્યું. કારણ કે નહિ તો એકદમ ગુલબાનુને તે ચાકુ મારી શકત. મ્હને જાગેલી જોઇ તે ગભરાયો, અને સાંકળ ખેંચવા મ્હારા લંબાવલા હાથ તરફ ચાકુ ફેંક્યો. હા શુકાયો–સાંકળ ખેંચાઇ અને ગાડી ઉભી રહેતાં પહેલાં તેણે આ બાજુને બારણેથી કૂદકો માર્યો. જતાં જતાં તેણે ગુલબાનુનું ગળું જોરથી દાબ્યું. મ્હને બીતિ રહે છે કે કંઇ અનિષ્ટ થયું હોય. ત્યાર પછી શું થયું તે તમે દરેક જાણો છો."

ગાર્ડ અને વસંતે તરતજ ગુલબાનુને તપાસી, ગુલબાનુ ધીમો શ્વાસ લેતી હતી તેથી જણાયું કે તેનું જીવન જવાની ધાસ્તી નથી.

તરતજ ગાડી ત્યાંથી બીજે સ્ટેશને આવતાં રેલ્વે પોલીસને તે સ્થળે રવાના કરવામાં આવી. પણ તે બેદી બુરખાવાળાનો કંઇ પત્તો લાગ્યો નહિ. ગાડીમાંજ એક સારો ડાક્ટર મુસાફરીએ કરતો હોવાથી સ્ટેશને તેણે પોતાનો પ્રયોગ અજમાવ્યો, ગુલબાનુને સ્હેજ આરામ થતો લાગ્યો, અને પૂર્ણ શુદ્ધિમાં હતી તો પણ તેની હાલત સહજ ચિંતા ઉત્પન્ન કરે તેવી હતી.

અમદાવાદ ઉતરી જવા ઘણાઓએ ગુલબાનુને કહ્યું પણ પોતાના આશ્રમમાં જવા તે ઇંતેજાર હતી. વાંકાનેર અને વઢવાણ વચ્ચે આનંદપુર નામનું ન્હાનું ગામ હતું ત્યાં તેનો આશ્રમ હતો. થાન રોડ સ્ટેશને ઉતરી ત્યાં જવાનું હતું. રસ્તામાં ગાડામાં જવાનું હતું અને ગુલબાનુની તબીયત જરા ચિંતાજનક હોવાથી સુશિલાએ વસંતથી બની શકે તો આશ્રમ સુધી મુકવા માટે મદદ માંગી. વસંત અને સુશિલા કોલેજમાં સાથે ભણતાં હતાં તેથી એક બીજાને સારી રીતે પીછાનતાં હતાં. વસંત પારકે દુઃખી દુઃખી થનારો હતો એટલે પોતાને જરૂર તુરતમાં રાજકોટ જવાનું હતું છતાં સુશિલાની અરજ સ્વિકારી. રાજકોટ સુમનલાલને તાર મૂકી, પોતે રસ્તામાં રોકાયો છે, તેની હકીકત જણાવી, પોતે ગુલબાનુની મદદે ગયો. સ્ટેશનેથી ઉતરતાં વસંતને માલૂમ પડયું કે ગુલબાનુની તરફ ત્યાંના લોકો અનહદ પ્યાર ધરાવતાં હતાં અને ગુલબાનુને સહીસલામત આશ્રમમાં પહોંચાડવા માટે પોતાનો જીવ આપવો પડે તો તે આપવા પણ ત્યાંના ગ્રામ્યજનો તૈયાર હતા. વસંત જો જવા ધારતે તો રાજકોટ સીધો જઇ શકતે પણ એક વખત મદદ આપવા હાથ કાઢયા પછી પાછો તે હાથ ખેંચવામાં તે નારાજ હતો. એટલે આનંદપુરના આશ્રમમાં ગુલબાનુને પહોંચાડવામાં તે મદદગાર થયો. આનંદપુરના આશ્રમનું વાતાવરણ જોતાં વસંત અજબ થયો. સેવાની ભાવના સુન્દરીઓ કેવી સુન્દર રીતે પ્રકટાવે છે-તેનો આજ ત્હેને પ્રત્યક્ષ અનુભવ થયો. ગુલબાનુને પણ આશ્રમમાં આવવા પછી ચાર કલાકમાંજ વધારે આરામ થતો જણાયો. બોલવાની શક્તિ આવી. તેના આશ્રમમાં સ્ત્રીઓ સારૂં ડોકટરી જ્ઞાન ધરાવતી હતી. તેથી ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા. રાત્રિ પસાર થયા પછી ગુલબાનુને વધારે ચેનન આવ્યું ત્યારે સુશીલાએ સઘળી વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. વસંતરાયની વાત સાંભળી ગુલબાનુ ખુશી થઇ અને જવા પહેલાં તેની સાથે વાતચીત કરવાની ઇચ્છા દર્શાવી.

# ગુણસુન્દરીના અલંકારો !

( માલણ ગુંથી લાવ ગુણિયલ ગજરા–રાગ. )

સુઘડ સતિ સુન્દરી ગુણવાળી, પહેરે સાડી શિયળની રૂપાળી. સુઘડ.
પહેરે લજજા કસુંબલ ચોળી, ધર્મશ્રદ્ધાના રંગ ઝબોળી;
દયા દરજીએ હોંશે શીવેલી. સુઘડ.
કર કંકણ કરૂણાનું ધારો ! પર નિન્દાને દૂર નિવારો !
ચુડો શમતાનો શોભે રૂપાળો ! સુઘડ.
વિશ્વબંધુતા વીંટી રૂપાળી,' જડિ શાંતિ હીરે રઢીયાળી !
સદ્ભાવ સુન્દરતા રસાળી. સુઘડ.
નીતિ, મોહન્ન મોકિતકમાળા, પહેરે નિન્દક બળશે ઉચાળા;
કર્મબંધ થકી રખવાળાં. સુઘડ.
અનુભવ તણું અંજન આંખે, વ્રત–નિયમ ડાબલીયે રાખે;
સંમતાથી જગત્ માર સાંખે. સુઘડ.
પ્રભુભક્તિથી અંગ પખાળિ, વિશ્વપ્રેમના આરસે ભાળી;
રાચે વદનની કાંતિ નિહાળી. સુઘડ.
ટીલી કુંકુમ્ નાથની સેવા, કરે ભાવે મળે સુખ મેવા;
પ્રીતે અખંડ સૌભાગ્યને લેવા. સુઘડ.
ધ્યાન સ્વામિ તણું મન ધરવું, ચરણે નુપૂર સંયમ કેરૂં ધરવું;
કાર્ય પર ઉપકારનું કરવું. સુઘડ.
સત્શીલ રૂમાલ રૂપાળો, વૈરાગ્ય ઝીનારી વાળો;
હોય ખાદીનો રૂડો રૂપાળો. સુઘડ.
કર્ણફુલ કનક–કંથ ધરવું, અંતરાત્મ પ્રદેશે વિચારવું,
ધ્યાન પરમ પરબ્રહ્મનું ધરવું. સુઘડ.
પ્રેમ–પ્રેમળ–દ્દષ્ટિમાં રાખો, રૂડો વિનય વડીલનો દાખો;
સત્ય–પથ્ય–વચન શુભ ભાખો. સુઘડ.
જેવું બોલો તેવું તમે ચાલો, રાગ દ્વેષના મેલ પખાળો;
ગુણસુન્દરીઓ બની મહાલો." સુઘડ.
સો આભૂષણો રઢિયાળાં, આત્મદાન અર્પો મમોઝાં;
મળે સૌભાગ્ય શ્રી મણિમાળા. સુઘડ.

# માનવંતો અભિમાન.

લેખકઃ-મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.



જ્યારે માણસને અભિમાન થાય છે ત્યારે તેની પડતી દશા થાય છે. અભિમાન એક જાતનો નથી હોતો. કોઇને ધનનો તો કોઇને રૂપનો, કોઇને વિદ્યાનો તો કોઇને સત્તાનો, ઇત્યાદિ અનેક કારના ગર્વો હોય છે. તેમાંથી એક પ્રકારનો ર્વ હોય તો તે મનુષ્યની હાનિ કરે છે તો ામટા હોય તો શુંનું શું કરી નાખે. દરેક નુષ્ય જાણે છે કે ગર્વ નહિ કરવો છતાં દોન્મત્ત થતાં તે અંધ બની કંઇ જોઇ કતો નથી.

હાલમાં દ્રવ્યસંપત્તિ વિશેષ થવાથી રીરસંપત્તિ તદ્દન વિનાશ પામેલી દેખાય . દ્રવ્યને ફારસીમાં "દોલત" કહે . તેનું હાસ્યજનક પ્રથક્કરણ કરીએ તો નિકાને, બહુજ બંધ બેસતું થઇ પડશે. દો " અને " લત " આ બે શબ્દનો દોલત " બનેલો છે. " દો " એટલે બે " અને " લત " એટલે " લાત. " કચ્છી ાષામાં " લાતને " " લત " કહે છે. અથાર્ત રેનો અર્થ " બે લાત " થાય છે. જ્યારે નુષ્યને અઢળક ધન પ્રાપ્તિ થાય છે ત્યારે ને પીઠમાં લક્ષ્મી એક લાત મારે છે, ેટલે પોતે છાતી કાઢીને ચાલે છે કે " મારી- ાસે ધન ઘણું છે. " પરંતુ જો, દૈવયોગે ન જતું રહ્યું તો " લક્ષ્મી તેની છાતીમાં એવી જબરી લાત મારે છે કે તે બાપડો ધનની ગેરહાજરીમાં બુઢો થઇ વાંકો વળી, રસ્તામાં ચાલે છે. જાણે કે પોતાનું ધન ક્યાં ખોવાઇ ગયું તે શોધતો હોયની ? માટે કોઇ પણ બાબતનો ગર્વ નકામો અને પડતીની નિશાની છે એ નક્કી સમજવું.

એકવાર એક મુનિ તપશ્ચર્યા કરવા બેઠા હતા. તે વખતે કોઇ બે સાધુ મુસાફરો પાણીની તૃષા લાગવાથી તે ઋષિના આશ્રમમાં ગયા અને પાણી માગ્યું. ઋષિએ તેમનો યોગ્ય સત્કાર કરી બેસવાનાં મૃગચર્મનાં આસનો આપ્યાં અને પોતે ખાસ મંત્રેલું સિદ્ધોદક જલ પીવાને આપ્યું. પરંતુ ત્યાં ઋષિજીનો પ્રભાવપ્રતિષ્ઠા સાંભળતાં આ બન્ને મુસાફર સાધુભાઇઓના મનમાં ઇર્ષા પેદા થઇ અને આવેલું જલ કંઇ મિષ કરીને પીધું નહિ અને રીસાઇને ચાલ્યા ગયા. ત્યાર બાદ એક બીજો સાધુ તેમને મળ્યો તેને આ સાધુઓએ એ ઋષિના આશ્રમમાં જવા કહ્યું, એટલે તે સાધુ ત્યાં ગયો. આ સાધુનો પણ તેજ પ્રમાણે ઋષિએ સત્કાર કર્યો અને સિદ્ધોદક આપ્યું જેનો તેણે ખુશીની સાથે સ્વીકાર કરી ગટગટ પીગયો, એટલે ઋષીએ તેને આશીષ આપી કે "જા બચ્ચા ! તેરેકુ મુલતાનકા રાજ્ય મીલેગા. " થોડાવર્ષ વીત્યાબાદ દૈવની અકલ ગતિના પ્રભાવવડે તે સાધુને મુલતાનનું રાજ્ય મળ્યું અને રાજા થઇને તે તો રાજ્ય કરવા

લાગ્યો. તે દરમ્યાન પેલા બે સાધુ મુસાફરી કરતા કરતા મુલતાન જઇ ચડ્યા. તે વખતે આ સાધુરાજા સ્વારીએ જતો હતો. તેણે આ બંન્નેને ઓળખતાની વાર પોતા પાસે બોલાવ્યા અને મહેલમાં લઇ જઇ તેમનો સત્કાર કર્યો અને ભોજન આદિની સુવ્યવસ્થા કરી જેથી તેઓ બહુ પ્રસન્ન થયા. એ સાધુરાજાએ પોતાનું વીતેલી સર્વ વાત કહી તેથી તેમને મનમાં પુનઃ દુઃખ ઉદ્ભવ્યું, પરંતુ રાજ તૃષ્ણાના લોભથી તેઓ ત્યાંથી ચાલી નીકળ્યા અને પુનઃ ઋષિના આશ્રમે આવી લાગ્યા અને જળની પુનઃ વાંચ્છના કરી તેના પ્રત્યુત્તરમાં ઋષિએ કહ્યું:—

આયાથા જબ પીયા નહિં,
તબ તુમને અભિમાન કીયા;
આવો સાધુ, પીઓ પાના,
વો પાની, મુલતાન ગયા.

આવો સાધુ ! હું તમને જલ આપું, પણ જે જલની તમે વાંચ્છના કરોછો તે તો મુલતાન ગયું. એ સાંભળી વીલે મોઢે તે સાધુઓ પાછા ફર્યા.

પ્રત્યેક મનુષ્યના હૃદયમાં એ સામાન્ય વાત સર્વને માન્ય હોય છે કે અહંકાર કરવો નહિં, પણ તેનું વર્તન, જાણવા છતાં જાદુજ થોડું થાય છે. એ મ્હોટી દિલગીરીની વાત છે. આ નીચેના બે દાખલાઓ લક્ષમાં લેવા યોગ્ય છે.

નગારાપરનું ચામડું જનાવરનું હોય છે, તે બાપડા અવાચક પ્રાણીને વાચા થઇ હોય તેમ નીચે પ્રમાણે બોલ છે:—

બાર બજત, નિશાન નહિ, કરત પોકાર પોકાર;
હરિ બિસરે, પશુ તન ભયે, મરે ન મીટત માર.

એ ગાંપરો પશુ એમ કહે છે કે અમારા કમભાગ્યની વાત કે અમે હરિને યાદ કરતાં વિસરી ગયા તેથી તો અમારે પશુનો અવતાર લેવો પડ્યો: આ પશુના અવતારમાં અમને ગાડામાં જોડી ખૂબ મારે છે અને વળી પરોણી ભોંકે છે, ને વેઠ કરાવે છે. લોકો એટલેથીજ અટકતા નથી પણ અમારા મુવા પછી અમારી ચામડી ઉતારી લઇને પણ અમને માર મારી પુરૂં વેર લે છે. કારણ અમારા ચામડાનું નગારૂં બનાવે છે, જે વારંવાર વાગે છે પણ તેનું નામ નિશાન ન મળે ને ખૂબ તેના પર દાંડીઓ જોરથી પીટાય છે કે મુવા પછી પણ અમને માર મટતો નથી એ અમારા કમભાગ્ય છે. અમે હરિને ભજ્યા નહિ માટે હવે પસ્તાઇએ છીએ. વળી જુઓ:—

મેનાને " મે ના " કહી, તુરત મીલે જગદીશ,
અજાપુત્ર " મેં મેં " કહી, તુરત કરાયો શીપ;
તુરત કટાયો શીપ, તાંત ધુનીઆને ઘેરી,
પડે મુદગલકી માર, બોલે તબ " તૂંહી તૂંહી."

મેના પક્ષી અને અજાપુત્ર એટલે બકરો, એ બન્નેને પુછવામાં આવ્યું કે, તમારા બન્નેમાં મ્હોટું કોણ ? તો મેના કહે છે " મેં, ના " એટલે હું કોઇ નથી, ત્યારે બકરાએ કહ્યું " મેં મેં " એટલે હું મ્હોટો છું. તે ઉપરથી મેના પક્ષીને તો જગદીશ મળ્યા, ને તેને પીંજરામાં ઘાલી લોકો હેતથી પાળે છે ને ખાવાનું આપે છે. બકરાએ મોટાઇ કરી તો કસાઇ લોકો તેનું માથું કાપી નાખે છે.' એટલુંજ નહી પણ પછી ધુનીયા—એટલે પીંજારાઓ તેના ચમને ઘેરી લે છે, ને બકરાના ચર્બી લઇ જઇ ચામડી કાઢી તેનો તાર બનાવે છે, અને રૂ પીંજતી વખતે તે તાર ઉપર મુદગળનો માર ખૂબ જોરથી મારે છે ત્યારે તાંતનો " તૂંહી તૂંહી " એવો અવાજ થાય છે, એટલે કે બકરો અંદરથી બોલે છે " તૂંહી, તૂંહી ". એટલે કે ! ઇશ્વર મ્હારી ભૂલ થઇ છે મને માફ કર. આ દુનિયામાં બસ તુંહી તુંહી; તારા

શિવાય કોઇ મ્હોટું નથી, માટેજ 'નાટયકવી સદ્‌ગત ડાહ્યાભાઇ ધોળશાજીએ ખુબીથી કહ્યું છે કે:—

હાંરે—માનવનો અભિમાન પલકમાં ટળી જશેરે,
અરે જેમ પીપળ ઉપર પાન, પલકમાં ખરી
જશેરે.—વગેરે.

પણ ઠોકર લાગ્યા વગર કદી સમજણ ન આવે માટે:—

મત કરના અભિમાન,
હાંરે! ભાઇ, મત કરના અભિમાન,
બિનતિ મંગનકી માન,
હાંરે! ભાઇ, છૂટ જાયગા તન—હાંરે, મત ૧

નહિં રહેગા ગુમાન,
હાંરે! તુમ હોવેગા હેરાન,
બિનતિ મગનકી માન,
હાંરે! ભાઇ મત હો તુમ નાદાન—હાંરે! મત ૨
તુમ ઔર કિસમ શયેતાન,
અલમસ્ત બડા મસ્તાન,
બિનતિ મગનકી માન,
હાંરે! ભાઇ, ચલા જાયગા જાન—હાંરે મત ૩
તુમ દો દિનકા મેમાન,
ભલા તુમ કયું બનતા હેવાન,
બિનતિ મગનકી માન,
ભલા તું, કરહરિકા ખુબ ધ્યાન—હાંરે મત ૪
જો ચાહે સો હય તુજે, કયું મરતાં દિનરાત,
ખોલ ખજાના ખલકકા, કરદે તું ખયેરાત;
કરદે તું ખયેરાત, રાતકુ નીંદજ પાવે;
આવે જો મુફલેસ[1] લેશ[2] નહિ ભૂખા જાવે;
દુઆ હોવે આમીન, [3]દીનકી આફત ટારા,
કરદે બેડા પાર, રહીમકુ મંગન પુકારા.

૧ મુફલેસ=ગરીબ. રાંક. ૨ લેશ=જરાપણ. ૩ દીન=ગરીબ.

---

## વાચકને

"ગુણસુંદરી" વધારે ઉપયોગી અને આકર્ષક દિન પ્રતિદિન બને તેટલા માટે તે સંબંધી સુચનાઓ વાચકો કરતા રહે એમ અમે ઇચ્છીએ છીએ. એ કાર્ય વાચકો માટે સુગમ કરવા અમે નીચે કેટલાક પ્રશ્નો આપીએ છીએ, તેના જવાબો મળશે તો આભારી થઇશું:—

(૧) તમને કયો લેખ, વાર્તા યા કવિતા સૌથી વધારે યા ઓછા ગમે છે? અને તે શા કારણે?

(૨) "શ્રી જગત્" "વિવિધ વિષયો" અને "જ્ઞાન ગોઠડી" ના મથાળાં હેઠળ જે બાબતો જેવી રીતે અપાય છે તે તમને ઉપયોગી લાગે છે? એથી કાંઇ નવીન જાણવાનું મળે છે? એ જે રીતે અપાય છે તેથી વધારે સારી કોઇ રીત બતાવી શકશો?

(૩) "નોંધ" ના મથાળા હેઠળની ચર્ચાથી કાંઇ જ્ઞાન લાભ થાય છે?

(૪) માસિકની હાલની પદ્ધતિમાં સુધારો કરવાનું સૂચવી શકશો? તમને બીજી કોઇ બાબત ઉપયોગી જણાતી હોય તો તે કહી શકશો?

તંત્રીઓ, "ગુણસુંદરી"



# સમાલોચના

**પ્રાચીન કાવ્યસુધાઃ**—ભાગ ૧ લો અને ૨ જો. સંશોધન કર્તા શ્રીયુત છગનલાલ વિદ્યારામ રાવળ. પ્રકાશકઃ રાજ્યરત્ન શેઠશ્રી પુરૂષોત્તમ વિશ્રામ માવજી, જે. પી., એમ. આર એ. એસ મૂલ્યઃ દરેક ભાગનો રૂ. સવા. નામ પ્રમાણે આ પુસ્તકોમાં પ્રાચીન કવિઓના કાવ્યોની રસમય ચુંટણી પ્રસિદ્ધ કરવામાં આવી છે. સંશોધક અને પ્રકાશક, બન્ને સજ્જનો ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં સાહિત્ય સેવકો તરીકે સારી પેઠે જાણીતા છે. એમની બન્નેની પરીક્ષક શક્તિના ફળરૂપ આ કાવ્યસંગ્રહ ગુજરાતમાં જરૂર આદરણીય થશે. આદિ કવી નરસિંહ મહેતાથી માંડીને પ્રસિદ્ધ તેમજ અપ્રસિદ્ધ અનેક કવિઓની બાનીનો સંગ્રહ એ પુસ્તકોમાં છે. પહેલાંના સમયમાં જ્યારે કન્યા કેળવણી માટે પૂરતાં સાધનો નહતાં ત્યારે આ પ્રાચીન કવિઓનાં કાવ્યો હોંસથી મોંઢે કરવામાં આવતાં અને એથી સ્ત્રી જીવનમાં સંગીત અને કાવ્યસુધાનો અમૃતરસ રેડાતો. અત્યારે એ પ્રથા ભૂલાઇ ગઇ છે અને પરિણામે સ્ત્રીજીવન કેટલેક અંશે રસહિન થઇ ગયું છે. આ કાવ્યસંગ્રહમાંના ઘણાયે કાવ્યો એવાં છે જે આપણા સ્ત્રીવર્ગના અત્યંત આદરને પાત્ર થઇ શકે. નાનકડા પુસ્તકના આકારમાં નજીવી કીંમતે પ્રકટ કરી એ બન્ને ગૃહસ્થોએ ગુજરાતના શુષ્ક ગૃહજીવનમાં રસ સીંચવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે. સુંદર છપાઇ ઉપરાંત અનેક આકર્ષક ચિત્રો આ પુસ્તકોની ઉપયોગિતામાં અને સુંદરતામાં વધારો કરે છે.

"સાંજ વર્તમાન" નો પતેતી અંકઃ મૂલ્ય રૂ. ૦. પ્રસિદ્ધ દૈનિક પત્ર "સાંજ વર્તમાન" પારસી ભાઇઓના નવા વર્ષ—પતેતીને ટાંકણે પ્રતિવર્ષ દળદાર અને આકર્ષક અંક પ્રકટ કરે છે, તે મુજબ આ વર્ષ પણ પ્રકટ કર્યો છે. સાહિત્યની દૃષ્ટિએ આ અંક કેટલેક અંશે બહુ સારું કામ બજાવે છે, અંગ્રેજી લેખોમાં લેખવિષય અને લેખકોની વિવિધતા ઠીક જળવાઇ છે; પરન્તુ ગુજરાતી વિભાગ કંઇક નિરાશાજનક છે. માત્ર પારસી કોમને લગતાજ વિષયો પાછળ બહુ સ્થળ નહિ રોકતાં આ વિભાગને સર્વદેશીય બનાવવો જોઇએ. ચિત્રકલામાં જાણીતા કળાકાર મી. તારાપોળવાળા હંમેશની જેમ આ અંકમાં પણ મોટી જગ્યા રોકે છે. એમની કળા માટે કંઇપણ કહેવું અસ્થાનેજ ગણાય. એમનાં કેટલાંક સુંદર ચિત્રો ઉપરાંત મી. મુલ્લરનું "નવાબ વાજીદ અલીશાહની બેગમોના વિહાર" નું ચિત્ર આ અંકની મુખ્ય આકર્ષક વસ્તુ છે. એકંદરે જોતાં આ અંક તૈયાર કરવા માટે ઉઠાવેલી જહેમત અને કરેલો ખર્ચ સફળ થયાં છે, એમ કહીએ તો ખોટું નથી.

**રાસઃ** કર્તાઃ શ્રીયુત કેશવલાલ હરગોવિંન્દદાસ શેઠ. મૂલ્યઃ બાર આના. ગુજરાતના ગણ્યા ગાંઠ્યા પ્રસિદ્ધ રાસ લેખકોની હરોળમાં શ્રીયુત કેશવલાલ હ. શેઠનું નામ આજ લાંબા સમયથી મુકાયું છે. આ પુસ્તકમાં તેમણે લખેલાં લગભગ ચાલીસ રાસનો સંગ્રહ છે. મીઠી અને મૃદુ ભાષામાં લખાયલા આ રાસ ગુજરાતની ગુણસુંદરીઓનાં કંઠના સુંદર આભુષણો થવાને સર્વાંશે લાયક છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી. સ્વદેશભક્તિથી અને સ્વદેશીની ભાવનાથી ઉભરાતાં આ સંગ્રહમાંના કેટલાક રાસ તો હાલના સમયે સર્વની દૃષ્ટિમાં આદરણીય ગણાય એવાં છે. ગુજરાતના સુકાયલાં નારીજીવનને રસવારિથી સીંચવા આવા રાસસંગ્રહોની ખાસ જરૂર છે. વિવેચક દૃષ્ટિએ કવિશ્રી ન્હાનાલાલે લખેલો ઉપોદ્ઘાત આ પુસ્તકની ઉપયોગિતામાં ખાસ વધારો કરે છે. પુસ્તકનું વસ્તુ તેમજ સુંદર છપાઇ જોતાં બાર આનાનું મૂલ્ય વધારે નહિ કહેવાય.

## ૧. શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળ, મુંબઇ.

## ૨. શ્રી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ, અમદાવાદ.

### કામકાજનો ટુંક અહેવાલ.

### ૧. શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ.

શરૂઆતમાં મંડળના સઘળા સુજ્ઞ સભાસદોને જણાવવાની રજા લઇએ છીએ કે મંડળ તરફથી "શ્રી હિતોપદેશ" નામનું ત્રિમાસિક પત્ર જે પ્રસિદ્ધ થતું હતું તે "ગુણસુંદરી" નામના માસિક સાથે જોડી નાંખવામાં આવ્યું છે, અને હવેથી "ગુણસુંદરી અને સ્ત્રીહિતોપદેશ" તરીકે દર મહિને નિયમિત પ્રસિદ્ધ થયા કરશે. મજકુર માસિકનું વાર્ષિક લવાજમ રૂપીઆ ૩-૮-૦ રાખવામાં આવ્યું છે. આશા છે કે મંડળના સભાસદો આ માસિકના ગ્રાહક થઇ ઉત્તેજન આપી આભારી કરશે. વિશેષ આ માસિકમાં દર મહિને મંડળને લગતી સભાસદોને જાણવા લાયક હકીકતો પ્રસિદ્ધ થશે.

#### નવાં પેટ્રનો.

સૌ. કાન્તાગવરી મગનલાલ પરભુદાસ, સૌ. ભાનુમતી રણછોડદાસ માધવદાસ અને સૌ. માણેકબાઇ કેશવજી હીરજી. દરેક બ્હેન રૂ. ૫૦૦) મંડળના ફંડમાં ભરી મંડળમાં પેટ્રન થયાં છે. ઉપલાં બહેનો મંડળમાં પેટ્રન થયાં તે માટે અમો તેમનો મંડળ તરફથી ઘણો આભાર માનીએ છીએ. આશા છે કે બીજાં બહેનો પણ પેટ્રન થઇ મંડળને આભારી કરશે.

#### લાઇફ મેંબરો.

સૌ. જમનાબાઇ જયંતિલાલ, અને સૌ. નેનસુખગવરી ગનુભાઇ વ્રજદાસ. આ બન્ને બહેનો રૂ. ૧૦૦) ભરી મંડળમાં લાઇફ મેંબર થયાં છે. અને તે માટે અમો તેમનો આભાર માનીએ છીએ.

#### સભાઓ.

તા. ૮-૪-૨૩ ના રોજ સદ્‌ગત ગં. જમનાબાઇ નગીનદાસ સક્કઇની સંવત્સરી સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપણા હેઠળ માધવબાગમાં ઉજવવામાં આવી હતી. આ પ્રસંગે પ્રમુખે તથા મીસ નવાજબાઇ ડી. કોન્ટ્રેક્ટરે જમનાબાઇના સંબંધમાં તેમના જીવન અને કાર્ય વિષે અસરકારક વિવેચન કીધું હતું એજ પ્રસંગે હરિકીર્તન કરાવવામાં આવ્યું હતું.

તા. ૧૪-૪-૨૩ ને રોજ મારવાડી વિદ્યાલયના હોલમાં ડોક્ટર દોશીબાઇ જે. આર. દાદાભાઇના પ્રમુખપણા હેઠળ મુંબઇની કેટલીક સ્ત્રી સંસ્થાઓના સંયુક્ત આશ્રય હેઠળ સભા ભરી મીસીસ હોજકીન્સન, મીસીસ સરોજીની નેડુ, મીસીસ અવંતિકાબાઇ ગોખલે અને મીસ બચુબાઇ લોટવાળાને મ્યુનિસિપલ કોરપોરેશનમાં પહેલીવાર સ્ત્રી સભાસદો તરીકે ચુંટણીમાં ફતેહમંદ થવાથી અભિનંદન આપવામાં આવ્યું હતું.

તા. ૧-૬-૨૩ ને રોજ "ગુજરાતી પીંગળ શાસ્ત્ર" ઉપર શ્રીયુત ઝંખકરાય જાદવરાય દેસાઇ બેરિસ્ટર-એટ-લોએ વિવેચન કીધું હતું.

તા. ૪-૮-૨૩ ને રોજ "સ્ત્રીઓનાં બંધનો" વિષે શ્રીયુત નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર બેરીસ્ટર-એટ-લોએ વિવેચન કીધું હતું.

ઇન્ટરનેશનલ કોનવેનશનમાં સ્ત્રીઓ અને બાળકીઓને અનીતિના ધંધામાં નાખવાનો ટ્રાફીક કાઢી નાખવા માટેના થયેલા ઠરાવને ટેકો આપવા તા. ૬-૮-૨૩ ના રોજ મુંબઇમાં ઓન. સર ગોકલદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા હેઠળ જે સભા બોલાવવામાં આવી હતી તેમાં મંડળે ભાગ લીધો હતો.

#### કેનિયા વિષે સભા.

તા. ૨૧-૮-૧૯૨૩ ને રોજ મંડળ તરફથી કેનિયામાં વસતા હિંદીવાનોના હક્કોના સંબંધમાં બ્રિટીશ પ્રધાન મંડળે કરેલા અન્યાયી નિર્ણયને સખ્ત રીતે વખોડી કાઢવાને મુંબઇમાં વસતી સઘળી કોમનાં બાનુઓની એક ખાસ જાહેર સભા લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપણા હેઠળ મળી હતી. આ પ્રસંગે સ્ત્રીઓએ સારી સંખ્યામાં

હાજરી આપી હતી. શરૂઆતમાં પ્રમુખે ભાષણ કીધા બાદ સૌ. જસકોર ગુલાબચંદ દેવચંદ ઝવેરીએ નીચે મુજબનો ઠરાવ મૂકયો હતો.

**ઠરાવ.**

"દુનિયામાં હિંદીવાનોના દરજ્જાને લગતા બ્રિટીશ પ્રધાનમંડળે કરેલા નિર્ણયને મુંબાઇની સઘળી કોમની સ્ત્રીઓની આજની જાહેર સભા અસંતોષકારક, સૌથી વિશેષ અન્યાયી અને ગેરવાજબી લેખે છે. હિંદીઓની લાગણીઓ અને વિનંતીઓની તદ્દન અવગણના કરવામાં આવી છે કે જે લાગણીઓ હિંદી વછરને હિંદી સરકાર આટલા લાંબા સમયથી ખંતપૂર્વક જણાવતી આવી છે. બ્રિટીશ સંસ્થાનોમાં હિંદીઓને સામ્રાજ્યમાંની પ્રજા જેવા હક ભોગવવાને ,સન ૧૯૨૧ ના ઠરાવના સ્વીકારાયલા ગંભીર વચનો ઉપર પાણી ફેરવવામાં આવે છે. આથી સિદ્ધાંતોનો ચોકખો ભંગ થાય છે. પ્રધાનમંડળની પક્ષપાતી વલણને આ સભા વખોડી કાઢે છે. બ્રિટીશ સંસ્થાનોમાં ગણાતા તમામ મુલકોમાં હિંદીઓ માટે સમાનતા અને છૂટાપણાની રાજ્યનીતિનું ધોરણ અંગિકાર કરવાને નામદાર હિંદી સરકારને તેમજ બ્રિટીશ પ્રધાનમંડળને આજની સભા નમ્રતાપૂર્વક આગ્રહ કરે છે. અને તે માટે તાત્કાલિક પગલાં લઈ શાહી કોન્ફરન્સમાં અપાયલા વચનો પાળવાને ઇન્સાફની રાહે તત્પર થશે એવી આશા છે."

ઉપલા ઠરાવને અંગે સૌ. જસુકોર ગુલાબચંદ ઝવેરીએ વિવેચન કર્યું હતું અને તે ,ઠરાવને મીસીસ અવંતિકાબાઇ ગોખલે, મીસ ગનીજેદ ડેસ્ટન, અને મીસીસ બચુબાઇ ધરમશી ઠક્કરે, ઘટતા વિવેચન સાથે ટેકો આપ્યો હતો. મીસીસ શફી સી. તૈયબજીએ હાજર નહી થઇ શકવા માટે દિલગીરી દર્શાવી પોતાનું ભાષણ મોકલી આપ્યું હતું, જે ભાષણ મીસીસ બચુબાઇ ધરમસી ઠક્કરે રજુ કીધું હતું. છેવટે પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

**મંડળને રૂ ૧૨૦૦) ની ભેટ.**

મરહુમ રમાબાઇ તે મરહુમ કેશવજી હરિદાસની વિધવા પત્નીના વીલના એક્ઝીક્યુટરો ઓન. રા. આર. પી. પરાંજપે અને ઓન. મિ. લલ્લુભાઇ સામળદાસ મહેતા તરફથી રૂ. ૧૨૦૦) ની રકમ મેસર્સ પેન સોલીસીટર્સની કંપની મારફતે કોઇ પણ જાતની સરત કર્યા સિવાય ભેટથી મળી છે તેને માટે મંડળની કમિટી તેમનો ઘણો આભાર માને છે.

**સ્વર્ગસ્થ સભાસદો.**

સૌ. રૂક્મણીબાઇ છોટાલાલ કરસનદાસ મુળજી, સૌ. કમળાબાઇ નગીનદાસ ત્રીભોવનદાસ માસ્તર, સૌ. ચંચળબાઇ મંગળદાસ ગોંડાભાઇ, સૌ. કાશીબાઇ ભગવાનદાસ પટેલ અને સૌ. જયાલક્ષ્મી જયકૃષ્ણ નાગરદાસ વર્મા. આ બહેનોનો સ્વર્ગવાસ થવાથી મંડળ તરફથી દિલગીરી ભરેલી નોંધ લેવામાં આવે છે.

**વિધવા થએલાં સભાસદો.**

બહેનો મંજુલા ત્રીભોનદાસ ઉત્તમચંદ અને મદનગવરી રામચંદ્ર જાની. આ બહેનોને વિધવાપણું પ્રાપ્ત થવા માટે મંડળ તરફથી દીલગીરીની નોંધ લેવામાં આવે છે.

**શિક્ષણ વર્ગો.**

મંડળના મકાનમાં રવિવાર સિવાય દરરોજ, સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી, સંગીત, કટીંગ, સોઇંગ, અને નાના નાના બાળકોના શિક્ષણ માટે કીન્ડરગાર્ટન વર્ગ વગેરે શિક્ષણ વર્ગો બપોરના ૧ થી ૫ સુધી શિક્ષકો રાખી ચલાવવામાં આવે છે. આ વર્ગોનો લાભ લગભગ ૩૦ થી ૪૦ સ્ત્રીઓ લે છે અને કીન્ડરગાર્ટન વર્ગમાં લગભગ ૧૦ થી ૧૨ નાના છોકરાંઓ લાભ લે છે. કીન્ડરગાર્ટનનો વર્ગ ચાલુ નવ માસ થયા સૌ. તારાબાઇ માણેકલાલ પ્રેમચંદે પોતાના ખર્ચે નિભાવવાનું ચાલુ રાખ્યું છે. આ માનવંત બહેને કીન્ડરગાર્ટનનો વર્ગ પોતાની તરફથી શરૂ કીધો છે તે ઘણું પ્રશંસાપાત્ર કાર્ય છે.

**૨. ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ.**

અમદાવાદનાં શ્રી ગુજરાત સ્ત્રી કેળવણી મંડળે પોતાનો પહેલા વર્ષનો રીપોર્ટ હમણાંજ પ્રગટ કર્યો છે. ગયા વર્ષ દરમિઆન એ મંડળે કરેલી પ્રગતિની નોંધ લેતાં અમને અત્યંત આનંદ થાય છે. અમદાવાદની મહિલા પાઠશાળાની વ્યવસ્થા કરવા ગુજરાત કેળવણી મંડળે એક સ્ત્રી કેળવણી કાર્યવાહક સભા નીમી હતી, પરંતુ આ કાર્ય ઉપાડી લેવા માટે એક સ્વતંત્ર મંડળની જરૂર જણાતાં ગુજરાત સ્ત્રી કેળવણી મંડળની સ્થાપના તા. ૧૩–૮–૨૨ ને દિને કરવામાં આવી હતી

અને એ મંડળે મહિલા પાઠશાળાનો વહીવટ તા. ૧-૯-૨૨ થી પોતાને હસ્તક લીધો હતો. આ મંડળ સાથે અમદાવાદનું વનિતા વિશ્રામ–મહિલા વિદ્યાલય અને સુરતનું મહિલા–વિદ્યાલય એમ બે સંસ્થાઓ જોડાઇ છે. કાર્યવાહક સભામાં આ બન્ને સંસ્થાઓના પ્રતિનીધિઓ બિરાજે છે. મંડળના પ્રમુખ વડોદરાના મહારાણીશ્રી શ્રીમતી ચીમનાબાઇ ગાયકવાડ છે. ઉપપ્રમુખો તરીકે રા. બ. રમણભાઇ અને સૌ. શારદા બ્હેન છે. મંત્રીઓ તરીકે ડૉ. સુમન્ત મ્હેતા અને સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ અને ખજાનચી તરીકે શ્રીયુત હીરાલાલ પારેખ કાર્ય કરે છે. વ્યવસ્થાપક સભામાં પણ કેટલાંક આગેવાન ગુજરાતી ગૃહસ્થો અને મહિલાઓ બિરાજે છે.

૧૯૨૨–૨૩ ના વર્ષ દરમિયાન મહિલા પાઠશાળામાં પહેલા વર્ગમાં ૨, બીજા વર્ગમાં ૭, અને ત્રીજા વર્ગમાં ૨, એમ ૯ વિદ્યાર્થીનીઓ અભ્યાસ કરતી હતી. અક્ટોબર માસની પ્રવેશક પરીક્ષામાં પાસ થનાર બીજી ૪ કન્યાઓને દાખલ કરવામાં આવી હતી. આવી ઉપયોગી અને નમુનેદાર સંસ્થા માટે ૧૧ વિદ્યાર્થીનીઓની સંખ્યા બહુ ઓછી ગણાય. સ્ત્રી કેળવણીમાં ગુજરાત કેટલું પછાત છે તેનો યથાર્થ ખ્યાલ એથી આવી શકે છે. વર્ષ દરમિયાન અધ્યાપક મંડળ અને શીખવવાના વિષયો નીચે પ્રમાણે હતા:—

સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ: ... માનસશાસ્ત્ર
શ્રી. રામમોહનરાય દેસાઇ: ... ઇતિહાસ અને સમાજશાસ્ત્ર.
„ મોતીલાલ અલમૌલા (મુખ્ય અધ્યાપક): ગૃહવિદ્યા
„ લક્ષ્મીપ્રસાદ વોરા: ... સંસ્કૃત અને અંગ્રેજી
„ છોટાલાલ શાહ: ... ગુજરાતી અને અંગ્રેજી
„ નવલરામ ત્રિવેદી: ... ઇતિહાસ અને ગુજરાતી
„ રવિશંકર પંડિત: ... ચિત્રકળા
„ દત્તાત્રય દેવધર: ... સંગીત

ઉપરાંત શ્રી. ન્હાનાલાલ કવિએ ઇન્દુકુમાર વિષે વિસ્તૃત વિવેચન કર્યું હતું.

આ સંસ્થાને પૂનાની સાસ્ત્રવર્ષીય વિદ્યાપીઠ સાથે જોડવામાં આવી છે. એપ્રીલ ૧૯૨૩ માં ગૃહિતાગમા (G. A.) ની ડીગ્રી માટે થયેલી પરીક્ષામાં પાઠશાળાના બે ઉમેદવારોમાંથી એક બીજા વર્ગમાં સંસ્કૃતનું ઇનામ લઇ પાસ થયાં છે. બીજા વર્ષની પરીક્ષામાં ત્રણ ઉમેદવાર હતાં તે ત્રણે પાસ થયાં છે અને એમાંથી બે બીજા વર્ગમાં આવ્યાં છે. પહેલા વર્ષની પરીક્ષામાં એક ઉમેદવાર હતાં તે પણ પાસ થયાં છે. આ પ્રકારનું પરિણામ ઘણુંજ પ્રશંસનીય ગણાય; એ માટે સંસ્થાના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. ચાલુ વર્ષમાં ૧ લા વર્ષમાં પાંચ અને ત્રીજા વર્ષમાં ચાર મળી ૯ વિદ્યાર્થીનીઓ આ સંસ્થામાં અભ્યાસ કરે છે. અત્યારસુધી સંસ્થા ખાડીયા ન્યુરોડ પર આવેલા મકાનમાં હતી, પાછળથી જગ્યાની તંગી પડતી હોવાથી નવા વર્ષથી સંસ્થાને એલીફન્ટ રોડ ઉપર આવેલા ભોળાનાથ લેડીઝ ઇન્સ્ટીટ્યુટના ઉપરના માળ પર લઇ જવામાં આવી છે.

સંસ્થા અત્યારે જે ઉપયોગી કાર્ય કરી રહી છે તે જોતાં ગુજરાતની પ્રજા તરફથી તેને સારી જેવી આર્થિક મદદ મળવી ઘટે. એ આર્થિક સહાયને અભાવે કેટલુંક અગત્યનું કામ મુલતવી રાખવું પડે છે. સંચાલકો ઉત્સાહથી કાર્ય કર્યા જાય છે તે માટે તેમને અત્યંત ધન્યવાદ ઘટે છે; પરંતુ એ ઉત્સાહને ગુજરાતના શ્રીમંતોએ સત્વર ટેકો આપવાની અને ચાલુ પોષતા રહેવાની જરૂર છે. વર્ષ દરમિયાન મુંબઇના શ્રીયુત શેઠ સુરજી વલ્લભદાસે બસો રૂપીઆ ગૃહવિદ્યાના પુસ્તક માટે આપ્યા છે અને બીજા એક સખી શ્રીમંતે એ પુસ્તકો માટે કબાટ ખરીદવા પચાસ રૂપીઆની રકમ આપી છે. આ ગૃહસ્થોને તેમની લાગણી માટે ધન્યવાદ આપીએ છીએ અને તેમનું અનુકરણ કરી બીજા શ્રીમંતો સંસ્થાને આર્થિક મદદ કરતા રહે એમ ઇચ્છીએ છીએ. ઉપયોગી વિષયો શીખવવા માટે જોઇતાં સાધનોની હજી સંસ્થાને મોટી ખોટ છે. એ ખોટ ગુજરાતના શાહુ–વ્યાપારીઓ અને શ્રીમન્તો પૂરશે? નહિ પૂરે તો સ્ત્રીકેળવણીની વેલ યોગ્ય પોષણના અભાવે અકાળે કરમાવી નાંખવાનો દોષ તેમને શિરે રહેશે.

નોંધ: ગુજરાતની બીજી સ્ત્રી સંસ્થાઓને આ પ્રમાણે પોતાના અહેવાલો "ગુણસુંદરી" માં પ્રકટ કરવા માટે નિયમિત મોકલતા રહેવાની ખાસ વિનતિ કરીએ છીએ. એવા અહેવાલોથી સંસ્થાઓ પોતે જાહેરમાં આવી શકશે અને સ્ત્રીજગત્ તેમની પ્રવૃત્તિઓથી વાકેફ થશે. તં. ગુ.




દુનિયામાં સૌથી વધારે વસ્તી જમીનની દૃષ્ટિએ બેલ્જીઅમમાં છે. ત્યાં એક ચોરસ માઇલે ૬૫૮ મનુષ્યો વસે છે. તેની પછી હોલાંડનો નંબર આવે છે, જ્યાં દર ચોરસ માઇલે ૫૫૦, માણસોની વસતિ છે. હિન્દમાં દર ચોરસ માઇલે માત્ર ૧૫૮ માણસો વસે છે!

❧

કોઇ નવરાએ ગણત્રી કરી છે કે લોકડી એક કલાકમાં વીસ માઇલ જેટલું દોડી શકે છે.

❧

ન્યુયોર્ક (અમેરિકા) ના પશુ સંગ્રહાલયમાં એક ૩૦૦ વર્ષનો જુનો કાચબો છે. તેનું વજન ૩ મણ ૨૦ શેર–પોણાચાર મણ છે.

❧

બ્રિટિશ ગાયેનામાં ૭૦ વર્ષ પહેલાં ચાલતો અર્ધા આનાની કીમતનો એક પોસ્ટનો સ્ટેમ્પ થોડાક સમય પહેલાં ઇંગ્લંડમાં રૂ. ૧,૨૦,૦૦૦ જેટલી કીમતે વેચાયો છે!

❧

જર્મનીમાં એક લૌરલ્લો નામે પુરૂષ છે, જે પોતાનું મોઢું પીઠ તરફ પૂરેપૂરું ફેરવી શકે છે. ગળામાં હાડકાને બદલે કમાન તો નહિ હોય?

❧

અમેરિકાના પોસ્ટ ખાતાએ એક ગણત્રી કરી છે કે સરનામું અધુરૂં યા ખરાબ અક્ષરે લખવાને કારણ અમેરિકાની પ્રજા દરસાલ વીસલાખ ડોલર–લગભગ ૯૦ લાખ રૂપીઆ બગાડે છે! ગયા વર્ષમાં એ પત્રોની સંખ્યા એક કરોડ પાંસઠ લાખ હતી. હિંદમાં શું સ્થિતિ હશે?

❧

યૂરોપના છેલ્લા યુદ્ધમાં બ્રિટિશ મહારાજ્યે લગભગ ૧,૪૩,૮૫,૦૦,૦૦,૦૦૦ રૂપીઆનો ધુમાડો કર્યો છે. સૈન્યમાં ૯૪,૯૬,૩૭૦ માણસો દાખલ થયા હતા. જેમાંથી ૯,૪૬,૦૨૫ માર્યા ગયા અને ૨૧,૨૧,૯૦૬ ઘાયલ થયા હતા, એ સૈનિકો અને તેમના કુટુંબોને પેન્શન તરીકે ચાલુ વર્ષમાં રૂપીઆ ૧૨,૪૮,૦૦,૦૦,૦૦૦ આપવા પડશે એવો અડસટ્ટો થયો છે.

❧

"વીટુલીનસ" નામના ભયંકર વિષના એક ટીપાં માત્રથી આખી દુનિયાના માણસોનું મરણ નીપજાવી શકાય છે. ડોક્ટરો કહે છે કે આ વિષનો અંશ બગડી ગયેલી ખાવાની વસ્તુઓમાં હોય છે. ખોટી કરકસર કરવા ઇચ્છનારે ખાસ સંભાળવું જોઇએ.

❧

અમેરિકાની પ્રસિદ્ધ સ્ટેન્ડર્ડ ઓઇલ કંપની પોતાના નોકરોનાં પગાર વગેરે દર સાલ રૂપીઆ પાંચ લાખ જેટલી રકમ ખરચે છે.

❧

મુંબાઇ ઇલાકાના મુખ્ય ત્રણ શહેરોમાં મળી પોણા ત્રણ લાખ મજુરો કામ કરે છે. મુંબાઇમાં બે લાખ, અમદાવાદમાં પંચાવન હજાર અને સોલાપુરમાં વીસ હજાર મજુરો છે, જેમાંના મોટે ભાગે કાપડ–સુતરની મીલોમાં છે.

❧

ગયા વર્ષ–૧૯૨૨ માં હિન્દમાં રૂ. ૫૦,૧૮,૦૦,૦૦૦ રૂપીઆનો માલ પરદેશોથી આવ્યો હતો. હિન્દ આ નાણાંની રેલ વહી જતી ક્યારે અટકાવશે?

❧

# ત્રણ લાખ વર્ષ પ્હેલાંની સ્ત્રી.



દુનિયાની ઉત્પત્તિ સંબંધી આપણા જે સિદ્ધાંતો છે, જે ગણત્રીઓ છે, તેમને અત્યાર સુધી પશ્ચિમના વિદ્વાનો ભેજાંની કલ્પના અને અતિશયોક્તિ માનતા હતા અને એ સિદ્ધાંતોની અને ગણત્રીઓની ઠઠ્ઠા મશ્કરી કરવા પણ તેઓ ચુકતા નહિ; હજીયે ચુકતા નથી. આપણે માનીએ છીએ કે પ્રભુની આ સૃષ્ટિ કેટલાયે લાખ વર્ષ પ્હેલાં ઉત્પન્ન થયલી છે; એમાં અનેક યુગ અત્યાર પ્હેલાં વહી ગયા છે. પ્રત્યેક યુગ અમુક હજાર કે લાખ વર્ષનો હતો એમ આપણે માનીએ છીએ. ખ્રિસ્તિ ધર્મના અનુયાયીઓ એ માન્યતાને પ્હેલાં તો હસી કાઢતા. તેમની માન્યતા પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ ત્રણ કે છ હજાર વર્ષ પ્હેલાં થઇ હતી; તેના પ્હેલાં પૃથ્વીની જગ્યાએ શું હતું, તે તેઓ કહી શકતા નથી આપણી માન્યતા પ્રમાણે પરમાત્મા જેમ અનાદિ છે તેમ સૃષ્ટિ પણ અનાદિ છે. પરન્તુ એને માત્ર છ હજાર વર્ષ જુની ગણાવવાની પશ્ચિમના લોકોની ધૃષ્ટતા અજબ છે. આપણાં ધાર્મિક પુસ્તકો માટે, પણ તેમને એવોજ સંશય છે. જ્યારે લોકમાન્ય તિલક જેવા સમર્થ વિદ્વાન ઓછામાં ઓછું સૌથી પ્રાચીન ધર્મપુસ્તક–ઋગ્વેદને દશ હજાર વર્ષ જુનો હોવાનું જણાવે છે ત્યારે પશ્ચિમના વિદ્વાનો તેને બે ત્રણ હજાર વર્ષ જુનો ગણાવતાં પણ જાણે આપણી ઉપર મહાન ઉપકાર કરી નાંખતા હોય, તેવો દેખાવ કરે છે. લોકમાન્યની મજબુત દલીલોનો તેઓ જવાબ નથી આપી શક્યા. છતાં તેમનો નિર્ણય સ્વીકારવા જેટલી ઉદારતા પણ નથી બતાવી શકતા. એવીજ રીતે આપણા બીજાં ધર્મ પુસ્તકો માટે છે. ઇતિહાસ–પુરાણને તેઓ સર્વથા કલ્પિતજ માને છે; તેમાંની સમર્થ વ્યક્તિઓ કવિઓનાં ભેજાની પુત્રીઓ છે એમ જણાવે છે. પરન્તુ એ કહેવાતા વિદ્વાનો ભૂલી જાય છે કે જ્ઞાનનો સમુદ્ર અગાધ છે; તેનો પાર સ્હેલાઇથી પામી ન શકાય. અત્યાર પ્હેલાં હિન્દની કેટલીક માન્યતાઓ તેમને સ્વીકારવી પડી છે અને જેમ જેમ તેમનું જ્ઞાન અને શોધખોળ વધતાં જશે તેમ તેમ તેમનો વધારે સ્વીકાર કરવાની તેમને ફરજ પડશે. તેમનામાં ઉદારતાની એ ખામી છતાં આપણે એટલું તો સ્પષ્ટપણે કબુલ કરવું જોઇએ કે જ્ઞાનની શોધમાં એ વિદ્વાનો જે અથાગ મહેનત કરે છે તે ખરેખર પ્રશંસાપાત્ર છે. એ શોધખોળની પાછળ મંડ્યા રહેવામાં અને વિજયની લાલસામાં તેઓ પ્રાણની પણ દરકાર નથી કરતા. આપણે જ્યારે બાપદાદાઓના જ્ઞાનના વારસા પર આળસુ થઇને બેઠા છીએ, ત્યારે તેઓ દુનિયાના દેશ દેશાંતરમાં શોધખોળ ચલાવી નવીન જ્ઞાનનો ઉમેરો કરી રહ્યા છે. આપણા વિદ્વાનો જો એટલીજ અથાગ મ્હેનત જ્ઞાન મેળવવા પાછળ કરે તો આપણી ઘણી પ્રાચીન માન્યતાઓ અને સિદ્ધાંતો આપણે સાબિત કરી શકીએ.

દુનિયાની પ્રાચીનતા સંબંધી પણ તેમની માન્યતા હવે નષ્ટ થવા માંડી છે. દુનિયાની ઉત્પત્તિ માત્ર છ હજાર વર્ષ પ્હેલાંજ નહિ પણ લાખો વર્ષ પ્હેલાં થઇ હશે એમ માનવાની તેમને નવી શોધખોળોએ ફરજ પાડી છે. આ સંબંધી પ્રાણીશાસ્ત્ર અને ભુસ્તરશાસ્ત્રના અભ્યાસીઓએ જગત્ પર જ્ઞાનનો વધારો કરી ખાસ ઉપકાર કર્યો છે. ભુસ્તરશાસ્ત્રીઓએ પૃથ્વીનાં પડોની ગણત્રી કરીને તેની ઉત્પત્તિ અમુક લાખ વર્ષ પ્હેલાંની ઠેરવી છે. પ્રાણીશાસ્ત્રવેત્તાઓ દુનિયાના જુદા જુદા ભાગોનું

ાંથી, પ્હાડોની ખીણો અને ગુફાઓમાંથી, અને પંડિરિયોનાં ખોદકામોમાંથી મળી આવતાં પ્રાણીઓના હાડકા વગેરેની સ્થિતિ જોઇ તે કેટલાં જુનાં શે તે વિષે ગણત્રીઓ કરે છે. હમણાંજ એવી એક મહત્ત્વની શોધ થઇ છે અને દુનિયાની ામના કહેવા પ્રમાણે સૌથી પ્રાચીન સ્ત્રીનું હાડપીંજર તેમને હાથ લાગ્યું છે. આ શોધ ાંસમાં થઇ છે. મોટી શહેરની બાહાર થોડેક દૂર ાર્દિહિશામાં આવેલા પ્હાડોની ગુફામાં એ પ્રાચીન સ્ત્રીનાં હાડપીંજર અને ખોપરી હાથ લાગ્યાં છે. એ પર્વની તપાસ કરી પ્રાણીશાસ્ત્રવેત્તાઓએ એવો નિર્ણય આપ્યો છે કે એ સ્ત્રી ત્રણ લાખ વર્ષ હેલાં થઇ હશે. પર્વતના શિખરની નીચે વહેતા ઝરણામાંથી ને પાણી પીતી હતી ગુરતી વખત તે ભુટ્ટી થઇ ગઇ હતી. એમ માનવામાં આવે છે કે કાંતો તે અકસ્માત્ આ ઝરણમાં પડી ગઇ હોય અથવા તે તેમાં કુદી પડી હોય. આપઘાત કરવાનું કારણ વિદ્વાનો જણાવી શકતા નથી ! એ ઝરણાને કિનારેજ કુદરતે તેની કબર રચી આપી અને ત્યાં અત્યાર સુધી તે શાંત નિંદ્રામાં પડી હતી. એક જાતિ પચાશ હજાર વર્ષ પ્હેલાં એ પર્વત ઉપર રહેતી હતી; તેમની શોધખોળ વિદ્વાનો ચલાવતા હતા, ત્યાં અચાનક આ ડોસીમાની શોધ થઇ ગઇ. જ્યાં એ સ્ત્રીનાં હાડકાં મળ્યાં તે આગળના વખતમાં કોઇ નદીનો કિનારો હશે એમ મનાય છે. એ કિનારો પોચી માટી કે રેતીનો બનેલો હતો. જેમ જેમ વર્ષો વહેતાં ગયાં તેમ તેમ એ પોચી માટી કે રેતી કઠણ થતી ગઇ. ઉપર બાઝેલા આ સખત પડને પરિણામે અત્યાર સુધી એ હાડકાં સારી સ્થિતિમાં રહી શકયાં છે.

શોધખોળ અને ખોદકામ કરનારી વિદ્વાનોની ટોળીએ આ બધાં હાડકાં પેરીસ મોકલી આપ્યાં ત્યાર બાદ એ ટોળી આ ડોસીમાના રહેવાના સ્થાનની શોધ કરવા નીકળી પડી. તેમના સારા નસીબે પર્વતમાં એક ૫૦ ફીટની ઉંચાઇએ ગુફા જડી ગઇ. દાખલ થવાની જગ્યા આગળથી ગુફા સાંકડી છે પણ અંદરનો ભાગ ઘણો મોટો છે. આ ગુફામા ડોસીમા રહેતાં હશે એમ તેમણે સર્વાનુમતે નક્કી કરી લીધું ! એ ગુફામાંથી જે વસ્તુઓ હાથ લાગી તેમના ઉપર અનુમાનો કરીને એ વિદ્વાનોએ એ પ્રાચીન સ્ત્રીની જીવનચર્યા કેવી હતી તે શોધી કાઢયું છે. ડોસીમાને એકાએક ગુફામાંથી બહાર જવું પડયું હશે અને ત્યાં કાળે તેમને ઝડપી લીધાં હશે, એટલે ગુફામાં રાખેલી બધી વસ્તુઓ જેમની તેમ પડી હતી. એટલે સુધી કે એ સ્ત્રીનાં પતિ અને બાળકો વગેરે જે પશુ પક્ષીઓનું માંસ ખાઇને જીવતાં હતાં તેમનાં હાડકાં પણ ત્યાં પડયાં હતાં. ડોસીમા કદાચ દુવડ હશે અથવા વૃદ્ધાવસ્થાને લીધે ઝડપથી કામ નહિ કરી શકતાં હોય એમ આ ઉપરથી કોઇને લાગે તો નવાઇ નહિ ! ડોસીમા તો અચાનક સ્વર્ગે સીધાવી ગયાં પણ એમના પતિએ કે બાલ બચ્ચાંઓએ પણ ગુફાને સારૂં કરવાની દરકાર નહિ કરી હોય ? ગમે તેમ હો. એ ગુફામાં ડોસાજીનો એક દંડો પણ મળ્યો છે. વિદ્વાનો કહે છે કે ડોસાજી એવડે ડોસીમાનું અને બાળકોનું જંગલી પશુઓ અને શત્રુઓથી રક્ષણ કરતા હતા ! વધારામાં એજ હથિયારનો ડોસીમાને વશ રાખવાને પણ ઉપયોગ થતો હતો; એની બીકે જ ડોસીમા ઘરકામ કરતાં હતાં અને વેળાસર રસોઇ કરી આપતાં હતાં, નહિ તો સૌને છોડીને નાસી જાત ! આવો વિદ્વાનોનો અભિપ્રાય છે ! એ ગુફામાં એક મોટું વાસણ મળી આવ્યું છે. આ વાસણ ધાતુનું કે માટીનું નથી; પણ "મરાટોડન" નામના કોઇ વિચિત્ર જાનવરની ખોપરી છે. વિદ્વાનો એ ખોપરી જોઇ પ્હેલાં તો વિચારમાં પડી ગયા કે આવું મોટું જાનવર પ્હાડમાં ૫૦ ફીટ ઉંચે કેવી રીતે ચઢી શક્યું હશે અથવા તેની મોટી અને ભારે ખોપરી કોણ ઘસડી લાવ્યું હશે. આખરે સૂક્ષ્મદર્શક યંત્રથી એ ખોપરીનો અંદરનો ભાગ તપાસી જોયો ત્યારે તેમની ખાત્રી થઇ કે એનો ઉપયોગ હિડંબા જેવાં ડોસીમા તપેલા તરીકે ભોજન પકાવવા માટે કરતાં હતાં. પણ આ નિર્ણય તેમણે કર્યા પછી તરતજ એક બીજી મુશ્કેલી ઉભી થઇ. ભોજન પકાવવા માટે વાસણને ચુલે ચઢાવવું પડે અને તેમ જો આ ખોપરીને ચઢાવે તો હાડકાની હોવાથી ભોજન

તૈયાર થતા પ્હેલાં એ તપેલુંજ બળી જાય. પણ વિદ્વાનો ગાંજ્યા જાય એવા નથી. તરતજ પાછી તેમણે શોધ કરી. ગુફાના ચૂલાની આજુબાજુ ખોદવાથી કેટલાક ગોળ પથરો મળી આવ્યા. આ પથરો કદમાં જૂના સમયની તોપોના ગોળા જેવા છે, અને બારીકાઇથી જોતાં તેમની ઉપર આગ અને પાણીનાં સ્પષ્ટ ચિન્હો વિદ્વાનોની આંખો જોઇ શકી છે. કહેવાનું તાત્પર્ય કે આ ગોળા લાલચોળ તપાવી પેલા વિચિત્ર તપેલામાં ડોસીમા મુકતાં એટલે તેમાંનું પાણી ખળખળી ઉઠતું અને અંદરનો ખોરાક બરોબર બફાઇ જતો. ગમે તે કહો, પણ ડોસીમા બુદ્ધિશાળી તો ખરાં! બીજી પણ નાની નાની ખોપરીઓ એ ગુફામાં હતી, જે મુખ્યત્વે વરૂની ખોપરીઓ છે. આ નાની ખોપરીઓનો ઉપયોગ ડોશીમા ચમચા કે કડછી તરીકે કરતાં હશે, એવું વિદ્વાનો અનુમાન કરે છે. આ ગુફામાં હાડકાં ચામડાનોજ સામાન જોઇ એવું અનુમાન થાય છે કે ડોસીમાં "નીનંડર થાલ" નામની જાતિનાં હતાં. એ જાતિને ધાતુઓ સંબંધી જ્ઞાન ન હતું, પરન્તુ હાડકાંઓના કામમાં તેઓ બહુ હુશિયાર હતાં. ગુફાનું મુખ બંધ કરવા માટેનો પડદો ચામડાની પટીઓ, હાડકાની સોય વડે હરણના આંતરડાથી સીવીને બનાવેલો છે. ડંડા ઉપરાંત ડોસાજી બીજાં હથિયારો પણ વાપરતાં હશે એમ માની શકાય છે; કારણ કે કેટલાંક પ્રાણીઓનાં જડબાં એ ગુફામાંથી મળી આવ્યાં છે. એમાં ચીઝલી નામના બાર ફીટ લાંબા અને ૨૦૦૦ રતલ વજનનાં જાનવરનું જડબું છે. એ જડબાને એક છેડે હાથા જેવો આકાર છે અને બીજે છેડે એક મોટો રાક્ષસી દાંત છે, જેનો ઉપયોગ ધારદાર કટાર કે છરી તરીકે થઇ શકે.

ડોસીમાનાં જે હાડકાં પેરીસ મોકલ્યાં હતાં તેમાંથી પ્રાણીશાસ્ત્રવેત્તાઓએ ડોશીમાનું આખું હાડપીંજર તૈયાર કરી દીધું છે. જેવી રીતે ડોસીમાના ઘરની સજાવટ વિચિત્ર છે તેવી રીતે તેમનું સ્વરૂપ પણ વિલક્ષણ છે. અત્યાર સુધી કોઇ પણ ભાગ્યશાળી કવિની કલ્પનામાં એવું સ્વરૂપ નહિ આવ્યું હોય! વિદ્વાનો કહે છે કે જેને સુન્દરી કહી શકાય એવાં ડોસી ન હતાં. તેમનું નીચેનું 'જડબું' આગળ નીકળી આવ્યું છે; નાક ચપટું છે અને શરીરના પ્રમાણમાં માથું નાનું છે. આંખો ઉપર ભવાંને ઠેકાણે પણ મોટાં મોટાં હાડકાં છે અને તે બહુ આગળ પડતાં છે. આંખો એટલી મોટી છે કે જોઇને આશ્ચર્યજ થાય! પણ મોટી આંખો–વિશાળ નયનો–તો કવિઓ સુન્દરતાના ચિન્હ રૂપે ગણાવે છે, એટલે કદાચ ડોસીમાની આંખો પણ સુન્દર દેખાતી હશે અને ડોસાજી તેથીજ કદાચ ઘાયલ થયા હશે, એમ વિદ્વાનો અનુમાન કરે છે! એમના દાંત હાલની મોટા દાંતવાળી કોઇ પણ સ્ત્રીના દાંત કરતાં બમણાં લાંબા-પ્હોળા હતા; પણ હતા દૂધ જેવા ઉજળા. આખું શરીર વાળથી ઢંકાયલું હતું; કદાચ મુખડું વાળ વિનાનું હશે. ગરમીની મોસમમાં કપડાં પ્હેરવાની પરવા ડોસી રાખતાં નહિ; માત્ર શરદીની મોસમમાં ડોસાજીએ શિકાર કરી આણેલાં જાનવરોનાં ચામડાં ઓઢી લેતાં. આ બાબતનું અનુમાન વિદ્વાનોએ શા આધારે કર્યું હશે તે ખબર નથી પડી. ચાલતી વખત ડોસીમાનું શરીર નમેલું રહેતું હતું, તે એટલે સુધી કે હાથ લગભગ જમીનને અડતા. જાનવરની જેમ કદાચ 'સહવાસને' લીધે ચાલવાની ટેવ પડી હશે. એમ વિદ્વાનો કહે છે કે ડોશીમા હાથ અને પગની મદદથી વીજળીની ઝડપે દોડી શકતાં હતાં અને ઝાડ ઉપર પણ વાંદરની જેમ કુદાકુદ કરતાં હતાં! આ પ્રમાણે એ ત્રણ લાખ વર્ષ પ્હેલાંનાં ડોસીમાની હકીકત છે. કદાચ થોડા સમયમાં ડોસાજીનો પરિચય પણ એ વિદ્વાનો જગતને કરાવશે. શોધખોળમાં એમની ઝડપ આશ્ચર્ય પમાડે એવી છે. પણ અનુમાનો કરવામાં તેઓ એથીયે વધી જાય એમ છે. હિન્દીઓ આવી ગણત્રી કે અનુમાનો કરે તો અતિશયોક્તિ ગણાય અને હાંસી થાય. પશ્ચિમની છાપવાળા એ વિદ્વાનોની વાતો વિજ્ઞાન તરીકે લેખાય. એ મહેરબાનો થોડા વખતમાં ડોસાજીની નિદ્રાનો ભંગ કરે અને તેમનીયે કબર શોધી, ખોદી કાઢી, ડોસીમાની જોડમાં જગતની દ્રષ્ટિ સમક્ષ ઉભા કરી દે તો નવાઇ નહિ!

faro) માસિકમાં એક લેખ લખતાં નીચે પ્રમાણે ની જાણવા જોગ ખબર પૂરી પાડે છેઃ—

"હાથની શાળ અને ચરખો કાશ્મીરમાં હજી પૂરેપૂરા ઉપયોગમાં લેવાય છે. ઉનના "લોઈ" અને "પટ્ટુ" મોટી સંખ્યામાં બનાવવામાં આવે છે, જો કે આગલા વખત કરતાં તે હલકી જાતના હોય છે. કાશ્મીરના દાખલાનું હિન્દના સપાટ પ્રદેશમાં બહોળું અનુકરણ થવું જોઇએ.

"કાશ્મીરનો ઉનનો ઉદ્યોગ ખેતીના કામનો એક ભાગ છે. ખેડુતો ઉનને માટે થોડાંક ઘેટાં પાળે છે અને ખેતરના થોડા ભાગમાં જોઇતું રૂ ઉગાડે છે. ગામડાની સ્ત્રીઓ પોતાના નવરાશના વખતમાં ઉન અને રૂનું સુતર કાંતે છે, અને કુટુંબનો એક પુરુષ શિયાળામાં જ્યારે બ્હાર ખેતરમાં ભાગ્યેજ કંઇ કામ હોય છે ત્યારે હાથ શાળ ઉપર કાપડ વણે છે.

"આ રીતે કાશ્મીર પોતાના ઉપયોગ માટે જોઇતું કાપડ બનાવી લે છે, એટલુંજ નહિ પણ મોટા જથામાં ઉનનું કાપડ નિકાસ કરે છે, જે હિન્દના લગભગ દરેક શહેરમાં પ્હોંચે છે. આ ઉદ્યોગની ખુબી તો એ છે કે (૧) કામ નવરાશને વખતેજ થાય છે એટલે બીજા કાપડ વણનારાઓની સાથે હરિફાઇમાં ઉતરવાનો સવાલજ રહેતો નથી; અને (૨) એને રાષ્ટ્રીય સ્વરૂપ આપવામાં આવ્યું છે. લગભગ દરેક કુટુંબ થોડે યા ઘણે અંશે એ કામમાં ફાળો આપે છે; વણકર કે કાંતનારની ખાસ જ્ઞાતિ જેવું ત્યાં કાંઇ પણ નથી.

"હિન્દના પ્રદેશમાં અમારા કેટલાક મિત્રો કહે છે કે અર્થશાસ્ત્રની દૃષ્ટિએ ચરખો ખરાબ છે. તેઓ જો ગામડાની પ્રજાને કાશ્મીરના દાખલાનું અનુકરણ કરવા સમજાવી શકે તો, ચરખાની આર્થિક દૃષ્ટિનો સવાલ ઉભોજ નહિ થાય. ચરખા કે શાળ પાછળ આખો વખત કામ કરવાનું કોઇને કહેવાની જરૂર નથી; પણ નવરાશનો વખત જે સાધારણ રીતે આળસુપણામાં જાય છે તેનો ઉપયોગ થવાની જરૂર છે.

"ભૂતકાળમાં જ્યારે બારીક મલમલો પરદેશમાં મોટા જથ્થામાં જતી ત્યારે હિન્દ એમજ કરતું હતું."

ગામડાની પ્રજા જે પ્રમાણે ખેતીના કામમાં રોકાયલી છે, તે વર્ષમાં ઓછામાં ઓછા છ મહિના નવરાશમાં ગાળે છે. એ નવરાશનો ઉપયોગ દરેક જણ પોતપોતાનું કાપડ પેદા કરવામાં કરી લે, તો દેશને આર્થિક સ્વતંત્રતા મેળવતાં બહુ મ્હેનત ન પડે.

## બાળકોને પસંદગી કરવાની તક આપો.

બોસ્ટન (અમેરિકા)થી પ્રકટ થતા માસિક પત્ર "મોડર્ન પ્રીસ્સીલા"માં શ્રીમતી ગ્રેસ ક્રુક્ષ એક લેખ લખી પોતાનો અનુભવ જણાવે છે શ્રીમતી એ પોતાના બાળક-બાળકીઓને પસંદગી કરવાની તક આપ્યા પછી કેવું પરિણામ આવ્યું તે એ લેખમાં તેમણે સ્પષ્ટ કર્યું છે. પ્હેલાં છોકરાંઓને માટે રમકડાં, યા વાંચવાના પુસ્તકો માબાપ પોતેજ પસંદ કરતાં અને એમ માનતાં કે એથી બાળકો પ્રસન્ન થશે. તેમના ઓરડાઓની સજાવટ પણ એવોજ ખ્યાલ રાખી માબાપ કરતાં પણ એમાં બાળકોને પસંદગી કરવાની તક આપવામાં આવતી નહિ. બાળકો પણ એ મુંગે મોંઢે સહી લેતા. તેમને પોતાની લાગણીઓ દર્શાવવાનો વિચાર પણ થયલો નહિ; પોતાને એવી બાબતોમાં ખાસ કંઇ જુદા પ્રકારની લાગણીઓ છે કે નહિ, તેનો પણ બાળકોએ ભાગ્યેજ ખ્યાલ કરેલો. તે પછી શ્રીમતી લેખિકાએ તેમને પસંદગી કરવાની તક આપવા માંડી. પરિણામે દરેક બાળકે પોતાની લાગણીઓ કે શક્તિઓ વધારે કયી બાજુએ ઢળે છે તે બતાવી આપ્યું. કોઇએ સાહિત્યના સુંદર પુસ્તકો વાંચવાની રૂચિ પ્રકટ કરી ભવિષ્યમાં સાક્ષર થવાનો છે એવી ખાત્રી આપી; કોઇએ ચિત્રોની પસંદગીમાં પોતાની કુદરતી શક્તિ બતાવી ભવિષ્યમાં સારો ચિત્રકાર થશે એવી સાબીતિ આપી. છોકરીઓમાં પણ કોઇએ ભવિષ્યમાં ઉત્તમ ગૃહિણી થશે અને ઘરની સુંદર વ્યવસ્થા કરશે એમ બતાવી આપ્યું. પોતાના ઓરડાઓની વ્યવસ્થામાં પણ દરેકની લાગણીઓ જુદી જુદી નીકળી. કોઇને જુની ઢબનું ફરનીચર ગમ્યું; તો કોઇને નવી ઢબનું. કોઇને જમીનપર પાથરેલી જાજમ નકામી લાગી, તો કોઇને તેના વિના ન ચાલે એમ લાગ્યું. દરેકે પોતપોતાના ઓરડાની સજાવટ પોતપોતાની પસંદગી પ્રમાણે કરી. બાળકોને એ પ્રમાણે પસંદગી કરવાની તક આપવાથી કેળવણી

શક્તિઓ અને લાગણીઓ સ્પષ્ટ થઈ. એ શક્તિઓ કે લાગણીઓ ઉપરથી. તેમનું ભવિષ્ય વિચારી બુદ્ધિમાન માબાપ બાળકને તેવા પ્રકારની તાલીમ અને કેળવણી આપવાની વ્યવસ્થા કરી શકે અને તેનું ભવિષ્યનું જીવન સરળ બનાવી શકે. લેખના અંતભાગમાં શ્રીમતી કહે છેઃ—

"છોકરાંઓ પોતાના ઓરડામાં શું રાખવા માગે છે અને શું નથી રાખવા માંગતાં તે ઉપરથીજ્ તેમને વિષે અમે આગળ જે વાતનો ખ્યાલ પણ નહી કરેલો એવી બાબતો જાણી શકયા. જો આ તક આપવામાં ન આવી હોત તો. એલન (છોકરા)નો સંગીત માટેનો પ્રેમ અમે બહુ મોડું થતાં સુધી જાણી ન શકત. બાળકો એવી બાબત તેમાં અત્યંત મુંગા રહે છે. જેકના શિલ્પ તરફના વલણ માટે પણ તેમજ થાત.

"છોકરીઓને માટે તો ખરું પૂછો તો અમે અમારી છોકરીઓને અત્યાર સુધી બરોબર ઓળખી શકયાજ નહતાં. જ્યારે તેમને આ પ્રમાણે પસંદગી કરવાની તક આપવામાં આવી ત્યારેજ તેમના અંગત ગુણો અમે જાણી શકયાં."

"બાળકો ઊર્મિઓમાં બહુ મુંગાં રહે છે. માત્ર બહુજ અગત્યની બાબત સિવાય તેઓ પોતાની લાગણી દર્શાવતાં નથી. તેઓ સ્નેહ અને સહાનુભૂતિનાં ભૂખ્યાં હોય છે. તેમની લાગણીઓને બરોબર સમજતા આપણે શીખવું જોઇએ. જોઇતી તક, સ્વતંત્રતા અને ઉત્તેજન મળે તો સુંદર ફુલની જેમ તેઓ ખીલે છે અને સુગંધ આપે છે."

## શાસ્ત્રો અને કન્યાવિક્રય.

હિન્દી માસિક "ચાંદ"માં શ્રીયુત દેવકરણ પ્રસાદ શુકલે "કન્યાવિક્રય નિષેધ" વિષે એક લેખ લખ્યો છે, જેમાં કન્યાવિક્રયની તેમણે હિન્દુ શાસ્ત્રોની દૃષ્ટિએ ચર્ચા કરીછે. એ લેખનો સાર વાચકોના લાભ માટે નીચે આપીએ છીએઃ-

"સ્મૃતિ શાસ્ત્રોનું અવલોકન કરવાથી જણાય છે કે શાસ્ત્રકારોએ આઠ જાતના વિવાહ નક્કી કર્યા છે. એમાંના ચાર ઉત્તમ અને ચાર અધમ પ્રકારના છે. મનુ, નારદ, બૌધાયન અને યાજ્ઞવલ્કયના મત પ્રમાણે નાણું આપીને કરેલો વિવાહ "અસુર" વિવાહ ગણાય છે. કન્યાને લોભથી ધન લઈને વેચનાર પિતાને આત્મઘાત જેટલું પાપ લાગે છે. અત્રિ સ્મૃતિના કથન પ્રમાણે નાણાં આપીને લીધેલી સ્ત્રી પુરુષની પત્ની નથી; તેનાથી ઉત્પન્ન થયલા પુત્રને પીંડ દેવાનો અધિકાર નથી. એવો પુત્ર ધર્મકાર્ય કે શ્રાદ્ધાદિક કાર્ય કરવાને યોગ્ય નથી. મહર્ષિ કશ્યપના મત પ્રમાણે એવી સ્ત્રી 'દાસી' કે 'રખાત' ગણાય છે. આપસ્તંબ સ્મૃતિ પ્રમાણે કન્યાવિક્રય કરનાર રૌરવ નર્કનો અધિકારી થાય છે. કન્યાને વેચીને લીધેલા નાણાંથી જે ભોજન કરાવવામાં આવે તે ભોજન લેનાર સગાં સંબંધીઓ પણ પાપના ભાગીદાર બને છે. એવા અસુર વિવાહથી ઉત્પન્ન થયેલાં સંતાનો, ક્રુર કામો કરનારા, મિથ્યાભાષી, અને ધર્મ વેદાદિના દ્વેષી બને છે. આવી સ્થિતિમાં ભાગ્યેજ કોઇ સમજદાર માણસ કન્યા વિક્રય કરવાનું સાહસ કરે. પણ મૂર્ખ અને લોભી માણસો આ બાબતો સંબંધી પરવા કરતા નથી અને પાપ વ્હોરી લે છે. દીકરીનું ધન લઇ એવા માણસો આ સંસારમાંયે ભાગ્યેજ સુખી થાય છે."

## ઘરને સુખધામ બનાવો.

હિન્દી માસિક "સ્ત્રી ધર્મ શિક્ષક" માં "ઘરને સુખધામ બનાવો" એ વિષય પર લખતાં શ્રીમતી સુખદાદેવી કહે છેઃ—

"ઘણીવાર એમ જોવામાં આવે છે કે સ્ત્રીઓ પોતાના એશઆરામની ચિંતામાંજ રહે છે અને બીજાઓની દરકાર નથી કરતી. આવી સ્ત્રીઓથી અડોશી પડોશી અને સખીઓ દૂર રહે છે. તેઓ ઘરને સુખધામ બનાવી નથી શકતી. આજે હું મારી બ્હેનોને એક એવો મંત્ર બતાવું છું જેથી ઘરના તેમજ બ્હારના સર્વ વશ થઇ જાય. એ મંત્ર એ છે કે બધાની સાથે નાની બાબતોમાં નાની પ્રેમપૂર્વક અને મીઠાશથી વર્તો. બીજાનો સ્નેહ મેળવવો હોય તો આપણે આપણા વર્તનથી એમ બતાવવું જોઇએ કે આપણને તેમના તરફ સ્નેહ છે. સંસારનો નિયમ છે કે તમે મારી પરવા કરો તો હું તમારી પરવા કરૂં. એટલા માટે જેના સહવાસમાં તમે આવો તેમને એમ બતાવો કે તેમને માટે તમને સ્નેહ છે પણ એ વર્તનમાં ડોળ-દંભ ન હોવાં જોઇએ. એ સ્નેહ નિખાલસ હૃદયે બતાવવો જોઇએ. એને બદલે જો તમે તમારા સ્વાર્થને પ્રથમ સ્થાન આપશો તો આ ભોળી

હેવાથી અડોસી પડોશી કે સગાં સંબંધીઓના સ્નેહના રૂશે સુકાઇ જશે. એવી સ્વાર્થી સ્ત્રી ભલે, બીજી બાબતોમાં ચતુર અને કુશળ હોય; લોકો તેની બુદ્ધિ માટે કે કુશળતા માટે ભલે પ્રશંસા કરે પણ તેને માટે ખરા હૃદયનો સ્નેહ તો કોઇને નહિ ઉપજે. જુવાન સ્ત્રી પુરૂષોએ સદા હસતે મોઢે રહેવું એ એક મોટો વશીકરણ મંત્ર છે. જે સ્ત્રી સદા આનંદી અને સ્નેહાળ રહે છે તેની તરફ બીજા બધાં આકર્ષાય છે એ આનંદી સ્વભાવનો પ્રભાવ સામા માણસ પર જલ્દી પડે છે. સ્ત્રીઓ આ ગુણોનું સેવન કરે તો જરૂર ઘરને સુખધામ બનાવી શકે. "

### ઇજીપ્તમાં સ્ત્રી-હક્ક સંબંધી પ્રવૃત્તિ.

"મુમન સીટીઝન" માસિક નીચે પ્રમાણેની હકીકત પ્રકટ કરે છે:—

"ઇજીપ્તની સ્ત્રીઓને અત્યાર સુધી જે દઢ બંધનમાં રાખવામાં આવી છે તેમાંથી તેઓ છુટવાના પ્રયત્નો કરી રહી છે. પુરૂષો જો કે આ તરફ અત્યારે દુર્લક્ષ બતાવે છે છતાં એ પ્રવૃત્તિ સતત્ વિકાસ પામતી જાય છે; તુર્ક સ્ત્રીઓએ કર્યું છે તેમ તેમનો દાખલો લઇ એ સ્ત્રીઓ પડદાનો રિવાજ નાબુદ કરવા માંગે છે. તેઓ સ્ત્રી-શિક્ષણની સગવડો સંબંધી મોટા ફેરફાર કરવાની સૂચનાઓ કરે છે અને ઇજીપ્તમાં ઠેરઠેર સ્ત્રીહક્ક સંબંધી જે સંસ્થાઓ ખુલી છે અને તે દ્વારા જે પ્રવૃત્તિ ચાલી રહી છે તે સર્વ સંસ્થાઓ અને પ્રવૃત્તિઓને તોડી દેવાના સખ્ત પ્રયત્નો કરે છે. મુસ્લીમ છાપાંઓ આ પ્રવૃત્તિને કુરાનની આજ્ઞાવિરૂદ્ધ હોવાની જોશીલી વખોડી કાઢે છે."

હિંદમાં પણ સ્ત્રી હક્કની લડત ચલાવતી અનેક સંસ્થાઓ જુદા જુદા સ્થળોમાં સ્થાપિત થયેલી છે. એ સર્વની પ્રવૃત્તિ અસરકારક બનાવવા માટે તેમને એક મધ્યસ્થ સંસ્થા સાથે જોડી દેવાની અને એકત્રિત બળથી પ્રવૃત્તિ ચલાવવાની ખાસ જરૂર છે.

### સ્ત્રીની મુખ્ય ફરજો.

હિન્દી માસિક "માધુરી" માં "સ્ત્રી કર્તવ્ય" વિષે લખતાં શ્રીમતી ઈન્દુમતી શર્મા કહે છે:—

" સ્ત્રીઓની મુખ્ય ફરજો પોતાના બાળકોનું જતન અને ઘરનું કામકાજ છે. સ્ત્રીઓએ બાળકોને આયા-નોકરના હાથમાં સોંપી દેવા નહિ જોઇએ. એમ કરવાથી બાળકો બગડે છે. મૂર્ખ આયા શિક્ષિત માતાની જેમ બાળકને ઉંચું શિક્ષણ કે સારો ઉપદેશ નથી આપી શકતી. બાળકને ખોટા સંસ્કાર પડે છે. બાળકને માટે એક વાત એ પણ જરૂરની છે કે તેમને ખોટી સોબતમાં ન પડવા દેવાં; કારણ બાળકને જેવી સોબત હોય તેવાજ સંસ્કાર પડે એમને પોતાની સંભાળ હેઠળજ રાખવાં જોઇએ જો મા ન હોય તો બાળકને ઘરની બીજી કોઇ સુશિક્ષિત સ્ત્રી જતનમાં સોંપવું જોઇએ. જ્યાં સુધી સ્ત્રી પોતાના બાળકનું પાંચ વર્ષ સુધી જતન જાતે નહિ કરે ત્યાં સુધી બાળકને સુધારવું મુશ્કેલ છે. આયા પણ કદાચ રાખવામાં આવે તો તે શિક્ષિત અને સારા સંસ્કારની હોવી જોઈએ.

" સ્ત્રીઓની બીજી ફરજ ઘરનું કામકાજ કરવાની છે. ગૃહિણીની મુખ્ય ફરજ ઘરની વ્યવસ્થા. ઘરની વ્યવસ્થા બરોબર ન રખાય તો બહુજ નુકશાન થાય. ગૃહિણીનો ધર્મ છે કે કુટુંબમાં સૌથી પહેલા ગર્ભવતી સ્ત્રીને ભોજન કરાવે, તે પછી વૃદ્ધોને અને માંદાને, અને તે પછી બાળકોને જમાડે. ત્યાર બાદ ઘરના પુરૂષો અને અતિથીઓને અને તે પછી વહુઓ અને નોકરોને જમાડે. છેવટે પોતે ભોજન કરે. રાતના સૌથી છેલ્લી સુવે. સુતાં પહેલાં આખા ઘરમાં ફરીને બારી-બારણાં બરોબર બંધ છે કે નહિ તે જોઇ લે. આ કામ કોઇના વિશ્વાસ પર મુકી દેવું ન જોઇએ. કારણ એ કામ જાતે ન કરવાથી નુકશાન થાય છે. સવારમાં ગૃહિણીએ સૌથી પહેલાં ઉઠી, નિત્યકર્મથી પરવારી નોકરોને ઉઠાડવા જોઇએ. તે પછી વહુ-દીકરીઓને જગાડી તેમને પાસે રાખી થોડુંક વાંચે. તે પછી બધાંને નાસ્તો કરાવી રસોઇની વ્યવસ્થા કરે. જો દરેક ગૃહદેવી આ પ્રમાણે નિયમથી કામ કરે તો ઘરમાં કોઇ પણ જાતનું દુઃખ કે કલેશ ન થાય."

### ઉલટો માર્ગ !

હિન્દી માસિક "ચાંદ" ના મે-જુન અંકમાં "જ્યોતિ" માસિકના તંત્રી કુમારી વિદ્યાવતી શેઠ, બી. એ. નો "અમારી સ્ત્રી

જાતિની દેશસેવા " એ મથાળા નીચે એક લેખ પ્રકટ થયો છે. સ્ત્રી જાતિની અત્યારની દશા વિષે લેખિકાએ જે વિચારો દર્શાવ્યા છે તે અહિં આપીએ છીએ:—

"સ્ત્રી કેળવણીનો પ્રચાર થાય છે, પણ તે ઉલટી રીતે. સ્ત્રીઓમાં જાગ્રતિ આવવા માંડી છે, પણ તે ઉલટા માર્ગ પર જવાને માટે. સુધારાની રીતો અખત્યાર કરવામાં આવે છે પરન્તુ પશ્ચિમના વિચારો અને સભ્યતા પ્રમાણે. દેશ–સેવા, સમાજ–સેવા સ્ત્રીઓ કરવા લાગી છે, પરન્તુ તે પાશ્ચાત્ય રિવાજ અને આદર્શ પ્રમાણે. સ્ત્રીઓ કપડાં પહેરે છે તે પણ પશ્ચિમના પોશાકની નકલ કરીને, પછી તે ભણેલી હોય કે અભણ. પુરૂષો અને બાળકોની પણ એજ દશા છે. મેં જોયું છે કે ગયા વર્ષમાં ખાદીની ભાવના હૃદયમાં પોષનારી અને તેનો પ્રચાર કરનારી સ્ત્રીઓએ પણ કપડાંની ફેશન પશ્ચિમના જેવી રાખવાની યથાશક્તિ કોશીશ કરી હતી. આ ગુલામી દશા ભોગવતા મગજનો પ્રભાવ છે, માનસિક દાસત્વ અને આત્મિક શક્તિનો નાશ એટલે દરજ્જે પ્હોંચ્યાં છે કે જે દેવીઓએ અભક્ષ્યાભક્ષ અને અપેયપાનનો ખ્યાલ સ્વપ્નમાંયે નહિ કર્યો હોય તેમની વહુ–દીકરીઓ આજે કાલી મડમો બની નવી સભ્યતા પ્રમાણે ભક્ષ્યાભક્ષ્યની લાગણી દુર કરી સ્વચ્છંદ જીવન ગાળે છે. એમને માટે કેળવણીનો અર્થ જ્ઞાન નથી, ધર્મ નથી, ત્યાગ નથી કે સહનશીલતા નથી; પરન્તુ ફેશન, ભોગ–વિલાસ અને સ્વાર્થસિદ્ધિજ છે. આને લોકો જાગ્રતિ કહે છે ! આ નવી સભ્યતા રૂપી કીડો અમારા જીવનનાં મૂળ કોરી ખાય છે. આ સભ્યતા સ્ત્રી જાતિના મુખ્ય ગુણ સ્ત્રીત્વ–સતીત્વને જળોની માફક ચોંટી સ્ત્રીજીવનનું રૂધીર ચુસી રહી છે. જ્યાં સુધી એ દૂર નહિ થાય ત્યાં સુધી સ્ત્રી જાતિની બેહોશી ટળવાની નથી; દેશની અવસ્થા સુધરવાની નથી.

"......પશ્ચિમનો આદર્શ પરમાર્થને નામે સ્વાર્થ સાધવાનો છે. હિન્દનો આદર્શ સ્વાર્થને નામે પરમાર્થ સાધવાનો છે. પશ્ચિમની સભ્યતા છોડી હિન્દની સ્ત્રી જાતિ આર્ય સભ્યતા સ્વીકારે, તેમનું લક્ષ્ય ફેશનને બદલે ધર્મ બને, અને તેમનું ધ્યાન હક્ક મેળવવાને બદલે કર્તવ્ય અદા કરવા તરફ લાગી જાય તોજ દેશસેવાનો યજ્ઞ પૂરો થાય; ત્યારેજ સંસારનું અને હિન્દનું કલ્યાણ થાય; અન્યથા સર્વ પ્રયત્નો નિષ્ફળ જશે. "

## ગુજરાતનાં બાર સ્ત્રી રત્નો.

સુપ્રસિદ્ધ "ગુજરાત" પત્રે પોતાના આષાઢ માસના અંકમાં એક હરીફાઇ જાહેર કરી ગુજરાત પ્રાંતના બાર નરરત્નો અને બાર સ્ત્રીરત્નોના નામો માગ્યા હતા. આ હરીફાઇમાં સંખ્યાબંધ વાચકોએ ભાગ લીધો હતો. પરિણામે જે બાર મહિલાઓને વધુ મત મળ્યાં છે તેમના નામો મતસંખ્યાના અનુક્રમ પ્રમાણે નીચે મુજબ જાહેર કરવામાં આવ્યા છે:—

૧. સૌ. કસ્તુરબા મોહનદાસ ગાંધી.
૨ સૌ. શારદાગૌરી સુમન્ત મહેતા.
૩. બ્હેન અનસૂયા સારાભાઇ.
૪. સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ.
૫. સૌ. ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇ.
૬. સૌ. બ્હેન લીલાવતી,
૭. ગં. સ્વં. શિવગૌરી ગજ્જર.
૮. કુમારી પેરીન દાદાભાઇ નવરોજી.
૯. ગં. સ્વ. બાજીગૌરી મુનશી.
૧૦. સૌ. વિજયાગૌરી કાનુગા.
૧૧. કુમારી મણિબ્હેન વલ્લભભાઇ પટેલ.
૧૨. કુમારી બચુબાઇ રણછોડદાસ લોટવાળા.



# સ્ત્રી જગત્.

## હિન્દ.

હિન્દુ મહાસભાના પ્રમુખપદેથી બનારસમાં ભાષણ આપતાં પંડીત માલવીયજીએ હિન્દુઓની નિર્બળતા માટે અત્યંત ખેદ દર્શાવ્યો હતો અને શારિરિક તેમજ સામાજીક બળ વધારવા આગ્રહ કર્યો હતો. સ્ત્રીઓને કેળવણી આપવાની અને પુરૂષોને શારિરિક તાલીમ આપવાની તેમણે જરૂર જણાવી હતી. સામાજીક અને ધાર્મિક સમારંભોમાં કરકસરથી ખર્ચ કરવાની સલાહ આપી હતી અને વરવિક્રયની પદ્ધતિને નિંદ્ય ગણી વખોડી કાઢી હતી.

× × × ×

સનાતન ધર્મ સભાના પ્રમુખપદેથી કરેલા ભાષણમાં ,શ્રીમાન કાશી નરેશે ધર્મમર્યાદાના લોપથી ભારતની 'અધોગતિ થયલી જણાવી,' બ્રહ્મચર્યના ત્યાગથી આર્યજીવન નિર્બલ અને નિસ્તેજ થવા માટે ખેદ કર્યો હતો. વિવાહની પ્રથા વિષે બોલતાં લગ્ન માટેનું વય નક્કી કરવાની જરૂર જણાવી હતી, કારણ કે નાની ઉમ્મરમાં લગ્ન કરવાથી બાળવિધવાઓની સંખ્યા બેહદ વધી ગઇ છે. કન્યાવિક્રય અને વરવિક્રયની પ્રથાઓને તેમણે વખોડી કાઢી હતી. એજ સભામાં વિવાહ કાળનો નિર્ણય કરવાની ચર્ચા કરતાં જુના વિચારવાળાં અને સુધારકો વચ્ચે રસાકસી ભરી ચર્ચા થઇ હતી. અસ્પૃશ્યતા નિવારણ માટે સભાને એકમત કરવાના પ્રયત્નો વ્યર્થ ગયા હતા.

× × × ×

તા. ૧૮ મી ઓગસ્ટનું ગાંધી પર્વ ઉજવવા, મુંબઇની રાષ્ટ્રીય સ્ત્રી સભા અને પારસી રાજકીય સભાએ મારવાડી વિદ્યાલયમાં સ્વદેશી વસ્તુઓનું એક નાનકડું પણ સુંદર અને આકર્ષક પ્રદર્શન ભર્યું હતું. કપડાં ઉપરાંત આ પ્રદર્શનમાં બીજી અનેક ગૃહોપયોગી વસ્તુઓ ભેળી કરવામાં આવી હતી. આવાં પ્રદર્શનો ઠામ ઠામ ભરાય એ જરૂરનું છે. પ્રજાને તે અત્યંત માર્ગદર્શક થઇ પડે. એવાંજ બીજાં પ્રદર્શન એ સંસ્થાઓએ તા. ૩ જી અને ૧૮ મી સપ્ટેમ્બરે ભર્યાં હતાં. બીજી સંસ્થાઓએ તેમનું અનુકરણ કરવું જોઇએ.

× × × ×

મુંબાઇની મ્યુનીસીપલ કારપોરેશનની તા. ૨૦-૮-૨૩ ની સભામાં ડો. જેકાલાલ વોરાએ દારૂની બદી શહેરમાંથી તાકીદે દૂર કરવાનો ઠરાવ રજુ કર્યો હતો. આ ઠરાવને અનુમોદન આપતાં કુમારી બચુબાઇ લોટવાળાએ એ બદીથી મજુર વર્ગની તંદુરસ્તી પર થતી ખરાબ અસર અને તેથી થતી આર્થિક બરબાદી તરફ લક્ષ ખેંચી દેશની ઔદ્યોગિક આબાદીને ખાતર આ બદીનો અંત લાવવા આગ્રહ કર્યો હતો. તા. ૬-૯-૨૩ ની સભામાં એ ઠરાવ બહુમતીથી પસાર થયો હતો.

× × ×

કેનિયા સંબંધી બ્રિટિશ પ્રધાનમંડળે કરેલા અન્યાયી ઠરાવ વિરૂદ્ધ પોકાર ઉઠાવવા મુંબાઇના ગુર્જરાતી હિંદુ સ્ત્રીમંડળના આશ્રય હેઠળ સર્વ કોમોની સ્ત્રીઓની એક સભા લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે તા. ૨૧-૮-૨૩ ને દિને મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી. સૌ. બ્હેન જયાકાર ગુલીબચંદ દેવચંદે વિરોધ દર્શાવનારો ઠરાવ રજુ કર્યો હતો, જેને સૌ. અવંતિકાબાઇ ગોખલેએ અને મીસ કેપ્ટને ટેકો આપતાં સભાએ સર્વાનુમતે પસાર કર્યો હતો. એવી એક બીજી સભા એજ હોલમાં તા. ૨૭-૮-૨૩ ને દિને રાષ્ટ્રીય

શ્રીસભા અમે માંડવી મહિલા મંડળના આશ્રય હેઠળ સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી; અને એવીજ મતલબનો ઠરાવ બ્હેન રતનબાઇ મહેતાએ રજુ કર્યો હતો. ઠરાવને કુમારી પ્રમીલા મહેતા અને મીસિસ મંજુલાબાઇ વાડે ટેકો આપ્યો હતો. માતુશ્રી બી અમ્માએ પણ વિવેચન કર્યું હતું. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

× × × ×

માણાવદરના ભટ્ટ છોટાલાલ નામના માણસે પોતાની પંદર વર્ષની દીકરીના લગ્ન જેટાણાના એક સાઠ વર્ષના જુવાન સાથે રૂપીઆ વીસ હજાર લઇ અષાડ વદ ૫ ને રોજ કર્યાં. દીકરી કે ચલણી નોટ ? એ નાણાં કેટલો વખત જીરવાશે ?

× × × ×

લીંબડીમાં મર્હુમ શેઠ મુળચંદ જીવરાજના પુત્રો તરફથી એક કન્યાશાળા ખુલ્લી મુકવાનો સમારંભ તા. ૨૭ મી ઓગસ્ટે ના. ઠાકોર સાહેબના હાથે થયો હતો. આવી ઉપયોગી સખાવત માટે આ લક્ષ્મીપુત્રોને અમારાં અભિનંદન છે.

× × × ×

સંયુક્ત પ્રાંતોની સંસારસુધારા પરિષદ તીરવાના રાજાના પ્રમુખપદે બનારસમાં તા ૨૪મી ઓગસ્ટે મળી હતી. પ્રમુખે પડદાનો રીવાજ દૂર કરવાનો, અંત્યજ વર્ગ સામેની બંધી કાઢી નાંખવાનો, અને છોકરીઓને કેળવણી આપવાના આગ્રહ કર્યો હતો. પરિષદે શુદ્ધિ માટે, ગૌ. ગૌરના કાયદાને ટેકો આપવા માટે, અત્યંજવર્ગની સ્થિતિ સુધારવા માટે, અને કન્યાની લગ્નનું વય સોળનું ઠેરવવા માટેના ઠરાવો પસાર કર્યા હતા. સ્ત્રીઓને ધારાસભામાં બેસવાનો પુરૂષો જેટલોજ હક સ્વીકારાયો હતો.

× × × ×

સ્વામી શ્રદ્ધાનંદજીએ સીમલામાં તા. ૨૭ ૮ ૨૩ ને દિને ભાષણ આપતાં જણાવ્યું હતું કે હિન્દમાં ૧૫ વર્ષના અંદરની ૩૫ લાખ વિધવાઓ છે એમાંના ૧ લાખ મુસલમાન અને ૩૪ લાખ હિન્દુ છે ! સમાજના હિતચિન્તકોએ આ આંકડા પર વિચાર અને આચાર કરવો ઘટે.

× × × ×

દેવી કસ્તુરબા તા. ૨૮ મી ઓગસ્ટે પહેલીવાર વીરમગામ પધાર્યાં હતા. તેમને આખા ગામમાં સરઘસના આકારમાં ફેરવ્યા હતાં. સ્ત્રીઓની એક સભા મળી હતી જેમાં તેમણે સ્વદેશીનો ખાસ આગ્રહ કર્યો હતો સાંજે રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓને તેમને હાથે ઇનામો વહેંચી અપાયા હતાં.

× × × ×

નર્મદાતીરે ચાંદોદમાં સ્વ. સર વિઠ્ઠલદાસ ઠાકરસીની ઉદાર સખાવતના શુભ પરિણામરૂપ 'મફત પુસ્તકાલય અને ટાઉનહોલનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા શ્રી નારાયણાચાર્યજીના પ્રમુખપદે તા. ૩૧-૮-૨૩ ને દિને થઇ હતી. શ્રી. લેડી વિઠ્ઠલદાસે આ હોલ માટે રૂપીઆ બે હજારનું ફરનીચર લઇ આપ્યું છે અને બંને સંસ્થાઓના નિભાવ અર્થે નાણુંની વ્યવસ્થા કરી આપી સ્વ. પતિના આત્માને સંતોષ્યો છે.

× × × ×

લાહોર વિધવા વિવાહ સહાયક સભાની જુદી જુદી શાખાઓ તરફથી ઓગસ્ટ માસમાં એકંદર ૮૩ વિધવાઓના લગ્ન કરવામાં આવ્યા હતા. જાનેવારીથી ઓગસ્ટ સુધીમાં એ રીતે ૫૮૮ વિધવાઓના લગ્ન થયા છે.

× × × ×

દેવી કસ્તુરબા ગાંધીએ તા ૨ જી સપ્ટેમ્બરે મદ્રાસની મુલાકાત લીધી હતી. એક જાહેર જંગી સભા ઉપરાંત સ્ત્રીઓની પણ એક જુદી સભા મળી હતી, જેમાં તેમણે રચનાત્મક કાર્યક્રમ પૂરો કરવાનો, ખાદી અને રેંટીઆનો પ્રચાર કરવાનો અને હિન્દુ-મુસ્લીમ ઐક્ય માટે આગ્રહ કર્યો હતો.

× × × ×

મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ સ્વ. દાદાભાઇ અને કૃષ્ણ જયંતીનો ભેળો ઉત્સવ માધવબાગમાં તા ૩ જી સપ્ટેમ્બરે ઉજવાયો હતો. સૌ. અવંતિકાબાઇ ગોખલે સભાનાં પ્રમુખ હતાં. શાસ્ત્રીજી વ્રજલાલ અને શ્રી. કનૈયાલાલ મુનશીએ ભાષણો કર્યાં હતાં. ઉપરાંત ભજન મંડળીએ ભજનોનો લાભ આપ્યો હતો.

× × × ×

દાદાભાઇ જયંતી ઉજવવા મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળના આશ્રય હેઠળ એક જાહેર સભા તા. ૫–૯–૨૩ ને દિને મારવાડી વિદ્યાલય હોલમાં શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે મળી હતી સૌ. કુસુમગૌરી મુન્શીએ, શ્રીયુત વીમાદલાલે, કુમારી બચુબાઇ લોટવાળાએ અને શ્રીમતી નાયડુએ દાદાનાં જીવન વિષે વિવેચનો કર્યાં હતાં.

× × × ×

કેનેરા, ઉત્તર મલબાર, કોલાબા અને બીહારના પ્રદેશોમાં રેલની ભયંકર આફતમાં સપડાયેલા દેશબંધુઓના સંકટ નિવારણ માટે મુંબાઇના શહેરીઓની એક જાહેર સભા એડવર્ડ થીએટરમાં તા. ૬–૯–૨૩ ને દિને મળી હતી પુરૂષ વકતાઓ ઉપરાંત સ્ત્રીઓ તરફથી મીસિસ હોજકીન્સને, સૌ. અવંતિકાબાઇ ગોખલેએ અને ડૉ. જરબાનુ મીસ્ત્રીએ અપીલ કરી હતી. પરિણામે રૂ. ૧૧૬૦૦ નું ફંડ સભામાંજ જાહેર થયું હતું. એ ફંડમાં રાષ્ટ્રીય સ્ત્રી સભાએ રૂ. ૮૦૦ ની રકમ આપી છે.

× × × ×

સતારામાં એક વ્યાજખોર પઠાણના ત્રાસથી કંટાળી સારસા નામની બાઇએ પોતાના ચાર બાળકોને કુવામાં ફેંકી દઇ, જાતે પણ આપઘાત કર્યો હતો.

× × × ×

ઘાટકોપરમાં રાષ્ટ્રીય શાળા ખુલ્લી મુકવાનો સમારંભ તા. ૧૯ મી સપ્ટેમ્બરે દેવી કસ્તુરબાને હાથે થયો હતો. એ પ્રસંગે સ્ત્રી પુરૂષોની એક મોટી સભા શેઠ હેમરાજ ખીઅશીના બંગલામાં સવારે નવ વાગ્યે મળી હતી. શ્રી. હીરાચંદ દેસાઇએ પ્રાથમિક વીવેચન કર્યું હતું. શ્રી. પ્રેમી બ્હેને માતુશ્રીને ખાદીનો હાર પ્હેરાવ્યો હતો. કેટલાક ગૃહસ્થોએ રાષ્ટ્રીય કેળવણી સંબંધી વિવેચન કર્યાં બાદ માતુશ્રીએ લાગણી ભર્યું ભાષણ આપ્યું હતું. અને સર્વને રચનાત્મક કાર્યક્રમ પુરો કરવા આગ્રહ કર્યો હતો.

× × × ×

માટુંગામાં તા. ૧૧–૯–૨૩ ને દિને સ્ત્રીઓની એક મોટી સભા મળી હતી. દેવી કસ્તુરબાએ સ્ત્રીઓનો દેશધર્મ સમજાવતાં સર્વને રેંટીઓ કાંતવાનો અને ખાદી પહેરવાનો આગ્રહ કર્યો હતો. શ્રી. યશોદા બ્હેને, શ્રી પરીના બ્હેને, શ્રી. ચંચળ બ્હેને અને મીસિસ જેયકે પણ વિવેચન કર્યાં હતાં.

× × × ×

ગોરાણાના ઉદાર સજ્જન શ્રીયુત શેઠ નાનજી કાલીદાસે પોરબંદરમાં કન્યાઓની નિશાળના મકાન માટે રૂપીઆ વીસહજારની ઉદાર બક્ષીસ આપી છે. એમના નામે થોડાક વર્ષોપર સ્થપાયલી શેઠ નાનજી કાલીદાસ કન્યાશાળા સારી પ્રગતિ કરી રહી છે. અત્યારે લગભગ બસો બાળાઓ એ શાળાનો લાભ લે છે. કન્યા કેળવણીને આ પ્રકારે ઉત્તેજન આપવા માટે એ શેઠશ્રીને ધન્યવાદ ઘટે છે.

× × ×

કલકત્તા પાસે પતંગ નામેગામમાં રામચરણ દે નામના એક બંગાળી યુવકની સરોજીની નામે પત્ની ગર્ભવતી હતી. કજીઆખોર સાસુએ ગુસ્સામાં તેના પેટપર લાત મારી, જેને પરિણામે સરોજીની માંદી પડી. કેટલાક દિવસ પછી એક મુએલું બાળક જન્મ્યું સરોજીનીની પણ બચવાની આશા નથી. સાસુ ઉપર અદાલતમાં મુકદમો ચાલે છે! પ્રભુ આવી સાસુઓથી હિન્દુ સંસારને બચાવે !

× × ×

સર ગંગારામે લાહોરમાં હિન્દુ કન્યાઓ માટે એક ઔદ્યોગિક શાળા સ્થાપવા માટે એક લાખ રૂપીઆનું દાન કર્યું છે. પ્રભુએ નાણાં આપ્યાં હોય તો તેનો સદુપયોગ આવી રીતે થાય.

× × ×

કુમારી સુધાંશુ બાલા હજરાને પટનાની હાઇકોર્ટે હાઇકોર્ટે વકીલ તરીકેની સનંદ આપી, કોર્ટમાં વકીલાત કરવાની પરવાનગી આપી છે.

× × ×

સૌ. માણેકબાઇ કહાનજી ધર્મસિંહ કવિનાં તા. ૧૫ મી સપ્ટેમ્બરે રાજકોટમાં થયલાં અકાળ અવસાનની નોંધ લેતાં અત્યંત ખેદ થાય છે. મર્હુમ બ્હેન સુશિક્ષિત હોઇ ભાષણો, લેખો તેમજ પુસ્તકોથી ગુજરાતના સ્ત્રી સમાજની તેમણે સ્તુત્ય સેવાઓ કરી છે. સ્ત્રી સમાજની અનેક પ્રવૃત્તિઓમાં તેમનો આગેવાની ભર્યો ભાગ હતો, અને કેટલીક સંસ્થાઓ તેમના પ્રયત્નથી સ્થપાઈ હતી. રાજકોટની "સ્ત્રી સુબોધિની સભા" તેમનાંજ પરિશ્રમનું ફળ છે. મર્હુમે "સ્ત્રી ધર્મ-બોધ," "મહિલા સંસાર," "ભક્તિસુધા," "સુખરૂપ સ્ત્રી સંસાર" વગેરે ઉપયોગી પુસ્તકો લખ્યાં હતાં. એમના અવસાનથી ગુજરાતે એક આગેવાન સ્ત્રી રત્ન ગુમાવ્યું છે. પ્રભુ એમના આત્માને શાન્તિ અર્પો, એજ પ્રાર્થના.

---

## એશિયા.

બ્રહ્મદેશમાં કેચીન જાતની કેટલીક સ્ત્રીઓ માથા ઉપર કપડું બાંધી રાખે છે. આ કુમારી અવસ્થાનું મુખ્ય ચિન્હ છે.

× × × ×

બ્રહ્મદેશની મહિલા-સંઘની સભાસદ સ્ત્રીઓએ રંગુનના બજારની ગૌમાંસ વેચવાની દુકાનો પર કેટલાક દિવસો સુધી લાંઘણો કરી, આખરે એ દુકાનો અને કસાઇખાના બંધ કરાવ્યાં છે. સ્ત્રીઓ ધારે તો શું ન કરી શકે?

× × + ×

સીલોનમાં બૌદ્ધ ધર્મ ચાલે છે એ સૌ કોઇ જાણતું હશે. એ ધર્મની સાધ્વીઓ જેમને "ભીક્ષુણી" નામે ઓળખવામાં આવે છે, તેઓ ધર્મપ્રચારનું કામ બહુજ ઉત્સાહથી કરે છે. સીલોનમાં એવી ભીક્ષુણીનું એક ખાસ મંડળ છે.

× × × ×

ચીનની સ્ત્રીઓ પુરૂષોની જેમ અનેક બાબતોમાં નિપુણ હોય છે. કેળવણી, લેણદેણ અને વ્યાપાર વગેરે કરવામાં તેઓ કુશળ હોય છે. ચિકિત્સા-શાસ્ત્ર પર તેમને ખાસ પ્રેમ છે. ત્યાંની લગભગ સર્વ હોસ્પીટલોની વ્યવસ્થા સ્ત્રીઓનાજ હાથમાં છે, જે કામ તેઓ કુશળતાથી કરે છે.

× × × ×

હોંગકોંગ (ચીન) માં ચાર હજાર સ્ત્રી-ગુલામો છે. આ ગુલામીનો રિવાજ નાબુદ કરવાને ત્યાંની સ્ત્રીઓ ભારી પ્રયત્નો કરી રહી છે.

× × × ×

અફગાનિસ્તાનના નામદાર અમીરે કાબુલમાં સ્ત્રીઓને માટે એક વૈદકીય શાળા ખોલી છે.

---

## અમેરિકા

આલ્બનીની કાઉન્ટી હોસ્પીટલમાં એક આશ્ચર્યકારક બનાવ થોડાક વખત પર બન્યો હતો. કુમારી મારગારેટ કુપર નામની એક યુવાન સ્ત્રી એ હોસ્પીટલમાં મરી ગઇ હતી અને ડોકટરોની જ્યુરીએ "સવા બે કલાક થયાં મરી ગઇ છે" એવો અભિપ્રાય પણ આપ્યો હતો. એ શબને ખસેડવાની ગોઠવણ ચાલતી હતી ત્યાં મીસિસ ઈલીઝાબેથ સ્મીથ નામની એક વૃદ્ધ બાઈ મરનારનું નામ પૂછતી આવી. શબની પાસે તેને લઇ જવામાં આવી ત્યારે સત્તાસૂચક દમામથી આંખો બંધ કરી શબની સામે ઉભા રહી તેણે કંઇક બોલવા માંડયું. થોડીવારમાંજ તેની અસરથી મારગારેટ ઉઠીને બેઠી થઇ. વૃદ્ધ સ્ત્રીએ તેને મદદ આપી ઉભી કરી; હજી તેનો જાપ તો ચાલતોજ હતો. ડોકટરો અને બાયાઓ આ જોઇને ચકિત થઇ ગયાં. ખુબી એ હતી કે મારગારેટ એ વૃદ્ધ બાઇને ઓળખતી પણ નહોતી. વૃદ્ધ બાઇને પણ મારગારેટના મરણની ખબર, તે હોસ્પીટલ પાસેથી જતી હતી ત્યારેજ, પડી હતી. એમ માલુમ પડયું છે કે તે દિવસે સવારે એ બાઇએ એક પુસ્તકાલયમાંથી મી. ફેનીંગનું લખેલું "માનસિક અને આધ્યાત્મિક ઉપચાર" નામનું પુસ્તક વાંચવા લીધું હતું. એમાં બતાવેલા ઉપચારથી તેણે મારગારેટને ફરી જીવતી કરી હતી. આ અનુભવને પરિણામે દેશના અનેક ભાગોમાંથી તેની મદદને માટે હવે માગણી થાય

છે. કેટલાક થીએટરવાળાઓએ એ બન્ને બાઇઓને સ્ટેજ પરથી પ્રજાને બતાવવાનો અભિલાષ રાખ્યો હતો પણ નાણાંની મોટી રકમ મળતી હોવા છતાં બન્નેએ એ માગણીનો ઇન્કાર કર્યો છે।

× × × ×

યૂનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા)માં દર વર્ષે સૌથી સારી નવલકથાના કે કાવ્યના લેખકને એક હજાર-હજાર ડોલરનું ઇનામ મળે છે. આ ઇનામ તે માટેની રકમ આપનારના નામ ઉપરથી "પ્યુલીટ્ઝર ઇનામ" તરીકે ઓળખાય છે. સન ૧૯૨૩ માટે એ ઇનામ શ્રીમતી વીલા સીબર્ટ કેથરને તેની "આપણામાંનો એક" (One of Ours) નામની સુંદર નવલકથા માટે મળ્યું છે. કવિતા માટેનું ઇનામ શ્રીમતી એડના સેંટ વીન્સેન્ટ મીલે જીતી ગઇ છે.

× × × ×

અમેરિકાના રાષ્ટ્રીય વિમાની મંડળે પ્હેલીવાર એક સ્ત્રીને વિમાનમાં ઉડવા માટેનું લાઇસન્સ આપ્યું છે. કાન્સાસ પ્રદેશના એટકીસન શહેરની રહેવાસી મીસ એમીલીઆ એમ. ઇઅરહાર્ટ આ પ્રથમ માન મેળવવા ભાગ્યશાળી થઇ છે. કહેવાય છે કે પૃથ્વીથી ૧૪૦૦૦ ફીટ ઉંચે તે એરોપ્લેન લઇ ગઇ હતી. આટલે ઉંચે હજી બીજી કોઇ સ્ત્રી ગઇ નથી.

× × ×

ફ્લોરિડાના ગવર્નરે મિસિસ મીલરને એ રાજ્યના રાજકવિનો ઓદ્દો આપ્યો છે. મિસિસ મીલર ફ્લોરિડાની સ્ત્રી સમાજની મંત્રિણિ છે અને પંદર વર્ષથી કવિતા કરે છે. પોતાની કવિતાઓ માટે અત્યાર પ્હેલાં તેને ઘણાં ઇનામો મળ્યાં છે.

---

યૂરપ.

અલી ફામી બે નામના ઇજીપશીઅન ગૃહસ્થનું લંડનના સેવોય હોટલમાં તા. ૧૦ મી જુલાઇએ ખુન થયું. આ ખુનનો આરોપ તેની ફ્રેંચ પત્ની ઉપર આવ્યો છે. મુકદમાની તપાસ હજી ચાલે છે.

× × × ×

યૂરપ-અમેરિકાની ગોરી પ્રજાઓને માત્ર હિન્દીઓની જ ચામડી માટે સુગ છે એમ નથી. પારીસમાં હમણાં એવા બે પ્રસંગો બન્યા હતા. એક પ્રસંગમાં એક પારસી ગૃહસ્થ અને તેમની પત્ની "એવન્યુ ડી ઓપેરા" નામના હોટેલમાં ઉતર્યા હતા, ત્યાં તેમની સાથે એક જ ટેબલ ટેબલ પર બેસી જમવાને કોઇ અંગ્રેજ મીશનરી બાનુએ વાંધો ઉઠાવ્યો હતો, પણ હોટલની બાનુએ એ વિરોધની દરકાર કરી નહતી. બીજા પ્રસંગમાં, આફ્રિકાના ડાહોમ રાજ્યના રાજકુમારો જ્યોર્જ અને યોર્ક ટેવેલોને નાચતા મેળાવડામાંથી ખસેડવા કેટલાક અમેરિકનોએ ગરબડ મચાવી હતી અને પરિણામે તેમને બ્હાર કાઢ્યાં હતા., આ રાજકુમારોમાં એક બેરોસ્ટર છે અને બીજો ડોકટર છે. ફ્રેંચ સરકારે ગોરાઓની આવી વર્તણુકથી નારાજ થઇ એક યાદી પ્રકટ કરી હતી, અને આવી સુગ રાખનારને શિક્ષા કરવાની ધમકી આપી હતી.

× × ×

ઇંગ્લાંડના નાટકના તખ્તા પર સૌથી વધારે લોકપ્રિય નટી-એકટ્રેસ કોણ છે, તે જાણવાને "બાય સ્ટેન્ડર" પત્રે હમણાં આખા બ્રિટિશ મહારાજ્યમાંથી મત માંગ્યા હતા. મત આપનારાની કુલ સંખ્યા બે લાખ જેટલી હતી. પસંદગી કરનારી કમીટીએ ઇંગ્લાંડની જાણીતી હયાત નટીઓમાંથી વીસેકની પસંદગી ઉમેદવારો તરીકે કરી, તેમને વિષે મત માંગ્યા હતા. એમાં સૌથી વધારે મત મીસ ગ્લેડીસ કુપરને મળ્યા છે. એ વીસમાંથી જે દસ નટીઓ લોકપ્રિય ગણાઇ છે તે અનુક્રમે આ પ્રમાણે: (૧) મીસ ગ્લેડીસ કુપર; (૨) મીસ ફે કોમ્પટન; (૩) મીસ જોસ કોલીન્સ; (૪) મીસ મેરી લોહર; (૫) મીસ ઇરીન વાંબ્રુધ; (૬) મીસ સીબીલ થોર્નડાઇક; (૭) મીસ ફીલીસ ડેર; (૮) મીસ પેગી ઓ'નીલ; (૯) મીસ ફીલીસ નીલ્સન-ટેરી; (૧૦) મીસ ફ્રીલીસ મનકમેન. આમાં પ્હેલી અને બીજી, તેમજ બીજી અને ત્રીજી વચ્ચે હજાર હજાર મતનો તફાવત છે. ચાર, પાંચ, અને છ નંબરોને મળેલા મતમાં બહુ તફાવત નથી.

અત્યાર પહેલાં સમજી ગઇ છે. હવે તો એ સ્થિતિ ટાળવાનો ઉપાયજ કરવો જોઇએ. એ ઉદ્દેશ પાર પાડવાને રચનાત્મક કાર્યક્રમથી વધારે સ્હેલો અને કાર્યસાધક ઉપાય બીજો એકે શોધ્યો નહિ જડે. એ કાર્યક્રમમાંયે સૌથી વધારે અસરકારક સ્વદેશીનો વિભાગ છે. ભાષણો અને ઠરાવોથી જે ઉદ્દેશ પાંચ સદી જતાંયે પૂરો નહિ પડે તે સ્વદેશીવ્રતનું પાલન એક દશકામાં સફળ કરશે. અત્યારે તો નેતાઓની ફરજ બીજી બાબતોમાં શક્તિ-જોડકી નાંખવાને બદલે એ કાર્યક્રમમાં સર્વસ્વનો ભોગ આપવાની છે. શ્રીકૃષ્ણનું સુદર્શન ચક્ર-ભારતનાં ગરીબોનું અપૂર્વ શસ્ત્ર-રેંટીઓ જ્યારે ઘેરોઘર ફરતો થશે અને તેમાંથી બનેલા કાપડથી હિન્દીઓનાં શરીરો ઢંકાશે ત્યારે હિન્દ ભુમિ પર સ્વર્ગ ઉતરશે. સ્વાર્થી, વેપારી બ્રિટનને એ રેંટીઓ જેટલો જલ્દી નમાવી શકશે તેટલી જલ્દી સબમરીનેટ કે મશીનગનો પણ નહિ નમાવી શકે. અઢારમી સદીના અંત પહેલાં એ રેંટીઓ ઘેરેઘેર ગુંજારવ કરતો; એ રેંટીઆમાંથી ભારતની મહિલાઓ દેશના આર્થિક ઉદયના લાંબા તાર કાઢતી અને કુટુંબને ઢાંકતી. હિન્દની સ્ત્રી જાતિનો એ અણમૂલો હક્ક હતો. એ હક્ક ભૂલાયો ત્યારથી ભારતની અધોગતિની શરૂઆત થઇ; એ હક્કનો ઉપભોગ મહિલાઓ ફરી કરવા માંડશે ત્યારથી ભારતની ઉન્નતિની ઉષા પ્રકટવા માંડશે. હિન્દની મહિલાઓ, પવિત્રતાની દેવીઓ ! એ હક્ક ફરી ઉપાડી લઇ ભારતનો ઉદય સાધશો ? હિન્દ ભુમિ પર સ્વર્ગ ઉતારશો ?

**હિન્દુઓની નિર્બળતા.**

ઓગસ્ટ માસના છેલ્લા અઠવાડીઆમાં હિન્દુઓના પવિત્ર ધામ કાશીમાં ત્રણ-ચાર અગત્યની પરિષદો ભરાઇ હતી. સનાતન ધર્મ સભાની બેઠક શ્રીમાન કાશીનરેશના પ્રમુખપદે મળી હતી. હિન્દુ મહાસભાની બેઠક પંડિત મદનમોહન માલવીયજીના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. સ્ત્રીઓની પણ બે ખાસ પરિષદો-હિન્દુ મહિલા મહાસભા અને આર્યમહિલા હિતકારિણી મહા પરિષદની બેઠકો થઇ હતી. આ છેલ્લી બે પરિષદોનું કામકાજ પડદામાં ચાલ્યું હતુ એટલે તેમનો અહેવાલ જાહેરમાં આવ્યો નથી અને તેમણે કેવા પ્રકારના ઠરાવો કર્યા છે તે કહી શકાતું નથી. આમાં સૌથી વધારે અગત્યની પરિષદ મહાસભાની હતી. હિન્દુ જાતિની અત્યારની શોચનીય દશા ટાળવાના ઉપાયો વિચારવા અને હિન્દુ જાતિનું સંગઠન કરવાના પ્રયત્નો કરવાના ઉદ્દેશથી આ પરિષદ ભરાઇ હતી. એ ઉદ્દેશ પાર પાડવાના સચોટ ઉપાયો સુચવતું ભાષણ પંડિત માલવીયાજીએ પ્રમુખપદેથી આપ્યું હતું. આ ભાષણમાં બીજી બાબતો સાથે હિન્દુ-મુસ્લીમ એકતા વિષે બોલતાં તેમણે હિન્દુઓની નિર્બળતા અને મુસલમાનોના અત્યાચારો માટે ખેદ પ્રકટ કર્યો હતો. સને ૧૯૧૬ માં લખનવમાં કોન્ગ્રેસ અને મુસ્લીમ લીગના નેતાઓએ હિન્દુ-મુસ્લીમ એકતા સાધવાના પ્રયત્નો શરૂ કર્યા ત્યારથી તે આજ સુધીમાં હિન્દુઓએ મુસ્લીમ ભાઇઓના લાભ ખાતર પોતાના અનેક હક્ક જતા કર્યા છે છતાં ખરી એકતા સાધી શકાઇ નથી. આમ થવાનું મુખ્ય કારણ હિન્દુઓની નિર્બળતા છે. મુસલમાનોમાં એક કોમ અને એક ધર્મી તરીકેનો સંપ છે; તેમના હૃદયમાં હિમ્મત છે અને વધારામાં ઝનુન પણ છે. હિન્દુઓમાં આમાંનું કાંઇ પણ નથી. હિન્દુઓની જુદી જુદી જાતિઓમાં, જુદા જુદા સંપ્રદાયોના અનુયાયીઓમાં કોમી જુસ્સો કે સંપ નથી; વ્યક્તિઓના હૃદયમાં હિમ્મત પણ નથી. પરિણામે તેમને દરવખત મુસલમાનોને નમવું આપવું પડ્યું છે યા તેમના અત્યાચારો સ્હેવા પડયા છે. પંડિતજીએ આ અત્યાચારોનું હૃદયભેદક વર્ણન પોતાના ભાષણમાં કર્યું છે. સન ૧૯૧૬ માં પૂર્વ બંગાલામાં કેટલાક મુસલમાનોએ હિન્દુ સ્ત્રી પુરૂષો ઉપર અમાનુષી અને જંગલી હુમલા કર્યા હતા. ૧૯૨૦ માં મોપલાઓએ રાણુ મલબારમાં તેજ કરી બતાવ્યું અને તલવારની ધમકીથી અનેકને વટલાવ્યા. મુલતાન, અમૃતસર અને અજમેરમાં પણ મંદિરો અને મૂર્તિઓનો નાશ થયો, અને સ્ત્રીઓની આબરૂ લુંટાઇ. સહારનપુરમાં બનેલા બનાવો તો હજી તાજા છે. ત્યાંની સ્થિતિનું સ્વામી શ્રદ્ધાનંદજીએ કરેલું વર્ણન હૃદયભેદક અને કમકમાટ ઉપજાવે એવું છે. આ બધું શાથી થયું ? હિન્દુઓ નિર્બળ છે તેથી; તેમનામાં પોતાનું અને પોતાના સ્ત્રી

બાળકોનું તેમજ ધર્મનું રક્ષણ કરવાની તાકાત નથી તેથી. નિર્બળ અને સબળ વચ્ચે મૈત્રી સંભવેજ નહિ. એમ થાય તો નેવનાં નીર મોભે ચઢયાં ગણાય. અત્યારસુધી મૈત્રી માટે જે પ્રયત્નો થયા છે અને જે કંઇ થોડી ઘણી સફળતા તેમાં મળી છે, તે હિન્દુઓએ આપેલા ભોગનેજ આભારી છે. લખનવમાં થયેલા કરાર કરતાં પણ વધારે હક્કો મુસ્લીમભાઇઓને આપવાની હિન્દુઓએ વારંવાર કબુલાત એ મૈત્રી ટકાવી રાખવા આપી છે. પરિણામ એ આવ્યું છે કે મુસ્લીમ જાતિ હિન્દુઓની નિર્બળતા જોઇ ગઇ છે અને હવે દરેક બાબતમાં પોતાનો કક્કો ખરો કરાવવાની હઠ લે છે. અને એ હઠ પૂરી ન પડે તો એકતામાં ખલેલ પડવાની ધમકી આપે છે. આવા પ્રકારની ધમકી અત્યારની શુદ્ધિની પ્રવૃત્તિ સંબંધી પણ અપાઇ છે અને ઘણા હિન્દુ નેતાઓ તેથી વિહ્વલ થઇ ગયા છે. ભૂતકાળમાં મુસ્લીમ તેમજ હિન્દુ નેતાઓએ એ બન્ને કોમોને હિન્દ માતાના પુત્રો જણાવી તેમને નાના અને મોટાભાઇની ઉપમા આપી છે. મૌલાના મહમદઅલીએ તો એથી આગળ વધી હિન્દુ-મુસલમાનને રામ-લક્ષ્મણની ઉપમા એક વખત આપી હતી. આ ઉપમા મુજબ જો નાનો ભાઇ કોઇવાર લાડમાં હઠ કરે તો મોટાભાઇએ તે સ્વાભાવિક ઉદારતાથી પૂરી પાડવી જોઇએ એવી તેમની દલીલ છે. આ વાત સાચી છે; પરન્તુ કેટલીક હઠ એવી હોય છે કે જેને ગમે તેટલી ઉદારતા છતાં લાડ તરીકે ગણી ન શકાય. એવી હઠ થાય ત્યારે તમાચો મારી નાનાભાઇની શુધ ઠેકાણે લાવવાની શક્તિ મોટા ભાઇમાં હોવી જોઇએ, નહિતો નાનાભાઇ માથે ભાણું થાપે. રામ-લક્ષ્મણની ઉપમા તો લાગુજ ન પડી શકે. એ ઉપમા સાચી હોય તો મોટા ભાઇને ખાતર નાનાભાઇએ ભોગ આપવા હંમેશા તૈયાર રહેવું જોઇએ. મુસ્લીમ ભાઇઓએ એવી રીતે ભોગ આપવાને બદલે ભોગ લેવામાં પોતાની કૃતકૃત્યતા માની છે. આવા પ્રકારના એક તરફી ભોગના થીંગડાં મારી સાચવી રાખેલી એ એકતા અખંડ રાખવી હોય તો હિન્દુઓએ નિર્બળતા ત્યાગી સબળ થયેજ છુટકો છે. બરોબરીઆ થયા સિવાય હિન્દુ મુસ્લીમ એકતાની હોડી રાજકીય મહાસાગરમાં ઝંપલાવીએ તો ખરાબે અથડાઇને તેના ચૂરા થાય; સ્વરાજ્યને બંદરે પહોંચીજ ન શકાય. એ હોડીમાં હલેસાં મારનાર બન્ને ખલાસીઓમાં સરખું બળ હોવું જોઇએ. હિન્દુઓમાં એ બળ અત્યારે નથી; પરન્તુ હિન્દની સ્વતંત્રતાને ખાતર એ બળ મેળવવુંજ જોઇશે. એ બળની પ્રાપ્તિ માટે હિન્દુઓએ શારિરિક તાલીમ લેવી પડશે; હૃદયની હિમ્મત ખીલવવી પડશે અને કોમી તેમજ ધાર્મિક જુસ્સો સતેજ રાખવો જોઇશે. આપણે એટલું ન કરી શકીએ ત્યાં સુધી સ્વરાજ્ય અને સ્વતંત્રતા મેળવવાની બધી વાતો સ્વપ્નવતજ સમજવી. હિન્દુ જાતિના અસ્તિત્વનો આધાર પણ એ બળની પ્રાપ્તિ ઉપરજ રહેલો છે. અત્યારની સ્થિતિ જો લાંબો સમય ચાલશે તો હિન્દુ જાતિનું નામનિશાન પણ પૃથ્વી પરથી ભુંસાઇ જશે એ નિઃસંશય છે. હિન્દુ ભાઇઓ! તમારી જાતિને ખાતર, તમારા સ્વધર્મની રક્ષાને ખાતર, તમારા સ્ત્રી-બાળકોની આબરૂને ખાતર અને છેવટે ભારત માતાના ઉત્કર્ષને ખાતર આટલું કરી શકશો ખરા? જવાબ નકારમાં આવે તો નક્કી માનજો કે આપણે આ ભૂમિ પર જીવવાને માટે લાયકજ નથી. પંડિતજીના વચનોનો પડઘો પાડીને કહીએ તો "સ્ત્રીઓની લાજ લુંટાતી જોવી, મંદિરો ઉપર હુમલા થતાં અને તેમને બળતાં જોવાં અને મૂર્તિઓને ભંગાતી જોવી તેના કરતાં મરવું બહેતર છે." હિન્દુ નેતાઓએ મુસલમાનોની ધમકીથી વિહ્વલ થવાને બદલે હિન્દુ જાતિને દરેક પ્રકારે સબળ બનાવવાના સંગીન પ્રયત્નો કરવા જોઇએ. મુસલમાન નેતાઓ તો પોતાની જાતિ ભાઇઓને અંકુશમાં રાખવાને બદલે તેમની ધમકીઓ સ્પષ્ટ કરવામાંજ પોતાની ફરજની પૂર્ણાહુતિ થયેલી માને છે. મુસલમાનો હિન્દુઓને જબરદસ્તીથી વટલાવે તેનો તેમને મન હિસાબ નથી; પરન્તુ એવી રીતે વટલેલાઓને શુદ્ધ કરી પાછા હિન્દુ ધર્મમાં લેવાનો પ્રયત્ન હિન્દુઓ કરે તો તેઓ શોર મચાવે છે. આમાં ન્યાય કે સમાનતાની ભાવનાઓ કેવી રીતે સચવાય તે અમે સમજી શકતા નથી. હિન્દના ઉત્કર્ષને ખાતર એકલા હિન્દુઓએજ ભોગ આપવો અને મુસલમાનોએ મનનું ધાર્યું કરવું એમ જો તેઓ માનતા હોય તો તેમની ભુલ સુધારવાની જરૂર

છે. એકતા એવી રીતે નહિ સાધી શકાય અને એવી એકતાથી હિન્દનો ઉદય પણ નહિ થાય. પરન્તુ જે જાતિ દેશહિત કરતાં સ્વાર્થને વધારે પ્રિય ગણે છે તેને દલીલોથી નહિ સમજાવી શકાય. હિન્દુ જાતિ નિર્બળ રહી તેમની પાસે ન્યાય માગે તેથી દહાડો નહિ વળે. એ ન્યાય માગવાને બદલે તે મેળવવા જેટલી સબળતા કેળવવી જોઇએ. માંગીને મેળવેલું લાંબો સમય ન ટકે; આપ બળથી મેળવેલુંજ ચીરઃસ્થાયી થાય. આપ મુઆ વિના સ્વર્ગે નહિ જવાય.

**લગ્ન કેટલી ઉમ્મરે થવાં જોઇએ?**

હિન્દુ પ્રજાની હાલની નૈતિક અને શારિરિક અધોગતિ વિષે જેમણે ગંભીર વિચાર કર્યો છે તેઓ સર્વ મુક્તકંઠે સ્વીકારે છે કે બ્રહ્મચર્યના ત્યાગથી અને બાલવયમાં વિવાહ કરવાથી આ શોકજનક પરિણામ આવ્યું છે. શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના બ્રહ્મચર્ય ગણાવ્યા છેઃ સામાન્ય, મધ્યમ અને ઉત્તમ અને તે વિષે પુરૂષોને માટે અનુક્રમે પચીશ, છત્રીશ અને અડતાળીશ વર્ષનું વય અને સ્ત્રીઓને માટે સોળ વીસ અને ચોવીસ વર્ષનું વય ઠરાવ્યું છે. અત્યારની સ્થિતિ જોતાં શાસ્ત્રોની આજ્ઞાથી આપણે કેટલા વેગળા છીએ તે સહજ સમજી શકાશે. શાસ્ત્રાજ્ઞાનું આ પ્રમાણે ઉલંઘન કરવાથી હિન્દુ પ્રજા નિસ્તેજ, નિર્બળ, અને અલ્પાયુ બની છે, અને અનેક બાલવિધવાઓના દુઃખી હૃદયના શાપનો ભોગ બની છે. જો આ પ્રમાણે સો બસો વર્ષ વધારે ચલાવી લેવામાં આવે તો હિન્દુ પ્રજા હતી ન હતી થઇ જાય એ નિઃસંશય વાત છે. આ ભયંકર પરિસ્થિતિમાંથી હિન્દુ સમાજને ઉગારી લેવા માટે જલ્દી પ્રયત્નો થવા જોઇએ. આવો એક પ્રયત્ન કાશીમાં ઓગસ્ટ માસમાં મળેલી સનાતન ધર્મ સભાની બેઠકમાં થયો હતો. પ્રમુખપદેથી શ્રીમાન કાશીનરેશે પોતાના ભાષણમાં બ્રહ્મચર્યનો લોપ થવા માટે શોક કર્યો હતો અને વર-કન્યાના લગ્ન માટેની યોગ્ય ઉમ્મર વિષે નિર્ણય કરવાની જરૂર જણાવી હતી. તે મુજબ બીજા દિવસની બેઠકમાં વિવાહ કાળના નિર્ણય સંબંધી એક ઠરાવ લાવવામાં આવ્યો હતો જેની ઉપર જુના વિચારવાળા તે
સુધારકપક્ષ તરફથી ગરમાગરમ ચર્ચા થઈ હ
જુના વિચારવાળા પક્ષની દલીલ એવી હતી
વિવાહ એક સંસ્કાર છે અને તે સંસ્કાર ધ
શાસ્ત્રોએ નક્કી કરેલે સમયે થવો જોઇએ. તે
માન્યતા પ્રમાણે ધર્મશાસ્ત્રોએ રજોદર્શન પ
કન્યાના વિવાહ કરી નાંખવાનું ઠરાવેલું છે. પ
ણામે દશ વર્ષથી માંડીને ચૌદ વર્ષની ઉમ્મર
ધીમાં લગ્ન કરી નાંખવાની એ પક્ષ સલાહ આ
છે. સુધારક પક્ષે લગ્નની ઉમ્મરનો આધાર રજો
ર્શનને બદલે યોગ્ય વર મળવા ઉપર વધારે રા
છે એમ જણાવ્યું હતું. રજોદર્શન થયા પ
યોગ્ય વર ન મળી શકે તો કુપાત્રને કન્યા
તેને જીવનભર દુઃખી કરવી પડે. આ બા
શારીરિક હોવાથી ધર્મશાસ્ત્રો કરતાં વૈદકશાસ્ત્રે
ઠરાવેલી હદ વધારે યોગ્ય ગણવી જોઇએ. સુ
તના વચન પ્રમાણે સોળ વર્ષથી નાની ઉમ્મર
સ્ત્રી જો ગર્ભ ધારણ કરેતો કાંતો તે ગર્ભ મ
નાશ પામે અથવા જન્મે તો લાંબો વખત જ
નહિ અને જીવે તો દુર્બલ થાય છે. હિ
સમાજની અત્યારની દશા જોતાં સહજ સમ
શકાય છે કે સુશ્રુતનું એ વચન સત્ય છે. છે
છે. હિન્દુ પ્રજા દુર્બલ અને નિસ્તેજ બની
તેનું કારણ બાલવિવાહજ છે. બીજી પણ એ
સંગીન દલીલ મોટી ઉમ્મરે લગ્ન કરવાની ત
ફેણમાં છે. લગ્ન સંસ્કારમાં વર-કન્યા પરસ્પ
જે પ્રતિજ્ઞાઓ લે છે તે સમજવા જેટલું વ
*લગ્ન કરનાર સ્ત્રી તેમજ પુરૂષનું* જરૂર હો
જોઇએ. દશ વર્ષની બાલા એ પ્રતિજ્ઞાઓ
રહસ્ય ન જ સમજી શકે. એ માટે તો ચૌદ
તેથી વધારે વર્ષની ઉમ્મર કન્યાની હોવી જોઇએ
અને એટલી મોટી ઉમ્મર હોય તોજ બ્રહ્મચર્ય
પાલન શાસ્ત્રાજ્ઞા પ્રમાણે યથાર્થ રીતે કરી શકા
અને પરિણામે ભવિષ્યની પ્રજા બળવાન અ
દીર્ઘાયુ બને. હિન્દુ જાતિના હિતને ખાતર વૈદ
શાસ્ત્રના નિયમોને અનુસરીને લગ્નનું વય નક્કી
કરવું જોઇએ. એમ થશે તોજ હિન્દુ પ્રજા ચી
રસ્થાયી બનશે; નિસ્તેજ અને નિર્માલ્ય મટી બળ
વાન થશે, અને પ્રાચીન આર્યોના જેવા આદર્શ
અને ઉજ્જવલ કીર્તિ ટકાવી રાખી શકશે.



( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. નવેમ્બર ૧૯૨૭. અંક ૩ જો.

# સીમન્ત.

( રાસ. )

લેખકઃ—શ્રીયુત દામોદરદાસ ખુ. બોટાદકર.

( સોનલા ઇંઢોણી રે રૂપા મારૂં બેડલું રે લોલ,
પાણી ગ્યાં'તાં સરવરિયાની પાળ...એ ઢાળ. )

સોનલાં કચોળું રે હીરે જડી કાંસકી રે લોલ,
રંગભર્યાં બેસણીએ બાજોઠ;
વાટડી નિહાળે રે સહિયર સંગની રે લોલ,
હિંચે એને કાળજડે કંઈ કોડ.

ઓરડેથી આવો રે ગુણિયલ ગોરણી રે લોલ!
આવો મારી વંશવધારણ, વેલ્ય;
પિયરપનોતાં રે શીયળ સોહામણાં રે લોલ,
આવો શીળી સાસરિયાની સેર.

કુળવહુવારૂ રે આવો તમે આજનાં રે લોલ,
આવો એવાં કાલ્ય તણાં કંઇ સાય;
ધીરે-ધીરે ધારો રે ચરણ સુલોચના રે લોલ,
મોંઘા ઉર માણક ના મચકાય.

જીવડાને સાટે રે લેજે એને જાળવી રે લોલ,
એ છે રૂડી અમરાપુરની આથ;
ઉર અજવાળે રે મુખપર મ્હાલતા રે લોલ,
આછા એનાં ચળકંતા ચળકાટ.

મનડે મધુરાં રે સોહે સુખસોણલાં રે લોલ,
ઝીણી-ઝીણી આળસ ઉપજે અંગ;
ઘેનમાં ઘેરાતી રે આંખડી ઉઘાડજો રે લોલ,
જોજો સખિ! આલમના ઉછરંગ.

કેશ માંહિ ગુંથું રે મોતી મોંઘા મૂલનાં રે લોલ,
સિંચું રૂડા સેંથલડે સિંદૂર;
રાખડી રચાવું રે નણદીના નેહની રે લોલ,
ઉંડી એને આશીષ ઉછળે ઉર.

માથડે ધરાવું રે મણિમય મોડિયો રે લોલ,
ઝીલો એવા જનનીભવના ભાર,
શ્રીફળ સલુણી રે! ખોળે ધરૂં ખાંતથી રે લોલ,
દેજો એવા અમને ફાલ રસાળ.

રાજ તણી રીઝે રે સોણલે ન સાંપડે રે લોલ,
સુર૦ પણ લેઇ શકે નહિ લ્હાણ;
અજળ અમૂલાં રે પિતરૂને પોખતાં રે લોલ,
દેજો એવાં સુતનાં દોહ્યલ દાન.

જાડડાં શું જાણે રે મદભર્યાં માનવી રે લોલ!
આવો રૂડો અણમાપ્યો ઉપકાર;
રણમાં રચાવે રે વાડીઓ વૈસન્તની રે લોલ,
એ તો અલબેલડીનો અધિકાર.





સીમન્તિનીના શૃંગાર

ચિત્રકારઃ–શ્રીમાન શેઠ પુરુષોત્તમદાસ

# સૌ કહેજો "વારૂસ્તો ને !"

(તુલસી મહાત્મ્યની વાર્તા.)

લેખિકા:
સૌ. ચૈતન્યબાલા મજમુંદાર.

ચિત્રકાર: શ્રીમાન્ પુરૂષોત્તમ.



એક દિવસ ઇશ્વર અને પાર્વતી બેઠાં હતાં; પાસે ગણપતિ ને નંદી હતાં. પાર્વતીએ કહ્યું:–" ઇશ્વર, ઇશ્વર, ચોમાસાના લાંબા પહોળા દહાડા આવ્યા તે તો કાંઇ જતા નથી. સુતાં રહેવાય નહિ, બેઠાં રહેવાય નહિ. તેથી કાંઇ વ્રત કાઢો, વરતુલાં કાઢો, પાનાં કાઢો, પુસ્તક કાઢો."

ઇશ્વરે પહેલું કાઢ્યું બ્રહ્માનું, બીજું કાઢ્યું વિષ્ણુનું, ત્રીજું કાઢ્યું સૂરજનું, ચોથું કાઢ્યું રૂદ્રનું, પાંચમે પાને તુળશી માનાં વ્રત નીકળ્યાં. ઇશ્વરે કહ્યું, 'કરો તો કરજો રે બાપ, જ્યારે અંધારો મસવાડો આવે, અજવાળો પખવાડો આવે, દેવશયની અગીઆરસનો દહાડો આવે, તે દહાડેથી પાંચે સેરે, પાંચે ગાંઠે, ધૂપી વાશી, દીપી વાશી, પીળી પૃષ્ઠે, રવિ દૃષ્ટે, તુલસીમાના દોરડા બાંધીએ, તુલસીમાને ક્યારે ચાંલ્લા કરીએ, સાથીઆ કરીએ, ઘીના દીવા કરીએ: દસ કણ તલના, દસ કણ ચોખાના કંકુ સુખડ ફુલ લઇને તુલસીમાની પૂજા કરીએ.

" ચાર અસવાડા ભૂખ્યાં ને તરસ્યાં રહીને તુલસીમાની નમણા મુખે વારતા કહીએ. વારતાનું સાંભળનાર ના હોય તો ગાયને ગાલે (કાન) કહીએ, પીપળાને પાન કહીએ, સૂરજ દેવતાને સાખે કહીએ, શ્રી તુલશીમાને ક્યારે કહીએ: તેથી કોઇ ના હોય તો અપવાસ કરીએ." તો પાર્વતીએ કહ્યું, જે "વારૂસ્તો ને !"

વળી ઇશ્વરે કહેવા માંડ્યું:—

" પહેલે વર્ષે આપીએ ઘરનું કુંડું,
તો પામીએ હેવાતન રૂડું;
બીજે વરસે લાડુ ઘડો,
તો પામીએ ભાઇ પુત્ર બાળુઓ;
ત્રીજે વર્ષે ખીર ને ખાંડ,
તો પામીએ ભાઇ પુત્ર સંતાન;
ચોથે વર્ષે ચરણાં ચોળી,
તો પામીએ ભાઇ ભાંડુની ટોળી.

પાંચમે 'વર્ષે તલ તાંદુલા,
તો તુલસીમા પૂરે આશ ઉતાવળાં.''

તો પાર્વતીએ કહ્યું, જે ''વારૂસ્તોને !''

એક રાજાને રાણી હતી. રાણીએ વ્રત કરવા માંડ્યાં. એ તો એક દહાડો વાર્તા કહેવી ભુલી ગઇ. રાણીએ કહ્યું, "હું તો કહાણી કહેવી ભૂલી ગઇ છું. રાજાજી, રાજાજી, ગામમાં અરો વગડાવો, પડો વગડાવો—" ગામમાં કોઇ ભૂખ્યું છે કોઇ તરસ્યું છે ?"

રાજાએ ગામમાં પડો વગડાવ્યો. સીપાઇઓ કહે, "નારે બાપા, અત્યારે ખરે બપોરે કોઇ ભૂખ્યું ક્યાંથી, કોઇ તરસ્યું ક્યાંથી ?"

રાણીએ લાલા દિવાનને કહ્યું ''જાઓ જઇને વન વગડામાં જોઇ આવોને. કોઇ ભૂખ્યું છે, તરસ્યું છે ?'' તો લાલા દિવાને કહ્યું, જે 'વારૂસ્તો ને !'

લાલા દિવાન જઇને જુવે છે તો એક કઠીઆરો અને કઠીયારણ લાકડાંની ભારી વેચવા જતાં'તાં. તેણે પૂછ્યું "બાઇ કઠીઆરણ, બાઇ કઠીઆરણ, ભૂખી છે કે તરશી છે ?"

''નારે બાપા, અત્યારમાં મ્હારે ખાવું ક્યાંથી ? લાકડાંની ભારી વેચીશું ત્યારેસ્તો ને !''

'ચાલ તને મ્હારી રાણી બોલાવે છે,'' કઠીઆરણે કહ્યું. ''નારે બાપા, રાજા લોક તો મોટા લોકઃ મારે, દંડે, દૂભે (પીટે).''

''નારે બેન, મ્હારી રાણીને ત્હને મારવી નથી, દંડવી નથી, દૂભવવી નથી. રાજાની રાણી કહાણી કહેવી ભૂલી ગઇ છે તે સાંભળીને ચાલી જજે.'' કઠીઆરણે કહ્યું, જે "વારૂસ્તો ને !"

લાલા દિવાન ને કઠીઆરણ ચાલ્યાં જાય છે. ત્યાં પહોંચ્યાં એટલે રાણી બેઠી નીચે બેસણે; કઠીઆરણને બેસાડી ઉંચે બેસણે. રાણી વાર્તા કહેછે; કઠીઆરણ હુંકારો દે છે. એટલામાં કઠીઆરણને ઉંઘનું ઝોકું આવ્યું. કઠીઆરણના પેટમાં દસ મહિનાના ગર્ભે હુંકારો દીધો, જે "વારૂસ્તો ને."

રાણી બોલી; "બાઇ કઠીઆરણ, બાઇ કઠીઆરણ, ત્હારા પેટમાં કામણ છે, કે કૌતક છે ? ભૂત છે, કે પ્રેત છે ?" "નારે બાપ, મ્હારા પેટમાં કામણ નથી, કૌતક નથી, ભૂત નથી; પ્રેત નથી; મ્હારા પેટમાં દસ મહીનાનો ગર્ભ છે, ત્હેણે હુંકારો દીધો." તો રાણીએ કહ્યું, જે "વારૂસ્તો ને."

કઠીઆરણ તો ઘેર ગઇ. ઘેર ગઇ ને છોકરી આવી. કઠીઆરણે કહેવા માંડ્યું: "આપણાં પેટનું પૂરું થતું નથી, તો ત્રીજીનું શું કરીશું ? જાઓ મુકોને જઇને વનવગડામાં. ઝાડે ઝોળી બાંધીને છોકરીને સુવાડી આવોને." કઠીઆરાએ કહ્યું, જે "વારૂસ્તો ને !"

વનવગડામાં ઝાડે ઝોળી બાંધી છે, છોકરી સુવાડી છે, મોર પંખી મળ્યાં છે, હાલો હાલો ગાયછે; કામદુધા ધવરાવીને જાય છે. —"હાલોરે બ્હેનને હાલો, પેંડાણની પરસાળ થશે, ઘોડાનાં ઠમાક થશે, પાળનાર પરણશે, ઉછેરનારી શોક્ય થશે, કર્મ કોઠાર થશે, લક્ષ્મી ભંડાર થશે, હિંડાળાખાટ પશે, ત્રિભુવન વાસ થશે, રાજાને ઘેર રાણી થશે, પાંચ પુત્રની માડી થશે—હાલો રે બ્હેનને હાલો." તો પડઘો પડ્યો, જે ''વારૂસ્તો ને !''

રાજા એક દહાડો શિકાર રમવા નીકળ્યા છે. સાથે લાલો દિવાન છે. રાજાએ કહ્યું; ''જાવ, લાલા દિવાન, જઇને જોઇ આવોને—હાડીઆં સરખું શું લટકે છે, કાગડા સરખું

શું કકળે છે, માણસ સરખું શું બોલે છે ?"

લાલા દિવાન જઇને જુવે છે તો ઝાડે ઝોળી બાંધી છે, છોકરી સુવાડી છે, મોર પંખી હાલો હાલો ગાય છે, કામદુધા ધવરાવીને જાય છે, બધું હાલરડું સંભળાય છે!

લાલા દિવાને આવીને કહ્યું " રાજાજી રાજાજી, વન વગડામાં કામણ દીઠું, કૌતક દીઠું. " રાજાએ પૂછ્યું "શું કામણ, ને શું કૌતક દીઠું તે મને કહોને. " એટલે " વન વગડામાં ઝાડે ઝોળી બાંધી છે "થી માંડીને લાલા દિવાને " રાજાને ઘેર રાણી થશે, પાંચ પુત્રની માડી થશે." સુધી બધું હાલરડું બોલી બતાવ્યું.

રાજાએ કહ્યું: "ચાલોને ત્યારે, આપણે જઇને જોઇએ " સૌ કહે, જે " વારૂસ્તો ને. " રાજા જઇને જુવે છે તો મોર પંખી ઉડી ગયાં, કામદુધા હાલી ગયાં.



છોકરી સોળ વરસની સુંદરી થઇને રહી છે.

રાજાએ કહ્યું: "ચાલોને ત્યારે એને આપણે ઘેર લઇ જઇએ. " રાજા ઘેર લઇને જાય છે. રાણીજીને કહેવા માંડ્યું " રાણીજી, રાણીજી, આપણે પેટ છોકરું નથી, છૈયું નથીઃ લ્યોને આને પાળો, પોષો, ઉછેરીને મોટી કરો. " રાણી તો પાળે પોષે, ઉછેરીને મોટી કરે. છોકરી તો દહાડે ન વધે એટલી રાતે વધે, ને રાતે ન વધે એટલી દહાડે વધે.

છોકરી સોળ વરસની સુંદરી થઇને રહી છે. રાણીએ કહ્યું " રાજાજી, રાજાજી, આપણી કુંવરી મોટી થઇ, એને માટે વર ખોળો, ઘર ખોળો, કુળ ખોળો." તો કહ્યું, જે "વારૂસ્તો ને!"

રાજાએ લાલા દિવાનને કહ્યું, " જાવ જઇને આપણી કુંવરીને માટે વર ખોળો, ઘર ખોળો, કુળ ખોળો. " લાલાજી તો એક દેશ લે છે ને બીજો દેશ મુકે છે. ત્રીજો દેશ લે છે ને ચોથો દેશ મુકે છે. પણ વર તો ખોળ્યા જડતા નથી. રાજાને આવીને હકીકત કહી. રાજાએ રાણીને કહ્યું, " રાણીજી, રાણીજી, કુંવરીને માટે વર તો ખોળ્યા જડતા નથી; લાવોને ત્યારે હું જ પરણું ! "

રાણીએ કહ્યું "હાંરે ! બાપ, પાળનાર કદી પરણે નહિ, ને ઉછેરનાર કદી શોક્ય થાય નહિ. " રાજા કહેઃ " રાણીજી, મને પરણીશ, ક—મને પરણીશ, રંગે પરણીશ ક—રંગે પરણીશ, પણ પરણીશ, પરણીશ ને પરણીશ !"

રાજાએ તો આલાલીલા વાંસ વઢાવ્યા છેઃ નવરંગી ચોરીઓ ચિતરાવી છે. કુંભારના ઢોળીઆ ઉતરે છે. બ્રાહ્મણ વેદ ભણે છેઃ રાજારાણી પરણે છે. પહેલું મંગળ વરત્યું,

બીજું મંગળ વરત્યું, ત્રીજું મંગળ વરત્યું, ચોથે મંગળે રાજારાણી પરણીને ઉઠ્યાં છે.

પરણીને ઘરમાં ગયાં એટલે ન્હાલી રાણીએ કંકાસ માંડ્યો. મ્હોટી રાણીએ કહેવા માંડ્યું: "લાલાજી, લાલાજી, જાવને, એને પળી ઘી ને પાશેર કોદરા આપીને, વનવગડામાં ઝુંપડી બાંધીને મુકી આવોને."

લાલા દિવાન જઇને મુકી આવ્યા છે. એ તો વનવગડામાં ઝુંપડી બાંધીને રહી છે. તુલસીમાને ટીંબે માથું મુકીને સુતી છે. તુલશીમાએ ન્હાની રાણીને સ્વપ્નું આપ્યું, "ઉઠ, ઓ ન્હાની રાણી, શા સુખે સુતી છે? ઉઠ, ઉઠ મ્હારાં વ્રત કરની" "શાં વ્રત કરું? વરતુલાં કરું?. મા, તે મ્હને કહોને!"

તુલસીમાએ વ્રત બતાવ્યાં. રાણી વ્રત કરે છે. એને તો તુલસીમા પ્રસન્ન થયાં છે; ઘણાં સારાં ને ઘણાં રૂડાં વાનાં થયાં છે. ઝુંપડી ઉડી ગઇ છે. મંદિર માળીયાં થયાં, ગોખને જાળીયાં થયાં, પહાણની પરસાળ થઇ; લોઢાનાં કમાડ થયાં, ત્રિભુવન વાસ થયા!

વરસ વહી ગયાં, મ્હોટી રાણીએ લાલા દિવાનને કહ્યું: "લાલાજી જાવ જઇને જોઇ આવોને, ન્હાની રાણી જીવે છે કે મરી ગઇ?" લાલા દિવાન જઇને જુવે છે, તો એને તો ઘણાં સારાં ને ઘણાં રૂડાં વાનાં થયાં છે; એ જીવે છે અને એની ઝુંપડી ઉડી ગઇ, ને મંદિર માળીયાં, ગોખને જાળીયાં, હિંડોળા ખાટ, ત્રિભોવન વાસ થઇને રહ્યાં છે.

રાજાએ જાણ્યું, એટલે એ જોવા જાય છે. ત્યાં રાજારાણી હિંડોળા ખાટ હિંચે છે; ખાનપાન ખાય છે, કોગળા નાખે છે. પહેલી દષ્ટે પહેલો પુત્ર, બીજી દષ્ટે બીજો પુત્ર, ત્રીજી દષ્ટે ત્રીજો પુત્ર, ચોથી દષ્ટે ચોથો પુત્ર, પાંચમી દષ્ટે પાંચમો. પાંચેનાં નામ પાડ્યાં છે: આદિત્ય, માર્તંડ, ભાસ્કર, દિવાકર, પ્રભાકર. પાંચે ખાય છે, રમે છે, જમે છે ને ફરતા ફરે છે.

મ્હોટી રાણીએ કહ્યું: "જાઓ લાલા દિવાન જઇને જોઇ આવોને: રાજાજીને કેમ વાર લાગી?"

લાલાજી જોવા જાય છે. જોઇ આવીને કહ્યું, "રાજા રાણી હિંડોળાખાટ હિંચે છે; ખાનપાન ખાય છે; કોગળા નાખે છે; પાંચ પુત્રો થયા છે. લીલાલહેર થઇને રહી છે!"

રાણીએ કહ્યું: "જાઓને, ત્યારે એના છોકરાને ઝેરના લાડુ કરીને આપું તે આપી આવોને." લાલાજી આપવા જાય છે.

લાલા દિવાને કહેવા માંડ્યું: "ન્હાની રાણી, ત્હમારી મોટી રાણીએ અમૃતના લાડુ મોકલાવ્યા છે, તે લ્યોને; ત્હમારા છોકરાઓને ખવરાવોને." રાણીએ કહ્યું: "નારે બાપ, અમારે શું કરવા છે? મુકોને, મ્હારાં તુલસી માને ક્યારે." તુલસી માને ક્યારે લાડુ મૂક્યા છે: અમૃતના લાડુ થઇને રહ્યા છે.

એટલામાં છોકરાઓ બારણેથી રમતા જમતા આવ્યા. "મા, મા, દસેરા દીવાળીના દહાડા આવ્યા; કાંઇ ખાવા આપો, કાંઇ પીવા આપો." "એટારે! વન વગડામાં શું ખાવા આપું? શું પીવા આપું? ત્હમારી મ્હોટી મા એ અમૃતનાં લાડુ મોકલ્યા છે, તે ખાઇ પીને ફરતા ફરોને!" એ તો ખાઇ પીને ફરતા ફરે છે.

બીજો દહાડો થયો. મ્હોટી રાણીએ કહેવા માંડ્યું: "લાલાજી, જાવ જઇને આવોને, એના પુત્ર જીવે છે કે મરી ગયા?"

લાલા દિવાન જઇને જુવે છે, તો પાંચે પુત્રો ચોટલીઆળાને ખીંટલીઆળા રમતા ફરે છે. મ્હોટી રાણીને આવી કહ્યું "હારે બાપા, પાંચે છોકરા જીવે છે."

"જાઓને, ત્યારે એના છોકરાઓને

સાપની કાંચળીનાં ઝભલાં ટોપી કરીને આપું તે આપી આવોને. " લાલા દિવાન આપવા જાય છે.

" ન્હાની રાણી, ન્હાની રાણી, ત્હમારી મ્હોટી રાણીએ જરીનાં ઝભલાં ટોપી કરીને આપ્યાં છે, તે ત્હમારાં છોકરાંને પહેરાવો તો. નારે બાપા, અમારે શું કરવાં છે ? મુકોને મ્હારાં તુલસીમાને ક્યારે. " તુલસીમાને ક્યારે મુક્યાં એટલે સાપની કાંચળીનાં મટીને જરીનાં ઝભલાં ટોપી થઇને રહ્યાં છે.

એટલામાં બારણેથી છોકરાઓ રમતા રમતા આવ્યા "મા, મા, દસેરા ને દીવાળીના દહાડા આવ્યા અમને સારૂં સારૂં ઓઢવા આપો, પહેરવા આપો." " બેટા રે, વન વગડામાં સારૂં સારૂં ઓઢવા ક્યાંથી ? પહેરવા ક્યાંથી ? ત્હમારી મ્હોટી માએ જરીનાં ઝભલાં ટોપી મોકલાવ્યાં છે, તે પહેરી ઓઢીને ફરતા ફરોને." તો છોકરાઓએ કહ્યું, જે " વારૂસ્તો ને ! " છોકરાઓ પહેરી ઓઢીને ફરતા ફરે છે.

ત્રીજે દહાડો થયો. મ્હોટી રાણીએ કહ્યું: "લાલાજી, જાવ જઇને જોઇ આવોને, એનાં પુત્ર જીવે છે, કે મરી ગયા ? " લાલાજી જઇને જુવે છે, તો પાંચે પુત્ર ચોટલીઆળા ને ચોટલીઆળા ફરતા ફરે છે.

લાલાજીએ કહેવા માંડ્યું કે: "હારે બાપા, પાંચે જણું જીવે છે, તે રમતા જમતા ફરતા ફરે છે," મ્હોટી રાણી બોલી: " લાલાજી જઇને જોઇ આવોને, એવું તે એને ઘેર શું છે ? "

" ઉંચું સરખું ઝાડ છે, નીચું ને લીલું સરખું ટીંબુ છે. જે લઇ જઇએ છીએ તે ત્યાં અગાડી મૂકાવે છે. "

મ્હોટી રાણીએ કહેવા માંડ્યું, " ત્યારે જાઓને, જઇને એવું ઉંચું સરખું ઝાડ ખોદી આવોને, નીચું સરખું ટીંબુ ભાંગી આવોને." કહ્યું, જે " વારૂસ્તો ને. "

લાલાજી જઇને ખોદે છે, તો ખોદ્યું ખોદાતું નથી; ભાંગ્યું ભગાતું નથી; કાપ્યું કપાતું નથી. વાઢ્યું વઢાતું નથી. મ્હોટી રાણીને કહેવા માંડ્યું: " રાણીજી, રાણીજી, એ તો ખોદ્યું ખોદાતું નથી; ભાંગ્યું ભગાતું નથી. "

" લ્યો ચાલોને ત્યારે હું જ આવું " રાણી બોલી.

રાણીએ સોનાનો કોદાળો લીધો, રૂપાનો પાવડો લીધો. રાણી ચાલી ચાલી જાય છે. તુલસીમાનો ક્યારો આવ્યો. રાણી ખોદવા જાય છે. એક ટચકો માર્યો. પહેલે ઝટકે તાવ આવ્યો, બીજે ઝટકે માથું દુઃખ્યું, ત્રીજે ઝટકે ચૂંક આવી, ચોથે ઝટકે શીત આવ્યાં; પાંચમે ઝટકે ભમરી ખાઇને ફેફડીને પડી છે.

ઘરમાંથી ન્હાની રાણી આવી, ને કકળી ઉઠી: " તુલસીમા, તુલસીમા, મ્હારે આંગણે આ શું ? " તુલસીમાએ કહેવા માંડ્યું, " મુઇ એ પાપણી; એ તો ત્હારી હત્યારણી ગોઝારણ; ત્હારા પાંચ પુત્રો મારનારી—" "ના રે, મા, જેવી છે તેવી છે; મ્હારી મ્હોટી રાણી છે. એને ઉઠાડીને બેઠી કરોને ! " તુલસીમાએ કહ્યું. "જા ઘરમાંથી ચપટી ચોખા લાવીને અંજલિ છાંટ, એટલે બેઠી થશે. " ન્હાની રાણીએ અંજલિ ભરી ચોખા છાંટ્યા, મ્હોટી રાણી ઉઠીને બેઠી થઇ.

ન્હાની રાણીને કહેવા મંડી, " ન્હાની રાણી, ન્હાની રાણી. ત્હમે શાં વ્રત શાં વરતુલાં કરો છો ? તે મ્હને કહોને ! " "નારે બાપ ત્હમારાથી થાય નહિ. પળાય નહિ, પોષાય નહિ." મ્હોટી રાણીએ હઠ લીધી, "થશે તોય કરીશ, નહિ થાય તોયે કરીશ. મને કરીશ, કમને કરીશ; ત્હમે મ્હને કહોને. " " કરને બાપા, કોણ ના કહે છે. "

તુલસીમાતાં વ્રત બતાવ્યાં છે. મ્હોટી રાણી વ્રત કરે છે. એ તો એક દહાડો વાર્તા કહે ને ખાય, ન કહેને ખાય; પૂજા કરે ને ખાય, ન કરે ને ખાય; એમ કરતાં એને તો લૂલી સરખી છોકરી આવી છે. મ્હોટી રાણીએ તુલસીમાને નાક–ચીટી ખેંચી, કહેવા માંડ્યું: "તુલસીમા, તુલસીમા, મ્હારે લૂલી સરખી છોકરી શી? ન્હાની રાણીને પાંચ પુત્રો શા?" અંતરમાંથી પડઘો થયો, "તું તો હત્યારણી, ગોઝારણ, પાપીયણ–એક વાર્તા કહેને ખાય; પૂજા કરે ને ખાય, ન કરે ને ખાય. ત્હારે તો લૂલી સરખી છોકરીયે ન હોય."

બન્ને રાણીઓએ રાજાને કહેવા માંડ્યું: "રાજાજી, રાજાજી, ચાલોને આપણે દેશ જઈએ." રાજા કહે "મ્હને શું પુછો છો, પુછોને રૂડા પાંચ પુત્રોને." પાંચ પુત્રો કહે, "અમને શું પુછો છો, પુછોને અમ્હારી મ્હોટી માને." મ્હોટી રાણી કહે "મ્હને શું પુછો છો, પુછોને ન્હાની રાણીને." ન્હાની રાણી કહે, "મ્હને શું પુછો છો, પુછોને રૂડાં તુલસીમાને." તુલસીમા કહે, "ચાલોને બાપા, કોણ ના કહે છે?" તો બધાંએ કહ્યું, જે "વારુ તો ને."

બધાં જવા તૈયાર થાય છે: તુલસીમા બેઠાં પાલખીએ, રાજા બેઠા હાથીએ, પાંચ પુત્રો બેઠા ઘોડે, રાણીઓ બેઠી રથમાં, દેશમાં જાણ થઈ "આપણો રાજા વાંઝીઓ હતો, તે પાંચ પુત્રોનો બાપ થયો." નગરના લોક વધાવવા આવે છે.

રાજાજીને વધાવવા જાય છે, એટલે રાજા કહે: "મ્હને શું વધાવો છો, વધાવોને રૂડા પાંચ પુત્રોને." પાંચે પુત્રો કહે, "અમને શું વધાવો છો, વધાવો અમ્હારી મ્હોટી માને." મ્હોટી રાણી કહે, "મ્હને શું વધાવો છો, વધાવોને ન્હાની રાણીને." ન્હાની રાણી કહે, "મ્હને શું વધાવો છો, વધાવો રૂડાં તુલસીમાને."

તુલસીમાને વધાવીને ઘરમાં લીધાં છે.

સૌને જાણ થઈ, તુલસીમા ત્રુઠ્યાં અન્ન દે, ધન દે, પુત્ર સંતાન દે, આંધળાને આંખ દે, પાંગળાને પાંખ દે, કુંવારાંને વર દે, ન ઘરાંને ઘર દે. સૌ કહે, જે "વારુ તો ને!"



એક વૃદ્ધ ગૃહસ્થ નદીમાં નહાવા પડ્યા હતા. વચમાં એક કરાડી હતી, જેમાં પગ પડતાં વૃદ્ધ તણાવા લાગ્યા. આ જોઈ નદી કિનારે ઉભેલા એક યુવકે તેમને મહા મહેનતે બહાર ખેંચી આણ્યા. પોતાનો જીવ બચાવનારને કંઈક બદલો આપવો જોઈએ એમ ધારી વૃદ્ધે કહ્યું: "તમે મારો જીવ બચાવ્યો તેના બદલામાં હું તમને મારી આ પુત્રી સાથે પરણાવીશ."

પુત્રી પણ વૃદ્ધની સાથે નહાવા આવી હતી, તેની તરફ યુવકે જોયું, અને તરતજ વૃદ્ધને કમરમાંથી પકડી ઉંચકી લીધો. વૃધ્ધે ગભરાઈને કહ્યું: "અરે ભાઈ! શું કરો છો?"

યુવક: "હું તમને નદીમાં પાછા નાંખી દઈશ."

યુવકની આ ઇચ્છા વૃદ્ધની પુત્રીનું મુખ જોવાથી ઉપજી હતી! તે અદ્ભુત કદરૂપી હતી.

# રસરાજનો રાસ.

લેખકઃ શ્રીયુત કેશવલાલ હ. શેઠ.

એ દિનના મને, રસરાજ !
પ્રાણે પડઘા પ્રતિપળ વાગેઃ
બેઠાં આપણે, રસરાજ !
ચન્દની ચોકમાં અનુરાગેઃ
ઉર તંબૂરના, રસરાજ !
તારો રણઝણંતા આલાપેઃ
દૂર—સુદૂરના, રસરાજ !
કંઈ કંઈ ભાવ ભલેરા વ્યાપેઃ
મને, એ દિનના, રસરાજ !
આજે પડઘા પ્રતિપળ વાગેઃ
જાગે ચેતના, રસરાજ !
સુપ્તિ સોહન ભાવ—પરાગેઃ
" જેણે લીધો અવતાર મામા કંસ જેવા કારણે;
" તે કૃષ્ણ જેવાને ઝુલાવ્યા જે જનનીએ પારણેઃ
" બ્રહ્મા વળી વિષ્ણુ અને શંભુ સમા અવતારને
" શિશુ બાળ રૂપે ઝુલાવ્યા'તા જે સતીએ પારણેઃ
" એવાં પારણે, રસરાજ !
" ઝુલાવે સાચ્ચા જનની જાયાઃ
" ભારત આંગણે, રસરાજ !
"અવતરશે એવાં મહામાયાઃ"
બેઠાં આપણે, રસરાજ !
ચન્દની ચોકમાં રસ લ્હાવેઃ
ભાખ્યું તું તમે, રસરાજ !
ઉજ્વલ ભાવિ દિવ્ય પ્રભાવેઃ
એ દિન દીઠડા, રસરાજ !
નોબત નન્નતેરી નિત્ય બાજેઃ
મોહન મિઠડા, રસરાજ !
જેના ગુણ નવખંડે ગાજે ! —એ દિન૦



# વીરમાતા જીજીબાઇ.

લેખકઃ—શ્રીયુત ચુનીલાલ કુબેરદાસ શાહ.

( ગતાંક પૃષ્ઠ ૭૬ થી ચાલુ. )



આ યુદ્ધમાં શાહજીની વીરપત્ની જીજીબાઇ તેની સાથેજ હતી. પતિને સલાહ અને, ઉત્સાહ આપી કાયરને વીર બનાવવાનું કામ તે કરી રહી હતી. દુઃખ-થી ગભરાઇને શાહજી યુદ્ધ તરફ અણગમો બતાવતો ત્યારે જીજીબાઇ પોતાનાં મીઠાં વચનોથી તેને ધીરજ અને શાંતિ આપતી અને વીરોચિત વાક્યોથી તેના મંદ પડેલા ઉત્સાહને ફરી સતેજ કરતી. પોતાના પિતા સાથેના યુદ્ધમાં પતિ હારી જાય, એવી એની ઇચ્છા ન હતી. એને બદલે એ પતિને હમેશાં કહેતીઃ " નાથ ! તમે વીર છો. મજબુત હાથે તલવાર પકડી લડાઇના મેદાનમાં મારા પિતાના ગર્વનો નાશ કરી તેને કરણીનાં ફળ ચખાડો. જોજો એને એમ કહેવાનો વખત ન આવે, કે ' મેં મારા જમાઇને હરાવીને નસાડયો. ' યાદ રાખજો, કે જો તમે ઉત્સાહ છોડી યુદ્ધમાં હારી જશો તો મારે મરવા સરખું થશે. મારા પતિની કાયરતાની વાતો હું કેવી રીતે સાંભળી શકી-શ ? કદાચ આપને લડાઇમાં માથું આપવું પડે તો હું તે ધીરજથી ખમી શકીશ અને આપની સાથે આનંદથી સતી થઇશ; પણ તમે હારી જશો એ મારાથી જોયું નહિં જાય. " આવાં આવાં વચનોથી જીજીબાઇ પતિને હમેશાં ઉશ્કેરતી. જે વીરમાતાના વિચારો આવા હોય તેનો પુત્ર પણ બહાદુર બને તેમાં શી નવાઇ ? જ્યારે આવી ગૃહદેવીઓ દેશનાં ગૃહજીવન દીપાવતી હતી ત્યારે ભારતવર્ષ વીર સંતાનોથી ઉભરાતો હતો. દેશનાં બાળ-કોના હૃદયમાં દેશદાઝ હતી, ઉત્સાહ હતો, જોશ હતો અને મર્દાનગી હતી. આજે દેશ ગુલામી દશામાં પડયો પડયો સબડે છે. વીર સંતાનોની જગ્યા આજે કાયરોએ લીધી છે. ગુલામી મનોદશાની બેડીઓ આજે હિન્દ માતાના પગમાં પડી છે. હિન્દજનોને મરતાં આવડતું નથી; આપભોગ આપતાં તેઓ કાયરતા બતાવે છે. આજે હિન્દને જીજીબાઇ જેવી વીરમાતાઓની, શિવાજી જેવા તેમના વીર સંતાનોની મોટી ખોટ પડી છે. હિન્દી જનેતાઓ એ ખોટ પૂરશે ?

જીજીબાઇનાં ઉત્સાહભર્યાં વાક્યોથી ઉત્તેજીત થઇ શાહજીએ સસરા, સામે ૭ મહિના સુધી ટકાવ કર્યો. પણ વખત જતાં કિલ્લામાં યુદ્ધસામગ્રી અને ખાવાપીવાનાં સાધનો ખુટવા માંડયાં. તેણે જોયું કે આ સ્થિતિમાં શત્રુપર જીત મેળવવી મુશ્કેલ છે. પોતાને ખાતરજ સસરો અહમદનગર રાજ્યનો શત્રુ થઇ બેઠો છે, એમ ધારી સ્વદેશના હિતને ખાતર બીજે કયાંય ચાલ્યા જવાનો તેણે વિચાર કર્યો. એક દિવસે તક સાધી ઘેરો ઘાલી પડેલા સૈન્યની નજર ચૂકાવી, પોતાની

ગર્ભવતી પત્ની જીજીબાઈને સાથે લઇ થોડાક સૈનિકો સાથે તે કિલ્લામાંથી નાસી છુટ્યો, અને વિજાપુર તરફનો માર્ગ લીધો.

સસરાજી પોતાનું સૈન્ય લઇ જમાઇની પાછળ પડ્યા. શાહજી નાસીને પોતાના સૈનિકો સાથે બહુ દૂર નીકળી ગયો હતો, પણ ઉતાવળે કુચ કરવાને પરિણામે ગર્ભવતી જીજીબાઇના પેટમાં દરદ થવા લાગ્યું, તેથી તે મુંઝાવા લાગ્યો. મનમાં કેટલીયે ગડભાંગ કર્યા પછી એક શુરવીર પતિને ન છાજે એવા નિર્ણય પર તે આવ્યો. તેણે વિચાર્યું: "જો અહિંજ હું રોકાઇશ તો સસરાને હાથે મરવાનો કે કમમાં કમ કેદ થવાનો સમય આવશે. તેને બદલે જો જીજીબાઇને અહિંજ મુકીને નાસી છુટું, તો મારો જીવ બચશે અને એને પણ વાંધો નહિ આવે. એ ગર્ભવતી છે એટલે એનો પિતા એને દુઃખી નહિ કરતાં સ્નેહથી પોતાની સાથે લઇ જશે." આમ વિચારી પોતાના સો સૈનિકોને જીજીબાઇની સંભાળમાં રાખી શાહજી નાસી ગયો. આવી રીતે માતપિતાના સ્નેહથી ખેંચાઇને નહિ, કે તેમના આમંત્રણથી નહિ, પણ પતિની કાયરતાને લીધે જીજીબાઇને પ્હેલી સુવાવડ પીયરમાં કરવાનું થયું.

પાછળ પડેલો લુખજી દડમજલ કરતો આવી પ્હોંચ્યો પણ જમાઇને નાસી છુટેલો જોઇ નિરાશ થયો; પણ એ સ્વાર્થી દેશદ્રોહીએ શત્રુની પત્ની પર, પોતાનીજ પુત્રી પર, વેર વાળવાનો નિશ્ચય કર્યો. શત્રુની એ પત્ની પોતાનીજ એક સગ્ગની લાડકવાયી પુત્રી છે તે તે ભૂલી ગયો. તરતજ તેણે જીજીબાઇને કેદ કરી અને શિવનેરીગઢના કિલ્લામાં જાપ્તા સાથે મોકલી આપી.

શિવનેરીગઢમાં જીજીબાઇને એક સાધારણ કેદી તરીકેજ રાખવામાં આવી હતી; લડાઇમાં કેદ પકડાયેલા શત્રુ સાથે જેવું વર્તન ચલાવવામાં આવે તેવુંજ વર્તન તેની સાથે ચલાવાતું હતું. પિતાએ તો આ પ્રમાણે પોતાના કઠોર હૃદયની સાબીતિ આપી દીધી; પરન્તુ માતાનું સ્નેહાળ હૃદય પુત્રી પર થતો આ જુલમ કેમ સહી શકે ? જીજીબાઇની માતાને જ્યારે પુત્રીની આ દુઃખદાયક સ્થિતિની ખબર પડી ત્યારે તેને અત્યંત દુઃખ થયું. વધારામાં જ્યારે તેણે જાણ્યું કે પુત્રી ગર્ભવતી છે ત્યારે તો એનું અંતઃકરણ રડી ઉઠયું. તેનો સ્વભાવ પહેલેથીજ કંઇક તામસી તો હતો, તેમાં પુત્રીસ્નેહે વધારો કર્યો, અને પતિને ન કહેવાય એવા શબ્દો તેના મુખમાંથી નીકળ્યા. ખબર મળતાંજ ક્રોધે પતિને કહ્યું; "ધિક્કાર છે તમારા પુરૂષાતનને અને તમારી શુરવીરતાને ! ગરીબ ગાય જેવી પુત્રી પર આટલી કઠોરતા કરતાં તમને શરમ ના આવી ? એણે તમારૂં શું બગાડ્યું છે ? એકની એક પુત્રીને આમ દુઃખ દઇને શું લક્ષણ કહાડવાના છો ? તમે તો માનતા હશો કે તમે એમ કરીને મોટું પુણ્યનું કે અભિમાન લેવા યોગ્ય કામ કરી રહ્યા છો ! ચાર દિવસની આ ટુંકી જીંદગી માટે નકામું પાપ શા માટે વ્હોરો છો ? નકામું કલંક શા માટે માથે ચઢાવો છો ? સંસાર તમારા આ કૃત્ય માટે શું કહેશે તેનો કંઇ વિચાર કર્યો છે ખરો ? મારી પુત્રી પોતાના પિતાને હાથે કેદી બનીને આવું દુઃખ સહન કરે એ મારાથી તો નહિ જોઇ રહેવાય."

આ પ્રકારે કંઇક કઠોરતાથી, કંઇક ઠપકાથી માતાએ પુત્રીની વકીલાત કરી. પત્નીના શબ્દો સાંભળી લુખજીનું અંતઃકરણ ઉઘડ્યું; પોતાના કૃત્ય માટે તેને પસ્તાવો થયો. સ્વાર્થ ઉપર સ્નેહે જીત મેળવી. તેણે કહ્યું: "મારી ભૂલ થઇ. હું વેરની ધુનમાં આંધળો બની ગયો હતો. હવે આજથી જીજીબાઇની સંભાળ તનેજ સોંપું છું." પતિની આ પ્રમાણે આજ્ઞા મળતાંજ તે તુરત શિવનેરીગઢ પ્હોંચી.

માતા અને પુત્રી મળ્યાં; હદયે હદય લગાવી મન મોકળાં કર્યાં. દીકરીના દીકરાનું સુખ જોવાની અભિલાષામાં દાદીમાનું હૃદય સુખથી છલકાઇ જવા લાગ્યું. ગર્ભવતી પુત્રીની સંભાળનો ભાર તેણે ઉપાડી લીધો. પતિએ બતાવેલી કઠોરતાનો પત્નીએ સ્નેહથી વ્યાજ સાથે બદલો વાળી દીધો.

જીજીબાઇના ઉદરમાં તે સમયે મહારાષ્ટ્રના ભવિષ્યના છત્રપતિ, હિંદુ ધર્મના ઉદ્ધારક મહારાજ શિવાજીનાં અવયવો ઘડાતાં હતાં; અભિમન્યુની જેમ ગર્ભમાંથીજ તેને રણસંગ્રામનો અને યુદ્ધનાં કષ્ટોનો અનુભવ થવા લાગ્યો હતો. જીજીબાઇના હૃદયમાં દેશદાઝ અને સ્વધર્મપ્રેમ તો પહેલાંથી હતાં. અત્યારે તે પતિથી વિખુટી પડી હતી; પિતાએ કેદખાનામાં દુઃખ દીધું હતું; વધારામાં ગર્ભાવસ્થા હતી. આ સ્થિતિમાં તેની દેશ તરફની લાગણીઓ વધારે મજબુત થઇ. કિલ્લામાં દેવી ભવાનીનું મંદિર હતું. જીજીબાઇ એ દેવીની ભક્તિમાંજ બધો સમય વીતાડવા લાગી. અવનતિ પામેલા દેશની દયાજનક દશા જોઇ તેનું અંતઃકરણ દુઃખી થતું હતું. એ દેશ ફરી પાછો કેમ સજીવન થાય, હિંદુ ધર્મનો ફરી કેવી રીતે ઉદ્ધાર થાય એજ વિચારો હરહંમેશ તેને આવતા. આ મહાભારત કામો પાર પાડી શકે એવો પુત્ર પોતાની કુખે પાકે એવી તેને ઇચ્છા થઇ, અને એ ઇચ્છા પૂરી કરવા દેવી ભવાનીને તે વિનવવા લાગી. પોતાનો પુત્ર અવનતિ પામેલાં દેશને ફરી ઉન્નત કરે, ધર્મની રક્ષા કરે, જાતિમાં તે એક આદર્શ અને ગૌરવરૂપ થાય એવી એવી આકાંક્ષાઓ એ વીર માતાના હૃદયમાં હતી. એ ભાવનાઓથી પ્રેરાઇ તે દેવી ભવાનીની સ્તુતિ કરતીઃ "માતા! મારાં દુઃખ દૂર થાય કે મારૂં જીવન સુખ-વૈભવમાં વીતે એવું વરદાન આપવાની પ્રાર્થના હું તમને નથી કરતી. તુચ્છ સંસારનાં સુખો ભોગવવાની મને ઇચ્છા નથી. મારી માત્ર એક પ્રાર્થના છે, કે આ દુઃખી દેશની અવસ્થા તરફ તમે એક વાર જુવો; ધર્મની થયેલી અધોગતિપર નજર કરો. આજે અમારા ધર્મનું, અમારાં દેમંદિરોનું, અમારી જાતિનું કેટલું બધું અપમાન થાય છે? અમારા બંધુઓ કેટલો ત્રાસ ભોગવી રહ્યા છે? તેમની કેટલી અધોગતિ થઇ છે? તેનો સ્હેજ ખ્યાલ કરો. આ કંઇ તમારાથી છુપું નથી. એ દુઃખો, એ અધોગતિ ટાળવાને માતા, મને એકજ વરદાન આપો, કે મારા ગર્ભથી એવો પુત્ર ઉત્પન્ન થાય, જે એ સર્વની રક્ષા કરે, તેમનો ઉદ્ધાર કરે. હું માત્ર એટલુંજ ચાહું છું. મારો પુત્ર પૈસાવાળો થાય કે નહિ, સંસારનાં સુખો તેને મળે કે નહિ તેની મને પરવા નથી. એ પુત્ર તમારો દાસ થઇને રહે એટલીજ મારી ઇચ્છા છે. એ પુત્ર ધર્મની રક્ષામાં પાછી પા'ની ન કરે; પોતાના દેશભાઇઓને બહાદુર બનાવે અને લડાઇના મેદાનમાં શત્રુઓનો નાશ કરે, એવું વરદાન મને આપો. મેં જો શુદ્ધ અંતઃકરણે તમારી સેવા કરી હોય તો મને એવો પુત્ર આપો જે ધર્મનું રક્ષણ કરે, વીરોનો શિરોમણિ બને અને દેશ ઝળકાવે. મારો આ મનોરથ પૂરો થાય એવો મને આશીર્વાદ આપો."

જીજીબાઇની આ પ્રાર્થના સફળ થઇ કે નહિ, તે સૌ કોઇ જાણે છે. ગર્ભવતી માતાના હૃદયની ભાવનાઓના સંસ્કાર ગર્ભમાંના બાળક ઉપર હંમેશાં પડે છે. એ ભાવનાઓ જેવા પ્રકારની હોય તેવાજ પ્રકારનો બાળક બને છે. જીજીબાઇ જેવી વીર માતાની ઉચ્ચ અને પ્રબળ ભાવનાઓની અસર ગર્ભના બાળકપર થયા વિના રહે નહિ. એ ભાવનાઓના ફળરૂપ લક્ષણવાળા બાળક મહારાજ શિવાજીએ દેશને માટે શું શું કર્યું છે, તે

ઇતિહાસ કહે છે. આજે હિંદની માતાઓ શૂરવીર શિવાજીઓ ઉત્પન્ન કરવાને બદલે મોટે ભાગે કાયરો ઉત્પન્ન કરે છે. જો એ માતાઓના હૃદયમાં દેશદાઝની, ધર્મની લાગણીઓ મજબુત થાય અને તેઓ એવી લાગણીઓથી ભરેલા, દેશને ખાતર પ્રાણ પણ આપવાને તૈયાર થાય એના બાળકો ઉત્પન્ન કરવાનો સંકલ્પ કરે તો દેશનો ઉદય થતાં વાર લાગે નહિ. દેશની માતાઓના એ સંકલ્પમાંજ, એવી ઉચ્ચ ભાવનાઓમાંજ દેશનો ઉદ્ધાર છે. બીજા બધા પ્રયત્નો ફોકટ છે.

યુદ્ધના વાતાવરણમાં પોષાયલા જીજીબાઇના ગર્ભમાંથી વીરમાતાની ભાવનાઓ સિદ્ધ કરે એવા મહારાજ શિવાજીનો જન્મ સન ૧૬૨૭ ના એપ્રીલ માસની ૧૦મી તારીખે થયો. એ બાળક દેશભક્તિ, વીરતા અને ધર્મપ્રિયતાના અમૂલા પાઠો માતાના ગર્ભમાંથીજ શિખીને આવ્યો હતો. માતાઓ પોતાની મરજી પ્રમાણે બાળકો પેદા કરી શકે છે, એવા દાખલા ઇતિહાસમાં ઘણા મળી આવશે. વીરમાતાઓનાં જીવનચરિત્રો, સ્પષ્ટ કરે છે, કે કેવા કેવા શક્તિમાન બાળકોને તેમણે જન્મ આપ્યો છે.

પુત્રના જન્મ પછી કેટલેક સમયે જીજીબાઇની માતાએ તેમે શાહજી પાસે મોકલી આપી. પરંતુ શાહજીએ તે પ્હેલાં બીજીવાર લગ્ન કરી લીધું હતું. જીજીબાઇ જેવી અમૂલ્ય પત્નીની, તે કદર કરી શક્યો નહિ. પતિપત્નીની વચ્ચે હવે પ્હેલાંના જેવી પ્રીતિ રહી ન હતી; ધીરેધીરે એ અંતર વધતું ગયું. છેવટે કંટાળીને શાહજીએ જીજીબાઇને તેના બાળક પુત્ર સાથે પોતાની પુનાની જાગીરમાં મોકલી દીધી; અને તેમની સંભાળ લેવાનું કામ દાદાજી કોંડદેવ નામના એક વૃદ્ધ અને વિદ્વાન સજ્જનને સોંપ્યું. કહેવાય છે, કે આમ વિખુટાં પડયા પછી શાહજી અને જીજીબાઇ ફરી પાછાં મળ્યાં ન હતાં. સંસારનાં સુખોથી દૂર રહેવાની વીરમાતાની ઇચ્છા પ્રભુએ આમ પૂરી કરી. મહારાષ્ટ્રના ભવિષ્યના ઉદ્ધારકનું જતન કરવામાં જીજીબાઇએ પોતાનો વખત ગાળવા માંડયો.

જ્યારે બાળક શિવાજીનું વય શિક્ષણ લેવા યોગ્ય થયું ત્યારે પોતાના ઉચ્ચ ઉદ્દેશો, પોતાના પવિત્ર મનસુબા કેવી રીતે સફળ કરવા તેની ચિંતા જીજીબાઇને લાગી. જે ભાવનાઓથી પ્રેરાઇ દેવી ભવાની પાસે તેણે વીર અને દેશભક્ત પુત્ર માગ્યો હતો તે ભાવનાઓ સિદ્ધ કરવાની તૈયારી કરવામાં તે મચી. આપણી આજકાલની માતાઓની જેમ બાળકને "હાઉ" અને "વાઘ" નો ડર બતાવી બચપણથીજ ડરપોક બનાવે છે. એવી જીજીબાઇ ન હતી. તેને, તો દેશના અને ધર્મના શત્રુઓ સામે રણક્ષેત્રમાં ઝઝુમે અને વિજય મેળવે એવો પુત્રને બનાવવો હતો. "હાઉ" અને "વાઘ" જેવા શબ્દો તેણે બાળકને કાને સુદ્ધાં પડવા દીધા નહિ; અને એજ કારણથી શિવાજી બીક શું છે તે જાણતા ન હતા. બચપણમાં માતાએ રામ, ભીષ્મ, ભીમ અને અર્જુન જેવા વીરોનાં ચરિત્રો વારંવાર સંભળાવી તેને વીરતાના, યુદ્ધકુશલતાના અને પ્રતિજ્ઞાપાલનના અમૂલા પાઠો શિખવ્યા હતા. એ મહાવીરોનું અનુકરણ કરવાનો ઉપદેશ તે હંમેશ શિવાજીને આપતી; અને તેના હૃદયમાં નસે-નસમાં વીરતા, ધર્મપ્રેમ અને દેશભક્તિની ઉચ્ચ લાગણીઓ ભરતી હતી.

( અપૂર્ણ. )




લેખિકાઃ—બ્હેન લક્ષ્મી.



લીલુબ્હેન ! ધરકામથી પરવારો ત્યારે બરાબર બેવાગે મનુબ્હેનને ઘેર આવજો. જરૂરી કામ છે.–જો, નહિ આવો તો ફરી મારે ધક્કો થશે. "

લીલાવતી—શું કામ છે ? કહેશો નહિ ?

હંસા—" ના, ત્યાં આવશો પછી જે કહેવાનું છે તે મનુબ્હેન કહેશે. હું બીજી ત્રણ બ્હેનોને બોલાવીને ત્યાં જાઉં છું. બે વાગે જરૂર તમારી રાહ જોઇશું. "

બરાબર બે વાગે મનોરમાના લાયબ્રેરીના ઓરડામાં ગોળ ટેબલની આસપાસ ૭ બ્હેનોની સભા બેઠી અને મનુબ્હેન શું કહેવાનાં છે તેની સૌ આતુરતાથી રાહ જોવા લાગ્યાં. થોડીવાર પછી ઉભાં નહિ થતાં બેઠાં બેઠાં મનોરમાએ બોલવાનું શરૂ કરી દીધું.

મનોરમા—આજે આપણે એક યોજના ઘડવી છે. તમે બધાં તેમાં સંમત થઇ ભાગે પડતું કામ કરવા ખુશી બતાવશોને ? જેઓ કંઇ કરી શકે એવાં છે તેનેજ અહીં બોલાવ્યાં છે. સભાઓની પેઠે અહીં ભાષણો નથી કરવાનાં.

હરિસુખ—સંમત થવા જેવું હશે તો જરૂર તેમ કરીશું, અને કામ પણ કરવા જેવું હશે તો ખુશીથી તે માથે લઇશું. તમે જે ઠરાવ મુકવાનાં હો,–જે યોજના સમજાવવાનાં હો તે બરાબર કહો.

મનોરમા—આપણે "સુંદરી સંઘ" નામનું માસિક કાઢવું છે, જેમાં સ્ત્રીઓનાજ પ્રશ્નો હાથ ધરી સ્વતંત્ર ચર્ચા કરવી. એટલે તેમાં પુરૂષો સામે ખંડ કરવાનો કે પુરૂષોને ભાંડવાનો પ્રયાસ નથી કરવો, પણ નારી-જગતની ઉન્નતિ થાય તેવો યત્ન કરવો છે. સ્ત્રીપુરૂષના સંસારમાં હક્કની લડતો નહિ ચલાવતાં બન્નેનો સહકાર-સહચાર કેમ સુન્દર થાય તેવો વચલો માર્ગ શોધી આ વાજીંત્ર દ્વારા કામ કરવું છે. આ બાબતમાં મેં ઘણું વાંચ્યું છે અને અનુભવ પણ બહુ મળ્યો છે. ગઇ કાલે અમારા પડોશમાં બનેલા બનાવની વાત કહું ? સામા ઘરવાળી સુનંદાએ પોતાની ઇચ્છાથી એક માસિકનું લવાજમ ભરી ગ્રાહક તરીકે પોતાના પતિનું નામ લખાવ્યું. સાંજે પતિ ઘેર આવતાં પેલું માસિક જોયું, અને પુછ્યું–"આ માસિકનો અંક અહીં ક્યાંથી ?" જવાબમાં સ્ત્રીએ કહ્યું–" વાંચવા જેવું માસિક હોવાથી મેં તમારા નામથી લવાજમ ભર્યું છે. " પુરૂષનો મીજાજ હાથથી ગયો ! સ્ત્રીને ઉતારી પાડી. છેવટે તે માસિક પાછું મોકલાવી આપી લવાજમ મંગાવી લીધું. પુરૂષ-જગતના આવા એકતરફી મીજાજો દુર કરવા આપણે કંઇ પ્રયત્ન કરીશું. સ્ત્રી પણ પુરૂષનું અડધું અંગ હોઇ તેની સાથે

સહચાર કરવા માટે પુરૂષે સ્ત્રીનું પણ માન રાખવું જોઇએ. પોતાના અડધા અંગનું અપમાન એટલે પોતાનુંજ અપમાન છે, એવી જાતની ચર્ચા પણ કરીશું. સંક્ષેપમાં સ્ત્રીજાતિની સાત્વિક પ્રગતિ માટે આપણે હરેક શ્વાસે આગળ વધીશું. પછીતો જેમ જેમ અનુભવો મળશે તેમ તેમ કામ સરાણે ચડી જશે. પણ આ કાર્ય હું એકલી કરવા માગતી નથી. આપણુ છ યે બ્હેનોનું વ્યવસ્થાપક મંડળ આ કામ કરે, કે જેથી એક સામટો બોજો કોઇના પર પડે નહિ; અને કાર્યનું આયુષ્ય લાંબું થાય. તમને તેમાં જે જે કામ પસંદ પડે તેની માગણી કરી લો.

હુસમંન—કામ તો ઘણું જરૂરી છે અને કરવા જેવું છે. પણ તે આપણાથી થાય ?

મનોરમા—કેમ ? પ્રભુએ આપણને બુદ્ધિ આપી નથી ? સ્ત્રીઆલમનાં હૈયાં સ્ત્રીઓજ ઉઘાડી શકશે. બુદ્ધિનો ઇજારો કંઇ એકલા પુરૂષોએજ લીધો નથી. આપણે આપણી શક્તિઓને સુવાડી મુકી છે; તેથીજ આ કામ અઘરૂં જણાય છે. માણસની બુદ્ધિજ એવી છે કે કામ હાથમાં લેતા પહેલાં ડગુમગુ થાય છે. પણ કામ માથે લીધા પછી તો તેને સારામાં સારી રીતે કેમ ખીલવવું એજ મનોરાજ્ય રહે છે. હૃદયમાં–તમારી જાતમાં વિશ્વાસ રાખો. પ્રભુને હાજર જાણી આપણે આપણું કામ સ્વાશ્રયથી ચલાવીશું એટલે કશો ગોટાળો થશે નહિ. હવે જેને જે ગમે તે કામના ભાગ લઇ લો.

લીલાવતી—હું પ્રૂફ રીડર થઇશ; અને ઓવર્ગમાં માસિકનો ફેલાવો કરીશ.

મનોરમા—ઠીક, ત્યારે હું લખાણોની વ્યવસ્થા કરીશ અને નોંધ, સાહિત્ય, સમાલોચના વગેરે લખીશ. ઉપરાંત બ્લોક બનાવનારને આપવાનું કામ હું સંભાળીશ.

હંસા—હું છાપખાનાના બીલનો તથા કાગળનો હિસાબ ચોકખો રાખીશ.

બચુ—હું લવાજમનો હિસાબ રાખવો, ગ્રાહકોનાં નામ રજીષ્ટરમાં નોંધવાં એવું કામ કરીશ. ઉપરાંત જાહેર ખબરોનો હિસાબ રાખી બીલો વસુલ કરીશ.

હુસમંન—હું દર મહીને ગ્રાહકોનાં શિરનામાં કરીશ. કાગળોના જવાબ વગેરે દરરોજનું કામ કરીશ. ઉપરાંત ટપાલ ખાતાનો હિસાબ રાખીશ.

હરિસુખ—હું ચાલુ વાર્તા લખીશ. જાહેર ખબરો મેળવવા પ્રયાસ કરીશ અને દર મહીને અંકો પોસ્ટ કરીશ. ઉપરાંત આંફ્રિકાની પોસ્ટ લખીશ.

મનોરમા—ઘણા આનંદની વાત છે. તમે આટલી હામ બીડશો એવું મને લાગતું નહોતું. પણ ખરેખર આ તમારા આત્માનો અવાજ સુણી મને ભારે ખુશાલી ઉપજે છે. આપણે તંત્રી કે અધિપતિ એવું કોઇનું ખાસ નામ નહિ રાખીએ. માત્ર વ્યવસ્થાપકો તરિકે આપણુ છ યે બ્હેનોનાં નામ આવશે. પત્રવ્યવહાર માટે અને અંક પ્રગટ કરવા માટે એક બ્હેનનું ઘર ઓફીસ તરીકે (એક ખંડ) કામમાં લઇશું. પણ આ કાર્ય ઉપાડતા પહેલાં મારી બુદ્ધિ પ્રમાણે સ્વાશ્રય સંબંધી જે બે શબ્દો કહેવા છે તે જરા સાંભળી મને વધુ ઉત્તેજીત કરો એવું માગી લઉં છું. આ માસિકને અંગે જે કંઇ કામ છે તે આપણે સ્વાશ્રયથી–જાત મહેનતથીજ કરી લેવું. દશબાર રૂપીયા આપીને એક નોકર કે કારકુન સુદ્ધાં રાખવો નથી. આમ કરવાથી આપણે માસિકને વહેલું પગભર કરી, એ પ્રતિષ્ઠાના ધંધાને ખીલવવાનો વધુ વેગ મેળવી શકીશું. પ્રયત્ન વગર કોઇનું પણ જીવન પ્રગતિમાન થઇ શકતું નથી. જે

પાંણીનો લોટો પણ આરામખુરશી પર પડયાં પડયાં માગે, તેઓ શી ધાડ મારી શકે ? આપણી શ્રીમંત બ્હેનોને આવી બલા વળગેલી છે. મને તો ક્યારેક એમ થઇ જાય છે, કે માસિકનું નામજ સ્વાશ્રય રાખીએ. પણ પછી " સુન્દરી સંઘ " એજ નામ પસંદ પડયું. અધિપતિ કે તંત્રી થયા એટલે જાણે મોટું માથું થઇ ગયું હોય એવું સમજી કેટલાક કામ કરવામાં " પોઝીશન ડેમ " થઇ ગયું માને છે, અને માણસોને હાથે બધું કામ લે છે. આ રીતે શરૂઆતમાં ગજા ઉપરાંત ખર્ચ રાખે છે, એટલે તે માસિક વહેલું બેસી જાય છે. સ્વાશ્રય–જાત. મહેનતથી જે કામ થાય છે. તેમાંજ કોઇ અનેરૂં ગુંજન સમાયલું છે. હું તો એવું માનું છું કે સ્ત્રી, પુરૂષ કે બાળક બધાંએ સ્વાશ્રયી થવું તે સારૂં છે. પુરૂષે સ્ત્રીને અનાજ કપડાં આપી પોષવી તે ખરી વાત છે. ઉપરાંત દીર્ઘદર્શી પુરૂષોએ તેમાં ખાસ કરીને સાધારણ સ્થિતિના પુરૂષોએ પોતાની જીંદગીનો તેમજ સ્ત્રીની જીંદગીનો વીમો ઉતરાવવો જોઇએ. અથવા સ્ત્રી પોતાના પગભર ઉભી રહે તેવો કોઇ ઉદ્યોગ કે વિદ્યાભ્યાસ કરાવી લેવો જોઇએ, કે જેથી ન કરે નારાયણને પુરૂષની સંસારયાત્રા વહેલી પૂરી થાય તો પાછળથી સ્ત્રી નીતિમય જીવન ગાળી સ્વાશ્રયથી પેટપુરતું કમાઇ શકે, અને આજ કાલ બીનઆવડતની પરાશ્રયી બાઇઓના જે બખેડા સાંભળીએ છીએ, તે સાંભળવાનો કે જોવાનો વખત પછી ન આવે. જર કે જીવન કોઇનાં એક સરખાં કાયમ રહ્યાં છે ? માનવી પ્રાણી ને જીવનમાં અનેક લીલીસુકી જોવાનો વખત આવે જાય છે ! સારી કે માઠી દરેક સ્થિતિને પહોંચી વળવાને લાયક થવું તેનીજ ખરી કેળવણી કહેવાય. બાળકોને પણ નાનપણથી સ્વાશ્રયી બનાવવાં જોઇએ. ત્રણ ચાર વર્ષનાં બાળકને પોતાની મેળે નાહી લેવાની ટેવ પાડવી. પોતાનાં ધોયલાં કપડાં પોતે પહેરી લે, જમતી વખતે પોતાને માટે પાટલો નાખી લે, લોટો ભરી લે વગેરે ઝીણી ઝીણી બાબતમાં પણ પોતાની જાતથી કામ ઉકેલી લે તેમ કરવાનું શિખવી દેવું. મ. ગાંધીજીના જીવન વ્યવહારમાં અને કાર્યક્રમમાં સ્વાશ્રયનો ગુણ તરવરી આવે છે. હિન્દના લોકો પોતાનાં શરીર ઢાંકવા માટે પરદેશ પર આધાર ન રાખે પણ સ્વપ્રયત્નથી જાડુંમોટું કપડું બનાવીને પણ પહેરી લે તે માટેજ રેંટીયાનો જમાનો લાવી મુકયો છે, અને સાદાઇનો આદર્શ પોતે પોતાની જાતથી બતાવ્યો છે. સાથે એવું પણ શિખવ્યું છે, કે કેટલાંક નિષેધ કરેલાં કામો બાદ કરતાં બાકી કોઇ પણ કામ કરી લેવામાં જરાય હિણપદ નથી. આજથી ત્રણ વર્ષ પર હું કેટલીક બ્હેનો સાથે મહાત્માજીનો આશ્રમ જોવા ગઇ હતી. અમે ગયાં ત્યારે પોતે ધરૂં વીણતા હતા અને અમને પણ તે કામે લાગી જવા જણાવ્યું. આશ્રમવાસીઓ જમવા બેસે ત્યારે વખતે પોતે પણ પીરસવા મંડી પડે અને વાસણ ઘસવા પણ બેસી જાય. અમને એક ઓરડો બતાવ્યો. તેમાં ઘંટીઓ હતી. પોતે બોલ્યા: રાતના ચાર વાગે છે ત્યારે આ ઘંટીઓનો એવો સુન્દર રાગ નીકળે છે કે કંઇ વાત નહિ. હું પણ એક ઘંટી રોકી લઉં છું. મને ના કહેવામાં આવે છે. પણ હું કહું છું, કે મારે ખાવા જોઇએ, એટલું હું કેમ ન દળી લઉં ? વળી મને શું આવી કસરત ન જોઇએ ? " આવા નિરભિમાની આત્માઓજ ઉંચે ચઢી શકે છે. પ્રભુને પામવા માટે પણ સ્વપ્રયાસે અંતરમાં ઉતરવાની–ધ્યાનસ્થ થવાની જરૂર છે. ગુરૂઓ, શાસ્ત્રો ઉપદેશ આપે પણ પ્રયત્ન તો પોતાનેજ કરવો રહ્યો. આપણે ધીરે ધીરે કામને

આગળ વધારીશું. જાહેરખબરો ઠીક ઠીક મળી જશે. ને બેત્રણ વર્ષ પછી માસિક પોતાનું ઉપાડવા ઉપરાંત કંઇ આપશે તો તેમાંથી એવું કરીશું, કે કેટલીક કાર્યદક્ષ સ્ત્રીઓને આપણે ખરચે ગામડાંઓમાં મોકલીશું, અને નવા વિચારોનો ત્યાં ફેલાવો કરી બ્હેનોનાં કંટાળેલાં જીવનોમાં કંઇક કાવ્ય લાવે અને તેઓને માટે એ કાર્યક્ષેત્રમાં કેમ કામ કરી ફતેહ મેળવાશે, એવી સૂચનાઓ આપે તે પ્રમાણે વળી યોજના ઘડીને એ પ્રદેશમાં કામ કરી શકીશું. જો કરવા માંડીશું તો કામ તો ઘણુંજ છે. લાંબાં ભાષણો આપીને, કે કોરપોરેશનમાં બેઠકો મેળવીને તેમજ સંસ્થાઓ રૂપી પાંજરાપોળો કાઢી પ્રજાને પૈસે પરમાનંદ કરવાથી જે કામ નહિ થાય તે કામ સ્ત્રીવર્ગ માટે આપણે આ રીતે કરી શકીશું. વળી ભુલેચુકે પતિત થએલી સ્ત્રીઓનું સમાજમાં કોઇજ રહેતું નથી. એટલે આખરે તેઓ આપઘાત કરે છે, અથવા તો કુટણખાનાંમાં જાય છે. એવીઓને માટે "પતિતોદ્ધારક" સંસ્થા કાઢીશું, પણ બધું કામ આ વાજીંત્રદ્વારા થશે. એમાં જરાય શક જેવું નથી. જેઓ કામ કરે છે તેનું સારૂંમાઠું પણ બોલાય છે. આપણે માટે પણ બોલનારા બોલશે. છતાં આપણે સ્વકર્તવ્યમાં પરોવાઇ જઇ કંઇક નવુંજ કરી બતાવીશું, એટલે દુનિયા તો ઝુકવાની. કેટલાક માસિકકારો તેમજ પત્રકારો પોતે સેવા કરી રહ્યા છે એવું બતાવે છે. આવો સેવાનો ઇજારો લઇને અમે નીકળીએ છીએ એવું જરાય આપણે જણાવવું નહિ. અમે કંઇ જગતનો ઉદ્ધાર કરવા જન્મ્યાં નથી, પણ શક્તિ પ્રમાણે સ્વકર્તવ્ય કરવા મથીએ છીએ, એવો ભાસ થવો જરૂરનો છે. આપ મ્હારી વ્હાલી બ્હેનોને હું ફરીથી કહું છું કે અરસપરસ આપણે સહકાર સાચવી સ્વાવલંબી થઇ એવું તો સ્ત્રીઆલમ માટે કામ કરવું છે, કે જે જોઇને ઘડીભર પુરૂષો પણ થંભી જશે. અને આજકાલ કેટલોક વર્ગ એમ માને છે કે પુરૂષની મદદ વગર સ્ત્રી લખાણ પણ લખી શકે નહિ કે ભાષણ પણ આપી શકે નહિ, એવાઓ જાણશે બધી સ્ત્રીઓમાં પણ શક્તિ જેવી કોઇ ચીજ છે ખરી એમ કાન પકડીને કબુલ કરવા પ્રેરાશે. સ્ત્રીઓની મુશ્કેલીઓ, માનસિક નબળાઇ, પરાધીનતા, વિચારશક્તિ, કેળવણી વગેરે અનેક પ્રશ્નો આપણે બેધડક એમાં ચર્ચીશું. આવાં સાંસારિક માસિકોનું ડેકલેરેશન પણ વગર જામિને અને વગર માથાકુટે મળી જાય છે. પ્રેસની સગવડ આ ગામમાંજ રાખીશું કે જેથી નિયમિત અંકો આપી શકીએ, એટલે ગ્રાહકો પણ પ્રસન્ન રહેશે.

બચુ—લેખો પણ આપણેજ લખી લેવા કે બહારના લેવા?

મનોરમા—બહારના લેવા ને આપણે પણ લખવા. ભાઇઓબ્હેનો બધાંને આમંત્રણ મોકલીશું. બ્હેનોનાં લખાણો ગમે તેવાં હશે છતાં ઉત્તેજન માટે સુધારીને પણ દાખલ કરીશું, અને ભાઇઓ લેખો મોકલશે, તેને પણ આભાર સાથે આવકાર આપીશું. પણ એટલું ખરૂં કે કોઇના આધારે રહેવું તે નકામું છે. કોઇવાર ખુટી પડે એમ હોય તો આપણે પોતે લખાણો લખી પૂરૂં કરવું જોઇએ. અટકી પડવું ન જોઇએ. જ્યારે આટલી મહેનત ઉઠાવીએ ત્યારે શું લખાણો માટે મ્હોં વકાશી બેસી રહીએ? જેમ જેમ કામ જામતું જશે તેમ તેમ લખાણો તો આવતાં રહેશે, ખોટ નહિ પડે. છતાં આપણી ફરજ ધ્યાનમાં રાખવી ઘટે છે. પરાવલંબી કાર્ય કમજ નકામો છે. સ્વકર્તવ્ય કરીનેજ પછી સુખે મરવું.

હરિસુખ—સ્ત્રી બ્હેનોની વતી હું મનોરમા બ્હેનને ધન્યવાદ આપુંછું. એમનું હૃદય ઓવગ માટે કામ કરવાને ઘણો વખત થયાં તલપી રહ્યું છે. મદ્રાસમાંથી એક માસિક નીકળે છે. તેની કુલ વ્યવસ્થા સ્ત્રીઓજ કરે છે. આપણા મુંબાઇ ઈલાકામાં માસિકો તો ઠીક નીકળે છે પણ વ્યવસ્થા પુરૂષોના હાથમાં છે. પુરૂષોને ભલે લાગણી હોય છતાં સ્ત્રીઓનાં હૃદય સ્ત્રીઓજ સમજી શકે અને એ ક્ષેત્રમાં સ્ત્રીઓજ વધુ સફળતા મેળવી શકેછે. આવા એક માસિકની ખાસ હાલના પ્રગતિના યુગમાં જરૂર છે. અને તે ખોટ પુરી પાડવાનો વિચાર આપણાં ગાંનંદ્ર બ્હેને જણાવ્યો છે, તે ભારે વખાણવા જેવો છે. આદર્શ ઉંચો હશે ને જાતમહેનત પૂરતી હશે તો જરૂર ત્યાં સારૂં પરિણામ આવશે. શોખને ખાતર નીકળતાં માસિકો માત્ર પોતાની કલ્પનાસૃષ્ટિમાં ઉડશે. પણ તેઓ કંઇ વ્યવહારિક કામ કરી શકે નહિ. મનુબ્હેનની આ યોજનાને હું સત્કારૂં છું. આપણે આટલી છ બ્હેનો મળીને સરસ કામ કરી બતાવીશું. હૃદય એક રાખીશું. મનુબ્હેનને હું વિનતિ કરૂં છું કે આ માસિકનું ડેકલેરેશન તમે લઇ લેશો અને સપ્ટેમ્બર થી વર્ષ શરૂ થાય એ પ્રમાણે મહીનાનો પહેલો અંક બહાર પાડીશું. હાલ તુરતમાં થોડી મુડી રોકીને જાહેર ખબર આપીએ અને હેન્ડબીલો વ્હેંચીએ એટલે ગ્રાહકોનાં નામ આવતાં થાય. પંદરેક રૂપીયાની સ્ટેશનરી પણ લઇ લઇએ, અને બધી તૈયારી કરીએ.

મનોરમા—હું પણ એમજ કહેવાની હતી.

હસમન—હવે કાર્યક્રમ પૂરો થયો હોય તો અમે રજા લઇએ.

મનોરમા—ખુશીથી. જે કંઇ કામ માથે લીધેલું છે, તેનો વિચાર કરી તે માટેની શક્તિ પ્રભુને પ્રાર્થી મેળવો, અને એ સર્વ શક્તિમાન પિતાને આપણે દરેક ખુલાસા પુછી લઇએ અને આપણા કાર્યમાં લોકવાયકાને બાજુએ મુકી તનમનથી લાગી જઇએ.



# જય મંગલદાયિની.

લેખિકા : સૌ. દીપકબા દેસાઇ.

( રાગ-કલ્યાણ: ઢાળ-' જય મંગલપ્રિય જન્મભૂમિતું ગાજાવીયે. ' )

જય મંગલદાયિની માત, ભય નિવારજો-

દેશ દુઃખી થાય છે :
હૃદય બહુ ચીરાય છે :
સ્વદેશીઓની દાઝ જાણી કષ્ટ કાપજો-
જય મંગલદાયિની માત,- ૧

નીતી રીતિ ના પળાય :
સત્ય ધર્મથી ન ચલાય :
અવગુણ ઉર ન આણી ક્ષમાદષ્ટિ રાખજો-
જય મંગલદાયિની માત,- ૨

હિંદભૂમિ ફળદ્રુપ રસાળ :
મરુભૂમિ સમ થઇ બેહાલ :
કસીને સુકાળ દેશમાં સમૃદ્ધિ આપજો-
જય મંગલદાયિની માત,- ૩

શાંતિ માત સઘળે સ્થાપી :
ક્લેશ ને કુસંપ કાપી :
દીપકની આ નમ્ર પ્રાર્થના સ્વીકારજો-
જય મંગલદાયિની માત,- * ૪

---

* "જરી" નામનો આ લેખિકાનો કાવ્યસંગ્રહ છપાય છે તેમાંથી.




લેખક: રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી.
જે. પી. એમ. આર. એ. એસ.

गुणाः पूजास्थानं गुणिषु न च लिंगं न च वयः ।

"Few in England know that the contemporary of our Queen Elizabeth in the Deccan kingdoms was a woman of equal ability, of equal political talent, of equal, though in a different sense, education and accomplishments; who ruled over a realm as large, and as intelligent, and as rich as England; a woman who, surrounded by jealous enemies, preserved by her own personal valour and endurance her kingdom from destruction and partition; who, *through all temptations* and exercise of absolute power, was at once simple, generous, frank and merciful as she was chaste, virtuous, religious, and charitable--one who, among all the women of India, stands out as a jewel without flaw and beyond price.--"

***Meadows Taylor.***



હિન્દુસ્તાનના ઇતિહાસમાં શૌર્ય, પરાક્રમ બુદ્ધિચાતુર્ય, રાજકારણ કૌશલ્ય, સદાચારસંપન્નત્વ, સ્વદેશપ્રીતિ, સ્વામિનિષ્ઠા, ભગવદ્ભક્તિ ઇત્યાદિ અનેક સદ્‌ગુણોથી પ્રસિદ્ધ થએલાં માનવરત્નો અનેક છે; પરંતુ તેમનાં ચરિત્રો પ્રસિદ્ધ થવલાં ન હોવાથી તેમનો ઉજ્જવલ કીર્તિ-પ્રકાશ જોઇએ તેટલો દ્દષ્ટિગોચર નથી. તથાપિ સ્વદેશના ઇતિહાસનાં અસલ સાધનો જેમ જેમ મળી આવશે, તેમ તેમ આ લોકોત્તર રત્નોનો પ્રકાશ અધિકાધિક ખીલ્યાં વગર રહેવાનો નથી. આ રત્નાવલિમાં ભાગ્યશાલી રાજાઓ, પરાક્રમી યોદ્ધાઓ, કર્તૃત્વવાન્ મુત્સદ્દીઓ, કલાકૌશલ્યપટુ શિલ્પકારો, ભગવદ્ભક્તિ પરાયણ મહાત્માઓ, ભક્તો, પ્રતિભાસંપન્ન કવિઓ, સંગીતશાસ્ત્રપ્રવીણ ગાયનાચાર્યો, ઔદાર્યશાલી ધર્માત્માઓ કે વિવિધશાસ્ત્રવેત્તા પંડિતવર્યો એટલાજ માત્ર નથી, પરંતુ તેજ યોગ્યતા અને તેજ બરાબરી કરનારી અનેક સ્રીરત્નોનો પણ તેમાં સમાવેશ થયેલો છે. તેમનાં ચરિત્રો, ઓછાવધતા પ્રમાણમાં, ઘણાં મનોરંજક અને બોધદાયક છે. અસલ કાગળપત્રો અથવા પુરભાષાર્માંના ઇતિહાસ ગ્રંથોની સહાયથી તે જ્યારે જ્યારે પ્રકાશ પામશે, ત્યારે વાચકવર્ગને આનંદ થયા વગર રહેશે નહિ. આવાં માનવરત્નોમાં અહમદનગરની સુપ્રખ્યાત અને રણશૂરી રાણી—બેગમ ચાંદબીબીની ગણના થાય છે.

આ લોકોત્તર સ્રી ચાંદબીબી, બિજાપુરના સુપ્રસિદ્ધ બાદશાહ અલ્લી આદિલશાહની પત્ની અને અહમદનગરના બાદશાહ હુસેન નિઝામશાહની કન્યા થતી હતી. એનો જન્મ આશરે ઇ. સ. ૧૫૪૭ માં થયો હતો. તેનું બાળપણ અહમદનગરમાંજ ગયું. એનો અહમદનગર તથા

બિજાપુર એ બેઉ રાજ્યો સાથે આવા પ્રકારનો ગાઢો સંબંધ હોવાથી તેને એ બેઉ સ્થળે પોતાનાં રાજકારણચાતુર્ય અને પરાક્રમ બતાવી આપવાના અનેક પ્રસંગો આવ્યા, અને બેઉ સ્થળના ઇતિહાસમાં તેણે પોતાનું નામ અજરામર કર્યું, એવું કહેવામાં હરકત નથી. બિજાપુરના બાદશાહ અલ્લી આદિલશાહની કારકીર્દિ ઇ. સ. ૧૫૫૭ થી ઇ. સ. ૧૫૮૦ સુધી થઇ. અલ્લી આદિલશાહ ગાદીએ બેઠા પછી ઇ. સ. ૧૫૬૪ માં બિજાપુર અને અહમદનગર એ બેઉ રાજ્યો વચ્ચે તહ થયો, અને બેઉ બાદશાહો વચ્ચે મિત્રતા થઇ. આ વખતે અહમદનગરના બાદશાહે પોતાની આ લાડીલા લાવણ્યવતી શાહજાદીને અલ્લી આદિલશાહ સાથે પરણાવી, શોલાપુરનો કિલ્લો એ શુભ પ્રસંગે દાયજામાં આપ્યો. આ શરીર સંબંધ ઇતિહાસની દૃષ્ટિએ ઘણો મહત્વનો થયો. તેના યોગથી આ બેઉ બાદશાહતોમાં વેરભાવ ટળ્યો અને બેઉ રાજ્યો એક બીજા સાથે સ્નેહભાવથી ચાલવા લાગ્યાં.

અલ્લી આદિલશાહને રાજ્યકારભારમાં ચાંદબીબી ઘણી સારી સહાય આપતી હતી. આ બેગમ કુશાગ્રબુદ્ધિ હોઇ, સદ્‌ગુણી અને વ્યવહારકુશળ હતી. તેણે વિકટ રાજકારણોમાં પોતાની અલૌકિક બુદ્ધિથી પોતાના પતિને જેવી સહાય કરી, તેજ પ્રમાણે તેણે તુમુલ રણસંગ્રામમાં પણ પોતાના પતિ પાસે રહી પોતાનું અપૂર્વ યુદ્ધ કૌશલ્ય દાખવવામાં ઓછું રાખ્યું નહી. તે પ્રત્યેક સ્વારીમાં ઘોડાપર બેસી પોતાના સ્વામિ સાથે જતી, તેથી તેના શૌર્યની વાતો મશહૂર થઇ હતી. તેને ફારસી, અરબ્બી, કાનડી, મરાઠી ઇત્યાદિ ભાષાઓનું સારૂં જ્ઞાન હતું; ચિત્રકળા અને સંગીત શાસ્ત્રમાં પણ તેને ઘણી સારી માહિતી હતી, આ પ્રમાણે ઘણા સદ્‌ગુણો તેનામાં વસતા હોવાથી તે પોતાના પતિને અતિ પ્રિય થઇ પડી હતી, અને તેનું હૃદય તેણે સંપૂર્ણ આકર્ષી લીધું હતું.

અલ્લી આદિલશાહ ઇ. સ. ૧૫૮૦ માં અપુત્ર મરણ પામ્યો. મૃત્યુ પહેલાં તેણે પોતાના ભાઇનાં પુત્ર ઇબ્રાહિમને ગાદીએ બેસાડી પોતાની બેગમે સર્વ રાજ્યકારભાર ચલાવવો એવી યોજના કરી હતી. તે પ્રમાણે તેની પછી ઇબ્રાહિમ ગાદીએ બેઠો, અને તેની વતી ચાંદબીબી સર્વ રાજ્યકારભાર ચલાવવા લાગી. આગળ ઉપર જે ઇબ્રાહિમ આદિલશાહના નામથી સુપ્રસિદ્ધ બાદશાહ થયો, તેજ આ નાની ઉમરનો સુલતાન ઇબ્રાહિમ હતો. તેની ઉમર આ વખતે નવ વર્ષની હોવાથી ચાંદબીબીએ સર્વ રાજ્યકારભાર દિવાન કામીલખાનની સહાયથી ઉત્તમ રીતે ચલાવવા માંડયો. એ વખતે દક્ષિણનાં સર્વ રાજ્યોમાં બિજાપુરનું રાજ્ય સૌથી મોટું હતું; અને તેની સત્તા પણ ચોમેર ગાજતી હતી. ચાંદબીબીએ પોતાના પતિના વખતમાં બાદશાહતનાં જે પ્રસિદ્ધ અને ધાક હતાં તે તેની પછી કાયમ રાખ્યાં, તેમજ પતિના સમયમાં જે શાંતિ હતી, પ્રજાને જે સુખ હતું તે સર્વ જાળવી રાખ્યાં. બાળ બાદશાહના શિક્ષણ તરફ તેણે સારૂં લક્ષ આપ્યું અને સર્વ રાજદરબારી કામો ઘણી ચપલતાથી ચલાવવા માંડયાં. બુધવાર અને શુક્રવાર શિવાય દરરોજ દરબાર ભરી તે બાળ બાદશાહને તખ્ત પર બેસાડી પોતે ન્યાય ચુકવતી હતી. તેનાં આ બધાં કાર્યોથી તે પ્રજામાં અતિ પ્રિય અને પૂજ્ય થઇ. પરંતુ દુર્દૈવે તેના દિવાન કામીલખાનને સર્વ સત્તા પોતાના હાથમાં લેવાનો લોભ થયો. તે બેગમને અવગણવા લાગ્યો અને સર્વ કામમાં તેનું મહત્ત્વ કમી થાય એવો પ્રયત્ન કરવા લાગ્યો. આ કૃતઘ્નતાનું વર્તન બેગમને નજરે પડતાં તેણે તરતજ તેને દિવાનગીરી પરથી દૂર

કર્યો અને, કિશવરખાન નામના બીજા જુના વજીરને દિવાનગીરી સોંપી. પરંતુ રાજસત્તાનો લોભ કંઇક વિલક્ષણ હોવાથી તે પણ ઘણો ઉન્મત્ત થયો, અને ચાંદબીબીના વિરૂદ્ધ બંડ કરવા પ્રયત્ન આરંભ્યો. તેને દિવાન પદ પરથી દૂર કરી બંકાપુરના સુબેદાર મુસ્તફાખાનને તેની જગ્યાએ નીમવા ચાંદબીબી તથા તેનાં પક્ષના સરદારોએ મસલત કરી; પણ તે સફલ થાય તે પહેલાં કિશવરખાનને એ બાતમી મળી ગઇ. તેણે તરતજ બાળ બાદશાહના નામની દુહાઇ ફેરવીને ચાંદબીબીને કેદ કરી; અને તેની અપ્રતિષ્ઠા તથા માનહાની કરી, તેને ઇ. સ. ૧૫૮૨ માં સતારાના કિલ્લામાં કેદ કરી. ત્યારથી સતારાનો કિલ્લો દુર્ભાગી રાજ્ય પુરૂષોના બંદિવાસનું મુખ્ય સ્થળ થઇ રહ્યો હતો.

ચાંદબીબી ગયા પછી બિજાપુરમાં સર્વત્ર અંધાધુંધી પ્રસરી રહી. સ્વામિદ્રોહી કિશવરખાનની સત્તા કોઇએ માની નહિ. છેવટે અમીરઉમરાવો તથા લશ્કરી લોકોએ એકત્ર થઇ કિશવરખાનને વિજાપુરમાથી હાંકી કાઢયો; અને ફરીથી માનપાન સાથે ચાંદબીબીને સતારેથી બોલાવી લાવ્યા. કિસવરખાનને આગળ ઉપર મારી નાખવામાં આવ્યો, અને બિજાપુરની દિવાનગીરી એખલાસખાન નામના એક હબસીના હાથમાં આવી, પરંતુ એક વખત રાજ્યનું ખીસી ગયેલું ચોકઠું ફરી ઠેકાણે આવ્યું નહિ. 'હબસી' અને 'દક્ષણી' એવા બે પક્ષ રાજ્યમાં બંધાયા, અને તે પરસ્પર વેરભાવથી વર્તવા લાગ્યા. તેનું પરિણામ બિજાપુરની બાદશાહતને ભોગવવું પડયું. વરાડ, બેદર અને ગોલકોંડાના બાદશાહોએ બિજાપુરી બાદશાહત કમજોર થઇ છે એવું જોઇ, તેપર સ્વારીઓ કરવી શરૂ કરી. આવા એક પ્રસંગે ખુદ બિજાપુર શહેરને પણ શત્રુઓએ ઘેરો ઘાલ્યો, અને રાજધાની કબ્જે કરવા ઘણો પ્રયત્ન કર્યો. આ અણીને વખતે ચાંદબીબીએ પોતે હીંમત ધરી કિલ્લાનું રક્ષણ કર્યું અને સૈનિકોને ઉત્સાહ આપી શત્રુની સરસાઇ થવા દીધી નહિ. ચાંદબીબીનાં શૌર્ય અને હીંમત સર્વ જાણતા હોવાથી એક વર્ષ સુધી અખંડ ઘેરો ચાલુ હોવા છતાં સર્વ સૈન્યે ઘણી ઉત્સુકતાથી અને હીંમતથી શત્રુને ટક્કર આપી તથા અંતે શત્રુને ઘેરો ઉઠાવી પાછા ફરવાની ફરજ પાડી. આ બનાવ ઇ. સ. ૧૫૮૪ માં બન્યો.

ઇ. સ. ૧૫૮૫ માં ફરીથી બિજાપુર અને અહમદનગરના બાદશાહોનો શરીરસંબંધ થવા યોગ આવ્યો. ચાંદબીબીના ભાઇ મૂર્તિજા નિજામશાહે ઇબ્રાહિમ આદિલશાહની બ્હેન ખુદિજા બેગમની માગણી કરી. ઉભયનો લગ્નનિશ્ચય થયો અને ચાંદબીબી પણ બિજાપુરની બાદશાહી જાન સાથે અહમદનગર આવી. તેની ઇચ્છા આ લગ્ન ઉકેલી બાકી રહેલું આયુષ્ય સ્વસ્થ ચિત્તે ઇશ્વર ભક્તિમાં ગાળવાની હતી પરંતુ આ વખતે અહમદનગર દરબારમાં બિજાપુર કરતાં પણ અધિક પક્ષો અને અધિક કલહ ઘુસ્યાં હતાં. તેથી આ વિવાહસમારંભ એક બાજુ રહ્યો, અને મૂર્તિજા નિજામશાહ ને તેના પુત્ર મિરાન વચ્ચે કલહસમારંભ શરૂ થયો; પિતાપુત્ર વચ્ચે ખુબ ઝપાઝપી થઇ, તેમાં મૂર્તિજા નિજામશાહનો વધ થયો. આ પ્રસંગે પ્રસિદ્ધ ઇતિહાસકાર ફેરીસ્તા રાજ્યમહેલમાં હાજર હતો. તેણે પોતે એ જોયલો આ શોકજનક વૃત્તાંત પોતાના ગ્રંથમાં લખ્યો છે. આ વખતે ચાંદબીબી પણ અહમદનગરના કિલ્લામાં હાજર હતી. તેને આ પ્રસંગ જોઇ કેટલું દુઃખ થયું હશે તેનો ખ્યાલ વાચક કરી લેશે. મિરાને પિતાનો વધ કરી ગાદી ખુંચવી લીધી પણ તરતજ તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો. આખરે ત્યાં મૂર્તિજા નિજામશાહના ભાઇના

પુત્રને ગાદીપર બેસાડવામાં આવ્યો. અને જુમાલખાન મુખ્ય દિવાન થયો. પરંતુ આ બાદશાહની વિરૂદ્ધ બિજાપુર અને વરાડનું સૈન્ય થયું. તે સૈન્યે જુમાલખાનને હરાવ્યો અને અંતે બિજાપુર સાથે સુલેહ થઇ ત્યારે તે સૈન્ય પાછું ફર્યું. ચાંદબીબી પણ આ પરિસ્થિતિમાં કંટાળી ફરી બિજાપુર આવી તેને પ્રજા તરફથી ઘણો સત્કાર મળ્યો. બાદશાહે પણ પહેલાંની માફક તેનું માન કાયમ રાખ્યું. આગળ જતાં ઇબ્રાહિમ વયમાં આવતાં સર્વ રાજકારભાર ઘણી સારી રીતે ચલાવવા લાગ્યો; અને ચાંદબીબીએ આપેલા સુશિક્ષણનો તેણે સારો ઉપયોગ કર્યો. આ બાદશાહની કારકીર્દિ પ્રજાને ઘણી સુખદાયક થઇ પડી. બિજાપુરમાં ઇબ્રાહિમ રોઝા નામનો એ બાદશાહનો મકબરો અદ્યાપિ મોજુદ છે.

( આ લેખના વિશેષ રસિક ભાગ માટે જુવો આવતો અંક. )



## ઉંઘ કેટલી જોઇએ ?

ઘણીવાર એમ જોવામાં આવે છે, કે પૈસાદાર લોકો રાત-દિવસના ચોવીસ કલાકનો મોટો ભાગ સુવામાં કે આળસથી પડયા રહેવામાં ગુમાવી દે છે. આ કારણેજ એમાંના નેવુ ટકા માણસો અપચો કે કબજિયાત થવાની ફરિયાદ કરે છે. પશ્ચિમના દેશોમાં અને ખાસ કરીને અમેરિકામાં એથી ઉલટુંજ જોવામાં આવે છે. ત્યાંના ધનવાન્ કે વિદ્વાન્ લોકો પોતપોતાના કામધંધામાં કે અભ્યાસમાં એ ચોવીસ કલાકનો મોટો ભાગ ગાળે છે; ઉંઘવાને માટે એમાંથી બહુ થોડો સમયજ લે છે. ગ્રામોફોન, સીનેમા વગેરેના પ્રખ્યાત અમેરિકન શોધક ડોક્ટર એડીસનને તો સૌ કોઇ ઓળખે છે. તેમણે પોતાની શોધોથી જગતના વ્યાપારમાં અજબ ફેરફાર કર્યો છે, અને પોતાને માટે પણ પુષ્કળ ધન મેળવ્યું છે. અત્યારે એમની ઉમ્મર ૭૬ વર્ષની છે. એમના જેટલી ઉમ્મરનો અને એમના જેટલો ધનવાન્ કોઇ હિન્દી હોતતો અત્યારે ખૂબ આરામ કરવાનોજ વિચાર કરત. વાંચકો, જાણીને આશ્ચર્ય પામશે કે હજી પણ ડો. એડીસન પહેલાંની જેમ રાતદિવસ સતત્ કામ કર્યે જાય છે. હજી એમની તંદુરસ્તી કોઇ જુવાન માણસને શરમાવે એવી છે. કારણ માત્ર એજ છે, કે ચોવીસ કલાકમાં તે માત્ર ચાર કલાક ઉંઘે છે. એટલું ઉંઘવા માટે પણ તેમણે કોઇ નિયમિત સમય નથી રાખ્યો; ન તો એમને માટે ખાસ પથારી બીછાવવાની જરૂર રહે છે. કામ કરતાં થાકી જાય ત્યારે ખુરસી પર બેઠાં બેઠાંજ એક તંદુરસ્ત બાળકની જેમ જોઇતી ઉંઘ ખેંચી કાઢે છે. એમના અનુકરણથી એમની પ્રયોગશાળામાં કામ કરતા બીજા પણ અનેક વિદ્વાનો ઉંઘવાના કલાકો ઘટાડી રહ્યા છે. તેમની ખાત્રી થઇ ચુકી છે કે ઉંઘવું એ એક જાતની આદત છે અને તે ઘટાડવાથી ઘટી શકે છે. અભ્યાસ પડયો હોય તો માણસ માત્ર બે કલાક ઉંઘવા છતાં તંદુરસ્ત રહી શકે. આપણામાંયે કહેવત છે, કે " ઉંઘ ને આહાર ઘટાડયાં ઘટે અને વધાર્યાં વધે. " પણ એ કહેવત પ્રમાણે ઉંઘ ઘટાડવાનો યત્ન કેટલાયે કર્યો છે ? અલબત્ત વધારવાના પ્રયત્ન તો ઘણા કરતા હશે !



## માતા.

લેખક: શ્રીયુત "ધીરજ".

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને......એ રાગ. )

જનનીની જોડી આ જગમાં નહિ જડે,
જગથી જુદી એની સરજી જાત જો;
પ્રભુના પ્રેમ તણી પ્રતિમા એ એકલી,
સ્વાર્થ વિનાની એની કેવળ વાત જો;
ભવરણમાં માતા મીઠલડી વીર

ભાવભરી મુંગી આશીષ આપ્યા કરે,
અબોલ અંતરને ઊમળકે ઉભરાય જો;
અવિરત શીતળતા એની આ વિશ્વમાં,
જગના તાપ સકળ સહેજે વિસરાય જો;
લાંબી ભવવાટે મા શીળી છાંય

કોડભર્યો કાળજડે એને મીઠડાં,
લેતાં લ્હાણું ન ખૂટે એ રસલ્હાવ જો;
અધિક અનુપમ સ્નેહપ્રવાહ વહે સદા,
દેવોને પણ દુર્લભ માના ભાવ જો;
અમીની અંજણ ભરેલી એની આંખ.

અણુઓપ્યું એનું હૈયું વિલસે સદા,
આશભર્યો ચળકે અંતર-ઉજાસ જો;
ભવકાનનમાં દિવ્ય વિસામો એકલો,
સ્નેહતણો અણખાંધ્યો એ ઇતિહાસ જો;
ધન્ય ધન્ય આ જગમાં એ અનુપમ ભાવ!





મી. હેન્રી ફોર્ડ અને તેમનાં પત્ની.

## અમેરિકાની ગુણસુંદરી—મીસીસ ફોર્ડ.

લેખક: "ભાનુ-ચન્દ્ર."

આપણા દેશમાં સાધારણ માન્યતા એવી છે, કે પશ્ચિમના દેશોની સ્ત્રીઓમાં અને તેમાંયગોરી ચામડીની સ્ત્રીઓમાં આપણા દેશની સ્ત્રીઓના કરતાં બહુ જૂદા ગુણો છે. આપણી સ્ત્રીઓમાં લજ્જા, વિનય, મર્યાદા, પતિવ્રત, ઘરરખુપણું, સાદાઇ, વિગેરે ગુણો જોવાને આપણે ઇચ્છીએ, છીએ. આપણી સ્ત્રીઓ પુરૂષ વર્ગ સાથે છુટથી હળેમળે એ આપણામાંના ઘણા ઇચ્છતા નથી. ઘર છોડીને આપણી સ્ત્રીઓ ગુજરાનને માટે ધંધા ખોળવા નીકળી પડે, અને નોકરીઓ કરે એ પણ આપણે ઇચ્છતા નથી. પશ્ચિમના દેશોમાં એનાથી ઉલટી હકીકત આપણા જોવામાં આવે છે. ત્યાંની સ્ત્રીઓ પુરૂષવર્ગ સાથે સંપૂર્ણ છુટથી હળેમળે છે, નાચે કુદે છે, ખેલે છે, ઘરબહાર અનેક જાતના ધંધા નોકરીઓ કરે છે. ટુંકામાં સ્ત્રીઓમાં આપણે જે ગુણો જોવા માગીએ છીએ તે ગુણો સાધારણ રીતે તેમનામાં દેખાતા નથી. આમ હોવા છતાં પશ્ચિમના દેશોમાં પણ એવી સ્ત્રીઓ ઝળકી આવે છે, જે પૂર્વના દેશોની સ્ત્રીઓની સાથે સ્ત્રીજાતિને શોભે એવા ગુણોમાં હરીફાઇ કરી શકે છે. પશ્ચિમના દેશોમાં એવી સ્ત્રીઓ હોય એ નવાઇ ગણાય. મીસીસ ફોર્ડ એ આવી અપવાદરૂપ સ્ત્રી છે, અને વળી તે આખી દુનિયામાં સર્વથી વધારે દોલત ધરાવનાર કુટુંબની હોવાથી તેના એ

ગુણો વિશેષ વખાણવા લાયક અને અનુકરણ કરવા લાયક છે, તે તરફ " ગુણસુંદરી "નાં વાચક બહેનોનું ખાસ ધ્યાન ખેંચવા ઇચ્છુ છુ.

"ફોર્ડ" મોટરકારનું નામ કોણે નહિ સાંભળ્યુ હોય ? મી. ફોર્ડ ના મોટરો બનાવવાના કારખાનામાં બનેલી

**સામાન્ય પરિચય**

મોટરકારો 'ફોર્ડ' મોટરના નામથી ઓળખાય છે. એ કારખાનાના માલીક મી. ફોર્ડ તે મીસીસ ફોર્ડના પતિ થાય છે મી. ફોર્ડ આજ કાલ આખી દુનિયામા વધારેમા વધારે ધનવાન્ ગણાય છે તેમની દોલત અબજો રૂપીયાની ગણાય છે. મી. ફોર્ડ અમેરિકામા એક મોટા માણસમા ખપે છે તે પોતે કબુલ કરે છે, કે પોતાની મોટાઇ મીસીસ ફોર્ડને ઘણે ભાગે આભારી છે મી ફોર્ડના અભિપ્રાય પ્રમાણે દરેક મોટા પુરૂષની પત્ની સગીન ગુણોવાળી હોવી જોઇએ-હોય છે. પત્નીની મોટાઇ ઉપરથી જ તે પુરૂષની મોટાઇનું માપ લેવાય છે.

મીસીસ ફોર્ડનાં માતાપિતા પણ ધનવાન્ હતા અત્યારે તે ચાહે તેટલો પૈસો અથવા આરામ પાછળ ખર્ચી શકે એવી સ્થિતિમા છે, છતાં તે સાદુ જીવન ગાળે છે, અને સાદા કપડા પહેરે છે. યૂરોપ અમેરિકાની ધણી સ્ત્રીઓ પોશાકમા હજારો રૂપીયા ખર્ચી નાખે છે, ત્યારે મીસીસ ફોર્ડ સાધારણ પોશાકથી સંતોષ માને છે સારા સારા કપડાને માટે ટુંક આવકવાળા પોતાના પતિને સતાવનારી સ્ત્રીઓ મીસીસ ફોર્ડનો દાખલો લે તો કેવું સારૂં ?

મીસીસ ફોર્ડની ઉમર આધેડ છે, છતાં તે દેખાવમા ઘણી નાની ઉમરની દેખાય છે. તેના શરીરમા સ્ફૂર્તિ ખૂબ ભરી છે. તેની આખો વિશાળ કાળી અને ચંચળ છે, અને તેમાં અજબ ચળકાટની ભભક ઝમકે છે. તેની આંખોમાં જ્ઞાનનો પ્રકાશ ચળકે છે, છતાં તેની નજર મીઠાશ ભરેલી છે. તેના ઓળેલા વાળમાં પણ તેની સાદાઇ માલૂમ પડી આવે છે.

પશ્ચિમના દેશોની ઘણીખરી સ્ત્રીઓની માફક મીસીસ ફોર્ડને ઘરની બહારનો ધંધો કરવાની, અને તેમા ફતેહ

**સ્ત્રીનો ઉત્તમ ધંધો.**

મેળવવાની લાલસા નથી-પહેલેથી ન હતી. તેના અભિપ્રાય પ્રમાણે સ્ત્રીનો ઉત્તમમાં ઉત્તમ ધંધો માતા તરીકેનો છે. સ્ત્રી દુનિયાને બીજી રીતે ભલે ગમે તેટલી ઉપયોગી થઇ પડી હોય અને યોગ્ય પણ નીવડી હોય છતા જો તેને બાળકો ન હોય તો સઘળું અકુદરતી લાગે, એવો મીસીસ ફોર્ડનો અભિપ્રાય છે મી. ફોર્ડનો પણ એવોજ અભિપ્રાય છે. તેના કહેવા પ્રમાણે જીંદગીમા સ્ત્રીનો ઉત્તમ ધંધો પરણીને ઘર ચલાવવાનો અને કુટુંબ વધારવાનો છે. તેનું ઘર એવુ હોવું જોઇએ, કે તેમા પુરૂષ નિત્ય નિત્ય નવો જુસ્સો, ઉત્સાહ અને ચૈતન્ય મેળવી શકે. સ્ત્રીએ પોતાના પતિ સાથે પ્રેમપૂર્વક સહકાર કરવો જોઇએ. તેણે પોતાના પતિને અને કુટુંબને સુખપૂર્વક ભોજન કરાવવું જોઇએ અને સાધારણ રીતે બધા ઘરની બાબતો પર ધ્યાન રાખવુ જોઇએ. પુરૂષ દુનિયામા જે મુખ્ય કામધંધો કરી રહ્યો હોય તેમા ઘરની બાબતોની કશીયે અડચણ ન આવે, અને ઘરની બાબતોમા તેને માથાકૂટ કરવી ન પડે એ વાત સ્ત્રીઓએ ખાસ ધ્યાનમા રાખવી જોઇએ. વળી તેણે ઘરમા આનંદ આનંદ ફેલાવી રાખવો જોઇએ. મી. અને મીસસ ફોર્ડના એ વિચારો છે, અને એ બધી બાબતોમાં મીસીસ ફોર્ડ ઘરરખુ બની રહેલી છે. પોતાના પતિને અને કુટુંબને માટે રસોઇ બનાવવામા પણ તેને મઝા પડે છે.

ત્યાંની બીજી સ્ત્રીઓની માફક સાધારણ રીતે બજાર ખોરાકની તરફેણમાં તે નથી. મીસીસ ફોર્ડ કહેછે, કે સારી રસોઇ બનાવવી એ સ્ત્રીઓના ધંધાનો મોટામાં મોટો ભાગ છે. સ્ત્રી એ અન્નપૂર્ણાનો અવતાર છે, એવો આપણો ખ્યાલ મીસીસ ફોર્ડના વિચારને તદ્દન મળતો નથી શું ? આપણા દેશમાં જે લોકો સ્ત્રીઓને પશ્ચિમની ધાટી ઉપર કેળવણી આપેછે, અને અર્થ સમજ્યા વિના સ્ત્રીઓના સમાન હકોની વાતો કરેછે, અને જે ધનવાન કુટુંબની સ્ત્રીઓ ભટ બ્રાહ્મણો ઉપર રસોઇ માટે આધાર રાખેછે, અને જેમાંની કેટલીકને તો રસોઇ કરતાંયે આવડતી નથી, તેમને માટે મીસીસ ફોર્ડના જેવો બીજો સરસ દાખલો નહિ મળે. કેટલાક અણધાર્યાં સંજોગોમાં બીજાં સાધનો નહિ મળતાં એવી રસોઇ નહિ જાણનારી સ્ત્રીઓને અને તેમના પતિઓને કાચું કોરું ખાઇને ચલાવી લેવું પડેછે, એવા રમુજી બનાવો આપણે ઘણી વખત સાંભળીએ છીએ. તેવે વખતેજ સ્ત્રીઓને અને પુરૂષોને રસોઇ કળાની ખરેખરી ઉપયોગિતા સમજાયછે.

**પતિ જમે તે પહેલાં જમવું નહિ, અને સુએ તે પહેલાં સુંવું નહિ !**

મીસીસ ફોર્ડ વિષે ઉપલી હકીકત વાંચતાં વાચકોને શરૂઆતમાં કહ્યા પ્રમાણે નવાઇ લાગ્યા વિના નહિ રહે ! શું અમેરિકામાં આવી સ્ત્રી પડી છે ? અને તે પણ ધનના ઢગલામાં રમનારી ? આપણા દેશમાં ઘણાએ પૈસાદાર શેઠાણીઓને રસોઇ બનાવતાં આવડતી નથી, ઘણી રાણી મહારાણીઓએ રસોઇ બનાવવાની તસદીયે ન લીધી હોય તો તેમને રસોઇ બનાવતાં તો ક્યાંથીજ આવડે ? આપણા દેશમાં યે કેટલીક સ્ત્રીઓ પોતાના ગૃહરાણી તરીકેના પદને તરછોડીને ઘર બહારની દુનીયામાં ઝુકાવે છે. તેઓ સ્વતંત્રતા અને સરખા હકની માંગણી ઓ કરેછે. તેમણે દાખલો લેવો ઘટે છે, કે અમેરિકા જેવો સ્વતંત્રતા ચાહનારો બીજો કોઇ દેશ દુનિયા પર નથી, અમેરિકા જેવો સરખા હક આપનારો અને ભોગવનારો બીજો કોઇ દેશ દુનિયામાં નથી. અને છતાં તેજ દેશનો અનુભવ ધરાવની ધનવાન્ અને કેળવાયેલી સ્ત્રી એક સાચી આર્ય સ્ત્રીને શોભે એવાજ વિચારો ધરાવે છે, અને તેજ પ્રમાણે વર્તન કરે છે. અને ખાત્રી છે, કે મીસીસ ફોર્ડની બીજી હકીકત જાણીને તેમને વધારે અજાયબી લાગશે. આપણામાં લાંબા વખતથી એવો રીવાજ ચાલતો આવ્યો છે, કે પતિ જમે તે પહેલાં સ્ત્રીએ જમવું નહિ, અને પતિ સુવે નહિ તે પહેલાં સુવું નહિ. આજકાલની ભણેલી સ્ત્રીઓ આને ભયંકર ગુલામગિરી ગણી કાઢે તો તેમાં નવાઇ નથી, કેમકે આજકાલનું ભણતર જ એવા પ્રકારનું છે. આપણો એ રીવાજ પતિપત્ની વચ્ચેનો ઊંડો પ્રેમ બતાવે છે. જો આપણને કોઇને માટે સાચો પ્રેમ હોય તો તેના સુખે આપણે સુખી થઇએ, તેના દુઃખે આપણે દુઃખી થઇએ. એટલે પતિપત્ની વચ્ચે સાચો પ્રેમ હોય તો પતિ ભૂખ્યો હોય, ત્યાં સુધી, પત્નીને ભોજન ગળે ન ઉતરે, અને પતિ જાગતો હોય ત્યાં સુધી તેને ઉંઘ આવે નહિ. એમાં ગુલામગિરી નથી પણ પ્રેમ છે. મીસીસ ફોર્ડ ભોજનને માટે હમેશાં પોતાના પતિની રાહ જોઇ બેસે છે. મી. ફોર્ડ પોતાના કામમાં ગુલતાન બની ગયા હોય એટલે ભોજનનો વખત વીતી જાય, ભાઇસાહેબને ભાન રહે નહિ, ભોજન ઠંડુ પડી જાય, અને બાઇસાહેબ વાટ જોતાં બેસી રહે. ભોજન ભલે ઠંડુ પડી જાય તેની મી. ફોર્ડ દરકાર કરતો નથી, અને તેથી મીસીસ ફોર્ડ પણ તે બાબતમાં દરકાર નથી

કરતી. પણ તે પોતાના પુત્રને પ્રથમ વેળાસર જમાડી લે છે. ઠંડુ ઠંડુ ભોજન પ્રેમથી આરોગતાં પતિપત્નીનો દેખાવ આંખને કેવો મીઠો લાગે !

વળી મીસીસ ફોર્ડ પોતાના પતિના સુતા પહેલાં સુતી નથી. મી. ફોર્ડ પોતાના કામમાં રાતના બાર બાર એક એક વાગ્યા સુધી બેઠો રહે, અને તેને બેઠો રહેવા દઇને સુઇ જવાનું મીસીસ ફોર્ડને ઠીક ન લાગે, તેથી તે પણ બેઠી બેઠી કાંઇ શીવવા ભરવાનું કામ કરે, જેથી મી. ફોર્ડને એકલવાયાપણું ન લાગે. મીસીસ ફોર્ડ કહે છે, કે આમ કરવામાં મને પ્રથમ આનંદ આવતો. હું પ્રેમથી એમ કરતી. પછી તેમ કરવાની મને ટેવ પડી ગઇ. હજીયે મીસીસ ફોર્ડ એજ પ્રમાણે કરે છે. ધન્ય છે એની પતિભક્તિને !

**વશીકરણ વિદ્યા.** આપણા દેશની કેટલીક સ્ત્રીઓ પતિને વશ કરવા માટે વશીકરણની શોધમાં રહે છે. તેમાં તે ફાવી શકતી નથી, પણ કેટલાક ધુતારાઓ તેમના એવા અજ્ઞાનનો લાભ લઇ કમાણી કરી લે છે. સ્ત્રીએ સમજવું જોઇએ, કે પતિને વશ કરવાની વશીકરણ વિદ્યા તેના પોતાનામાંજ, તેના પોતાના દરરોજના વર્તનમાં રહેલી છે. મીસીસ ફોર્ડ એ વિદ્યા સારી રીતે જાણે છે મી. ફોર્ડ કેટલીક બાબતોમાં બેદરકાર રહે છે. ઘણાખરા મોટા માણસોમાં એવી બેદરકારી થોડી ઘણી હોય છે. તે પોતાનાં કપડાં ગમે ત્યાં ફેંકી દે છે, અને બીચારી મીસીસ ફોર્ડ તે ઉપાડી ઉપાડીને ઠેકાણે મુકે છે. અને છતાં તેને માટે તે મી. ફોર્ડને "ખખતી" નથી, કેમકે તે સારી રીતે જાણે છે; કે તેથી કાંઇ શુકરવાર વળે એમ નથી. ગમે તેટલાં માથાં ફોડવા છતાં મી. ફોર્ડ તેમ કર્યે જવાનો, કેમકે તેના મનમાં હજારો પ્રકારની ગડમથલ ચાલ્યા કરે છે, અને પોતે શું કરે છે તેનું તેને ભાન હોતું નથી. મીસીસ ફોર્ડ કહે છે, કે સહનશીલતા શ્રદ્ધા અને દિલસોજી એ ત્રણ દરેક પત્નીના સર્વોત્તમ સદ્ગુણો છે. કોઇ વખત એવોયે આવતો, જ્યારે મી. ફોર્ડ શું કરે છે, તે મીસીસ ફોર્ડને સમજાતું નહિ, તો ખમી ખાતી, અને છેવટે પરિણામ સારુંજ આવતું.

**સ્ત્રીની ઘર બનાવવાની કળા.** આપણામાં કહેવત છે, કે ગૃહિણી વિનાનું ઘર એ ઘર નહિ, પણ વનવગડો. ઘરને ચાર દિવાલો હોય, ઉપર છાપરું હોય, છજાં જાળીયાં અને બારીયાં હોય તેથી શું થયું ? તેટલાથીજ ઘર ઘર બની શકતું નથી. ગૃહિણી વિનાનું એવું ઘર જીવ વિનાના શરીર જેવું છે. મીસીસ ફોર્ડનો અભિપ્રાય પણ એવોજ છે. તે કહે છે: ઘણી માતાઓ ધારે છે, કે તેમણે ઘર બનાવ્યું છે. જ્યારે ખરી રીતે માત્ર ચાર દિવાલો જ હોય છે, અને તેમાં જોઇએ તે કરતાં વધારે સ્વચ્છતા અને જોઇએ તે કરતાં વધારે વ્યવસ્થા હોય છે. સ્ત્રી જોઇએ તે કરતાં વધારે સ્વચ્છતા રાખી શકે. તેના સ્વચ્છતાના લોભથી તેના પતિને મિત્રોની કલબમાં નાસી જવું પડે, જ્યાં તે પોતાની મરજી પડે ત્યાં બીડીની રાખ નાખી શકે અને ફર્નીચર પણ બગાડી શકે; તેથી બાળકો ને પણ ન જવા જેવી જગ્યાઓએ નાસી જવું પડે છે, કેમકે ત્યાં ઘરનો ચળકાટ બગાડવાનો સવાલ સૌથી વધારે મહત્વનો હોતો નથી. ડાહી પત્ની જાણે છે, કે તે પોતાના ઘરના રક્ષણ વિષે બહુ કાળજી રાખશે તો જ તે પોતાનું ઘર ચલાવી શકશે. અને તેનો અર્થ એ થાય છે, કે તેણે આનંદી બનવું, ઉદાર બનવું, અને પોતાનાં પતિ અને બાળકોની સ્થિતિ સમજી લેવી; તેનો અર્થ એ થાય છે, કે ઘરમાં ગમ્મત હોવી જોઇએ, એવી

એવી ચીજો અને વાતો રજુ કરવી જોઇએ, કે તમારા બાળકોને ઘરમાં રહેવાનું મન થાય, કેમકે તેમને ત્યાં રસ પડે છે. બાળકોએ તેમજ મોટી ઉમરનાંએ મોટા થવું-વધવું જોઇએ; જ્યાં વધવામાં તેમને ઉત્તેજન મળી શકે ત્યાં તે ખચીત વધવાનાંજ, અને સ્ત્રીનો ધંધો એ છે; કે એવું ઉત્તેજન બને તેટલું વધારે ઘરમાંજ તેઓ મેળવી શકે એવી વ્યવસ્થા કરવી." જે સ્ત્રીઓ પોતાનાં પતિ અને બાળકોની પરવા ન કરતાં ફક્ત પોતાના શણગારની જ દરકાર રાખે છે. અને તેમાંને તેમાં પોતાની જીંદગી કડવી બનાવી દેછે, તેમણે ઉપલા શબ્દો પોતાના દિલમાં કોતરી રાખવા જોઇએ.

મીસીસ ફોર્ડ કહે છે, કે સ્ત્રીએ ઘર બનાવવાની કળામાં પોતાની સર્વ શક્તિઓનો ઉપયોગ કરવો જોઇએ. તે કળાનો ઘણોખરો ભાગ એવો નથી, કે અમુક કામ અમુક વખતેજ થઇ શકે. મી. ફોર્ડને પોતાના ધંધા સિવાય બીજી કોઇ ચીજની પંચાત ન કરવી પડે તેની તે કાળજી રાખે છે. જે કામ બીજા કરી શકે તેમાં મી. ફોર્ડની શક્તિનો દુરૂપયોગ ન થાય તેની તે ખાસ કાળજી રાખે છે. અને તે કહે છે, કે **એમાં ગુલામગિરી નથી. તે તો સ્ત્રીઓનો એક ધંધો છે. જેમ તેમને પોતાનો ધંધો છે, તેમ મને મારો ધંધો છે.** સ્વતંત્રતા અને સરખા હકોની વાતો કરનારાઓએ આ શબ્દો નોંધી લેવા જોઇએ.

**મહેનતમાં શરમ નથી.**

આપણા દેશમાં મોટાં કુટુંબોમાં એવો ખ્યાલ પેસી ગયો છે. કે મોટાં કુટુંબનાં માણસોથી જાતમહેનત ન થઇ શકે. તેમણે તો બધું કામ નોકરચાકરો, દાસદાસીઓ મારફતેજ લેવું જોઇએ. જો તેઓ પોતે એવી મહેનત કરે તો તેમનું હલકું દેખાય. ઘણી શેઠાણીઓ એ પ્રમાણે હાથપગ વિનાની પાંગળી હોય છે, તેના હાથ પગ તેનાં નોકરચાકરો હોય છે; પરિણામે તે બોજારૂપ થઇ પડે છે, અને પોતાના પતિની અંગત કાળજી પણ ભાગ્યે લઇ શકે છે, જેથી તેવાં શેઠશેઠાણી વચ્ચે પ્રેમ કેવો રહી શકે? આવા અખંડ આળસુપણાનો ચેપ અને ખોટી મોટાઇનો ચેપ કેટલીક મધ્યમ સ્થિતિની સ્ત્રીઓને પણ લાગી જાય છે, અને પરિણામે તેમને તેમના પતિને, તેમનાં કુટુંબને બહુ કડવાં ફળ ચાખવાં પડે છે. એવી ખોટી મોટાઇ અને દંભ દૂર કરવામાં આવે તો તે કેટલાં બધાં સુખી થાય? પ્રભુએ હાથપગ આપ્યા છે તે કામ કરવાને, નહિ કે જોયા કરવાને. વળી એવી આળસુ સ્ત્રીઓ પોતાની તબીયત પણ સારી રાખી શકતી નથી, અને વહેલી મરી જાય છે. મીસીસ ફોર્ડ જેવી સ્ત્રી પણ જાતમહેનત કરવામાં કચાશ રાખતી નથી તો બીજી સ્ત્રીઓએ તેનો દાખલો ના લેવો જોઇએ? મી. ફોર્ડનાં માતપિતા તેમજ મીસીસ ફોર્ડનાં માતપિતા બને ધનવાન હતાં, પણ અત્યારે મી. અને મીસીસ ફોર્ડ પાસે જેટલી દોલત છે તેટલી પહેલાં ન હતી. અત્યારે તેમાં ઘણોજ વધારો થયો છે, અને દરરોજ તેમાં લાખો રૂપીઆનો ઉમેરો થતો જાયછે. આમ જ્યારે એક તરફ દોલતમાં વધારો થતો જાયછે ત્યારે **બીજી તરફ પહેલાં તે જેટલી જાત મહેનત કરતી હતી તે કરતાં ત્રણગણી** વધારે મહેનત કરે છે. એ ઉપરથી કેટલાક લોકો એમ ધારતા, કે તેઓ બહુજ ગરીબ છે, બધું ઢમઢોલ જેવું છે, અને વગર પૈસે ગાડીઓ ખેલાવાય છે. પણ તેમનો તેવો ખ્યાલ તદ્દન ખોટો છે. હજીયે તે ખૂબ જાત મહેનત કરેછે. વળી તેમાં ખુબી તો એ છે કે, તેવી જાતમહેનત કરવામાં પોતે મણુંજ કરી નાખે

છે એવો ખ્યાલ પણ તેને આવતો નથી. ઉલટું તે કહે છે, કે અમારી માતાઓ જે જાતમહેનત લઇ શકતી હતી, તેના પ્રમાણમાં પોતાની મહેનત કશાએ હીસાબમાં નથી.

“હુંમેશાં મારા પતિનાજ વિચાર કરૂં છું.”

આ ઉપરથી કોઇને એમ લાગશે, કે મીસીસ ફોર્ડ માત્ર પોતાના ઘરના અને પોતાના પતિના જ વિચારો કર્યા કરે છે, અને બીજી કોઇ વાતમાં તે રસ લેતી નથી, પણ તેમ નથી. તે ઘણી બાબતોમાં પોતાનું ચિત્ત પરોવે છે, અને તે બાબતો પર તેને નવાનવા ઘણા વિચારો કરવા પડે છે. સ્રીઓની પ્રગતિ અને ઉન્નતિની બાબતોમાં તે આગળ પડતો સક્રિય ભાગ લે છે, અને પુરૂષોની જાળમાં ફસાએલી નહિ પરણેલી માતાઓને માટે પોતે એક આશ્રમ સ્થાપ્યો છે, તેનાં કામકાજમાં પણ સક્રિય ભાગ લે છે. તેના અભિપ્રાય પ્રમાણે એવી સ્રીમાતાઓની પુરૂષોએ–સમાજે નિંદા કરવી ન જોઇએ. પરન્તુ એ સર્વ પ્રવૃત્તિઓને તે પોતાના પતિવિષેનાં વિચાર અને ચિંતાની આડે આવવા દેતી નથી. તે કહે છે: “હું હંમેશાં મારા પતિનાજ વિચાર કરૂં છું.”

આવી પરમ પતિભકત સ્રીઓ ધરાવતા હિન્દમાં પશ્ચિમના યોગે કાંઇક ઝાંખાશ આવતી જાય છે. પ્રભુ એવી ગૃહદેવીઓ અમારા દેશમાં અમર રાખો, એજ અંતઃકરણની પ્રાર્થના.



## પોલીસ દાદાનો હાથ !

જ્યાં ચાર–છ રસ્તાઓ ભેળા મળતા હોય, ગાડીઓની અને મોટરોની આવજાની ધમાલ હોય અને માણસોને વચમાં ઉભો રહી ગાડી–મોટરોને એક હાથ ઉંચો કરી અટકાવતાં ઘણાએ જોયો હશે. રાતે અંધારૂં થયા પછી આવે સ્થળે ગાડી–મોટર હાંકનારાઓને પોલીસનો હાથ જોતાં અગવડ પણ પડતી હશે. આ અગવડ દૂર કરવા યુરપના કેટલાક દેશોમાં પોલીસના જમણા હાથપર એક મોજું પ્હેરાવવામાં આવે છે. આ મોજાની સાથે વીજળીની બેટરી જોડેલી રહે છે, જે પ્રકાશ આપે છે. આ પ્રકાશમય હાથ લાંબેથી પણ જોઇ શકાય છે.

# સ્નેહ--સરિત્

લેખકઃ શ્રીયુત " પ્રવાસી ".

( ત્રોટક ).

સખિ ! જો કદિ પિયુ સમીપ વસે,
ઉર સ્નેહ, સરિતનું પૂર વહે;
કંઇ ભાવ કળું ન કળું કદી હું,
છલકાઇ જતું ઉર પ્રેમ ભર્યું.

પિયુ નાવિક વિશ્વસમુદ્ર મહીં,
પિયુ સાહ્યક, જો કદી કષ્ટ કહીં;
પિયુ પ્રેરક એ પ્રમદાજનનો;
પિયુ નાયક એ રમણીગણનો.

ભલે ગર્જન ઘોર થતું નભમાં,
જગ લુપ્ત થતું જલથી પલમાં;
કદિ સૂર્ય સખે ! અતિ ઉગ્ર થશે,
પણ સ્નેહસરિત ન શુષ્ક થશે.






ચિત્રકારઃ શ્રીમાન્ પુરૂષોત્તમ.

[ ૧ ]


આભૂષણોની નિન્દા કરવાનો અમારો ઉદ્દેશ નથી. એમ કરીએ તો ઘરમાં રહેવું પણ ભારે થઇ પડે ! અમે અસહકાર સાથી જેલયાત્રાનો સ્વીકાર હસતે મોઢે કરી શકીએ પણ લલનાઓનાં નિર્દય, ઘાતક વાક્યબાણ સહેવાની શક્તિ અમારામાં નથી. છતાં આટલું તો જરૂર કહેવું જોઇએ, કે આ તૃષ્ણા પોષવાને માટે જેટલો ત્યાગ કરવામાં આવે છે, તેટલા ત્યાગનો સદુપયોગ જો કોઇ અન્ય ઉદ્દેશ માટે થાય તો મહાન્ પદ મળી શકે.

આભૂષણોની સજાવટથી કોઇ પણ કદરૂપી સ્ત્રી રૂપવતી થઇ હોય એવું અમે હજી સુધીતો જોયું કે સાંભળ્યું નથી; છતાં એટલું જરૂર માનીએ છીએ કે જેમ ઘરના પ્રકાશ માટે દીવાની જરૂર પડે છે તેમ રૂપને શોભાવવા ઘરેણાંની જરૂર રહે છે. પરન્તુ એ શરીરની શોભા વધારવાને ખાતર અમે મનને કેટલું મલિન અને ચિત્તને કેટલું અશાંત બનાવીએ છીએ યા આત્માને કેટલો કલેશ કરાવીએ છીએ તેનું ભાન અમને રહેતું નથી. એ દીવાના પ્રકાશથી અમારી આંખો અંજાઇ જાય છે, એની ચમક-દમક કેટલી ઇર્ષ્યા, કેટલો દ્વેષ, કેટલી હરીફાઇ, કેટલી ચિંતા અને દુર્દશાનું કારણ બને છે તેની કલ્પના માત્ર કરતાં રૂવાડાં ઉભાં થઇ જાય છે. એ સર્વ વિચારતાં એને ભૂષણને બદલે દૂષણ કહીએ તો અયોગ્ય નહિ ગણાય. નહિ તો એમ કદી પણ બની શકે કે પરણીને પતિઘેર આવ્યા ને હજી એક મહિનો પણ વીત્યો ન હોય તે પ્હેલાં પત્ની પતિને રોકડું પરખાવી દે કે "મારા પિતાએ તમારે પાલવે બાંધીને મને કુવામાં ધકેલી દીધી"?

શીતલા આજે પાસેના ગામના જમીનદાર કુંવર સુરેશસિંહની હમણાંજ પરણીને આવેલી પત્નીને જોવા ગઇ હતી. તેની સામે જતાંજ તે આશ્ચર્યમાં ડુબી ગઇ! વહુના રૂપ ઉપર નહિ પણ તેનાં આભૂષણોના ઝગઝગાટ ઉપર તે એકી ટશે જોઇ રહી. જ્યારે ઘેર પાછી આવી ત્યારે ઇર્ષ્યારૂપી સર્પ તેના હૃદયને ડંખી રહ્યો હતો. પતિ ઘેર આવતાંજ તેની ઉપર મનનો ઉભરો કાઢ્યો અને ઉપર જણાવેલા શબ્દો કહી નાખ્યા.

શીતલાના પતિ વિમલસિંહના વડવા એક વખત જમીનદાર ગણાતા. આ ગામ ઉપર પણ તેમનો પૂરેપૂરો હક્ક હતો. પરન્તુ હમણાં એ કુટુંબ ગરીબ દશામાં આવી પડ્યું છે. કુંવર સુરેશસિંહના પિતા જમીનદારીના કામમાં બહુ ચતુર હતા. એ ચતુરાઇથી વિમ-

સિંહની સર્વ જમીન–જાગીર ધીરે ધીરે તેમના કબજામાં આવી ગઇ હતી. વિમલના કુટુંબને હવે બે વખતના ભોજન માટે પણ મુશ્કેલી પડતી; જ્યારે સુરેશને ત્યાં હાથી, ઘોડા અને મોટરની જાહોજલાલી હતી. આટલી અસમાનતા છતાં બન્ને કુટુંબોનો ભાઇચારો ટકી રહ્યો હતો. સારામાઠા પ્રસંગે પરસ્પર આવવા જવાનું ચાલુ હતું.

સુરેશ વિદ્યાપ્રેમી હતો. હિન્દમાં ઉંચી કેળવણી લઇ તે વધુ અભ્યાસ માટે વિલાયત ગયો હતો; અને ત્યાંથી પાછો આવ્યો ત્યારે યુરપના રંગથી રંગાવાને બદલે હિન્દી સભ્યતાનો તે પરમ ભક્ત બનીને આવ્યો હતો. યુરપના જડવાદે, કૃત્રિમ ભોગવિલાસે અને મદાંધતાએ તેની આંખો ખોલી દીધી હતી. પહેલાં માતપિતાના આગ્રહ છતાં તે વિવાહ કરવા તૈયાર થયો ન હતો; છોકરીને જાતે જોવાની અને પસંદ કરવાની તેણે હઠ લીધી હતી. યુરપથી પાછા ફરતા વિવાહપદ્ધતિ વિષેના તેના બધા વિચારો ફરી ગયા હતા. માબાપે નકકી કરી રાખેલી કન્યા સાથે જ તેણે લગ્ન કર્યાં. કન્યાને જોવાની, તેનાં રૂપ–ગુણની ખાત્રી કરવાની ઇચ્છા સરખી પણ તેને ન થઇ. હવે તે લગ્નને પ્રેમનું નહિ, પણ ધર્મનું બંધન સમજતો થયો હતો, કારણ કે યુરપમાં એવાં કહેવાતાં પ્રેમલગ્નોનાં પરિણામો તેણે જોયાં હતાં!

સુરેશની એજ સૌભાગ્યવતી પત્નીને જોવા શીતલા ગઇ હતી; એનાજ આભૂષણોની છટા જોઇ તે ભાન ભૂલી હતી. એ ઘરેણાં પહેરવાના અભિલાષે પત્નીધર્મ ચૂકાવ્યો. પતિને ન કહેવાનાં વચનો તેની પાસે કહેવડાવ્યાં.

એનાં વચનોથી દુઃખ પામી વિમલે કહ્યું: " તો માબાપને કહેવું હતું, સુરેશની સાથે લગ્ન કરે. તે તને ઘરેણાંમાં દાટી દે તે. "

શીતલા: " એમાં ગાળો શું કરવા દો છો ?"

વિમલ: "ગાળ નથી દેતો; સાચી વાત કહું છું. તારા જેવી રૂપસુંદરીને નાહક તેમણે મારી સાથે પરણાવી."

શીતલા: " શરમ તો આવતી નથી ને ઉલટા તાના મારો છો !"

વિમલ: " નસીબ મારા હાથમાં નથી. એટલું બધું ભણ્યો પણ નથી કે કોઇ મોટી નોકરી મેળવી પૈસા કમાઉં. "

શીતલા: " એમ શા માટે નથી કહેતા કે પ્રેમજ નથી ? પ્રેમ હોય તો સોનાના મેહ વરસે. "

વિમલ: "તને ઘરેણાં પર બહુ પ્રેમ છે ?"

શીતલા: " બધાંને હોય છે તેમ મને પણ છે. "

વિમલ: " ઘરેણાં નથી તેથી પોતાને દુર્ભાગી માને છે ? "

શીતલા: " હું જ. એમાં માનવું'તું શું ? નહિ તો બીજાને જોઇ આમ, તલસતું પડત ? "

વિમલ: " ઘરેણાં કરાવી આપું તો પોતાને નસીબદાર માનશે, નહિ ? "

શીતલા: " (ગુસ્સે થઇને) જાણે સોની ઘેર બેસાડયો હોય તેમ પુછોછો ! "

વિમલ: ના. સાચી વાત કહું છું. પણ થોડા દહાડા સબુરી રાખવી પડશે.

[ ૨ ]

સમર્થ પુરૂષોને ગુસ્સો ચઢે તો સામાનો જીવ લઇ નાખે; નિર્બલ મનુષ્ય પોતાનો જાન દેવા તૈયાર થાય. વિમલસિંહ ઘર છોડી ચાલ્યા જવાનું નકકી કર્યું. તેણે નિશ્ચય કરી લીધો કે કાંતો એને ઘરેણાંથી લાદી દઉં યા તો વૈધવ્ય શોકથી. કાંતો તે આભૂષણ પહેરે કે જીંદગી સુધી સૌભાગ્યતિલકથી પણ દૂર રહે !

આખો દિવસ તેણે ચિંતામાં ગાળ્યો. તક્ષાને પોતાના પ્રેમથી વશ કરવાનું તેણે ં હતું. આજ તેને અનુભવ થયો કે નું હૃદય પ્રેમપાશથી નહિ; કંચનથી જ ી શકાય છે !

એક પહોર રાત વીતતાં તે ઘેરથી છાનો ો ચાલી નીકળ્યો. એક વાર પણ પાછું ને તેણે ઘર સામું જોયું નહિ. જ્ઞાનથી જેલા વૈરાગ્યમાં મોહનો અંશ હોય છે, ણ નિરાશાથી જન્મેલો વૈરાગ્ય અચલ રહે . પ્રકાશમાં આજુબાજુની વસ્તુઓ જોયાથી ન ચળે છે, પણ અંધકારમાં ચીલો છોડી ડવાનું કોણ સાહસ કરી શકે ?

વિમલસિંહ પાસે પોતાનો મનસુબો પાર ાડવા જેટલી વિદ્યા ન હતી; કળાકૌશલ્ય ણે ન હતાં. આધાર હતો એક માત્ર શારી-રિક બળનો અને દૃઢ આત્મત્યાગનો. પહેલાં તે કલકત્તે ગયો. ત્યાં થોડાક દિવસ એક શેઠને ત્યાં દરવાન તરીકે નોકરી કરી. એ અરસામાં તેણે સાંભળ્યું કે રંગુનમાં મજુરી ઠીક મળે છે. કલકત્તાની નોકરી છોડી તે રંગુન આવ્યો અને બંદર પર વહાણો તેમજ સ્ટીમરોમાં માલ ચઢાવવા-ઉતારવાનું કામ કરવા લાગ્યો.

શરૂઆતમાં તો અત્યંત મહેનતને લીધે અને ખાવાપીવાની અનિયમિતતાને લીધે તે માંદો પડી ગયો. રંગુનની આબોહવાએ એમાં વધારો કર્યો. શરીર દુર્બલ થઈ ગયું, મોંઢા પરની લાલી ટળી, ફીકાશ આવી. આટલું છતાં બંદર પરના બીજા મજુરોને મુકાબલે વિમલ સૌથી વધારે મહેનતુ ગણાતો. બીજા મજુરો માત્ર મજુરો હતા; આ મજુર તો તપસ્વી હતો. મનમાં કરેલો દૃઢ નિશ્ચય પાર પાડવો એજ તેના જીવનનો ઉદ્દેશ હતો.

ઘેરથી નીકળ્યા પછી તેણે પોતાના કાંઇ પણ સમાચાર મોકલ્યા ન હતા. તેણે મનમાં વિચાર્યું: "ઘેર મારું કોણ હિતચિંતક છે ? ઘરેણાંની ઝંખનામાં ત્યાં મારો ભાવ કોણ પુછે છે ?" ઘરેણાંની લાલસા રહેવા છતાં પ્રેમ ટકી રહે છે, એ રહસ્ય સમજવા જેટલી તાકાત તેની બુદ્ધિમાં ન હતી. બીજા મજુરો સવાર સાંજ મીઠાઈ ઉડાવતા; ગાંજા, ચરસ કે તમા-કુના દમ આખો દિવસ લગાવતા; વખત મળે તો ફરવા પણ નીકળી પડતા. કેટલાક દારૂના વ્યસની હતા. મજુરી સારી મળતી તેમ તેમનો ખર્ચ પણ વધારે હતો. કેટલાકનાં શરીર પર તો પૂરાં કપડાં પણ ન હતાં. વિમલ આવો મજુર ન હતો; તે તપસ્વી હતો; સંયમથી રહેતો. પરિણામે થોડા વખતમાં તેની પાસે સારી જેવી રકમ એકઠી થઈ; અને તે સાથે મજુરો પર તેનો દાબ વધ્યો. બધા મજુરો જાણતા કે વિમલસિંહ કોઈ કુળવાન ક્ષત્રિય છે; સૌ તેને "ચૌધરી" કહીનેજ બોલાવતા. સંયમ અને સદાચારને પરિણામે તે તેમનો મુકાદમ થયો.

આમ ત્રણ વર્ષ વહી ગયાં. એક દિવસ સાંજે સમુદ્રને કિનારે બેસી મજુરમંડળી વાતોના ગપાટા હાંકતી હતી. એક મજુરે કહ્યું: "અહિંની બધી સ્ત્રીઓ નિષ્ઠુર હોય છે. બિચારો ઝીંગુર પેલી બર્મી સ્ત્રી સાથે દશ વર્ષથી રહેતો હતો. પોતાની પત્નીને પણ કોઈ એટલો પ્રેમ નહિ કરતો હોય. તેની ઉપર એટલો વિશ્વાસ હતો કે જેટલું કમાતો તેટલું બધું તેના હાથમાં સોંપી દેતો. ત્રણ તો છોકરાં છે. હજી કાલે ભેગાં હતાં. નથી કાંઈ લડાઈ ટંટો થયો કે નથી થઈ કાંઈ વાતચીત. રાતે એ સ્ત્રી પ્રભુ જાણે ક્યારે ઉઠીને ક્યાં નાસી ગઈ ! છોકરાંને પણ છોડી ગઈ. બિચારો ઝીંગુર કલ્પાંત કરે છે. સૌથી વધારે મુશ્કેલી તો નાના બાળકની છે; માંડ છ મહિ-નાનું હશે. કેમ જીવશે તે ભગવાનજ જાણે!"

વિમલસિંહે ગંભીરતાથી કહ્યું: "ઘરેણાં બનાવરાવી આપતો'તો કે નહિ ?"

મજુર: "પૈસા તો બધા સ્ત્રીનાજ હાથમાં હતા; ઘરેણાં બનાવતે તો હાથ કોણ પકડવાનું હતું ?"

બીજા મજુરે કહ્યું: "ઘરેણાંથી તો ભરચક હતી. પાસેથી નીકળતી તો છમછમ અવાજથી કાન પણ ભરાઇ જતા."

વિમલ: "ઘરેણાં બનાવવા છતાં નિષ્ઠુરતા બતાવી તો એમજ કહેવું જોઇએ કે એ જાતિજ બેવફા હોય છે."

આ વાતો ચાલતી હતી ત્યાં એક જણે આવી વિમલસિંહને કહ્યું "ચૌધરી ! હમણાં મને એક સિપાઇ મળ્યો હતો. તે તમારું નામ, ગામ અને બાપનું નામ પુછતો હતો. કોઇ બાબુ સુરેશસિંહ કરીને છે ?"

વિમલે શંકાશીલ થઇને કહ્યું: "હાં, છે. મારા ગામના જમીનદાર છે અને મારા પિત્રાઇ ભાઇ થાય છે."

ખબર લાવનાર: "તેમણેજ પોલીસ થાણામાં નોટીસ છપાવી છે, કે જે કોઇ વિમલસિંહનો પત્તો બતાવશે, તેને હજાર રૂપીઆનું ઇનામ આપવામાં આવશે."

વિમલ: "ત્યારે તો તેં સિપાઇને બધી વાત કહી દીધી હશે !"

ખબર લાવનાર: "ચૌધરી ! શું હું ગમાર છું ? હું તો તરત સમજી ગયો કે, જરૂર દાળમાં કાંઇ કાળું છે. નહિતો આટલા રૂપીઆ કોણ ખરચતે ? મેં તો તેને કહ્યું કે એમનું નામ વિમલસિંહ નહિ, જસોદા પાંડે છે. બાપનું નામ સુકખુ અને ઘર ઝીસ્સા ઝાંસીમા બતાવ્યું. તે પુછવા લાગ્યો કે અહિં કેટલા વર્ષથી છે ? મેં કહ્યું, દશ વર્ષથી. ત્યારે કંઇક વિચાર કરીને ચાલ્યો ગયો સુરેશ બાબુને તમારી સાથે કાઇ અદાવત છે, ચૌધરી ?"

વિમલ: "અદાવત તો ન હતી, પણ કોણ જાણે એમની નૈયત બગડી હોય અને મારી ઉપર કાંઇક આરોપ ચઢાવી મારાં ઘર –જમીન હાથ કરી લેવાનો વિચાર થયો હોય ! તેં સિપાઇને ઉડાવ્યો એ ઠીક કર્યું."

ખબર લાવનાર: "એ તો મને કહેતો હતો કે બરોબર પત્તો આપે તો તને પણ પચાસેક રૂપીઆ અપાવું. મેં વિચાર કર્યો કે, પોતે તો હજારની થેલી લેશે અને મને પચાસજ અપાવવાનું કહેછે ! મેં યે હથેલીમાં ચાંદ બતાવ્યો."

એક મજુર: "પણ જો બસો રૂપીઆ આપવાનું કહેત તો જરૂર પૂરેપૂરો પત્તો બતાવી દેત, નહિ વારું ? હત, લાલચુ !"

ખબર લાવનાર: (શરમાઇને) "બસો તો શું પણ બે હજાર આપત તોયે ન બતાવત. મને એવો વિશ્વાસઘાતી ન સમજતા. જોઇએ ત્યારે કસોટી કરી લ્યો."

થોડોક સમય આ વિષે વાદવિવાદ ચાલ્યો. વિમલ આવીને પોતાની કોટડીમાં બિછાના ઉપર પડી, શોચવા લાગ્યો: "હવે શું કરું ? જો સુરેશ જેવા સજ્જનની દાનત બગડી તો પછી કોનો વિશ્વાસ કરું ? ના, *હવે ઘેર ગયા વિના નહિ ચાલે.* આમને આરસ વધારે વખત જશે તો કર્યું કારવ્યું એળે જશે. પણ જો એક બે વર્ષ વધારે રહું તો પૂરા પાંચહજાર રૂપીઆ જમા થઇ જાય; અને શીતલાની ઇચ્છા પૂરી કરી શકાય. હમણાં તો માંડ ત્રણ હજાર પૂરા હશે એટલાથી એની લાલસા પૂરી નહિ થાય. ખેર ! હમણાં તો જાઉં વળી ૭ મહિના પછી પાછો આવીશ. મારાં માલ મીલ્કત–ઘરબાર તો બચી જશે ! પણ ૭ મહિનાયે શું કામ ત્યાં રહેવું જોઇએ ? જતાં–આવતાં એક મહિનો થશે. ઘરમાં પંદર દિવસથી વધારે નહિ રહું. મારો ત્યાં કોણ ભાવ પુછે છે ? હું રહું કે

ન રહ્યું તેની કોને ચિંતા છે.? ત્યાં તો ઘરેણાં પર પ્રેમ છે!”

આમ નિશ્ચય કરી વિમલ બીજેજ દિવસે રંગુનથી નીકળી પડ્યો.

[ ૩ ]

સંસારના ડાહ્યા માણસો કહે છે કે ગુણની આગલ રૂપ કાંઇ વિસાતમાં નથી. અમારા નીતિશાસ્ત્રના આચાર્યોનું પણ એવુંજ કથન છે. પણ ખરી રીતે જોઇએ તો એ કેટલું બધું ભ્રમ ઉપજાવનારૂં છે? કુંવર સુરેશસિંહની પત્ની મંગલાકુમારી ગૃહકાર્યમાં ચતુર, પતિના ઇશારાપર પ્રાણ પાથરનારી, બહુજ વિચારશીલ, મીઠાબોલી અને ધર્મનો ડર રાખનારી હતી; પરન્તુ રૂપવતી નહિ હોવાથી પતિની આંખોમાં કાંટાની જેમ ખુંચતી હતી. સુરેશસિંહ વાત વાતમાં તેની ઉપર ગુસ્સો કરતો, પણ થોડીવારમાં પાછો પસ્તાઇને તેની માફી માગતો; છતાં બીજેજ દિવસે પાછો એવો ને એવો વ્યાપાર શરૂ થઇ જતો. મુશ્કેલી એ હતી કે તેનાં આચરણ બીજા ધનવાનોની જેમ ભ્રષ્ટ ન હતાં; તે દંપતી જીવનમાંજ, આનંદ, સુખ, શાંતિ મેળવવાની અને આ લોક તેમજ પરલોક સફળ કરવાની ઇચ્છા રાખતો. પત્નીના રૂપની ખામીને લીધે દંપતીજીવન તેને નીરસ અને સ્વાદ વિનાનું લાગતું. પરિણામ એ આવ્યું કે મંગલાને પોતાની જાત ઉપર કોઇ પણ પ્રકારનો વિશ્વાસ ન રહ્યો. કોઇપણ કામ કરતી તો તેના મનમાં એમ થતું કે રખે પતિ નારાજ થશે. સ્વામીને ખુશ રાખવા તે પોતાની ભૂલો છુપાવતી, બહાનાં બતાવતી કે જુઠું પણ બોલતી. દોષ હોય તો તે નોકરો પર ઢોળીને પણ પોતાની રક્ષા કરવાનું ઇચ્છતી. પતિને આમ પ્રસન્ન કરવાના પ્રયત્નમાં તેણે પોતાના ગુણોનો અને આત્માનો પણ અનાદર કર્યો. આટલું કરવા છતાં પતિની નજરમાં તે ઉંચે ચઢવાને બદલે નીચે પડતીજ ચાલી. તે રોજ અવનવા શૃંગાર કરતી. પણ પતિની નજરમાં તેની અસર ન થતી. પતિની એક મીઠી નજર માટે, એક મીઠા શબ્દ માટે તેનું તરસ્યું હૃદય તલસતું, પણ એ તરસ છીપાતી નહિ. સ્ત્રી ભલે કદરૂપી હોય, છતાં તે એવી ભીખારણ નથી હોતી કે ચપટી લોટથી સંતોષ પામે; તે પણ પતિનો સંપૂર્ણ અને અખંડ પ્રેમ મેળવવા ઇચ્છે છે; ખરૂં કહીએ તો રૂપવતી સ્ત્રી કરતાં ગે એની એ ઇચ્છા વધારે તીવ્ર હોય છે, કારણ કે એ પ્રેમ મેળવવા તે વધારે તપ તપે છે; પ્રયત્ન કરવા છતાં નિષ્ફળ થવાથી મંગલા ને ઉલટો વધારે સંતાપ થતો હતો.



સુરેશ: “ નકામી ગરબડ—”

સુરેશ: “ મારા ઘરમાં

ધીરે ધીરે પતિ પરથી તેની શ્રદ્ધા હટવા લાગી. તેણે મનમાં નક્કી કર્યું કે આના કરતાં



મંગલા: "તમારૂં એમાં શું બગડયું ?"
આવો કોલાહલ નહિ જોઇએ."

હૃદય-શૂન્ય અને કલ્પના-હિન માણુસ સાથે એના જેવુંજ વર્તન રાખવું જોઇએ. જો પુરૂષ માત્ર રૂપનોજ ભક્ત હોય તો તે પ્રેમ-ભક્તિ પામવાને યોગ્ય નથી. મંગલાના આ સામા ફટકાથી પરિસ્થિતિ વધારે ગુંચવાડા ભરી બની.

પરન્તુ મંગલાને પોતાના રૂપના અભાવ ઉપરજ રડવાનું ન હતું; શીતલાનું અનુપમ રૂપ પણ તેના અભિલાષની આડે આવતું. ખરૂં કહીએ તો એ રૂપજ એની આશાવેલી પર હિમની ગરજ સારતું. મંગલા સુંદરી ન હતી, પણ પતિ પર પ્રાણ પાથરનારી હતી. આપણને જે ચાહે તેનાથી આપણે દૂર નથી રહી શકતા; પ્રેમની શક્તિ એવી અપાર છે. પરન્તુ શીતલાની મનોહર મૂર્તિ સુરેશના હૃદયનું દ્વાર રોકીને બેઠી હતી; મંગલાને તે અંદર જવા દેતી નહિ. સુરેશ પણ આ મૂર્તિને ખસેડવા પ્રયત્ન કરતો; પણ સૌંદર્યનો અધિકાર ધનના અધિકારથી ઓછો દૃઢ નથી હોતો. જે દિવસે શીતલા આ ઘરમાં મંગલાને જોવા આવી હતી તેજ દિવસે સુરેશે તેની મનોહર છબીની ઝાંખી કરી હતી. એ ઝાંખી શું, હૃદયનો પલટો હતો; એકજ ઘામાં આખું હૃદય-રાજ્ય છતી તે પર પોતાનો અધિકાર જમાવી દીધો.

સુરેશ એકાંતમાં બેઠો બેઠો શીતલા અને મંગલાની સરખામણી કરતો; એ બન્ને વચ્ચે શો તફાવત છે તેનો નિશ્ચય કરવા ચાહતો. એક કેમ હૃદયને ખેંચે છે; બીજી કેમ તેને દૂર હઠાવે છે ? પરન્તુ તેના મનની આ ગડભાંજ એક ચિત્રકાર કે કવિની કલ્પના જેવી હતી. આચરણમાં તે પવિત્ર હતો; હૃદય વાસનાથી દૂર હતું. શીતલાની મૂર્તિ માત્ર તેના મનોરંજનની સામગ્રી હતી. તે પોતાના મનને સમજાવવાનો બહુ પ્રયત્ન કરતો; મનમાં સંકલ્પ પણ કરતો કે હવેથી મંગલાને પ્રસન્ન રાખીશ. તે રૂપવતી નથી તેમાં તેનો શો દોષ ? પણ આ સર્વ મનની મુરાદો મંગલાની પાસે જતાંજ નિષ્ફળ જતી. મંગલાની લાગણીઓમાં થતો ફેરફાર તે બહુ બારીકાઈથી જોતો છતાં પક્ષાઘાતના રોગથી પીડાતો મનુષ્ય જેમ

ટોળાતા. ઘડીને સીધો કરવા અસમર્થ નીવડે છે, તેમ એનો ઉપાય કરી શકતો નહિ. પરિણામ શું આવશે તે વિચારવાનું એ સાહસ પણ કરતો નહિ; પરન્તુ જ્યારે મંગલાએ વાતવાતમાં તેની સાથે ઝઘડો કરવો શરૂ કર્યો અને ઉદ્ધતાઈથી વર્તવા લાગી ત્યારે આ સ્નેહની રહીસહી લાગણી પણ નાશ પામી. ઘરના અંદરના ભાગમાં તેણે જવાઆવવાનું પણ ઓછું કરી દીધું.

" એક દિવસનો પ્રસંગ હતો. નમતો પહોર થયા છતાં ગરમી સખ્ત પડતી હતી. પંખાથી પણ વિરહિણીના નિ:શ્વાસ જેવો ઉન્હો પવન આવતો. શરીરમાં પરસેવાના રેબઝેબ વળતા; અને સ્ફુર્તિ ચાલી જતી. કોઈ પણ રીતે શરીરને ચેન પડતું નહિ. સાધારણ વાતચીતમાં પણ લોકો ગરમ થઈ જાય એવું વાતાવરણ હતું. સુરેશસિંહ ઘડીમાં બેચેની ટાળવા ઉઠીને આંટા મારતો તો ઘડીમાં પાછો હાંફતો હાંફતો ગાદી પર પડતો. ખસની ટટ્ટીઓ ચારે તરફ બાંધી હતી; નોકરો પાણીનો સતત છંટકાવ તેમની ઉપર કરતા; છતા વધારે ત્વરાથી છંટકાવ કરવાની તાકીદ કરતો તે તેમની ઉપર ચાડવાનો. આવી કંટાળો પરિસ્થિતિમાં બળતામાં ઘી હોમે એવો અંતઃપુરમાંથી ગાવાનો અવાજ આવ્યો. અવાજ સાંભળી સુરેશ ખીજવાયો. મધુર સંગીત તેના કાનોને અપ્રિય લાગ્યું. " આ શી કમબખતની શોખાઈ ? અહિં ગરમીથી જીવ નીકળી જાય છે ને એને ગાવાનું તાન ચડ્યું છે ! મંગલાની કોઈ સખીઓ બેઠાં હશે ! લોકો નાહક કહે છે કે સ્ત્રીઓનો જીવનઆધાર પ્રેમ છે ! તેમના ખરા જીવન આધાર તો ખાનપાન રંગરાગ અને મોજમજાહ છે ! એક કલાક શાંતિ પણ એને ગમતી નથી પડતું. નકામી મગજ નાખીને ધુમ પાડે છે ! "

છેવટે એનાથી ન રહેવાયું. અંદર જઈને પોતાનો ગુસ્સો જાહેર કરી દીધો; " તમે લોકોએ આ શો કલબલાટ મચાવ્યો છે ! આ શું ગાવાવગાડવાનો વખત છે ? શાન્તિથી ઘડીભર બેસવા પણ નથી દેતાં ! "

આ શબ્દો સાંભળતાંજ ચુપકીદી પથરાઈ. તોફાન કરતા વિદ્યાર્થીઓના વર્ગમાં એકાએક શિક્ષક આવે ને ચુપકીદી પથરાય તેમ. સખીઓએ લાજથી માથાં નીચાં કરી દીધાં.

મંગલા તુરત ઉઠીને બાજુના ઓરડામાં ગઈ. પતિને બોલાવ્યો અને આવેશથી કહ્યું, " કેમ આટલો બધો ગુસ્સો કરો છો ? "

" મારે આ વખત તમારાં ગીત નથી સાંભળવાં "

" તમને સંભળાવે છે જ કોણ ? અમારા કાનો ઉપર પણ શું તમારો અધિકાર છે ? "

" નકામી ગરબડ—"

" તમારૂં એમાં શું બગડ્યું ? "

" મારા ઘરમાં આવો કોલાહલ નહિ જોઈએ. "

" તો મારૂં ઘર શું કોઈ બીજું છે ? "

આનો ઉત્તર સુરેશે ન આપ્યો. તેણે કહ્યું: " આ બધીઓને કહી દે, ફરી કોઈ વખત આવે. "

મંગલા: " શા માટે ? તમને એમનું અહિં આવવું ગમતું નથી તેથી ? "

" હા ! એટલાજ માટે. "

" તો શું તમે કહેશો તેને ગમે છે તે જ કરો છો ? તમારા પણ મિત્રો આવે છે; હાહા—ગરબડીનો અવાજ અંદર સુધી સંભળાય છે. છતાં હું તો કોઈ દિવસ નથી કહેતી કે એમનું આવવું બંધ કરો. તમે મારી બાબતમાં શા માટે માથું મારો છો ? "

સુરેશે ગુસ્સે થઇને કહ્યું: " હું ઘરનો સ્વામી છું, એટલા માટે."

મંગલા: " તમે બ્હારના સ્વામી હશો. અંતઃપુરમાં મારો અધિકાર છે."

સુરેશ: "નકામી શું કરવા બકબક કરે છે ? મને ચીડવીને શું ફળ મળશે ? "

મંગલા આ સાંભળી થોડીવાર તો ચૂપ થઇ ગઇ; તે પતિના મનની લાગણીઓની પરીક્ષા કરી રહી હતી. ફરી તે બોલી: "ઠીક સારૂં ત્યારે ! જે ઘરમાં મને કાંઇ પણ અધિકાર ન હોય તે ઘરમાં મારે રહેવું પણ નથી. અત્યારસુધી હું ભ્રમમાં હતી. આજે તમે એ ભ્રમ ટાળ્યો. મારો આ ઘરપર અધિકાર કદી પણ ન હતો. જે સ્ત્રીનો પતિના હૃદયપર અધિકાર ન હોય તેનો તેની સંપત્તિ પર અધિકાર કયાંથી હોઇ શકે ? "

સુરેશે શરમાઇને કહ્યું: " વાતનું વતેસર શું કામ કરે છે ? મારા કહેવાની એ મતલબ ન હતી. કંઇનું કંઇ સમજી ગઇ. "

મંગલા: " મનની વાત માણસના મુખમાંથી અનાયાસેજ નીકળી જાય. સાવધાન હોઇએ તો તો લાગણીઓ છુપાવી શકીએ. "

સુરેશને પોતાના વર્તનપર પશ્ચાત્તાપ તો થયો, પણ ધાર્યું: ' જેમ આને વધારે સમજાવીશ તેમ વધારે કડવા શબ્દો સંભળાવશે. ' તેને ત્યાંજ છોડીને તે બ્હાર ચાલ્યો ગયો.

બીજે દિવસે પ્રાતઃકાળમાં સુરેશને સ્વપ્નું આવ્યું; જાણે મંગલા ઘર છોડીને ચાલી જાય છે. ચોંકીને તે જાગી ગયો. ઓરડામાંથી બ્હાર આવીને જોયું તો મંગલા ખરેખર જવાની તૈયારી કરી રહી હતી. દાસદાસીઓ આજુબાજુ ઉભાં ઉભાં આંખમાં પાણી લાવી રહ્યાં હતાં. સર્વનાં મુખ ઉદાસ હતાં. દીકરી પ્હેલીવાર સાસરે વિદાય થતી હોય, એવો દેખાવ થઇ રહ્યો હતો.

સુરેશ સમજી ગયો કે આગલા દિવસની રકઝકથી મંગલાને ઓછું આવી ગયું છે. પણ તેને મનાવવાની તેણે દરકાર ન કરી; ઉલટો ગુસ્સો આવ્યો: ' એ મારૂં અપમાન કરી રહી છે; લોકોમાં મને નીચું જોવડાવે છે. જ્યાં જવું હોય ત્યાં ભલે જાય; મારે કંઇ લેવા દેવા નથી. આમ * કહ્યા કારવ્યા વિના ચાલી જાય તો એનો અર્થ એ કે મારે એની સાથે કાંઇ સંબંધજ નથી. મારે એને શા માટે રોકવી ? '

સુરેશ આમ વિચાર કરતો રહ્યો; મંગલા ચાલી ગઇ. *

( અપૂર્ણ ).

" ચાકરી " માંથી



# " આશા "



લેખકઃ શ્રીયુત અનુપમ ન્હા. દ. કવિ.

રાગ આશા. તાલ દીપચંદી.

અનંત કાળ પાર દીવડો દેખાયો
રણમાં મૃગજળ નીર સમો એ
વાદળ પાર છુપાયો.

દુઃખીતું આશ્વાસન ઉંડું
વર્ષો એમ વિતવતી
ઝબક ઝબકતી વેણુ વનની
ઉલ્લાસે ભરતી ભરતી
અનંત કાળ.

સાગરથી પર પૃથ્વી કાંઠે
લાલસા અનંત અખૂટ
મૃત્યુથી પર નજરો ખેંચી
ધ્યેય મન સાંધણુ દોરી.
અનંત કાળ.

બ્રહ્માનંદ પદ અવિચળ પ્રાપ્તિ
દાખવી પ્રભુએ પ્રેરે
ચિત્ત ચિન્તાની હારક દેવી
આશા વિણુ સૂની શાંતિ.
અનંત કાળ પાર.



# મહાત્મા ગાંધીજીના જીવનનો મર્મ.*

લેખકઃ શ્રીયુત મથુરાદાસ ત્રીકમજી.

[ ૧ ]

આજે લગભગ ૧૭૫ વર્ષ થયાં હિંદી સંસારમાં વિપત્તિની છોળ ઉછળી રહી છે; હિંદી સંસાર સોસાઇ રહ્યો છે; પ્રજાનાં અંતર્ તપી રહ્યાં છે; ચોમેર ગ્લાનિ વ્યાપી ગઇ છે. મૂક પ્રજાના તાપ પારખનાર અને મુક્ત કંઠે કહેનાર અને તેમાંથી છુટવા માર્ગ બતાવનાર અને દોરનાર નર શ્રીકૃષ્ણની દ્વારિકાપુરી પાસેની સુદામાપુરીએ પ્રાપ્ત કરાવ્યો. દક્ષિણ આફ્રિકાએ તેની વીરતાની દૂરથી ઝાંખી કરાવી અને સ્વદેશ પાછા ફરતાં તે નરને વધાવતાં ત્રાસિત હિંદી પ્રજાનું હૃદય આશા-કિરણથી છવાઇ ગયું; પ્રજાનું દિલ કહેવા લાગ્યું, કે અંતે અમને મળ્યો અમારાં દુઃખનો દ્રષ્ટા, અમારો તારક.

આજે એ મહાત્માની છે ૫૫ મી જન્મ તિથિ. પરંતુ આ મંગળ દિવસે આપણને એનાં દર્શન દુર્લભ છે. આપણે એને સંત સાધુ માન્યા; પણ રાજ્યસત્તાએ ગુન્હેગાર ઠરાવ્યાં અને જેલમાં પૂર્યા. આપણે રામ-રાજ્ય આદર્શ રાજ્ય માન્યું છે. રામરાજ્યમાં વસિષ્ઠ જેવા બ્રહ્મર્ષિ રાજપૂજિત હતા, રાજના સલાહકાર હતા; પણ આ યુગની સુધરેલી સરકાર પ્રજામાન્ય સાધુચરિતને કેદ રાખે છે, તેની અવગણના કરે છે. એટલે દેખીતું છે કે રાજકર્તા અને પ્રજા એક અંગના બે ભાગ નથી, બે જૂદાં તડાં છે. આ પ્રાચીન દેશમાં આમ આવાં તડાં પહેલીવાર પડયાં; તેનાં ફળ આપણે ભોગવીએ છીએ.

રાજયસત્તા આપણા પ્રિયજનને આપણી નજર બહાર કરી શકશે; પરંતુ તેને ધ્યાન બહાર કરવાની સત્તા આપણી પોતાની જ છે. આપણે હૈયાફૂટા હશું તો તેમ કરશું; સ્વહિત સમજશું તો તેમ નહિ કરીએ.

વીરપૂજા અને વીરસ્તવન અનાદિ છે. યુગે યુગે વીર વિવિધ રુપે ભાસે છે. તેનું જીવન પ્રોત્સાહન આપનારું છે. તેના જન્મદિવસે તેનાં સ્મરણ તાજાં કરવાં એ યોગ્ય છે. જે મહાનુભાવનું ચરિત સમાપ્ત થયું છે અને જેના જમાના અને આપણા જમાના વચ્ચે વર્ષો વહી ગયાં છે તેનાં સ્મરણથી ને તેનાં ગુણગાનથી શાંતિ વળે છે. પરંતુ આ નવ યુગમાં ગાંધીજી જેવા સંયમી અને કર્મવીરની જયંતિ તેમની હયાતીમાં જ, તેમનું ચરિત રચાઇ રહ્યું છે તેવે સમે ઉજવવા આપણે પ્રેરાયા છીએ. એટલે એમની જયંતિ ઉજવવામાં સાર્થકતા કયારે કહેવાય એ આપણે સમજી લેવું જોઇએ.

જ્ઞાની અને કર્મયોગી પોતપોતાની રીતે જગતને હલમલાવે છે, જગતની ગતિ ફેરવે

---

* મહાત્મા ગાંધીજીની ૫૫ મી જન્મ-તિથિને દિવસે મુંબાઇ ભગિનીસમાજના આશ્રમ હેઠળ મળેલી સભામાં આપયલું ભાષણ.

6

છે. શંકરાચાર્ય જેવા જ્ઞાની પોતાના વિચાર બળે મનુષ્યના વિચાર અને માન્યતામાં ભારે પરિવર્તન કરે છે. ગૌતમ બુદ્ધ જેવા સમર્થ પોતાની કૃતિથી માનવસમૂહની દૃષ્ટિ અને આચારમાં પરિવર્તન કરે છે. આચારઃ પ્રથમો ધર્મઃ એ તેઓનું સૂત્ર હોય છે. શંકરાચાર્યની સત્તા આજે પણ તેમનાં વિચારસામર્થ્યને લઇને છે બુદ્ધની સત્તા તેમનાં યજ્ઞમય જીવનને લઇને છે. ગાંધીજી બુદ્ધ કોટિના મહાત્મા છે. તેઓએ જે બોધ વચન કહ્યાં છે, તેનાં બીજ પ્રાચીન વિચારમાંથી મળી આવશે. તેઓએ પ્રાચીન વિચારને અર્વાચીન રૂપ આપી તદનુસાર આચરણ કરવું સ્વીકાર્યું છે. તેઓ પ્રવૃત્તિ માર્ગે જનારા છે. મહારાષ્ટ્ર સંત જ્ઞાનેશ્વ કહે છે તેમ કર્મયોગી પ્રવૃત્તિનાં ઝાડ હેઠળ નિવૃત્તિનાં ફળ ચાખે છે. ગાંધીજી કર્મયોગી છે. વિદ્યુદ્ વેગે પ્રવૃત્તિ કરતાં છતાં અંતરમાં મુની જેવી શાંતિ ભોગવે છે. એ મહા યાજ્ઞિક છે.

અહિંસા ગાંધીજીનાં જીવનની કમાન છે. ઘડીયાળની કમાન છટકી જાય અને ઘડીયાળ બંધ પડી જાય; તેમ અહિંસા વિના તેમની જીવનગતિ સંધાઇ જાય, અહિંસા તત્ત્વની સાધના એ એમનાં જીવનનો પરમ આદર્શ છે. તેઓનાં જીવનની પલેપલ આ તત્ત્વની સાધનામાં જાય છે. તેઓ જે કંઇ વિચારે છે, બોલે છે, કરે છે, તે અહિંસાની સિદ્ધિ માટે. કર્મપરાયણ પ્રકૃતિ હોવાથી તેઓ અહિંસાની સાધના કાર્યક્ષેત્રમાં સાધે છે. પ્રજા એમને નાયક લેખવા તત્પર થઇ; કોંગ્રેસના તેઓ નાયક થયા; પરંતુ કોંગ્રેસ પાસેયે અહિંસાનું પણ લેવડાવ્યુંઃ સ્વરાજ્ય પ્રાપ્તિ સારૂ અહિંસાનું તેના સ્થૂળ અને સંકુચિત અર્થમાં પાલન કરવું કોંગ્રેસે સ્વીકાર્યું. અહિંસામાં ગાંધીજીની શ્રદ્ધા કેવી દૃઢ હતી એની કસોટિ બારડોલીમાં સાદર અનાદર ( civil disobedience ) ટાણે થઇ. બારડોલીમાં સાદર અનાદર કરવાનો નિશ્ચય જાહેર થયો ત્યારથી આખા દેશની નજર બારડોલી ઉપર ચોંટી. સરકાર પણ ઉંચે શ્વાસે જોઇ રહી હતી, કે ગાંધી બારડોલીમાં શું કરે છે. ગાંધીજીએ વાઇસરોયને પ્રજામતને માન આપવાની વિનંતિ કરવાનો પત્ર લખ્યો અને અનાદર આરંભવાની તારીખ પણ નક્કી કરી. પરંતુ નિયત દિન આવે તે પહેલાં ચૌરીચૌરામાં ઘોર હત્યાકાંડ થયો. ગાંધીજીને તરત જણાઇ આવ્યું કે દેશનું વાતાવરણ બહુ ગરમ થયું છે, પ્રજા આવેશમાં આવી છે અને શાંત માર્ગે જવાનું લીધેલ પણ ચૂકી છે, વિશેષ ચૂકશે. ભય, લજ્જા, હાંસી, અપકીર્તિની ગણતરી ન કરતાં તેઓએ તરતજ અનાદરને માર્ગે જતાં થોભવાની હાંકલ કરી. એમના નિશ્ચયથી પ્રજા ભારે ક્ષોભ પામી. નયનિષ્ણાત સાથીઓ અને બીજાઓએ તેમના નિશ્ચયને ગંભીર ભૂલ ભરેલો લેખ્યો. પરંતુ, જેવો હિમાલય અચળ છે તેવી અચળ શ્રદ્ધા ગાંધીજીની અહિંસામાં છે, અને એથી જ તેઓ તે પગલું ભરી શક્યા. અચળ શ્રદ્ધાથી ઉપજેલ શૂરતાથી જ તેઓએ લીધું તેવું પગલું લઇ શકાય.

અહિંસાના સેવક હોવાથી સાધ્ય જેમ સાધનાની શુદ્ધતા માટે ગાંધીજી આગ્રહ રાખે છે. આપણે પ્રાપ્ત કરવાની વસ્તુ નિર્મળ હોય એ પૂરતું નથી. પ્રાપ્ય કરવાનાં સાધન પણ તેટલાં જ નિર્મળ જોઇએ. ધારણા સારી હોય તો તેને પાર પાડવા ગમે તે ઉપાય લેવાય-એ નીતિ એમને અમાન્ય છે. એટલે જ તો બારડોલીનો નિશ્ચય એમણે નક્કી કરેલ ધોરણે જોતાં યોગ્ય હતો. કોંગ્રેસે 'યોગ્ય અને શાંત સાધન' વાપરવા નિશ્ચય કર્યો ન હતે તો બારડોલીનો નિશ્ચય કદાચ સ્વીકાર કરી શકાતે. જેનું જે ધોરણ તેથીજ તેના કાર્યની યોગ્યતા-અયોગ્યતાનો વિચાર કરવો જોઇએ.

અહિંસા એટલે હિંસાનો અભાવ, અને અહિંસા એટલે અખૂટ પ્રેમ. ગાંધીજીએ અહિંસાનો ઉભય અર્થ સ્વીકાર્યો છે; એટલે તેઓ પાપ અને પાપી–અન્યાય અને અન્યાયી વચ્ચે ભેદ કરે છે; પાપને અને અન્યાયને વખોડે છે, પાપીને અને અન્યાયીને નહિ. આ ભેદ કાલ્પનિક નથી, વાસ્તવિક છે. સામાન્ય રીતે પાપ કરનાર અને અન્યાય કરનાર પોતે વગોવાય છે, તેનો તિરસ્કાર કરવામાં આવે છે, તેને અનેક રીતે હેરાન કરવામાં આવે છે. જે પાપ અને પાપીનો ભેદ માને છે તેનો વ્યવહાર તેવો હોતો નથી. તે અન્યાયમાં ભાગી બનતો નથી, એટલે કે અન્યાય કરવામાં અન્યાયીનો સહકાર કરતો નથી, તેમ અન્યાયીને ધિક્કારતો નથી. તે અન્યાયીના અન્યાયને વશ નહિ થાય, પરંતુ સત્યને જ વળગી રહે છે અને તેમ કરતાં અન્યાયીના હાથે જે દુઃખ–ઉપાધિ વેઠવાં પડે તે સહન કરે છે. તેમનું અન્યાય સામે થવાનું એકજ શસ્ત્ર છે: સત્યનો આગ્રહ, સત્યાગ્રહ. સત્યાગ્રહના પંથે આત્મભોગ છેજ.

પ્રજાસંઘનાં આક્રમણો અને સંગ્રામો ટાળવા અને જગતમાં શાંતિ જાળવવા તરેહ તરેહની યોજનાઓ રચાય છે, અમલમાં મુકાય છે અને ટુંક વખતમાં પરપોટાની જેમ ફુટી ઉડી જાય છે. સ્વદેશી ભાવનાના સ્વીકાર અને સેવન વિના જગશાંતિનો ઉદ્દેશ કદી નહિ સરે એવો દૃઢ અભિપ્રાય ગાંધીજીનો છે. જગતના સુસુખ વ્યવહાર માટે, જાતિ માત્રની પ્રગતિ માટે સ્વદેશી ભાવના અનુપમ ઉપાય છે. સ્વદેશી ભાવનાનો અર્થ ગાંધીજીના જ શબ્દમાં કહું તો:—

"સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે, જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે....જો સ્વદેશી ભાવનાનુસાર આચરણ કરવામાં આવે, તો સત્યયુગ જલદી આવે."

સ્વદેશી ભાવના માન્ય રાખવામાં આવે તો જગતમાંના અનેક ન્હાના મ્હોટા સંઘો પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર પોતાનો વિકાસ કરી શકે; એક સંઘને બીજા સંઘને કચડી નાખવાપણું ન રહે. સ્વદેશી ભાવનાનાં પરિણામે, દેખીતું છે કે, કૃત્રિમ સામ્રાજ્યો ન ટકે. શસ્ત્રબળને આધારે અત્યારે ચાલી રહ્યો છે તેવો વ્યાપાર ન ચાલે.

ગાંધીજીનું જીવન નિયમબદ્ધ છે, ધર્મબદ્ધ છે. એમનું ધર્માચરણ એટલે પતંજલિ ઋષિએ બતાવેલા પાંચ યમ–અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ–નાં પાલન માટે સતત પ્રયત્ન. આ તત્ત્વોનું સેવન કંઇક અંશે સંઘમાં સૌ કોઇને કરવું પડે છે. પરંતુ ગાંધીજી જેવા તેનું સેવન સર્વાંશે કરવાની નેમ રાખે છે. તેનાં સેવનથી તેઓ અખૂટ આત્માનંદ ભોગવવાની ધારણા રાખે છે. તેમનાં યમ પાલનમાં પોતાની શક્તિ ઉપરાંત બીજી કોઇ મર્યાદા નથી. એટલે તેઓ હિંદુસ્તાનની સેવા કરતાં છતાં બીજા કોઇ દેશને નુકશાન પહોંચાડવા ઇચ્છતા નથી હિંદુસ્તાનની તેમની સેવા બીજા દેશની સ્પર્ધા કે વિરોધ રૂપે નથી. તેમનાં દેશાભિમાનમાં અન્ય દેશ પ્રતિ દ્વેષ નથી.

પ્રતિજ્ઞા, પ્રાર્થના અને ઉપવાસને ગાંધીજીએ પોતાની પ્રગતિનાં સાધનો માન્યાં છે. પ્રજાને તેની ઉપયોગિતા વારંવાર બતાવી છે અને તેનો સ્વીકાર કરવા પ્રેરી છે.

ગાંધીજીનાં જીવનની આવા પ્રકારની સનાતન રેખાનું દર્શન આપણી સ્વરાજ્યની લડત સાથેના તેમના સંબંધને લઇ થયું છે.

પરંતુ એ આપણી લડતથી પર છે. લડત પૂરી થશે ત્યારે એ રેખા જગત આગળ ઝળકતી રહેશે.

[ ૨ ]

**મ**હાપુરૂષની ભાવના વ્યાપક હોય, તેઓ **સર્વભૂતહિતરત** હોય, પરંતુ તેમનો વ્યવહાર સહેજે જ્યાં તેઓ રહેતા હોય ત્યાંના માણસો સાથે હોય, એટલે તેઓની પ્રવૃત્તિ જે મંડળમાં તે વસતા હોય. તેના સંબંધમાં હોય. આજ આપણો દેશ, પરદેશી ધુંસરી હેઠળ ચગદાય છે અને તેમાંથી છુટવા તેને તલપ લાગી છે. ગાંધીજી પોતાના સનાતન સિદ્ધાંતને વળગી રહી દેશને સ્વરાજ્યના કાર્યમાં સહાય કરી રહ્યા છે. જે સ્વદેશી ભાવના સ્વીકારે તેને સ્વરાજ્ય વિના ન ચાલે. સૌ કોઇ પોતાનો કારભાર કરે એ ઉઘાડું છે. સ્વરાજ્ય સ્વાભાવિક વસ્તુ છે. પરંતુ આપણી વિલક્ષણતા કંઇ ઓછી છે કે જે વસ્તુ બીજા દેશમાં કદી ચર્ચાનો વિષય હોતી નથી, 'એતો એમજ હોવું જોઇએ' એમ માની લેવાય છે, એવી વસ્તુની એ અહીં જોશભેર ચર્ચા ચાલે છે!

આજે દેશમાં રાજકીય પ્રવૃત્તિ પ્રધાન પ્રવૃત્તિ છે. એ પ્રવૃત્તિની સફળતા જીવનને કંઇક નવીન રૂપ આપશે. પરંતુ તેની સફળતા સારૂ કેટલીક વસ્તુઓ અનિવાર્ય છે. ગાંધીજીએ તે આપણને બતાવી છે. આપણો દેશ જગતનું ન્હાનું સ્વરૂપ છે. જગતમાંના વર્તમાન ધર્મોના અનુયાયીઓ આપણા દેશમાં વસે છે, અને તેમાં હિંદુ અને મુસલમાન મુખ્ય છે. જ્યાં સુધી કોમ કોમ વચ્ચે સંપ નહિ બંધાય ત્યાં સુધી સ્વરાજ્ય ઝાંઝવાનાં પાણી જેવું રહેશે; ગમે તેટલી મહેનત કરશું, દોડાદોડ કરશું પણ સદા તે દૂર જ રહેશે. હિંદુ અને મુસલમાન વચ્ચે ઝઘડા શા સારૂ જોઇએ! બન્નેનો દેશ આ જ છે. અંગ્રેજો જેમ હિંદુ કે મુસલમાનને બીજો દેશ નથી કે જ્યાં જઇ તે વસવાટ કરી શકે. અને વળી હિંદુસ્તાનના ૭ કરોડ મુસલમાનમાંથી કમમાં કમ ૮૫ ટકા તો મૂળે હિંદુ જ હતા. એક કોમ બીજી કોમ સાથે લડવાની વૃત્તિ રાખ્યા કરે, એક બીજા સામે વ્હેમની નજરે જોય, તો બન્ને હળીમળીને કદી ન રહી શકે અને પોતાનો કારભાર ચલાવી ન શકે. એ ચોક્કસ ધ્યાનમાં રાખવાનું છે કે એકલો હિંદુ કે એકલો મુસલમાન સ્વરાજ્ય મેળવી શકશે નહિ અને કદી મેળવ્યું તો ભોગવી શકશે નહિ, એટલે ગાંધીજીએ હિંદુ મુસલમાન ઐક્યતાને પોતાની પ્રવૃત્તિમાં પ્રધાનપદ આપ્યું છે.

જેટલો અગત્યનો પ્રશ્ન હિંદુ મુસલમાન સંપનો છે તેટલોજ અગત્યનો પ્રશ્ન ગાંધીજીની નજરે અંત્યજોની અસ્પર્શ્યતા ટાળવાનો છે. માણસ માણસને અડવામાં પાપ માને એ માન્યતાને શું વિશેષણ આપવું? આપણે પશુ પક્ષીને અડીએ, અંત્યજ ખ્રિસ્તી થાય તો તેનેયે અડીએ, પણ અંત્યજને અડતાં અભડાઇએ! એટલે એનો અર્થ એજ થયો કે અંત્યજ પોતાને હિંદુ કહેવડાવે એટલે કે રામનામ લે ત્યાંસુધી તેને હડહડ કરવો અને રામનામ મેલું મુકી ખ્રિસ્તી ક્રોસ સ્વીકારે ત્યારે તેની પૂંઠ થાબડવી અને તેને અડવામાં બાધ ન લેવો. આ કેવી વિચિત્રતા! ગાંધીજીને અસ્પર્શ્યતાની માન્યતા હિંદુ સંસારમાં ભારેમાં ભારે કલંકરૂપ લાગી છે; અને તે કલંક નાબૂદ કરવું એ એમનાં જીવનની ખાસ નેમ છે. એ કલંક કાઢવાનું મુખ્ય હિંદુ ઓઓના હાથમાં છે. ગાંધીજીના બોધથી

કે પોતાના વિચારથી પુરૂષના વિચાર પલટાયા હોય અને અસ્પર્શ્યતા નાબુદ કરવા તે ઇચ્છતો હોય, પણ તેની ઇચ્છા સ્ત્રીની સહાયતા વિના પાર પડે નહિ. આ વિષય ઉપર સ્ત્રીઓ ખાસ ધ્યાન આપે અને પોતાની માન્યતા ફેરવે તો તેઓ ચોકકસ હિંદુ સંસારની ભારે સેવા કરે.

દેશની દરિદ્રતા અપાર છે. તેનો ખ્યાલ આપણને મુંબઇ જેવા વૈભવવાળા શહેરમાં વસતાં નહિ આવે. પરંતુ ગાંધીજીએ પર્યટન કરી દરિદ્રતા નજરે જોઇ છે, જોઇને એમનું દિલ રડયું છે. જ્યાં રાજા-પ્રજાનાં હિત એક હોય છે ત્યાં પ્રજા ઉપર આપત્તિ આવે તો તે દૂર કરવા ચાંપતા ઉપાય લેવામાં આવે છે. જાપાનમાં કદી ન અનુભવેલી દૈવી આફત આવી; હજારો બલકે લાખો નિરાધાર થઇ ગયાં, પરંતુ સરકાર પોતાની જ હતી એટલે સરકાર નિરાધારની વારે તરત જ પહોંચી. આપણા ભાગ્યમાં આજે તેવી રાજ્યસત્તા નથી. એટલે આપણે પોતા ઉપર જ આધાર રાખી આપત્તિમાંથી છુટવું રહ્યું. આપણી બુરી દશાનું એક કારણ પરદેશી કાપડની આયાત અને વપરાશ છે એટલે આપણે તેનો સર્વાંશે ત્યાગ કરવો જોઇએ. પરદેશી કાપડનો બહિષ્કાર કરવાનું પણ પુરૂષ કરતાં સ્ત્રીના હાથમાં વધારે છે. પરદેશી કાપડનો ત્યાગ એ ગાંધીજીને મન મુક્તિનું પરમ અને હળવું સાધન છે.

ગાંધીજીની અનેક જબરી પ્રવૃત્તિઓમાં પ્રાચીન રેંટિયાનો પુનરૂદ્ધાર મહાભારત પ્રવૃત્તિ છે. આ યંત્ર યુગમાં રેંટિયાને સજીવન કરવાનો વિચાર અને તેનો પ્રચાર અને સ્વીકાર કરાવવાનો અથાગ પ્રયત્ન ગાંધીજી જ કરી શકે. પરંતુ આજે હવે એ આશ્ચર્યની વાત નથી. ગામ ગામ રેંટિયા પ્રચાર થઇ રહ્યો છે અને ખાદીની પેદાશ ચાલુ છે. ખાદી અનેક ગરીબોને આશીર્વાદ રૂપ થઇ પડી છે. જેને ખેડુત અને ગામડાની વસ્તીની ગરીબાઇનો ખ્યાલ છે તે સહેજે જોઇ શકશે કે ખાદીની કિંમત કેટલી છે.

ખાદીનો પ્રચાર સર્વવ્યાપક થઇ જાય તો મ્હોટામાં મ્હોટો લાભ એ થાય કે મુંબઇ, અમદાવાદ જેવા શહેરમાં નાણું એક હાથ થાય છે તે ન થાય; પરંતુ કાપડ પાછળ ખરચાતાં દેશનાં નાણાંની વહેંચણી આખા દેશમાં થાય અને તેટલા પ્રમાણમાં દરિદ્રતા કમી થાય.

ખાદી પ્રચારનું કામ પણ સ્ત્રીઓ વિશેષ કરી શકે એમ છે. ખાદીની પેદાશ રેંટિયા થકી છે અને રેંટિયો ફેરવવાનું સ્ત્રીથી બને તેવું છે.

જેલ જવા ટાણે ગાંધીજી સ્વરાજ્યના ચાર સ્કંધનું જતન કરવાનું કહી ગયા છેઃ અહિંસા, હિંદુ મુસલમાન સંપ, અસ્પર્શ્યતા નિવારણ અને ખાદી. આ ચારે મહાકાર્યમાં પુરૂષો જેટલી જ સ્ત્રીઓની સહાયતાની આવશ્યકતા છે. પુરૂષ અને સ્ત્રી બન્ને પ્રવૃતિમાં ભાગ લે ત્યારે જ ધારેલું પરિણામ આવી શકે.

મનમાં વસેલ વસ્તુને વળગી રહેવાની સ્ત્રીની શક્તિ અજબ છે; એટલે જો સ્વરાજ્યની આવશ્યકતા સ્ત્રીનાં દિલમાં વસે અને તેની પ્રવૃત્તિમાં ભાગ લેવા નિશ્ચય કરે તો પછી કોઇ એવી નોકરશાહી નથી કે તે નિશ્ચયની અને ધ્યેયની આડી ઝાઝો વખત ઉભી શકે. રાવણ આગળ સીતાજીનું શારીરિક બળ કંઇજ ન કહેવાય. છતાં રાવણ સીતાજીને તેના અડગ નિશ્ચયમાંથી યત્કિંચિત્ ચલિત કરી શકયો નહિ. એ તો દેખીતું છે કે એઓ ધારે તો ઘણું કરી શકે.

ગાંધીજીની પ્રવૃત્તિમાં ભાગ લેવો એટલે દરેકે પોતાનાં ઘર કુટુંબના અમુક આચાર–વિચારમાં ફેર કરવો. ગાંધીજીનાં કાર્યમાં ભાગી થવા સૌને ઘર બ્હાર જવાની જરાય જરૂર નથી રહેતી: અને સૌ પોતાના અનુભવથી કહીં શકશે કે ગૃહ સંસારમાં સ્ત્રી જેવી તેવી સત્તા ભોગવતી નથી. સ્ત્રી પોતાની નૈસર્ગિક સત્તાનો ઉપયોગ કરે તો દેશની દશા પલટાતાં વિલંબ ન થાય.

ગાંધીજીના વિચારમાં વ્યક્તિનું પ્રાધાન્ય સારા પ્રમાણમાં છે. એટલે જ તો જે બોધ તેઓ દે છે તેનું આચરણ બીજા ન કરે તોય દરેક વ્યક્તિ પોતે કરી શકે છે અને કર્ત્તવ્ય કર્યાનું સુખ મેળવી શકે છે.

ગાંધીજીની સાધનામાંથી દેશને બલકે જગતને કેટલાક ભારે તત્ત્વોની પ્રાપ્તિ થઇ છે. રાજ્યના અન્યાય સામે થવું એટલે શસ્ત્ર ઉગામવું એમ માની લેવાયું હતું. પરંતુ ગાંધીજીએ બતાવી આપ્યું કે અન્યાયને વશ ન થતાં કે શસ્ત્ર ન લેતાં અન્યાય સામે થવાનો ઉપાય છે. જો રાજ્ય ખરેખર અન્યાયી લાગ્યું હોય તો તેને સહાયતા કરવી નહિ અને તેની સહાયતા લેવી નહિ. જો મ્હોટો ભાગ આમ અસહકાર કરે તો સહેજે અન્યાયી લાચાર થઇ પડે અને તેને પ્રજા સાથે મૈત્રી કરવી પડે. આ નિઃશસ્ત્ર ઉપાયનું બીજું રૂપ સવિનય અનાદર છે. એટલે કે અન્યાયી સત્તાધીશના કાયદા કાનુન ન માનવા અને ન માનવા માટે જે સજા તે કરે તે સુખે સહન કરી લેવી.

પ્રજામત પ્રગટ કરવા સભાઓ અને અરજીઓ પ્રચલિત સાધનો છે. પ્રજામત આપોઆપ દેખાઇ આવે અને પ્રજાનાં દુઃખનો આંક મુકાય વાસ્તે ગાંધીજીએ હડતાળની પ્રાચીન પ્રથા સજીવન કરી છે.

રાજનીતિ સંબંધી ગ્રંથોમાં પ્રજાના સશસ્ત્ર બંડનો વિચાર થાય છે તેમ હવે હડતાળ, અસહકાર અને સાદર અનાદર તત્ત્વોનો વિચાર પણ કરવો પડશે. રાજનીતિશાસ્ત્રમાં ગાંધીજીનો આ ફાળો જેવો તેવો નથી.

ગાંધીજી ગુણનિધિ છે. આ ટુંક વિવેચનમાં એમનાં જીવનની અનુપમતા દર્શાવવી મુશ્કેલ છે. એમની શાબ્દિક મૂર્તિ તો કોઇ વાલ્મિકિ પાકશે ત્યારે જગતને મળશે. પરંતુ એમનાં એક અપૂર્વ ગુણનો ઉલ્લેખ લઘુમાં લઘુ વિવેચનમાંયે હોવો જ જોઇએ અને તે છે નિર્ભયતા. સત્યની શોધમાં અને તેનાં આચરણમાં એમને રોકે એવી જગતમાં કોઇ વસ્તુ નથી. માણસને મ્હોટામાં મ્હોટો ભય પ્રાણ ખોવાનો છે; પરંતુ એ ભય પણ એમને સત્યમાંથી ચલિત કરી શકે એમ નથી. એમનામાં ભય હોય તો તે એક ઇશ્વરનો છે.

જેનામાં આવી નિર્ભયતા હોય તેજ અભયદાન કરી શકે; અને ગાંધીજી જેવા અભયદાતા આજે વિરલજ મળશે.

પ્રજાની આદર્શ વ્યક્તિઓ હોય છે. તેઓનાં સ્મરણ અને સ્તવન જીવનને પોષનારા છે. શ્રીરામ અને શ્રીકૃષ્ણ આજેયે આપણા હિંદુનાં જીવન પોષી રહ્યા છે. પૈગમ્બર મહમદ મુસલમાનોનાં જીવન પોષી રહ્યા છે. તેમ, હિંદી રાષ્ટ્રજીવન પોષનાર નર આજે ગાંધીજી છે.

ગાંધીજી સાધક હો, દેવાંશી હો, અવતારી હો, ગાંધીજી ગમે તે હો. પરંતુ આ વાત ચોક્કસ છે કે આપણે પ્રજા કંઇ જ નહિ કરીએ અને કેવળ તેમનાં નામની સ્તુતિ કરશું,

તેમનાં નિમિત્તે ઉત્સવ કરશું તો તેમાં કોઈનું કંઈ નહિ વળે. શ્રીકૃષ્ણ જેવા સખા હોવા છતાં પાંડવોને અનેકાનેક કાર્યો કરવાં પડયાં હતાં, અનેક કષ્ટો વેઠવાં પડયાં હતાં. શ્રીકૃષ્ણે પાંડવોને ચમત્કાર કરી રાજ્ય પાછું પ્રાપ્ત કરાવ્યું ન હતું. કર્મભૂમિમાં કર્મ કર્યા વિના કંઈજ ન મળે. આને અપવાદ જ નથી, એટલે આપણને ગાંધીજીનાં જીવનની મહત્તા ખરેખર લાગી હોય, જે વસ્તુ આપણે સારૂ તેઓ કષ્ટ સેખે છે તે આપણને ઇષ્ટ લાગી હોય તો આપણે તરત જ તેમની પ્રવૃત્તિપરાયણ થઈ જવું જોઈએ. એમણે બતાવેલ પ્રવૃત્તિ વિચારશું તો હળવી લાગશે. ગાઝી મુસ્તફા કમાલ પાશા જેમ ગાંધીજીએ રણભૂમિ ઉપર યુવાનોની આહુતિ આપવા માગણી કરી નથી. એટલે એમની પ્રવૃત્તિ કાયમ રાખશું અને તેની વૃદ્ધિ કરશું તો તેઓ જ્યારે જેલમાંથી છુટશે ત્યારે આપણે તેમને સાનંદ ભેટી શકશું અને આપણને કૃતકૃત્ય જોઈ તેમને પરમ સંતોષ વળશે.



બે ઘડીઆળો

અમેરિકાના પેઓરીઆ શહેરમાં ત્રણ વર્ષની મહેનત પછી એક તદ્દન લાકડાની ઘડીઆળ બનાવવામાં આવી છે. આ ઘડીઆળમાં વખત, તારીખ, મહિનો અને રૂતુઓના ફેરફારની પણ નોંધ રાખી શકાય છે.

હેમ્બર્ગ ( જર્મની ) માં એક કમ્પનીએ એક ઘડીઆળ બનાવી છે, જે મકાનના દરવાજા પર રાખવામાં આવે છે અને તેની ચાવીનો સંબંધ બારણા સાથે જોડાય છે. બારણા ઉઘાડ–ઢાંક કરવાથીજ ચાવી દેવાય છે. એમાં એવી ગોઠવણ કરવામાં આવી છે કે જરૂરી હોય તેથી વધારે ચાવી ન દેવાય. દિવસમાં માત્ર બે ત્રણ વાર બારણા ખુલે અને ઢંકાય તો પૂરતી ચાવી દેવાઈ જાય છે.



# મ્હારો હિંચકો.

લેખકઃ શ્રીયુત :" જયન્ત-વરલનિવાસી. "

(રાસ).

મધુરો મ્હારો હિંચકો,
હિંચકે હિલોળા ખાઉં રે...મધુરો.

રૂડેરા વસંત કાલે,
ખીલેલ આમ્ર ડાળે,
હિંચવા હું હેતે જાઉં રે....મધુરો.

દૂર થાય જ્યાં સાહેલિયો,
હિંચોળે મને નાહોલિયો,
ના હિંચોળે તો રીસાઉં રે....મધુરો,

હિંચું હું અને એ....હિંચાવે,
લ્હેજત ઓર મીઠી આવે,
પ્રીતમ પરવશ થાઉં રે....મધુરો.






( લેખક: શ્રીયુત દેવેન્દ્ર રણછોડરાય મજમુંદાર ).



કોઈ કોઈક વખત તો એ ઉંઘમાંથી એકદમ ઝબકી ઉઠતી, ને ચીસ પાડતી: " ઉભા રહો હરામખોરો, તમારો જીવ લઇશ. " એક વખતના એના હાવભાવ જોઇ ગમે તેવા કઠણ કાળજાવાળા મનુષ્યને પણ, બીક લાગ્યા વિના રહેતી નહિ.

બીજી નર્સોએ મ્હને જે સૂચના આપી હતી તે હવે મ્હને ખરી લાગવા માંડી. કારણ કે જ્યારે એકાએક એ આમ ઝબકી ઉઠતી, ત્યારે દવાખાનાનાં બીજાં દર્દીઓ પણ એની ચીસ સાંભળી, ગાભરાં બની જાગી ઉઠતાં; ને ભયથી બરાડા પાડી ઉઠતાં. તે વખતે આખા વોર્ડમાં એક ભયંકર દેખાવ થઇ રહેતો ને બ્હીક રહેતી, કે વખતે મ્હને પણ એ દુષ્ટ માણસ ધારી, મારી નાંખશે.

પહેલાં તો હું ચંદા બ્હેનને દૂરથી હાંક પાડતી. પછી ધીમે રહીને પાસે જતી, ને એના શરીરને પંપાળીને પુછતી: " કેમ બ્હેન ! આ ચીસ તમારાથી કેમ પડાઇ ગઇ ? " તે વખત, એ જાગીને મ્હારા સામે દયામણું મ્હોં કરી જોતી, ને પાસુ ફેરવી પાછી સૂઇ જતી. પણ જ્યારે જ્યારે આમ થતું, ત્યારે એની આંખમાં આંસુ તો જોવામાં આવતાંજ. આ જોઇ મ્હારૂં કાળજુ કોરાઇ જતું, ને કેમ કરી એના દુઃખની વાત જાણી લઉં એમ થતું. પણ શી રીતે વાત કઢાવવી, એનો ઉપાય જડતો નહોતો.

ચંદા બ્હેનની સારવાર કરવાનું કામ મ્હારે માથે આવ્યું હતું. ચંદા બ્હેન ભ્રમિષ્ટ છે, માટે એના લવારા તરફ લક્ષ આપ્યા વગર તમારે તમારૂં કામ કર્યે જવું એવો અમારાં દવાખાનાનાં મડમ તરફથી મ્હને સખ્ત હુકમ મળ્યો હતો. આ સિવાયે, મ્હારે બીજાયે ઘણા દર્દીઓની સારવાર કરવાની હતી; એટલે જો હું દરેકના લવારા સાંભળવા બેસું, તો મ્હારાથી બીલકુલ કામ થઇ શકે નહિ એ કુદરતી હતું.

ચંદા બ્હેનને ઇસ્પીતાલમાં આવ્યે એક મહીનો થઇ ગયો હતો. પણ ઉલટી એ વધારે લથડતી જતી હતી. તાવ તથા ઉધરસમાં રહેજસાજ ફેર પડયો. ત્યારે આ બબડવાનું શરૂ થયું. આથી હમારાં મડમ સાહેબે ચંદા બ્હેનના સાભળતાં અંગ્રેજીમાં એવો અભિપ્રાય આપ્યો કે 'આ બાઇને લ્યુનેટીક એસાઇલમ ( ગાંડાઓની ઇસ્પીતાલ ) માં મોકલી આપવી.'

એ બધું ગમે તેમ હો, પણ ચંદા બ્હેનનું દયામણું મ્હોં જોઇ મ્હને એમ થતું કે નક્કી આ બાઇનો રોગ કોઇ બરાબર પારખી શક્યું નથી, કારણ કે આ ખરેખરી ભ્રમિષ્ટ લાગતી નથી, પણ કોઇક ભારે દુઃખને લીધે, એ આવી ગાંડા જેવી લાગે છે. જેને વીતી હોય તે જાણે. પારકાને કેટલું દુઃખ થતું હશે તેનો ખ્યાલ તો જાતે એવું દુઃખ અનુભવ્યા વગર નજ આવી શકે. એ બિચારી નિરાધાર બાઇને જોઇ મ્હને ઘણું લાગી આવતું. એની એવી દશા શાથી થઇ;

ઘણોખરો વખત વીતવા લાગ્યો. મ્હારા બાપ જો કે બહુ જૂના વિચારના નહોતા તોપણ સ્ત્રીઓને ભણાવવી એ એમને રૂચતું નહિ, પણ મ્હારા ભાઇએ યુક્તિથી મ્હને ધાર્મિક શિક્ષણ આપવાનું શરૂ કર્યું. પહેલાં હું જ્યારે મ્હારી મા સાથે મંદિરમાં કથા સાંભળવા જતી ત્યારે એ બધી કથા જાતે વાંચવાનું મ્હને બહુ મન થતું. મ્હારી એ અભિલાષા મ્હારા ભાઇએ પૂરી કરી.

મ્હને થોડાજ વખતમાં વાંચતાં લખતાં આવડી ગયું. બપોરે બપોરે મ્હારી માને હું કંઇ વાંચી સંભળાવતી. સવારમાં મ્હારા બાપાજી પાસે બેસતી અને દવાનાં પડીકાં વાળી આપતી. આથી, મ્હને થોડું વૈદુ પણ આવડયું. કેટલીક વાર તો મ્હારા બાપાજી ઘરમાં નહોય ને કોઇ દવા લેવા આવે તો હકીકત સાંભળી હું પોતેજ તેને મ્હારી જાણીતી દવા આપી શકતી.

આ વખતે નાતજાતના લોકોની વક્ર દષ્ટિ મ્હારા પર પડી. કારણ કે સમાજે ધાર્મિક ગણેલી રૂઢી પ્રમાણે મ્હને કેટલાક નિત્ય સંસ્કાર કરાવવામાં આવ્યા નહોતા. આથી લોકો જેમ ફાવે તેમ મ્હારા વિષે બોલતા. કોઇ કહેતું એનો બાપ તો એનું પુનર્લગ્ન કરાવવાનો છે. કોઇ કહેતું એ તો વટલીને ખ્રીસ્તી થવાની છે. એ રાંડ ભણીને ચમકી જશે. આવી અને કેટલીક બીજી નવી નવી ટીકાઓ મ્હારા વિષે થતી. કેટલાક દિવસ વ્યસ્તુઓ તો મ્હારા બાપાજીને મોઢામોઢ આવું આવું કહી જતા. મ્હારી માને પણ કેટલીક સ્ત્રીઓ ત્રાસ આપવા લાગી, એટલે મંદિરમાં જવાનું એણે બિચારીએ મુકી દીધું.

આ બધી બાબતો ધ્યાનમાં લઇનેજ મ્હારા ભાઇએ મ્હને પોતાની સાથે લઇ જવાનું ધાર્યું. ભાભી પણ પહેલી વારજ સાથે જતાં હતાં અને નવું ઘર માંડવાનું હતું એટલે કોઇએ સાથે તો જવુંજ જોઇએ. નવી વહુને એકલાં ન રહેવું પડે ને અહીં લોકોની ટીકા ન સાંભળવી પડે, એ હેતુથી માબાપે મ્હને એમની સાથે જવાની સંમતિ આપી. મ્હને સાથે લઇ જવામાં મ્હારા ભાઇનો ઉદ્દેશ કંઇ જુદોજ હતો. તે મ્હને પણ ખબર નહોતી. પહેલાં તો મ્હને એમણે જરૂર પૂરતુ અંગ્રેજી વગેરેજ શિખવ્યું.

એમનું માનવું એ હતું, કે મ્હારા જેવી કમનસિબ વિધવાઓ કોઇ એવા વિષયમાં પ્રવીણ હોવી જોઇએ, જેથી પ્રસંગ પડે તે પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવી શકે. તેથીજ એમણે મ્હને માંદાની માવજત ને દાયણનું કામ શિખવા ઇસ્પીતાલમાં મુકી.

આ સમાચાર જ્યારે અમારા ગામમાં પહોંચ્યા ત્યારે લોકોએ મ્હારા બાપને બિચારાને કેટલુંયે સંભળાવી દીધું. એમને પજવીને પેશ કરી દીધા. આ બધા ત્રાસમાંથી છૂટવા છેવટે મ્હારાં માબાપ અમારે ત્યાં આવીને રહ્યાં. એ વખતે એમની જરૂર પણ હતી. ભોજાઇને સીમંત હતું, એટલે ઘરમાં ફેરો આંટો ખાવાને બીજા માણસની જરૂર પડવાની હતી. મ્હારા ભાઇનો પહેલેથીજ એવો વિચાર હતો કે સુવાવડ દવાખાનામાં કરાવવી પણ મ્હારી મા સામી થઇ. તે કહેવા લાગી, "ઢેડ ભંગીઆના હાથનું પાણી પીને જાત વટાળવી છે કે શું? નારે બા, અમારાથી તો એ અમે તે જાતની દાયણ મોઢામાં પાણી રેડી જાય એ ફાવશે નહિ. કેમ, અમને એ કોઇ દહાડો સુવાવડો આવી હશે કે નહિ? અમે કંઇ કોઇની સુવાવડો કરી હશે કે નહિ? હું તો મારી સાજી વહુને એવા દવાખાનામાં જવા દેવાની નથી. તમારા મગજમાં ભૂત ભરાયું હોય તે કાઢી નાંખો."

અમે એમને બહુએ સમજાવી કે આપણે બોલાવીએ છીએ તે દાયણો શુદ્ધ નથી હોતી? આપણે ત્યાં નોકર રાખીએ છીએ તે પણ શુદ્ધ હોય છે. વળી દવાખાનામાં સ્વચ્છતા, દવા

અજવાળું, સારવાર અને તાત્કાલિક મદદ એ બધું એકદમ મળી શકે છે. પણ એના મગજમાં કશુંયે ઉતર્યું નહિ. તેણે કહ્યું: "ઘેર દાયણ આવે તો નવડાવી ધોવરાવી તે જતી રહે, પણ દવાખાનામાં તો મડમોનાં હાથનું ખાવું પડે."

છેવટે ભાભીને અમારે ઘેરજ સુવાવડ સુવાનું નક્કી થયું. હું હજી મ્હારો અભ્યાસ પૂરો કરી રહી નહોતી એટલે દાયણ વગર હું એકલી ચલાવી શકું એમ નહોતું. આથી, મ્હારી માની મરજી પ્રમાણે એક અભણ પણ અનુભવી દાયણને ઠરાવી મુકી. એ પ્રસવ વખતે હાજર થઇ. પણ મ્હારાં ભોજાઇનો એકવડો કોઠો ને બેએક મહિનાથી તાવ વગેરે પાછળ પડેલો હતો એટલે એ બહુ અશક્ત થઇ ગયાં હતાં. વળી ઘણું દુઃખ સહન કર્યાં છતાં એમને છૂટકારો થયો નહિ. દાયણે છેલ્લે સુધી બીજી મડમને કે બીજા કોઇને બોલાવવા દીધાં નહિ. અભણને પોતાની આવડતનું જરા વધારે અભિમાન હોય છે. અમને જ્યારે કેસ વધારે બગડતો લાગ્યો ત્યારે ઉપરમત થઇને દવાખાનાની ખાસ મોટી મડમને હું બોલાવી લાવી. આખરે એણે શસ્ત્રક્રિયાથી પેટ ચીરીને છોકરૂં બ્હાર કાઢ્યું.

ભાભીએ પુત્રને જન્મ આપ્યો. પણ એકાદ નવા પ્રાણીના આવવાથી જગતનું સમતોલપણું ન સચવાઇ રહેતું હોય કે કોણ જાણે કેમ મ્હારાં ભાભીને બિચારાંને પુત્ર-દર્શનનો યે લાભ ન મળ્યો. આ અસાર સંસારને છોડી એ ચાલ્યાં ગયાં. અરેરે! આ વખતે હવે પુત્રના જન્મથી દુઃખ માનવું કે સુખ તે એક પ્રશ્ન થઇ પડ્યો. સૌના મનમાં એમ થયું કે આપણી ભૂલને લીધેજ આ બિચારીનો જીવ ગયો. બધાંના ચહેરા ઉદાસ થઇ ગયા ને આખાયે ઘરમાં ભયંકર શાંતિ ફેલાઇ રહી.

તેજ દિવસે સાંજે મ્હોટાભાઇએ છોકરાને અમારી હૉસ્પીતાલમાં બાળકોના વૉર્ડમાં મુકયો. છોકરાંના વૉર્ડમાં હુંજ કામ કરતી હોવાથી મ્હારા ભત્રીજાની હું ખાસ કાળજી લેતી. મા વગરનાં છોકરાંને ઉછેરવાં એ કેટલું અઘરૂં કામ છે એ તમારી આગળ કહેવાની જરૂર નથી. પહેલાં તો કૃત્રિમ ખોરાક એને ફોરે પાડવાનું ઘણું અઘરૂં પડયું. પછી યોગ્ય કાળજી લેવાથી અમારા વિદ્યુતનું શરીર ભરાયું.

આમ કરતાં છએક મહિના વહી ગયા. હું છેલ્લી પરીક્ષામાં પાસ થઇ ને મ્હારા વિદ્યુતને લઇ ઘેર આવી. પણ નવી પાસ થએલી ને અનુભવ વગરની એટલે નર્સ તરીકે બોલાવેએ કોણ? થોડા રડયાખડયા કેસો મ્હને મળ્યા. વિદ્યુતને ઉછેરવામાં મ્હારો ઘણો વખત જતો; ને એજ હું મ્હારૂં ખરૂં કર્તવ્ય સમઝતી, એટલે કેસની મ્હને બહુ પરવા નહોતી.

વિદ્યુત પંદર વાસાનો થયો હશે એટલામાં તો મ્હારા ભાઇ માટે કેટલાયે માગાં આવી ગયાં. પણ એમનો તો એકજ ઉત્તર હતો: "મ્હારે ફરી લગ્ન નથી કરવું." મ્હારાં માબાપને લાગ્યું કે હમણાં ઘા તાજો છે એટલે એ માનતો નથી. પણ જ્યારે દુઃખ વિસારે પડશે ત્યારે આપોઆપ કબુલ કરશે. ચાર વર્ષ થઇ ગયાં પણ ભાઇનો વિચાર બદલાયો નહિ. એમનો તો એકજ ઉત્તર કાયમ હતો.

છેવટે મ્હારા બાપે જાતે તેમને એક દિવસ સમજાવવા માંડયા. ત્યારે એમણે ઉત્તર આપ્યો: "ત્હમને બધાંને એમ લાગતું કે થોડાજ વખતમાં હું પાછો લગ્ન કરીશ પણ આ બિચારી ચંદા, જે લગ્ન એટલે શું તે સમજતી નહોતી તે પહેલાંની વૈધવ્ય ભોગવે છે; તેનો કોઇએ વિચાર કર્યો? એને બિચારીને આમ-ને આમ જીંદગી કાઢવાની, અને હું, એક મરી ગઇ ત્યારે બીજી અને બીજી પછી ત્રીજી એમ ગમે તેટ-

સી વખત લગ્ન કરી શકું એ કોના ઘરનો ન્યાય? મ્હારા લગ્નમાં શાસ્ત્ર કે સમાજ કોઇ વાંધો દેખાડે નહિ ને જેણે 'વૈધવ્ય' એ શબ્દ માત્ર કાનેજ સાંભળ્યો છે તેનું મ્હારી દૃષ્ટિએ પહેલીવારનું લગ્ન, અને સમાજની દૃષ્ટિએ પુનર્લગ્ન, વાંધા ભરેલું કહેવાય, એ કેટલો અન્યાય? આથી, મ્હારો એવો મક્કમ વિચાર થયેલો છે કે હવે પછી જો હું લગ્ન કરીશ તો એકાદ બાલ-વિધવા સાથેજ કરીશ. નહિ તો આવી વિધુરદશામાંજ રહીશ."

મ્હારા ભાઇને આખો દિવસ બોલબોલ કરવાની ટેવ નહોતી. પણ કોઇક દિવસ જ્યારે, તે બોલવા બેસતા ત્યારે બધાંને ચોખ્ખે ચોખ્ખું સંભળાવી દેતા. તે વખતે સામા માણસને સારૂં લાગશે કે માઠું તેનીએ દરકાર રાખતા નહિ. એક રીતે કહીએ તો આ એક મ્હોટો સદ્‌ગુણ એમનામાં હતો. પણ આને લીધે એમને કેટલીક વખત એમના ધંધામાં શોષવું પડતું. એમના છેવટના શબ્દો સાંભળી માબાપને બહુ લાગી આવ્યું. એમણે સખત ધમકી આપી: "જો, તું એવું લગ્ન કરીશ તો ત્હને ઘરમાં નહિ પેસવા દઇએ અને તારૂં મ્હોં પણ અમે જોઇશું નહિ. તે દિવસથી ત્હારો અને મારો સંબંધ તુટશે."

[૩]

એક વર્ષ વીત્યું ને ઉપરની વાત વિસારે પડી હતી. ભાઇ ઑફીસના કામે ચાર દિવસ માટે અમદાવાદ ગયા હતા. એક દિવસ બપોરી વખતે, હું વિનુતને ઉંઘાડી દઇ, હંમેશ મુજબ ચાલીમાં બેઠી બેઠી છાપું વાંચતી હતી, એટલામાં મ્હારી નજરે "એક સહૃદયીનો સ્તુત્ય પ્રયાસ" એ શબ્દો પડ્યા. એ મથાળા નીચેનો ફકરો વાંચતાં, મ્હારા ભાઇના એક બાલ વિધવા સાથેના પુનર્લગ્નની હકીકત છાપેલી માલમ પડી. હું આશ્ચર્યચકિત થઇ. ભાઇ હંમેશાં બોલ્યા પ્રમાણે ચાલતા, પણ આ બાબતમાંયે બોલ્યા પ્રમાણે ચાલશે, એમ મ્હને લાગતું નહોતું. માબાપને આ વાત કહેવાની મ્હારી હીંમત ચાલી નહિ. હું શાંત બેસી રહી, પણ વાત કંઇ શાંત બેસી રહે ખરી કે?

બીજેજ દિવસે સવારે, મ્હોટા ભાઇ પાછા આવ્યા. સાથે એક શાંત અને ગંભીર દેખાતી સુંદર યુવાન કન્યા તેમની નવ પરિણીત પત્ની હતી. તેનું મ્હોં એવું શકકાદાર, અને વ્હાલસોયું હતું, કે સૌ કોઇ એનેજ પ્રેમ અને આદરથી જોયા કરે. મ્હારી આંખ પણ જાણે એનેજ જોઇ રહી. એણે આવીને તરતજ, બાપાને નમસ્કાર કર્યા; ને પછી માને નમસ્કાર કર્યા. પણ જ્યારે એમણે જાણ્યું, કે આ બાલવિધવા છે, ત્યારે એમને બહુ ખોટું લાગ્યું. એમની વચ્ચે કોઇપણ જાતની વાતચીત થઇ નહિ, મ્હને થયું કે હવે કકળાટ શરૂ થશે, પણ એમણે તો મૂગે મોઢે, મ્હારી અને એમની ભાઇને ઘેરથી જવાની તૈયારી કરી. થોડાજ વખતમાં, અમે અમારે ગામ જવા નિકળ્યાં. તે વખતે મ્હોટા ભાઇએ આંસુભરી આંખે પિતાના પગ ઝાલ્યા; માફી માગી અને કહ્યું: "મ્હારેજ ધંધાને અંગે બહારગામ જવાનું છે, એટલે તમે તમારી મેળે અહીં રહો, અને હુંજ અહીંથી વિદાય થાઉં છું." પણ એમના બોલવાની કશી અસર થઇ નહિ. નવવધુ સાથે એક પણ શબ્દ ન બોલતાં અમે, બન્ને જણને છોડી અમારા ગામ તરફ નીકળી પડયાં.

( આ વાર્તાના વિશેષ રસિક ભાગ માટે જુવો આવતો અંક ).

# રાસ.

લેખકઃ શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.

સખિ ! જામે અખંડ કલ્લોલઃ
ઝીલો સૃષ્ટિનો રાસ કો અબોલઃ
પૂનમની રાતડી રે લોલ—

સાખીઃ ચંદ્ર ખીલે, હઇડું ઝીલે, ટપકન્તી અમીધારઃ
પ્રાણે પ્રાણ પ્રફુલ્લતા, પ્રસરે પ્રભુ સંસાર—
સખિ ! ઉછળે ને તાલ દે અખંડઃ
સ્નેહભરતીનાં મોજાં પ્રચંડઃ
પૂનમની રાતડી રે લોલ—

સાખીઃ તારલીયા ચમકે ઝીણું, ન્હાતા સાયરનીર[1]ઃ
કુંજ થકી સરતો ધીમો, શિતલ સુગન્ધ સમિર[2]—
સખિ ! ઉડીયે પ્રકાશને પ્રદેશઃ
ફૂટે પાંખો તો ઉડીયે હમેમઃ
પૂનમની રાતડી રે લોલ—

સાખીઃ ઉજ્જ્વલ સારસ જોડલાં, ઝૂલે ઉર હિન્ડોલઃ
એવાં રસઘેલાં સખિ ! રાસ રમન્તાં ગોળઃ
સખિ ! એવો હો જીવન સુવાસઃ
વિશ્વભરમાં જગાવે ઉલ્લાસઃ
પૂનમની રાતડી રે લોલ—

---

૧ સાયર=સાગર, દરીયો. ૨ સમિર=વાયુ, પવન.




## પ્રકરણ ૩ જું.

### જરાક મોડું.



"તમે પરમાર્થી જબરા, ઘર બાળીને તીર્થ કરવાં તે આનું નામ !" કપિંજલાએ કંઇ ઠપકાભરી ભાષાથી કહ્યું.

"કેમ ! " વસંતે રાજકોટના રેસકોર્સની હરીઆળી ભૂમિ તરફથી દૃષ્ટિ વાળતાં કહ્યું.

"તમે હમારો બધો તાલ બગાડી નાખ્યો એમ, બીજું શું? તમોને તાર મુકીને ઉતાવળે તેડાવ્યા એમાં કાંઇ તો અર્થ હોય ખરો ના ? સ્નેહપૂર્ણાને તેના ભાઇ સાથે દિલ્હી જવાનું હતું, તેના ભાઇની દિલ્હીમાં સરકારી નોકરી છે, રજા પૂરી થતી હોવાથી તેને વખતસર જવુંજ જોઇએ, આમ હોવાથી તેઓ ગઇ કાલેજ ગયાં. " કપિંજલા સ્હેજ નિરાશ થઇ હોય તેમ દેખાઇ.

" એમાં શું ? બીજી વખત વાત. એટલાં બધાં નિરાશ શા માટે થાઓછો ?"

" તમારે મન ઉતાવળ નથી, પણ હમને તમને સુખી જોવાની ઉતાવળ છે. "

" હું તમારો તે ખાતર ઉપકાર માનું છું. તમે જાણતાં તો હશો કે મ્હને એ બાબતમાં હવે કંઇ વધારે અભિલાષ નથી રહ્યા."

"ભાઇ, દુઃખમાં દુઃખ ઉમેરી દુઃખ વધારવું કે કંઇ ઉપાય યોજી દુઃખ ઓછું કરવું ? "

" મ્હારી તો એક મોટી, માન્યતા છે કે મ્હારાં ગત જન્મનાં કર્મજ એવાં હોવાં જોઇએ. મેં કોઇને દુઃખ આપ્યું હશે તો એટલું દુઃખ શક્તિથી–સુખથી ખમવુંજ જોઇએ અને આ દુઃખ................."

" શું દુઃખ આવી પડ્યું છે?" વસંત પોતાનું વાક્ય પૂરું કરે એટલામાં સુમનલાલે બજારમાંથી આવી, શાકભાજીની ઝોળી–મુકતાં મુકતાં કહ્યું.

ગુલબાનુને મળી વસંત રાજકોટ આવ્યો. ગુલબાનુની તબીયત હજુ બરાબર ન હોવાથી કંઇ વધારે વાતચીત થઇ શકી નહિ. વસંતે લીધેલા પરિશ્રમ માટે ગુલબાનુએ આભાર માન્યો. વસંતનાં લેખો અને કાવ્યો ગુલબાનુએ વર્તમાનપત્રોદ્વારા વાંચેલાં હોવાથી પોતાને મદદગાર થનાર આ વ્યક્તિને માટે ગુલબાનુને વધારે માન ઉત્પન્ન થયું. મુસાફરીએથી પાછા ફરતાં પોતાને મળી જવા માટે ગુલબાનુએ આમંત્રણ કર્યું. વસંતે એ આમંત્રણ ખુશી સહ સ્વીકાર્યું, અને આ પારસીબાનુના આવા પરમાર્થી કાર્ય માટે તેને ધન્યવાદ આપતો તે છુટો પડ્યો. જતાં જતાં તે સુશિલાને મળ્યો. સુશિલાએ પણ આનંદાશ્રમ જોવા ફરીથી આવવા વસંતને વિનંતિ કરી. કોલેજના જીવનમાં વસંત અને સુશિલા વચ્ચે મૈત્રી સારી હોવાથી વસંતે સુશિલાના સંસાર સંબંધી પ્રશ્નો પુછતાં જણાયું કે સુશિલા હજુ સુધી પરણી નથી, અને પરણશે કે નહિ તેમાં પણ

શંકા છે. સુશિક્ષાની ઇચ્છા બની શકે તો કૌમારવ્રત ધારણ કરી જનસેવા કરવાનીજ હતી. પોતે મેળવેલા ઉચ્ચ જ્ઞાનનો સદુપયોગ સ્વદેશસેવામાંજ થાય. એ તેની આંતર ઇચ્છા દેખાઇ.

વસંત ત્યાંથી રાજકોટ આવ્યો, પણ તે આવે તે પહેલાં આપણે જેમ આ પ્રકરણમાં કપિંજલા અને વસંત વચ્ચે થયેલા વાર્તાલાપ પરથી સમજી શકયા છીએ તેમ સ્નેહપૂર્ણાને પોતાના ભાઇ સાથે દિલ્હી જવું પડયું. સુમનલાલની ઇચ્છા વસંતને સ્નેહપૂર્ણા બતાવવાની હતી અને તેણે તે વાત સ્નેહપૂર્ણાના ભાઇ મનહરલાલને જણાવતાં તેણે પણ ખુશીથી સ્વીકાર્યું હતું. મનહરલાલ વસંતના જીવનથી વાકેફગાર હતો. વસંતનાં લેખો અને કાવ્યો તેના ઘરમાં ઉત્સાહથી વંચાતાં હતાં. વસંત માટે તેને સ્વાભાવિક માન હતું; સુમનલાલ જેવા ઉત્સુક હતા કે સ્નેહપૂર્ણા અને વસંત એક બીજાના ગુણદોષ જાણે, એક બીજાનાં હૃદય તપાસે, તે પછી એ બન્નેનાં લગ્ન ઉચિત છે. વસંતને રસ્તામાં રોકાવાનું થયું અને મનહરલાલને રજા પૂરી થતી હોવાથી જવાનું થયું; આથી આ મેળાપ સાધી શકાયો નહિ. મનહરલાલે સુમનલાલને જતાં જતાં વચન આપ્યું હતું કે સ્નેહપૂર્ણાની જો ઇચ્છા હશે તો સ્નેહપૂર્ણા વસંતનીજ છે. જો કે તે બીજવર છે અને મેં તેમને જોયા નથી છતાં એમના વિષે જે જે મ્હેં સાંભળ્યું છે, એમના જીવનના જે જે પ્રસંગો બારીકાઇથી જાહેરમાં મ્હને જાણવાને મળ્યા છે તે ઉપરથી મારી ઉમેદ છે કે સ્નેહપૂર્ણાને લાયક વસંત છે અને વસંતને લાયક સ્નેહપૂર્ણા છે.

બ્હારથી શાકભાજી લઇ આવતાં સુમનલાલે વસંતના દુઃખ વિષેના તત્ત્વજ્ઞાનના ભાવપૂર્ણ જવાબથી કપિંજલા અને વસંત વચ્ચે ચાલતી વાત ઝીલી લીધી.

" જ્યારે જોઉં ત્યારે તું એની એ વાત કરી રહ્યો છે, કે પૂર્વ જન્મમાં કોઇને દુઃખ દીધાં હશે એટલે દુઃખીજ રહેવાનો. વસંત ! જરા દુનિયામાં સુખની ઉષા તરફ પણ દૃષ્ટિ ફેંક " સુમનલાલે મિત્રભાવથી શિખામણ આપી.

" એ તો આ કપિંજલા જેવી વિદુષી અને સદ્ગુણી ભાર્યા મળી એટલે તને એ સુખની ઉષાનું ભાન થાય છે, અને આવી શિખામણ આપવા તું બહાર પડયો છે. "

" અરે હા ! ભાઇ, હા ! હું પણ ત્હને સ્નેહપૂર્ણા જેવી સ્નેહાળ અને વિદુષી પત્ની મેળવી આપવા માટે તૈયાર થયો છું તેનું કારણ પણ એજ. "

" જેવું માણસ પોતે હોય તેવું આખા જગતને જોય. તું સુખી–તું પ્રેમાળ પત્નીનો પતિ–તું સુખી જીંદગી ગુજારે એટલે આખા જગતમાં ઘેર ઘેર કપિંજલા અને સુમનલાલ જેવાંજ જોડાં કલ્પે. "

" અરે કલ્પે શું પણ ગુજરાતના ગૃહે ગૃહે પ્રેમાળ દંપતીનાં જોડલાંઓ સાથે મળી વિકાસના પંથે આગળ વધે એ પ્રત્યક્ષ જોવાને પણ હું ઇંતિજાર છું. "

" સુમન ! તું કપિંજલાને લાયકજ પતિ છો. જેવી છે તેની ઉદાર ભાવના તેવીજ છે ત્હારી દેશસેવાપ્રેરિત અણમૂલ અભિલાષા. "

" અને તમે પણ મ્હારી સખી સ્નેહપૂર્ણાને લાયકજ છો. જેવી તે જગત પ્રત્યે સ્નેહાળ તેવાજ છો તમે બંધુત્વના ઉપાસક. "

કપિંજલાએ બન્ને મિત્રોની મીઠી મશ્કરીમાં યોગ્ય ભાગ લીધો.

" કપિંજલા ! ત્હમે ત્હમારા કાગળોમાં પણ એ ત્હમારી સખીનાં ઢગલાબંધ વખાણ લખ્યાં, હજુ પણ ત્હમે એની એજ હારમાળા ચાલુ રાખોછો તે તો મને એકાદ કવિના જેવી અતિશયોક્તિ લાગે છે. " વસંતે કંઇ વાતમાં રસ લેવો શરૂ કર્યો.

"એતો ત્હમે કવિ છો એટલે જાણો; બાકી મ્હારા જેવી ગામડામાં જન્મેલી–ગામડામાં શિખેલી–શું જાણે ?"

"ગામડામાંજ રત્ન પાકે છે, એ લોકવેણ ત્હમે સાચાં પાડયાં છે કપિંજલા ?" વસંત બોલ્યો.

"ત્યારે હું ત્હમને સ્નેહપૂર્ણા માટે કહું એ કંઇ અસ્થાને નથી." કપિંજલા ફરી મૂળ મુદ્દા પર આવી.

"મ્હારા કેટલાક વિચારોને ત્હમે ફેરવતાં હો એમ લાગેછે. લલિતા વિષે મ્હને જ્યારે જ્યારે યાદ આવે છે ત્યારે મ્હને દુઃખની પરિસીમા યાદ આવેછે, અને જ્યારે ત્હમારા કાગળો વાંચું છું–જ્યારે ત્હમારી પાસેથી સ્નેહપૂર્ણા વિષે સાંભળું છું ત્યારે કંઈ બીજુંજ દૃશ્ય દેખાયછે."

"ભાઇ સ્ત્રીવિના સંસાર સુનો છે–ઉત્ત ભાર્યા વિના પુરૂષનું જીવન વ્યર્થ–નકામું છે ગરીબ બીચારી લલિતા ! તે પણ જો જીવત હોત તો ત્હને જરૂર સુખી કરત." આ બોલતાં સુમનલાલે કપિંજલા તરફ દૃષ્ટિ ફેરવતાં કહ્યું, "કેમ જમવાને કેટલી વાર છે ?

---

## પ્રકરણ ૪ થું.

### કુટુંબકથા.



વસંતનો પિતા સુન્દરલાલ, ભુજંગની માફક વહેતી સુન્દર ઓઝત નદીને કાંઠે આવેલ ભુજંગપુર ગામનો પ્રખ્યાત ખેડુત હતો. સૌરાષ્ટ્રમાં ઓઝતનો કાંઠો લીલો–છમરૂપ અને રમણીય ગણાય છે. ભૂમિ હરિયાળી છે. ખેડુતો આબાદ રહે છે. જમીન કસવાળી છે. જ્ઞાનની અછત છે પણ ભોળા અને પ્રેમી હૃદયના ગામડીયાઓ એ ઉણપનો બદલો બીજા ગુણોથી આપી દેય છે. આતિથ્યસત્કારમાં શહેરી જીવનને શરમાવે તેવી ઉદાર લાગણી માટે અહિંના રહેવાસીઓ વિખ્યાત છે. શહેરમાં લાગતો પ્રજાજીવનનો ધસારો સુન્દરલાલના વખતમાં ભુજંગપુરમાં દેખાતો ન્હોતો પણ ગ્રામ્ય જીવનની નવપલ્લવતા અહિં પળે પળે વિકસતી–ખીલતી. સુન્દરલાલના વખતમાં આ ગામડાંઓની સ્થિતિ અને આજની સ્થિતિમાં ઘણો તફાવત દેખાય છે. વસંતે આ તફાવત જોયો–અનુભવ્યો, છતાં હજી પણ એ જન્મભૂમિને તે ભૂલ્યો નથી.

સુન્દરલાલનો પિતા ભુજંગપુરમાં એક માનવંત વ્યક્તિ ગણાતો. સાત સાત ખેતરોનો તે માલિક હતો. એક જમિનદાર જેવી ભવ્યતાથી તે રહેતો. તેનો બોલ રાજા પ્રજા ઉભયમાં ઝીલાતો. તેનું માન સર્વ કોઇ રાખતું. કંઇ પણ કજીયો ફિસાદ થતાં ન્યાય માટે ન્યાયમંદિરને બદલે સુન્દરલાલના પિતા હિમ્મતલાલ કહે તેજ સર્વ કોઇ કબુલતાં. હિમ્મતબાપાનું વ્યક્તિત્વ એટલું બધું પ્રભાવશાળી હતું કે ભુજંગપુરનો તે એક તાજ વગરના રાજા સરીખો ગણાતો.

હિમ્મતબાપા જ્યારે આ ફાની દુનિયામાંથી સ્વર્ગે સિધાવ્યાં ત્યારે સર્વ કોઇએ કહ્યું કે, ખરેખર ભાગ્યશાળી પુરૂષ જો કોઇ પણ હોય તો તે હિમ્મતબાપા હતા. તે ચાર પુત્રો અને એક પુત્રીનો પિતા–મ્હોટી ખેતીવાડીનો માલિક–ગામમાં આબરૂદાર અને મોભાદાર વ્યક્તિ તરીકે સન્માન–ભોળાં ગામડીયાંઓનો માર્ગદર્શક મદદગાર સર્વ રીતે સુખી હતો. માત્ર એકજ દુઃખ તેને સાલતું હતું કે તેની સુપત્ની જેને લોકો 'અમર મા' કહેતા તે બહુ યુવાન વયે સ્વર્ગે સિધાવી હતી. છતાં મરતાં મરતાં પણ આ વૃદ્ધ પોતાનાં પાંચ સંતાનોનું સુખ જોઇ શાન્તિથી પ્રભુના ધામમાં ગયા.

સુન્દરલાલ ચાર ભાઈઓમાં સહુથી મ્હોટા અને તેનાથી ન્હાના કૃષ્ણલાલ-પ્રભુલાલ અને શાંતિલાલ હતા. ચાર ભાઈઓથી જયકુંવર બ્હેન મ્હોટાં હતાં. હિમ્મતલાલના અવસાન પછી પણ આ કુટુંબમાં સુન્દરલાલને સહુ કોઈ વડા તરીકે માન આપતું. ચારે ભાઈઓ પરણેલા હતા. કેટલાંક કુટુંબમાં ઘણે ભાગે ભાઈઓને બને છે પણ સ્ત્રીવર્ગમાં હમેશાં કંઈ ન્હાની ન્હાની બાબતોમાં તકરાર વધતાં મ્હોટું સ્વરૂપ લેય છે. સ્ત્રીકલહના પરિણામે સારા સારા ભાજણ્યા બંધુઓ પણ એક બીજાનું મુખ જોતા નથી. સ્ત્રીકલહના પરિણામે અનેક કુટુંબોમાં કુસંપ દાખલ થતાં કુટુંબનો શોભો-મરતબો-શાંતિ અને સુખ સદાને માટે જતાં રહે છે. અજ્ઞાન અંધકારમાં આ કલહનો તણખો હમેશાં હાજર હોય છે અને સહજ પણ તક મળતાં તેમાંથી કુસંપ અગ્નિ ભભૂકી નીકળે છે, જેની જ્વાલાએ કુટુંબોનાં સર્વ સુખો ભસ્મીભૂત થાય છે.

ભુજંગપુર આવાં સ્ત્રીકલહોથી મુક્ત નહોતું. 'હિમતબાપા' આવા કુટુંબકલહોને પતાવવામાં બહુ નિપુણ હતા અને તેના વખતમાં એ કલહોનો નિકાલ આવતાં વાર લાગતી નહિ. હિંમતબાપાના અવસાન પછી આ સુખી કુટુંબમાં પાંચેક વર્ષ તો બધું સુખથી ચાલ્યું પણ તેટલામાં ગામમાં ઝેરી તાવની બીમારીએ આ કુટુંબમાંથી પાંચ માણસોને ઉપાડી લીધાં. કૃષ્ણલાલ, શાંતિલાલ તે બન્નેની પત્નીઓ અને તેમની બેન જયકુંવરનો પતિ જેઠાલાલ અનેક ઉપાયો છતાં આ રોગથી બચી શક્યાં નહિ.

જયકુંવર વિધવા થઈ. પીયર અને સાસરૂં એકજ ગામમાં હોવાથી થોડો વખત પીયર તો થોડો વખત સાસરે એમ રહેવાનું થઈ ગયું. જૂના જમાનાની જયકુંવર સ્વભાવે જરા ગરમ હતી એટલે ભાઈના કુટુંબમાં વખતોવખત પોતાની સર્વોપરી સત્તા સાથે એ ગરમ સ્વભાવની પણ ઝાંખી થતી હતી.

સુન્દરલાલની પત્ની માણેક સ્ત્રીરત્નોમાં રાણીસરીખી પ્રકાશતી. પોતાના પતિપર આવી પડેલી કુટુંબની જોખમદારીમાં બની શકે એટલી રાહત આપવા તે હમેશાં તત્પર રહેતી. સ્વભાવે સુશિલ શાંત અને સંસ્કારી પત્ની પામવા માટે સુન્દરલાલ પોતાને ભાગ્યશાળી ગણતો. પોતાના બે ભાઈઓના અવસાન પછી ન્હાનાભાઈ પ્રભુલાલને દરેક રીતે ખુશી રાખવા તે ઈંતેજાર હતો. પ્રભુલાલની પત્ની યમુના સાથે માણેકને કોઈ વખત કંકાસ ન થાય તે માટે બને તેટલી સાવધાનીથી ગૃહરાજ્ય ચલાવવા તે મથતો. યમુના હૃદયથી ભોળી અને કોઈ ભરમાવે તો સહેલથી ભરમાઈ જાય તેવી હતી. મનમાં મેલ નહિ પણ કંઈ અક્કલ ઓછી હોવાથી ઘણી વખત યમુના એવી તો ગંભીર ભૂલ કરતી કે તેથી આ સુખી કુટુંબમાં કંઈ ને કંઈ કલહ જાગશે એવાં દશ્યો દેખાતાં. વિધવા જયકુંવર આ ભોળી બોનાઈનો ઉપયોગ કરવાનું ભૂલે તેવી નહોતી.

કહેવાય છે, કે 'ડાકણ પોતાનાંને પહેલાં ખાય', તે પ્રમાણે આ અજ્ઞાન વિધવાએ પોતાના બાપમાજ કુટુંબમાં કલહ જગાવવો શરૂ કર્યો. અજ્ઞાન વિધવાઓ આપણા સંસારમાં કેવો ખરાબ ભાગ ભજવે છે તે જોવું હોય તો આ જયકુંવરનું જીવન તેને માટે બસ હતું. વાંચતાં લખતાં ન આવડે-પતિ મરતાં જીવન અંકુશ વગરનું થાય—ચારે તરફ કલહનું વાતાવરણ હોય—એમાં રહેનારી વિધવાઓ બીજું શું કરે ? !

સુંદરલાલની ગમે તેટલી સાવચેતી છતાં ગૃહરાજ્ય ચલાવવાની તેની ગમે તેટલી કુશળતા છતાં આખરે આ સુખી કુટુંબ કલહમાં સપડાયું. વર્ષો થયાં આબરૂ અને ગોભના

પણનો શોખ હજી જોવેને તેવોજ તેનામાં રહેલો હતો. ઘણી વખત અજવાળીયામાં પોતાના ખેતરમાં બાંધેલી મઢૂલીમાં પોતે પોતાની પત્ની સહિત રહેતો અને એવા એવા પ્રસંગો યોજતો કે જેથી ફરી પોતાની પત્ની માણેકમાં સારૂં જ્ઞાન ઉત્પન્ન થાય. માણેક મૂળથીજ ખાનદાન કુલની હતી. સુન્દરલાલના સહવાસે તેનામાં બહુ બહુ ઉચ્ચ સંસ્કારો પેદા હતા. પતિના સર્વ ગુણો આ સંસ્કારી પત્નીમાં ઉતર્યા હતા. સુન્દરલાલ તેને વારંવાર કહેતા કે બાલકોને મહાપુરૂષો બનાવવામાં માતાપિતાનો મોટો હિસ્સો છે. બાલકો સારાં કે નરસાં બને તેની સર્વ જોખમદારી માબાપને શિર રહેલી છે. જેટલા જેટલા પ્રસંગો સુન્દરલાલને મળતા તે સર્વ પ્રસંગોમાં માણેકમાં માતૃપદની ઉચ્ચ ભાવનાઓ પ્રકટે એ માટે તે નિરન્તર પ્રયત્નો કરતો. જયકુંવર અને યમુનાના કલેશથી કુટુંબમાં ઘણી વખત બખેડા થતા, પણ સુન્દરલાલની શાન્તિ, પ્રભુલાલની ધિરજ અને માણેકમાં રહેલી ઉચ્ચ ભાવનાઓથી એ બખેડા શાન્ત થતા. જો કે સ્ત્રીસ્વભાવને અંગે ઘણી વખત ઉચ્ચ ભાવનાવાળી માણેક પણ કંટાળી જઇ પતિ આગળ ફરીઆદ કરતી, પણ શાન્ત સુન્દરલાલ પત્નીને એ કલેશથી દૂર રહી મ્હોટું મન રાખવા પ્રેરતો.

આજે શરદની રાત્રિએ સુન્દરલાલ ખેતરમાંજ રાત્રિ રહેવાનો હતો. આજની રાત્રિ અગાઉની શરદપૂર્ણિમાઓથી સુન્દરલાલને મન અધિક આનન્દ આપનારી હતી. આજે પોતાના બાળકપુત્ર સહિત તે કુદરતમાં ચાલી રહેલ આનન્દમાં ડોલતો હતો. નિર્દોષ આનન્દમાં છાજે જજેલી મઢૂલીમાં આજે આ દમ્પતી મહાલતાં હતાં. મનુષ્યસ્વભાવ પ્રમાણે એ નિર્દોષ આનંદમાંથી પણ સંસારની વાતો ફૂટે છે તેમ કુટુંબની વાતોમાં શરૂઆતમાં આપણે સાંભળેલી વાતે દમ્પતી વળગ્યાં.

ઓઝત નદીનો રમણીય કિનારો, સરિતામાં વહેતું નિર્મળ નીર, લીલી વેલડી અને લતાઓથી શોભતી ગ્રામ્ય ઝુંપડી; સ્હામે દૂર દૂરથી સંભળાતાં દૂહા અને સોરઠાઓના લલકાર, થોડે છેટે આવેલા ભુજંગપુરની પાદરના ચોકમાંથી સંભળાતાં ગ્રામ્ય ગીતો—" વનમાં બોલે ઝીણા મોર કોયલડી કીલ્લોલ કરે રે લોલ " રાસના ઝણકાર આ શરદપૂર્ણિમાની રાત્રિએ કંઇ અજબ રીતે પ્રસંગને અવર્ણનીય બનાવતા હતા. ઉત્તમ ખેતીની ભાવના સમજનાર સુન્દરલાલ આજે એક ખેડુતને મળતી કુદરતની લ્હાણ લેતો હતો—મઝા લૂંટતો હતો.

પત્નીની સર્વ વાતો સાંભળતાં કંઇ યુવાનીના દિવસો સુન્દરલાલને સાંભળ્યા. ન્હાનપણના સર્વ પ્રસંગો આંખ સમક્ષ તરવરી રહ્યા. એકાએક સરિતાનાં વહેતાં નીર તરફથી દૃષ્ટિ ફેરવી તેણે કહ્યું:

" માણેક ! આજ તો ગા ! પરણ્યા પછી પહેલીજ શરદપૂર્ણિમાએ મ્હને સંભળાવેલો રાસ આજ તો સંભળાવ. "

માણેક પણ પતિની આ માગણી માટે ખુશ થઇ, એટલામાં દૂરથી ફરી ગીતોના લલકાર સંભળાયા.

" ચાલ માણેક, જો ચન્દ્રમા પણ ઉત્સુક છે—કંઇ સંભળાવ. "

" શું ગાઉં ? " માણેકે વસંતને સુન્દરલાલના હાથમાં સોંપતાં પુછ્યું.

"ચંદ્રમા અને ચન્દ્રિકાનો રાસ થાય છે ? ! મ્હને જે ગમે તે ગા. "

રસપૂર્ણ આંખોએ ચન્દ્રનું અમૃત ઝીલતી માણેક રસિકા બની, ગાવાનું શરૂ કર્યું.—

જુઓ જગને આંગણે જ્યોત્સ્નિકા રમે
જ્યોત્સ્નિકા રમે રસ તાગલા ધૂમે—
જુઓ જગને આંગણે જ્યોત્સ્નિકા રમે.

સુન્દર સાડી વ્યોમની, નગમંગાની કોર;
ઝગ ઝગ, જ્યોતિ દીપતી અદ્ભુત એનો દોર.

શોભે શશિરાજ ગોરીના સંગમાં,
રજની નિજ કાન્ત સાથ હર્ષથી રૂમે,
હર્ષથી રમે સ્નેહ રાસમાં ઘૂમે—
જુઓ જગને આંગણે જ્યોત્સ્નિકા રમે.
ગોરી રજની શોભતી, ગોરાં વસ્ત્રો અંગ;
ગોરૂં વ્યોમ દિસે બધું, ગોરા શશિને સંગ,
અહ તારલીયાનો સાથ હર્ષે નાચેરે,
રૂડી રૂપેરી એ રાત ચંદ્રે રાચે રે.
વાયુ વીણા વાગતી, મન્દ મન્દ લલકાર;
ચન્દ્રિકાના નૂપુરનો....................

"સુન્દરભાઇ ચાલો ચાલો ! ઘેર તો મહાભારત મંડાયું છે. યમુનાભાભીને જયકુંવર બ્હેને ગાળાગાળીને લડાલડી શરૂ કરી છે." જગતમાં સ્વર્ગની લ્હાણ આપતો રાસ પૂરો થાય તે પહેલાં અર્જુન નામના સુન્દરલાલના નોકરે દોડતાં દોડતાં ઉતાવળે ઘેર આવવા કહ્યું.

સુન્દરલાલ વાડીયેથી ઉતાવળો ઘેર આવ્યો. શરદ્પૂર્ણિમાની તેજોમય રાત્રે આખું જગત્ રમણે ચડ્યું હતું. ત્યારે "હિમ્મતબાપા" ના ફળીયામાં જયકુંવર અને યમુનાને કલહરાસ રમતાં, અસભ્ય શબ્દોની હારમાળા સંભળાવતાં સુન્દરલાલે જોયાં. સંસ્કારી ને ઉચ્ચઅભિલાષિ હૃદયનો સુન્દરલાલ આ જોઇ દુઃખી થયા. નિરાશ થયો. હિંદુસંસારની કાળી બાજુ તેની દૃષ્ટિસમક્ષ ખડી રહી. ક્યાં સંસારને શ્રેષ્ઠ બનાવવાના એના ઉચ્ચ વિચાર અને ક્યાં આવા કુટુંબકલહનાં દર્શન!

સુન્દરલાલ આવતાં યમુના શાંત પડી. જેહનું સસરા તરીકે અત્યારસુધી યમુનાએ માન રાખ્યું હતું. સુન્દરલાલના દેખતાં યમુના કદી પણ મ્હોટે સાદે બોલતી નહિ. જો કે સુન્દરલાલની હાજરીથી યમુના શાંત પડી પણ જયકુંવર તો હજી પોતાની અસભ્ય વાણીને વેગમાં ચલાવી રહી. જ્યારે સુન્દરલાલે તેને ઠપકો આપી એક બાજુ ખસેડી ત્યારેજ તે વેગ જરા અટક્યો. અત્યારસુધી તે વરસાદની માફક ગાજતી હતી પણ હવે તો તે વરસી. આંખમાં આંસુ લાવી ચોર કોટવાળને દંડે તેવો પ્રયોગ ભજવાયો.

"મ્હારા નસીબમાં એવું તે શું લખ્યું હશે કે હું તમારી ઓશિયાળી બની. આમને અવે એવું તે શું કર્યું હશે કે મ્હારો ધણી મરી ગયો. અને તમારા રોટલાના ટુકડા માટે મારે આવું આવું સાંભળવું પડ્યું "......

........આમ કહી ધુસ્કે ધુસ્કે રડવાનું શરૂ થયું. સુન્દરલાલ આવા બનાવોથી બહુ કંટાળતો પણ ધિરજ રાખી ચલાવી લેતો. આજ પણ તે શાંતજ રહ્યો. તે શાંતિ પકડતો ગયો તેમ તેમ જયકુંવર ધુસ્કા મુકવામાં ખીલતી ગઇ. આખરે પ્રભુલાલે આવી તેને શાન્ત રાખવા પ્રયત્ન કર્યો.

"જયકુંવર, તું તો આવીને આવી રહીજ કે ? મ્હોટાભાઇ શાંતિ પકડીને બેઠા છે તેનો કંઇ અર્થ સ્હમજતી નથી ? આપણા કુટુંબને આ ત્હારા કલહથી કેટલું ખરાબ લાગે છે તેનો ખ્યાલ છે કે ?"

"ખ્યાલ કરવાને ત્હારી બાંયડીને કહેને ?" ધુસ્કા બંધ પાડીને વાઘણની માફક પ્રભુલાલ તરફ ઘુરકતી ઘુરકતી જયકુંવર બોલી....

"હોય એ તો અણસમજુ છે, પણ ત્હારે કુટુંબમાં હવે મ્હોટું મન રાખી રહેવું જોઇએ." પ્રભુલાલે શાંત ચિત્તે જયકુંવરને ઠારવા પ્રયત્ન કર્યો.

આખરે મહા મહેનતે જયકુંવર શાંત પડી. તપાસ કરતાં માલુમ પડ્યું, કે પાડોશમાં રહેતાં એક ડોસીમાએ જયકુંવરને ભરાવ્યું કે યમુના મ્હારી આગળ વાત કરતી હતી કે અમ્હારાં નણંદ જયકુંવર બ્હેન તો અમ્હારા ઘરમાં ભારરૂપ છે. ડોસીએ આ વાત એવી તો ખુબીથી કહી કે જયકુંવરનો મીજાજ હાથ રહ્યો નહિ. તેણે કંઇ પણ પુછપરછ કર્યા વગર ઘેર આવી યમુના સાથે લડવાનું શરૂ કર્યું.



## સમાલોચના.

**મહાત્મા ટૉલ્સટૉય.** અનુવાદકઃ ગોવર્ધન-
ધ કહાનદાસ અમીન. સંપાદક અને પ્રકાશકઃ
ભિક્ષુ-અખંડાનંદ. સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,
અમદાવાદ. મૂલ્ય રૂ. ૨ા, પાકું પુંઠું રૂ. રાાા.

અમદાવાદના પ્રખ્યાત સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી પ્રકટ થતી વિવિધ ગ્રંથમાલાના ૧૪૮ થી ૧૫૩ અંક તરીકે આ લગભગ ૬૦૦ પૃષ્ઠનું દળદાર પુસ્તક પ્રકટ કરવામાં આવ્યું છે. ટૉલ્સટૉય કોણ હતા? રશિયામાં આપખુદી અને જુલમી સત્તાવાળી ઝારશાહી માટે પ્રખ્યાત થએલા રશિયામાં કાઉન્ટ લીયો ટૉલ્સટૉય, એક એક અમીર કુટુંબમાં થઇ ગયા છે. પરન્તુ પોતે શ્રીમાન કુટુંબમાં જન્મેલા હોવા છતાં અને પોતાની આજુબાજુનું વાતાવરણ ધર્મ અને નીતિના વિકાસને વિઘાતક હોવા છતાં સમય જતાં કાઉન્ટ લીયો ટૉલ્સટૉયનો "યોગબળ" આત્મા તેમના કાર્યોમાં, જીવનમાં અને લેખોમાં ઝળહળી ઉઠયો. આપણા દેશમાં મહાત્મા ગાંધીજીએ જે હીલચાલો કરી છે, તેનાં બીજ કાઉન્ટ લીયો ટૉલ્સટૉયનાં જીવન અને લેખોમાં મળી આવે છે. મહાત્મા ગાંધીજી મહાત્મા ટૉલ્સટૉય માટે અપૂર્વ માન ધરાવે છે, એટલીજ વાત આ પુસ્તકની ઉપયોગિતા સચોટ સાબીત કરી આપે. કાઉન્ટ લીયો ટૉલ્સટૉયે એકલા રશિયાનાજ પરંતુ આખા યૂરોપના વાતાવરણમાં અજબ કર્યું છે, અને હજી પણ "મહાત્મા ટૉલ્સટૉયનાં અનેક પુસ્તકો અને લેખો આખી દુનિયા ઉપર સાવથી વંચાય છે. એવા મહાત્માનું ચરિત્ર પ્રસ્તુત પુસ્તકમાં આપવામાં આવ્યું. બહુજ ઉપયોગી અને બોધદાયક હકીકત એકઠી કરીને આ પુસ્તકમાં આપવામાં આવી છે. દરેક ગુજરાતી વાંચનારે આ પુસ્તક અવશ્ય વાંચવું એવી અમારી ખાસ ભલામણ છે, કેમકે તેથી કોઇને કોઇ પ્રકારે લાભ થયા વિના રહેશે નહિ. આ સમયે એ પુસ્તક પ્રકટ કરીને ભિક્ષુ અખંડાનંદે ખરેખર ગુજરાત પર સવિશેષ ઉપકાર કર્યો છે.

**ટુંકી વાર્તાઓ. ભાગ ૭ મો.** સંપાદક અને પ્રકાશકઃ ભિક્ષુ-અખંડાનંદ, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ. કીમત રૂ ૧ા, પાકું પૂઠું રૂ ૧ાા.

ટુંકી વાર્તાઓનો આ ૭મો ભાગ વિવિધ ગ્રંથમાલાના ૧૪૫ થી ૧૪૭ અંક તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. એમાં પસંદ કરાયલી વાર્તાઓ બહુ આનંદજનક અને બોધદાયક છે. એ વાર્તાઓ જાણે સ્ત્રીઓ માટેજ ખાસ પસંદ કરવામાં આવી હોય એવો ભાસ થાય છે. દયાળુ માતા, અને સદ્ગુણી પુત્રીની બે લાંબી વાર્તાઓ ઘણીજ અસરકારક છે. ગુજરાતની બ્હેનોએ આ વાર્તાઓ જરૂર વાંચવી જોઇએ. ભાષા પણ સ્હેલી અને સચોટ છે. વળી મશહુર કવિ શેખ સાદીનું ટુંકું વૃત્તાંત અને તેનાં કેટલાંક લખાણોમાંનો થોડોક ભાગ આ પુસ્તકના છેવટના ભાગમાં આપવામાં આવ્યો છે તે તેની ઉપયોગિતામાં વધારો કરે છે.

**પાકશાસ્ત્ર અથવા પકવાન્ન પોથી.** લેખિકાઓઃ ગં. લલિતાગૌરી સામરાવ, અને ગં. વિમલાગૌરી મગનલાલ. નડિઆદ. કિંમત રૂ. ૩-૦-૦.

આપણામાં એક કહેવત છે, "સુરતનું જમણ અને કાશીનું મરણ." ગુજરાત અને તેમાંએ ખાસ કરીને સુરતે રસોઇ કળાની ખીલવણી માટે નામના મેળવી છે, છતાં ગુજરાતી ભાષામાં પાકશાસ્ત્ર ઉપર ઘણું ઓછું સાહિત્ય પ્રકટ થયલું જોવામાં આવે છે, એ નવાઇ જેવું લાગે છે. આપણા સમાજમાં દરેક સ્ત્રીને સુંદર રસોઇ બનાવતાં આવડવી જોઇએ, કેમકે કુટુંબની અન્નપૂર્ણા તરીકે કુટુંબના ભરણપોષણનો ભાર સ્ત્રીવર્ગને માથેજ હોય છે. જે સ્ત્રીને રસોઇ બનાવતાં બરોબર નથી

આવડતી, તે આપણા સમાજમાં હાંસીને પાત્ર થાય છે, અને સામાન્ય અનુભવની વાત છે કે, જુદી જુદી જાતની વાનીઓ બનાવવાને માટે અનુભવી સ્ત્રીઓને પણ બીજાની સલાહ લેવી પડે છે, તો શિખાઉની તો વાતજ શી કરવી ? એ દૃષ્ટિએ જોતાં આ પુસ્તક બહુ ભારે ખોટ પૂરી પાડે છે, અને તે બહુ ઉપયોગી લાગે છે. દરેક સ્ત્રીના પુસ્તકાલયમાંજ નહિ પણ દરેક રસોડામાં એ પુસ્તક રાખવાની જરૂર છે. એમાં ઘણી વાનીઓ બનાવવાની રીત આપેલી છે, અને તોલ માપ વગેરે પણ દર્શાવ્યાં છે, એટલે સમજવામાં મુશ્કેલી પડે એમ નથી. પુસ્તકના છેવટના ભાગમાં ચૂર્ણો વિગેરે બનાવવાની રીત આપી છે. આ પુસ્તક પ્રકટ કરવાને માટે લેખિકાઓને ધન્યવાદ ઘટે છે.

**અખૂટ જીવન દોરી.** લેખક ચંદુલાલ લલ્લુભાઇ ગોવર્ધનદાસ પ્રકાશક, યુગાંતર કાર્યાલય, ગોપીપુરા સુરત. કીંમત રૂ. ૧.

બસો પૃષ્ઠનુ આ પુસ્તક કર્તાએ માણસની જીવન દોરી લંબાય એ હેતુથી લખ્યું છે. જીવન દોરી લંબાવવાને માટે, અર્થાત્ આપણી નિત્ય નિત્યની ભૂલોથી તેને ટુંકી બનતી અટકાવવાને માટે કેટલાક કુદરતી નિયમો પ્રમાણે ચાલવાની જરૂર છે, તે વાત લેખકે આ પુસ્તકમાં બતાવી આપી છે. જેઓ હજારો રૂપીયા દવાઓ પાછળ ખર્ચી નાખે છે, અને છતાં ઘણી વેળા સંતોષ મેળવી શકતા નથી, તેમને માટે આવા કુદરતી ઉપચારો બહુ લાભદાયક થાય. શરીરને રોગરહિત રાખવાને માટે લેખકે કેટલીક ઉપયોગી બાબતો તરફ બે પ્રકરણોમાં વિગતવાર ધ્યાન ખેંચ્યું છે. તે ઉપરાંત દરદો થઇ આવે તેના દેશી વનસ્પતિના ઉપચારોનું વર્ણન પણ તેમાં આપેલું છે. કુટુંબનું આરોગ્ય જાળવી રાખવાને માટે આ પુસ્તકનો સંગ્રહ અવશ્ય કરવો જોઇએ.

**જૈન સતી રત્ન.** પ્રથમ ભાગ. લેખકો લાલચંદ લ. શાહ અને સૌ. 'ઉષા' પ્રકાશક ગ્રંથભંડાર, લેડી હાર્ડિંજરોડ, માટુંગા, મુંબાઇ. કીંમત રૂ. ૧ા રેશમી પૂઠું રૂ. ૧ાા.

આ પુસ્તકમાં મહાસતી સીતા, દેવી બ્રાહ્મી દેવી સુંદરી, અને કુમારી ચંદનબાળાનાં બોધદાયક ચરિત્રો આપવામાં આવ્યાં છે. મહાસતી સીતા તે બીજાં કોઇ નહિ પણ શ્રી રામચંદ્રજીનાં પત્ની સીતાજી. જૈન બંધુઓ એમને પોતાનામાં ગણી લે છે. ભલે. સીતાજીનું આ પુસ્તકમાં આપેલુ ચરિત્ર રામાયણમાં આપેલી હકીકતથી ઘણે ભાગે જુદું પડે છે, અને તેથી તે વાંચવામાં રસ પડે છે. દાખલા તરીકે શ્રી રામચંદ્રજીને સીતાજી ઉપરાંત બીજી પત્નીઓ હતી એમ કહેવામાં આવ્યું છે, ત્યારે આપણે તો તેમને એક પત્નીવ્રત ધારી તરીકેજ પીછાણીએ છીએ. દેવી બ્રાહ્મી, અને દેવી સુંદરી એમનાં ચરિત્રો ઉપરથી માલૂમ પડે છે કે, સંસારમાં પ્રવેશ કરવાને બદલે તેમણે સંસારથી વિરક્ત જીવન ગાળ્યું છે, એટલે તેમને આપણે સમજીએ છીએ તે અર્થમાં "સતીઓ" કહેવાય કે કેમ એ સવાલ છે. કુમારી ચંદનબાળા પણ કુમારી અવસ્થામાંથીજ સીધી દીક્ષા ધારણ કરી લે છે. આ ચારે ચરિત્રો સ્ત્રીઓએ ખાસ વાંચવા જેવાં છે.



# સ્ત્રી જગત્.

## હિન્દ.

સુરતના મહિલા વિદ્યાલયનો ઇનામો વ્હેંચી આપવાનો સમારંભ તા. ૧૬-૯-૨૩ ને દિને સર મનુભાઇ મ્હેતાના પ્રમુખપદે થયો હતો, જે વખતે પ્રમુખે કન્યા કેળવણી વિષે મનનીય ભાષણ આપ્યું હતું. આ પ્રસંગે રાવ બહાદુર ખંડુભાઇ દેસાઇના સ્મરણાર્થે બંધાયલી વિદ્યાલય માટેની કસરતશાળા પણ ખુલ્લી મુકવામાં આવી હતી.

× × ×

તા. ૧૯ મી સપ્ટેમ્બરનું ગાંધી પર્વ ઉજવવા મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ એક સભા મારવાડી વિદ્યાલય હોલમાં શ્રીમતી અનંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. શ્રીયુત પુણ્યતંબેકરે ગાંધીજીના જીવન કાર્ય વિષે વિવેચન કર્યું હતું. ત્યારબાદ જાપાનની ધરતીકંપને લીધે થયેલી ભયાનક સ્થિતિ તરફ સહાનુભૂતિ દર્શાવનારો ઠરાવ મીસિસ સેસાનીઆએ રજુ કર્યો હતો, જેને મીસિસ કેપ્ટને ટેકો આપ્યો હતો. આ પ્રસંગે ઉપયોગી સ્વદેશી વસ્તુઓનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, જેનો લાભ સભામાં આવેલી સ્ત્રીઓએ લીધો હતો.

× × ×

પારસી કોમમાં વરવિક્રયની બદી લાંબા સમયથી પેઠી છે. આ બદીને "રીતની ભીખ" ને નામે ઓળખવામાં આવે છે. એ બદી સામે પોકાર ઉઠાવવા કેટલાક પારસી બંધુઓના આશ્રય હેઠળ એક સભા તા. ૩૦-૯-૨૩ ને દિને ક્યાંબીતળાવ પર આવેલા આતશ બહેરામના કોન્ટ્રાકટર હોલમાં મી. બીમાંડીવાલાના પ્રમુખપણા હેઠળ મળી હતી. મીસ જરબાઇ દાદાચાનજીએ ગાથામાંથી ગુજરાતી જેતો ગાઇ સંભળાવ્યા બાદ બીજા કેટલાક પુરૂષ વકતાઓના જુસ્સાદાર ભાષણો એ બદીની વિરૂદ્ધ થયા હતા.

× × ×

વઢવાણવાળા શ્રીમતી કસ્તુરબાઇ તા.૩૦-૯-૨૩ ના રોજ જામનગર રાજ્યના કાલવડ ગામે ગયાં હતાં; બીજે દિવસે "મનુષ્યધર્મ અને સ્વદેશી" વિષય પર એ બ્હેન ભાષણ આપવાનાં હતાં, પરંતુ રાજ્યની પોલીસે એ ભાષણ આપતાં તેમને અટકાવ્યાં હતાં!

× × ×

મહાત્મા ગાંધીજીની જન્મતીથિ ઉજવવા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ એક સભા તા. ૪-૧૦-૨૩ ને દિને મારવાડી વિદ્યાલય હોલમાં સૌ. ગોખલેના પ્રમુખપદે મળી હતી. પ્રમુખના પ્રાથમિક ભાષણ બાદ શ્રીયુત્ અનંતિકાબાઇ નિલાકરે ગાંધીજીના જીવનનું રહસ્ય સમજાવ્યું હતું. આ પ્રસંગે સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું, જેનો લાભ હાજર રહેલી મહિલાઓએ લીધો હતો. એ સંસ્થાએ કરેલી ગોઠવણ મુજબ યરોડા જેલનું દર્શન કરવા ગયા વર્ષની જેમ પચાસથી વધારે સ્ત્રીઓ યરોડા ગઇ હતી. તેમને અંદર જવાની પરવાનગી મળી ન હતી એટલુંજ નહિ પણ ગાંધીજી માટેના તેમના ઉપહાર પણ જેલના અધિકારીઓએ સ્વીકાર્યા ન હતા. મહાત્માજીની છબી તુરંગના દ્વાર ઉપર પધરાવી તેનેજ ફુલ હાર ચઢાવી તેમણે સંતોષ માન્યો હતો.

× × ×

મહાત્મા ગાંધીજીની ૫૫ મી જન્મતિથિ નિમિત્ત ભગિની સમાજે બાળજ્ઞાન સાહિત્ય પ્રદર્શન કપોળ નિવાસની લાયબ્રેરીના હોલમાં તા. ૭ મી ઓકટોબરે સવારમાં ખુલ્લું મુક્યું હતું. બાળકોને જ્ઞાન સાથે ગમ્મત આપે એવાં

અનેક સાધનો આ પ્રદર્શનમાં ભેળાં કરવામાં આવ્યાં છે. આ પ્રદર્શન ખુલ્લું મુકવાના સમારંભમાં સ્ત્રી પુરૂષો અને બાળકોની સારી સંખ્યાએ ભાગ લીધો હતો. શ્રીયુત કરસનદાસ ચીતલીઆએ પ્રાથમિક વિવેચન કર્યા બાદ, શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીએ, શ્રીમતી સુશીલાદેવીએ અને લેડી લક્ષ્મીબાઇએ પ્રસંગને અનુસરતાં વિવેચન કર્યાં હતાં, જે પછી સૌ. ભાઇજી પીટીટે પ્રદર્શન ખુલ્લું મુકાયલું જાહેર કર્યું હતું. એજ દિવસે સાંજે બીજી સભા ગાંધીજીની જયન્તિ ઉજવવા સૌ. જાઇજી બ્હેનના પ્રમુખપદે મળી હતી. શ્રીયુત મશરૂવાળાએ બ્હેનો જોગ મોકલેલો પત્ર શ્રીયુત ચીતલીઆએ વાંચી સંભળાવ્યો હતો, જે પછી શ્રીયુત મથુરદાસે ગાંધીજીના જીવનકાર્ય સંબંધી વિવેચન કર્યું હતું.

× × ×

નડિયાદમાં ગાંધીજીની જયન્તિ નિમિત્તે તા. ૭ મી અકટોબરે ઉત્સવ ઉજવવામાં આવ્યો હતો નવા વર્ષનાં પ્રભાતમાં સબરસ વ્હેંચાય તેમ એ દિવસે પ્રભાતમાં ખાદીની ટેલ પડી હતી. ગાંધીજીની છબી સાથે એક સરઘસ કાઢવામાં આવ્યું હતું, જેમાં સ્ત્રી પુરૂષો અને બાળકોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. એક સભા સાંજે વિનય મંદિરમાં શ્રીમતી ભક્તિલક્ષ્મી બેનના પ્રમુખપદે મળી હતી. રાતના શેરીએ શેરીએ સ્ત્રીઓએ ખાદીના વસ્ત્રોમાં સજ્જ થઇ દેશભક્તિના ગરબા ગાયા હતા. બૈચાશી પોળમાં વણિક કોમમાં એક મૃત્યુ થયું હતું છતાં આ રાષ્ટ્રીય ઉત્સવને લીધે રોવા કુટવાનું બંધ રાખ્યું હતું. સ્ત્રીઓની એક ટુકડીએ શ્રીમતી ભક્તિલક્ષ્મી બેનની સરદારી હેઠળ ખાદી વેચવાનું કામ કર્યું હતું.

× × ×

શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી-મંડળની વાર્ષિક સભા તા. ૯ મી ઓક્ટોબરે આર્ય સમાજ હોલમાં લેડી લક્ષ્મીબાઇના પ્રમુખપદે મળી હતી. મંડળના મંત્રી ગં. સ્વ. રસીકમણી દેસાઇએ મંડળનો વાર્ષિક રીપોર્ટ રજુ કર્યો હતો. ત્યારબાદ ચાલુ વર્ષ માટે નવી વ્યવસ્થાપક સમિતિ નીમવામાં આવી હતી અને પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

× × ×

દેવી કસ્તુરબાએ શેઠ જમનાલાલ બજાજ સાથે મહાત્મા ગાંધીજીની મુલાકાત યરોડા જેલમાં તા. ૧૦ મી ઓક્ટોબરે લીધી હતી.

× × ×

તા. ૧૮ મી ઓકટોબરના ગાંધી પર્વ અને દશેરાના તહેવારો નિમિત્ત રાષ્ટ્રીય સ્ત્રી સભા તરફથી મારવાડી વિદ્યાલય હોલમાં ખાદી અને સ્વદેશી વસ્તુઓનું સુંદર અને ઉપયોગી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું.

× × ×

માટુંગાની કન્યાશાળા તરફથી નવરાત્ર દરમિયાન ગરબા ગાવાના સમારંભો થયા હતા, *જેમાં આસપાસ વસતી મહિલાઓએ સારી* સંખ્યામાં ભાગ લીધો હતો. ખાદીની ઓઢણીઓ અને અન્ય વસ્તુઓની લહાણી વ્હેંચી આપવાનો મેળાવડો તા. ૧૬ મી ઓકટોબરે શ્રી વિઠ્ઠલભાઇ પટેલના પ્રમુખપદે થયો હતો.

× × ×

નવરાત્ર નિમિત્ત શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનો વાર્ષિક સમારંભ તા. ૧૫મી ઓકટોબરે રાતના મારવાડી વિદ્યાલય હોલમાં ઉજવાયો હતો. આ પ્રસંગમાં લગભગ ૭૦૦-૮૦૦ મહિલાઓએ ભાગ લીધો હતો; પરંતુ વ્યવસ્થા પૂર્વક ગરબા ગવાયા હતા એમ ભાગ્યેજ કહી શકાય, ગરબા પાર્ટી કરતાં આ સમારંભ સંમેલનને વધારે મળતો આવતો હતો. ભવિષ્યના સમારંભોમાં વ્યવસ્થા પૂર્વક ગરબા ગવાય અને એ રીતે કુલીન સ્ત્રીઓમાંથી નાશ પામતી સંગીતની કલા ટકાવી રાખવાના પ્રયત્નો થાય એ જરૂરનું છે. આ સમારંભ જોનાર એમ પણ કહી શકે કે ગુજરાતી મહિલાઓમાં ખાદીનો પ્રચાર બહુજ ઓછો છે. મંડળ તરફથી આ પ્રસંગે ભાગ લેનાર મહિલાઓને એલ્યુમીનીઅમના દાબડા અને પતાસાંની લહાણી કરવામાં આવી હતી.

× × ×

પૂનામાં એગ્રી-હોર્ટી કલચરલ સોસાયટીના આશ્રમ હેઠળ ભરાયલા ફળફળાદિના પ્રદર્શનમાં ઉત્તમ ગુલાબો માટે લેડી જહાંગીરને લેડી નોર્થકોટ કપ ઇનામમાં મળ્યું હતું.

× × ×

પ્રયાગના પંડિત લાડલી પ્રસાદની સૌથી મોટી પુત્રી કુમારી ચન્દ્રમોહિનીએ પંજાબ યુનીવરસીટીની બી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષા માન સહિત બીજા વર્ગમાં પસાર કરી છે. આ વર્ષે જે સ્ત્રી વિદ્યાર્થીઓ એ પરીક્ષામાં પસાર થઇ છે તેમાં સૌથી વધારે માર્ક કુમારી ચન્દ્રમોહિનીને મળ્યા છે.

× × ×

જેવી રીતે પુરૂષોની સ્કુલ ફાઇનલ પરીક્ષા લેવામાં આવે છે તેવી રીતે સન ૧૯૨૪ના એપ્રીલથી સ્ત્રીઓની પરીક્ષા લેવાનું પણ મુંબાઇ સરકારે ઠરાવ્યું છે. આ પરીક્ષા દરેક જીલ્લામાં લેવામાં આવશે. પુરૂષો પાસે પ્રવેશક ફી રૂ. ૧૦ લેવામાં આવે છે પણ સ્ત્રીઓને તે ફી માફ કરવામાં આવશે.

× × ×

હિંદી સ્ત્રીઓને વકીલાત કરવાનો હકક આપવા સંબંધી જે ખરડો ડા. ગૌરે વડી ધારા સભામાં રજુ કર્યો હતો, તેને કાયદાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે. કુમારી સુધાંશુબાલા હઝરાએ પટનાની હાઇકોર્ટ પાસે વકીલાત કરવાની પરવાનગી માગી પણ કોર્ટે તે આપી નહિ અને તેથીજ આ ખરડો ધારાસભામાં લાવવામાં આવ્યો હતો. હવે કુમારી હઝરાને વકીલાતની સનદ મળી ગઇ છે. બીજી પણ હિન્દી સ્ત્રીઓ આ નવા કાયદાનો લાભ લઇ શકશે.

× × ×

ફરૂખાબાદના પંડિત પુરણચન્દ ગેહાઇનો પુત્ર પુરૂષોત્તમ ત્રણ ચાર મહિનાથી માંદો હતો. તેની ઉમ્મર તેર વર્ષની હતી અને તેની પત્નીની ઉમ્મર બાર વર્ષની હતી. પોતાનો પતિ બચશે નહિ એવો ડોકટરોએ અભિપ્રાય આપતાં તેણે ઘરમાં જઇ શૃંગાર સજ્યા, અને પછી કુવાના થાળા પર જઇને બેઠી. પતિનું મૃત્યુ થતાંજ પત્નીએ કુવામાં પડી પ્રાણ તજ્યા. તેને તરતજ કાઢવામાં આવી હતી પણ શરીરમાં પ્રાણ ન હતા.

× × ×

જસદણના રીજંટ રાણીસાહેબાએ પોતાના રાજ્યમાં પ્રાથમિક કેળવણી મફત આપવાનો હુકમ કર્યો છે. અંગ્રેજી મીડલ સ્કુલમાં ૨૫ ટકા વિદ્યાર્થીઓને વગર ફીએ દાખલ કરવામાં આવશે.

× × ×

અવાદીબાઇ નામે ૩૮ વર્ષની ઉમ્મરની વિધવાને તુરતની જન્મેલી બાળકીનું મોઢામાં રૂ દાબી ગુંગળાવીને ખુન કરવા માટે મુંબાઇની હાઇકોર્ટે જન્મ દેશનિકાલની સજા ફરમાવી છે. એ બાઇ દશ વર્ષથી વિધવા થઇ છે. અને મોટી ઉમ્મરની એક પરણેલી દીકરી અને એક દીકરાની મા છે.

× × ×

સંયુક્ત પ્રાંતોમાં પીલીભીત જીલ્લાની એક નવેલી નામે બાલ વિધવાએ પોતાના તુરતના જન્મેલા બાળકનું મોઢામાં રૂ દાબી તળાવમાં નાંખી દઇને મરણ નીપજાવ્યું. પરંતુ લાસ તરીને ઉપર આવતાં પોલીસે તપાસ કરીને બાઇને પકડી. કેસ ચાલતાં સેશન્સ જડજે બાઇને કાળા પાણીની સજા ફરમાવી, પણ હાઇકોર્ટને અપીલ થતાં આરોપી સ્ત્રી છે એનો ખ્યાલ કરી હાઇકોર્ટે એ સજા ઘટાડી છ માસના સખ્ત કેદખાનાની સજા કરી.

× × ×

સીમલામાં લેડી રેડીંગના પ્રયત્નોથી સ્ત્રી બાલકો માટે એક હોસ્પીટલ ખુલનાર છે. એમાં ૫૦ થી ૬૦ સ્ત્રીઓની સારવાર માટે ગોઠવણ થશે. યોગ્ય સ્ત્રી ડૉકટરો મેળવવાના પ્રયત્નો ચાલે છે. ભોપાળના ના. બેગમ સાહિબાએ આ હોસ્પીટલ માટે રૂ. ૪૦૦૦૦ ની રકમ આપી છે.

## એશિયા.

ચીનમાં પહેલાં બાળકો વેચી નાંખવાનો રીવાજ હતો પણ હવે તે નાબુદ થઇ ગયો છે. છતાં આશ્ચર્યની વાત છે કે ચીનનો જે પ્રદેશ—હોંગકોંગ બ્રિટિશ હકમત હેઠળ છે, ત્યાં આ રીવાજ હજી જારી છે ! હમણાંજ એક માતાએ પોતાનું બાળક ૯૦ ડોલરે વેચ્યું, અને એ વેચાણ બ્રિટિશ સેક્રેટરીના દફતરમાં નોંધાયું ! પાછળથી માતાએ બાળક પાછું માગ્યું પણ ખરીદનારે તેના ૧૮૦ ડોલર માગ્યા. સેક્રેટરી મહાશયે આમાં દખલગીરી કરવાની ના પાડી. ખરીદનારની સ્હેમાં દબાયો હશે !

× × ×

ટેનાસરીમની આજુબાજુના પ્રદેશમાં વસતાં કારેન જાતિના લોક બહુ નિર્દય ગણાય છે. એ જાતિની સ્ત્રીઓનો મુખ્ય પોશાક ઘુંટણ સુધી પહોંચે એવો લેંઘો અને કુરતું હોય છે. કાળું કાપડ તેમને સૌથી વધારે પ્રિય છે અને તેની ઉપર રંગીન દોરાથી જાતજાતના વેલબુટ્ટા કાઢી શણગારે છે. ગળામાં ચમકદાર ઘરેણાં સંખ્યા

બંધ પહેરવામાં આવે છે. આ જાતિમાં વિવાહ અને મૃત્યુ સંસ્કાર એકજ રીતે થાય છે. જો કોઇ માણસ મરી જાયતો તેની લાશને સજાવીને એક ઉંચા ચબુતરા ઉપર ગોઠવવામાં આવે છે અને તેની એક બાજુ વિવાહ યોગ્ય યુવાનો અને બીજી બાજુ યુવતીઓ બેસી પ્રેમચર્ચા કરે છે. આવે પ્રસંગે ઠઠ્ઠા મશ્કરી ને ટોળ ટપ્પા સારી પેઠે ઉડે છે. આ સમારંભમાં જે યુવકો અને યુવતીઓ પરણવાને પરસ્પર કબુલ થાય છે તેમના લગ્ન તેજ વખતે થઇ જાય છે. તે પછી મરનારની લાશને ઠેકાણે પાડવામાં આવે છે.

### આફ્રિકા.

માડાગાસ્કરની સ્ત્રીઓ. માડાગાસ્કર ટાપુ આફ્રિકાની પૂર્વ દિશામાં આવેલો છે અને તેની પર ફ્રેંચોની હકુમત છે. એ ટાપુનો વિસ્તાર બે લાખ ત્રીસહજાર ચોરસ માઇલ છે. એમાં ઘણી જાતિઓ વસે છે. એ જાતિઓમાં એન્ટીમેરીના અને હોવા જાતિઓ મુખ્ય છે. આ જાતિઓની સ્ત્રીઓના શરીરનો રંગ સ્હેજ પીળાશ પડતો છે. હાથ-પગ પ્રમાણમાં નાના હોય છે. કદમાં બહુ લાંબી નહિ અને બહુ ઠીંગણી નહિ, એવી મધ્યમ ઘાટની હોય છે. બીજી જાતિઓની સ્ત્રીઓ એમના પ્રમાણમાં વધારે કાળી, હબશીઓના જેવા રંગની લગભગ હોય છે. કદમાં પણ તે લાંબી હોય છે.

× × ×

પોશાકમાં સ્ત્રીઓ ચોંયો પ્હેરે છે જેને "સિરંગ" કહેવામાં આવે છે. શરીરના ઉપરના ભાગને ઢાંકવા તંગ કુરતું પ્હેરે છે જેને "અકાનજો" નામે ઓળખે છે. ચોંયો કપડાનો બનેલો નહિ પણ ઘાસની બનેલી પાતળી સાદડીનો બનાવેલો હોય છે; અને ચામડાની પટ્ટીથી કમર પર કસીને બાંધે છે. કુરતું સફેદ અને લાલ બુટ્ટાદાર છીંટનું બનેલું હોય છે; અર્ધો ભાગ લાલ અને અર્ધો સફેદ હોય છે. છાતીના ભાગને એ લોકો વધારે શણગારે છે. વાળ ગુંથવા બાંધવામાં એ લોકો વધારે કારીગરી બતાવે છે. એ કામમાં કેટલીયે સ્ત્રીઓની મદદ હોવી જોઇએ અને કલાકોના કલાકો ચાલ્યા જાય. વચમાંથી ચોંયો પાડી બન્ને બાજુ નાની નાની અનેક લટો ગુંથવાનો રિવાજ સાધારણ છે. વાળ બાંધ્યા પછી ચારે તરફ માટીનો કે ગાયની ચરબીનો લેપ કરે છે, જેથી ગુંથણ છુટી ન જાય. અહિંને એકજ વાર આ પ્રમાણે વાળ બાંધવા પડે છે.

સામાજીક દૃષ્ટિએ આ ટાપુમાં સ્ત્રી પુરૂષોના હક્ક સરખા છે. આફ્રિકાના બીજા ભાગોમાં પુરૂષ સ્ત્રીઓનો માલિક ગણાય છે, તેમ અહિં નથી. વિવાહમાં કન્યાદાન અપાતું નથી, તેમ તેને ખરીદાતી પણ નથી. એ માટે વર-કન્યા વચ્ચે એક પ્રકારનો કરાર થાય છે. સ્ત્રીઓ પોતાની મીલ્કતની સ્વતંત્ર માલિક રહે છે; અને મરજી પ્રમાણે તેનો ઉપયોગ કરી શકે છે. મોટે ભાગે પુરૂષો બહારનું કામ કરે છે અને સ્ત્રીઓ ઘરનું કરે છે. પુરૂષો ખેતી કરે છે, ઢોર ચરાવે છે શિકાર કરી લાવે છે; અને સ્ત્રીઓ ઘરમાં રસોઇનું કામ કરે છે, બાળકોની સંભાળ રાખે છે.

### યુરપ.

ઇંગ્લાંડની ઓક્સફર્ડ યુનીવરસીટીએ સ્ત્રી વિદ્યાર્થીનીઓને પુરૂષ વિદ્યાર્થીઓ જેવાજ ડીગ્રી મેળવવા વગેરેના હક્ક આપ્યા છે, પરંતુ કેમ્બ્રીજ યુનીવરસીટીએ હજી તેવા હક્ક આપ્યા નથી. એ સંબંધી અમીરોની સભા-હિવાને ખાસમાં થોડા સમયપર ચર્ચા થઇ હતી. એ યુનીવરસીટીને સરકારી મદદ મળે છે માટે સ્ત્રીઓના હક્ક સ્વીકારવા તેને ફરજ પાડવી એવો અભિપ્રાય લોર્ડ હોલ્ડને આપ્યો હતો, પરન્તુ બીજા અમીરો એવી દખલગીરી કરવા તૈયાર ન હતા. પરિણામે યુનીવરસીટીના વ્યવસ્થાપકોને આ બાબત પર ફરી વિચાર કરવાની તેમને સૂચના કરી છે.

× × ×

લંડનમાં ચાર હજાર શિક્ષિકાઓને કેળવણી ખાતામાંથી કમી કરવામાં આવી છે. એમાંથી જે સ્ત્રીઓ એમ સાબીત કરી આપશે કે તેઓ પતિથી અલગ રહે છે અને ભરણ પોષણનું બીજું સાધન નથી તેમને માટે ફરી વિચાર કરવામાં આવશે અને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેમને પાછી કામે લગાડવામાં આવશે.

× × ×

ઇંગ્લાંડના કામદાર સંઘની કાઉન્સીલના પ્રમુખ તરીકે મીસ મારગારેટ બોન્ડફીલ્ડને ચુંટી કાઢવામાં આવ્યાં છે.

ડૉક્ટર મારગારેટ ઑઇલીએ નાસુરના દરદની અસરકારક દવા માટે એક વરસ સુધી શોધખોળ ચલાવી હતી અને તે માટે પોતાના શરીરપર અખતરા કર્યા હતા. આ અખતરા કરવામાંજ તેણે પોતાના જાનનો ભોગ આપ્યો છે.

× × ×

ઇગ્લાંડમાં અત્યાર સુધીમાં એકંદર ૧૦૩૪ સ્ત્રીઓની મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક કરવામાં આવી છે.

× × ×

પેરીસમાં હમણાં એક "ગ્રીન રીબન" ક્લબ સ્થપાઇ છે, જેના સભાસદો યુવાન સ્ત્રી પુરૂષો થઇ શકે છે. લડાઇને લીધે ઘટી ગયલી વસ્તી પાછી વધારવા અને તે નિમિત્ત તંદુરસ્ત અને સશક્ત સ્ત્રી પુરૂષોનાં લગ્ન ગોઠવી આપવાના ઉદ્દેશથી આ ક્લબ સ્થપાઇ છે. આશરે ૭૦૦ સભાસદો થઇ ગયાં છે. આ સભાસદો પોતાને ઓળખાવવા માટે પોશાક ઉપર ગ્રીન રીબન–લીલી પટી પ્હેરે છે.

× × ×

ફ્રાંસની સ્ત્રી હક્ક સંબંધી ચળવળોની આગેવાન બાનુ ડૉ. મોડલીન પેલ્ટીઅરે સ્ત્રીઓની એક સભામાં ભાષણ આપતાં સ્ત્રીઓને લશ્કરી નોકરીમાં દાખલ કરવાની હિમાયત કરતાં જણાવ્યું હતું કે "રમતગમતોના અખાડામાં સ્ત્રીઓએ પોતાની બહાદુરી અને સહનશક્તિ સાબિત કરી છે. ફ્રેંચ બળવા વખતે પણ સ્ત્રીઓ લશ્કરમાં કામ કરતી હતી. સ્ત્રીઓને દેશ માટે પોતાનો જાન આપવાને તત્પર થવાનો હું આગ્રહ કરૂં છું તે ખુના મરકી યતી જોવાની ઇચ્છાથી નહિ પરન્તુ સ્ત્રીઓને મતાધિકાર મેળવવાના એક માર્ગ તરીકે હું તેની હિમાયત કરૂં છું." સભામાં હાજર રહેલી ઘણી સ્ત્રીઓએ આ વિચાર તરફ વિરોધ બતાવ્યો હતો.

× × ×

જન્મ પ્રમાણને લગતી પરિષદ મારસેલ્સ (ફ્રાંસ) માં સપ્ટેમ્બર માસની આખરમાં મળી હતી. આ પરિષદમાં "વસ્તીમાં થતા ઘટાડા સાથે છુટા છેડાના કાયદાનો સંબંધ" એ વિષે ચર્ચા થઇ હતી અને આ પ્રમાણે સુધારાઓ છુટાછેડાના કાયદા માટે સુચવાયા હતાઃ (૧) પરણ્યા પછી ત્રણ વર્ષ બાદ છુટાછેડા કરવાની પરવાનગી આપવી નાહ. (૨) વ્યભિચારને માટે જે સ્ત્રીથી છુટાછેડા કરવામાં આવ્યા હોય તેને ફરી પરણવાની મનાઇ કરવી. અને પુરૂષને ઓછામાં ઓછી ત્રણ માસની સજા કરવી.

× × ×

જર્મનીના રાઇનલેન્ડ પ્રદેશને જુદો પાડવાને મિત્ર રાજ્યો મથી રહ્યાં છે, તેની સામે પોકાર ઉઠાવવા ૩૦–૯–૨૩ને દિને બાર હજાર માણસોની મેદની ડુસલડોર્ફ શહેરના મધ્ય ભાગમાં મળી હતી. આ પ્રસંગે કોમ્યુનીસ્ટ પક્ષના માણસોએ કરેલા ગોળીબારથી ઘણાં માણસો જખમી થયાં હતાં અને મરણ પામ્યાં હતાં અને નાશભાગમાં ઘણાં સ્ત્રી બાળકો કચરાઇ ગયાં હતાં.

× × ×

છેલ્લા મહાયુદ્ધને પરિણામે જર્મનીની જે કફોડી દશા થઇ છે તે સૌ કોઇ જાણે છે. લડાઇ દરમ્યિાન જર્મનીએ જે અત્યાચારો કરેલા તેનો બદલો અત્યારે ફ્રાંસ અને બેલ્જીઅમ લઇ રહ્યાં છે. જર્મનીની સ્ત્રીઓમાં અત્યારે બે પક્ષ છે. એક પક્ષ જર્મનીને બીજા દેશો સાથે સમજુતી કરી જગત્માં શાન્તિ પ્રસારવાનો આગ્રહ કરે છે; જ્યારે બીજો પક્ષ સત્યાગ્રહ કરી સામા પક્ષને નમાવવા ઉત્સુક છે રૂહરના પ્રદેશમાં બેલ્જીઅન લશ્કરી અધિકારીએ "ગ્રુવેન" પત્રના તંત્રી હર પાશ્ચર ને એ પ્રદેશમાંથી નીકળી જવાની આજ્ઞા કરી હતી અને તેની પત્ની મેરીઆને પણ તેવોજ હુકમ ફરમાવ્યો હતો. પણ મેરીઆએ જવાબ વાળ્યો કે "લશ્કરી અધિકારીનો હુકમ માનવા હું તૈયાર નથી." પરિણામે તેને બ્હાર સજા કરવામાં આવી છે!

× × ×

રશિયાની રાજધાની પેટ્રોગ્રેડમાં છેંતાલીસ રાત્રી શાળાઓ છે જેમાં દશહજાર છોકરા–છોકરીઓ શિક્ષણનો લાભ લે છે. ઉપરાંત એજ દેશમાં લગભગ પાંચહજાર એવા આશ્રમો છે જ્યાં લગભગ ત્રણ લાખ ધાવણાં બાળકોનું પાલન પોષણ થાય છે. પ્રજાતંત્રની એ ખુબી છે!

× × ×

ઇંગ્લાંડની આયર કાઉન્ટી હોસ્પીટલના પ્રસિદ્ધ ડૉક્ટર "બ્રીટીશ મેડીકલ જનરલ"માં એક કેસની વિગત આપતાં જણાવે છે કે, ૨૭ વર્ષની એક સ્ત્રીના પેટપર ઓપરેશન કરતાં તેમાંથી ૧૭

લોખંડનાં ટુકડા, ૩ સેફટી પીન, ૨ રૂપીઆ, એક બટન, એક પેન્સીલ ખોલવાનું યંત્ર અને એવીજ બીજી વસ્તુઓ નીકળી છે. એક લોખંડનો ટુકડો તો. ૩૩-૩૪ ઇંચ જેટલો લાંબો હતો. વાત બહુ વિચિત્ર લાગે છે.

× × ×

ઇંગ્લાંડના કેન્સીંગ્ટન જીલ્લામાં પ્રત્યેક ૧૦૦૦ પુરૂષે ૧૭૫૮૪ સ્રીઓ છે. આખી દુનિયાના બીજા કોઇ ભાગમાં સ્રીઓની આટલી વધારા પડતા પ્રમાણમાં સંખ્યા ભાગ્યેજ હશે !

× × ×

જર્મનીમાં એક ૨૧ વર્ષની યુવતી છે. જેની સ્મરણશકિત જોઇ ત્યાંના ભલાભલા વિદ્વાનો આશ્ચર્ય પામે છે. એ યુવતી એક સાથે કેટલાયે કામ કરી શકે છે. મોઢેથી ગાતી જતી હોય, અને એક હાથે અંગ્રેજી ભાષામાં અને બીજે હાથે ફ્રેંચ ભાષામાં લખતી પણ જાય. ત્યાંના કેટલાક પ્રસિદ્ધ ડોક્ટરો અને વિદ્વાનોએ એ યુવતીની પરીક્ષા લીધી હતી. એને કેટલાક ગણીતના સવાલો આપ્યા હતા. એક હાથે આ સવાલોના તેણે જવાબ લખ્યા અને બીજે હાથે પરીક્ષક બોલતા ગયા તે લખતી ગઇ. એ બન્ને બાબતોમાં તે સંપૂર્ણ રીતે સફળ નીવડી હતી.

## અમેરિકા.

યુનાઇટેડ સ્ટેટ્સના કામદાર ખાતાની સ્રી શાખાએ સ્રીઓએ કરેલી શોધો વિષે હમણાં રાજ્યની પેટન્ટ ઓફીસના દફતરો ઉપરથી એક રીપોર્ટ તૈયાર કર્યો છે, તેમાં જણાવવામાં આવે છે કે એકંદરે સ્રીઓએ કરેલી શોધોની સંખ્યા જો કે ઘણી નાની છે, છતાં તેનું પ્રમાણ છેલ્લાં થોડાંક વર્ષોમાં ખૂબ વધ્યું છે. અનેક સ્રીઓએ માત્ર ગૃહજીવનને ઉપયોગીજ નહિ પરન્તુ ઉદ્યોગ, વ્યાપાર અને વિજ્ઞાનનાં પ્રદેશમાં ખપ લાગે એવી શોધો કરીને પેટંટો મેળવ્યાં છે. છેવટે રીપોર્ટ ફરિયાદ કરે છે કે સ્રીઓને જોઇએ તેવી સગવડો મળી નથી. તે જો મળે તો દેશને તેમની શોધોથી ઘણો લાભ થાય. આ સગવડો-ખાસ કરીને નાણાંની-સગવડો સ્રી શોધકોને આપવા એ રીપોર્ટ ભલામણ કરે છે.

× × ×

અમેરિકામાં સ્રીઓએ પોતપોતાનાં ઝઘડાં શાન્ત કરવા માટે એક સંસ્થા બનાવી છે, જેની શાખાઓ દરેક સ્થળે ખોલવામાં આવનાર છે. આ સંસ્થા અંદર અંદરના ઝઘડા પતાવશે જેથી અદાલતમાં દાદ મેળવવા જવાની જરૂર નહિ રહે. હિન્દમાં આવા પંચ મ્હોલ્લે મ્હોલ્લે નીમવાની ખાસ જરૂર છે !

× × ×

સાધારણ ભણેલા અને કોલેજની કેળવણી પામેલા માતપિતાઓમાં સંતાનોત્પત્તિનો કેટલો તફાવત રહે છે તેની તપાસ માઉન્ટ હોલી ઓકના પ્રદેશમાં કરવામાં આવી હતી અને તે સંબંધી આંકડા ભેળા કરવામાં આવ્યાં છે. મોટે ભાગે એમ જોવામાં આવ્યું છે કે અભણ માતપિતા વધારે સંતાનો પેદા કરે છે. કોલેજની કેળવણી વિનાનાં માબાપોના સંતાનોનું પ્રમાણ ૪.૬ ટકા આવે છે. માત્ર પિતાએ કોલેજની કેળવણી લીધી હોય અને માતાએ ન લીધી હોય એવાં માબાપોના સંતાનોનું પ્રમાણ ૩.૭ ટકા આવ્યું છે. માતા પિતા બન્નેએ કોલેજની કેળવણ લીધી હોય તેમના બાળકોનું પ્રમાણ ૩.૬ ટકા છે; જ્યારે માત્ર માતા કોલેજમાં શીખી હોય તેવા માબાપના સંતાનોનું પ્રમાણ ૩.૧ ટકા આવે છે. એ પણ જણાયું છે કે વધારે કેળવાયેલા માબાપોના સંતાનો વધારે બુદ્ધિશાળી અને શરીરે મજબુત હોય છે.

## ઓસ્ટ્રેલિયા.

ફીજીના ટાપુઓમાં એવો રીવાજ છે કે બાળક જન્મતાજ તેના હાથ ઉપર છુંદણાં પાડી તેનો જન્મ દિવસ લખી લેવામાં આવે છે ! કોઇ કોઇ ઠેકાણે તો એવો રીવાજ છે કે માતાના હાથપર તેના દરેક બાળકનો જન્મદિવસ છુંદણા પાડી લખી લેવામાં આવે છે !

× × ×

ટોરેસ સામુદ્રધુનિમાં આવેલા બાદુ નામના ટાપુમાં મીસિસ જ્હેલ નામે એક સ્રીને ક્વીન્સલેંડની સરકારે ગવરનર તરીકે નીમી છે. મીસિસ જ્હેલ લગભગ નવ વર્ષથી એ ટાપુમાં છે અને શિક્ષિકા, પાદરી, મેજીસ્ટ્રેટ અને ગવર્નર તરીકે જુદા જુદા હોદ્દા પર એ સમય દરમિઆન તેણે કામ કર્યું છે. એના કારભાર હેઠળ બાદુની સ્થિતિ બહુ સુધરી ગઇ છે. દારૂની બદી તો સદંતર બંધ થઇ છે.

# વિવિધ વિષયો.

**સુન્દર બનવાની જરૂર.**

" ગૃહલક્ષ્મી "માં " અમારી મહિલાઓએ સુન્દર બનવાની આવશ્યકતા " એ વિષય પર શ્રીયુત બુદ્ધિસાગર વર્મા, બી. એ., એક મનનીય લેખ લખે છે. એ લેખનો ઉપયોગી ભાગ અને સાર અમે અહિં આપીએ છીએ:—

" લેખ લખવાનો મારો ઉદ્દેશ માત્ર એજ છે કે આપણી સ્ત્રીઓ તંદુરસ્ત અને સુન્દર બનતાં શીખે. સુન્દરતા સાથે તંદુરસ્તીનો બહુ ગાઢો સંબંધ છે. ખરૂં કહીએ તો સુંદરતા તંદુરસ્તીની સગી બ્હેન છે. સુન્દરતા વગર તંદુરસ્તી મળી શકે, પણ તંદુરસ્તી ન હોય તો સુન્દરતા ટકીજ ન શકે. સ્ત્રીઓએ સુન્દર બનવાનો મારો આ વિચાર કેટલાકને હસી કાઢવા જેવો લાગશે, પરંતુ હાલના સમયમાં સંયોગોનો વિચાર કરીને જોઇએ તો એ જરૂરીઆત કેટલી મોટી છે તે સમજી શકાશે.

" હાલના જનસમાજની સ્થિતિ ભયંકર છે; ચારે તરફ જડવાદ ફેલી રહ્યો છે. ધર્મને નામે વ્યભિચાર ચાલે છે. બ્રહ્મચર્ય અને ઇન્દ્રિયનિગ્રહનું તો મહત્વજ ટળી ગયું છે. પુરૂષજાતિને તો શું કહીએ ? તેમની ઇન્દ્રિયલોલુપતાની હદ નથી. પ્રત્યેક શહેર અને કસ્બામાં સેંકડો વેશ્યાઓ મળે છે તે એની સાબીતિ છે. તેમની સંખ્યા વધવાની જવાબદારી પુરૂષોપર છે. જો પુરૂષો ઇન્દ્રિય નિગ્રહ કરે અને પોતાની સાધ્વી પત્નીના પ્રેમથી જ સંતોષ માને તો વેશ્યાઓ ભૂખે મરવા લાગે. પરન્તુ ખરી વાત એ છે કે આજકાલ લોકો ચમકદમક પર મરી ફીટે છે. જેટલી કદર સદ્ગુણી સ્વભાવની નથી થતી તેટલી સુન્દર ચ્હેરાની થાય છે. ગૃહદેવીઓ બિચારી એવી સીધી સાદી બની રહે છે કે તેમને મૂર્ખ કહીએ તો ખોટું નથી. જે બાબતોને માટે પુરૂષો વેશ્યાઓના ફંદામાં ફસાય છે તેજ બાબતો જો ગૃહદેવીઓ થોડાક ઉચિત ફેરફાર સાથે અંગીકાર કરે તો પુરૂષો બહાર ભટકવાનું ભૂલી જાય. સંગીતકલા, શૃંગારકલા, વાક્ચાતુરી, સફાઇ, હસમુખાપણું, સહૃદયતા, પ્રેમાલાપ, હાવભાવ, છેડછાડ વગેરે એવી બાબતો છે, જેને લીધે પુરૂષો વેશ્યાના દાસ બને છે. ગૃહદેવીઓમાં જો ચતુરતા હોય, તેઓ જો પતિના મનનું વલણ સમજી શકવાની શક્તિ ધરાવતી હોય અને પતિને અનુકૂલ બની બુદ્ધિપૂર્વક તેના હૃદયપર પોતાનો અધિકાર જમાવે તો ગમે તેવા દુરાચારી પુરૂષને પણ સુધારી દે. આ બાબતો સાથે શુદ્ધાચરણ, સેવાવૃત્તિ અને સુશીલતાની પણ જરૂર છે. આ કારણેજ-પવિત્ર, પોતાનું અને બાળકોનું જીવન સુખમય બનાવવાને ગૃહદેવીઓને સુન્દર કેમ બનવું તે શીખવાની જરૂર છે.

**" જો હું સ્ત્રી હોત તો ? "**

શ્રીયુત સન્મુખલાલ પંડયાએ આ વિષય પર " રંગભૂમિ "માં એક ઘણોજ રસિક અને મનનીય લેખ લખ્યો છે. આ લેખ આખો ઉતારી લેવા અમને ઇચ્છા થાય છે, પરન્તુ સ્થળસંકોચને લીધે તે રોકવી પડે છે; અને તેમાંનો થોડોક ભાગ ટાંકીનેજ સંતોષ માનીએ છીએ:—

" પુરૂષોને સૌંદર્ય પ્રિય છે અને જરા સંભાળથી સતત્ સુન્દર રહેવું અઘરૂં નથી, એ સૂત્રનો સાક્ષાત્કાર અવશ્ય કરૂં અને કરાવું. પ્રમાદથી ગમે તેવું અસાધારણ સૌંદર્ય ઝંખવાય છે, અનાકર્ષક, અપ્રિય બને છે, અને સપ્રમાણ સૌંદર્ય શરીરની સુદૃઢતા ઉપર અવલંબે છે, એ ભૂલી જવાતાં સર્યો દૃષ્ટિ સમિપ રાખું. મ્હને અને મ્હારા ગૃહમન્દિરને સુન્દર જોઇ એમની વિલાસિતા માત્ર પોષાય છે એ ટુંકી દૃષ્ટિ ન રાખું. મ્હારા સ્વજનોનો આત્મા સૌંદર્યના વાતાવરણથી પ્રસન્ન રહી ઉલ્લસિત અને ઉન્નત બનશે એ ભાવથી સુંદર રહું અને સર્વને સુન્દર બનાવું.....

બને છે, તેઓ બ્હાર આવવાથી શું પવિત્ર રહી શકશે ?...પડદાનો રિવાજ દૂર કરવો એ ખરાબ વાત નથી, પણ તે સમજીને વિચારપૂર્વક દૂર કરવો જોઇએ. એ રિવાજ નાબુદ કરવાથીજ દેશની ઉન્નતિ નહિ થાય. જ્યાં સુધી સ્ત્રીઓમાં પ્હેલાં જેવી આત્મસ્ફૂર્તિ નહિ આવે ત્યાં સુધી દેશ હિતની વાતો અસંભવિત છે."

એજ માસિકમાં "એક જાણકાર પુરૂષ"ની સહીથી બીજો એક લેખ આ વિષય સંબંધી પ્રકટ થયો છે. એ રિવાજની ઉત્પત્તિની ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચા કરતાં લેખક કહે છે, કે મુસલમાની રાજ્યકાળમાં હિન્દુ સ્ત્રીઓની પ્રતિષ્ઠાની રક્ષા કરવા માટે આ રિવાજ સ્વીકારાયો છે એમ કેટલાક માને છે પણ તે ખોટું છે. ખરી વાત એ છે કે જેમ અત્યારે કેટલીક સ્ત્રીઓ પશ્ચિમની મઢમોનું અનુકરણ કરે છે તેમ મુસલમાની રાજ્યકાળમાં મુસલમાન સ્ત્રીઓને પડદામાં રહેતી જોઇ, એ રિવાજનું હિન્દુઓએ પણ અનુકરણ કર્યું છે. પંજાબ અને સંયુક્ત પ્રાંતોમાં મુસલમાની રાજ્યનું જોર વધારે હતું અને તેથીજ એ પ્રદેશોમાં આ રિવાજ વધારે દૃઢ થયો છે. આ રિવાજથી કેવાં ખરાબ પરિણામ આવે છે તે બતાવતાં લેખક કહે છે, કે વિવાહ સંબંધ થતાં પ્હેલાં કન્યાને જોવાની તક વરને મળતી નથી. કન્યાનાં સગાં સંબંધીઓ તે અત્યંત રૂપાળી છે તેમજ ઉત્તમ ગુણો ધરાવે છે એવી માન્યતા વર પક્ષ પર ઠસાવે છે. પરન્તુ લગ્ન થયા પછી જ્યારે આ માન્યતા ખોટી ઠરે છે ત્યારે પુરૂષનું ચિત્ત ઉઠી જાય છે અને હૃદયની લોલુપતાને તૃપ્ત કરવા તે બ્હાર ભટકે છે. સ્ત્રીનું હૃદય પણ સદા પવિત્ર નથી રહેતું. પરિણામે બન્નેનો સંસાર ધૂળમાં મળે છે. છેવટે લેખક કહે છેઃ—

"ઘણા લોકોનું માનવું છે કે પુરૂષવર્ગ બદદાનતવાળો છે. તેમના કટાક્ષોથી સ્ત્રીઓને બચાવવા પડદાની જરૂર છે. પણ એ દોષ પુરૂષોને માથેજ શા માટે ? સ્ત્રીવર્ગ પણ શું એવો નથી ? જો બધી સ્ત્રીઓ શુદ્ધ અને પવિત્ર હોત તો પુરૂષો આડે માર્ગે ક્યાંથી જઇ શકત ? પડદો સ્ત્રીઓને શુદ્ધ નહિ રાખી શકે. કોઇએ ઠીકજ કહ્યું છેઃ

ઘુંઘટની રો આડ કરો પણ,
ચંચલ નૈન રહે ન છુપાય.

જે સ્ત્રી સાધ્વી છે, લજ્જાવતી છે અને કુલમર્યાદાનું ધ્યાન રાખનારી છે તેને કોઇ પણ કાંઇ કરી શકે નહિ. પણ જેના હૃદયમાં વ્યભિચારના સંસ્કારો હોય તેને લાખ પડદા રાખવાથી પણ શુદ્ધ નહિ રાખી શકાય. એવીજ સ્ત્રીઓ સ્ત્રીવર્ગને બદનામ કરે છે.

### સ્ત્રીઓની સ્વતંત્રતા.

"માધુરી" માં શ્રીયુત મોહનલાલ નેહરૂ આ વિષય પર એક લેખ લખી સ્ત્રી પુરૂષને સરખા હક આપવાની હિમાયત કરે છે. સ્ત્રીની અત્યારની પરાધીન દશા માટે લેખક પુરૂષવર્ગને જવાબદાર ગણે છે. તેમના મત પ્રમાણે ભૂતકાળમાં પુરૂષોએ સ્ત્રીઓને પરાધીન બનાવવાના દરેક પ્રકારે પ્રયત્નો કર્યા છે. તરેહ તરેહનાં શાસ્ત્રો રચી, તેમનો ભય બતાવી પુરૂષોએ સ્ત્રીઓને પોતાને આધીન કરી લીધી છે. એ શાસ્ત્રોમાં સ્ત્રીઓની પતિભક્તિનાં કલ્પિત તેમજ સાચાં દૃષ્ટાંતો આપી પતિભક્તિની મહત્તા વધારી દીધી અને એ રીતે ભોળી સ્ત્રીઓને પુરૂષોએ દાસી બનાવી દીધી. સ્ત્રીઓને પોતાના હક્કનું ભાન ન થાય એવી રીતે મૂર્ખ અને પરાધીન દશામાં રાખવાનાજ પ્રયત્નો થયા. એ દાસત્વ અત્યારે એટલી હદે પ્હોંચ્યું છે કે તેથી માત્ર સ્ત્રીજાતિજ નહિ પણ પુરૂષજાતિ પણ પરાધીન બનતી જાય છે. સ્ત્રીજાતિ પુરૂષોને સાહસ અને સત્કાર્યોમાં ઉત્તેજન આપવાને બદલે નડતર રૂપ બને છે. સ્ત્રીઓ સ્વતંત્ર થાય તો તેમની સહાયતાથી પુરૂષો પોતાની તેમજ દેશની ઉન્નતિ સાધી શકે એ ભૂલી જવાયું છે. ખુબી એ છે કે સ્ત્રીઓ પોતે સ્વતંત્રતા શું છે તે જાણતી નથી. પડદામાં છુપાઇને રહેવું, ઘરની ચાર દિવાલોમાંજ જીવન ગાળવું અને પતિની ભક્તિ કરવી એજ સ્ત્રીઓ પોતાનો ધર્મ માને છે. આ માર્ગ છોડી સ્વતંત્ર થવામાં તેમને મુશ્કેલી જણાય છે. કેટલાંક સ્ત્રીપુરૂષો માને છે કે એવી સ્વતંત્રતાથી હિન્દુ સમાજ ભયમાં આવી પડશે. સુહાગીની પ્રથા દૂર કરવાના પ્રયત્નો થયા ત્યારે પણ આવોજ ભય બતાવાતો હતો; પણ એ પ્રથા દૂર થવાથી સમાજ પર કોઇ પણ પ્રકારની આફત આવી પડી નથી. સ્ત્રીઓને સ્વતંત્રતા મળવાથી કોઇપણ આફત આવવાનો સંભવ નથી. પુરૂષો તો સ્વાર્થને ખાતર વિરોધ કરશે. તેઓ બીજાને

એમજ મનાવે છે કે સ્ત્રીઓ સ્વતંત્ર થઇ અન્ય પુરૂષો સાથે વ્યવહાર રાખશે અને પતિદેવને તેમના જોડા સાફ કરવા પડશે. આવી સ્વતંત્રતા સ્વચ્છંદતાજ ગણાય. ખરી સ્વતંત્રતામાં સંયમ હોય, પોતાના હક્કનું ખરેખરૂં ભાન હોય અને એ હક્ક ભોગવતાં બીજાઓના હક્કમાં ખલલ ન પડે તેનો હંમેશાં ખ્યાલ રહેવો જોઇએ. જ્યારે સ્ત્રીવર્ગ સ્વતંત્રતા મેળવશે ત્યારે એ સ્વાર્થી પુરૂષોની ખાત્રી કરી આપશે કે તેમના પ્રમાણમાં પોતે કેટલા સંયમથી એ સ્વતંત્રતાનો લાભ લે છે, અને પોતાની ગૃહિણી તરીકેની ફરજો કેવી સુંદર રીતે અદા કરે છે.

બાળકોની કસરત.

" સરસ્વતી " માસિકે " શિશુ વ્યાયામ " વિષય પર એક સચિત્ર લેખ પ્રકટ કર્યો છે. એ ઉપયોગી લેખનો સાર અહીં આપીએ છીએઃ—

" મોટી સંખ્યામાં બાળકોનાં અકાલ મૃત્યુ થતાં જોઇ ઇંગ્લાંડમાં મોટી ચળવળ ચાલી જેના પરિણામે સરકારે તેમજ પ્રજાકીય સંસ્થાઓએ એ અટકાવવાના પ્રયત્નો કરવા માંડયા. આજે યુરૂપના ઘણાખરા દેશોમાં બાળકોની રક્ષા અને કેળવણી માટે એવા સુંદર પ્રયત્નો કરવામાં આવે છે કે જેનો ખ્યાલ પણ આપણને ન આવી શકે. હિંદમાં બાળકોની મૃત્યુ સંખ્યા હંમેશાં વધતી જાય છે. છતાં અમુક અપવાદ સિવાય કાંઇ પણ પ્રયત્નો થતા નથી. ગર્ભવતી સ્ત્રીઓની માવજતનો આધાર મોટે ભાગે અજાણ સ્ત્રીઓ પર હોય છે પરિણામે બાળકોનાં જન્મતાંજ મરણ થાય છે, એટલુંજ નહિ પણ માતાઓને પ્રાણ ખોવા પડે છે. જે બાળકો અકાલ મરતાં નથી તેઓ નિર્બલ નીવડે છે. યોગ્ય ભરણપોષણની ખામીને લીધે હિન્દમાં કમતાકાત મનુષ્યોની સંખ્યા વધતી જાય છે.

" બીજા દેશોની સરખામણીમાં અમેરિકામાં આ વિષે વધારે કાળજી રખાય છે. ખુદ સરકારે એ ભાર પોતાને માથે લઇ લીધો છે. ગામે ગામ દવાખાનાં સ્થાપવાના અને યોગ્ય તબીબી મદદ દુરસ્ત આપી શકાય એવા પ્રયત્નો થઇ રહ્યા છે. જે કુટુંબો ગરીબાઇને લીધે બાળકોને યોગ્ય ખોરાક નથી આપી શકતાં તેમને તે સરકાર તરફથી મળે છે. બાળક મોટું થતાં તેની કેળવણી માટે પણ સરકારજ વ્યવસ્થા કરે છે.

" બાળકોની શારીરિક ઉન્નતિ માટે કસરતની ખાસ જરૂર છે. આપણને જાણીને આશ્ચર્ય થશે કે તુરતનાં જન્મેલાં બાળકોને પણ કસરત કરાવવામાં આવે છે. કેટલાક માને છે કે તેમના શરીરમાં શક્તિ નથી હોતી, પણ તે ભ્રમ છે. શરીરના પ્રમાણમાં દરેક બાળકમાં પૂરતી શક્તિ હોય છે. માબાપની ફરજ છે કે બાળકોને બચપણથીજ તેમના શરીરની શક્તિ વધતી રહે એવી કસરત કરાવે. તુરતના જન્મેલા બાળકને ઉંધો સુવાડીએ તો તરતજ તે ચત્તા થવાનો પ્રયત્ન કરશે, અને તેમ કરતાં હાથ, પગ અને મંથું હલાવવું પડશે, જેથી તેના એ અવયવોના સ્નાયુઓ મજબુત થશે. આવી કસરતો કરાવવામાં ઉતાવળ ન થવી જોઇએ. અનુકુળ પડે એવી હલકી કસરતોથીજ શરૂઆત થવી જોઇએ.

" અમેરિકામાં બહુ નાની ઉમ્મરના બાળકોને કસરત કરાવાય છે. ન્યુયોર્કમાં એક પાંચ મહિનાનું મેથ્યુ ઝીવેટ નામે બાળક છે, તે લોખંડના સળીઆવાળો હિંચકો બે હાથે મજબુત પકડી આનંદથી ઝુલા ખાય છે. દોઢ મહિનો થયો ત્યારથીજ માબાપ તેને કસરત કરાવવા લાગ્યાં હતાં. બીજો છોકરો ઝ્મી દોઢ વર્ષનો છે પણ તે ઝાડપર સ્હેલાઇથી ચઢી શકે છે. સ્પેનના માડ્રીડ શહેરનો અઢી વર્ષનો એક છોકરો સાઇકલપર ચમત્કારિક કસરતો કરી બતાવે છે. પનામા પ્રદેશનો એક પાંચ વર્ષનો બાળક કુદાંઓપર અદ્ભુત કસરત કરી શકે છે. એક બીજો પાંચ વર્ષનો પહેલવાન પોતાની છાતી અઢી ઇંચ જેટલી ફુલાવી શકે છે. આ બધી કલ્પિત નહિ પણ ખરી વાતો છે. એ બાળકોનાં માબાપે જન્મથીજ તેમની કસરત તરફ ધ્યાન આપ્યું છે. એક પંદર વાસાના બાળકને તેના માબાપે પેન્સીલ પકડાવવાનો પ્રયત્ન કર્યો હતો એ પ્રયત્નોથી એના ખભાનાં અને હાથનાં સ્નાયુઓ એટલાં મજબુત થયાં કે દોઢ મહિનાની ઉમ્મર થતાં સુધીમાં તે લાકડી યા દંડો જોરથી પકડી શકતો હતો. આવી રીતે જો આપણાં બાળકો તરફ ધ્યાન આપવામાં આવે તો જરૂર હિન્દની ભવિષ્યની પ્રજા બળવાન અને હિમ્મતવાન બને. "




**નવરાત્રનો ઉત્સવ.**

ગુજરાતની હિન્દુ સ્ત્રીઓનો નવરાત્રનો અપૂર્વ ઉત્સવ હમણાંજ પસાર થયો છે. રસઘેલી અને મદઘેલી ગુજરાતણોએ એ ઉત્સવનો અનેરો આનંદ લૂટયો-લૂટાવ્યો હશેજ. સ્ત્રીઓના જીવનમાં આનંદ પ્રકટાવવાને માટે, કુદરતની-ચોમાસાના વર્ષાદની લીલા વાઘા ધરી સુંદર બનેલી કુદરતના ખોળામાં ખેલવા માટે, અને દુનીયામાં આનંદ ફેલાવવા માટે ચાલુ થયેલો આ ઉત્સવ સ્ત્રીઓને ઘણો આવકાર દાયક છે, એટલુંજ નહિ પણ પુરૂષવર્ગનેય આવકારદાયક છે. ગામડાંમાં અને નાનાં શહેરોમાં એ ઉત્સવના દિવસોમાં ગરબા લેતી સુંદરીઓનાં દર્શન કરી તેમનો નિર્દોષ આનંદ નિહાળવાને અસંખ્ય પુરૂષોનાં ટોળાં નિકળી પડે છે, અને સુંદરીવૃંદના આનંદનાં ફછળતાં મોજાં દૂરથી ઝીલી પોતે પણ આનંદમય બને છે, અને નવજીવન અનુભવે છે. આ ઉત્સવમાં સ્ત્રીની મહાન્ દિવ્ય શક્તિ કેટલી અદ્દભુત હોય છે, તે શક્તિના સન્માનથી દુનીયાનું કેવું રક્ષણ અને પોષણ થાય છે, અને તેની અવગણનાથી કેવા મહાન્ અનર્થો ઉપજે છે, તે પણ પ્રકટ થાય છે. ટુંકામાં, આ નવરાત્રના ઉત્સવમાં સ્ત્રીઓની શક્તિ, અનેરો આનંદ, ઉલ્લાસ, નવજીવન અને પવિત્ર ધર્મભાવના પ્રકટ થાય છે.

આ ઉત્સવ ગામડાંમાં જેવો ઉજવાય છે, તેવો શહેરોમાં નથી ઉજવાતો. ગામડામાં સ્ત્રીઓ મોટે ભાગે અભણ બની ગઈ છે, છતાયે આ ઉત્સવને સુંદર રીતે ખીલવી શકે છે. પ્રથમ તો ગામડાંમાં જેવી કુદરત ખીલી રહે છે, તેવી શહેરોમાં નથી ખીલતી.; તેજ પ્રમાણે ગામડાંની "ગોરીઓ" નવરાત્રમાં જેવી ખીલી ઉઠે છે, અને જેટલી છુટથી આનંદોત્સવ કરે છે તેવી શહેરની સુંદરીઓ ખીલી શકતી નથી, અને તેટલી છુટથી આનંદોત્સવ કરી શકતી નથી શહેરના કૃત્રિમ જીવનની છાયા તેમની પર પડે છે, અને તેમાંથી જન્મ પામેલા નાજુકતા વિગેરેના આચારવિચારોથી તેમના એ આનંદોત્સવમાં ખામી આવી જાય છે. કુદરતને ખોળે ખેલતી ગામડાંની "ગોરીઓ" એવા આચારવિચારો સમજતીજ નથી, તેથી તેમનો આનંદોત્સવ આપોઆપ અજબ પ્રકારે ખીલી ઉઠે છે. શહેરની સુંદરીઓ ગામડાંની "ગોરીઓ"નું આ બાબતમાં અનુકરણ કરી બનતા સુધી આવા આનંદોત્સવમાં નાજુકતા વિગેરેના ખોટા ખ્યાલો દૂર કરી નવરાત્ર ઉજવે એ ઇચ્છવા યોગ્ય છે. ગુજરાત-કાઠિયાવાડની બ્હેનોનું અમે આ વાત તરફ ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

**ઉત્સવ અવશ્ય ઉજવો.**

આવો અપૂર્વ નવરાત્ર ઉત્સવ સ્ત્રીઓએ અવશ્ય ઉજવવો જોઇએ. કેટલાક કહેશે આ સમય ઉત્સવો ઉજવવાનો નથી. મહાત્મા ગાંધીજી જેવા સંતો કેદખાનામાં સબડતા હોય, અને દેશમાં ચોમેર જ્વાળાઓ સળગતી હોય ત્યારે ઉત્સવો ઉજવવાના હોય ? આવા સવાલનો જવાબ એટલોજ છે, કે કેટલાક ઉત્સવો માત્ર આનંદ કરવા ખાતરજ ઉજવાય છે, ત્યારે કેટલાક ઉત્સવો કોઇ ગંભીર અને મહાભારત કાર્ય કરતા પૂર્વે ઉજવાય છે. દાખલાં તરીકે યુદ્ધે ચઢવાનું હોય તે દિવસની આગલી રાત્રી આનંદોત્સવમાં પસાર કરવામાં આવે છે, જેથી અવનવો ઉત્સાહ પ્રકટી નીકળે અને અજબ જુસ્સો આવે. હિન્દની બહેનોએ હમણાં એવા ઉત્સવો ઉજવવાના છે. જીત મેળવવાને તેમણે પોતાના પતિઓ અને બાળકોને તૈયાર કરવાના છે, તેમનામાં ઉત્સાહ પ્રેરવાનો છે, જુસ્સો ભરવાનો છે. તેઓ જેટલો ઉત્સાહ પ્રેરી શકશે,

જેટલો જુસ્સો ભરી શકશે તેટલો બીજા કોઇથી પ્રેરી અને ભરી શકાશે નહિ; અને તેને માટે એ ઉત્સાહ અને જુસ્સાની જ્યોતિ તેમણે પ્રથમ પોતાનામાંજ જગાવવી જોઇએ. નવરાત્રનો ઉત્સવ ઉજવવાથી તેઓ એવા ઉત્સાહ અને જુસ્સાનો સંગ્રહ કરી શકશે. તે વિના નહિ. નવરાત્ર પછી તરતજ વિજયાદશમી આવે છે, તે તો સર્વ સામાન્ય વાત છે, પરંતુ તેમાં શું રહસ્ય સમાયું છે, તેનો ભાગ્યેજ કોઇએ વિચાર કર્યો હશે. વિજયાદશમીને દિવસે પુરૂષવર્ગ પોતાની આવતા વર્ષની વિજયયાત્રાનો આરંભ કરે છે. તે દિવસે તેઓ પૂર બહારમાં, ઉત્સાહમાં, અને જુસ્સામાં હોવા જોઇએ એ ઉત્સાહ અને જુસ્સો તેમનામાં આણવાને માટે સ્ત્રીઓએ પ્રથમથી વાતાવરણ ઉત્પન્ન કરવું જોઇએ. નવરાત્રના ઉત્સવથી એવું વાતાવરણ ઉત્પન્ન થાય છે, એ સહજ ખ્યાલમાં આવી જશે. ગુજરાતના પુરૂષવર્ગે પોતાની વિજયયાત્રાનો આરંભ વિજયાદશમીથી કરવાની જરૂર છે. ગુજરાતનો સ્ત્રીવર્ગ નવરાત્રનો ઉત્સવ ઉજવી તેમને એવા આરંભને માટે બરોબર તૈયાર કરશેજ !

**દીવાળીના તહેવારોમાં શું કરશો ?**

આ તહેવારોનોજ માસ છે. દીવાળીના તહેવારો આવી લાગ્યા છે. એ તહેવારો દર વર્ષે આપણા દેશમાં બહુ ધામધુમથી ઉજવાય છે. પુરૂષવર્ગ તેમજ સ્ત્રીવર્ગ અવનવાં વસ્ત્રાભૂષણ પહેરી આ તહેવારો આનંદમાં ગાળે છે. બાળકોને પણ ખૂબ મઝા પડે છે, કેમકે ભાતભાતની વાનીઓ ખાવા મળે છે, નવાં નવાં અને સારાં સારાં કપડાં પહેરવા મળે છે, અને ફટાકડા ફોડવા મળે છે, અને નિશાળે જવા યોગ્ય ઉમરનાં બાળકોને નિશાળે જવાની પંચાત હોતી નથી. મનના જીવનને આખા વર્ષના થાક પછી તાજું કરવાને માટે આ આઠ દશ દિવસોના તહેવારોની ખાસ જરૂર છે. અને આ તહેવારો સ્ત્રીઓ માટે ખાસ મહત્વના છે. ખરી રીતે આ તહેવારોની શરૂઆત ધનતેરસને દિવસે થાય છે, જે દિવસે મોટે ભાગે લક્ષ્મીપૂજન થાય છે લોકો સામાન્યતઃ એ દિવસે ધનની-લક્ષ્મીની પૂજા કરે છે-અને એ રીતે પોતે પૈસાના કેવા પૂજારીઓ છે તે બતાવી આપે છે. પરન્તુ લક્ષ્મીપૂજનનો ખરો અર્થ એજ છે, કે તે દિવસે પોતાની ખરી લક્ષ્મી-ગૃહ "લક્ષ્મી" નું પૂજન થવું જોઇએ, એટલે કે તેને આદર સંમાન અર્પવાં જોઇએ, જેથી ગૃહની ખરેખરી, લક્ષ્મી તરીકે તે રહી શકે, અને ગૃહને ઉજાળે. આ પ્રમાણે પૂજાયલી ગૃહલક્ષ્મીથી કુટુંબના ભંડાર કેવા ભરાય છે, અને કુટુંબમાં આનંદની રસરેલ કેવી ફેલાય છે, તે અન્નપૂર્ણારૂપ ગૃહ લક્ષ્મીઓએ ચતુરાઇથી તૈયાર કરેલી વિધવિધ વાનીઓના અન્નકુટ કેવા ભરાય છે, જે પ્રભુ પોતે આરોગે છે અને પ્રસન્ન થાય છે-રહે છે, અને સઘળો ઉત્સવ આનંદકલ્લોલમાં કેવો પસાર થાય છે તે આ તહેવારોમાં સ્પષ્ટ માલમ પડી આવે છે. આ તહેવારોમાં શારદાપૂજન થાય છે, તે પણ સ્ત્રીઓની એક અપૂર્વ શક્તિની જગત્ તરફથી થતી પૂજા બતાવે છે. ગૃહલક્ષ્મી તરીકે દીવાળીને દિને સ્ત્રી પોતાના ગૃહ-કુટુંબને ઉજાળે છે, અને ભાઇબીજને દિવસે પોતાના પીયરને, સંભાળી ભાઇબ્હેનના અનેરા, સ્વર્ગીય સંબંધો તાજા કરે છે આવા ખાસ સ્ત્રીઓના તહેવારોમાં સ્ત્રીઓએ શું કરવું જોઇએ, અને શું ના કરવું જોઇએ, એ સવાલ વિચારવા જેવો છે જેમ સ્ત્રીઓએ પોતાનાં કુટુંબ ઉજાળવાં જોઇએ, તેમજ તેમણે પોતાનો દેશ પણ ઉજાળવો જોઇએ. તેટલા માટે દીવાળીના તહેવારોમાં સ્ત્રીઓએ પરદેશી કાપડને હાથ પણ લગાડવો ન જોઇએ. બહારની સુંદરતા, અને ભભકથી મોહાઇને જે સ્ત્રીઓ પરદેશી કાપડ પર મોહી પડે છે, તે દેશને ઉજાળતી નથી પરંતુ તેને કાળપનું કલંક ચોંટાડે છે, અને તેથી તેમનું કુટુંબ પણ કાળપનેજ પામે છે. અને જો સ્ત્રીઓ પરદેશી કાપડ ન પહેરી શકે તો તેમના પતિઓ અને તેમનાં બાળકો યે કેવી રીતે પહેરી શકે ? જો હિન્દની સ્ત્રીઓ દીવાળીના ઉત્સવનો આ પ્રમાણે ખરો અર્થ સમજે તો ખરેખર તે પોતાના કુટુંબનેય ઉજાળી શકે અને દેશનેય દીપાવી શકે, અને ત્યારેજ દીવાળીના તહેવારો સફળ થયા ગણાય. તે વિના નહિ.

**"ફટ ! ફટ !" કહે છે ફટાકડા.**

આપણા દેશમાં આ દીવાળીના તહેવારોમાં લાખો રૂપીયાના ફટાકડા ફુટી જાય છે. એ રીવાજ ક્યારે અને શાથી શુરુ થયો હશે, તે અમે તો સમજી શકતા નથી.

એ રીવાજમાં અમને તો કેવળ અવિચારીપણું જ નહિ પણ જંગલીપણું લાગે છે. દારૂખાનું ફુટતું જોઇને તેમાં આનંદ લેવો, અથવા તે ફોડીને આનંદ લેવો એ અવિચારીપણાની, કે છીછરાપણાની નિશાની છે. નવાઇની વાત તે એ છે, કે એવું દારૂખાનું ફોડવામાં નાનાંમોટાં, સ્ત્રીપુરૂષો સર્વ ભાગ લે છે. અને નાનપણમાં પડેલી એવી ટેવો મોટપણે પણ નડે એ કુદરતી છે. વળી એવા જંગલી રીવાજથી બીજું કાંઇ નુકસાન ન થતું હોય તો કદાચ ચલાવી લેવાય, પણ તેથી બહુ ગંભીર નુકસાનો થાય છે. એક તો દારૂખાનું અને ફટાકડા પરદેશથી આવતા હોવાથી આપણા દેશનાં ઘણાં નાણાં પરદેશ તણાઇ જાય છે, અને એ રીતે આપણે ખુદ રીવાજોના તહેવારોમાંજ આપણા દેશને વધારે ગરીબ બનાવવાનો, અને આપણાં ભુખે મરતાં ભાંડુઓના દુઃખમાં વધારો કરવાનો ધંધો કરીએ છીએ. વળી એ દારૂખાના અને ફટાકડાથી આગ લાગવાની ધાસ્તી ઘણી રહે છે, અને દરવર્ષે તેથી કોઇને કોઇ જગ્યાએ આગ લાગેજ છે, અને તેથી જાનમાલનું યે નુકસાન થાય છે. આ પ્રમાણે આપણે નાણાં આપીને ભય અને જોખમ વેચાતાં લઇએ છીએ. તે ઉપરાંત ફટાકડા ફોડતાં ઘણાં બાળકો અને મોટેરાં પણ દાઝી જાય છે અને તેમાંથી મરણો પણ નીપજે છે. એવી રીતે આપણી મૂર્ખાઇથી, જંગલીપણાથી, અવિચારીપણાથી દીવાળીની આપણે ખરેખર હોળીજ બનાવી દઇએ છીએ. એટલાથી યે જાણે દઇ ન આવી હોય તેમ સામસામી આપલેમાં પણ દારૂખાનું અને ફટાકડા મોકલવામાં આવે છે. એવી રીતે દારૂખાનું અને ફટાકડા લેનાર તેમજ આપનાર બંને પોતાની મૂર્ખાઇ બતાવી આપે છે. નાણાં ખર્ચીને, મૂર્ખો બનવાનો એવો માર્ગ ભાગ્યેજ બીજા કોઇ દેશે લીધો હશે. એવાં કારણોને લીધેજ આપણા દેશની પડતી થઇ છે, અને એ દિશાઓમાં જ્યાં સુધી અટકાવ નહિ થાય ત્યાં સુધી પડતીની ચડતી થવાની નથીજ. તેટલા માટે સ્ત્રીઓને અમારી ખાસ આગ્રહ પૂર્વક વિનતિ છે, કે ફટાકડાનો જડમૂળથી નાશ કરી નાખો, અને કોઇ પણ પ્રકારે તમારાં બાળકોના હાથમાં એક પણ ફટાકડો આવવા ન દો. ફુટતાં ફુટતાં એ ફટાકડા "ફટ! ફટ!" કહે છે, તેનો વિચાર કરી જુઓ.

## દીવાવાળી ટપાલની પેટી

પેરીસ (ફ્રાંસ) ની મ્યુનીસીપેલીટીએ પ્રજાની અગવડનો વિચાર કરી તે દૂર કરવાના ઇરાદાથી નવી જાતના પોષ્ટની થાંભલા પેટીઓ બનાવી છે. મહોલ્લાઓને નાકે અથવા અમુક લતામાં અમુક ઠેકાણે આવી પોષ્ટની પેટીઓ–કાગળો ટપાલમાં નાંખવાની પેટીઓ ઘણાએ જોઇ હશે. અંધારામાં આ પેટીઓ અજાણ્યાની નજરે પડવી મુશ્કેલ છે. એ અગવડ ટાળવાને પેરીસમાં બત્તીવાળી પેટીઓ બનાવવામાં આવી છે. આથી બે કામ થાય છે. ઉપરના ભાગમાં દીવો રહેવાથી રસ્તા ઉપર અજવાળું પડે છે; અને થાંભલાઓનો નીચેનો ભાગ ટપાલની પેટી તરીકે કામ લાગે છે.



દેવી લક્ષ્મી

[ "સુવર્ણમાલા"ના સૌજન્યથી





(મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર)

વર્ષ ૧ લું. ડીસેમ્બર ૧૯૨૩. અંક ૪ થો.





(લેખકઃ શ્રીયુત પાદરાકર.)

(કુંજલડિ રે સદેશો હમારો–રાગ)

રસની રસરેલ સખિ! ક્યારે રેલાવશો ?
રેલીને રસમાં ડૂબાવશો ? સાહેલડિ !
રસની રસરેલ !

હૃદયે રસભક્તિ ભરી, પ્રભુતા પુરી પૂર
આત્મોજસ્ અણુસુલવડે, પ્રકટાવી કાંઈ નૂર!
એથી જીવન ક્યારે વિશ્વનું ઉજાળશો?
ચેતના નવિન જગાડશો? રસવેલડિ
રસની રસરેલ

પવિત્રતા ને પ્રેમના, પરાગ રસતા પ્રાણ!
અજવાળે જગહૃદયને-પૂણ્ય કિરણ રસભાણ!
એવાં રસલ્હાણે વિશ્વ સ્વર્ગ શું સુહાવશો?
માનવને દેવ બનાવશો? અલબેલડિ!
રસની રસરેલ!

સ્વદેશ રસ રેલાવતાં, માતૃ ચરણ થઇ લીન!
આત્માને પ્રભુમય કરી, બજવી તું-તું બીન!
જાગી-જગાડી જગત્ ઐક્યથી રસાવશો!
ઘર ઘર રસહેલી મચાવશો! ઓ હેલડિ!
રસની રસરેલ!

લક્ષ્યધરી ઓંકારનું, પૂરક-રેચક-પ્રાણ!
કુંભક ધરને સ્થાપતાં, બ્રહ્મરંધ્ર એંધાણ!
યોગિની બનીને ક્યારે વિશ્વને ઉદ્ધારશો?
"મણિમય" પ્રભુને જગાડશો? સાહેલડિ!
રસની રસરેલ!







# વીરમાતા જીજીબાઈ.

લેખકઃ—શ્રીયુત ચુનીલાલ કુબેરદાસ શાહ.

ચિત્રકારઃ આંધતરેશ શ્રીમંત બાલાસાહેબ.

( ગતાંક પૃષ્ઠ ૧૪૩ થી ચાલુ. )



જીજીબાઈએ શરૂ કરેલું આ કામ દાદાજી કોંડદેવે પૂરું કર્યું. દાદાજીને પોતાનો ઉચ્ચ ઉદ્દેશ, જણાવી તેને અનુકૂલ થાય એવું શિક્ષણ પુત્રને આપવાનો ભાર માતાએ તેમના ઉપર નાંખ્યો હતો. દાદાજી પોતે ધર્માત્મા તેમજ વિદ્વાન્ હતા. દેશની દુર્દશા જોઇ તેમના અંતઃકરણને પણ અપાર દુઃખ થતું હતું. શિવાજીને અક્ષરજ્ઞાન આપવા સાથે દેશની દુઃખદાયક પરિસ્થિતિનું પણ તેમણે ભાન કરાવ્યું. દેશના તરફ આપણી ફરજ શી છે? આપણે દેશભક્ત શા માટે બનવું જોઇએ? દેશની પડતી શાથી થાય છે? શાથી પાછી તેની ઉન્નતિ થઇ શકે? રાજ્યની સ્થાપના કેમ કરી શકાય? રાજ્યતંત્ર સુયોગ્ય રીતે ચલાવવા કેવી વ્યવસ્થા થવી જોઇએ? હિંદુધર્મનું વ્યાવહારિક સ્વરૂપ કેવું છે? એ ધર્મની પડતી કેમ થઇ રહી છે? તેની રક્ષાને માટે કેવા ઉપાયો લેવા જોઇએ? વગેરે; વગેરે સવાલોનું નિરાકરણ દાદાજી સરલ ભાષામાં પ્રતિદિન શિવાજીને સમજાવતા હતા; અને પતિત થયેલા દેશનો તેમજ દેશજનોનો પુનરૂદ્ધાર કરવા તેની નસેનસમાં ઉત્સાહ ભરતા હતા.

આ પ્રમાણે જે પવિત્ર શક્તિને જીજીબાઇએ જન્મ આપ્યો હતો, તેને દાદાજી કોંડદેવે પોતાના અમૃતરૂપી શિક્ષણથી પોષી ખીલવી, ભવિષ્યમાં પોતાને માથે આવનારી પવિત્ર ફરજોનું ભાન શિવાજીને સારી રીતે થઇ ગયું, અને એ ફરજો અદા કરવાને તેણે કમ્મર કસી. બહુજ નાની ઉમરમાં શિવાજીએ એ કામોની શરૂઆત કરી દીધી. આ જોઇ દાદાજીને અને ખાસ કરીને માતા જીજીબાઇને ઝાઝો આનંદ થયો. માતા ભવાનીએ પોતાની પ્રાર્થના ખરેખર સ્વીકારી છે અને માગ્યા પ્રમાણેનો જ પુત્ર આપ્યો છે એવી તેને ખાત્રી થઇ. તે દેવી ભવાનીની પ્રાર્થના કરતી કહેવા લાગી: "માતા! આ દાસીની પ્રાર્થના સ્વીકારીને તમે મને ઘણી આભારી કરી છે. શિવાજી આપનોજ પુત્ર છે; તેની રક્ષાનો ભાર તમારેજ શિર છે. માતા! એને એવી શક્તિ આપો કે જેથી એ પોતાનું જીવન સફળ કરી શકે, તે પોતાના પ્રિય દેશની રક્ષા કરી શકે, અને ધર્મનો ઉદ્ધાર કરી શકે. પોતાના દુઃખી ભાઇઓને પરદેશીઓની ઝુંસરીમાંથી છોડાવી, તેમના ચારિત્ર્યને અને જીવનને ઉન્નત કરી શકે, અને પતિત થયલા દેશને ફરી પાછો ગૌરવશાલી બનાવી શકે, એવું વરદાન તમારા એ પુત્રને આપો. માતા આ કામો સહેલાં નથી. એ કઠણ કામો આપના આશિર્વાદ શિવાય સફળ નહિ થાય. દેવી! મેં તમારી શુદ્ધ અંતઃકરણે ભક્તિ કરી હોય, જગતમાં જન્મી મેં કાંઇક પણ સત્કર્મ કર્યું હોય તો એ સર્વનો બદલો શિવાજીને આપો. તેના હૃદયમાં બલ અને

બહાદુરી ભરી દો; તેની રગેરગમાં જોશ અને ઉત્સાહ ભરો; દેશભક્ત અને ધર્મપ્રેમનું તેને વરદાન આપો. શિવાજીનાં સર્વ કામોમાં તમે તેને મદદ કરો, એટલુંજ હું દીનપણે તમારી પાસે માગું છું."

આ પ્રાર્થના કરતાં કરતાં જીજીબાઇ દેવીના ધ્યાનમાં લીન બની ગઇ. દેવીએ તેની પર પ્રસન્ન થઇને જાણે તેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો હોય એમ તેને લાગ્યું. માણસના હૃદયની પવિત્ર ભાવનાઓ હંમેશાં સિદ્ધ થાય છે; અંતઃકરણનો ગેબી અવાજ તેની આગલથી ખાત્રી આપે છે. જીજીબાઇને અંતઃકરણનો એ અવાજ દેવીનો અવાજ હોય એમ લાગ્યું. દેવી તેના મસ્તક ઉપર હાથ મુકીને આશીર્વાદરૂપે જાણે કહેતી હોયઃ "દીકરી શાંત થા; નિરાશ ના થતી. તારી પ્રાર્થના હું સ્વીકારું છું. શિવાજી અવશ્ય તારી ઉચ્ચ ભાવનાઓ પૂરી કરશે અને હું તેનાં એ કામોમાં મદદ અને રક્ષા કરીશ." એવો જીજીબાઇને ભાસ થયો. જ્યારે તેનું ધ્યાન છુટયું ત્યારે હૃદયમાં શાન્તિ વ્યાપી ગઇ હતી; પોતાની ઇચ્છાઓ પૂરી થશે એવી ખાત્રી થવાથી તેના હૃદયમાં આનંદ પ્રસરી રહ્યા હતો.

શિવાજી જ્યારે ઉમ્મર લાયક થયા અને દેશોદ્ધારનું મહાન્ કાર્ય શરૂ કરવા યોગ્ય થયા ત્યારે માતા જીજીબાઇએ તેમને જે અમૂલ્ય ઉપદેશ આપ્યો હતો, તે અહિં નોંધવો જોઇએ. માતાએ પુત્રને પોતાની પાસે બોલાવીને કહ્યું "બેટા ! આજ સુધી મેં અને દાદાજીએ જે શિક્ષણ તને આપ્યું છે તે ઉપરથી તું સારી રીતે જાણી શકેલ હોઇશ કે તારે જીવનમાં કેવાં કેવાં કામો કરવાનાં છે. દેશની અત્યારે કેવી દશા છે, દેશને તારી જરૂર શા માટે છે અને તેને માટે તું શું કરી શકે એમ છે, તેનો તેં વિચાર કર્યો હશે. બેટા ! જગતમાં જન્મ લીધો સફળ કરવો હોય તો બીજાઓને માટે જીવવું અને મરવું જોઇએ. એવા મનુષ્યની કીર્તિ અમર રહેછે; આખો સંસાર તેને સંભારે છે: તેને માટે આંસુ પાડે છે. મરી ગયા બાદ જેમને સંસાર આ પ્રમાણે સંભારે છે તેઓ ચિરંજીવી ગણાય છે; તેમનો માટીનો દેહ તો માટીમાં મળી જાય છે પણ તેમનો કીર્તિદેહ આ સંસારમાં હંમેશને માટે રહે છે. તેમનુંજ જીવવું અને મરવું સફળ ગણાય છે. બેટા ! તારી માતા ઇચ્છે છે, કે સંસારમાં તું પણ એવીજ રીતે અમર થાય. તું મ્હેલમાં બેઠોબેઠો રાજસુખ ભોગવે અને આળસમાં દિવસ ગાળે એટલા માટે તારો જન્મ નથી થયો. આ જન્મભુમિને ભાર રૂપ થવાને બદલે તેનો ભાર હલકો કરવા માટે દેવી ભવાનીએ તને ઉત્પન્ન કર્યો છે. એ દેવી તને પોતાની શક્તિ આપશે; તારી રક્ષા કરશે. જગતમાં જન્મીને પોતાનું કે પોતાના કુટુંબીજનોનું પોષણ તો ઘણા કરેછે; તારે તો ભારત માતાનો અને સર્વ દેશબંધુઓનો ઉદ્ધાર કરવાનો છે; તેમને સુખી કરવાનાં છે. શત્રુઓના અત્યાચારથી તારી આ જન્મભુમિ અત્યારે કેવી દશા ભોગવે છે તે તું જાણે છે. જે દેશમાં દુઃખ, શોક કે સંતાપનું નામ ન હતું, તે દેશની પ્રજા અત્યારે રાતદિવસ દુઃખથી પીડાઇ રહી છે. શત્રુઓ તેમની પર અત્યાચાર કરે છે, તે તેમને ચુપચુપ સહન કરવું પડે છે. પ્રજા એટલી નમાલી થઇ ગઇ છે કે એ શત્રુની સામે કાંઇ પણ કરી શકતી નથી, તારે એ સર્વને શુરવીર બનાવી દેશના ઉદ્ધાર માટે પ્રેરવાનાં છે. આજે અનેક દેશજનોને પેટ પુરતો ખોરાક નથી મળતો. અંગ ઢાંકવા પુરતાં વસ્ત્રો નથી મળતાં. તેમની સ્ત્રીઓની લાજ તેમની સમક્ષ લુટવામાં આવેછે, છતાં તેઓ રક્ષા નથી કરી શકતાં. બેટા ! આ દુઃખી દશા જોઇ મારી છાતી ફાટી જાયછે.

તારી માતાનું એ દુઃખ દૂર કરવા તૈયાર થા. જે કુસંપને કારણે દેશની આવી દશા થઇછે તેને જડમૂળથી ઉખેડી નાખ. આજે દેશજનો અંદરઅંદર નાના પ્રકારના સ્વાર્થોને ખાતર લડી પોતાની શક્તિનો દુરૂપયોગ કરી રહ્યા છે. એ શક્તિને તું યોગ્ય માર્ગે વાળ; દેશના શત્રુઓ સામે એ શક્તિનો ઉપયોગ કર. તારા દેશબંધુઓને સંપનો અમૂલો પાઠ શીખવી, તેમની ફરજનું તેમને ભાન કરાવ. દેશપર થતા અત્યાચારોની હવે હદ આવી ગઇછે; એ પાપનો ઘડો ભરાઇ ગયો છે અને હવે ફૂટવાની તૈયારીમાં છે. શત્રુઓની સલ્તનતની ઇમારત હવે ડામાડોળ થવા લાગી છે; તેમના અત્યાચારોજ તેમના નાશનું કારણ બન્યા છે. રાષ્ટ્રનો પુનરૂદ્ધાર કરવા માટે આવો સારો અવસર ફરી ફરી નહિ મળે. એ તકનો સદુપયોગ કરવા કમ્મર કસી લે, અને દેશ તેમજ ધર્મનો ઉદ્ધાર કરી અમર કીર્તિ પ્રાપ્ત કરી લે. શત્રુઓ દેશની સંપત્તિ લુટવા ઉપરાંત આપણા પવિત્ર હિંદુધર્મનો નાશ કરવાના પ્રયત્નો પણ કરી રહ્યા છે. આપણા દેવોનું આપણી સામેજ અપમાન થાય છે. આપણાં મંદિરોનો નાશ કરવામાં આવે છે; આપણાં ધર્મપુસ્તકો બાળી નખાય છે, આપણને જબરદસ્તીથી વટાળવામાં આવે છે. આ સર્વ જોઇ માતા ભવાની દુઃખથી અકળાઇ રહી છે; એ દુઃખો ટાળવાને તેણે તને ઉત્પન્ન કર્યો છે. તારી માતાના, દેવી ભવાનીના એ મનોરથો તું પૂરા કરશે ?"



માતાનો આ ઉપદેશ શિવાજી એક ધ્યાનથી સાંભળી રહ્યા હતા. એ મહાન્ પુરૂષના દેશપ્રેમી, ધર્મપ્રેમી હૃદયમાં જન્મભૂમિ અને અને ધર્મનો ઉદ્ધાર કરવા માટે અત્યાર પહેલાં તાલાવેલી લાગી હતી. તેમણે માતાના પ્રશ્નનો જવાબ વાળતાં કહ્યું: "માતાજી! દેશપર અને ધર્મપર થતો અત્યાચાર જોઇને તમને જેટલું દુઃખ થાયછે તેટલુંજ મને થાય છે. એ અત્યાચારો કરનાર શત્રુઓનો નાશ કરવા મારૂં મન તલપી રહ્યું છે. મારી ખાત્રી છે, કે મારા દેશબંધુઓ મારા એ મહાન્ કાર્યમાં મને સહાય કરશે. માતા! તમારો અને દેવી ભવાનીનો આશીર્વાદ મારૂં એ કામ પાર ઉતારવાની મને શક્તિ આપશે. તમારો આ પુત્ર તમારી સમક્ષ પવિત્ર પ્રતિજ્ઞા કરે છે, કે દેશને પરદેશીઓની ઝુંસરીમાંથી છોડાવવા માટે અને ધર્મનું ફરી સ્થાપન કરવા માટે તે પોતાના પ્રાણનું બલિદાન આપશે. આપો, માતા! તમારા બાળકને આશીર્વાદ આપો." આટલું કહેતાં શિવાજી માતાના પવિત્ર ચરણોમાં ઢળી પડયા; સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. માતાએ પુત્રને યોગ્ય આશીર્વાદ આપ્યો.

"બેટા ! તારા મહાન્ કાર્યમાં મારો તને આશીર્વાદ છે; એ કાર્ય સર્વથા સફળ થજો. દેવી ભવાનીની શક્તિ એ કાર્યમાં તારૂં રક્ષણ કરો. હાથમાં મજબુતીથી તલવાર પકડી દેશની અને ધર્મની રક્ષા માટે કમ્મર કસી તૈયાર થઇ જા. એ કાર્ય પાછળ તન, મન, ધનનું બલિદાન આપવું પડે તોયે પાછી પાની કરી મારી કુખ લજાવતો નહિ. મારા પુત્રનો મૃત દેહ હું જોઇ શકીશ, પણ તેને કાયર બની પાછો ફરેલો નહિ જોઇ શકું. દેશને અને ધર્મને માટે જીવનભર ઝઝુમજે, એજ મારો ઉપદેશ અને મારી આજ્ઞા છે. તારૂં એ કાર્ય સફળ થાઓ એવો મારો ફરી ફરી આશીર્વાદ છે."

માતાની આ આજ્ઞાનું પાલન શિવાજી મહારાજે આખી જીંદગી સુધી કેવી રીતે કર્યું હતું, તે સર્વ કોઇ જાણે છે; ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે. પોતાના પુત્રે જે વ્રત લીધું હતું, તેનું પાલન કરાવવા જીજીબાઇ પુત્રની સાથે રહી હરહંમેશ તેને ઉત્તેજન આપતી હતી. જ્યાં જરૂર પડે ત્યાં માતાની સલાહ અને મદદ શિવાજી મહારાજને બહુ ઉપયોગી થઇ પડતાં હતાં. માતાની સંમતિ કે સલાહ વગર શિવાજી કોઇ પણ કાર્ય કરતા નહિ. ઘણી વેળા જીજીબાઇ પુત્રની સાથે યુદ્ધમાં પણ ગઇ હતી. પોતે સાથે ન ગઇ હોય ત્યારે પુત્રની ગેરહાજરીમાં રાજ્યની વ્યવસ્થા કરવાનો ભાર તેને માથે હતો, જ્યારે ઔરંગઝેબે દગાથી શિવાજી મહારાજને દિલ્હીમાં કેદ કર્યા ત્યારે રાજ્યની સઘ વ્યવસ્થા જીજીબાઇએ કરી હતી. ચારે તરફ બળવાન શત્રુઓ માથે ઝઝુમતા હતા, છતાં એમાંના કોઇએ જીજીબાઇની સામે થવાની હિમ્મત કરી નહતી. જ્યારે શિવાજી મહારાજ દિલ્હીથી નાસીને પાછા આવ્યા ત્યારે રાજ્યની સુવ્યવસ્થા જોઇ ચકાચક થઇ ગયા. પ્રજાને કોઇ પણ જાતનું દુઃખ ન હતું; શત્રુઓએ ચઢાઇ નહોતી કરી એટલે સર્વત્ર શાન્તિ હતી; ત્રાજોરી પણ ભરપૂર હતી. માતાની સુવ્યવસ્થા જોઇને પુત્રનું હૃદય પૂજ્યભાવથી માતાના ચરણોમાં નમે એમાં શી નવાઇ !

આ પ્રમાણે પુત્રને પોતાના સર્વ મનોરથો સફળ કરતો જોઇ જીજીબાઇને સંપૂર્ણ સંતોષ થયો. રાજમાતા તરીકેનું ગૌરવ અને અને સુખ ભોગવી પુત્રપૌત્રાદિનો સુખી પરિવાર જોઇને એ પ્રાતઃસ્મરણીય વીરમાતાએ ૭૪ વર્ષની વયે પ્રભુના દરબારમાં જવા માટે વિદાયગીરી લીધી. આજે એ વીરમાતાનાં ભાવનાઓ અને શિક્ષણને પરિણામે મહારાષ્ટ્રના છત્રપતિ શિવાજી મહારાજનું નામ ઇતિહાસમાં વિખ્યાત છે એવી વીરમાતાઓ હિંદમાં ઘેર ઘેર પાકે અને એવા વીર પુત્રો ઉત્પન્ન કરે તોજ ભારત માતાના ઉદ્ધારની આશા છે. હિંદની સ્વતંત્રતાની ઇમારતનો પાયો વીર માતાઓએ ચણવાનો છે; તેમના વીર પુત્રો એ ઇમારત પૂર્ણ કરશે એજ આશાથી આજે હિંદ માતા પોતાની પુત્રીઓ તરફ જોઇ રહી છે. તેઓ ચાહે તો માતાનું દુઃખ દૂર કરી શકે. જીજીબાઇના જેવી શક્તિ ભારત માતાની એકએક પુત્રીમાં છે; તેની દિવ્ય ભાવનાઓ પણ એ દેવીઓ પોષી શકે છે. ગુજરાતની દેવીઓ ભારત માતાના મનોરથો સફળ કરવા તૈયાર થશે



# ષડ્રસ સંવાદ,

(લખિતઃ દીવાળીબ્હેન ઝીણાભાઇ રાઠોડ.)

પાત્રોઃ (૧) મરચું (તીખો રસ); (૨) આમલી (ખાટો રસ); (૩) મીઠું (ખારો રસ); (૪) ગોળ (મીઠો રસ); (૫) કારેલાં (કડવો રસ); (૬) કટારૂ (તુરો રસ).

સ્થળઃ એક ઘરનું દિવાનખાનું. એક ગોળ મેજની આજુબાજુ ખુરસીઓ ગોઠવીને બધા પાત્રો બેઠા છે.



**મરચું**—(જરા વાંકું ટેડું થઈ છાતી ફૂલાવીને)—મારા વગર તમો સર્વને જરાં પણ ચાલવાનું નથી. દાળમાં હું ન હોઉં તો કેટલી બધી અડચણ પડે છે. દાળ વગરની રસોઇ અપૂરી ગણાય છે. દાળ વગર જમનારા બૂમો પાડી ઉઠે છે. ભોજનપ્રિય રસિકોની જીભની તૃપ્તિ માત્ર એકલા ગોળથી થઇ શકતી નથી. પણ દાળ તો મારી સહાયતાથીજ સારી બને છે, અને તેથીજ રસિકજનો રીઝે છે. આ માન મને મળવાથી મને આનંદ થાય એ સ્વાભાવિકજ છે.

આમલી—(ઉભી થઈને મોં વાંકુ કરી ખુશાલીથી) અરે ઓ દોઢ ચતુર! ઘણું ડાહ્યું દેખાય છે તું. શું બોલ્યું? દાળને જે માન મળે છે, અને તે જે આટલી બધી પ્રિય છે, તે શું માત્ર તારા ગુણથીજ કે! શું તું એમ ધારે છે? વાહ! ત્યારે તો મારો બધો શ્રમ વ્યર્થજ ગયો કે? અરે વાહરે અહમ્‌ભાવ! કેટલું તારૂં આ ઉદ્ધતપણું! તારા આ વાક્યજાળથી રસિકજનો નહિ ફસાય! ખરો સ્વાદ તો મારાથીજ આવે છે, સમજ્યું કે? (બેસે છે.)

મીઠું—(ગંભીરાઇથી)—જ્યારે જ્યારે કોઇ સ્ત્રીઓને "કજીઆખોર" કહે છે ત્યારે એ સર્વ સ્ત્રીજાતિની જાણી જોઇને બેઆબરૂ કરે છે એમ મને લાગતું. વળી સ્મૃતિકાર મનુ મહારાજ જે શાસ્ત્રકાર છે, તે પણ લખે છે, કે "न स्त्री स्वातंत्र्य मर्हति" 'સ્ત્રીઓને સ્વતંત્રતા આપવી વ્યાજબી નથી,' તેમાં અમુક અમુક દોષ છે, કે જે અહિંયાં મને બોલતાં પણ લાજ આવે છે. "स्त्रीणां दोषाः स्वभावजाः" કહીને એકંદર રીતે સ્ત્રીઓને એકજ રીતે ન્યાય આપવાનો સનાતન ધર્માચાર્યો ઉપર હું દોષ મુકતો હતો, પણ આ તમારૂં સંભાષણ સાંભળીને તથા તમારા આજ સુધીના પરિચયથી જે અનુભવ થાય છે તે ઉપરથી મારે તમારા તરફનો ઉચ્ચ મત તરતજ બદલવો પડશે, એમ મને લાગે છે. જો કે લોકો "મીઠું" એમ બોલીને મને નપુંસક સમજે છે, છતાં તેઓને મારા વગર પુંસત્વ આવવું મુશ્કેલ છે, અને તેટલાજ માટે છોકરીઓ લગ્ન માટે યોગ્ય વયની થયા

પછી-વહેલી રજસ્વલા ન થાય એવા ભયથી કેટલાક લોકો તેમને મીઠા વગરનું અન્ન ખવડાવી અશક્ત કરે છે. આ પ્રમાણે સર્વ શક્તિ મારાથીજ ઉત્પન્ન થાય છે. સ્વાદ મારાવડેજ આવે છે. તેથી લોકોના નપુંસકવાચક ઉપનામ તરફ હું વિશેષ લક્ષ આપતું નથી. તેઓ મારૂં માન રાખે છે, એટલે તેમના પર હું ઘણો સંતુષ્ટ છું. કહેવત છે કે "પ્રેમ આંધળો છે." મરચાંએ પોતાના સંભાષણમાં મને જે માનપૂર્વક યાદ કર્યો છે, તેથી પણ મને ઘણો સંતોષ થાય છે. પરંતુ દુરભિમાનથી કજીઓ કરી પોતાના વખાણ પોતાનેજ મોંઢે ગાવાં અને બીજાનું મહત્વ ન સમજતાં તેમને ઉતારી પાડવાં એ જેટલું ખોટું છે, તેટલુંજ હાસ્યજનક છે. એટલા માટે તમે બંનેએ પોતપોતાની મોટાઇ બતાવી કજીઓ કર્યો તે મને ઠીક લાગતું નથી. કોઇ કોઇ અશિક્ષિત વૈદ્ય, (હું તેને અશિક્ષિતજ કહીશ; કારણકે તેમને મારૂં મહત્વ સમજાતુંજ નથી.) મારા ઉપયોગ તરફ બેદરકારી રાખે છે, અને કેટલાક રોગોમાં રોગીને મીઠા વગરનું અન્ન ખાવાનું કહે છે. આ તેમનું કૃત્ય તદ્દન દ્વેષભાવથી ભરેલું છે એમ હું શું નથી જાણતો? પણ હું તે તરફ લક્ષજ આપતો નથી. કારણકે "सत्यमेव जयते" સત્યનોજ જય થાય છે, એમ શાસ્ત્રમાં કહ્યું છે. મોંઘવારીમાં ગરીબોને પૂરતું ખાવા નથી મળતું, તેથીજ પ્લેગ વગેરે રોગો ઉત્પન્ન થાય છે, એમ ડૉક્ટરોનો મત છે કોલ્હાપુરના કુલકર્ણી ડૉક્ટરનું "અમૃત" મીઠામાં બીજ બને છે, તે સર્વને ખબર છે. હાલમાં બ્રિટિશ સરકારને પણ મારા ઉપર દ્વેષ વધતો જતો હોય એમ જણાય છે. મારો વધતો જતો ઉપયોગ તેમનાથી જોઇ શકાતો નથી, અને તેટલાજ માટે વારંવાર મારો કર વધારી પોતાની તિજોરી તાજી કરવા તૈયાર થાય છે. જો કે એથી મને તો વધુ મગરૂર થવા જેવું છે, કે સરકાર જેવા પણ મારી કેટલી બધી કાળજી રાખે છે, અને કિમ્મત ગણે છે!

ગોળ—મીઠાભાઇનો આ સમુદ્ર જેવો શાંત સ્વભાવ સમુદ્ર સાથેના તેમના લાંબા સહવાસથીજ થયો લાગે છે, તે કોઇ પણ પ્રમાણિકપણે કબૂલ કરશેજ. ખરૂં જોતાં તેમનો આવો સ્વભાવ મને ઘણોજ ગમે છે. અમે બેઉએ સરખાં દુઃખી છીએ. મને પણ લોકો ગોળ જ કહીને બોલાવે છે. કોઇપણ પકવાન મારા સિવાય બનતુંજ નથી. લગ્ન મરણ ઇત્યાદિ શુભ અગર અશુભ પ્રસંગે પણ મારો પ્રથમ ખપ પડે છે. કદાચિત્ માંદા મનુષ્યોની જીભે મારી રૂચી થતી નથી, તેથી હું કડવો લાગું છું. વળી કદી કદી મારાથી કૃમી–કરમ તથા મધુમેહાદિ રોગો થાય છે, પણ તેમાં મારો દોષ નથી. તેતો તેમની પ્રકૃતિનો દોષ છે. ખરીરીતે હું તો નિર્દોષ છું.

કારેલું—(કડવાસ) (વાંકું સુંકું મોઢું કરીને) અરે વાહ! ગોળજી! પોતાનાજ ગુણ ગાતા જણાઓ છો! શું ત્યારે અમારી તો કશી કિમ્મતજ નથીને? હું કડવું લાગું છું, પણ તેમાં શું થયું? અરે તમે ને હું તો ભાઇબંધ થયૂએ, તે તમે ભૂલી ગયા લાગો છો. મને યએનો અનુભવ કહું કે? મધુમેહ નામના વ્યાધિમાંજ સેકરીનની ((કોલસામાંથી બનેલી ખાંડ, કે જે આપણી ખાંડ કરતાં લગભગ ૪૦૦ ગણી ગળી હોય છે.) ગોળીઓ ખવડાવવામાં આવે છે, તે મોંઢામાં નાંખતાં કેટલી બધી કડવી લાગે છે? પણ તેનેજ ચાના પ્યાલામાં નાંખો, ને પછી જુઓ કે કેવો આખો પ્યાલો મીઠો બની જાય છે! કારેલાં કેટલાં બધાં કડવાં છે, છતાં તેનું શાક રસિકજનો કેવા હોંસે હોંસે ખાય છે. તેઓજ મારી કિમ્મત કરે છે. ગરીબ, દાર

ઇત્યાદિનાં ભક્તો મારી મોટાઇની પૂરેપૂરી ખબર લે છે. વળી ગોળે કરેલો કૃમિ વગેરે જંતુનો ઉપદ્રવ હું મટાડી દઉં છું. ટવીનાઇન, કાળીજીરી, એજીયો, ઇંદ્રજવ, કરીયાતું વગેરે કડવાં ઝેર જેવાં ઓષધોની યોજના વૈદ્ય ડૉક્ટરો શા માટે કરે છે, તેનો મર્મ ચતુરોજ જાણી શકે છે. પેલી કહેવત યાદ નથી શું ? "કડવું ઓસડ તો માજ પાય છે." વધારે બકવાટ કરવાથી પોતાના પક્ષનું સમર્થન થતું નથી તે હું સારી રીતે જાણું છું. વ્યર્થ કજીઓ કરવામાં શો ફાયદો ?

આંમલી—કજીઓ કોણે શરૂ કર્યો ? ઉગ્ર સ્વભાવથી મરચાએ ને ? એતો જ્યાં જાય ત્યાં હાય હાયજ કરાવી મૂકવાનું ! તેની પાણી પીછાણ થાય અને તેના ફંદામાં કોઇ ફસાય નહિ એટલા માટે, આગગાડી અને શહેર સુધરાઇ ખાતાએ ખાડા ખોદેલા રસ્તા ઉપર મૂકેલાં સાવધાનતા સૂચક લાલ ફાનસની માફક, ભયસૂચક રાતો રંગ તો પરમાત્માએ એના શરીર ઉપરજ ચોપડયો છે.

મરચું—( અતિશય ક્રોધે ઘુરાઇને ) અરે હવે બસ કર આમલી ! તારા શબ્દ સાંભળવા કરતાં, કાનમાં દાટા મારવા સારા છે. લોકોની ભૂલો તને દેખાય છે. પણ તારા દોષ તને સમજાતાં નથી, એ આશ્ચર્યની વાત છે. કેટલાક લોકોને તારી સોબતથી પિત્તરોગ જેવો ભયંકર વ્યાધિ થાય છે, અને તેમના સાંધા રહી જાય છે, તે તને ખબર છે કે ? મદ્રાસી લોકો ના હોત, તો આજ તને કુતરાં પણ બોલાવત નહિ. ફક્ત ભલાંભોળાં તુલસી દેવીએ તારા ફંદામાં ફસાઇને, પોતાના લગ્નમાં તારો અંગીકાર કર્યો, તેથીજ " મોટાના શ્વાન, તેને સર્વે આપે માન " જેવી તારી ગતિ થઇ છે. પણ આખરે શ્વાન તે તો શ્વાનજ.

આમલી—( કંટાળી જઇને ) તું મારી યોગ્યતા ગોળનેજ પુછી જોને ? મીઠાં મીઠાં પકવાન ખાતી વેળા મોઢામાં જ્યારે અતિ મીઠાશથી અરૂચી ઉત્પન્ન થાય છે, ત્યારે વૈદ્યના બાપથી પણ જે કામ નથી થતું, તે હું કરૂં છું. કોકમની કઢીનો તથા દહીંના મઠાનો એક સબડકો ભરતાંની સાથેજ મોમાં રૂચી આવે છે. અને ખાધેલું સ્વાદિષ્ટ લાગે છે. આ તું ભૂલી ગયું જણાય છે.

મરચું—( ક્રોધથી આમલી તરફ કરડી નજર કરીને ) પણ આ તારા બડબડાટથી ઉપજેલી અડચણ ટાળવામાં મારીજ મદદ છે. મારી સહાય વિના તારાથી એ નાજુક કામ કરી શકાયજ નહિ, એમ હું ખાત્રીથી કહુંછું. વળી શું તું એમ કહેવા માગેછે કે હું હાય હાય કરાવનાર છું ? અરે ઓ નિર્લજ ઉભી રહે ! તારી ખોડ ભૂલાવું છું. તારી છાતી પર બેસી તારી બડબડ કરતી જીભનેજ ખેંચી કાઢુંછું, તથા તારી આંખોમાંથી પાણી પાડુંછું. લે લેતી જા. (દોડીને આમલીને પકડી નીચે પાડી નાખેછે) અને મોંમાથી જીભ ખેંચવાનો પ્રયત્ન કરી ખેંચતાણ કરે છે. આમલી "મરી ગઇ, મરી ગઇ, " કરી બૂમો પાડી રડે છે.

ગોળ—( સ્વગત )—આમલીનો સ્નેહ મારા ઉપર ઘણો છે. તેના આવા હાલ મારાથી દેખી ખમાતા નથી. તેને છોડાવવીજ જોઇએ. ( છોડાવવા લાગે છે. )

મીઠું—( સ્વગત ) હવે પ્રસંગ કઠીન દીસે છે. મને આમલી કરતાં મરચું વધારે ગમે છે, તેથીમારે તેનોજ પક્ષ લેવો જોઇએ. (દોડતાં જઇ એકદમ ગોળના હાથ પકડે છે.)

ગોળ—ઘણાં દિવસનો સ્નેહ તોડી નાંખવો સારો નહિ. સ્ત્રીઓના વાદે પુરુષોએ કજીઓ કરવો શોભતો નથી. આપણે ફરજ



# સુખડની પેટી.

લેખકઃ શ્રીયુત દેવેન્દ્ર રણછોડરાય મજમુંદાર.

(ગતાંક પૃષ્ઠ ૧૮૪ થી ચાલુ).

[ ૪ ]



અમારા ગયા પછી, મ્હોટાભાઈએ અત્યંન્ત દીનતાથી, ચાર પાંચ પત્રોમાં ક્ષમાની યાચના કરી હતી. પરંતુ બાપાએ એમના કાગળને ઉઘાડયા યે નહિ; એટલું બધું એમને લાગી ગયું હતું. આ આઘાતેજ, એમનો અંત આણ્યો; ને પાછળ મ્હારી મા પણ એજ દુઃખથી મરી ગઈ. જ્યારે બાપાની તબીયત વધારે બગડેલી મ્હને ...ી હતી, ત્યારે મ્હેં ભાઈને છાનેમાને કાગળ લખી એ વાત જણાવી હતી. કારણ કે અંત વખતે, એમને દેખી બાપા વખતે ક્ષમા આપશે એમ મ્હને થયું હતું. પણ ભાઈ, કે એમનો કાગળ, કોઈ આવ્યું નહિ.

બાપના મૃત્યુના સમાચાર, મ્હેં કાગળ મારફત આપ્યા, તેનો કંઈ જવાબ આવ્યો નહિ. એ જોઈ મ્હને ઘણુંજ દુઃખ અને આશ્ચર્ય થયાં; મ્હારો કાગળ મળે, ને ભાઈ ચુપચુપ બેસી રહે, એ તદ્દન અસંભવિત હતું. હું નિરાધાર થઈ છું, એ જાણતાં એ ગમે તે રીતે દોડતા આવ્યા વગર રહેજ નહિ. પણ આ શું? મ્હારા કાગળ એમને મળ્યાજ નહિ હોય. વખતે પશ્ચાત્તાપમાં એ કંઈ દેહને તો નુકસાન નહિ કરી બેઠા હોય? આ વિચાર આવતાં મ્હને કંપારી છુટી, પણ તરતજ એ વિચારને મગજમાંથી દૂર કર્યો. ભાઈ વખતે થોડા દિવસ બ્હારગામ હવા ફેર માટે ગયા હશે, પણ સઘળું વ્યર્થ. વાટ જોઈને હું થાકી. મુંબાઈમાં બીજા ઓળખીતાને એમની તપાસ કરવા લખ્યું. એમનો પણ એજ જવાબ આવ્યો કે, ભાઈનો કંઈ પત્તો નથી.

હવે મ્હને અત્યન્ત ચિન્તા થવા લાગી. જ્યારે ત્યારે મગજમાં પેલો દુષ્ટ વિચારજ આવે. પણ દુઃખનું ઓસડ દહાડા, એ જે કહ્યું છે તે બિલકુલ ખોટું નથી. પેટની પૂજાની ચિન્તામાં હું બધુંયે દુઃખ ભૂલી ગઈ.

વિદ્યુતના શિક્ષણની, અને અમારા ઉદર-નિર્વાહની જવાબદારી, હવે મ્હારી એકલી પર આવી પડી. જ્યાં સાંભળું, ત્યાં નોકરી માટે મ્હેં અરજીઓ કરવા માંડી. આખરે આણંદની ઇસ્પીતાલમાં મ્હને જગ્યા મળી. વિદ્યુતને અભ્યાસ કરવા પેટલાદ મુક્યો. એણે બિચારાએ, પોતાની સ્થિતિનું ભાન હોવાથી, બરાબર અભ્યાસ કર્યો અને ભણવા પૂરતી સ્કોલરશીપ મેળવી. આમ એણે, એકપણ વર્ષ નકામું ગુમાવ્યા વગર, હાઇસ્કુલનો બધો અભ્યાસ પૂરો કર્યો પછી એક મ્હોટી સ્કોલરશીપ મેળવી, કલકત્તે વૈદકનો અભ્યાસ કરવા ગયો. આણંદમાં હું એકલીજ રહેતી. પરીક્ષા પછીની રજાઓમાં પણ, વિદ્યુત મ્હારી પાસે આવતો નહિ. પણ કંઇક ટયુશન કે નોકરી મેળવી, ભણવા માટે પૈસા ભેગા કરતો.

મ્હને ખાનગી પ્રેકટીસ કરવાની રજા હતી.

એ ગામમાં આફ્રીકા જઇ આવેલા સદ્દર પાટીદાર અને હોરા લોકોની વસ્તી સારી છે, એમનાં બૈરાં, ખાઇપી, કામધંધા વગર શરીરની કાળજી કરી બેસી રહેવાને ટેવાયલાં તે, રોજ, 'માંદાં છીયે, 'માંદાં છીયે' એમ એમને સ્વપ્નાં આવ્યા કરતાં. એટલે ચોખ્ખી હવાના દિવસોમાં પણ, મ્હને બે ત્રણ જણને ત્યાંથી બોલાવવા આવતું.

વિદ્યુત ગયા પછી બીજીજ અઠવાડીયે, એક દિવસ બપોરે મ્હારા ઘર આગળ એક ગાડી મ્હને તેડી જવા આવીને ઉભી રહી. એક કાઠીઆવાડી હિંદુ કુટુંબમાંથી મ્હને બોલાવવા આવ્યું હતું. હું પેટી લઇને ગાડીમાં બેઠી. ગાડી એક ભવ્ય બંગલામાં આવી ઉભી રહી. ધંધાને અંગે હું આ બંગલા પાસેથી ઘણીયે વખત પસાર થઇ હતી; પરંતુ તે વખતે, ત્યાં કોઇની વસ્તીનાં ચિન્હ જોવામાં આવ્યાં નહોતાં.

આ બંગલો, એક મ્હોટા ભવ્ય બાગની વચમાં આવેલો હતો. બંગલાનાં છેક ઓટલાથી તે અગાશી સુધી, એક વેલ ચઢાવેલી હતી. પણ અત્યારે તે તદ્દન સુકાઇ ગયેલી હતી. દરવાજાની કમાનપર "આનંદ ભુવન" એવું નામ કોતરેલું હતું. નામ સુંદર હતું, પણ મનુષ્યની વસ્તીને અભાવે, બંગલો ખાવા ધાતો હોય એમ લાગતું. આ બંગલાનો માલીક કોણ? બંગલો આમ ખાલી કેમ પડી રહે છે? વગેરે જાણવાની મ્હને ઘણી ઇચ્છા હતી. મ્હેં ઘણાંને એ વિષે પુછ્યું હતું, પણ એટલીજ ખબર મળી હતી, કે આ બંગલો કોઇ કાઠીઆવાડી બ્રાહ્મણ કોંટ્રાકટરે, દરબારમાંથી લીધો હતો ને લીધા પછી, એને બ્રહ્મદેશમાં કોંટ્રાકટ મળ્યો હતો; એટલે અહીં રહેવા એ આવ્યોજ નથી. બ્રહ્મદેશમાંજ હશે.

આ સિવાય, વધુ ખબર મ્હને મળી શકી નહોતી. હવે આજ, મ્હને એજ બંગલેથી બોલાવવા આવ્યું એટલે મ્હારી એ જીજ્ઞાસા તૃપ્ત થશે, એમ મ્હને લાગ્યું.

દરવાજા આગળ ગાડી ઉભી રહી; કે તરત એક નોકરે આવી મ્હારી પેટી ઉંચકી લીધી. તે મ્હને એક મ્હોટા ઓરડામાં લઇ ગયો. થોડી વાર રોકાવાનું કહી, એ અંદર વરદી આપવા ગયો. થોડીજ વારમાં એક બાઇ શ્રીમતાઇના તોરમાં, ધીમે ધીમે ડગ ભરતી, આવી પહોંચી. આણંદ જેવા ગામમાં એક કાઠીઆવાડી હિન્દુ સ્ત્રીનું, અને તે પણ એક સ્વજ્ઞાતિનીનું મુખ, ઘણે વર્ષે જોઇ, મ્હને ખૂબ આનંદ થયો. પણ જ્યારે, મ્હેં આ બાઇને પૈસાના તોરમાં છકી ગએલી જોઇ, ત્યારે મ્હારો આનંદ દબાઇ ગયો.

થોડુંક સ્મિત કરી તે બોલી: હમારી એક આશ્રિત બાઇ—અમારા કારકુનની વહુ માંદી છે, તેથી તમને આ કવખતે, તસ્દી આપવી પડી છે. એ બિચારી ગરીબ વિધવા, કારકુનના મરણ પછી અમારે ત્યાંજ રહે છે: અમે રંગુન હતાં ત્યારે તે મરી ગયો. પછી ગયા સોમવારે અમે અહિં આવ્યાં. તમારી નામના બહુ સાંભળી ને થયું કે તમારી દવા—"

એનું લાંબુ ટાયલું બંધ કરવા મ્હેં વચમાંજ કહ્યું; "ચાલો આપણે એને જોઇએ."

તે આગળ ચાલી અને હું એની પાછળ પાછળ ગઇ. થોડીવારમાં એક ન્હાની સરખી ઓરડી આગળ અમે આવી પહોંચ્યાં. આ ઓરડીમાં ખાટલા પર એક સ્ત્રી સુતેલી હતી. એનો ચહેરો ફીકો પડી ગયો હતો ને આંખો ઉંડી ઉતરી ગયેલી હતી. શરીરે માત્ર હાડકાં ને ચામડીજ ન્હોતી રહેલી. મ્હોં પર નિરાશાની ભયંકર છાયા દેખાઇ આવતી. અમે અંદર પગ મુકયો એટલે એણે મહા મહેનતે એના ઉંડા ઉતરી ગયલા ડોળા અમારા તરફ ફેરવ્યા. એનો ચ્હેરો ગમે તેવો કૃશને ફીકો હતો તોપણ પહેલાં એ ઘણો સુંદર

હોવો જોઈએ તથા આંખો પરથી પણ એ કોઈ ખાનદાન કુટુંબની હોય એમ સહજ દેખાઈ આવતું. એની આંખો દયાની લાગણી માટે તલસતી જણાતી હતી.

હું ધીમે રહી એની પાસે બેઠી; અને બધી હકીકત સાંભળી લીધી. તે બિચારી ક્ષયના પંજામાં સપડાઈ ચુકી હતી; પણ ઘરના બધાંએ શરદીની ઉધરસ, શરદીની ઉધરસ એમ ઠોકી બેસાડયું હતું. જાણે બધું સાધારણજ હોય એમ એ વર્તતાં.

આ રોગી બાઈને પેલી શ્રીમંત બાઈની બીક લાગતી હોય એમ જણાયું, કારણકે એણે દિલ ખોલીને વધારે વાત કરી નહિ. મ્હને એની બિચારીની બહુ દયા આવી પણ હું પહેલીજ વખત ગયેલી એટલે કોઈ જાતની સૂચના કરવાનું મ્હને ઠીક લાગ્યું નહિ.

હું ઉઠવા જતી હતી એટલામાં જોડેની ઓરડીમાંથી રડવાનો અવાજ આવ્યો. તરતજ જોરથી બારણું ઉઘડી ગયાં. એક બાર વર્ષનો છોકરો એનાથી રહેજ ન્હાની છોકરીને મારતો ને બરાડા પાડતો, અમે બેઠા'તાં ત્યાં આવી પહોંચ્યો. એણે રડતે રડતે કહ્યું, "એ બા! જોને આ પ્રભાએ મ્હારી બંદુક ભાગી નાખીને બે કટકા કર્યા, તે હવે હું એને ના મારું ?"

આમ કહેતે કહેતે પેલી બિચારીને તેણે જોરથી બે ત્રણ મુક્કા બરાડામાં લગાવી દીધા. આ ગાર રાંકડી નાજુક બાળા શી રીતે સહન કરી શકે ? પહેલેજ ઠોંસે એ જમીન પર પડી ગઈ. પેલી શ્રીમંત બાઈએ કૃત્રિમ ક્રોધ દેખાડી પોતાના છોકરાને આંખ કરી પણ એ મારેજ શાનો ?

તે બોલ્યો; "તેં મ્હારી બંદુક ભાગી નાખી ત્યારે હું ત્હારી પુતળી તોડી નાંખીશ, યાદ રાખજે." આ સાંભળી પ્રભાએ પોતાનાં આંસુ લુછી અને તિરસ્કાર યુક્ત દ્રષ્ટિ ફેરવી બોલી. "આવું હડહડતું જુઠું બોલતાં શરમ નથી આવતી. બાબુભાઈ ? હું કોઈ દિવસ તમારી વસ્તુને હાથ અડકાડું છું, તે આવાં ખોટાંખોટાં આળ ચઢાવી મારવા આવો છો ?"

આ સાંભળી લાડઘેલો છોકરો રાતોપીળો થઈ ગયો ને નિર્દોષ પ્રભાને ફરી મારવા દોડયો. પણ એની માએ એને ઝાલી લીધો. પ્રભા કંઈ બોલવા જતી હતી એટલામાં પેલી આજારી બાઈએ "ચૂપ પ્રભા!" એટલા શબ્દો ક્ષીણ સ્વરે કહ્યા.

કહ્યાગરી બાળા વધુ કંઈ પણ બોલી નહિ. એનો ક્રોધ નિરાશામાં પલટાઈ ગયો. એણે માના ઉશીકાપર માથું મુકી રોવા માંડયું. આ જોઈ માની આંખમાં પણ આંસુ ઉભરાયાં. આંસુ છુપાવવા એણે પાસું બદલ્યું. "જરા ત્હારી માને જંપવા દેને" એમ કહેતાં પેલાં શ્રીમંત બાઈએ પ્રભાને હસડીને બ્હાર કાઢી મુકી.

પછી શ્રીમતીએ રોગી બાઈને ઉદ્દેશીને કહ્યું, "સુશીલ બ્હેન! આ હવે જાય છે-"

સુશીલ બ્હેને મ્હારા તરફ આંખો ફેરવી. મ્હેં એને સમાધાનના બે બોલ કહી રજા લીધી. આગળના દિવાનખાના સુધી શ્રીમતી મ્હને વળાવવાં આવ્યાં. તે વખતે મ્હેં એમને કહ્યું. "આ ઉન્હાળાના દિવસમાં, સુશીલ બ્હેનને અહિંની હવા માફક નહિ આવે, માટે એમને કોઈ બીજી સારી હવામાં લઈ જવાં જોઈએ. વળી ગમે તેવી તોયે હું એક નર્સ. મ્હારી એકલીથી આવો ભારે રોગ સુધારી શકાશે નહિ. કોઈ અનુભવી સારા ડાક્ટરને દેખાડી જુવો. એ જે પ્રમાણે કહેશે તે પ્રમાણે કરવા હું તૈયાર છું."

આ સાંભળી શ્રીમતી હસતાં હસતાં બોલ્યાં. "એ બધું તો સમજ્યાં, પણ હવા તથા ડાક્ટર ને એ બધા માટે મરમરીયાં જોઈએ ને ?" એવું કહીને પાછાં ખૂબ હસ્યાં.

તેજ વખત, "એ બાઈને મ્હારે ત્યાં

મોકલો, હું એની યોગ્ય કાળજી રાખીશ " એમ કહેવાનું મ્હને મન થયું, પણ મ્હારા ઉભરાને મ્હેં દાબી રાખ્યો.

ફરી પાછાં એ બોલ્યાં: " હમેશ આવતાં જાવ. હમે દેશી દવા સારી જાણોછો એમ મ્હેં સાંભળ્યું છે. હમેશ કંઇ કંઇ આપતાં જજો ને. ગુણ લાગ્યો તો ઠીક છે નીકર આપણે શું કરીએ. હમને હમારી દવાના પૈસા મળશે."

પેલી બાઇપર આવી જાતનો ઉપકાર કરતાં જોઇ મ્હને શ્રીમતીપર ક્રોધ ચઢયો. અને છેવટના વાક્યે તો હદ કરી નાખી ! શું અમે ડાક્ટરનો ધંધો કરનારાં બધાં પૈસાનાંજ સગાં હોઇએ છીયે ? અમનેયે હૃદય હશે કે નહિ ? હું કંઇ પણ જવાબ આપ્યા વગર દાદર ઉતરી ગઇ. નીચે ઉતરી બાગમાં પગ મુકતાંજ સામે એક બાંકડા પર પ્રભા ને એકલી બેઠેલી દીઠી. તેના કાળા ભમ્મર વાળ વીખરાઇને તેના ચંદ્રમુખને વધારે મોહક બનાવતા હતા. સખ્ત તાપથી અને રડવાથી તેનું મુખ લાલચોળ થઇ ગયું હતું. હાથ પર ગાલ ટેકવી તે કંઇ વિચાર કરતી બેઠી હતી. અહા ! શું એનું રૂપ ! કેવો નિર્દોષ અને મોહક ચહેરો ! એના અને સુશીલા બ્હેનનાં ચહેરામાં કેટલું બધું મળતાપણું ? સુઘટિત અને સીધું નાક, કાન સુધી લંબાયલી ચંચળ આંખો, વિશાળ કપોલ અને રાતાં પરવાળાં જેવા ઓષ્ઠ, સઘળુંજ એક સરખું. તફાવત માત્ર એટલોજ હતો કે એકનો ચહેરો સુકલો ધોળી પુણી જેવો ત્યારે બીજાનો લાલાશ પર અને ગોળમરોળ હતો.

થોડીવાર મ્હેં એની સામે ટગરટગર જોયા કર્યું. પછી એક બુમ મારી. તેણે તરત ઉંચું જોયું. "કોણ ? બાને જોવા આવ્યાં હતાં એજ બાઇ લાગે છે. " એમ એ બબડીને મ્હારી પાસે આવીને ઉભી રહી.

મ્હેં એને પ્રેમથી સોડમાં લીધી. કોણ જાણે કેમ એના પર મ્હને મ્હારાં બાંધુ જેટલું વ્હાલ આવતું હતું. એણે મ્હારી સામે જોઇ કેટલાક પ્રશ્નો પુછ્યા: " મ્હારી માને શું થયું છે ? હમે એને તપાસી જોયાં ? એ કયારે સારાં થઇ જશે ? "

સમાધાનપૂર્વક એના બધા પ્રશ્નોના ઉત્તર મ્હેં આપ્યા એટલે એને ઘણો સંતોષ થયો. એનેયે મ્હારી સાથે પારકું લાગ્યું નહિ. " એનો કોઇ વાલી છે કે નહિ. એમનો અને શ્રીમંત બાઇનો શું સંબંધ છે ?" વગેરે પ્રશ્નો મ્હેં એને પૂછ્યા. પરંતુ એકે પ્રશ્નનો ખુલાસો એ કહી શકી નહિ. "ભાણુભાઇ રોજ જુઠું જુઠું બોલી મ્હને મારે છે ને મ્હારૂં કોઇ ઉપરાણું લેતું નથી. મ્હને બહુ ગુસ્સો ચઢે છે પણ શું કરૂં ? વગેરે તકરારોની મ્હારી આગળ એણે ફર્યાદ કરી.

" વારૂ, પ્રભા ! હને વાંચતાં લખતાં આવડે છે ? "

પ્રભા બોલી: " મ્હને કોણ શિખવે ? ભાણુભાઇ માટે માસ્તર ઘેર ભણાવવા આવે છે. પણ મ્હોટાં મા કહે છે કે બૈરાંએ લખતાં વાંચતાં શિખવું નહિ. મ્હારી બાએ મ્હને પહેલાં કક્કો અને બારાખડી શિખવ્યાં હતાં. મ્હોટાં બાની બીકને લીધે કોક કોક વખત હું પંચતંત્રની વાતો છાને માને વાંચું છું. "

" એમ કે ! ત્યારે હને ભણવાની બહુ હોંશ છે, ખરૂં ? "

" હા. મ્હને તો એમ થાય છે કે હું કેટલુંયે શિખી લઉં ? પણ મ્હને શિખવે કોણ ? "

" ઓહો, હું હને શિખવીશ; બ્હેન ! "

" ક્યારથી શિખવશો ? " આનંદમાં આવી જઇ એણે તરતજ પુછ્યું. " કહોને, ક્યારથી મ્હને શિખવશો ? હું તમારે ઘેર આવું કે તમે મ્હને અહિં આવી શિખવશો ? "

"ના, બ્હેન! ત્હારેજ મ્હારે ઘેર આવવું પડશે. હું અહીં દરરોજ આવવાની નથી."

"તમારૂં ઘર અહીંથી કેટલું દૂર છે ?"

"પાસેજ છે. આ પેલું મ્હોટું મકાન દેખાય છે ને, તેની પેલી તરફ દવાખાના પાસે."

"એમ કે! ત્યારે તો જરા ઉભાં રહો. હું બાને કહીને હમણાંજ તમારી જોડે આવું છું. બહુ વાર નહિ લાગે."

આ બાલિકા કેવળ નિર્દોષતાની પુતળીજ હતી. એના નિર્દોષ હાવભાવ જોઇને મ્હારૂં મન ઘણું આનંદ પામ્યું. આ દુનીયામાં જો બધાંજ માણસો આવાં નિર્દોષ હોય તો સ્વર્ગ શોધવા બીજે ક્યાંય જવું ન પડે. મ્હેં એને જતી રોકીને કહ્યું: "ના બેટા! આજને આજ કંઇ ઉતાવળ નથી. ફરી કાલે, પરમ દહાડે, જ્યારે ફાવે ત્યારે તારી માને પુછી જોજે. આજ એને નકામો ત્રાસ ન આપીશ. હું કાલેયે પાછી આવવાની છું." આટલું કહી, હું એનાથી છુટી પડી. આખે રસ્તે મ્હને એનાને એનાજ વિચાર આવ્યા કર્યા. એ નિર્દોષતાની મૂર્તિ આંખ આગળથી દૂર થઇ શકી નહિ.

## [ ૫ ]

બીજે દિવસે જ્યારે હું 'આનંદભુવન' માં ગઇ ત્યારે પ્રભા બારણેજ મ્હારૂં સ્વાગત કરવા ઉભી રહી હતી. તે મ્હને સુશીલ બ્હેન પાસે લઇ ગઇ. તે વખતે શ્રીમતિ બાઇની પધરામણી ત્યાં થયેલી નહાતી. એ તુલસીપૂજામાં ગુંથાયાં હતાં, એમ મ્હને ખબર મળી. સુશીલ બ્હેનની તબીયત કાલ કરતાં આજ ઘણી સારી લાગી. એ આજ ઉત્સાહમાં હતી. તેણે મંદસ્મિત કરી મ્હને આવકાર આપ્યા પછી ધીમે ધીમે બોલવા મંડીઃ "ત્હમે પ્રભાને ખરેખર ગાંડી કરી મુકી છે. તમારે ઘેર ભણવા જવાદે, જવાદે, એમ ગઇ કાલથી હઠ લઇને બેઠી છે."

"હેં! ભણવા માટે આટલી બધી તલપાપડ થઇ રહી છે કે? ખરેખર ત્હમારી પ્રભા બહુજ ડાહી છે. એની બુદ્ધિ વિલક્ષણ છે." મ્હેં કહ્યું.

આ સાંભળી સુશીલ બ્હેન કંઇક સ્મિત કરી બોલીઃ "વારૂ, ત્હમને એ વ્હાલી લાગે છે જાણી મ્હને બહુ આનંદ થાય છે. પણ ખરેખરે, ત્હમે એને બરાબર ભણાવશો?"

"હા, હા, એમાં તે કાંઇ શક?" મ્હેં એકદમ ઉત્તર દીધો. "જ્યાં તમારી પરવાનગી મળી કે તમારી પ્રભા—"

"પ્રભા! બેટા! જરા બ્હાર જા જોઇએ. હું ત્હને હમણાંજ પાછી બોલાવીશ." આનંદમાં ગરકાવ થઇ ગયેલી પ્રભાને આ વખતે બ્હાર જવું ગમ્યું નહીં. પરંતુ આજ્ઞાપાલક પુત્રી બીલકુલ આનાકાની વગર ઓરડી બ્હાર જતી રહી.

એના ગયા પછી સુશીલ બ્હેન બોલ્યાં: "પણ ત્હમને શિખવતાં કંટાળો નહિં આવે ને? આ કામ ત્રાસદાયક લાગે તોયે તમે એને અધવચ્ચે તો નહિ છોડી દ્યોને?"

"મ્હારા બોલવા પર તમને વિશ્વાસ નથી બેસતો? દારતો, શાનો બેસે? આપણે પરિચય કેટલો? પણ તમે તમારા પ્રભા ને કાલથી મોકલવા માંડો, હું એને કેવી ધીમાશથી સરળ રીતે શીખવું છું તે જુવો, અને પછી જે કહેવું હોય તે કહેવાનો તમને અધિકાર છે."

", અં......હં, તમારી મ્હેરબાની થઇ. મ્હારૂં કહેવું એમ છે, કે હવે હું આ દુનિયાની થોડા દિવસની મ્હેમાન છું. મ્હારે કંઇ વધારે દિવસ કાઢવાના નથી એ મ્હને ખબર છે. ત્યારે હમણાં ત્હમે એને ભણાવવાની શરૂઆત કરો અને પછી કંટાળો આવવાથી

એને મુકી દે, તે વખતે એની શી સ્થિતિ થાય ? મ્હારા સિવાય એને આ દુનિયામાં બીજું કોઇ સગું વ્હાલું છે નહિ, તેથી એને એવી જાતનું શિક્ષણ મળવું જોઇએ કે જે એને ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે. માટે હું કહું છું, કે જો એને જ્ઞાન આપવું હોય તો સંપૂર્ણ જ્ઞાન આપવું, નહિ તો અભણ રહે એજ સારૂં છે. "

બોલતાં બોલતાં બિચારી સુશીલ બ્હેનનો ચહેરો વધારે ફીક્કો પડતો ગયો. એને શ્રમથી પરસેવો છુટ્યો. વધારે બોલવાથી ઉધરસ ચઢી આવીને ઘણા લાંબા વખત સુધી ચાલી. આ વખત અતિશય અશક્તિને લીધે એના હાડપીંજર જેવા શરીરનાં બધાં હાડકાં હાલી ઉઠ્યાં.

ખાંસી બંધ રહ્યા પછી થોડીવારે તે બોલી: "જોયું ! આ મ્હને કેટલો ત્રાસ આપે છે ? હવે તો પરમેશ્વર આ દુ:ખમાંથી મુક્ત કરે તો સારૂ, હવે મ્હારાથી વેહાતું નથી. "

એનું કહેવું તદ્દન ખરૂં હતું. પરંતુ મ્હેં એને ધીરજ આપતાં કહ્યું, " એમ ના બોલો: ઇશ્વર સૌ સારાંવાનાં કરશે. હું તમને સુદ્ધાં મ્હારે ઘેર થોડા દિવસ લઇ જઇશ. એટલે હવાફેર થશે ને બે વાત. ખરેખર! સુશીલ બ્હેન ! તમને જોઇને જાણે મ્હને મ્હારાં ભાંડુ જેવુંજ લાગે છે. જુઓ તમે મ્હને બીલકુલ પારકી સમજશો ન—" .

અમારી વાતચીત ત્યાંજ અટકી, કારણ કે શ્રીમતિ બ્હેનની સ્વારી એટલામાં ત્યાં આવી પહોંચી. ઓરડીમાં પગ મુક્તાંજ શ્રીમતિએ આશ્ચર્ય સાથે ઉદ્ગાર કાઢ્યો: " ઓ હો ! તમે આવી પહોંચ્યાં છો કે ? આજ જરા સુશીલ બ્હેનની પ્રકૃતિ સારી છે, ખરૂંને ? તેથી મ્હારા મનમાં કે આજ તમે તસ્દી ન લ્યો તો ઠીક " આ વખતે તે સુશીલ બ્હેન તરફ વિલક્ષણ દૃષ્ટિથી જોતી હતી.

મ્હેં વચમાંજ કહ્યું: " એમાં તસ્દી શાની ? તમે જ્યારે એમની કાળજી રાખવાને આટલું બધું મરી પીટો છો, ત્યારે હું પણ એમને ઉપયોગી કેમ ન થાઉં ? બોલવાચાલવાથી જરા એમને ઠીક લાગશે કરી અમે જરા ગપાટા મારતાં હતાં. "

થોડીવાર ચૂપ રહીને શ્રીમતિ બોલ્યાં, " શાના ગપાટા ? કંઇ નવા જૂની છે કે શું ? "

" હંઅ ! અમે શિક્ષણ સંબંધી વાતો કરતાં હતાં, " મેં કહ્યું.

જરા શાન્ત થઇને શ્રીમતિ બોલ્યાં, " શિક્ષણ સંબંધી ? કેવું શિક્ષણ ? આપણને તો બા એમાં કશીએ સમજ પડતી નથી. અને શિક્ષણ વગર મ્હને કશી હરકત પડતી નથી. એમને એમની પ્રભાને ભણાવવાની બહુ હોંશ છે, પણ હું તો બા, ખરેખરૂં કહી દઇશ કે એ મ્હને પસંદ નથી. જો મ્હને છોકરી હોત તો હું એને ભણવાજ ન દેત. પરમેશ્વરની કૃપાથી છોકરા છે એટલે ભણવાનું તો એના નસિબમાં હોયજ. છોકરાઓને ભણીને બૈરાંછોકરાનું ગુજરાન કરવાનું પણ છોકરીઓને ઓછું એમના ધણીનું પોષણ કરવાનું હોય છે ? આ સુશીલ બ્હેનનોજ દાખલો લો. આટલી બધી ચોપડીઓ ભણ્યાં પણ આ વખતે એમને એકકે કામમાં આવી ? ભગવાને નાખેલા દુ:ખને ભણતરથી કંઇ હાથ દેવાયો ? "

" મ્હોટાં બ્હેન ! જેવી સૌ સૌની સમજ. આ ચંદા બ્હેનનો પ્રત્યક્ષ દાખલો તમે આંખ આગળ જુઓ છો છતાં તમે આવું બોલો એ જોઇ મ્હને આશ્ચર્ય લાગે છે. છોકરીઓ શિક્ષણ લે તે ખરાબ અને છોકરાઓ લે તે સારૂં એ તમારી સમજણ ભૂલ ભરેલી છે. શિક્ષણ એ સર્વને એક સરખુંજ ઉપયોગી અને હિતકર છે. જો મા ભણેલી હોય તોજ તે પોતાનાં છોકરામાં સારા સંસ્કાર પાડી

શકે છે. હાલની કન્યાઓ એ ભવિષ્યની માતાઓ છે. "

સુશીલ બ્હેનના બોલવાને શ્રીમતિએ હસી કાઢ્યું, કારણકે એમને કશી સમજ પડી નહિં. પછી સુશીલ બ્હેન મ્હને ઉદ્દેશીને બોલ્યાં: " તમારે હાવે ત્યારથી શરૂઆત કરો. હું એને તમારે ત્યાં મોકલી આપીશ".

" એમને ત્યાં શું કામ ? " શ્રીમતિ વચમાંજ બોલી ઉઠ્યાં. " એમને ત્યાં પ્રભા જાય એના કરતાં એજ આપણે ત્યાં આવે તો ઠીક. આપણે એમને વધારે પગાર—"

શ્રીમતિનું નિઃપ્રયોજન બોલવું, ' ખોટો ડોળ અને મનનું ક્ષુદ્રપણું જોઈ મ્હને એમના પર એક પ્રકારનો તિરસ્કાર આવ્યો. તેમાં એ છેલ્લા વાક્યથી ઉ જેલા ગુસ્સાને બેળે બેળેજ દાબી રાખ્યો. એમનું બોલવું સાંભળીને સુશીલ બ્હેનને પણ ખોટું લાગ્યું. તે બોલી, " મ્હોટાં બ્હેન ! આ કંઇ પૈસાનો વહેવાર નથી. એમણે પ્રભાને પોતાની છોકરી તરીકેજ માની છે એટલે નિઃસ્વાર્થ વૃત્તિથીજ એ એને ભણાવશે. "

"નિઃસ્વાર્થવૃત્તિથી ?" એમ શ્રીમતિ મનમાં બબડયાં. આ વખતે એમની મુખમુદ્રા જોવા લાયક થઇ હતી. આ દુનિયામાં નિસ્વાર્થપણું છે ખરું ? એની એમને શંકા થઇ હશે. આશ્ચર્યથી એમણે મ્હારી સામે ટગર ટગર જોયાજ કર્યું.

બીજા દિવસથી પ્રભાને શિખવા આવવાનું ઠરાવીને મ્હેં એમની રજા લીધી.

ઠરાવ્યા પ્રમાણે પ્રભા દરરોજ મ્હારી પાસે આવવા લાગી. હું બપોરે હંમેશ ઘણુંખરું ઘરમાંજ રહેતી એટલે પ્રભા બપોરથી છેક સાંજ સુધી મ્હારી પાસેજ રહેતી. એની ગ્રહણ શક્તિ એટલી બધી તીવ્ર હતી કે કોઇ પણ બાબત એને એકથી વધારે વખત કહેવી પડતી નહિ. મ્હેં હવે આનંદભુવનમાં દરરોજ જવાનું બંધ કર્યું હતુ. હું વારંવાર જતી તે શ્રીમતિને પરવડતું ન હોય એમ લાગતું, કારણ કે સુશીલ બ્હેન પાસે બેસીને ઉઠતાં સુધી તે અમારી પાસેજ બેસી રહેતાં.. જાણે અમારીપર પહેરો ન ભરતાં હોય ?

હમણાં સુશીલ બ્હેનને મ્હોટાં મડમની દવા ચાલતી હતી; પણ કેસ છેક હાથથી ગયો હતો એટલે સુધરવાની આશા નહોતી. છતાં પણ, થોડા દિવસ આરામ રહે એ હેતુથી અમે એની ખાસ કાળજી રાખતાં. યોગ્ય વખતે તાત્કાલિક ઉપચારની ખાગી ,ગમનાવાળા શબ્દોનો અભાવ અને દારુણ ચિંતા એ ત્રણને લીધે સુશીલ બ્હેનને ઔષધનો ગુણ લાગવો અશક્ય હતો. મ્હારે હાથમાં કશું નહોતું. ઉલટું જે દિવસ હું જઇ આવતી તે દિવસ એને શ્રીમતિઓ બહુ ત્રાસ આપતાં એમ મ્હને પ્રભા મારફત ખબર મળતી. બાથીજ મ્હેં વારેવારે જવાનું બંધ કર્યું હતું. "

( આ વાર્તાના વિશેષ રસિક ભાગ માટે જુવો આવતો અંક )




## પ્રકરણ ૫ મું.

### માણેકનો અભિલાષ.



જયકુંવર અને યમુનાને અત્યારસુધી બહુ બનતું હતું. પાડોસણ ડોસીથી આ ન . દેખી શકાવાથી બન્ને વચ્ચે વિખવાદ કરવા જુઠાણું આદર્યું, જેને પરિણામે તે બન્ને લડી પડી. યમુના ભોળી હતી એટલે એ લડાઇ ભૂલી જવા પ્રયત્ન કર્યો પણ જયકુંવરમાં એ ગુણ ન્હોતો. બન્ને નણંદ ભોજાઇ અબોલ રહેતાં. સંસ્કારી માણેક આ કુટુંબકલેશ મટાડવા મથતી. પ્રભુલાલ બહુ સરળ સ્વભાવનો હોવાથી બની શકે ત્યાંસુધી દરેક વાતને ચુપચુપ ચલાવી લેતો. કુટુંબમાં કોઇપણ વાતે કલેશ ન થાય તે જોવા તે ઇંતેજાર હતો. સુન્દરલાલ જેવો વડીલ બંધુ કુટુંબની વ્યવસ્થા જાળવતો હોવાથી વધારે ઉંડો ઉતરી તે કોઇપણ બાબતમાં માથું મારતોજ નહિ. સુશિલ ને શાંતવૃત્તિવાળો સુન્દરલાલ ગૃહરાજ્ય શાંતિથી ચાલે તે માટે માણેકને હંમેશા કંઇને કંઇ ઉપદેશ આપતો. કલેશ કરનાર અજ્ઞાનીને તિરસ્કારવાને બદલે તેના તરફ દયાભાવ બતાવવા માટે તે હંમેશાં સૂચવતો.

આ પ્રમાણે આ કુટુંબ સમયના પ્રવાહ સાથે જીવન વ્યતિત કરતું હતું. સમય સમયનું કામ કર્યે જાય છે. યમુનાને એક પુત્રી અવતરી. પુત્રીનું નામ કાશી પાડ્યું. પુત્રી આવ્યા પછી યમુના કંઇક શાંત બની હતી. આજકાલ કરતાં વસંત તેર વર્ષની ઉમરનો થયો. ભુજંગપુરમાં અંગ્રેજી નિશાળ નહિ હોવાથી જુનાગઢમાં તેને રાખવાની ગોઠવણ થઇ હતી. ન્હાનપણથીજ માતાએ તેનામાં ઉચ્ચ સંસ્કારોનાં બીજ રોપ્યાં હતાં જ્યારથી વસંત સહજ પણ સમજતાં શિખ્યો ત્યારથી માણેક તેને રામાયણ અને મહાભારતમાંનાં ઉચ્ચ પાત્રોની ઓળખાણ આપતી. શિવાજીની શૂરવીરતા વિષે સરળ ભાષામાં તેને કેટલાક પ્રસંગો સમજાવતી કાલિદાસ ને બાણ, માઘ ને ભવભૂતિની સાહિત્યકૃતિઓ વિષે પણ અવારનવાર વાતો કરતી. નરસિંહ ને મીરાંનાં કાવ્યો પુત્રસમક્ષ ગાવાને પણ આ સંસ્કારી માતા ચૂકતી નહિ. આ પ્રમાણે પતિના સહવાસથી સંસ્કારી બનેલી માણેકે 'માતા એ ઉત્તમ શિક્ષક છે' એ લોકવેણ સાચાં પાડ્યાં.

સુન્દરલાલના સહવાસથી સંસ્કારી બનેલી માણેક આ સઘળું જ્ઞાન ધરાવતી પણ પોતે જે સમાજમાં ન્હાનપણથી ઉછરી હતી તેની કે લીક ભાવનાઓ તેનામાંથી ગઇ ન્હોતી

પોતાના પુત્રને પરણાવવાનો અભિલાષ તેને બહુ હતો. વસંત દશ વર્ષનો થયો ત્યારથી જ તે સુન્દરલાલ પાસે રોજ યાચના કરતી કે મ્હારે મ્હારા પુત્રને પરણાવવાનો લ્હાવો લેવો છે. જે આજે કર્યું તે કામનું. કાલ કોણે દીઠી છે. સુન્દરલાલનું આબરૂદાર અને ખાનદાન ઘર જોઇને ઘણાં સારે સ્થળેથી વસંતના માગાં આવતાં હતાં. માણેક દિન પ્રતિદિન ઉતેજાર બનતી. સુન્દરલાલ તેને બહુ સ્હમજાવતો. બાળલગ્નથી દેશને કેટલું સહન કરવું પડ્યું છે—ઢીંગલા ઢીંગલીના લગ્નથી આર્યો ને આર્યાવર્તની કેવી કઢંગી હાલત થઇ છે—બાળલગ્નની દુષ્ટ રૂઢીથી—માબાપના એ મુર્ખાઇભર્યા અભિલાષથી પ્રજાને કેટલું નુકશાન થયું છે વિગેરે બાબતો તે માણેક સમક્ષ મૂકતો.

પતિની સ્હમજાવટથી અત્યાર સુધી તો માણેક ચુપ રહી પણ હવે તો તેણે હઠજ પકડી. પોતેજ પોતાની ભવિષ્યવેત્તા બની. "હું મરી જઇશ ને મ્હારા પુત્રનું લગ્નસુખ નહિ જોઇ શકું !" એવી એવી વાતોથી સુન્દરલાલને સમજાવવાનું શરૂ કર્યું. સંસ્કારી પત્નીમાં આ ભાવના ઘટેલી જોઇને સુન્દરલાલ દુઃખી થયો—ખેદ પામ્યો.

"ત્હારા જેવી સ્હમજુ સ્ત્રી આવી હઠ પકડે એ નથી શોભતું હો !"

"ગમે તેમ કહો ! મ્હારે એકજ અભિલાપ છે કે વસંતને પરણાવી એ સુખ મ્હારી આંખ્યોએ જોવું."

"હું પણ ઇચ્છું છું કે તું પુત્રને સુખી જોઇ ત્હારી આંખ્યો ઠાર, પણ હજુ ચાર પાંચ વર્ષ આપણે થોભીશું તો વસંતને બહુ ફાયદાકારક છે." સુન્દરલાલે માણેકને સ્હમજાવવાનું શરૂ કર્યું.

"નાથ ! મ્હને માફ કરજો. હું કોઇપણ દિવસ ત્હમારૂં વચન ઉલ્લંઘન કરતી નથી. આજકાલ કરતાં ત્હમારી સમજાવટથી હું મ્હારી લાગણીનો વેગ અત્યાર સુધી અટકાવી શકી, પણ હવે એ વેગ મ્હારા અટકાવ્યા છતાં અટકતો નથી."

"વસંતને વહેલો પરણાવવામાં કંઇ ખાસ લાભ છે ?"

"હા."

"શું ?"

"હું કદાચ મરી જાઉં તો ?"

"એવા ખોટા વિચાર કરવા શા કામના ?" સુન્દરલાલે ખેદ પામતાં કહ્યું.

"નહિ, હું ખોટું ધારતી નથી. મારા દિલમાં એજ તાલાવેલી ચાલી રહી છે કે હું વસંતનું લગ્નસુખ જોઇ શકીશ નહિ." માણેકે નિશ્વાસ નાખતાં પતિ તરફ દયાભરી ભાવનાર્થા દૃષ્ટિ ફેંકી.

"ત્હારી એ એક ભ્રમણા છે !"

"જે કહો તે."

"ત્હારા જેવી સ્હમજુ સ્ત્રી આ ભુલ કરશે તો જનસમાજમાં બહુ ખરાબ દાખલો બેસશે. આપણી જોખમદારી તુ સ્હમજે છે?"

"હા ! તેથી કરીનેજ મ્હેં અત્યાર સુધી ખેંચ્યું. મ્હારી પાછળ આપણાં સગાં વ્હાલાં આજ વર્ષોથી લાગ્યાં છે કે વસંતને પરણાવો. કેટલાંક તો એમ પણ કહેવાને ચૂકતાં નથી કે ત્હમે ને હું ભણેલાં છઇએ પણ ગણેલાં નથી. કોઇ કોઇ શિખામણ આપે છે કે છોકરો બહુ મ્હોટો થશે પછી સારી કન્યા મળવી મુશ્કેલ થશે. આવી આવી વાતો સાંભળવાની મ્હેં દરકાર પણ કરી નથી. ત્હમારી ઇચ્છાને મ્હેં અત્યાર સુધી માન આપેલું છે તો મ્હારો અભિલાપ ત્હમારે પુરવોજ જોઇએ." માણેકે હૃદયમાં રમી રહેલા વિચારો જાહેર કર્યા.

"હું ત્હારા અભિલાષને જરૂર પૂર્ણ કરીશ, પણ અત્યારસુધી ત્હેં જેમ રૂઢીઉપાસક લોકમતને સાંભળ્યો નથી તેમ થોડો વખત

મંજુર કરીશ તો પરિણામ બહુજ સારું આવશે. "

" હું એ રૂઢીઉપાસકોના વેણથી ડરતી નથી. માત્ર મ્હને એવુંજ થાય છે કે હવે જો હું બોલીશ તો આ આંખોથી એ દિવસ જોઇ શકીશ નહિં. "

" ગાંડી રે ગાંડી! એ વિચાર ક્યાંથી આવ્યો? મૃત્યુથી ડરે છે શું?" સુન્દરલાલે માણેકની ભ્રમણા તોડવા પ્રશ્ન કર્યો.

" ત્હમારા સહવાસથી એટલું તો હું શિખી શકી છું કે મૃત્યુ એ એક સુખ છે. મૃત્યુથી હું જરાપણ ડરતી નથી. માત્ર માણસ જાત તરીકે મ્હારો આ એક અભિલાષ છે કે પુત્રને પરણાવવો."

" ત્હને એમ લાગતું હોય કે તું વસંતને પરણાવ્યા શિવાય મરી જઇશ તો એ વાત ભૂલી જા. " સુન્દરલાલે હસતાં હસતાં શિખામણ આપી.

" મૃત્યુથી તો હું ખુશી છું અને ભવે ભવે ત્હમે મ્હારા ભરથાર થાઓ, એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે."

" ત્યારે મ્હારી પણ આ પ્રાર્થના છે કે વસંતને હમણાં પરણાવવાની વાત છોડી દ્યો."

" મ્હને દોષિત ન કરો. ત્હમારી સર્વ ભાવના હું સ્હમજું છું. બાળલગ્નથી આર્યોનું તેજ ગયું, વીરતા વીસરી, શાંતિ ગઇ, સ્નેહ ગયો, એ સર્વ વાત હું પણ સ્હમજું છું; છતાં મ્હારો આ અભિલાષ પૂર્ણ કરો. મ્હને એવી ઇચ્છા સતત્ થઇ છે તો ત્હમે એ ઇચ્છા પૂર્ણ કરો. મ્હારો વસંત પરણે એ જોવાની મ્હારી ઇંતેજારીમાં ત્હમારી સહાયતા આપો. હું ત્હમારી પાસે એક ભિક્ષા માગી લઉં છું કે વસંતનાં લગ્ન હવે કરવાની સંમતિ આપો." માણેકે આજીજી કરી.

" વારૂ, વસંતને આપણે જુનાગઢ પૂછાવીએ તો?" સુન્દરલાલ સ્હેજ પીગળ્યો.

" જરૂર પૂછાવો."

" તે ના કહેશે તો?"

" તે બાળક છે, ત્હમે જેમ દોરશો તેમ દોરાશે."

" ત્યારે તુંજ પત્ર લખ, જોઇએ તે શું જવાબ આપે છે!"

---

## પ્રકરણ ૬ ઠું.

### માતાનો પત્ર.



" આજની મેચ બરાબર રમાય તો જરા મઝા પડે. "

"ગયે વખતે એ લોકો આપણી ટીમને હરાવી ગયા હતા પણ આ વખતે આપણેજ જીતવાના."

" નહિં નંદલાલ! એ લોકોની આ વખતે પણ ટીમ મજબુત છે એટલે જીતવાની મુશ્કેલી આવશે." વસંતે ખીંટીપરથી કોટ ઉતારતાં ઉતારતાં કહ્યું.

" ક્રીકેટની રમત અચોકસ કહેવાય. કોણ જીતશે એ આગળથી કહેવાયજ નહિં." નંદલાલે બુટની દોરી બાંધતાં પોતાનો અભિપ્રાય આપ્યો.

" હવે આપણી તે મેચ કેવીક મોટી કહેવાય? એમાં હાર્યા શું ને જીત્યા શું!"

" આવી મેચો હારવા જીતવા માટે થોડી કંઇ રમાય છે! આતો ભાઇચારા સાથે શારીરિક કેળવણી મળે તેને માટેજ છે."

" ત્યારે હાલી કૅાકટનો આપણે જીત્યા ને

સામાવાળા હાર્યા એ બધો ઉત્પાત શા માટે કરવો ?"

"એ બધી વાત ખરી પણ આપણી ટીમ જીતે એમ તો સ્વાભાવિક આપણને લાગવું જ જોઇએ."

"ચાલ ભાઇ તું જીત્યો પણ તેથી કરી તું કંઇ એંગલેરી જયરામ, કાઠીયાવાડી શિવલાલ કે મુંબાઇના પઇ જેવો થઇશ ખરો ?"

"આજે કદાચ તેમના જેવો હું ન હોઉં પણ ભવિષ્યમાં તેમના જેવો થઇશજ"

"તો જરૂર હિંદુઓ હવે જીતજના."

"હિંદુઓ જીતે કે પારસીઓ જીતે. જેની લાયકાત હોય તેજ હમેશાં ખાટે. ક્રીકેટમાં જીતવા કરતાં ભાઇચારો વધવા ઉપર સર્વેએ જોવાનું છે. એ બાદશાહી રમતથી આપણને અનેક ફાયદા થયા છે."

"હા ! ઘણાઓને નોકરી મળે છે ને મ્હોટા થતાં પાંચ પૈસા કમાઇ પણ ખાય છે. છતાં મ્હારે ખેદસહિત કહેવું પડે છે કે માત્ર એ દૃષ્ટિબિંદુથી ક્રીકેટ રમવી એમાં મ્હને તો મૂર્ખાઇ લાગે છે."

જુનાગઢ શહેરની બહાર શાહપુર દરવાજાથી થોડે દૂર, આંબાવાડીયામાં આવેલા એક ન્હાના બંગલામાં વસંત ને નંદલાલ પોતાની હાઇસ્કૂલની આજે મેચ હોવાથી રમવા જવાની તૈયારી કરતાં કરતાં ઉપર પ્રમાણે વાતે વળગ્યા. વસંતની ઉમર અત્યારે તેર વર્ષની હતી છતાં તેનાં કદાવર બાંધાથી તેમજ ન્હાનપણથી ગદ્દજ બુદ્ધિપ્રભાના તેજથી પ્રકાશતા ત્હેના ચહેરા ઉપરથી તે લગભગ સોળ વર્ષની ઉમરનો હોય તેવો દેખાતો હતો. તેનો મિત્ર નંદલાલ પણ લગભગ સમાન વયનો હોવાથી બન્ને એક બીજાના મિત્ર બન્યા હતા. નંદલાલ જુનાગઢ પાસે આવેલા બેંગારપરા ગામનો રહીશ હતો. તેનો પિતા વસંતના પિતાનો ખાસ મિત્ર હોવાથી બન્નેએ એકમતે પોતાના વ્હાલા પુત્રોને ભણવાને માટે જુનાગઢ રાખ્યા હતા. ગામડાંમાં કેળવણીનો લાભ બહુ કરી થોડા લોકોજ લે છે. સુન્દરલાલ સંસ્કારી હોવાથી પુત્રને ગમે તેમ પણ સારી કેળવણી આપી આગળ વધારવા ઇંતેજાર હતો. તક મળતાં જુનાગઢમાં રહેતા વસનજી નામના તેના એક મિત્રની સલાહ પુછી પુત્રનો અભ્યાસ આગળ વધારવાની ઇચ્છા જણાવી. વસનજી રૂનો મ્હોટો વેપારી હતો. બુજંગપુર વ્યાપારી કામ પ્રસંગે તેને ઘણીવાર આવવું થવાથી તેણે વસંતને અવારનવાર જોયેલો હતો. ન્હાનપણથી બુદ્ધિશાળી દેખાતા આ છોકરાને જરૂર આગળ ભણાવવો એવી સલાહ તેણે સુન્દરલાલને આપી. જુનાગઢમાં છોકરો એકલો રહે વિગેરે મુશ્કેલીથી સુન્દરલાલે તેને વાંકેગાર કરતાં વસનજીએ વસંતને પોતાને ત્યાં રાખવાની ખુશી બતાવી. બેંગારપુરથી નંદલાલને પણ સુન્દરલાલે તેડાવ્યો. વસંતને નંદલાલ જુનાગઢ ગયા. વસનજી શેઠ રૂના વ્યાપારને લીધે સારૂ કમાતા હતા.

પૈસે ટકે સુખી, આબરૂદાર તથા સારા વ્યાપારી તરીકે નામના કાઢનાર વસનજી શેઠને સંતતિ નહોતી. પચીશ વર્ષની ઉમરે તેની સ્ત્રી પણ સ્વર્ગમાં સિધાવી હતી. સગાં વ્હાલાંઓનું ઘણુંજ દબાણ છતાં સારા મિત્રોની સોબતમાં રહેલ વસનજીએ ફરીથી પરણવાની ચોખી ના પાડી. હમારો એટલો બધો પૈસો કોણ ખાશે એવી લોકવેણની દરકાર કર્યા વગર વસનજી શેઠ પોતાનું જીવન ગુજારતા હતા. વસંત ને નંદલાલ આવતાં વસનજીને બહુ સંતોષ થયો. પોતે ગામ બહાર બંગલામાં આ બન્ને છોકરાઓ સાથે રહેતે. આ બંગલો સહેજ ઉંચી જગ્યાપર

હતો. પાછળ ગિરનારની છાયાં હતી. આસપાસ વૃક્ષો ઘણાં હતાં. બંગલાની ચારે તરફ આંબાઓ ઝૂલતા હતા. ન્હાનપણથી વસંતને એ આંબાઓ નીચે બેસી વાંચવા લખવાની ટેવ પડી હતી. નંદલાલ બંગલામાં વાંચતો હોય ત્યારે ભણવાના પાઠ એક બાજુ મૂકી " સરસ્વતીચંદ્ર " નું પુસ્તક લઇ વસંત આંબાવાડીયામાં બેસી વાંચતો. કવિતા પ્રદેશમાં આગળ વધેલું વસંતનુ હૃદય ન્હાનપણથીજ રસીલું બન્યું હતું. તેર વર્ષની ન્હાની ઉમરનો વસંત સરસ્વતીચંદ્ર વાંચતો એટલુંજ નહિં પણ વાંચી તેનાપર સારો વિચાર કરી શકતો. જ્યારે વસંતઋતુમાં આંબાવાડીયામાં કોયલડીના ટહુકાર ટહુકતા ત્યારે ; વખતે વખતે આ ન્હાનકડો કવિ કંઈ લખતો પણ ખરો. ન્હાની ન્હાની કવિતા લખી તે પુરસદે નંદલાલને વંચાવતો. નંદલાલ કવિતા લખી શકતો ન્હોતો પણ વસંતની લખેલી કવિતાઓ ન્હાની વય હોવા છતાં બહુ સારી રીતે ઝીલતો. બીજા વિદ્યાર્થીઓ જ્યારે ભૂગોળ, ગણિત, ભૂમિતિ, ખગોળશાસ્ત્ર વિગેરે અભ્યાસક્રમમાંથી નવરા થતા, નહિ ત્યારે વસંત પોતાના સ્કૂલના અભ્યાસક્રમ ઉપરાંત સારી નવલકથાઓ તથા કવિતાઓ વાંચતો. બીજાઓ પરીક્ષાઓ પાસ કરવા રાત્રિના દીવા કરી ચોટલીઓ બાંધી ગોખણપટ્ટી કરતા ત્યારે વસંત બહુ સહેલાઇથી પોતાની દરેક પરીક્ષા ઉપલા નંબરે પસાર કરતો. વસનજી શેઠ વસંતનો અભ્યાસક્રમ તથા ચાલાકી જોઇ બહુ ખુશી થતા. વસંતે શરીર કેળવવામાં પણ બહુ સંભાળ લીધી. સ્કૂલમાં દાખલ થયેલી ક્રીકેટની રમત તે સારી રીતે રમતો. માત્ર રમત રમતો એટલુંજ નહિ પણ તે રમતને લગતી હકીકત વખતોવખત વાંચતો. સારા સારા ક્રીકેટ રમનારાઓ કેવી રીતે રમે છે તે જોવા, સાંભળવા માટે મથતો. મોટી મોટી મેચના વૃત્તાંત તે વર્તમાનપત્રોમાં બહુ રસથી વાંચતો. પોતે પોતાની ટોળીમાં એક સારો બોલર ગણાતો હતો. અભ્યાસમાં તેમજ રમત ગમતમાં હુશિયાર ગણાતા વસંતને નિશાળના માસ્તરો ઉપરાંત સર્વ કોઈ ચહાતું.

આજે જામનગર હાઇસ્કૂલની એક ક્રીકેટ ટીમ જુનાગઢ મેચ રમવા માટે આવેલ હતી. વસંત તથા નંદલાલ જુનાગઢ તરફથી રમવાના હતા. બન્ને મિત્રો રમવા જવા માટે કપડાં પહેરતા પહેરતા પ્રકરણની શરૂઆતમાં આપણે સાંભળેલી વાતો કરતા હતા. કપડાં પહેરી બન્ને જણા તૈયાર થઇ બહાર નીકળે તે પહેલાં વસનજી શેઠ બંગલમાં હસતા આવ્યા. આવતાં આવતાં તુરતજ પ્રશ્ન કર્યો.

" કેમ નંદલાલ ! આજે તું વિકેટ કીપીંગ કરવાનો ખરો કે નહિં ? જોજે હું તો તને મદ્રાસના શેશાચારી જેવો જોવા ઇચ્છું છું. આબરૂ ગુમાવતો નહિ હોં ! ? "

" ગુમાવે કેમ ? અમે તેવો બોલર હોય તોપણ નંદલાલ હઠે તેવો નથી. " વસંતે પોતાના બેટપર હાથ ફેરવતાં ફેરવતાં નંદલાલની તરફ્ફ ખેંચી.

" ને આપસાહેબ મીંડું મૂકી આવતા નહિં. બેટીંગ કરવી તો રણજીત જેવી, નહિ તો ઘરમાં બેસી રહેવામાં શોભા છે. " વસનજી શેઠ કે જેણે ન્હાના વસંતના સહવાસથી ક્રીકેટ વિષે કંઇક વાંચ્યું હતું ને થોડાક પ્રખ્યાત ક્રીકેટરોના નામ આવડતાં હોવાથી વસંતને રણજીત જેવો થવા ઇસારો કર્યો.

" ક્યાં રણજી ને ક્યાં અમ્હે ! ? " નંદલાલે માથાપર સોલાહેટ પહેરતાં પહેરતાં કહ્યું.

આમ વાત કરતાં કરતાં બન્ને મિત્રો વસનજી શેઠની આશિષ લઈ મેચ રમવા માટે મેદાન તરફ જવા નીકળ્યા. બંગલાની બહાર સડકપર આવતાં ટપાલવાળો સ્હામો મળ્યો. " વસંત સુન્દરલાલ " ના સિરનામાનો કાગળ

વસંતે લીધો. તરતજ રસ્તામાંજ ફોડયો. કાગળ નીચે પોતાની માતાની સહી જોઇ વસંત અજાયબ થયો. હંમેશા પત્ર સુન્દરલાલ તરફથી આવતો તેને બદલે આજે માતાના હસ્તાક્ષરનો લખેલો પત્ર જોઇ વસંતને એક રીતે તો આનંદ થયો. પોતે એક સંસ્કારી માતાનો પુત્ર છે એ વસંત આવડી ન્હાની વયે પણ સારી રીતે સ્હમજતો હતો.

" એમ રસ્તામાં તે ચાલતાં ચાલતાં કાગળ વંચાય. ચાલ પેલા પુલ આગળના પત્થરપર બેસી વાંચ. " વસંતને ખેંચતો નંદલાલ બોલ્યો.

બન્ને મિત્રો પુલ આગળના પત્થરપર બેઠા. પત્થરપર એક વડલો હતો. વડલાની છાયા પત્થર ઉપર પડતી હતી. બન્ને જણાએ ત્યાં બેસી કાગળ વાંચવો શરૂ કર્યો.

ચિ. વસંત,

કોઇ દિવસ નહિં ને મ્હારે હાથે લખાયલો કાગળ જોઈ તું અજાયબ થશે. ત્હને યાદ તો હશે કે ન્હાંનપણથી ત્હારી સાથે બેસી ત્હને વાંચવા લખવા માટે હું કંઇ કંઈ શિખવતી. એ તને શિખવવામાં મ્હારો અભ્યાસ વધતો ગયો જેના પરિણામે હું આજે તને કંઈ સારા અક્ષરે લખી શકું છું. આજના કાગળનો હેતું ત્હને સ્હમજાવું તે પહેલાં એટલું માગી લઉં છું કે હું જે લખું તે પ્રમાણે તું જરૂર વર્તજે. હું સંસારી રૂઢીઓને તિરસ્કારૂં છું. કેટલીક રૂઢીએ આપણા હિંદુસંસારનું સત્યનાશ કાઢયું છે તે હું ગામડામાં રહેવા છતાં ત્હારા વિદ્વાન્ પિતાના સહવાસ અને તેમની મહેનતથી શિખીં શકી છું. તેમાં ખાસ કરી બાલલગ્નની રૂઢીએ તો દેશને બહુજ નુકશાન કર્યું છે. હું ફરીથી કહું છું કે એ સર્વ સ્હમજું છું છતાં ત્હારી પાસે એક યાચના કરવાની છે કે મ્હારે ત્હારાં લગ્ન કરવાની બહુજ ઇચ્છા થઇ છે. એક માતા પોતાના તેર વર્ષની ઉમ્મરના પુત્રને આ બાબતમાં આવી રીતે લખે એ શહેરમાં તો ભાગ્યેજ બનતું હશે અને ગામડાના રહીશોમાં તો સંભવેજ નહિં છતાં પણ હું તો તને લખું છું ને ત્હારી પાસેથી ભિક્ષા માગું છું કે તું આ બાબતમાં જો કે સ્હમજણો નહિં થયો હોય તોપણ કંઇક વિચાર કરી મ્હને લખજે કે તું પરણવા ખુશી છે ? હું આવો કાગળ શા માટે લખું છું એવો વિચાર ત્હને કદાચ થશે. હું બાળલગ્નને ધિક્કારનારી ત્હને અત્યારે આવું સૂચવી ઉતાવળ કરૂં છું ત્હેનું કારણ જો મ્હને પૂછતો હોય તો તે એટલુંજ છે કે મ્હને લાગે છે કે હું બહુ નહિં જીવું. બસ ત્હારે માનવું હોય તો માનજે. હું તો ગમે તેમ કરી ત્હને પરણાવી લેવા માગું છું.

ત્યાં મુ. વસનજીભાઇની સલાહ ત્હારે લેવી હોય તો લેજે.

ત્હારા પિતા ખુશીમાં છે. નંદલાલને આશિષ કહેજે.'

લી. ત્હારી માતા
માણેકની આશિષ.

(અપૂર્ણ.)



# જંગદંબ આનંદકારી.

લેખિકા : સૌ. દીપકબા દેસાઇ.

( રાગ-હોરી-ઢાળ. " સાંવરા મૈંત ડારો પીચકારી. " )

જગદંબ આનંદકારી
ભવાની ભવમોચની સ્મરીએ,
જગદંબ આનંદકારી—

રાય શિવાજીએ માત કૃપાથી, વિજય પડો વજડાવી :
છત્રપતિ પદ ધરી રાજ કરીયું, ભગવો ઝુંડો ચઢાવી—
દીધા સંહુ મુગલો હરાવી—
જગદંબ આનંદકારી— ૧

સ્વામીભક્ત પિતા શાહાજીએ વાર્યો, લેશ ગયો નહીં હારી :
માતૃભૂમિ કાજ પ્રાણ સમર્પ્યા, મન દૃઢ નિશ્ચય ધારી—
તાણે કર્યા મુલક ભારી—
જગદંબ આનંદકારી— ૨

દક્ષિણમાં સ્થાપી માત ભવાની, ચરણ નમ્યો જય પામી :
સર્વને સ્હાય એ જગદંબ કરજો, દેશનાં કષ્ટને વામી—
દીપક રહે ચરણ વિરામી—
જગદંબ આનંદકારી*— ૩

*"સ્તવન મંજરી" નામે આ લેખિકાનો કાવ્યસંગ્રહ છપાય છે તેમાંથી.



# ચાંદબીબી.

લેખકઃ રાજ્યરત્ન શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી,
જે. પી., એમ. આર. એ. એસ.

( ગતાંક પૃષ્ટ ૧૫૩ થી ચાલુ. )



ઇ. સ. ૧૮૫૭ માં ચાંદબીબી બિજાપુર આવ્યા પછી અહમદનગરમાં રક્તપાત તથા મારામારીઓ શરૂ થઇ. બુરહાણુ નિજામશાહ અહમદનગરની ગાદી મેળવવા દિલ્લીપતિ મોગલ સમ્રાટ અકબર બાદશાહની સહાય માગવા મોગલ સૈન્યની છાવણી તરફ નીકળી ગયો. તે ઇ. સ. ૧૫૮૯ માં પાછો ફર્યો અને તેણે પોતાના પુત્ર ઇસ્માઇલ સાથે લડાઇ કરી નિજામશાહીની ગાદી પાછી મેળવી. તેણે ઇ. સ. ૧૫૯૪ સુધી રાજ્ય કર્યું. પરંતુ તેની કારકીર્દિમાં સર્વત્ર અંધાધુંધી; મત્સર દ્વેષ અને કલહનું સામ્રાજ્ય થયું. તે મૃત્યુ પામ્યા પછી સંધિ મળતાં જ ઘણા આનંદ સાથે તેનો ફાયદો લેવા નિશ્ચય કર્યો. મિયાં મંજૂને પ્રથમ દર્શને, પોતાના કૃત્યનું ભાવિફળ લક્ષ્યમાં આવ્યું નહી. પણ શાહી ફોજ જ્યારે અહમદનગર પર ચાલી આવી ત્યારે તેની આંખ ઉઘડી અને તેણે અહમદનગરના બીજા અમીર ઉમરાવોની સલાહ પુછી. સર્વેએ આ તેના અવિચારી કૃત્યનો નિષેધ કરી તેને એવો ઉપદેશ આપ્યો કે આ સંકટમાંથી મુક્ત કરવા કોઇ પણ સમર્થ હોય તો તે ફક્ત એક બેગમ ચાંદબીબી છે. તેને આ વખતે બોલાવી તેની સલાહથી આ આવેલું સંકટ દૂર કરવું. ત્યારે મંજૂ તથા બીજા અમીર ઉમરાવો એક થઇ બિજાપુર ચાંદબીબીને આમંત્રણ પાઠવ્યું. અહમદનગરના બાદશાહની આ સંકટા-

અહમદનગરનો આ ઇતિહાસપ્રસિદ્ધ ઘેરો એટલે ચાંદબીબીના શૌર્ય અને ધૈર્યની પરિક્ષાનો વિકટ પ્રસંગ. આવા પ્રકારના સંકટ પ્રસંગ એજ લોકોત્તર માણસોના અલૌકિક ગુણની ખરા સ્વરૂપની કસોટી. ચાંદબીબીએ સર્વ સૈનિકોને ઉત્તેજન આપી કિલ્લાના પ્રત્યેક દરવાજા તથા બુરજનું મજબુતાઇથી સંરક્ષણ કરવા પ્રયત્ન ચલાવ્યો. શાહજાદા મુરાદ તથા તેના સેનાપતિ કિલ્લાનો મજબુત તટ તોડી અંદર પ્રવેશ કરવા સુરંગ લગાડવા યુક્તિ યોજવા લાગ્યા. ચાંદબીબીને ખ્વાજા મહમદખાન શિરાઝી તરફથી બાતમી મળતાં તેણે પણ અંદરથી સામે સુરંગ તૈયાર કરાવી શત્રુનો નાશ કરવા પ્રયત્ન કર્યો. મુરાદે આ બેગમનું આ સહાસીક કૃત્ય જોઇ એકદમ જોરથી હલ્લો કરી અંદરની સુરંગ તૈયાર કરનાર લોકોને મહાત કરવા ભગીરથ પ્રયાસ કર્યો. કિલ્લાનો તટ ફોડી ઘણું સૈન્ય યમસદને મોકલ્યું. તથાપિ આ અચલ ધૈર્યવાન બેગમ, બિલકુલ ન ગભરાતાં, અંગપર બખ્તર ચઢાવી હાથમાં ખુલ્લી સમશેર લઇ જ્યાં શત્રુએ દિવાલ તોડી રસ્તો કર્યો હતો, ત્યાં આવી પહોંચી; અને પોતાના સૈન્યમાં પોતાની વીરશ્રીથી અદ્વિતીય સ્ફુરણા ઉત્પન્ન કરી, શત્રુઓ પર બંદુકો ને ભાલા અને તોપોનો એક સરખો મારો કર્યો. સૂર્યોદયથી સંધ્યાકાળ પર્યંત આ રણશૂર બેગમ તે સ્થળે અચળ ઉભી રહી; અને શત્રુ સૈન્યને બરાબર ટક્કર આપી તેનો જબરજસ્ત હલ્લો અનિ શૌર્યથી પાછો ફેરવ્યો. આ યોગથી શત્રુસેનાના એવા હાલ થયા કે ઘેરો ઉઠાવી તહ કરવા તેઓ તૈયાર થયા. શાહજાદો મુરાદ બેગમનું અલૌકિક પ્રરાક્રમ અને વિલક્ષણ ધૈર્ય જોઇ આશ્ચર્યથી ચકિત થયો અને તેણે તેનું અભિનંદન કરવા પોતાના પ્રતિષ્ઠિત સરદારો તેની પાસે મોકલી તેની બહાદુરી બદલ તેને "ચાંદ સુલતાના" એવો ખીતાબ સમર્પણ કર્યો. આ સત્ય છે કેઃ—

"ખરો વીર તે કે જેના ઘા શત્રુ વખાણે."

ચાંદબીબીએ શાહજાદા મુરાદના તહેની સરતો પ્રથમ સ્વિકારી નહી. પરંતુ પછી દૂર દૃષ્ટિથી વિચાર કરી તેણે વરહાડ પ્રાંતનું સ્વામિત્વ દિલ્લીશ્વરને આપવાનું માન્ય કરી સુલેહ કરી અને મોગલ સૈન્યના ફાંસામાંથી કેટલોક કાળ સુધી અહમદનગરની બાદશાહીને મુક્ત કરી. આ વાત ઇ. સ. ૧૫૯૬ માં બની. આ વખતથી અહમદનગરના ઇતિહાસમાં ચાંદબીબીનું નામ સુપ્રસિદ્ધ થયું અને તેના પરાક્રમની કીર્તિ અખંડ ગાજી રહી.

આ પ્રમાણે આવેલું પરચક્ર પાછું ફર્યું અને અહમદનગરમાં પુનઃ સ્વરાજ્ય સત્તા ચાલુ થઇ. પણ ગૃહકલહથી તે અત્યંત જર્જર થયલી હોવાથી તેમાં પુનઃ સારો જોમ આવ્યો નહી. મિયાં મંજૂએ પુનઃ અહમદશાહનો પક્ષ લીધો. પરંતુ ચાંદબીબીએ બહાદુરશાહ એજ ખરો વારસ છે, એવું ઠરાવી તેનો પક્ષ લીધો. આ તંટાનો નિકાલ થયો નહી, ત્યારે ચાંદબીબીએ વિજાપુરથી પોતાના ભત્રિજા ઇબ્રાહિમને સૈન્ય સાથે બોલાવ્યો. તેણે નિઝામશાહના ખરા વારસની તપાસ કરી બહાદુરશાહ એજ ખરો માલેક એવું ઠરાવી તેના નામની દાંડી ફેરવી. પછી રાજ્યમાં કેટલોક વખત શાંતિ રહી. અને ચાંદબીબી આ પ્રમાણે વચ્ચે આવેલી અવ્યવસ્થા દૂર કરી, રાજ્ય સુંવારણા તરફ લક્ષ આપવા લાગી. પણ અહમદનગર પર દુર્દૈવની વક્ર દૃષ્ટિ જલદીજ આવી, પુનઃ મોગલ સૈન્યે સ્વારી કરી અને ત્યાં પોતાની સત્તા ફરીને સ્થાપન કરી.

શાહજાદો મુરાદ ઇ. સ. ૧૫૯૭ માં મૃત્યુ પામ્યો, અને તેની પછી શાહજાદો દાનિયાલ દક્ષિણની સુબેદારી પર આવ્યો.

દિલ્લીપતી અકબર બાદશાહનો અહમદનગર કબજે કરવાનો જબરો ઇરાદો હતો. તેથી આ ઉત્કૃષ્ઠ સંધિ તેને મળતાં તે પર સ્વારી કરવા હુકમ કર્યો. ચાંદબીબીએ પણ આ પ્રચંડ સૈન્ય આવ્યા પૂર્વે બિજાપૂરના બાદશાહની મદદ મંગાવી; અને તેના તરફથી સોહીલખાન નામનો અનુભવી મુત્સદ્દી બોલાવી અહમદનગરમાંના અંતર્ગત કલહ દૂર કરવા પ્રયત્ન કર્યો; પણ તેનો તાદશ ઉપયોગ થયો નહી. કારણ, શાહજાદો દાનિયાલ ખાનખાનાન, રાજા અલીખાન, રાજા જગન્નાથ વગેરે મ્હોટા મ્હોટા યોદ્ધાઓ સહવર્તમાન પ્રચંડ સેનાસહ ગોદાવરી નદી ઉતરી જગ્યાએ જગ્યાએ દિલ્લીપતિનો અમલ બેસાડતો ઇ. સ. ૧૫૯૭ ના જાનેવારી માસમાં અહમદનગર પર ચઢાઇ કરી આવ્યો. દક્ષિણના સરદારોએ આ મહા અરિષ્ટ આવેલું જોઇ અતિ દૃઢતાથી બાદશાહી સૈન્યને ટકકર આપી. ઉભય પક્ષનાં સૈન્યો વચ્ચે અનેક લડાઇઓ થઇ પણ તેમાં અંતે બાદશાહી ફોજની સરશી થઇ. અકબર બાદશાહના સુપ્રસિદ્ધ ઇતિહાસકાર અબુલફજલે આ રણસંગ્રામનું વિસ્તૃત વર્ણન આપ્યું છે. તે પરથી દક્ષિણના સૈન્યની સ્થિતી અને શક્તિ કેવાં હતાં તેનો સારો ખ્યાલ આવે છે

અહમદનગરના દિવાન નિહંગખાને ઇ. સ. ૧૫૯૯ માં બીડના મોગલ સુબેદાર પર હલ્લો કરી તે શહેરને ઘેરો ઘાલ્યો અને તે યોગથી બાદશાહી ફોજને પુન: અહમદનગર પર ચડી આવવા આમંત્રણ થયા જેવું થયું. ઇ. સ. ૧૫૯૯ માં શાહજાદો દાનિયાલ અને ખાનખાનાન અહમદનગર પર ચડી આવ્યા, અને તે પાટનગર કબ્જે કરવા ભગિરથ પ્રયત્ન ચલાવ્યા. ચાંદબીબીને આ નિહંગખાનના અવિચારી વર્તનથી ઘણું માઠું લાગ્યું અને તેણે કોઇ પણ દરબારી માણસ પર વિશ્વાસ રાખવા જેવું નથી એવું જોઇ, પોતાના સ્વત:ના વિચારથી આ આવેલા સંકટનું પરિહાર કરવા સંકલ્પ કર્યો. બાદશાહી સૈન્ય પ્રચંડ હોવાથી તેની સામે ટકકર લેવા નિઝામશાહી સૈન્યમાં સામર્થ્ય રહ્યું નહોતું, ત્યારે ચાંદબીબીએ યુક્તિથી તહ કરી, બાલ બાદશાહ સહ જુન્નર જવા વિચાર કર્યો. પણ નિઝામશાહી સરદારોમાં પક્ષો પડયા. તેમણે ચાંદબીબી પર હલ્લો કર્યો અને દુર્દૈવવસાત મોગલ સૈન્યનો હલ્લો ચાલુ હતો તેમાં હમીદખાન નામના એક પઠાણ સરદારે રાજ્ય મહેલમાં તેનું ખુન કર્યું. ચાંદબીબી પરલોકવાસ પામતાંજ બાદશાહી સૈન્યને અહમદનગર જીતી લેતાં વખત લાગ્યો નહીં. તેમણે અહમદનગર પર મોગલ નિશાન ચઢાવ્યું અને સર્વ નિઝામશાહી દૌલત અને બાલ શાહ બહાદુરશાહને હસ્તગત કર્યો. અકબર બાદશાહને આ વિજ્ય પ્રાપ્તિથી અતિ આનંદ થયો અને અહમદનગરમાં પોતાનો સુબેદાર નીમી આ વિજયી શાહજાદાને પોતાને મળવા દિલ્લી બોલાવ્યો. અહમદનગર જીતવા બદલ તેણે પોતાના વિજયી પુત્રનું ઘણું ગૌરવ કર્યું; અને હત ભાગી રાજકેદી બહાદુર નિઝામશાહને ગ્વાલીયરના કિલ્લામાં નજરકેદ રાખ્યો. ત્યાંજ આ દુર્દૈવી બાદશાહનો અંત આવ્યો. આ પ્રમાણે •સુલતાના ચાંદબીબી પછી તરતજ અહમદનગરના સ્વાતંત્ર્યની ઇતિશ્રી થઇ.

• ઉપરનું વૃત્તાંત ફેરિસ્તા આદિ મુસલમાન ઇતિહાસકારોના ગ્રંથાધારે આપેલ છે. ચાંદબીબીના શૌર્યનું વર્ણન અને તેના દુ:ખ ઉપજાવનાર મૃત્યુની હકીક્ત તેમના વર્ણન પ્રમાણે દાખલ કરી છે. પણ આ ઘેરાની માહિતી આપનારો એક અતિ મહત્વનો મરાઠી પત્ર અમને નાગપુરના ભોંસલેના કાગળ પત્રોમાં મળી આવ્યો છે. તેમાં જે વૃત્તાંત આપેલ છે તે મનોરંજક અને વાચનીય છે.

આ પત્ર એટલે જે વખતે શાહજાદા દાનિયાલે અહમદનગર કબ્જે કરી ત્યાં પોતાના પ્રતિનિધી નીમ્યા, તે વખતે પ્રાંતની વ્યવસ્થા કરવા લખેલ ફતેહનામું છે. તે આ પ્રમાણેઃ—

" ફતેનામા શકે ૧૫૦૨ વિક્રમનામ સંવત્સરે ચૈત્ર શુદ ૧. આ મુહૂર્તપર દિલ્લીની ફોજે આવી કિલ્લા ' બાગ-નિજામ [૧] તથા શહેર અહમદનગર પર ઘેરો ઘાલ્યો. આ ચઢાઇમાં શાહજાદા, અમીર, ઉમરાવ કોણ કોણ રવાના કર્યા તેની નામવાર યાદી (૧) શાહજાદા દાનિયાલ ( ૨ ) ખાનખાનાન અમીર ઉલ-ઉમરાવ (૩) રાજા હરવંશ હસ હજારી, હસ હજાર સ્વાર, સાહેબ નૌબત. બારવર્ષ લડાઇ ચાલુ હતી પણ કિલ્લો અને શહેર સર થયા નહી. તેથી પીરઓલીયા બાગ-નિજામ સાહેબ દરગાહ કિલ્લા મજકુરના તેને કુરનિશ (પ્રણામ ) કરી, ઘણી પ્રાર્થના કરી કે આપ દિલ્લીના બાદશાહના ખાનાજાદ ( વંશજ ) છો. અમે તમારી દરગાહના સેવક કહેવાઇએ છીયે તો આ બાબતમાં અમારાપર આપ મહેરબાન થાઓ. કિલ્લો ફતેહ થતા આગે આપની દરગાહ નજરે જોઇએ, ત્યાં ખેરાત ફકીર ગરીબ ગુરબા તથા નજરજાન ( આત્મા પણ ) કરીશું. વગેરે બહુ પ્રાર્થના કરી. આ માટે પાંચ સાત રોજ રોજા ( ઉપવાસ ) કરી પોતે અન્ન પાની લીધા નહી. શાહજાદો, અમીર ઉમરાવ ઉપવાસી થયા એથી અહિલ ઓલિયા સાહેબને દયા આવી તેમના પર મહેરબાન થયા. સાતમે દિવસે બે પ્રહર રાત ગુજરી. તે વખતે તેમને હુકમ થયો કે કિલ્લા મજકુરના બુરજ સુમારે ચોવીસ છે. તે મધ્યે ' શીરાબીર ' જે બિંગારની રોંખ પર છે ત્યાં તમે મજબુત હલ્લો કરો. ખુદાતાલા ત્યાં તમારી ફતેહ કરાવશે. આવો હુકમ થયો. તે પરથી ફોજે સખત હલ્લો કર્યો; તે આઠમા દિવસે કિલ્લો ફતેહ થયો. તેઓ કિલ્લામાં દાખલ થયા; મજકુર દરગાહમાં પીર ઓલીયા સાહેબને પગે પડી તેજ વખતે ફકીર ગરીબ ગુરબા તથા નજરજાન કરી તે ફતેહની હકીકત દિલ્લી હજુરને મોકલી. અને મજકુર કિલ્લામાં ખાનખાના અમીર-ઉલ-ઉમરાવેજ મહારાજા હરવંશને તે કિલ્લાપર નીમી રૂખસત લીધી. તથા દિલ્લી બાદશાહને મુજરો કરવા ગયા. દિગર ચાંદબીબી નામે શાહજાદી ઓલાદ નિજામશાહ બાદશાહની બેટી એ તમામ બાદશાહતનું કારભાર કરતી હતી. આ ખબર દિલ્લી પહોંચી. દિલ્લીની ફોજ દક્ષિણમાં આવી. આ માટે શાહજાદી ચાંદબીબીએ કમર કસી અને દિલ્લીની ફોજ સાથે બાર વર્ષ લડાઇ કરી. આખરે કિલ્લા મજકુરમાં દારૂગોળો સામાન ખુટયો તેથી ખજીનો તોડી સોનારૂપાના ગોળા ઘડાવી તોપોમાં ભર્યા અને લડવા લાગી.[૨] અને હજુ પણ લડનાર ત્યાં પીર ઓલીયાની બે દુવા થઇ. હુકમ આવ્યો કે તમે જીતા જોહાર ( જીવતાં મરી લેવું-ગુપ્ત થવું ! ). આ પરથી ચાંદબીબી સાહેલીયો સાથે કિલ્લામાંથી ગુપ્તિ ( ગુપ્ત ) મહાલમાં ( આ મહેલ અદ્યાપિ અહમદનગરમાં પ્રસિદ્ધ છે ) ગઇ. ફરીથી કિલ્લામાં આવી નહી. મહાલ મજકુરમાં ગુપ્ત થઇ. દિગર

---

૧ અહમદનગરના કિલ્લાનું એક મૂલ નામ.

૨ ચાંદબીબી સોના રૂપાના ગોળાથી લડી હતી. આ હકીકતને બીજા પુરાવા પણ છે.
" Chand Bibi is the favourite heroine of the Deccan & is the subject of many legends. Even Kafikhan mentions her having fired silverballs into the Mogul Camp. The common tradition at Ahamednagar is that when her shot was expended, she loaded her guns with copper, with silver & with gold coin & that it was not till she had begnu to fire jewels that she agreed to make peace. "

*"Elphinstone's History."*

"અહમદાબાદ તખ્ત કિલ્લા બેહરે જે વખતે ભિંગારની જમીન પર આ કિલ્લો બાંધ્યો તે વખતે ગુપિત મહાલ બાંધી, મહાલમાંથી સુરંગ કરી, કિલ્લા મજકુરમાં તે ગુપ્ત વાટ લઇ ગયો. તેથી ચાંદબીબી મશાલો પેટાવી તે માર્ગે કિલ્લામાંથી નીકળી. ગઇ. પછી કોઇની નજરે પડી નહી. કિલ્લો ફતેહ થઇ દિલ્લીના તખ્તનો પાયજામ ( લેંઘો પગનું અલંકાર ) થયો. મહારાજ રાજા હરવંશ કિલ્લામાં રહી, કિલ્લેદારી કરી તમામ મુલકને કૌલ ( અભય પત્ર ) આપી બંદોબસ્ત કર્યો. દેશાઇ, દેશકુલકર્ણી તથા રૈયત હજુરમાં લાગી તેમની પાસેથી નજર મુબારકી લઇ પછી મુલકમાં કૌલ આપ્યું. અને સબળ શરીફજી ભોંસલે દેસાઇ પ્રાંત કડેવવિતનાએ મુલાજમત કરી, (મુલાકાત લઇ), નજર મુબારકી હોન ૫૦૦) આપી શિરપાવ લીધો અને ઉભા રહી અર્જ કરી કે, બાવન ચાવડી પર મને દેશમુખીનો કાંઇ હક્ક કરી આપવો જોઇએ. અર્જની ખાતરી કરી બાવન ચાવડી પર દસ્તુર રોજ મુકરાર બે મુરાદી ( મોહોર ) કરી આપી. ( દસ્તાવેજ કરી આપ્યો ). શિવાય મૌજે નેપતી ‹ મહાલ કડેવવિત એમાં જમીન ચાવર ચાર કરાર કરી આપી. સબબ દરખાસ્ત કરી કે-મહાલ મજકુરમાં આની સરકારનું કામકાજ કરતા જવું, અને ઇનામ ઇસાફતી ખાતરજમા રાખી ખાવું. દિગર મહારાજા રાજા હરવંશે લીંબડાના ઝાડો મજકુર કિલ્લામાં દર બુરજે એક એક લગાડ્યા હતા. દિગર શરીફજી દેશમુખ ઓલાદ શર્માજી બિન શહાજી ભોંસલે એની છે. આ ફતેહનામું ( જાહેરનામું ) કિલ્લાનું થયું. સુહૂર અશરીર અલફ ( ઇ. સ. ૧૬૨૦ ) દસ્તુર કેસોરાય બિન રામરાય ચિટનીસ અવલાદ યશવંતરાવ વિઠ્ઠલ. તા. ૧ માહે ઝીલકાદ."

આ મરાઠી પત્ર પરથી બે વાત સિદ્ધ થાય છે. પહેલી વાત, ચાંદબીબીનો વધ • થતાં, તે ચોર વાટથી ગુપ્ત મહાલમાં નીકળ ગઇ અને ગુપ્ત થઇ, પુનઃ બહાર આવી નહી. અને બીજી વાત, મોગલ અધિકારી ઓએ જ્યારે અહમદનગર કબજે કર્યું તે વખતે ઘણા મરાઠા સરદારો આગળ આવ્યા. મહારાષ્ટ્ર કુલભૂષણ ભોંસલે કુળ પણ એ સમયે આગળ આવ્યું.

ચાંદબીબીની ચરિત્ર કથા એકંદરે ઘણી વીરરસયુક્ત પરંતુ દુઃખ પર્યવસાયી છે. તેણે પોતાના અલૌકિક ગુણથી પોતાનું નામ દક્ષિણના ઇતિહાસમાં અજરામર કર્યું છે. તેના જેવી સ્ત્રીરત્નો હિંદુસ્થાનમાં નિર્માણ થઈ એ હિંદનું ભાગ્ય. તેની ચારત્ર કથા કવિજનોને તથા ઐતિહાસિક નવલકથાકારને એક વર્ણન યોગ્ય વિષય બની, કર્નલ મેડોઝ ટેલરે તેના પર "Noble Queen" નામની એક સુરસ ઐતિહાસિક નવલ કથા લખીછે જેનું અનુવાદ-ગુજરાતી પ્રેસના માલેકોએ "ચાંદબીબી" નામની નવલકથા-બહાર પાડયું છે; તેમાં તેના બહુવિધ ગુણોનું યથાયોગ્ય વર્ણન કર્યું છે. આવી સ્ત્રી-રત્નોનું વર્ણન કોણ ન કરે ! અને કોનું હૃદય તેની દિવ્ય પ્રભાથી સંતુષ્ટ થાય નહી.

ચાંદબીબીનું ખરું ગુણવર્ણન તેના ભત્રિજા વિજાપૂરના બાદશાહ ઇબ્રાહિમ આદિલશાહે એક ફારસી કવિતામાં ઉત્કૃષ્ટ રીતે કર્યું છે. તેનું ઇંગ્રેજી ભાષાંતર એક વિદ્વાન અંગ્રેજ ગૃહસ્થે કર્યું છે. તે અહી આપી આ ચરિત્ર લેખ પૂર્ણ કરું છું:

૩ આ ફતેહનામાનું સન ૧૬૨૦ છે. તે વખતે આ ફતેહનામું થયું. અહમદનગર મોગલોના તાબામાં ગયા પછી સ્વસ્થતા થતાંમાં આટલો કાળ ગયો તે બનવા જોગ છે. આ કાગળ સ્થૂલ યાને અતિ મહત્વનો છે.

In the graden of the blest, where the happy houris dwell,.
In the palaces of men, where earth's fairest ones are seen,
There is none who can compare in beauty or in grace.
With the noble Chand sultana Bijapur's *beloved Queen.*
Though in battle's dreadful turmoil her courage never failed,
In the *softer* arts of peace she was gentle & serene.
To the feeble tender-hearted, to the needy ever kind,
Was the noble Chand sultana Bijapure's beloved Queen.

As the champaka flower in fragrance is the sweetest flower that blows,
As the cypress trees in form all other trees excel,
So in *disposition tender, in beauty without* peer,
Was that gracious Queen whose praise no *human tongue can tell.*
In memory of that mother who with watchful tender care,
Ever guarded her poor orphan in a weary troubled land,
I, Ibrahim the second, these feeble lines indite,
To the honour of that Princess, the noble Lady Chand. '

કોર્ટમાં એક સાક્ષીની ઉલટ-પાલટ તપાસ ચાલતી હતી. સાક્ષીએ એક સવાલના જવાબમાં પ્હેલાં " હા " કહી, પછી ફેરવી તોળ્યું. વિદ્વાન વકીલે સાક્ષી જુઠું બોલે છે તે તરફ ન્યાયાધીશનું ધ્યાન ખેંચ્યું. ન્યાયાધીશે કહ્યું: " કોઈ માણસ એક વખત હા કહીને પછી ના પાડે તેથી જુઠ્ઠો નથી ઠરતો. દાખલા તરીકે આજે સવારે હું અહિં આવ્યો ત્યારે મને કોઇએ મારી ઘડીઆળ વિષે પૂછયું હોત તો તે મારા ગજવામાં છે એમ હું સોગંદપૂર્વક કહેત. પરંતુ મને પાછળથી યાદ આવ્યું કે તે તો મારે ઘેર મારા બીજા જાકીટના ગજવામાં રહી ગઇ છે. "

ન્યાયાધીશ સાહેબ કોર્ટમાંથી પરવારી સાંજે ઘેર ગયા ત્યારે તેમનાં પત્ની તડુકયાં: " એ ઘડીઆળનો એટલો બધો શું ખપ પડી ગયો હતો, કે ચાર-પાંચ માણસને વારાફરતી લેવા મોકલ્યાં ? "

" ઓ, પ્રભુ ! " ન્યાયાધીશે નિસાસો નાંખ્યો, " પણ તેં શું કર્યું ? "

" મેં તો પ્હેલો જે માણસ લેવા આવ્યો તેને તે આપી દીધી. તે કયાં મુકી છે તે પણ તે જાણતો હતો !."

× × ×

ઘડીઆળ ચોરવાના આરોપસર એક અપરાધીને મેજીસ્ટ્રેટ પાસે ઉભો કર્યો. કેસ ચાલ્યો પણ આરોપ સિદ્ધ ન કરી શકાયો એટલે અપરાધીને છોડી મુકવાનો કોર્ટે હુકમ કર્યો.

અપરાધી આ હુકમ સાંભળીને અજાયબ થયો. "શું ? મને છોડી મુકવામાં આવશે ?"

મેજીસ્ટ્રેટ: " હા, જાઓ તમને છોડી મુક્યા છે. "

અપરાધી: " પણ સાહેબ ! ઘડીઆળ તો મારે પાછી નહિ આપવી પડેને ? "



# આભૂષણ.

મૂળ હિંદીમાં લેખક: શ્રીયુત પ્રેમચંદજી.

ચિત્રકાર: શ્રીમાન્ પુરૂષોત્તમ.

[ ૪ ]



મંગલા પગે ચાલીને જતી હતી. એક મોટા જમીદારની પત્ની પગે ચાલીને નીકળે એ સાધારણ વાત ન હતી. કોઇની પણ હિમ્મત નહોતી થતી કે તેને કંઇ કહે. પુરુષો તેનો માર્ગ મુકી બાજુ ખસતા હતા; સ્ત્રીઓ ઘરના ઉંબરામાં ઉભી ઉભી કરૂણાભરી દષ્ટિથી તેની તરફ જોતી હતી અને આંખોના ભાવથીજ કહેતી: "અરે! નિર્દય પુરૂષ! સુખપાલ તો ઠીક પણ ગાડીયે ન મલી? બિચારીને પગે ચાલતી કાઢી!"

પોતાને ગામથી નીકળી મંગલા પાસેના ગામે જ્યાં શીતલા રહેતી હતી ત્યાં આવી. માંડ અર્ધા ગાઉનું છેટું હશે. કોઇ દિવસ નહિ આજે એને આમ આવતી જોઇ શીતલાએ આવકાર દીધો: "ઓહો બ્હેન! આવો આવો. કેમ આજ પગે ચાલીને?"

મંગલાએ ઘરમાં જઇને, જોયું તો દરિદ્રતાના ચિન્હ ઠેરઠેર નજરે પડતાં હતાં, ભીંતોમાંથી ગાબડાં નીકળ્યાં હતાં. એક વૃદ્ધ સ્ત્રી મેલાઘેલા ખાટલા પર પડી હતી.

મંગલાએ ઘેરથી ચાલી નીકળવાની વાત જણાવી. શીતલાએ પૂછ્યું: "એમ શાથી થયું?"

મંગલા: "ભાગ્યમાં લખ્યું હતું તેથી."

શીતલા: "કુંવરજી કંઇ બોલ્યા કે શું?"

મંગલા: "મોઢેથી વાત ન કહે પણ મનમાં હોય તે કંઇ છુપું રહે?"

શીતલા: "તો શું તમને કાઢીજ મુક્યાં?"

મંગલા: "હું ઇચ્છતે તો ત્યાંજ પડી રહેત; એજ ઘરમાં જીંદગી વીતી જાત. પણ જ્યાં સ્નેહ નહિ, માન નહિ ત્યાં મારાથી નહિ રહેવાય."

શીતલા: "તો હવે ક્યાં જશો? પીઅર જવાનો વિચાર છે?"

મંગલા: "પીઅર શું મોઢું લઇને જાઉં?"

શીતલા: „ ત્યારે ક્યાં?"

મંગલા: "પ્રભુના દરબારમાં. ત્યાં જઇને પૂછીશ કે મને સુંદરતા કેમ નહિ આપી? બદસુરત કેમ બનાવી? બ્હેન, સ્ત્રી રૂપ-હીન હોય એથી વધારે દુર્ભાગ્ય એને માટે બીજું કોઇ નથી. કદાચ આગલા જન્મની પિશાચિનીઓજ આ જન્મમાં બદસુરત થતી હશે. પ્રેમ પણ રૂપથીજ મલે છે; અને પ્રેમથી વધારે દુર્લભ કોઇ વસ્તુ નથી."

આટલું કહી મંગલા પાછી જવાને ઉઠી.

શીતલાથી તેને રોકાવાનો આગ્રહ ન થઇ શક્યો. મનમાં વિચાર્યું: "એને ખવડાવીશ શું? ઘરમાં તો ધાનનો દાણોયે નથી."

તેના જવા પછી શીતલા કેટલીકવાર સુધી પોતાના ભાગ્યપર વિચાર કરતી બેસી રહી: "હું કેવી અભાગણી છું. જે પ્રેમ નહિ મળતાં આ બિચારી જીંદગી ત્યાગી દેવા તૈયાર થઇ છે, તે પ્રેમને મેં ઠોકર મારી દીધી. આને ઘરેણાં શું ઓછાં હતાં? એ દાગીનાને એણે ઠોકર મારી; જ્યારે દાગીના માટેજ મેં મારૂં સર્વસ્વ ગુમાવ્યું. પ્રભુ જાણે એ (વિમલસિંહ) ક્યાં હશે, શું કરતા હશે?"

પોતાની આભૂષણો માટેની લાલસાને તે આમ કેટલીયેવાર ધિક્કારી ચૂકી હતી. મંગલાની દશા જોઇ આજે તેને આભૂષણો પર તિરસ્કાર આવી ગયો.

વિમલને ઘર છોડયે બે વર્ષ થઇ ગયાં હતાં. શીતલાને તેની હયાતી માટે હવે શંકા આવતી હતી. આઠે પહોર ચિંતા અને શોકની જ્વાળાઓ તેના અંતરને બાળી રહી હતી.

ગામડાઓમાં નાના મોટા જમીનદારોનું કામ રોકડથીજ ચાલે છે. વિમલની ગેરહાજરીમાં તેની જમીન ખેડયા વિનાની રહી; કોઇ ખેડનાર ન મળ્યું. સૌને ધારતી લાગતી કે વિમલસિંહ આવી ચઢે તો ખેતર ખેડવાની બધી મહેનત નિષ્ફળ જાય. ઘરમાં આવકનું કોઇ સાધન ન હતું. એક વર્ષ તો શાહુકારને ત્યાંથી નાણાં કરજે લઇને જેમ તેમ ઘરનો કારભાર બિચારીએ નભાવ્યો. બીજે વર્ષે શાહુકારે એમને એમ નાણાં આપવાની ના પાડી. પરિણામે થોડાં ઘણાં ઘરેણાં હતાં તે ગીરવી મૂકવાં પડયાં. ત્રીજું વર્ષ શરૂ થતાં મુશ્કેલી વધી. હવે ઘરેણાં પણ ન હતાં. ઘરનું થોડું ઘણું રાચરચીલું વેચી સાટી ગુજરાન ચલાવવાનો વખત આવી લાગ્યો. પણ તે ઝાઝા દિવસ પ્હોંચે એમ ન હતું. ઘરમાં શીતલાની સાસુ, એક નાનો દીયર અને નણંદ મળી ચાર જીવ તો હતાંજ. વધારીમાં પીઅરમાં બાપ અને ભાઇ કોઇ ફોજદારીમાં સપડાતાં બે નાના ભાઇ, એક વ્હેન અને માતા પણ શીતલાને ત્યાં આવીને રહ્યાં. ચારને બદલે આઠ જણું થયાં. પ્હેલાં ઘરનું ગાડું જેમ તેમ ટગુમગુ ચાલતું. પણ આ ભરતી થવાથી એ સદંતર અટકી પડવા જેવું થયું.

બન્ને વ્હેવાણોનો કલેશ દહાડો ઉગતાંજ શરૂ થતો. કદી અન્નના અભાવે ભોજન બનતુંજ નહિ, અને બનતું ત્યારે ઝઘડામાં કોઇને ખાવાની ફૂરસદ મળતી નહિ. છોકરાંઓ કોઇના ખેતરમાં પેસીને કાચાં શાકભાજી કે ચીભડાં ખાઈ આવતાં. કોઈ વખત પકડાઈ જતાં ત્યારે થોડોક મેથીપાક પણ મળતો!

કવિઓ કહે છે કે "ગૃહિણી વિનાનું ગૃહ જંગલ જેવું હોય છે." પુરૂષ વિનાનું ગૃહ પણ જંગલથી બહુ સારૂં નથી હોતું! ગૃહપતિની ગેરહાજરીમાં સ્ત્રીનાં પીઅરીઆં ઉપરવટ થઇ જાય છે. જો કંઇ રાચરચીલું વેચીને ઘરમાં અનાજ લાવવામાં આવતું તો તે દળવાને ઝઘડો થતો. શીતલાની મા કહેતી: "હું તો ચાર દહાડાની મ્હેમાન છું. મારે શા દુઃખે દળવું પડે?" તેની સાસુ સામી તડુકતી: "ખાવાને તો દોઢ શેર જોઇએ છે. દળતાં કેમ ટાઢીઓ તાવ આવે છે?" પરિણામે બિચારી શીતલાને એકલીને ઘરનો ઢસરડો કરવો પડતો. જમવાને માટે પણ મા—સાસુ બન્નેને કાલાવાલા કરવા પડતા. એવો ઝઘડો મચતો કે પડોસીઓ તોબા પોકારતાં. બન્ને જણી શીતલા ઉપરજ રોષ ખાલી કરતી. મા કહેતી: "તેં અહિં બોલાવી અપમાન કરાવ્યું." સાસુ કહેતી: "મારી છાતી પર શોક લાવીને બેસાડી!" આ ઝઘડાઓમાં શીતલા પોતાનું વિરહ દુઃખ ભૂલી જતી. પતિની હયાતી માટેની શંકાઓ આ કલેશાગ્નિમાં બળીને ખાખ થઇ જતી. આ દશામાંથી ક્યારે છુટકારો થાય એજ ચિન્તા રાતદિવસ તેનું કાળજું કોરી ખાતી. પણ મા અને બન્ને

યમરાજનાં મ્હેમાન ન થાય ત્યાં સુધી છુટકો થાય એમ લાગતું ન હતું. અને યમરાજ પણ તેમને આવકાર આપવાને ઉત્સુક ન હતા. ઉપાય શોધવાનો વિચાર કરવાની શકિત પણ નાશ પામી હતી. શરણનું સ્થાન શોધવા ચારે તરફ નજર કરતી, પણ એકે આરો દેખાતો ન હતો.

એક દિવસ એવીજ નિરાશામાં શીતલા ઘરના દ્વાર પર ઉભી હતી; જાણે કોઇની રાહ જોતી હોયની ! આ અરસામાં કુંવર સુરેશસિંહને ઘરથી થોડે દૂર ઘોડા પર બેસીને આવતા જોયા. બન્નેની નજર મળી. શીતલા શરમાઇને ઘરમાં ચાલી ગઇ. બારણાં બંધ કરી દીધાં. સુરેશ પણ થોભ્યા વિના ચાલ્યો ગયો. શીતલાને ખેદ થયો કે સુરેશે મને આ દશામાં જોઇ. પ્હેરેલું લુગડું માથાપરથી ફાટેલું હતું; બીજાં દશ બાર થીગડાં લાગેલાં હતાં. પ્રભુ જાણે તે મનમાં શું વિચાર કરશે !

કુંવર સુરેશસિંહને વિમલસિંહના કુટુંબની કડતી ખબરો મળી હતી. ગુપ્તરીતે તે મદદ કરવા ઇચ્છતો. પણ શીતલાનું રૂપ એ ઇચ્છાની આડે આવતું; તે લોકાપવાદથી ડરતો. રખેને લોકો શંકા લાવે ! એ કારણેજ તે રોકાયા વિના કે ખબર અંતર પૂછ્યા વિના ચાલ્યો ગયો. મંગલાના ગૃહત્યાગથી તે બહુ શરમિંદો બન્યો હતો, અને કેટલીક વખત તો ઘરની બહાર પણ નીકળતો નહિ. આજે ત્રણ મહિને જમીનદારીની તપાસ કરવા તે બહાર નીકળ્યો હતો.

એમાં સંદેહ નહિ કે સુરેશ શીતલાના રૂપ પર મુગ્ધ થયો હતો. મંગલા હતી ત્યા સુધી તો મનમાં વિકાર પેદા થયો ન હતો પરન્તુ તેના ગયા પછી હૃદયમાં એ લાલસાએ ઘર કર્યું હતું. 'કોઇ પણ પ્રકારે શું આ સુંદરી મારી ન થાય ? વિમલનો તો લાંબા સમયથી પત્તો જ નથી; સંભવ છે કે તે આ સંસારમાં ન પણ હોય.' આવા વિચારો તેને આવતા, પણ એ વિચારોને દબાવવાનો પ્રયત્ન તે કરતો. આ વિચારોને લીધેજ-દદય કદાચ નિર્બળ થઇ જાય, સંયોગવશ થઇ પાપમાર્ગ તરફ વળે એ ભયથીજ તે શીતલાની સહાય કરતાં ડરતો. કદાચ વાસના એ સ્વરૂપે તો વિવેક પર ધા કરવા નહિ ચાહતી હોય ? શીતલા પર ઉપજતી દયા એ વાસનાને લીધે તો નહિ હોય ?

આખરે સહાય કરવાનો તેણે નિશ્ચય કર્યો. આ નિશ્ચય દયાથી પ્રેરાયો કે વાસનાથી તે તો પ્રભુ જાણે. તેણે મનમાં દલીલ કરી: " આ કેટલો ઘોર અન્યાય કહેવાય કે એક અબળા આટલા સંકટમાં હોય અને હું તેનો ભાવ પણ ન પૂછું ? અને આ તો વળી મારાં કુટુંબીજન કહેવાય. કુટુંબનું પાલન પોષણ કરવું મારો ધર્મ છે. "



પરન્તુ બુદ્ધિ અને વિવેકની આંખો ઢીલી

પડતી જતી હતી. તેની હૃદયનૌકા મોહ અને વાસનાના સાગરમાં ઝોલાં ખાતી હતી. "કેવી મનોહર છબી ? કેવું અનુપમ સૌંદર્ય ?" એજ જાપ ચાલવા લાગ્યો. આ પ્રકારની માનસિક અધોગતિ વધતી ચાલી. એ રૂપ પર શરીર અને પ્રાણ બન્ને ન્યોછાવર કરવા તે તૈયાર થયો: "સંસાર હાંસી કરે તો ભલે કરે ! એ સ્વર્ગીય આનંદ શા માટે જતો કરૂં ? તે મને ના તો નહિજ કહે. આ હૃદય કાઢીને તેના ચરણોપર ધરી દઇશ. વિમલ ? વિમલનો વિચાર શા માટે કરવો ? તે તો મરી ગયો હશે. નાહ મરી ગયો હોય તો હવે મરશે. એમાં પાપ શું



શીતલા પોતાની મેનાને ખાવાનું આપતી હતી...
આ વખતે સુરેશ એકાએક આવી લાગ્યો.

છે ? એ કોઇની ઓથી પ્રેમ કરવો એ પાપ હોય તો એવાં પાપ તો દેવતાઓએ પણ કર્યાં છે. વિષ્ણુ અને ઇંદ્રની હારમાં બેસવું કંઇ જેવી તેવી વાત છે ? શું તેનું સૌંદર્ય; ! શું તેની અણીયાળી આંખો ? એના અધરની લાલી—"

પણ કોઇ ભુલાયલી વાત યાદ આવે ને માણસ થંભી જાય તેમ આ વિચારો અટકી ગયા. એનો અંતરાત્મા આ વિચારોથી કકળી ઉઠયો; અંતઃકરણ રડી ઉઠ્યું. તે હોશમાં આવ્યો. શરમથી મોઢું છવાઇ ગયું; માથું નીચું થયું; એકાએક વિચાર આવ્યો. વિજયી સેનાપતિની જેમ માથું ગૌરવથી ઉંચું થયું: "કેટલી સ્હેલી વાત છે ? આ વાસના જીતવી કોઇપણ રીતે મુશ્કેલ નથી. એકવાર શીતલાને 'બ્હેન' કહીને બોલાવીશ કે બધા વિકાર શાંત થઇ જશે. શીતલા બ્હેન ! હું તો તમારો ભાઇ છું !"

તેણે તેજ વખતે શીતલાને એક પત્ર લખ્યો: "બ્હેન ! આટઆટલું દુઃખ વેઠો છો છતાં મને ખબર સરખી યે ન આપી ? હું શું કોઇ પારકો માણસ હતો ? બ્હેન ભાઇને પોતાનું દુઃખ ન જણાવે તો પછી કોને કહે ? હવેથી એવી ખોટી લજ્જા ન રાખશો. ઇશ્વરકૃપા તો આ દુઃખ જલદી દુર થઇ જશે." પત્રની સાથેજ દાણોદૂણી અને થોડુંક રોકડ નાણું મોકલવાનો બંદોબસ્ત કરી દીધો.

જવાબમાં શીતલાનો પત્ર આવ્યો: "ભાઇ મારી ભૂલ માટે ક્ષમા કરજો. તમે અમારી ડુબતી હોડીને પાર ઉતારી દીધી. જીવીશ ત્યાં સુધી તમારો યશ ગાઇશ."

[ ૫

કેટલાક મહિના વીતી ગયા. સાંજના સમયે શીતલા પોતાની મેનાને ખાવાનું આપતી હતી.

સુરેશ એ મૈંના શીતલા માટે ખાસ ખરીદી લાવ્યો હતો. આ વખતે સુરેશ એકાએક આવી લાગ્યો."

શીતલાઃ "ક્યાંથી આવો છો ભાઇ?"

સુરેશઃ "ગયો હતો જરા પોલીસખાતામાં તપાસ કરવા. પણ હજી કંઇ પત્તો લાગતો નથી. પહેલાં ખબર મળી હતી કે રંગુનમાં છે; પણ પાછળથી તે વાત ખોટી ઠરી. તે કોઇ બીજોજ માણસ હતો. હવે શું કરવું તે સમજ નથી પડતી. ઇનામમાં વધારો કરી દઉં?"

શીતલાઃ "તમારી પાસે રૂપીઆ વધી પડ્યા હોય ને કુદતા હોય તો ઉડાવો, મરજી પડશે તો જાતે ચાલ્યા આવશે!"

સુરેશઃ "એક વાત પૂછું? ઘણા દિવસથી પૂછવાનું મન થાય છે. એ તમારી પર શું કારણ ગુસ્સે થઇને ચાલ્યા ગયા?"

શીતલાઃ "કંઇએ ન હતું: દમ વગરની વાત! મેં કહ્યું એને ઘરેણાં બનાવરાવી આપો. એ કહેવા લાગ્યાઃ 'મારી પાસે પૈસા ક્યાં છે?' મેં સામું કહ્યું (શરમાઇને) તો પરણ્યા શું કરવા? બસ, આટલી વાત પરજ ગુસ્સે થઇને ચાલી નીકળ્યા."

આ વાતો ચાલતી હતી ત્યાં શીતલાની સાસુ આવી. સુરેશે શીતલાની મા અને ભાઇ-બ્હેનને તેમને ઘેર મોકલી તેમના ગુજરાનની સગવડ કરી આપી હતી એટલે ઘરમાં હમણાં શાન્તિ હતી. સાસુ વહુના શબ્દો કંઇક સાંભળી ગઇ હતી. તેણે તહુકીને ટાપશી પૂરીઃ "બેટા! તમારાથી શું છુપું છે? આ મહારાણી જોવામાં તો ગુલાબ જેવી કોમળ જણાય છે પણ અંદર બધા કાંટાજ ભર્યાં છે. એ પોતાની ટાપટીપમાં એટલી મશગુલ રહેતી કે વિમલનો ભાવ પણ પૂછતી નહિ. તે બિચારો એની પાછળ લોહીનું પાણી કરતો, પણ આ બેગમ સાહેબા મરડાટજ મુકતાં નહિ. પ્રેમ શું તે તો એ સમજીજ નથી. ઘરમાંથી તેને કાઢ્યો ત્યારે જંપી!"

શીતલાઃ "તો શું એ એકલાજ ધન કમાવા પરદેશ ગયા છે? બીજા ઘણાયે પુરુષો જાય છે. પરદેશ વેઠવો એ તો મરદોનું કામજ છે."

સુરેશઃ "સુરપમાં મોજમોજા અને ધન ભોગ સિવાય સ્ત્રી પુરૂષને બીજો કોઇ સંબંધજ હોતો નથી. બ્હેને સુરપમાં જન્મ લીધો હોત તો હીરા મોતીથી ઝગઝગતી હોત. શીતલા હવેથી ઇશ્વરને એજ પ્રાર્થના કરજો કે રૂપ આપે તો જન્મ પણ સુરપમાંજ આપે."

શીતલાએ દુખીઆરૂં મોઢું કરીને કહ્યુંઃ "જેના ભાગ્યમાં લખ્યું હોય છે તે અહિં પણ સોને મઢેલી રહે છે. મારી જેમ બધીઓના કરમ કંઇ ફુટેલાં હોય છે?"

સુરેશ એના મનનું દુઃખ સમજી ગયો. પતિ વિરહમાં પણ એની ઘરેણાં માટેની લાલસા ઓછી થઇ ન હતી. તેણે કહ્યું "ઠીક હું તમને ઘરેણાં બનાવરાવી આપીશ."

આ વાકય કંઇક અપમાનસૂચક સ્વરે બોલાયું હતું. બીજી કોઇ હોત તો તરતજ ચસીને ના પાડત. પણ શીતલાની આંખોમાં હર્ષનાં આંસુ ઉભરાયાં. આભારથી તેનું હૃદય ભરાઇ ગયું. તેના અંતરમાં અત્યારે આભૂષણ પ્હેરેલી મંગલાની છબી ખડી થઇ હતી. આભાર દર્શાવતી આંખે તેણે સુરેશ તરફ જોયું. મુખથી તો કાંઇ ન બોલી; પણ તેનું પ્રત્યેક અંગ કહી રહ્યું હતુંઃ "હું તમારી છું."

[ ૬ ]

કોયલને આંબાની ડાળ પર બેસીને મીઠું મીઠું ટહુકતાં, માછલીઓને શીતલ, નિર્મલ જલમાં ક્રીડા કરતાં કે હરણને લીલી, હરિયાળી ભૂમિપર છલંગો મારતાં જેટલો

આનંદ નહિ થતો હોય તેટલો આનંદ શીતલાને મંગલાના આભૂષણો પ્હેરવાથી થતો હતો.



તે આભમાં ઉડતી હતી. જાણે સ્વર્ગ મળી ગયું. આખો દિવસ ટાપટીપમાંજ જતો.

તેનો પગ જમીન પર ઠરતો ન હતો; તે આભમાં ઉડતી હતી. જાણે સ્વર્ગ મળી ગયું. આખો દિવસ,ટાપટીપમાંજ જતો. ઘડીમાં વાળ સમારતી, તો ઘડીમાં આંખોમાં સુરમો આંજતી. ઘરમાં તો હવે તે એક સળી પણ તોડતી નહિ. ઘરેણાં મળતાંજ એના સ્વભાવમાં કંઇ વિચિત્ર ગર્વ આવી ગયો હતો. વિનાશકાળે બુદ્ધિ વિપરીતજ થાય.

પણ શૃંગાર એટલે શું ? સુતેલી કામવાસનાને જગાડનારો ઘોર શંખનાદ; તેને સતેજ કરનારો મહામંત્ર. શીતલા જ્યારે પગથી માથા સુધી શૃંગાર સજીને બેસે છે ત્યારે એની એજ પ્રબળ ઇચ્છા હોય છે કે મને કોઇ જુએ. વારંવાર બારણામાં આવીને ઉભી રહે છે. ગામની સ્ત્રીઓની પ્રશંસા માત્રથી તેને સંતોષ નથી થતો. ગામના પુરુષોને તો, તે અરસિક ગમારજ માને છે. તેને સુરેશસિંહ વિના હવે ચેન નથી. પ્હેલાં તો તે બિચારો દિવસમાં એકવાર આવી જતો. શીતલામાં થયલો આ ફેરફાર જોયા પછી તેણે આવવું બંધ કર્યું હતું.

પ્હોર રાત્રી વીતિ ગઇ હતી. બાજુના ઘરોના દીવા બુઝાઇ ગયા હતા. એક માત્ર શીતલાના ઓરડામાં દીવો બળતો હતો. આજે કુંવર–સાહેબના બગીચામાંથી તેણે બકુલનાં ફુલ મંગાવ્યા હતાં. એ ફૂલોની તે અત્યારે માળા ગુંથતી હતી; પોતાને માટે નાહ, સુરેશને માટે. આભારનો બદલો વાળવાને પ્રેમ સિવાય એની પાસે બીજું શું હતું ?

એકાએક કુતરાંઓના ભસવાનો અવાજ આવ્યો. અધખુલું બારણું ઉઘાડી એક માણસ અંદર આવ્યો. એક હાથમાં પેટી હતી; બીજા હાથમાં બીસ્તરો હતો. દુર્બલ શરીર, મેલાં કપડાં, વધેલી હજામત, પીળું પડી ગએલું મુખ, વગેરે જોતાં જાણે કોઇ કેદી જેલમાંથી નાસી આવ્યો હોય એમ લાગતું. દીવાનો પ્રકાશ જોઇ તે શીતલાના ઓરડા તરફ ચાલ્યો. અજાણ્યાને જોઇ મેનાએ પાંજરામાં તરફડાટ મચાવ્યો. શીતલાનું ધ્યાન ખેંચાયું. પુરુષને જોઇ ચોંકી. તેણે પૂછ્યું: "કોણ ?"

પણ તરતજ ઓળખ્યો. તે વિમલસિંહ હતો. ફૂલોને કપડાથી ઢાંકી દીધાં. ઉઠીને ઉભી થઇ; કંઇક શરમથી માથું નમાવી બોલી: "આટલી જલ્દી ભાળ લીધી ?"

વિમલે કંઇ પણ જવાબ ન દીધો. તે આશ્ચર્ય પામતો ઘડીમાં શીતલા તરફ તો ઘડીમાં ઘરમાં આજુબાજુ જોતો ઉભો. કોઇ પારકા ઘરમાં આવ્યો હોય એવો ઘડીભર તેને ભ્રમ થયો. તેની સામે અનુકૂળ જળ વાયુ વિના બીડાયલી પાંખડીઓ વાળું અર્ધ ખીલેલું ફૂલ ન હતું; હવે તે ઝાકળના જળથી ઝગઝગતું, વાયુથી લ્હેરાતું, વિકાસ પામેલું કુસુમ હતું. શીતલાની સુંદરતા પર તે પ્હેલેથીજ 'મુગ્ધ' હતો; પણ આજે તેની રૂપ જ્યોતિ અગ્નિજ્વાળા જેવી લાગી. એ રૂપ જોતાં ટાઢક વળવાને બદલે આંખમાં બળતરા થતી હતી. આ આભૂષણ ? આ વસ્ત્રો ? આવો શૃંગાર ? તેને આ સર્વ જોઇ ચક્કર આવ્યાં. તે જમીન પર બેસી ગયો. આ સૂર્યમુખીની સામે બેસતાં તેને લજ્જા આવતી હતી. શીતલા જેમના તેમ ઠંડ ઉભી રહી ગઇ. પતિને માટે ન તો તે પાણી લાવવા દોડી કે ન તેના ચરણ ધોયા. તેની બુદ્ધિ જડ થઇ ગઇ. તેની કલ્પનાની ઇમારત પર એકાએક વીજળી પડી; એ ઇમારત જમીનદોસ્ત થઇ ગઇ. આ મેલાઘેલા, અર્ધ નગ્ન પુરૂષ પર તેને તિરસ્કાર આવતો હતો. એ પ્હેલાંનો જમીનદાર વિમલ ન હતો; મજુર બની ગયો હતો. શારિરીક મહેનતની અસર મુખાકૃતિ પર પણ થાય છે. મજુર સુંદર વસ્ત્રો પ્હેરે છતાં મજુરજ લાગે છે.

બારણું ખુલવાનો અવાજ અને મેનાનો તરફડાટ વિમલની માએ સાંભળ્યો હતો. તે ઉઠીને શીતલાના ઓરડા તરફ આવી. પુત્રને જોતાંજ માતા સ્નેહથી ભેટી પડી. વિમલે માતા ચરણો પર શિર ઝુકાવ્યું. બન્નેની આંખોમાંથી આંસુઓ વ્હેતાં હતાં. પળવાર તો કોઇ ન બોલ્યું.

થોડીવારે વિમલે કહ્યું: "મા !"

એના અવાજમાં પ્રશ્ન હતો; મનનો આશય પ્રકટ કરી દે એવો એ અવાજ હતો.

મા એ સવાલ-આશય સમજી ગઇ. તેણે કહ્યું: "ના બેટા, એવી વાત નથી બની."

વિમલ: "ત્યારે આ બધું હું શું જોઉં છું ?"

મા: 'સ્વભાવજ એવો છે. કોઇ શું કરે ?'

વિમલ: "સુરેશે મારી તપાસ શા માટે કરાવી હતી ?"

મા: "તને શોધી કાઢવા એણે દયા ન કરી હોત તો આજે આ ઘરમાં કોઇ જીવતું ન હોત"

વિમલ: "બહુ સારૂં થાત !"

શીતલાએ તાનો માર્યો: "તમે તો સૌને મારી જ નાંખ્યાં હતાં. ફૂલોની સેજ બીછાવી નહોતા ગયા !"

વિમલ: "હવે તો ફૂલોની સેજજ પાથરેલી જોઉં છું !"

શીતલા: "બીજાનું ભાગ્ય કાંઇ તમારા હાથમાં છે ?"

વિમલ ક્રોધથી કાંપતો બોલ્યો: "મા ! મને અહિંથી લઇ જા. આ ડાકણનું મોઢું પણ જોવા હું નથી ઇચ્છતો. મારી આંખોમાં આગ બળે છે. આ કુલ-કલંકનીને માટે મેં ત્રણ ત્રણ વર્ષ સુધી જે તપ કર્યું તેથી ઇશ્વર પણ મળત, પણ એને ન મેળવી શક્યો."

આમ કહી તે ઓરડામાંથી બ્હાર નીકળી આવ્યો અને માના ઓરડામાં જઇને સૂતો. માએ તુરત આગ્રહ કરીને એના હાથ-મોં ધોવડાવ્યા; પોતે ચૂલ્હો સળગાવી દીકરા માટે પૂરીઓ કરવા બેઠી. રસોઇ કરતાં કરતાં તેણે કુટુંબે ભોગવેલાં દુઃખની કથા કહેવા માંડી; સુરેશની લાગણીનાં વખાણ કર્યાં. પરિણામે સુરેશ તરફ ઉપજેલો ગુસ્સો અને તિરસ્કાર વિમલના હૃદયમાંથી દૂર થઇ ગયાં; પણ પત્નીના વર્તને પ્રકટાવેલી જ્વાલા ન ઓલવાઇ. સખ્ત મજુરીથી દુર્બળ થયલું શરીર, યાત્રાનો થાક અને ગુસ્સો ત્રણે કારણ ભેળાં થયાં; વર્ષોનાં તપ

અને પરિશ્રમ પછી આ માનસિક સંતાપ અસહ્ય થયો. રાતમાંજ સખ્ત તાવ ચઢી આવ્યો. આખી રાત અચેત અવસ્થામાં પડી રહ્યો. મા પાસે બેસી પંખો નાંખતી અને રડતી હતી. બીજે દિવસ પણ તે બેહોશ રહ્યો: શીતલા એક ક્ષણ પણ તેની પાસે ન આવી. "એમણે તે મને શું સોનાનો કોળીઓ ખવાડી દીધો છે કે એટલી જહેમત ઉઠાવું ? મારે તો પતિ ઘેર હો કે વિદેશ એ સરખુંજ છે. હું ક્યાં એમની એક કોડીનો પણ ઓશીઆળી છું ? ગયા'તા તો બહુ રોફ કરીને; શું બાંધી લાવ્યા ?"

બીજે દિવસ સાંજે સુરેશને ખબર પડી. તુરત તે દોડતો આવ્યો. આજ બે માહને તેણે ઘરમાં પગ મુક્યો. વિમલની આંખો ખુલી; લાઇને ઓળખ્યો. આંખમાંથી આંસુ વ્હેવા લાગ્યાં. સુરેશની આંખમાં દયાની લાગણી ભરી હતી. એને મારે ખોટો વિચાર મનમાં લાવ્યો તેથી વિમલ પસ્તાતો હતો.

શીતલાએ સુરેશના આવવાની ખબર જાણી કે, તરતજ અરીસા સામે ગઇ; વાળ બરોબર ઠીકઠાક કર્યા. જાણે બહુજ ખેદ થતો હોય તેવું મોઢું કરી વિમલના બિછાના પાસે આવી, એને જોતાંજ વિમલની આંખો લાલચોળ થઇ અને કહ્યું: "આજે શું કામ આવી ? હવે ત્રીજે દહાડે આવજે; તે દિવસે કુંવરસાહેબનાં ફરી દર્શન થશે !" તેને શબ્દે શબ્દે તિરસ્કાર ભર્યો હતો.

શીતલા બોલી ન શકી; પાછલે પગેજ ચાલી ગઇ. સુરેશ તો હાક જોઇને ચકિતજ થઇ ગયો. તે મનમાં વિચારવા લાગ્યો: "આટલું રૂપ છતાં કેટલી હૃદયહીનતા ? હૃદયને ઠેકાણે માત્ર શૃંગાર લાલસાજ ભરી છે."

તાવ વધતોજ ગયો. સુરેશે સારા સારા ડાક્ટરો બોલાવ્યા પણ મૃત્યુદેવે કોઇની વાત ન માની. તેનું હૃદય પત્થર જેવું હોય છે; કોઇ રીતે તે માનતોજ નથી. બધાને કોઇ પોતાનું હૃદય કાઢી આપે કે આંસુઓની નદી વ્હેવડાવે, પણ તેને દયા નથી આવતી. આનંદમય ઘરને ઉજ્જડ કરવું એજ તેનું કામ છે.

ત્રીજે દિવસે પાછલી રાતે વિમલની માનસિક પીડાનો અને હૃદય–સંતાપનો અંત આવી ગયો. ચોર દિવસે ચોરી નથી કરતા. યમના દૂત પણ ઘણું ખરું રાતેજ બધાંની નજર ચુકાવીને આવે છે, અને પ્રાણ–રત્ન ચોરી જાય છે. રાત શોકનું બાહ્ય સ્વરૂપ છે; મૃત્યુનું ક્રીડાક્ષેત્ર છે. જે આક્રંદ સાંભળવા મૃત્યુદેવ આતુર રહે છે, તે તે રાત્રીએ વિમલના ઘરમાંથી સંભળાયું.

શીતલા ચોંકીને જાગી અને ગભરાતી મૃત્યુ શય્યા પાસે ગઇ. તેને લાગ્યું કે વિમલ તિરસ્કાર ભરી નજરે તેની સામે જોઇ રહ્યો છે. ભયથી તેની કાયા કંપી ઉઠી. બારણામાંથી પાછા નીકળતાં સુરેશ સામો મળ્યો. તેને જોઇ થરથરતે અવાજે બોલી: "મને અહિં બીક લાગે છે !" રડતાં રડતાં સુરેશના પગમાં લોટી પડવાનો તેનો વિચાર હતો; પણ તે ત્યાંથી ખસી ગયો !

[ ૭ ]

જ્યારે કોઇ મુસાફરને ભાન થાય છે કે 'હું રસ્તો ભૂલ્યો છું', ત્યારે સીધો રસ્તો શોધી કાઢવા તે વધારે ઝડપથી ચાલે છે; મનમાં પોતાની ગફલતી પર ખીજવાય છે. સુરેશ પણ હવે શાન્તિ–માર્ગ પર જવાને એટલોજ વ્યાકુળ થઇ ગયો હતો. રૂપના ભ્રમમાં પડી તે ગુણનો સાચો માર્ગ ભૂલ્યો હતો. મંગલાની સ્નેહમયી સેવાઓ હવે તેને યાદ આવવા લાગી. તેનો પ્રેમ, તેનો ત્યાગ, તેની ક્ષમા તે સંભારતો. તેની અતુલ પતિભક્તિ યાદ આવતાં હૃદય તડપતું. મેં કેવો ઘોર અત્યાચાર કર્યો. હું અહિં જેમનો તેમ જડવત ઉભો રહ્યો; અને મારી નજર સામે મારા ઘરની લક્ષ્મી ચાલી ગઇ.' મંગલાએ જતી વખત શીતલાને જે શબ્દો કહ્યા હતા, તેની એને ખબર પડી હતી;

પણ એ વાત પર એને વિશ્વાસ આવતો ન હતો. મંગલા શાન્ત સ્વભાવની હતી; તે એવું સાહસ ન કરી શકે. તેનું હૃદય કહેતું હતું કે મંગલા જીવે છે. તેનાં પીઅરીઆંને તેણે કેટલાયે પત્રો લખ્યા પણ ત્યાંથી કડવા શબ્દો સિવાય બીજી કાંઇ ખબર મલી નહિ. છેવટે તેણે લખ્યું; "હવે એ રત્નની શોધમાં હું જાતેજ જાઉં છું. કાંતો તેને લઇનેજ પાછો આવીશ, અથવા તેની શોધમાં દેહનો અંત લાવીશ."

આ પત્રનો જવાબ આવ્યો: "બહુ સારી વાત છે. ખુશીથી શોધવા નીકળી પડો. પણ અહિં પ્હેલાં આવીને જજો.. બનશે તો અહિંથી પણ કોઇ તમારી સાથે આવશે."

આ શબ્દોમાં સુરેશને આશાનાં કિરણો દેખાયાં તેજ દિવસે તે સાસરે જવા નીકળ્યો.

સાસરામાં કોઇએ તેને સ્નેહથી આવકાર ન દીધો. સૌનાં મોંઢાં ચઢેલાં હતાં. સસરાજીએ તો પત્નીધર્મ ઉપર એક ભાષણ પણ આપ્યું!

રાતના વાળુ કરીને તે બિછાના પર પડયો હતો; એટલામાં એની નાની સાળી પ્રભા આવીને પાસે બેઠી અને વાતો કરવા લાગી. તેણે સવાલ પૂછયો: "કોઇ રૂપવતી સ્ત્રી પોતાના રૂપહીન પતિનું અપમાન કરે, તેને છોડી દે, તો આપ તેને શું કહો?"

સુરેશ (ગંભીર સ્વરે): "કુલટા"

સાળી: "અને કોઇ એવો પુરૂષ પોતાની રૂપહીન સ્ત્રીનો ત્યાગ કરે તો?"

સુરેશ: "પશુ"

સાળી; "અને તે પુરૂષ દેખાવડો હોવા સાથે વિદ્વાન પણ હોય તો?"

સુરેશ: "પિશાચ"

સાળી (હસીને): "ત્યારે તો મારે નાસવું જોઇએ; મને તમારી બીક લાગે છે."

સુરેશ: "પણ પિશાચને પ્રાયશ્ચિત તો કરાવો!"

સાળી: "હા, એક શરતે. પ્રાયશ્ચિત–પશ્ચાતાપ સાચો હોવો જોઇએ."

સુરેશ: "એ તો અંતર્યામીજ જાણી શકે."

સાળી: "પ્રાયશ્ચિત સાચું હશે તો તેનું ફળ પણ જરૂર મળશે. પણ મારી બ્હેનને લઇને પાછા વળો ત્યારે અહિં થઇનેજ જજો."

સુરેશની આશા ફરી ભાંગી પડી. રડવા જેવા અવાજે તેણે કહ્યું; "પ્રભા! પ્રભુને ખાતર મારી પર દયા કરો. હું બહુ દુઃખી છું. ગયા બાર મહિનામાં એવો કોઇ દિવસ નથી ગયો જયારે હું રડીને ન સુતો હોઉં,"

પ્રભુલ્લ ઉઠતાં ઉઠતાં કહ્યું: "હાથે કર્યાં તે હૈયે વાગે. હવે શું ઇલાજ? ઠીક, સુઇ જાઓ. હું જાઉં છું."

થોડીવાર પછી મંગલાની માતા આવી. તેણે કહ્યું: "બેટા, તમે તો ખૂબ ભણ્યા છો; દેશ પરદેશ પણ ફર્યા છો. સુંદર બનવાની કોઇ દવા નથી જાણતા?"

સુરેશે વિનયથી કહ્યું: "માતુશ્રી! હવે પ્રભુને ખાતર મને વધારે શરમીંદો ન બનાવો!"

સાસુ: "તમે તો મારી વ્હાલી દીકરીનો જીવ લીધો અને હું આટલું પૂછી પણ ન શકું? વિચાર હતો કે તમને ઘણીએ કડવી મીઠી વાતો સંભળાવું; પણ શું કરું, મારા મ્હેમાન છો. ઠીક સુઇ જાઓ."

સુરેશ આશા નિરાશા વચ્ચે ઝોલાં ખાતો પાસાં ફેરવી રહ્યો હતો. ત્યાં એકાએક ઓરડાનું બારણું ખુલ્યું, કોઇએ પાછળથી ધીમેથી કહ્યું: રણ "જતી કેમ નથી? જાગે તો છે. ખાઇ નહિ જાય!"

જવાબ મળ્યો: "શરમ થાય છે."

સુરેશે અવાજ પારખ્યો.તે ઉઠીને બેઠો થયો. ક્ષણવારમાં મંગલા તેની પાસે આવી માથું નમાવીને ઉભી રહી. સુરેશની આંખે આજે મંગલા રૂપવતી દેખાઇ. રૂપ તો તેજ હતું પણ આજે આંખો બદલાઇ ગઇ હતી!

પછી શું થયું તે જાણવાની કંઇ જરૂર છે?

---

# પ્રતાપી રાણો અને શિવભક્ત.

લેખક—શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર.
જે. પી.

સાંપ્રત સમયમાં ધર્મપરથી શ્રદ્ધા દિન પ્રતિદિન ઉઠતી જાય છે, તેમાં જ્યારથી પાશ્ચાત્ય પ્રજાનો સંસર્ગ વધવા લાગ્યો ત્યારથી તો હદજ વળી ગઇ છે. સદ્‌ભાગ્યે સ્ત્રી વર્ગે એ કહેવાતા સુધારાનો સ્વીકાર બહુ ઓછા પ્રમાણમાં કર્યો છે. આપણા દેશમાં જો ધર્મનું સંરક્ષણ થતું હોય તો ખરેખર સ્ત્રીઓ થકીજ થાય છે. તેઓ પોતાના અવકાશના સમયમાં પોતાની સાંસારિક, ધાર્મિક અને પારમાર્થિક સ્થિતિ સુધારવા સતત પ્રયાસ કર્યા કરે છે. ધર્મ નિયમ કેમ સાચવવા તે તેઓ સારી રીતે સમજે છે. તદપિ તેઓમાં માનસિક શક્તિ એટલી નિર્બળ હોય છે કે ધર્મ નેતાઓ—આચાર્યો કે શાસ્ત્રીઓ, વ્યાસો અથવા પુરાણિકો, જ્યોતિષીઓ કિંવા ભુરતા આશ્રિત વિપ્રો તેમના કુણા મગજ ઉપર જોવા તો વહેમ ઠસાવી દે છે કે મંત્રેલા દોરા, જપ તપ પૂજાદિનું સેવન કરવા તેમને કહે છે. અને અમુક દેવની માનતા લેવાડે છે. એમ કરતાં સારૂં ન થાય તો બીજા દેવની. એમ ચલાયમાન મન ભ્રમિત થવાથી એઓની ગતિ અતોભ્રષ્ટ અને તતોભ્રષ્ટ થાય છે. માટે તેવું ન કરતાં ફક્ત એકજ ઇષ્ટ દેવ ઉપર શ્રદ્ધા રાખી તેની પ્રેમપૂર્વક આરાધના કરે તો તે ફળ્યા વગર રહેજ નહિ. ભર્તૃહરિએ પોતાના નીતિશતકમાં કહ્યું છે કે માનવો તો એક દેવ વિષ્ણુને અગર દેવના દેવ, મહાદેવને; સત્તર પંદરને માનવામાં સાર નથી.

દોહરો.

ભજો તો દેવ કેશવા,
　　　નહિતો દેવ મહાદેવા;
કરો તો મિત્ર ભૂપતી,
　　　નહિ તો મિત્ર જોગીરા;
પરણો તો પ્રેમી પદ્મણી,
　　　* વન મગન દિલપતિ રામની.
શહેરે બુલંદ નહિ ભાગ્યમાં,
　　　ભટકો ભલે ભૂભાગમાં.

જેમ સરકારી નોકરીમાં લાંબો વખત રહ્યા પછી પેન્શનના હકદાર થાય છે, અને ખાનગી નોકરીમાં પણ જેમ ઘણાં વર્ષ થાય તેમ ધણીના વિશ્વાસને પાત્ર થાય છે ને તેનું કલ્યાણ થાય છે તેમ ભગવાનની સેવા કે ભક્તિ કરો તો તમારૂં કોટી કલ્યાણ થાય તેમાં નવાઇ શી ? સુજ્ઞ સ્ત્રીઓએ તો પોતાના પતિ સિવાય અન્ય કોઇ પણ ઇષ્ટ દેવ ન માનતાં પોતે પતિપરાયણા રહી પોતાનું પાતિવ્રત્ય પ્રેમથી પાળવું જોઇએ. અને તેઓ જો

* એમાં બે અર્થ છે. દિલના પતિ ભગવાન રામચંદ્રજીએ વનવાસમાંજ મગ્ન રહિ દિવસો કાઢયાં છે. તેમ અને બીજો અર્થ—મગન દિલપતિરામ એટલે મગનલાલ દલપતરામ સમજવું.

એકનિષ્ઠાથી પતિ સેવા કરે તો ભગવાન અતિ પ્રસન્ન રહે છે એ નિઃસંદેહ છે.

ભગવાન હમેશાં ભકતોને આધીન રહે છે. તે સંબંધમાં એક શિવભકતની અડગ ભક્તિની બાવિંક તેમજ રસિક કથા અત્રે બોધદાયક થઇ પડશેઃ—

કાઠીઆવાડમાં આવેલા પોરબંદરથી થોડા ગાઉને અંતરે બિલ્વેશ્વર મહાદેવનું રમણિક સ્થાન છે. આ શિવલિંગજીની એક વિપ્ર હરહમેશ અનન્ય ભકિતથી ચંદન પુષ્પ જળ તથા મંત્રો વડે પૂજા કરતો હતો. એ પ્રમાણે સાતેક વર્ષ સુધી પુજા કરી. પોતે કંગાલ સ્થિતિનો હતો. તેને પુત્ર પુત્રીઓ મળી ૭ ફરજંદ હતાં. મોટી પુત્રી હતી તે પરણાવવા યોગ્ય થઇ, પરંતુ પોતા પાસે નાણું જરાપણ ન હોવાથી મનમાં અતિ મુઝાવા લાગ્યો. હમેશાં ભિક્ષાટન કરે પણ દરરોજ ખાવા જેટલું માંડ માંડ મળે. પછી મહાદેવજીની કમળપૂજા કરવાનો મનમાં દૃઢ નિશ્ચય કર્યો. એ પૂજા એણે એવી તો પ્રેમ તથા શ્રદ્ધાપૂર્વક કરી કે ત્રણ દિવસ અને ત્રણ રાત્રિ પર્યન્ત એકાગ્રચિત્તે નિમિષ માત્રની નિદ્રા વગર અડગ રહી ત્રણ લાંઘણો કરી. ત્રીજી રાત્રિના બરાબર બાર વાગ્યાના સમયે કમળ ચડાવવાને પોતાનું શિર મહાદેવના લિંગ ઉપર મુકી તેને છેદન કરવા જેવો જાય છે તેવો "હાં! હાં!"નો અવાજ તેને સંભળાયો. તે તેણે માન્યું નહિ અને પાછું પોતાનું શિર કાપવા તત્પર થયો ત્યારે પણ "હાં! હાં!" નો સ્વર સંભળાયો. છેવટ ત્રીજી વખતે ભોળા મહાદેવે પ્રગટ થઇ દર્શન દીધાં ને તેને વર માગવા કહ્યું. તે બિચારો વિપ્ર, શંકરને સાક્ષાત જોતાંને વાર તેમને સાષ્ટાંગ દંડવત નમસ્કાર કરી બન્ને હાથ જોડી પ્રાર્થના કરતાં બોલ્યો "હે! કૈલાસપતિ! મ્હારે છોકરીઓ મોટી થઇ છે, ગાંઠમાં વસુ ન મળવાથી પશુ જેવો થઇ રહ્યો છું, તો છોકરીઓને પરણાવવી ક્યાંથી?" શંકરે ઉત્તર આપ્યો "તું ફિકર ન કર; તને ધન વિપુલ મળશે." એટલું કહેતાંની સાથે શંકર તો અંતર્ધાન થઇ ગયા અને જળાધારીપર એક ચીઠી હડી આવીને પડી એમાં લખ્યું હતું કેઃ—

મ્હારા પ્રેમી ભક્ત જોગ;

લિખતંગ બિલ્વેશ્વર મહાદેવજી, જત જે મારો પરમ ભક્ત હશે તે અમારી હુંડીના ૧૧ સવા લાખ રૂપીઆ ચુકવી આપે. ધીરજ મોટી વાત છે, ને સબુરીના ફળ મીઠાં છે.

આ ચીઠી લઇને વિપ્ર મનમાં વિચાર કરવા લાગ્યો કે આ કંઇ ગામમાં સીકરાય તેમ નથી લાગતું માટે ચાલ પોરબંદર જાઉં. એમ મનમાં વિચારીને પોરબંદરની ચોક બજારમાં આવી લાગ્યો. ત્યાં બે મારવાડી શાહુકારોની બે પેઢી સામસામી હતી. એ બન્ને ભાઇઓ હતા. ત્યાં એક પેઢીમાં જઇ ગાદી ઉપર શેઠ બેઠા હતા તે (મારવાડી) ને હુંડી બતાવી. મહાદેવજીની હુંડી સવા લાખની જોઇને હસવા લાગ્યો ને કહ્યું: "આપણે કંઇ એવા ભક્ત નથી જે હુંડી સ્વીકારીએ. મહાદેવનો ભક્ત તો મારો ભત્રિજો સામે દુકાનમાં છે તે જો સ્વીકારે તો કોણ જાણે! તેની પાસે જા." એટલે તે વિપ્ર તેની સામેની તેના ભાઇની દુકાને ગયો. ત્યાં તેનો દીકરો દિવ્યાકૃતિવાળો, કાંતિવાન, શારિરિક સંપતિ તેમજ ધનસંપતિથી વિરાજમાન એવો ગાદી તકીએ બેઠેલો જોયો. તેનું નામ શ્રીધર હતું. તે વખતે તેનો બાપ દુકાનમાં હાજર ન હતો. વિપ્રે જઇને તેને મહાદેવજીની હુંડી આપી. તે શ્રીધરે બરાબર ધ્યાનથી વાંચી. અક્ષર પણ તેને કંઇ અલૌકિક લાગ્યા. પોતે શિવનો અડગ ભક્ત હતો. તેના મનમાં થયું કે ખરેખર આ હુંડી મહાદેવજી સિવાય કોઇ બીજાએ લખી નથી; એવી તેના

મનમાં ખાત્રી થઇ અને મુનીમજીને તાબડતોબ હુકમ કર્યો: "યે હુંડી કે સવા લાખ રૂપીઆ યે બમનકુ સહી લે કે અભીકા અભી ચુકા દીજીએ." મુનીમજી કહે: "અચ્છાજી!" એટલું કહીને તેણે રૂપીઆ ગણી આપ્યા. બ્રાહ્મણ તો બાપડો રૂપીઆઓની થેલીઓ લઇ રાજી રાજી થતો ચાલતો થયો ને પોતાને ગામ જઇ છોકરીનાં લગ્ન ધામધુમથી સારી રીતે ઉજવ્યાં ને સર્વજનો તે જોઇ તાજુબ થયા.

પાછળ શું થયું કે શ્રીધરનો બાપ દુકાને આવતો હતો એટલામાં તેના ભાઇએ સામી દુકાનમાં બોલાવ્યોને કહ્યું કે "તારા દીકરાએ તો એક બ્રાહ્મણ મહાદેવજીની સવા લાખની હુંડી લખાવી લાવ્યો તે હમણાંજ સ્વીકારી આપી. તમે તો બહુ મોટા શાહુકાર છો તે તમનેજ પરવડે! બાકી તો ધ્યાન નહી રાખો તો રખડી મરશો." એ સાંભળી તે પોતાની દુકાને એકદમ દોડી ગયો. ત્યાં જઇ શ્રીધરને પુછયું: "કેમ આજે કોઇ આવ્યું હતું?" તો કહે: "ના, આજે કોઇ આવ્યું નથી. ફક્ત એક હુંડી આવી હતી તે ચુકવી આપી છે." બાપ કહે: "કેટલાની?" તો કહે: "સવા લાખ રૂપીઆની." એટલે બાપ કહે: "સવા લાખની? એવો તે શાહુકાર આપણા ગામમાં કોણ છે અગર આજુબાજુના ગામમાં કોણ છે જે આટલી મ્હોટી હુંડી લખે? માટે એવો તે કયો શાહુકાર છે?" શ્રીધરે કહ્યું: "એ તો બીલ્વેશ્વર મહાદેવે ખુદ પોતે હુંડી લખી મોકલી હતી." આ સાંભળી શ્રીધરનો બાપ એકદમ ગુસ્સે થઇ ગયો ને ગાળો ચોપડી કહેવા લાગ્યો: "કરમ ચંડાળ! તું તો મારા ઘરમાં અકરમી જાગ્યો ને ઉડાઉ નીકળ્યો, મ્હારું નામ ભુસી નાખવા તૈયાર થયો છે ને બધાને તારે બાવા બનાવવા છે કે કેમ? આવી હુંડી સ્વીકારાય? એ બ્રાહ્મણે તો લુચ્ચાઇ કરી છે. મહાદેવ હુંડી લખતા હશે એમ કયાંય સાંભળ્યું છે? માટે ચાલ નીચ! નીકળ મારા ઘરમાંથી." એટલું કહી નોકર પાસે હડસેલાવી દુકાનમાંથી તેમજ ઘરમાંથી તેને કાઢી મુકયો.

શ્રીધર પિતાના ફરમાનનું અનાદર ન કરતાં ચાલી નીકળ્યો. તેણે મનમાં વિચાર્યું કે કંઇ ફિકર નહિ. મહાદેવજી પોતે મદદ કરશે. ચાલતો ચાલતો પોરબંદર છોડીને વહાણમાં બેસી દરિયાપાર થઇ પહાડી ડુંગરમાંથી પસાર થઇ કોઇ નિબિડ જંગલમાં આવી પહોંચ્યો. ટાઢ, તડકો ને તરસ વેઠતો વેઠતો એક અગર ચંદનની વાટિકામાં આવી લાગ્યો. એનું નામ આલિમોહનની વાડી હતું. એ દેવતાઓનીજ ભૂમી હતી. અને ઘણા ગાઉ લાંબી પહોળી હતી, એમાં તે પેઠો, અને અંદર થોડે છેટે ગયો તો એક કૂવો દીઠો. પાણી પીવાની તૃષા બહુ લાગેલી હોવાથી તેની નજદીક જઇ કૂવામાં જોયું તો તેમાં નજર પણ પડી શકે નહી એટલો ઉંડો હતો. દોરડું કયાંથી લાવવું તેનો વિચાર થઇ પડ્યો. છેવટ વડનાં વડવાઇઓ એકઠી કરી તેનું એક લાંબુ દોરડું બનાવ્યું અને તેના પાંતરાનો એક દડીઓ બનાવી, તેને તે દોરડું બાંધી કૂવામાં ઉતારીને પાણી ખેંચવા માંડ્યું. પાંદડાના દડીઆમાંથી ખેંચતાં ખેંચતાં પાણી કેટલું તો નીકળી પડ્યું, ને બાકી જે થોડું ઘણું રહ્યું તે ઉપર આવ્યું. તે પાણી પીને તેણે તરસ છીપાવી. જે પાણી બહાર જમીન ઉપર પડ્યું તેની સોનાની ઇંટો થઇ ગઇ. શ્રીધરે જોયું કે આ તો સુવર્ણ થઇ જાય છે એટલે વધારે પાણી કાઢી સોનાની ઇંટો ભેગી કરીને બરાબર ગોઠવી એક મઢુલી પોતાને રહેવાને માટે તૈયાર કરી અને બગીચાનાં ફળ ફૂલનો આહાર કરી પોતાના દિવસો ગાળવા લાગ્યો.

પોરબંદરમાં શું થયું તે તરફ લક્ષ દોડા-

વીએ. શ્રીધરના કાકાએ રાણાશ્રીને એમ સમજાવ્યું કે અગર ચંદનના વેપારમાં ઘણી સારી પેદાશ છે, માટે જો આપ મને સાત મોટાં વહાણો આપો અને નાણાંની મદદ કરો તો અગર ચંદનનો વેપાર કરીએ. તેમાં કમાણી સારી છે. જે કંઇ કમાણી આવે તેમાં આપનો અને મારો અડધો અર્ધ ભાગ રાખવો. રાણાને પણ લાલચ લાગવાથી સાત મોટાં વહાણો શ્રીધરના કાકાને આપ્યા. તેણે સાથે માણસો લીધાં. મુસાફરી સાતેક માસની લાંબી હોવાથી સાથે એક વાળંદને પણ લીધો. વાસણ કુસણ ગોદડાં વગેરે તેમજ ભાતું પણ સાથે રાખ્યું. જે જે જોઇતો સામાન જણાયો તે લઇને તૈયારી કરી.

વહાણો હંકાર્યાં. હંકારતાં હંકારતાં ત્રણેક માસ થયા એટલે અગર ચંદનની વાડી જે આલિમોહનની વાડી કહેવાય તે વાડી આગળ વહાણો આવીને નાંગર કીધાં. કાકાએ વાળંદને મોકલ્યો કે, જા જઇને તપાસ કરી આવ કે આજ અગર "ચંદનની વાડી કે નહિ, અને તેની નિશાનીમાં કાકાએ કહ્યું ચંદનના ઝાડોને મોટા મોટા નાગ ચોંટેલા હશે." ચંદનના ઝાડને વિષે કહેવાય છે કે મલયાચલ પર્વત જ્યાંથી મલયાગીર ચંદન મળે છે તે ચંદનવૃક્ષની આસપાસ મોટા મોટા મણિધર નાગ સદાકાળ વિંટાયલા રહે છે.

"ત્યાં જો પાણી મળે તો કુવામાંથી પાણી પણ લેતો આવજે," એવી સૂચના પણ વાળંદને આપી. કારણ તરસ પણ બહુ લાગી હતી.

વાળંદ વાડીમાં ગયો ને જુએ છે તો છેટે એક બાવો માલમ પડયો. તેની પાસે જઇ કહ્યું " નમો નારાયણ ! બાવાજી ! " ત્યારે બાવાજીએ કહ્યું: " તુમ કોણ હો, ઇધર કહાંસે આયા, ઇસ જગો પર આનેકા મતલબ ક્યા ? " એ પ્રશ્નના જવાબમાં વાળંદે કહ્યું: " બાવાજી ! મારો શેઠ વહાણમાં બેઠો છે; સાથે ઘણા માણસો છે; અને અમને બહુ તરસ લાગી છે તેથી પાણી આપો તો કૃપા થશે. " તો કહે " અચ્છા બેઠો. " એમ કહી બાવાજી પાણી લેવા ગયા. પાછળ વાળંદ વિચાર કરે છે કે " આ મઠુલી આખી સોનાની બનેલી છે, લાવને તેમાંથી બે ઇંટો છાનીમાની લઇ લઉં." એમ વિચારી બે ઇંટો લઇ લીધી ને પોતાની જોળીમાં નાખી લીધી. પેલો બાવો થોડું પાણી લઇને આવ્યો ને તે લઇને રાજી થતો વાળંદ શેઠ પાસે ગયો. મનમાં મલકાતો હતો કે શેઠની નોકરી કરીએ તો પણ આટલું સોનું કોઇ કાળે મળે નહિ, તેથી ખૂબ હરખાતો હતો. શેઠ તેનું મોઢું બહુ મલકતું જોઇ પૂછવા લાગ્યો " એલા ! આટલો બધો તું હરખાય છે તેનું કારણ કંઇ સમજાતું નથી, માટે ખરેખરૂં કહે. " વાળંદની જાત છે. પેટમાં વાત થોડી વાર તો દબાવી પણ અંતે રહી નહિ અને પોતાની જોળીમાંથી બે સોનાની ઇંટો કાઢી તેના મોઢા આગળ ધરી કે જુઓ ! આ ત્યાં તો ઇંટોના ઢગલા છે અને એક બાવો છે તેને જો કૂવામાં નાખી દઇએ તો ઇંટોના વહાણો ભરાય ને પાણી પણ મળે. ત્યારે શેઠે કહ્યું: "એમ છે ? ત્યારે તો બહુ મજા પડશે. બીજા માણસોને તું સાથે લઇજા ને જેવો બાવો પાણી ભરવા જાય તેવો તેને કૂવામાં નાખી દેજે. તે પછી ઇંટોના વહાણો ભરી લઇશું." પછી વાળંદ માણસો લઇને બાવા પાસે ગયો અને કહ્યું: "મહારાજ ! આટલા પાણીમાં બધાંની તરસ કેમ છીપાય ? માટે કૃપા કરીને હજી બીજું પાણી આપો." એટલે બાવો બીજું પાણી કૂવામાંથી ભરવા ગયો. જેવો ભરવા ગયો તેવો પાછળથી વાળંદે છાનોમાનો જઇ ધકો માર્યો તે બાવો કુવામાં જઇ પડયો. પડતાં

ને વાર ઝાડનું થડ પકડી લીધું ને પોતે પાણીમાં જેમ તેમ ઉપર તરતો રહ્યો.

પાછળ શું બન્યું કે વાળંદે શેઠને બોલાવીને સોનાની મઢુલી બતાવી. તેની ઇંટો ઉખેડીને સાતે વહાણો ભર્યાં. હજી બીજાં સાત વહાણ ભરાય તેટલી ઇંટો રહી. તે પછીથી લઇ જવાનો નિશ્ચય કરી ભરેલી ઇંટોનાં વહાણો લઇ પોરબંદર રવાના થયા. ત્યાં રાતના વહાણો નાંગર્યાં, મતલબ કે કોઇને સોનાની ઇંટોના વહાણોની ખબર પડે નહિ. એ સર્વે ઇંટો પોતાને ઘેર લઇ જઇ તેની થપી કરીને તેના ઉપર છાણાં નાંખી ઢાંકી દીધી. પછી બીજાં વહાણો ભરવા માટે પાછા ચંદનવાડી તરફ વહાણો હંકાર્યાં.

અહીઆં શું બનાવ બન્યો કે બાવાએ કૂવામાં રહી લાંબી નજર ફેંકી તો એક મોટું બાકોરૂં જણાયું તેમાંથી એકાદ બે જાનવર આવ્યા ને પાણી પીને ચાલ્યા ગયા. પોતે જેમ તેમ કરી એ બાકોરાં તરફ ગયો ત્યાં પગથીઆં માલમ પડ્યાં. તેના પર ચઢીને જે ઢોર પાણી પીને પાછાં ફરતાં હતાં તેની પાછળ પાછળ ભોંયરામાં પેઠો ને આગળ ચાલવાં માંડ્યું. એમ આગળ ચાલતાં ચાલતાં મથાળે એક વન વગડામાં ઉપર આવી નીકળ્યો ત્યાં ભરવાડ ઢોરો ચારતો હતો, અને ભરવાડ જ્યારે ઢોરો લઇ ગામમાં જવા નીકળ્યો ત્યારે તેની સાથે સાથે ગામમાં આવી લાગ્યો. ત્યાં બજાર આગળ એક મોટો ચોક હતો અને ઘણા માણસો જોવામાં આવ્યા. ત્યાં એક દુકાન આગળ ખાવાનું મળે એવી આશાએ જઇને ઉભો, એટલે દુકાનદારની ઘરાકી ઉભરાઇ નીકળી ને વકરો સારો થવા લાગ્યો. બાવો આમ તેમ છેટે જાય કે ઘરાકી ઘટી જાય. તે ઉપરથી તેને વિશ્વાસ આવ્યો અને બાવાને અચ્છી તરેહથી ફળાહાર કરાવ્યો, કારણ તેને જમવું નહોતું. પછી બીજે દિને દાળનું પાણી તથા રાબડી વગેરે ખવરાવ્યું. બાવાએ દુકાનદારને આશીર્વાદ આપ્યો અને દરબાર ચોકમાં જઇ વચોવચ આમ તેમ ફરતો ઉભો રહ્યો.

આ ગામના રાજાની કુંવરી કુંવારી હતી તેનો એવો નિશ્ચય હતો કે કોઈ પણ મુસાફર અગર સાધુસંત આવે તેને પોતાની પાસે બોલાવી રંગાવે ને તેને જમાડી તૃપ્ત કરી વિદાય કરે. તેણે રાજમહેલના ગોખમાંથી આ સાધુબાવાને જોયો. તેને પોતાના માણસ મોકલી તેડી મંગાવ્યો. જુએ છે તો શરીરે મજબૂત, સુંદર અવયવવાળો તરૂણ જણાયો. પણ લાંબી દાઢી તથા લાંબા શિરકેશથી બિહામણા સ્વરુપવાળો દેખાતો હતો. બાવાજીની મરજી વિરૂદ્ધ કુંવરીએ હુકમ કર્યો ને વાળંદને બોલાવી દાઢી કઢાવી નાખી હજામત કરાવી તેને સુગંધી તૈલના પદાર્થોનું મર્દન કરાવી ગરમ પાણી વડે સ્નાન કરાવ્યું, ને પછી સુંદર પકવાન, મિષ્ટાન્ન ભોજનની તરેહ તરેહની વાનીઓ તૈયાર કરાવી પ્રસાદ લેવડાવ્યો. આવી રીતે થોડા દીવસ સુધી દરરોજ તેની આસનાવાસના કરવા લાગી. તેને કીમતી વસ્ત્રાભૂષણો પહેરાવે ને અલંકારો પહેરાવે તેથી તેની કાંતિ દિન પ્રતિદિન એટલી તો દેદિપ્યમાન થઇ કે અસલ કરતાં અધિક સુંદર દેખાવા લાગ્યો. તે નિહાળીને રાજકન્યાને તેના તરફ પ્રેમ ઉપજ્યો.

વાર્તાના વિશેષ રસિક ભાગ માટે વાંચો આવતો અંક. )



# વિવિધ વિષયો.

## મારવાડી બ્હેનો.

"ચાંદ" માં સૌ. આનન્દીબાઇ શાહી "અમારી મારવાડી બ્હેનો" એ વિષય પર એક લેખ લખી તેમની શોકજનક દશાનું હૃદયભેદક વર્ણન આપે છે. આ લેખનો સાર નીચે આપીએ છીએઃ-

"એમતો આખા હિન્દની સ્ત્રીઓ સામાજીક અત્યાચારોનો શિકાર બની છે, પરન્તુ એ અત્યાચારો મારવાડી બ્હેનોને વધારે પ્રમાણમાં સ્હેવા પડે છે. પણ તેમને પોતાની અવસ્થાનું પૂરેપૂરું ભાન નથી હોતું; કારણ કે તેમને અભણ રાખવામાં આવે છે. પુરૂષવર્ગ એમજ માને છે કે સ્ત્રીઓ કુટુમ્બની સેવા કરવા માટે, દાસીની માફક ઘરકામ કરવા માટે, પતિના ઇશારા પર નાચવા અને તેની વાસના તૃપ્ત કરવા માટે અને બાળકો જણવા માટેજ સરજાયલી છે.

"લક્ષ્મીને ખોળે રમતી હોવા છતાં એ બ્હેનો જેવી કોઇ દુઃખી નથી. આખા સંસારના ખરાબ રિવાજો આ જાતિમાં પ્રચલિત છે. બાળલગ્ન, વૃદ્ધલગ્ન, વરવિક્રય, પડદાનો રિવાજ, કેળવણીનો અભાવ, વગેરે આ જાતિમાં મોટા પ્રમાણમાં જણાય છે. પુરૂષો તો સ્ત્રીઓને ઘરેણાંથી લાદી દીધી કે પોતાની ફરજ પૂરી થઇ માને છે.

"પુરૂષો ધન કમાવામાં રાત દિવસ એવા મશગુલ રહે છે કે તેમને ઘરની પરવા જ નથી રહેતી. બાળકો અને સ્ત્રીઓ ઘરમાં પડયા પડયા સડે તેની તેમને ચિંતા નથી. મારે શરમ સાથે કબુલ કરવું પડે છે કે મારવાડી જાતિમાં વ્યભિચાર મોટા પ્રમાણમાં છે; અને તેનું કારણ એ છે કે મારવાડી સ્ત્રીઓ બહુજ ગંદી રહે છે. મોઢામાંથી ભયંકર વાસ આવે, દાંતોપર પીળી છારી બાઝી હોય, સફાઇથી નહાવાની વાતજ નહિ, પોશાક પણ મેલોજ હોય. કપડામાં થાનમાં થાન પેસી જાય એટલે વર્ષો સુધી ધોવાયજ નહિ અને તેમાંથી દુર્ગંધ નીકળ્યા કરે. વધારામાં ઘરેણાંનો અર્ધો પોણો મણનો બોજો. જુના વિચારના લોકો તો આ બધું કુદરતી માની ચલાવી લે છે, પણ સુધરેલા કહેવાતા જુવાનોને આ જોઇ પોતાની સ્ત્રીઓ તરફ તિરસ્કાર આવે છે અને પરિણામે તેઓ વેશ્યાના ફંદામાં ફસાય છે."

"સ્ત્રીઓની પણ એજ દશા છે. પુરૂષો ધન કમાવાની ધુનમાં બે વાર ભોજન કરવા સિવાય ઘરની સામું પણ ન જુએ. રાતે પણ ઘણી વેળા દુકાન ઉપર સુઇ રહે. પરિણામે સ્ત્રીઓ ધૂતારાઓના ફંદામાં ફસાઇ શીયળનો નાશ કરે છે.

"આ ભયંકર સ્થિતિ તરફ હું મારવાડી જાતિનું ધ્યાન ખેંચું છું અને એ દશા સુધારવાની તેમને પ્રાર્થના કરૂં છું. લક્ષ્મીની ગોદમાં ખેલતા શેઠીઆઓ એ તરફ ધ્યાન નહિ આપે અને પોતાના નાણાંનો સદુપયોગ નહિ કરેતો જાતિનું નામ નિશાન ટળી જશે."

## સુંદરતા વધારવાનો એક નવો ઉપાય.

"માધુરી"માં શ્રી રામ અગ્રવાલ લખે છે કેઃ-

લગભગ બધા દેશોમાં સ્ત્રીઓ પોતાની સુંદરતા વધારવાના પ્રયત્નોમાં મચી હોય છે. પહેલાંના સમયમાં હિન્દમાં મહિલાઓ ચંદન વગેરેનો લેપ કરી પોતાની સુંદરતા વધારતી હતી. કેટલીક દૂધની મલાઇ કે ચણાના લોટનો પણ ઉપયોગ કરતી હતી. આજકાલ પશ્ચિમની સ્ત્રીઓ સુંદરતા વધારવા માટે કંઇ જાતજાતના ધતીંગ લઇ બેઠી છે. ઘણી જાતના પફ પાવડરો, પેસ્ટ, ગ્લીસીરીન, વગેરે વસ્તુઓનો ઉપયોગ થાય છે. આ ચીજો દુર્ભાગ્યે હવે હિન્દમાં પણ પેસતી જાય છે. હમણાં ઇંગ્લાંડમાં સુંદરતા વધારવાનો એક નવો ઉપાય શોધી કાઢયો છે. આ ઉપાય કાદવ સ્નાન ( Mud Bath ) તરીકે ઓળખાય છે. આ કાદવ ગંગાની માટી જેવી માટીમાંથી બનાવેલો હોય છે, જે યૂરપની ઘણી નદીઓમાંથી મળે છે. શરીરના જે ભાગની સુંદરતા વધારવી હોય, પડેલી કરચલીઓ વગેરે નાબૂદ કરવી હોય, તે ભાગ ઉપર આ કાદવનો લેપ કરવામાં આવે છે અને તે સુકાયા પછી તેને ધીરે ધીરે ઉખાડી લેછે. માટી લાગવાથી ચામડી સફેદ

થઇ જાય છે અને સુંદર રીતે ખીલી નીકળે છે. અલબત્ત કદરૂપી સ્ત્રીઓ એકજવાર માટી લગાડવાથી સુંદર નથી થઇ જતી, પણ વારંવાર બે ત્રણ દહાડાને આંતરે એ "કાદવ સ્નાન" તેમને કરવું પડે છે.

**વરવિક્રયની રૂઢી.**

"ગૃહલક્ષ્મી" માં શ્રીમતી કમલા દેવી "*દહેજ ( દાયજો )*" એ વિષય પર લેખ લખતાં એ રિવાજ નાબુદ કરવાનો માર્ગ સુચવે છે. આ રૂઢી ઘણી કોમોમાં પ્રચલિત છે. એ રૂઢી અનુસાર વરને કન્યાના પિતા તરફથી લગ્નના બદલામાં સારી જેવી રકમ આપવાના કરાર થાય છે. પારસી કોમ આને "રીતની ભીખ" ને નામે ઓળખે છે. કેટલીક હિન્દુ કોમો પણ એ ખરાબ રૂઢીને સેવે છે; અને તેને પરિણામે અનેક કુટુંબો પાયમાલ થાય છે. એને નાબુદ કરવાનો ઉપાય સુચવતાં લેખિકા કહે છે:

"જો આજ અમારી બધી કુમારિકા બ્હેનો અને અવિવાહિત યુવાનો પ્રતિજ્ઞા કરે કે જ્યાં સુધી દહેજની કુપ્રથા નાબુદ નહિ થાય ત્યાં સુધી અમે વિવાહ નહિ કરીએ, તો માત્ર સંભવજ નહિ પણ અમારો દૃઢ વિશ્વાસ છે કે આપણા સમાજની મોટામાં મોટી ખામી દૂર થઇ જાય, અને દહેજ રૂપી પિશાચથી તેનો છુટકારો થાય. પરન્તુ દુઃખની વાત એ છે કે અમારી બ્હેનોમાં આત્મબલ અને સ્વાર્થ, ત્યાગની બહુ ખામી છે. આ કાર્યમાં માત્ર દસ વીસ બ્હેનો આગળ પડે તેથી કાંઇ નહિ વળે. પરન્તુ હિન્દની પ્રત્યેક સ્ત્રી આ બાબત તરફ ધ્યાન આપે અને એ નાબુદ કરવાની પોતાની ફરજ સમજી લે તો આ રિવાજ એક દિવસમાંજ દૂર થાય. દહેજથી આ ગરીબ દેશની દશા વધારે શોકજનક બની છે. પણ તે દરેક જણ જાણે છે એટલે વર્ણવવાની જરૂર નથી."

**પરણેલી સ્ત્રીઓ સ્વતંત્ર ધંધો કરી શકે?** આ સવાલ પશ્ચિમના દેશોમાં ઘણોજ ચર્ચાય છે. એ દેશોએ પોતાનો આર્થિક વિકાસ એવા પ્રકારે કર્યો છે અને પોતાની જરૂરીઆતો એટલી બધી વધારી મુકી છે કે સ્ત્રીને સ્વતંત્ર ધંધો કરવાની ફરજ પડે. આ સવાલ સંબંધી જાણીતી ધંધાદારી સ્ત્રીઓના અભિપ્રાયો અમેરિકન માસિક "વુમન સીટીઝન" પ્રકટ કરે છે. એ અભિપ્રાયોમાંથી શ્રીમતી એન વોટકીન્સ (મીસિસ હાર્ટલી ડેવીસ)નો અભિપ્રાય જાણવા જેવો છે. ન્યુયોર્ક શહેરના એક મકાન પર "હાર્ટલી ડેવીસ" અને "એન વોટકીન્સ" એવાં બે નામનાં પાટીઆં લાગેલાં છે. કુમારી અવસ્થાના પોતાના નામે એક સાહિત્ય સેવક તરીકે મીસિસ ડેવીસ ઘણીજ જાણીતી છે તે કહે છે:

"એક વેળા એક પ્રખ્યાત લેખકે મારા પુત્ર માટે ભેટ મોકલી હતી અને સાથેના કાર્ડ પર લખ્યું હતું: 'એન વોટકીન્સના પ્રતિબિંબ માટે.' મને લાગ્યું કે એણે મારી તરફ મોટામાં મોટો વિવેક બતાવ્યો હતો. સ્વતંત્ર કમાણી કરતી સ્ત્રીનો વ્યવહાર. પોતાના કુટુંબ તરફ કેવો હોવો જોઇએ? એ સવાલનો જવાબ એમાં સમાયેલો છે.

"એથી પણ વધારે સાક્ષી છે: આજ છોકરો પોતાની માતાને મીસિસ હાર્ટલી ડેવીસને બદલે એન વોટકીન્સને નામે મગરૂરીથી ઓળખે છે અને ઓળખાવે છે. કુટુંબના બીજા માણસો અલબત્ત તેથી ઘણા આનંદ પામે છે.

"સ્વતંત્ર કમાણી કરવાના મારા ધંધાને લીધે પરણેલી જીંદગીમાં એક પણ મુશ્કેલી ઉભી થઇ નથી. એથી ઉલટું અમારા કુટુંબનો એવો અભિપ્રાય છે કે પરણેલી જીંદગીની સાધારણ મુશ્કેલીઓમાંથી અડધો અડધ એથી દૂર થઇ ગઇ છે.

"કદાચ મારી સ્થિતિ કેટલેક અંશે જુદી છે, તેથી પણ એમ લાગતું હોય. મારા પતિ મારી આ કમાણી માટે મોટે અંશે જવાબદાર છે. અમે પરણ્યા ત્યારે તેમણે એકજ શરત કરી હતી કે હું સ્વતંત્ર ધંધો કરૂં તો મારે તેમાં ફતેહમંદ થવું, નહિ તો ન કરવો. આ શરત મારી શક્તિની પીછાણ રૂપ હતી અને આવી બાબતોમાં જે એક પ્રકારની બેદીલી ઉત્પન્ન થાય છે તે એથી દૂર થઇ છે."

**સ્ત્રીઓ માટેના ધંધાઓ.**

પશ્ચિમના દેશોમાં સ્ત્રીઓ કેવા કેવા પ્રકારના ધંધાઓમાં જોડાઇ સ્વતંત્ર કમાણી કરે છે, તેનો ચિતાર ઉપર જણાવેલું "વુમન સીટીઝન" માસિક આપે છે:

"વીમેન્સ બ્યુરો" એ થોડાક સમય પર કરેલી ખોજથી માલમ પડે છે કે અત્યાર સુધી પુરૂષોજ જેમાં હતાં એવા ધંધાઓમાં સ્ત્રીઓ ઝડપથી પેસવા લાગી છે. માલ લઇ જવા લાવવાના ધંધામાં છેલ્લાં દશવર્ષમાં સ્ત્રીઓની સંખ્યા બેવડી થઇ છે. કારકુનો, સ્ટેનોગ્રાફરો, ટાઇપીસ્ટો, હિસાબ

રાખનારાઓ, ટેલીફોન ઓપરેટરો, અને તાલીમ પામેલી પરિચારિકાઓ ( નર્સો ) તરીકેના ધંધાઓમાં એ દશ વર્ષમાં ૫૦૦૦૦ થી વધારે સ્ત્રીઓ વધી છે. વધારે મુશ્કેલ ધંધાઓમાં પણ તેઓ ધીમે ધીમે આગલ વધવા માંડી છે. યંત્રો ચલાવનાર અને બનાવનાર તરીકે, કડીઆ-મીસ્ત્રી તરીકે, ઓજારો બનાવનાર તરીકે, પ્લેસ્ટરર, પ્લમ્બર, ગેસફીટર, લુહાર અને હથોડાના ઘાણ મારનાર તરીકે પણ ઘણી સ્ત્રીઓ કામે લાગી છે. જાહેર સરકારી નોકરીમાં પણ તેમની જરૂર જણાયછે; એ દશ વર્ષના અરસામાં એ નોકરીમાં ૬૦.૭ ટકા સ્ત્રીઓનો વધારો થયો છે. પ્રાંતિક અમલદારો તરીકે અને પોષ્ટ માસ્ટર (મીસ્ટ્રેસ) તરીકે ૧૯૧૦ માં તેમની સંખ્યા ૨૭૫ ની હતી તે વધીને ૧૯૨૦ માં ૬૫૨ ની થઇ છે. રીપોર્ટ જણાવે છે તે મુજબ ૮ વિમાની ખાતામાં છે, ૫૭ સ્ત્રીઓએ શોધો કરી છે, ૪૧ તાલીમ પામેલી એન્જીનીઅરો છે, ૧૩૭ શીલ્પીઓ છે, ૨ જંગલ ખાતાની અમલદાર છે અને ૨૫ બાગયત ખાતાની ઉપરી છે. કેમીસ્ટ, એસેયર, ખનીજ પદાર્થો ગાળનાર, પાદરી, ડ્રાફ્ટ્સમેન, વકીલ, ન્યાયાધીશ, કોલેજના પ્રમુખ, પ્રોફેસર, વગેરે તરીકે અને ધાર્મિક તથા પ્રજાહિતની સંસ્થાઓના વ્યવસ્થાપકો તથા કસરત અને નાચ શીખવનાર તરીકે તેમની સંખ્યા ત્રણ ગણી વધી છે. પરન્તુ ખેતરના મજુરો, પોશાક અને ટોપીઓ બનાવનાર તરીકે તથા ઘરગથુ કામોમાંથી તેમની સંખ્યા ૧૯૧૦ માં ૩૧.૩ ટકા હતી તે ઘટીને ૧૯૨૦ માં ૨૫.૬ ટકા થઇ છે."

**સ્ત્રીઓની ઉન્નતિનો એક ઉપાય.**

હિન્દી માસિક "માધુરી"માં શ્રીમતી ચંદાબાઇ જૈન "એક પ્રસ્તાવ" વિષય પર એક લેખ લખી સ્ત્રી જાતિની ઉન્નતિ માટેનો એક ઉપાય સુચવે છે. આ લેખનો સાર નીચે આપીએ છીએ:

"વીસમી સદી વ્યક્તિગત ઉન્નતિ માટે જાણીતી છે. આ યુગમાં બધી શક્તિઓ સ્વતંત્ર જીવનને માટે જે પ્રકારે લડત ચલાવી રહી છે તેવી લડત આગલ કદી પણ નહિ ચાલી હોય. દરેક રાજ્ય, પ્રજા, જાતિ, કુટુંબ અને તેનો દરેક મનુષ્ય સ્વતંત્ર થવા ઇચ્છે છે એટલુંજ નહિ પણ તે માટે પોતપોતાના સમૂહો રચી પ્રયત્ન કરી રહ્યો છે.

"આવી સ્થિતિમાં સ્ત્રી જાતિએ પણ પોતાના સંઘ રચી ઉન્નતિ માટે પ્રયત્નો કરવા જોઇએ. જો કે ઘણી વિદુષી સ્ત્રીઓ આપણા પ્રાચીન ગૌરવનું ભાન કરાવવા મન, વાણી અને કર્મથી પ્રયત્નો કરે છે, જ્ઞાનના વધારા માટે અને ખોટા રિવાજો નાબૂદ કરવા માટે ઠેરઠેર કન્યા વિદ્યાલયો અને સ્ત્રી સમાજો સ્થપાતાં જાય છે, છતાં અમારું સૂતેલું અભિમાન જગાડવાને અને સ્ત્રીજાતિનો પુનરૂદ્ધાર કરવા માટે એટલુંજ પૂરતું નથી.

"મૂળને છોડી પાંદડાંને પાણી પાવાથી ઝાડ ફાલતું નથી, તેવીજ રીતે સ્ત્રીઓ માટેના પ્રાચીન તેમજ હાલના સાહિત્યની ઉન્નતિ નહિ થાય ત્યાંસુધી સ્ત્રી જાતિની ઉન્નતિ થશે નહિ. પ્રાચીન સમયમાં સ્ત્રીઓએ જે ગ્રંથો રચ્યાં છે તે ખોળી કાઢવાને અને હાલની સ્ત્રીઓના લખાણો એકઠાં કરવાને મહાન પ્રયત્ન થવો જોઇએ. અત્યારે તો માત્ર આપણે ભાસ્કરાચાર્યની પુત્રી લીલાવતી મંડનમિશ્રની પત્ની સરસ્વતિ અને કવિ કાલિદાસની પત્નીના નામોજ જાણીએ છીએ. એ સિવાય બીજી કઇ કઇ મહાન મહિલાઓ થઇ ગઇ છે તેની ખોળ કરવાનો અને તેમના લખાણો પ્રકટ કરવાનો પ્રયત્ન વિદ્વાનોએ કરવો જોઇએ. અત્યારે પણ ઘણી વિદુષી મહિલાઓ છે પણ સ્ત્રી સમાજ તેમનો જોઇએ તેટલો લાભ લઇ શકતી નથી.

"આ કામ માટે મહિલા સાહિત્ય પ્રચારિણી સભાઓ દેશમાં ઠેરઠેર સ્થાપવી જોઇએ. દરેક પ્રાંતની શિક્ષિત સ્ત્રીઓએ અને સ્ત્રી કેળવણીના કાર્યમાં રસ લેતા પુરૂષોએ આ સભાના સભાસદ થવું જોઇએ. દરેક વર્ષે એ સભાની પરિષદો જુદે જુદે સ્થળે મળે અને જુદી જુદી ભાષાઓના સ્ત્રી ઉપયોગી સાહિત્યને એકત્ર અને ઉન્નત બનાવવાનો ઉદ્દેશ પાર પાડવાના પ્રયત્નો કરે. સારા સારા ગ્રંથોનો સંગ્રહ કરવાનું, અને જુદી જુદી ભાષાઓમાં તેમના ભાષાન્તરો કરી, ઘેર ઘેર એ ઉપયોગી સાહિત્ય ફેલાવવાનું કામ આવી સભા કરી શકે. આ કામ કહેવામાં સહેલું છે પણ કરવામાં અત્યંત કઠણ છે. અને માટે નાણાંનું પણ એક મોટું ફંડ જોઇએ. આશા છે સુશિક્ષિત સ્ત્રી પુરૂષો આ ઉદ્દેશ પાર પાડવા પોતાથી બનતું કરે."

**કલકત્તાની મહિલા કર્મી સંસદ**

આ મથાળા હેઠલ "મોડર્ન રીવ્યુ" માં

શ્રીયુત અશોક ચેટરજી નીચે પ્રમાણે લખે છે:

"હિન્દની જે સ્ત્રીઓને ગરીબાઇને કારણ અથવા પતિ કે બીજા સંબંધીઓની ક્રૂર વર્તણુક ને લીધે પોતાના ભરણપોષણ માટે કામ ધંધો કરવો પડે છે, તેમને એકત્ર કરવાનો ઉદ્દેશ આ સંસ્થાનો છે. સંસ્થાના મધ્યસ્થ કારખાનામાં કાર્યવાહક સ્ત્રીઓને તાલીમ આપવાનો અને તે પછી તેમને જુદા જુદા પ્રાંતોમાં પોતાની દુઃખી બ્હેનોને પ્રમાણિક ધંધો કરી પોતાનું ગુજરાન કેમ ચલાવવું તે શિખવવાનો મુખ્ય હેતુ એ સંસ્થા ધરાવે છે.

એ સંસ્થા-મહિલા કર્મી સંસદ્‌ની વ્યવસ્થા કરનાર શ્રીમતી હેમપ્રભા મઝુમદાર લાગણીવાળી અને અથાગ કાર્યવાહક છે. ઘણીયે મુશ્કેલીઓ છતાં સંસ્થાનું કામ તે આગલ ચલાવ્યે જાય છે. સંસ્થાની મોટામાં મોટી જરૂરીઆત નાણાં વિષેની છે. અત્યારે સંસ્થામાં લગભગ બારેક સ્ત્રીઓ છે, જેઓ શીવણ, ગુંથણ અને ભરત કામ તથા કાંતવાનું અને વણવાનું કામ બહુ સુંદર રીતે કરે છે. અમે તેમના કામના નમુના જોયા છે અને તે બજારમાં સ્હેલાઇથી વેચી શકાય એવા છે. સંસ્થા એક આદર્શ માટે કામ કરી રહી છે અને જાહેર પ્રજાની જાણમાં વધારે આવે એ ઇચ્છાજોગ છે આ સંસ્થાને મદદ કરવા ઇચ્છનાર સખી ગૃહસ્થો અને સન્નારીઓ પોતાની સહાય શ્રીમતી હેમપ્રભા મઝુમદારને, ૭૯, પાતલડંગા સ્ટ્રીટ; કલકત્તાને સરનામે મોકલી શકશે.

ડૉ. મીસિસ કાદંબિની ગંગુલી.

"ઇન્ડીઅન્ મેસેન્જર" ડૉકટર મીસિસ કાદંબિની ગંગુલિના મરણની દુઃખદાયક નોંધ લે છે અને તેમનાં ઉપયોગી જીવનની ટુંકી હકીકત આપે છે. એ હકીકત નીચે પ્રમાણે છેઃ

"શ્રીમતી કાદંબિની બ્રિટિશ સહારાજ્યમાં જે પહેલી બે સ્ત્રી ગ્રેજ્યુએટો થઇ તેમાનાં એક હતાં. સન ૧૮૮૩ માં તેમણે અને તેમની બ્હેન કુમારી ચંદ્રમુખી બોઝે કલકત્તા યુનીવરસીટીની બી. એ. ની ડીગ્રી મેળવી હતી. એ જુના જમાનામાં પોતાની પુત્રીઓને આટલી કેળવણી આપવાની પહેલ કરનાર બાબુ બ્રજકિશોર બોઝને પણ ધન્યવાદ ઘટે છે. પુત્રીઓ પણ જ્ઞાનની ભૂખી, ઉંચી ભાવનાઓવાળી અને પહેલ કરવા જેટલું ચારિત્ર્ય-બળ ધરાવતી હતી. ગ્રેજ્યુએટ થયા પછી ડૉકટર તરીકેનું જ્ઞાન મેળવનાર પણ શ્રીમતી કાદંબિની પહેલાંજ હતાં. બી. એ. થયા પછી તેમનું લગ્ન બાબુ દ્વારકાનાથ ગંગુલી સાથે થયું. પત્નીની જેમ પતિ પણ સ્ત્રી સંબંધી સવાલોમાં ઉલટભર્યો ભાગ લેતા હતા. શ્રીમતી કાદંબિનીને પોતાના કાર્યમાં પતિ તરફથી બેહદ મદદ અને ઉત્તેજન મળ્યાં હતાં. મેડીકલ કોલેજમાં શ્રીમતી કાદંબિની દાખલ થયાં ત્યારે ત્યાંના પુરૂષ કાર્યવાહકોએ સખ્ત વાંધો ઉઠાવ્યો હતો, પરંતુ વધારે ગરબડ કરશું તો કોર્ટમાં ધસડાવું પડશે, એ બીકેજ તેઓ કબુલ થયા હતા. અભ્યાસ પૂરો થયા પછી છેલ્લી પરીક્ષામાં શ્રીમતી બેઉં પણ નાપાસ થયાં. તે પછી તેમણે ઇંગ્લાંડ જઇ પોતાનો અભ્યાસ પૂરો કરવાનો નિશ્ચય કર્યો અને સન ૧૮૯૨ માં ત્યાંની સ્ત્રીઓ માટેની ઇડન હોસ્પીટલમાં જોડાયા. લેડી ડફરીન હોસ્પીટલમાં તે વર્ષો સુધી હતાં અને તેની સુંદર વ્યવસ્થા કરી પોતાની શક્તિ બતાવી હતી. સન. ૧૮૯૦ માં કલકત્તામાં પાંચમી રાષ્ટ્રીય મહાસભા મળી ત્યારે શ્રીમતી કાદંબિની એક પ્રતિનીધિ હતાં અને તેમણે એક ઠરાવ પણ રજુ કર્યો હતો. ૧૮૯૮ માં પતિના મરણ પછી જાહેરમાં ભાગ લેવાનું તેમણે છોડી દીધું હતું, પરંતુ શાંત રીતે પોતાનું જીવનકાર્ય કર્યો જતાં હતાં. છતાં જ્યારે જ્યારે જરૂર પડતી ત્યારે ત્યારે તે આગળ આવવા ચૂકતાં નહિ. ટ્રાન્સવાલમાં ગાંધીજી કેદ થયા અને મી. પોલક કલકત્તા આવી ટ્રાન્સવાલ ઇંડીઅન એસોસીએશન સ્થાપ્યું ત્યારે શ્રીમતી એ મંડળનાં પ્રમુખ થયાં હતાં. અને ત્યાંના હિન્દીઓ માટે અથાગ મહેનત કરી હતી. સન ૧૯૦૭ માં મળેલી મહિલા પરિષદમાં તેમણે આગેવાની ભર્યો ભાગ લીધો હતો. સન ૧૯૧૫ માં કલકત્તાની મેડીકલ કોલેજના દરવાજા સ્ત્રી વિદ્યાર્થીનીઓ માટે બંધ હતા તે સામે તેમણે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો અને પરિણામે તેમાં સફળ થયાં હતાં. ગયે વર્ષે મીસિસ રાય સાથે બિહાર અને ઓરીસ્સાની ખાણોમાં કામ કરતી સ્ત્રીઓની મુલાકાત તેમણે લીધી હતી."

આવું ઉપયોગી જીવન ગાળતી અને સ્ત્રી સંબંધી સવાલોમાં આગળ પડતો ભાગ લેતી મહિલાના સ્વર્ગવાસથી હિન્દના સ્ત્રી સમાજને મોટી ખોટ પડી છે. પ્રભુ તેમના આત્માને શાન્તિ અર્પે !

# સ્ત્રી જગત્.

### હિન્દ.

તા. ૧૮ મી ઓક્ટોબરનું ગાંધી પર્વ ઉજવવા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ એક સભા મારવાડી વિદ્યાલય હોલમાં બ્હેન રતનબાઇ લક્ષ્મીદાસ મહેતાના પ્રમુખપણા હેઠળ મળી હતી. પ્રમુખના પ્રાથમિક વિવેચન પછી ડા. જેઠાલાલ વોરાએ, સૌ. અવંતિકાબાઇ ગોખલેએ અને મી. ખરેએ પ્રસંગોપાત ભાષણો આપ્યાં હતાં. છેવટે પ્રમુખે રાષ્ટ્રીય સ્ત્રી સભાએ મંડળની સ્થાપનાથી અત્યારે સુધીમાં કરેલા કામની ઝાંખી કરાવતાં કહ્યું હતું કે, ૮૦૦ રેંટીઆ સ્ત્રીઓમાં ચાલુ કર્યા છે અને એક લાખ રૂપીઆની ખાદી વેચી છે. સભાએ બંગાળ સંકટ નિવારણ માટે રૂ. ૫૦૦૦, કાનરા માટે રૂ. ૫૦૦ અને બિહાર માટે રૂ. ૫૦૦ આપ્યા છે. સભા પૂરી થતાં હાજર રહેલાઓએ હોલમાં ગોઠવાયેલા ખાદી અને સ્વદેશી વસ્તુઓના પ્રદર્શનનો લાભ લીધો હતો. બીજે દિવસે એવુંજ એક પ્રદર્શન સભા તરફથી માધવબાગમાં ભરવામાં આવ્યું હતું.

× × ×

માલાડના રાષ્ટ્રીય કુમારી વિનય મંદિરનો પહેલા વર્ષનો સમારંભ તા. ૧૯ મી ઓક્ટોબરે શેઠ જહાંગીરજી બ. ગીઆના પ્રમુખપણા હેઠળ ઉજવાયો હતો. ઇશ્વર સ્તુતિ બાદ શાળાના સંસ્થાપક શ્રીયુત મણીશંકર રૂપીએ અહેવાલ વાંચ્યો હતો, જે પછી બાળાઓના ગરબા અને સંવાદ થયા હતા. તે પછી શ્રીયુત હરીલાલ ગાંધીએ વિવેચન કરતાં શાળાને મદદ કરવાની અગત્ય જણાવી હતી. મુંબાઇની રાષ્ટ્રીય શાળાના આચાર્ય શ્રીયુત દવેએ શાળાના આચાર્ય શ્રીયુત રૂપીના ધર્મપત્ની, બ્હેન જયદેવીએ બાળાઓના શિક્ષણ માટે કોઇ પણ પ્રકારના આર્થિક લાભ વિના લીધેલા શ્રમ માટે વખાણ કર્યાં હતાં, અને અપાતાં શિક્ષણ માટે સંતોષ બતાવ્યો હતો. જે કામ નાણાંના મોટા ભોગે ન થઇ શકે તે આ દંપતિએ દેશ તરફની લાગણીથી પ્રેરાઇને કરી બતાવ્યું છે. પ્રમુખશ્રીએ પણ ઉપસંહારમાં દંપતિની પ્રશંસા કરી હતી. છેવટે પ્રમુખ તરફથી બાળાઓને ઇનામો વ્હેંચાયાં હતાં; અને ગૃહસ્થો તરફથી મળેલી ભેટો જાહેર થઇ હતી. એક ગૃહસ્થે પોતાનું નામ જાહેર કર્યા વિના બ્હેન જયદેવી માટે સોનાની બંગડીઓ ભેટ તરીકે મોકલી હતી. સર્વ દેશપ્રેમી બંધુઓ અને બ્હેનોની ફરજ છે કે આ સંસ્થાને જોઇતી મદદ આપી તેને નમુનેદાર સંસ્થા બનાવવામાં સહાય કરે.

× × ×

લીંબડી—સંઘાડાના આરજી નાનાબાઇ સ્વામીએ જેતપુરમાં ૮૮ વર્ષની વયે તા. ૨૦ મી ઓક્ટોબરે સ્વર્ગવાસ કર્યો હતો. તેમના શબને શુદ્ધ ખાદીની બનાવટની માંડવીમાં પધરાવી સ્થાનિક જૈન લોકોએ ધામધુમથી અગ્નિ સંસ્કાર કર્યો હતો. મર્હુમે બાવીસમે વર્ષે દીક્ષા લઇ પાંસઠ વર્ષ સંજમ પાળ્યો હતો અને ઘણી તપશ્ચર્યા કરી હતી. મર્હુમના માનમાં લોકોએ હડતાલ પાડી જીવ દયા માટે ખરચો કર્યો હતો.

× × ×

અમદાવાદ ગુજરાત મહિલા પાઠશાળા મંડળનું સ્નેહ સંમેલન તા. ૨૮ મી ઓક્ટોબરે સાંજે પાંચ વાગે થયું હતું. મંત્રીએ મંડળનો અહેવાલ વાંચ્યા બાદ, ગરબા અને સંવાદો થયા હતા. છેવટે ઉપહાર લઇ સર્વ છુટા પડયા હતા.

× × ×

ભાવનગરના બાગ ખાતાના એક ધુપરી તા. ૪ થી નવેમ્બરે મરણ પામતાં તેની લાશ બાળ્યા બાદ તેની પત્નીએ પોતાના કપડાં કેરોસીનથી ભીંજવી, સળગાવી બળી મરી હતી. સતી થનારને કાયદો પણ નથી અટકાવી શકતો !

× × ×

દિવાળીના તહેવારો પ્રસંગે રાષ્ટ્રીય સ્ત્રી સભા અને પારસી રાજકીય સભાના આશ્રય હેઠળ

માધવબાગમાં ખાદી અને સ્વદેશી વસ્તુઓનું એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, જેનો લાભ સંખ્યાબંધ સ્ત્રીપુરુષોએ લીધો હતો. આગ્રા,અનાથાશ્રમવાળા શ્રીયુત ગોવિંદસિંહના ભજનોનો લાભ પણ પ્રેક્ષકોને મળ્યો હતો.

× × ×

દીવાળીના તહેવારો દરમિઆન અનેક જાણીતી મહિલાઓ અને નેતાઓ ખાંધ પર ખાદીના તાકા નાંખી ફેરી ફેરી વેચવા નીકળ્યા હતાં.

× × ×

મુંબાઇના સારસ્વત મહિલા સમાજનો વાર્ષિક સમારંભ તા ૮ મી નવેમ્બરે મુઝફ્ફરાબાદ હોલમાં મીસિસ કેપ્ટનના પ્રમુખપણા હેઠલ ઉજવાયો હતો. શરૂઆતમાં ખાદીના પોશાકમાં સજ્જ થયલી નાની બાળાઓનું નૃત્ય થયું હતું. તે પછી સીતાર અને બીજા વાદ્યો સાથે સંગીતનો કાર્યક્રમ હતો. "સમાજ સેવા" નામે એક સભાસદે ખાસ રચેલું એક અંકી નાટક પણ ભજવાયું હતું, જેમાં અત્યારની અધાર્મિક અને દેશભક્તિ વિનાની કેળવણીના ખામીઓ બતાવવામાં આવી હતી અને અસહકારના સિદ્ધાંતો તથા અસહકારીઓ પર રહેલી જવાબદારીઓ યોગ્ય સ્વરૂપમાં સમજાવવામાં આવી હતી. સૌ. સીતાબાઇ પડબીદ્રીએ રીપોર્ટ વાંચતાં જણાવ્યું હતું કે ૧૫૩ સભાસદો આ સમાજમાં છે અને રૂ. ૨૭૦૦ ની રકમ ફંડ તરીકે સમાજ પાસે છે. સામાજીક સંબંધ વધારવા માટે અને ભાષણો વગેરે સાંભળવા સમાજની બાર સભાઓ વર્ષ દરમિઆન મળી હતી. અત્યારના આર્થિક કારણોને લીધે વચલા અને ગરીબ વર્ગોની સ્થિતિ કફોડી થઇ છે અને તેમની મુક્તિનો એક માર્ગ ખાદી બનાવવા અને વાપરવાનો છે. સભાસદોએ સમાજસેવાના પ્રદેશમાંજ રોકાઇ નહિ રહેતાં રાજકીય પ્રદેશમાં અને ખાદી પ્રચારના કામમાં આગળ પડતો ભાગ લીધો છે. સમાજ એક નાનું પુસ્તકાલય ધરાવે છે અને સીવણના તેમજ અંગ્રેજી, મરાઠી ભાષા શીખવવાના વર્ગો ચલાવે છે. પ્રમુખ સ્થાનેથી મીસિસ કેપ્ટને ઇનામો વ્હેંચી આપ્યા બાદ ઉપસંહાર કરતાં સમાજે રાજકીય પ્રદેશમાં આગળ પડતો ભાગ લેવાની જરૂર જણાવી હતી, અને હિન્દના ઉદ્ધારમાં સ્ત્રીઓએ અગત્યનો ભાગ ભજવવાનો છે એમ કહ્યું હતું. ખાદીની પેદાશ અને વપરાશ પર તેમણે ખાસ ભાર દીધો હતો, કારણ કે એમાંજ દેશનીમુક્તિની ચાવી રહેલી છે. ગાંધીજી આપણે ખાતરજ આજે જેલ સેવે છે અને તેમને મુક્ત કરવા રાષ્ટ્રીય કાર્યનો આપણો હિસ્સો આપણે ઉપાડી લેવો જોઇએ. છેવટે પ્રમુખનો આભાર માની સમારંભ પૂરો કરવામાં આવ્યો હતો.

× × ×

કોકનડામાં મળનારી ૩૮ મી રાષ્ટ્રીય મહાસભા માટે ગુજરાત તરફથી જનારા પ્રતિનીધિઓમાં પાંચ મહિલાઓ છે, જેમનાં નામ આ પ્રમાણે: (૧) સૌ. ચંચળબ્હેન નગીનદાસ અમુલખરાય, (૨) સૌ. ભક્તિલક્ષ્મી ગોપાળદાસ દેસાઇ, (૩) સૌ. માણેકગૌરી છોટાલાલ ગાંધી, (૪) સૌ. શુભવંતગૌરી જેકીશનદાસ ધીઆ, (૫) સૌ. અગ્નિગૌરી હરિરત્નશંકર દવે.

× × ×

મુંબાઇની શેઠ ગોકુળદાસ તેજપાળ કન્યાશાળાની વિદ્યાર્થીનીઓને નવરાત્ર નીમિત શેઠ જમનાદાસ ચતુરદાસ એરંડા તરફથી ખાદીની ચોળીની લ્હાણી કરવામાં આવી હતી. સ્વદેશી કાપડના પ્રચાર માટે આ એક સ્તુત્ય માર્ગ છે.

× × ×

મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળને શેઠ લાલદાસ પ્રભુદાસ કોઠારી તરફથી તેમના સ્વર્ગસ્થ પત્ની બાઇ રંભાબાઇની યાદગીરી દાખલ રૂ. ૩૦૦ ની સાડા ત્રણ ટકાના વ્યાજની લોન મંડળના કામકાજમાં વ્યાજ વાપરવાની શરતે ભેટ તરીકે આપવામાં આવી છે.

× × ×

મદ્રાસ યૂનીવરસીટીના રજીસ્ટર્ડ ગ્રેજ્યુએટો તરફથી ત્રીસ સભાસદોની થયલી ચુંટણીમાં મીસીસ રાધાબાઇ સુબ્રાયન નામે એક મહિલા સેનેટના સભાસદ તરીકે ચુંટાયા છે.

× × ×

જમશેદપુર (બિહાર) માં એક બંગાળી બુકીંગ ક્લાર્કની યૂવાન પત્નીની સાડી સળગી ગઇ હતી. તેણે પાડેલી બચની બુમ સાંભળી તેનો પતિ દોડી આવ્યો હતો અને આગ બુઝાવવા તેની ઉપર પડયો હતો, જેથી તે પણ સખ્ત દાઝી ગયો હતો. પત્ની મરણ પામી છે અને પતિ હોસ્પીટલમાં મરણતોલ દશામાં પડયો છે.

વીરપુર (કાઠીયાવાડ) ના રાજકુમારી ચંદ્રકુંવરબા ઉર્ફે કૃષ્ણાકુમારી, જેમના લગ્ન લગભગ ૭ માસ પ્હેલાં ચરખારી (બુદેલખંડ) ના મહારાજા સાથે થયા હતા. તેમનો સ્વર્ગવાસ થયો છે. મહુંમ સંસ્કૃત, હિંદી, અંગ્રેજી, અને ગુજરાતી ભાષાઓનું સારૂં જ્ઞાન ધરાવતાં હતાં અને સ્ત્રીઓના પ્રશ્નોમાં ઉલટભેર ભાગ લેતાં હતાં.

× × ×

"તેજ" પત્ર જણાવે છે કે પીલીભીત નજીક આવેલા બીલાસપુરમાં થયેલા હિંદુ-મુસ્લીમ ઝઘડાઓ વખતે કાલીના મંદિરમાં હવનની ક્રિયામાં ભાગ લેતાં લગભગ ૫૦ સ્ત્રી પુરૂષો પર એક મુસલમાન ટોળકીએ હુમલો કરી તેમને સખ્ત માર માર્યો હતો.

× × ×

માંગરોળ શ્રીમાળી સમાજના મંત્રીઓ જાહેર કરે છે કે "આદર્શ ગૃહિણી કેવી હોવી જોઇએ ?" એ વિષય પર ઉત્તમ નિબંધ લખી મોકલનાર શ્રીમાળી સ્ત્રી યા કન્યાને શેઠ દામોદર જીઠા ખાખીવાળું રૂ. ૨૦ નું ઇનામ આપવામાં આવશે. બીજે, ત્રીજે અને ચોથે નંબરે આવનારને પણ યોગ્ય ઇનામ અપાશે. નિબંધ ચાર ફુલસ્કેપ પાનાં જેટલો હોવો જોઇએ, અને ૩૧ મી ડીસેમ્બર સુધીમાં મોકલી આપવો જોઇએ.

× × ×

સંયુક્ત પ્રાંતોમાં એકંદર ૧૬૫૧ કન્યાશાળાઓ છે. જેમાં ૧૦૭૬૧ કન્યાઓ ભણે છે.

## એશિયા.

બ્રહ્મદેશના મૂળ વતનીઓ મંગોલ જાતિના છે અને ચીનાઓને રૂપરંગમાં બહુ મળતા આવે છે. એમની સ્ત્રીઓ ઘરકામમાં બહુ ચતુર હોય છે. ત્યાં બાળલગ્નનો રિવાજ નથી અને ઘરસંસાર બહુ સુખી નીવડે છે. છોકરીઓ માબાપની સંપત્તિ ગણાય છે પરંતુ તેમના લગ્ન તેમની મરજી વિરૂદ્ધ ભાગ્યેજ કરવામાં આવે છે. જુવાન છોકરાઓ પણ પોતાની ઇચ્છા પ્રમાણે કોઇ પણ સ્ત્રી પાસે પ્રેમભીક્ષા માગી શકે છે, પરંતુ તેમ કરતાં પહેલાં માબાપની આજ્ઞા લેવી પડે છે. રાતના આઠથી બાર વાગ્યા સુધીનો સમય પ્રેમગોષ્ઠી માટેનો સમય ગણાય છે, જે વેળા યુવાનો અને યુવતીઓને પ્રેમ ગોષ્ઠી કરતાં કોઇ રોકી શકતું નથી. માતાઓને આ કામમાં ઉલટી સહાય કરવી પડે છે. કેટલીકવાર એમ બને છે કે પ્રેમમાર્ગમાં અંતરાય પડતાં કુમારિકાઓ કાં તો આપઘાત કરી બેસે છે અથવા પોતાના પ્રેમપાત્ર સાથે માબાપનું ઘર છોડી નાસી જાય છે.

× × ×

ઉત્તર બ્રહ્મદેશમાં ચીના લોકોની કેટલીક જાતિઓ વસે છે. આ જાતિઓની સ્ત્રીઓ પ્હેલાં ઘાસ કે ઝાડના પાદડાનો બનેલો લેંઘોજ એક માત્ર વસ્ત્ર તરીકે પહેરતી અને કમરની ઉપરનો શરીરનો ભાગ તદ્દન ખુલ્લો રહેતો. પણ હમણાં સુભાગ્યે એ રિવાજમાં સુધારો થયો છે; અને સ્ત્રીઓ કુરતું પહેરવા લાગી છે. એ લોકોની એવી માન્યતા છે કે ઇશ્વરે પુરૂષ જાતિને ખાઇ પીને આનંદ કરવા માટે બનાવી છે; જ્યારે સ્ત્રીઓને વૈતરૂં કરવા પેદા કરી છે. કોઇ પણ ગામ કે શહેરમાં જનારને એ માન્યતા પ્રમાણેનોજ અનુભવ થાય. જ્યારે સ્ત્રીઓ કામ કરતી હશે ત્યારે પુરૂષો દારૂ પીતાં હશે યા ગપ્પા મારતા હશે. ભોજન બનાવવાનો અને પરોણાઓની સરભરા કરવાનો બારપણ સ્ત્રીઓનેજ માથે હોય છે. બાળક જન્મતાંજ તેના કાન વીંધાવવાનો રિવાજ આ જાતિઓમાં છે. વળી એક માસનું બાળક થાય તે પ્હેલાં તેનું નામ પાડવાની અને મુંડણની પણ ક્રિયા થઇ જાય છે વ્યભિચારને આ લોકો પાપ કર્મ નથી માનતા; માત્ર સાધારણ ભૂલ ગણે છે. તેમ છતાં પ્રમાણમાં વ્યભિચાર બહુ ઓછો છે.

## આફ્રિકા.

ઝુલુ દેશની સ્ત્રીઓઃ ઝુલુ દેશ દક્ષિણ આફ્રિકામાં નાટાલની ઉત્તરે આવેલો પ્રદેશ છે. ઝુલુ જાતિ આફ્રિકાના બીજા ભાગોમાં પણ પ્રસરેલી છે. એ જાતિની સ્ત્રીઓનો શરીરનો રંગ શામળો હોય છે. કદમાં લાંબી અને શરીરે મજબુત હોય છે. વાળ બહુ નાના રાખે છે અને ક્વચિત તેની લટો ગુંથી પિત્તળની વીંટીઓ તેમાં પરોવી શણગારે છે. કેટલીક વાર તો ગરમીથી બચવા માટે માથું મુંડાવી નાખે છે ! પરન્તુ વિવાહ થવાનો વખત આવે ત્યાં સુધીમાં વાળ પાછા ઉગાડી લે છે. એ વાળની લટો ગુંથી તેમાં ખુબ સીન્દુર લગાડવામાં આવે છે. તરતની પરણેલી સ્ત્રીને આ ચિન્હથી એકદમ ઓળખી શકાય છે. પુરૂષો શિકાર

કરે છે, વેપાર કરે છે; સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા જાળવે છે; ખેતીની અને ઢોર ઢાંખરની સંભાળ રાખે છે, સાદડીઓ અને ટોપલીઓ પણ બનાવે છે.

સામાજીક દૃષ્ટિએ પુરૂષોને સ્ત્રીઓથી ઉચ્ચ માનવામાં નથી આવતા. સ્ત્રી–પુરૂષોને રહેવા માટે અલગ અલગ ઝુપડાં હોય છે. જેમાં તે પોતાના બાળકો સાથે રહે છે. દરેક જોડું લગ્ન થતાંજ નવું ઝુપડું વસાવે છે. છોકરા–છોકરીઓ મોટાં થાય કે તેમને અલગ અલગ રાખવામાં આવે છે. સ્ત્રીઓ પતિનું કે સસરાનું નામ ઉચ્ચારી નથી શકતી. જમાઇ સાસુને જોઇ છુપાઇ જાય છે અથવા સાસુ પોતે છુપાઇ જાય છે. પુરૂષ એક કરતાં વધારે સ્ત્રી કરી શકે છે, છતાં શોક્યોમાં કલહ થતો જોવામાં નથી આવતો. ઓરમાન માના બાળકોમાં પણ ઝઘડા નથી થતા. ઉલટો તેમનામાં પરસ્પર સ્નેહ જોવામાં આવે છે. પુરૂષો પ્હેલાં ભોજન કરે છે; સ્ત્રીઓ પાછળથી. જ્યાં સુધી સ્ત્રી યુવાન હોય ત્યાં સુધી બીજાઓના દેખતાં પતિના ઓરડામાં કે ઝુંપડામાં જઇ શકતી નથી; પરન્તુ બે ચાર બાળકોની માતા થયા પછી બેધડક જઇ શકે છે.

યૂરપ.

ઈગ્લાંડમાં કોલ્સ્ટોનની સેશન્સ કોર્ટમાં સેસીલ ન્યુટન હાઇન્સ નામે રોયલ હવાઇ ફોજના એક આગલા કેપ્ટનને ઠગાઇથી કરજ કરવાના આરોપસર ઉભો કરવામાં આવ્યો હતો. આરોપીની ઉમ્મર ૨૭ વર્ષની છે. ૧૯૨૦ માં તે હિન્દના એક મહારાજાની નોકરીમા દાખલ થયો હતો અને હિંદ આવતાં રસ્તામાં સ્ટીમર ઉપર એક પારસી તવંગર વિધવા સાથે ઓળખાણ થઇ હતી. પાછળથી તેઓ પરણ્યાં હતાં. અત્યાર સુધીમાં બાઇની બધી મીલ્કત આ ભાઇએ ઉડાવી દીધી છે. બાઇનું નામઠામ જણાયું નથી!

× × ×

ઇગ્લાંડની પાર્લામેંટ-દિવાને આમમાં ત્રણ મહિલાઓ વિરાજે છે: મીસિસ વીન્ટ્રીંગહેમ, મીસ લીલ્ટન ફીલીપસન અને લેડી એસ્ટર. મીસિસ વીન્ટ્રીંગહેમ જે વિભાગના પ્રતિનિધિ તરીકે બિરાજે છે, તે સ્થાને પ્હેલાં તેમના પતિ હતા. પતિના મૃત્યુ પછી પત્નીએ તેનું સ્થાન લીધું છે. લેડી એસ્ટર પણ લોર્ડ એસ્ટરની જગ્યા સાચવે છે; કારણ લોર્ડ એસ્ટર હવે દિવાને ખાસમાં અમીર તરીકેના હકથી બેસે છે. મીસ ફીલીપસન જાણીતી એકટ્રેસ છે.

× × ×

આયર્લાંડની કિલમેનહમ જેલમાં પચાસ ઉપર સ્ત્રી કેદીઓ છે. એમાંની મીસ ઓરોહાર્ટી નામે કેદીને પકડતી વખતે એક અમલદારે જોરમાં લાત મારી હતી, જેને લીધે તેનું હાડકું તુટી ગયું હતું અને બીજી આંતરિક ઇજા થઇ હતી. અત્યારે તેની સ્થિતિ બહુ કફોડી છે અને ઓપરેશન કરવાની જરૂર છે. એ કામ માટે તેને હોસ્પીટલમાં લઇ જવાનો આગ્રહ બીજી સ્ત્રી કેદીઓએ કર્યો હતો પણ તે તરફ કોઇએ ધ્યાન નહિ આપવાથી, બધીઓએ અન્ન–જળ ત્યાગ્યાં છે. આ હડતાળને કારણે તેમને ઉલટી વધારે કડક સજા કરવામાં આવે છે. ડબ્લીન યૂનીઅનની સ્ત્રી કેદીઓની દશા એથીયે ખરાબ છે. બ્હારના સંબંધીઓ સાથે પત્રવ્યવહાર કરવાની તેમને મનાઇ કરવામાં આવી છે. ખાવાનું પણ બહુ થોડું અપાય છે જેને લીધે ઘણી કેદી સ્ત્રીઓ માંદી પડી છે. એક દિવસે કોઇ કેદી સ્ત્રીઓના સંબંધીઓએ જેલ બ્હારથી તેમને હાંક મારી, જેનો તેમણે જવાબ વાળ્યો તે અપરાધ માટે કાંઇ પણ ચેતવણી આપ્યા વિના સંત્રીઓએ બંદુક ચલાવી તેમને ઘાયલ કરી. રાતના એ કેદીઓને બત્તી આપવામાં નથી આવતી. ઉંદરોનો ઉપદ્રવ એટલો બધો છે કે તેથી ઘણીખરી બીમાર થઇ હોસ્પીટલમાં પડી છે. ભોજન સારૂં નહિ હોવાને કારણ ઘણીઓને અપવાસ કરવા પડે છે.

× × ×

કોલોનથી લંડનના "ટાઇમ્સ" નો ખબરપત્રી જણાવે છે કે ગેલ્શેનકરકેન (જર્મની) માં દુનેરો કામદારોની સ્ત્રીઓએ માનેરમાન કારખાનામાં દાખલ થઇ પોતાની ધણીઓની મદદ સાથે ઓફીસો ઉપર હુમલો કરી લુંટ ચલાવી હતી. પોલીસ પર પણ આ સ્ત્રીઓએ પત્થર અને ધાતુના ટુકડાઓનો મારો ચલાવ્યો હતો. આખરે ગોળીબાર કરી કારખાનું ખાલી કરાવવાની પોલીસને ફરજ

પડી હતી.' ભુખમરો અને જુલમ અબળાઓને સબળા બનાવી શકે છે !

× × ×

જર્મનીના સ્ત્રી વર્ગે બ્રિટિશ મહારાજ્યના સ્ત્રી વર્ગને મદદ માટે અરજ ગુજારતાં જણાવ્યું છે કે રૂહરના કબજાથી ઉદ્યોગ પડી ભાંગ્યો છે. પ્રજાસત્તાક રાજ્ય સ્થાપવાને બ્હાને હથિયારબંધ લશ્કર અમારા જેવી હથિયાર વિનાની અને નિરાધાર પ્રજા ઉપર છોડી મુક્યું છે, જેથી અમારાં દુઃખ અને નિરાશા વધે છે. શિયાળો આવે છે અને જો કે અમે દુનિયાના એક કોલસો ઉત્પન્ન કરતા ભાગમાં વસીએ છીએ છતાં અમારી પાસે બીલકુલ કોલસા નથી.

× × ×

રશીઆમાં બાળક જન્મતાંજ તેના શરીરપર મીઠું ઘસવામાં આવે છે. ત્યાંની સ્ત્રીઓ માને છે કે એમ કરવાથી બાળક બીમાર થતું નથી.

× × ×

યૂરપની સ્ત્રીઓએ દુનિઆમાં શાન્તિ પ્રસારવા એક સમિતિ સ્થાપી છે. આ સમિતિનો કારભાર બધો સ્ત્રીઓનેજ હાથે ચાલે છે. દુનિઆના કોઇ પણ દેશની સ્ત્રીઓ આ સમિતિની સભાસદ થઇ શકે છે. સમિતિની મુખ્ય ઓફીસ જીનીવા ( સ્વીટ્ઝર્લાંડ ) માં છે અને મીસ બાલ્ક સેક્રેટરી તરીકે કામ કરે છે. દર વર્ષ આ સમિતિ એક સમ્મેલન ભરે છે, જેમાં દુનિઆના સારા સારા વિદ્વાનોને નોતરવામાં આવે છે. સમ્મેલન પંદર દિવસ સુધી ચાલે છે, જે દરમિઆન તેની સર્વ વ્યવસ્થા સ્ત્રીઓને હાથેજ થાય છે.

× × ×

યૂરપના જુદા જુદા દેશોમાં કાયદાની દ્રષ્ટિએ લગ્નની ઓછામાં ઓછી ઉમ્મર ઠેરવવામાં આવી છે. બ્રિટન, પોર્ટુગાલ અને સ્પેનમાં વરની ઉમ્મર ઓછામાં ઓછી ૧૪ અને કન્યાની ૧૨ વર્ષની હોવી જોઇએ; જર્મની, ફ્રાંસ અને બેલ્જીઅમમાં વરની ઉમ્મર ૧૮ અને કન્યાની ૧૬ વર્ષની હોવી જોઇએ. ખરી રીતે જોઇએ તો મોટે ભાગે એથીએ મોટી ઉમ્મરે લગ્નો થાય છે.

× × ×

પાશ્ચાત્ય ધનુર્વિદ્યા-સંમેલનની પરીક્ષામાં મીસ હાઇડ સૌથી વધારે નિપુણ સિદ્ધ થઇ છે. તેવીજ રીતે મીસ ડગ્લાસ ટેનીસની રમતમાં પહેલે નંબરે આવી છે.

× × ×

સ્વીડનમાં લગ્ન વખતે કન્યા તરફથી વરને એક ખમીસ ભેટ આપવાનો રીવાજ છે. લગ્નની ક્રિયા દરમિઆન વરરાજાને આ ખમીશ પ્હેરી રાખવું પડે છે. ત્યારબાદ તે કાઢી સંભાળપૂર્વક રાખી મુકવામાં આવે છે. જ્યારે તે મરી જાય છે ત્યારે તેને એ ખમીશ પ્હેરાવીનેજ દફનાવવામાં આવે છે.

## અમેરિકા.

ઉત્તર ડકોટાનો સ્ત્રી સંઘ પોતાના પ્રાંતમાં કેળવણી આપવા માટે તનતોડ પ્રયત્નો કરે છે. સન ૧૯૨૦ માં માત્ર ૯૯૩૭ માણસો એ પ્રાંતમાં કેળવણી વિનાના હતા. ત્યાંની સરકાર તરફથી હમણાં એક કમીશન નીમાયું છે, જેમાં સાક્ષી આપતાં સ્ત્રી સંઘની પ્રતિનિધિ મીસિસ ઑલ્ફ્રેડ જંગરે કેળવણીનો કેટલો વધારો થયો છે તે જણાવ્યું હતું. આ સંઘ એ રાજ્યના કેળવણીના પ્રધાનની સાથે મળીને પોતાનું કામ કરે છે.

× × ×

અત્યાર સુધીમાં પાંચ મહિલાઓ એલચી ખાતામાં રાજદુત તરીકે નીમાઇ છે. (૧) કુમારી લુસીલી એચગ્સન કોલંબસ રાજ્યમાં નીમાઇ છે. (૨) બલ્ગેરીઆમાં મેડમ સ્ટેનકવાઇફ છે. રાજદુત તરીકે નીમાનાર આ સૌથી પ્હેલી સ્ત્રી છે. (૩) લેડી સુમોડિલર શોમિમ સીરીઆ રાજ્ય તરફથી લંડનમાં રાજદુત તરીકે રહે છે. (૪) મેડમ હનોટાઇડ લુઇ ઉર્ગન પ્રાંત તરફથી બેલ્જીઅમની રાજધાની બ્રસેલ્સમાં રાજદુત છે. (૫) શ્રીમતી હેનરીઅટ્ હોગ નોર્વે તરફથી મેક્સીકોમાં પ્હેલી સ્ત્રી રાજદુત છે.

કાન્સાસ શહેરની રહેવાશી મીસિસ હાન માને છે કે તેની પાસે પ્રખ્યાત ચિત્રકાર લીઓનાર્ડો ડા વીન્સીનું એક અસલ ચિત્ર છે. આ ચિત્ર અમેરિકન આર્ટ ગેલેરીએ ખરીદવાને કબુલ્યું હતું. પણ પાછળથી ચિત્રકળાના અનુભવી સર જોસફ ડુવીને તે ચિત્ર બનાવટી જણાવ્યાથી ગેલેરીએ ખરીદવાની ના પાડી છે. એ હકીકતના સંબંધી પોતાને થયેલી નુકશાનીનો બદલો મેળવવા મીસિસ હાને સર જોસફ ઉપર દાવો માંડ્યો છે.




**ઉગતી જુવાની.** લેખક પ્રોફેસર બલવંતરાય કલ્યાણરાય ઠાકોર, નારાયણ પેઠ, પુના સીટી. કીંમત રૂ. ૧-૧૨-૦.

આ નવીન પુસ્તક પર લખવામાં આવ્યું છે, કે તે સાંસારિક નાટક છે, અને ભજવાય એવું છે. આ પુસ્તકમાં એક સંસારિક નાટકનો સમાવેશ થાય છે એ નિર્વિવાદ છે, પરંતુ તે ભજવાય એવું છે એમ માનવામાં કઠિનતા લાગે છે. એક ભજવાય એવા નાટક તરીકે તેમાં અંકો નથી, માત્ર બાર પ્રવેશો છે. વળી એક નાટકના વસ્તુની ખીલવણીનો જેવો જમાવટ થવો જોઇએ તેવો જમાવટ એમાં નથી. એક સામટો સંવાદ તખ્તા પર બે સ્થળે ચાલે, એ પણ મોટી કઠિનતા છે, અને કેટલાક શુષ્ક લાગતા લાંબાલચક સંવાદોથી રસક્ષતિ થાય છે. હા, એમાં કેટલાક ફેરફારો કરાય તોજ તે 'ભજવાય એવું' બને, તે વિના નહિ.

આમ છતાં પણ આ પુસ્તક એક સાંસારિક નાટક છે એ નિઃશંક છે, અને આપણા સંસારના કેટલાક પ્રશ્નોનો કર્તાએ એમાં અચ્છો ઉહાપોહ કર્યો છે. નાટકની ભાષા સાદી અને સચોટ છે. એ ભાષા એકદેશીય-એટલે શુદ્ધ ગુજરાતી નહિ હોવાની ફર્યાદ કેટલેક સ્થળે કરવામાં આવી છે, પરન્તુ અમારા અભિપ્રાય પ્રમાણે એવી ભાષા એ આ નાટકની અને કર્તાની લેખિનીની ખાસ ખૂબી છે, અને તેથી નાટક વાંચતા રસ સારો જામે છે. આ નાટક સ્ત્રીઓએ તેમજ પુરૂષોએ ખાસ વાંચવા જેવું છે. બીજાં પુસ્તકો વાંચતાં સ્ત્રીઓને બહુ મુશ્કેલી પડે છે, પણ એટલી મુશ્કેલી આ નાટક વાંચતાં તેમને પડશે નહિ. વળી આ નાટકમાં વિચારશુદ્ધિ એવી જાળવવામાં આવી છે, કે પિતા પુત્રી આગળ અને ભાઇ બહેન આગળ તે કોઇપણ પ્રકારના સંકોચ વિના વાંચી શકે અને સમજાવી પણ શકે. આવું પુસ્તક ગુજરાતી આલમ સમક્ષ રજુ કરવા માટે કર્તાને અભિનંદન ઘટે છે.

**અનંગવિષ યાને અમૃતમય ઝહર.** લેખકઃ ભાનુ. પ્રકાશક મેસર્સ શુક્લ બ્રધર્સ કોલસાટ લેન, મુંબઇ નં. ૨. દ્વિતિય આવૃત્તિ. આ નવલકથાનું નામ તેમાં સમાયલા વસ્તુનું સૂચન કરે છે. કામદેવનું વિષ અમૃતસમ દેખાતું કાતીલ ઝેર છે, એ આ કથામાં બતાવવામાં આવ્યું છે. એના પ્રથમ પ્રકરણનું મથાળું "કલંકિત ફૂલ" એવું છે. એ "કલંકિત ફૂલ" અથવા "કલંકનું ફૂલ" એ શબ્દોમાં આખી કથાનો ધ્વનિ કર્તાએ ભરી દીધો છે. એમાં વિધવા ધર્મ વિષે લાંબી ચર્ચા કરવામાં આવી છે, અને પુસ્તક વિધવા પુનર્લગ્નના સમર્થનમાં લખવામાં આવ્યું છે એવો ભાસ થાય છે, છતાં એ વાંચતાં અસાવધ વાચકના મનમાં "અમૃતમય ઝહર" વ્યાપી જાય તો નવાઇ જેવું નથી. તેટલાજ માટે આવાં પુસ્તકો સ્ત્રીઓના હાથમાં અને ઉછરતાં યુવક યુવતીઓના હાથમાં નિર્ભયપણે મુકી શકાય નહિ એવો અમારો અભિપ્રાય છે. વળી એમાંના કેટલાક પ્રસંગો અમને કેવળ કૃત્રિમ અને અસંભવિત લાગ્યા છે. લેખકે માત્ર પોતાનો હેતુ સાધવાને માટે જ તે ઠોકી બેસાડયા છે., દાખલા તરીકે એક વૃદ્ધ પુરૂષનો પોતાનો પુત્ર ટુંક સમય પર ગુજરી ગયો હોય અને પોતે પણ મરવાની તૈયારીમાં હોય તેવે પ્રસંગે પોતાની વિધવા પુત્રવધુની સાથે પુનર્લગ્ન કરવાની વિનતિ પોતાના પુત્રના એક મિત્રને કરે નહિ. કદા હિન્દુ

કુટુંબમાં એવું બની શકે ? આવા પ્રસંગોથી પુસ્તકનું મૂલ્ય ઘટી જાય છે એ નિઃશંક છે.

**વિમળા.** લેખક : કિસનસિંહ ગોવિન્દસિંહ ચાવડા. પ્રકાશક : ચંદ્રસિંહ માહાસિંહ ચૌહાણ "ક્ષત્રિય" કાર્યાલય, મદનઝાંપા, વડોદરા.

વડોદરાના "ક્ષત્રિય" કાર્યાલય તરફથી ક્ષત્રિય સ્ત્રી-સમાજમાં મફત વહેંચવા માટે આ નાનકડી ચોપડી પ્રકટ કરવામાં આવી છે. દેવળીઆના તાલુકદાર અને હાલ ભાવનગર સ્ટેટના પોલિસ કમીશનર સાહેબ રાણાશ્રી જોરાવરસિંહજીના ધર્મપત્ની શ્રીમતી રત્નકુંવરબાએ એ પુસ્તકનો ખર્ચ આપ્યો છે, અને એ પ્રમાણે પોતાની બહેનોની સેવામાં પોતાનો યોગ્ય ફાળો આપ્યો છે. તેને માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. ગુજરાતના નરેન્દ્ર જયશેખરની બ્હેન તે વિમળા. ગુજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ થયલા સ્વામિભક્ત સૂરપાળની સાથે વિમળાનાં લગ્ન થયાં હતાં. બહાદુર વિમળાએ સૂરપાળની બહાદુરીથીજ મુગ્ધ બની તેની સાથે લગ્ન કર્યું હતું. એક સાચી ક્ષત્રિયાણી તરીકે તેણે પોતાના પતિને પોતાનો ટેક જાળવવા કેવો પ્રેર્યો હતો, અને પતિવ્રત પાળવામાં કેવી અડગ હતી, તે આ નાની ચોપડીમાં મધુર અને સાદી ભાષામાં બતાવી આપવામાં આવ્યું છે. આ ચોપડી વાંચી જવાની અમે સકળ સ્ત્રી-સમાજને આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

**નીતિધર્મ અથવા ધર્મનીતિ.** લેખકઃ મહાત્મા કરમચંદ ગાંધી. પ્રકાશકઃ કરસનદાસ જં. ચીતલીઆ, ભગિનીસમાજ મંદિર, મુંબાઇ નં. ૪.

ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૮૭-૮૯ તરીકે ભાઇશ્રી ચીતલીઆએ મહાત્માજીએ લખેલું ઉપયું પુસ્તક પ્રકટ કર્યું છે. મહાત્માજીના વિચારો અત્યાર સુધીમાં જગજાહેર થઇ ગયા છે, એટલે તે વિષે વધારે ચર્ચા કરવાની જરૂર નથી. આ ચોપડીમાં ધર્મ અને નીતિને કેટલો ગાઢ સંબંધ છે તે મહાત્માજીએ બતાવી આપ્યું છે. બહોળો અર્થ લઇએ તો ધર્મ અને નીતિ એકજ છે. ધર્મ વિના નીતિ નથી અને નીતિ વિના ધર્મ નથી, એ સિદ્ધાંતનું એમાં સ્પષ્ટીકરણ કરેલું છે. કેટલાક લેખકો ધર્મ અને નીતિને જૂદાં પાડી તેમને જૂદાં ગણવાનો યત્ન કરે છે તેમને આ ચોપડીમાં સચોટ જવાબ આપવામાં આવ્યો છે. અનીતિને રસ્તે ચઢવાથી દુનિયામાં બલસલાં રાજ્યો નાશ પામ્યાં છે, તેના મહાત્માજીએ દાખલા ટાંકી બતાવ્યા છે. એ વિશાળ નીતિના વિશ્વવ્યાપક નિયમ પ્રમાણે એક પ્રજા પોતાના સ્વાર્થને સારૂ બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવી શકતી નથી; અને એજ નિયમ પ્રમાણે રાજા તે પ્રજાનો ઉપરી નથી પણ નોકર છે, અને અમલદારો તે અમલ ભોગવવાને નથી પણ પ્રજાને સુખી કરવા સારૂ છે; તેમજ પ્રજાસત્તાક રાજ્યમાં જો લોકો સ્વાર્થી હોય તો તે રાજ્ય નકામું છે, એ મહાત્માજીએ બતાવી આપ્યું છે, અને તે તરફ અત્યારે આપણા દેશની નોકરશાહીએ જેટલું ધ્યાન આપવું ઘટે છે, તેટલુંજ ધ્યાન સ્વરાજ્ય ઇચ્છતા લોકોએ પણ આપવું જરૂરી છે.

**બાળકનું સ્થાન.** લખનારઃ બાલ શિક્ષકો, બાલમંદિર, ભાવનગર. પ્રકાશકઃ કરસનદાસ જં. ચીતલીયા, ભગિનીસમાજ મંદિર, મુંબાઇ નં. ૪.

ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૯૦-૯૧ તરીકે ઉપલી ચોપડી પ્રકટ કરવામાં આવી છે. તેમાં નર્મદા બ્હેને લખેલો બાળકોનું સ્વરાજ એ લેખ અને ગીજુભાઇએ લખેલા બાળક મહિમા, બાળકનું ઘરમાં સ્થાન કયું ? અને આપણાં બાળકોની ખાતર, એ લેખો-એ પ્રમાણે બધા મળીને ચાર લેખો આપવામાં આવ્યા છે. પોતાના લેખના અંતિમ ભાગમાં નર્મદા બ્હેન સાચું જ કહે છેઃ "હમેશાં મોટાં નાનાં વચ્ચે આસમાન જમીનનો ફેર ચાલ્યા જ કરે છે. કોઇ બાળકનું સાંભળવા નવરાં નથી હોતાં. સ્થુલ ઘરની સંભાળ અને ટાપટીપ-મરામત પાછળ જેટલું ધ્યાન આપીએ છીએ તેટલુંય ધ્યાન બાળકો પાછળ આપણે નથી આપતાં.

"આપણને જો સ્વરાજ્યની ખરી જરૂર હોય તો જરૂર આપણે આપણાં બાળકોને ગુલામગિરીના ગજબમાંથી મુક્ત કરીએ અને તેમને સ્વરાજ્ય આપીએ. સ્વરાજ્ય ભોગવતાં બાળકોજ આપણને સ્વરાજ્ય અપાવશે."

આપણા ગીજુભાઇએ સુંદર ટૂંકાં ટૂંકાં સંવા-

માં બાળકોનો અદ્‌ભુત મહિમા વર્ણવ્યો છે. દાખલા તરીકે બાળકના સ્થાન વિષે તે નીચે પ્રમાણે કહે છેઃ

"બાળકને યોગ્ય સ્થાન આપીએ તો પૃથ્વી ઉપર સ્વર્ગનું રાજ્ય સ્થપાય."

"ઘરમાં દેવો રમવા આવે, દેવોને મૃત્યુ લોકમાં અવતરવું પડે."

"સ્વર્ગ બાળકના સુખમાં છે."

"સ્વર્ગ બાળકની તંદુરસ્તીમાં છે."

"સ્વર્ગ બાળકના ભોળા ગાન ગુલ્તાનમાં છે."

**બ્હેનોને એક પત્ર.** લેખકઃ કિશોરલાલ ઘ. મશરૂવાળા. પ્રકાશક. કરસનદાસ જ. ચીતલીયા, ભગિની સમાજ મંદિર, મુંબાઇ નં. ૪.

ગાંધીજીની ૫૫ મી જયંતિ પ્રસંગે ઉપલો પત્ર ભગિની સમાજ પત્રિકામાળા નં. ૯૨ તરીકે પ્રકટ કરવામાં આવ્યો છે. ભાઇ મશરૂવાળાએ બ્હેનોને ઉદ્દેશી બહુ સુંદર અને મનનીય વિચારો રજુ કર્યા છે. આ ચોપડીનું મનન કરીને તે પ્રમાણે વર્તન કરવાથી સ્ત્રીઓનાં જીવન સુખકારી અવશ્ય બને. લેખક કહે છે તેમ અબળા નામ આખી સ્ત્રી જાતિને માટે કલંકરૂપ છે, અને એ અબળા-પણું ફીટાડવાને માટે તેમને બંદુક તોપની જરૂર નથી પરંતુ આત્મવિશ્વાસનીજ જરૂર છે. લેખકે નકુલ માતાને નામે ઓળખાતી બુદ્ધની એક શિષ્યાનો દાખલો આપ્યો છે તે બહુ મનનીય છે. તેમાંથી ફક્ત શરૂઆતનાજ બે ફકરા અમે ઉતારી લઇએ છીએ. પોતાનો પતિ સખ્ત માંદવાડને બીછાને પડયો છે તે પ્રસંગ છે. તે કહે છેઃ

"હે ગૃહપતિ, સંસારમાં આસક્ત રહીને તમે મરણ પામો એ બરાબર નથી. આવા પ્રકારનું પ્રપંચાસક્તિયુક્ત મરણ. દુઃખકારક છે, એવું ભગવંતે કહ્યું છે.

"હે ગૃહપતિ, કદાચિત તમારા મનમાં એવી શંકા આવશે, કે 'હું મુવા પછી નકુલ માતા છોકરાંઓનું પાલન કરી શકશે નહિ;' પરંતુ એવી શંકા તમે મનમાં લાવશો નહિ. કારણ કે મને સુતર કાંતવાની કળા આવડે છે. અને ઉન તૈયાર કરતાં આવડે છે. એના વડે હું તમારા મરણ પછી છોકરાંઓનું પોષણ કરી શકીશ. માટે હે ગૃહપતિ, આસક્તિયુક્ત અંતઃકરણથી તમારૂં મરણ ન થાઓ, એમ હું ઇચ્છું છું."

ઉપલા ફકરામાં મોટા અક્ષર અમે કર્યા છે. એમાં સ્ત્રીઓને માટે બહુજ જરૂરી અને ઉપયોગી બોધ સમાયલો છે. તેમણે પોતાનીજ ખાતર નહિ, પરંતુ પોતાનાં બાળકોની ખાતર સ્વાશ્રયી બનવાની બહુ મોટી જરૂર છે. અને એ દ્રષ્ટિએ જોતાં મહાત્માજીએ આપેલો રેંટીયો તેમને કેવો આશિર્વાદાત્મક છે, તે સહજ સમજાઇ આવે એમ છે. એ રેંટીયો જેટલે અંશે સ્ત્રીઓ ભૂલશે તેટલે અંશે તેમને પોતાનેજ નુકશાન થશે એ વાત તેમણે બરાબર લક્ષમાં રાખવી જોઇએ.

**સુવર્ણમાળા** (ત્રિમાસિક) દીપાવલિ અંક. તંત્રીઃ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી, લક્ષ્મીઆર્ટ પ્રીન્ટીંગ વર્કસ, મુંબાઇ.

આ સચિત્ર બાહ્યગંધનો પુનર્જન્મ આ અંકથી નવા લેબાશમાં થયો છે, તેને અમે અંતઃકરણપૂર્વક વધાવી લઇએ છીએ. "સુવર્ણ-માળા" પહેલાં બહુ લોકપ્રિય બની હતી, અને તેને ફરીથી ચાલુ કરવા માટે શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજીને આગ્રહપૂર્વક વિનંતિઓ કરવામાં આવી તેને પરિણામે તેમણે આ સ્તુત્ય કાર્ય પાછું હાથમાં લીધું છે, જેને માટે તેમને અંતઃકરણપૂર્વક અમે ધન્યવાદ આપીએ છીએ. ગુજરાતી સાહિત્યમાં "સુવર્ણમાળા" એ અદ્વિતીય સ્થાન લીધું છે. તે સ્થાન તેણે શોભાવ્યું છે, અને અમને ખાત્રી છે, કે શ્રીમાન્ શેઠ પુરૂષોત્તમ જેવા કળાના પૂજારીના હાથમાં વધારે શોભાવશે અને વધારે લોકપ્રિય બનશે. એમાં સુંદર સુંદર ચિત્રોનો તો હમેશાંજ છે, અને વળી ખૂબી એ છે, કે કેટલાક ચિત્રોમાં અસભ્યતા જેવો ભાસ હોય છે તેવો ભાસ તેમાં બીલકુલ નથી. એથી સર્વ વાચકોને તે ઉપકારક થશે એમાં શક નથી. અમો માત્ર સાહિત્યની દ્રષ્ટિએ એટલીજ સૂચના કરવા ઇચ્છીએ છીએ કે તેનાં ચિત્રો જેવાં સુંદર અને વિવિધ છે તેવા લેખો પણ સુંદર અને વિવિધ આવે, અને તે લેખો સાથે સંબંધ ધરાવે. જો એ પ્રમાણે થશે તો અવશ્ય તેની આકર્ષકતામાં અનેક ગણો વધારો થશે એ નિઃશંક છે.

**હીંદુસ્થાન**, દીપોત્સવી અંક. મૂલ્ય રૂ. ૧| મુંબાઇના સાઇબંધ "હીંદુસ્થાન" તરફથી પ્રકટ થયેલો ખાસ અંક મળ્યો છે. આ અંકમાં સુંદર ચિત્રો છે અને મનન કરવા યોગ્ય અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં અનેક વિદ્વાનોને હાથે લખાયલા લેખો છે. પૂઠાં ઉપરનું કૃષ્ણાર્જુનનું ચિત્ર, અને રાધા કૃષ્ણનું ત્રિરંગી ચિત્ર મનોહર છે. કેટલાક જાણીતા અગ્રેસરોની પણ તેમાં છબીઓ અપાયલી છે. સર્વાંગે સુંદર હોવા છતાં અમને "એકજ ખોટ જરી" માલૂમ પડે છે. અગ્રેસર સ્ત્રી વર્ગની છબીઓ એકથી વધારે આવી હોત તો તે વધારે ઇચ્છવા યોગ્ય હતું.

**નવચેતન.** દીવાળીનો ખાસ અંકઃ અધિપતિઃ ચાંપસી વિઠ્ઠલદાસ ઉદેશી, કલકત્તા, ( મુંબાઇના એજંટો મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ, ટ્રામ જંક્શન, પાયધુની. ) વાર્ષિક લવાજમ રૂ. ૬-૯-૦

આ સચિત્ર માસિકનો દીપોત્સવી અંક ચિત્રો અને લેખોથી છલોછલ ભરેલો છે. ત્રિરંગી ચિત્રોમાં "ભાગ્ય લક્ષ્મી"નું ચિત્ર સુંદર તેમજ રહસ્યવાળું છે. તેમાં એક સ્ત્રીને રેંટીયો કાંતતી બતાવવામાં આવી છે. લેખોમાં પણ વિવિધતા છે. કવિશ્રી અરદેશર ફ્રામજી ખબરદારનું "વિરહિણી" પરતું કાવ્ય તેમનાજ અક્ષરોમાં છાપ્યું છે. આ માસિક દિનપ્રતિદિન પ્રગતિ કરતું જાય છે. અમે તેને માટે તેના બાહોશ તંત્રીને અભિનંદન આપીએ છીએ.

**બાલજીવન**, દિવાળી અંક. તંત્રીઓઃ રમણલાલ નાનાલાલ શાહ, અને ચુનીલાલ કુબેરદાસ શાહ. સાંકળી સ્ટ્રીટ ભાયખલા, મુંબાઇ વાર્ષિક લવાજમ રૂ. ૩.

ત્રણ રૂપીઆ જેટલા જુજ લવાજમમાં દર મહિને દળદાર વાચન ચિત્રો સાથે આપવા ઉપરાંત દિવાળીનો પ્રમાણમાં વધારે દળદાર અંક આપવાને માટે તેના સાહસિક તંત્રીઓને ધન્યવાદ ઘટે છે. ચિત્રો અને લેખો બાળકોને ઉપયોગી અને તેમને ખાસ ગમી જાય તેવાં છે. ભગવાન શ્રી બાલકૃષ્ણ અને મહાત્મા ગાંધીજીના ત્રિરંગી ચિત્રો આ અંકની ખાસ શોભા છે. છતાં આ અંકને માટે અમારી ખાસ એક ફર્યાદ અમે છુપાવી શકતા નથી. શ્રી કૃષ્ણના બાળજીવનના કેટલાક પ્રસંગોનાં જે ચિત્રો આપવામાં આવ્યાં છે તે બાળકોના મગજપર ખોટી અને નહિ ઇચ્છવા યોગ્ય છાપ પાડે તેવાં છે. એવાં ચિત્રોથી "બાલજીવન" ને મુક્ત રાખવું જોઇએ એની તેના તંત્રીઓથી પણ ના પાડી શકાશે નહિ.

---

કમલાને જોર જોરથી રડતી જોઇ માએ પૂછ્યુંઃ "કેમ કમલા ! શું થયું ? કેમ રડે છે ?"

કમલાઃ "મારી ઢીંગલીનો પગ ભાંગી ગયો"

માઃ "કેવી રીતે બેટા ?"

કમલાઃ "હું ને વસન્તભાઇ બન્ને બાગમાં રમતા હતા. વસન્તે મને ચીઢવી, તેથી મેં તેને ઢીંગલી છુટી મારી અને ઢીંગલીનો પગ ભાંગી ગયો !" વસન્તનો વાંકતો ખરો !

× × × × × ×

માઃ "બાબુ ! મેં ભંડારીઆમાં બે, સક્કરજન મુકયા હતાં, પણ હમણાંજ એકજ દેખાય છે. એમ કેમ ?"

બાબુઃ "બા, અંધારૂં એટલું બધું હતું કે બીજું સક્કરજન મને દેખાયું નહિ !"




**અખિલ હિન્દ સમાજ સેવકોની પરિષદ્.**

આ માસની તા. ૮ થી ૧૧ સુધી મુંબાઇમાં અખિલ હિન્દ સમાજ-સેવકોની પરિષદ્ ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે. પરિષદ્‌ની સાથે સાથે સમાજ સેવાને લગતું એક પ્રદર્શન પણ ભરાશે. અત્યાર સુધીમાં આવી ત્રણ પરિષદો ભરાઇ હતી. છેલ્લી પરિષદ્ મદ્રાસમાં ભરવામાં આવી હતી. આપણા દેશમાં સમાજ સેવાની બહુ ભારે અગત્ય છે. વારંવાર દુષ્કાળ પડે છે, ભયંકર રોગચાળો નીકળે છે, આગથી કે જળરેલથી ગામોનાં ગામો તારાજ થઇ જાય છે, તેવે સંકટને સમયે આપણાં ગરીબ અને અજ્ઞાન ભાઇ બ્હેનોને તાત્કાલિક મદદ આપવાને માટે એક કાયમના સમાજસેવક મંડળની જરૂર છે. જેમ મહાસભા ઘેરઘેર લોકપ્રિય થઇ પડી છે, અને લોકો ઉત્સાહ ભર્યો ભાગ લે છે તેમ આ સમાજ સેવકમંડળ લોકપ્રિય થઇ પડવું જોઇએ, અને તેની સેવાઓ ઘેરઘેર પહોંચી જવી જોઇએ. તેમ કરવાને માટે હજીસુધી સંગીન પ્રયાસ થયો નથી. એવો પ્રયાસ કરવાની ખાસ જરૂર છે, અને આ બેઠકમાં તેવો પ્રયાસ કરવામાં આવશે એમ જણાવવામાં આવે છે. એ પ્રયાસ સફળ થાય એવી અમે પરમ દયાળુ પ્રભુને અંતઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.

પરન્તુ આ સંબંધમાં અમે એક નમ્ર સૂચના કરવા ઇચ્છીએ છીએ. જો આ પરિષદ્‌નો ઉદ્દેશ શુદ્ધ સમાજ-સેવા કરવાનો હોય અને બને તેટલી સેવા કરવી હોય તો "સુધારા"ના કેટલાક તકરારી અને ચર્ચાત્મક સવાલોથી તેમણે દૂર રહેવું જોઇએ. જૂના વિચારના મનુષ્યો સુધારાના નામથી ભડકી ઉઠે છે, અને તેમાંયે સ્પર્શાસ્પર્શના વિચારથી તો જૂનાં વિચારવાળાઓ અત્યંત કંપી ઉઠે છે, અને દૂર ભાગે છે. આપણે ખરી સમાજ સેવા કરવી હોય તો આપણા વિચારોનો પરિત્યાગ કર્યા વિના તેમજ તેમનું પ્રદર્શન કર્યા વિના એવી રીતે કામ લેવું જોઇએ, કે જે વર્ગને માટે આટલી બધી મ્હેનત લેવાય છે તે વર્ગજ આપણાથી દૂરનો દૂર ન રહે. જૂના વિચારવાળાઓની સંખ્યા આ દેશમાં હજીયે ઘણી મોટી છે, અને આવતાં કેટલાંક વર્ષો સુધી તો સ્થિતિ તેવીજ રહેશે. સમાજસેવકે આ પ્રત્યક્ષ વસ્તુસ્થિતિની ગણત્રી અવશ્ય કરવી જોઇએ. તોજ તે ઉપયોગી થઇ શકે, તે વિના નહિ. જો સુધારાના આપણા વિચારો આપણે આપણી હરોળમાં રાખીનેજ કુચ કરીશું તો એનો અર્થ એજ થાય, કે આપણે સેવા કરવા નથી નીકળ્યા, પણ વ્યાપાર કરવા નીકળ્યા છે. આપણી "સેવા"ની કીંમત સામા પક્ષનો વિચાર પલટો છે. આપણે સમાજસેવકો તરીકે ઓળખાઇએ તો એવો વ્યાપાર આપણાથી નજ થાય. ઉત્સાહના પુરમાં આ વ્યાવહારિક બાબતો તરફ લક્ષ અપાતું નથી એ દિલગીરીની વાત છે. હવે સમાજ સેવકો ચેતે તો બહુ સારૂં.

**ગામોમાં જાઓ!**

ઉપર જણાવેલી સમાજ સેવકોની પરિષદ્‌માં ચર્ચાવાના કેટલાક વિષયોની યાદી અમે જોઇ. તે ઉપરથી અમને તો માલૂમ પડે છે, કે આ પરિષદ્‌માં સમાજ સેવા એટલે શહેરીઓની સમાજ સેવા સમજવું. આનો અર્થ કરવામાં અમોરી ભૂલ થતી હોય તો અમે ક્ષમા ચાહીએ છીએ. આપણા દેશમાં શહેરો કરતાં ગામોની સંખ્યા ઘણી મોટી છે. લોકોનો મુખ્ય ધંધો ખેતીનો હોવાથી 'જગતના પિતા' ખેડુતોની સંખ્યા બહુ મોટી છે. એજ ખેડુતો ઉપર આપણા આખા

દેશનો આધાર છે, એજ ખેડુતો દેશની પીઠ સરીખા છે. તેમની દશા ઘણીજ કરૂણાજનક છે. તેમને જો જલ્દી મદદ ન પહોંચે તો તેમનો ક્રમે ક્રમે વિનાશ થઇ જાય એવો પણ ભય છે. તેમને સહાયની-સેવાની સૌથી ઝાઝી જરૂર છે. ઉપરોક્ત પરિષદ્ આખા હિન્દના સમાજ સેવકોની પરિષદ્ તરીકે ઓળખાવવામાં આવે છે. છતાં તેની આમંત્રણ પત્રિકામાં ગણાવવામાં આવેલા વિષયોમાં આ ખેડુતોને માટે એક શબ્દ પણ લખવામાં આવ્યો નથી. માત્ર વાણીશૂરા બનવું ન હોય, માત્ર તાળીઓ પાડી પડાવી સંતોષ મેળવવો ન હોય, માત્ર ચાર દિવસની પરિષદ્ ભરી ચાર દિવસનું ચાંદરણું કરવું ન હોય, અને હર હંમેશ ખરેખરી સેવા કરવી હોય તો કમમાં કમ હમણાં થોડોક વખત તે સર્વેએ ગામોમાં ચાલ્યા જવું જોઇએ, અને ત્યાં જાત મહેનતથી, જાતના દાખલાથી ગામોના દુઃખી અને અજ્ઞાની લોકોને ઉપયોગી થઇ પડવું જોઇએ. અમારા 'સમાજ-સેવકો' આ ગહન માર્ગ સ્વીકારી શકશે કે?

**કાશીમાં મળેલી શ્રી મહિલાસભા.**

ગયા ઑગસ્ટ માસની ૨૧ મી તારીખે શ્રી કાશીક્ષેત્રમાં એક મહિલાસભા-સ્ત્રીઓની પરિષદ્ ભરવામાં આવી હતી. આ સભાની હકીકત મેળવવાને તેમજ તેમાં ભાગ લેનાર બ્હેનોની છબીઓ મેળવવાને અમે તે સમયેજ યત્ન કર્યો હતો, પરંતુ દિલગીર છીએ કે અમે તેમાં ફતેહ મેળવી શક્યા નહિ, કેમકે તે સભા પડદા પાછળ ભરવામાં આવી હતી, અને કોઇ પણ પુરૂષને જવા દેવામાં આવ્યો ન હતો. મહિલા સભા જેવી સભાયે પડદા પાછળ ભરવામાં આવે, કોઇપણ કારણે તેમાં પુરૂષને દાખલ થવા દેવામાં ન આવે, અને એ સભાની કાર્યવાહી પણ લાંબા સમય સુધી બહાર ન આવે, એ ઘણીજ દિલગીરીની વાત છે, કારણ કે જે સભા સ્ત્રીઓના હિતને માટે ભરવામાં આવે છે, તે સભાને પડદા પાછળ ભરવાની જરૂર હોય નહિ, અને કમમાં કમ તેની કાર્યવાહીને તો યોગ્ય પ્રસિદ્ધિ વેળાસર આપવાની ગોઠવણ થવાની ખાસ જરૂર હતી. એવી પ્રસિદ્ધિ વિના એ સભા લોકપ્રિય કેવી રીતે બની શકશે, તે અમે સમજી શકતા નથી.

આમ છતાં એ સભામાં થયલા ઠરાવોની અમને ખબર મળી છે. સભાનું પ્રમુખસ્થાન બાબુ ભગવાનદાસજીનાં પત્ની શ્રી ચમેલીદેવીને આપવામાં આવ્યું હતું. નીચેની મતલબના ઠરાવો એ સભામાં કરવામાં આવ્યા હતા.

( ૧ ) સરકારે નાભાનાં મહારાણી અને સુલ્તાનપુરનાં રાણીપર જે અત્યાચાર કર્યો છે તે તરફ આ સભા ઘૃણા પ્રકટ કરે છે.

( ૨ ) સર્વ સંપ્રદાયોની મહિલાઓની એક મહિલા પરિષદ્ કરવી.

( ૩-૪ ) આ સભા હિન્દુ મહાસભાને પ્રાર્થના કરે છે, કે તે પોતાના ઉદ્દેશોના પ્રચારને માટે અધ્યાપિકાઓની નીમણુંક કરે અને ભારતીય મહિલા સભા દ્વારા ચુંટાયલાં પ્રતિનિધિઓને પણ પોતાની બેઠકોમાં સ્થાન આપે.

( ૫ ) શ્રીમતી સત્યવતીએ સંયુક્ત પ્રાંતોમાં મહિલા સભાને માટે ચળવળ કરવી.

( ૬ ) કાશી મહિલા પરિષદ્ની સ્થાપના કરવામાં આવે છે, અને તેની કાર્યકારિણી સમિતિ નીચે પ્રમાણે નીમવામાં આવે છેઃ-પ્રમુખઃ શ્રીમતી ચમેલીદેવી; ઉપ પ્રમુખઃ પંડિત રામનારાયણ મિશ્રનાં ધર્મપત્ની; મંત્રિણીઃ શ્રીમતી સરસ્વતીદેવી; ઉપમંત્રિણીઃ શ્રીમતી કૃપાદેવી; ખજાનચીઃ શ્રીમતી પાર્વતીદેવી; વ્યવસ્થાપિકાઃ શ્રીમતી સીતાદેવી.

( ૭ ) અખિલ ભારતીય મહિલા પરિષદ્ની સ્થાપના કરવામાં આવે છે.

ઉપર પ્રમાણે ઠરાવો પસાર થયા છે. એ ઠરાવો પરથી જોઇ શકાય છે, કે એ મહિલા સભાનું કામ સંતોષકારક નીવડ્યું નથી, કેમકે સ્ત્રીઓને માટે બહુજ ઉપયોગી અને ભારે મહત્વના બીજા કેટલાક વિષયોનું નામ પણ દેવામાં આવ્યું નથી. આવી ભારે ખામી ખરેખર દિલગીરી ઉપજાવે છે. એ સભાના સંબંધમાં વળી એક ફર્યાદ એવી કરવામાં આવે છે, કે કાશીની કેટલીક ભણેલી સ્ત્રીઓના હાથમાં તે સભા એક રમકડા જેવી બની રહી હતી, બાકી એમાં કાંઇ તત્વ માલુમ પડતું નથી. જો એ ફર્યાદ સાચી હોય તો તે ખરેખર ચિંતા ઉપજાવે એવી છે. જે સંસ્થાની શરૂઆતજ એવી હોય તે સંસ્થા આગળ ચાલતાં કેટલી વધી અને નભી

શકે ? કાશીમાં એક આર્ય મહિલા હિતકારિણી મહાપરિષદ્‌ની પણ સ્થાપના થઇ છે તે. આખા હિન્દુસ્થાનની આર્ય સ્ત્રીઓને માટે ઉપયોગી બનવાનો યત્ન કરી રહી છે, પરન્તુ તે માત્ર આર્યસમાજી સ્ત્રીઓને માટે છે.

**કલકત્તામાં શ્રી મહિલા શિક્ષા સમિતિની સ્થાપના.**

અમને જાણીને સંતોષ ઉપજ્યો છે, કે કલકત્તામાં થોડા સમય પર એક મહિલા શિક્ષા સમિતિની સ્થાપના કરવામાં આવી છે, અને એ પ્રમાણે સ્ત્રી કેળવણીને માટે એક ગંભીર પ્રયત્ન થવા લાગ્યો છે. એ સમિતની સ્થાપના શ્રી કમલાદેવીએ કરી છે: એમાં એક શિક્ષા સદન, બાલિકા વિદ્યાલય, શાન્તિ ભવન (પતિત બહેનોને માટે આશ્રમ), અનાથાલય, અને શિક્ષાપ્રચાર સમિતિનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. એનો વહીવટ એક કાર્યકારિણી સભાના હાથમાં રાખવામાં આવ્યો છે. તપાસને માટે એક નિરીક્ષક સમિતિ પણ નીમવામાં આવી છે. એ સંસ્થાથી સ્ત્રી જાતિની ઘણી ઉન્નતિ થશે એવી આશા રાખવામાં આવે છે. તેમાં કેટલીક સ્ત્રીઓ એવી ચુંટવામાં આવશે કે જે ગામે ગામ જઇને સ્ત્રી કેળવણીનો ફેલાવો કરશે. જો આવી સમિતિઓ આપણા દરેક શહેર અને ગામમાં સ્થાપવામાં આવે, અને તે સર્વનો સંબંધ જોડી નાખવામાં આવે તો કેટલો બધો લાભ થાય ? અમે એ મહિલા શિક્ષાસમિતિને દરેક ફતેહ ઇચ્છીએ છીએ. અને તેની સ્થાપક અને વ્યવસ્થાપક બહેનોને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

**વેશ્યાઓની બહાદુરી.**

સરકાર ઘણા દિવસોથી વિચાર કરી રહી છે, કે બ્રિટિશ મહારાજ્ય પ્રદર્શન ઇંગ્લાંડમાં આવતે વર્ષે ભરવાનું છે, તેમાં આપણા દેશની વેશ્યાઓનો પણ નાચ કરાવવો. મદ્રાસ ઇલાકામાં તો એવી વેશ્યાઓને એકઠી કરવાની હીલચાલ ચાલતી હોવાનું સંભળાય છે. એવાં નાચથી આપણા દેશને શો લાભ થવાનો હતો. તે કહેવાની જરૂર નથી. હા, કેટલીક વેશ્યાઓ જેમણે વિલાયતની મુસાફરી કદી કરી નહિ હોય તેમને એવી મુસાફરીનો વગર પૈસે લાભ મળશે બાકી હિન્દુસ્થાનની તો તેમાં અપકીર્તિ છેજ. કહે છે, કે કેટલીક સંગીત સભાઓએ અને ઘણી વેશ્યાઓએ એ દરખાસ્તની સામે વિરોધ કરવા માંડયો છે. એમનું કહેવું એમ છે, કે એમાં હિન્દુસ્થાનની અપકીર્તિ થાય છે. અંગ્રેજોના દેશમાં બહુ બેશરમ નાચ થાય છે, કોઇ કોઇ વખત તો નગ્ન થઇને નાચવું પડે છે. હિન્દુસ્થાનની વેશ્યાઓ એટલી બધી બેશર્મ અને હૈયાસુની બની શકતી નથી. વેશ્યાઓના આ વિરોધને વધાવી લેવો કે કેમ ? એ અમે સમજી શકતા નથી. એક પ્રકારે આ વિરોધ આવકારદાયક છે, કેમકે તે બતાવી આપે છે, કે હિન્દની વેશ્યાઓ પણ સ્વમાનની લાગણીથી રહિત નથી અને જે હકીકત દેશના મોટા મોટા કહેવાતા મિત્રો અત્યાર સુધીમાં સમજી શક્યા નથી તે ગોત્ર ટુંક સમયમાંજ તે સમજી શકી છે. અમે નથી ધારતા, કે તેમના આ વિરોધથી હિન્દની વેશ્યાઓનો નાચ ઉપરોક્ત પ્રદર્શનમાં કરાવવાનો વિચાર થયો હશે તે પડતો મુકવામાં આવે. તે તો અમલમાં મૂકી શકાય એવો જ છે, અને ઘણી વેશ્યાઓ તેમને મળી શકશે. બીજી રીતે એવો વિચાર આવ્યા વિના રહેતો નથી, કે જો આપણા દેશમાં વેશ્યાઓજ ન હોત તો આવી નિંદ્ય અને તિરસ્કરણીય દરખાસ્ત કદાપિ કરી શકાત નહિ. આ અપમાનનો ટોપલો જેઓ એ નીચ ધંધાને સીધી કે આડકતરી રીતે ઉત્તેજન આપી રહ્યા છે તેમને માથેજ પડશે.

એક બીજો સવાલ. મોટાં મોટાં ઢોલ ઠુગાડવામાં આવ્યાંછે, અને સાતમે આસમાનથી જાહેર કરવામાં આવ્યું છે. કે બ્રિટિશ મહારાજ્યનું એ પ્રદર્શન ઉદ્યોગ અને વ્યાપારનો ઉત્કર્ષ કરવાને માટે ભરવામાં આવનાર છે. આ પ્રમાણે હિન્દની કે અન્ય કોઇ પણ દેશની વેશ્યાઓનો એ પ્રદર્શનમાં નાચ કરાવવાથી કઇ જાતના ઉદ્યોગ અને અને કઇ જાતના વ્યાપારનો ઉત્કર્ષ અને વધારો થવાનો છે, તે કોઇ કહેશે કે ? આ પ્રદર્શનમાં સહાય કરવાને માટે આપણા દેશમાં જે ગૃહસ્થો નીમાયા છે તેમને આ વેશ્યાઓ એકઠી કરવા સંબંધી પૂછવામાં આવ્યું છે કે કેમ ? અને તેમણે સંમતિ આપી પસંદગી કરવાનું કામ પોતાનાં હાથમાં લીધું છે કે કેમ ? એ સવાલો

પણ બહુ રસભર્યા અને જાણવા જેવા છે. તેઓ પણ વ્યાપાર ઉદ્યોગને ઉત્તેજન આપવાની મોટી વાતો કરી રહ્યાં છે. આ બાબતમાં તેઓ લોકોની જિજ્ઞાસા તૃપ્ત નાહ કરે, કે આ વેશ્યાઓના નાચની દરખાસ્તથી કયા વ્યાપાર અને ઉદ્યોગને ઉત્તેજન મળવાનું છે ?

સુધારાના નામ હેઠળ શું શું નથી બની શકતું ?

**તુર્કસ્તાનની સ્ત્રીઓમાં સુધારાનો પવન.**

ધીમે ધીમે તુર્કસ્તાનની સ્ત્રીઓમાં સુધારાનો પવન જોરથી ફુંકાવા લાગ્યો છે. કોન્સ્ટેન્ટીનોપલથી મોકલાવાયલા તા. ૧૯ મી ઓકટોબરના એક સંદેશામાં જણાવવામાં આવે છે, કે શહેર સરદારે એક સખાવતી ખાતાની સહાયને માટે જલસો ગોઠવ્યો હતો, તેમાં તુર્કસ્તાનની સ્ત્રીઓ પરદેશીઓ સાથે નાચી હતી. તુર્કસ્તાનના ઇતિહાસમાં આ બનાવ પહેલવહેલો છે. એ સંદેશામાં વિશેષ જણાવવામાં આવે છે, કે તુર્કસ્તાનની સ્ત્રીઓને ટુંક સમયમાં નાટકશાળાના તખ્તા ઉપર ઉતરવા દેવામાં આવશે.

ઉપલા સંદેશાથી માલુમ પડે છે, કે તુર્કસ્તાનનાં સ્ત્રીપુરૂષો ઉપર કહેવાતા સુધારાના ટોચે પહોંચેલા યુરોપીઓની ભારે અસર થઇ રહી છે. જે દેશમાં સ્ત્રીઓ એકલ પડદામાંજ રહેવાનું પસંદ કરે અને તેમાંજ આબરૂ સમજે, તેજ દેશની સ્ત્રીઓ પરદેશીઓ સાથે જાહેરમાં નાચવાનું પસંદ કરે, અને નાટકશાળાના તખ્તાપર પણ ઉતરવાને તૈયાર થાય, એ પરથી દીવા જેવું સ્પષ્ટ માલુમ પડે છે, કે તુર્કસ્તાન કઇ દિશામાં જાય છે. સ્ત્રીઓને સ્વતંત્રતા મળે એ સર્વ પ્રકારે ઇચ્છવા યોગ્ય છે, એકલ પડદા પાછળ સ્ત્રીઓએ ભરાઇ રહેવાનો રિવાજ નષ્ટ થાય એ પણ ઇચ્છવા યોગ્ય છે. પરંતુ સ્વતંત્રતા અને નિરંકુશતા એ બંને જૂદી વસ્તુઓ છે, અને કોઇપણ કહી શકશે કે પરદેશીઓ સાથે પોતાને નાચવા દેવામાં સ્ત્રીઓને સ્વતંત્રતા મળતી નથી, પરંતુ સંપૂર્ણ નિરંકુશતાજ મળે છે, અને તેનાં ફળ સારાં નહિ પણ માઠાંજ આવે એ ચોક્કસ છે. સ્ત્રીઓને નિરંકુશ બનાવી દીધાથી અત્યારે યુરોપની અને તે અ જાણીએ છીએ. એ દેશોના લોકોનો સંસાર સામાન્ય રીતે સુખી નથી નીવડતો. તુર્કસ્તાન શું પોતાનો સંસાર એમની માફક દુઃખી કરવા ઇચ્છે છે ? તુર્કસ્તાનમાં થોડા સમય ઉપરજ પ્રજાસત્તાક રાજ્યતંત્ર જાહેર કરવામાં આવ્યું છે. સ્ત્રીઓને આપવામાં આવેલી અને હજી આપવામાં આવનારી નિરંકુશતા એ પ્રજાસત્તાક રાજ્યતંત્રનું એક ચિન્હ હોય તો તેથી સાચા સુધારાને અને સાચી પ્રગતિને ચહાનાર પ્રત્યેકને દિલગીરી થયા વિના રહેશે નહિ.

યુરોપી સ્ત્રીઓની નિરંકુશતાની અસર ધીમે ધીમે આપણા દેશની સ્ત્રીઓ પર પણ કેટલેક અંશે થઇ છે અને હજી વધારે થતી જાય છે. જે સ્ત્રીઓને પેલી કહેવાતી " ઉંચી કેળવણી " મળે છે, જે સ્ત્રીઓ યુરોપીય સ્ત્રી પુરૂષો સાથે વધારેને વધારે સંસર્ગમાં આવતી જાય છે, તે સ્ત્રીઓ ઉપર એ નિરંકુશ જીવનની અસર થતી જાય છે. તેમાં કેટલાંક સ્ત્રી પુરૂષો " દેખાદેખી શીખે શીખ " એ પ્રમાણે વાંદરીયા નકલ કરી રહ્યાં છે. આના પ્રત્યક્ષ દાખલા ખાસ કરીને મુંબાઇ જેવાં શહેરોમાં વારંવાર જોવામાં આવે છે. નિર્લજ્જતા એ નિરંકુશતાનું પ્રથમ પગથીયું છે, અને કેટલીક " સુધરેલી " સ્ત્રીઓ પુરૂષો સાથે ખાનગીમાં અને જાહેરમાં છુટથી હળે મળે છે, કેટલીક વેળા તો પરપુરૂષો સાથે ચોપાટી પર અથવા હેંગીંગ ગાર્ડનમાં ફરતી સ્ત્રીઓના દાખલા જોવામાં કે સાંભળવામાં આવે છે, અને જાહેર રસ્તા ઉપર શહેરમાં કે ચોપાટી ઉપર અથવા હેંગીંગ ગાર્ડનમાં હાથમાં હાથ ભરાવી અથવા એક બીજાની બગલમાં અને કમરમાં હાથ રાખી ફરતાં હિંદુ સ્ત્રી પુરૂષોનાં જોડાં નજરે પડે છે. પોશાકમાં પણ કેટલીક સ્ત્રીઓ એવી નકલ કરે છે, અને નિર્લજ્જ પોશાક પહેરી જાહેર રસ્તાઓ પર ફરે છે, એટલુંજ નહિ પરંતુ જાહેરસભાઓમાંયે નિર્લજ્જ પોશાક પહેરીને આવે છે. આમાં આપણા દેશનું કાંઇ પણ હિત નથી પણ ઉલટું અહિત છે, એ વાત આપણે ભૂલતા જઇએ છીએ. " ગુણસુંદરી " બનવા ઇચ્છતી બ્હેનો જરૂર આવી નુકસાનકારક નિરંકુશતાનો સંપૂર્ણ ત્યાગ કરશે એવી તેમને અમારી નમ્ર વિનતિ છે.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. જાન્યુઆરી ૧૯૨૪. અંક ૫ મો.

# કન્યા-કિશોરી.

નવમેઘભરી નભ વાદળી શી રસબોલા!
શા અન્તર, ભર અભિલાષ આવે ઉછાળા!
—"ટીખળ શાં ઠાલાં?"

તુજ યૌવન-અન્તરભાવ છુપે શું અબોલ રહે?
હેતાં ઢાંકણુની છાંય છુપે કયમ સૂર્ય કહે?
—"દીલને શીદ દહે?"

નભ ચમકે તારકતેજ સમોવડ દેવડીકી;
કામણ ઢોળ્યાં તુજ નેન, કન્યા કોડવતી!
—"સતાવે કાં અમથી ?"

વ્રત, પૂજન, દર્શન-ભક્તિ ગૂંથ્યા ભાવે બ્હેની!
તુજ હૈડાના ધબકાર ચહે શો વર ક્હેની?
—"અલી! છાની રહેની."

કળી ખીલે ને થાય કુસુમ, સજે રૂપ ને ખુશ્બો;
તજી ઉપવન-માતૃવિહાર, ચડે સુર શિર પુષ્પોઃ

હવે ખીલતાં સખી! સર્વાંગ, મટીને પીયર તણી–
રણકે નુપૂર ઝંકાર કીયા દિલ દેવ ભણી?
—"લાજું છું નગણી!"

ઉગી પામે પદ્મ વિકાસ, સરવરને તીરે;
તેનો રવિશું દૃષ્ટિ દોરઃ નહિ જનની-નીરેઃ

શાણી સજની! ત્હારી વસન્ત સમોવડ દેહલતા,
રવિશાં તરૂ–"વર" શું ડાળી ધરો નવ પલ્લવતાઃ
—"શી સહિયર મમતા!"

ને અખંડ હો સૌભાગ્ય પુનિત લગ્ને પરણીઃ
જ્યમ સોહે વ્યોમ-લલાટ ચન્દ્રક શો તરણીઃ
—"આશિષ અમીઝરણી."



# આપણે ક્યાં ઓછા છીએ ?

લેખિકાઃ કુમારી હંસાબ્હેન મનુભાઈ મહેતા,
બી. એ.



સ્ત્રી સભાના પ્રમુખ:—" પૃથ્વિ પ્રદક્ષિણાનું વર્ણન અને મુસાફરીના અનુભવોનું વિવેચન કમળા બ્હેને આપણી આગળ બહુ સુંદર રીતે કર્યું છે. તમારામાંથી એ બાબત કંઇ વધારે જાણવાની જીજ્ઞાસા હોય, અથવા કોઇ સવાલનું નિરાકરણ કરવું હોય તો બોલવાની છૂટ છે."

શ્રોતામાંથી એક સ્ત્રી:—"વિલાયતની સ્ત્રીઓને આપણાં દેશની સ્ત્રીઓમાં બ્હેનને શો ફેર લાગ્યો ?"

કમળા:—"ફેર તો ઘણો લાગ્યો. આપણે બુદ્ધિમાં તો કમ નથી. પણ અત્યારે જે કામ એ લોકો કરી રહ્યાં છે તે આપણી હમણાંની સ્થિતિમાં કરી શકીએ પણ, નહિ ને કરવાની હોંસ પણ જણાતી નથી. યુરોપના ભયંકર સાંદવારદશી વખતે પુરૂષો તો લડવા ગયા હતા. તે વખતે દેશનું પુરૂષ લાયક તમામ કામ સ્ત્રીઓએ ઉપાડી લીધું હતું. માત્ર દવાખાનામાં સેવિકા તરીકેજ નહિ પણ આગગાડીઓ ચલાવવામાં, ટ્રામ, મોટરબસ, મોટરકાર વિગેરે ચલાવવાનું કામ સ્ત્રીઓ કરતી. ખેતીનું કામ, પોલીસનું કામ વિગેરે અનેક પુરૂષોના કામ સ્ત્રીઓએ હાથમાં લીધાં હતાં. આપણે તો આપણાં લાયકનું જ કામ નથી કરી શકતાં પછી બીજી તો વાતજ શી ! સમાજ સુધારણાને માટે કેટલાં કામો આદિ શરૂ કર્યાં છે, તેમાં સ્ત્રીઓએ કેટલો ભાગ લીધો છે ? દેશને માટે લડત ચલાવી રહ્યા છે તેમાં સ્ત્રીઓએ કેટલી સહાય આપી છે ?

શ્રોતામાંથી:—"પણ તેનું કારણ કે આપણે સ્વતંત્ર નથી."

કમળા:—"એ લોકો પ્હેલેથીજ સ્વતંત્ર ન્હોતાં. સ્વતંત્રતા મેળવવાને માટે તો એમને બહુ લડવું પડયું છે. આપણે તો માથે હાથ દઇને બેઠાં છીએ કે જ્યારે પુરૂષોને લાગશે કે આપણને સ્વતંત્રતા આપવી જોઇએ ત્યારે આપણને મળશે. માગ્યા વિના તો માં પણ ના પીરસે. જે વસ્તુ મેળવવા હોંસ નથી, ઉત્સાહ નથી તે વસ્તુ મળી ન મળી સરખી; મળશે તો તેનો કોઇ ઉપયોગ પણ નહિ કરે ને ઉપયોગ કરતાં આવડશે પણ નહિ. આજે મુંબાઇ ઇલાકાએ ને મદ્રાસ ઇલાકાએ સ્ત્રીઓનો રાજકિય મત આપવાનો અધિકાર સ્વીકાર્યો છે. મુંબાઇના તો મ્યુનીસીપાલીટીમાં પણ સ્ત્રીઓને મત આપવાનો તેમજ હવે તો સભાસદ થવાનો હક્ક મળ્યો છે. એ અધિકાર કેટલાં બૈરાં સમજે છે ને કેટલાંએ વાપર્યો છે. મ્યુનીસીપાલીટી શું તે પણ ઘણાં તો સમજતાં નહિ હોય તો પછી મ્યુનીસીપાલીટીના સભાસદ થઇ સ્ત્રીઓ

કેટલું મહત્વનું કામ કરી શકે તે તો ક્યાંથીજ સમજી શકે!"

**શ્રોતામાંથી:**—"પણ તે તો આપણી કેળવણીનો વાંક. બધાં કંઇ ભણેલાં હોય છે?"

**કમળાઃ**—"ભણેલાં નથી, તે કોનો વાંક? આટલી આટલી નિશાળો છે. સ્ત્રી વર્ગો પણ અનેક ઉઘાડવામાં આવ્યા છે. પણ તેનો લાભ કેટલાંએ લીધો છે? આપણામાં હોંસજ ક્યાં છે? હોંસીલું, ઉત્સાહી માણસ પાતાળમાંથી પણ પેદા કરે. આપણામાં તો આળસે એવું ઘર ઘાલ્યું છે કે ન પૂછો વાત?"

**શ્રોતામાંથી:**—"ઘરજંજાળમાંથી વખત મેળવવો અઘરો નથી? અને બ્હેન તમે કેમ ભૂલો છો કે આપણી સમાજસ્થિતિ ત્યાંના કરતાં જૂદી છે. ત્યાં તો મોટી ઉમરેજ સ્ત્રીઓ પરણે એટલે કેળવાયલીજ હોય."

**કમળાઃ**—"વખતની બરાબર વ્યવસ્થા કરતાં આવડે તો ઘરજંજાળનું બ્હાનું તો ખોટુંજ કહેવાય. એ લોકોને ક્યાં ઘરજંજાળ ઓછી હોય છે? લડાઇ પછી તરત નોકરોની ત્યાં બહુજ મોંઘવારી હતી. એટલે ઘરનું બધું કામ સ્ત્રીએજ કરવું પડતું. બે ત્રણ ઓરડાવાળું નહિ પણ એક મોટું માળવાળું ઘર; તેને દરરોજ વાળી ઝુડી આરસી જેવું ચોખ્ખું રાખે. એટલે લગી કે બારી બારણે પીત્તળના મીજાગરા હોય તેને પણ ઘસી ચકચકતા રાખે. ઘરનાં ઓટલાનાં પગથીયાં સ્વચ્છ રાખે. દહાડામાં બે વાર નહિ પણ ત્રણ વાર રાંધવાનું કામ કરે. સાધારણ ઘરમાં અઠવાડીએ એક દહાડો બધાં લુગડાં ધોઇ અસ્રી કરવાનું કામ પણ ઘરની સ્ત્રી કરે. આટલું છતાં એને વ્યવહાર સાચવવાનો વખત મળે. મિત્રોને ત્યાં ચ્હા પીવા જમવા જાય અથવા પોતાને ત્યાં બોલાવે.

બીજા સવાલના જવાબમાં કહેવાનું કે, આપણી સમાજસ્થિતિ જૂદી છે એ વાત ખરી. ત્યાંની સ્ત્રીઓ કેળવાયા પછી પરણે પણ એમનો જ્ઞાન મેળવવાનો શોખ પરણ્યા પછી મરી જતો નથી; ને જ્ઞાન મેળવવા ને તો આખી જીંદગી જોઇએ. ત્યાંની પરણેલી સ્ત્રીઓ વખત કાઢીને પણ ભાષણો વિગેરે સાંભળવા જાય. ત્યાંની કૉલેજનાં છુટાં છવાયા વર્ગોમાં શીખે. મોટી ઉમરની સ્ત્રીઓને માટે વર્ગો હોય ત્યાં જાય. એ લોકોમાં ખંત છે ને ખંત હોય તે માણસ બધું કરી શકે.

આપણી સ્ત્રીઓમાં ને ત્યાંની સ્ત્રીઓમાં બીજો ફેર તે એક ઉપર કહેલી સ્વચ્છતા અહીં જોવામાં આવતી નથી. સ્વચ્છતા તે શું તે આપણાં બૈરાંઓ સમજતાંજ નથી."

**શ્રોતામાંથી:**—એમ કહેવાય છે કે ત્યાંના લોકો તો અઠવાડિયામાં એકજવાર ન્હાય. એ વાત જો ખરી હોય તો એ લોક વધારે ચોખ્ખા એમ શી રીતે કહેવાય?" (હસાહસ).

**કમળાઃ**—"પ્હેલું તો ત્યાં બધાજ લોકો અઠવાડિયામાં એક વાર ન્હાય એજ વાત ખોટી. દરરોજ ન્હાનારા પણ ત્યાં નીકળશે તેમ મહિને બે મહિને એકવાર ન્હાનારા પણ નીકળશે. (હસાહસ) પણ ત્યાંની ઠંડી હવામાં બહુ વાર ન્હાવાની જરૂર જણાતી નથી. એ લોકો એકવાર સ્નાન કરે પણ મ્હોંને હાથ તો દરરોજ સારી રીતે ધુવે, તે પણ દહાડામાં ઘણીવાર. આપણામાં તેથી ઉંધુંજ. તાપને લીધે આ દેશમાં ન્હાવાની જરૂર વધારે. તે છતાં બે લોટા શરીર પર નાંખ્યા એટલે આપણું ન્હાવાનું પુરૂં થયું. આપણે ત્યાં તો કેટલીકવાર દહાડામાં દોઢસો વાર ન્હાવાનું. ઢસાણને અડક્યા એટલે ન્હાવાનું, ઢીકણાંને અડક્યાં એટલે ન્હાવાનું, રસોઇને માટે ન્હાવાનું, દેવસેવા માટે ન્હાવાનું, ન્હાવાનું, ન્હાવાનું, ને ન્હાવાનું.

પણ એવું બે લોટીયા ન્હાવાનું શા કામનું? સ્વચ્છતાને એટલે શરિરની પવિત્રતાને ખાતર ન્હાવાનું, ન્હાવાને ખાતર ન્હાવાનું નથી."

**શ્રોતામાંથી:**—" પણ બ્હેન એ લોકો ટાપટીપીયા વધારે. આપણે સાદાં એટલે ગમે તે હોય ચાલે "

કમળા:—" ગમે તે હોય તે ચાલે એ સાદાઇની વ્યાખ્યા નથી. બીનજરૂરી ખોટી વસ્તુનો ત્યાગ કરવો એ સાદાઇ સ્વચ્છતાથી થીજ દીપી નીકળે. મેલાં ઘેલાં જેમ તેમ કપડાં પ્હેર્યાં, એ સાદાઇ ના કહેવાય. એ તો આત્માની ને શરીરની બદસુરતીની નિશાની છે. ગમે તે હોય તે ચાલે, એવી ચલાવી લેવાની ટેવ એ મનની સાદાઇ બતાવી આપે છે. એવી સાદાઇને નામે આપણે સ્વચ્છતાને સું-દરતાનો ભોગ આપ્યો છે. સાદાઇમાં કળા જોઇએ. એક સફેદ સાદું વસ્ત્ર ઠીકઠાક ને ક-ળાથી પ્હેર્યું હોય તે હજારો રૂપિયાનું કીમતી રેશું ચુંથો પુંથો કરીને પ્હેરીએ તેના કરતાં વધારે સારૂં લાગે. સૌંદર્યપૂર્વક હોય તેજ કળાવાન બની શકે. આપણાં જીવનમાં સુંદ-રતાને સ્થાન નથી એટલે કળાને તો ક્યાંથી-જ હોય. કળા વિનાનું સુકકું જીવન નકામું છે. સ્વચ્છતા એ પણ સૌંદર્યપૂજાની નિશાની છે. માટે સાદું સ્વચ્છ ને સુંદર જીવન ગાળતાં શિખવું જોઇએ. આપણાં શહેરો કેટલાં ગંદા છે, અને તેને લીધે કેટલાએ રોગો ફાટીની-કળે છે. દરેક સ્ત્રી પોતાનું ઘર સુંદર બના-વવાને પ્રયત્ન કરે તો તેથી આખું ગામ સુંદર બને. "

**શ્રોતામાંથી:**—" પણ ત્યાંના લોકો પૈસાદાર એટલે રાચરચીલાથી ઘર સુંદર બ-નાવે. એ પૈસો અહીં ક્યાંથી ? "

કમળા:—" આ વિચારમાં પણ આપણે ઘણી ભૂલ કરીએ છીએ. આપણાં પૈસાદા-રોના ઘર પણ ક્યાં બહુ સુંદર હોય છે ? રાચરચીલું વસાવ્યું હોય પણ એને કળાથી ગોઠવતાં ના આવડે તો એ શા કામનું ? ત્યાં મેં મધ્યમ સ્થિતિના માણસોના ઘર જોયલાં. ઘરમાં વસ્તુઓ જરૂરીયાત પૂરતીજ; પણ ઘણીજ સારી રીતે ગોઠવેલી. આપણામાં કળાની જરૂર છે. આપણાં આત્માને રસદ ને સૌંદર્યભીનો બનાવવાનો છે.

**શ્રોતામાંથી:**—પણ તેને માટે તો કેળ-વણી જોઇએ. સ્ત્રીઓ જ્યાં લગી દબાયલી છે ત્યાં લગી કેળવણી પણ શી રીતે મેળવી શકે ? "

કમળા:—"એ તો નિરાશાના બોલ કહે-વાય. સ્ત્રીઓએ શા માટે પુરૂષથી દબાયલું રહેવું જોઇએ. અત્યાર લગી પુરૂષને ફાવતું જ સ્ત્રીઓને કરવા દીધું છે. કેળવણી મળે તો સ્ત્રીઓ સ્વતંત્ર થઇ જાય એ એમની બ્હીક છે. પણ આ સુધરેલા જમાનામાં એ ક્યાં લગી ચાલશે ? પોતાના સ્વમાનની ખાતર પુરૂષો હવે ગુલામના સરદાર થઇ રહે-વાનું પસંદ નહિ કરે. સ્ત્રીઓએ પણ સમાજ, રાષ્ટ્ર ને દેશની ખાતર આવી અધમ સ્થિતિ-માંથી પોતાનો ઉદ્ધાર કરવો જોઇએ. સ્ત્રીએ પુરૂષની દાસી, *ન સ્ત્રી સ્વાતંત્ર્ય મર્હતિ*, એજ આપણું સુત્ર થઇ પડયું છે. મનુ મહારાજે એ શા સંજોગમાં લખ્યું હતું તે આપણે ભુલી જઇએ છીએ. "

**શ્રોતામાંથી:**—ત્યારે તમે પશ્ચિમમાં જે છૂટ સ્ત્રીઓ ભોગવે છે તે છૂટ આ દેશમાં દાખલ કરવા માગો છો ? "

કમળા:—સ્વતંત્રતાનો અર્થ બંધન મુક્ત, સારૂં તેમજ નરસું બન્ને કરવાની છૂટ. પછી તો સંસ્કાર પ્રમાણે સ્વતંત્રતાનો દુરૂપ-યોગ પણ થાય તેમ સદુપયોગ પણ થાય. અપાત્રને દાન આપવું એ જેટલું નુકશાનકારક છે તેટલુંજ અપાત્રને છૂટ આપવામાં નુકશાન

છે. ત્યાંની કેટલીક અસંસ્કારી સ્ત્રીઓએ સ્વતંત્રતાનો દુરૂપયોગ કર્યો, કે અહિંની અણુસમજુ છોકરીઓએ એનો દુરૂપયોગ કર્યો તેથી એમ ના કહી શકાય કે સ્ત્રીઓ સ્વતંત્રતાને લાયક નથી. સારી કેળવણીથી સારા સંસ્કાર આવશે. સંસ્કારવાળી સ્ત્રી સ્વતંત્રતાનો ઉપયોગ સારોજ કરશે. દેશ ને કાળને અનુસરી વર્તશે. સ્વચ્છંદી બનશે નહિ."

**શ્રોતામાંથીઃ**—"ત્યાંની સ્ત્રીઓ સ્વતંત્રતાનો ઉપયોગ પુરૂષની બરાબરી કરવામાં વાપરે છે. એ બાબત તમારો શું અભિપ્રાય છે?"

**કમળાઃ**—(હસીને) એ સવાલ તમે બહુ સારો પૂછ્યો. ત્યાંની સ્ત્રીઓ પુરૂષની નકલ કરવામાંજ સમાનતા માને છે. આપણે કામ સ્ત્રી થવાનું છે. ઉતરતી કોટીના પુરૂષ થવાનું નથી. સ્ત્રીએ સ્ત્રીનું સ્થાન સાચવવાનું છે. સમાનતા એટલે શું? સ્ત્રી પુરૂષ બન્ને જણ એક બીજા તરફ માનની દ્રષ્ટિથી જુએ. સ્ત્રીના મનમાં એમ ન થવું જોઇએ કે એ દેવી છે ને તેથી પૂજાવી જોઇએ. પુરૂષને એમ ન લાગવું જોઇએ કે સ્ત્રી તે એની દાસી છે, ને તેથી એની આજ્ઞાને આધીન છે. અત્યાર લગી તો આપણે દાસીનો ભાગ ભજવ્યો; હવે સ્ત્રી બનવાનો પ્રયત્ન કરવાનો છે. સ્ત્રી પુરૂષ એ સમાજના સરખાં અંગ છે. સમાજને તંદુરસ્ત બનાવવો હોય તો બન્ને અંગને સારી રીતે ખીલવવાં જોઇએ. જે જે દેશનાં સમાજનું સ્ત્રીરૂપ અંગ ખીલ્યું નથી, તે દેશ અધોગતીના ખાડામાંજ પડેલો છે. માતા તરીકે, સ્ત્રી તરીકે પુરૂષના દરેક કાર્યમાં સ્ત્રીનો ભાગ હોય છે. સ્ત્રીને પુરૂષનો આત્મા કહી છે એ ખોટું નથી. એ આત્મા જ્યાં લગી ઉંઘે છે ત્યાં લગી પુરૂષની, સમાજની, ને દેશની ઉન્નતિ શી રીતે થાય? સ્ત્રી આડકતરી રીતે દેશનો પણ આત્મા છે. દેશનો ઉદ્ધાર સ્ત્રીના ઉદ્ધારથીજ છે. દુનિયામાં અત્યારે જેટલા દેશો આગળ વધ્યા છે તે દેશની આત્મારૂપ સ્ત્રીઓ પણ જાગ્રત છે."

**શ્રોતામાંથીઃ**—"આપણી સ્ત્રીઓ ક્યાં ઓછી ઉતરે છે? પંચ મહાસતીના નામતો જગવિખ્યાત છે."

**કમળાઃ**—"એ તો ભૂતકાળની વાત કહી. કોણ જાણે કેમ આપણે ભૂતકાળને ભૂલીજ શકતાં નથી. ભૂતકાળના ભૂતો આપણને એવાં સજ્જડ વળગ્યાં છે કે આપણે આગળ જવાની શક્તિજ રહી નથી. એક વખત આપણે સારા હતા પણ અત્યારે કેવા છીએ એજ ખરું તો વિચારવાનું છે. આપણો આત્મા અત્યારે ઉંઘે છે તેને એની કુંભકર્ણની નિદ્રામાંથી જગાડવાનો છે. જે મહત્વના કામ બીજા દેશની સ્ત્રીઓએ ઉપાડી લીધાં છે તે આપણે કરવાના છે. આપણો ભવિષ્યકાળ, આપણાં ભૂતકાળથી પણ ચઢી જાય તેને માટે ખંત ને ઉત્સાહથી પ્રયત્ન કરવાનો છે."

**પ્રમુખઃ**—"આ બાબત ઘણાંને હજી સવાલ પૂછવા હોય એમ લાગે છે. પણ વખત બહુ થઇ ગયો એટલે આ રસમય ચર્ચા મારે બંધ કરવી પડે છે. કમળા બ્હેન કહે છે કે આપણી સ્ત્રીઓમાં હોંસ નથી પણ આજે તમે બહુ જાણવાની જે હોંસ બતાવી તે ઉપરથી મને ભવિષ્યને માટે આશા રહે છે. કમળા બ્હેને તો ફક્ત સ્ત્રી પુરૂષ સમાન છે એમજ કહ્યું. હું તો આગળ વધીને કહીશ કે સ્ત્રી એ પુરૂષની નેતા છે, જેમ સ્ત્રી દોરે તેમ પુરૂષ દોરાય. જ્યાં દોરનારજ અજ્ઞાન ને અનુભવ હીન હોય ત્યાં પાછળ આવનારની શી દશા? આપણા સમાજને ને આપણા દેશને હાલની અધમ સ્થિતિમાંથી ઉગારવો હોય તો સ્ત્રીઓએજ ઝુંડો ઉઠાવવાનો છે. શિક્ષણ મેળવો, અનુભવ મેળવો, એટલે દેશની ઉન્નતિ એની મેળેજ થશે.



# મીઠી મુંઝવણ.

લેખિકા :

સૌ. બ્હેન સરસ્વતી મણીશંકર પ્રભાસ્કર.

હરિગીત.

નિજ હસ્તથી બનાવીને કંઇ ઉર્મિ અંતર લાવીને,
મુજ પ્રિયતમે એ પાનનું બીડું દીધું કરમાં ચ્હને.
એ પાન આપ્યું ત્યાં, અરે સ્વર કાંઇ કર્ણે આવીયો;
મુજ આવી નણદી હૂંસ્તી–ને રંગ બધો બગાડીયો.
પ્રિયતમ ગયા ત્યાં ત્વરિત પગલે, હું બની શરમિંદી ત્યાં;
ઝટ પાન ખોસ્યું કમ્મરે, જાણે છુપાવી ચોરી ન્યા.

એ વાત રહી મુજ અંતરે, શું થાઇ ગૃહ કાર્યે ગઇ;
નિશ્ચય પરંતુ ના શકી કરી–પાન ખાવું કે નહીં.
જો પાન ખાઉં તો અરે મુખ માહરૂં જોઈ ખરે;
નણદી કરે છે હાસ્ય, કાંતો સાસુ બેશરમી ગણે.
નહિ ખાઉં હું એ પાન બીડું પ્રિય તો રીસે ભરે,
આવી રીતે શું ઉં આવ્યું ધર્મસંકટ મુજ પરે.

હું શરમ રાખું સાસુની કે હાસ્ય નણદી નું સહું;
રીસે ભરાયે પ્રિય તે સહું, વિકલ્પ એ મનમાં કરૂં.
એવા વિચારોમાં વીત્યો દિન, ને પડી ગઇ રાત ત્યાં;
મુજ મન ચઢ્યું ચકડોળ હો, એ પાનની પંચાતમાં !
નહિ રાખું શરમ હું સાસુની, ત્યમ સહીશ હાસ્ય નણદનું;
બસ પાન એ ખાઇશ ને રિઝવીશ દિલડું નાથનું.



છે તેને તે બાબત છૂટ થવી જ જોઇએ. પણ એથી ઉલટું અમુક વયની કે અમુક સ્થિતિની વિધવાઓએ પુનર્લગ્ન કરવાં એ મુજબ નાત પાસે એકડા કરાવવા, એને હું સુધારાનો માર્ગ કહી જ શકતો નથી. નાતનાં બંધનોથી વ્યક્તિઓનાં આચરણને ધીમે ધીમે સ્વતંત્ર કરવું; નાતનાં દબાણને સ્થલે હિંદુસમાજનું જ દબાણ રહે એવી સંસ્થિતિ ઉદ્દેશ રાખવી; વળી અત્યારે વ્યક્તિઓના ન્હાના મોટા તમામ આચરણોનું બે જ વર્ગમાં વર્ગીકરણ થાય છે—કોઇ પણ આચરણ કાં તો વિહિત ગણાય છે અથવા તો નિષિદ્ધ ગણાય છે, તેમાં ત્રીજો વર્ગ—ન તો વિહિત ન તો નિષિદ્ધ, કરો વા ન કરો જેવી જેની રૂચિ, એવા nonmoral નીતિ અનીતિ ધર્માધર્મનાં દ્વંદ્વથી પર voluntary કેવળ ઇચ્છાધીન આચરણોનો વર્ગ ઉમેરવો, અને એ વર્ગનો પ્રદેશ વધારતા જવો;—એને હું સુધારાનું એક મુખ્ય અંગ સમજું છું. જુના રિવાજો કેવળ દોષમય નથી. નવી યોજનાઓ કેવળ ગુણમય નહીં નીવડે. આપણાં સંસારમાં, શું સારામાં કે શું નરતામાં, શું પુરૂષના કે શું સ્ત્રીના આચરણમાં, મોટા દોષ— ઘણીક દોષ સંતતિનો પ્રજાપતિ એ છે કે ઘણી ખરી વ્યક્તિનું આચરણ ગતાનુગતિક છે, પેચવાળાં પૂતળાંના જેવું છે, પ્રેરણાબળે આચરતાં પશુ જેવું છે, વિચારીને કે ધર્મ સમજીને સ્વતંત્ર સ્વેચ્છાથી થોડું જ આચરણ થાય છે. અને આ દષ્ટિએ તો પુરાણ અને નવીન બંને અદ્યાપિ લગભગ સમાન છે. સુધારાની ખરેખરી જરૂર અહીં છે. વિચાર, સ્વેચ્છા, સ્વતત્રતા અને એ સર્વને અંગે દરેક વ્યક્તિની જુમ્માદારી—વિચારો. એથી ઉપજતાં સારાં ફળ જોઇને અને અનુભવીને, ખરે પરસેવે કરેલી કમાણીનાં ઉપભોગથી મળે છે એવું મીઠું મરદાની સુખ ભોગવો; એથી ઉપજતાં માઠાં ફળ નિભાવી લ્યો, અને એ જ વિચાર, સ્વેચ્છા, સ્વતંત્રતા અને જુમ્માદારીની સતત પ્રવૃત્તિ સારાં ફલો વધારશે અને માઠાં ફ્લોના પણ પ્રતીકાર નીપજાવશે, એવી દઢ શ્રદ્ધા રાખો, કે વ્યક્તિઓ જાતે ઘડાવાનો અવકાશ કરી લે, અને સમાજ આપ બળે સમુત્ક્રાંતિ માર્ગે ચ્હડે. ખરો સુધારો તે આનું નામ. અને એનું મુખ્ય સાધન કેળવણી, બુદ્ધિનો વિકાસ; સ્થિર પ્રવાહમાંથી આપોઆપ સમુલ્લસતાં ઇચ્છાબલ ( willpower ), સાહસ, અને ધૈર્ય. આસ્થા રાખો; દઢતા રાખો, સમય તો અનુકૂળ જ છે. અસંખ્ય આર્થિક બળો આપણે જેને સુધારાના ચીલા ગણિએ તેવા પાડી રહ્યાં છે જ. ખામી માત્ર આપણામાં જ છે. બાકી કહેવાતા સુધારકોએ જે યત્કિંચિત પ્રયાસો આદર્યા છે, તે ફાટ્યા આભમાં થીગડીઓ દેવા જેવા જ છે. સર આલફ્રેડ લાયલ કહે છે તેમ, " What India most needs to day is the silent and gradual elevation of the whole moral standard. "

૬ વાર. પુનર્લગ્નની છૂટ થવી જોઇયે ખરી, પરંતુ હાલ જેમ " સુધારકો " ગમે તેવી સ્ત્રીના ગમે તેવા પુરૂષ સાથે ગમે તે કારણથી અને ગમે તે દરત મેળાપ કરનારો મળી જતાં ".પુનર્લગ્ન " થતાં હોય, તેથી પણ અર્ધો અર્ધો થઇ જાય છે, તેમ વિવેકશૂન્ય ન રહેતાં, આપણે તો—જેમ લગ્નમાં તેમ જ પુનર્લગ્નમાં—સારાં હોય તેને જ વખાણવાં જોઇયે. પુનર્લગ્ન પણ લગ્ન જ છે અને લગ્નની દૃષ્ટિએ સારૂં ગણાય એવું હોય તો જ ઉત્તેજનપાત્ર છે. લગ્નનો આદર્શ હલકો પાડે એવું પુનર્લગ્ન નાતરૂં જ છે. અને પુનર્લગ્નમાં વર વહુ પાકી ઉમરનાં હોય છે, સંસારનાં અનુ-

બની હોય છે. માટે માબાપ મિત્રો કે કોઇ ત્રાહિતોની પ્રેરણા વગર જે પુનર્લગ્ન જોડાનાર સ્ત્રી પુરૂષનાં સ્વતંત્ર ઇચ્છા અને સ્થાયી વિચારથી થયેલું હોય, અને ઉપર કલમ ૪ થી માં સૂચવ્યા છે એવા દોષોથી મુક્ત હોય તેવાંને જ વખાણવું. ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે સ્નેહ શબ્દ અતિ વિશાળ અને અસ્પષ્ટ હોવાથી, "સ્નેહલગ્ન" જેવા માત્ર શાબ્દિક જોડકાંથી ન દોરાતાં, શબ્દો પાછળની વસ્તુ સ્થિતિ ઓળખી તે પ્રમાણે વર્તવું પ્રાપ્ત થાય છે. કુદરતમાં તો ક્ષણે ક્ષણે ફુલ પછી ફુલ ઉપર બેસીને ઉડતા, ઉડતા ને બેસતા, બેસવાને જ ઉડતા વા ઉડવાને જ બેસતા, ભ્રમરોનો ભ્રમરસ્નેહ પણ છે; લાખો વર્ષો સુધી એક જ સૂર્યની આસપાસ એક જ નિયમે પ્રદક્ષિણા કર્યા કરવામાં જ જીવનસર્વસ્વ માનનાર ગ્રહોનો ગ્રહમંડલસ્નેહ પણ છે. કુદરતમાં એક છેડે આ છે તો બીજે છેડે તે છે, જે બન્નેનો કવિઓ 'સ્નેહ' શબ્દમાં એક સરખો સમાવેશ કરે છે. આ બેમાંથી માનવયોનિમાં દેહ ધરતી વ્યક્તિઓને માટે કયો આદર્શ લાયક અને કુદરતસિદ્ધ ગણવાનો છે તે ખુલ્લું છે. માનવીઓ પિતા–માતા વગર નિર્માયેલાં છે અને પાંચ સાત વર્ષની મીઠી એકધારી માવજત વગર બાલકો ઉછેરાવાં જોઇયે એવાં ન જ ઉછરે એ દેખીતું છે. સ્થાયી, વફાદાર ઉમળકા ભર્યા સહધર્માચરણ વગરનાં તે નથી ગૃહ, નથી લગ્ન, નથી સ્નેહ. વ્યભિચાર અને સહધર્માચરણ વચ્ચેનો ભેદ ભૂસી નાખે એવાં આચરણ ઉપર માત્ર "પુનર્લગ્ન" એ ૭ માત્રાના શબ્દની છાપ જ મારવાથી જે કંઇ પ્રવર્તે છે, તે, માફ કીધર ક—, સંસારસુધારો કોઇ પણ અર્થમાં હોઇ જ ન શકે, એ તો સંસારબગાડો જ હોઇ શકે. છાનાછૂના રતોપાત અને ક્ષણિક વ્યભિચારમાં પણ એટલો તો ગુણ છે, કે તેનામાં સંતાવા જેટલી લાજ રહી છે.

૭. વિધવાને પુનર્લગ્ન કરવું હોય તો ભલે કરે; ન કરવું હોય તો ન કરે. પણ જે વિધવાઓ પુનર્લગ્ન નથી કરતી તેમને તેમની ફુરસદ, વૃત્તિ, શક્તિ, અનુકૂલતા, વગેરે હોય તે મુજબ ભણાવવા, દવા કરવા, ધર્માધ્યયન કરવા અને કરાવવા, ઢોરો પાળી આહીરવૃત્તિ કરવા, મોદીખાનું રાખવા, વીશી ચલાવવા, દુકાનદારી કરવા, કે ટુંકામાં **સ્ત્રી જાતને સુલભ પડે એવા ઉમદા કે સામાન્ય હરકોઇ વ્યવસાયમાં પડવા વધતી જતી છૂટ મળવી જોઇયે. અસંખ્ય આર્થિક બલો આ છૂટ વધારતાં જાય છે જ, અને આવી પૂરતી છૂટ થશે ને આ વિધવાવિવાહ પ્રશ્નમાંની હાલની ઉષ્મા ધીમેધીમે આપોઆપ ઉડી જશે,** તે એટલે સુધી કે આપણા ઝમાનાને આ પ્રશ્ન આટઆટલો કેમ મુંઝવતો હતો, તે પણ આપણાં છોકરાંઓથી નહીં સમજાય. કેળવાયેલ અને જાતવાન ઘરની વિધવાઓ પોતાના પુરૂષ સંબંધીઓની પ્રેરણા અને મદદથી ધીમે ધીમે આવે રસ્તે સ્હડતી જશે, અને એવા પોતાના પસંદગીના હરકોઇ વ્યવહારમાં પડવાથી કુલીનતા કે માતૃધર્મની ક્ષતિ નથી થતી, શીલરક્ષણમાં તો ઉલટો સ્વમાનનો ટેક અજિત બલ પૂરે છે, એવું એવું સ્પષ્ટ બતાવી શકશે, તેમ તેમ સર્વ વિધવાઓની છૂટમાં દેખીતો વધારો અને સર્વ વિધવાઓના સ્થિતિમાં દેખીતો સુધારો થતો જશે. દાખલો બેસાડવો, કરી બતાવવું, તે એનું જ નામ. વળી પુનર્લગ્ન કરનારી વિધવાએ તેમ તેના પતિએ પણ નિરંતર યાદ રાખવાનું છે કે લગ્નવિધિના માત્ર "એકાદ" ચોઘડિયાના વર્તનથી અને તે અગાઉ કરેલા સ્વાર્પણ વગેરેથી કંઇ સુધારો થતો નથી કે

દાખલો બેસાડતો નથી. એ વિધિથી ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા પછી તેઓએ આશ્રમના ન્હાનામોટા ધર્મ કોઇ ઉત્તમ વિવાહિત જોડાંની માફક રાતદિવસ એક સરખા પાળી જાણશે, અને એવા પાલનમાં ડગલે ડગલે રૂઢિગ્રસ્ત લોકો કરતાં વિશેષ વિવેક, સંકલ્પ સામર્થ્ય (willpower), સ્વતંત્રતા, અને જુમ્માદારી બતાવશે; તે જ પ્રમાણમાં તેમને માટે ઉચિત માનવૃત્તિ આપોઆપ ઉત્પન્ન થઇને તેમના સંસર્ગમાં વધુ વધુ લોકો આકર્ષાતા થશે, અને એવા સૌ પોત પોતાની યોગ્યતા પ્રમાણે કુદરતી રીતેજ એમની સાથે અન્યોન્ય ન્હાનામોટાં સારાનરતાં ગુણાચરણોનું અનુકરણ કરવા કરાવવા પ્રેરાશે.

પૂના, જુલાઇ ૧૮૯૯.

લિ. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના
સલામ.

તાજા કલમઃ—

ઉપલા કાગળને ચોવીશ વર્ષ થઇ ગયાં છે. વિધવા વિવાહના પ્રશ્નમાં અત્યારે એટલી ઉષ્મા નથી; નાતબ્હાર થય તેવાં જોડાં પોતાનાં બાલકોને ક્યાં વરાવી શકે એ પ્રશ્નની ગંભીરતા પણ ઘટી ગઇ છે; સમય બદલાયો છે, તેમાં ઉપલા કાગળમાં સૂચવ્યાં છે તે કારણો જ મુખ્ય ગણવાનાં છે કે બીજાં, એ વાંચનાર પોતે વિચારી લેશે. માત્ર ઉપલા કાગળમાંની એક બાબત વિશે અહીં ચાર શબ્દ ઉમેરવા ઘટે છે. મુંબાઇ અમદાવાદ જેવાં નગરોનાં પોલીસદલમાં તેમ દાક્તરીદલમાં લાયક સ્ત્રીઓ અમુક સંખ્યામાં જોઇયે જ; કેળવણીની સંસ્થાઓમાં તમામ જગ્યાઓ ઉપર શિક્ષિકાઓ દાખલ થઇ છે અને તેમની સંખ્યા દરેક પાયરીએ વધવી જ જોઇયે; વગેરે બાબતોમાં હવે મતભેદ રહ્યો નથી. ઉપલી બીજી કલમની દલીલમાં સ્ત્રીઓને રાજકીય ચુંટણીમાં મત ન જોઇયે, કાયદા બાંધનારી અને શહેર સુધરાઇ વહીવટ માટેની સભાઓમાં સ્ત્રીઓ સભ્ય થાય એ બહુ ઇચ્છવા યોગ્ય નથી, વગેરે અનુમાનો જેમાંથી અવશ્ય નીકળે એવા વિચાર સમૂહનો આશ્રય લીધો છે. આ વિશે ઉમેરવું પ્રાપ્ત થાય છે કેઃ—

(૧) આવી સભાઓમાં બહુમતિ કે મોટી સંખ્યા પણ સ્ત્રીઓની જ જોઇયે એવો અતિપ્રાગતિક પક્ષનો પણ કોઇ દેશમાં આગ્રહ છે નહીં. એવી સભાઓમાં મતાધિક્ય પુરુષોનું રહે એટલુંજ ઉપલા વિચાર સમૂહમાંથી ફલે છે, અને સ્ત્રીઓએ સૌથી વધારે પ્રગતિ કરેલી છે એવા દેશોમાં પણ હજી ઝમાનાઓ સુધી મતાધિક્ય તો શું પરંતુ સર્વોપરિપણું પુરુષોનું જ દાયકાઓ સુધી ચાલ્યા કરશે એ નિર્વિવાદ છે.

(૨) કારખાનાઓમાં સેંકડોની સંખ્યામાં મજૂરી કરતા પુરુષો પુરુષો નથી, સ્ત્રીઓ સ્ત્રીઓ નથી; મજૂરો છે; એક સરખા unsexed hands અગર અમુક બલ કે આવર્તનાં આધાર ભૂત પાત્રો માત્ર છે. વળી હાલના વારસાના અને બીજા કાયદાઓની અસરથી ઘણી સ્ત્રીઓ મિલકતમાલકણો, પોતાનો સ્વતંત્ર અધિકાર ચલાવવાની જુમ્માદારી વાળી માલકણો બને છે; અને રાજકીય બાબતોમાં મતલાયકી ઠરાવવા માટેનો એક નિયમ વર્તમાન પ્રજાસત્તાક બંધારણોમાં મિલકતના પ્રમાણમાં મત વ્હેંચી આપવા એવો છે, તે યોગ્ય જ છે. ત્યારે મત વ્હેંચણીના સવાલમાં સ્ત્રીઓને મત ઘટે કે નહીં એ સવાલનું રૂપ એવું બને છે કે, મિલકત વિદ્યા પદવી આદિ જે જે લાયકી ધરાવતો હોય તે તે પુરુષને મત આપિયે, ત્યારે એજ પ્રકારની લાયકી

સ્ત્રી ધરાવતી હોય તથાપિ એ સ્ત્રી છે એટલા જ કારણથી શું એને મતને માટે નાલાયક ગણવી ? સવાલ ખરૂં જોતાં આ રૂપનો છે એમ ધ્યાનમાં આવતાં તુરત જ આપણે જોઇ શકિયે છિયે કે એરિસ્ટોટલ અને મનુ જેવાનાં ફરમાનો આવા સવાલને લાગુ જ પડી શકતાં નથી. એમના પ્રાચીન સમાજોમાં હાલના સમયની ગૂંચો હતી જ નહીં. હાલની હજારો મિલ મજૂરણો, એવી સંકુલ સ્થિતિમાં છે કે તેમને એ મહાશયોનાં સ્ત્રીજીવન માટેનાં ત્રણ બીબાં—કન્યા, ગૃહિણી, માતા, ઉગતી વયનું પ્હેલું બીબું, મધ્ય વયનું બીજું બીબું, અને ઉતરતી વયનું ત્રીજું—લાગુ જ પડતાં નથી. હાલની મજૂરણો અને માલકણો કન્યા હશે, ગૃહિણી હશે, માતા હશે તથાપિ તે ઉપરાંત મજૂરણ વા માલકણ પણ છે; મજૂરણ વા માલકણ તરીકે તેને સંભવિત માત્ર નહીં પરંતુ નિરંતર વેઠવા પડતા અન્યાયોમાંથી પોતાનું અને પોતાની સમાવસ્થિત બ્હેનોનું બનતું રક્ષણ કરવાનું છે. વળી દેશના સામાન્ય પ્રશ્નો ઉપર અજવાળું નાખવાને માટે તેણીનો અનુભવ મજૂર અને માલેક પુરૂષોના અનુભવ જેટલો જ સમર્થ છે. એરિસ્ટોટલનો સમાજ, મનુનો સમાજ, અત્યંત ભિન્ન હતા. એ સમાજોમાંના નિષેધ વાક્યોને વળગી રહેવું એ તો મૂર્ખપાંડિત્ય છે. આપણા નવા સમાજોમાંના વિલક્ષણ પ્રશ્નોનો ઉકેલ આપણે જાતે જ બુદ્ધિ વાપરીને કરવાનો છે.

પુના, નવંબર ૧૯૨૩. બ.



મુકુંદ એવો ઉડાઉ હતો કે મહિનાનો પગાર આવે કે તરતજ ખરચી નાંખે. એમાંથી પાઇ પણ બચે નહિ. એક દિવસ એક મિત્ર આગળ તેણે ફરિયાદ કરી. મિત્રે સલાહ આપીઃ " જો ભાઇ ! પગાર આવે કે તરત પોષ્ટ ઓફીસમાં જઇને એમાંથી થોડાક રૂપીઆ મુકી આવવા. વરસની આખરે તો સારી જેવી રકમ ભેળી થશે. "

મુકુંદઃ " બરોબર છે. હવેથી એમજ કરીશ. "

ચારેક મહિના પછી બન્ને મિત્રો પાછા મળ્યા. મિત્રે પૂછ્યું: " કેમ મુકુંદ ! પૈસા કેટલા ભેળા થયા ? "

મુકુંદઃ " મને બરાબર યાદ નથી. "

મિત્રઃ " એમ કેમ ? તારી પાસે સેવીંગ બેંકની ચોપડી નથી ? એમાં જોશ તો તરત જણાશે. "

મિત્રઃ " ના, ચોપડી લેવાની મેં પીડા નથી કરી. હું તો પગારને દિવસે પોસ્ટ ઓફીસ પાસે જઇ થોડાક રૂપીઆ ટપાલ નાંખવાની પેટીમા નાંખી આવતો હતો ! "



# સુખડની પેટી.

લેખક: શ્રીમતી દેવેન્દ્ર રણછોડરાય મજમુંદાર.

(ગતાંક પૃષ્ઠ ૨૨૮ થી ચાલુ).

[ ૫ ]



આમને આમ બે ત્રણ મહિનાનાં વ્હાણાં વાઇ ગયાં. એક દિવસ પ્રભાને બદલે એક નોકર સુશીલબ્હેન બોલાવે છે કહી બપોરે તેડવા આવ્યો. હું તરતજ ત્યાં જવા નીકળી. બંગલાના ચોગાનમાં પ્હોંચી કે પ્રભા દોડતી આવી મ્હને બાઝી પડી.ને કહેવા લાગી; " આજ સવારની બા તમ્હનેજ સંભાર્યા કરે છે ને મ્હોંમાં જીભ ઘાલતી નથી. " મ્હેં ગભરાઇને પૂછ્યું, " ત્હારી બાની. તબીયત તો સારી છે ને ? "

" હા, શરીર તો સારૂં છે. ગઇ કાલના નંદલાલ શેઠ આવ્યા છે તે.ઘણું કરીને મ્હારા અભ્યાસ બાબત મ્હારી માને ખીજ્યા હોય એમ મ્હને લાગે છે. હું પાસે નહોતી એટલે ચોક્કસ ખબર નથી. "

" અમે બન્ને જણ સુશીલબ્હેનની ઓરડીમાં પેઠાં. આ વખતે શેઠ અને શેઠાણી બન્ને કદીની વ્હેનાતમાં બેઠાં હતાં. શેઠ બ્હારગામ જવાની તૈયારીમાં હોય એમ એમના પોશાકપરથી લાગતું હતું. એમની શરીરનો આકાર બાંધી ભવ્ય અને આંખો વિકરાળ દેખાતી હતી. પ્રભાએ કહ્યા હતા તે આજ નંદલાલ શેઠ હશે એમ મ્હેં અનુમાન કર્યું. અમે અંદર પગ મુક્યો કે તરત " હવે જાઇશ " એમ કહી શેઠે રજા લીધી. એમની પાછળ શ્રીમતિ પણ ચાલ્યાં. હું સુશીલબ્હેનના ખાટલા પર જઇને બેઠી. આજ એનું મોઢું તદ્દન ઉતરી ગયું હતું; ને નિસ્તેજ આંખો સુજીને લાલ થઇ ગઇ હતી.

સુશીલબ્હેને પ્હેલું મ્હારી સામે જોયું, પછી પ્રભા સામે જોઇ બોલી, " પ્રભા! બેટા ! જરા બ્હાર જા. " આશંકિત છોકરીએ એ હુકમ માથે ચઢાવ્યો. એના ગયા પછી સુશીલબ્હેને ભરાઇ ગયેલું દૈયું ખાલી કરવા માંડ્યું. એક ન્હાના છોકરા માફક તે ધીમે ધીમે રડવા લાગી. મ્હેં એને રડવાજ દીધી. કારણ કે તે વગર હૃદયભાર કદી ઓછો થતો નથી એ અનુભવ સિદ્ધ વાત છે.

રડીને દૈયું હલકું કર્યા પછી તે બોલવા લાગી: " બ્હેન ! કોણ જાણે કેમ તમને જોઇને મ્હને રડું રડુંજ થાય છે. હું જન્મથીજ દુ:ખી છું. મ્હેં મા કે બ્હેન કોઇનું મ્હોં જોયું નથી. મ્હારા બાપે મ્હને ઉછેરીને પરણાવી. તેથી મ્હને બાપના ને એમના પ્રેમ સિવાય બીજો પ્રેમ મળ્યા નથી. પણ મ્હારી પ્રભાને તો મ્હારા પછી

કોઈનોએ આશરો નથી. જ્યારથી ત્હમે એનો હાથ ઝાલ્યો છે ત્યારથી મ્હારી ચિંતા દૂર થઈ છે. ખરેખર ! તમને હું જોઉંછું ત્યારે કોઈ પાસેનું સગું હોય એમ મ્હને ભાસ થાય છે. આપણી વચ્ચે કોઈ જાતનો કૌટુંબિક સંબંધ તો છેજ. ત્હમે ગમે તે હો, પરમેશ્વર તમને હંમેશાં સુખી રાખો એવું હું અંતઃકરણપૂર્વક ઇચ્છું છું. અત્યારે તમારો આભાર માનવાને પ્રાર્થના કરવા સિવાય બીજો કોઈ માર્ગ મ્હારા હાથમાં નથી.

ત્હમે મ્હારા નિર્દોષ અનાથ બાળકનો હાથ ઝાલ્યો છે તો હવે કાયમને માટે એને પકડીજ રાખજો. મ્હારા હવે ભરોસો નથી. હું હવે એક બે દિવસની મુસાફર છું. જો તમે એને નહિ સંભાળો તો બિચારી 'મા—મા' કરીને રવડી રખડીને મરી જશે. હવે એની મા તમેજ થાઓ.

આ સિવાય મ્હારે એક બીજી મહત્વની બાબત તમને કહેવાની છે. એ કહ્યા સિવાય મ્હારો જીવ ગતે જવાનો નથી. પહેલાં અમારું ઘણું સારું હતું. નંદલાલ એમના ભાગીદાર હતા. પ્રભાના બાપને એક દુષ્ટ રોગે પંજામાં લીધા હતા. એકદમ છાતીમાં દુખાવો થઈ હૃદયની પીડાનો રોગ એમને લાગુ પડયો હતો. અમારાં નસિબે પુટયાં હતાં. એમની એકાએક વાચા બંધ થઈ ગઈ અને કેમે કરતાં બોલી શકાયું નહિં એટલે એમણે મ્હને લખીને દેખાડયું, " આ મ્હારી પેટી ત્હારા કબજામાં છે. એને જીવની પેઠે સંભાળજે. જરાય બ્હીકી મુંઝાશ નહિ. કારણ એમાં સર્વ મહત્ત્વની બાબતના ખુલાસા છે. નંદલાલ યોગ્ય રીતે ત્હારી સાથે વર્તશે. પણ વખત આવ્યે ઉઘાડીશ તો તને મદદ મળી આવશે. પ્રભાને સંભાળજે. "

" આ એમની હતી છેવટની આજ્ઞા. એજ રાત્રે મ્હારા પર દુઃખનો ડુંગર તુટી પડયો. હું ગભરાઈ ગઈ ને થોડાજ દિવસમાં માંદી પડી. હું માંદી હતી તે વખતે આ શેઠશેઠાણી મ્હારી સારવાર કરવા મ્હારે ઘેર રહેવા આવ્યાં. તે હજી સુધી અહીંને અહીંજ છે. એમનો વહેપારરોજગાર કેવો ચાલતો વગેરે કોઈ બાબત એમણે મ્હને પહેલાં કહેલી નહીં એટલે નંદલાલ જે કહે તે પર મ્હારે વિશ્વાસ રાખવો પડયો. આવી પ્રકૃતિનાં ઘણા મનુષ્યો હોય છે. તેઓના અકાળ મૃત્યુ પછી એમની પાછળનાંની કેવી દશા થાય છે તે ત્હમે પ્રત્યક્ષ જુઓ છો. વખતે સર્વ હકીકત એમણે પેટીમાં મુકી પણ હોય. પરંતુ પેટી પર નજર પડતાં જ એમના અંતકાળનું દૃશ્ય ખડું થાય છે. તે જોતાંજ ભેગી કરેલી સર્વ હીંમત વિખેરાઈ જાય છે. આ કારણને લીધેજ હજુ સુધી મ્હેં એને ઉઘાડી નથી.

થોડા દિવસ પછી મ્હને નંદલાલ શેઠે ખબર કહી કે વ્હેપારમાં એક મ્હોટી ખોટ ગઈ હતી, અને એને લીધેજ મ્હારા પતિનું મૃત્યુ થયું હતું. તે દિવસથી એ અમારું પોષણ કરે છે. એ બધાં કહે છે કે છોકરીનાં પગલાં ખરાબ છે. પ્રભા એમને ગમતી નથી. મ્હારા દેખતાંયે એને બધાં મારે છે, તો મ્હારા ગયા પછી એની બિચારીની શી દશા થશે એની મ્હને હંમેશાં ચિંતા રહ્યા કરતી હતી. પણ ચંદાબ્હેન ! ત્હમે એને શરણે લ્યો. એ પેટીએ હું તમનેજ આપું છું. એમાં કંઈ નહિ હોય તોયે એને ભણાવવા પૂરતું કંઈક મળી આવશે. અરે ! પણ હું ગાંડાની માફક શાની બકબક કર્યા કરું છું ! પ્રભા તો તમારીજ છે. હવે એની કાળજી તમને. આ પેટી હું તેથીજ તમને સોંપું છું. એ એના બાપદાદાનો વારસો છે. એ ઉમ્મરલાયક થાય ત્યારે એના બાપ કોણ અને

કેવા હતાં એ જાણવાનો એને માટે આ એક માર્ગ છે."

આટલું બોલી સુશીલાબ્હેને એક નકસીદાર સુખડની નાજુક પેટી મ્હારા હાથમાં મુકી. મ્હેં એને રૂમાલમાં વીંટાળી લીધી. આટલી બધી વાર સુધી સુશીલબ્હેનને મ્હેં વચમાં કોઇ પણ પ્રશ્ન પુછયો નહોતો. એને મ્હેં બોલવાજ દીધી હતી. કારણ કે શ્રીમતિ હમણાં આવી પહોંચશે એવી અમને દરેક પળે ધાસ્તી રહેતી હતી.

છેવટે જ્યારે એ બોલતી બંધ થઇ ત્યારે મ્હેં એને કહ્યું : "સુશીલબ્હેન ! તમે પ્રભાની બીલકુલ ફીકર કરશો નહિ. એને હું મ્હારીજ છોકરી ગણું છું. ઇશ્વરને માથે રાખી કહું છું કે એની બધી કાળજી હવે મ્હારે માથે, હું અધવચ્ચે એને છોડી મુકીશ નહિ અને આ પેટી–તમારી પુંજી–એના બાપદાદાનો વારસો તો પ્રભા ઉમ્મર લાયક થતાં સુધી સંભાળીને રાખીશ અને પછી એને સ્વાધીન કરીશ. તમે હવે એ વિષે બેફીકર રહો."

મૃત્યુશય્યાપર પડેલાં નિસ્તેજ મુખપર સંતોષ અને આનંદની છાયા પ્રસરી રહી. આંખમાંથી હર્ષાશ્રુ ટપકવા માંડયાં. કંઠ ગળગળો થઇ ગયો. એનાથી એક શબ્દ પણ બોલી શકાયો નહિ. આખરે ગદ્ગદ સ્વરે તે બોલી, "અહાહા ! ચંદા બ્હેન ! તમે મ્હને કેટલી સુખી કરી ? તમે મ્હારી સગી બ્હેન કરતાંયે વધારે કર્યું છે. આજે મ્હારી છાતી હલકી થઇ, ને જીવને ટાઢક વળી. હવે હું આ ઘડીએજ મરવાને તૈયાર છું. મ્હને કોઇ જાતની અભિલાષા રહી નથી. હવે પ્રભાને આવવા દો. હમણાં બે દિવસ એને મ્હારી પાસે રહેવા દો, પછી કાયમને માટેજ તમે એને લઇ જજો.

આજે, અમને આટલી બધી વાત કરવાનો અવસર પ્રાપ્ત થયો એનું કારણ નંદલાલ શેઠનું અકસ્માત પરગામ જવું જ હતું. એમને આજને આજ પાછું જવાનું હતું એટલે શ્રીમતિ એમની તૈયારીમાં ગુંથાયા હતાં. પ્રભાને સુખ મારતાંજ તે દોડતી આવીને ઉભી રહી. એના હાથ મારા હાથમાં આપીને સુશીલબ્હેન બોલી, "દીકરા પ્રભા, આ આ ચંદા બ્હેન હવે મ્હારે ઠેકાણે છે. એમની આજ્ઞા પ્રમાણે રહેજે, એટલે તું સુખી થઇશ હોં બેટા ! !"

બિચારી અજ્ઞાન નિર્દોષ બાળા ! માતાના મુખ સામે જોઇ રહી. પછી એકદમ તેને ગળે બાઝી પડી–સોડમાં લપાઇ ગઇ. માએ પેટ ભરીને ચુંબનો કરી લીધાં. પ્રભા આનંદથી મ્હારી સામે જોવા લાગી. આ સુખ એને કેટલું જલદી છોડી જવાનું હતું એનો બીચારીને સ્વપ્નેયે ખ્યાલ નહોતો. થોડીવાર પછી મા દીકરીને સુખમાં મ્હાલતાં મુકીને હું ઘેર જવા ઉઠી. જતી વખત પેટીને બરાબર સંભાળથી હું લઇ ગઇ.

[ ૭ ]

બે દિવસ ગયા પછી ત્રીજે દિવસે સવારે સુશીલબ્હેનના મૃત્યુની ખબર મળી. હું ત્યાં ગઇ. વિધિ પ્રમાણે સર્વ સંસ્કાર થઇ ગયા. પછી પ્રભાને લઇને હું ઘેર આવી.

× × ×

ઉપરની વાતને ચાર વર્ષ વીતી ગયાં હતાં. ઉન્હાળાના દિવસ હતા. સૂર્યનારાયણ આથમી ગયા હતા. બંગલાની પશ્ચિમ તરફની બારીમાંથી વાડીમાંનો સુગંધી મંદમંદ પવન આવતો હતો. હું આરામખુરશી પર બેઠી બેઠી વિદ્યુતનો લાંબો પત્ર વાંચતી હતી "હું આવતી કાલે ઘેર પહોંચીશ." એ

એણે અંદર લખ્યું હતું. આ આનંદદાયક સમાચાર હું બે ત્રણ વખત વાંચી ગઇ છતાં મન ધરાયું નહિ. ફરી ફરીને કાગળ વાંચવામાં હું તલ્લીન થઇ ગઇ કે પાસે ઉભેલી પ્રભાને હું ભૂલીજ ગઇ. આખરે જ્યારે એણે પ્રશ્ન કર્યો: " કોનો કાગળ છે ? " ત્યારેજ મ્હારૂં ચિત્ત એના તરફ ગયું. પ્રભા હવે મ્હોટી અને સમઝણી થઇ હતી, તોપણ મ્હને તો પહેલાંની નિર્દોષ પ્રભાજ લાગતી. મા તે તો મા જ. પોતાનું છોકરૂં ગમે તેટલું મ્હોટું થઇ ગયું હોય-છોકરાંને ઘેર છોકરાં થયાં હોય, તો પણ માને મન તો એ છોકરૂં, છોકરૂંજ રહે છે.

મ્હેં એને હસતાં હસતાં જવાબ આપ્યો, " વિદ્યુતનો પત્ર છે. એ કાલે આવવાનો છે. ત્હને ખૂબ મઝા પડશે: હસવામાં, રમવામાં, ખાવામાં, ગાવામાં, બજાવવામાં વગેરે દરેકમાં એ એવો હોંશીઆર છે કે દરેકને વ્હાલો થઇ પડે. જ્યાં જશે ત્યાં આનંદનું વાતાવરણ બનાવી મુકશે. તું એ એની સાથે રમવામાં એટલી બધી મશગુલ થઇ જઇશ કે આ ત્હારી ચંદાબાને સુદ્ધાં ભુલી જઇશ. "

" એમ બનેજ નહિ " પ્રભા એકદમ બોલી ઉઠી. " ગમે તે થાઓ. હું તમને તો કદીજ ભુલવાની નહિં. "

બીજે દિવસે સવારે વિદ્યુત આવ્યો. એને જોઇ મ્હને કેટલો બધો આનંદ થયો ? મ્હેં એને બાળપણથી મ્હારોજ છોકરો માની ઉછેરેલો. એ પણ મ્હને, એક માતા તરીકે માન આપતો હતો. મ્હેં એને ખોળામાં બેસાડી, બરડે હાથ ફેરવી માથે હાથ મુકયો ને અંતરના આશીર્વાદ આપ્યા, " બેટા ! સુખી થજે ! " મ્હારી આંખમાંથી હર્ષનાં આંસુ ટપકી ગયાં. થોડી વારમાંજ કુશલ સમાચારની આપ લે થઇ ગઇ. હું ઉંચું મ્હોં કરી જોઉં તો પ્રભા મળે નહિ. એને બૂમ મારવા જતી હતી ત્યાં એક હાથમાં ચ્હાનો પ્યાલો અને બીજા હાથમાં મ્હેસુરપાકની રકેબી લઇ આવતી એને મ્હેં જોઇ. એની આ કર્તવ્ય-દક્ષતા જોઇ મ્હને ઘણોજ આનંદ થયો.

મ્હેં વિદ્યુતને ઉદ્દેશીને કહ્યું, " કેમ, આ મ્હારી દીકરી પ્રભાને જોઇ ? કેવી હોંશીઆર છે ? "

એણે આદરપૂર્વક એના તરફ જોઇ સ્મિત કર્યું. પ્રભાના ગુલાબી ગાલપર શરમના શેરડા પડયા. મ્હેસુરપાક ટેબલ પર મુકી એ મર્યાદાસર દૂર જઇ ઉભી. વિદ્યુતે ધીમે ધીમે ઇન્સાફ આપવા માંડયો. સાથે સાથે એનું આનંદયુક્ત ભાષણ ચાલતુંજ હતું. એને વાત કરવાને વિષય શોધવો પડતો નહિ. ચ્હાને મ્હેસુરપાક પરથી ઘરની અને બજારૂ વસ્તુઓ વિષે થોડું બોલ્યો. પછી ભણી રહ્યા એટલે બીજા છોકરાઓ શું કરવાના છે, એ પોતે શું કરશે વગેરે બધી બાબતો એણે ચર્ચી નાંખી. પ્રભા ગંભીરતાથી સર્વ સાંભળતી હતી. પરંતુ અર્જુનની વાતોમાં ગંભીરતાને સ્થાનજ કયાંથી હોય ? થોડી વારમાં એ પણ હસવા ને બોલવા લાગી.

પ્રભાની મૃદુ, મધુર અને ગંભીર વાણી તથા વિદ્યુતનું જુસ્સાદાર વિનોદી ભાષણ હું આનંદથી સાંભળતી હતી. મ્હારાં બન્ને લાડકાં છોકરાં આજ ભેગાં બેસી આનંદથી વાતો કરતાં હતાં. બન્ને રૂપાળાં, ડાહ્યાં અને સુશીલ હોવાથી મ્હારો વાત્સલ્ય પ્રેમ એમના પર એક સરખોજ ઢોળાતો. એક મર્યાદાની મૃદુ પુતળી અને બીજો આનંદનો સાગર ! અહા ! કેવી સુંદર જોડી ! એમની આ જોડી મ્હને આગળ ઉપર સુખ દેશે ? વગેરે વિચારોથી મ્હારૂં હૃદય આનંદથી પ્રફુલ્લ થવા લાગ્યું.

બીજે દિવસે સવારે પ્રભા ન્હા પાણીની વ્યવસ્થામાં ગુંથાયલી હતી તે વખતે હું અને વિદ્યુત બ્હારની વાડીમાં ફરતાં હતાં. વિદ્યુત

વિચારમગ્ન દેખાતો હતો. મ્હેં એને વિચાર-નિદ્રામાંથી જાગૃત કર્યો. "જોને કે વિદ્યુત, આ વેલ કેવી કોમળ છે? એનાં ફુલ પણ કેવાં મનોહર છે?" તે ઉભો રહ્યો અને વેલ જોઇ, પણ કંઇ ખાસ લક્ષ આપ્યું નહિં.

પછી મ્હેં કહ્યું: "તમને શહેરના લોકોને આવાં ફુલો શેનાં ગમે? પણ મ્હારી પ્રભાને તો એ બહુજ ગમે છે. એણે જાતે જમીન ગોડી, ખાતર નાંખી, પાણી પાઇને આ વેલ આવડી મ્હોટી કરી છે. હજી પણ આ વેલની તે અતિશય કાળજી રાખે છે."

"એમ કે? એ રંગ ખરેખર સુંદર છે, સુગંધ પણ સારી છે એટલે જાણે ફુલ સુંધ્યાજ કરીએ એમ થાય છે. પ્રભાવતીને આ ફુલ ગમે એમાં કાંઇ નવાઇ નથી, કારણ એ એના જેવીજ સુંદર અને મૃદુ છે."

આમ કહી વિદ્યુતે ચાર પાંચ ફુલનો એક ગુચ્છ કરી કોટના બટન હોલમાં ઘાલ્યો. થોડીવાર પહેલાં જે વેલ તરફ નજર કરવાની પણ ઇચ્છા નહોતી તેજ વેલી પ્રભાને ખાસ પ્રિય છે એ જાણી પોતાને પણ ગમી ગઇ, એ જોઇ મ્હને મનમાંને મનમાં હસવું આવ્યું. તેજ વખતે મ્હેં એને પ્રભાનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. એના મનમાં પ્રભા વિષે માન અને આદર વધુ ઉત્પન્ન થયાં.

પ્રભા અને વિદ્યુત બન્ને, શુદ્ધ અંતઃકરણવાળાં, વિનોદી અને સ્નેહાળ હોવાથી, એકમેકને સારૂં બનતું હતું. પ્રભાને બહુ બોલવાની ટેવ નહોતી પણ જે થોડું બોલતી તે એનો વિનય, રસિકતા, સરલતા, સહૃદયતા વગેરે ગુણો બતાવવા બસ હતું. ઘણી વખત ગાઇને અગર વાંચીને અમારાં મન રંજન કરતી. આવા આનંદમાં રજાના દિવસો ક્યાં [illegible] એ વિદ્યુતને જણાયું પ નહિં. એટલામાં પાછું જવાનું આવીને ઉભું રહ્યું. એને જતાં અમારાથી દઃખ થયું.

તે બોલ્યો: "આ હવે પાછાં એક વર્ષ પછી આપણે મળીશું. પણ એક વર્ષ એટલે કેટલે બધો સમય! કેમ કરી એટલા બધા દિવસ વીતશે?"

પ્રભાને પણ કંઇ ઓછું દુઃખ થયું નહોતું. એ બોલતી નહોતી એટલું જ.

વિદ્યુતના ગયા પછી ઘરમાં સુનું સટ થઇ ગયું. પ્રભાનો સ્વભાવ મૂળ શાંત. તેમાં હવે સમજણ આવ્યા પછી વધારે શાંત બનતી ગઇ. સીવવા ગુંથવામાંથી લક્ષ કાઢી લખવા વાંચવામાં પરોવ્યું. આખો દિવસ તે ચોપડીઓ વાંચવામાંજ ગાળતી. વિદ્યુતે અંગ્રેજીની શરૂઆત કરાવી હતી એટલે તે મ્હારી પાસે આગળ શિખવા લાગી. આ આ પ્રમાણે ધીમે ધીમે આગળ વધતી હતી.

બીજે વર્ષે વિદ્યુતના આવવાના સમાચારવાળો પત્ર જ્યારે મ્હેં પ્રભાને વાંચવા આપ્યો ત્યારે એના ચહેરા પર લજ્જાની છાયા પ્રસરી રહી, મુખ અરૂણોદય સમું આરક્ત થયું અને આંખો આનંદથી ચમકી રહી. મુગ્ધાના મુખપરના ફેરફાર જોઇ મ્હારા હૃદયમાં આનંદસાગર ઉલટ્યો.

બીજા દિવસના મીઠા પ્રભાતે વિદ્યુત આવ્યો. જાણે આણંદની મૂર્તિજ અમારા શાંત ઘરમાં ઉતરી આવી ન હોય એમ અમને લાગ્યું. આવીને મ્હને નમસ્કાર કર્યા. પછી એણે પ્રભાની ખબર પુછી. એ ત્યાંજ પડદા પાછળ હતી. એણે ડોકીયું કાઢી બહાર જોયું ને પાછી અંદર જતી રહી.

[ ૮ ]

ઉન્હાળામાં સૂર્ય કહે કે મ્હારૂં કામ. એટલો ઘામ થતો હતો કે કશું સુઝેજ નહિ. તેમાં વળી આજે શીખંડપુરીનું બારે જમણ જમેલાં, એટલે પુછવુંજ નહિ. હું હમેશ મજબ મ્હારી ઓરડીમાં ચોપડી વાંચી રહી

હતી; પણ તાપ અને ભારે ખોરાકથી આળસ આવવા મંડયું. એટલામાં દીલરૂબાના સુમધુર તારનો ઝંકાર કાન પર અથડાયો. મધૂર સૂરમાં પ્રભાનો કોમળ સ્વર મળી ગયો. ચોપડી હાથમાં અર્ધ ઉઘાડી રહી ગઇ અને ઘેનથી અડધી ઉંઘમાં અને અડધી જાગતી હું એમને એમ પડી રહી. ખબર નથી કે આવી સ્થિતિમાં હું કયાં સુધી પડી રહી હતી.

જ્યારે હું જાગી ત્યારે મ્હારી સામે વિદ્યુત એક બારી પર હાથ ટેકવી ને ગાલ પર હાથ ટેકવી સચિંત ઉભો હતો. એના સુંદર મુખ પર દિલગીરીની છાયા પ્રસરી રહી હતી. મ્હેં ગભરાઇને પુછ્યું, "વિદ્યુત ! તું અહીં ક્યારનો આવ્યો છે ? આમ ઉદાસ કેમ દેખાય છે ? "

કપાળ પરથી પરસેવો લુછતાં તે બોલ્યો " બા ! તું અહીં એકલીજ છે ? "

" હા જરા મ્હારી આંખ મળી ગઇ હતી."

"એમ ! ત્યારે પ્રભા અહીં નથી આવી ?" તેણે આમતેમ જોઇ અચકાતે અચકાતે પ્રશ્ન કર્યો.

" ના ભાઇ, અહીં તો પ્રભા આવીજ નથી." મ્હેં ગભરાઇને જવાબ આપો. " પણ, તું આ સવાલ કેમ પુછે છે ? તમે હમણાં દિવાનખાનામાં નહોતાં ? પ્રભા ગાતી હતી ને ? "

" હા-હતી-પણ- " તે ડરતો ડરતો બોલવા લાગ્યો. હું એકદમ ઉભી થઇને બોલી, " કેમ વિદ્યુત ! આમ કેમ કરે છે ? સ્પષ્ટ બોલ શું થયું છે ? પ્રભાને કંઇ ઇજા તો નથી થઇને ? ચાલ, ચાલ; આપણે જોઇએ."

" ના, ના એવું કંઇ થયું નથી. ત્હારી સચના ભૂલી જઇને મ્હેં એને એના ન્હાનપણની, એના માબાપની હકીકત પુછી મ્હેં તો સ્હેજે પુછ્યું, પણ એણે તો નીચું જોઇ રોવા માંડયું. રોવાનું કારણ પુછતાં જવાબ મળ્યો; " ગરીબ બિચારી મ્હારી મા બહુ નિર્ધન હતી." એટલું કહી એ વધારે રડવા લાગી. આ જોઇ હું ઓશીઆળો બની ગયો. એનું કેવી રીતે સાંત્વન કરવું તે વિષે મ્હને કંઇ સમજ પડી નહિ એટલામાં એણેજ કહ્યું, " મ્હને એકલી રહેવા દો. એકાંત મળવાથીજ મ્હારા મનને શાંતિ મળી શકશે. " એને એકલીને રડવા દેવી એ મ્હને ઠીક લાગ્યું નહિ, પણ એની ઇચ્છા વિરૂદ્ધ હું થઇ શકયો નહિ. "

" પ્રભાનું મન ઘણું કોમળ છે; એ તું વારે વારે કેમ ભૂલી જાય છે, વિદ્યુત ? ત્હારા પ્રશ્નથી એને ઓછું આવી જાય છે કે, "હું એક નિર્ધન અનાથ બાલિકા છું." એની માનું હૃદય પણ એટલું બધું કોમળ હતું. અમારાં મડમ સાહેબ કહે છે, કે પ્રભાનું હૃદય એની મા કરતાં વધુ નાજુક છે. એના મન પર એકદમ અસર થાય છે. એકાદ ચોંકાવનારી બીના સાંભળવી એટલે એના જીવનનું જોખમ સમજવું. એના ફુલ જેવા નાજુક હૃદયને સારો સંભાળનાર મળો ને એ સુખી થાઓ એટલું હું ઇશ્વર પાસે—"

" મળશે. " વચમાંજ વિદ્યુત બોલી ઉઠયો. " એને ઇશ્વર સુખજ આપશે પણ બા, તું મ્હારી એક વિનતિ માન્ય કરે તો—"

એ આગળ શું બોલવાનો હતો તેનું મ્હેં અનુમાન કરી લીધું હતું તોપણ કંઇ ન બોલતાં અધીરાઇ બતાવતી હું તેની સામે જોઇ રહી.

એણે આગળ ચલાવ્યું, " એને મ્હારી જીવન સહચરી થવાની પરવાનગી આપીશ ? કેં કેમ બોલતી નથી ? "

હું શું કહું વિદ્યુત ? "

" ત્હને જે યોગ્ય લાગે તે, બીજું શું ? "

એની હાવભાવ અને ચહેરો આ વખતે ખરેખર જોવા લાયક હતાં. મ્હેં હસતાં હસતાં જવાબ આપ્યો, " જુવોને બા, તમે આજ કાલનાં છોકરાં. તે તમારાં લગ્નની કાળજીયે ત્હમને ! બરાબર ચોકઠું બેસાડી કરીને પરવાનગીનો ઢોંગ કરો છો? તમારે પરવાનગીએ શું કામ માગવી પડે ? "

એટલામાં પ્રભા ત્યાં આવી પહોંચી. તે વિદ્યુતને જોઇ પાછી જવા મંડી. મ્હેં એને કહ્યું, " ઉભી રહે પ્રભા ! આમ આવ. ત્હને સાંભરે છે, ગયે વર્ષે જ્યારે વિદ્યુત આવવાનો હતો ત્યારે મ્હેં કહ્યું હતું કે જ્યારે એ આવશે ત્યારે તું મને યે ભૂલી જઇશ. ત્યારે મેં જવાબ આપ્યો હતો, કે એમ બનેજ નહિ પણ જો, ત્હારૂં એ કહેવું ખોટું પડયું કે નહિ ? "

મ્હારા મ્હોં પર હાથ દાબી એ બોલી, " ના, મ્હારૂં કહેવું બીલકુલ ખોટું પડયું નથી. મ્હારો પ્રેમ તમારા ઉપર છે તેટલો ને તેટલોજ કાયમ છે. "

બોલતાં બોલતાં પ્રભાની અણીયાળી વિશાળ આંખો વિલક્ષણ તેજથી ચમકતી હતી. પરમેશ્વરે કેવી સુંદર જોડ ગોઠવી હતી ! શરીરે મજબૂત બાંધાના, લાંબા પહોળા, વિદ્યુતના ગૌર અને ભવ્ય પણ સૌમ્ય મુખપર આનંદની રેખા સ્પષ્ટ જણાતી હતી. મ્હારાથી મનમાં બબડી જવાયું, " હે પ્રભો ! ત્હારી લીલા અગાધ છે. કોમળ પુષ્પ સરખી પ્રભાની લતાને આવાજ મજબૂત વૃક્ષના આશરાની જરૂર છે. એના કોમળ હૃદયની સંભાળ અહિંજ યોગ્ય લેવાશે. અહાહા ! દીનાનાથ ! એમની આ જોડી તું અખંડ રાખ. "

થયું; મ્હારી લાડકડી પ્રભાના વિવાહની ચિંતા તો ઓછી થઇ. પણ હવે લગ્ન ક્યારે કરવું એ સવાલ આવીને ઉભો રહ્યો. આ સવાલ કંઇ જેવો તેવો નહોતો. એણે મને ગભરાવી મુકી.

હા, પણ ઠીક યાદ આવ્યું. મ્હારે લગ્ન પહેલાં એક કામ કરવાનું બાકી રહેતું હતું. પેલી સુશીલબ્હેનની આપેલી પેટી, આટલાં વર્ષો થયાં મ્હેં એમને એમજ રહેવા દીધી હતી. હવે પ્રભા વયે પહોંચી છે અને થોડા વખતમાં એનાં લગ્ન થનાર છે એટલે આજ સુધી છુપી રાખેલી પેટીમાં જે કંઇ હોય, તે કાઢી એને સ્વાધીન કરવું જોઇએ, અને એ કામ લગ્ન પહેલાંજ કરવાનું હતું.

આથી, મ્હેં પેટી બહાર કાઢી, સાફસુફ કરી અને ઉઘાડવા બેઠી. પણ એકાદ ગુપ્ત શક્તિ જાણે મ્હને કહેતી હોયની; " પેટી ખોલીશ નહિ, છે એમની એમ રહેવા દે, " એમ મ્હારા મનમાં થયું. મ્હારા હાથ ઉપડયા નહિ. એક બાજુથી; પ્રભાના બાપે એને માટે શું વારસો આપ્યો છે, એ જાણવાની ઉત્સુકતા વધતી હતી, અને બીજી બાજુ ગુપ્ત શક્તિ મ્હારા વિચારો પર દાબ મુકતી હતી. આખરે તે દિવસે તો પેટી હું નજ ઉઘાડી શકી.





# સુરગંગાને તીરે:

( એક રાસ. )

લેખકઃ-શ્રીયુત વાસુદેવ રામચંદ્ર શેલત,
બી. એ.

( ચાલો તો શ્રીજી જઇએરે, શ્રીમુખ સુંદર જોવાને-એ રાગ. )

આવો તો વ્હાલમ જઇએ રાજ, સુરગંગાને તીરે.
રસરાજ રસિકવર રમીએ રાજ, સુરગંગાને તીરે.
કલ્લોલે કોકિલ કુંજે રાજ, સુરગંગાને તીરે.
મહેકે સૌરભ પુલપુંજે રાજ, સુરગંગાને તીરે.

અમૃત શાં વહેતાં ધીરે રાજ, સુરગંગાને તીરે.
પોયણી હસતી તેનીરે રાજ, સુરગંગાને તીરે.
ખીલી શરદ પૂનમ રઢીઆળી રાજ, સુરગંગાને તીરે.
ચાલો રમીએ વનમાળી રાજ, સુરગંગાને તીરે.

ઇંદુ અઢળક અમી સ્રવતો રાજ, સુરગંગાને તીરે.
શશીકાન્ત સુધાકણ દ્રવતો રાજ, સુરગંગાને તીરે.
કુસુમિત વન ઉપવન ખીલે રાજ, સુરગંગાને તીરે.
મનુમન સુદવર્ષણ ઝીલે રાજ, સુરગંગાને તીરે.

રૂડી લલિત લીલા અતિલોભન રાજ, સુરગંગાને તીરે.
સુંદરવરસ્નેહસુશોભન રાજ, સુરગંગાને તીરે.
મૃદુ મિષ્ટ સુણંસી બજાવો રાજ, સુરગંગાને તીરે.
પિયુ પ્રેમપિયુષરસ પાઓ રાજ, સુરગંગાને તીરે.

સૌભાગ્ય સુહાગી સખીઓ રાજ, સુરગંગાને તીરે.
રંગે રમવાને મળીઓ રાજ, સુરગંગાને તીરે.
રસ રેલછેલ કરો રસરાજ, સુરગંગાને તીરે.
માનિની મન મોદ ભરો રસરાજ, સુરગંગાને તીરે.

શેલત વાસુદેવ રામચંદ્ર.




લેખકઃ—ડૉ. સુમન્ત બ. મહેતા.




જરાતના સમાજ સેવકોનું કામ જોઇએ તે પ્રમાણમાં શોભી નીકળતું નથી અને મહારાષ્ટ્ર વિગેરેનું કામ ઘણું સુંદર દેખાય છે તેના મુખ્ય બે કારણ છેઃ (૧) ગુજરાતનું કામ છુટક છુટક વેરાયલું છે, મહારાષ્ટ્રનું એક બે ગામોમાં અને એક બે સંસ્થાઓમાં સમાએલું છે. દાખલા તરીકે પુના સેવા સદનમાં બાલક કન્યાઓ તેમજ આધેડ વયની વિધવાઓ શિક્ષણ લે છે. શિક્ષણ પણ સામાન્ય પ્રાયઃ પ્રવૃતિ એકજ ગામમાં એકઠી થઇ નથી ઘણા ગામોમાં જુદાજુદા સમાજ સેવકોને ચાલી રહી છે. દરેક માણસ કબુલ કરશે કે આ દેશમાં જુદીજુદી સંસ્થાઓ સ્થપાય એ ઇચ્છવા જેવું છે, માત્ર તે ઉપરાંત એ બધી સંસ્થાઓ વચ્ચે મજબુત સહકાર હોવો જોઇએ; જો બની શકે તો સંકળાયલી હોવી જોઇએ. પોત પોતાની સ્વતંત્રતા ગુમાવ્યા શિવાય અને વિગતવાર કાર્યક્રમ પણ એકજ જાતનો રાખ્યા શિવાય અરસપરસ સંબંધ રાખે એવું આપણે ઇચ્છીએ.

સંસ્થાઓ નથી ત્યાં નવી સ્થપાશે, દરેક ગામના લોકો બીજા બધામાં થતાં કામની માહિતી મેળવી શકશે અને કોઇ મધ્યસ્થ સંસ્થા દેખરેખ, સલાહ તથા મદદનું કામ પણ ઉપાડી શકશે. દસ માણસો છુટક છુટક કામ કરે અને તે દસે માણસ એકની આગેવાની નીચે અથવા દસે અરસપરસ સહકારથી કરે તો તેમાં જેટલો ફેર પડે તેટલોજ સંસ્થાઓના સંગઠનથી જરૂર થવાનો.

સ્ત્રીઓની શારીરિક માનસિક, આર્થિક તથા નૈતિક ઉન્નતિને માટે અનેક પ્રયાસો થઇ રહ્યા છે. એક ગામના માણસો બીજા ગામોની પ્રવૃત્તિ વિષે અજ્ઞાન રહે તે ઠીક નથી. દરેકમાંથી કાંઇ કાંઇ શીખવાનું મળે, દરેક સંસ્થા અમુક બાબતની અંદર વિશેષ ઉત્તમ થઇ શકે. વિશિષ્ટતા ( Speciality ) ની પણ ઘણી જરૂર છે. સંગઠનથી શક્તિ તથા દ્રવ્યનો ખર્ચ બચે છે.

જાહેરાત તથા સંગઠનને માટે એક પત્ર કે માસિકની આવશ્યકતા છે, અને સ્ત્રી કેળવણી તથા સ્ત્રી ઉન્નતિના દરેક પ્રશ્ન તથા દરેક વિષયની સંપૂર્ણ માહિતી પત્રદ્વારા ફેલાવી શકાય. ઉન્નતિ માટે સુંદરી સુબોધ, સ્ત્રીબોધ વિગેરે કેટલાંક માસિકો એ અતિ ઉપયોગી સેવા બજાવી છે. "ગુણસુંદરી" હાલમાં નવુંજ પ્રકટ થયું છે, પણ તેમના તંત્રીઓ જો ગુજરાતમાં ફરી ને ઠેકઠેકાણે યોગ્ય ખબરપત્રીઓ નીમે તો મ્હારી તો ખાત્રી છે કે એ ભાઇઓ ગુજરાતની કીમતી સેવા બજાવશે. એમના કાર્યાલયમાં દરેક પ્રકારની માહિતી એકઠી કરવી પડશે અને તનતોડ મહેનત વગર આવો પ્રયાસ સફળ થાય એમ નથી, પણ ગુજરાતી સમાજ સેવકોએ સ્પષ્ટ જાણી લીધું છે કે સંગઠન તથા જાહેરાત વગર છુટકો નથી.



રસાયણ-શાસ્ત્રના એક પ્રોફેસર સાહેબ વિદ્યાર્થીઓને અવલોકન કરવાની શક્તિ કેટલી અગત્યની છે તે સમજાવતાં હતા. પાસે એક તીવ્ર વાસવાળા રસાયણોથી ભરેલું વાસણ પડ્યું હતું. પ્રોફેસર સાહેબ તેમાં એક આંગળી બોળીને ચાટી ગયા. મોઢું જરાએ કટાણું ન થયું. પછી તેમણે વિદ્યાર્થીઓને એક પછી એક એ પ્રમાણે આંગળી બોળી ચાટવાનો હુકમ કર્યો.

વિદ્યાર્થીઓએ ન છુટકે આંગળીઓ બોળી ચાટી લીધી. સૌનાં મોઢાં 'દીવેલ' પીધાં જેવાં થયાં. પ્રોફેસર સાહેબ આ જોઇને તરતજ હસ્યા: "હું તમને કહેતોજ હતો કે અવલોકન કરવું ઘણુંજ અગત્યનું છે. જો તમે બારીક અવલોકન કર્યું હોત તો તમે જોઇ શક્યા હોત કે મેં જે આંગળી બોળી હતી તે નહિ પણ બીજીજ આંગળી ચાટી હતી!"



# અજંટાની સુંદરીઓ.

લેખકઃ "ભાનુ-ચન્દ્ર."



આપણો દેશ પ્રાચીન કાળમાં કળા-કૌશલ્યમાં ઘણો ચઢીયાતો અને સુપ્રસિદ્ધ હતો. એ કળા-કૌશલ્ય વખતના વહેવા સાથે લગભગ નષ્ટ થયાં છે, છતાં તેના જે ચિન્હો હજી-સુધી રહ્યાં સહ્યાં આપણા જોવામાં આવે છે, તે પરથી તે અદ્ભુત કળાકૌશલ્યનો આપણને ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. પરદેશીઓ પણ એ ચિન્હો જોઈને આશ્ચર્ય પામી જાય છે, અને આપણા દેશનાં પ્રાચીન કળાકૌશલ્યનાં ખૂબ વખાણ કરે છે. એ ચિન્હો બહુ પ્રાચીન નથી-ઇસ્વી સનની શરૂઆતના વખતમાં અથવા તે પહેલાં થોડાક સૈકાં ઉપરનાં એ ચિન્હો આપણા દેશમાં રહેલાં જોવામાં આવે છે, તો પણ તે હિન્દની સુંદર કળાના નમુના છે એ સર્વને કબુલ કરવું પડે છે. હજીયે વધારે પ્રાચીન અવશેષો મળે તો લોકોને વિશેષ નવાઇ લાગ્યા વિના રહે નહિ.

આ દેશના એ અદ્ભુત કળાકૌશલ્યના સંગ્રહો કેટલીક ગુફાઓમાં સચવાઇ રહ્યા છે. નિર્દય કાળે તેમની પર સખ્ત પ્રહારો કરેલા છે, છતાં હજી તેમની ભભક દેખાઇ આવ્યા વિના રહેતી નથી. અને અસલ તે કેટલાં બધાં સુંદર હોવાં જોઇએ તેનો ખ્યાલ આવે છે. આવી ગુફાઓ ગણીગાંઠી છે, તેમાં અજંટાની ગુફાઓનો સમાવેશ થાયછે.

અજંટા એ એક નાનકડા ગામડાનું નામ છે. નામદાર નિઝામ સરકારના રાજ્યમાં તે આવેલું છે. મુંબાઇથી તે લગભગ ૩૦૦ માઇલ દૂર છે. અજંટાથી થોડેક દૂર અસાઇનું પ્રસિદ્ધ રણક્ષેત્ર આવેલું છે, જ્યાં ૧૮૦૩ માં અંગ્રેજ સરદાર વેલીંગ્ટને મરાઠાઓને હરાવ્યા હતા. તે ગામડાની નજીકમાં ડુંગરો આવેલાં છે, તેમાં એક ઘોડાના દાબડાના આકારનો વિવર છે. એ વિવરની ઉપર આવેલી ટેકરીઓની બાજુઓમાં અનેક ઓરડા અને દેવાલયો કોરી કાઢયાં છે. ડુંગરાળ પત્થરમાંથી કેટલી અથાગ મહેનત લઇને અને કેટલી બુદ્ધિથી તેમણે ઓરડા અને દેવાલયો કોરી કાઢયાં હશે, અને તેમાં આવેલા થાંભલાઓ અને દરવાજાઓ ઉપર કોતરકામ કર્યું હશે તેનો ફક્ત આપણને કલ્પનાથીજ ખ્યાલ આવી શકશે. અજંટામાં બધાં મળીને ઓગણત્રીસ મંદિરો છે, જેમાંના ચાર દેવાલયો છે, અને પચીસ સાધુઓનાં નિવાસસ્થાનો છે. બહારથી મોટી કમાનોવાળા દરવાજા જેવા ભાગથી દેવાલયો ઝટ ઓળખાઇ આવે છે, જેમાંથી અંદર પ્રકાશ પહોંચે છે. તેમાં બૌદ્ધોના પૂજ્ય સ્તુપો આવેલાં છે. સાધુઓનાં નિવાસસ્થળો અથવા આપણે જેમને હાલના જમાનામાં ધર્મશાળાઓ કહીએ તેમાં એક ચોરસ ઓરડો હોય છે, તેના આગળના ભાગમાં ઓટલો હોય છે, અંદરના ભાગમાં બાજુઓએ થાંભલા આવેલા હોય છે, જ્યાં આગળ

થઇને સાધુઓનાં એકાંત સ્થાનોમાં જવાય છે, અને પ્રવેશદ્વારની સામે બુદ્ધ ભગવાનની પ્રતિમા આવી રહેલી છે. આવી રચના બીજી ઘણી ગુફાઓમાં જોવામાં આવે છે.

પશ્ચિમ અને મધ્ય હિન્દુસ્તાનના ડુંગરોમાં આવાં સેંકડો ગુફા-મંદિરો છે. તેમાંનાં કેટલાંક પ્ર. સ. પૂર્વે ત્રીજા સૈકા જેટલાં કે તેથીયે વધારે જુનાં છે, જ્યારે કેટલાંક પ્ર. સ.ના તેરમા સૈકાનાં યે છે. વળી તેમાં એકલા બુદ્ધોનોજ ઇજારો નથી. કેટલાંક બુદ્ધોએ કોરેલાં, કેટલાંક જૈનોએ કોરેલાં અને કેટલાંક હિંદુઓએ પણ કોરેલાં એ ગુફા-મંદિરો સર્વનાં કળાકૌશલ્ય પ્રકટ કરી રહ્યાં છે. તેમનાં સુંદર ચિત્રો દિવાલો અને છતોને દેદીપ્યમાન બનાવતાં હતાં. પરન્તુ દુર્ભાગ્યે આપણી કલાનો એ ખજાનો મુખ્યત્વે ત્રણજ જગ્યાઓએ સચવાઇ રહ્યો છે; અને ત્યાંયે કરાળ કાળની અસર થયા વિના રહી નથી. એ ત્રણમાંની એક જગ્યા સીલોનમાં શીગલી નામે છે; બીજી ગ્વાલીયર રાજ્યમાં બાધ નામની જગ્યા છે; અને ત્રીજી અજંટા. એ ત્રણેયમાં અનેક સુંદરમાં સુંદર ચિત્રો અજંટાની ગુફાઓમાંજ જોવામાં આવે છે.



અજંટાનાં ચિત્રો એકજ ચિત્રકારની પ્રસાદી નથી. જુદે જુદે વખતે ઘણા ચિત્રકારોએ એ ચિત્રોમાં પોતાનો ફાળો યથાશક્તિ આપ્યો છે. કેટલાંક ચિત્રોએ દિવાલો પર માત્ર થોડાક ચોરસફુટ જગ્યા રોકી છે, જ્યારે તેમનીજ બાજુમાં તેમનાથી દશ કે વીસ ગણાં મોટા ચિત્રો જોવામાં આવે છે. કેટલાંક ચિત્રો શૈલી અને ચિત્રકળાના ઉમદા નમુના છે, ત્યારે કેટલાંક ચિત્રોમાં તેમના કર્તાની બેદરકારી સ્પષ્ટ માલુમ પડી આવે છે. આ પ્રમાણે તેમના કદમાં, ઉત્પત્તિ કાળમાં અને સુંદરતામાં ભિન્નતા હોવા છતાં, તેમની એક સામટી અસરમાં ધ્યાનમાં રાખવા યોગ્ય એકતા તરી આવે છે; કેમકે, અજંટાના સર્વ ચિત્રકારોએ ચિત્રો દોરવામાં એકજ ધોરીતું અનુસરણ કર્યું છે, અને રંગ પૂરવામાં એક સરખો સંયમ જાળવ્યો છે. તેમણે અર્ધા ડઝનથી વધારે રંગો વાપર્યા નથી, પરંતુ ચિત્રોની ભભકમાં અને સુંદરતામાં રંગોની ખોટનો બંદલો વાળી દીધો છે. એ ચિત્રોમાં અંકુદરતી ડોળદમામ અને સારો દેખાવ કરવાનેજ લેવામાં આવેલી મહેનત દેખાતાં નથી. સેંકડો વર્ષોના અનુભવથી તે ચિત્રકારો શિખ્યા હતા, કે સારી ચિત્રકળાની ચાવી આલેખનમાં છે, અને આલેખન કળા તેમણે એટલી સરસ ખીલવી, કે તેની બરોબરી અત્યાર સુધી ભાગ્યેજ થઇ છે.

અજંટામાં બાદશાહી સ્વારીઓ, રાજ્ય

દરબારો, અને દરબારી પ્રસંગોનાં ઘણાં ચિત્રો છે, જેમાં ઇરાનના એલચીઓ અને બીજા પરદેશીઓ ભાગ લે છે દેખાય છે. પહેલાં એમ ધારવામાં આવતું હતુ. કે એ ઐતિહાસિક દેખાવો છે અને તેમાં ચિત્રેલા લોકોએ તે સમયના હિન્દુસ્થાનના ઇતિહાસમાં ભાગ લીધેલો છે; પરન્તુ અર્વાચીન શોધખોળ ઉપરથી સાબીત થયું છે, કે તે સઘળાં ચિત્રો બુદ્ધધર્મને લગતાંજ છે. બુદ્ધધર્મના સંસ્થાપક ભગવાન્ ગૌતમ બુદ્ધની કથાજ તે ચિત્રોમાં



આલેખાયલી છે કેટલાક ચિત્રો ભગવાન્ બુદ્ધના પૂર્વાવતારોનાં છે, અને કેટલાંક ચિત્રોમાં તેમના છેલ્લા અવતારના પ્રસંગો છે, જેવા કે તેમના જન્મ સમયે મૃત્યુ પામેલાં તેમનાં માતુશ્રી માયાદેવીનું ચિત્ર; તેમનાં બાળપણાનાં ચિત્ર; તેમના પિતાના રાજ્યમહાલયમાં ભોગવિલાસમાં ગાળેલી યુવાવસ્થાનાં ચિત્રો; ભગવાન્ બુદ્ધે પોતાના કુટુંબનો અને સંસારનો ત્યાગ કર્યો, બોધિ વૃક્ષ નીચે તેમને જ્ઞાન મળ્યું, કાશીક્ષેત્રમાં તેમણે આપેલો પ્રથમ ઉપદેશ, તેમણે કરેલા અનેક ચમત્કારો અને તેમનું મરણ એ સર્વ પ્રસંગો ચિત્રકારોએ આબેહુબ આલેખ્યા છે. એ પ્રસંગો એવી સાદી, સ્પષ્ટ અને સીધી રીતે આલેખ્યા છે, કે તદ્દન અભણમાણસ પણ તેમનો અર્થ સમજી શકે. પરંતુ બીજી રીતે જોતાં તેમાં આશ્ચર્યકારક વિગતો ભરી છે, તેરસો ચૌદસો વર્ષો ઉપર હિન્દુસ્થાનનું જીવન કેવું હતું તે તેમાં આ લખાયલું છે, રાજાઓ અને ખેડુતો, દરબારીઓ અને સાધુઓ સૈનિકો અને શિકારીઓ—પ્રત્યેક કોટિનાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકો—સર્વ એ ગુફાનાં ચિત્રોમાં દેખાય છે.

આવાં અદ્ભુત ચિત્રો આલેખનાર કોણ હતા, તે આપણે જાણતા નથી, પરંતુ એટલું તો ચોકકસ છે. કે તેઓ હિન્દીઓ હતા, અને તેમણે બતાવેલી કળા હિન્દની રાષ્ટ્રીય કળા હતી. હિન્દને દરેક બાબતમાં ઉતારી પાડવા ઇચ્છતા લોકો હજી થોડાક વર્ષો ઉપરજ એવી વાતો કરતા હતા, કે એ ચિત્રો તો ઇરાનીઓએ, ચીનાઓએ, બાઇ-

ઝન્ટાઇનોએ આલેખેલાં છે—એટલે કે હિન્દીઓએ નહિ. પરન્તુ હવે એ લોકોનાં મોઢાં કાળાં પડી ગયાં છે. આપણે ઉપર જોઇ ગયા કે એ ચિત્રો એકજ જમાનાનાં નથી. તેમાંના કેટલાંક ઇસ્વી સનના પ્રારંભ કાળનાં છે, અને કેટલાંક તેમનાથી પાંચસો છસો વર્ષ જેટલાં અર્વાચીન છે. પરંતુ તે હિન્દીઓનીજ કૃતિઓ છે એ સ્પષ્ટ માલૂમ પડી આવે છે.



એ ચિત્રો હિન્દી ચિત્રકારોની કૃતિ છે, તેમાં બુદ્ધ ધર્મ સંબંધી દૃશ્યો આલેખાયાં છે, પણ તેમાં બે અપ્રતિમ બાબતોનું સંમિશ્રણ થયલું છે. એ ચિત્રોમાં આધ્યાત્મિક સૌંદર્યને એટલું બધું પ્રાધાન્ય આપવામાં આવ્યું છે, કે બહુ થોડાં ચિત્રો આધ્યાત્મિક સૌંદર્યમાં તેમનાથી ચઢી જાય, એમ કહેવામાં હરકત નથી. આધ્યાત્મિક સૌંદર્યને એ પ્રમાણે 'પ્રાધાન્ય' આપવા છતાં અજંટાના ચિત્રકારો સંસારની પ્રત્યક્ષ બાબતોને ભૂલ્યા નથી. સ્વપ્નમય સ્વર્ગમાં ખેલનારા આદર્શવાદીઓ જેવા તે નહતા. તેમને પ્રત્યક્ષ સંસારનો અનુભવ હતો, તેઓ તેમાં આનંદ માણતા અને તે સંસારને તેમણે પોતાનાં ચિત્રોમાં ઉતાર્યો છે. સુંદર ફુલપાન, ઉજ્જવળ પક્ષિગણ, અને જંગલનાં બળવાન પશુઓ તેમને પ્રિય હતાં, પરતુ પોતાની આસપાસનો માનવસમૂહ તેમને વિશેષ પ્રિય હતો. પોતાનાં ચિત્રોમાં જીવતા નમુનાઓની તેઓએ નકલ લીધી છે, તેમની જૂદી જૂદી હજારો પ્રકારની સ્થિતિઓ આલેખી છે. તેઓ તેમના શારીરિક સૌંદર્ય પર અને તેમના આકારોની ખીલતી છટાદાર રેખાઓ પર ફીદા ફીદા થઇ જતા. ઝવેરાતનાં આભૂષણોથી અને બખ્તરોથી શણગારેલાં પોતાનાં ચિત્રોની શોભાથી પણ તેઓ મુગ્ધ બની જતા.

અજંટાનાં આવાં સુંદર ચિત્રોમાં સુંદરીઓનાં ચિત્રો અત્યંત સુંદર અને મોહક છે. તેમાં ચિત્રકારોએ પોતાની સર્વ કળા ખર્ચી નાખી છે એમ કહીએ તો ખોટું નથી. એવાં કેટલાંક ચિત્રોની વિગત વાચકોના લાભને માટે અમે આપીએ છીએ, પરંતુ એ ચિત્રોની ખરેખરી ખૂબી સમજવાને માટે તો પોતાની નજરેજ જોવાની જરૂર છે.

સોળમી ગુફામાં "મરણ પામતી રાજકુમારી" એ નામથી ઓળખાતું ચિત્ર છે. તેમાં એક સ્ત્રીનો વિચિત્ર આકાર દેખાય છે, તેની સેવામાં આસપાસ બીજી સ્ત્રીઓ હાજર છે. ચિત્રકારે રેખાઓની રચના એવી આલેખી છે, કે એક સુંદરી સ્ત્રીના મૃત્યુની અંતિમ કરૂણા જનક ઘટના તે રેખાઓપરથી આપો આપ પ્રકટ થાય છે. એના જેવો એક પ્રસંગ

સત્તરમી ગુફામાં તદ્દન જૂદી રીતે બતાવવામાં આવ્યો છે. એક મરણતોલ માંદી રાણી પોતાના પતિ–રાજાના વિશાળ અને ચિંતાતુર વક્ષ:સ્થળને આધારે પડી છે, એમ તેમાં બતાવવામાં આવ્યું છે. અહીંયાં પણ ચિત્રકારે રૂપાળું મુખ અને સુંદર આકાર બહુ ઉત્તમ પ્રકારે આલેખ્યાં છે. તેને બદલે માંદગીનાં ચિન્હો અને નજીક આવતા મરણની પીડા ચિત્રકારે બતાવી હોત તો સઘળી કળાનો નાશ થઇ જાત. ગમે તે સંજોગોમાં પણ અજંટાના ચિત્રકારોએ સ્ત્રીઓને સુંદરતાવિહીન બતાવી નથી. તેમની અભિરૂચીજ એવી હતી. સુંદરતાવિહીન સ્ત્રીઓની તેઓ કલ્પના કરી શકતા નહિ. માનવજાતિની બહાર સુંદરતાનું ધોરણ ગમે તે હોય, પરંતુ સામાન્ય પુરૂષને તો સ્ત્રીએ દુનિયામાં ખરેખરી સુંદરીજ લાગવી જોઇએ. અજંટાના મહાન્ ચિત્રકારો ભારે ઉત્સાહ અને અપૂર્વ જ્ઞાનપૂર્વક સ્ત્રીને પોતાના ઉત્તમ શોભા વધારવાના સાધન તરીકે વાપરે છે. તેમની કળાની શ્રેષ્ઠ સુંદરતા સ્ત્રીમાં પ્રકટ થાય , અને તેમનો સર્વ શ્રેષ્ઠ મનપસંદ વિષય સ્ત્રીજ છે. સૌંદર્યનથી તેઓ કદાપિ થાકતા થી, પ્રસંગના ઔચિત્યની દરકાર રાખ્યા વિના દરેક શક્ય રીતે તેઓ સ્ત્રીનાં દર્શન કરાવે છે, પરન્તુ તેઓ હમેશાં સ્ત્રીની સુંદરતાજ બતાવે છે. તેઓ પુષ્પોની માફક સ્ત્રીઓનો ઉપયોગ કરે છે; તેમના રાજાઓ અને તેમના રાજકુમારોની આસપાસ સુંદર બાળાઓની મંડળીઓ ઝુઝી રહે છે, તેમના રાજમહાલયો ને દીપાવે છે, તેમના મહેલાતોના દેખાવોમાં ઉમંગભેર જાય છે, તેમનાં શહેરોની બારીઓ અને અટારીઓમાં બાળાઓનાં જુથને જુથ દેખાય છે, અને પહેલી ગુફામાં એક ભિખારી સાધુને ભિક્ષા આપતી રાણી અને તેની દાસી. આના મનમોહક ચિત્રની મારફત પણ તેઓ ફક્ત ચિત્ર–આલેખનના આનંદને માટે જ તેમનાં ચિત્રો આલેખાયાં છે, અને તેમાં કશોયે સાહિત્યવિષયક કે ધાર્મિક ખ્યાલ દેખાતો નથી. જ્યારે તેઓ સુંદરીઓની માળાઓ ગુંથતા નથી ત્યારે અહિં એક બબ્બે કે ત્રણત્રણ છુટાંછવાયાં પુષ્પોની માફક તેઓ તેમને વેરે છે. દ્વારોની કમાનો પર અપ્સરાઓ કે પરીઓ તરીકે તેઓ ઉડતી માલૂમ પડે છે; માયાવી જળસુંદરીઓ તરીકે નાવિકોને લોભાવીને તેઓ તેમનો નાશ કરે છે; પરન્તુ આપણે માટે તો મુખ્યત્વે તેઓ મૃત્યુ લોકની સુંદરીઓ તરીકે પ્રકાશે છે, અને મૃત્યુલોકની સુંદરીઓ તરીકે એ ચિત્રકારોએ તેમને સર્વોત્તમ પ્રકારે આલેખી છે. સ્નાન કરતી હોય, કેશ સમારતી હોય, આરામ લેતી હોય, ગામગપાટા હાંકતી હોય, બેઠી હોય, ઉભી હોય એવી સ્થિતિઓનાં ચિત્રો તેમણે અદ્ભૂત પ્રકારે આલેખ્યાં છે. અજંટાના ચિત્રકારોએ પોતાના બુદ્ધોને માટે નિયમો રાખ્યા હતા, તેમનાં પવિત્ર ચિન્હો હતાં, અને તેમને શાસ્ત્રોક્ત પદ્ધતિએ બેસાડેલા હતા, પરન્તુ તેમની સુંદરીઓને માટે કાંઇ નિયમો ન હતા. પોતાના ખ્યાલ પ્રમાણે તેમણે સુંદરીઓના અંગમરોડ રાખ્યા નથી, પરન્તુ તેમના અંગમરોડની નકલ પોતાનાં ચિત્રોમાં ઉતારી છે. તેમના હાવભાવ શીખીને, તેમના સ્વભાવો આલેખવામાં તેમણે સંતોષ માન્યો. સુંદરીની છટાની કીંમત તેમને મન એટલી બધી વધી હતી, કે નિયમોનાં બંધનથી તેઓ તેમાં ઘટાડો કરવાનું પસંદ કરતા નહિ. સુંદરી કળાના નિયમોથી પર હતી, કેમકે તે કાનુનો સુંદરી ઉત્પન્ન કરે છે. તેઓ સુંદરીના શિષ્યો બની રહ્યા હતા. તેના મસ્તકનું પ્રત્યેક અવલંબન, તેના અંગનો પ્રત્યેક મરોડ, તેનાં નયનોનો પ્રત્યેક કટાક્ષ આલેખવાનો તેમણે ભારે શ્રમ કર્યો છે. તેના સૌંદર્યછટામાં અને નખરામાનપણામાં તેઓ અંજાઇ ગયા હતા, તેના કેશ કલાપની ર

નાથી મુગ્ધ થઇ ગયા હતા. અથાગ શ્રમ લઇને અને પુષ્કળ વિવેચન શકિત વાપરીને તેમણે તેના મસ્તકપરના મુકુટો આલેખ્યા હતા; પોતાની કલ્પનામાં આવી શકે એવા સુંદરમાં સુંદર અલંકારોથી તેને વિભુષિત કરવામાં તેમણે ઘણી મહેનત લીધી હતી. સુંદરીને આલેખવામાં જ્યારે તેમની સર્વ શકિતઓ ખર્ચાઇ જતી ત્યારે તેઓ તેનાં મોતીઓ અને અલંકારો આલેખતા. અજંટાની આવી અલૌકિક રમણીપૂજાનું બીજું ઉદાહરણ કયાં મળશે ? અન્ય કોઇ પણ સ્થળે સુંદરીની આવી સંપૂર્ણ પૂજા થયલી જોવામાં ભાગ્યેજ આવશે. સત્તરમી ગુફાના પ્રવેશદ્વાર ઉપરના ચિત્રમાં ભિક્ષા માગતી ભિખારી-કન્યા પણ સુંદર છે. સત્ય વાત એ છે, કે સુંદરીનો અન્ય પ્રકારે તેમને ખ્યાલ સુદ્ધાં આવતો નહિ. અજંટામાં સુંદરીની ગણના એક વ્યકિત તરીકે થઇ નથી, પણ એક સિદ્ધાંત તરીકે થઇ છે. ત્યાં તે ફકત એક નારી નથી, પરન્તુ સઘળા સંસારના સૌંદર્યનો અવતાર છે. તેથીજ તેની સઘળી ઉલ્લાસિતા, ગૌરવતા, ચંચળતા છતાંય તે પોતાની ઉચ્ચતા જાળવી રાખે છે, અને કોઇ પણ જગ્યાએ તેને હલકી પાડવાનો કે કલુષિત કરવાનો યત્ન કરવામાં આવ્યો નથી. આ પુષ્પવાડીમાં આપણે સંપૂર્ણ ખીલેલું, ભભકદાર અને સુવાસથી મઘમઘતું ગુલાબજ દેખીએ છીએ, કરમાઇ ગયલી કમલિની નહિ. અજંટાની સુંદરીઓમાં "ઐશ્વર્ય અને ગૌરવ" ભભુકે છે. પ્રથમ ગુફામાં દુઃખગ્રસ્ત સ્ત્રીની એક તખ્તી છે. તે ચિત્રની કથાની માહીતી નથી, પરન્તુ તેનો વધ કરવાને રાજાએ તલવાર ઉગામી છે. તેની સમક્ષ તેણે માથું નમાવ્યું છે. ચિત્રનું આલેખન ભવ્ય છે; તેની પીંછરેખા આશ્ચર્યકારક છે. પરન્તુ વધારે અદ્‌ભૂત કળા તો એ છે, કે આવી ભયંકર ઘડીએ સુંદરીનું મુખ નંદાયલું રાખવામાં આવ્યું છે. ફક્ત નમેલું માથું લંબાવેલા હાથ ઉપર દેખાય છે, નાનકડા, ચંચળ હાથો આમતેમ હાલી રહ્યા છે, પરંતુ આ વિકરાળ વિનાશકના પગોનો સ્પર્શ કરવાનું તેમનામાં સાહસ નથી. યા પડવાની તૈયારી છે, પરંતુ ચિત્રકાર અદ્‌ભૂત પ્રકારે તેના કરૂણરસનો આપણને સાક્ષાત્કાર કરાવે છે. જે સુંદરીનો નાશ થવાની તૈયારી છે, તેની બીષણતાના વિચારમાં યમદુત જેવા અપરાધીનો અપરાધ ક્ષણભર વિસારે પડી જાય છે.

ગુફાઓમાં સુંદરીને કલુષિત કરવામાં આવી નથી, એટલુંજ નહિ પરંતુ તેને જેમ બને તેમ ઉચ્ચસ્થાન આપવામાં આવ્યું છે. આ ચિત્રકાર-સાધુઓને મન જેમ સમગ્ર જીવન એકાકાર હતું તેમ સઘળી સુંદરતા પણ એકતામય હતી. તેથી શારીરિક સૌંદર્ય અને નીતિવિષયક સૌંદર્ય વચ્ચે તેમને ઝાઝો ફરક લાગતો નહિ, તે એટલે સુધી કે તેમની સુંદરીઓને બુદ્ધ ભગવાનુથીયે માત્ર થોડાક તસુથી ઝાઝા અંતરે રાખવાની તેમને જરૂર લાગી નથી. સત્તરમી ગુફામાં બુદ્ધ ભગવાનની પૂજા કરતાં માતા અને બાળકના સુંદર ચિત્રમાં ચિત્રકારે તે સ્ત્રીની પ્રત્યેક વાળની લટપર તેના મૃદુ અંગના પ્રત્યેક મરોડપર, લાવણ્યમયી પ્રત્યેક અવયવપર પ્રેમપૂર્વક એટલી બધી મહેનત લીધી છે, કે જાણે એટલી બધી સુંદરતા ભરવામાં તેણે ખુદ બુદ્ધ ભગવાન્‌નીજ આરાધના કરી હોય એમ લાગે છે. અજંટામાં સામાન્ય રીતે સ્ત્રી એ રમવાનું રમકડું નથી, કે રૂપમાં લપટાવનાર ચીજ નથી. પરન્તુ તે પોતાના પ્રભુની પુરૂષના જેટલીજ આરાધના કરે છે.

ધર્મપ્રધાન તખ્તીઓમાં સ્ત્રીનું ભગિની તરીકે દર્શન થાય છે. પ્રિયતમા તરીકે પણ તે વારંવાર દેખાય છે. એ પ્રેમના પ્રસંગો અદ્ભુ સુંદર છે. પહેલી ગુફામાં એક નાગ



# સાચનો સિપાઇ.

લેખક: શ્રીયુત પુરાતન લલિત બુચ.

“ હા ! પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે.
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે ! ”

કલાપી.



ગોંડળની રાષ્ટ્રીય શાળામાં ગ્રામ્ય જીવન ગળાતું. શાળાની આસપાસ એક ન્હાનો સરખો બગીચો હતો. ત્યાંના એક ગુરુજીને બાગ બગીચાનો બહુ શોખ હતો. ક્યારાઓમાં ભાતભાતનાં છોડવાઓ રોપ્યા હતા. બાગનો દેખાવ બહુ સુંદર હતો. દરવાજા ઉપર વેલાઓ ચઢાવ્યા હતા. આથી શાળાના દેખાવ વળી અધિક સુંદર લાગતો હતો. વિદ્યાર્થીઓને પણ રોપવા ખોદવાનાં, કામ સોંપાતાં. તેમાં બધા અરસપરસ મદદ કરતા. આથી બધાને આનંદ પડતો. પરંતુ તેમાં કેટલાક જમીનદારોના પુત્રો હતા. તેઓને આ કાર્ય કરવું ન ગમતું. તેઓએ તેમનું આખું જીવન બચપણથીજ આળસમાં ગાળ્યું હતું. તેઓમાં અમીરપણાનું ખોટું અભિમાન ભરાયું હતું. તેઓ કાંઇપણ કામ હાથે કરવામાં હિણપત માનતા. તેઓને આ બાગ ઉપર બહુજ કંટાળો આવતો. જ્યારે એમનો કામ કરવાનો વારો આવતો ત્યારે ગમે તે બ્હાનાં કાઢી નાસી જતા. એટલુંજ નહિ પણ બીજાઓને કામ ન કરવા ઉશ્કેરતા. તેઓ કહેતા “ જો પાવડા કોદાળી લઇને ખોદવુંજ હોય તો પછી પુસ્તકો લઇને ભણવાની શું જરૂર ? અહિંઆ ભણવા આવીએ છીએ કંઇ મજુરી કરવા નથી આવતા. ” એમનો દ્વેષ વધતો ગયો. અને છેવટે તેઓ એટલી વાત સુધી પહોંચ્યાં કે આ પુષ્પ-વાટિકાનો નાશ કરી નાંખવો,” એવો એમણે નિશ્ચય કર્યો. શાળા દશ વાગે ઉઘડતી, પરંતુ આજે તેઓ આઠ વાગ્યામાં આવી ગયા. બાગમાં જઇને વેલાઓ, ફુલો વગેરે બધું ખેદાન મેદાન કરવાની શરૂઆત કરી. ક્યારાઓ બગાડી નાખ્યાં. પાણીનાં નાળ તોડી નાખ્યાં. આ કામ કરતાં તેઓની છાતી ધડકતી હતી. અરે બિહતા હતા કે કોઇ જોતું તો નથી ને ?

પરંતુ એક ન્હાની ફુલવાડીને ઉખેડતાં કેટલી વાર ? ફક્ત દશ મીનીટમાં આખો બાગ ખેદાન મેદાન થઇ ગયો. પછી તેઓ બાગબગીચી બહાર નીકળ્યા. પરંતુ દરવાજામાં જ તેમને તેઓનો એક સહાધ્યાયી મળ્યો. આ એક દુબળો પાતળો ચતુર વિદ્યાર્થી હતો. એનું નામ પ્રતાપ હતું. એ બહુજ શાન્ત અને ગંભીર હતો. [illegible] વિદ્યાર્થીઓ એનાથી ભજતા હતા. એને આવતો જોઇ

નેજ તેઓનું લોહી સુકાઇ ગયું. તેઓને ખાત્રી થઇ કે જરૂર આ છોકરો આપણને જોઇ ગયો. એ ગુરૂજીને કહ્યા વિના રહેશે નહિ. આજ બરાબરના ફસાયા. આ રાક્ષસ આ વખતે અહિઆં શું કરવાને આવ્યો હતો ?

અંદર અંદર ઇશારા કર્યા. એવી સલાહ થઇ કે એને આપણી ટોળીમાં લઇ લેવો. બિહારી એમનો સરદાર હતો. તે આગળ આવી બોલ્યો "પ્રતાપ તું આજે આટલો બધો વહેલો કેમ આવ્યો? અમે આજે તમારા બધાનાં દુઃખનો અંત આણ્યો. પણ જુવો ગુરૂજીને આ બાબતની બીલકુલ બાતમી ન આપશો નહિ તો નાસતાં ભોંય ભારે પડશે."

ગીરીશ બોલ્યો, "કહી શું દેશે એ આપણી તરફેણમાંજ છે. આપણે જે કંઇ કર્યું છે તે બધાને માટે કર્યું છે, કંઇ આપણા એકલાના ભલાને માટે નથી. ચાલો ભાઇ! આજે મારી વર્ષગાંઠ છે. તમને બધાને બજારની સહેલ કરાવીયે."

પ્રતાપ બોલ્યો, "નહિ આજે મને ઘેર પાઠ વાંચવાને વખત નથી મળ્યો એટલે અહીંજ બેસીને પાઠ વાંચીશ.

બિહારીએ કહ્યું. "ઠીક ગુરૂજીને તો નહિ કહો ને?"

પ્રતાપ—"હું મારી મેળેતો કંઇ નહિ કહું પણ મને તેઓ પુછશે તો?"

બિહારી—"પુછે તો કહેવું કે મને તો કંઇ ખબર નથી."

પ્રતાપ—"એવું જુઠું મારાથી તો નહિ બોલાય."

ગીરીશ—"યાદ રાખજે બચ્ચા! જો ચાડી ખાધી તો, અને અમારા ઉપર માર પડયો તો, પછી તું જોઇ લેજે."

પ્રતાપ—"મેં કહ્યું તો ખરૂં કે હું ચાડી નહી ખાઉં, પણ ગુરૂજી પુછશે તો જુઠું પણ નહિ બોલું."

ગીરીશ—"તો પછી તારાં હાડકાંએ ભાંગી જશે."

પ્રતાપ—"એનો તમને પૂર્ણ અધિકાર છે."

[ ૨ ]

આજે દિવસે દશ વાગે શાળા ઉઘડી. શિક્ષક બગીચાની આવી દુર્દશા જોઇને બહુજ ગુસ્સે થયા. બગીચાને માટે તેમને બહુ ખેદ ન થયો, પરંતુ વિદ્યાર્થીઓની આવી ચાલચલગત માટે બહુ થયો. જો કોઇ બહારના માણસે આ કામ કર્યું હોત તો જખ મારીને બેસી રહેત, પરંતુ વિદ્યાર્થીઓનો અત્યાચાર એનાથી સહન ન થયો. જ્યારે બધા વિદ્યાર્થીઓ હારમાં બેસી ગયા, ત્યારે શિક્ષકે પુછ્યું: "આ બાગ કોણે ઉખેડી નાખ્યો છે?" વર્ગમાં ખળભળાટ થઇ રહ્યો. અપરાધીઓના ચહેરા ફીક્કા પડી ગયા. વર્ગના પચીસે વિદ્યાર્થીમાં એવો કોઇ નહતો કે જે આ ઘટનાને ન જાણતો હોય, પરંતુ એ વિદ્યાર્થીઓમાં એવું સાહસ ન હતું કે ઉઠીને સાફ સાફ કહી દે. બધાંએ માથાં નીચાં કરી દીધાં, મૌન ધારણ કર્યું ને બેસી રહ્યા. ગુરૂજીનો ક્રોધ વધ્યો, અને ચીડાઇને બોલ્યાઃ "મને ચોકસ ખાત્રી છે કે આ તમારામાંના કોઇનું કામ છે, જેને એ વિશે ખબર હોય તે કહી દે નહિતર, હું બધાને શીક્ષા કરીશ, કે જેથી કોઇને ગેરઇન્સાફ થવાનો સંભવજ રહે નહિ." છતાં એક પણ વિદ્યાર્થીએ ચુંકે ચાં ન કર્યું. બધા ચુપચુપ બેસીજ રહ્યા.

પછી શીક્ષકે શરૂ કર્યું—"દેવીપ્રસાદ તમે જાણો છો."

દેવીપ્રસાદ—"જી, ના મને કંઇજ ખબર નથી."

ગુરૂજી—"શાન્તિલાલ, તમે?"

શાન્તિલાલ—"જી, ના હું કઇજ જાણતો નથી."

ગુરૂજી—" પ્રતાપ તું કોઇ દિવસ જુઠું બોલતો નથી. તું જાણે છે ?"

પ્રતાપ ઉભો થઇ ગયો, એના મુખ મંડળ ઉપર વીરત્વનો પ્રકાશ તરવરતો હતો. નેત્રોમાં સાહસ ઝળકી રહ્યું હતું.

એણે કહ્યું—જી, હા.

ગુરૂજી—" શાબાશ. "

અપરાધીઓએ પ્રતાપ સામે લાલ આંખે જોયું અને મનમાં બોલ્યાઃ " ઠીક ! બચ્ચા જોઇ લેજે. "

[ ૩ ]

ગુરૂજી ન્યાયી હતા, કોઇને પણ ગુન્હા વગર દંડ દેતા નહિ. પરંતુ આવા દુષ્ટ કૃત્યને માટે તેઓ દંડ દેવામાં જરાયે દયા ન રાખતા. પાંચે અપરાધીઓને શિક્ષા કરી. આખો દિવસ પાટલી ઉપર ઉભા રાખ્યા અને હાજરી પત્રકમાં તેઓનાં નામ સામે ખરાબ વર્તણુક માટે શેરો કર્યો. અપરાધી ટોળી, પ્રતાપને જોઇ બળી જતી હતી. આજે એની સચ્ચાઇનો બદલો આપવા એમનું લોહી ઉકળી રહ્યું હતું. દુઃખમાં સહાનુભૂતિ પેદા કરવાની શક્તિ હોય છે. આ વખત વર્ગના ઘણા વિદ્યાર્થીઓ અપરાધીઓના મિત્ર બની રહ્યા હતા. છુપી રચના થઇ કે આજ પ્રતાપની ખબર લેવી. એવો મારવો કે પછી નિશાળમાં મોઢું ન દેખાડી શકે, એજ અમારો શત્રુ છે. દગાબાજ ! સચ્ચાઇનો ઢોંગ કરી રહ્યો છે. આજે તને ખબર પડશે કે સાચું કેમ બોલાય છે ? બિચારા પ્રતાપને આ ગુપ્ત સંકેતની જરાયે ખબર ન હતી. અપરાધીઓએ તેને ગુપ્ત રાખવા અને તેટલા પ્રયત્નો કર્યા હતા.

શાળા છુટી. પ્રતાપ ઘર તરફ ચાલ્યો. રસ્તામાં એક આંબાવાડીયું હતું. ત્યાં બિહારી, ગીરીશ, તથા અન્ય વિદ્યાર્થીઓ ઉભા હતા. પ્રતાપ ચોંક્યો ! સમજી ગયો કે આ લોકો અને હેરાન કરવાને ઉભા છે. પરંતુ બચવાનો કંઇ ઉપાય ન હતો. હીંમત અને ધૈર્યથી તે ધીમેધીમે આગળ ચાલ્યો. બિહારી બોલ્યોઃ "આવ બચ્ચા, બહુ રાહ જોવડાવી, લે લેતો જા સચ્ચાઇનું ઇનામ."

પ્રતાપ—"રસ્તામાંથી હઠી જાવ, મને જવા દો."

ગીરીશ—" જરા સચ્ચાઇની મઝા તો ચાખો."

પ્રતાપ—"મેં તો કહ્યું હતું કે જ્યારે મારૂં નામ લઇને પુછશે ત્યારે હું સાચું કહી દઇશ."

ગીરીશ—"અમે પણ તમને કહી દીધું હતું કે તમને એ કામનું ઇનામ દીધા વગર અમારાથી નહિ રહેવાય."

આમ કહેતાંજ તેઓ પ્રતાપ સામે ધસી આવ્યા. બિહારીએ તેના હાથ પકડવાની કોશીશ કરી. ગીરીશના ન્હાના ભાઇ રામેશે, પ્રતાપના પેટ ઉપર મુઠ્ઠીનો એક ગડદો માર્યો. બાકીના વિદ્યાર્થીઓ એક બાજુએ ઉભીને તમાશો જોવા લાગ્યા. પ્રતાપ દુર્બળ વિદ્યાર્થી હતો, તેથી તેની સાથે પેલા ત્રણ મજબુત વિદ્યાર્થીઓ બસ હતા. બધા એમ સમજતા હતા કે હમણાં એને ભોંયભેગો કરશે. જ્યારે પ્રતાપને લાગ્યું કે આ લોકો મારવા પીટવાનું શરૂ કરશે, ત્યારે તે આમ તેમ જોવા લાગ્યો, અને ચપળતાથી રામેશના હાથમાંથી લાકડી ઝુંટવી લીધી, અને જરા પાછળ ખસ્યો, અને બોલ્યો "મને સચ્ચાઇનું ઇનામ દેવા આવ્યા છો કેમ ? કોની મગદૂર છે કે મને એક હાથ પણ અરકાડી શકે ? " આવી જાઓ તમે પણ સ્વાદ ચાખતા જાઓ.

બન્નેના દાવપેચ શરૂ થયા. પ્રતાપ હતો તો કમજોર પણ બહુ ચપળને ચાલાક હતો. અને વળી સત્ય ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો, તેથી હૃદય પણ બળવાન બન્યું હતું. સત્યને માટે માથું આપવા એ તૈયાર હતો. થોડીક-

વાર સુધી તો પોતાનો બચાવ કર્યો, અને બાજુએ ખસવા લાગ્યો. પરંતુ તે એકલો ક્યાં સુધી ટક્કર ઝીલી શકે? જરાવારમાં ઝાડની તાજી લાકડીમાંથી છુછાં નીકળી પડયાં. જ્યાં સુધી તે તેના હાથમાં હતી ત્યાં સુધી કોઇ પણ તેની પાસે આવવાની હીમત ન કરતું. નિશસ્ત્ર હોવા છતાં પણ જુસ્સામાં હોવાથી ટક્કર ઝીલતો, પરંતુ "બળીયાના બે ભાગ" એ કહેવત પ્રમાણે, તે ટોળી વિજય પામી. છેવટે રમેશની એક મુક્કી પ્રતાપના પેટમાં એવી જોસથી વાગી કે તે બેશુદ્ધ થઇને ત્યાં પડયો. આંખો બંધ થઇ ગઇ અને મુર્છા આવી ગઇ. શત્રુઓના જીવ ઉડી ગયા. તેઓ સમજ્યા કે આનો જીવ નીકળી ગયો. તેઓ ત્યાંથી બેબાકળા થઇને નાઠા.

[ ૪ ]

વિજયી ટોળી ગીરીશને ઘેર પહોંચી. તેઓ એક એકથી છુટા પડી ગયા. કોઇ આ રસ્તે તો કોઇ પેલે રસ્તે એમ કરતાં બધા મહા મુશીબતથી નાઠા. ગીરીશને ઘેર ફક્ત ત્રણ સુદઢ છોકરાઓજ રહ્યા. ત્યાં તેઓ વિચાર કરવા લાગ્યા.

ગીરીશ—"ક્યાંક મરી તો નહિ જાયને?"

બિહારી—"તમારે પેટમાં મુક્કી ન મારવી જોઇએ. સખ્ત ઇજા થઇ હોય તો વખતે મરી પણ જાય."

ગીરીશ—"કાંઇ મેં એકલાએ તો નથી માર્યો, સંકેત કર્યો હતો તે માર્યો. હવે કહો શું કરશું?"

બિહારી—"હવે કરવું તું શું? છાંના માના બેસી રહો."

રમેશ—"ક્યાંક, હું એકલો તો નહિ ફસાઉને?"

બિહારી—"એકલો કોણ ફસાશે, બધા સાથેજ જઈશું."

ગીરીશ—"જો પ્રતાપ મરી નહિ ગયો હોય તો તે ત્યાંથી ઉઠીને સીધો ગુરુજી પાસે જશે."

બિહારી—"અને ગુરુજી કાલે આપણને બધાને સાથેજ દંડ દેશે."

ગીરીશ—"એટલા માટે મારી એવી સલાહ છે કે કાલથી શાળામાંજ ન જવું, અહિંથી નામ કઢાવીને બીજી શાળામાં જવું. અથવા તો બ્હાનું કાઢીને બેસી રહેવું. મહીના બે મહીના પછી બધી વાત ઠંડી થઇ જશે પછી જોઇ લેવાશે."

રમેશ—"અને પરીક્ષા થવાની છે તેનું શું?"

ગીરીશ—"ઓહો! એનો તો ખ્યાલજ ન રહ્યો. હવે તો એકજ મહિનો બાકી છે."

બિહારી—"તમને આ વખત જરૂર ઇનામ મળત."

ગીરીશ—"હા, મેં બહુ મહેનત કરી છે. પણ હવે શું કરવું?"

બિહારી—"આ વખત તો હવે ઇનામને માટે હાથ ધોવા."

ગીરીશ—"હા, આ વખત તો પ્રતાપને મળશે."

બિહારી—"બહુ સારૂં થશે. બિચારાએ માર ખુબ ખાધો છે."

બીજે દિવસે શાળા ઉઘડી, બિહારી, ગીરીશ, રમેશ એ ત્રણ જણા ભયથી શાળામાં ન્હોતા જતા. તેઓના સાથી પણ થરથરી રહ્યા હતા કે વખત છે ને અમે પણ સપડાઇ જઇએ. બિહારી દરરોજની માફક પોતાના કામે વળગી ગયો હતો, અને ગઇ કાલની બીના યાદ જ નથી એમ વર્તવા લાગ્યો. કોઇએ એ વિષય ઉપર ચર્ચા કરી નહિ. અને આજે જાણે પ્રતાપ પ્રસન્ન હોય એવું લાગતું હતું. એટલે કે ગઇ કાલના યોદ્ધાપણ સાથે તે વધારે બોલવા ચાલવા લાગ્યો. એ એમ ચાહતો હતો કે એ લોકોની મારા ઉપરની

શંકા દૂર થઇ જાય. આખી રાત તેણે એ વિષય ઉપર વિચાર કર્યો, અને છેવટે એવા નિર્ણય ઉપર આવ્યો હતો કે તેઓની સાથે મારે મળી જવું, અને તેમની શંકા દૂર કરવી, આજે સંધ્યાકાળે જ્યારે તે ઘેર જતો હતો ત્યારે તેને તેની ઉદારતાનું ફળ મળી ચુક્યું હતું. એના શત્રુ શરમાતા હતા અને એની પ્રશંસા કરતા હતા.

પરંતુ બીજે દિવસે પણ તે ત્રણ અપરાધીઓ શાળામાં ન આવ્યા. ત્રીજે દિવસે પણું તેઓનો કંઇ પત્તો લાગ્યો નહિ. ઘેરથી તેઓ શાળા તરફ નીકળતા પરંતુ ગામ બહાર જઇને ફરતા, અથવા રમતા. પછી પાંચ વાગે ઘેર ચાલ્યા જતા. એમના જાણવામાં એટલું તો આવ્યું હતું કે એમની સાથેના બીજા વિદ્યાર્થીઓ નિશાળે આવતા અને ગુરૂજી તેઓને કંઇજ નથી કહેતા. પરંતુ ચિત્તમાંથી શંકા દૂર ન્હોતી થતી. તેઓને મનમાં એમ થયા કરતું કે પ્રતાપે ગુરૂજીને કહ્યું હશે, અને અમારી જવાની વાર છે. ગયા કે તરતજ શિક્ષા થવાની. આવી આવી શંકાઓ કરીને શાળામાં જવાની હિમ્મત ન કરતા.

[૫]

ચોથે દિવસે ત્રણે અપરાધીઓ બેઠા બેઠા વિચાર કરી રહ્યા હતા, કે આજ કયાં જવું. પરંતુ એટલામાં અચાનકજ પ્રતાપ તેઓની તરફ આવતો જણાયો. એ લોકોને આશ્ચર્ય થયું, પરંતુ એને પોતાના દ્વાર ઉપર આવતો જોઇને કંઇક આશા બધાઇ. એ લોકો બોલે તે પ્હેલાં પ્રતાપ બોલ્યોઃ "કેમ મિત્રો! તમે ત્રણ દિવસથી શાળામાં કેમ નથી આવતા? ત્રણ દિવસથી ગેરહાજરી થઇ રહી છે."

બિહારી—"નિશાળે કયાંથી આવે? ભોંય ભારે પડી છે. ગુરૂજી શિક્ષા કર્યા વિના નહિ મૂકે.

પ્રતાપ—"કેમ તમારા બધા સાથીઓ તો આવે છે. તેમને કઇ કહ્યું?"

ગીરીશ—"તમે એ લોકોને છોડવી દીધા હશે.પણ તમે અમને કયાં જવા દ્યો એમ છો?"

પ્રતાપ—"આજે શાળામાં આવીને તે વિષે ખાત્રી કરી જુઓ."

બિહારી—"આવી યુક્તિઓ રહેવા દ્યો, અમને સપડાવવાની તજવીજ કરો છો.?"

પ્રતાપ—"તો હું કંઇ નાસી તો નથી જવાનો? તે દિવસે તમે સત્યનું ઇનામ આપ્યું. હવે અસત્યનું આપજો."

ગીરીશ—"સાચું બોલો છો, તમે ચાડી નથી કરી?"

પ્રતાપ—"ચાડી ખાવા જેવી વાત શું હતી? તમે મને મારો, હું તમને મારૂં,એતો એમજ ચાલે. અંદર અંદર લડાઇ કરીએ તેની ચાડી ખાવાની મને ટેવ નથી."

બિહારી—"આવું તો ખરો! પણ મને તમારા ઉપર વિશ્વાસ નથી બેસતો. અહિંતો મને સલાહ આપો છો, પણ ત્યાં મારૂં કચું-બર થઇ જશે."

કિંકરના શબ્દોથી અપરાધીઓ ઉપર એવી છાપ પડી કે તેઓને બરાબર વિશ્વાસ બેઠો, અને એવા નિશ્ચય ઉપર આવ્યા કે આજ શાળામાં જવું. બરાબર દશવાગે ત્રણે મિત્રો શાળામાં પહોંચ્યા, પરંતુ ચિત્તમાંથી શંકા દૂર થઇ ન્હોતી. ચ્હેરાનો રંગ ઉડતા લાગ્યો.

ગુરૂજી ઓરડામાં દાખલ થયા, વિદ્યાર્થીઓએ ઉભા થઇને તેઓને માન આપ્યું. એમણે ત્રણે મિત્રો ઉપર તીવ્ર દ્દષ્ટિ ફેંકી. અને એટલુંજ બોલ્યા કે "તમે બધા ત્રણ દિવસ ગેરહાજર હતા, જુઓ જેટલું ચાલ્યું છે તેટલું યાદ કરી લેજો."

પાછા વાંચવામાં મગ્ન થઇ ગયા.

જ્યારે અરધા કલાકની પાણી પીવાની




## પ્રકરણ ૭ મું.

### કારભારીની કન્યા.



"લલિતા! ત્હને ખબર પડી કે?"

"શેની?"

"ત્હારાં ઘડીયાં લગ્ન લેવાયાં તેની.બીજા શેની? જાણેછે ને ઢોંગ કરે છે!" લલિતાની સહીપણી માલતીએ અડપલું કર્યું.

"એમાં તને બહુ આનંદ આવતો હશે કેમ?"

"કેમ ન આવે. મ્હારી લલિતા પરણે એનાથી વધુ આનંદ કયો?"

"પરણવાનો અર્થ સ્હમજેછે કે માત્ર પરણવું એટલે આનંદ!?",

"એ બધી ન્હાને મોઢે મ્હોટી વાત રહેવા દે. આપણે તો એટલું સ્હમજીએ કે પરણીને સાસરે જવાય. પતિ સારો હોય એટલે આપણા મનમાનતા કોડ પુરે. સાસુસસરાની દેખરેખ નીચે આપણે સંસારમાં આનંદ કરીએ. દેરાણી જેઠાણી સાથે ગીતો ગાઇએ ને ઘરમાં કામ કરીએ. નણંદ લડકણી હોય તો બે ઘડી લઢાય વઢાય પણ પાછાં જેમનાં તેમ આનંદથી રહીએ.માવતરે પાછાં આણું વળી ઘેર આવીએ. મા બહુ સારી હોય તો સારો કરિયાવર કરે. કરિયાવર સાસરિયામાં બતાવી આપણે માવતર માટે મગરૂરી દેખાડીએ. પતિ સાથે તેનાં સગાંવહાલાંમાં ગામડે જઇએ. ત્યાં બધાં સગાંવહાલાં આપણા દાગીના ને લુગડાં જોઇ ખુશી થાય. એમ બધા જીવનના પ્રસંગ આવે એ માટે પરણવું. વધારે સાંભળવું છે?" માલતીએ પરણવાની ભાવના સ્હમજાવી.

"ત્હેં તો એક ભાષણ આપ્યું." લલિતા હસી પડી.

"શું ત્યારે તનેજ ભાષણ કરતાં આવડે છે? કન્યાશાળામાં હું ભાષણ કરતી નથી તેથી એમ નથી ઠરતું કે મ્હને બોલતાં આવડતું નથી.," પોતાને માટે સંતોષ પામતી માલતી દૃઢ બની.

"તું નથી બોલતી એમાંજ સારૂં છે."

"એમ કેમ?" માલતીએ જરા ગુસ્સે થઇ પ્રશ્ન કર્યો.

"મ્હારાથી બે વર્ષ મ્હોટી પરણવા જેવડી ત્હારા જેવી કન્યા લગ્ન વિષે આવા વિચાર જાહેરમાં ન મૂકે તેમાંજ ફાયદો છે." લલિતાએ ટુંકમાં સૂચક ભાવથી પતાવ્યું.

"તું તો બહુ પંડિતા હો એવોજ ભાવ હમેશાં બતાવેછે. લલિતા! ત્હારા વિચારો આકાશમાં ઉડે એવા હોય છે. સંસારમાં રહીએ તો સંસારમાં બંધબેસતા આવે તેવાજ

વિચાર કૈરવામાં માલ છે. " માલતીએ ડોડહાપણ બતાવ્યું.

" ભલે ત્હારા વિચારો ત્હને મુબારક હો!"

" ત્યારે કહે તો ખરી તું પરણવાનો અર્થ શું કરેછે ? જોઉં ડહાપણનો દરિયો કેટલોક ડોળાયછે.? "

" માલતી ! મ્હારા વિચાર સંભળાવવા કરતાં જ્યારે હું પરણું ત્યારે તેને અમલમાં મૂકી પ્રત્યક્ષ બતાવીશ. બોલવા કરતાં કરી દેખાડવું એમાંજ મનુષ્યજીવનની શોભા છે."

"એ શોભા પછી બતાવજે. હમણાં તો મ્હારે ત્હારી પાસેથી લગ્ન વિષે સાંભળવું છે."

" મ્હારી ઉમરની કન્યાઓએ પરણવાનો વિચાર કરવો એ અસ્થાને છે. આપણે તો નિર્દોષ આનંદમાં ગૃહકેળવણી લઇ ભવિષ્ય માટે તૈયાર થવાનું છે." લલિતાએ વાત ઉડાવવા પ્રયત્ન કર્યો.

" અરે વાહરે ત્હારી હુશિયારી ! વસંત-પંચમીએ પરણવાની છે અને આપણે એ બાબતનો વિચાર ન કરવો એવો ઉપદેશ આપે છે!"

કુંતલપુરમાં લલિતાનો પિતા હરિલાલ દરબારી કામદાર છે. સોરઠ પ્રાંતમાં કુંતલપુર વ્યાપારી મથક તરીકે બહુ આગળ વધેલું શહેર છે. ત્યાંના દરબારો મૂળ સૂર્યવંશી હોવાનો દાવો કરતા. પોતાના રાજ્યમાં વસ્તી આગળ વધે, વસ્તીમાં કેળવણીનો પ્રચાર થાય એ માટે ત્યાંના મ્હોટા દરબાર રણમલસિંહ પોતાના કામદાર હરિલાલની મદદથી બહુ ઉત્સાહ લેતા. હરિલાલ દરબારનો જમણો હાથ ગણાતો મૂળથી ખાનદાન કુટુંબનો હોવાથી હરિલાલ સર્વ પ્રજાને સંતોષ આપવા હમેશાં ઉત્સુક રહેતો. હરિલાલને કારભારું એના પિતાના વારસામાં મળ્યું હતું. હરિલાલના દાદાઓથી આ કારભારું ઉત્તરોત્તર ચાલ્યું આવતું હતું. પોતે ઉંચી કેળવણી લીધેલી હોવાથી પ્રજાને આગળ વધારવા માટે તે ઇંતેજાર રહેતો. જ્યારે જ્યારે તક મળતી ત્યારે દરબારને રાજાના ધર્મ સ્હમજાવતો. રાજા પ્રજાથીજ શોભે છે, પ્રજાના સુખમાંજ રાજાનું સુખ સમાયલું છે. કોઇપણ રાજ્યની મજબુતીનો સર્વ આધાર પ્રજાની મજબુતી ઉપર રહેલો છે. ખેડુતોના સવાલોનો અભ્યાસ કરી સારી ખેતી કરાવવા, દેશપરદેશના હુન્નર ઉદ્યોગની હકીકતો એકઠી કરી દેશમાં અવનવા હુન્નર ઉદ્યોગ દાખલ કરાવવા અને સાહિત્ય ને કલાના પ્રશ્નો માટે કલા મન્દિર સ્થાપવાના વિચારો તે હમેશાં કરતો અને રાજ્યથી બની શકે તેટલું અમલમાં મૂકાવા પણ ચૂકતો નહિ. બાળકો અને બાળાઓને કઇ કેળવણી આવશ્યક છે તે માટે કેળવણીના વડા અધિકારી સાથે તે હમેશાં ચર્ચા કરતો અને રાજ્યના કેળવણીના ક્રમમાં તે પ્રમાણે સુધારા વધારા કરાવતો. બીજાં ગામડાંઓમાં હજી કન્યા કેળવણીનું સ્વપ્નું પણ આવ્યું ન્હોતું ત્યારે હરિલાલના પ્રયાસથી કુંતલપુરમાં કન્યાશાળા બહુ સારૂં કામ કરતી. શરૂઆતમાં લોકોમાં એવીજ માન્યતા બેસી ગઇ હતી કે કન્યાને ભણાવવામાં માલ નથી. છોકરી બહુ ભણે તો સાસરેથી પોતાના દુઃખના કાગળો મોકલે એટલે છોકરીને ભણાવવીજ નહિ. આવી જાતની માન્યતાને દૂર કરાવવામાં હરિલાલે બહુજ મહેનત કરી. પોતાનાથી બને તે પ્રમાણે ઘણાં માબાપને સ્હમજાવી કન્યકાઓને શાળાએ આવતી કરી. શરૂઆતમાં બહુ પ્રયાસ છતાં હાજરી થોડી રહેતી. હરિલાલે સંખ્યા વધારવા ખાસ પ્રયત્નો આદર્યા. દર મહિને છોકરીઓને ઇનામો આપવા શરૂ કર્યાં, તે સાથે માસિક મેળાવડા ગોઠવ્યા. પોતાની પુત્રીઓને શાળામાં ભણતી જોઇને કેટલાક પિતાઓને આનંદ થતો પણ જ્યાં સુધી કન્યાની માતાઓ પુત્રીઓને ભણા-

વધવામાં ઉત્સાહ ન લેય ત્યાં સુધી સંખ્યા વધી શકશે નહિ એમ હરિલાલને ખુલ્લું જણાયું. હરિલાલે કન્યાશાળાની મુખ્ય અધ્યાપિકાનેઆ બાબતમાં ત્રિમાસિક રાસના મેલાવડા માટે સૂચના કરી. આ મેલાવડો ખાસ સ્ત્રીવર્ગને માટે થતો. તેમાં જે કન્યાઓ શિક્ષણ લેતી હોય તેની માતાઓને ખાસ આમંત્રણ આપવામાં આવતા. મેલાવડામાં પોતાની પુત્રીઓને રાસ ગાતાં, ખુદડી ફરતાં જોઇ કંઇક ઉત્સાહ વધતો ચાલ્યો. સવને એમ થતું કે મ્હારી પુત્રી સહુથી સારૂં ગાય છે. આવી જાતના પ્રયાસોથી કુંતલપુરની કન્યા કેળવણી વધી. હરિલાલની પુત્રી લલિતા પણ ન્હાનપણથી ચાલાક હતી. પોતાના સર્વ વિચારો પુત્રીમાં ઉતરતા જોઇ હરિલાલને બહુ સંતોષ થતો.

કુંતલપુરનો કારભારી હરિલાલ કુટુંબમાં પણ સુખી હતો. તેની પત્ની ઉમિયા સ્વભાવે શાંત, સરળ અને રહેણી કરણીમાં બહુ સાદી હતી. પોતે એક પુત્ર તથા એક પુત્રીની માતા હતી. કારભારી પતિની પત્ની હોવા છતાં ન હતી તેનામાં કોઇપણ જાતની મગરૂરી,તેમજ ન હતું કોઇપણ જાતનું મોટપણું.

લલિતાથી ન્હાના પુત્રનું નામ માધવલાલ હતું. પુત્ર પુત્રીને જોઇ ઉમિયા હંમેશાં આનંદમાં રહેતી. હરિલાલે પોતાની ઉચ્ચ કેળવણી આપવા શાળા ઉપરાંત ઘરમાં પણ ખાનગી શિક્ષણ માટે ગોઠવણ કરી હતી. સાહિત્ય ને સંગીતના વિષયોમાં પોતે બહુ ઉત્સાહ લેતો. પોતાની પુત્રી ઉત્તમ ગૃહિણી કેમ બને તે માટે તે ઉમિયા સાથે બેસી વારંવાર આશાવંતા વિચાર કરતો. ઉમિયાની શાંતિ ને સરળતા તેમજ હરિલાલની ચપળતા ને ચાલાકી લલિતા ને માધવલાલમાં પ્રત્યક્ષ દેખાતાં. આખું કુંતલપુર, આ કારભારી કુટુંબને ચાહતું. સર્વ કોઇ હરિલાલના જેવું કુટુંબસુખ ઇચ્છતું. માધવલાલનો પણ અભ્યાસ આગળ વધારવા હરિલાલ ઇંતેજાર રહેતો.

અચાનક લલિતાના સગપણ માટે ગુર્જરપુરનું માગું આવ્યું. સુન્દરલાલે પોતાના પુત્ર વસંત સાથે લલિતાને પરણાવવા માટે હરિલાલને લખ્યું હતું. સુન્દરલાલ કામ પ્રસંગે ઘણીવાર કુંતલપુર આવતો ત્યારે હરિલાલ સાથે કન્યાકેળવણીના પ્રશ્ન ઉપર ઉહાપોહ કરતો. સુન્દરલાલના કુટુંબ માટે હરિલાલને બહુ માન હતું. 'હિમ્મતમાળા' ની કસ્તુરી શી મ્હેકતી કીર્તિથી હરિલાલ અજાણ્યો ન્હોતો. કુંતલપુરની કન્યાશાળામાં સુન્દરલાલે લલિતાને એક 'આશાવંતી કન્યકા તરીકે અનેકવાર જોઇ હતી. સાહિત્યમાં, સંગીતમાં, રાસમાં કે જે વિષયમાં જુઓ તેમાં સર્વમાં પહેલો નંબર રાખતી લલિતાને જોઇ સુન્દરલાલ ખુશી થતો અને હરિલાલને અભિનંદન આપતો. હરિલાલે પણ ન્હાનકડા વસંતની રહેણી કરણી વિષે બહુ સાંભળ્યું હતું. તે ઉપરાંત માણેકે જે માતૃપદની ઉચ્ચ ભાવનાથી પોતાના પુત્રને ઉછેર્યો હતો. તે વિષયથી પણ હરિલાલ વાકેફ હતો. " જ્ઞાનમન્દિર " માસિકમાં વસંતને હાથે લખાયલાં કાવ્યો પણ હરિલાલે વાંચ્યાં હતાં. આટલી ન્હાની ઉમરમાં પ્રતિભાશાલી કાવ્યો લખનારનો ફોટો પણ "જ્ઞાનમન્દિરમાં" પ્રગટ થયો હતો.

જ્યારે હરિલાલને સુન્દરલાલ તરફથી કાગળ મળ્યો ત્યારે તેને અજાયબી સાથે આનંદ થયો. સુન્દરલાલ જેવો સંસ્કારી માણસ પોતાના પુત્રનાં સ્હેજ ન્હાની વયમાં લગ્ન કરે તે માટે તેને અજાયબી લાગી. પોતાની પુત્રી લલિતાને વસંત જેવો વર મળે તેમજ માણેક જેવી સાસુ ને સુન્દરલાલ જેવો સંસ્કારી સસરો મળે તે વિચારે આનંદ આવ્યો.

સુન્દરલાલની લગ્ન સંબંધી માગણી સ્વીકારવા પહેલાં હરિલાલે સુન્દરલાલને આટલી

બધી ઉતાવળથી લગ્ન કરવાનું કારણ પૂછ્યું. પોતાની પુત્રી લલિતાનું સગપણ તે હમણાં કરવા ખુશી હતો પણ લગ્ન ત્રણ ચાર વર્ષ પછી થાય તો સારૂં આવો ખુલાસો સુન્દરલાલને લખેલા પત્રમાં તેણે કર્યો હતો. પત્ર મળતાં સુન્દરલાલ જાતે કુંતલપુર આવી ગયો. હરિલાલને સર્વ વાત કહી સંભળાવી. માણેક અને પોતાની વચ્ચે થયેલા પ્રસંગનું સર્વ વર્ણન હરિલાલ સમક્ષ વિના સંકોચે સુન્દરલાલે કર્યું. જુનાગઢ લખેલો કાગળ, જુનાગઢથી આવેલો જવાબ, તે છતાં માણેકનો આગ્રહ એ સર્વ વાત વિગતવાર હરિલાલ આગળ મુકી. સુન્દરલાલ ને હરિલાલે આખરે લગ્ન હમણાં કરી નાંખવાનું દુરસ્ત ધાર્યું ને લગ્ન પછી વસંતનો અભ્યાસ ચાલુ રહે તેવી ગોઠવણ કરી બન્ને વિદ્વાન સગાઓએ સંબંધ બાંધ્યો. વસંતપંચમીનાં લગ્ન નક્કી કરી સુન્દરલાલે માણેકને સંતોષી.

લલિતાની માતાને આ વાત બહુજ પસંદ પડી. પોતાની પુત્રીનાં લગ્ન સુન્દરલાલ જેવા સંસ્કારી પિતાના પુત્ર વસંત સાથે થશે એ વિચારે ઉમિયાને બહુ સંતોષ થયો. લલિતાને સર્વ વાત કહેવાને આ સ્હેજ જુના વિચારની માતા ચૂકી નહિં. કારભારી સાહેબની પુત્રીના લગ્નમાં ભાગ લેવા આખા કુંતલપુરમાં ઉત્સાહ પ્રકટી નીકળ્યો. સર્વ કોઇ પોતાના દીલસોજ કામદારના સુખમાં ભાગ લેવા ઉલ્લાસમાં આવી ગયું લલિતાની સહીયર માલતીને બહુ આનંદમાં ને આનંદમાં પ્રકરણની શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે લલિતા સાથે પરણવાની વ્યાખ્યા માટે વાદવિવાદ કરતી આપણે સાંભળી છે.

હજી તે બન્ને સખીઓ વાતે ગુંથાયલી છે.

" માલતી ! પરણવું તું જેટલું રહેલું માને છે તેટલું રહેલું નથી. "

" હું હને કયાં સહેલું છે કે અઘરૂં છે એમ પૂછું છું. હારી પરણવાના જ્ઞાનની ચોપડીઓમાંથી વાંચ્યું હોય તે કહી દે એટલે નિકાલ પત્યો.

---

## પ્રકરણ ૮ મું.

### હર્ષ કે શોક?



વસંત ને લલિતાનાં લગ્ન બહુ ધામધુમથી થયાં. ભુજંગપુરથી આવેલી જાને કુંતલપુરમાં બહુ આનંદ કર્યો. સુન્દરલાલ ભુજંગપુરમાં લોકપ્રિય હોવાથી લોકોએ વસંતના લગ્નપ્રસંગે બહુ ઉત્સાહપૂર્ણ ભાગ લીધો. ભુજંગપુરની આસપાસનાં ગામડાઓના ભોળા હૃદયના ગામડીયા લોકોએ પણ આ લગ્નપ્રસંગ ઉત્સવની માફક બહુ ધામધુમથી ઉજવ્યો. સુન્દરલાલને બહુ માનીતી એ ગ્રામજનોએ વસંતનું ફુલેકું ચઢાવ્યું અને તે પ્રસંગે દાંડીયારાસની રમઝટ જમાવી. વરરાજા તરીકે અશ્વપર વિરાજેલા વસંતને આ જોઈ બહુ મઝા આવી. ગ્રામ્યજનો બહુ ઉત્સાહમાં ડાંડીયારાસ લેતા હતા. તે સર્વેએ આજે હાથવણાટના પાણકોરાની નવી ચોરણીઓ તથા ફૂમકાંવાળાં કડીયાંઓ પહેર્યાં હતાં. કડીયાંના કસોના ઝુમખાઓમાં વિવિધ રંગનાં ફૂમકાંઓ કંઇ ઓરજ શોભા આપતાં હતાં. આ ફૂમકાંઓ પણ ડાંડીયારાસની રમઝટમાં એવી રીતે ઉડતાં હતાં કે ત્યાંનું દૃશ્ય આકર્ષક બનતું હતું. વસંતરતુ, વસંત જેવો કવિ હૃદયનો વરરાજા, ગ્રામ્ય-

જનોનો ઉત્સાહ અને ખુલ્લા ચોકમાં લેવાતો ડાંડીયારાસ જોવા ચોથનો ચંદ્રમા જાણે તારલીયા સાથે આવ્યો હોય તેવો ખાસ વસંતને થયો. કંઇ કલ્પનાના સાગર ઉછળ્યા. ડાંડીયારાસમાં ઢોલ સરણાઇના તાલ એ તાલ ઝીલતા ડાંડીયા, ડાંડીયાને વિવિધ કલાથી ફેરવતા રાસ લેતા જુવાનોનાં ભરાવ અંગો, હેમની ભરાવદાર મુછો, હેમની પાઘડીઓનાં ઉડતાં છોગાઓ, હેમના ચહેરાઓ ઉપર દેખાતી તન્મયતા, ફુદડી ફરતાં ફરતાં હેમનું નવું નવું નૃત્ય અને તેઓની રાસ લેવાની છટા જોઇ વસંતને શ્રીકૃષ્ણની રાસલીલા યાદ આવી. શ્રીકૃષ્ણે ગોકુળના ગ્રામ્યજનો ગોવાળીયાઓ સાથે લીધેલો રાસ યાદ આવ્યો. વસંતને ન્યૂનતા માત્ર ગોપીઓની લાગી. જો એક એક ગોપી અહિં રાસ લેતી હોય તો કેવું સારૂં એ ભાવના આ ન્હાનકડા કવિએ કરેલી. પોતે વરરાજા તરીકે અશ્વ ઉપર બેઠેલો છે છતાં આ રાસ પોતે રમતો હોય તેમ તાલ આપતો હતો. ડાંડીયારાસ ખલાસ થતાં કેટલાક ગ્રામ્યજનોએ સુન્દરલાલ પાસે અરજ ગુજારી કે ત્યાં હાજર રહેલ કેટલીક ગ્રામ્ય સુન્દરીઓની આ શુભ પ્રસંગે એકાદ રાસ લેવાની બહુ ઇચ્છા છે. સુન્દરલાલ હા કે ના કહે તે પહેલાં વસંતના સહવાસથી રસિક બનેલ વસનજી શેઠે પોતાની સંમતિ આપી. વસનજી શેઠની ઇચ્છા તુરત અમલમાં મુકાઇ, મેર, આહિર, કોળી, ખવાસ વિગેરે જાતની સુન્દરીઓ તુરતજ એક વર્તુલમાં ગોઠવાઇ ગઇ. નિર્દોષ ભાવનાથી પ્રેરિત આ સુન્દરીઓએ રાસ લેવો શરૂ કર્યો:

> " ઝાંખાં છંજરી હારાં ઓરડાં
> ઝાંપો શિમરોળીનો સીમ—
> વનમાં બોલે રાજ કોયલડી "

એ લોકગીત શરૂ થયું. એક સુન્દરી ધીમુ ધીમુ ઢોલક વગાડતી હતી. બે સુન્દરીઓ કોકિલકંઠે ગવરાવતી અને બાકીની તે ઝીલતી. ગામડાની શાંતિ, ગ્રામ્ય સુન્દરીઓ, તેઓનો ગ્રામ્ય પોશાક, ગ્રામ્ય ભાષા, કોકિલકંઠ, ગાવાની મધુર હલક, હીચની રંમઝટ અને આ નિર્દોષ સુન્દરીઓમાં રહેલ રાસની મધુરતા જોઇ વસંત બહુ ખુશ થયો. પોતે પોતાને બે ઘડી ભૂલી ગયો. ગઇ કાલ સુધી મગજમાં રમી રહેલ વિચારો વિસરાઇ ગયા. માતાના પત્રના ઉત્તરમાં પોતે ના પાડી છતાં માણેકનો અભિલાષ પૂર્ણ કરવા પડેલી ફરજથી તે દુઃખ પામ્યો હતો. વસંતની ઇચ્છા સુન્દરલાલને મળતીજ હતી કે લગ્નની વાત હમણાં ન કરવી. પોતે માણેકને પત્રમાં ખુલ્લું જણાવ્યું હતું કે મારા જેવા બાળકને અત્યારથી લગ્નની ધુંસરીમાં નાખવાનું બીલકુલ વ્યાજબી નથી. તેમજ એક સંસ્કારી માતા મ્હને આવી ફરજ પાડે એ બહુ અજાયબી જેવું છે. એવી રીતે માણેકને બહુ લખ્યું હતું પણ માણેક એકની બે ન થઇ. સુન્દરલાલે આ સર્વ વિગત વસનજી ઉપર લખી જણાવી. વસનજીને માણેકનો અભિલાષ પૂરવામાં ઠીક દેખાયું, તેથી વસંતને સમજાવ્યો. કુંતલપુરમાં હરિલાલનું કુટુંબ સારૂં છે. હરિલાલ કામદારની પુત્રી લલિતા અભ્યાસ કરે છે. કન્યા બહુ સારી છે. ભલે માણેકની ઇચ્છાને માન આપી હમણાં લગ્ન કરવું પણ વસંત ને લલિતાનો અભ્યાસ પૂરો થાય ત્યાંસુધી લલિતા કુંતલપુર રહે એવી ગોઠવણ કરવામાં આવી. વસંતે આ શરતે વસનજી શેઠની બહુ કોશિષ પછી માતાની ઇચ્છાને માન આપ્યું છતાં બાળલગ્નના ગેરફાયદા સમજનાર વસંતને સંપૂર્ણપણે આ વાત રૂચતી ન્હોતી. આ સર્વ વિચારો વસંતના લગ્ન લેવાયાં ત્યારથી તેના મગજમાં ઘોળાયા કરતા હતા પણ આ ગ્રામ્ય આનંદે એ

વિચારો થોડીવાર તો ભૂલાવ્યાં. રાસડાઓ ગામડાંઓમાં છે—ગામડાંઓમાં સહજ ઉતરતી ગણાતી જાતોમાં છે તો શામાટે શહેરની ઉચ્ચ ગણાતી જાતિઓમાં એ નિર્દોષ આનંદ ઓછો થયો હશે ! જુનાગઢની ઉંચી જાતિઓની સુન્દરીઓને વસંતે કોઇ દિવસ આવો નિર્દોષ આનંદ લેતી નહિ જોયેલી હોવાથી આ સરખામણીનો પ્રશ્ન તેના મનમાં રમી રહ્યો.

ભુજંગપુરમાં વસંતના લગ્ને આવા નિર્દોષ આનંદના અનેક પ્રકાર અનુભવ્યા.

કુંતલપુરમાં વસંતની જાનને બહુ મ્હોટું માન મળ્યું. કુંતલપુરના દરબારશ્રીએ પોતાના કામદારને આ શુભ પ્રસંગે બહું બહુ પ્રકારે મદદ કરી. બહુ ઠાઠમાઠથી આ લગ્નવિધિ યોજાઇ. વસંતપંચમીની રાત્રિએ વસંત ને લલિતાનાં શાસ્ત્રોક્ત રીતિએ લગ્ન થયાં. કેટલીક રૂઢીઓને આ લગ્ને તિલાંજલિ આપી. ઉમિયાએ પોતાની પુત્રીને સારો વર અને સારૂં ઘર મળવા માટે પ્રભુનો પાડ માન્યો. વસંતને જોઇ ઉમિયા બહુ પ્રસન્ન થઇ. હરિલાલ પણ બહુ ખુશી થયો. લલિતાને પોતે ભાગ્યશાળી માની. આ લગ્નની ખુશાલીમાં હરિલાલે ખેરીયાત કરવામાં બાકી રાખી નહિ. કુંતલપુરમાં આનંદનો સાગર ઉલટ્યો હોય તેવાં દશ્યો દેખાતાં હતાં. લગ્ન પ્રસંગે ફટાણાં—ફકા મશ્કરી વિગેરે જુના રિવાજ કાઢી નાખીને સુન્દર લગ્નગીતો તેમજ નિર્દોષ આનંદથી આ ઉત્સવ ઉજવાયો.

પરણીને વદુવર ભુજંગપુર આવ્યાં. માણેક હર્ષઘેલી બની. હેતનાં આંસુ પાડયા. પુત્ર ને પુત્રવધુને દેશી રિવાજપ્રમાણે પોંખ્યાં. પોખતાં પોખતાં પણ હર્ષાશ્રુનો પ્રવાહ ચાલુજ હતો. આવી પ્રેમાળ સાસુ જોઇ લલિતાને પણ હર્ષનાં આંસુ આવ્યાં. માતાથી પણ અધિક વ્હાલથી લલિતાને માણેક હૃદયથી ચાંપી. પોતાને ત્યાં આજે સોનાનો સૂરજ ઉગ્યો એ ભાવનામાં ઝુલતી માણેક હર્ષમાં ગાંડી બની. સુન્દરલાલે પણ પત્નીને સંતોષ થયેલો જોઇ આનંદ માન્યો. માતાનો આવો વાત્સલ્યભાવ જોઇ વસંત પણ બાળલગ્નને ધિક્કારનારા પોતાના સિદ્ધાંતો બે ઘડી વિસરી ગયો. માતાનો હર્ષ જોઇ વસંત હર્ષઘેલો બન્યો.

આ હર્ષ ઝાઝો વખત ટક્યો નહિ, કારણ કે અંદરના ખંડમાંથી નંદલાલ દોડતો આવ્યો. માણેકને એકાએક હર્ષમાંને હર્ષમાં આંચકો લાગવાથી કંઇ થઇ આવ્યું છે એવા ખબર આપ્યા. સર્વ પુરૂષવર્ગ અંદર આવ્યો. માણેક લલિતાના ખોળામાં માથું નાંખી બેભાન જેવી હાલતમાં પડેલી હતી. સુન્દરલાલ બેબાકળો બન્યો. વસંતે માતાનો હાથ પકડી જાગૃત કરવા કોશિષ કરી. વૈદ્યને તેડવા માણસ દોડયું. ચારે તરફ દોડાદોડ થઇ રહી. વસનજી શેઠ, નંદલાલ, પ્રભુલાલ, સુન્દરલાલ સર્વ આ બનાવથી આભા બની ગયા હોય તેમ દેખાયું. સુન્દરલાલને હિમ્મત આપવા વસનજીએ પ્રયત્નો આદર્યા. સુન્દરલાલ માણેકની બેભાન અવસ્થા જોઇ અવાચક બની રહ્યો. હર્ષથી ઉભરાતા ઘરમાં એક ઘડીમાં કંઇ અજબ ફેરફાર થઇ ગયો. વૈદ્યરાજ આવ્યા. માણેકની નાડી તપાસી.

વૈદ્યરાજનાં બહુ બહુ પ્રયત્નો છતાં માણેકને આરામ થવાનાં બહુજ થોડાં ચિન્હો દેખાયાં. સર્વ કોઇ વૈદ્યરાજ તરફ એકી ટશે નિહાળી રહ્યું હતું. વૈદ્યરાજે સર્વને આશ્વાસન આપ્યું કે થોડીવારમાં માણેકને આરામ થઇ જશે. ભલે વૈદ્યરાજ કંઇ આશા આપે પણ સુન્દરલાલને તો ખાત્રી થઇ ગઇ હતી કે માણેક હવે છેલ્લી ઘડીપર છે. સર્વ કોઇ આ પ્રસંગે હિમ્મત રાખી માણેકને આરામ થશે એ ભાવનામાં હતાં પણ સુન્દરલાલ ઘા ખાઇ ગયો હતો. માણેકે પોતાનું કાર્ય સંપૂર્ણ કર્યું

છે. માણેકે પોતે ભવિષ્યવેત્તા બની પોતાને વસંતનાં લગ્ન માટે પ્રેર્યો હતો એ સર્વ બીનાનો વિચાર આવતાં તે નિરાશામાં ડુબતો હતો. વિકાસક્રમમાં આગળ વધેલી માણેકે સુન્દરલાલને ખુલ્લી રીતે જણાવ્યું હતું કે હવે હું થોડા વખત જીવવાની છું માટે મ્હારો વસંતને પરણાવવાનો અભિલાષ પુરો પાડવા માટે આડે ન આવો. સિદ્ધાંતને પૂજનારો સુન્દરલાલ કબુલ થયો પણ વસંતની ઇચ્છા બીલકુલ ન્હોતી. વસનજી શેઠ માણેકની ભવિષ્યવાણીમાં બહુ માનતા ન્હોતા. માણસ કહે કે હું મરી જઇશ અને એ ખરૂં પડે એ વસનજી શેઠે માન્યું ન્હોતું. માત્ર માણેક ખુશી થાય એ ઇચ્છાએ વસનજીએ વસંતને સ્હમજાવ્યો હતો. વસંત માતાની બહુજ આકાંક્ષાથી આખરે કબુલ થયો. આ સર્વ બનાવો સુન્દરલાલે, વસનજી અને વસંતની દૃષ્ટિમાં એક સરખા ખડા થયા. એ ત્રણે જણાને મનમાં ભય ઉત્પન્ન થયો કે કદાચ માણેકની ભવિષ્યવાણી ખરી પડે.

બહુ ઉપચાર પછી માણેકે આંખ ઉઘાડી. સર્વને સ્હેજ આશા આવી. વૈદ્ય પણ પોતાની શક્તિ માટે ખુશી થયો. માણેકને આરામ થાય એ જોવા આખું કુટુંબ ખડેપગે ઉભું હતું. આંખ ઉઘડી પણ માણેક બોલી શકતી ન્હોતી. આંખ ઉઘાડવાની સાથે માણેકે બહુ ધીમી ગતિથી આસપાસ દૃષ્ટિ ફેરવી. લલિતા અને વસંતને પોતાની પાસે ઇશારતથી બોલાવ્યા. આ વખતે લલિતા તો બહુજ ગભરાયેલી જણાતી હતી. તેની આંખમાંથી અશ્રુધારા ચાલી રહી હતી. વસંત ચિંતાતુર દેખાતો હતો. તેનું હૃદય રડતું હતું. લલિતા ને વસંત પાસે આવતાં માણેક ખુશ થઇ. પોતે સંતોષ પામી હોય તેવો ભાવ સ્પષ્ટ રીતે તેના ચહેરાપર દેખાયો. બોલવાની ઇચ્છા છતાં બોલાતું ન્હોતું. કુદરતે તેનામાં કંઇ જોર બક્ષ્યું હોય તેમ એક સાજા માણસની માફક તેણે લલિતા ને વસંતનો હાથ પકડી સુન્દરલાલના તરફ દૃષ્ટિ કરી. સુન્દરલાલ સ્હમજી ગયો. દુઃખદ હૃદયે પત્ની સમક્ષ આવ્યો. માણેકે પુત્ર અને પુત્રવધુનો હસ્ત પતિના હાથમાં સોંપ્યો. કંઇ કહેતી હોય તેમ માણેકની આંખની કીકી બોલતી હતી. આ સર્વ એક પલકમાં વિજળીની ત્વરાથી થયું. બીજી પળે માણેકનો આત્મા પૂર્ણ શાંતિથી સર્વની અજાયબી ને નિરાશા વચ્ચે પ્રભુના પરમ ધામમાં સિધાવ્યો. આંખના પલકારામાં સુન્દરલાલના સુખી ગૃહની સ્થિતિ દુખમાં ફેરવાઇ. ગૃહનો પ્રકાશ ગયો, ગૃહની લક્ષ્મી ગઇ, ગૃહનું સુખ ગયું–સર્વસ્વ ગયું એમ સુન્દરલાલે માન્યું. જે ગૃહમાં થોડી મીનીટો પહેલાં લગ્નગીતો ગવાતાં હતાં તે ગૃહમાં અત્યારે રડારોળ થઇ રહી.

લાગણીનું પૂર કોણ અટકાવી શકે ? પ્રેમ ને લાગણી આગળ બુદ્ધિની હાર થઇ. તત્વજ્ઞાની–મૃત્યુનાં સર્વ અંગો સ્હમજનાર સુન્દરલાલનું અત્યારસુધી હૃદયજ રડતું હતું. હવે હેની છાતી હાથમાં ન રહી. એકાંતમાં જઇ હૃદય ખાલી કર્યું. જ્ઞાનમાર્ગમાં આગળ વધેલો સુન્દરલાલ પત્નીના આ અકાળ અવસાનથી બહુ દુઃખી થયો. ગામડામાં જન્મેલી ગામડામાં ઉછરેલી, ગ્રામ્યભાવનામાં પોષાયલી પણ શહેરની સંસ્કારી સ્ત્રીની તુલનામાં ઉત્તમ પંક્તિએ આવવા જેટલી માણેક આગળ વધી હતી. સુન્દરલાલની સંસારસુધારાની, પ્રજાનાં દુઃખો ટાળવાની, દેશ બાંધુઓની સર્વ પ્રકારે સેવા કરવાની ને દેશ કલ્યાણની સર્વ ભાવના તે હમેશાં આતુરતાથી ઝીલતી. ગુજરાતનાં ગૃહમન્દિરોમાંથી કુટુંબકલહ દૂર થઇને સંપ શાંતિ તથા સ્નેહનું સામ્રાજ્ય થાય એ સુન્દરલાલની મહત્વાકાંક્ષા તે હમેશાં સાંભળતી,

ઝીલતી ને પોષતી. બાળપણથી ભણેલી નહિ છતાં સુન્દરલાલના સહવાસથી ભણવાની ઈંતેજારી વધી. પરિણામે ભાષાજ્ઞાન ઉપરાંત તેનામાં જ્ઞાનદીપક પ્રકટયો. પોતાના કુટુંબમાં છેલ્લાં થોડાં વર્ષો થયાં કલહ વધતો જતો હોવાથી કોઇ કોઇ પ્રસંગે નિરાશ થતી પણ આશાવાદી સુન્દરલાલ તેની સમક્ષ ઉચ્ચ આદર્શો રજુ કરી એ નિરાશા દૂર કરાવવા મથતો. પોતાના સર્વ વિચારો ઝીલનારી માણેક જેવી પત્નીને ગુમાવવા માટે સુન્દરલાલને અતિશય લાગી આવ્યું. તેની આશાનો કોટ-કિલ્લો તૂટી પડયો.

માણેક જેવી માતાનો પોતે પુત્ર છે, એ વિચારે અભિમાન લેનારો વસંત અત્યારે ગાંડા જેવો થઇ ગયો. વસંતને ઘણીવાર શંકા થતી કે જ્યારે કોઇ વ્હાલું માણસ મરી જાય ત્યારે લોકો રડે છે એ સાચું છે કે ખોટું ? પોતે તો કોઇ દિવસ રડેજ નહિં એ દૃઢ વિચાર તેને પોતાને માટે થતો. આજે એજ વસંત પોતાની જાતને ભૂલી જઇ છાતી હાથ રાખી શકયો નહિં. ન સહમજી શકાય તેવી ભાવના ત્હેનામાં પ્રકટી. પોતાની વ્હાલી માતા-માતૃપદમાં આગળ વધેલી સંસ્કારી માતા-પુત્રને મહાપુરુષ બનાવવા નિરન્તર મથતી માતા-ગંગા યમુના સરીખી પવિત્ર-કુટુંબ, સમાજ ને રાષ્ટ્રના ઉદ્ધાર પ્રેરણા પાનારી માણેક સરીખી માતા ગુમાવવા માટે વસંત બહુ દુઃખી થયો. એ માતાનું વાત્સલ્ય-ભાવથી છલોછલ ઉભરાતું હૃદય કયાં મળશે ? એ માતાની પ્રેમાળ ને ઉત્સાહજનક વાણી સંભળાશે ? એ માતાનું પવિત્ર ને ભાવ પ્રેરતું મુખડું હવે કયાં દેખાશે ? વસંત આ સર્વ વિચારે રડતો હતો.

જે સાસુને માટે લલિતાએ બહુ મ્હોટી આશાઓ રાખી હતી, જે સાસુના ઉચ્ચ વિચારો ભવિષ્યમાં ઝીલવા માટે લલિતા આશાભરી આવી હતી અને ગુજરાતમાં ગૃહે ગૃહે દેવીઓ અવતરે એવો જેનો આદર્શ હતો એવી કૌશલ્યા સરીખી સાસુનું સુખ શરૂઆતથીજ આ પ્રમાણે લુંટાઇ જવાથી લલિતાએ પોતાને હતભાગિની માની. ગુજરાતનું કુટુંબજીવન સુધરે, ગુજરાતનો સુન્દરી-સમાજ અજ્ઞાનના અંધકારમાંથી પ્રગતિના પ્રકાશમાં આવે અને મહાપુરૂષોની માતા બનવાની માતૃપદની જોખમદારી ગુર્જર સુન્દરીઓ સહમજે આવા વિચારો માણેકના છે એમ લલિતાએ પોતાની માતા પાસેથી સાંભળેલું. આવા ઉચ્ચ વિચારની સાસુના સહવાસથી પોતાનું જીવન સુધરશે. પોતે પોતાના હૃદયમાં રમી રહેલા વિચારો સાસુ સમક્ષ મૂકશે અને સાસુ તેને પોષશે, આ સર્વ ભાવના આમ એકાએક નષ્ટ થવાથી બુદ્ધિમાં આગળ વધેલી લલિતાએ પોતાને કમનસીબ માની.

આખું કુટુંબ આ પ્રસંગે શોકમાં ડુબી ગયું. ભુજંગપુરમાં માણેકના અવસાનની વાત આંખના પલકારામાં સર્વ સ્થળે પ્રસરી. લોકોએ શરૂઆતમાં તો આ વાત માનીજ નહિ. હજી હમણાં તો "હિમ્મતબાપા"ના ફળીયામાં ગીતો ગવાતાં હતાં ત્યારે હર્ષઘેલી માણેકને પુત્રને પોંખતી ઘણાંયે જોઇ હતી. જ્યાં થોડાં વખત પહેલાં આનંદસાગર ઉલટયો હતો ત્યાં શોકની સીમા ન રહી.

જ્ઞાની સુન્દરલાલે હૃદયનો ભાર ઓછો થવા પછી કુટુંબમાં થઇ રહેલી રડારોળ અટકાવવા પ્રયત્નો આદર્યા. રડવા કૂટવાની રૂઢીને ધિક્કારનારો સુન્દરલાલ સર્વને આશ્વાસન આપી હિમ્મત આપવા મંડયો. વસનજી શેઠ કે જે માણેકને એક ઉચ્ચ કોટીની ગૃહિણી તરીકે માન આપતો, જે માણેકને



કાંતા—" તે ધણી ધણીયાણી કેમ જુદાં રહે છે ? પરણ્યા ત્યારે કંઈ નહોતું. પછીથી કેમ આટલો અણબનાવ થયો ? "

ગૌરી—" કારણ તે કાયમ લડયા જ કરે કે એક બીજામાં કોનો પ્રેમ વધારે છે ? ધણી કહેશે હું વધારે ચાહું છું ને વહુજી કહેશે હું-આથી તે જુદા થયા છે.

× ×

છોકરો—" બા, તને કેટલાં વરસ થયાં

મા—" એકવીસ વરસ. "

છોકરો—" ને મારા બાપાને ? "

મા—" સત્તાવીશ. "

છોકરો—"ત્યારે તો ૭ વરસ પછી તું ને મારા બાપા સરખી ઉમરનાં થઇ જવાનાં."

# વિવિધ વિષયો.

## ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની વિનતિ.

મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના સંચાલકો નીચે પ્રમાણે જાહેર પ્રજાને વિનતિ કરે છે—

### ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ.

**મદદ કરવા લાયક ખાતું.**

**દરેક ગુજરાતી સ્ત્રી પુરૂષોએ શા માટે મદદ કરવી?**

**શિક્ષણ વર્ગો નિભાવ ફંડ.**—મંડળના હોલમાં રવિવાર સિવાય બપોરના ૧ થી ૫ સુધી દરરોજ ગુજરાતી સ્ત્રીઓ અને કન્યાઓ માટે ગુજરાતી, અંગ્રેજી, સંસ્કૃત, સંગીત, સોઇંગ, કટીંગ તેમજ નાના બાળકો માટે કિન્ડરગાર્ટન વર્ગો પગારદાર શિક્ષકો રાખી ચલાવવામાં આવે છે. લગભગ ૪૦ થી ૫૦ સ્ત્રીઓ લાભ લેછે. આ ખાતાને પોતાથી બનતી મદદ કરવાની ઘણી જરૂર છે.

**ઈનામી ફંડ.**—મજકુર વર્ગોમાં શીખનારી સ્ત્રીઓ અને મોટી કન્યાઓને પ્રસંગોપાત ઇનામો આપવાની વ્યવસ્થા છે. તેમાં તમે ઉત્તેજન તરીકે મદદ કરી શકો.

**પુસ્તક પ્રસારક ફંડ.**—આ ફંડમાંથી સ્ત્રી ઉપયોગી લખાણો લખાવી છપાવવામાં આવે છે અને તે સસ્તી કિમ્મતે વેચવામાં આવે છે. આ ખાતાને મદદની જરૂર છે.

**દુકાળ ફંડ**—આ ખાતામાંથી મુંબાઇમાં તેમજ દેશાવરોમાં દુકાળ જેવા આફતકારક બનાવો પ્રસંગે ગરીબોને કપડાં, અનાજની મદદ મોકલવામાં આવે છે. આ ફંડમાં તમો તમારાથી બનતી મદદ મોકલી આપો.

**લાયબ્રેરી ફંડ**—મંડળને અંગે સ્ત્રીઓને વાંચવા લખવાનો અભ્યાસ વધે તે માટે અને જ્ઞાન વૃદ્ધિ પામે તેવા હેતુથી વાંચનાલય અને પુસ્તકાલય છે. આ પુસ્તકોનો લાભ સ્ત્રીઓ મોટી સંખ્યામાં લે છે. માસિકો અને વર્તમાનપત્રો પણ આવે છે. આ ખાતાને તમો પુસ્તકોની તેમજ પુસ્તકો ખરીદ કરવાની આર્થિક મદદ મોકલી શકો.

**ગરબા ફંડ**—નવરાત્રિ જેવા પ્રસંગોએ ગરબા પાર્ટીનો મેળાવડો થાય છે. આ વખતે લ્હાણી વગેરેનો મોટો ખર્ચ થાય છે. ફંડ એકઠું થયાં છતાં વધારે ઉમેરવું પડે છે. આવા ઉત્સાહી પ્રસંગમાં તમો ખુશાલી તરીકે આ ફંડમાં સારી રકમ મોકલી શકો.

**વાર્ષિક સ્નેહ સંમેલન ફંડ**—દીવાળીમાં બેસતાં વર્ષની ખુશાલીમાં દર વર્ષે "સ્નેહ સંમેલન" કરવામાં આવે છે. આ ફંડમાં પણ તમે ખુશીથી બનતી મદદ આપી શકો.

**સ્વ. જમનાબાઇ સકકઇ મે. ફંડ.**—આ ફંડની રકમ લગભગ ૪૭ હજાર જેટલી છે. આ ફંડનો ઉપયોગ મંડળ માટે સ્વતંત્ર મકાન કરવાનો છે, પણ રકમ ઘણીજ નાની છે. ટુંક મુદતમાં મકાન લેવાની ફરજ પડશે. અમારી દયાળુ ગુર્જર પ્રજા અવશ્ય મદદગાર થશેજ અને ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ સ્વતંત્ર મકાન ભોગવવાને ભાગ્યશાળી થાય એવું ઇચ્છશે

નોંધ: "ગુણસુન્દરી" દ્વારા આ પ્રમાણે બીજી સંસ્થાઓ પણ પોતાની વિનતિઓ જાહેર પ્રજા સમક્ષ રજુ કરી શકે છે. તં. ગુ.

## હિન્દી સ્ત્રીઓની પ્રવૃત્તિ.

"સ્ત્રી ધર્મ" માસિક હિન્દની સ્ત્રીઓ સંબંધી નીચે પ્રમાણે કેટલીક ખબરો પ્રકટ કરે છે:—

મદ્રાસ યુનીવરસીટીની સેનેટના સભાસદ થવા માટેની ચુંટણીમાં ઉમેદવાર તરીકે ઉભાં રહેનાર અને બહુમતીથી ચુંટાનાર કુમારમંગલમ જમીનદારના પત્ની સૌ. રાધાબાઇ સુબ્બાયન, બી. એ. છે. એ સેનેટમાં બીજી પણ ચાર મહિલાઓ કોલેજોની પ્રીન્સીપાલ હોવાના હોદ્દાની રૂએ નીમાય છે.

કરાંચીની દયારામ જેઠમલ સિંધ કોલેજમાં સ્ત્રીઓની મોટી સંખ્યા અત્યારે કેળવણી લે છે. ચાલુ વર્ષમાં ૩૫ નવી વિદ્યાર્થીનીઓ જોડાઈ છે. ૨ એમ. એ. કલાસમાં, ૩ બી. એ. કલાસમાં, ૧૧ ઇન્ટરમીડીએટ આર્ટસ કલાસમાં અને ૧૯ પ્હેલા વર્ષના વર્ગમાં છે. પ્હેલાં વર્ષના વર્ગમાં ભણતી બે સ્ત્રીઓ પરણેલી છે. એમની જરૂરીઆતોને પ્હોંચી વળવા એક સ્ત્રીની પટાવાળી તરીકે નીમણુંક થઇ છે.

મ્હૈસુરમાં થોડા વખત પર સ્ત્રીઓની એક પરિષદ મળી હતી અને તેમાં સ્ત્રીઓને લગતા તેમજ બીજા કેટલાક વિષયો પર નિબંધો વાંચવામાં આવ્યા હતા. આ પરિષદની બેઠક દરવર્ષ મળે છે અને એ દ્વારા સ્ત્રીઓને વિચાર કરવાની તક મળી શકે છે. આ વર્ષની બેઠકનાં પ્રમુખ મીસિસ ચંદ્રશેખર આયર હતા. તેમનું ભાષણ ડહાપણ અને જ્ઞાનથી ભરેલું હતું.

-બીજી એક સ્ત્રીઓની નોંધ લેવા યોગ્ય સભા મહિલા સેવા સમાજના વાર્ષિક સમ્પરંભ પ્રસંગે બેંગલોરમાં મળી હતી. એમાં લગભગ ૫૦૦ મહિલાઓ હાજર હતી. મ્હૈસુર રાજ્યની સ્ત્રીઓ શહેરીપણાના હક્ક માટે કેટલી બધી લાયકાત ધરાવે છે તે એ ઉપરથી સમજી શકાય છે. એ હક્ક એમને હમણાંજ આપવામાં આવ્યા છે?

**તુર્કસ્તાનમાં સ્ત્રીઓની લડત**

"ધી લીવીંગ એજ" પત્રમાં તુર્કસ્તાનની સ્ત્રીઓની પ્રવૃતિઓ વિષે મી. જોસફ હાન્સ લાઝાર એક જાણવાજોગ લેખ લખી તુર્ક સ્ત્રી પક્ષની પ્રમુખ શ્રીમતી નસીહે મુહદ્દીન હાનુમ સાથે થયલી મુલાકાતનો અહેવાલ આપે છે. આ મુલાકાત દરમ્યાન એ આગેવાન મહિલાએ દર્શાવેલા વિચારો નીચે આપીએ છીએ.

"અમારી પાર્ટીના ઉદ્દેશો યૂરપની બીજી સ્ત્રી પાર્ટીઓના જેવાજ છે, પરંતુ અમારૂં સામાજીક વાતાવરણ જુદું હોવાને લીધે અને અમારી સંસ્કૃતી જુદી હોવાને કારણે અમારી કામ કરવાની પદ્ધતિ અલબત્ત જુદી છે. અમારો ઉદ્દેશ ટુંકમાં આ પ્રમાણે છેઃ તુર્ક સ્ત્રીએ પોતાના દેશની જાગ્રતિ અને ઉન્નતિમાં ભાગ લેવો જોઇએ. સામાજીક અને રાજકીય જીવનમાં જે સ્થાન લેવાની અમારામાં લાયકાત છે તે મેળવવાની અમે માગણી કરીએ છીએ. અમારા દેશને સ્વતંત્ર કરવા માટેની લડતમાં અમે જે ભોગ આપ્યો છે અને જે સેવાઓ બજાવી છે તે જોતાં એવી માગણી કરવાનો અમને હક્ક છે.

"અમારી પ્રવૃતિનો પાયો અમારેજ ચણવાનો છે. અમારી મુશ્કેલીઓથી અમે અજાણ નથી. અત્યારે તો અમારૂં કામ ભવિષ્યને માટે તૈયારી કરવાનું છે. પ્હેલાં તો અમારે તુર્ક સ્ત્રીઓને જાગ્રત કરી કેળવણી આપવી પડશે. ઉચ્ચ અભિલાષ રાખતાં અને એ અભિલાષ પાર પાડતાં અમારે તેમને શીખવવું જોઇશે.

"અમારો ઉદ્દેશ એ છે કે તુર્કસ્તાનમાં સામાજીક, આર્થિક અને રાજકીય સમાનતા પુરૂષોની સાથે સ્ત્રીઓ ભોગવી શકે. અમારૂં પ્હેલું વ્યવહારિક કામ સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવાનું છે; કારણ કે જાહેર જીવન માટે એજ પ્હેલું પગથીઉં છે. મત આપવાનો અને અધિકારી બનવાનો હક્ક મેળવવા અમે ઇચ્છીએ છીએ.

"મુસ્તફા કમાલ પાશાના પક્ષના જે નવ મુખ્ય મુદ્દાઓ છે તેના અમે અનુયાયી છીએ. એ નવમાં મુખ્ય આ પ્રમાણેઃ અમારા રાષ્ટ્રીય મુલકોની સ્વતંત્રતા, લોકપ્રિય રાજ્યકારભાર માટેની રચના, આર્થિક પુનઃરચના, લડાઇની નુકશાની ભરપાઇ કરવી, અને લડાઇમાં અપંગ થયલાં માટે, લડાઇમાં પતિ મરી જતાં વિધવા થયલી સ્ત્રીઓ માટે અને અનાથ બાળકો માટે યોગ્ય સગવડો કરવી અમે આ હક્ક હક્કને ખાતરજ નથી માગતાં. પરંતુ અમારે માથે જે ફરજો અને કામો છે તે પૂરી કરવાના સાધન તરીકે એ મેળવવા અમે મથીએ છીએ. રાજકીય સમાનતા છેવટનો ઉદ્દેશ નથી; પરંતુ છેવટનો ઉદ્દેશ સાધવાનું સાધન માત્ર છે. એથી પરિણામે સમાન કેળવણી અને વારસા હિસ્સાના હક્ક મેળવવા માટેનાં દ્વાર ખુલ્લાં થશે.

"અમે માનીએ છીએ કે સ્ત્રીની ફરજો ઘરમાં તેમજ જાહેરજીવનમાં પણ છે. એ બન્ને બાબતમાં પશ્ચિમ યૂરપ કરતાં તુર્કસ્તાનમાં સંજોગો તદ્દન જુદાં છે. અમે જ્યાં સુધારાની જરૂર છે ત્યાંજ સુધારો કરવા માંગીએ છીએ; પાશ્ચમીના સુધારાની આંધળી નકલ કરવા નથી ઇચ્છતા. પશ્ચિમમાંથી જે સારૂં મળે તે લેવા અને અમારૂં જે

સારું હોય તે ટકાવી રાખવા અમે ઇંતેજાર છીએ."

આંખો મીંચીને પશ્ચિમનું આંધળું અનુકરણ કરનારા કહેવાતા સુધારકોને આ શબ્દોમાંથી યોગ્ય પાઠ શીખવાનો મળશે !

**સ્ત્રીઓની મુખ્ય ફરજો:**

આ આગેવાન તુર્ક મહિલા આગળ ચાલતાં તુર્ક સ્ત્રીઓની મુખ્ય ફરજો શું છે, તે વિગતવાર જણાવે છે. એ વિગતોમાંથી આપણી સ્ત્રી કારપોરેટરોને કીમતી સુચનાઓ મળી શકશે:

"પાંચ પાંચ ગીનીના મોટા સોનાના સિક્કાઓનો હાર પ્હેરવાનો અમારી ગામડાની સ્ત્રીઓને બહુ શોખ હોય છે. અમારા સ્વદેશના ગળામાં તુર્કસ્તાનની સ્ત્રીઓ એ હારની જેમ વિના કારણ, કોઇ પણ પ્રકારના લાભ વિનાના, ભારે બોજારૂપ ન થવી જોઇએ. એ હારના નાણાં જેમ બીજા વધારે ઉપયોગી કામોમાં–વ્યાપાર, ઉદ્યોગમાં–લાભદાયક રીતે ખર્ચી શકાય તેમ સ્ત્રીઓની શક્તિઓને જાગ્રત કરી તેમનો વધારે સારે ઉપયોગ કરવો જોઇએ.

"સ્ત્રીઓની મુખ્ય ફરજો ઘરની અને કુટુંબની હદમાંજ સમાઇ નથી જતી. ઘણી લડાઇઓથી અમારી પ્રજા તવાઇ ગઇ છે. અમારા દેશપર અનાથ બાળકોનો મોટો બોજો છે. અમારા પોતાના બાળકોનું પાલન પોષણ કર્યું એટલે અમારી ફરજ પૂરી થઇ નથી જતી. એ હજારો, લાખો અનાથ બાળકોની સંભાળ લેવાની જવાબદારી અમારે માથે છે. અમે સુવાવડખાનાં, બાળાશ્રમો, શાળાઓ અને અનાથાલયો બાંધવા માંગીએ છીએ. ઉપરાંત માતાની ગોદ છોડી બાળક શાળામાં જાય ત્યાં પણ તેની સંભાળ લેવામાં અમારો હિસ્સો હોવો જોઇએ. શાળાઓ–ખાસ કરીને કન્યાશાળાઓ–માં સ્ત્રીઓજ શિક્ષકો થાય એમ અમે ઇચ્છીએ છીએ. અને તેથીજ સ્ત્રીઓને સ્કુલ કમિટિઓમાં દાખલ કરવાની અમારી મુખ્ય માંગણી છે."

**તુર્ક સ્ત્રીઓ અને સંસાર સુધારો:**

"ઘર અને કેળવણી વિષેની અમારી જવાબદારીઓ સાથે ઘાડો સંબંધ ધરાવતો સવાલ લગ્ન અને છુટા છેડા (તલ્લાક) નો છે. એ સંબંધી તુર્ક સ્ત્રીઓની લાચાર સ્થિતિ સર્વ જાણે છે. અત્યાર સુધી લગ્ન માતપિતાની મરજી પ્રમાણેજ થતાં. પરણનાર વ્યક્તિઓને એ બાબતમ બોલવાનો હક્ક નહોતો એટલુંજ નહિ પરંતુ તેમને લગ્ન પ્હેલાં મળવાનો પણ પ્રસંગ મળતો નહિ. હવે વર–કન્યા લગ્ન પ્હેલાં મળી શકે એટલી સ્થિતિએ અમે પ્હોંચ્યા છીએ. કેટલીકવાર તેમની મરજી પણ પૂછાય છે. આ બાબતની વિગતોમાં હું નહિ ઉતરું, પરન્તુ પ્રમાણિકપણે મારે કબુલ કરવું જોઇએ કે એ સુધારો દાખલ થયા પછી લગ્નનું પ્રમાણ ઘટી ગયું છે અને છુટા છેડાનું પ્રમાણ વધ્યું છે ! સંજોગોની એ અજબ લીલા છે.

"પણ લગ્ન કરતાં છુટા છેડાનો પ્રશ્ન વધારે અગત્યનો અને વધારે મુશ્કેલી ભર્યો છે. ધર્મ ગ્રંથોએ કરેલી આજ્ઞાઓમાં રિવાજ અને કાયદાએ ધીરે ધીરે ઘુસી અમારી સ્થિતિ ફેરવી નાંખી છે. પવિત્ર કુરાનની આજ્ઞાઓનો અર્થ સ્ત્રી જાતિને ગેરલાભ થાય એવીજ રીતે કરવામાં આવ્યો છે. પ્હેલાં અમને જે હક્ક હતા તે બધા ધીરે ધીરે ખુંચવી લેવાયા છે. પ્હેલાં તલ્લાક માટે જે કારણોની જરૂર પડતી, તેમની જરૂર હવે નથી જણાતી અને પુરૂષો પોતાની મરજી પ્રમાણે પત્નીઓને તલ્લાક આપી શકે છે. આ સ્થિતિમાં ફેરફાર કરાવવો એ અમારો એક મુખ્ય ઉદ્દેશ છે. અમે તલ્લાકનો રિવાજ નાબુદ કરવા નથી ઇચ્છતા. પણ એ બાબતમાં સ્ત્રીઓને પુરૂષો જેટલાજ હક્ક મળવા જોઇએ. અમારી માગણી એવી છે કે પતિની આપખુદ સત્તાથી અપાયલા તલ્લાક કાયદેસર ન ગણાવા જોઇએ, પરંતુ એ વિષેનો ન્યાય ન્યાયાધિકારીઓ સમક્ષ કરવો જોઇએ.

"અત્યારે તો એવી સ્થિતિ છે કે એક તુર્ક પતિ કોઇ પણ કારણે બે સાક્ષીઓની હાજરીમાં પોતાનો વિચાર પ્રકટ કરી, પત્નીની ઇચ્છા વિરૂદ્ધ અને તેના વાંધાની દરકાર કર્યા વિના તલ્લાક આપી શકે છે. આવી પરિસ્થિતિમાં પત્નીને કંઇ આરોજ નથી; તે પોતાનું ચઢેલું પૃલ્લું પણ ન માંગી શકે.

"એટલા માટેજ અમારો પક્ષ સ્ત્રીઓને વ્યાપાર ઉદ્યોગના ક્ષેત્રોમાં દાખલ કરવાના મુદ્દા ઉપર ખાસ ભાર મુકે છે. તુર્ક સ્ત્રીઓએ દેશની આર્થિક પુનઃરચનામાં સક્રિય ભાગ લેવો જોઇએ. અમે માનીએ છીએ કે રેશમના, શેતરંજી–ગાલીચા બનાવવાના અને બીજા વણાટ ઉદ્યોગોમાં સ્ત્રીઓ માટે મોટું ક્ષેત્ર પરેલું છે. એમાં અમે હાલના જમાનાની પદ્ધતિ દાખલ કરવા અને

ફક્ત સ્ત્રીઓથી ચાલતા રેશમના અને શેતરંજી-ગાલીચા બનાવવાના કારખાના ખોલવા માંગીએ છીએ."

આ પ્રસિદ્ધ મહિલાનો અભિપ્રાય એવો છે કે સ્ત્રીઓ ભરણ પોષણ માટે સ્વતંત્ર થઇ શકે તો તેમની સામાજીક સ્થિતિમાં વિના વિલંબ સુધારો કરી શકાય.

**બાલ-લગ્નનાં પરિણામ:**

"ચાંદ" ના બાલવિવાહ અંકમાં શ્રીમતી દમયન્તી દેવી "બાલવિવાહ" વિષય પર એક મનનીય લેખ લખે છે. એ લેખની શરૂઆતમાં બાલલગ્ન પ્રચલિત થવાના કેટલાંક કારણો દર્શાવી, એ પ્રથા વિરૂદ્ધ શાસ્ત્રનો મત ટુંકમાં રજુ કરે છે. સાથે સાથે સંયુક્ત પ્રાંતોમાં જુદી જુદી ઉમ્મરની વિધવાઓની સંખ્યા પણ તેમણે આપી છે. એકથી પંદર વર્ષની ઉમ્મરની વિધવાઓની સંખ્યા એ પ્રાંતમાં સન ૧૯૧૧ માં ૩,૯૧,૧૪૭ એટલી હતી. છેવટે બાલલગ્નનાં પરિણામની ચર્ચા કરતાં લેખિકા કહે છેઃ

"જે કુટુંબોમાં બાલવિવાહ થાય છે ત્યાં હંમેશા વૈદ્ય કે ડોકટરની હાજરી હોય છે. અમે લોકો શરીરે એથી કરીને કમજોર થઇ જઇએ છીએ, એ પણ દેશની પ્રજાની ઉમ્મર ટુંકી હોવાનું એક કારણ છે. જે ચીજ કમજોર હોય તેનો નાશ પણ જલદી થાય. અમારા યુવાનોનો નાશ થવાનું કારણ એ છે કે હજી પુષ્ટ થાય તે પહેલાં તેમના બ્રહ્મચર્યનો નાશ કરવામાં આવે છે. જન્મ-મરણના અહેવાલો પરથી જણાય છે કે સોળ વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ મોટું છે. આ નિંદિત પ્રથાથી રોગ વધે છે, આયુષ્ય ઓછું થાય છે, વિધવાઓની સંખ્યા વધે છે અને તે પણ એવી નિર્દોષ વિધવાઓની કે જેમને લગ્ન કે રંડાપો કે પતિ એટલે શું તેની ખબર સરખી નથી હોતી. ઘણા લોકો કહે છે કે બાલલગ્નનો રિવાજ જુનો છે, પણ એ ભ્રમ છે. ધર્મશાસ્ત્રોમાં મોટી ઉમ્મરના લગ્નના દાખલાઓ મળે છે; બાલલગ્નના નથી મળતા. રૂક્મિણી, દ્રૌપદી, દમયંતી અને શકુન્તલા વગેરેનાં લગ્ન મોટી ઉમ્મરેજ થયાં હતાં. શું તમે લોકો ફરીથી શરીરની રક્ષા માટે, આયુષ્ય અને બલ બુદ્ધિ વધારવા માટે આ બાલ વિવાહની કુરીતિ, આપણી જાતિમાંથી, આપણા ઘરમાંથી દૂર નહિ કરો? નવયુવાનો અને નવયુવતીઓ! તમારા પરજ જાતિ અને દેશના ઉદ્ધારનો આધાર છે. જ્યાં સુધી આ કુરીતિ તમે દૂર નહિ કરો ત્યાં સુધી સંસાર સુધારા માટે પોકાર કરવો મિથ્યા ફાંફા છે."

**સ્ત્રીઓના સહાયકોની ભૂલ:**

"ગૃહલક્ષ્મી" ના કાર્તિક અંકમાં કુમારી કમલાદેવી "અમારા સહાયકોની ભૂલો" એ મથાળા નીચે એક લેખ લખી સ્ત્રીવર્ગની ઉન્નતિ કરવા ઇચ્છતો પુરૂષવર્ગ કેવી ભૂલો કરે છે તેનો ખ્યાલ આપે છે. લેખિકાનો એ સંબંધી અભિપ્રાય નીચે પ્રમાણે છે:

"અમારા કેટલાક દયાળુ ભાઇઓ અમને સહાય કરવા ઇચ્છે છે, પરંતુ અમને કેળવણી આપ્યા પ્હેલાં તેઓ લલનાઓ બનેલી જોવા ઉત્સુક છે. તેમની અભિલાષાઓ પૂરી કરવાને તેઓ યોગ્ય ઉપાય નથી અજમાવતા અને તેથીજ તેમનો ઉદ્દેશ પાર નથી પડતો. પછી તેઓ અમારા ઉપર દોષ મુકે છે અને અમને દુર્ભાગી ગણે છે. અલબત્ત અમારૂં એ દુર્ભાગ્યજ છે કે અમારા હિતચિન્તકોની સમજમાં એટલો ફેર છે. પ્રાચીન આર્ય લલનાઓ જેવી વીરાંગના અને સર્વગુણસંપન્ન થયલી અમને જોવા તે ઇચ્છે છે, પરંતુ અમને કેળવવા માટે તેમણે શું વ્યવસ્થા કરી છે? તેઓ ઇચ્છે છે કે અમે ગૃહકાર્યમાં કુશલ બનીએ, પણ અમને ભણાવે છે અંગ્રેજી કોલેજોમાં. યુનીવરસીટીની ડીગ્રીઓવાળી સ્ત્રીઓથી તેમનો અભિલાષ ક્યારે પૂરો પડશે તે તેમણેજ વિચારવાનું છે. સ્નેહ દયા કે બીજા કારણે આપે અમારી જાતિને એવો માર્ગ ન બતાવો કે જેથી અમને હાનિ થાય. અમને કેળવણી આપો પણ અમારી બુદ્ધિ પર પાશ્ચાત્ય કુસંસ્કાર ન પડે, અમે અમારૂં સ્ત્રીત્વ ન ભૂલીએ તેના સંભાળ રાખો. પ્હેલાં અમને એવી કેળવણી આપો જેથી અમારો સૂતેલો આત્મા જાગ્રત થાય. કોલેજોમાં શિક્ષણ આપવાથી પરિણામ સારાં નહિ આવે. તમે પૂછશો કે પુરૂષો કેમ ભણે છે? પુરૂષોની વાત જુદી છે. તેમને એ શિક્ષણ જીવન નિર્વાહ માટે લેવું પડે છે. સ્ત્રીઓનું ક્ષેત્ર જુદું છે. તેમને ગૃહવ્યવસ્થાનું શિક્ષણ પ્રથમ મળવું જોઇએ. અંગ્રેજી શિક્ષણ પામેલી પત્ની પતિનું મનરંજન કદાચ કરી શકશે; પરંતુ કુટુમ્બવત્સલ બની ગૃહસ્થાશ્રમનો ભાર સ્હેલાઇથી નહિ ઉપાડી શકે."

# સ્ત્રી જગત્.

## હિન્દ.

તા. ૧૫ મી નવેમ્બરે વિદાય થતા ગવર્નરને માનપત્ર આપવા વિષેની દરખાસ્ત મુંબાઇની કોરપોરેશનમાં શ્રીયુત દાસોલકરે રજુ કરી હતી. નેશનલ પાર્ટીના સભાસદોએ એ સામે સખ્ત વાંધો ઉઠાવ્યો હતો. સ્ત્રીઓ તરફથી સૌ. અવન્તિકાબાઇ ગોખલે અને કુમારી બચુબાઇ લોટવાલા એ દરખાસ્તની વિરૂદ્ધ પડયાં હતા, જ્યારે મીસિસ હેરી હોજકીન્સને તરફેણમાં મત આપ્યો હતો !

× × ×

તા. ૧૮ મી નવેમ્બરનું ગાંધી પર્વ ઉજવવા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક મોટી સભા મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી. સૌ. અવન્તિકાબાઇ ગોખલે પ્રમુખસ્થાને હતાં. આ મસંગે મૌલાના શૌકતઅલી આવવાના હતા પણ નાદુરસ્ત તબિઅતને લીધે આવી શકયા ન હતા. શરૂઆતમાં મીસિસ લેસાનીઆએ ગાંધીજી સંબંધી ટુંક વિવેચન કર્યા બાદ શ્રીયુત અમૃતલાલે બ્હેનોને ખાદી પ્હેરવાનો આગ્રહ કર્યો હતો. તે પછી મૌલાના મહમદઅલીએ ચરખાને નહિ છોડવાનો ઉપદેશ આપ્યો હતો. આ પ્રસંગે દર વખત મુજબ સ્વદેશી વસ્તુઓનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

× × ×

સુવાવડમાં માતાઓની અને બાળકોની સંભાળ લેવાના ઉદ્દેશથી મેટરનીટી એન્ડ ચાઇલ્ડ વેલ્ફેર લીગની એક શાખા વડોદરામાં ખોલવા માટે એક સભા તા. ૨૦ મી નવેમ્બરે દિવાન સાહેબ સર મનુભાઇના પ્રમુખપદે મળી હતી. શ્રીમંત મહારાજા સાહેબે આ લીગને રૂ. ૫૦૦૦૦ નીં બધુ મદદ આપી છે. સરકાર, મ્યુનીસીપેલીટી વગેરે તરફથી મળીને એકંદર ફંડ દોઢ લાખ જેટલું છે, જેનું વાર્ષિક ઉત્પન્ન બારસોતેર હજાર રૂપીઆ થશે. ડૉ. તલાટીએ આ પ્રસંગે બાળ મરણના વધતા જતા પ્રમાણ તરફ ધ્યાન ખેંચી તે અટકાવવાનો આગ્રહ કર્યો હતો. ડૉ. સુમન્ત મહેતાની દરખાસ્તથી ૧૪ સન્નારીઓ અને સદ્દગૃહસ્થોની એક સમિતિ આ મંડળના કામકાજની દેખરેખ રાખવા અને વ્યવસ્થા કરવા માટે નીમવામાં આવી હતી.

× × ×

જરથોસ્તી છોકરીઓની નિશાળ મંડળના નાણાં ભરનારાઓની વાર્ષિક સભા તા. ૨૦ મી નવેમ્બરે પ્રીન્સેસ સ્ટ્રીટમાં ગામડીઆ સ્કુલના મકાનમાં મીo કામાના પ્રમુખ પદે મળી હતી. રીપોર્ટ પરથી જણાય છે કે આ મંડળી સ્થપાયાને પાંસઠ વર્ષ થયાં છે. અત્યારે કોટ અને ચંદનવાડીની નિશાળોમાં મળી ૬૬૫ છોકરીઓ શીખે છે, જેમાં ૮૯ ને તદ્દન મફત શિક્ષણ મળે છે અને ૨૬ ને સ્ત્રી જરથોસ્તી મંડળ ફી આપે છે. વેતર કામના વર્ગોમાં વર્ષ આખરે ૧૫૭ વિદ્યાર્થીનીઓ હતી. અમેરિકા જઇ ગૃહવિદ્યાનો ઉંચો અભ્યાસ કરી આવેલાં મીસ જહાંગીરજીને આ મંડળીએ ધી જહાંગીર બરજોરજી વાચ્છા એકેડેમીના વર્ગોની વ્યવસ્થાનું કામ સોંપ્યું છે. આ મંડળી હસ્તક ચાલતી સંસ્થાઓને સરકાર તરફથી કેળવણી માટે રૂ. ૯૦૦૬ ની અને ડ્રોઇંગ માટે રૂ. ૨૦૮-૬-૦ ની વાર્ષિક મદદ મળે છે.

× × ×

મુંબાઇના શ્રી ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનો સ્નેહ સંમેલનનો વાર્ષિક સમારંભ સેંટ ઝેવીઅર કાલેજના હોલમાં તા. ૨૧ મી નવેમ્બરે ઉજવાયો હતો. લગભગ ૭૦૦-૮૦૦ મહિલાઓ હાજર હતી. સ્ત્રીઓના અને બાળાઓના સંવાદો બહુ સારી રીતે ભજવી બતાવાયા હતા. આ

કાર્યક્રમમાં ગરબા, ગાયનો, સંવાદો, ગોફ અને હાસ્યરસની સામગ્રીનો સંભાર ભરવામાં આવ્યો હતો. "સેવાના ધર્મ સ્વીકારો," "વીણા વેણુ તારો" અને "વિશ્વના અનંત તત્વો" વગેરે પંક્તિઓ વાળા ગરબા સાહિત્યની દૃષ્ટિએ સુંદર હતા. સૌ. બ્હેન સરસ્વતી જગડે પણ હારમોનીઅમ ઉપર એક સુરીલું ગીત ગાયું હતું. છેવટે મંત્રી ગં. સ્વ. રસિકમણી દેસાઇની વિનતિથી લેડી કૃષ્ણાગૌરી સેતલવડે ઇનામો વ્હેંચી આપ્યા હતા. ત્યાર બાદ દુધ પાન લઇ સમારંભ પૂરો થયો હતો.

× × ×

સૌ. બ્હેન સુલોચના દેસાઇ તા. ૨૨ મી નવેમ્બરે લુણાવાડા પધાર્યા હતા. બીજે દિવસે દિવાનપુત્રી સાથે તેમણે લેડી રે કન્યાશાળાની મુલાકાત લીધી હતી. દિવાનપત્ની સૌ. ચંદ્રાગૌરીના પ્રયાસથી તેજ દિવસે સાંજે શ્રી રામજી મંદિરમાં એક મોટી જાહેર સભા મળી હતી, જેની સમક્ષ સૌ. સુલોચના બ્હેને સંસારસુધારાના જુદા જુદા અંગો ચર્ચતું એક સુબોધક વ્યાખ્યાન આપ્યું હતું. આ પ્રસંગે અમદાવાદ મહિલાવિદ્યાલયના આચાર્ય શ્રીયુત ચંદુલાલ દવેએ પણ વિવેચન કર્યું હતું. શ્રી હાટકેશ્વર મહાદેવ અને શ્રી ગોકુલનાથજીના મંદિરોમાં સ્ત્રીઓના સમુહ સમક્ષ એ બ્હેને બીજાં બે વ્યાખ્યાનો આપ્યાં હતાં. બ્હેને મહારાજા સાહેબ અને યુવરાજ્ઞીની મુલાકાત લીધી હતી, એમના માનમાં ચાર ઠેકાણે ચા-પાણીના મેળાવડા પણ થયા હતા.

× × ×

મુંબાઇના મોટા મંદીરવાળાં સા. કુસુમપ્રભા વહુજી મહારાજના પ્રમુખપદે સ્ત્રીઓની એક સભા ગૌવધ સામે પોકાર ઉઠાવવા મળી હતી શ્રીમતી સંતોકબાઇએ પ્રમુખસ્થાન માટે દરખાસ્ત મુકી હતી. શ્રીમતી વીજકુંવરબાઇએ ટેકો આપ્યો હતો. પ્રમુખે ગૌવધથી દેશની અધોગતિ થવાથી જણાવી તે અટકાવવાની ફરજ માતાઓની છે, એમ બતાવ્યું હતું. બાદ શ્રીમતી હીરાબાઇએ દરખાસ્ત કરી હતી કે 'મ્યુનીસીપાલીટીએ આઠ વર્ષની અંદરના દુધાળાં ઢોરોનો વધ નહિ કરવાના કરેલા ઠરાવનો અમલ થતો નથી અને એ ઠરાવ પૂરતો નથી, માટે ગૌવધ સદંતર બંધ કરવાનો ઠરાવ કરી તેનો તુરત અમલ કરવાની આ સભા વિનતિ કરે છે.' શ્રીમતી દેવકાબાઇએ ઠરાવને ટેકો આપ્યો હતો, અને તે સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી બીજો ઠરાવ 'ઉપલો ઠરાવ કોરપોરેશન પર મોકલી આપવાની પ્રમુખને સત્તા આપવા સંબંધી' શ્રીમતી છબીબાઇએ રજુ કર્યો હતો અને શ્રીમતી જમકુબાઇએ અનુમોદન આપતાં પસાર થયો હતો. છેવટે શ્રીમતી કુંવરબાઇની દરખાસ્તથી અને શ્રીમતી માણેકબાઇના ટેકાથી પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

× × ×

મુંબાઇમાં તારદેવ ઉપર આવેલાં શ્રીમતી રતનબેન રૂકમણીબાઇ શ્રાવિકાશ્રમનો વાર્ષિક સમારંભ જૈન બોર્ડિંગના કંપાઉંડમાં ખાસ મંડપમાં તા. ૨૫ મી નવેમ્બરે ઉજવાયો હતો. પ્રમુખસ્થાને ગાંધર્વ મહાવિદ્યાલયના વ્યવસ્થાપક પંડિત વિષ્ણુ ખરુસકર હતા. મંગલાચરણ પછી શ્રી. મગનબ્હેને પ્રમુખની ઓળખાણ કરાવી હતી. શ્રી. પ્રભાવતીએ ૧૯૨૧-૨૨ નો રીપોર્ટ વાંચ્યો હતો. મજકુર સંસ્થાની વ્યવસ્થા જૈન બોર્ડિંગના ટ્રસ્ટીઓના હાથમાં છે અને રૂપીઆ સીત્તેર હજારનું સ્થાઇ ફંડ છે. બીજી માસિક આવક પણ થાય છે. એ નાણાંમાંથી સંસ્થામાં ૪૦ બાઇઓ ભણે છે. સંસ્થાની અંદરની દેખરેખ શ્રી. મગનબ્હેન, શ્રી. કંકુબ્હેન અને શ્રી. લલિતાબ્હેન રાખે છે. ધાર્મિક શિક્ષણ, ભરત, ગુંથણ અને શીવણ તથા ગુજરાતી, સંસ્કૃત, મરાઠી અને હિંદી ભાષાઓ શીખવવામાં આવે છે. રીપોર્ટ વંચાયા બાદ સંવાદો વગેરેનો કાર્યક્રમ હતો. શ્રી. કુંવરબ્હેને સ્ત્રી શિક્ષણ વિષે ભાષણ આપ્યું હતું અને શીઘ્રકવિ ભોગીલાલે પ્રસંગોચિત કવિતા સંભળાવી હતી સમારંભમાં આશરે ૩૦૦ સ્ત્રીઓ અને ૨૦૦ પુરૂષો હાજર હતાં. શેઠ હેમચંદ અમરચંદે રૂ. ૧૦૧ આપ્યા હતા અને શ્રી. નંદકોરબાઇ ચુનીલાલે માસિક રૂ. પાંચ આપવાનું વચન આપ્યું હતું.

× × ×

અખિલ હિંદ સમાજ સેવકોની પરિષદ ૨૯-૩૦ નવેમ્બર અને ૧-૨ જી ડીસેમ્બરે વનિતા

વિશ્રામના ઝવેરબાઇ હોલમાં મળી હતી. આ પ્રસંગે એક નાનકડું પણ સુંદર પ્રદર્શન સર્વન્ટસ ઓફ ઇંડીઆ સોસાયટીના મકાનમાં ભરવામાં આવ્યું હતું. આખા હિન્દની સોશીઅલ સર્વીસ લીગો તરફના સ્ટોલ એમાં હતા અને કેવા પ્રકારે કામ થાય છે, તેની સમજુતી મળતી હતી. પ્રાર્થના સમાજનો પણ એક સ્ટોલ હતો જેમાં પંઢરપુરના અનાથાલયની પ્રવૃત્તિનો ચિતાર મળતો હતો. સેવાસદન તરફથી ભરત, ગુંથણ અને ચિત્રકામના નમુનાઓ મુકવામાં આવ્યા હતા. ઉપરાંત બીજી પણ ઉપયોગી સામગ્રી ભેળી કરી હતી.

× × ×

બીજાપુર પ્રાંતિક પરિષદ પ્રસંગે ભગિની મંડળની એક પરિષદ સૌ. અવન્તિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. તેમણે જણાવ્યું હતું કે જ્યાં સુધી સ્ત્રીઓ પુરૂષોને પોતાની લડતમાં મદદ કરશે નહિ ત્યાં સુધી સ્વરાજ્ય મળવું અશક્ય છે. તેમણે સુતર કાંતવાની અને હાથે વણીને કપડાં પહેરવાની દરેક સ્ત્રીને ભલામણ કરી હતી ત્યાર બાદ સ્ત્રીઓએ ભેળાં કરેલાં ફંડથી બાંધવામાં આવેલા એક મકાનને ખુલ્લું મુકવાની ક્રિયા શ્રીયુત વામન નાયકે કરી હતી.

× × ×

ધી વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશન ( મુંબાઇની શાખા ) નો વાર્ષિક મેળાવડો મિસિસ ડોરોથી જીનરાજદાસના પ્રમુખપદે બ્લેવેટસકી લોજમાં ભરાયો હતો. આ સંસ્થા મોટી ઉમરની સ્ત્રીઓને કેળવણી આપવાના વર્ગો ચલાવે છે. રીપોર્ટના વર્ષ દરમિઆન એ વર્ગોનો લાભ ૨૩૯ સ્ત્રીઓએ લીધો છે. પસાર થયલી વિદ્યાર્થીનીઓને ઇનામો વ્હેંચ્યાં હતા. પ્રમુખે જુદા જુદા દેશોની સ્ત્રીઓની હિલચાલની માહિતી આપી જણાવ્યું હતું કે, ' મને સંપૂર્ણ આશા છે કે દુનિઆના અગત્યના સવાલોનો ઉકેલ લાવવામાં ભવિષ્યમાં સ્ત્રીઓ અગત્યનો હિસ્સો

તા. ૧ લી ડીસેમ્બરે થયો હતો. શરૂઆતનું સ્વાગત ગીત ગવાયા બાદ બ્હેન પ્રમિલા મહેતાએ મીસિસ કેપ્ટનને પ્રમુખસ્થાન લેવાની વિનતિ કરી હતી. શ્રીયુત ભટે શાળાની છેલ્લાં બે વર્ષની પ્રવૃત્તિઓનો ટુંક અહેવાલ કહ્યો હતો, અને ભંડારની યોજના સમજાવી હતી. આ ભંડારમાં દેશી સ્ટેશનરી અને બીજી વસ્તુઓ રખાશે. એને માટે એક એક રૂપીઆના શેરો કાઢયા છે. ભંડારનો નફો ભાગીદારોમાં વ્હેંચાશે. ભંડારથી ખરો ફાયદો તો વ્યવસ્થા કરનારી બાળાઓને થશે. વ્યવહારિકતા અને વ્યવસ્થાના સદ્‌ગુણો આપોઆપ શીખી શકાશે. બ્હેન પ્રમિલાએ પણ ભંડારનાં ઉદ્દેશને લગતું વિવેચન કર્યું હતું. બાદ શ્રી. પાર્વતીબ્હેનની વિનતિથી પ્રમુખે ભંડાર ખુલ્લો મુક્યો હતો. તેમણે ભાષણ કરતાં આવા કામોમાં સ્ત્રીઓની સહાયની જરૂર પર ખાસ ભાર દીધો હતો. પ્રમુખના આભાર માનતાં સૌ. અવન્તિકાબાઇ ગોખલેએ અને શ્રીયુત મોતીવાલાએ પણ વિવેચન કર્યાં હતાં.

× × ×

બાઇ વાલીબાઇ કન્યાશાળા ( મુંબાઇ ) નો એક મેળાવડો તા. ૧૯ મી ડીસેમ્બરે થયો હતો. સભાની જગ્યામાં બાળાઓની હસ્તકળાના સુંદર નમુના શોભી રહ્યા હતા. પ્રમુખસ્થાન કન્યાશાળાઓના લેડી સુપ્રીન્ટેન્ડન્ટ મીસ હાલાસે લીધું હતું. સ્વાગત ગીત બાદ બ્હેન સૂરજ બ્હેને રીપોર્ટ વાંચ્યો હતો અને લાયબ્રેરીને ખુલ્લી મુકવાની પ્રમુખને વિનતી કરી હતી. તે પછી મુખ્ય શિક્ષિકા બ્હેન કાશીબાઇ જોશી અને બ્હેન ગોદાવરી બાઇ શુક્લે તથા બ્હેન લીલાવતીએ પ્રસંગોચિત વિવેચનો કર્યાં હતાં.

× × ×

માજી ગવર્નર સર જયોર્જ લોઇડના પત્ની લેડી લોઇડે સ્ત્રીઓ અને બાળકોના હિત માટે બતાવેલી મમતાથી પ્રેરાઇ એમને વિદાયગીરીનું માન આપવા મુંબાઇના પ્રીન્સેસ ગેરી લેડીઝ જીમખાના તરફથી એક સમારંભ તા. ૩ જી ડીસેમ્બરે ઉજવાયો હતો. જીમખાના તરફથી એક માનપત્ર અને સોનાનો ટી સેટ લેડી લોઇડને અર્પણ કર્યો હતો.

×

મુંબાઇના હિન્દ મહિલા સમાજ તરફથી સૌ. અવન્તિકા બાઇ ગોખલેની આગેવાની હેઠલ ગીરગામ વાડીમાં સ્ત્રીઓ માટે એક મફત વાચનાલય ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૮ મી ડીસેમ્બરે શ્રીમતી સરોજીનિ નાયડુએ કરી હતી. બન્ને મહિલાઓએ વિવેચન કરી સ્ત્રીવર્ગને એનો લાભ લેવા અને પોતાનો અભ્યાસ વધારવા વિનતિ કરી હતી.

× × ×

ભાવનગર મ્યુનીસીપેલીટીની ચુંટણીમાં શ્રીમતી મોંઘી બ્હેન નામે એક મહિલા ચુંટાયા છે.

× × ×

" ચાંદ " ખબર આપે છે કે સીમલા પાસે મશોવરા નામે ગામમાં દર વર્ષે એક પહાડી મેળો ભરાય છે. એ મેળામાં સ્ત્રીઓ અને કન્યાઓને વેચવામાં આવે છે. આ સ્ત્રીઓને ઇસાઇઓ અને બીજા બદમાશો ખરીદ કરે છે. એ ગામ કોટી રાજ્યમાં આવેલું છે. કોટી નરેશ આ ગુલામી વેપાર બંધ કરાવવા કેમ ધ્યાન નહિ દેતાં હોય ?

× × ×

પશ્ચિમ ખાનદેશના લોખખડા ગામની રહેવાસી સૌ. પંડિતા લક્ષ્મીદેવી એવી ભવિષ્યવાણી કહે છે કે મ. ગાંધીજી થોડા વખતમાં છુટા થશે; સાવરકર ભાઇઓ પણ ડીસેમ્બર માસમાં છુટશે અને સન ૧૯૨૯ માં હિન્દને સ્વરાજ્ય મળશે. વધારામાં અલીભાઇઓ છ–છ મહિના માટે ફરી જેલમાં જશે; અને ભગવાન કૃષ્ણ આવતી અખાત્રીજને દિવસે ફરી જન્મ લેશે !

× × ×

વડોદરા રાજ્યના એક આગલા દિવાન પ્રસિદ્ધ બાબુ રમેશચંદ્ર દત્તની વિદુષી પત્નીનો સ્વર્ગવાસ થયો છે. એમના અવસાનથી હિન્દે એક અપૂર્વ મહિલા રત્ન ગુમાવ્યું છે !

× × ×

લાહોરમાં મીસ પ્રીન્સ નામે એક અંગ્રેજ કુમારિકાના લગ્ન મૌ. અબ્દુલ જબ્બાર નામે એક મુસલમાન યુવક સાથે થયાં છે. કન્યાના પિતા હમણાંજ મુસલમાન થયા છે. લગ્ન પછી તેનું નામ બદલી જન્નત ખાતુન રાખ્યું છે.

× × ×

બંગાલામાં શશિમુખીદાસી નામે એક નવ વર્ષના બાલ–વહુને મા ના ભરમાવાથી પતિએ લોઢાનો સળીઓ તપાવી ભયંકર ડામ દીધા. સાસુની મના છતાં પડોસમાં રમવા જતી હતી એટલોજ એનો ગુન્હો હતો. પતિદેવને આ કામ માટે દોઢ વર્ષની જેલ મળી છે.

× × ×

વોશીંગ કંપનીની બેદરકારીથી ધોવા આપેલાં કપડાંને નુકશાન કરવા માટે ધી ઇન્ડીઆ લૅાન્ડ્રી કંપની સામે બાઇ શીરીનબાઇ હોરમસજી ડાક્ટરે રૂપીઆ પાંત્રીસ મેળવવાનો દાવો સ્મોલકૉઝ કોર્ટમાં માંડયો હતો, જેને પરિણામે જડ્જે રૂપીઆ ત્રીસનું હુકમનામું કરી આપ્યું હતું.

× × ×

શારદાબાઇ નામે ૩૦ વર્ષની વયની એક હિન્દુ સ્ત્રી તા. ૨૧ મી નવેમ્બરે રાતે બાર વાગ્યે બોરીબંદર સ્ટેશનેથી ઉપડતી પુના પેસેન્જર ટ્રેનમાં જતી પોતાની એક સખીને વિદાય કરવા ગઇ હતી. ડબ્બાની અંદર બેસીને બધાં વાતો કરતાં હતાં, એટલામાં ટ્રેન ચાલુ થઇ. ઉતાવળમાં ઉતરવા જતાં તેના પગ પ્લેટફોર્મ અને ટ્રેનની વચમાં આવી કચડાઇ ગયા. પરિણામે એ બાઇ મરણ પામી છે !

× × ×

મારૂતી બાબા નામે એક બાર વર્ષના છોકરાએ પોતાની માતા રખમાબાઇનું કુહાડી મારી ખુન કરી નાંખ્યું. કલિયુગના આ પરશુરામને સતારાના સેશન્સ જડ્જે સાત વર્ષ સુધી રેફરમેટરીમાં રાખવાની સજા ફરમાવી છે. હાઇકોર્ટને અપીલ કરવામાં આવી હતી પણ તે કાઢી નાંખવામાં આવી. પહેલી જુબાની પરથી જણાય છે કે છોકરો કહ્યાગરો નહિ હોવાથી મા તેને મારફાડ કરતી હતી અને તેથી ઉશ્કેરાઇને છોકરાએ ખુન કર્યું હતું !

× × ×

લાહોરની વિધવા વિવાહ સહાયક સભાની આગેવાની હેઠળ સપ્ટેમ્બર માસમાં ૫૩ પુનર્લગ્ન થયાં છે, ૧૯૨૩ ના વર્ષની એકંદર સંખ્યા ૬૪૧ ની થાય છે.

× × ×

પૂનામાં મીસ ઇન્ડિયામનું ખુન કરવા માટે સરજંટ પીઅરસન ઉપર જે તપાસ ચાલતી તે પૂરી થઇ છે. સેશન્સ જડ્જે તેને ફાંસીની ફરમાવી છે.

× × ×

કેટલોક સમય થયાં કલકત્તામાં "સ્ત્રી કાર્ય-વાહકોનો સંઘ" સ્થાપિત થયો છે. આ સંઘમાં પારસી, બંગાલી, અંગ્રેજ વગેરે સર્વ કોમોની સ્ત્રીઓ જોડાઇ છે. પુરૂષજાતિનો દ્રોહ કર્યા વિના સ્ત્રીજાતિના હક્કો માટે લડત ચલાવવાનો મુખ્ય ઉદ્દેશ આ સંઘ રાખે છે. એનો કાર્યપ્રદેશ બહુ વિશાળ રહેશે અને સ્ત્રી ઉપયોગી અનેક બાબતો તે હાથ ધરશે.

× × ×

બારડોલી નજદીક પીસડ ગામમાં એક કણબી બાઇનું ખેતરમાં કોઇએ ખુન કરી લાશને ઝાડીમાં છુપાવી રાખી હતી. ભોળા લોકોમાં એવો વ્હેમ પ્રસર્યો હતો કે બાઇને ભૂત ખાઇ ગયો. લાશ મળતાં એ વ્હેમ દૂર થયો. ખુન કરનારે બાઇના શરીર પરથી દાગીના કાઢી લીધાં છે. દાગીનાના શોખથી આમ કેટલા ભોગ અપાતા હશે?

× × ×

ઉત્તર મલબારમાં તેલીચેરી મુકામે ઘરેણાંના લોભને લીધે એક થીયા કુટુંબની છોકરીનું ખુન કરવામાં આવ્યું છે. મુકદમાની વિગત પરથી જણાય છે કે એ છોકરી ઘેર આવતા પોતાના એક સગાને મળવા ગઇ હતી. ત્યાંથી તેની એક બીજી સગી તેને પોતાને ઘેર લઇ ગઇ હતી અને મકાનના ઉપલા મજલા ઉપર લઇ જઇ ખુન કરી દાગીના કાઢી લીધા હતા. લાશને તે પછી દરીઆમાં ફેંકી દીધી હતી. આરોપી બાઇને હાલ જામીન પર છોડવામાં આવી છે.

× × ×

સરહદપર પારાચીનાર મુકામે બદમાશોની એક ટોળી મીસિસ ચેરસને ઉપાડી જવાના ઉદ્દેશથી આવી હતી. નહાવાની ઓરડીનો હાથ ભાંગી તેઓ ઘરમાં દાખલ થયા હતાં, અને તેને ઉંઘતીજ ઉપાડી લીધી હતી. બ્હાર નીકળતાં કુતરાએ તેમની પર હુમલો કર્યો હતો, જેથી એક બદમાશે તેને ગોળી મારી હતી. આ ગોળીના અવાજથી કેપ્ટન ચેરસ જાગી ઉઠયો હતો. તે પછી ચયલી ઝપાઝપીમાં બન્ને પતિપત્ની માર્યાં ગયાં હતાં.

× × ×

લેડી રેડીંગ બાલ હિતવર્ધક ફંડમાં નામદાર નિઝામે રૂ. ૩૦૦૦૦ ની ભેટ આપી છે.

× × ×

હિન્દુ વિધવા વિવાહ મંડળની પાંચમી માસિક સભા શેઠ કાલીદાસ હંસરાજના મકાનમાં મળી હતી. સેક્રેટરીના રીપોર્ટપરથી જણાય છે કે પુનર્લગ્ન માટે ત્રણ વિધવાઓ તૈયાર છે અને ૧૦-૧૫ મરદોની અરજીઓ આવી છે. ઘણી જ્ઞાતિઓ તરફથી આ હિલચાલ ચલાવવા માટે કહેવામાં આવે છે. એક જૈન ગૃહસ્થે એ સંબંધી ૫૦૦૦ હેંડબીલ છપાવી ભાયખલાના જૈનમંદિર પાસ વ્હેંચ્યા હતા. સભામાં ત્રણ નવા સભાસદ થયા હતા.

× × ×

મુંબાઇ ઇલાકાની સ્ત્રી ગ્રેજ્યુએટોના મંડળનો વાર્ષિક રીપોર્ટ હમણાંજ બહાર પડયો છે. ચાલુ વર્ષમાં ઘણી સ્ત્રીઓ એ મંડળમાં સભાસદ તરીકે દાખલ થઇ છે. એક સામાજીક મેળાવડો કામા હૉસ્પીટલનાં કમ્પાઉન્ડમાં કરવામાં આવ્યો હતો. રેડક્રોસ "અઠવાડીઆમાં મંડળના સભાસદોએ સારી મદદ કરી હતી. હિંદી સરકારના સ્વદેશ ભરતના પ્રધાનની મંડળના ઉમ્મેદવારને મુલાકાત લઇ તુરંગોની વ્યવસ્થા સુધારવા આગ્રહ કર્યો હતો. નવા સ્ત્રી કોરપોરેટરોને માનપત્ર આપવામાં મંડળે ભાગ લીધો હતો. સામાજીક રૂઢીઓ દૂર કરવા વિષે કેટલાંક ભાષણો અને ચર્ચાઓ થઇ હતી. યુનીવરસીટી સેનેટમાં મંડળના આગ્રહથી બે મહિલાઓ—મીસ કંત્રાકટર અને ડૉ નવરંગેની નીમણુંક કરવામાં આવી છે. રોમમાં મળેલી અખિલ વિશ્વ સ્ત્રી પરિષદમાં મંડળે મીસ તાતાને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલ્યાં હતાં. ઉપરાંત ગરીબ બાળકોને મીજબાનીઓ આપી હતી. મંડળની અમદાવાદ અને પૂનાની શાખાઓ પણ સારૂં કામ કરી રહી છે.

× × ×

## આફ્રિકા.

રોમ ( ઇટલી ) માં મળેલ અખિલ વિશ્વ મહિલા સંમેલનમાં ભાગ લેવા જતી ઇજીપ્તની પ્રતિનીધિ મહિલાઓને માન આપવાનો એક સમારંભ ઉજવાયો હતો. આ સમારંભમાં મોટા મોટા કુટુંબોની મહિલાઓએ ભાગ લીધો હતો. મોટા અધિકારીઓ પણ આવ્યા હતા. ઈજીપ્તના વડા પ્રધાન મહમૂદ પાશાએ પણ હાજરી આપી હતી. આ પ્રતિનીધિ મંડળમાં ખાતુન હુદા શેરા, સૈયદા નબૂઇ મુસા, સૈયદા જીજનખુઇ અને બીજી કેટલીક આગેવાન મહિલાઓ ગઇ છે. આ પ્રસંગે વર્તમાનપત્રોના તંત્રીઓ તરફથી " અલ અખબાર " પત્રના તંત્રીએ એક સ્ત્રી પ્રતિનીધિને મોકલી હતી, જેણે તંત્રીઓ તરફથી પ્રતિનીધિ મહિલાઓની યાત્રા સફળ થાય એમ ઇચ્છયું હતું તેને જવાબ આપતાં પ્રતિનીધિઓની આગેવાન ખાતુન હુદા શેરાએ કહ્યું હતું કે " સ્વદેશની પગ હેઠળ કચડાતી, અપમાનિત સ્ત્રી જાતિને ઉન્નત કરવા માટે સૌની મુખ્ય ફરજ એ છે કે સ્ત્રીઓ સમાન હક્ક મેળવી સ્વતંત્રતા માટેની દેશની લડતમાં સહાય કરે અને દેશને મુક્ત કરવા માટે પોતાનો ફાળો આપે. " વધારામાં તેણે કહ્યું હતું કે " સંમેલનમાં હું એક નિબંધ વાંચવાની છું. મુસ્લીમ સ્ત્રીઓ પ્હેલાં કેવા અધિકારો ભોગવતી હતી અને તે કેની રીતે ઝુંટવી લેવાયા છે તે એ નિબંધમાં હું દર્શાવવાની છું. "

× × ×

નાતાલનાં તહેવારોમાં પૂર્વ આફ્રિકા-મોમ્બાસામાં મળનારી હિન્દીઓની કોન્ગ્રેસનું પ્રમુખસ્થાન શ્રીમતી સરોજીની નાયડુએ સ્વીકાર્યું છે. તા. ૧૨ મી ડીસેમ્બરે કેનીઆ જવા તે સ્ટીમર " ખંડાલા " માં ઉપડી ગયાં છે.

× × ×

ઇજીપ્તમાં બાળલગ્નની પ્રથા બહુ પ્રચલિત છે. દશ વર્ષની વય થતાં સુધીમાં છોકરીઓના લગ્ન થઇ જાય છે. સોળ વર્ષની ઉમરથી મોટો અવિવાહિત પુરૂષ ભાગ્યેજ મળી શકે, એવી રીતે જો કોઇ પુરૂષ લગ્ન કર્યા વિના રહી જાય તો તેને માટે બહુ ખરાબ કહેવાય છે !

× × ×

## યૂરપ.

ગયા-નવેમ્બર મહિનાની શરૂઆતમાં ઇગ્લાંડ માં પાર્લામેંટ માટે નવી ચુંટણીની ધમાલ ચાલી રહી હતી. આ ચુંટણીમાં સ્ત્રી મતદારોએ બહુ ઉલટ ભર્યો ભાગ લીધો હતો. એક બીજા પક્ષો વચ્ચે બહુ રસાકસી ભરી લડત ચાલી હતી અને કેટલાક તો, સંયમ છોડી સામા પક્ષને શારીરિક બળથી દાબી દેવાનો પ્રયત્નો કર્યો હતા એવો એક પ્રસંગ યૂનીઅનીસ્ટ પક્ષની સ્ત્રી ઉમેદવાર મીસ વાયોલેટ રોબર્ટસનના સંબંધમાં બન્યો હતો. એ બાઇ એક શાળાના મકાનમાં પોતાના મતદારો સમક્ષ ભાષણ આપતી હતી ત્યારે કોમ્યુનીસ્ટ પક્ષનું એક ટોળું તેની પર ધસી ગયું હતું. તેના પર એ લોકો થુંક્યા હતા અને લાતો પણ મારી હતી. આ હુમલાને પરિણામે મીસ રોબર્ટસનના શરીર પર ઉઝરડા પડયા છે અને તે પથારીવશ થઇ છે.

× × ×

ઇંગ્લાંડમાં મીસિસ ટોમસ સ્ટાઇન નામે એક સો વર્ષની વયની સ્ત્રી છે તે જોષ જોવાનું કામ કરે છે. તેની રેંઘ્રમી વર્ષગાંઠ થોડા વખત પરજ ઉજવાઇ છે. આટલી વૃદ્ધ છતાં તે બહુજ ચપળતાથી પોતાનું કામ કરી શકે છે અને નક્ષત્રોનો અભ્યાસ કરે છે.

× × ×

કુમારી કેરોલાઇનન્નડરનો આપ બળની ખબર આપતા " ચાંદ " કહે છે કે એ બાઇનો જન્મ અમેરિકામાં થયો હતો. બાપ એક હજાર રૂપીઆ જેટલી સંપતિ અને છોકરીને મુકીને મરી ગયો. એ નાણાં લઇ કુમારી નંડર લંડન આવી અને ત્યાં એક નાની દુકાન ખોલી. અત્યારે એ દુકાનમાંથી તેને રૂ. ૧૨૫૦૦ જેટલી માસિક કમાણી થાય છે.

× × ×

કુમારી સી. એચ બાસુ ઓકસ્ફર્ડ યૂનીવરસીટીમાં ભણતી હતી. ચાલુ વર્ષમાં તેણે વર્તમાન અને મધ્ય યુગની ભાષાઓ સંબંધી પરીક્ષા આપી, તેમાં બીજા વર્ગમાં પાસ થઇ છે !

× × ×

ડાક્ટર શ્રીમતી લુઇસે પીયર્સે 'જોન્સ હૉપ-કીન્સ કૉલેજ'માંથી વૈદકીય ડીગ્રી મેળવી છે, અને ... ર ઇન્સ્ટીટ્યુટમાં દસ વર્ષ સુધી કામ કર્યું એણે પક્ષાઘાત અને નિદ્રા રોગ ( આ રોગ કે ભાગે આફ્રિકામાં થાય છે,અને બહુજ ઘાતક નીવડે છે. ) માટે રામબાણ દવા શોધી કાઢી છે. હમણાં ચાર મહિનાથી બેલ્જીઅન કોંગોમાં જઇ એ રોગના દર્દીઓની સફળતાપૂર્વક દવા કરે છે.

× × ×

લન્ડના "ટાઇમ્સ"નો પ્રાગ ખાતેનો ખબર પત્રી જણાવે છે કે ઇતિહાસપ્રસિદ્ધ થયેલ હંગ. રીના રાજવંશની એક કાઉન્ટેસ લુઇઝે એસ્ટર હાઝીને એના વતન નીટ્રા સ્લોવાકીઆમાં જાસુસ તરીકે પરહેજ કરવામાં આવી છે. ઝેકો–સ્લોવાકના પ્રજાસત્તાક રાજ્ય ભોગવતા સંયુક્ત દેશોમાંથી સ્લોવાકીઆના મુલકને છુટો પાડવાના કાવતરામું સામેલ થઇ જાસુસીનું કામ એ બાઇ કરતી હતી એમ જણાય છે. બાઇનું વય માત્ર ચોવીસ વર્ષનું છે.

× × ×

જીનીવામાં મળેલા "રાષ્ટ્ર પરસ્પર બાલ હિતસાધક સંઘ"માં એવો એક ઠરાવ પસાર થયો છે કે સીનેમાના ખરાબ ચિત્રોથી બાળકોને બચાવવાં જોઇએ; એવાં ચિત્રો તેમના મગજપર ખરાબ અસર કરે છે. આ ઉદ્દેશ પાર પાડવાને એક સંસ્થા સ્થાપિત થઇ છે. આ સંસ્થા આખી દુનિયાની સીનેમા કંપનીઓના ચિત્રો જોઇ પોતાનો અભિપ્રાય જાહેર કરશે કે અમુક ચિત્રપટ બાળકોને બતાવવા જેવું છે કે નહિ !

× × ×

યુરપની છેલ્લી ખુનખાર લડાઇને પરિણામે ત્યાં મરદોની સંખ્યા ઘટી છે અને સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણ વધી પડયું છે. ઝેકો–સ્લોવાકીઆમાં આ સવાલે ગંભીર રૂપ લીધું છે. ત્યાંની પાર્લામેંટની એક સ્ત્રી સભાસદ શ્રીમતી કેરપિસ-કોવાએ એવો કાયદો ઘડવાનો ઠરાવ રજુ કર્યો હતો કે પુરૂષોને બે પત્ની કરવાંની ફરજ પાડવામાં આવે અને તેમ ન કરે તો સખ્ત સજા થાય. પુરૂષોએ આ ઠરાવની તરફેણમાં મત આપ્યા પણ સ્ત્રી સભાસદોએ તેનો સખ્ત વિરોધ કર્યો. ઠરાવ પસાર ન થયો !

× × ×

તુર્કસ્તાનની અત્યાર સુધી પડદામાં રહેતી રમણીઓ હવે પડદો છોડી બ્હારના કામોમાં ભાગ લેવા માંડી છે. સ્ત્રી શિક્ષણ માટે મુખ્ય શહેર કૉન્સ્ટન્ટીનોપલમાં પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણનો વિદ્યાલયો સ્થપાયાં છે. ત્યાંની યુની-વરસીટીમાં પણ સ્ત્રીઓ માટે એક ખાસ વિભાગ ખોલવામાં આવ્યો છે. ઉપરાંત સરકારને ખરચે કેટલીક સ્ત્રીઓને યુરપની જુદી જુદી યુનીવર-સીટીઓમાં શિક્ષણ લેવા મોકલી છે.

તુર્ક સ્ત્રીઓની આગેવાન અત્યારે શ્રીમતી હાલિદા અદિબ હાનુમ છે. એને લોકો "તુર્ક-સ્તાનની જોન ઓફ આર્ક" ને નામે ઓળખે છે. કમાલ પાશાની એ એક મોટામાં મોટી મદદ-ગાર છે અને રાજ્યના ગંભીર વિષયોમાં પણ એની સલાહ લેવાય છે. એના પિતા છેલ્લા ખલીફના ખજાનચી હતા. પોતાની પુત્રીને ઉચ્ચ શિક્ષણ આપવામાં એ ઉદાર વિચારના પિતાએ કચાશ નથી રાખી. એમના પુણ્ય પ્રતાપેજ તુર્ક-સ્તાન દેશમાં જન્મ્યાં છતાં પુત્રી ગ્રેજ્યુએટ થઇ શકી.

છેલ્લા ખલીફ પદભ્રષ્ટ થયા ત્યારથી શ્રીમતી હાલિદાએ રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવી તુર્ક રમ-ણીઓની સરદારી લીધી છે. પ્હેલાં અંગ્રેજો તરફ એને બહુ માન હતું, પણ હવે તેમની શત્રુ થઇ પડી છે. આ કારણે અંગ્રેજોએ એને કેદ કરવાનો પ્રયત્ન કર્યો હતો, પણ વેશ બદલી એ નાસી છુટી હતી. આ અપૂર્વ સ્ત્રી કવિ–લેખક છે, શિક્ષક તરીકે કામ કર્યું છે; રાજનીતિ શાસ્ત્રમાં યે ચતુર છે. પરતંત્ર દેશમાં જન્મ્યા છતાં સ્ત્રીઓ કેવી રીતે પોતાની ઉન્નતિનો માર્ગ સરળ કરી શકે, તેનો દાખલો એનું જીવન પૂરો પાડે છે.

× × ×

લંડનના "ટાઇમ્સ" પત્રનો રશીઆનો ખબર પત્રી જણાવે છે કે રશીઅન વર્તમાનપત્ર "એ સ્વેસ્ટીઆ" સાધુડીઓના મઠોમાં ચાલતી પ્રવૃત્તિનું રસિક બ્યાન આપે છે. એક મઠનો ચિતાર આપતાં એ પત્ર લખે છે કે એમાં ૩૦૦ નામની સાધુડીઓ રહે છે. તેઓ મોટે અવાજે ગાઇને દેવળના ઘંટનો અવાજ પણ દાબી નાંખે છે. દેવળોમાંથી ઝાંકડા વગેરે હઠાવીને પીવાના

ઓરડાઓ શણગારે છે. માતા મેરીના ચિત્રોને ઠેકાણે લેનીન અને બીજા નેતાઓના ચિત્રો મુકાયા છે. દેવળમાં ભજનો ગાવાને બદલે પિઆનો સાથે સંગીત ચાલે છે અને યુવાન સ્ત્રી પુરૂષો તે સંગીતના તાલમાં નાચે છે. લગભગ પચીશ મઠોની આવી દશા થઇ છે. ખરી સાધુડીઓની દશા કફોડી થઇ પડી છે. અતિશય સ્વતંત્રતાનું આ પરિણામ હશે ?

× × ×

" ડેલી મેઇલ " પત્રનો પ્રતિનીધી લખી જણાવે છે કે રશિયાના પર-રાષ્ટ્ર વિભાગનો મુખ્ય અધીકાર શ્રીમતી સ્મિમાનોવા નામે એક સ્ત્રીના હાથમાં છે. એની આંખોમાં તો સરળતા દેખાય છે, પણ સ્વભાવ બહુ તેજ છે. એના હુકમથી સેંકડો મનુષ્યો ગોળીથી ઠાર થયાં છે. છેલ્લા છ મહિનામાં ઓછામાં ઓછા વીસ હજાર માણસોને એણે જેલમાં મોકલ્યા છે !

× × ×

આઇસલેંડની પાર્લામેંટમાં મીસ વિયર્સન સભાસદ તરીકે ચુંટાઇ છે. આ દેશની સ્ત્રીઓને મત આપવાનો અધિકાર સન ૧૯૧૫ થી મળ્યો છે.

× × ×

## અમેરિકા.

અમેરિકા દેશ દુનિયાના બીજા દેશો કરતાં સ્વતંત્રતામાં વધારે આગળ વધેલો ગણાય છે છતાં ત્યાંની સ્ત્રીઓ હજી પુરૂષોના જેવા અધિકાર મેળવી શકી નથી. આલંબામા પ્રદેશમાં બાળકોનો વારસ પિતા ગણાય છે; માતા નહિ. આર્કાંસ પ્રદેશમાં હિન્દની જેમ માબાપની સંપત્તિ પર પુત્રનો હક્ક છે; પુત્રીનો નથી. ફ્લોરિડામાં સંતાનની કમાણીપર પિતાનો હક્ક પહોંચે છે; માતાનો નથી પ્હોંચતો. લુશીઆના પ્રદેશમાં તો કાયદાની દ્રષ્ટિએ પરણેલી સ્ત્રી અને દિવાના માણસો સરખાં છે ! અહીંની સ્ત્રીઓ બહારના ધંધાઓ પણ નથી કરી શકતી. મેસેચ્યુસેટ્સ પ્રદેશમાં હજી જ્યુરીમાં બેસવાનો હક્ક સ્ત્રીઓને નથી મળ્યો. વર્જીનીઆ પ્રદેશમાં પરણેલી સ્ત્રીઓ જો સ્વતંત્ર કમાણી કરે તો તેની ઉપર પતિનો હક્ક લાગુ પડે છે. આ બધા અન્યાયો દૂર કરાવવા દરેક પ્રદેશમાં મજબુત લડત ચાલી રહી છે.

× × ×

અમેરિકામાં સામાજીક, રાજકીય કે બીજા કોઇ વિષયને લગતી સૌથી ઉત્તમ નવલકથા લખનારને દર વર્ષ રૂપીઆ ૩૦૦૦ નું એક પુલ્ટીઝર ઇનામ મળે છે. આ વર્ષ માટેનું ઇનામ શ્રીમતી વીલા સીવાર્ટ જીતી ગઇ છે. એની નવલકથાનું નામ " અમારો એક પુરૂષ " છે.

× × ×

શ્રીમતી સુશીલાદેવી પંજાબના એક ઉચ્ચ જમીનદાર કુટુંબની મહિલા છે. તેમના પ્રયત્નથી વિધવાઓને માટે એક શિલ્પવિદ્યાલયની સ્થાપના થઇ છે. એ વિદ્યાલયમાં બનેલા નમુનાઓ વેચવા અને હિન્દી સ્ત્રીઓનો પોકાર દેશ પરદેશમાં પ્હોંચાડવાના ઉદ્દેશથી એ મહિલા અત્યારે યુરપની મુસાફરી પૂરી કરી અમેરિકાનો પ્રવાસ કરે છે.

× × ×

અમેરિકાના આગલા પ્રમુખ ડૉ. વીલ્સનની પુત્રી મીસ માર્ગારેટ વીલ્સન જાહેરખબરો ફેલાવવાનો ધંધો કરવા લાગી છે?

× × ×

ઇંડિયાનાની શ્રીમતી વાશિંગટનને અમેરિકાની મુખ્ય અદાલતમાં વકીલાત કરવાની સનદ અને પરવાનગી આપવામાં આવી છે. એના પ્હેલાં માત્ર એકજ સ્ત્રી એ હક્ક મેળવી શકી હતી !

× × ×

શ્રીમતી સરાહ હારલે નામની એક વૃદ્ધ સ્ત્રીએ હમણાંજ પેન્સીલવેનીઆ યુનીવરસીટીની વનસ્પતિશાસ્ત્રની ડીગ્રી મેળવી છે ! એના બે પુત્રો ગ્રેજ્યુએટો છે; બીજાં પણ સંબંધીઓ સારી ડીગ્રીઓ ધરાવે છે. એજ યુનીવરસીટીમાં શ્રીમતી સુસાન પોર્ટરફીલ્ડે પણ એક ડીગ્રી મેળવી છે. જ્ઞાન મેળવવાની અમેરિકન સ્ત્રીઓની ઇચ્છા વૃદ્ધ થયા છતાં નાશ નથી પામતી.






**દિવ્ય-જ્યોતિ.** લેખકઃ રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી, પ્રકાશક રા. સોમાલાલ મંગળદાસ શાહ, અમદાવાદ. કીંમત રૂ. ૧-૮-૦

આ નવલકથા અમદાવાદના પ્રસિદ્ધ સાપ્તાહિક "ગુજરાતી પંચ" ની ૧૯૨૩ ની ભેટ તરીકે પ્રકટ કરવામાં આવી છે. આ પુસ્તકનો મુખ્ય મુદ્દો પ્રેમ-લગ્નનો છે, પરંતુ કર્તાએ પાશ્ચાત્ય રૂઢીએ થતાં પ્રેમ-લગ્ન અને પૌર્વાત્ય રૂઢીએ થતાં પ્રેમ-લગ્નમાં ભેદ રાખ્યો છે, અને પૌર્વાત્ય રૂઢીએ થતાં પ્રેમ-લગ્નની મહત્તાને પુસ્તકમાં સ્થાન આપ્યું છે. લેખકના કહેવા પ્રમાણેઃ "પ્રેમ-લગ્ન એ શબ્દ સાથે આર્યાવર્તના પુરાણકાળની સ્વયંવર 'પ્રથા તરફ આધુનિક કાળના વાચકવૃન્દનું લક્ષ જવું ઘટે છે.' આ પ્રમાણે હોવાથી પુસ્તકનો મુદ્દો પ્રેમ-લગ્નનો હોવા છતાં એમાં શ્રંગારનું પ્રાધાન્ય નથી. આખા પુસ્તકમાં લેખકની કલમની શાંતિ અને સંયમ દેખાઇ આવે છે, અને તેથીજ એ પુસ્તક કોઇના પણ હાથમાં નિર્ભયપણે મુકવામાં કશોય વાંધો નથી. આવો સંયમ જાળવવા માટે લેખકને ખાસ ધન્યવાદ ઘટે છે. પ્રેમલગ્ન ઉપરાંત લોકસેવા, ખાદીપ્રચાર. દારૂનિષેધ, ઇત્યાદિ વિષયોને પણ લેખકે વાર્તામાં કુશળતાથી ગુંથી લીધા છે

**પ્રેમઘેલી પન્ના.** લેખકઃ રા ગમનલાલ મગનલાલ પંડયા. કીંમત રૂ. ૩-૮-૦.

આ પુસ્તકમાં એક ક્ષત્રિય વીરબાળાના હૃદયમાં એક વીર ક્ષત્રિય યુવક પ્રતિ ઉપજેલા પ્રેમની વાર્તા લેખકે ગુંથી છે, જેમાં તે બહાદુર ક્ષત્રિયનાં પરાક્રમો અને ઉદારતાનું પણ પ્રશંસનીય ચિત્ર આપવામાં આવ્યું છે. વાર્તામાં લેખકે આપેલા પ્રસંગો વાંચતાં લાગે છે, કે અન્ય ઇતિહાસપ્રસિદ્ધ પ્રસંગોનો આધાર લેખકે લીધેલો છે. ક્ષત્રિયો અને મોગલોનો મુકાબલો કેટલેક અંશે જોશ ઉત્પન્ન કરે તેવો છે. આ પુસ્તકમાં પ્રેમ-પ્રસંગો આલેખવામાં લેખકે સ્તુત્ય સંયમ જાળવ્યો છે. લેખકનો આવી નવલકથાઓ લખવાનો પ્રથમ પ્રયાસ છે. કેટલેક સ્થળે ભાષાશુદ્ધિ વિગેરે ત્રુટીઓ માલૂમ પડે છે, છતાં એકંદરે લેખકનો આ પ્રથમ પ્રયાસ આદરણીય અને ધન્યવાદને પાત્ર છે.

**ગૌરાંગ પ્રભુ.** લેખક સ્વ. મોહનલાલ જયસિંહ બારોટ. પ્રકાશક વર્ધમાન ઍન્ડ સન્સ. પાયધુની મુંબાઇ નં. ૩. કીંમત બાર આના.

શ્રી ગૌરાંગ પ્રભુને એક અવતાર તરીકે ગણવામાં આવે છે. એમનું જીવન પ્રત્યેક મહાપુરૂષની માફક ચમત્કારિક અને અદ્‌ભૂત હતું. એ અદ્‌ભૂત જીવનના કેટલાક પ્રસંગો આ પુસ્તકમાં સાદી ભાષામાં આપવામાં આવ્યા છે. પુસ્તકના લેખક ગૌરાંગ પ્રભુના ભાવિક ભક્ત હતા, અને તેથી તેમણે પુસ્તકમાં સફળતા મેળવી હોય તો તે કુદરતી છે. પ્રત્યેક મહાપુરૂષના જીવનમાંથી દરેક સાધારણ મનુષ્યને કાંઇને કાંઇ શિખવાનું હોય છે જ, અને તે પ્રમાણે આ પુસ્તકમાંથી પ્રત્યેક વાંચનારને કાંઇને કાંઇ લાભ અવશ્ય થશેજ.

**નંદનવનને આંગણેઃ** યોજક રા. હરિલાલ દ્વારકાદાસ સંઘવી. પ્રકાશક વર્ધમાન્ ઍન્ડ સન્સ, પાયધુની, મુંબાઇ નં. ૩. કીંમત દશ આના. "સુખના ઉપમાર્ગો" એવા નામના જેમ્સ એલન નામના સુપ્રસિદ્ધ લેખકના પુસ્તક ઉપરથી પ્રસ્તુત યોજકે યોજ્યું છે. આ પુસ્તકમાં ફીલસુફી ભરેલી છે. ખરૂં સુખ શામાં છે તે કેવી રીતે પ્રાપ્ત થાય એ આ પુસ્તકમાં બતાવવામાં આવ્યું છે. જેમણે આપણાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હશે તેમને આ પુસ્તકમાં નવીન કાંઇ લાગશે નહિ,

પરંતુ બીજાઓને તેમાંથી ઘણું શિખવાનું મળશે. મર્હુમ જેમ્સ એલનના પત્ની શ્રી. લીલી એલને પોતાના પતિના પુસ્તકોના ભાષાંતરો પ્રકટ કરવાની ઉદાર હૃદયે વિના મુલ્ય પરવાનગી આપતાં એટલુંજ ઇચ્છયું છે કે એ પુસ્તકો ગરીબમાં ગરીબ માણસો પણ વાંચી શકે એટલી જુજ કીંમત રાખવી. આટલું છતાં એ પુસ્તકની મૂળ કીંમત એક રૂપીઓ રાખવામાં આવી હતી, જે પુસ્તકનું કદ અને છપાઇ જોતાં વધારા પડતી ગણાય. એ કીંમતમાં હાલના એજન્ટો મેસર્સ વર્ધમાન એન્ડ સન્સે ઘટાડો કરી દસ આના રાખી છે, જે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

**કેકારવની પૂરવણી,** લેખકઃ સ્વ. કલાપી. પ્રકાશક રા. રમણીકલાલ હીરાલાલ મ્હેતા, અમદાવાદ. કીંમત આઠ આના.

કલાપીનો "કેકારવ"એ પુસ્તક હવે ગુજરાતી સાહિત્યમાં એટલું બધું લોકપ્રિય અને પ્રસિદ્ધ થયું છે કે હવે એ પુસ્તકનો પરિચય આપવાની જરૂરજ રહેતી નથી. સ્વ. કલાપીનાં ઘણાં કાવ્યો હજી અપ્રસિદ્ધ રહી ગયાં છે, તેમાંથી કેટલાંક કાવ્યો એકઠાં કરીને પ્રસ્તુત પુસ્તકમાં પ્રકાશકે રજુ કર્યાં છે એમાં શ્રી. ન્હાનાલાલ દલપતરામ કવિએ પ્રસ્તાવના લખી છે વળી તેમાં સ્વ. કલાપીના પોતાના હસ્તાક્ષરમાં લખાયલો એક અપ્રસિદ્ધ પત્ર પણ અસલ રૂપમાંજ પ્રકટ કરવામાં આવ્યો છે, તેથી પુસ્તકનાં મૂલ્યમાં એક દૃષ્ટિએ ઘણો વધારો થાય છે. આ પૂરવણીમાં બધાં મળીને ત્રેવીસ કાવ્યો છે. ગુજરાત આ અમૂલ્ય પુસ્તકને વધાવી લેશેજ, એમાં કશો સંશય નથી.

**સચિત્ર સ્તવન સમશ્લોકી શ્રી સરળ ભગવદ્ ગીતા.** લેખકઃ રા. કાનજી કાલીદાસ જોશી. પ્રકાશક; રા. મણીલાલ કે. દેસાઇ, ૧૫૯, ભુલેશ્વર, મુંબાઇ. કીંમત બાર આના.

શ્રીમદ્ ભગવદ્ગીતાનું આ સમશ્લોકી કવિતામાં ભાષાંતર છે. તેમાં દરેક સંસ્કૃત શ્લોકની નીચે ગુજરાતી કવિતા આપવામાં આવી છે. ગીતાનો દરરોજ પાઠ કરવા ઇચ્છનાર સંસ્કૃતથી અજાણ હોય તેને આ ગીતા ઘણી ઉપકારક થઇ પડશે. તેમાં જૂદા જૂદા દેવોનાં સાત ચિત્રો આપવામાં આવ્યાં છે.



સુમન—હું કેવો સુખી છું ? મારે માથે પાઇનું પણ દેવું નથી.
મોહન—એમ કેમ વારૂ ?
સુમન—કારણ મને કોઇ પાઇ પણ ધીરતુંજ નથી.

× × ×

હોટલમાં—" છોકરા, નાસ્તા માટે શું મળી શકશે ? "
છોકરો—" જે જોઇએ તે, શેઠ. "
ઘરાક—" વારૂં, અહીં શું વખણાય છે ? "
છોકરો—" શેઠ, પાલવા બંદર, વિકટોરીઆ બાગ, હેંગીંગ ગાર્ડન વગેરે. "
" હું. "

...ાવિક ઉદારતાથી ઉપાડી લીધો છે. અમને ...ગ્યાં છે કે વડોદરાની બીજી સુશિક્ષિત બ્હેનો ...મને આ ફરજ અદા કરવામાં યથાશક્તિ મદદ ...રશે. અમદાવાદની સંસ્થાઓ સંબંધી ભાર ...અમેં ડૉ. સુમન્ત મહેતા અને મહિલા પાઠ-શાલાના આચાર્ય શ્રીયુત મોતીલાલ અલમૌલા ઉપર નાખ્યો છે અને તે તેમણે સહર્ષ સ્વીકાર્યો છે. ભાવનગરની સંસ્થાઓ માટે અમે-સૌ. બ્હેન વિનોદિની યાજ્ઞિક, બી. એ. ને વિનતિ કરી હતી, જે તેમણે સ્વીકારી લીધી છે. મુખ્ય સ્થળોમાંથી સુરત અને રાજકોટ માટે હજી કંઇ વ્યવસ્થા કરી શકાઇ નથી. આશા છે કે એ સ્થળોની સંસ્થાઓના સંચાલકો એ ફરજ ઉપાડી લઇ અમને ચિંતામુક્ત કરશે. બીજા પણ નાના મોટા સ્થળોની સંસ્થાઓ માટે આ લેખ દ્વારા અમે તેમના સંચાલકોને વિનતિ અને આગ્રહ કરીએ છીએ. આશા છે કે તેઓ સ્ત્રીવર્ગની સેવાનું આ કાર્ય સત્વર ઉપાડી લેશે અને અહેવાલો મોકલી, અમને મુંઝવવાની હરીફાઇ કરશે. એ અહેવાલો બને તેટલો મુદ્દાસર અને ટુંકા, હશે તો તંત્રીઓના કાર્યમાં ઘણી સરળતા થશે, એટલું ધ્યાનમાં રાખવા અમે તેમને વિનવીએ છીએ.

**સ્ત્રીઓ અને બાળકો ઉપર થયલા અત્યાચારો પુરુષ વર્ગની હૃદયહીનતા.**

યુરપમાં જે ભયંકર લડાઇ થઇ હતી, તેના પડઘા હજી આપણા સાંભળવામાં આવે છે. તે લડાઇ ચાલતી હતી. તે વેળા આપણા દેશમાં લશ્કરમાં ભરતી કરવાને માટે કેટલાક અતિ-ઉત્સાહી, દેશી અને પરદેશી અમલદારોએ લોકોપર ઘણું દબાણ કર્યું હતું, અને કેટલાક પ્રાંતોમાં તો અત્યાચારો પણ થયા હતા એ વાત હવે છાની રહી નથી. ખાસ કરીને પંજાબ પ્રાંતમાં, લોકોપર અસહ્ય અત્યાચારો થયા હતા, અને ત્યાં લશ્કરી કાયદાનો ઝપાટો વ્યવહારિક રીતે પૂર જોશમાં ચાલ્યો હતો. એ વાત સુપ્રસિદ્ધ છે, અને તેટલાજ માટે મહાત્મા ગાંધીજીએ અને અન્ય, દેશ નેતાઓએ પંજાબ પ્રકરણને રાજકીય પ્રશ્ન બનાવ્યો હતો. તે વખતે પંજાબનાં રાજ્યતંત્રની દોરી લેફટેનન્ટ ગવર્નર સર માઇકલ ઓડવાયરના હાથમાં હતી. એ પંજાબ પ્રકરણના કેટલાક પ્રસંગો પાછા હમણા તાજા થયા છે. એ સર માઇકલ ઓડવાયરની વિરૂદ્ધ જાણીતા હિન્દી સર શંકરણ નાયરે "ગાંધી અને અરાજકતા" એ નામના પુસ્તકમાં કેટલીક ટીકા કરી હતી. તેથી પોતાની બદનક્ષી થઇ છે એમ ગણી મજકુર સર માઇકલ ઓડવાયરે ઇંગ્લાંડની કચેરીમાં સર શંકરણ નાયરની સામે ફર્યાદ માંડી છે. તેમાં કેટલાક સાક્ષીઓની આ દેશમાં જુબાની લેવાને માટે એક કમીશન બેઠેલું છે, અને તે કમીશનની સમક્ષ પડેલી કેટલીક જુબાનીઓ ઉપરથી અમે ઉપર કહ્યું તે પ્રમાણે પંજાબ પ્રકરણના કેટલાક પ્રસંગો લોકોના સ્મરણમાં તાજા થયા છે. એ જુબાનીઓમાંની કેટલીક પ્રકટ થવા પામી છે; તેથી તે પ્રકટ ન થાય તેવો બંદોબસ્ત કરવામાં આવ્યો છે, પરંતુ જે જુબાનીઓ પ્રકટ થઇ છે તે લોકોનાં મનમાં સઘળી વાત તાજી કરવાને પૂરતી છે.

આ જુબાનીઓ વાંચીને, તેમાં આવેલાં અમાનુષીય-ઘાતકી વર્તનનાં વર્ણનો વાંચીને કોઇપણ સહૃદય મનુષ્યને કમકમાટી છુટયા વિના રહેશે નહિ. મજકુર મુકદ્દમો ન્યાયની કચેરીમાં હજી ચાલવાનો હોવાથી, અને પડેલી જુબાની ન્યાયની તુલામાં જોખાવાની હોવાથી મુકદ્દમાની બાબતો વિષે અથવા તે જુબાનીના ગુણદોષ વિષે અમે કાંઇજ કહેવા ઇચ્છતા નથી. હાલ તરત તો એ વિષય અમે ભવિષ્યને માટે રહેવા દઇએ છીએ. પરંતુ એ સંબંધમાં આપણે આપણું પોતાનું વર્તન એકવાર ફરીથી તપાસીશું તો તે અયોગ્ય નહિ ગણાય.

જ્યારે લશ્કરમાં ભરતી કરવાને માટે આપણા દેશના અમલદારોએ સીધી કે આડકતરી રીતે દબાણ ચલાવ્યું ત્યારે લશ્કરમાં જોડાઇ જાનનું જોખમ ખેડવાને માટે બહુ થોડા લોકો તૈયાર હતા; એ વાત આપણે કબુલ કરવી પડશે. અત્યારે અને આ સ્થળે લોકોનાં તેવા વર્તનના કારણોમાં ઉંડા ઉતરવાની જરૂર નથી. ઘણા લોકો લડાઇમાં જોડાવાનું નામ સાંભળતાંજ ત્રાસ પામતા અને હતાશ થઇ જતા. આ પ્રમાણે લોકોએ લડાઇમાં જોડાવાની તત્પરતા બહુ ઓછી બતાવી અથવા ન બતાવી, ત્યારે અમલદારોને પોતાની પ્રતિષ્ઠા અને નોકરીની ખાતર લોકો પર ભારે દબાણ કરવું પડયું; અને તેમાં કેટલાક સભ્યતાની અને

માનુષીયતાની સઘળી હદ કુદાવી ગયા. એમાં વ્યક્તિગત દોષની ગણત્રી કરવા બેસવું એ અશક્ય વાત છે, અને તેથી કશો લાભ નથી;

મૃત્યુથી ડરી ગયેલા લોકો ભરતી કરનાર અમલદારો અને નોકરોને યમદૂતો સમાન જોવા લાગ્યા. જ્યારે તે અમલદારો અને નોકરો ભરતી કરવા સારૂ ગામોગામ ભટકવા લાગ્યા ત્યારે લશ્કરમાં જોડાવા પડવાના ભયથી પુરૂષવર્ગ સ્ત્રીઓ અને બાળકોને નિરાધાર સ્થિતિમાં છોડી આમતેમ નાસવા, છુપાવા લાગ્યો. તેમના મનમાં એવો ખ્યાલ હશે, કે સ્ત્રીઓ અને બાળકોને તો લડાઇમાં લઇ જશે નહિ, અને એવી રીતે નાસી છુટવાથી કે છુપાઇ જવાથી તેઓ આવેલી આફતમાંથી બચી જશે: પણ તેમની એ ધારણા નિષ્ફળ નીવડી. અમલદારોએ અને તેમના નોકરોએ સ્ત્રીઓ અને બાળકોનો એવો ઉપયોગ કર્યો, કે પુરૂષવર્ગને હાજર થયા વિના ચાલ્યું નહિ.

આવી રીતે સ્ત્રીઓ અને બાળકોને નિરાધાર દશામાં છોડી જઇ પુરૂષવર્ગે પોતાનું બાયલાપણું ચોક્ખી રીતે પુરવાર કરી આપ્યું છે, અને લશ્કરમાં જોડાવાની પોતાની નાલાયકી બતાવી આપી છે. વિચારશીલ અમલદારો તો આવા પુરૂષોને કોઇપણ ઉપાયે લશ્કરમાં જોડાવા દેત નહિ પરંતુ એ બાબતમાં હવે કલ્પનાના ઘોડા દોડાવવા ઠીક નથી. વૃદ્ધ પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોને ભરતી કરવાને ઇંતેજરી અમલદારો અને તેમના નોકરોના હાથમાં છોડી જઇ યુવાન પુરૂષવર્ગે ગંભીર, અક્ષમ્ય ભૂલ કરી અને હાથે કરીને પોતાની તેમજ આખા દેશની બેઇજ્જત કરાવી આવી. બેઇજ્જતમાં જે દેશી અમલદારો અને નોકરોએ ભાગ ભજવ્યો હશે તેને માટે શબ્દ કોશમાં યોગ્ય શબ્દો મળી શકે એમ નથી. આવી રીતે સ્ત્રીઓને અને બાળકોને અને વૃદ્ધોને નિરાધાર સ્થિતિમાં છોડી જવાના દાખલા એક વખત નહિ પણ અનેક વખત બન્યા છે—બને છે: લશ્કરમાં જોડાવાની વાત તો અલગ રહી પરંતુ બહારવટીઆ કે લુટારાઓના ભયથી લોકો સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધોને નિરાધાર દશામાં છોડી નાસી ગયાના બનાવો અન્ય પ્રાંતોમાં બન્યા છે. અલબત્ત, ઘણા બહારવટીઆ અને લુટારા એવા હોય છે, કે તેઓ સ્ત્રીઓને, બાળકોને અને વૃદ્ધોને ઘણે ભાગે રંજાડતા નથી; એટલુંજ નહિ પરંતુ કેટલીક વેળા તો તેમને સંરક્ષ્યાના દાખલા પણ બનેલા છે. તે ગમે તેમ હોય પરંતુ આ ઉપરથી પુરૂષવર્ગ સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોનું રક્ષણ કરવાની કેટલી યોગ્યતા ધરાવે છે તે માલૂમ પડી આવે છે. પોતાનાં સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોનું રક્ષણ કરવાને માટે પહેલાં આપણા દેશનો યુવાન પુરૂષવર્ગ પોતાના સર્વસ્વનો ભોગ આપી દેતો, વન વન, જંગલ જંગલ રખડતો, અનેક આફતો વેઠતો પરંતુ પોતાના દેહમાં જીવ હોય ત્યાંસુધી સ્ત્રીઓ બાળકો અને વૃદ્ધોની સામે કોઇ આંગળી પણ ઉંચકી શકતું નહિ. મુસલમાની રાજ્યકાળમાં સ્ત્રીઓની ખાસ રક્ષા કરવાનો ભાર લોકોને માથે આવી પડયો હતો, પરંતુ એ ભાર ઉઠાવી લેવાની તેમણે પોતાની સૌથી, પ્રથમ ફરજ માની હતી. તેથીજ આપણે આટલેયે ટકાવ કરી શક્યા છીએ, અને અત્યારે હજી હયાતીમાં છીએ. પરંતુ હવે બાજી તદ્દન પલટાઇ ગઇ હોય એમ લાગે છે. હવે તો તેમના રક્ષણનો ખ્યાલ બાજુએ રાખીને આપણે આપણું પોતાનુંજ રક્ષણ કરવાની ફીકરમાં છીએ. જમાનો સંપૂર્ણ સ્વાર્થી [illegible] જેમાં સર્વ માનુષીય ઉચ્ચ લાગણીઓ અને ભાવનાઓનો ભોગ આપી દેવાય છે. તેમાં શું ? જીવતો નર ભદ્રા પામશે, એ સૂત્રનું અનુસરણ થતું લાગે છે. આ દશા અધમોધમ સ્થિતિ સૂચવે છે, એટલુંજ નહિ પરંતુ સંસારમાં મનુષ્ય તરીકે હયાતી ભોગવવાનો હક્ક પણ ખેંચી લે છે. જંગલી મનુષ્યો પણ પોતાના સ્ત્રીઓ, બાળકો અને વૃદ્ધોનું માયા સાટે રક્ષણ કરે છે; અરે, પશુ પક્ષીઓ પણ પોતાનાં સ્ત્રી બાળકનું રક્ષણ કરવામાં પોતાનું સઘળું બળ વાપરે છે, પરંતુ આપણા દેશના લોકો—જેમનો ઇતિહાસ હજી ગઇ કાલેજ શૂરવીરતાનાં અદ્ભુત પરાક્રમોથી ઉજ્જવલ હતો—અરે, જેમના એક વિભાગે એજ યુરોપની રણભૂમિમાં અદ્ભુત પરાક્રમ દાખવ્યું હતું તે—પોતાનાં સ્ત્રી બાળકોને નિરાધાર સ્થિતિમાં છોડીને નાસી જાય છે, અને તેમની બેઇજ્જત થવા દે છે, આના કરતાં મરણને ભેટવું એ વધારે ઠીક નથી ? શું આપણે એક જંગલી મનુષ્યના કરતાં યે વધારે

હદે પાયરીએ જઇ પહોંચ્યા છીએ ? શું આપણામાંથી મનુષ્યપણું તદ્દન નષ્ટ થઇ ગયું છે ? વિચારો, ઓ ભારતવાસી યુવકો, વિચારો અને તમારા વર્તનમાં એકદમ સુધારો કરો. નહિ તો, તમારે માટે આ દેશ અને આ જીવન એ સાક્ષાત્ ઘોર નર્કયાતના જ છે. જ્યારે જ્યારે કાઇપણ સંકટનો પ્રસંગ આવી લાગે ત્યારે પ્રથમ તમારૂં શરીર સલામત રાખવાનો વિચાર કરવાને બદલે તમારાં સ્ત્રી–બાળકો અને વૃધ્ધોનાજ રક્ષણનો વિચાર કરો, તેમને માટે જાન આપવા તત્પર થાઓ, અને ત્યારે જ જગત્માં તમારી કીંમત થશે. તે વિના તમારી કીંમત કોડીની પણ નથી.

**રેશમી વસ્ત્રનો ત્યાગ.** પંડિત ગૌરીશંકર નથુરામે લખેલી એક પત્રિકા ઘાટકોપરના શેઠ વલ્લભજી રામજી તરફથી અમને મળી છે. એ પત્રિકા શ્રી ત્ર્યંબકેશ્વર જ્યોતિર્લિંગ મહાદેવના મંદિરમાં રેશમી વસ્ત્રના ત્યાગ વિષે છે. એ પત્રિકાનો મુખ્ય ભાગ નીચે પ્રમાણે છેઃ—

" ( યજ્ઞ–શ્રાદ્ધ–દેવપૂજન–નિત્ય ભોજન વગેરે ધાર્મિક કાર્યોમાં જો ધોયેલું સુત્ર વસ્ત્ર ન હોય તો ) શીળામાં રહેવા માટે બ્રાહ્મણને શણ અથવા એરંડીનાં વસ્ત્રો, ક્ષત્રિયને અળસી અથવા કેતકીનાં વસ્ત્રો, અને વૈશ્યને ઉનનાં વસ્ત્રો પહેરવાનું મનુ વગેરે ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે. તે પ્રમાણે રેશમી વસ્ત્ર પહેરવા માટે કાંઇ પણ વિધિવાક્ય નથી.

હજારો કીડાઓનો નાશ કરવાથી એક પીતાંબર તથા સાડી બને છે માટે અહિંસક વૃત્તિવાળાં પુરૂષો તથા સ્ત્રીઓએ રેશમી વસ્ત્રો પહેરવાં યોગ્ય નથી.

કીડાઓના કફ તથા વિષ્ટામળથી તે રેશમને કોશેટો બને છે. માટે તે વસ્ત્રો અપવિત્ર અને અમંગળ છે.

કપાસનાં પુષ્પોથી બનેલાં સૂતરનાં વસ્ત્રો તથા શણના રેસાથી બનેલાં ચણીયાં મુગટા વગેરે વનસ્પતિથી બનેલાં વસ્ત્રોને જો અસ્પૃશ્ય જાતિ અથવા અશુદ્ધ પદાર્થોનો સ્પર્શ ન થયો હોય તો સર્વથા પવિત્ર છે.

આ દેશની નિર્ધન પ્રજાના કરોડો રૂપિયા કીડામારક કસાઇઓ તથા ચીન જાપાન વગેરે પરદેશીઓના હાથમાં જાય છે.

ઉપર જણાવેલાં પાંચ કારણોને લીધે શ્રી ત્ર્યંબકેશ્વર જ્યોતિર્લિંગની પૂજા કરવા આવનાર મનુષ્યને માટે રેશમી વસ્ત્ર પેહેરીને દેવપૂજા કરવાની મના કરવામાં આવી છે."

આપણા સ્ત્રી વર્ગને રેશમી વસ્ત્રો પહેરવાનો બહુ ભારે શોખ લાગ્યો છે, તેથી અમે ઉપલી હકીકત વિસ્તાર પૂર્વક ટાંકી છે. ઉપર પ્રમાણે રેશમી વસ્ત્ર પહેરનાર મનુષ્યને દેવપૂજા કરવાની મના કરવામાં આવી છે, તે ઘણું સ્તુત્ય કાર્ય છે; અને અન્ય પવિત્ર ધામોમાં જો એવી મના કરવામાં આવે તો સ્ત્રી વર્ગ ઉપર તેની સુંદર અસર થયા વિના રહે નહિ. અમારા વાચકવર્ગનું આ વિષય તરફ અમે ખાસ ધ્યાન ખેંચીએ છીએ.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. ફેબ્રુઆરી ૧૯૨૪. અંક ૬ ઠો.

# પ્રણય ધારા.

લેખક:—શ્રીયુત કૃષ્ણદાસ ગોવિંદજી આસર.

( રાસ )

હો નાથ ! આકાશે વાદળી આજે અંધારી;
ઝબુકતી વીજળી પધારી,
છાની આત્મજ્યોતે તે ઝંકારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૧)

અંતર ઉઘાડતી ને આંસુડાને સારતીઃ
આવ્યું એ બુન્દ આંખ મ્હારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૨)

ઝીણા વિહોણા થઇ છાંટા છંટાય જો !
છંટન મમ ઉર બલિહારી !
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૩)

વાદળીની સાદળીમાં આછેરી છાયાઃ
એવો તું અંતરે વિહારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૪)

પેલો મેહુલો જંગવાડી જલ પાશેઃ
હું તો પીવાડી મ્હારી ક્યારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૫)

અંતર સુવાસ આજ ઉભરે : સમાય ના;
તુજ સુજના અંગ અંગિકારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૬)

પ્રણુયીને રાત અંધારી, અજવાળી;
દિલદિલની વાત કૈંક ન્યારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૭)

એકલડાં ઉરને મનનું મનમાં વસેલઃ
એનો પ્રણયી પરિહારી;
હો નાથ !
આકાશે વાદળી આજે અંધારી. (૮)



# સંયુક્ત કુટુંબની ભાવના.

લેખિકાઃ સૌ. કુસુમગૌરી ઠાકોર.

**પ્રાસ્તાવિક.**

"સંયુક્ત કુટુંબની ભાવના" એ વિષય પર આ લેખ શરૂ કરવા પૂર્વે અત્યારે હિન્દુ જનસમાજ કેવી સ્થિતિમાંથી પસાર થાય છે એ વિષય પર આપણે પ્રથમ વિચાર કરીશું. સમસ્ત સૃષ્ટિમાં, અત્યારે જુની અને નવી ભાવનાઓનું સતત્ વહન અને મિશ્રણ થતું સંભળાય છે; ભારતવર્ષમાં પણ સંક્રાન્તિનો યુગ શરૂ થઇ ચુકયો છે. જુનું જાય છે, અને કંઇ ને કંઇ નવું દાખલ થતું જાય છે. કેટલેક ઠેકાણે તો ઘણી વખત જુની ભાવના ટકી રહેવા તરફડીઆં મારે છે, અને નવી ભાવના તેના પર પોતાનું સામ્રાજ્ય જમાવવા માટે બનતો પ્રયત્ન કરી રહી છે. આવા પ્રસંગે હિંદુ ધર્મની અને હિંદુ જાતિની પુરાતન સંસ્થાઓ, અને પ્રાચીન બંધારણોમાં શું બગાડો થયો ? તથા તેમાં કેવા સુધારાને અવકાશ છે ? એ ઉપરાંત કેવી અને કઇ રૂઢીઓ જનસમાજને કેટલી હાનીકારક છે ? તથા કઇ સંસ્થાઓથી દેશને કેટલો અને કેવો લાભ તથા હાની છે ? એ પ્રશ્નની તપાસ ઘણીજ આવશ્યક ગણાશે. હિંદુ સમાજમાં જેમના પર પશ્ચિમના સંસ્કારો પડેલા છે, તથા જેઓ આ દેશની સંસ્થાઓ તથા રીતી રીવાજોને પણ પશ્ચિમની ઢબેજ વિચારે તથા જુએ છે, તેવા સમુહમાં સંયુક્ત કુટુંબની ભાવનાનો સવાલ ઘણા જોરથી ચર્ચાઇ રહ્યો છે. એથી આ પ્રશ્ન પર હું પણ મારા થોડા ઘણા વિચારો નમ્રપણે રજુ કરીશ. ખાસ કરીને આ પ્રશ્નમાં સ્ત્રી જાતિને કેટલો ન્યાય અન્યાય થાય છે, તથા સ્ત્રીઓએ સંયુક્ત કુટુંબમાં શું ભાગ ભજવવાનો છે, તે વિષયક મ્હારા વિચારો વાંચક વર્ગની સમક્ષ યથાશક્તિ રજુ કરીશ.

**સંયુક્ત કુટુંબની સંસ્થાનો ઇતિહાસ**

સંયુક્ત કુટુંબ એટલે એકત્ર અથવા અંગ્રેજીમાં જેને Joint family system કહે છે, તેને સંસ્કૃત પરિભાષામાં સંયુક્ત કુટુંબની સંસ્થા કહેવામાં આવે છે. સંયુક્ત કુટુંબની સંસ્થા પરાપૂર્વથી ચાલી આવેલી છે. જ્યારથી હિંદુ ધર્મ હિંદુ જાતિ અને આ માનવ સૃષ્ટિની સ્થાપના થઇ ત્યારથી સંયુક્ત કુટુંબની ભાવના પણ હિંદુ સમાજમાં દાખલ થએલી છે. પ્રાચીન સમયમાં એ ભાવના ઘણી પ્રબળ હતી. એની પ્રાચીનતા તથા ઉત્કૃષ્ટતા શાસ્ત્રો, ઇતિહાસ, પુરાણો તથા જીવન ચરિત્રો વિગેરેમાં ઘણે ઠેકાણે હજુએ દ્રષ્ટિગોચર થાય છે. હાલના સમયમાં તો સંયુક્ત કુટુંબની ભાવના કોઇ કોઇ સ્થળે પુરાતન ખંડેરોની માફક તો કોઇ સ્થળે માનવ જીવનના વ્યવહાર–ગૃહો સમાન, જ્યારે કોઇ દૈવી–ગૃહસ્થાશ્રમમાં તે ધર્મનાં આદર્શ મન્દિરોની માફક મૂર્તિમંત રીતે દેદીપ્યમાન થાય છે. પશ્ચિમની કેળવણી લઇને, અને એ લોકોના વ્યક્તિ સ્વાતંત્ર્યના આદર્શને જોઇને, આપણા લોકો પણ ઘણી વખત સંયુક્ત કુટુંબની ભાવનાને પસંદ કરતા નથી. જેમ પશ્ચિમના લોકો

કુટુંબના સર્વ જનોની પ્રીતિ સંપાદન કરવી, એ આપણો પરમ ધર્મ છે. સંયુક્ત કુટુંબથી આત્મિક, સામાજીક અને ધાર્મિક બળ પણ વધે છે. જો આપણે કુટુંબીજનો સાથે રહેતા હોઇએ, તો કોઇ પણ શત્રુ કે વિરોધી આપણી સામું નજર પણ કરી શકતું નથી. પશ્ચિમમાં સ્ત્રી પુરુષો કુટુંબથી જુદા રહેવાથી, તેમને કેટલી હાની થાય છે એ આપણે ઘણે ઠેકાણે વાંચીએ, તથા સાંભળીએ, અથવા સીનેમામાં જોઇએ છીએ. સ્ત્રી ઘરમાં એકલી હોય, ત્યારે કોઇ લુચ્ચો માણસ કોઇ વખત તો તેની પાસેથી પૈસા લુંટી લે છે, કાં તેનાપર અમર્યાદિત જુલમ ગુજારે છે, કે કાં તેને મારી નાંખે છે, જ્યારે સાથે રહેવાથી આપણી સામે કોઇ પણ દુશ્મન કે બદમાસ નજર પણ કરી શકતું નથી. સંયુક્ત કુટુંબ એ એક સંસારની મહત્વની શાળા છે, જ્ઞાનની વૃદ્ધિનું તે સાધન છે. રાત પડે એટલે કુટુંબની બધી વ્યક્તિઓ સાથે બેસી પોતપોતાના અનુભવની, જ્ઞાનની અને અનેક જાતની રસિક વાતો કરી, મનને આનંદ પમાડે છે. અને આથી એક બીજા પાસેથી સર્વને કંઇ ને કંઇ શિખવાનું પણ મળે છે. સંયુક્ત કુટુંબથી પરસ્પરના સુખદુઃખમાં પણ ઘણી મદદ મળે છે. ધારો કે, એક મનુષ્ય માંદો પડયો હોય, એકલોજ હોય, તો તે વખતે તેની સ્થિતિ કેવી દયાજનક થઇ પડે ? નહિ કોઇ દવા લાવનાર કે નહિ કોઇ પાસે બેસનાર. આ વખતે તે કુટુંબીજનો સાથે હોય તો ત્હેને તે ઘણાં ઉપયોગી થઇ પડે છે. કોઇ પણ જાતનું દુઃખ આવી પડયું હોય, તો તે વખતે પણ સંયુક્ત કુટુંબથી ઘણું આશ્વાસન મળે છે. સંયુક્ત કુટુંબથી ન્હાના બાળકો પર પણ કુટુંબના ને કુળના ઘણા ઉંચા સંસ્કારો પડે છે. ધર્મની બાબતમાં પણ તેમને કંઇક શિક્ષણ અવશ્ય મળે છે. કોઇ વસ્તુ નહિ આવડતી હોય તો, અનુકરણથી શિખાય છે. સંયુક્ત કુટુંબથી મ્હોટાઓ સાથે કેમ વર્તવું ? તેમજ તરફ કેવી વર્તણુક રાખવી ? તે પણ શિખાય છે. સંયુક્ત કુટુંબથી તેમના તરફ સ્નેહ વધે છે. આ પ્રમાણે આપણે સંયુક્ત કુટુંબના અનેક લાભો જોયા.

**વિભક્ત કુટુંબના ગેરલાભો.** વિભક્ત કુટુંબથી ઘણાં ગેરલાભો થાય છે. પ્રથમ તો એથી ઘણો વખત આપણામાં પોતાના સુખની અને સ્વાર્થની વૃતિ, વધે છે. પરોપકાર કરવાની વૃત્તિ, તથા કુટુંબની બીજી વ્યક્તિઓ માટે દુઃખ સહેવાની શક્તિ તથા વૃત્તિ, પણ લાંબે કાળે ઘટતી જાય છે. એકલા રહેવાથી મોકળું અને ખર્ચાળ જીવન ગાળવાની કેટલીક ટેવ પડે છે, અને ભવિષ્યમાં કોઇવાર આપણે સારી સ્થિતિમાં ન હોઇએ તે વખતે તે ટેવો ઘણી ભારે પડે છે. સગાંવહાલાં સાથેનો સંબંધ તુટી જાય છે, અને તે લોકોની સાથે દુશ્મનાવટ નહિ તો તટસ્થ વૃત્તિ ઉત્પન્ન થાય છે. એક વખત એકલપેટા રહેવાનો સ્વભાવ પડયો, તો કોઇ સાથે હળીમળીને રહેવાનું આપણને ગમતું નથી. વિભક્ત કુટુંબ એટલે વ્યક્તિજીવનની સ્વાતંત્ર્યતા ઇચ્છનારી વ્યક્તિઓનું કુટુંબ; એમાં વ્યક્તિસ્વાતંત્ર્યના ખ્યાલને પ્રાધાન્ય આપવામાં આવે છે. એમ કરતાં કેટલીક વખતે સો અમર્યાદિત વ્યક્તિસ્વાતંત્ર્યથી ઘણા માણસોને પોતાનીજ વાતોને હઠથી વળગી રહેવાની, તથા બીજાના વિચારો, અને અનુભવો તથા જ્ઞાનનો અનાદર કરવાની કુટેવ પડી જાય છે. વર્તમાન કાળમાં આપણે ઘણે સ્થળે જોઇએ છીએ, કે સાસુ-વહુ, નણંદ-ભોજાઇ, દેરાણી-જેઠાણી તથા સગા ભાઇ બ્હેનને પણ પરસ્પર નથી બનતું; કેટલીક વખતે ભાઇ બ્હેન વચ્ચે ન્હાનપણમાં ઘણો સારો સ્નેહ હોય છે. પણ લગ્ન થયા પછી, ભાભી આવે એટલે તેને નણંદનું મ્હોં નથી ગમતું. કારણ

નણંદ ભાભીની ભૂલો શોધતી ફરે છે. મ્હોટી બ્હેને ભાઇને કેટલા લાડથી અને ઉત્સાહથી ઉછેરી મ્હોટો કર્યો હોય અને માને દિકરો માટે કન્યા લાવતાં હર્ષનો પાર નથી હોતો. વળી ભાઇ માટે બધાએ કેવી કેવી આશાઓ બાંધી હોય. એ સર્વ પરિસ્થિતિ ભાભીનાં પગલાં થતાંની સાથેજ બદલાઇ ગઇ ? ભાઇનો સ્નેહ બ્હેનપરથી તદ્દનજ ઉતરી ગયો. બ્હેન કોઇ વખતે ભાઇને ઉત્સાહથી મળવા આવે તો ભાભીને તે વાત ખુંચે, અથવા ભાભી બિચારી હોંશે કે ઉલ્લાસથી કંઇ પહેરે ઓઢે, કે કોઇ સ્થળે જાય આવે, તો તુરત નણંદજીનો કે સાસુજીનો પિત્તો ઉછળી જાય; ને ભાઇ ઘેર આવતાં તે વાતમાં મરચું મીઠું નાંખી, વહુના વાંકની અયુક્ત પરંપરા અતિશયોક્તિ અલંકાર સાથે શરૂ થાય. આ આપણા સંયુકત કુટુંબનું દુઃખદ વર્તમાન ચિત્ર છે. એવા સમયમાં વહુ તથા ભાભીઓ માટેની ભાવના ઉંચ અને શાન્તિ ભરી બનાવવા માટે ગુજરાતના સાક્ષર બંધુઓએ ઘણું લખવાની, તથા સચોટ રીતે બોલવાની ઘણી જરૂર છે. ભાઇશ્રી બોટાદકરે હમણાં પ્રગટ કરેલા " રાસ તરંગિણી " નામક સંગ્રહમાં "ભાભી"એ મથાળા નીચે, સુંદર ભાવનાત્મક કાવ્ય લખ્યું છે, જેમાં તેઓ વર્ત્તમાન સંયુક્ત કુટુંબમાંની નણંદોના મ્હોમાં નીચેના શબ્દો મૂકતાં જણાવે છે કે;

" છોડી પિયરની એણે પાલખી રે લોલ.
મૂકી માયા ભરી માત રે ?
ભાભીના ભાવ મ્હને ભિંજવે રે લોલ.
વહાલાંનો સંગ કર્યો વેગળો રે લોલ.
મ્હારા એ બંધવાને માટ રે રે—ભાભીના.
સહિયરનો સાથ ત્યજ્યો સામટો રે લોલ."
દાદાનો દૂર કર્યો દેશ જો—ભાભીના.
ખંતના ભરેલાં ત્યજ્યાં ખેલણાં રે લોલ,
છોડ્યો બાળાપણ વેશ રે—ભાભીના રે;

ઉપરની પંક્તિઓમાં કવિએ " કન્યાને વહુ થતા કેવાં મહત્વના ત્યાગ કરવાના છે ? ". એ વાત સુંદર રીતે વર્ણવી છે. એવો ત્યાગ કરી સાસરે આવનાર વિવાહિત કન્યા અથવા વહુને, જો યથોચિત સન્માન આપવામાં ન આવે, અથવા તેના તરફ પ્રેમપૂર્વક વર્તવામાં ન આવે, તો કેટલીએ અણખીલી કળી ખીલ્યા વિના અકાળે કરમાઇ જાય. " ભાભી " સંબંધી ઉપરનો ગરબો તથા હિન્દુજીવન તથા હિન્દુ સંસારનાં આદર્શ–વિનયના, એવા બીજાં બોધક ગરબાઓ નવરાત્રી જેવા પ્રસંગોમાં તેમજ મેળાવડાઓમાં, ઘેર ઘેર ગવાવા જોઇએ, જેથી સંયુકત કુટુંબનાં ઉચ્ચ આદર્શો દરેક કુટુંબમાં થોડા ઘણા પણ સ્હમજાતાં થાય. નણંદનું મ્હોં ભાભીને ન ગમે તેનુ કારણ મુખ્યત્વે કરીને અજ્ઞાન અને ઇર્ષાજ છે. એમાં કુટુંબનાં જવાબદાર માણસોનો પણ કંઇક હિસ્સો છે. કન્યા ન્હાનપણમાં પરણીને સાસરે આવે, એટલે એના વિચાર કાચાં અને તધારામાં નણંદે રોફ બેસાડવોજ જોઇએ, તથા નણંદનો અનાદર કરવામાંજ ભાભીનું વજન પડશે, એવા સંસ્કારો, સારા યા નરસા, બાળપણમાંજ પડેલા હોય છે; આથી તે સંસ્કારો મોટ્રપણે દૂર કરી શકાતા નથી. બીજી બાજુ જેઓ મ્હોટી ઉમ્મરે પરણે, ત્હેમને તો વિભક્ત કુટુંબની ભાવનાથી, પોતાના પતિ, અથવા બાળકનુંજ મ્હોડું ગમે. કેટલીક સ્ત્રીઓને પતિ કુટુંબીજનો સાથે રહે, તે પરવડતું નથી, એતો પોતાનીજ સુખ સગવડો જુએ છે; અને તેનોજ વિચાર કરે છે; એવા જીવનથી રહેતાં દંપતિઓ કુટુંબીઓના સૌજન્યને તથા સંબંધીઓના સંબંધને ભૂલી જાય છે; તે શા અર્થનું ? આથી તો કેટલીક વખતે સમાજ સેવાના ખ્યાલને પણ એ લોકો ભૂલી જાય એવો સંભવ રહે છે. બીજાને માટે સદન ન કરીએ, ત્યારે આપણું મનુષ્ય જીવન

આ અર્થનું : "પ્રભુએ આપણને જે મનુષ્યના જેવી ઉચ્ચ જાતિમાં અવતાર આપ્યો છે, તે મોજશોખ માણવાને કે આળસુની માફક વખત ગુમાવવાને નહિ, પણ જીવનમાં સત્કર્મો તથા પરોપકાર કરવા માટેજ આપણું જીવન સર્જાયલું છે. સંયુક્ત કુટુંબમાંથી પરોપકાર ને સેવાભાવની વૃત્તિ ખીલી શકે છે. વડીલોની સેવા કરવાથી આપણે કેટલું પુણ્ય પ્રાપ્ત કરી શકીએ છીએ, તેનો વિભક્ત કુટુંબવાળી વ્યક્તિઓને ખ્યાલ આવી શકે નહિ. આજના વખતમાં તો સ્ત્રીઓને એક પણ કડવું વેણ કુટુંબીજનો તરફથી સાંભળવું પડયું હોય તો તરતજ તે જુદી રહેવા તૈયાર થાય. અસલના વખતની સતિઓની સેવાવૃત્તિ કેટલી હતી ? ગમે તેવાં કઠણમાં કઠણ દુઃખો પણ સહન કરવાની તેમનામાં શક્તિ હતી. સાવિત્રી જેવી સતિએ જંગલમાં રહી, વલ્કલ ધારણ કરી પોતાનાં અંધ સાસુ સસરાની ઉત્તમ સેવા કરી તે હેમનો વડીલો પ્રત્યેનો અનન્ય પૂજ્ય ભાવ સૂચવે છે. આર્યાવર્તમાં બધી વહુઓ જો, સાવિત્રી જેવી આજ્ઞાંકિત નિવડે તો ભારતવર્ષનો ઉદ્ધાર ત્વરિત થાય.

**આધુનિક સંયુક્ત કુટુંબનું આછું ચિત્ર.**

સંયુક્ત કુટુંબની હાલની સ્થિતિ તો ઘણી દુઃખજનક થઇ પડી છે, ને તેને પરિણામે વિભક્ત કુટુંબની ભાવના લોકો વધારે પસંદ કરે છે. કુટુંબમાં જે કોઇ વડું હોય, (સ્ત્રી હોય યા પુરૂષ) તે અગાઉ કુટુંબના ટ્રસ્ટી તરીકે ગણાતો, પણ અત્યારે તો ઘણે સ્થળે તેઓ પોતાનું વડપણ પોતાની સત્તા જમાવવામાંજ માને છે. એટલુંજ નહિ પણ કેટલાક કુટુંબના ટ્રસ્ટીઓ તો રક્ષકને બદલે ભક્ષક બની બેસે છે. દાખલા તરીકે કેટલાક કુટુંબમાં વડા હોવાથી પોતે માલમિલકતની તથા દરેક જાતની સુખ સગવડ ભોગવે છે; પણ કુટુંબની બીજી વ્યક્તિઓને સુખ સગવડ આપવાની પુરતી કાળજી તેઓ રાખતા નથી; જેમકે પોતાનાથી બને તેટલું કામ કરી, સાસુને પોતાની માતુશ્રી લેખી, તેમની સેવા કરનાર વહુને પણ કોઇ સાસુ વહુ પર જુલમ બેસાડવા માટે હેના સુખ સગવડ કે શિક્ષણની જરાએ ચિંતા ન રાખે, તેની સેવા માટે એક મીઠો બોલ પણ ન કહે, અથવા તો તેના પ્રત્યે કોઇ પણ જાતની વ્હાલસોઇ લાગણી નજર દર્શાવે, તો ગમે તેટલી દબાયલી વહુની લાગણી પણ ઉશ્કેરાય એ બનવું સ્વાભાવિક છે. શાસ્ત્રોના ઉપદેશ, ઘરડાની શીખામણો, એવી દુઃખી વહુને વિનયી બનાવવામાં અશક્ત નિવડે છે. અત્યારે ભારતવર્ષમાં એવી ઘણી સાસુઓ અને નણંદોના ત્રાસની ફરીયાદો આપણે નિરંતર સાંભળીએ છીએ, જેને લીધે નન્દનવન શો સ્વર્ગીય હિન્દુ સંસાર, અસંતોષની ભડકતી અગ્નિમાં ભસ્મીભૂત થતો નજરે આવે છે ! અને કેટલીએ નિર્દોષ વહુઓના ચાલુ હીસ્ટીરીઆ અને આપઘાતની કારમી ચીસો પણ એવાં પાષાણ હૃદયોને આર્દ્ર કરી શકયાં નથી ? આવાં ભયાનક ચિત્રો જોઇને ઘણા તટસ્થ અને ઉદાસીન વૃત્તિવાળાં સંસ્કારી સ્ત્રી પુરૂષો પણ વિભક્ત કુટુંબના નવા વિચારને પસંદ કરતા જણાય છે; કેટલેક સ્થળે સંયુક્ત કુટુંબનાં મુખ્ય સ્ત્રી પુરૂષોમાં સ્વાર્થભર્યો પક્ષપાતની લાગણી જણાઇ આવે છે. પરિણામે સાથે રહેતા પાંચ ભાઇઓ છતાં, એક થોડું કમાતો હોય, હેની સ્ત્રીને ઓછું સુખ મળે છે. કોઇ કોલેજમાં ભણતો હોવા છતાં, અત્યારના હિન્દુ સમાજની રૂઢીઓને પરિણામે પરણેલો હોય કે બાળબચ્ચાંવાળો હોય, તો તેની સ્ત્રીને કેટલીક વખતે દરદાગીનાનું સુખ હોતું નથી. કોઇ વખત તો તેને વાપરવા કંઇ મળતું નથી. આ વખતે પેલી બિચારીના

એમની સ્થિતિ કેવી દયાજનક થઇ પડતી હશે ? ત્હેનો ખ્યાલ તો તેવી વહુઓનેજ આવે: કેટલીક વહુઓને તો પીયરમાં પણ કોઇ હોતું નથી. એવી સ્થિતિમાં નહિ તો બિચારીને પરતંત્ર પતિ તરફના સુખની આશા, કે નહિ આ વડિલો તરફની પુરતી કાળજી ! આવી વખતે વડિલોએ સમજવું જોઇએ કે કુટુંબમાં સર્વ ( ખાસ કરીને કુમળા મનની સ્ત્રીઓ –વહુઓ ) ને સરખી સુખ સગવડ આપવી જોઇએ. કેટલીક વખતે તો આટલાથીજ બસ થતું નથી, પરંતુ તેવી ગરીબ વહુ પર નિરર્થક દબાણ કરવામાં આવે છે, અને ત્હેને મ્હેણાં મારવામાં આવે છે કે " ત્હારો ધણી થોડુંજ કમાય છે ? એતો ઉલટો ખર્ચ કરાવે છે." જો આમજ હતું તો આવી સ્થિતિમાં દિકરાને પરણાવવાની શી જરૂર હતી ? એ વાતનો તેઓ કદી વિચાર કરતાં નથી. તેમ દિકરો ભણતો હોવાથી કમાય નહિ ત્હેમાં વહુનો શો વાંક ? કેટલીક કુટુંબમાં તો ખાવા પીવામાં પણ ભેદ રખાય છે ! કુટુંબના મુખ્ય માણસોની બેદરકારી તથા ભૂલોના પરિણામે ઘણા ઠરેલ માણસો પણ જુદા થવાનો પ્રયત્ન કરે છે.

હવે આપણે સંયુક્ત કુટુંબની કેટલીક અગત્યની ખામીઓ તરફ

**વર્ત્તમાન સંયુક્ત કુટુંબની ખામીઓ.**

દૃષ્ટિ કરીએ. કેટલેક ઠેકાણે જ્યાં સંયુક્ત કુટુંબની પદ્ધતિ હજુ ચાલુ છે, ત્યાં કુટુંબના વડાઓ ઉપર એક બાજુએ ઘણો બોજો પડે છે; અને બીજી બાજુએ કુટુંબની કેટલીક વ્યક્તિઓમાં બીનજવાબદારીપણું તથા પ્રમાદ દાખલ થતાં જાય છે. આ સ્થિતિ સુધારવા માટે કુટુંબની દરેક નાની મોટી વ્યક્તિઓ પોતાનો ધર્મ યથાશક્તિ બજાવે, એવી કેળવણી આપવાની જરૂર છે. મુખ્યત્વે કરીને આપણી સ્ત્રી તે એ જાતની એવી કુટેવ હોય છે કે, નહિ જેવી બાબતમાં પણ તેઓ લડી પડે છે. કોઇએ જો પોતાનાથી સારૂં કામ કર્યું હોય તો તેની તે ઇર્ષા કરે. આવી દરેક બાબતમાં કપડામાં, ખાવા પીવામાં, એવી ઘણી બાબતો માટે, કુટુંબમાં ઇર્ષ્યાંથી જ કજીઆ થાય છે. ન્હાનાં બાળકોની બાબતમાં પણ એક બીજા વ્યર્થ લઢી મરે છે. કેટલીક વખતે આવી રીતે રોજ ઘરમાં કંકાશ થાય, અને એથી દરેક વ્યક્તિને પુરતી સુખ સગવડ ન મળે, તેને પરિણામે આખો વખત કુટુંબના વડા પાસે ફરીયાદ આવ્યાં કરે, એટલે પછી કુટુંબનો વડો પણ કંટાળી જઇ વિભક્ત કુટુંબની ભાવના પસંદ કરે, અને ત્હેને મંજુરી આપે છે. કુટુંબના સર્વ માણસો એક બીજા સાથે સંપીને વિનયપૂર્વક વર્તે તો આમાંનું કંઇજ ન બને, અને કુટુંબનો બોજો બરાબર જાળવી શકાય અને ગીતાજીના એક શ્લોકમાં જણાવ્યું છે, તેમ एवं प्रवर्तितम् चक्रे પરમાત્માએ રચેલા આ સૃષ્ટિચક્રને ચલાવવા માટે, દરેક વિભાગના નેતાઓને માથે, જેટલી જવાબદારી રહેલી છે, ત્હેવીજ જવાબદારી ન્હાનાઓને માથે પણ રહેલી છે. દાખલા તરીકે એક સ્ટીમરનો કેપટન પોતાની સ્ટીમર બરાબર ન ચલાવે, અને તેને ખડકો સાથે અથડાવી મારે, તો આખી સ્ટીમર ડુબી જાય અને ઘણા નિર્દોષ માણસો મૃત્યુ પામે; તથા કહેવત પ્રમાણે "એકને પાપે વહાણ ડુબે" આ કહેવત અનુસાર એક કેપટનની ભૂલથી આટલાં બધાં માણસોનો જીવ જાય. માટે દરેક કુટુંબની દરેક વ્યક્તિઓએ પરસ્પર સ્નેહ કેમ વધે ? અને એક બીજાની સુખ સગવડ પુરતી સંભાળથી કેવી રીતે સચવાય ? આ બાબત પર પુરતું ધ્યાન આપવું જોઇએ. સંયુક્ત બની હાલની પદ્ધતિ પ્રમાણે, કુટુંબના

વડાઓ કુટુંબની ન્હાની વ્યક્તિઓની શક્તિને પણ ખીલવા દેતા નથી. પોતાની કન્યાને અથવા પોતાની વહુને કેળવણી આપવા માટે પુત્રની મરજી આગ્રહ હોવા છતાં, કુટુંબના વડાઓ કેટલીક વખતે ત્હેની વચ્ચે અંતરાય પાડી, તેમને કેળવણી આપવા દેતા નથી. આથીજ કેટલીક કન્યાઓ તથા વહુઓને પૂરતું જ્ઞાન મળી શકતું નથી. ઉલટું કુટુંબના વડાઓએ તો ત્હેમને જેમ બને તેમ દરેક વાતનું જરૂરી સાધન તથા પૂરતી સુખસગવડ પોતાની સ્થિતિના પ્રમાણમાં કરી આપવી જોઇએ.

સંયુક્ત કુટુંબની ભાવના તથા આદર્શ સંબંધે લખતાં મહાભારતના અનુશાસન પર્વમાં એક સ્થળે જણાવ્યું છે કેઃ—

मातरं पितरं पुत्रं
दारानतिथिसोदरान्
हित्वा गृही न भुञ्जीयात्
एकाकी तु कदाचन ।

"પ્રત્યેક ગૃહસ્થે માતા, પિતા, પુત્ર, સ્ત્રી, અતિથિ તથા ભાઇઓને મૂકીને એકલા કદાપિ જમવું નહિ." આ ઉપરથી સિદ્ધ થાય છે, કે વિભક્ત કુટુંબની ભાવના ઇષ્ટ નથી અને તે પશ્ચિમના પવનથી જુની સંસ્થામાં બગાડો થયો, ત્યારે દાખલ થઇ છે; એટલા માટે તે નવી સંસ્થા આપણા દેશમાં ઘર ઘાલે, તે પહેલાં આપણે પૂરો વિચાર કરવાની જરૂર છે. જુની સંસ્થાના દોષો હોય તે દૂર કરી, નવી સંસ્થાની જરૂરીઆતોનો ત્હેમાં સમાવેશ કરી આપણે સંયુક્ત કુટુંબની ભાવનાને આદર્શ બનાવવાની જરૂર છે, અને એમ કરવામાં જો આપણે પાછળ પડીશું તો ત્હેને માટે જુના તેમજ નવા બન્ને વર્ગોને ભવિષ્યની પ્રજા શાપ આપશે.

ઉપસંહાર. અંતમાં સર્વ દ્રષ્ટિથી વિચાર કરતાં વિભક્ત કુટુંબની ભાવના કરતાં, સંયુક્ત કુટુંબની ભાવના વધારે શ્રેષ્ઠ છે, અને સંયુક્ત કુટુંબની વ્યવસ્થાના નિભાવમાં ઘણી મુશ્કેલી આવતાં છતાં પણ, એ સંસ્થાના આદર્શનો ભારતવર્ષમાં જેમ જેમ લય અસાર થાય, અને સંયુક્ત કુટુંબના વડાઓ, તથા કુટુંબની બીજી વ્યક્તિઓ પરસ્પરના ધર્મ સમજે તો, એમાંજ હિન્દુ જાતિની શોભા તથા ઉન્નતિ સમાએલી છે. પશ્ચિમના લોકોની માફક આપણે પણ હદ બહારની સ્વતંત્રતા ભોગવતા થઇએ તો સંયુક્ત કુટુંબની ભાવના નષ્ટ થઇ જાય, અને એથી ભારતવર્ષનું ગૌરવ દિવસે દિવસે ઘટતું જાય. જેમના પર પશ્ચિમના સંસ્કારો પડેલા છે; તે લોકો આ પણી આ ભાવનાને પસંદ નથી કરતા. શુક્ર નીતિમાં જણાવ્યું છે કે

कुटुंबभरणार्थेषु यत्नवान्न च यः
तस्य सर्वे गुणाः किंतु जीवन्नेव
मृतश्च सः

"જે પુરૂષ કુટુંબના પોષણ અર્થે યત્ન કરતો નથી, તેમાં બીજા ઘણા ગુણો હોય તો એ શું? તે જીવતાં મરેલા બરાબર છે."

જ્યાં એક વખત ભાવના નષ્ટ થાય છે, ત્યાં પછી કેટલાક દિકરા બાપના ખોરાક માટે બીલ બનાવતા થાય છે! અને બાપ, દિકરાની પાસેથી પણ બીલ લે, એવા દુઃખદ પ્રસંગો હિન્દુ સંસારમાં પણ દેખાવા લાગ્યા છે! એટલે આ વાતથી ચેતતા રહેવાની જરૂર છે; એ વાત આપણા લોકો સમજતા નથી, અને એનેજ પરિણામે સંયુક્ત કુટુંબની ભાવના દિનપ્રતિદિન નિર્બળ થતી જાય છે. હિન્દુ સમાજ એટલે એકજ રૂઢી તથા પદ્ધતિવાળા જુદા જુદા સંયુક્ત કુટુંબોનો સમૂહ (group)

વાની તીવ્ર ઇચ્છા છે ? પણ આ, તમારો હાથ ધ્રુજે છે કેમ ?”

મ્હારા હાથમાંથી એણે એકદમ છબી લઇ લીધી, અને જોતાં બરાબર બોલી ઉઠી, “ બા. આ જોયું ? કેટલું બધું મળતાપણું ! ખરે-ખર આતો જાણે...”

“ હા, બ્હેન, એ બધું મ્હેં હમણાંજ જોયું, ” એમ કહી એના હાથમાં મ્હેં કાગળનો થોકડો મુક્યો.

જ્યારે બધા કાગળો પ્રભા વાંચી રહી ત્યારે એની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. ગળગળા સ્વરે તે બોલી, “ હે ઇશ્વર ! ત્હારો પાર કોણ પામી શક્યું છે ? ત્હારી સત્તા અપાર છે. ”

પછી મુગે મોઢે અને લથડતે પગે પ્રભા પોતાની ખોલીમાં ભરાઇ ગઇ. ગરીબ બિચારો વિદ્યુત ! એણે પણ જ્યારે બધા કાગળો વાંચ્યા ત્યારે ત્હેની પણ એજ સ્થિતિ થઇ એક દિવસમાં એનાં આનંદઆમ્મત વગેરે જતાં રહ્યાં. બન્ને જણાંએ આઠદશ દિવસ સુધી પોતાની ઓરડી છોડી નહિ.

## [ ૧૦ ]

એમને એમ પંદર વીસ દિવસ નીકળી ગયા. એક દિવસ હું મારી ઓરડીમાં બેઠી હતી એટલામાં પ્રભાનો અવાજ મારા સાંભળવામાં આવ્યો. ઘણા દિવસથી એનું હસવું, બોલવું, ચાલવું વગેરે બંધ થઇ ગયાં હતાં, એટલે સ્વાભાવિક રીતેજ મ્હારૂં ધ્યાન એની વાતચીત તરફ ખેંચાયું. તે વિદ્યુતને કહેતી હતી:” એક વર્ષ સુધી ગમે તે કોઇ જગાએ તમે મુસાફરી કરી આવો. મ્હેરબાની કરીને મ્હારી ખાતર ત્હમે અહીંથી જાવ. જ્યારે આપણે પાછાં ફરી મળીશું, ત્યારે આપણે આપણા ખરા સંબંધ પ્રમાણે વર્તી શકીશું. ”

“ આજ રાત્રેજ હું અહીંથી જઇશ. ” એવો વિદ્યુતનો જવાબ હતો. “ પરમેશ્વર ત્હારૂં રક્ષણ કરો ! હું હવે જાઉં ” એમ કહી તેજ રાત્રે વિદ્યુત મુસાફરીએ ગયો. મ્હેં એ બાબત બીલકુલ વાંધો લીધો નહિ. મુસાફરીથી એના મનને કંઇક શાંતિ મળશે એમ મ્હને લાગ્યું.

વિદ્યુતને ગયાને ઘણા મહીના થઇ ગયા. ત્યાર પછી એનો ફક્ત એકજ પત્ર હતો. “ આનંદ ભુવન ” વગેરે સ્થાવરજંગમ મીલકતનો ત્હમે અને પ્રભા તમારી મરજીમાં આવે એ પ્રમાણે સદુપયોગ કરજો. મ્હારે એમાંથી કાંઇ જોઇતું નથી.” એમ લખ્યું હતું. એનો તે દિવસ પછી એક પણ કાગળ ન આવ્યો.

એકજ વર્ષમાં હું પાછી આ વિશાળ જગતમાં એકલી પડી. કારણ, મ્હારી પ્રભા મ્હારી આંખની કીકી–મ્હારા ઘરની લક્ષ્મી મ્હને છોડીને આ દુનીયામાંથી ચાલી ગઇ. બન્ને આંખો ગુમાવી બેઠેલી અંધ ડોશી જેવી મ્હારી અવસ્થા થઇ. મ્હારૂં આયુષ્ય આમ પહેલેથી તે છેવટ સુધી દુઃખમાંને દુઃખમાંજ જશે ?

આમ એ મીલકતનાં હકદાર વારસો છોડીને ચાલ્યાં ગયાં. પરંતુ તે માટે, પેલા દુષ્ટ લોકોને અન્યાયથી મેળવેલું નિરાંતે ભોગવવા દેવું એ એમના નીચ કૃત્યને ઉત્તેજન આપવા બરોબર હતું. તેથી મ્હેં નવલલાલ શેઠને કાયદેસર નોટીસ આપી. નોટીસની બજાવણી થઇ કે તરત શેઠ દોડતા મ્હારી પાસે આવ્યા અને પરભારો હિસાબ પતાવી આપવાનું કબુલ્યું. દુષ્ટ લોકો મ્હોડે બહુ મીઠા હોય છે. મીઠું મીઠું બોલી મ્હને ફોસલાવીને હિસાબ કરવા એ મુંબાઇ તેડી લાવ્યા. મ્હને મીઠાબોલાઓનો પહેલાં અનુભવ થયેલો નહોતો એટલે હું ફસાઇને મુંબાઇ આવી.

અહીં આવીને એક બંગલામાં ઉતારો કર્યો,

આઠ દિવસ થઇ ગયા. પણ બાઇસાહેબ હિસાબની વાત કાઢેજ નહિ. રોજ કંઇને કંઇ બ્હાનાં દેખાડે. અહીં આવ્યા પછી હું વધારે અશક્ત થતી ગઇ, અને આઠેક દિવસમાં તો ઉઠવા બેસવાની પણ શક્તિ ગુમાવી બેઠી. એ સ્થિતિનો લાભ લઇ નંદલાલ, ફલાણી ઓફીસમાં જાઉં છું કરીને ગયો તે ગયોજ, ફરી દેખાયો નહિં. ઘણું કરીને એ મ્હારે ત્યાં પેલા કાગળોબાગળોનો નાશ કરવા ગયો હશે, પણ તે તો મ્હેં એવી ગુપ્ત જગાએ મુકયાં છે કે એને કશુંજ જડવાનું નથી.

પરંતુ વૃદ્ધાવસ્થામાં થયેલી અશક્તિ અને તેમાં આ આઘાતથી મ્હને સખ્ત તાવ આવ્યો. મ્હારી આ માંદગીની વાત સાંભળી લૉજના માલિકે મ્હને અહીં મોકલી આપી. આ તાવમાં સંતાપ થવાથી હું કોઇક વખત બબડાટ કરી મુકું છું તે જોઇને તમે બધાં મ્હને ગાંડી, ગાંડી ઠરાવી કાઢો છો. ખરા હકકદાર વારસ રખડતા ફરે છે અને લુચ્ચા લોકો તેનો ખુશીથી ઉપયોગ કરે એ મ્હારાથી જોઇ રહેવાતું નથી, નીકર બધી મીલકત એની પાસેથી લઇને કોઇ અનાથાશ્રમ જેવાને ભેટ કરી દેત."

× × ×

[ ૧૬ ]

આ કરૂણાજનક કથા સાંભળવામાં આખી રાત કયાં જતી રહી તે જણાયું નહિ. સાંભળ્યા પછી બીજે દિવસે મ્હેં અમારાં મડમ સાહેબને આ બધી વાત કહી. એમણે પૂરાવાના કાગળો વગેરે ચંદાબ્હેનની સહીપણીને ત્યાં મુકેલા હતા તે તપાસી જોયા, બધું બરાબર કાયદેસર હતું. ફક્ત ચંદાબ્હેનને કોઇ ફેરાઆંટા ખાનારને કચેરીમાં મુકતો સાચવવા દોડાદોડી કરનાર કોઇ ન હતું.

પરંતુ ઉદાર અને માયાળુ સ્વભાવનાં અમારાં મડમે ખાસ કાળજી રાખી નંદલાલ સામે ફરીયાદ કરાવી; અને સારા પુરાવા હોવાથી ચંદાબ્હેનના લાભમાં ચુકાદો આવ્યો.

હવે આ મીલકતનો તથા પોતાની કમાણીનો સદુપયોગ કરવા ચંદાબ્હેને જાત્રા શરૂ કરી. ત્યાં દરેક ગામની સ્થિતિ તે કાળજી પૂર્વક તપાસવા લાગ્યાં. ગામના લોકોને શું દુઃખ છે તથા તે કેવી રીતે દૂર થઇ શકે વગેરે શોધી કહાડી તે બાબત ત્યાંના પ્રતિષ્ઠિત માણસોને ભેગા કરી, ઉપાય બતાવતાં, તથા ઉપાયને અમલમાં આણતા. માટે દ્રવ્યનો છૂટે હાથે ઉપયોગ કરતાં.

ચંદાબ્હેનની યાત્રા ફક્ત દેવદર્શન માટે મંદિરોમાં ભટકવામાં સમાયલી નહોતી; પણ એ પોતાનો દિવસ સાર્થક થયો ત્યારેજ ગણતાં કે જ્યારે કોઇ ખરા દુઃખી માણસને શોધી કહાડી દીલાસો દઇ, સંતોષ આપી શકતાં ખરા દુઃખીમાં ભીખ માગવાનો ધંધો કરનારાઓનો સમાવેશ થતો નથી. જે માણસે પોતે દુઃખ વેઠેલું છે તેજ ખરા દુઃખને ઓળખી શકે છે. એટલે ચંદાબ્હેનને ખરા દુઃખી શોધી કહાડતાં વાર લાગતી નહિ. મૂળ સ્વભાવે માયાળુ, અને દાક્તરનો ધંધો હાથ કરેલો એટલે એમની સમાજસેવામાં પુછવુંજ શું !

અનેક ગામોમાં ફરતાં ફરતાં ગંગા કિનારે આનંદપુર ગામમાં તે આવી ચઢયાં. આ ગામમાં કોઇજ દુઃખી નહોતું એ જોઇ એમને ઘણું આશ્ચર્ય થયું. બધાંજ માણસો સંતોષી નજરે પડયાં. દુઃખી માણસોરૂપી પરમાત્માની પૂજા કોઇ બીજું કરતું હોવું જોઇએ, એમ એમણે ખાત્રી કરી લીધી.

તેથી એ પરમાત્માના ભક્તનાં દર્શન કરવાની એમને ઉત્કટ ઈચ્છા થઇ. ગામમાં પુછયું તો ખબર મળી કે, "એક નિવૃત્તવિહારી નામના સાધુ પુરૂષ ઘણાં વર્ષો થયાં અહીં આવીને વસ્યા છે. એમણે ગામથી થોડે દૂર

નદીકિનારે એક આશ્રમ બાંધ્યો છે. ત્યાં એમના હાથ નીચે ઘણા વિદ્યાર્થીઓ છે. ખરૂં પુછો તો આ ગામને આબાદ કરનાર એજ સાધુ પુરૂષ છે. એમના વિદ્યાર્થીઓ લોકસેવા હંમેશાં ફરતા ને ફરતાજ હોય છે. પ્રભુ દીર્ઘાયુષ્ય આપો !!"

આ વાત સાંભળી ચંદાબ્હેનનાં રોમાંચ ખડાં થઇ ગયાં અને હૃદયમાં કંઇક અપૂર્વ લાગણીનો ઝરો ફુટવા લાગ્યો. હાથ અંગ ફરકવા લાગ્યું. હૃદયમાં વેદના થાય છે કે સુખ તે એ સમજી શકયાં નહિ. શાનો અનુભવ થતો હતો તેનો પણ ખ્યાલ આવી શકયો નહિ.

આખરે એમણે ભક્તરાજને મળવા માટે પ્રયાણ કર્યું.

નદીકિનારે એક ઉંચાણવાળા પ્રદેશપર વિદ્યુતવિહારીનો આશ્રમ આવેલો હતો. પાસે એક શિવાલય હતું. આશ્રમની આસપાસ ફરતી વાડી હતી. વાડીમાં વચ્ચે વચ્ચે ન્હાની પર્ણકુટીઓ બાંધેલી હતી. એમાંની થોડીકમાં નિરાધાર દર્દીઓ રાખવામાં આવતા. બાકીનામાં વિદ્યાર્થીઓ રહેતા. પાસેજ ગંગાનાં દુધ સમાં ઉજળાં પાણી ખળખળ વહી જતાં હતાં. એમાં ઉપરનું ભુરૂં આકાશ અને સૂર્યનાં સોનેરી કિરણો પ્રતિબિંબ પાડી રહ્યાં હતાં. પણ પ્રવાહ સૂર્યનાં કિરણ જુથને વીખેરી નાખતો ન હોય એમ લાગતું. આવી રમ્ય ભુમિપર વિદ્યુતવિહારીનો આનંદદાયક આશ્રમ આવેલો હતો.

ચંદાબ્હેન, આશ્રમમાં આવીને જુવે છે તો વિદ્યુતવિહારી તે બીજું કોઇ નહિ, પણ એમનો લાડકડો વિદ્યુતજ હતો. અહાહા ! તે વખત આ સ્વપ્નું છે કે સાચું એમ એમને થઇ ગયું. બન્નેની આંખો મળી, એક બીજાને ઓળખ્યાં. વિદ્યુત ભાન ભૂલ્યો ને માતાને ભેટી પડયો. ચંદાબ્હેનનો વાત્સલ્યપ્રેમ ઉછળી આવ્યો. આંખમાંથી હર્ષાશ્રુ વહી ચાલ્યાં.

થોડીવાર પછી બન્ને છુટાં પડયાં. એક બીજાની ખબરઅંતર સાંભળી લીધી. વિદ્યુત પ્રભાનાં મૃત્યુની વાત સાંભળી ખૂબ રડયો. ચંદાબ્હેનનાં આંસુ પણ સુકાયાં નહિ. બન્નેએ એના આત્માને શાંતિ ઇચ્છી.

વિદ્યુતના સ્તુત્ય પ્રયાસમાં ચંદાબ્હેને ટેકો આપ્યો. બધી માલમીલકત આ આશ્રમ ટકાવવા ખાતેજ વાપરવાનું નક્કી કર્યું. આશ્રમનું નામ 'પ્રભાનિકેતન' પાડવામાં આવ્યું. અહીં બન્નેએ સાથે મળી ઘણાં ઘણાં લોકહિતનાં કામો કર્યાં.

બે વર્ષ પછી ચંદાબ્હેને શાંતિથી દેહ છોડયો. વિદ્યુત હજી પોતાનું કર્તવ્ય કર્યેજ જતો હતો.



ભાડુત-( ઘરધણીને ) આ ઘર તો તદ્દન ઉંદરોથીજ ભરેલું લાગે છે. તેમના ખખડાટ ભભડાટથી અમારે દરરોજ રાતે જાગવું પડે છે.

ઘરધણી-બહુ અજાયબીની વાત ! છેલ્લા ભાડુતે તો એવી કાંઇ પણ ફરિયાદ કરી ન હતી.

ભાડુત-એમ ? ત્યારે કદાચ તેના ગયા પછી ઉંદરો પડયા હશે !

ઘરધણી-તે તો કોણ જાણે. પણ છેલ્લો ભાડુત ઘરમાં ભુત હોવા વિષે ફરિયાદ કરતો હતો !



## વ્હાલમને વિનતિ.

લેખિકા: સૌ. કુસુમલક્ષ્મી દુર્ગાપ્રસાદ દવે.

( હરિગીત ).

ક્યારે પ્રિતમ! મન્દિર પધારી, સદનને શોભાવશો?
સુખોદધિ અંતર મહીં સુખ-ઉર્મિઓ ઉછળાવશો?
ક્યારે હૃદયપંકજ રવિ રશ્મિવડે વિકસાવશો?
આ હૃદયસરવરમાં વસી, ક્યારે કમલ ખીલાવશો?

હું ચાતકી તરસી સદા, ક્યારે અમી વર્ષાવશો?
શાન્તિ-સુધા વર્ષાવીને ક્યારે પીયૂષ પીવડાવશો?
તમ પ્રેમની ભિક્ષા મને ક્યારે પિયુજી આપશો?
ઉત્સાહના ને ધૈર્યના પ્રિય પાઠ ક્યારે શીખવશો?

ઝખમી થયેલાં જીગરમાં ક્યારે અમી પ્રિય સીંચશો?
ક્યારે અરજ ઉરમાં ધરી આતિથ્ય મમ સ્વીકારશો?
ક્યારે પધારી પ્રાણવલ્લભ કઈ મમ વિદારશો?
છું શરણુ નિત્યે નાથ! કહોને મારશો કે તારશો?

# તમારા બાળકોનો ખોરાક

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ,
એમ. બી., બી. એસ., ડી. ટી. એમ., ડી. પી. એચ.

પોતાના દેશની, જાતિની અને કુટુંબની ઉન્નતિ ઇચ્છનાર દરેક માતપિતાને આ વિષય ઘણો અગત્યનો છે. નવ માસ ગર્ભ ધારણ કરીને અને પ્રસુતિની અસહ્ય વેદના સહન કરી બાળકને જન્મ આપનાર માતા પોતાના બાળકની તંદુરસ્તી માટે મરી ફીટવા–પોતાનું સર્વસ્વ આપવા તૈયાર હોય છે.

કુદરતે બાળકના ખોરાક માટે એવી અલૌકિક ગોઠવણ કરી છે કે તેમાં મનુષ્યને ડહાપણ કરવાનું સ્થાનજ નથી. માતાના સ્તનમાંથી ઝરતા અમૃતમય પયની બરાબરી કરનાર પ્રવાહિ બનાવવાને ડાક્ટરોને હજુ સૈકાઓ જોઇશે એમ મેં અગાઉના લેખમાં જણાવ્યું છે. તો પછી આ લેખ લખવાની આવશ્યકતા શી? આનો જવાબ: આજકાલનો જમાનો, આજનો સુધારો હાલનું આપણા શહેરોનું બંધારણ! થોડાંજ દશકાઓ પહેલા એવો સમય હતો કે આપણે મેલીન્સ ફુડ, એલનબરી ફુડ, ગ્લેક્સો વીગેરે પરદેશી કૃત્રીમ ખોરાકોને ઓળખતાં પણ ન હતા. તે સમયે ઇશ્વરની લીલાલ્હેર હતી. વરસાદ પાણી બરાબર થતા હતા. માતાઓના શરીર તંદુરસ્ત હતા અને આપણા બાળકોને સાધારણ રીતે માતાનું દુધ પૂરતું મળતું હતું. અગાઉ આ દેશમાં શહેરોની વસ્તી આટલી બધી થીચ નહ હતી અને લોકો આખા દેશમાં ફળદ્રુપ અને રસાળ જગ્યાઓમાં નાના નાના સુંદર ગામડાઓમાં રહેતા હતા. દુધાળાં ઢોરો પુષ્કળ હતા. માતાઓને ખુલ્લી હવામાં ફરવાનો અને કામ કરવાનો અવસર બહુ મળતો હતો. તેથી નાના બાળકોને માતાનુંજ દુધ પુષ્કળ મળતું હતું. ઘરડાઓના કહેવા મુજબ હવે તો ખરો કળિયુગ આવ્યો છે. હવે તો નદી અને નવાણ સુકાયાં, જંગલના લીલા ઝાડવાં સુકાયાં અને માતાઓના દુધ પણ સુકાયાં.

શહેરોમાં ઉદ્યોગના કારખાના વધવાથી વસ્તી વધી. મધ્યમ અને ગરીબ વર્ગના માણસો શહેરમાં આવીને રહ્યાં. માટીના લીંપણ કરેલાં જુની ઢબના પણ વિશાળ અને સુખકારક ગામડાંના સુંદર ઘરો નિર્જન થયાં; અને શહેરના શેઠીઆઓએ આ કમનસિબ લોકો માટે શહેરોમાં કબુતરખાના જેવા મોટા માળાઓ બાંધ્યા. આ ચાલીઓ અને માળાઓનું વર્ણન અહિં કરવું જરૂરી નથી. વાંચક વર્ગમાંથી ઘણાઓએ આ દ્રશ્યો મુંબાઇ અને અમદાવાદ જેવા શહેરોમાં જોયાં હશે. ઘણાઓએ આવું જીવન અનુભવ્યું હશે અને ઘણાઓ હજુ આ કબુતરખાનાઓમાં જીવન ગાળે છે. શહેરોમાં દુધ, ઘી અને અનાજ પણ ચોખ્ખું મળે નહિ. શહેરીઓના દુધનો આધાર "રામસરણ" ભૈયો અને અનાજનો આધાર "જુઠીયો" દાણાવાળો! આ લોકોનો ધંધો લગભગ નામ પ્રમાણેજ છે. મુંબઇના ભયાઓના પાણી જેવા દુધથી કેટલાય બાળકો રામશરણ થઇ ગયા હશે! આવા જીવનને લીધે આપણી માતાઓની તંદુરસ્તી પહેલા જેવી રહી નથી અને તેમનું અમૃતમય પય

સુકાઇ ગયું છે. વધારામાં કસુંબી રંગના "ચા"ના પાણીએ આપણી માતા અને બાળકોના લોહીનું પાણી કર્યું છે!

જ્યારે બધા બાળકોને માતાનું દુધ પુરતા પ્રમાણમાં મળતું નથી ત્યારે તેને બદલે બીજું તો આપવુંજ જોઇએ. ભવિષ્યના બાળકોને માતાનું દુધ પુરતું મળે તેનો ખરો ઉપાય તો એ છે કે આપણે આપણી જીવનપ્રણાલી ફેરવવી, શહેરી જીવન છોડવું અને ગ્રામ્ય જીવન પસંદ કરવું; પરંતુ આમ જલદી બનવું અસંભવિત છે. આટલા માટે આ લેખમાં માતાના દુધને બદલે આપી શકાય તેવા અન્ય દુધ અને ખોરાક વિષે કંઇ લખવામાં આવશે. આપણા બાળકોમાં મરણનું મોટું પ્રમાણ બાળકોને થતા જીવલેણ રોગો તેમને મળતા અયોગ્ય ખોરાકનેજ આભારી છે. આપણી પ્રજામાં સેંકડોની સંખ્યામાં ઉભરાઇ જતા દુબળાં, ઠીંગણાં, તાકાત વિહોણા અને ઉંડી આંખોવાળા યુવકો દેખાય છે તેનું કારણ પણ તેમને બચપણમાં મળેલો અયોગ્ય ખોરાકજ છે.

બાળકનું સુંદર મુખડું જોઇ મલકાતી માતાની મોટામાં મોટી આશા એ છે કે બાળક તંદુરસ્ત રહી; જલદી હસતું રમતું મોટું થઇ જાય. આવી માતાઓ જો તંદુરસ્ત હોય તો તેમને એટલીજ સલાહ છેકે " માતાઓ! તમારા બાળકને તમેજ ધરાવવો!" બાળકનો કુદરતી ખોરાક માતાનું દુધ છે તે ઘણાઓ ભુલી જાય છે. આપણા શ્રીમંત વર્ગમાં બાળકને ધાવનું દુધ પીવરાવવાનો અથવા પરદેશી પેટંટ ખોરાક આપવાનો રીવાજ દીવસે દીવસે વધતો જાય છે તે ઇચ્છનીય નથી. તંદુરસ્ત માતાની શક્તિ ધરાવવાથી કાંઇ ઓછી થતી નથી. કમજોર માતા પણ જો સાત્વિક ખોરાક લેય તો તંદુરસ્તીને જરાપણ જોખમમાં નાખ્યા વગર પોતાના બચ્ચાનું પોષણ કરી શકે છે; પરંતુ હાલમાં એવી ઘણી માતાઓ છે કે જેઓ ખરાબ તબિયત અને અશક્તિને લીધે બાળકને ધવરાવી શકતી નથી. આવા સંયોગોમાં બીજું દુધ આપવું જરૂરી છે.

ત્યારે માતાને બદલે કોનું દુધ બાળકને આપવું? કુદરત પણ વિચિત્રતાનો ભંડાર છે. ગધેડું અને મનુષ્યની આકૃતિમાં જરાપણ સમાનતા ન હોવા છતાં, ગધેડીનું દુધ, બીજા બધા પ્રાણીઓના દુધ કરતાં, માતાના દુધને વધારે મળતું આવે છે! બેશક માતાઓ પોતાની સરખામણી કોઇ પણ અંશે ગધેડીની સાથે કરવા દેવા ના પાડશે. પરંતુ આતો ડાક્ટરોનું સંશોધન છે અને આવી સરખામણી કરવાની મારી ધૃષ્ટતા માટે ઉદારચિત્ત માતાઓ મને માફ કરશે. જો ગધેડીનું દુધ વગર તકલીફે મળી શકે તો, ઘણા બાળકોને ફાયદો આવે. પરંતુ આ લાભ બધાને મળી શકતો નથી; કારણ કે શ્રીમતી ગધેડીને, પોતાનો પાછલો પગ વિવેક વગર વાપરવાની બહુ ટેવ હોય છે તેથી આપણા ભરવાડો અને પ્રજાપતિઓ, આપણા આ દુધ મેળવવાના કાર્ય સામે સખત અસહકાર કરશે. આટલા માટે ગધેડી બાઇ બાળકને જોઇતા દુધ માટે લગભગ તદન નકામીજ છે!

બકરીનું દુધ પણ માતાના દુધને મળતું આવે છે અને આ દુધ દરેક શહેર અને ગામડાંમાં પણ મળી શકે. માટે જેઓ સગવડ કરી શકે તેમણે આ સહેલો ઉપાય લેવો. ફક્ત મુંબાઇ જેવા શહેરમાં કદાચ આ સગવડ ન મળી શકે.

માતાના દુધની બરાબરીમાં ત્રીજે નંબરે ગાયનું દુધ આવે છે અને ગાયનું દુધ તો બધી જગ્યાએ મળી શકે છે. ગૌમાતાની સેવાની કદર આપણે હજુ બરાબર કરી શક્યા નથી. બીજાં બધાં જાનવરો કરતાં ગૌમાતાનો આભાર તળે દુનિયા વધુ દબાએલી છે. આ વાત

પશ્ચિમના લોકો પણ કબુલ કરે છે. ભારતવર્ષમાં તો ગાયનો મહિમા અપાર છે. આપણા ધર્મશાસ્ત્રો પણ ગાયનો મહિમા ગાઇ રહ્યા છે. આપણા રાજાઓ પોતાને "ગો-બ્રાહ્મણ પ્રતિપાલ" કહેવરાવવામાં મગરૂરી માનતા. શાસ્ત્રોમાં બ્રાહ્મણ કરતાં પણ ગાયનો દરજ્જો ઉંચો રાખવામાં આવ્યો છે. આનું કારણ ધાર્મિક ઉપરાંત, હું તો વૈદકીય (Medical) અને આર્થિક (Economical) પણ માનું છું. આપણા વૈષ્ણવ બંધુઓનું ધર્માભિમાન હજુ પણ "જય ગોપાલ" શબ્દ આપસ આપસમાં કહેવામાં સમાયેલું છે. જો કે આજકાલના શ્રીમંત વૈષ્ણવો ગોપાલક કરતા ઘોડાપાલક કે મોટર હાંકક વધુ થતા જાય છે! ૧૯મી સદીના આદર્શ સુધારક સ્વામી દયાનંદ ગૌ રક્ષણનો બહુ ઉપદેશ આપતા; તેમણે ઘણી જગ્યાએ ગૌરક્ષણી સભાઓ સ્થાપી હતી. તેમનું બનાવેલું "ગો કરૂણાનિધિ" પુસ્તક બહુ વિચારણીય છે. તેમનું તો એટલે સુધી કહેવું હતું કે ભારતવર્ષની ઉન્નતિનો ખરો આધાર ગાય ઉપર જ છે.

પરંતુ માતાના દુધમાં જે તત્ત્વો બાળકના પોષણ માટે છે તે બધા પુરતા પ્રમાણમાં ગાયના દુધમાં નથી; તેથી ગાયનું દુધ બાળકને આપતા અગાઉ તેમાં યોગ્ય ફેરફાર કરવાની જરૂર છે.

બકરી, ગધેડી, ગાય અને માતાના દુધમાં શું શું તત્ત્વો રહેલા છે અને તેમાં કેટલા અંશે મળતાપણું છે. તેનો ખ્યાલ નીચેના પ્રથક્કરણના આંકડાઓપરથી આવશેઃ

સેંકડે પ્રમાણ.

| દુધની જાત | ઘી | સાકર | પ્રોટીન | ક્ષાર | પાણી |
| --- | --- | --- | --- | --- | --- |
| બકરી | ૪.૬૩ | ૪.૨૨ | ૪.૩૫ | .૭૬[illegible] | ૮૬.૦૪ |
| ગધેડી | ૧.૨૬ | ૬.૫૦ | ૧.[illegible] | [illegible] | ૯૦.૧૨ |
| ગાય | ૩.૭૦ | [illegible] | [illegible] | [illegible] | ૮૭.૩૦ |
| માતા | ૩.૪૦ | [illegible] | [illegible] | [illegible] | ૮૭.૨૦ |

નાના બાળકને ઉપરનાં બધા તત્ત્વોમાંથી પ્રોટીન, સાકર અને ઘી અનુક્રમે વધુ ઓછા જરૂરી છે. પ્રોટીન નામના તત્ત્વમાં બે જાત છે. જેના નામ "કેસીનોજન" અને "લેકટાલ્બુમીન" છે. આ બે જાતમાંથી લેકટાલ્બુમીન બાળકને વધુ જરૂરી છે. માતા દુધમાં લેકટાલ્બુમીન પુરતા પ્રમાણમાં છે અને કેસીનોજન ઘણા થોડાજ પ્રમાણમાં છે. ગાયના દુધમાં લેકટાલ્બુમીન પૂરતું છે, પરંતુ કેસીનોજન વધુ પ્રમાણમાં છે. ગાયનું દુધ બાળકને માફક નથી આવતું તેનું મુખ્ય કારણ આ કેસીનોજન નામનો પદાર્થ છે, જેનાં હોજરીમાં મોટા મોટા દહિંના ફોદા થાય છે અને તે ફોદા બાળકની નાજુક હોજરી પચાવી શકતી નથી. ઉપરના કોઠા અને નોંધ ઉપરથી આપણે જોઇ શકીશું કે ગાયના દુધને બાળકને પીવા યોગ્ય કરવા માટે બે મુખ્ય ફેરફાર કરવા જરૂરી છે. એક તો તેમાંથી કેસીનોજન ઓછું કરવું અને બીજે તેમાં સાકરનું પ્રમાણ વધારવું. આ ઉદ્દેશને અનુસરીને નીચેની સહેલી રીતો ગાયના દુધમાં યોગ્ય ફેરફાર કરવા માટે આપી છે.

**રીત પહેલીઃ**—એક રતલ ગાયના દુધમાં આશરે ૩૨ ગ્રેન (દોઢ આની ભાર) સોડીયમ સાઇટ્રેટ નામનો ક્ષાર પીગળાવી દેવો. અને આ દુધ બાળકને પાવું. દુધમાં એકથી બે ચમચી સાકર પણ નાંખવી.

**નોંધઃ**—આ ક્ષાર નાંખવાથી ગાયના દુધના તત્ત્વોમાં કાંઇ ફેરફાર થતો નથી. પરંતુ આ ક્ષારને લીધે બાળકની હોજરીમાં કેસીનોજન પદાર્થના દહિંના ફોદા બહુ નાના અને નરમ થાય છે અને હોજરી તેને પચાવી શકે છે. આ ક્ષાર દરેક દવા વેચનારને ત્યાં મળી શકે છે. દરરોજ જેટલાં પ્રમાણમાં ક્ષાર જોઇએ તેટલા વજનના પડીકા બંધાવી લેવા અનુકુળ પડે છે.

**રીત બીજી**:—એક રતલ ગાયના દુધમાં એક [illegible] અને બે નાની ચમચી

સાકર મેળવીને ગરમ કરવું. ઉભરો આવવાની તૈયારી થાય કે તરતજ ઉતારી લેવું. ઉભરો આવવા દેવો નહિ. દુધ ગરમ થતું હોય ત્યારે હલાવતા રહેવું જેથી ઉપર મલાઇની પોપડી વળે નહિ.

**નોંધઃ**—ગાયનું દુધ બહુ પાતળું હોય તો પાણીનું પ્રમાણ અનુકુળ પડે તેમ ઓછું કરવું, એટલે કે બે ભાગ દુધ અને એક ભાગ પાણી ચાલે. પાણીની મેળવણીનો આધાર બાળકની પાચનશક્તિપર રહેશે. સાકરનું પ્રમાણ કાયમ રાખવું.

**રીત ત્રીજી.**—એક રતલ ગાયના દુધમાં એક રતલ બાર્લીનું ઉકાળેલું પાણી અને બે ચમચી સાકર મેળવવી.

**નોંધઃ**—આ રીત ઉપરની રીત કરતાં જરા વધુ સારી છે. બાર્લીના પાણીથી દહીંના ફોદા નાના થાય છે અને બાળક દુધ જલદી પચાવી શકે છે. બાર્લી નામના અનાજના તદન સાફ કરેલા સફેદ દાણા ઘઉંના આકારના હોય છે, તે એક રતલી ડબ્બામાં વેચાય છે અને તેને અગ્રેજીમાં Pearl Barley કહે છે. એક શેર પાણી માટે ૧ ચમચી દાણા બસ છે. આ દાણા ઉકળતા પાણીમાં ફુલી જાય એટલે પાણી તૈયાર થયું સમજવું. પાણીને પછી ગાળી લેવું ને દાણા ફેંકી દેવા.

**રીત ચોથીઃ**—સવા રતલ તાજું દુધ લ્યો અને તેને ત્રણ કલાક હલાવ્યા વગર એક લાંબા ગ્લાસમાં રાખી મુકો. પછી ઉપરનું મલાઇ જેવું જાડું દુધ જુદા વાસણમાં કાઢી લ્યો. ઉપરના પાશેર–દોઢ પાશેર દુધમાં બધી મલાઇ આવી જશે. હવે બાકીના મલાઇ વગરના દુધના બે સરખા ભાગ કરો અને જુદા જુદા વાસણમાં રાખો. આમાંથી એક ભાગમાં થોડા ટીપાં "રેનેટ" "Rennet" નામની દવા નાંખો, એટલે દુધ ફાટી જશે. પછી દહીં જાડ પારખ્યા તેને ચમચાથી

લ્યો, અને જે નિતર્યું પાણી નીકળે–જેને છાશ કહી શકાય, તેને ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરો. પછી આ છાશ અને અગાઉનું મલાઇ વગરનું દુધ તથા મલાઇવાળું જાડું દુધ–જે અગાઉ અલગ રાખ્યું હતું–તે બધાને એકઠું કરો અને તેમાં ત્રણ ચમચી લેક્ટોસ Lactose નામની સાકર નાંખો અને ઉભરો આવવાની તૈયારી થાય ત્યાં સુધી ગરમ કરો. ગાળવાથી જુદું પડેલું દહિં ફેંકી દેવું.

**નોંધઃ**—ઉપરની રીત જરા અટપટી લાગે છે પરંતુ એક બે વખતના અનુભવ પછી દુધ તૈયાર કરવામાં જરા પણ અડચણ પડતી નથી. આ દુધને અગ્રેજીમાં Humanised milk એટલે "માતાના દુધને મળતું બનાવેલું દુધ" કહે છે. આ રીતના ખાસ ફાયદા નીચે મુજબ છેઃ—

આ રીતથી ધીનું પ્રમાણ દુધમાં જરા પણ ઓછું થતું નથી. માતાના અને ગાયના દુધમાં ધીનું પ્રમાણ લગભગ સરખું હોય છે તેમાં આ રીતથી વધઘટ થતી નથી. બીજો ફાયદો એ છે કે ઉપર બતાવ્યા મુજબ દુધના અરધા ભાગમાં રેનેટ નામની દવા નાંખી કેસીનોજન પ્રોટીનનું દહિં બનાવી જુદું કાઢી નાંખવામાં આવે છે. આથી તે તત્વ લગભગ અરધોઅરધ ઓછું થઇ જાય છે. વળી લેક્ટાલ્બુમીન પ્રોટીન જે બાળકને બહુ જરૂરી છે તે પુરતા પ્રમાણમાં જળવાઇ રહે છે. લેક્ટોસ નામની સાકર નાંખવાથી દુધનું સાકરનું પ્રમાણ પણ માતાના દુધની બરાબર આવી રહે છે. વળી દુધને લગભગ ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરવાથી; દુધ દહોનારને હાથે તથા વાસણ વગેરેમાં રહેલા સુક્ષ્મ જંતુઓનો નાશ થાય છે તેથી મરડો, ઝાડા, આંતરડાનો તાવ, ક્ષય વગેરે રોગોથી બાળક બચી જાય છે.

ઉપર બતાવેલી દરેક રીતો અનુકુળ અને અનુભવસિદ્ધ ... [illegible]

લોહના પ્રમાણમાં અનુક્રમે ગોઠવ્યો છે, જો કે સૌથી સહેલી રીત તદન આદર્શ તો હોઇ શકે નહિ. પરંતુ હિંદુ સંસારની અંદર માતાની પરાધિનતા, પીડાઓ, જોખમદારીઓ અને અનેક ફરજોનો ખ્યાલ કરતા, હિંદુ માતા સૌથી સહેલી રીત વધુ પસંદ કરશે અને આ ઉદેશથીજ સૌથી સહેલી રીતને પહેલું સ્થાન આપ્યું છે. પહેલી રીત બાળકને અનુકુળ ન આવે તો બીજી રીત ચાલુ અજમાવવી અને તેમ કરતાં જે રીતે બનાવેલું દુધ માફક આવે તે રીત ચાલુ રાખવી. ઉપરની દરેક રીતમાં દુધને ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરવું જરૂરી છે. દુધને કદાપિ ઉકાળવું નહિ કારણ કે ઉકાળવાથી દુધની અંદરના કેટલાક તત્ત્વોનો નાશ થઇ જાય છે. દુધની અંદરના રોગના જંતુઓનો નાશ કરવાને ૭૦ ડીગ્રી સેન્ટીગ્રેડ સુધીની ગરમી ૧૫ થી ૨૦ મીનીટ માટે બસ છે; જ્યારે ઉકાળવા માટે દુધ ૧૦૦ ડીગ્રી સેન્ટીગ્રેડ સુધી ગરમ કરવું પડે છે.

આટો પચાવવા માટે જે રસ હોજરીમાં જરૂરી છે તે નવ માસ પછીજ પેદા થાય છે. તેટલા માટે જે કોઇ ખોરાકમાં સ્ટાર્ચ અથવા આટાનું તત્ત્વ કોઇ પણ પ્રમાણ કે રૂપમાં હોય તે ખોરાક બાળકને ન આપવો. બીજું પ્રોટીન નામનું તત્ત્વ, સાકર અને ઘી બાળકને ખાસ જરૂરી છે અને જે ખોરાકમાં આ તત્ત્વો માતાના દુધનાજ પ્રમાણમાં લગભગ હોય તે ખોરાક બાળકોને આપવો. બીજા બધા ખોરાક કરતાં દુધમાંથીજ બનાવેલો ખોરાક બાળકને વધુ માફક આવે છે. મલાઇ કાઢી નાંખ્યા વગરનું ઘટ્ટ કરેલુ દુધ, સુકાવેલું દુધ વગેરે દુધના ખોરાક બાળકને ખાસ માફક આવે. મલાઇ વગરનું ( separated ) દુધ બાળકને કદી આપવું નહિ. તે સસ્તું મળે છે, પણ બાળક માટે તે તદન નકામું છે. આવા અયોગ્ય ખોરાકથી બાળકને રીકેટસ, ઝાડા ઇત્યાદિ

જરૂરી છે. માતાના કરતાં બીજે નંબરે ધાવનું જ દુધ આવી શકે, કારણ કે તે બાળકને તો પોતાની નહિ તો પારકી માતાનું દુધ છે. પરંતુ ધાવને જો પોતાની બાળકને ધવરાવ્યા ઉપરાંત વધુ દુધ આવતું હોય તો જ બીજા બાળકને ધવરાવી શકે. ધાવના બાળકને ભુખ્યું રાખી આપણા બાળકને દુધ પીવરાવવું તે નિર્દયતા કહેવાય. જો ધાવનું બાળક મરણ પામ્યું હોય તો તે બીજું બાળક ઉછેરી શકે ખરી પરંતુ પોતાના બાળકના વિયોગને લીધે તેનું દુધ ઘણી વખત સુકાઇ જાય છે. ધાવ રાખતા અગાઉ તેને ક્ષય, ગરમી કે પ્રમેહનો રોગ છે કે નહિ તેની ચોક્સ ખાતરી ડાક્ટરી તપાસથી કરી લેવી. તે ઉપરાંત ધાવની ચાલ ચલગત પણ સારી હોવી જોઇએ.

આ લેખ અત્યંત લાંબો થઇ જવાના ભયથી દરેક મુદ્દો ટુંકમાં આપી છે. પણ સમજણ પડે તેવી છે છતાં કોઇ પણ બ્હેનને વિશેષ માહિતિની જરૂર પડે તો વધુ માહિતી અને સમજણ આપવાની ગોઠવણ આ પત્રના તંત્રીઓ મારફત થઇ શકશે.

## બાલ મરણનો અટકાવ

મુંબઇની સુધરાઇના નિવેદનમાં બાલમરણ ઓછું કરવા માટે નીચેના ૭ ઉપાયો સુચવ્યા છેઃ—

૧ ઘેરે ઘેર તપાસ કરવા, સુવાવડમાં મદદ કરવા તથા ઉપદેશ કરવા બાઇઓ રાખવી, તેમજ સગર્ભ સ્ત્રીઓને ગર્ભ સંરક્ષણ વિષે સલાહ આપવા માટે વ્યવસ્થા કરવી;

૨. સુવાવડ વખતે શિક્ષિત દાયણની સગવડ કરવી;

૩. ગરીબ વર્ગની સ્ત્રીઓને ખોરાક, કપડાં દવા વિગેરેની મદદ કરવી;

૪. સુવાવડખાનાંઓ ખુબ વધારવાં;

૫. સ્વચ્છ દુધની વ્યવસ્થા કરવી; અને

૬. તંદુરસ્ત તથા બીમાર છોકરાને વિષે મફત સલાહ આપવા ઓફિસો ખોલી અજ્ઞાનનો નાશ કરવો.

ઉપર જણાવેલા માર્ગો ઉપરાંત અમે બીજા બે માર્ગો ઉપર ખાસ લક્ષ દોરવા ઇચ્છીએ છીએ.

૧. હાલમાં જે દાયણો કામ કરે છે તેમને ધીમે ધીમે શિક્ષણ આપવું, અને શરૂઆતમાં બીજું કાંઇજ ન બને તો હાથ, નખ, તથા જેટલી ચીજો સુવાવડ-પ્રસુતિ વખતે વપરાય તેને ખુબ સ્વચ્છ રાખતાં શીખવવું. મધ્યમ વર્ગની એટલે શિક્ષણ મેળવેલી સ્ત્રીઓને નર્સ તથા દાયણનો અભ્યાસ કરવા માટે સગવડ આપવી એટલે હાલનાં કરતાં સારી દાયણો તૈયાર થશે અને અભણ દાયણોને કેળવી પણ શકાશે.

૨. પરણેલી સ્ત્રીઓને ગાડે એવા વર્ગો કાઢવા કે જેમાં સ્ત્રીઓ પ્રજોત્પત્તિના વિષય વિષે માહિતી મેળવી શકે. ગર્ભધારણના સમયથી સેવાની સંભાળ, ખોરાક, કસરત, સુવાવડ માટેની તૈયારી, સુવાવડમાં તથા ત્યાર પછીથી સેવાની સંભાળ, તથા બાળઉછેરના વિષયનું શિક્ષણ આ વર્ગોમાં મળે એવી ગોઠવણ કરવી. ઇન્ગ્લાંડમાં આવા વર્ગો હજારોની સંખ્યામાં કાઢવામાં આવ્યા છે. અને તેમાં થતાં ખર્ચનો અડધો હિસ્સો આરોગ્યખાતામાંથી આપવામાં આવે છે. (સુગધર્મ)

લોઇનાં પ્રમાણમાં અનુક્રમે ગોઠવ્યો છે, જો કે સૌથી સહેલી રીત તદ્દન આદર્શ તો હોઇ શકે નહિ. પરંતુ હિંદુ સંસારની અંદર માતાની પરાધિનતા, પીડાઓ, જોખમદારીઓ અને અનેક ફરજોનો ખ્યાલ કરતા, હિંદુ માતા સૌથી સહેલી રીત વધુ પસંદ કરશેઃ અને આ ઉદ્દેશથીજ સૌથી સહેલી રીતને પહેલું સ્થાન આપ્યું છે. પહેલી રીત બાળકને અનુકુળ ન આવે તો બીજી રીત ચાલુ અજમાવવી અને તેમ કરતાં જે રીતે બનાવેલું દુધ માફક આવે તે રીત ચાલુ રાખવી. ઉપરની દરેક રીતમાં દુધને ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરવું જરૂરી છે. દુધને કદાપિ ઉકાળવું નહિ કારણ કે ઉકાળવાથી દુધની અંદરના કેટલાક તત્ત્વોનો નાશ થઇ જાય છે. દુધની અંદરના રોગના જંતુઓનો નાશ કરવાને ૭૦ ડીગ્રી સેન્ટીગ્રેડ સુધીની ગરમી ૧૫ થી ૨૦ મીનીટ માટે બસ છે; જ્યારે ઉકાળવા માટે દુધ ૧૦૦ ડીગ્રી સેન્ટીગ્રેડ સુધી ગરમ કરવું પડે છે.

આટો પચાવવા માટે જે રસ હોજરીમાં જરૂરી છે તે નવ માસ પછીજ પેદા થાય છે. તેટલા માટે જે કોઇ ખોરાકમાં સ્ટાર્ચ અથવા આટાનું તત્ત્વ કોઇ પણ પ્રમાણ કે રૂપમાં હોય તે ખોરાક બાળકને ન આપવો. બીજું પ્રોટીન નામનું તત્ત્વ, સાકર અને ઘી બાળકને ખાસ જરૂરી છે અને જે ખોરાકમાં આ તત્ત્વો માતાના દુધનાજ પ્રમાણમાં લગભગ હોય તે ખોરાક બાળકોને આપવો. બીજા બધા ખોરાક કરતાં દુધમાંથીજ બનાવેલો ખોરાક બાળકને વધુ માફક આવે છે. મલાઇ કાઢી નાંખ્યા વગરનું ઘટ્ટ કરેલુ દુધ, સુકાવેલું દુધ વગેરે દુધના ખોરાક બાળકને ખાસ માફક આવે. મલાઇ વગરનું ( separated ) દુધ બાળકને કદી આપવું નહિ. તે સસ્તું મળે છે, પણ બાળક માટે તે તદ્દન નકામું છે. આવા અયોગ્ય ખોરાકથી બાળકને રીકેટસ, ઝાડા ઇત્યાદિ રોગો થાય છે.

જરૂરી છે. માતાના કરતાં બીજે નંબરે ધાવનુંજ દુધ આવી શકે, કારણ કે તે બાળકને તો પોતાની નહિ તો પારકી માતાનું દુધ છે. પરંતુ ધાવને જો પોતાની બાળકને ધવરાવ્યા ઉપરાંત વધુ દુધ આવતું હોય તો જ બીજા બાળકને ધવરાવી શકે. ધાવના બાળકને ભુખ્યું રાખી આપણા બાળકને દુધ પીવરાવવું તે નિર્દયતા કહેવાય. જો ધાવનું બાળક મરણ પામ્યું હોય તો તે બીજું બાળક ઉછેરી શકે ખરી પરંતુ પોતાના બાળકના વિયોગને લીધે તેનું દુધ ઘણી વખત સુકાઇ જાય છે. ધાવ રાખતાં અગાઉ તેને ક્ષય, ગરમી કે પ્રમેહનો રોગ છે કે નહિ તેની ચોકસ ખાતરી ડાકટરી તપાસથી કરી લેવી. તે ઉપરાંત ધાવની ચાલ ચલગત પણ સારી હોવી જોઇએ.

આ લેખ અત્યંત લાંબો થઇ જવાના ભયથી દરેક રીતો ટુંકમાં આપી છે. પણ સમજણ પડે તેવી છે છતાં કોઇ પણ બ્હેનને વિશેષ માહિતિની જરૂર પડે તો વધુ માહિતી અને સમજણ આપવાની ગોઠવણ આ પત્રના તંત્રીઓ મારફત થઇ શકશે.

---

## બાલ મરણનો અટકાવ

મુંબઇની સુધરાઇના નિવેદનમાં બાલમરણ ઓછું કરવા માટે નીચેના ૭ ઉપાયો સુચવ્યા છેઃ—

૧ ઘેર ઘેર તપાસ કરવા, સુવાવડમાં મદદ કરવા તથા ઉપદેશ કરવા બાઇઓ રાખવી, તેમજ સગર્ભા સ્ત્રીઓને ગર્ભ સંરક્ષણ વિષે સલાહ આપવા માટે વ્યવસ્થા કરવી;

૨. સુવાવડ વખતે શિક્ષિત દાયણની સગવડ કરવી;

૩. ગરીબ વર્ગની સ્ત્રીઓને ખોરાક, કપડાં દવા વિગેરેની મદદ કરવી;

૪. સુવાવડખાનાંઓ ખૂબ વધારવાં;

૫. સ્વચ્છ દુધની વ્યવસ્થા કરવી; અને

૬. તંદુરસ્ત તથા બીમાર છોકરાંને વિષે મફત સલાહ આપવા ઓફિસો ખોલી અજ્ઞાનનો નાશ કરવો.

ઉપર બતાવેલા માર્ગો ઉપરાંત અમે બીજા બે માર્ગો ઉપર ખાસ લક્ષ દોરવા ઇચ્છીએ છીએ.:

૧. હાલમાં જે દાયણો કામ કરે છે તેમને ધીમે ધીમે શિક્ષણ આપવું, અને શરૂઆતમાં બીજું કાંઇજ ન બને તો હાથ, નખ, તથા જેટલી ચીજો સુવાવડ–પ્રસુતિ વખતે વપરાય તેને ખૂબ સ્વચ્છ રાખતાં શીખવવું. મધ્યમ વર્ગની એટલે શિક્ષણ મેળવેલી સ્ત્રીઓને નર્સ તથા દાયણનો અભ્યાસ કરવા માટે સગવડ આપવી એટલે હાલના કરતાં સારી દાયણો તૈયાર થશે અને અભણ દાયણોને કેળવી પણ શકાશે.

૨. પરણેલી સ્ત્રીઓને માટે એવા વર્ગો કાઢવા કે જેમાં સ્ત્રીઓ પ્રજોત્પત્તિના વિષય વિષે માહિતી મેળવી શકે. ગર્ભધારણના સમયથી સેવાની સંભાળ, ખોરાક, કસરત, સુવાવડ આદિની તૈયારી, સુવાવડમાં તથા ત્યાર પછીથી લેવાની સંભાળ, તથા બાળઉછેરના વિષયનું શિક્ષણ આ વર્ગોમાં મળે એવી ગોઠવણ કરવી. ઇન્ગ્લાંડમાં આવા વર્ગો હજારોની સંખ્યામાં કાઢવામાં આવ્યાં છે. અને તેમાં થતાં ખર્ચનો અડધો હિસ્સો આરોગ્યખાતામાંથી આપવામાં આવે છે. (સુગધર્મ)

# કાઠિયાવાડનાં કંઠસ્થ લોકગીત.

## [ ૧ ]

### લટકે હાલોજી !

સંપાદક : શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.
ચિત્રકારઃ શ્રીયુત એમ. વી. ધુરંધર, એ. એમ.



લટકે હાલો રે નંદલાલજી !
ગોરી લટકાનાં નહિ મૂલ :
લટકે હાલો જી !

ઉજળા રંધાવું રૂડા ચોખલા રે,
ગોરી તેની રંધાવું ખીર :
લટકે હાલો જી !

પ્રથમ જમાડું પિયુ પાતળો રે,
ગોરી સગી નણંદનો વીર :
લટકે હાલો જી !

દુધડે પરસાવું રૂડા મેહુલા રે,
ગોરી ત્હારે આંગણે રેલમરેલ !
લટકે હાલો જી !

આંગણે વવરાવું લવીંગ એલચી રે,
ગોરી ત્હારે ટોડલે નાગરવેલ :
લટકે હાલો જી !

લટકે હાલો રે નંદલાલજી !
ગોરી લટકાનાં નહિ મૂલ :
લટકે હાલો જી !



નોંધ : કાઠિયાવાડની ગ્રામ્ય સુંદરીઓના હલકભર્યા કોકિલકંઠથી ગવાતાં લોકગીતો એકઠાં કરી "ગુણસુંદરી" ના સાહિત્યરસિક વાંચકો-સજ્જનો અને સન્નારીઓ-સમક્ષ મુકતાં મ્હને આનંદ થાય છે. કાઠિયાવાડમાં જુદે જુદે સ્થળે ફરી રજપુત, ખવાસ, આહિર, મેર, રબારી, કોળી, ચારણ વગેરે વર્ગમાં ગવાતાં ગીતો સાંભળી સાહિત્યના મૂળધન તરીકે ગણાતું આ લોકગીતનું સાહિત્ય આ પ્રકારે જો મ્હારાંથી એકઠું થઇ શકશે તો ગુજરાતી સાહિત્યની એ દિશામાં મ્હારાથી કંઇ અંદના સેવા થઇ છે એ જાણી હું સંતોષ પામીશ. આ લોકગીતોમાંનું કોઇપણ ગીત કોઇપણ પુસ્તકમાં પ્રકટ થયું છે એવું કોઇ પણ વાચકને જણાય તો મ્હારૂં ધ્યાન ખેંચવા કૃપા કરવી. કંઇ પણ સુધારાવધારા કર્યા વિના મ્હેં જેવાં એ ગીત સાંભળ્યાં છે તેવાં ને તેવાંજ અત્ર રજુ કરૂં છું.

ગો. દ્વા. રાયચુરા.

# પ્રતાપી રાણો અને શિવભક્ત

લેખકઃ શ્રીયુત મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.

( ડીસેમ્બરના અંક પૃષ્ઠ ૨૫૫ થી ચાલુ )

રાજકુંવરીને બાવાજી માટે જ્યારે મનમાં પ્રેમભાવનાં ઉદ્દભવી, ત્યારે તેના મનમાં વિચાર થયો કે એ બાવો કોણ છે તેની ખાત્રી કરી લેવી, અને તે કર્યાબાદ જો કંઇ સાહસ કરવું મનને ઉચિત જણાય તો આગળ વધવું. એવા વિચારથી તેણે પ્રશ્ન કર્યો " આપનું નામાભિધાન શું છે, કયા દેશને અલંકૃત કર્યો છે, અને કઇ જ્ઞાતિને વિભૂષિત કરી છે, તે કૃપાકરીને જણાવશો. તેના પ્રત્યુત્તરમાં બાવાજીએ કહ્યું " એ ખુલાસો આપ્યાં પહેલાં મ્હારી જાતિ જો તું પોતે ઓળખી લે તો હું જાણું કે તું બુદ્ધિશાળી રાજકન્યા ખરી." " જો એમજ હોય તો હું મ્હારી મેધાજ આપની જાત પારખી લેવાને સમર્થ છું, અને તેને માટે હું યોગ્ય યોજના કરું છું." એટલું કહી એ કાર્ય કેવી રીતે પાર પાડવું તેમાં પોતે પ્રવૃત્ત થઇ, બાવાજીને માટે તેણે એક એલાહેદો વિશાળ ઓરડો શૃંગારી, સુંદર રાચરચિલાથી તેને સુશોભિત કરાવ્યો. દરેકમાં ચકચકિત એમ ચારે દિવાલોમાં સુનેરી ફ્રેમ જડિત વિશાળ આયનાઓ ગોઠવી દીધા, અને એક આયના મહેલ જેવો ભાગ બનાવી દીધો. આ ભવ્ય રૂમમાં એક નકશીદાર સીસમની લાંબી પોલીશ કરેલી મેજ મુકાવી, અને તેનાપર સુશોભિત રેશમી ગુલબુટ્ટાથી ભરેલો રૂમાલ પાથર્યો. આ મેજ ઉપર દેશ દેશાંતરના ભિન્ન ભિન્ન, ભવ્ય અને જરીના મુલ્યવાન પોશાકો ગોઠવ્યા, તેની સાથે તેવાજ કીમતી જવાહિરોથી જડિત, મુકુટમંડિત શિરતાજો, શિરપેચો, રંગબેરંગી ચિત્ર વિચિત્ર સાફા, દુશાલા, દુપટ્ટા, પાયજામાં પટકા ઇત્યાદિ અનેક વિધ પ્રકારના વસ્ત્રાભૂષણોના શૃંગારનું એક દર્શનીય સંગ્રહસ્થાન પણ ગોઠવ્યું.

આવા સુંદર વિશાળ ઓરડામાં તે બાવાજીને એકલો રહેવા દીધો પોતે એકલો હોવાથી તેની ચર્યા ગુપ્ત રીતે નિરીક્ષણ કરવા રાજકન્યાએ પૂરતાં સાધન રાખી મુકયાં હતા. આ એકાંતવાસમાં બાવાજીની દૃષ્ટિ પોશાકો ઉપર પડતાં સ્વાભાવિક રીતે તેની વૃત્તિ ખેંચાઇ, અને મનમાં વિચાર કરવા લાગ્યો " લાવ ! આટલા તરેહ તરેહના પોશાકોમાંથી મ્હારો પોતાનો પોશાક જો મળી આવે તો શરીર પર પરિધાન કરૂં. એમ ધારી નજર પહોંચાડતાં એ સર્વે પોશાકોમાંથી એક વણિક શાહુકારને શોભા આપે તેવો પોષાક ખોળી કહાડયો, અને વૈશ્યની પાઘડી માથા પર મુકી અને પોતાનો ચહેરો આરિસામાં જોઇ મલકાવા લાગ્યો, ને મનમાં કહેવા લાગ્યો કે "આજે મ્હારી અસલ સ્થિતિનો ચિતાર મને આબેહુબ જણાય છે." પોતાની એ સ્થિતિ કેવી સરસ હતી, એટલુંજ માત્ર સ્મૃતિમાં આવતાં, તેને પોતાનો આગલો સમય યાદ આવ્યો.

આ સર્વ રાજકુંવરીએ છુપી રીતે જોયું અને બાવાજીની ચેષ્ટાથી સ્પષ્ટ જાણી લીધું કે તેનું અસલ બીજ વૈશ્યનું હોવું જોઇએ. થોડીવાર રહીને બાવાજી તો પોતાનો પ્રથમનો,

પહેરવેશ પહેરી દ્વાર ખોલી બહાર આવ્યો. રાજકુંવરીએ " આવો મ્હારા વૈશ્ય મહાત્મન ! " એ રીતે તેનું સંબોધીને ઓળખી કાઢવાનું બુદ્ધિચાતુર્ય દર્શાવ્યું, અને તે માટે બાવાજીએ તેને ધન્યવાદ આપ્યો. પછી આ પ્રેમી યુગલ લગ્નની પવિત્ર ગાંઠથી જોડાયા.

કેટલોએક સમય આમ સુખ ચેનમાં વીત્યા બાદ, બાવાજીને પોતાની સુવર્ણ મઢુલીનું સ્મરણ થવાથી ત્યાં જવાનો નિશ્ચય કર્યો. ત્યારે રાજકુંવરીએ પણ સ્વામી સાથે જવાનો પોતાનો ભાવ પ્રકટ કર્યો. કાળીચૌદશનો દિવસ નિર્ણિત થયો. " તે દિને ઉડણ પાવડી આવશે તેમાં આપણે બન્ને જણા બેસી મ્હારા અસલ સ્થાને જવા પ્રયાણ કરીશું " એમ બાવાજીએ કહ્યું. " બહુ સારૂં " કહી તેની સ્ત્રીએ અનુમોદન આપ્યું.

ઉડણ પાવડી, પવન પાવડી, અગર વિમાન એવા સાધનો આસ્માનમાં ઉડવાને અસલ હતાં એમ સાંભળેલું વાંચેલું છે. હાલના સમયમાં એ વાત આજ પર્યન્ત અસંભવનીય છે એમ લોકોની માન્યતા હતી. પરંતુ હાલમાં જ્યારે એરોપ્લેન જેવા યંત્રોની શોધ થઇ, અને તે વડે લોકો આકાશગમન કરી, પક્ષીઓવત્ ઉડે છે, ત્યારે અસલની વાતો કંઇ શ્રદ્ધાસ્પદ ગણાવા લાગી અને હવે એમ માન્યતા થઇ છે કે આવી ઉડણ પાવડીઓ અગાઉ હોય, એ સર્વથા સંભવનીય છે.

ઉક્ત દિને ઉડણ પાવડી આવી લાગી, તેમાં બન્ને જણાએ પોતાનાં આસન લીધા બાદ, આપણા શ્રીધર બાવાજીએ પાવડીને સંબોધીને કહ્યું:-

ઉડ ઉડણ પાવડી કે, જ્યાં હું હતો ત્યાં,
તું લો દેખાવડી, ને છોડ અમને ત્યાં.

હવે બન્યું એવું કે ઉડણ પાવડી તો ત્યાંથી જે ઉડી, તે જ્યાં શ્રીધર કૂવામાં હતો ત્યાં બન્નેને જઇને નાંખ્યા. શ્રીધરે જાણ્યું આ તો ભારે થઇ. જમીન ઉપર ઉતરવાને બદલે પાણીમાં આવી પડયા, એ જોઇ તેની સ્ત્રી કહેવા લાગી " આ તમારી અસલ જગા કે ? " શ્રીધરે કહ્યું " હા ! પણ કંઇ ફીકર કરો નહિ, ધીરજ મ્હોટી વાત છે, ને સબુરીનાં ફળ મીઠાં છે. "

આ બન્નેને આપણે અત્રેજ રહેવા દઇ, શ્રીધરના કાકા તરફ દૃષ્ટિ ફેરવીએ. આ વખતે શ્રીધરનો કાકો પ્રથમના સાત વહાણ ખાલી કરી બીજી સુવર્ણ ઈંટો લેવા પુનઃ આવ્યો છે, ને પ્રથમની માફક કૂવા ઉપર વાળંદને મોકલી હાંડો કૂવામાં ઉતારે છે. વાળંદે જેવું દોરડું બાંધી હાંડો કૂવામાં ઉતાર્યો તેવું શ્રીધરે તે દોરડું કાપી નાખ્યું ! એટલે ખેંચતાં ખાલી દોરડું વાળંદના હાથમાં આવ્યું. તે જોઇ વાળંદભાઇ તો ચમક્યા, પણ હિમ્મત રાખી બીજો હાંડો દોરડું બાંધી અંદર ઉતાર્યો, તો તેની પણ તેજ દશા થઇ. દોરડું પાછું ખાલી આવેલું જોઇ, વાળંદ તો દોરડું પડતું મુકી ઝટ લઇને નાઠો; ને શેઠને આવીને કહે છે: " આ કૂવામાં તો ભૂત છે, આપણે તો હવે જવાના નથી. " શેઠ કહે " ભૂત કેવો ને વાત શી ? આખર જાત તો વાળંદની ને ! " એમ કહી શેઠ પોતે કૂવા આગળ આવી, દોરડું બાંધી, હાંડો કૂવામાં ઉતાર્યો. શ્રીધરે પાછું દોરડું કાપી નાખ્યું. ત્યારે બીજી વાર તેમ કર્યું, તો તે વખતે પણ એમજ થયું. એટલે શેઠને ખાત્રી થઇ કે કૂવામાં ભૂત તો ખરૂં. પછી કૂવા ઉપરથી ક્રોધાવેશમાં મોટેથી ભૂતને કહેવા લાગ્યો:-

હાંરે ! ના છેડો શયતાન ! બકને દે જાનનીર,
લુંગા તેરા જાન, બકને દે જાનનીર;
ભૂત-તુમ કોન દેશસે આયા, ગે કૂવેપે ઝપડા લાયા,
તેરા સિર કાટ લુંગારે, નહિ બકને દું નીર;

શેઠ્ઠુઅમે બડે દૂરસે આયા, પૈદૂપૈપે જલભર આયા;
તેરા લેકીન નહિ કુછ ખાયારે, ભરને દે જલનીર.

છેવટે કહ્યું કે " હે પિશાચ ! અમે સાતે વહાણો સુવર્ણ ઇંટના ભરી લીધા છે, તેમાંથી અર્ધા તને અર્પણ કરીએ છીએ, પણ અમને જળ લેવા દે, અમે જળ વગર તરફડી મરીએ છીએ. " આ બોલવું થતાં શ્રીધરે કાકાનો અવાજ ઓળખ્યો ને બોલ્યો, " અરે કાકા તમે છો કે શું ? મેં તમને અત્યાર લગણ ઓળખ્યા જ નહિ. એ તો હું શ્રીધર, તમારો ભત્રીજો છું. " કાકા કહે " અરે બેટા શ્રીધર તું કૂવામાં શી રીતે આવ્યો ? " ત્યારે ભત્રીજાએ કહ્યું " બાપાએ મને કાઢી મુકયો, એટલે આ સ્થળે આવ્યા પછી, હાલમાં મારી આ અવદશા થઇ છે, કાકા ! "

કાકાને મનમાં થયું કે આ તો મ્હારો ભત્રીજો છે, ને તેને કૂવામાંથી બહાર કાઢવો જોઇએ, એમ ધારી બોલ્યો " સબૂર કર બેટા ! હું એક લાકડાની માંચી બનાવી, દોરડું બાંધી, ને ઉતારૂં છું, તેમાં બેસીને તું ઉપર આવજે. એ પ્રમાણે માંચીને કૂવામાં ઉતારી તેમાં બેસીને ભત્રીજો ઉપર આવ્યો, ને કાકાને પ્રણામ કર્યા ને કહ્યું " કાકા ! હવે મારી સ્ત્રી અંદર છે તેને પણ બહાર કાઢો. " કાકા કહે " બેટા તું કયારે પરણ્યો ? " ભત્રીજો કહે " કાકા આ કૂવાની અંદર પાતાળ છે, તેમાં સુંદર પરીઓ એક બીજાથી ચઢે એવી છે, તેમાંથી એકને હું પરણ્યો છું. " કાકાએ પાછી માંચી અંદર ઉતારી તેના ઉપર બેસીને શ્રીધરની સ્ત્રી ઉપર આવી. તેનું લાવણ્ય જોઇ, સ્વર્ગની અપ્સરા જેવી તેની અપૂર્વ કાન્તિ જોઇ, કાકા તો આશ્ચર્યચકિત થઇ ગયો, ને મનમાં કહેવા લાગ્યો કે ખરેખર ભત્રીજાએ તો એક ચીજ આણી છે, ને તેને પુછયું એવી બીજી મળે કે ? તે સાંભળી વાળંદ કહે " ભાઇ સાહેબ ! મ્હારે સારૂં એક પરી આપાવોને ! ". ભત્રીજો મનમાં કહે આ વાળંદને સીસામાં ઉતારવામાં સાર છે, કારણ તેણે મને દગો દઇ કૂવામાં નાખ્યો છે. એ વાળંદને પછી તેણે કહ્યું: તને પણ એક એક પરી મળશે. પ્રથમ તું જા. આ કૂવામાં ઉતરને ઠેઠ ઉંડાણમાં જ્યાં પાતાળ છે ત્યાં ઢગલાબંધ પરીઓ છે. તું ગાંડો થઇ જઇશ. એમાંથી તારા મનપસંદ એક લઇ આવજે, હવે સમજ્યો. વાળંદ કહે ખહુ સારૂં ભલું થાઓ બાપજી. એટલું કહી દોરડું બાંધી કૂવામાં ઉતર્યો. દોરડું પુરૂં નહી પડવાથી, છેવટ તેને છોડીને અંદર કુદકો મારી, તળીએ જઇ પુગ્યો. ત્યાં પરી કેવી, ને વાત કેવી ને પોતે ડુબી મુવો. પછી કાકાને મન થતાં તેને જવાની શ્રીધરે ના પાડી, અને વાળંદના દગાની વાત કહી સંભળાવી. તે માટે તેને નતીજો મળવો જોઇએ, માટે એ કામ તેણે કર્યું હતું.

પછી કાકા, ભત્રીજા, અને વહુ, એમ ત્રણે જણાઓ ખારવાઓ સહિત સાત વહાણો સુવર્ણ ઇંટોથી ભર્યાં હતા તે સાથે લઇને, રવાના થયા. કાકો એક વહાણમાં અને ભત્રીજો પોતાની સ્ત્રી સાથે બીજા વહાણમાં બેઠા હતા; વહાણો હંકાર્યાં. રસ્તામાં કાકાની દાનત ભત્રીજાની વહુ ઉપર બગાડી, કે આવી રૂપરાશી, ચકોર ચક્ષુવાળી લલના તેણે કયાંય નજરે જોઇ ન હોતી, કાને સાંભળી પણ નહોતી, માટે ભત્રીજાનો ઘાટ ઘડયા વગર તે હાથમાં આવવી મુશ્કેલ છે, એવા હેતુથી ભત્રીજાને તેણે કહ્યું: " બેટા શ્રીધર ! તમે બન્ને મને એકલો વહાણમાં મુકી બીજા વહાણમાં બેઠા એ તમને છાજે છે વારૂ ? એ વાત મને ગમતી નથી." ભત્રીજો કહે " કાકા ! પહેલાથી બોલ્યા હોત તો તેમ પણ કરતે પણ હવે કેમ થાય ! કાકા કહે: હજી કંઇ નહિ થાય

તેમ નથી. વહાણો સોદમાં લઇ વચમાં પાટીઉ મુકી તમે બન્ને મારા વહાણમાં આવી જાઓ. ભત્રીજાએ ખુશીથી તે વાત કબૂલ કરી, અને કાકાએ ખારવાઓને અગાઉથી શીખવી મુકેલા, તે પ્રમાણે જેવું વહાણ સોદમાં આવ્યુ એટલે પાટીઆ ઉપર પહેલાં વહુને લઇ કાકાએ તેને પોતાના વહાણમાં ઉતારી લીધી. પછી ા. શ્રીધર પાટીઆ ઉપર ચડયો. ને અધવચે આવ્યો કે ખારવાએ ધક્કો મારી દરિયામાં તેને ફેંકી દીધો, ને વહાણો સરસરાટ છોડી મુકયાં.

શ્રીધર દરિયામાં પડયો તે તરતો તરતો આગળ ચાલ્યો જતો હતો, તેટલામાં મગરે તેને ગળ્યો. તેનું આખું શરીર મગરના પેટમાં ગયું હતું, ફક્ત તેનું મોઢું યાને ગળાનો ઉપલો ભાગજ બહાર દેખાતો હતો. મગર પણ તેને ખેંચીને પોરબંદરને કાંઠે ઝપાટામાં લઇ આવ્યો. કાંઠા ઉપરથી દરિયામાં એક મગર કોઇ માણસને ગળી જાય છે, એમ કેટલાએક માણસોની નજરે પડવાથી બૂમ મારવા લાગ્યા. દૈવવશાત આ વખતે પોરબંદરના રાણા સાહેબ સંધ્યા સમયે હવા ખાવા પધારેલ હોવાથી, તેમને કાને આ વાત આવી તેમણે તાબડતોબ મગરને ગોળીઓથી વીંધી તેને પકડયો, ને તેને કાંઠાપર ખેંચાવી આણ્યો. શ્રીધરને મગરનું પેટ ચીરી બહાર કાઢયો, અને તેને ઔષધોપચાર કરી તેનો પ્રાણ બચાવ્યો, ને તેને સારો કર્યો. સારો થયા પછી શ્રીધરે પોતાના કાકાએ દગો કરી દરીઆમાં નાખી દીધો, તથા પોતાની સ્ત્રી પર દાનત બગડવા ખાતર આ કાર્ય કર્યું, એ સર્વ વાત કહી દીધી. વિશેષ તેણે કહ્યું કે "સાત સુવર્ણની ઇંટો ભરેલા વહાણો એકવાર લઇ આવી ઇંટો પોતાના આંગણામાં છુપી રીતે ખડકી છે, અને તેજ સાત વહાણો પાછા સુવર્ણની ઇંટોના ભરેલા લાવે છે, અને તેમાં હું પણ સાથેજ હતો. મારી વહુ તેની સાથે છે." રાણાએ કહ્યું "કંઇ ફિકર નહિ. હું રાતના ફરટમ ઉપર ચોકી પહેરા રાખી દઉં છું, ને રાતના જે કોઇ વહાણ આવશે તે મારી મંજુરી વગર ખાલી થશે નહિ." એ રીતે બંદોબસ્ત કરાવ્યો અને કાકાના ઘરની ઝડતી લેતાં સુવર્ણની ઇંટોના ઢગ માલમ પડયા. હવે રાતના જ્યારે વહાણો આવ્યા, ત્યારે ચોકીદારોએ અટકાવ્યાં, ને રાણાને ખબર આપી એટલે રાણો પોતે કિનારા ઉપર આવ્યો. વહાણો તપાસી જોયાં તો સુવર્ણની ઇંટોથી ભરેલાં માલમ પડયાં. રાણાજીએ મારવાડીને પુછ્યું કે "તું તો ચંદનના વેપારની વાત કરતો હતો તે કયાં છે?" મારવાડીએ હાથ જોડીને કહ્યું "અન્નદાતા! તેને બદલે આ સોનાની ઇંટો આપને માટે લાવ્યો છું." વહાણો કયાં છે અને આટલોજ માલ લાવ્યો છે કે બીજો છે? એ રાણાજીના પ્રશ્નના જવાબમાં મારવાડીએ કહ્યું: "રાણા સાહેબ! આ સ્વર્ગની સુંદરી પણ આપને નજર કરવા લાવ્યો છું તે સ્વીકારો." એટલે રાણાજી એકદમ ગુસ્સે થઇ ગયા: "હરામખોર! એ તો તારા ભત્રીજા શ્રીધરની સ્ત્રી છે, એટલે તે મ્હારી પુત્રી છે. રૈયત રાજાને આવો આડો સંબંધ કરાવવા તું માગે છે, તું નરપિશાચ છો." એટલું કહી તેને કેદમાં નાખી તે સર્વ વહાણો સુનેરી ઇંટો સાથ જપ્ત કરી શ્રીધરને સુપ્રત કર્યા, અને ત્યારપછી કાકાનો ઇન્સાફ તેને દેશનિકાલ કર્યો. શ્રીધરને તેની વહુ સોંપી અને બન્ને જણને તેમના ઘેર વિદાય કર્યા.

શ્રીધર પોતાના બાપને મળ્યો. બન્ને જણા તેનાં પગે પડયાં ને નમસ્કાર કર્યો અને તેમની આશીષ લઇ પોતાના દિવસો સુખ ચેનમાં નિગર્મન કરવા લાગ્યા. ૐ શાંતિ શાંતિ.



# જગજનની ! સ્હાય કરોને.

લેખિકાઃ સૌ. દીપકબા દેસાઈ.

( કાન્હડો. )

જગજનની ! સ્હાય કરોનેઃ
ભવમોચની ! બ્હાંય ધરોને—જગજનની !

ડોલી રહી ચિત્તહોડલી મ્હારી,
તિમિર-બ્હેણુમાં જાય તણાઈઃ
વરદ અભય કરથી મા ! તારો,
જ્ઞાન-દીપક બતલાવો—જગજનની !

શાન્તિ સુધા શિતલ મા ! સીંચીને
ધીકતા ઉરની ઝાલ બુઝવનેઃ
તારિણી ! તું વિણ શ્રવણ ધરે કો'
અમ ઉરના ઉદ્દગારો—જગજનની !

શુષ્ક સરિતા સમ જીવનમાં,
ભક્તિ રેલ રેલવ રગરગમાંઃ
તુંજ લગની ઓ સુખદુઃખ બેલી !
દીપક હૃદય લગાવો—જગજનની !

જગજનની ! સ્હાય કરો રેઃ
ભવમોચની ! બ્હાંય ધરો રે—જગજનની !



# બે ધારી તલવાર.

લેખક: શ્રીયુત " જયન્ત-વરલનિવાસી. "

[ ૧ ]

"વિનોદ, બહુજ મોડું થયું જો. ચાલ ઉઠ જોઉં."

" કેમ ? કેટલા વાગ્યા ? "

" સાડા સાત. કયારની ચા તો તૈયાર પણ કરી, ને ઠરી જવાથે આવી.

વિનોદ ઉતાવળે ઉભો થયો. જેમ તેમ દાતણ કરી. મોં ધોઇ સુમનની રૂમમાં ગયો. સ્ટેન્ડ પર તૈયાર પડેલ ચાનો કપ, લઇ જલ્દીથી પીવા લાગ્યો. તરતજ કપ ખલાસ કરી, મૂંગે મોઢે પોતાની રૂમમાં પાછો ફર્યો. આ સઘળું વિનોદે સાત આઠ મીનીટમાં ઉકેલ્યું. પોસ્ટમેન આવી વિનોદના હાથમાં એક બંધ પત્ર મૂકી ચાલતો થયો. "ઓહો !, ગઇ કાલેજ કાગળ હતો અને આજે ફરી ક્યાંથી ? " વિનોદ વિચારે ચડયો. કાગળ ફોડયો ને ઉતાવળે વાંચ્યો:-

વ્હાલા વિનોદ,

ગઇ કાલે મારો કાગળ મળ્યો હશે. આજે ફરી કાગળ મળતાં અજાયબ થશો. સાથે દુઃખી થશો. વ્હાલા ! ન લખું તો ? ના ના, પ્રભુ ! દુઃખની મારી લખી નાંખું છું. વ્હાલા ! લખ્યા વિના છુટકોજ નથી. શાંતિથી વાંચજો ને તમારી નિર્દોષ રંક દાસીને ન્યાય આપશો. પ્રભુ !

બે દીવસ પહેલાં બેન સાસરેથી આવ્યા. " મેં બ્હેનને સાસરે જઇ વગોણાં કર્યાં, નિંદા કરી " વગેરે કહી મારી સાથે કજીયાનું મંડાણ માંડયું. મેં મારાં એકના એક ભાઇના સોગન પર કહ્યું કે "હું કંઇ નથી જાણતી." પણ મારૂં માને કોણ ? બેને તો બાધવાનો મોરચો માંડયો. બાએ પણ બેન સાથે ભેળી મને ખૂબ કહ્યું, વ્હાલા ! બાપના બાપના ને છોંતેર પેઢીના મેણાં દેવા માંડયા. ઇ માથે થયું છે તે તો તમે હો તો ખબર પડે ! હું સહી ન શકી. જીભ કાબુમાં ન રહી ને મેં પણ તોરમાં આવી સામા શીંગડા માંડયા. ત્યાંજ બાપાજી આવ્યા. ભોગ મારી ! વ્હાલા ! બાપાજીએ મારૂં બધું બોલવું સાંભળ્યું. બેને આંસુ પાડતાં પાડતાં બાપાજીને બધું મહાભારત વધારા સાથે એકના અનેક કરી કહી સંભળાવ્યું. શું થયું ? બાપાજીએ મારી ખૂબ જડતી લીધી ને ઉમેર્યું કે " વહુજી બેટા, આમ બાખ્યે કંઇ દી નહીં વળે. વિનોદ જો ભણે છે. ઘરનાં ભેટ ભરવાનો વળ કંઇ વિનોદની કેડ પર નથી આવતો, સમજ્યા. તમારૂં થાય તે દી લાકડી લઇ લગાવજો ને ઘર બહાર ધકેલી મૂકજો. મોટાનાં દીકરી હો તો તમારા બાપને ત્યાં ! બાપા ! કોઇને પાણી નથી દીધા તે બધાને આમ દબાવો બીવરાવો છો. ન ફાવે તો દાદરો ઉતરી જાવ. વિનોદે બહુ માથે ચડાવ્યા છે તે તેની પાસે લાડ કરો. ઘરમાં કોઇને એક શબ્દ નહીં કહેવાય. બેધડક સાદે નહીં બોલાય. નહિં તો તમારી વાત તમે જાણો ! ! "

ગુસ્સામાંજ રાતા ચોળ થતાં બાપાજી બહાર ગયા. પાછી એજ રાવણની કોણ મંડાણી ! ! તમને દીધેલ વચન કે " શાંતિથી મૂંગે મોઢે સહન કરવું " તે યાદ આવ્યું. મારી ભૂલ હું સમજી. નાથ ! મને માફ કરજો. તમને આપેલા વચનનો ભંગ મેં ઉન્માદ તથા આવેશમાંજ કરી કાઢયો. હું મૂંગી મરી પણ વ્હાલા! બ્હેને તો ચલાવ્યેજ રાખ્યું. "મોંમા આંગળાં ઘાલી" બોલાવાનું કર્યું, પણ હું તો હોઠ દાબી, રોતા ભાસ્કરને ધવરાવવા લાગી. ચોંડીવારે બેન થાકયાં એટલે શમ્યાં. જમવાનો વખત થતો હોવાથી મેં રોટલી શરૂ કરી. નીચે તો ભાસ્કર રોઇ રોઇ અડધો થઇ ગયો. પણ કોણ સાંભળે ? મારો બાપ ? બેન ને બા તો શેરીમાં જઇ છડેચોક મારૂં વાંકું બોલી રહ્યાં હતાં. બધા મશ્કરીમાં " હા હા " ભણતા હતા. વ્હાલા ! બીજા કોને, પરાયાને પડી હોય તે સાચુ કહે. બધાને તો ટીખલ જેવું થતું હતું. બાપાજી જમવા આવતા જોઇ બેન, બા ઉપર દોડી આવી ભાસ્કરને તેડી રમાડવાનો ઢોંગ આદરવા લાગ્યાં. ન્હાનું બાળક માંમાં ને લાગણી વગરના હથિમાં કેમ છાનું રહે ? ભાસ્કર ખૂબ રોવા લાગ્યો. બાપાજીએ તેડયો. ભાસ્કર શાંત થયો. બાપાજી બેઠા. હું જોઇ રહી કે બાપાજી તેટલાજ ગુસ્સે હતા. ત્યારે તો એટલેથીજ અટકયું: " નથી જમવું કહી " બેન તો બાપાની પંઠવાડે બહાર જતાં રહ્યાં. બા, બેન ભૂખ્યાં ત્યાં મારે કેમ જમાય ? સાંજ પડી. ખોરાક વગર ધાવણું શેનું મારા કાળજાનું આવે ? ભાસ્કર વલવલી જરા જંપ્યો. બ્હેન આવ્યાંને કંકાસનો ગૂંડો ઉપાડયો. કાનમાંથી કીડા ખરે તેવી, સાંભળી ન જાય તેવી ગાળો સાંભળી મારૂં માથું પાકી આવ્યું. બોલો પાથરી પગે લાગી " બેન, હવે બસ કરો. તમને પગે પડું. માતાજી ! મારાં કેડો મેલો. " બેને તો રણશિંગું ફુંકેજ રાખ્યું. હું હિમત હારીને રોઇ પડી.. બાપાજી આવ્યા કે બેને આડું અડાવ્યું. " બાપા બાપા ! આ નભાઇ ભાભી તો હરકાવે છે. અત્યાર લગી ઉભા વાંસ ફાટે તેવી રીતે બાખી; હવે અમને અપકારાં કરવા ફતવા માંડી બેઠી છે. ફરી સોજી બિચારી ! જરાય વાંક છે. જાણે નિર્દોષતાનું પૂતળુંજ ! ! કહે છે મારે ભાઇને ત્યાં જતી રહીશ. મુંબઇ લખીશ કે આવી તેડી જાય. " બેને બરાબર ધાપ ચલાવી. વ્હાલા ! મારો શું વાંક ? મારાં કરમ જ એવાં તેમાં કોઇ શું કરે ? પછી બાપાજીનું પૂછવુંજ શું ? બધા અપવાસી– આજ પડયા રહ્યાં.

ગઇ કાલે સવારમાં મારા ભાઇને બોલાવી કહ્યું કે, " તમારી ડોહી ડમરી બેનને હાથે એકની છીબ છે. તે ટુંકી થાય એટલે આવે. " મારો ભાઇ બિચારો હું નહોતી માનતી છતાં સમજાવી તેડી ગયો કે, " ચાલ બેન, અત્યારે ચાલ. બધું શમી જાય ત્યારે આવજે. " ગઇ કાલે હું અહીં મારે પીયર આવી. બેને આથા પર રહી ગઇ કાલે કાગળ લખાવ્યો જેથી કંઇ ન લખી શકી. આજે દબાયેલે હૃદયે લખું છું. મારો દોષ મેં લખ્યો છે. બેનનાં સાસરે જઇ વગોણાં કરવા બાબતનું હું કંઇજ નથી જાણતી એ ધર્મના સોગન ખાઇ લખું છું.

વ્હાલા ! મેં બહુજ ધીરજ રાખી, બહુ વેઠયું. હવે નથી સહન થાતું. ફરી ભેગા નહીં જવાનો નિશ્ચય કરીજ હું નીકળી છું. હવે હું જવાની નથી. આપને દાસીનો ભાવ પૂછવો હોય તો આવી હાથ ચોભજો..

આપ કુશળ હો ને વ્હેલા પરીક્ષામાં વિજય મેળવો એજ આ અભાગણી ઇચ્છે છે. વ્હાલા ! ચિ. ભાસ્કર પ્રણામ લખાવે છે. પત્ર લખશો. વિલંબ નહી...

લી. દુઃખી દાસી

**મધુરીના સ્નેહ પ્રણામ.**

આ લાંબો દુઃખદ પત્ર વાંચતાંજ વિનોદ ઠંડોગાર થઇ ગયો. હતાશ, દુઃખી હૃદયે આરામખુરશી... ચેર પર ઢળી પડયો. બહાર જવાની તૈયારીમાં નેકટાઇ બાંધવી શરૂ કરેલી તે તેમજ રહી ગઇ. કાગળ પર ફરી દૃષ્ટિ કરી. નીચે કંઇ લખેલ હતું—

"વ્હાલા ! હવે હદ થઇ છે. આટલું લખ્યું તે હૈયું હાથ નહીં રહેવાથી. મારૂં માનો તો મને ઘરે જઇ રહેવા હવે ન ફરમાવશો નહિં તો તમારો નાનો ભાસ્કર નિરાધાર રખડી પડશે. બહુ લખવા માટે કમનસીબ મે માફ કરજો." લી. મધુરી

વિનોદ એકાએક ઉભો થયો. વિચારના વમળે ચડયો. છેલ્લી બે લીંટીએ તેને ગાંડો બનાવ્યો. પલંગ પાસે જતાં ફસડાઇ પડયો. વિનોદ બેફામ બન્યો.

[ ૨ ]

સુમન વિનોદે કરેલી ઉતાવળથી તાજુબ થતાં થતાં હાથમાં પુસ્તક લઇ પલંગ પર વાંચતો પડયો. તેને યાદ આવ્યુ કે એક ઉદાર ગૃહસ્થ તરફથી મળેલી મદદ માટે તેનો આભાર માનવા આજે વિનોદ જવાનો હતો જેથી તેણે મશીન જેમ સઘળું આટોપી લીધું હતું. તે વાંચવામાં ગુંથાયો.

વિનોદ ને સુમન, એકજ ગામના, જ્ઞાતિના, ઉમરના, ને એકજ કલાસ–ફર્સ્ટ એલએલ. બી. માં ભણતા હતા, ને કોલેજ હોસ્ટેલમાં રહેતા હતા. તેઓ ખરા દિલોજાન દોસ્ત હતા. વિનોદનો કંઇ પરિચય ઉપર આવી ગયો. સુમન હજી પરણ્યોજ ન હતો.

થોડીવારે કંઇ પુસ્તકની જરૂર પડતાં સુમન વિનોદના રૂમમાં આવ્યો. પોતે વિનોદને બહાર ગયેલ ધારતો હતો તેને બદલે અસ્તવ્યસ્ત ખાટલા પર પડેલા વિનોદને જોઇ ચમકયો, ક્ષણ થંભી ગયો. મધુરીના કાગળ પર નજર પડતાં તે ધીરેથી પાસે ગયો. તેને બધી છૂટ હતી તેથી તે પત્ર પૂરો વાંચ્યો. પોતે પણ અશાંત બની બોલી ઉઠયો. "હાય ! સંસાર !" એકાએક કંઇ યાદ આવ્યું. વિનોદપર દૃષ્ટિ કરી ટેલીફોન પાસે જઇ જે શેઠને વિનોદ મળવા જવા માંગતો હતો તેને બોલાવ્યા, " શેઠજી સાહેબ, આપની ઉદાર મદદ માટે હું આભારી છું. રૂબરૂ આવતો હતો પણ જરા માથાના દુઃખાવાને અંગે લાચાર છું–પછી આવીશ."–" પણ તમે છો કોણ ?" બીજે છેડેથી અવાજ આવ્યો.

" વિનોદ કહેવું કે શું ?" સુમન શાંત રહ્યો.

" હેલોઉ...તમે કોણ છો ?...કોને બોલાવો છો ?"

" હું વિનોદરાય. આપશ્રીનેજ બોલાવું છું."

" હા. તે તમે શું કહેવા માગો છો ?"

" જી. મારી તબીયત નરમ છે—"

" તે શું ? વારૂં–પછીથી ઠીક થયે આવજોને. ચાલો સાહેબજી. "

વિનોદ સાવધ થયો. બન્ને હાથ પર મોઢું ટેકવી પલંગપર ગમગીન બેઠો. સુમને આવી તેને જરા શાંતિ આપવા વાત ફેરવી. " ચાલ વિનોદ, કોલેજ ટાઇમ તો થઇ જવા આવ્યો." બેચેન વિનોદ રવિવાર હતો તે ભૂલ્યો ને કોટ પ્હેરી તૈયાર થયો. સુમન જાણતો હતો છતાં તે પણ તૈયાર થઇ સાથે નીચે ઉતર્યો. કોલેજમાં જતાં ભોંઠા પડ્યા ! હસતા પાછા ફર્યા. વિનોદ ઉપરથીજ હસ્યો, પણ તેનું દુઃખી હૃદય તો રડીજ રહ્યું હતું. હોસ્ટેલમાં આવી પરબારા ભોજન ગૃહમાં જઇ જમી, વિનોદે પોતાની રૂમમાં આવતાંજ ટેબલપર બે પત્ર દેખ્યા. કંપતે હાથે વિનોદે વાંચ્યા:

"ચિ. ભાઇ વિનોદની દીર્ઘાયુષ ઘણી હજો, મું. મુંબાઇ.

આડું અવળું નહિ લખતાં મુદ્દાનીજ બીના જણાવું છું. તારી મોઢે ચડાવેલી મધુરીએ તો હદ કરી છે. તદ્દન માથેજ છોડો નાંખ્યો છે. ઘરમાં સાચવતાં કારવતાં બહાર જઇ વગોણું કરે. બેનને સાસરે જઇ ખોટું ભરાવી આવી તેથી બેનને તેના વરે માર મારી કાઢી મૂકી. તેની સાથે વેર કરાવ્યું. મોટાની દીકરી તે બધાને પજવે ને નચાવે. બધા સાથે બાખંડી. એ દિવસથી બસ પીઅર ચાલી ગઇ છે. તેડવા જતાં ચોકખી ધસીને ના પાડે છે ને ઉપરાંત બાધવા દોડે છે. હજી સુધી વડવાદ ઘરમાંજ રહેતી. હવે તો વેવાઇમાં, નાતમાં વગ્રોળા કરી તારી બાયડીએ મારું નાક કાપી લીધું છે. હવેથી એ મારા ઘરમાં નહીં. અત્યારે તેડવા મોકલું છું. આવે તો ઠીક, નહિ તો તું ને તારી બાયડીએ ફાવે તે કરવું. પછી તું જાણે–

લી. તારા શુભચિંતક પિતાના શુભાશીષ.

તા. ક. "હું જાણું છું કે તારી વિદ્વાન બાયડીએ બધી વાત તને લખી નાંખી હશે. પોતે ચોકખી થઇ બીજાનેજ વાંકનો પડદો ઓઢાડ્યો હશે. તને કંઇ તારી સદ્દગુણી સીતાનો અવગુણ આવે એમ છે. ભાઇ ?"

ગરીબ બિચારો વિનોદ ! ઉતાવળે બીજો પત્ર વાંચ્યો :

"સુજ્ઞ વિનોદરાય,

મારી બેનના એ કાગળથી વાત જાણી હશે. વધુ શું ? હવે હું તમારા વિના બીજા સાથે મારી બેનને રહેવા દેવા ઇચ્છતો નથી. ફાવે તો આવી તેડી જાઓ. તમને વિદ્વાન, સમજુ, ડાહ્યા, સુશીલ ગણી મારી બ્હેન પરણાવી. તમે તેને સુખી કરો તે મારે–નહીં કે આમ ઘરનું ગદ્દાવૈતરું કરી માથામાં ટુંબલા ખાવા ! આમ બાયલા, નિર્માલ્ય થઇ રહેશો એમ મેં ન્હોતું ધાર્યું. તમારા માબાપ હાથે કરી લાજ મૂકાવે છે તો પછી મૂંગા મરી રહેવામાં સારાં ફળ નથી, સમજ્યા ? હમણાં તો મારી બેન ને બાણો મારે ત્યાંજ રહેશે. લી. તમારો **મણિકાંત**

આ કાગળમાં પણ નીચે નાના અક્ષરે લખેલું હતું.

તા. ક. "જે ઉપાય લ્યો તે જલ્દી જણાવશો. દરરોજ ને દરરોજ તમારા ઘરના આવી મારો ઉંબરો ટોચશે ને રમખાણ મચાવશે તે હું વધારેવાર નહિં સહન કરું. પોથા ભણ્યા પણ વ્યવહારમાં ગણ્યા નહીં. આમ હવે નહીં ચાલે."

**મણિકાંત.**

વિનોદ વિસ્મય પામ્યો. માથાપર આફતનો પ્હાડ આવી પડ્યા જેવી સ્થિતિ થઇ. મગજ ભમી ગયું. વિનોદની વિચારશક્તિ હણાઇ ગઇ. આ શું વિનોદ ! તારીપર એકાએક વિટંબનાનું વાદળ ? વિનોદ ઉદાસ થઇ પલંગપર પડ્યો. દુઃખી દિલને દિલાસો દેવા નિદ્રાદેવીએ વિનોદ પર પોતાનો હાથ ફેરવ્યો.

[ ૩ ]

થોડીવારમાં વિનોદ કંઇ અવાજથી જાગી જુવે છે તો સુમન તથા તારવાળાને બારણામાં ઉભેલા જોયા. સુમને તાર લઇ સહી કરી આપી વિનોદ સફાળો ઉઠ્યો. સુમનના હાથમાંથી તાર લઇ ફેંડ્યો ;

"Vinodray, come soon to settle domestic quarrel–we are helpless–you badly wanted." *Romesh.*

"વિનોદરાય, ઘરમાં કજીઓ પતાવવા જલ્દી આવો. અમે નિરૂપાય છીએ. તમારી ખાસ જરૂર છે."

**રમેશ.**

વિનોદ પોતાના પિતાના ખાસ સ્નેહી રમેશચંદ્રનો પોતાને આવવાની તાકીદ કરતો તાર જોઇ આભો બની ગયો. કંઇ સૂઝયું નહિ. વિનોદ જડની જેમ-જ ઉભો રહી ગયો. સુમને તાર વાંચ્યો. મધુરીનો પત્ર વાંચ્યો હતો તેથી તરત સમજી ગયો. વિનોદે પોતાના પિતાનો તથા સાળાનો કાગળ સુમનને આપ્યા ને બેચેન ખુરસીપર બેઠો. ટેબલ નીચે ઉડી પડેલા એક કાગળપર ધ્યાન જતાંજ વિનોદે તે લીધો. મૂંઝાયો. વળી નવી ઉપાધિ હશે એમ શંકા-હૃદયે કાગળ વાંચવો શરૂ કર્યો :

" વ્હાલા ભાઇ વિનોદ,

તમને તમારા ઘરની ધમાલની જાણ થઇ હશે. તમે કહી શકશો કે શા માટે મધુરીએ " બેન આવજો આવજો." કહી તમારી બેનને તેડાંવવી જોઇએ ? શા માટે તમારી બેને ઘરનાં કામકાજ છોડી બાપને ત્યાં લાડવો દાટયો હોય તે ખોદવા દોડવું જોઇએ ! વિશેષ-એક તો બોલાવ બોલાવ કરવું ને આવે ત્યારે નણંદ સાથે શા માટે તમારી વહુએ બાખડવું જોઇએ ? " કાયમના કંકાસે ગોળાનાં પાણી પણ સુકાય " ભાઇ ! આવી ખુલાસો કરી જાઓ કે તમારી બેનને અમારે ઘેર ન ગોઠતું હોય તો બેલાશક તમારે ત્યાંજ રહે. વિલંબ ન કરશો. એજ.

લી. સ્નેહાધીન.

શરદ.

વિનોદ ! હાય ! બિચારો વિનોદ ! ગાભરો થઇ ગયો. પોતાનાં બનેવી-મિત્રના કાગળથી વિનોદ ભાન ભૂલ્યો ને છાતી પર માથું નાંખી રડી પડયો. " હાય. આ શું ! દૈવ ! ચોતરફથી દાવાનળ સળગાવે છે. પ્રભુ ! શું કરૂં ! બચાવ !"

બધા કાગળો વાંચી રહેલા સુમને શરદનો પત્ર લીધો. સુમનની પણ સમજશક્તિ મુંઝાવા લાગી. દુઃખી વિનોદના હાથમાંથી લઇ શરદનો પત્ર આપ્યો. વિનોદે ફરી વાંચ્યો ને વિચાર્યો. આગળ કંઇ લખેલું હતું :

તા. ક. અત્યારે તમારી બેનને તેડી આવેલા છીએ. તેણે બધી વાત કરી છે. તમારી બા પણ બેસવા આવ્યાં છે. શા માટે તમારી વહુએ આમ કરવું જોઇએ ? મધુરીની કેવી મૂર્ખતા ! તમે સમજુ છો. સાસુ નણંદ આકરાં તો હોય પણ કંઇ આમ ભાંડ ભવાયાની જેમ પીયર ભાગી નીકળાય નહીં, તે તમે સમજી શકશો. આપણો કાંઇ નાતરિયો વરણ નથી કે આમ મારફૂટ, ને કંકાસ કલહ થયા કરે ને વહુ ફાવે ત્યારે પીયર ભાગે. ભાઇ ! જરા વિચારો તો ઠીક. " લી. શરદ.

મિત્ર શરદના પણ આવા લખાણથી વિનોદ વિમૂઢ થઇ " હાય ! સંસાર ! " કહી બે ભાન થયો. સુમને સાવચેતીથી તેને પલંગપર બેસાડી પવન નાખવો શરૂ કર્યો...થોડીવારે વિનોદે આંખો ઉઘાડી-બોલ્યો, " ભાઇ ! હું દુઃખી છું-" ભૂત ભરાયું હોય તેમ સુમનનો હાથ પકડયો, " સુમન ! સુમન ! સમજાવ. હું શું કરૂં ? એક તરફ બધાં ને બીજી તરફ એકલી મધુરી ! કોણ સાચું ? સુમન ! સુમન ! કહે ભાઇ, કહે !...હાય ! સંસાર ! " "ગભરા નહીં ભાઇ ! શાંતિ રાખ. સંસારમાં એમજ બનતું આવે છે. જો વિચાર કરી જો. આમ બેચેન બને શું ફાયદો ?" સુમને ધીરજ આપી.

" પણ હાય ! હું નથી સમજતો. હું શું કરૂં ? દોરંગી દિવાની દુનીઆ ! ભાઇ હું મુંઝાઉ છું-( જરા અટકી ) હાય ! સંસાર !!"

" વિનોદ ! આમ ગાંડપણ શું કરે છે ! સંસાર તો બે ધારી તલવાર છે."

( આ વાતાંનો ઉત્તરાર્દ્ધ માટે જુઓ આવતો અંક. )



# જાલન્ધર(પંજાબ)નું કન્યા મહાવિદ્યાલય.

લેખકઃ

શ્રીયુત અશોક.

ચિત્રોના બ્લોકઃ "ચાંદ" અલાહાબાદ.

અત્યારે દેશમાં સ્ત્રી-શિક્ષણ માટે ઘણી સસ્થાઓ છેઃ પરંતુ એ સર્વમાં આદર્શરૂપ ગણાય એવી સંસ્થાઓ બહુ થોડી મળી આવશે. જાલન્ધર (પંજાબ) નું કન્યા મહાવિદ્યાલય એવી એક આદર્શ સંસ્થા છે, એમ ઘણા લોકનાયકો અને વિદ્વાનો આપણને ખાત્રી આપે છે. પંડિત મદનમોહન માલવીય, લાલા લાજપતરાય, દેશબંધુ દાસ, શ્રીમતી સરોજીનિ નાયડુ વગેરે પ્રસિદ્ધ વ્યક્તિઓએ એ સંસ્થાનાં મુક્તકંઠે વખાણ કર્યાં છે. એ વિદ્યાલય હિન્દી કન્યાઓ માટે આદર્શરૂપ એટલા માટે ગણાય છે કે ત્યાં પશ્ચિમની પદ્ધતિએ શિક્ષણ નથી અપાતું; પરન્તુ પ્રાચીન સમયમાં જેવી રીતે ગુરૂની સાથે રાખી વિદ્યાર્થીઓને શિક્ષણ અપાતું, તેવી રીતે અહિં કન્યાઓને શિક્ષણ અપાય છે. હિન્દના ગૃહજીવનને અનુકુળ અને ઉપયોગી થાય એવો એ વિદ્યાલયનો શિક્ષણક્રમ છે. ત્યાં એવી જુદા જુદા પ્રકારની કેળવણી અપાય છે કે તે લેનાર કન્યા ગૃહિણી બનતાં ગૃહ કારભાર સ્હેલાઇથી ઉપાડી શકે, એટલુંજ નહિ, પરન્તુ ગૃહજીવન વધારે મધુર બનાવી શકે. ભાષા અને સાહિત્ય જ્ઞાન ઉપરાંત ગૃહવ્યવસ્થા, પાકશાસ્ત્ર, ઘરવૈદું, માંદાની માવજત, શીવણ, ગુંથણ અને ભરતકામ, સંગીતકળા, બાગની રક્ષા વગેરે ઉપયોગી વિષયોની કેળવણી તેમને આપવામાં આવે છે.

૯

કન્યાઓની કેળવણી ઉપરાંત વિધવાઓનું જીવન સુધારવાનો ભાર પણ વિદ્યાલયે પોતાને માથે લીધો છે; અને વિદ્યાલય સાથે એક વિધવાભવન અને કન્યા અનાથાલય જોડયાં છે. એ વિધવાભવનમાં નિવાસ કરતી વિધવાઓને સાધારણ વિદ્યાભ્યાસ ઉપરાંત ઘેર બેઠાં થઇ શકે એવા નાના પ્રકારના ઉદ્યોગો સાથે સમાજ-સેવાની અને ધાર્મિક કેળવણી પણ અપાય છે. ઉદ્દેશ એ છે કે વિધવાઓ એ કેળવણી પામી પોતાનો જીવનનિર્વાહ કોઇની પણ ઓશિયાળી થયા વિના સ્વતંત્રપણે કરી શકે. આવી આદર્શ સંસ્થાએ અત્યાર સુધીમાં શું શું કર્યું છે અને અત્યારે શું કરી રહી છે, તેનો અહેવાલ "ગુણસુંદરી" ના વાંચકો માટે અને ખાસ કરીને ગુજરાતની સ્ત્રી સંસ્થાઓના સંચાલકો માટે લાભદાયક અને માર્ગદર્શક થશે.

આ વિદ્યાલયની સ્થાપના તારીખ ૨૬ મી સપ્ટેમ્બર ૧૮૮૬ ને દિવસે થઇ હતી. જાલન્ધરના પ્રસિદ્ધ પુરૂષ અને સ્ત્રી કેળવણીના હિમાયતી તથા વિધવાઓના હિતચિન્તક લાલા દેવરાજે ફક્ત બે ત્રણ કન્યાઓથી એ વિદ્યાલયના કામની શરૂઆત કરી હતી. કન્યાઓ અને વિધવાઓનું જીવન દરેક પ્રકારે યોગ્ય અને ઉપયોગી બનાવવાનો પોતાના

જીવનનો ઉદ્દેશ માની બેઠેલા એ નરે આ વિદ્યાલય માટે ફકીરી લીધી છે; એની પાછળ ગાંડા બની ગયા છે. આપબળ પરજ આધાર રાખીને તેમણે એ વિદ્યાલયની સ્થાપના કરી



સ્વ. શ્રી. સાવિત્રી દેવી.

હતી અને તનતોડ પ્રયત્નો કરી તેને દશ વર્ષ સુધી ઉત્તમ રીતે ચલાવ્યું હતું. એ દશ વર્ષોમાં કન્યાઓને એવા ઉત્તમ પ્રકારે કેળવણી આપી કે વિદ્યાલય તરફ જનસમાજની સહાનુભૂતિ મળતી ગઇ અને બીજા પણ સદ્ગૃહસ્થો અને સન્નારીઓ એની ઉન્નતિ માટે તન, મન, ધનથી ફાળો આપવા તૈયાર થયા. આ સહાનુભૂતિથી ઉત્તેજીત થઇ, વિદ્યાલયના જન્મ પછી લગભગ દશ વર્ષે એને ગુરૂકુલનું સ્વરૂપ અપાયું અને તારીખ ૧૫ મી જુન ૧૮૯૬ ને દિવસે એનું નામ "કન્યા મહાવિદ્યાલય" રાખવામાં આવ્યું.

જેમ જેમ વિદ્યાલય સાર્વજનિક સેવા કરતું ગયું, તેમ તેમ જનસમાજની સહાનુભૂતિ વધતી ગઇ અને પરિણામે લાલા દેવરાજનો ઉત્સાહ પણ વધ્યો. વિદ્યાલયની ખ્યાતિ સાંભળીને ઘણી અનાથ કન્યાઓ ત્યાં શિક્ષણ લેવા આવવા લાગી. પરિણામે તારીખ ૧૨ મી ઓકટોબર ૧૮૯૮ ને દિવસે *"કન્યા અનાથાલય"* ખોલવામાં આવ્યું. વિદ્યાલયમાં આવતી અનાથ કન્યાઓને આ સંસ્થામાં રાખવામાં આવે છે અને તેમના ભરણપોષણ તથા પુસ્તકો માટેનો બંદોબસ્ત વિદ્યાલય કરી આપે છે. એક અધિષ્ઠાત્રી બાઇ આ કન્યાઓની દેખરેખ રાખે છે. આનંદ સાથે જ્ઞાન મળે તે ખાતર આ કન્યાઓને વર્ષમાં એક વાર જુદા જુદા

સ્થળોની યાત્રા કરવા લઇ જવામાં આવે છે.

મૂળ સ્થાપકનો બીજો ઉદ્દેશ પાર પાડવા માટે વિદ્યાલયે સન ૧૯૦૬ માં વિધવાઓના લાભ માટે "વિધવાભવન" ની સ્થાપના કરી. અનાથાલયની જેમ આ સંસ્થાની દેખરેખ પણ એક અધિષ્ઠાત્રી રાખે છે અને ખાનપાન તથા કપડાંલતાંની ગોઠવણ વિદ્યાલય તરફથી થાય છે. આ સંસ્થાની વિધવાઓને યોગ્ય શિક્ષણ આપી તેમને સમાજ સેવા માટે તૈયાર કરવામાં આવે છે.

અત્યારસુધીમાં પંજાબના જુદા જુદા સ્થળોમાં આ વિદ્યાલયની લગભગ સોથી વધારે શાળા-પાઠશાળાઓ સ્થપાઇ છે, અને અહિંની પદ્ધતિએજ એ શાળાઓમાં પણ શિક્ષણ અપાય છે, અને બાકી રહેલી સંસ્થાઓને પણ જોડી દેવાના પ્રયત્નો ચાલે છે. ગુજરાતની સ્ત્રી સંસ્થાઓનું સંગઠન કરવાનો હજી હમણાં વિચાર ઉપજયો છે, જ્યારે પંજાબની સંસ્થાઓએ એ ઉદ્દેશ વર્ષો થયાં પાર પાડયો છે.

આ શાખા પાઠશાળાઓમાંની એક તો ખુદ જાલન્ધરમાં જ છે. જે જુની જગ્યામાં વિદ્યાલયની શરૂઆત થઇ હતી તે જગ્યા એને મહાવિદ્યાલય-કન્યા ગુરૂકુલનું સ્વરૂપ આપતાં નાની જણાઇ. આ કારણે વિદ્યાલયને શહેર બહાર એક મોટા મકાનમાં લઇ જવામાં આવ્યું છે. આ સ્થળ બહુજ સુંદર અને વિશાળ છે. વસ્તીથી દૂર સ્વચ્છ અને રમ્ય સ્થળમાં વિદ્યાલય માટે મોટું મકાન બાંધવામાં આવ્યું છે. આજુબાજુ એક સુંદર વિશાળ બાગ છે, જ્યાં કન્યાઓ બાગ રક્ષાનું અને ખેતીનું શિક્ષણ લે છે. જુના મકાનમાં શહેરની નાની નાની બાળાઓની સગવડને ખાતર એક શાળા ખોલવામાં આવી છે. આ "નગર વિદ્યાલય"માં પાંચ વર્ગ રાખવામાં આવ્યા છે જેમાં ૧૧૫ કન્યાઓ ભણે છે. એક શિક્ષક અને ૭ શિક્ષિકાઓ આ શાળામાં શિક્ષણ આપે છે.

વિદ્યાલયની બીજી જાણવા જોગ શાળા "કન્યા પાઠશાળા" નામે જોધપુરમાં ચાલે છે. એ શહેરના પ્રખ્યાત સમાજ સેવક સ્વ. મુન્શી દેવીપ્રસાદજીએ પોતાના ખરચે એ પાઠશાળા ખોલી હતી. પાછળથી વિદ્યાલયના શિક્ષણક્રમથી મુગ્ધ થઇ એ પદ્ધતિ તેમણે દાખલ કરી અને પાઠશાળા માટે એક મોટું મકાન અને રૂપીઆ દસ હજારની રકમ કાઢી આપી હતી અને મહાવિદ્યાલયને એનું ટ્રસ્ટી બનાવ્યું છે. નાણાં મહાવિદ્યાલયમાં પાઠશાળાને નામે જમા છે અને સર્વ વ્યવસ્થાનો ભાર વિદ્યાલયને માથેજ છે.

હવે મહાવિદ્યાલયની આંતરિક વ્યવસ્થા તરફ નજર કરીએ. એ વ્યવસ્થા એક સમિતિના હાથમાં છે. આ સમિતિમાં ૨૧ પુરૂષ અને ૧૦ સ્ત્રીઓ છે. સમિતિ દેખરેખ રાખવાનું અને સલાહ આપવાનું કામ કરે છે. આંતરિક વિગતવાર વ્યવસ્થા મહાવિદ્યાલયની આચાર્યાના હાથમાં છે.

મહાવિદ્યાલયનો શિક્ષણક્રમ પશ્ચિમની પદ્ધતિએ ચાલતી કોલેજોના ક્રમ જેવો નથી; પરન્તુ દેશની જરૂરીઆતો વિચારીને નક્કી કરેલો રાષ્ટ્રીય શિક્ષણક્રમ છે. આ શિક્ષણક્રમ હિન્દી આદર્શ અને સભ્યતાને અનુકુળ થાય, હિન્દી ગૃહજીવનને વધારે ઉપયોગી બનાવે એવા ઉદ્દેશથી રચવામાં આવ્યો છે. કન્યાઓ જે શિક્ષણ પામી કુટુમ્બવત્સલ બને, ગૃહરાજ્યની ખરેખરી રાણી બને, ગૃહજીવનને મધુર અને સુખમય બનાવે, તેવું શિક્ષણ આપવા મહાવિદ્યાલયના સંચાલકો ઇચ્છે છે. આ સંસ્થામાં અંગ્રેજી ભાષાના શિક્ષણ ઉપર બહુ ભાર નથી મુકવામાં આવતો; ગૃહવ્યવસ્થા અને દેશભાષાના જ્ઞાન માટે વધારે સમય આપવામાં આવે છે. છતાં કન્યાઓનું અંગ્રેજી ભાષા-સાહિત્યનું જ્ઞાન કોલેજમાં શીખેલી કોઇ પણ વિદ્યાર્થીની કરતાં ઉતરતું નથી હોતું.



કન્યાઓ વૈદકનું શિક્ષણ લે છે.

વિદ્યાલયનાં સ્વર્ગસ્થ આચાર્યા શ્રીમતી સાવિત્રીદેવી અને હાલના આચાર્યા કુમારી લજ્જાવતી આ વાતની સચોટ સાબિતિઓ છે. એ બન્નેએ વિદ્યાલયમાંજ શિક્ષણ મેળવ્યું હતું; કોઇ યૂનીવરસીટીની કોલેજમાં નહિ. જેઓ આ મહિલાઓના પરિચયમાં આવ્યા છે તેઓ બેધડક કહી શકે છે કે કોલેજો " કરતાં આ વિદ્યાલયનું અંગ્રેજી ભાષા–સાહિત્યનું શિક્ષણ કોઇ પણ પ્રકારે ઉતરતું નથી.

મહાવિદ્યાલયમાં કુલ ૧૨ વર્ગો છે, જેમાંના પાંચ ઉપર જણાવ્યા પ્રમાણે "નગર વિદ્યાલય"માં છે. મહાવિદ્યાલયમાં છઠ્ઠા વર્ગથી શિક્ષણ અપાય છે. પાંચમા વર્ગમાં પસાર થનારને "સભ્યા"ની, સાતમા વર્ગમાં પસાર થનારને "શિક્ષિતા"ની, નવમા વર્ગમાં પસાર થનારને "દીક્ષિતા"ની, દશમા વર્ગમાં પસાર થનારને "ઉપસ્નાતિકા"ની અને બારમા વર્ગમાં પસાર થનારને "સ્નાતિકા" ની ડીગ્રીઓ આપવામાં આવે છે.

શિક્ષણક્રમમાં ધાર્મિક શિક્ષણ ઉપરાંત સંસ્કૃત, હિન્દી, અને અંગ્રેજી ભાષા–સાહિત્યનું તેમજ ઇતિહાસ, ભૂગોલ અને ગણિતનું શિક્ષણ આપવામાં આવે છે. ધાર્મિક શિક્ષણ બધા વર્ગોમાં ફરજીઆત છે. પાંચમા અને છઠ્ઠા વર્ગમાં સંસ્કૃત ભાષાનું શિક્ષણ ફરજીઆત છે, જ્યારે સાતમા અને આઠમા વર્ગમાં તે ઐચ્છિક વિષય તરીકે લઇ શકાય છે. અનુભવથી એમ જણાયું છે કે કન્યાઓ સંસ્કૃત શીખવા માટે બહુજ આતુરતા બતાવે છે. હિન્દી ભાષા–સાહિત્ય આઠમા વર્ગ સુધી ફરજીઆત છે. એથી ઉચ્ચ વર્ગોમાં પણ એને ફરજીઆત કરવાના પ્રયત્નો થાય છે. અંગ્રેજી ભાષાની કેળવણી પાંચમા વર્ગથી શરૂ થાય છે અને નવમા વર્ગ સુધી તે ઐચ્છિક વિષય તરીકેજ ચલાવાય છે. કન્યાઓ સંસ્કૃત કે અંગ્રેજી, એ બેમાંથી જે વિષય વધારે પસંદ હોય તે લઇ શકે છે. નવમા વર્ગ સુધીમાં કન્યાઓ અંગ્રેજી ભાષા–સાહિત્યનું એટલું જ્ઞાન મેળવી શકે છે કે તેઓ સારી રીતે એ ભાષા લખી, વાંચી અને બોલી જાણે. ઉપલા વર્ગોમાં એ વિષય તરફ ધ્યાન આપવા માટે પૂરતો વખત મળી શકતો નથી. વિજ્ઞાનનો વિષય હજી સુધી શિક્ષણક્રમમાં દાખલ નથી થયો, પરન્તુ જેમ બને તેમ જલ્દી તે દાખલ કરવાનો સંસ્થાના સંચાલકોનો વિચાર છે.

કોલેજોમાં પશ્ચિમની પદ્ધતિએ જે કન્યાઓએ અભ્યાસ કર્યો હોય છે, તેઓ ગૃહવ્યવસ્થા શું છે, તે જાણી નથી શકતી. આ વિદ્યાલયની કન્યાઓ એ વિષયમાં ઉંચુ જ્ઞાન ધરાવતી હોય છે. એ કેળવણી એવી સુંદર રીતે અપાય છે કે કન્યાઓ તે શીખી લેવાની આતુરતા બતાવે છે અને તેમ કરવામાં મગરૂરી માને છે. પરિણામે કન્યાઓ ગૃહકાર્યમાં બહુ કુશળ નીવડે છે. "અકસ્માતમાં પ્રાથમિક મદદ" કેવી રીતે આપી શકાય તે પણ કન્યાઓને શીખવવામાં આવે છે, જેથી કુટુંબમાં તાત્કાલિક ઉપાયની જરૂર પડે ત્યારે ડોકટરની રાહ ન જોવી પડે. નાના ઘા ઉપર મલમપટ્ટા કે માંદાની માવજત કરતાં આ સંસ્થાની કન્યાઓને મુશ્કેલી નથી નડતી. ઉપરાંત સંગીતકળા, ચિત્રકળા, બાગ રક્ષા અને શીવણ, ગુંથણ, તથા ભરતકામનું શિક્ષણ પણ આપવામાં આવે છે. આ સિવાય સમાજ સેવાનું કામ કેવી રીતે કરવું તે પણ શીખવાય છે. કન્યાઓની વક્તૃત્વ શક્તિ વધારવા અને તેમને ભાષણો આપવાનો મહાવરો પાડવા એક ચર્ચા સમિતિ સ્થાપી છે, જેમાં દર અઠવાડીએ કન્યાઓ વારા ફરતી વિષય નક્કી કરી સભાના નિયમોને અનુસરી ચર્ચા કરે છે યા ભાષણ આપે છે.

ગૃહજીવન સાથે સંબંધ ધરાવતા આ સર્વ વિષયોની પરિક્ષા વાર્ષિક સમારંભ વખતે

લેવાય છે. ભોજન બનાવવામાં, સંગીતકલામાં, ચિત્રકલામાં, શીવણ ગુંથણમાં અને ડોકટરી ઇલાજે વગેરેમાં જે કન્યાઓ સૌથી સરસ કામ કરી બતાવે છે તેમને ઇનામો આપવામાં આવે છે. કન્યાઓએ બતાવેલા કેટલાક કલાઓના નમુના પ્રદર્શનોમાં મોકલવામાં આવે છે. એકવાર એક કન્યાએ બતાવેલું ચિત્ર રૂપીઆ પચાસની કીંમતે વેચાયું હતું

વિદ્યાલયની સૌથી વધારે જાણવા અને અનુકરણ કરવા યોગ્ય બાબત એ છે કે અહિં કન્યાઓને સાદાઇથી જીવન ગાળવાનું શીખવાય છે. ફેશનનું અહિં નામ નિશાન નથી; મોટા નાનાનો કે ગરીબ તવંગરનો ભેદ નથી. અનાથ બાલિકાઓથી માંડીને ધનવાનમાં ધનવાન માણસોની કન્યાઓને એકસરખો પોશાક પહેરવો પડે છે. ખાનપાન પણ સર્વને એક સરખુંજ મળે છે. એકંદરે કન્યાઓ કુટુંબમાં જેમ હળીમળીને રહે તેમ અહિં રહે છે. કન્યાઓને ઘરેણાં પહેરવાની અને ખાનગી પૈસા રાખવાની મનાઇ છે. કોઇ કન્યા પાસે ખાનગી નાણાં હોય તો તે અધિષ્ઠાત્રી પાસે જમા પડી રહે છે. પણ એવા નાણાંની ભાગ્યેજ જરૂર પડે છે. બધી બાબતમાં ખર્ચ વિદ્યાલય તરફથીજ થાય છે. બહારગામથી શીખવા આવનારી કન્યાઓ માટે એક અલગ કન્યા આશ્રમ છે, જ્યાં તેઓને માટે રહેવાની અને ખાવાપીવાની સગવડ કરેલી છે. ભણવાને માટે તેઓ વિદ્યાલયમાં જાય છે.

વિદ્યાલયમાં અત્યારસુધીમાં જે કન્યાઓએ કેળવણી લીધી છે અને હવે ગૃહિણીપદ ભોગવે છે, તેઓ વિદ્યાલયની ઉન્નતિ માટે ખાસ કાળજી બતાવે છે. એ મહિલાઓની એક સમિતિ છે જેને "વિદ્યાલય મંડળી" ને નામે ઓળખવામાં આવે છે. આ મંડળી વિદ્યાલયને નાણાંની સહાય મેળવી આપવાના અથાગ પ્રયત્નો કરે છે. વાર્ષિક સમારંભ પણ એ

વિદ્યાલય શિક્ષણ આપવા ઉપરાંત કન્યાઓની બુદ્ધિ અને શરીર વિકાસ માટે યોગ્ય સગવડ કરી આપે છે. એક મોટું પુસ્તકાલય અને વાચનાલય કન્યાઓને માટે રાખેલું છે જેમાં સમાચાર પત્રો અને પત્રિકાઓ તેમજ પુસ્તકો વાંચવાના મળે છે. શરીરરક્ષાને માટે કસરત શાળા રાખી છે, પરન્તુ ધનના અભાવે તે હજી જોઇએ તેટલી સંપૂર્ણ નથી. સાંજે ફરવાને માટે વિદ્યાલયની સામેજ એક મોટું અને સુંદર મેદાન છે. કમ્પાઉન્ડમાં બીજી રમતોનો લાભ પણ લઇ શકાય છે.

વિદ્યાલયે પોતાનું એક "મુખપત્ર-માસિક કાઢવાનો ઘણીવાર પ્રયત્ન કર્યો હતો, અને "પાંચાલ પંડિતા," "ભારત" તથા "ભારતી" નામક માસિકો જુદે જુદે વખતે કાઢ્યા હતા. પરંતુ નાણાંના અભાવે તે બધાં બંધ કરવાની ફરજ પડી હતી.

અઠ્ઠાવીસ વર્ષથી કામ કરી રહેલી આ આદર્શ સંસ્થાને ધનનો અભાવ બહુ મોટી નડતર રૂપ છે. એના સંચાલકો તનતોડ મહેનત કરવા છતાં વધારે નાણાં મેળવવા હજી શક્તિમાન નથી થયા. હિન્દના લોક નાયકો અને પ્રજાજનો સ્ત્રી શિક્ષણ માટે મોટી મોટી વાતો કરે છે, છતાં આવી સંસ્થાને મદદ આપવામાં કંજુસાઇ બતાવે છે! એ ખામી પૂરવા માટે ઘણી વાર સંસ્થાના સંચાલકોને પંજાબ બહાર ડેપ્યુટેશનો લઇ જવાં પડયાં છે. હું ભુલતો ન હોઉં તો એવું એક ડેપ્યુટેશન સન ૧૯૧૫ માં મુંબાઇમાં પણ આવ્યું હતું. એ ડેપ્યુટેશનમાં આવેલી મહિલાઓએ-ખાસ કરીને વિદ્યાલયની આચાર્યા કુમારી લજ્જાવતીએ અને કુમારી સરસ્વતી દેવીએ-જે શક્તિઓ બતાવી હતી તેથી મુંબાઇની કેળવાયલી પ્રજા ખરેખર મુગ્ધ થઇ ગઇ હતી. અહિં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે આચાર્યા તેમજ બીજી કેટલીક શિક્ષિકાઓ

વિદ્યાલયમાં વગર પગારે શિક્ષણ આપવાનું કામ કરી રહી છે.

આ ધનના અભાવે અત્યારે તો વિદ્યાલયનો વિકાસ આગળ વધતો અટકી પડ્યો છે. સંચાલકોને લગભગ બે લાખ રૂપીઆનાં સ્થાયી ફંડની જરૂર જણાય છે. ઉપરાંત જુદી જુદી સંસ્થાઓ માટે પાકાં મકાનો બંધાવવા નાણાંની જરૂર છે. સ્ત્રી કેળવણીના હિમાયતી, સ્ત્રી સમાજના હિતચિન્તક ગૃહસ્થો અને સન્નારીઓની ફરજ છે કે આવી નમુનેદાર સંસ્થાને ટકાવી રાખે અને નવું જોમ આપે, પોતાની કન્યાઓને દેશભક્ત વીરાંગના અને સદ્‌ગુણી ગૃહિણી બનાવવા ઇચ્છતા માતપિતાઓએ આ સંસ્થા તરફ ઉદાર હાથ લંબાવવો જોઇએ.

ગુજરાતની આપણી સ્ત્રી સંસ્થાઓ આ સંસ્થાની સારી સારી વિગતો અપનાવી શકે તો ગુજરાતના સ્ત્રી સમાજને તેથી ઓછો લાભ નહિ થાય. સંચાલકોએ આ બાબતપર જરૂર વિચાર કરવો જોઇએ અને બની શકે તો આ મહાવિદ્યાલયના શિક્ષણક્રમનું અનુકરણ કરી ઉત્તમ ગૃહિણી બનાવવાના પ્રયાસો આદરવા જોઇએ. ગુજરાતની સંસ્થાઓ તરફથી આવી નમુનેદાર સંસ્થાનો અનુભવ મેળવવાને ખાસ પ્રતિનીધિઓ મોકલવા જોઇએ અને તેનાં ઉપયોગી અંગો જેમ બને તેમ ત્વરાથી દાખલ કરવા જોઇએ.

---

## મુંબાઇ શહેરનું આરોગ્ય (૧૯૨૧-૨૨)

મુંબાઇનાં હવાપાણી એટલાં બધાં બગડી ગયાં છે કે ગામમાં રહીને તંદુરસ્તી સાચવવી એ લગભગ અશક્ય થઇ ગયું છે. મુંબાઇની મ્યુનિસિપાલિટીએ જે વાર્ષિક નિવેદન બહાર પાડ્યું છે તેમાંથી કેટલીક હકીકત નીચે ટાંકીએ છીએઃ—

| | |
|---|---|
| મુંબાઇની વસ્તીઃ | ૧૧,૭૫,૯૧૪ |
| મરણ પ્રમાણઃ | હજારે ૪૫.૫૮ |
| બાળ મરણ પ્રમાણઃ | ,, ૬૬૬.૭ |

ઉપર આપેલાં આંકડાપરથી જાણવાજેવી હકીકત એ મળે છે કે ઇન્ગ્લંડમાં મરણ પ્રમાણ આશરે ૧૬ નું છે, અને કેટલાંક સારાં સ્વચ્છ ગામોમાં છેક ૬ સુધી ઓછું થઇ શક્યું છે. એટલે જો ઇન્ગ્લંડ જોડે મુંબાઇ શહેરની સરખામણી કરીએ તો દરેક હજાર માણસે ૩૦ માણસ એમાં કમોતે મરે છે, અને ૧૨ લાખની વસ્તીની ગણત્રીએ દરેક વર્ષે ૩૬૦૦૦ માણસ વધારે મરણ પામે છે.

આખા યુરોપનું સરેરાશ બાળમરણ ન શકાય એટલું, ૬૬૬.૭ નું છે. એટલે કે ત્રણ છોકરાં જન્મે તે બાર મહિનાનાં થવાં પામે તે બાર મહિનાનાં થવાં પામે તે પહેલાં બે તો મરી જાય છે. મ્યુનિસિપલ રિપોર્ટમાં લખ્યું છે કે માંડવીમાં ૯૮૫ અને ભાયખલામાં ૯૪૫ નું બાલમરણ દર હજારે જન્મેલાં છોકરાંમાંથી થાય છે. ટીકાની શી જરૂર હોય?

ગરીબાઇ અને તેને લીધે અસ્વચ્છ ઘર, પૌષ્ટિક ખોરાકનો અભાવ વિગેરેની અસર ચોક્ખી રીતે જોઇ શકાય છે.

એકજ ઓરડામાં રહેનારામાં બાલમરણ પ્રમાણઃ

| | | |
|---|---|---|
| | દર હજારે | ૮૨૮.૫ |
| બે | ,, | ૩૨૧.૯ |
| ત્રણ | ,, | ૧૯૧.૪ |
| ચાર | ,, | ૧૩૩.૩ |

જુદી જુદી ન્યાત જાત વાર બાલમરણ તપાસવાથી પણ જાણવા જેવી હકીકત મળે છેઃ

| | | |
|---|---|---|
| બ્રાહ્મણોમાં | દર હજારે | ૮૩૧ |
| હિંદુ નીચવર્ણ | ,, | ૯૯૦ |
| ભાટીઆ | ,, | ૭૨૯ |
| મુસલમાન | | [illegible] |




## પ્રકરણ નવમું.

### મિત્રની મદદે.



સુખમાં શાન્તિ ને દુઃખમાં ધીરજ રાખવાની ભાવના સ્હમજનાર સુંદરલાલના જીવનમાં આ એક મહા કસોટીનો પ્રસંગ હતો. માણેક જેવી સુશીલ પત્નીના અવસાન સાથે કપાસના આડમાં લાગેલી આગથી રૂપિયા એક લાખના ગયેલા નુકસાન માટે ઉંડા વિચારમાં પડયો. પોતા ઉપર આવી પડેલા આ દુઃખના ડુંગરા ઓળંગવા માટે શું કરવું તે તે પોતે સ્હમજી શકયો નહિં. એક લાખ રૂપિયાની નુકશાની શી રીતે ભરી આપવી એ એક પ્રશ્ન હતો. "હિમ્મતબાપા"ની આબરૂ મ્હોટી હતી. લોકો હિમ્મતબાપાને લાખોપતિ માનતા પણ ખરૂં જોતાં તેમ ન્હોતું. ઘણી વખત જનસમાજ અમુક માણસ પાસે અમુક ધનસંપત્તિ છે એમ માને છે, પરન્તુ તેનાથી બહુજ ઓછું પ્રમાણ તેની પાસે હોય છે. આબરૂ એજ પૈસો છે. 'બાંધી મુઠી લાખની' એ પ્રમાણે સર્વના વ્યવહાર નિભ્યા જાય છે. જો કે સુન્દરલાલને હિમ્મતબાપા તરફથી સારો વારસો મળેલો હતો પણ આ એક લાખ રૂપિયાની નુકસાનીને પુગી વળાય તેમ હતુંજ નહિં. પોતે આખા કુટુંબનો વડીલ હોવાથી પોતાની સર્વ જોખમદારી સુન્દરલાલ સ્હમજતો હતો. પ્રભુલાલ તો વડીલ ભાઇ જેમ કરે તેમ કબુલતો. એક બાજુ હિમ્મતબાપાની કીર્તિને ડાઘ ન લાગે તે પ્રમાણે વ્યવહાર સાચવવો ને બીજી બાજુ કુટુંબને આ આફતમાંથી બચાવવું એ વિચારે શું કરવું, તેની કંઇ પણ સ્હમજ સુન્દરલાલને પડી નહિ. ઘણાં માણસને સલાહ આપનાર સુન્દરલાલને આજે કોઇ અન્ય વ્યક્તિની સલાહની જરૂર હતી. ઘણાં માણસોનાં દુઃખ ટાળનાર સુન્દરલાલ આજે દુઃખી હતો. ઘણાં માણસોની મુંઝવણની ગુંચ ઉકેલનાર સુન્દરલાલ આજે મુંઝાયો હતો—ગુંચવાયો હતો.

પોતાની આ મુંઝવણથી વસંત દૂર રહે એ સુન્દરલાલની સતત ઇચ્છા હતી. વસંતને સ્હમજની અભ્યાસ ન બગડે એ નિમિત્તે વસનજી શેઠની સાથે તેને જુનાગઢ મોકલાવી આપ્યો હતો. માતાનો અભિલાષ પુરો કરવા આવેલ વસંતને માતા ગુમાવી જુનાગઢ જતાં શું થયું હશે ? લગ્નના આનંદમાં જુનાગઢથી ભુજંગપુર આવેલા વસંતને ફરીથી જુનાગઢ આંસુભરી આંખે જતાં શું દુઃખ થયું હશે ! એ તો દુખીયાની વાતો દુખીયા જાણે.

સુન્દરલાલના દુઃખમાં એક વાતથી વધારો થયો. જયકુંવર જેને તેને મોઢે કહેતી કે લલિતા છપ્પરપગી છે. તેનાં પગલાંથી માણેક

મરી ગઇ ને લાખ રૂપિયાનું નુકસાન થયું. પોતાની પુત્રવધુ માટે આવી રીતે વાતો થતી સાંભળી સુન્દરલાલ બહુ ગુસ્સે થયો. ગરીબ બિચારી લલિતાપર તેને દયા આવી, તેનાપર આવો આક્ષેપ આવતો તે જોઇ શક્યો નહિ. લોકોની મૂર્ખાઇ ઉપર તે દુઃખમાં પણ હસ્યો. કર્મના સિદ્ધાંતો સ્હમજનાર સુન્દરલાલ લોકોની આ અજ્ઞાનતા માટે દિલગીર થયો. પોતે જયકુંવરના વર્તનથી જો કે બહુ ગુસ્સે થયો પણ હંમેશના સ્વભાવ પ્રમાણે શાન્તિ પકડી કુટુંબકલેશ ન વધે તે વિચારે કંઇપણ બોલ્યો નહિ. માત્ર પ્રભુલાલને સૂચના કરી કે આવી વાતો જયકુંવર બ્હેન ન કરે તે માટે યમુનાને ચેતવવી. યમુના ભોળી હતી. પોતાના કુટુંબપર આવી પડેલી આફત સારી રીતે સ્હમજતી પણ જયકુંવરને કંઇપણ કહી મહાભારત જગાવવા તે હિમ્મત કરતીજ નહિ. એક બોલી બે બોલ સાંભળવા કરતાં તે ઘણુંખરૂં ચુપ રહેતી. જયકુંવર નિરંકુશપણે જેમ ફાવે તેમ બોલતી.

દુઃખ આવે છે ત્યારે સામટું આવે છે એમ સુન્દરલાલને લાગ્યું. અત્યારે આબરૂ સાચવવાને મ્હોટો વિચાર કરવો પડે છે તેમાં લલિતા જેવી બાલિકાપર જયકુંવરનો ત્રાસ વધતો જોઇ તેની પોતાની સહનશીલતા ખૂટી જતી દેખાઇ. લલિતાએ પોતાને માટે જયકુંવરે કરેલી સર્વ ટીકાઓ ઘણા લોકોને મોઢે સાંભળી. માણેક જેવી સાસુ ગુમાવી તેમાં વળી પોતાને માટે આવું આવું બોલાય એ વિચારે તે એકાંતમાં રડતી. સુન્દરલાલ આ સર્વથી અજ્ઞાન ન્હોતો. ત્હેણે તુરતજ લલિતાને કુંતલપુર મોકલાવી દીધી. જેમ બને તેમ એક દુઃખ ઓછું કરવા સુન્દરલાલ હિમ્મતથી આગળ વધ્યો.

પોતાની જાત વેચી નાંખવી પડે તો બહેતર પણ દિવાળું કાઢવાના નામને બટ્ટો ન લાગે તે માટે તેણે પ્રયત્નો આદર્યા. સર્વ મિલ્કત ગીરવી મૂકી દેવું પતાવવા તે તૈયાર થયો. ભલે ગરીબી આવે, ભલે વિવિધ ભોજનને બદલે ટાઢો ટૂકડો ખાવો પડે પણ ગયેલી નુકશાનીની પાઇએ પાઇ ભરપાઇ કરી આપવી એમ તેની ઇચ્છા હતી. બહુ બહુ કરતાં પોતાની સર્વ મિલ્કત અને સર્વે ચીજ ગીરો મૂકતાં તેણે પચાસ હજાર રૂપિયા નુકશાની ભરી.

બાકીની નુકશાની માટે તેણે પોતાના મિત્રો તરફ દૃષ્ટિ કરી. સુન્દરલાલને આ વખતે એક નવો અનુભવ થયો. જે મિત્રો ત્હેની પાસે હમેશાં આવતા, જે મિત્રો ત્હેની સાથે સર્વ સુખમાં આનંદથી વર્તતા, જે મિત્રો સુન્દરલાલને માટે માથું આપવું પડે તો માથું આપવા તૈયાર થાય એવી ભાવના રજુ કરતા તે સર્વેએ અત્યારે સુન્દરલાલને જાણે ન ઓળખતા હોય તેવો દેખાવ રજુ કર્યો. કેટલાક મિત્રો તો એવા હતા કે જેઓ સુન્દરલાલને સુખના દિવસમાં એક દિવસ ન મળે એમ ભાગ્યેજ બનતું. તેઓ હવે અઠવાડીયાં સુધી સુન્દરલાલની દૃષ્ટિએ ચઢતાજ નહિ. સુન્દરલાલ શાણો હતો. મિત્રોનું આ વર્તન તે સ્હમજી ગયો. પોતે દુઃખમાં છે ને કદાચ મદદ માગશે તો શું નહિ કહેવાય એ વિચારે એ મિત્રોએ સ્નેહ ઓછો કર્યો છે તે સર્વ ભાવના સુન્દરલાલ કળી ગયો. માગ્યા કરતાં મરવું ભલું એમ માની સુન્દરલાલે એ મિત્રોની કસોટી કરવાનું વ્યાજબી ધાર્યું નહિ.

જે લોકો પર સુન્દરલાલે અગણિત ઉપકારો કર્યા હતા તે લોકોએ પોતાના માગણા માટે સુન્દરલાલ પર દબાણ કર્યું. સુન્દરલાલ સ્હમજતો હતો કે લોકો આંખની શરમ રાખશે પણ તેમાં પણ તે ઠગાયો. સુન્દરલાલે પંચાસ હજાર રૂપિયામાંથી સર્વને થોડા થોડા આપ્યા ને સર્વને સંતોષવા પ્રયત્ન કર્યો પણ સર્વ કોઇ પૂરેપૂરી રકમ માટે દબાણ

કરવા લાગ્યા. સુન્દરલાલે આવી સ્થિતિ પુસ્તકોમાં વાંચેલી પણ અનુભવવાનો વખત તો આજેજ આવ્યો. લોકો આટલા બધા હલકા વિચારના હશે તેનું તેને સ્વપ્ન પણ આવ્યું ન્હોતું. સુન્દરલાલે ઘણા માણસોને ઓથ આપી હતી; તેને ઓથ આપનાર આજે કોઇ મિત્ર કે સગું તૈયાર ન્હોતું. જગત્ આટલું બધું કૃતઘ્ની હશે એ તેણે આજેજ જાણ્યું.

સુન્દરલાલની ધીરજ ખૂટી. વિચારશક્તિ ગુમ થતી હોય તેવો ભાસ થયો. સિંહ જેવી છાતીવાળા સુન્દરલાલની આંખ્યોમાંથી આંસુડાં ટપક્યાં. તે પોતાના ઓરડામાં હિંડોળાપર બેઠો છે. સ્હામે માણેકની છબીપર નજર પડી. માણેક જતાં સર્વસ્વ ગયું, એ વિચાર ફરીથી તાજો થયો. પોતાનાં આંસુ પોતાને હાથે લુછ્યાં. માણેક સાથે પોતે પણ ગયો હોત તો કેવું સારૂં ? આ બધી ઉપાધિ શા માટે ? આ બધી જંજાળ કોને માટે ? આમ ભ્રમિત વિચારોમાં સુન્દરલાલ અર્ધ ગાંડો હોય તેવો દેખાયો. એટલામાં બહારથી નોકર ટપાલ લઇ અંદર આવ્યો. વિચાર શ્રેણી તુટી. યંત્રવત આવેલા પત્રો તપાસ્યા, એક પત્રમાં લલિતાની પહોંચ હરિલાલ તરફથી હતી. બીજામાં વસંત તરફથી ખુશી ખબર હતા, ત્રીજો પત્ર વસનજી શેઠનો હતો. વસનજીનો પત્ર વાંચતાં સુન્દરલાલની મુખમુદ્રાપર અજબ જેવો ફેરફાર થયો. આશાના કંઇક અંકુર ફુટયા. પોતે કેવા ખોટા વિચારમાં પડયો છે તેનાથી સાવધ થયો. પત્ર એક વખત ઉતાવળથી વાંચી ગયો. ફરી મ્હોટેથી પત્ર વાંચવા મંડયો.

પ્રિયભાઇ સુન્દરલાલ,

ત્હારા પર આવી પડેલું દુઃખ ફરીથી તાજું કરી હું ત્હને વધારે દુઃખ આપવા માગતો નથી. પણ મ્હારા સાંભળવા પ્રમાણે પૈસા બાબતમાં તું જે મુશ્કેલીમાં આવી પડયો છે તે મુશ્કેલીમાંથી તને બચાવવો એ મ્હારી પવિત્ર ફરજ છે. ત્હેં ત્હારી મિલ્કત ગીરવી મૂકી તે ભૂલ કરી છે. ભલે તને ગમે તેમ ત્હેં કર્યું છે પણ હજી ત્હારી મુશ્કેલીનો અંત આવ્યો નથી. ત્હારી આબરૂ સાચવવા માટે મ્હારાથી બનતી મદદ આપવા માટે હું તૈયાર છું. મ્હારો પૈસો એ ત્હારોજ પૈસો છે એમ માનજે. જો એક મિત્ર મિત્રને દુઃખની વખતમાં મદદ ન આપે તો દુનિયાના શબ્દકોષમાંથી મિત્ર શબ્દજ કાઢી નાંખવો જોઇએ. વધારે બોલવા કરતાં કરી બતાવવું એ સૂત્ર હું ત્હારી પાસેથીજ શિખ્યો છું એટલે વધારે કંઇ અત્રે લખતો નથી. તું આ પત્ર પહોંચે કે તુરત મ્હને જુનાગઢ મળી જજે. ત્હારે માટે શું કરવું તે મ્હેં ગોઠવી રાખ્યું છે. એટલું યાદ રાખજે કે આમાં હું કંઇપણ ઉપકાર કરતો નથી. મ્હારી ફરજ બજાવવાની તક મ્હને જરૂર આપજે.

ચિ. વસંત ખુશીમાં છે.

લી૦ "વસનજી"

સુન્દરલાલે પત્ર પુરો કરતાં છુટકારાનો દમ ખેંચ્યો. દુનિયામાં મિત્રો મિત્રતા સાચવી શકે છે એ વિચારો તેને સંતોષ થયો.



# પ્રકરણ દસમું.

## શેરબજારમાં



સુજંગપુરનો ખેડુત સુન્દરલાલ હવે મુંબાઇના શેરબજારનો પેટાદલાલ થયો. સમય સમયની બલિહારી છે. ચંદ્રની ચંદનીનું અમૃત ઝીલનાર—કુદરતના બગીચામાં આનંદથી ફરનાર—સાહિત્યને કલાનો ઉપાસક અને ખેડુત તરીકે ઉચ્ચ જીવન ગાળનાર સુન્દરલાલ હવે મુંબાઇના આ એક ત્યથાગ પ્રવૃત્તિના ચક્રમાં ચઢયો. જ્યોત્સ્નિકાના રસપૂર્ણ રાસના ઝણકાર—સોરઠા દૂહાના કર્ણપ્રિય લલકાર અને ગ્રામ સુન્દરીઓનાં કોકિલકંઠી ગીતો સુણનાર સુન્દરલાલે હવે શેરબજારમાં 'આપ્યા ને લીધા' તાતા ડીફર્ડ—કોહીનુર—ફાઝલ ઇત્યાદિની લે વેચની કાન ફાડી નાખે તેવી બુમરાણ વચ્ચે પોતાની નવી જીંદગી શરૂ કરી.

વસનજીએ સુન્દરલાલને આ નવી પ્રવૃત્તિમાં જોડ્યો હતો. ગમે તે ભોગે સુન્દરલાલને આફતમાંથી બચાવી સુખી કરવો એ વસનજીનું મૂળ દષ્ટિબિંદુ હતું. પહેલાં તો તેણે પોતાના રૂના ધંધામાં સુન્દરલાલને જોડવાનો વિચાર કર્યો પણ તેનો એક મિત્ર શેરબજારમાં મ્હોટો દલાલ હતો, તેની પ્રેરણાથી સુન્દરલાલને શેરબજારમાં પેટા દલાલ તરીકે દાખલ કરવાનું તેને ઠીક લાગ્યું. વસનજીએ સુન્દરલાલને આ નવા ધંધામાં જોડી દીધો એટલુંજ નહિ પણ બાકી રહેલું સર્વ દેણું પાઇએ પાઇ પોતે ચુકવી આપ્યું. જુજંગપુરથી જ્યારે સુન્દરલાલ જુનાગઢ આવ્યો ત્યારે બહુજ મુંઝાયલો હતો. સર્વ મિલ્કત ગીરવી મુકવા માટે વસનજીએ તેને બહુ ઠપકો આપ્યો અને તે મિલ્કત પોતે પોતાને પૈસે છોડાવી લેવા માગે છે એમ જણાવ્યું. સુન્દરલાલે વસનજીની આ માગણી માટે ગદ્‌ગદ્ કંઠે આભાર માન્યો અને ગીરવી મુકેલી મીલકત હાલમાં છોડાવવી નથી પણ બાકીનું કરજ આપી દેવું જોઇએ એમ દર્શાવ્યું. વસનજીએ તે પ્રમાણે કર્યું. લગભગ પચાસ હજાર રૂપિયા બાકીનું દેણું સુન્દરલાલની અજાયબી વચ્ચે વસનજીએ ચુકવ્યું. આ પૈસા માટે વસનજીએ ન લખાવ્યું કંઇ ખતપત્ર કે ન પડાવ્યું ખાતું. આવા મિત્રો જગતમાં હજુ છે એ વિચારે સુન્દરલાલે પ્રભુનો પાડ માન્યો. હર્ષનાં આંસુડાં સહિત સુન્દરલાલે વસનજીનો આભાર માન્યો. 'જવાબમાં મ્હેં મ્હારી ફરજ બજાવી છે કંઇ અધિક કર્યું નથી' એટલુંજ વસનજીએ જણાવ્યું.

બધું દેવું પતાવ્યા પછી હાલ તુરત સર્વ કુટુંબને જુજંગપુર રાખી એકલો સુન્દરલાલ મુંબાઇ આવ્યો. નવી ગોઠવણ મુજબ તેણે શેરબજારમાં પેટાદલાલ તરીકે કાર્ય શરૂ કર્યું. વસનજી શેઠના ઘણા શ્રીમંત મિત્રો મુંબાઇમાં હતા તેમના ઉપર ભલામણ પત્રો તેણે લખી આપ્યા હતા. શરૂઆતમાં સુન્દરલાલને પોતાને શંકા થઇ કે આ નવી પ્રવૃત્તિ કદાચ પોતાને રૂચશે નહિ. શાંત જીવન ગુજારનારને એકદમ આવું ધમાલવાળું જીવન ગાળતાં ફાવે નહિ એ સ્વાભાવિક છે. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સુન્દરલાલને લાગ્યું કે આ ધંધો તેને જરૂર ફાવશે. કેટલાક લોકો શરૂઆતમાં તેને બીવરાવતા કે એ ધંધામાં હજારો લોકો પાયમાલ થાય છે. સુન્દરલાલે પોતાની હમેશની ટેવ મુજબ સર્વનું કહેવું શાન્તિથી સાંભળ્યા કર્યું. થોડા વખતમાંજ તેણે જાણી લીધું કે લોકો માને છે તેમ એ ધંધો ખરાબ નથી. માત્ર જે લોકો પોતાની

શક્તિનો વિચાર કર્યા વગર નસીબનાં પાસા ફેંકી લાખોપતિ થવાનાં સ્વપ્નાં જુએ છે તેમને માટે એ ધંધો નુકશાનકારક છે. જે લોકો સ્હમજીને શક્તિના પ્રમાણમાં સંભાળી શેરબજારને એક વ્યાપાર તરીકે ગણી ધંધો કરે તેને માટે શેરબજાર આવકારદાયક ધંધાની એક શાખા છે.

શેરબજારમાં સુન્દરલાલે પોતાનું જીવન બહુ ધીમી ગતિએ સાવચેતીથી શરૂ કર્યું. નસીબના પાસા ફેંકનાર ઘણાઓ ત્યાં આવતા તેઓ સુન્દરલાલને માત્ર દલાલી નહિ પણ પોતાનો ધંધો કરવા માટે સલાહ આપતા. સુન્દરલાલ કશી લાલચથી ડગતો નહિ. ત્હેણે તો ભિષ્મપ્રતિજ્ઞા લીધી હતી કે માત્ર દલાલીજ કરવી. આ પ્રતિજ્ઞા લેવી જેટલી સ્હેલી છે તેટલી પાળવી મુસ્કેલ છે. મનને સંયમમાં રાખવાનું બહુ પ્રબળ આત્મબલ હોય તે જ એ પ્રતિજ્ઞા પાળી શકે. કામરૂદેશની લાવણ્યમયી સૌંદર્યસપન્ન મોહમૂર્તિ સુન્દરીઓના સંઘમાં એક અખંડ બ્રહ્મચારી જેવી રીતે પોતાનું વ્રત પાળે અને એ જેટલું મુસ્કેલ છે તેટલુંજ શેરબજારમાં રહી પોતાને માટે ધંધો ન કરવો અને માત્ર દલાલીજ કરવી એ મુસ્કેલ છે. દૃષ્ટિસમક્ષ સોનાની સરિતા વ્હેતી દેખાય અને તેમાંથી આચમન પણ ન કરવું એ બહુ થોડા માણસો કરી શકે છે. એક દિવસમાં હજાર રૂપિયા સાધારણ માણસને કમાતો દેખી પોતે શા માટે ન કમાય એ વિચારને નહિ વશ થનારી વ્યક્તિઓ વિરલજ હોય છે. સુન્દરલાલ આ વ્યક્તિઓમાંનો એક હતો. પોતાને કઇ સ્થિતિમાંથી અહિં આવવું પડ્યું છે, પોતા ઉપર કેટલી બધી જોખમદારી છે, પોતાને પૈસાની કેટલી બધી જરૂર છે એ સર્વ તે સ્હમજતો પણ બહુ ધીરજથી પ્રમાણિકપણે દલાલીનો ધંધો વધારે જતો હતો. થોડા વખતમાંજ તેને સારી દલાલી થવા માંડી. વસનજીની લાગવગથી, મુખ્ય દલાલની મદદથી અને પોતાની પ્રમાણિકતાથી સુન્દરલાલની આવકમાં દર મહિને વધારો થવો શરૂ થયો.

જો પ્રમાણસર ધંધો કરવામાં આવે, જો નાણાં રોકવાના દૃષ્ટિબિંદુથી શેરબજારમાં કોઇપણ વ્યક્તિ આવે તો તેને માટે શેરબજાર એક આવકારદાયક બજાર છે એમ સુન્દરલાલને લાગ્યું. લોકો શેરબજારને સટ્ટો કહે છે પણ સટ્ટો શેમાં નથી ? દરેક વ્યાપારમાં થોડે યા વધારે અંશે સટ્ટાનું તત્વ રહેલું છે. અળસી, સરસી, રૂ, ચાંદી, ઇત્યાદિના સટ્ટામાં લોકો પાયમાલ થાય છે, પણ જો શેરબજારમાં સાચવીને ગજા પ્રમાણે નાણું રોકવાની પદ્ધતિથી જો ધંધો કરવામાં આવે તો બહુજ થોડા માણસો ગુમાવતા હશે. આંખ બંધ કરીને ચાલનારને તો જરૂર માથામાં ભીંત લાગે ! સુન્દરલાલ આ સર્વ વાતનો વિચાર વારંવાર કરતો. શેરબજારના દલાલો પ્રમાણિક નથી એવી રીતની ફર્યાદો ઘણીવાર સુન્દરલાલને સંભળાતી. આ વિષયમાં સુન્દરલાલ લોકોને સ્હમજાવતો કે એ શંકા ઘણે ભાગે ખોટી હોય છે. જે વિજળીક ત્વરાથી શેરબજારમાં શેરોના ભાવોમાં ફેરફાર થાય છે તે પિતાને પુત્ર ઉપર શંકા લાવે એવી રીતે થાય છે. શેરબજારમાં આવનારે ' વિશ્વાસ ' શબ્દને સાથે લાવીને કામ કરવું એ તેનો હમેશનો મત હતો. કદાચ કોઇ વ્યક્તિ ખરાબ હોય તેથી આખો સમાજ ખરાબ છે એમ કહેવું વ્યાજબી નથી. સુન્દરલાલના ઘરાકો સુન્દરલાલથી બહુ સંતોષ પામતા. તેની પ્રમાણિકતા તેની શાન્તિ, ધંધાનાં સર્વ અંગોનો તેનો અભ્યાસ તથા તેનું વિનયભર્યું વ્યાપારી વર્તન સર્વને એક સરખા ભાવથી ખેંચતું. કેટલાક તો એમજ માનતા કે સુન્દરલાલના ઘરાક થયા પછી તેઓ આબાદ થતા જાયછે. બહુ ભાગે સુન્દરલાલ તેઓને

લેણ કરાવતો. જો ખોટ જાય તેવું લાગે તો શેરો નામપર ચઢાવી લેવાની સલાહ આપતો. ખોટું વેચાણ કોઇ દિવસ કરાવતો નહિં. તેનું એવું માનવું હતું કે શેરબજારનો ધંધો કરનારને જો કોઇ પણ પાયમાલીનું અંગ હોય તો તે ખોટાં વેચાણમાં છે. ઘરમાં શેર ન હોય અને ખોટાં શેર વેચી નફો ખાવો એ સુન્દરલાલને બહુ ધારતીભર્યું લાગતું. સુન્દરલાલના ઘરાકો પણ આ સૂત્રને પસંદ કરતા.

સુન્દરલાલને મુંબાઇ આવ્યા પછી બહુ વિવિધ માણસોનો પરિચય થયો હતો. ઘણા હુશિયાર માણસો નોકરીમાં ગળતા ટુંક પગારેથી દુઃખી હતા. ઘણા ભણેલાઓ પોતાની બુદ્ધિપ્રભાના પ્રમાણમાં બહુ ઓછું મેળવતા. આ જોઇ સુન્દરલાલ સર્વને શેરબજારમાં આવવાનું આમંત્રણ આપતો. માત્ર એકજ શરતથી કે શેરબજારમાં આવવું પણ પોતાના માથા ઉપર કંઇ પણ ધંધો કરવો નહિ. માત્ર દલાલી કરનાર ભણેલા માણસ માટે શેરબજારમાં બહુ બહોળું કાર્યક્ષેત્ર છે. બી. એ. એલ. એલ. બી. થઇ સરકારી નોકરી લેવા માટે અનેક રીતે ફાંફાં મારવા કરતાં શેરબજારમાં આવી દલાલી કરવી એ હજાર દરજ્જે સારું છે. સુન્દરલાલની આ ભાવના ઘણાઓએ ઝીલી અને તેને પરિણામે તેના એકાદ બે મિત્રોએ પોતાના ભણેલા છોકરાઓને નોકરીને બદલે શેરબજારમાં ગોઠવ્યા.

શેરબજારમાં પોતે પેટાદલાલ હોવાથી દલાલ તરીકે બજારના અંદરના કારભારમાં કોઇ રીતે ભાગ લઇ શકે તેમ ન્હોતો તો પણ જે જે દલાલભાઇઓ તેના સંસર્ગમાં આવતા તે સર્વમાં શેરબજારના બંધારણ બાબતમાં તે ઘણીવાર આવકારદાયક ચર્ચા ઉઠાવતો. શેરબજારમાં એક ન્હાનકડું સ્વરાજ્ય છે. એ સ્વરાજ્ય જે કુનેહથી ચલાવવામાં આવે છે તેને માટે પોતાનો સંતોષ જાહેર કરતો. હજુ પણ તેમાં યોગ્ય સુધારા વધારા થાય એ જોવા તે ઉત્સુક હતો.

આ સર્વ બાબતુથી થોડા વખતમાંજ સુન્દરલાલ શેરબજારમાં લોકપ્રિય થઇ પડયો.

---

## વડોદરા સ્ત્રી–બાલ સંરક્ષક સભા.

વડોદરા શહેરમાં ગયે મહિને સ્ત્રી અને બાલસંરક્ષક સભા નામની સંસ્થા સ્થપાઇ છે. સેનિટરી એસોસીએશન, સ્ત્રી સહાયક મંડળ, ઇન્ફલ્યુએન્ઝા ફંડ, પ્રસુતિફંડ વિગેરે જુદી જુદી સંસ્થાઓ શહેરમાં કામ કરતી હતી તે બધીનું સંગઠન થઇને આ સંસ્થા અસ્તિત્વમાં આવી છે. વડોદરાની સરકારે રૂ. ૫૦૦૦૦ ની રકમ તથા વાર્ષિક રૂ. ૩૦૦૦ આ સંસ્થાને મદદ તરીકે આપ્યા છે. એકંદરે સવાલાખ રૂપીઆનું ફંડ થયું છે, અને તે ઉપરાંત વાર્ષિક આવક પણ થશે એવી આશા છે. શહેરની અંદર મહોલ્લે મહોલ્લે એક સ્થાનિક શાખા ઉઘાડવાનો આ સંસ્થાનો વિચાર છે. આરોગ્યના જ્ઞાનનો પ્રચાર સ્ત્રીઓ તથા કન્યાઓ મારફત થઇ શકે, એટલે કાર્યકર્તાઓએ મુખ્ય કામ સ્ત્રીઓમાં કરવાનું ધાર્યું છે. અભણ દાયણોને લીધે સ્ત્રીઓમાં મરણ પ્રમાણ વધી પડયું છે તેથી તેવી દાયણોને સ્વચ્છતાનું વ્યવહાર જ્ઞાન આપવાની યોજના કરવાનો, અને દરેક સ્થાનિક સભા મારફત ખરાબ રીતરિવાજોને લીધે જનસમાજને થતી ભયંકર હાનિ, બાલઉછેર તથા સુવાવડી સ્ત્રીની માવજત વિષે જોઇતા જ્ઞાનનો પ્રચાર કરવાનો આ સંસ્થાનો ઇરાદો છે. બાલકોને રમવા માટે ખુલ્લી જગ્યાઓ, કસરતશાળાઓ તથા રમત ગમતનો પ્રબંધ પણ આ સંસ્થા કરવા ચાહે છે. આજે દરેક ગામમાં આરોગ્યની બાબતમાં ચળવળ થઇ રહી છે અને ગુજરાતકાઠીઆવાડના દરેક સાધારણ મોટા ગામમાં આવા પ્રકારની જાગૃતિ આવે એવું અમે ઇચ્છીએ છીએ. (યુગધર્મ)

# સ્ત્રીઓની ફરજ.

## અખિલ ભારત મહિલા પરિષદમાં દેવી કસ્તુરબા ગાંધીનું ભાષણ.

કોકણદમાં નાતાલના તહેવારો દરમિઆન રાષ્ટ્રીય મહાસભાની ૩૮ મી બેઠક મળી તે પ્રસંગે તા. ૩૧ મી ડીસેમ્બરે અખિલ ભારત મહિલા પરિષદની બેઠક પણ મળી હતી. આ પરિષદનું પ્રમુખસ્થાન દેવી કસ્તુરબા ગાંધીએ શોભાવ્યું હતું. પ્રમુખસ્થાનેથી તેમણે આપેલું ભાષણ નીચે પ્રમાણે છેઃ—

પ્રિય બ્હેનોઃ

આપણા દેશને સ્વમાન, સ્વતંત્રતા અને સુખશાન્તિ પાછાં મેળવી આપવા માટે આપણે હિન્દની સ્ત્રીઓ શું કરી શકીએ તે વિષે તમારી સાથે વાતચીત કરવાને તમને મળવાની જે તક મને આપવામાં આવી છે તે માટે હું તમારો આભાર માનું છું. આપણા વીર અને ડાહ્યા બંધુઓ આપણી માતૃભૂમિના ઉદ્ધાર માટે જુદી જુદી રીતે પ્રયાસ કરી રહ્યા છે, પરન્તુ વ્હાલી બ્હેનો ! આપણે એ પણ ભુલવું ન જોઇએ કે—

**ભારતમાતા પોતાની સર્વ પુત્રીઓની મદદની પણ આશા રાખે છે.**

એટલા માટે આપણે ખરા ને ખુલ્લા દિલથી એ કાર્યમાં સામેલ થઇને કામ કરવા મંડી જવું જોઇએ. સીતા, દ્રૌપદી, મીરાંબાઇ, ચાંદબીબી, અને ઝાંસીની પ્રતાપી રાણી લક્ષ્મીબાઇની માતા હોવાની ખ્યાતી મેળવનાર ભારતમાતા અત્યારના કાર્યમાં તેની પુત્રીઓ ધરાવતી નથી એવું કહેવાને ભવિષ્યની પ્રજાને તક આપશો નહિ. પરમાત્માએ અર્પણ કરેલી સર્વ શક્તિઓનો ઉપયોગ સત્યને જીતવા માટે કરવો જોઇએ અને એ લડતમાં આપણે તન મનથી ઝંપલાવવું જોઇએ.

હું તમને જણાવીશ કે જ્યાં જ્યાં હું ગઇ છું ત્યાં ત્યાં આપણી સઘળી બ્હેનો, પછી તે ગમે તે ન્યાત જાતની હોય, એકજ ધ્યેયની પાછળ પડી છે એમ હું જોઇ શકી છું. તમે સર્વ જાણો છો કે મેં ઉત્તરથી દક્ષિણ અને પૂર્વથી પશ્ચિમ સુધી આખા દેશમાં મુસાફરી કરી છે. આ ધ્યેય પ્રાપ્ત કરવા માટે આપણે શી રીતે કામ કરીશું ? મને તો લાગે છે કે એ-

**ધ્યેય પ્રાપ્ત કરવાનો માર્ગ**

કેળવણી છે. અને તેથી પ્રથમ મારે કેળવણી તરફ તમારૂં ધ્યાન ખેંચવું જોઇએ. જ્યાં માતાઓજ અજ્ઞાન હોય ત્યાં નાના બાળકો માટે આપણે શી આશા રાખી શકીએ ! ગૃહશિક્ષણ એટલે માતાના શિક્ષણથી બાળકના ચારિત્ર્યનો પાયો ઘડાય છે. આજે આપણામાં ચારિત્ર્યની—પ્રમાણિકપણા અને સચ્ચાઇની ખોટ છે, જે અત્યારના જમાનાનો મહાન રોગ હોય એમ મને લાગે છે. એ ખામી માટે આપણે આપણી જાતનેજ ઠપકો આપવાનો છે. એ માટે આપણને જો ખરેખરો ખેદ થતો હોય તો ઉપાય પણ આપણા પોતાના હાથમાંજ છે. જે બ્હેનોને પોતાના મગજ, શરીર કે આત્માને ખીલવવાની તક મળી નથી તેમને આપણે સર્વ પ્રકારે મદદ કરવી જોઇએ.

આપણે આપણી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓને સહાય કરી એવું કામ કરી બતાવવું જોઇએ કે જેથી આપણા બાળકો શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ કેળવણી મેળવી શકે. તમારામાંના ઘણાને અજાયબી લાગતી હશે કે ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણ પર આટલો બધો ભાર કેમ મુકેલો હશે. ગાંધીજીને લાગ્યું હતું કે સરકારી શાળાઓ ગુલામોના કારખાનાથી વધારે સારી

નથી અને તે શાળાઓમાંથી ગુલામોજ બ્હાર પડે છે. કેળવણી સંબંધી તમારૂં ખાસ ધ્યાન તમારી **પુત્રીઓને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ** આપવા માટે ખેંચવા માંગુંછું. એવા શિક્ષણથી જરૂર પડયે તેઓ માનભેર પોતાનું ગુજરાન કરી શકશે એટલુંજ નહિ, પરન્તુ કુટુંબના પુરૂષોને પણ બોજારૂપ નહિ થઇ પડે. હિન્દમાં અત્યારે અસંખ્ય વિધવાઓ આળસુ બેસી રહી પરતંત્ર રહીને બેઠી બેઠી ખાય છે. તેઓને શું કામ કરવું તેની ખબર નથી અને તેઓ અજ્ઞાનને લીધેજ એ સ્થિતિ ભોગવી રહી છે. આવી સ્ત્રીઓને શહેરો અને ગામડાઓમાં કેળવાયલી બ્હેનોએ મદદ કરવી જોઇએ અને તેમને ઉપદેશકો અને નર્સો બનાવવાની કેળવણી આપવી જોઇએ.

હું આંધ્ર દેશમાં આવી છું ત્યારથી તમે એટલે કે આ પ્રાંતની સ્ત્રીઓએ કરેલાં સુંદર કામ તરફ ધ્યાન ખેંચાઇ રહ્યું છે. મને ઘણો આનંદ થાય છે કે તમારા પ્રાંતમાં ૫૦૦ પુસ્તકાલયો છે જેમનો સ્ત્રીઓ ઘણો સારો ઉપયોગ કરે છે. હું આશા રાખું છું કે એ પુસ્તકાલયો તમારી સામાજીક, નૈતિક અને અને રાજકીય ચળવળના મથકો થઇ પડશે. હું મારી હિન્દુ અને મુસલમાન બ્હેનોને અને જેમને મનુષ્ય તરીકેના હક્કની પણ ના પાડવામાં આવે છે તે અંત્યજ બ્હેનોને મળવા અને મદદ કરવા ઉત્સુક છું અને તેમને મળેલા છુટાપણાનો પૂરેપૂરો લાભ લેવા માટે અરજ કરૂં છું. પછાતવર્ગને અપમાનિત દશામાં રાખવામાં આપણનેજ શરમ છે; તેમને અલગ રાખવામાં આપણીજ નબળાઇ દેખાઇ આવે છે. જ્યાં સુધી આપણે તેમને પારીઆ અને અસ્પૃશ્ય ગણી વર્તન ચલાવીશું ત્યાં સુધી દુનિયા આપણને-હિન્દીઓને પણ અસ્પૃસ્યજ ગણશે. આપણે આપણા સર્વના પિતા જગન્નિયંતા પરમેશ્વરને ખાતર પણ તેમનો ઉદ્ધાર કરવો જોઇએ.



## ખાદીનો વધેલો પ્રચાર.

મને જાણીને ભારે આનંદ થાય છે કે અહિંની પ્રજાનો ૮૦ ટકા ભાગ ખાદીનોજ પોશાક પ્હેરે છે. આ બીનાજ બતાવી આપે છે કે ખાદીનું મહત્વ તમે સમજ્યા છો. હું આશા રાખું છું કે તમારૂં અનુકરણ હિન્દના બીજા સર્વ પ્રાંતો કરે. તમારે-આંધ્ર દેશે પણ હજી એવો વધુ પ્રયત્ન કરવો જોઇએ, જેથી તમે હિમ્મતથી એમ કહી શકો કે આ પ્રાંતમાં એવો એક પણ માણસ, સ્ત્રી કે બાળક નથી જે હાથકંતામણ અને વણાટની ખાદીમાં સજ્જ ન હોય.

આ આરવાડીઉં કોકણદમાં ભારે પ્રવૃત્તિનું આરવાડીઉં છે. તમે ઘણા નેતાઓને જોયા છે, પરન્તુ યાદ રાખજો કે આપણી સ્વેચ્છાપૂર્વક સંકટ સહન કરવાની શક્તિ અને આત્મબલિદાનથીજ આપણે ધર્મરાજ મેળવી શકીશું. તમારો પ્રાંત શ્રી સુબાઅમા જેવી સ્ત્રી ધરાવે છે, જેમણે રાષ્ટ્રીય લડતને ખાતર બબ્બે વાર બાર બાર મહિના જેટલી જેલ ભોગવી છે, તે માટે ધન્યવાદ ઘટે છે. તમારૂં ધ્યેય પ્રાપ્ત કરવા માટે તમારે વધુ સંકટો સહન કરવાં પડશે. હું જાણું છું કે તમે એ સર્વ સંકટો આનંદથી સહન કરશો. તમારૂં હૃદય કદીપણ નિર્બળ બને તો તમે શ્રીયુત બાજપેયીનું સ્મરણ કરજો, જેમણે છેક છેવટ સુધી સંયમ જાળવીને પોતાની ઉપર આવેલી આફતો મુંગે મોઢે સહન કરી હતી.

છેવટે મારી બ્હેનો! આપણે સર્વ એ એટલું યાદ રાખવાનું છે કે આપણો કાર્યક્રમ ફતેહમંદ બનાવવાથી આપણે સ્વરાજ્ય સર કરીશું એટલુંજ નહિ પરન્તુ કાયમ માટે જ્વલંત કીર્તિ મેળવીશું અને સાબિત કરી આપીશું કે પશુબળની સામે પશુબળ વાપરવાની જરૂર નથી, પરંતુ તે પશુબળ આત્મબળથી જીતી શકાય છે.



## સખીના ઉપકાર.

લેખકઃ શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ

( હરિગીત ).

ત્હેં હે સખિ ! મુજ શુષ્ક જીવન—
કયારીમાં બહુ વ્હાલથી,
સિંચન સીંચી અમિ–રસ તણું,
હરનિશ રે રસમય કરી;
વિકસ્યાં કુસુમડાં શા અનેરાં !
મ્હેક શી મ્હેકી રહી !
ભરીયું જીવન એ સૌરભે,
મીઠી મઝા અંતર લહી !
બની ખિન્ન જવ હું હે સખિ !
ડુબતો નિરાશા સાગરે !
મુજ આશ્વાસક બની
આશા અમોલી ઉર પૂરે;
સહચારિણી દમયન્તી સમ તું.
દર્દ દિલનાં ટાળતી;
મંજુલ સ્વરે સ્નેહલ સખિ,
અમૃત ઝરણ વરસાવતી !
શુભ ભાવ રેડયા હૃદયમાં,
માતૃભૂમિ સેવા તણાઃ
પરમાર્થનાં કાર્યો કીધાં,
કલ્યાણ વૃત્તિથી ઘણાંઃ
સ્વર્ગીય સુખડાં અનુભવ્યાં;
સંસારમાં સાથે રહી !
ભૂલાય ના સ્વપ્ને કદી
ઉપકાર તુજ અલબેલડી !

# વિવિધ વિષયો.

### સ્ત્રી સેવા સમાજ મોમ્બાસા:

મોમ્બાસા (પૂર્વ આફ્રિકા) માં કેટલાક સજ્જનોના ઉત્સાહથી તા. ૧૪-૧૦-૧૯૨૩ ને દિને એક "સ્ત્રી સેવા સમાજ"ની સ્થાપના થઇ છે. એ સમાજના સ્થાપકોનો ઉદ્દેશ નીચે પ્રમાણે છે:

નાત જાતના કોઇપણ ભેદભાવ સિવાય સ્ત્રી સમાજમાં "સ્વચ્છતા; ગૃહકેળવણી, આરોગ્ય, બાળઉછેર અને રક્ષણ, અક્ષરજ્ઞાન, વાંચન, ભરત ગુંથણ, સીવણ, પાકશાસ્ત્ર અને સેવાભાવની પવિત્ર લાગણીના ઉપયોગી વિષયોના જ્ઞાનનો ફેલાવો કરવો" તે સેવા સમાજનો મુખ્ય હેતુ અને ઉદ્દેશ છે.

આ ઉદ્દેશને અમલમાં મુકવાં હાલ તુરત દરેક વખતે જાહેર કરવામાં આવે તે સ્થળે, દિવસે અને વખતે બનતા સુધી દર અઠવાડીએ સ્ત્રી સેવા સમાજની સભા ઉપયોગી વિષયોની ચર્ચા કરવા મળશે અને નિયમિત સારી હાજરી જણાતાં તુરતજ એક શિક્ષણ વર્ગ ખોલવામાં આવશે કે જેનો લાભ કોઇપણ સ્ત્રી નકી કરેલા વખતમાં લઇ શકશે.

આ સંસ્થાના વ્યવસ્થાપક શ્રીયુત હીરાલાલ ઘેલાભાઇ જરૂરી નીચે પ્રમાણેની એક જાહેર વિનતિ પ્રકટ કરવાનો અમને આગ્રહ કરે છે. આશા છે કે એ વિનતિ તરફ ઉદાર સ્ત્રી પુરૂષો ધ્યાન આપી પોતાનો હાથ લંબાવશે:

સન્નારીઓ અને સદ્ગૃહસ્થો,

ઉપર્યુક્ત ઉદ્દેશ વાંચી આ સંસ્થાની સ્થાપના અને હેતુથી આપ વાકેફ થશો. મજકુર ઉદ્દેશને અમલમાં મુકવા માટે નીચે પ્રમાણે જરૂરીઆતો છે આપ સ્ત્રી કેળવણી અને સંસાર સુધારાની અગત્યતાનો વિચાર કરી આપનાથી બનતી મદદ આ ઉગતી સંસ્થાને આપશો તો ઉપકાર થશે:

તાત્કાલિક જરૂરીઆતો.

૧ સભાવખતે પાથરવા માટે સાદડીઓ; (૨) સ્ત્રી ઉપયોગી સાહિત્ય-પુસ્તકો તેમજ માસિકો; (૩) અક્ષરજ્ઞાન આપવા માટે સ્લેટ, પેન, પેન્સીલ, કાગળો વગેરે સાધનો; (૪) શીવણ કામ શીખવા માટે હાથ અગર પગના સંચા; (૫) ભરત, ગુંથણ અને શીવણ માટેના ઓજારો અને સાધનો; (૬) પુસ્તકો સ્ટેશનરી વીગેરે રાખવાનું કબાટ કે અભરાઇઓ; (૭) માતૃભૂમિ અને દુનિયાની ભૂગોળનું જ્ઞાન આપવા માટે હિન્દ તથા અન્ય દેશોના ગુજરાતી નકશા; (૮) વર્ગ માટે ઘોડી સાથે કાળું પાટીઉં; (૯) ઉપરાંત ભાડું, નોકર બત્તી અને એવાજ બીજા ખરચોને પહોંચી વળવા પૂરતી રોકડ રકમ.

મદદ મોકલવા ઇચ્છનાર વ્યવસ્થાપકને પોષ્ટ બોક્ષ નં. ૩૬, મોમ્બાસા (કેનીઆ) ને સરનામે મોકલાવે એવી વિનતી છે. વધારામાં સંસ્થાને રેંટીઆ અને શાળની પણ જરૂર છે.

### શ્રી સૌરાષ્ટ્ર બ્રાહ્મ અનાથાશ્રમ:

ઉપર્યુક્ત અનાથાશ્રમ કેશોદ (કાઠીઆવાડ) માં આવેલું છે એ સંસ્થાના વ્યવસ્થાપકો ગુજરાતના જનસમાજને, ખાસ કરીને ગુજરાતની બ્હેનોને "ગુણસુંદરી" દ્વારા વિનતિ કરી આ ઉપયોગી સંસ્થા તરફ પોતાના ઉદાર હાથ લંબાવવા આગ્રહ કરે છે. આ અનાથાશ્રમના નિરાધાર માબાપ વિનાના થઇ પડેલા બાળકોનો આધાર કેવળ આકાશી વૃત્તિ પર-ઉદાર સ્ત્રી પુરૂષોની સહાયતા ઉપરજ છે. અન્ન, વસ્ત્ર, વાસણો, પાગરણ, પુસ્તકો, સ્વદેશી ઔષધો વગેરે કોઇ પણ ઉપયોગી વસ્તુઓ આપી શકાશે અને અનાથ બાળકોના આશીર્વાદ તેમના જીવન સુધારી મેળવી શકાશે. ગુજરાતની બ્હેનો તેમની દયા માટે જાણીતી છે. તેમના હૃદયમાંથી સ્નેહનો ઝરો આ અનાથ બાળકો માટે સતત વહે એમ

ઇચ્છીએ છીએ. મદદ વ્યવસ્થાપક યા મંત્રીને મોકલી શકાશે.

**સ્ત્રીઓજ પોતાની ઉન્નતિ અટકાવે છે !**

"ગૃહલક્ષ્મી" ના માર્ગશીર્ષ અંકમાં "સ્ત્રીઓજ પોતાની ઉન્નતિની બાધક છે," એ વિષય પર "એક નવવિવાહિતા વધુ" ની સહીથી એક મહિલાનો જાણવાજોગ લેખ પ્રકટ થયો છે. એ લેખનો સાર નીચે આપીએ છીએ:

"આજકાલ સ્ત્રી સમાજ જે સ્ત્રીઓના હાથમાં છે તેઓ અજ્ઞાન અને વિચારશૂન્ય છે. તેઓ ઉન્નતિ કરવા ઇચ્છે છે પણ પોતાની આદતો છોડવા તૈયાર નથી. દાખલા તરીકે પડદાનો રીવાજ લ્યો. એ રીવાજને સૌ ખરાબ માને છે પણ તે છોડવા કોઇ તૈયાર નથી થતું; પ્હેલ નથી કરતું. સુધારો વધતો જવાને પરિણામે લોકો પોતાની છોકરીઓને શાળાઓમાં મોકલતા શીખ્યા છે; તેમનામાં ફેશન અને ચટક મટક વધારવા ઉત્તેજન આપેછે. પણ એ બધું પડદા પાછળ, વર્ગમાં શિક્ષિકા છોકરીઓને સમજાવતી હોય કે 'પડદો આપણી ઉન્નતિ અટકાવે છે,' પણ શાળાના મુખદ્વાર ઉપર "પુરૂષોને અંદર જવાની સખ્ત મનાઇ છે" એવા મોટા અક્ષરૂ વાળું પાટીયું લાગેલું હોય છે. પડદાનો રીવાજ ખરાબ છે એમ માને છે તો પછી જાણી જોઇ શા માટે પડદામાં રહે છે ? પુરૂષ શું કોઇ જંગલી, હિંસક જાનવર છે કે જેનાથી એટલું બ્હીવું પડે? ભણેલી સ્ત્રીઓ આમ કરે તો પછી અભણ માટે તો પૂછવુંજ શું ? એક શિક્ષિકાને હું ઓળખું છું. તે બી. એ. પાસ થયેલી છે, ઘુંઘટ કાઢીને બ્હાર જવામાં પોતાનું અપમાન સમજે છે, છતાં બ્હાર જાય છે ત્યારે બંધ ગાડીમાંજ ! કેટલીક સ્ત્રીઓ એવી પણ છે જે રીવાજ બહુ સારો છે એમ માને છે એમના મત પ્રમાણે પુરૂષો બધા પતિત છે; પડદાની બ્હાર આવતાંજ તેમને બગાડશે એવો ભય રહે છે. આત્મ વિશ્વાસ, આત્મબલ જેવા ગુણોથી તે અજાણ છે. જે સ્ત્રી પોતેજ પોતાનો ધર્મ ન સમજતી હોય, તેનું રક્ષણ કરવા જેટલું આત્મબલ ન ધરાવતી હોય તો પડદો પણ તેનું રક્ષણ નહિ કરી શકે. તે હોય ન હોય એ સરખુંજ છે.

"ગૃહકાર્યમાં પણ એજ સ્થિતિ. રસોઇ બનાવવી, વાસણ માંજવા, બાળકોને ઉછેરવા વગેરે, સ્ત્રીઓના મુખ્ય ઘરકામ ગણાય છે. હું એથી વિરૂદ્ધ નથી, પણ કેટલીક સ્ત્રીઓના સંજોગો એવા હોય છે કે તેમને એ કામો કરવાની જરૂર નથી રહેતી. ભણેલી સ્ત્રીઓ પર એવો આરોપ મુકાય છે કે તેઓ ઘરકામથી દૂર ન્હાસે છે. ભણેલા પુરૂષો પણ ખેડુતની જેમ હળ ચલાવી કે ખેતર ખેડી નથી જાણતા તેનું શું ? જે સ્ત્રી પોતાની વિદ્યા–કલાથી ધન કમાઇ શકતી હોય તે ઘરકામ માટે રસોઇઓ કે નોકર શા માટે ન રાખી શકે ? ચુલામાં પેસવાની કે વાસણ માંજવાની એમને શી જરૂર ? એ આરોપ માત્ર એવીજ સ્ત્રીઓ પર આવવો જોઇએ, જેઓ બીજું ઉપયોગી કામ કરી શકતી નથી. છતાં ઘર કામ તરફ બેદરકારી બતાવે છે. ખરી ગૃહવ્યવસ્થા માત્ર ઘરકામ જાતે કરવામાંજ નથી સમાઇ જતી. જાતે કામ ન કરતી હોય છતાં સ્ત્રી ઉત્તમ ગૃહિણી બની શકે અને ઘરના બધાને પ્રસન્ન રાખી શકે. કેટલાક પતિઓ દેવ થવા ઇચ્છે છે પણ પત્નીને દાસીજ રાખવા માંગે છે. તેમને ખબર નથી કે દાસીના પતિ દાસ હોય, દેવ ન હોય !

"પતિની સેવા કરવી, તેના પ્રેમમાં લીન થઇ પોતાની જાતને તેની પર ન્યોછાવર કરી દેવી, એ સતિનું મુખ્ય લક્ષણ મનાય છે. માન્યતા ખોટી નથી પણ પતિ યથાર્થ પતિ હોય તોજ. એને બદલે પતિ પોતાની ફરજ ન સમજતો હોય, સ્ત્રીને દાસી કે પગરખાં જેવી માનતો હોય તો તે પત્નીની ભક્તિ કે પ્રેમ મેળવવાને લાયક નથી. અમને સીતા કે સાવિત્રી, થવાનું કહેવામાં આવે છે; પણ પુરૂષો રામ, કે સત્યવાનનાં કેટલાં લક્ષણો ધરાવે છે ? પત્ની વ્યભિચાર કરે તો તેને ઘરમાંથી હાંકી કાઢવાનો પતિને હક્ક, પતિ વ્યભિચારી હોય તો પત્નીને એ હક્ક શા માટે નહિ ? જે પતિ પરસ્ત્રીગામિ હોય, પત્ની માટે પ્રેમ ન રાખતો હોય તે પત્નીનો પ્રેમ મેળવવાનો અધિકારી નથી. સ્ત્રીઓની નિર્બળતાનોજ તેઓ લાભ લે છે.

"આ સિવાય સમાજના અનેક દુષ્ટ રીવાજો બાળલગ્ન, વૃધ્ધ વિવાહ, વિગેરેને સ્ત્રીઓ

પોષે છે. છોકરો છોકરી હજી પાંચ વર્ષના ન થયાં હોય ત્યાં મા તેમના લગ્ન માટે ઉતાવળ કરી મુકે છે. જ્યાં વરવિક્રય થાય છે ત્યાં દીકરીના બાપ પાસે મોટી રકમ કઢાવવા છોકરાની મા જ વધારે આગ્રહ રાખે છે, અને બદનામ થાય છે બાપ. જો સ્ત્રીઓ પોતાના છોકરાંઓનાં લગ્ન બાળવયમાં કરવાની વિરૂધ્ધ હોય તો પુરૂષોની મગદુર નથી કે આગળ પગલું ભરી શકે. એ બાળલગ્નોના પરિણામે આજે દેશ વિધવાઓના આંસુથી ભીંજાયેલો છે ! એ માટે પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે જવાબદાર છે. આખી જીંદગી વિધવા રહેવાથી કેટલું કષ્ટ ભોગવવું પડે છે, તેનો પુરૂષોને ખ્યાલ નહિ આવે. તેમને એ માટેનો અનુભવજ નથી હોતો. સ્ત્રીઓ વારંવાર પુનર્લગ્ન કરે એમ હું નથી ઇચ્છતી પણ જેમ તેમની પર અંકુશ મુકાય છે તેમ પુરૂષો પર પણ મુકવો જોઇએ. એમ થશે તો વિધવાઓની દશા સુધરતાં વાર નહિ લાગે. ”

**સ્ત્રી કેળવણીનું ફળ:**

હિન્દમાં ઘણા લોકો એમ માનતા થયા છે કે સ્ત્રી કેળવણીનો પ્રસાર વધવા સાથે ગૃહજીવનનાં સુખો ઓછાં થતાં જાય છે., અમેરીકાનો અનુભવ એથી ઉલટોજ છે અમેરિકાના “ વુમન સીટીઝન ” નામે માસિકમાં એ વિષે એક મનનીય લેખ પ્રકટ થયો છે. જેનો સાર નીચે આપીએ છીએ.

“ પૈટ ઈન્સ્ટીટ્યુટના ગૃહવિજ્ઞાનના અધ્યાપક મી. ફ્રેડરીક હબલ્ડ કહે એવી ભવિષ્યવાણી કહે છે કે આજકાલ જેને ગૃહકાર્ય કહેવામાં આવે છે તેનું પચાસ વર્ષ પછી નામ નિશાન નહિ રહે. તે વખતે દાસ દાસીઓ પણ નહિ હોય, કારણ કે તેમની જરૂર નહિ પડે. તે વખતે અમેરિકન ગૃહજીવન હાલના કરતાં વધારે ચિંતાકર્ષક અને કર્તવ્યશીલ હશે.

“ ભવિષ્યમાં લોકો ઘરના કામો તરફ વધારે સમયનો ભોગ આપશે. બહારનાં માણસની મદદની જરૂર પડશે તો નણુકને માટે નહિ પણ અમુક વખત માટે નાણાં આપીને એવી મદદનો લાભ લઇ શકાશે. પણ તે ખાસ કામો માટેજ. અત્યારથી ઘરનાં કામ તરફનો લોકોનો તિરસ્કાર ઘટવા લાગ્યો છે; લોકો એ કામને હલકું નહિ સમજે. ભવિષ્યમાં એ કામ તરફ માનની દ્રષ્ટિએ જોવાશે.

“ સો વર્ષ પહેલાં ઘર સામાજીક જીવનનું મધ્યસ્થળ ગણાતું. ત્યારપછી આ પ્રવૃતિના યુગમાં ઘરના ઘણાખરા કામોનો લોપ થઇ ગયો છે. અમેરિકનોનો સ્વભાવ છે કે પ્રગતિ કરતાં ટોચ પર પહોંચી જવું, વચમાં ન થોભવું. હવે ગૃહજીવન તરફ દ્રષ્ટિ ગઇ છે એટલે એમાં પણ ટોચ પર પહોંચવાના યત્નો થશે. લોકો ગૃહજીવન તરફ પાછા વળવા લાગ્યા છે. પહેલાંના જેવું ગૃહજીવન તો પાછું નહીં થાય પરંતુ હવે નવા શિક્ષણ અને અનુભવોને લીધે એ જીવન વધારે ઉન્નત થશે.

“ પરણેલી સ્ત્રીઓનો મોટો ભાગ પોતાનું ગૃહજીવન સંભાળી તેને સુખી બનાવવામાં જીવન વીતાવશે. પ્રથમ સ્ત્રીઓને પોતાનું જીવનનિર્વાહ કરવાનું શિક્ષણ આપવામાં આવશે. કેળવણી લીધા બાદ તે ઇચ્છા હશે તો થોડાક વર્ષ સ્વતંત્ર કમાણી કરી જીવન ગુજારશે. તે પછી લગ્ન કરશે. અને સંતતિનું પાલન પોષણ કરવાનાં અને ઘર ચલાવવામાં જીવન વ્યતિત કરશે. એવી સ્ત્રીઓ માનસિક, આર્થિક અને શારિરિક દ્રષ્ટિએ ગૃહજીવનને યોગ્ય બનશે તેઓ પોતાના ગૃહકાર્યમાં પોતાની સંપત્તિ પ્રમાણે રસોઇ કરનારની કે આયાઓની સહાયતા લઇ શકશે. આ ધંધાઓ પણ ડોકટર કે વકીલના ધંધા જેવા માનપ્રદ ગણાશે.

“ કોઇ કોઇ શહેરોમાં તો અત્યારથી ગૃહકાર્યોને એક ખાસ ધંધાનું સ્વરૂપ આપવાના પ્રયત્નો થઇ રહ્યા છે. કેળવણીનું અને ખાસ જ્ઞાનનું મૂલ્ય અમેરિકન પ્રજા સમજતી થઇ છે તેથી ગૃહકાર્યો માટે માન વધતું જાય છે. જો ગૃહકાર્યમાં લાગેલી સ્ત્રીઓ તેમની મ્હેનત અને આવડત માટે યોગ્ય માન મેળવી શકે તો ગૃહજીવનનું સુખ વધતાં વાર નહિ લાગે. ”

હિન્દમાં ઘણી કહેવાતી કેળવણી પામેલી સ્ત્રીઓ મેમસાહેબો બની ગૃહકાર્ય તરફ તિરસ્કાર બતાવે છે અને તેથીજ કેટલાક લોકોને કડવો અનુભવ થાય છે કે કેળવણી આપવાથી ગૃહજીવનનું

સુખ નાશ પામે છે. એ શિક્ષિત સ્ત્રીઓ પોતાની ફરજ યથાર્થ સમજે તો કેળવણી પર આવેલું આ મિથ્યા કલંક દૂર થાય અને ગૃહજીવનની આર્ય-ભાવના તેનાં સર્વ સુખો સાથે સચવાઇ રહે.

**ગૃહસ્થ જીવન અને સ્ત્રી કેળવણી.**

શ્રીયુત શારદાપ્રસાદ ભંડારી ઉપર્યુક્ત મથાળા હેઠળ "માધુરી"ના માર્ગશીર્ષ અંકમાં એક લેખ લખે છે. તેમના વિચારો જાણવા જેવા છે:

"ગૃહસ્થ જીવન બહુજ પવિત્ર અને આનંદજનક છે; એથી વધારે સુખકારક બીજું કોઇ જીવન નથી. પ્રાચીન કાલના હિન્દના ગૃહજીવનમાં અને અત્યારના ગૃહજીવનમાં આકાશ પાતાળ જેટલું અંતર છે.

"પ્હેલાં ગૃહસ્થ જીવનનો અર્થ એ હતો કે આખું કુટુંબ–નાના મોટાં સગાં સંબંધીઓ સહિત સાથે રહી એક બીજાની જવાબદારીઓ ઉપાડી લે, પરસ્પર સહકાર કરે અને એક સરખો આનંદ ભોગવે. અત્યારે તો આ વર્ણન માત્ર ખેડુત કુટુંબનેજ લાગુ પડે છે. બીજા વર્ગોનું જીવન તો નામ માત્ર ગૃહજીવન રહ્યું છે. એ જીવનમાં કલેશ દંભ અને ઇર્ષ્યાનું સામ્રાજ્ય વ્યાપી ગયું છે. આનું મૂળ કારણ એ કે સ્ત્રીઓ અભણ છે. સાચી વાત તો એ છે કે સ્ત્રી સમાજ ખરું ગૃહસ્થ જીવન કોને કહેવાય તે સમજતોજ નથી. ગૃહજીવનમાં સ્ત્રી–પત્નીનું મુખ્ય કર્તવ્ય વડીલોની ભક્તિ અને બાળકોનું લાલન પાલન અને શિક્ષણ છે. જો માતાઓ પોતાની એ ફરજ બજાવે તો સાધારણ રીતે બાળકો દેશના સાચા ભક્ત બની રહે બાળકોની અધોગતિ કે ઉન્નતિનું કારણ માતાજ છે. બાળક માતાનું જ અનુકરણ કરે છે. જો માતા શિક્ષિત અને અને સભ્ય હશે તો બાળક પણ વિદ્વાન અને સભ્ય બનશે. આ સંબંધી અસરકારક દાખલો આપવામાં આવે છે, તે નીચે પ્રમાણે:

"એક સ્ત્રી ગર્ભવતી હતી. એક દિવસ તે એક કપડાનો ટુકડો પોલકું બનાવવા માટે વેતરવા બેઠી. સાધારણ રીતે કાપે તો કપડું પૂરું થાય એમ ન હતું અને બજારમાં એવાંનું બીજું મળતું પણ ન હતું. ત્રણ દિવસ સુધી એણે એ સંબંધી વિચાર કર્યો અને આખરે કપડું પોલકા માટે પૂરતું થઇ રહે એવી રીતે વેતરવાની કીમ શોધી કાઢી. આ ઉંડો વિચાર કર[illegible] અસર ગર્ભનાં બાળક પર પડી અને પરિ[illegible] તે બાળક મોટો ગણીત શાસ્ત્રી થયો. આ માટેજ એક વિદ્વાને કહ્યું છે કે માણસની વણી તે જન્મે તે પ્હેલાં વીસ વર્ષ આગમચ થવી જોઇએ, અર્થાત્ માતા પણ કેળવાયલી હો[illegible] જોઇએ, તોજ બાળકો પર સારો પ્ર[illegible] પાડી શકે.

"પરન્તુ ગૃહજીવનમાંથી કલેશ દૂર ન [illegible] અને સંપ સહકાર્ય પાછાં ન આવે ત્યાં [illegible] બાળકોનું આ પ્રમાણે લાલન પાલન થાય [illegible] વાત બની શકે એમ નથી. આપણાં ગૃહ[illegible] નમાં તો રાત દિવસ દેવદાનવનો યુદ્ધ ચાલત[illegible] હોય. સાસુ–વહુ, દેરાણી–જેઠાણી, નણંદ-ભોજા[illegible] બધાં એક બીજા સાથે વઢ્યાંજ કરે. કલેશ[illegible] મુખ્ય કારણ સ્ત્રીઓનું અજ્ઞાનજ છે. શિ[illegible] કુટુંબોમાં આવી સ્થિતિ ભાગ્યેજ દેખાશે જે કુ[illegible] બમાં સ્ત્રીઓ કેળવાયલી હશે, પુત્રો માતાપિ[illegible] ના આજ્ઞાપાલક ભક્ત હશે, પત્ની પતિ [illegible] અટલ પ્રેમભક્તિ રાખતી હશે, ભાઇ ભાઇમાં [illegible] સાસુવહુમાં, દેરાણીજેઠાણીમાં તથા નણંદભો[illegible] ઇમાં સંપ હશે, એક બીજાને માટે સન્માન [illegible] ત્યાં સ્વર્ગનું સુખ હશે. પણ એવાં કુટુંબો કેટ[illegible] હશે ? સાધારણ રીતે તો દિવસભરની મ્હે[illegible] પછી પુરૂષ ઘેર પાછો ફરે ત્યારે પત્ની તે[illegible] કડવા શબ્દોથી સત્કાર કરે. આજ વચને મ[illegible] દદ લેવાય તો કાંઇ પ્રેરણાં માટે સાસુ નણંદ[illegible] મોઢાં ચડેલાંજ હોય. બાળકો ગંદાં કપડામાં રઝ[illegible] હોય તેની કોઇને દરકાર નહિ. પરણી સ્ત્રીને [illegible] નીએર પડી હોય તેનું કોઇને ભાન નહિ. આ[illegible] સ્થિતિમાં હિન્દમાંથી લક્ષ્મી રીસાઇને ચાલી જ[illegible] તો નવાઇ છે ? ગૃહજીવનની એથી વધારે અધ[illegible] ગતિ કેવી હોય શકે ? સ્ત્રીઓએ હંમેશાં એ[illegible] યાદ રાખવું જોઇએ કે ગૃહજીવનના સુખ[illegible] આધાર તેમની ઉપરજ છે. પરન્તુ એ સમજ[illegible] કેળવણી વિના નહિ આવે. એ કેળવણીની જવ[illegible] બદારી તો હજી પુરૂષ વર્ગ પરજ છે"

ગુજરાતમાં એ કાર્ય શિક્ષિત બ્હેનો ઉપાડી લેતી જાય છે અને પુરૂષોની જવાબદારી ઓછી કરતી જાય છે, એટલાં ગુજરાતનાં સૌભાગ્ય છે !




## હિન્દ

ડૉ. સુમન્ત મહેતાના પ્રમુખપદે એક આરોગ્ય પરિષદ્ તા. ૧૫-૧૬ ડીસેમ્બરે અમદાવાદમાં મળી હતી. એ પરિષદ્‌માં સૌ. વિદ્યાગૌરી નીલકંઠે શહેરમાં સ્થળે સ્થળે સુવાવડખાતા કાઢવાનો તથા કેળવાયલી દાયણો મળી શકે એવી ગોઠવણ કરવાની દાનવીર ગૃહસ્થો અને મ્યુનીસીપાલીટીને વિનંતિ કરનારો ઠરાવ રજુ કર્યો હતો. શહેરમાં વધતું જતું બાળમરણ પ્રમાણ ઘટાડવા વિધવિધ ઉપાયો સૂચવનારો બીજો ઠરાવ ડૉ. બેન્જામીને રજુ કર્યો હતો બન્ને ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

× × ×

મુંબાઇના વનિતા વિશ્રામની ટ્રેનીંગ કૉલેજની વાર્ષિક પરીક્ષાનું પરિણામ કુલ ૯૮ ટકા આવ્યું છે. પ્હેલા, બીજા, અને ત્રીજા વર્ષની પરીક્ષામાં કુલ ૩૮ મહિલાઓ પસાર થઇ છે જેમાંની ૧૪ હિન્દુ છે. આ ટ્રેનીંગ કૉલેજ સરકારે માન્ય રાખી છે અને એનો શિક્ષણક્રમ અમદાવાદની મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજ જેવોજ છે. ગુજરાતી જાણનાર કોઇ પણ બ્હેન દાખલ થઇ શકે છે. વિધવા અને ગરીબ બ્હેનોને માટે મફત ગોઠવણ કરવામાં આવે છે. પાસ થનારને સરકારના કેળવણીખાતા તરફથી સરટીફીકેટ મળે છે. સ્વતંત્ર ગુજરાન કરવા ઇચ્છતી બ્હેનોએ આ સંસ્થાનો મોટી સંખ્યામાં લાભ લેવો જોઇએ.

× × ×

બોરસદના સત્યાગ્રહ પ્રસંગે સરકારના નોકરોએ સ્ત્રીઓને કનડગત કરવામાં બાકી નથી રાખી. કેટલાક જપ્તીમાં તેમના વસ્ત્રો લઇ જવાનું પણ ચૂક્યા નથી. એક બાઇને તેમના ત્રાસથી અકાળ પ્રસુતિ થવાનો પ્રસંગ પણ બન્યો હતો આટલું છતાં ટક લઇ તેમણે વિજય મેળવ્યો છે. આ કાર્યમાં સૌ ભક્તિલક્ષ્મી બ્હેને આગેવાની ભર્યો ભાગ લીધો હતો.

× × ×

એકવીસમું ગાંધી પર્વ ઉજવવા સ્ત્રીઓની એક સભા મારવાડી વિદ્યાલય હોલમાં તા. ૧૮ મી ડીસેમ્બરે રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. શ્રી વિવેકાનંદ સોસાયટીવાળા સ્વામી સર્વદાનંદે 'સ્વરાજ્ય અને ગાંધીજીનો રાષ્ટ્રીય મંત્ર" એ વિષે હિન્દીમાં ભાષણ આપ્યું હતું. તેમણે અંત્યજોનો આભડછેટ દૂર કરવાનો ખાસ આગ્રહ કર્યો હતો. બાદ પ્રમુખે અને બ્હેન રતનબાઇ મહેતાએ પણ વિવેચનો કર્યાં હતાં.

× × ×

મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશ્રય હેઠલ તા. ૨૦ મી ડીસેમ્બરે કાકડવાડીમાં આર્ય સમાજ હોલમાં નડિયાદ નિવાસી શ્રીયુત રાજ કવિએ "ચાલુ જમાનાની તાસીર" વિષે કવિતામાં વિવેચન કર્યું હતું; અને માધવબાગમાં તા. ૨૪ મી ડીસેમ્બરે શ્રીયુત શ્રીધર શાસ્ત્રીએ "કન્યાસખ્યાન" પર હરીકીર્તન કર્યું હતું.

× × ×

કોકણદમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક પ્રસંગે એક અખિલ હિન્દ ખાદી પ્રદર્શન સર પ્રફુલ્લચંદ્ર રાયને હસ્તે ખુલ્લું મુકાયું હતું. એ પ્રસંગે તેમણે આપેલું ભાષણ અત્યંત મનનીય છે. સ્ત્રી વર્ગને તેમણે રેંટીઓ કાંતવાની અને કુટુંબને જોઇતું કાપડ જાતેજ પેદા કરી લેવાની આગ્રહપૂર્વક વિનતી કરી હતી. સ્ત્રીઓ ધારે તો આ ફરજ ઉપાડી લઇ દેશને આર્થિક ગુલામીમાંથી છુટો કરી શકે. સો વર્ષ પ્હેલાં તો દેશના દરેક ભાગમાં કરોડો સ્ત્રી પુરૂષો કાંતવા વણવાના ઉદ્યોગમાં મચેલા હતા.

× × ×

સુરતના વનિતા વિશ્રામનો ઇનામો વહેંચી આપવાનો સમારંભ તા. ૧૨ મી ડીસેંબરે સૌ. ઇરાવતી મહેતાના પ્રમુખપદે ઉજવાયો હતો. મંગલાચરણ પછી બાળાઓના સંવાદ, ગરબા અને સંગીતનો કાર્યક્રમ રાખ્યો હતો. સંસ્થાના વ્યવસ્થાપક બ્હેન શીવગવરી બાજીગરે સત્તર વર્ષ પહેલાં સ્થપાયેલી આ સંસ્થાનો ટુંક અહેવાલ રજુ કરી અત્યારની તેની નાણાં સંબંધી કફોડી સ્થિતિનો ચિતાર આપ્યો હતો. આ સંસ્થામાં શિક્ષણ પામી અનેક સ્ત્રીઓ શિક્ષિકાઓ અને નર્સ તરીકે પોતાનું ગુજરાન કરે છે. નાણાં મેળવવા માટે બે બ્હેનો અને એક ભાઇનું બનેલું ડેપ્યુટેશન સવા વર્ષથી આફ્રિકા ગયું છે. બાદ બ્હેન બાજીગૌરીએ હિંદુ વિધવાઓની સ્થિતિનો ખ્યાલ આપી તેમનું જીવન સુધારવા માટે આ સંસ્થાની ઉપયોગિતા જણાવી હતી. શ્રીયુત તૈયબભાઇ મસ્કતીએ અને સૌ. હનુબ્હેને સંસ્થાની ઉપયોગિતા વિષે વિવેચનો કર્યાં હતા. છેવટે પ્રમુખબ્હેને પોતાના વિચારો દર્શાવ્યાં હતાઃ ' સ્ત્રીઓ પૂજાય છે ત્યાં દેવતા રમે છે ' એ સૂત્ર ખરૂં પાડવા સ્ત્રીઓએ પુજાવાને લાયક બનવાની કોશીશ કરવી જોઇએ. પુરૂષની હરિફાઇ કરીને નહિ પણ પોતાનો યથાર્થ ધર્મ બજાવી સ્ત્રીએ શ્રેષ્ઠ થવાનું છે. એ માટે દરેક બાળાને ઉત્તમ ગૃહિણી બને એવી કેળવણી આપવી જોઇએ. દરેક સ્ત્રીએ અંગ્રેજી ભણી વકીલ કે બેરીસ્ટર થવાની જરૂર નથી." પરંતુ ગુજરાતીનું પુરતું શિક્ષણ અને ગૃહવ્યવસ્થાની કેળવણી તો લેવીજ જોઇએ. ઉપરાંત ઘરગથ્થુ ઉદ્યોગો પણ શીખવા જોઇએ જેથી જરૂર પડતાં સ્વતંત્રપણે ગુજરાન ચલાવી શકે.

× × ×

વડોદરા રાજ્યના દિવાન સાહેબ સર મનુભાઇના સુશિક્ષિત પુત્રી કુમારી હંસાબ્હેન બી. એ. નું લગ્ન એજ રાજ્યના ચીફ મેડીકલ ઓફીસર ડૉક્ટર જીવરાજ મહેતા, એમ. ડી સાથે તા. ૩ જી જાન્યુઆરીએ ધામધુમથી થયાં હતાં. લગ્ન સમારંભમાં શ્રીમંત મહારાજા સાહેબે, કુમાર પ્રતાપસિંહે, કુમાર ધૈર્યશીલરાવે અને રાજ્યના સર્વ અમલદારોએ ભાગ લીધો હતો. હંસાબ્હેનના મોસાળના સગાંઓ સિવાય અન્ય સગાંઓ આવ્યાં હતા. ડૉ. જીવરાજના બન્ને ભાઇઓએ અને બીજા સગાંવહાલાંઓએ પણ ભાગ લીધો હતો. આ અસવર્ણ લગ્નને પરિણામે સુરતની નાગર જ્ઞાતિએ સર મનુભાઇ અને તેમના કુટુંબને જ્ઞાતિબહાર મુકવાનો ઠરાવ કર્યો છે.

× × ×

વડોદરા કેમ્પના લોકપ્રિય ડૉક્ટર શ્રીયુત મંગલદાસ ખાંડવાલાના લગ્ન એમના મામાની સુશિક્ષિત પુત્રી કુમારી લીલાવતી માસ્તર સાથે તા. ૫ મી જાન્યુઆરીએ વૈદિક વીધીથી થયાં હતાં. આ લગ્નમાં કુમાર પ્રતાપસિંહે, કુમાર ધૈર્યશીલરાવે અને સર મનુભાઇ તેમજ બીજા અમલદારોએ ભાગ લીધો હતો.

× × ×

ઇંગ્લાંડના પ્રમાણમાં મુંબાઇ ઇલાકામાં બાળકોનું મરણપ્રમાણ બહુ મોટું છે એ માટે વેળાસર ઉપાયો લેવા અને પ્રજામત કેળવવા 'જાન્યુઆરી માસના ત્રીજા અઠવાડીઆમાં ' નેશલન બેબી વીક ' ઉજવવાની ગોઠવણ થઇ હતી અને જુદા જુદા લતાઓમાં ભાષણો અપાયાં હતાં એ ભાષણ આપનારાઓમાં સૌ. અવંતિકાબાઇ ગોખલે, સૌ. જાનકીબાઇ ભટ અને મીસિસ એફ. એમ. સાલઢા પણ હતાં

× × ×

સુરતમાં તા. ૨૩ થી ૨૭ જાન્યુઆરી સુધી ' નેશનલ બેબી વીક ' ઉજવવાની ગોઠવણ મ્યુનીસીપાલીટીના બાહોશ હેલ્થ ઓફીસર ડૉ. અમૃતલાલ પટેલની આગેવાની હેઠલ કરવામાં આવી હતી. આ પ્રસંગે એક પ્રદર્શન ભરવા ઉપરાંત જાણીતા અભ્યાસીઓનાં ભાષણો કરાવવાની અને ઘોડીઆ-પારણાની હરીફાઇ કરવાની ગોઠવણ થઇ હતી.

× × ×

મર્હુમ લાલશંકર ઉમીઆશંકર ત્રવાડીના સ્મારક ફંડના ટ્રસ્ટીઓએ અમદાવાદની 'ગુજરાત મહિલા પાઠશાળાને એ ફંડનું વ્યાજ તથા બીજી આર્થિક મદદ આપવાનો સ્તુત્ય ઠરાવ કર્યો છે, અને તેથી 'પાઠશાળા સાથે મર્હુમનું નામ જોડવામાં આવ્યું છે. એ ફંડમાં મર્હુમના દાનવીર ભાઇ શ્રીયુત નરસેરાંકરે રૂપીઆ ૨૦૦૦૦ ની રકમ આપી ગુજરાતના સ્ત્રી કેળવણીના કાર્યને મોટું બળ આપ્યું છે, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

× ×

ભાવનગરના મહારાજા કૃષ્ણકુમારસિંહ યૂરપના પ્રવાસેથી તબિયત સુધારી પાછા ફર્યા તેની ખુશાલીમાં ત્યાંના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળની એક સભા શેઠ શ્રીજીવન ભાણજી કન્યાશાળામાં સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખપદે મળી હતી. મંડળની પાંત્રીસ બાળાઓએ સંવાદ ગરબા અને હાલરડાંનો કાર્યક્રમ રજુ કર્યો હતો. પ્રમુખે તેમને સુવર્ણથી મઢેલી હાથીદાંતની ચુડીઓ અને જર્મન સીલ્વરની ડાબડીઓ ઇનામમાં આપી હતી. ભુજનિવાસી બ્હેન જયા લક્ષ્મીએ આ પ્રસંગે એક ટુંકું પણ અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું.

× × ×

દિલ્હી યૂનીવરસીટીની સેનેટમાં મીસ વેઇનને સભાસદ તરીકે નીમવામાં આવી છે.

× × ×

મુંબઇમાં સુતર કાંતવાની હરીફાઇમાં પ્હેલું ઇનામ મેળવનાર સૌ. તારામતી જમનાદાસ એરંગ્યાને કોકનાડમાં રાષ્ટ્રીય મહાસભા પ્રસંગે ભરાયેલી અખિલ હિન્દ હરીફાઇમાં પણ સોનાનો ચાંદ મળ્યો છે. મુંબાઇ એમને માટે મગરૂર છે!

× × ×

પૂનામાં નાતાલના તહેવારો દરમિયાન મળેલી લીબરલ ફેડરેશનની બેઠકમાં સ્ત્રીઓને પુરૂષોના જેવાજ મતાધિકાર આપવાની માંગણી કરનારો ઠરાવ ગં. રમાબાઇ રાનાડેએ રજુ કર્યો હતો. સૌ. કાશીબાઇ દેવધરે અનુમોદન આપતાં ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

× × ×

દેવી કસ્તુરબા ગાંધી કોકનાડથી પાછા ફરતાં હૈદરાબાદ ઉતર્યાં હતાં. ત્યાંની વિવેકવર્ધન નાટકશાળામાં સેંકડો સ્ત્રી પુરૂષોની સભામાં તેમણે ખાદી પ્હેરવાનો અને હિંદુ-મુસ્લીમ ઐક્ય સાધવાનો ઉપદેશ આપ્યો હતો.

× × ×

કોલ્હાપુરના મહારાજાના માતુશ્રી શ્રીમતી લક્ષ્મીબાઇએ ઈંગ્લાંડના શાહી પ્રદર્શન માટે "કાલીય મર્દન" નામે એક સુંદર છબી સાટીન ઉપર તૈયાર કરી છે, અને તા. ૧૨ મી જાન્યુઆરીના મેલમાં ઇગ્લાંડ મોકલી આપી છે.

× × ×

મુંબઇની સેવાસદન મંડળી તરફથી ગયા સાલમાં જે કામકાજ કરવામાં આવ્યું હતું, તેની બહાર પડેલી વીગત મુજબ, સાલ દરમિયાન ૫૬ ગરીબ વીધવાઓને જુદા જુદા આશ્રમોમાં રાખીને નીભાવવામાં આવી હતી. મંડળની ઉદ્યોગશાળા, સીવવા વેતરવાના ક્લાસ, મોજાનાં ખાતાં, રાધણશાળા, કપડાં ધોવાના ખાતાં અને કેલીકો છાપવાના ખાતાંનો ૧૨૦ સ્ત્રીઓએ લાભ મેળવ્યો હતો. મરાઠી શાળામાં શિક્ષિકા તરીકે સેવા બજાવવા ૧૩૨ હિંદુ સ્ત્રીઓ તાલીમ લે છે. ૧૨૯ ગરીબ બાળકોને બપોરના શાળાની છુટી વેળાએ સાદું ખાણું પુરૂં પાડવામાં આવ્યું હતું, જેમાં ૯૧ પારસી, ૫૪ ઇસલામી, અને ૧૦૭ હીંદુ બાળકો હતાં તંગીમાં જણાતા વધુ બાળકોને કપડાં આપવામાં આવ્યાં હતા. યુનીવર્સીટીની ચડતી પરીક્ષાઓમાં ૪ સ્ત્રી વિદ્યાર્થીનીઓને સ્કોલરશીપ આપવામાં આવી હતી. મધ્યમ અને ગરીબ વર્ગ વચ્ચે મંડળની નર્સોએ ફરીને સેવા બજાવી હતી, જે માટે ઘણા ઓછા દર રાખવામાં આવ્યા છે. ગરીબોને ફલ, ફુલ, મીઠાઇ અને કપડાં આપવામાં આવ્યાં હતાં કેટલાકોએ તુરંગોની મુલાકાત લેવાની સેવા બજાવી હતી મોજાના ક્લાસમાંથી તાલીમ મેલવીને ૩૦ સ્ત્રીઓ પોતાનું ગુજરાન કરવા લાગી છે. બધા મળીને ૪૫ ક્લાસોમાં ૫૦૫ સ્ત્રીઓ તાલીમ મેલવે છે.

× × ×

કીડીઆથી ભરેલા એક સુંદર પારણા માટે વડોદરાના પ્રદર્શનમાં સૌ. દીપકબા દેસાઇને સોનાનો ચાંદ મળ્યો છે થોડા વખત પ્હેલાં ભરાયલા સ્ત્રી હુન્નર ઉદ્યોગ પ્રદર્શનમાં એ માટે તેમને રોકડ ઇનામ પણ મળ્યું હતું. એ પારણું વડોદરા રાજ્ય તરફથી ઇંગ્લાંડના શાહી પ્રદર્શનમાં મોકલવાનું નક્કી થયું છે. એ બ્હેનને અમારાં અભિનંદન!

## એશિયા.

તિબેટનો પ્રદેશ હિન્દની પાસે હોવા છતાં ત્યાંના વતનીઓ વિષે આપણને બહુ થોડી માહિતી છે એ પ્રદેશ એવો પહાડી છે કે યાત્રાળુઓ ત્યાં બહુ મુશ્કેલીથી જઇ શકે. કાશ્મીરને પણ હઠાવે એવું સૃષ્ટિસૌંદર્ય આ પ્રદેશમાં છે. કેટલાક એને સ્વર્ગભૂમિ પણ કહે છે.

અહિંના વતનીઓ ઘણુંખરૂં મંગોલિયન જાતિના છે. તેમનામાં એવી માન્યતા છે કે હિ-

માલયની કોઇ દેવકન્યાનો સંયોગ ભારતવર્ષના કોઇ ભાગ્યશાળી પુરુષ સાથે થયાને પરિણામે તેઓ ઉત્પન્ન થયા છે, એ દેવકન્યા અને ભાગ્યશાળી પુરુષ બાણકવિએ વર્ણવેલા કાદમ્બરી ને ચંદ્રાપીડ તો નહિ હોય ?

બારે માસ ઠંડી પડતી હોવાને કારણે ખેતી બહુ થોડા ભાગોમાં-પહાડો ને ટેકરીઓની તળેટીઓમાંજ થાય છે. મોટે ભાગે વતનીઓ પોતાનાં બકરાં અને નીલ ગાયોના જુથ લઇને ભ્રમણ કર્યા કરે છે; જે થોડાક ખેતી કરે છે તે લાકડાં અને માટીના ઘર બનાવી તેમાં રહે છે. હળ-ખેડવાનું કામ પુરુષો કરે છે; પરંતુ પાક લણવાની ફરજ સ્ત્રીઓને માથે છે. અનાજ કુણું હોય ત્યાંજ તેને કાપીને ભુંજી રાખવામાં આવે છે. એ ભુંજેલા અનાજને 'સ્ટંબા' કહેવાય છે અને તે તથા ગાયોના દુધનું માખણ તેમનો મુખ્ય ખોરાક છે.

તેમનો મુખ્ય પોશાક બકરાના રૂવાંવાળા ચામડાનો બનેલો હોય છે. અંદરનું અસ્તર પણ બકરાના વાળના બનાવેલા કપડાનું હોય છે. એક પોશાક બહુ લાંબો વખત ચાલે છે અને તે ટકે ત્યાં સુધી બીજો બનાવવાની કોઇ દરકાર નથી કરતું. બકરાંના વાળના દોરા બનાવી તેનું વસ્ત્ર વણવાની ફરજ સ્ત્રીઓનીજ ગણાય છે. મરદો અને સ્ત્રીઓનો પોશાક એક સરખોજ હોય છે; ફરક માત્ર એટલોજ કે સ્ત્રીઓનો પોશાક રંગીન અને દેખાવમાં વધારે સુંદર હોય છે. સ્ત્રીઓ વધારામાં લાંબા વાળ રાખે છે. અને અલંકારો પહેરે છે. ન્હાવાનું તો નામ નિશાન નહિ. વર્ષે કે બે વર્ષે એકવાર ન્હાય તો સદ્‌ભાગ્ય ! પરિણામે એમના શરીરે અસહ્ય દુર્ગંધ મારે છે નાકે રૂમાલ દાબ્યા વિના પાસે બે મીનીટ પણ ઉભા રહેવું મુશ્કેલ થઇ પડે છે.

× × ×

વીસ વર્ષ સુધી લડત ચલાવ્યા પછી મધ્ય ચીનની સ્ત્રીઓ હમણાંજ મત આપવાનો અધિકાર મેળવી શકી છે. ત્યાંની આઇન સભા (પાર્લામેંટ)માં શ્રીમતી ઉયં-ચ્યું-કું નામે મહિલા સભાસદ તરીકે ચુંટાઇ છે. દક્ષિણ-ચીનની સ્ત્રીઓ પણ એ હક્ક મેળવવાં મજબુત લડત ચલાવી રહી છે.

× × ×

ચીન દેશનાં કેન્ટોન શહેરની એક મહિલાએ રાજકીય બળવામાં આગેવાની ભર્યો ભાગ લીધાથી અધિકારીઓએ તેને ફાંસીની સજા કર્યાની ખબર "માધુરી" આપે છે. એજ પ્રાંતમાં એક બીજી મહિલાને ઉંચા અધિકારીપદ પર નીમવામાં આવી છે.

× × ×

રંગુનની લોકપ્રિય સ્ત્રી ડોકટર મીસ કીંગ્સલી રંગુન મ્યુનીસીપલ કારપોરેશનની સભાસદ થઇ છે.

## આફ્રિકા.

આફ્રિકાના મધ્ય પ્રદેશમાં સહરાનું રણ આવેલું છે. એ રણમાં માત્ર રેતી છે, ઝાડપાન કે પાણી નથી એમ ઘણા લોકો હજી માને છે. આ માન્યતા ખોટી છે. એમાં પણ કેટલીક નાની નાની નદીઓ વહે છે અને ફળદ્રુપ પ્રદેશો છે, જ્યાં પશુ પક્ષીઓ અને માણસો વસે છે.

એ પ્રદેશના વતનીઓ હજી જંગલી દશામાં છે, અને બહુ ક્રુર ગણાય છે. સ્વભાવે નિડર, સહનશીલ અને બળવાન હોય છે. વીસ વર્ષના યુદ્ધ પછી ફ્રાંસે એ પ્રદેશના એક ભાગ પર પોતાનો અધિકાર જમાવ્યો છે, અને ત્યાંના લોકોને સુધારવાની મહેનત કરે છે. હજી પણ એ લોકો તક મળતાં વારંવાર બળવા કરી સામા ઉઠે છે.

કહેવાય છે કે આ વતનીઓ મૂળ આરબ જાતિના છે. ધર્મે મુસલમાન છે અને 'તુરેગ' નામે ઓળખાય છે એક આશ્ચર્ય ઉપજાવે એવો રિવાજ એમનામાં એ હોય છે કે પુરુષો મોંઢું ઢાંકી રાખે છે. જ્યારે સ્ત્રીઓ ખુલ્લું રાખે છે. એ ઘુંઘટ આઠ ઇંચ ઉંચો અને છ ઇંચ પ્હોળો હોય છે. એના તરે આંખો માત્ર ખુલ્લી રાખી પુરુષ પોતાનું માથું અને મોંઢું ઢાંકી લે છે.

સ્ત્રીઓ બિલકુલ ઘુંઘટ નથી રાખતી. તેઓ સ્વભાવે લજ્જાવાળી હોય છે, અને કોઇ અજાણ્યાને જોતા મોંઢું ફેરવી લે યા ઢાંકી દે છે. લગ્ન પહેલાં છોકરીઓને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છે. તેમને પ્રેમ કરવામાં કોઇ આડે નથી. આવટું લગ્ન પછી સ્ત્રીઓ ગ્રહસ્થ જીવન ગાળે છે, અને સંતાનોનું પાલનપોષણ કરે છે. કાયદાની દ્રષ્ટિએ પુરુષને ચાર પત્ની કરવાનો હક્ક છે, પણ એકથી વધારે વાર ભાગ્યેજ કોઇ પરણે છે.

સહારાનો મધ્ય પ્રદેશ એક રાણીની હકુમત હેઠલ છે. યૂરોપીઅનો તેને 'વ્હાઇટ ક્વીન'-'શ્વેત રાણી' ને નામે ઓળખે છે. તે ઉંચી અને સુંદર છે: આંખોનો રંગ લીલાશ પર છે. એનું વય ત્રીસ વર્ષનું હશે. અત્યાર સુધીમાં એણે ચૌદ પતિ કરી તેમ બધાને તલ્લાક આપી દીધી છે. પોતાના રાજ્યકાલમાં તે એકંદર સો પતિ કરવાનો ઇરાદો રાખે છે. એ પ્રદેશ પર તેની રાજકીય હકુમતજ માત્ર નથી ચાલતી; પરન્તુ લોકો એમ પણ માને છે કે તેનામાં દૈવી અંશ છે અને તેને દેવી તરીકે પુંજે છે.

દુરંગ જાતિની સ્ત્રીઓ રંગે સફેદ હોય છે. પુરૂષો કરતાં વધારે હક્ક અને સ્વતંત્રતા ભોગવે છે. રાજકીય કાર્યોમાં પણ તેઓ ભાગ લે છે.

× × ×

ઇજીપ્તમાં અત્યાર સુધી થતાં બાલ લગ્નો હવે પછી અટકાવવા માટે એક કાયદો પસાર કરવામાં આવ્યો છે અને ૧૮ વર્ષની અંદરના છોકરાઓ તેમજ ૧૬ વર્ષની અંદરની છોકરીઓના લગ્ન કરવાની મનાઇ કરવામાં આવી છે. સન ૧૯૨૧ માં શ્રીમતી હુદા પાશાએ ઇજીપ્ત સ્ત્રી સંઘની સ્થાપના કરેલી તેની ચળવળનું આ શુભ પરિણામ છે.

× × ×

પૂર્વ આફ્રિકાના પ્રદેશમાં વસતા હિંદીઓની રાષ્ટ્રીય મહાસભાની પાંચમી બેઠક શ્રીમતી સરોજીની નાયડુના પ્રમુખપદે તા ૧૯, ૨૦ અને ૨૧ મી જાન્યુઆરીના દિવસોએ મળી હતી.

## યુરપ.

ઈંગ્લાંડમાં પાર્લામેંટ માટેની છેલ્લી ચુંટણીમાં ત્રીસ મહિલાઓ ઉમેદવાર તરીકે બહાર પડી હતી, જેમાંથી આઠ મહિલાઓ ચુંટણીમાં વિજય મેળવી અત્યારે સભાસદ તરીકે બિરાજે છે. સ્ત્રી મતદારોએ પણ મત આપવા સારો ઉત્સાહ બતાવ્યો હતો. એકંદર ૯૦ લાખ સ્ત્રીઓના મત નોંધાયા હતા, એમ કહેવાય છે.

વિજ્ઞાનના પ્રદેશમાં બે મોટી શોધ જે મહિલાઓએ કરેલી કહેવાય છે. ઈંગ્લાંડની મીસિસ હર્થા ઍરટને વીજળી સંબંધી એક મોટી શોધ કરી છે. સર્ચ લાઇટ અને સીનેમાના પડદા પર નંખાતો પ્રકાશ તેણે રચેલા નિયમોથી બનાવેલા કારબન ઉપર આધાર રાખે છે. ઉપરાંત લડાઇમાં જર્મનીએ વાપરેલા ઝેરી ગેસને દૂર કરવાના પંખાની બનાવટ પણ તેણેજ શોધી કાઢી છે. કમનસીબે આ મહિલા ગુજરી ગઇ છે.

× × ×

બીજી પ્રખ્યાત શોધ કરનાર મહિલા ફ્રાંસની મૅડમ કરી છે. રેડીયમની તેણે કરેલી શોધથી વિજ્ઞાનશાસ્ત્રીઓની ઘણી જુની માંન્યતાઓ ફેરવાઇ ગઇ છે. આંતરિક રોગોની તપાસ માટે રેડીયમ બહુ ઉપયોગી છે. આ બાઇને ફ્રાંસનાં એક વિજ્ઞાનમંડળે હમણાંજ મોટું પેન્શન બાંધી આપ્યું છે.

## અમેરિકા.

અમેરિકામાં એક યુરોપીઅન અને ત્યાંના સ્થાનિક વ્યાપારી સંયુક્ત મંડળે સૌંદર્ય વધારનારી દવાઓથી મોહકતા ધારણ કરનારી મહિલાઓનું પ્રદર્શન ન્યુયોર્કમાં ભરવાનું નક્કી કર્યું છે. પ્રદર્શનમાં શ્રેષ્ઠ પદ ભોગવનારને "સુન્દરીઓની રાણી." નું પદ અપાશે, અને તેને એક વર્ષ સુધી બીજો સમારંભ ભરાતાં સુધી તે પદ પર કાયમ રખાશે [!]

બેંકોમાં કામ કરતી સ્ત્રીઓનું એક મંડળ અમેરિકામાં પાંચ વર્ષ પર સ્થપાયું હતું. શરૂઆત પાંચ સભાસદથી થઇ હતી. ડીસેમ્બરમાં એ મંડળે પોતાનો પ્રથમ સમારંભ ઉજવ્યો ત્યારે કુલ ૯૮ સભાસદોમાંથી ૪૩ હાજર થયાં હતાં. આ સભાસદો માત્ર ન્યુયોર્કનાંજ વતની નથી, પણ યુનાઇટેડ સ્ટેટ્સના જુદા જુદા ભાગોમાં વસે છે અને બેંકોમાં નોકરી કરે છે. આ સમારંભ માટે એ બધાં દૂર દૂરથી આવ્યાં હતાં.

ચાર કરોડ ડૉલરની મીલકતની વારસ અને કર્નલ હેડલ્સ્ટન રોજર્સની પુત્રી મીસ મીલીસંટનાં લગ્ન ઑસ્ટ્રીઆના જાણીતા ટેનીસ રમનાર કાઉન્ટ લુડવીગ સાલેમ સાથે થવાનું નક્કી થયું છે. આ ગોઠવણથી અમેરિકન પ્રજામાં ભારે ઉશ્કેરણી ફેલાઇ છે. છોકરીના માતપિતા પણ વિરૂદ્ધ છે. ચાર કરોડ ડૉલર અમેરિકામાંથી પરદેશમાં ચાલ્યા જવાને કારણે એ વિરોધ હશે.




**મહાત્મા ગાંધીજીની માંદગી.**

મહાત્મા ગાંધીજીની માંદગી અને તેને પરિણામે તેમને કરવામાં આવેલા શસ્ત્રોપચારના સમાચારોથી આખા દેશમાં ગંભીર ચિંતા ફેલાઇ છે, અને આખા દેશની નજર અત્યારે પૂનાની સાસુન હોસ્પીટલ પ્રત્યે ખેંચાઇ રહી છે. આ જાન્યુઆરી માસની ૧૮ તારીખે આખા દેશમાં મહાત્માજીના આરોગ્ય માટે જાહેર પ્રાર્થનાઓ કરવામાં આવી હતી, અને કેટલાક ઠરાવો કરવામાં આવ્યા હતા તે દિવસે મુંબાઇની "રાષ્ટ્રીય સ્ત્રી સભાએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો હતો:—

"રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ મળેલી મુંબાઇની સ્ત્રીઓની આ સભા પ્રાર્થના કરે છે, કે, ગાંધીજી પોતાના મંદવાડમાંથી જલદી સારા થાય અને અભિપ્રાય જાહેર કરે છે કે તેમની તબીયત જોતાં તેમનો છુટકારો થવાની જરૂર છે."

મુંબાઇની બ્હેનોએ આ પ્રમાણે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે તેમણે આવો ઠરાવ કરવો જોઇતોજ હતો. મહાત્માજીએ દેશની બ્હેનોમાં અપૂર્વ જાગૃતિ આણી છે, અને મુંબાઇનો સ્ત્રી વર્ગ મહાત્માજીનો ખાસ આભારી છે, કેમકે અસહકારની હીલચાલનો પ્રારંભ થયા પહેલાંથે મહાત્માજીએ મુંબાઇની બ્હેનોની ઘણી સેવા કરેલી છે.

સરકારે મહાત્મા ગાંધીજીને કેદખાનામાં પૂરીને એક ગંભીર ભૂલ કરી છે, અને અમદાવાદથી ખસેડીને પૂના લાવવામાં તેની ગંભીરતામાં વધારો કર્યો છે. મહાત્માજીની આ માંદગીથી આખા દેશમાં જે ગંભીર ચિંતા ફેલાઇ છે. તે ઉપરથી સરકારે મહાત્માજીના શરીરને પોતાના કબજામાં રાખવાથી કેવી ગંભીર જોખમદારી પોતાને માથે ઉઠાવી લીધી છે, તેનું અવશ્ય ભાન થયું હોવું જોઇએ, અને એવી ધારણા રાખવામાં આવે છે કે મહાત્માજીને હવે જલ્દી છુટા કરવામાં આવશે. કહેવાની જરૂર ભાગ્યેજ રહે છે, કે મહાત્માજીને બનતી પ્રથમ તકે છુટા કરી સરકારે પોતાની ભૂલ સુધારવી જોઇએ.

એ દિવસે મહાત્માજીના આરોગ્યને માટે પ્રાર્થનાઓ કરવામાં આવી ત્યારે અને તે અરસામાં મહાત્માજીની તબીયત આટલી બધી ખરાબ થયલી હોવા છતાં સત્તાવાળાઓએ શામાટે ચાંપતાં પગલાં લીધાં નહિ, બધાંને શામાટે અંધારામાં રાખ્યાં અને બેદરકારી શા માટે બતાવી, તે સંબંધી સખ્ત ટીકા કરવામાં આવી હતી. સત્તાવાળાઓના આવા હૃદયહીન અને બેદરકારીભરેલા વર્તણુને માટે તેઓ ગંભીર ઠપકાને પાત્ર છે એ નિ:સંશય વાત છે, પરંતુ સાથે સાથે આપણે આપણા પોતાના દોષો છુપાવવા ન જોઇએ. મહાત્માજીને આટલો લાંબો વખત કેદખાનામાં સબડવા દેવાને માટે કોણ જોખમદાર છે? આપણે જોખમદાર નથી? મહાત્મા ગાંધીજીએ જે કાર્ય આરંભ્યું હતું તે ધમધમાટ આગળ વધી રહ્યું હતું, અને રોજ રોજ તેમાં વધારે ને વધારે વેગ આવતો હતો, પણ મહાત્માજીને કેદખાનામાં પૂરવામાં આવ્યા, ત્યારપછી મહાત્માજીનું કામ કોણે કેટલું આગળ ધપાવ્યું? મહાત્મા ગાંધીજીને કેદખાનામાં મોકલવામાં આવ્યા ત્યાર પછી, દેશમાં—કહેવાતા આગેવાનોમાં કેવી સ્થિતિ થઇ તે કોકણદ મહાસભાના પ્રમુખ મૌ. મહમદઅલીએ પોતાના ભાષણમાં એક સ્થળે અચ્છી રીતે વર્ણવી છે. તેઓ કહે છે:—

"મહાત્માનું આગમન જલ્દી જલ્દી પ્રજાઓના

રાજ્યનો નાશ સૂચવનાર અને તેને બદલે તેના સે-કપણા નીચે બધાંના એકત્ર રાજ્યની સ્થાપના સૂ-ચવનારે હતું. પણ જે નાના રાજાઓએ પોતાની ાની ગાદીઓ ખોઇ હતી, તેમને એ મોટા સેવ-ના હાથતળે રહી પ્રજાસેવા કરવાનું યોગ્ય ાગ્યું નથી અને તેથી તેઓ પાછા પહેલાંના જેવી ાની ગાદીઓ સ્થાપવા મથી રહ્યા છે. જ્યાં સુધી ાહાત્મા ગાંધી છુટા હતા ત્યાં સુધી તેમનામાં ાળવો ઉઠાવવાની હીંમત નહતી, પણ તે મહાત્મા રવડામાં બંધ થતાંજ તેઓ બ્હાર પડયા છે અને ા મહાત્મા જેટલી શુભ અસર લોકો ઉપર કરવા ાઓ અશક્ત છે, એમ તેમને માલમ પડતાં તેઓ એવી આશાથી લોકોની લાગણીઓને અને અદેખા-ઓને ઉશ્કેરે છે કે તેઓ પ્રજાકીય ઐક્ય તોડીને પોતાની નાની ગાદીઓ પાછી સ્થાપશે પણ તેઓ તેમ કરી શકશે નહિ. "

મહાત્માજીનું કાર્ય આગળ ધપાવ્યું હોત તો કોની મગદુર હતી, કે તેમને આજ સુધી કેદમાં રાખે ? એ સર્વનું મૂળ આપણે છીએ. આપણે જો બે વર્ષ થયાં તેમનો કાર્યક્રમ પૂરો કર્યો હોત તો તેઓ ક્યારનાએ આપણી સન્મુખ આવી ગયા હોત. સર્વે જાતના લોકોને મારી એજ વિનતિ છે, કે હવે કાંઇ બાપણુંથી વળવાનું નથી, પણ જેને માટે આંજે પ્રાર્થના કરવા ભેગા મળ્યા છો, તેને ખરા અંતઃકરણથી ચહાતા હો તો બાહ્યાડંબર છોડી દઇ તેના સંદેશાનો પૂર્ણપણે અમલ કરો, અને આ કિનારા પર સોગંદ લો કે હવેથી મહાત્માજીનો કાર્યક્રમ પૂર્ણ કરીશું. "

સો. અનુંતિકાબ્હેનનાં ઉપલાં મર્મવેધી વચનનોની શી અસર થઇ છે ? મહાત્માજીનો કાર્યક્રમ પૂર્ણ કરવાને મથવાના કેટલાકોએ સોગંદ લીધા છે ? સત્ય વાત એ છે. કે આપણો ક્ર-

મહાત્મા ગાંધીજી તેમને ઠરીને બેસવા દેનાર નથી. બ્હેનો જો મહાત્માજીને ખરેખર છુટેલા જોવાની ઇચ્છા ધરાવતી હોય તો તેમણે રેંટીઓ પાછો જલ્દી સ્વીકારવો જોઇએ. જો તેઓ તેમ નહિ કરશે અને મહાત્માજી છુટશે તો બ્હેનોને કેટલું શરમાવું પડશે, તેનો વિચાર તેમણે કરી લેવો જોઇએ.

**કોકણદની મહાસભા.** કોકણદની મહાસભાની બેઠક ગયા ડીસેમ્બરના છેલ્લા અઠવાડીઆમાં મળી હતી. એ બેઠકમાં દેશનાં બંધુઓએ અને બ્હેનોએ ઉત્સાહપૂર્ણ ભાગ લીધો હતો. પ્રમુખસ્થાન હમણાંજ બંદિવાસમાંથી છુટેલા મૌલાના મહમ્મદઅલીએ લીધું હતું. મહાસભાના પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ ઘણું લાબું હતું, અને છતાં તેમાં ભાગ્યેજ કોઇ નવીન વાત હતી. એ ભાષણનો મોટો ભાગ મુસલમાનોએ દેશની રાજકીય હીલચાલમાં કેવો અને કેટલો ભાગ લીધો હતો તેના વર્ણનમાં રોકાયો હતો. હિન્દુ મુસ્લીમ એકયના સંબંધમાં પણ તેમણે પોતાના ભાષણમાં સારો પ્રકાશ પાડયો છે, અને મુસલમાનોને દેશના શ્રેષ્ઠ લાભો માટે હિન્દુઓ સાથે સંપસંપી રહેવાની સચરી સલાહ આપી છે. ગુજરાતના સુંદર કાર્યની તેમણે મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. મહાત્મા ગાંધીજીએ બારડોલીમાં જે રચનાત્મક કાર્યક્રમ યોજ્યો હતો, તે કાર્યક્રમ સ્વીકારી લઇને તેનેજ પાર ઉતારવાની વિનતિ કરી હતી. "આપણા માર્ગમાં પડતી મુશ્કેલીઓ અને હરકતો જોઇને જો આપણે તે કાર્યક્રમની દરેક બાબત પડતી મુકતા જઇએ, તો આપણે કોઇપણ ચીજ કદી પાર ઉતારી શકનાર નથી," એ તેમનું કથન જેટલું સ્પષ્ટ છે તેટલુંજ સત્ય છે મુશ્કેલીઓ અને હરકતોથી કાયર બનીને આળસ-પ્રિય લોકોએ તે સુપ્રસિદ્ધ અને વ્યાપક કાર્યક્રમની એકએક કરી સર્વ બાબતો વ્યાવહારિક રીતે,ત્યજી દીધી છે,અને પરિણામે અત્યારે કોઇપણ ચીજ પાર ઉતારવાની સ્થિતિમાં તે રહ્યા નથી. મહાત્માજીએ બારડોલીનો કાર્યક્રમ યોજ્યો તે સમયની પ્રગતિ કયાં અને અત્યારની નમાલી સ્થિતિ કયાં? આવી સ્થિતિ જાણીને મહાત્માજી ખરેખર યરવડા જેલમાંજ રહેવાનું વધારે પસંદ કરે અથવા હિમાલયને પોતાના સ્થાન તરીકે પસંદ કરે તો તેમાં નવાઇ નથી.

પોતાના લાંબા ભાષણમાં સ્ત્રીઓ વિષે તેમણે માત્ર આટલોજ ઉલ્લેખ કર્યો હતો:—

"એક પુરૂષ ખાદી નહિ પહેરે તેથી તે કાંઇ દેશદ્રોહી નથી અથવા તો તદન સ્વાર્થી ઠરતો નથી. પણ તે આળસુ તથા બેદરકાર છે. પણ હિન્દની સ્ત્રીઓએ તો ખાદીનું કામ ઉપાડી લેવું જોઇએ. શેઠ જમનાલાલ બજાજ, ભાઇ મગનલાલ ગાંધી, અને ભાઇ છગનલાલ જેવા થોડા પ્રવીણ પુરૂષો તેમને મદદ કરશે અને સલાહ આપશે, અને નાણું લખનારાઓ તથા કારકુનો વિગેરે પૂરા પાડવામાં આવશે તો આપણી બહેનો દરેક પ્રાંત તથા જીલ્લામાં ખાદીનું કામ સંપૂર્ણ રીતે સંભાળી લેશે. પુરૂષો ભલે કેદખાનામાં જાય, અને પાછા ફરે, પણ હિન્દની સ્ત્રીઓએ તો આપણું ખાદી ખાતું કાયમને માટે ચલાવવું જોઇએ.

મૌલાના સાહેબે પોતાના ભાષણમાં સ્ત્રીઓને જોઇએ તેટલો ન્યાય આપ્યો નથી. મહાસભાના કાર્યક્રમની સિદ્ધિનો મોટો આધાર સ્ત્રીઓ ઉપર છે, એ વાત વિસારે પડવી ન જોઇએ. આ મહાસભામાં બહેનોએ પણ છેલ્લાં થોડાક વર્ષોની માફક ઉત્સાહભર્યો ભાગ લીધો હતો, પરંતુ અમને કહેવાની ફરજ પડે છે કે જ્યારે મહાત્મા ગાંધીજી રાષ્ટ્રીય કાર્યમા સ્ત્રીઓને આગળ ધપવાને માટે ઉમંગી બનાવતા હતા, ત્યારે હવે તેમનો ઉમંગ પોષનાર તત્વો બહુ ઓછાં થઇ ગયાં છે.

એકંદરે કોકણદ મહાસભાનું કાર્ય જોતાં તે બહુ ઉત્સાહજનક કે આશાજનક દેખાતું નથી. એમાં મહાત્મા ગાંધીજી સમાન દિવ્ય વ્યક્તિની ગેરહાજરી સ્પષ્ટ મહ્લુમ પડી આવતી હતી. મહાત્મા ગાંધીજીની ગેરહાજરીમાં 'મહાસભા લગભગ પ્રાણ વિનાના ખોળીઆ સમાન લાગતી હતી એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. આ મહાસભાનાં માત્ર અંદરો અંદરના કજીયાઓ અને મતભેદો પર ચુંથણાં ચુંથાયાં અને રચનાત્મક મહત્વનું કાર્ય કાંઇયે થયું નથી. એક તરફથી સ્વરાજ્ય પક્ષના અનુયાયીઓ અને

ચુસ્ત અસહકારીઓ વચ્ચે મારામારી ચાલતી હતી-જે વિષયમાં સદ્ભાગ્યે સમાધાન થયું છે, અને બીજી તરફથી હિન્દુ-મુસલીમ ઐક્યનો ગંભીર પ્રશ્ન ઉભો થયો હતો. આ હિંદુ-મુસલીમ ઐક્યનો પ્રશ્ન જેટલો મહત્વનો છે, તેટલોજ બારીક છે અને તેનું સંતોષકારક સમાધાન થશે ત્યાર પહેલાં હજી કેટલાંક વર્ષો વીતવાની જરૂર છે. મૌલાના સાહેબે આ સંબંધમાં ઠીક ચર્ચા કરી છે, પરંતુ વાંચનારને એવો સંશય આવ્યા વિના રહેતો નથી, કે મૌલાના મહમ્મદઅલી એ વિષય પરત્વે અચકાતા અચકાતા બોલી રહ્યા છે. આવા નાજુક પ્રશ્ન પર બોલતાં મહાત્મા ગાંધીજી જે અસર ઉપજાવી શકે છે, તેવી અસર મૌલાના સાહેબના ભાષણથી થઇ શકતી નથી. પરિણામે એ વિષયમાં પહેલાં જે પ્રગતિ થઇ હતી તે હમણાં થવી અશક્ય છે. કમમાં કમ મહાત્મા ગાંધીજી છુટા નહિ થાય ત્યાં સુધી એવીજ સ્થિતિ રહેવાની.

આ બે મુખ્ય ઝઘડાઓમાં મહાસભાએ પોતાના ઝાઝેરા સમયનો ભોગ આપી દીધો છે. વળી જાણે એ તકરારી પ્રશ્નો ઓછા હોય તેમ મહાસભાનો ઉદ્દેશ ફેરવવાનો બહુ તકરારી સવાલ પણ પાછો ઉભો કરવામાં આવ્યો હતો, અને તેમાંયે પુષ્કળ સમય ગુમાવ્યા પછી, ઘાંચીના બળદની માફક જ્યાં હતા ત્યાંને ત્યાંજ આપણે પાછા આવ્યા છીએ. આવા સંયોગોમાં બીજા ભારે મહત્ત્વના પ્રશ્નો રહી જાય એ સ્વાભાવિક છેઃ કાંતો આ ઝઘડાઓને લીધે એવા પ્રશ્નો તરફ કોઇનું ધ્યાન ખેંચાયું નથી, અથવા તો પુરતા વિચાર અને જ્ઞાન-અનુભવના અભાવે તે પ્રશ્નો ચર્ચવાનું કોઇને સુઝયું નહિ હોય-અથવા તે વિષે મૌન ધારણ કરવામાં ડહાપણ માનવામાં આવ્યું હશે. ગમે તેમ હો, એટલું તો કબુલ કરવું જ પડશે, કે કોકણદની મહાસભાએ કેટલાક બહુ મહત્ત્વના પ્રશ્નો પર પહેલાંની માફક વિચાર કર્યો નથી, તેમજ રચનાત્મક કાર્યક્રમને પુરતો જોશ મળે એવું કાર્ય કર્યું નથી. સત્ય છે, કે 'ખાદી બોર્ડ''ની સ્થાપના કરવામાં આવી છે, પરંતુ અમને ભય રહે છે, કે એ યોજના કાગળીઆંમાં જેટલી આકર્ષક દેખાય છે, અને લાભકારક થઇ પડે એમ લાગે છે તેટલી વસ્તુતઃ આકર્ષક અને લાભકારક કાર્યમાં નીવડશે નહિ.

કોઇની પણ નિંદા કર્યા વિના અમને એટલું કહેવાની ફરજ પડે છે કે મહાસભા ત્રીજા વર્ગના લોકોના હાથમાં પડી છે, એવો કેટલાકોનો લાંબા વખતથી રખાયલો ભય ખરો પડયો છે. અમે બહુ વિદ્વાન કે મુત્સદ્દી કે ડાહ્યા હોવાનો દાવો કરતા નથી. પરંતુ એટલું તો અમારે કહેવુંજ પડશે કે દેશની વસ્તુસ્થિતિનો અને તેને લાગતા-વળગતા અનેક પ્રશ્નનો ઉંડો અભ્યાસ કરવાથી આપણે આનાં કરતાં વધારે સુંદર અને સંગીન કાર્ય કરી શકીએ એ નિઃસંશય છે, પરંતુ દિલગીરી એટલી જ છે કે તેમાં આપણાં સ્વભાવ-જન્ય આળસ, સંકુચિત મન, ઇર્ષ્યા અને અનુદારતા જેવાં તત્ત્વો તેમાં આપણને વિઘ્નરૂપ થઇ પડે છે અને કદાચ પાછા પણ હઠાવી દે છે. જ્ઞાન વિનાના લોકો સ્વરાજ મેળવી શકશે અને તેનો ઉપયોગ કરી શકશે એ માની શકાતું નથી.

**બોરસદનો સત્યાગ્રહ.**

બોરસદની સત્યાગ્રહ ચળવળમાં છેવટે સત્યાગ્રહી પ્રજાનો વિજય થયો છે, તેને માટે આપણે પરમ કૃપાળુ પરમાત્માનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. બોરસદ તાલુકાની પ્રજાને, એ ચળવળમાં આગેવાની લેનાર નેતાઓને, સ્વયંસેવકોને અને છેવટે મુંબાઇના નવા ગવર્નર સાહેબને આ ચળવળનો ફતેહમંદ અંત આણવા માટે અભિનંદન આપીએ છીએ.

* * *

આ ચળવળના સંબંધમાં બે ત્રણ મહત્ત્વની બાબતો તરફ ધ્યાન ખેંચવાની આવશ્યકતા છે. બોરસદની બ્હેનોએ આ ચળવળમાં સુંદર ફાળો આપ્યો છે, અને તેમાં તેમણે પુષ્કળ અગવડો ધીરજથી વેઠી છે. જપ્તીઓ અટકાવવાને માટે પોતાનાં ઘરબારનો વ્યાવહારિક રીતે ત્યાગ કરીને જંગલમાં મંગલ કરનાર બ્હેનોની ધીરજને માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછા છે. જ્યારે સ્ત્રીઓ આ પ્રમાણે પુરૂષોને સાથ દે ત્યારે તેમના વિજયને માટે લેશ માત્ર શંકા રહે નહિ, એ આ ઉપરથી સાબીત થાય છે.

કેટલાક બહારવટીઆઓએ જાહેર કર્યા પ્રમાણે તેમણે સ્ત્રી વર્ગ તરફ અને વૃધ્ધો તથા બાળકો તરફ સારૂં વર્તન ચલાવ્યું છે. આપણા દેશમાં

સામાન્ય રીતે બહારવટીઆઓ—જેઓ ઇશ્વરનો થોડો ઘણો પણ ડર રાખે છે તેઓ સ્ત્રીઓ બાળકો અને વૃધ્ધો તરફ માનની લાગણી ધરાવે છે, અને તેમને કનડવાને બદલે તેમનું રક્ષણ કરે છે, અને કેટલાક બહારવટીઆઓએ તો પહેલે આણે સાસરે જતી સ્ત્રીઓને પોતાના તરફથી ભેટો આપ્યાના દાખલા આપણી કથાવાર્તાઓમાં બનેલા સાંભળવામાં આવ્યા છે બહારવટે નીકળેલાઓ સર્વ પ્રકારના કાયદાને ખીસ્સામાં ઘાલીને ફરે છે છતાં આ પ્રમાણે તેઓ સમાજનાં પવિત્ર બંધનોને નમતું આપે છે એ ઘણા સંતોષની વાત છે. તેમને અમારા અંતઃકરણના ધન્યવાદ છે.

પરંતુ આવી રીતે જ્યારે બહારવટીઆઓ પોતે સ્ત્રી વર્ગ તરફ પ્રશંસનીય વર્તન ચલાવે છે ત્યારે જાપ્તીના કામમાં પડેલા કેટલાક 'સરકારના પ્રતિનિધિઓ" તેથી વિરૂદ્ધ વર્તન રાખે એ દિલગીર થવા જેવું નથી ? જાપ્તીઓનો મારો ઓરસદમાં ચાલતો હતો તે વેળા ગરીબ લોકોને અને સ્ત્રીવર્ગને અનેક હાડમારીઓ વેઠવી પડેલી એ હકીકત અત્યાર પહેલાં જાહેર પત્રોમાં પ્રકટ થઇ ગયલી છે, એટલે અમે તે વિષે પિષ્ટપેષણ કરવા ઇચ્છતા નથી. ખુબીની વાત તો એ છે, કે જેમને હાથે સ્ત્રી વર્ગને આટલી કનડગત થાય છે, તેઓ રાજ્યસત્તાના પ્રતિનિધિઓ હોવા છતાં આપણા દેશબંધુઓ હોય છે. તેઓ પોતાનું કર્તવ્ય બજાવવાના ઉત્સાહમાં દેશબંધુ તરીકેનું પોતાનું કર્તવ્ય વિસરી જાય છે. કમમાં કમ અમે એટલું તો કહીશું, કે જો તેમની જગ્યાએ અંગ્રેજ કે યુરોપીયનો હોત તો સ્ત્રીવર્ગને આટલી બધી કનડગત વેઠવી ન પડે. "સહેલી ઓરડીએ સર્વ કોઇ ચઢે" એ ન્યાયનું અનુસરણ તેઓ કરે છે, પરંતુ તેમ કરતાં તેઓ આખા સમાજની સામે ઘોર અપરાધ કરે છે. સ્ત્રીવર્ગ પ્રતિ આદરભાવ એ સમાજના બંધારણનું પ્રથમ પગથીયું છે, અને રાજા શું કે પ્રજા શું, ગરીબ શું કે તવંગર શું, સર્વને સમાજના હિતને માટે અને પોતાના સંસારિક સુખને માટે એ પવિત્ર ભાવનાનું પાલન કરવું પડે છે. કોઇપણ પુરૂષ કોઇપણ સ્ત્રી પ્રતિ એવો આદરભાવયુક્ત વ્યવહાર રાખતો નથી, અને તેથી વિરૂદ્ધ વર્તન કરે છે, તે સમાજનો બહુ ગંભીર દ્રોહ કરે છે, અને એમ કરીને તે રાજા તથા પ્રજા સર્વના સ્ત્રીવર્ગ તરફ અનિષ્ટ વર્તનની શક્યતાનાં આંદોલન ઉત્પન્ન કરે છે. કાળે કરીને એ આંદોલનો ગતિમાન થઇને આખા સમાજને નુકસાનકારક થઇ પડે છે. એટલા માટે સકળ પુરૂષવર્ગે એ વિષે ખાસ કાળજી રાખવાની આવશ્યકતા છે. જે રાજ્યસત્તા પોતાના "પ્રતિનિધિઓ" ને હાથે પ્રજાના—ગમે તેવી ગરીબ પ્રજાના સ્ત્રીવર્ગ તરફ આવો અનાદરભાવ સહી લે છે અથવા થવા દે છે તે રાજ્યસત્તાને અંતે ભારે પશ્ચાત્તાપજ કરવો પડે છે. એટલા માટે, એવી બાબતમાં ખાસ દાખલો બેસાડવાની જરૂર છે, અને આપણે આશા રાખીશું, કે કમમાં કમ સરકાર આ બાબતમાં વધારે ગંભીર અપરાધીઓને સજા કરશે અને ભવિષ્યમાં એવા બનાવો નહિ બને તેને માટે ચાંપતા ઉપાયો યોજશે. અમે એકવાર ફરીથી કહીએ છીએ, કે આવું વર્તન ચલાવી લઇ શકાય નહિ, અને સરકાર જો તે ચલાવી લેશે તો અંતે તેને ભારે પશ્ચાત્તાપજ કરવો પડશે.

સ્વ. લાલશંકર ઉમિયાશંકર
ગુજરાત મહિલા પાઠશાળા



શ્રી સવિતા બ્હેન વિ. ત્રિવેદી, જી. એ.

પાઠશાળાનાં પ્હેલાં સ્નાતિકા.

## સ્ત્રીનો સ્નેહ



ચિત્રકાર: શ્રીમાન પુરૂષોત્તમ.

લીલા: "પ્રિયતમ! હજી પણ એ સમજાવવાનું રહ્યું છે? તમારા વિના મારા દિવસો નહિ જાય.
"ખરૂં". ને જરા તિરસ્કારથી હસ્યો.
......એ આંખોમાં બેદરકારી સ્પષ્ટ જણાઇ આવતી હતી.....




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર.)

વર્ષ ૧ લું. માર્ચ ૧૯૨૪. અંક ૭ મો.

## ન્હાની નણદલ.

લેખક: શ્રીયુત મૂળજી આશારામ ભગત.

( સારંગની ધુનમાં. )

સૂના સૂના મારા સાસરીયામ્હં
નણદલ એક આધાર:
હો મારે નણદલ એક આધાર:—



હૈયાં ભર્યાં ઠાલવવાં મારે
નણદલ એકલ ઠામઃ
હો મારે નણદલ એકલ ઠામઃ-

સાસુ અજાણ્યા, સસરા અજાણ્યા
નણદલ એક સુજાણઃ
હો મારે નણદલ એક સુજાણઃ-

"ભાભી ભાભી" કરી મોઢું સૂકવતાં
નેહનાં એ એંધાણઃ
હો એનાં નેહનાં એ એંધાણઃ-

સાસુ ન બોલે, સસરા ન બોલે
નાથજી તો શરમાળઃ
હો મારા નાથજી તો શરમાળઃ-

એકલવાયા જીવનમાં મારે
નણદલ એક આધારઃ
હો મારે નણદલ એક આધારઃ-

આંખલડીથી અમૃત ઝરતાં
નેનમાં નેહ ન માયઃ
હો એનાં નેનમાં નેહ ન માયઃ-

પ્રેમ ભર્યાં એનાં રૂસણાં
સખિ ઘડીએ ના વેઠાયઃ
સખિરી ઘડીએ ના વેઠાયઃ-




લેખિકાઃ સૌ. ભાનુમતી ત્રિવેદી.
ચિત્રકારઃ શ્રીમાન પુરૂષોત્તમ.

છ વખત જીવનદાન પામ્યાનું અપમાન શહાબુદ્દીનને બહુ સાલ્યું. સાતમી વખત એણે ચઢાઈ કરી. નરકેસરી પૃથ્વીરાજ સંયુક્તાની મીઠી છાંયડીમાં ઘેરાએલો પડ્યો હતો. લડાઇનો ડંકો વાગ્યો. કેસરી સફાળો ગર્જી ઉઠ્યો. વીર વાઘા સજ્યા. પણ વિધિનું વિધાન ભારતમાં પચરંગી રંગ પૂરવાનું હશે. રજપુતોમાં કુસંપ પેઠો હતો. કોઈ પૃથ્વીરાજની મદદે ન આવ્યું. ફક્ત તેના બનેવી સમરસિંહે ઘોરીના લશ્કરને અધવચ અટકાવ્યું. પૃથ્વીરાજને સજ્જ થવાનો એટલો અવકાશ મળ્યો.

પચ્ચીસ વર્ષનો યુવાન, પિતાની ના છતાં પૃથ્વીરાજની મદદે જતો હતો. રજપુતોના કુસંપથી તેનું હૈયું કકળી ઉઠ્યું હતું. માતાની મૂર્તિ અખંડિત રાખવાનું એને અભિમાન હતું.

આંગણે ઘોળી ઘોડી હણહણતી જમીન ખુંદતી ઉભી હતી. પીઠ ઉપરથી પાખડાં લટકતાં હતાં. તેનો સ્વાર ઓરડામાં હથીઆર સજતો હતો.

ધીમેથી ઓરડાનું બારણું ઉઘડ્યું. સરદાર પુત્રી લીલા દાખલ થઈ. રણજીતને ખભે હાથ મૂકી મૃદુ સ્વરે તે બોલીઃ "ક્યાં જાઓ છો " ?

ચમકી રણજીતે જોયું. દૃઢ સ્વરે ઉત્તર આપ્યોઃ " યુદ્ધમાં. "

" ક્યારે આવશો ? "

" કંઇ કહી શકાય નહિ. "

" મને પણ સાથે લઈ જાઓ. " આતુર આંખે તે રણજીતના જવાબની રાહ જોઇ રહી.

" શા માટે ? " રણજીતે પ્રશ્ન કર્યો.

" પ્રિયતમ ! હજીપણ એ સમજાવવાનું રહ્યું છે ! તમારા વિના મારા દિવસો નહિ જાય. "

" ખરૂં. " તે જરા તિરસ્કારથી હસ્યો. એ હાસ્યમાં પણ દુઃખની છાયા હતી. તેની દ્રષ્ટિ કામ ઉપરથી ખસી લીલાના શરીર ઉપર ફરી વળી. આંખો સામે સ્થિર થઇ. એ આંખોમાં બેદરકારી સ્પષ્ટ જણાઇ આવતી હતી. મુખ લાલ થયું પણ એ વદન ઉપર ગંભીરતાજ છવાઇ રહી હતી. દુઃખી પણ નિશ્ચિત સ્વરે તે બોલ્યો, " લીલા, સમજવાનું તો હું સમજી ગયો છું. તું મને નહિ પણ મારા રાજ્યને ચાહે છે. તું હૃદયેશ્વરી નહિ, પણ રાજ્યેશ્વરી થવા ઇચ્છે છે. તારો પ્રેમ કૃત્રિમ છે. સ્ત્રીનો સ્નેહજ એવો છે. જૂઠું બોલી બીજાને છેતરવાં તે તેમનું સ્વાભાવિક લક્ષણ છે. "

આ શબ્દ પ્રહાર સાંભળતી લીલા મૂઢ બેની નિસ્તબ્ધ રહી. આખો ઓરડો ભયાનક શાન્તિથી ભરાઇ ગયો. બપોરનો વખત હતો. ગામડાંનાં માણસો સૌ પોતપોતાને કામે

ગયાં હતાં. ખેતરે કે ભાતે ગએલી સ્ત્રીઓનાં છોકરાં ત્યોડીયામાં—પડયાં પડયાં રડતાં હતાં. આઘેથી લક્કડખોદનો કટકટ અવાજ કર્ણે પડતો હતો. કોઇ તાણતા ખેડુતનું ભાગ્યું તૂટયું ઉંચાનીચા સુરમાં નીકળતું ગીત વાતાવરણને ક્ષુબ્ધ કરતું હતું. આમ દુનિયાની ધડમથલના અવાજો લીલાને કાને અથડાતા હતા.

શું બોલવું તેની તેને સુજ ન પડી. થોડીવારે જમીન ઉપરથી આંખો ઉંચકી. રણજીત નહોતો! અડધા ઉઘડેલા બારણામાંથી દૂર દ્રષ્ટિ ફેંકી, ઘોડીના વેગથી ઉડતી રજમાં ઘેરાયલા યુવકને ઝાંખો જોયો.

"આટલું બધું અપમાન?" મનમાંજ તે બોલી. તેની આંખો પાણીથી ભરાઇ ગઇ. શરીર કંપવા લાગ્યું. દરેક વસ્તુઓ જાણે પોતા તરફ હાસ્ય કરતી હોય તેમ તેને ઉવેખવા લાગી. તે દિશાશૂન્ય ઘેલાની માફક ઉભી. એક પછી એક નિરાશાના નિશ્વાસ તેના મુખમાંથી નીકળવા લાગ્યા. રણજીતના શબ્દોએ તેના શરીરનું ચેતન હણી લીધું હતું. ભીંતને હાથનો ટેકો દઇ ઉપર માથું ઢાળી શરીર ટેકવી તે ઉંડા દુઃખમાં ડુબેલી ઉભી. સ્નેહમાં વિકૃતિનું કારણ ન સમજાયું. કંઇ પણ કારણ આપ્યા વિના પોતા ઉપર મૂકેલા આક્ષેપથી તેને ક્રોધ ચઢયો. થોડીવારે ભાન આવ્યું હોય તેમ કંઇક સ્વસ્થ થઇ. આંખોમાં તેજ આવ્યું અને પગ જમીન ઉપર ટકવા સમર્થ થયા. કોઇક વિચારના બળ ઉપર તે ઉભી. તે વિચાર એ હતો કે નારીહૃદય, સ્ત્રીનો સ્નેહ એટલે શું? એ મારે રણજીતને સમજાવવું જોઇએ. જ્યારે એને સ્નેહના સ્પષ્ટ સ્વરૂપનું ભાન થશે ત્યારે એની ભ્રાન્તિ ભાંગશે, અને પોતે ઉચ્ચારેલા ભયંકર શબ્દોનો પશ્ચાતાપ થશે. અને મારી સાચી પીછાન પણ ત્યારેજ પડશે.

પૂરપાટ દોડતો યુવક પૃથ્વીરાજની છાવણીમાં આવ્યો. યોગ્ય સત્કાર પામ્યો. સૈનિકો ભેગા કરવાનું કામ એને સોંપવામાં આવ્યું.

રાતદિવસની અથાગ મહેનતથી વગડામાં ઝાડની છાયા નીચે એકવાર આડા થએલા રણજીતને ઉંઘ આવી ગઇ. પૃથ્વીરાજના સૈન્યની ચાલના તપાસવા માટે રજપુત વેશે ફરતા બે પઠાણ સૈનિકો સુતેલા રણજીત પાસે આવી પહોંચ્યા. તેનાં હથીઆર આંચકયા. રણજીત બેઠો થઇ ગયો. હથીઆર ઉપર હાથ નાખ્યો. નિર્લજ્જ કાયર સૈનિકો નફ્ફટ થઇ હાસ્ય કરવા લાગ્યા. તિરસ્કારથી તેણે કહ્યું, "શુરવીરને શોભે તેમ લડવું હોય તો તરવાર આપ."

જવાબમા હાસ્ય શિવાય બીજું ન મળ્યું.

એવામાં દૂરથી શ્વાસભેર દોડતા બાલકે આવી નાગી તરવાર રણજીતના હાથમાં આપી બોલ્યો: "પ્રભુ વિજય કરો."

રણજીતે બન્ને સૈનિકોના ધડને ધૂળ ભેગાં કર્યાં.

જીવતદાન આપનાર બાલકનો ઉપકારનો બદલો શાથી વાળવો? શું બોલવું? તે રણજીતને ન સુજ્યું, પગે પડું એમ ધારી બાલકના પગમાં પડવા જતો હતો. બાલકે તેના બન્ને હાથ પકડી તેને તેમ કરતો અટકાવ્યો.

ગળગળા સ્વરે રણજીત બોલ્યો: "પરોપકારી પુરૂષ! તારે માટે હું શું કરૂં?"

"કંઇજ નહિં." બાલકે કહ્યું. "હું સૈનિક તરીકે છાવણીમાં આવવા નીકળ્યો છું. અચાનક આવી રીતે તમારો ભેટો થયો. ચાલો હું તમારી સાથેજ આવું."

"સૈનિક નહિ પણ મિત્ર માફક તું મારી સાથે રહેજે."

"મને લાગે છે કે તમે કોઇ રાજવંશી પુરૂષ છો. હું સામાન્ય માણસ છું. આટલું બધું માન મને ન છાજે."

" માન નહિ પણ ઉપકારના બદલામાં કંઇક. "

" ના ના. હું તો સેવકજ રહીશ. "

બંને ચાલ્યા. રસ્તામાં રણજીતે પૂછ્યું. " તારૂં નામ શું ? ક્યાંથી આવે છે " ?

બાલકે જણાવ્યું " બહુ દૂર દેશથી આવું છું. નાનપણથીજ માબાપ ગુજરી ગયાં છે. બીજાની મહેરબાની ઉપર ઉછરેલો છું. બધા મને અજીત કહે છે. તમે પણ એમજ કહેજો. "

બે ત્રણ દિવસના સહવાસમાં અજીત અને રણજીતની મૈત્રી ઠીક જામી. સાથે ખાતા પીતા, રહેતા, બેસતા; અજીત મિત્ર નહિ પણ સેવક માફકજ વર્તતો.

રણજીતની સરદારી નીચે સેના ઉપડી. અજીત પણ સાથે ચાલ્યો. રસ્તામાં છાવણી પડી. અજીત પડાણ લશ્કરની માહિતી મેળવી આવતો, તેના સૈનિકોની હિલચાલ તપાસતો, અને રણજીતના અંગરક્ષકનું કામ કરતો.

એક મધરાતે રણજીતની આંખો ઉઘડી જોયું તો અજીતને પોતાની પાસે ફરતો જોયો.

" અજીત, હજી સુધી જાગે છે ? મારી રક્ષા માટે ? " આશ્ચર્ય પામતાં રણજીતે પૂછ્યું."

" હા, પ્રભુ ! "

" મ્હારે માટે આટલી બધી કાળજી ? "

" સેવકનો એ ધર્મ છે. "

" બધા સેવકો તારા જેવા હશે ? "

" હા, પ્રભુ ! "

" ના ના અજીત, તને કોણ સેવક કહે. તારા ઉપર મને બહુ હેત આવે છે. જાણે તું મારો પુરાણો મિત્ર ન હોય ! ચાલ બહાર જઇએ. "

" ચાલો. " બંને ચાલ્યા.

જામેલી રાત્રિ હતી. વિજન વન હતું. તારાનો આછો પ્રકાશ ઢળતો હતો. જવાનો માર્ગ ઝાંખરાઓમાં થઇને હતો. બંને મિત્રો નિર્ભય ચાલતા હતા. આગે ચોગાન આવ્યું, ત્યાં સ્થંભ્યા. બેઠા. રણજીતે પૂછ્યું " અજીત ! આ દુનિયામાં કોઇનો સંબંધ સ્વાર્થ રહિત હશે ?"

" હા પ્રભુ, ખરા પ્રેમીનો હેતુરહિત પ્રેમ તે સ્વાર્થરહિત સંબંધ જ કહેવાય. "

" ઉપભોગ એમાં ન આવે ? "

" જો કે એ વિષયમાં હું બધું જાણતો નથી, પણ પ્રેમના પ્રકાર તેમ ઉપભોગના એ પ્રકાર હોય છે. પ્રેમ લાગણીમાંથી ઉત્પન્ન થાય છે. એ લાગણીઓનું જેટલું ઉંડાણ તેટલું પ્રેમના પાયાનું ઉંડાણ. ક્ષુદ્ર વાસનાને કેટલાક પ્રેમ માની લે છે, કે જે વાસના પૂરી થતાં પ્રેમ પણ પૂરો થાય છે. દાખલા તરીકે પવન અને ભ્રમરને આપણે લઇએ. ભલા ! એક ખીલતી કળી કે પુષ્પને પવન ડોલાવતો હોય અને આનંદમાં તે પુષ્પ પોતાની ડાળીએ ઝુલતું હોય. અજાણમાંજ એ આનંદ-પરાગ પવન એગો થઇ કોઇ બળબળતા આત્માને શાન્તિ આપતો હોય. કેવું એ આનંદમય પરોપકારી દૃશ્ય ! અને ભ્રમર. ભ્રું ભ્રું કરતો મધુની આશાએ ખીલેલાં ફુલ ઉપર પ્યાર તો કરે. પણ પછી ! બિચારાંનું બધુંય હીર ચુસી લઇ જાણે ઓળખતોય ન હોય તેમ નષ્ટ થઇ બેપરવા ફર્યા કરે. બિચારાં ફુલની દશાનો તેને સ્વપ્નેય ખ્યાલ ન આવે. મધુ મળતાં અભિમાની ભૃંગ પોતાને આવો મિત્ર છે માની મગરૂર થાય. પણ પવનને તો કંઈ હેતુ વિનાજ પુષ્પનો પરાગ દૂર દૂર ફેલાવી તેના ગુણ ગાવાનું સ્વાભાવિકજ થઇ પડ્યું હોય છે. મધુ વિનાના ફુલ ઉપર ભ્રમર ન જાય ત્યારે પવન ખરેલાં ફૂલ ઉપર પણ પોતાનો મૃદુ હાથ ફેરવે. સંજોગથી સ્નેહ વિકૃત નથી પામતો, સ્નેહના ઉપભોગ ચિરંજીવી હોય છે,

" આ દુનિયામાં જેને એવો મિત્ર હશે તે ખરેજ ભાગ્યશાળી છે."

" ના પ્રભુ, એવું નથી. એવાં પણ કેટલાક અભાગી હોય છે. "

" શી રીતે ? "

" માણસ કલ્પનાને પજવી રંડાવતો ન હોય તો દુનિયામાંથી કેટલાંય દુઃખ ઓછાં થઈ જાય. કલ્પનાથી માણસ અહેતુક પ્રેમને સહેતુક માની લે છે. અને એ રીતે અસ્ખલિત પ્રેમની આડો બંધ બાંધી લઇ બીજાને દુઃખ આપે અને પોતે ભોગવે. "

" બાલક ! આટલી નાની વયમાં આ જ્ઞાન ક્યાંથી ? "

" અનુભવથી. "

" કહે બાલક કહે. તારો અનુભવ કહે. ઘણે વખતે આ સંસારમાં આજે સમદુઃખીયું મળ્યું છે. "

ઉંડો નિશ્વાસ નાખી અજીત બોલ્યો, " એક વ્યક્તિને હું પ્રાણથી અધિક ચહાતો. મળવાનું બહુ ન થતું, પણ મારા અંતરમાં આરાધ્ય દેવતાની માફક હું તેને પૂજતો. ધારતો કે તેનું મન૦મારા જેવું જ હશે. મારી એ ધારણા ખોટી પડી. એને મારો પ્રેમ સહેતુક લાગ્યો. એણે મને તિરસ્કાર્યો. મને એમ થયું કે હવે જીવવું નકામું છે. તેથી અહિં સૈનિકની નોકરી માટે આવ્યો. લાગ્યું કે છેવટે આ જાતને માતૃભૂમિના યજ્ઞમાં હોમી કૃતાર્થ કરૂં. "

" અહા બાલક ! હું શું કરી રહ્યો છું તે જાણે છે ? તારા શબ્દે શબ્દથી આ છાતી ચીરાય છે. ઉષ્ણ શોણિત પોતાનો રસ્તો શોધવા ઉતાવળી ગતિથી શરીરમાં ઘૂમી રહ્યું છે. હું તેની પાસે જઇશ. વિનવીશ. ક્ષમા માગીશ. પણ હવે યુદ્ધને અંતે. "

" શું પ્રભુ ? શું થયું ? શું બોલો છો ? "

" કંઇ નહિ બાલક, આવ. તું સેવક નહિ સુહૃદ છે. મિત્ર છે. સમદુઃખી છે. તારૂં સ્થાન આ છાતી ઉપર, પગ પાસે નહિ. " રણજીતે જોશમાં અજીતનો હાથ પકડી તેને પોતા તરફ ખેંચ્યો.

અજીત એનો હાથ છોડાવી ધ્રુજતા નિશ્વાસથી બોલ્યો, " આજ નહિ પ્રભુ, યુદ્ધને અંતે. "

"અજીત ! આજ તેં દુશ્મનની ગરજ સારી."

" ખરેખર હું અભાગી છું. છાવણીમાં ચાલો. "

બંને જણ ઘેર આવ્યા. આખી રાત અજીતના અંતઃકરણમાં એજ અવાજ અથડાયા કર્યો : " હારે અભાગિની, "આવ્યો વખત ન ઓળખ્યો. "

નિદ્રાહીન રાત્રિ જેમ તેમ પૂરી થઇ. સવારમાં સેનાને હુકમ આપ્યો. કૂચ શરૂ થઇ. મોરચો મંડાયો.

મહામારી જગત્ ઉપર સ્વચ્છંદે ઘૂમવા લાગી. આખરે ચારે બાજુએ અંધકાર છવાઇ રહ્યો અને યમરાજ જાણે જરાક આરામ લેવા થોભ્યા. સેનાપતિ રણજીતની રાવટીમાં બે પડાણ નિરવ પગલે પેઠા. અજીત પહેરો ભરતો હતો. વિજળીને વેગે તેણે તરવાર ખેંચી, પણ એકને માર્યા પછી આહત થઇને પડ્યો. રણજીત જાગી ઉઠ્યો. બીજાને પૂરો કરી એકદમ અજીત તરફ દોડ્યો. મોં ઉપર નીચો નમ્યો. અજીત કંઇક બોલતો હતો: " પ્રાણ! સ્ત્રીઓ નિસ્વાર્થ પ્રેમને પીછાની શકે છે.– એક વખત બોલો પ્રિયતમ–' ચાહું છું. '

" કોણ સ્ત્રી ? પ્રેમ શો ? શું બોલે છે ? અજીત ! ભાઈ! કહે તારી શી ઇચ્છા છે " ?

" અજીત નહિ પણ અભાગિની લીલા. બોલો પ્રિયતમ, સ્ત્રીઓ શુદ્ધ પ્રેમને પીછાની શકે છે. બોલો ' ચાહું છું. ' મારો વ્યથિત આત્મા એટલેથીય શાન્તિ પામશે. "

" લી...લા " બોલતાં બોલતાં તેનો, સાદો

દરડાઇ ગયો. કોઇએ મોટા પત્થર છાતી ઉપર મૂકયો હોય તેમ શ્વાસ રૂંધાવા લાગ્યો. ગાત્રે ગાત્ર ગળવાં લાગ્યાં. શરીરમાંનું ચેતન ઉડી જતું હોય તેમ લાગ્યું ચારે બાજુએ અંધકાર છવાઈ રહ્યો. છતી દ્રષ્ટિએ આજ એ આંધળો બન્યો. પોતે નહિ પણ પોતાના શરીરમાં કોઇ બીજાએજ આવી વાસ કર્યો હોય, તેનીજ પ્રેરણાથી કામ થતું હોય તેમ તેણે એ હાથ લીલાને ગાલે મૂકયા અને મોં ઉપર મોં ઢાળી ગણગણ્યો "આ શું ? પ્રિયે "...

" એ સ્ત્રીનો સ્નેહ. "

પ્રભાતની પ્રફુલ્લતામાં ઉષાના ઉદય વખતે, પક્ષીઓનાં મીઠાં ગીત વચ્ચે, ચિતાની સોનેરી જવાલાઓએ એ પ્રાણાર્પણનો પેગામ માનવીઓનાં અંતઃકરણમાં પહોંચાડયો. સત્ય-અને માયાની વચ્ચે ઝોલાં ખાતો યુવક મૂઢ જેવો બની ગયો.

ભારતનું ભવિષ્ય આજે બદલાવાનું હતું. ક્ષિતિજમાં સૂર્યોદય સાથે માનવીની કેટલીય આશાઓ ઉગી નીકળી હતી. પણ ઉદય એ અસ્ત-માટે ? જીવવું એ મરણ માટે ? અને આશા એટલે શું ?

એ વિશાળા વ્યોમની નીચે, પોતાની પ્રિયત્તમાના અવશેષને જોતો, ઘડી ઘડીમાં દિગન્ત અને આકાશમાં ઉંડુ ઉંડુ શોધતો યુવક ઉભો હતો. દૂર કેટલેય દૂર દૂર કોઈ અનિર્વચનીય સ્થિતિમાં તેનું મન પ્રિય પ્રાપ્તિની આશાએ ઘૂમતું હતું. પણ ' સ્ત્રીનો સ્નેહ ' એ ભણકાર શિવાય બીજું કંઇ નહોતું.

તે કંઇ બબડયોઃ " હા, હું એટલું ધ્યાન રાખીશ. ચિતાની જવાલાઓ આ રસ્તે થઇને ગઇ છે. મારી પ્રિયતમાનો એ પંથ. આવું છું. એ રસ્તેજ થઇને. "

ફલાંગ મારી યુવક ઘોડી ઉપર ચઢી બેઠો. સજ્જ સેના તેના પતિની રાહ જોતી ઉભી હતી. હુકમ અપાયો.

ઘેલો રણજીત રણમાં ઘૂમ્યો. પડયો. પ્રિયત્તમાના પથ પ્રતિ તે અનિમિષ આંખે નિહાળી રહ્યો.

દેવતાઓનાં દુંદુભી વાગ્યાં. ફૂલોની વૃષ્ટિ થઇ. એ પ્રેમી આત્મા તેના પ્રેમાત્મા સાથે ભળ્યો.



એક નિશાળમાં ઇન્સ્પેક્ટર સાહેબ તપાસ કરવાને આવ્યા. ઉપલા બધા વર્ગો તપાસ્યા પછી એક નીચલા વર્ગમાં આવ્યા. વખત ઝાઝો નહતો એટલે અભ્યાસની બાબત જતી કરી. વિદ્યાર્થીઓનું સામાન્ય જ્ઞાન તપાસવાનોજ તેમણે વિચાર કર્યો. વર્ગમાં ભીંત ઉપર એક નકશો ટાંગ્યો હતો. તેમણે સવાલ કર્યોઃ " છોકરાઓ ! આ નકશાનો ખરો ઉપયોગ શું તે કોઇ કહી શકશે ? "

એક સાથે પાંચ-સાત છોકરા બોલી ઉઠ્યાઃ " માસ્તરની બાઇસીકલ સંતાડવા માટે, સાહેબ ! "

નકશાની પાછળ માસ્તર હમેશાં પોતાની સાયકલ મુકી રાખતા !

# ધન્ય હો ! સુન્દરી જીવન લ્હાણ.

( રાસ )

લેખક: શ્રીયત જમનાદાસ કરસનજી ઠાકર.

ધન્ય હો ! સુન્દરી જીવન લ્હાણ !
ધન્ય અવિરામ જીવન બલિદાન !

જનમાં તવ હૃદયે સરતી, સુર–ગંગાની લ્હેર,
તારિણી ! પાપમોચનિ રેલ ! ધન્ય.

યજ્ઞવેદિના જ્વલિત હુતાશ,
દુંદુંભિ બજાવે ચડી આકાશ !
મૃત્યુ સહ જંગ રચે પણ સ્થિર,
રહે ચઢતી ચંડી સમ ધીર !

સુખ દુઃખના ઘા ઝીલી સાથીને, શીખવે વ્યુહના ખેલ,
જંગ જીતાવી પદરજ ચૂમતી, અહ! તુજ જીવન વેલ! ધન્ય.

સાગરે નૌકા ડોલમડોલ,
સૂકાની થઇ ઉલે અણુડોલ !
ખરાબે ચઢતાં શોરબકોર,
દિશાઓ સૂચવે તું અણુમોલ !

ઉત્તર રાત્રિ તણાં અંધારાં, અજવાળે નેણ ભાણુ,
પૂનિત કરતી પગલે પગલે, અમ જીવન સોપાન ! ધન્ય.

ક્ષમા, શીલ, કરુણાથી તુજ અંગ,
દીપે સૂર—વેલડી સમુ અભંગ !
નૂપુરથી સરી પડતી રસરેલ,
લલિતે ! બ્રહ્મસૂરોની હેલ !

એજ સૂરોથી પ્રાણ અર્પતી, લેતી જીવન લ્હાણુ,
અંતે ઉડતી પ્રભુપદ ચુમવા, ધન્ય સ્વર્ગ સોપાન ! ધન્ય.






લેખક:
શ્રીયુત નવલરામ જગન્નાથ ત્રિવેદી. બી. એ.

ગુજરાતના સ્ત્રી જીવનથી ગુજરાતનો વિચારવાન વર્ગ ઘણા સમયથી અસંતુષ્ટ હતો એમ દેખાડનારાં અનેક વાક્યો સાહિત્યમાં મળી આવે છે. જૂના લેખકોની માન્યતા એવી હતી કે કળિયુગના પ્રભાવને લીધે સ્ત્રીઓની અધોગતિ થઇ છે. પણ તેનું કારણ સ્ત્રીઓની અક્ષરશૂન્યતા હતું એ સત્ય તો સુધારાના જમાનામાં માલૂમ પડયું. આ સમયે સ્ત્રીઓની અધમ સ્થિતિ માટે ખેદ દર્શાવનારા અને ઉપાય તરીકે સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવો જોઇએ એવા ઉદ્‌ગારો કવિઓ, લેખકો, અને ભાષણકર્તાઓએ કાઢયા છે. સ્ત્રીકેળવણી માટે આ સમયમાં જો કે ઉહાપોહ અને ચર્ચા ઘણી થઇ તોપણ તે સમયનું કાર્ય તો કન્યાઓની પ્રાથમિક કેળવણીમાંજ લગભગ સમાપ્ત થાય છે. ત્યારપછીના કલ્પના યુગમાં શ્રીયુત ગોવર્ધનરામે ગુણસુંદરી, કુમુદ અને કુસુમની માનસિક મૂર્તિઓ ગુજરાત સમક્ષ રજુ કરી અને કવિ ન્હાનાલાલે અખંડ કૌમારવ્રતની અભિલાષિની જયા તથા લગ્નની સૂક્ષ્મ મીમાંસા કરતી કાન્તિકુમારીનાં આદર્શ પાત્રો પ્રજા પાસે મુકયાં. આ પ્રમાણે કારણ જાણ્યા વિનાનો અસંતોષ કારણસહ અસંતોષ અને ભાવિની આશાનાં દર્શન ગુજરાતને થયાં. પણ કાર્ય?

શ્રીયુત ગોવર્ધનરામે કહ્યું હતું "આજનાં સ્વપ્નાં કાલે ફળે." (What is a vision to-day may be a reality to-morrow) અને તે પ્રમાણે તેમનાં સ્વપ્નાં કાળે ફળવા લાગ્યાં. સૌ. વિદ્યાગૌરી બ્હેન નીલકંઠ તથા સૌ. શારદા બ્હેન મહેતા ૧૯૦૨ માં મુંબાઇ યુનીવર્સિટીનાં ગ્રેજ્યુએટ થયાં અને તેમણે ગૂજરાતના નારીજીવનનો વિકાસ કરવાના કામમાં પોતાની શક્તિઓ રોકી વ્યાખ્યાનો, લેખો, પુસ્તકો, સ્ત્રીશિક્ષણનાં વર્ગો વગેરે દ્વારા તેમણે ગુજરાતની સ્ત્રીઓની સેવા ચાલુ રાખી. સને ૧૯૧૬ માં સૌ. શારદા બ્હેને અ. સ્વ. સુલોચના બ્હેને સ્થાપેલ અમદાવાદ વનિતાવિશ્રામની વિદ્યાર્થીનીઓ તથા શહેરની કન્યાઓને માધ્યમિક શિક્ષણનો લાભ આપવા માટે મહિલા વિદ્યાલયની સ્થાપના કરી. તે સંસ્થાનાં અધિષ્ઠાત્રી તરીકે અભ્યાસક્રમ રચવામાં, વર્ગો ચલાવવામાં તથા વિદ્યાલયની દેખરેખના કામમાં તેમણે ઘણી મદદ કરી હતી, અને હજુ પણ તેમની મદદ ચાલુજ છે. વિદ્યાલયના અભ્યાસમાં સૌ. વિદ્યાબ્હેનની પણ મદદ રહી કરી છે. આ વિદ્યાલયમાંથી જે વિદ્યાર્થિનીઓ છેલ્લા વર્ષની પરીક્ષામાં પાસ થયાં તેમના આગળ અભ્યાસની ગોઠવણ માટે વિચાર થવા લાગ્યા. પરિણામે સન ૧૯૨૦

ના સપ્ટેમ્બરની પહેલી તારીખે વડોદરા રાજ્યના દિવાન સાહેબ સર મનુભાઇ નંદશંકર મહેતાના શુભ હસ્તે " ગુજરાત મહિલા પાઠશાળા " ની સ્થાપના કરવામાં આવી. પાઠશાળાની વ્યવસ્થા કરવાનું કામ " ગુજરાત કેળવણીમંડળે " ઉપાડી લીધું. તે મંડળના મંત્રી ભાઇ ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિકે પોતાની અનેક પ્રવૃત્તિઓ વચ્ચે પાઠશાળાની વ્યવસ્થાનું કામ ત્રણ વર્ષ સુધી ઉત્તમ રીતે કર્યું.

પછી સ્ત્રી કેળવણીના પ્રચાર માટે સ્વતંત્ર મંડળની જરૂર જણાતાં તે વિષયમાં રસ લેતાં સ્ત્રી પુરૂષોની એક સભા બોલાવવામાં આવી અને સ્ત્રી કેળવણી મંડળ " સ્થાપવાનો નિર્ણય થયો. તા. ૧૩-૮-૨૩ ના રોજ પહેલી સભા મળી તેમાં ઘડી કાઢેલા નિયમો મંજૂર થયા અને કાર્યવાહક મંડળ નીમાયું. તા. ૧ લી સપ્ટેમ્બર ૧૯૨૨ થી પાઠશાળાનો વહીવટ આ મંડળને હાથ આવ્યો. " ગુજરાતી સ્ત્રી કેળવણીમંડળ "નાં પ્રમુખ વડોદરાનાં મહારાણી સાહેબ શ્રીમનાબાઇ ગાયકવાડ છે. તેમણે વડોદરામાં " મહિલા પાઠશાળા " સ્થાપવા માટે ૧ લાખ રૂપીયા મંડળને આપ્યા છે, અને વડોદરામાં આ વર્ષથી " મહિલા પાઠશાળા " નો પ્રથમ વર્ગ ખોલવામાં આવ્યો છે. " ગુ. સ્ત્રી કેળવણીમંડળ " ના મંત્રીઓ વડોદરા રાજ્યની મોટા પગારની નોકરી છોડી ગુજરાતની સેવામાં જીવન રેડનાર રા. સુમન્તભાઇ બટુકરામ મહેતા, સૌ. વિદ્યાગૌરી નીલકંઠ, અને રા. ભોગીલાલ ત્રીભોવનદાસ ઠાકર છે.

પ્રો. કર્વેએ સ્થાપેલ પૂનાની " શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી ભારતવર્ષીય મહિલા વિદ્યાપીઠ " સાથે આ પાઠશાળા જોડાયલી છે. મહિલા વિદ્યાપીઠની પ્રવેશક ( Entrance ) પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થિનીઓને પાઠશાળામાં દાખલ કરવામાં આવે છે. અંગ્રેજી સિવાયનું સર્વ શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવે છે. સંસ્થાને અથવા મહિલા વિદ્યાપીઠને સરકાર સાથે કંઇ સંબંધ નથી. પાઠશાળાનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે, અને દરેક વર્ષના અંતે વિદ્યાપીઠ તરફથી પરીક્ષા લેવાય છે. છેલ્લા વર્ગની પરીક્ષામાં પાસ થનારાંઓને ગૃહિતાગમા ( Graduate in Arts )ની ઉપાધિ આપવામાં આવે છે. પ્રથમ વર્ષમાં અંગ્રેજી, ગુજરાતી, હિંદનો ઇતિહાસ અને રાજ્યબંધારણ તથા ગૃહવિદ્યા અને વિજ્ઞાન એ ચાર વિષયો ફરજીયાત છે, અને સંસ્કૃત ચિત્રકળા તથા સંગીત એ ત્રણમાંથી એક મરજીયાત વિષય તરીકે શિખવવામાં આવે છે. હાલ ત્રણે મરજીઆત વિષયો શીખવવા માટે અધ્યાપકોની ગોઠવણ થઇ ગઇ છે. બીજા વર્ષમાં અંગ્રેજી ગુજરાતી, બ્રિટિશ સામ્રાજ્યનો ઇતિહાસ અને બ્રિટિશ રાજ્યબંધારણ, તથા ગૃહવિદ્યા અને વિજ્ઞાન એ ચાર ફરજીયાત વિષયો છે. તે સિવાય ઉપર દર્શાવેલ ઐચ્છિક વિષયોમાંથી એક લેવો પડે છે. ત્રીજા વર્ષમાં અંગ્રેજી, ગુજરાતી, માનસશાસ્ત્ર તથા બાળવિજ્ઞાન અને સમાજશાસ્ત્ર આ ચાર ફરજીયાત વિષયો અને ઐચ્છિક વિષયોમાંથી એક લેવો પડે છે. વળી આ વર્ષથી જેમણે અંગ્રેજી સિવાયના બીજા વિષયોની, મહિલા વિદ્યાપીઠ તરફથી લેવાતી શાળાની ( Vernacular Final ) પરીક્ષા પાસ કરી હોય તેમને પણ અંગ્રેજી સિવાયના ઉપર દર્શાવેલા સર્વ વિષયો શિખવા માટે પાઠશાળામાં દાખલ કરવાનું શરૂ કરી દીધું છે. આ પ્રમાણે ત્રણ વર્ષ અભ્યાસ કરી પાસ થનારને " ગુજરાત સ્ત્રી કેળવણી મંડળ " તરફથી પ્રમાણપત્ર આપવામાં આવશે. આ નવીન જ દિશામાં ભરેલું પગલું છે. પૂનામાં આવી વ્યવસ્થા નથી. મહિલા વિદ્યાપીઠે અંગ્રેજીનો વિષય ન લેનારાંઓ માટે પોતાનાં દ્વાર બંધજ રાખ્યાં

છે. તેમને આ પ્રમાણે સ્વતંત્ર ગોઠવણ કરીને ઉચ્ચ શિક્ષણનો લાભ આપવા માટે સ્ત્રીકેળવણીમંડળના ચાલકોને ધન્યવાદ ઘટે છે. આ પ્રમાણે પાઠશાળામાં થતો વિકાસ કરનારી ( cultural ) તથા હૃદય વિકાસ કરનારી (emotional) એમ બન્ને પ્રકારની કેળવણી આપવાનો પ્રયાસ થાય છે.

તા. ૧૨–૮–૨૩ના રોજ શ્રીમતી સરોજીની નૈડુના પ્રમુખપણા નીચે પાઠશાળાનો વાર્ષિક સમારંભ રાખવામાં આવ્યો હતો. તે સમયે પાઠશાળાનાં પ્રથમ સ્નાતિકા બ્હેન સવિતા બ્હેનને અભિનંદન આપવામાં આવ્યું હતું. બ્હેન સવિતાબ્હેને મહિલા વિદ્યાપીઠની ગૃહિતાગમા ( G. A. ) ની પરીક્ષા બીજા વર્ગમાં પાસ કરી છે તથા સંસ્કૃતમાં સર્વ વિદ્યાર્થીનીઓમાં પ્રથમ આવી તે વિષયનું વિદ્યાપીઠનું ઇનામ મેળવ્યું છે. આ સમયે ભાષણ કરતાં શ્રીમતી સરોજીની નૈડુએ કહ્યું હતુંઃ "સ્ત્રીઓની કૉલેજનું નામ સાંભળી મેં ઉંચી એડીનાં બુટવાળી, કાળાં કાબરાં કપડાં પહેરેલી, ચશ્મેધશ કન્યાઓ જોવાની ધારણા રાખી હતી. પણ અહિં આવી મેં વર્ગમાં જોયું તો સાનંદાશ્ચર્ય સાથે માલુમ પડયું કે મારી ધારણા ખોટી હતી. મને તો લાગ્યું કે જાણે હું કોઇ સુંદર ચિત્રજ જોઇ રહી છું." સારાંશ કે પાઠશાળાનાં વાતાવરણ તથા અભ્યાસ ક્રમથી આર્ય સ્ત્રીત્વની ભાવના પોષાય છે, એમ તેમને લાગ્યું હતું અને તેથી તેમણે પોતાનો સંતોષ જાહેર કર્યો હતો. આ સર્વ શુભ પરિણામો લાવવા માટે તેમણે સૌ. વિદ્યાબ્હેન નીલકંઠ તથા સૌ. શારદા બ્હેન મ્હેતાની સ્ત્રીસેવાની યોગ્ય પ્રશંસા કરી હતી. મી. એમ. આર. જયકરે, જે અખતરામાં તેઓ ચંદારામજી ગર્લ્સ સ્કુલમાં મુંબાઇમાં નિષ્ફળ ગયા હતા, તેમાં ફતેહ



પાઠશાળાની ઉપાધ્યાપિકા અને વિદ્યાર્થીનીઓ.

ડાબે હાથે ઉપરથીઃ
૧ શ્રી. સવિતાબ્હેન ત્રિવેદી, ગૃ. એ.; ૨ શ્રી મનહરગૌરી દેસાઇ; ૩ શ્રી. કુમુદસુંદરી ઠાકોર; ૪ શ્રી જયાગૌરી ઠાકોર.
જમણે હાથે ઉપરથીઃ
૧ ગં. બ્હેન પદ્માવતી દેસાઇ; ૨ સૌ. નંદગૌરી ઠાકોર; ૩ સૌ. કાન્તાગૌરી પટેલ; ૪ શ્રી કળાવતી ઠાકોર.
વચમાંઃ
૧ શ્રી. કાન્તાગૌરી ઠાકોર; ૨ શ્રી. નિર્મળાગૌરી દેસાઇ.

ફંદ થવા માટે અમદાવાદને અભિનંદન આપ્યું હતું.

પાઠશાળાના ખર્ચનો અર્ધો ભાગ ભારત વર્ષીય મહિલા વિદ્યાપીઠ આપે છે. બાકીના અર્ધો ભાગ માટે સંસ્થા તરફ સદ્‌ભાવ ધરાવતા સજ્જનોની મદદ પર આધાર રાખવો પડે છે. તે માટે જે મહેનત પડતી હશે તે તો મંત્રીઓ જાણે! જે ગૂજરાતમાંથી સર વિઠ્ઠલદાસ દામોદર ઠાકરસી જેવાએ ટુંકામાં વિદ્યાપીઠ માટે ૧૫ લાખ રૂપીયા આપ્યા હતા, તે ગૂજરાત પોતાનાજ પાય તખ્તની આવી ઉપયોગી સંસ્થાને પોષવામાં લાંબો સમય સુધી ઢીલ કરશે નહિ એમ ઇચ્છી વિરમીશું.

તા. ક. ઉપર્યુક્ત લેખ અમને મળ્યા પછી સ્વર્ગસ્થ લાલશંકર ઉમિયાશંકર ત્રવાડીના સ્મારક ફંડના ટ્રસ્ટી મહાશયોએ એ ફંડનો લાભ પાઠશાળાને આપવાનો સ્તુત્ય ઠરાવ કર્યો છે. ઉપરાંત સ્વર્ગસ્થના "દાનવીર બંધુ શ્રીયુત નરભેશંકરભાઇએ એમાં પોતાના તરફથી રૂપિયા વીશ હજારની રકમનો ઉમેરો કરી પોતાની ઉદારતાનો અને સ્ત્રીકેળવણી માટેની પોતાની ઉત્સુકતાનો પરિચય કરાવ્યો છે. આ બે સ્તુત્ય કાર્યોને પારણામે પાઠશાળાની નાણાંભીડ કેટલેક અંશે ઓછી થઇ ગઇ છે. એથી પાઠશાળાને વાર્ષિક રૂપીઆ ૪૫૦૦ ની આવક થશે. આ સખાવતની યોગ્ય કદર કરી પાઠશાળાના કૃતજ્ઞ સંચાલકોએ મહુંમનું નામ સંસ્થા સાથે જોડી દીધું છે. ગુજરાતના બીજા દાનવીર ગૃહસ્થોએ પણ આ ઉદારતાનું અનુકરણ કરવું જોઇએ.

એક બીજી વાત પણ અહિં નોંધવી જોઇએ. ગુજરાત કાઠયાવાડમાં કન્યા કેળવણીનો ક્યાં ક્યાં કેટલો પ્રચાર થયો છે, અને કેવા સંયોગોમાં એ કાર્ય કરી રહી છે તેનું નિરીક્ષણ કરવા અને એ સર્વ વિગતો મેળવી તે સંબંધી સૂચનાઓ સહિત રીપોર્ટ તૈયાર કરવા પાઠશાળાના સંચાલક સ્ત્રી કેળવણીની મંડળે અમદાવાદના વનિતાવિશ્રામ મહિલા વિદ્યાલયના આચાર્ય શ્રીયુત ચંદુલાલ કાશિરામ દવેને નીમ્યા છે. સ્ત્રી કેળવણીના પ્રશ્નોનો એ ભાઇનો અભ્યાસ ઉંડો છે અને સ્ત્રી સંસ્થાઓના નિરીક્ષણ માટે એમના કરતાં વધારે લાયક વ્યક્તિ ગુજરાતમાં ભાગ્યે મળી શકે. એમની પસંદગી માટે પાઠશાળાના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. એ ભાઇ પોતાના નિરીક્ષણનો જે રીપોર્ટ રજુ કરવાના છે, તેની અમે આતુરતાથી રાહ જોઇએ છીએ. તં. ગુ.



" વહુ નવી પરણેલી વહુ પોતાના વરને પ્રભુની જેમ પૂજે છે. ! "

" એમ કેમ ધારો છો ? "

" કારણ દિવસના ત્રણ વખત તેણી તેના વર પાસે બાળેલ ધાન મુકે છે. "

# સ્ત્રી–હક્કની લડત માટે.

## શ્રીમતી હીરાંબાઇ તાતા અને કુમારી મીઠાં તાતાનો યૂરપનો પ્રવાસ.

મુંબાઇ કલાકામાં શ્રીમતી હીરાંબાઇ તાતા અને કુમારી મીઠાં તાતાના નામેથી ભાગ્યેજ કોઇ અજાણ્યુ હશે. સ્ત્રી–હક્કની લડત માટે એ સુશિક્ષિત માતાપુત્રી સન ૧૯૧૯ના ઓગસ્ટ માસમાં યૂરપના પ્રવાસે ગયાં હતાં, ત્યાંથી હમણાંજ થોડો સમય થયાં પાછાં ફર્યાં છે. એમની પ્રવૃતિનો ટુંક અહેવાલ અંહિ આપવો અસ્થાને નહિ ગણાય.

કુમારી મીઠાં તાતાએ એલ્ફીન્સ્ટન કોલેજમાંથી બી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષા સન ૧૯૧૯ માં પ્હેલા વર્ગમાં પસાર કર્યા પછી, એજ વર્ષના ઓગસ્ટ માસમાં માતા પુત્રી બન્ને કૈસરે–હિન્દ સ્ટીમરમાં યૂરપના પ્રવાસે નીકળ્યાં હતાં. એ સમયે ઇગ્લાંડમાં હિન્દના રાજ્યતંત્રમાં સુધારા કરવા વિષે પ્રવૃત્તિ ચાલતી હતી. સન ૧૯૧૭માં પ્રકટ થયેલી મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની યોજનાને પરિણામે એક ખરડો બ્રિટિશ પાર્લામેંટમાં એ સુધારાઓને કાયદાનું સ્વરૂપ આપવાના ઇરાદાથી દાખલ કરવામાં આવ્યો હતો; અને તેને અંગે દિવાને આમ અને દિવાને ખાસના પ્રતિનિધિઓની બનેલી એક સંયુક્ત કમિટી નીમવામાં આવી હતી. આ કમિટી સમક્ષ જુબાની આપવા હિન્દથી અનેક પ્રતિનિધિ મંડળો અને જાણીતાં સજ્જનો અને સન્નારીઓ ૧૯૧૯ના જુલાઇ–ઓગસ્ટના અરસામાં ઇગ્લાંડ જવા નીકળ્યાં હતાં. મુંબાઇની સ્ત્રીઓની માગણીઓ એ કમિટિ સમક્ષ રજુ કરવા આ માતાપુત્રીને પ્રતિનિધિઓ તરીકે નીમવામું આવ્યાં હતાં; અને તદનુસાર સ્ત્રી હક્કની લડતના એ કાર્ય માટે બન્ને જણાં ગયાં હતાં. પરંતુ ઇગ્લાંડ વેળાસર નહિ પહોંચી શકવાને કારણે તેમની મોઢાની જુબાની કમિટિ લઇ શકી નહતી, અને હિન્દી સ્ત્રીઓની માગણીઓ લેખિત યાદીના સ્વરૂપમાં કમિટિ સમક્ષ રજુ કરી તેમને સંતોષ માનવો પડયો હતો.

આ કાર્ય પૂરૂં થયા પછી બીજી અનેક દિશાઓમાં સ્ત્રી–હક્કની લડત માટે તેમને પ્રવૃત્તિ કરવાની હતી. હિન્દી સ્ત્રીઓની માગણીઓ વિષે ઇગ્લાંડ અને યૂરપની સ્ત્રી સંસ્થાઓને માહિતગાર કરી તેમની સહાનુભૂતિ આ લડત માટે મેળવવાનું કાર્ય એ બન્નેએ ત્યાર પછી હાથમાં લીધું હતું. આ કાર્ય સંબંધી તેમની પ્રવૃત્તિનું વર્ણન આપીએ તે પહેલાં કુમારી મીઠાં તાતાએ પોતાનો અભ્યાસ આગળ વધારવાને કરેલા પ્રયત્નોનો ઉલ્લેખ કરી લઇએ.

કુમારી મીઠાં તાતા અંહિથી યૂરપ ગયાં ત્યારેજ તેમણે બી. એ. ની ડીગ્રી મેળવી લીધી હતી, એમ ઉપર જણાવ્યું છે. મુંબાઇ યુનીવરસીટીની એ ડીગ્રી માટેની પરીક્ષામાં

જીવનના બીજા પણ કેટલાક અગત્યના સવાલો આ મંડળ ચર્ચે છે અને જાહેર જીવનમાં સ્ત્રીઓને સમાન હક્ક આપવાની હિમાયત કરે છે. આ બેઠકમાં પણ દુનિયાના લગભગ બધા દેશોમાંથી પ્રતિનિધિઓ આવ્યાં હતાં.

ઇગ્લાંડની ગ્રામ્ય સ્ત્રી સભાઓની પરિષદ્‌ની લન્ડનમાં મળેલી બેઠકમાં પણ તેમણે ભાગ લીધો હતો. આ સભાઓ ઈગ્લાંડનાં ગામડાંઓની સ્ત્રીઓને જાગ્રત કરી તેમનું જીવન વધારે ઉન્નત બનાવવાના પ્રયત્નો કરે છે. એ સંસ્થાઓનો મુખ્ય ઉદ્દેશ ગામડાંની સ્ત્રીઓને પોતાના જીવનમાં વધારે રસ લેતી કરવાનો હોઇ, તેમના દ્વારા ગ્રામ્ય જીવનને વધારે આરોગ્યમય અને વધારે સૌંદર્યવાળું બનાવવાનો છે. આ સભાઓની એકત્ર પરિષદ્ દર વર્ષ જુદાં જુદાં શહેરોમાં મળે છે અને વર્ષ દરમિયાન થયલા કામની ચર્ચા કરી, આવતા વર્ષ માટે યોગ્ય સૂચનાઓ કરે છે. આપણા ગ્રામ્ય જીવનને સુધારવા માટે આવી સંસ્થાઓ સ્થાપવાની ખાસ જરૂર છે.

આવી વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓમાં લગભગ સાડાચાર વર્ષ ઓતપ્રોત રહી, આ સુશિક્ષિત માતાપુત્રી ગયા જાન્યુઆરી માસમ હિંન્દ પાછાં ફર્યાં છે. એ લાંબા સમય સુધી હિન્દી સ્ત્રીઓના પ્રતિનિધિઓ તરીકે તેમણે કરેલી સેવા સ્હેલાઇથી ભૂલી શકાય એમ નથી. એ અરસામાં યુરપની સ્ત્રીસંસ્થાઓના વિધવિધ પ્રકારનાં કાર્યો સંબંધી તેમણે જે અણમૂલો અનુભવ મેળવ્યો છે તેનો લાભ અહિંની સ્ત્રી સંસ્થાઓ માટે અત્યંત માર્ગદર્શક થઇ પડશે. અમે આશા રાખીએ છીએ, કે હિન્દની સ્ત્રીસંસ્થાઓ તેમનાં એ જ્ઞાન અને અનુભવોનો છુટથી લાભ લેશે, અને દેશના સ્ત્રી જીવનને તે દ્વારા વધારે ઉન્નત કરવાના પ્રયત્નો કરશે.



શેઠાણી—( શેરીમાં વગાડતા ભિખારીને ) અલ્યા તારી પીપુડી બંધ કર—હું જરા પણ કામ નથી કરી શકતી.

ભિખારી—શેઠાણી, જુઓ. મારા વગાડવાની કેવી અસર તમારા પર થઇ ? જે તમે બીજું કંઇ નથી કરી શકતાં.

× × × ×

"તમે તંત્રીને ખાત્રી આપી હતી, કે એ લેખ આગલ કદી પ્રકટ થયો નથી ?"

"હા."

"અને તે છતાં તેણે તે લેવાની ના પાડી ?"

"ના ! તેણે તો કહ્યું: 'મારી ખાત્રી છે કે હવે પછી પણ તે કદી પ્રકટ થશે નહિ !'"



સાતઆઠ વર્ષની પ્રવૃત્તિ પછી યુરોપથી હમણાં જ પાછાં ફરેલાં
શ્રીમતી હીરાંબાઇ અને કુમારી મીઠાં તાતા.

પ્હેલાં હિન્દી સ્ત્રી બેરીસ્ટર.



મારી મીઠાં અરદેશર તાતા.

બી. એ. (મુંબાઈ); એમ. એસસી. ઇકોન. (લંડન);

બેરીસ્ટર-એટ-લૉ.

# આંતર-રાષ્ટ્રીય મહિલા મહાસભા.

લેખિકાઃ કુમારી મીઠાં અરદેશર તાતા,
બી. એ. (મુંબાઇ); એમ. એસ. સી. ઇકોન. (લંડન); બૅરીસ્ટર-એટ-લૉ.

**આ**ખા યુરપમાં અત્યારે સહકાર માટે-એક સરખી રીતે વિચાર કરતા યા એકજ ઉદ્દેશ ધરાવતા લોકોના સમૂહોના સંગઠન માટે પ્રવૃતિ ચાલી રહેલી દેખાય છે અને તેટલા માટેજ વિજ્ઞાનશાસ્ત્રીઓની. પત્રકારોની, કામદારોની, વેપારીઓની અને લગભગ સર્વ પ્રકારના જુદા જુદા ધંધાદારીઓના પરિષદો અને મહાસભાઓ મળે છે. " સહકાર " આ જમાનાનો મુદ્રાલેખ છે. સમાન ઉદ્દેશ માટે જુદા જુદા રાષ્ટ્રોના જુદા જુદા સમુહોનું આવું પદ્ધતિસર સંગઠન આગળ કોઇ વખત થયું નથી. સ્ત્રીઓ ઉપર પણ આ પ્રવૃતિએ અસર કરી છે. તેઓ જોઇ શકે છે કે તેમની ફરિયાદો, તેમના ઉદ્દેશો અને હેતુઓ એક સરખાં છે. એમ હોયતો પોતાના સવાલો ચર્ચવાને, કાર્યક્રમની રીતિઓ પર વિચાર કરવાને, અને થતાં કામકાજની સરખામણી કરવાને તેમણે શા માટે ભેળાં ન મળવું જોઇએ ?

લગભગ વીશ વર્ષ પ્હેલાં આંતર-રાષ્ટ્રીય મહિલા મહાસભાની પહેલી બેઠક મળી હતી થોડીક ઉત્સાહી અને દીર્ઘદ્રષ્ટિવાળી મહિલાઓ એ બેઠકમાં પરસ્પર ઓળખાણ કરવા અને સ્ત્રી જાતિની જે મુસ્કેલીઓ હતી તે દૂર કરવા ભવિષ્યમાં કેવી રીતે ચળવળ ચલાવવી તેનો નિર્ણય કરવા ભેળી મળી હતી. આ સ્ત્રીઓ મોટે ભાગે અમેરિકા અને ઇંગ્લાંડની રહેવાસી હતી; તેઓ બુદ્ધિમતી હતી અને પોતાની જાતિની ઉન્નતિ માટે પોતપોતાના દેશમાં તેમણે કામ કર્યું હતું; મુસ્કેલીઓ ભોગવી હતી; પોતાની જાતિ માટે શું જરૂરી છે તે જાણતી હતી.



કુ. મીઠાં તાતા.

"અમારો ઉદ્દેશ દુનિયાની સ્ત્રીઓને એક મહાન ભગિની મંડળમાં સંયુક્ત કરવાનો છે, સહાનુભૂતિ અને સમાન ઉદ્દેશો તેમને બાંધનારી સોનાની સાંકળોની ગરજ સારશે" એમ જ્યારે તેમણે જાહેર કર્યું ત્યારે તેમને હસી કાઢવામાં આવી હતી. હવાઇ કિલ્લા બાંધનાર તરીકે, બીજી સ્ત્રીઓને પોતાના કુટુંબથી જુદી પાડવાની કોશેષ કરતી ! પુરૂષત્વ પામેલી સ્ત્રીઓ તરીકે તેમની લોકોએ હાંસી કરી.

આટલું છતાં આ હિમ્મતવાન મહિલાઓએ દૃઢ વિશ્વાસ પૂર્વક પોતાનું કાર્ય ચાલુ રાખ્યું. તેમણે સ્વપ્ને પણ નહિ ધાર્યું હોય એટલે અંશે એ કાર્ય ફળીભૂત થયું છે. જે મંડળોને નુકશાનકારક ધારવામાં આવતા હતા તેમનો અત્યારે ઉપયોગી સંસ્થાઓ તરીકે સર્વત્ર સ્વીકાર થાય છે, એટલુંજ નહિ પરંતુ દુનિયાના સર્વ સુધરેલા દેશોમાંથી સ્ત્રીઓ પોતાના પ્રતિનિધિઓ મોકલી આપે છે. ઉત્તર ધ્રુવ નજદીકના અત્યંત ઠંડા મુલક આઇસલેંડમાંથી, દક્ષિણમાં આવેલા ન્યુઝીલેંડમાંથી, દૂરના પૂર્વના દેશો ચીન અને જાપાનમાંથી અને પડદેપોશ રહેતા તુર્કસ્તાન અને ઇજીપ્તમાંથી પણ સ્ત્રી પ્રતિનિધિઓ એ મહાસભામાં ભાગ લેવા આવે છે. આ પ્રમાણે આખી દુનિયા સંકળાઇ શકી છે. એટલુંજ નહિ પરન્તુ જુદા જુદા દેશોની સરકારો પણ એ મહાસભાને ઉપયોગી અને અગત્યની સંસ્થા ગણે છે, તેમની માગણીઓ સાંભળવી જોઇએ એમ માને છે. અનેક સરકારો પોતાના દેશ તરફથી આ મહાસભાઓમાં ખાસ સ્ત્રી પ્રતિનિધિઓની નીમણુંક કરીને મોકલે છે. આંતર–રાષ્ટ્રીય સ્ત્રી–હક્ક સંઘની રોમ (ઇટાલી) માં મળેલી મહાસભામાં સરકારી પ્રતિનિધિ તરીકે એક બાહોશ મહિલાને મોકલવા ઉપરાંત ઇટાલીના વડા પ્રધાન સીનોર મુસોલીનીએ મહાસભાનું ઉપ-પ્રમુખપદ સ્વીકારી, તેને સત્તાવાર આવકાર આપી હતી.

નાની–નમ્ર શરૂઆતમાંથી મહાન વસ્તુઓ કેવી રીતે નીપજે છે તે આ ઉપરથી જોઈ શકાય છે. ઇંગ્લાંડ અને અમેરિકામાં સ્ત્રીઓની અનેક અગત્યની સંસ્થાઓ છે; દાખલા તરીકે સ્ત્રી–હક્ક સંઘ. આ સંઘની આંતર–રાષ્ટ્રીય પ્રમુખ શ્રીમતી કેરી ચેપમેન કેટ છે. એ મહિલા બહુજ વિચિક્ષણ છે. જે જમાનામાં અમેરિકા જેવા દેશમાં પણ સ્ત્રીઓ માટે કોઇએ કોલેજની કેળવણીનો હજી વિચાર પણ કર્યો ન હતો, તેવે સમયે ચૌદ વર્ષની ઉમ્મરે શ્રીમતી કેરી, કોલેજમાં દાખલ થઈ હતી. થોડાજ સમયમાં પોતાની મહાન બુદ્ધિ અને વ્યવહારિક શકિતઓને લીધે સ્ત્રી હક્ક સંબંધી અમેરિકન સ્ત્રીઓની માંગણીની પ્રવૃત્તિમાં તે આગેવાન બની રહી. અમેરિકન સ્ત્રીઓ માટે મતાધિકાર મેળવવાનું ખરું માન એમને અને કુમારી સુસાનબી અન્થોનીને ઘટે છે.

સ્ત્રીઓનું બીજું મહાન મંડળ મહિલા રાષ્ટ્રીય સભા છે, જેની આંતર–રાષ્ટ્રીય પ્રમુખ માર્સ્યોનેસ ઓફ એબરડીન અને તામેર છે. મહાન શક્તિઓ ધરાવનાર અમીર ખાનદાનની એ મહીલા એક મહાન સામાજીક કાર્યકર્તા તરીકે વિખ્યાત છે. સુલેહ અને સ્વાતંત્ર્ય માટેના આંતર–રાષ્ટ્રીય સ્ત્રી સંઘની આંતર–રાષ્ટ્રીય પ્રમુખ કુમારી જેઇન આદમ્સ છે, જેણે સુલેહ સ્થાપવાની પ્રવૃતિમાં અત્યંત કામ કર્યું છે. આ અને એવી બીજી અનેક સંસ્થાઓ સ્ત્રીઓની ઉન્નતિ માટે અસ્તિત્વ ધરાવે છે; એ સંસ્થાઓનો મોટો ઉદ્દેશ જુદા જુદા દેશના મંડળોને સાંકળીને પોતાના સભાસદો તરીકે જેટલાં બને તેટલાં વધારે રાષ્ટ્રોને મેળવવાનો છે. ઉપર જણાવેલાં એ મંડળોની દુનિયામાં જુદા જુદા દેશોની હજારો સભાસદો છે. દરેક મંડળ બીજી સર્વ પ્રવૃતિઓમાં ભાગ લેવા ઉપરાંત જાહેર કાર્યની એકાદ ખાસ શાળા ઉપાડી લઇ તે તરફ વધારે ધ્યાન આપે છે. દાખલા તરીકે સ્ત્રી હક્ક સંઘ સ્ત્રીઓના મતાધિકારના પ્રશ્ન ઉપર પોતાની સર્વ શકિતઓ એકત્ર કરે છે. રાષ્ટ્રીય સભા સામાજીક સ્થિતિ અને તેની સુધારણા તરફ વધારે ધ્યાન આપે છે, જ્યારે આંતર–રાષ્ટ્રીય સ્ત્રી સંઘ પોતાના નામપ્રમાણે જુદી જુદી પ્રજાઓ વચ્ચે સુલેહ જળવાઇ રહે તે માટે કાર્ય કરે છે.

વ્યક્તિ વ્યક્તિની અને રાષ્ટ્ર રાષ્ટ્રની વચ્ચે શુભેચ્છા અને મિત્રતા વધારવા માટે પરસ્પર સહાનુભૂતિ અને સમજુતિ ખાસ જરૂરનાં છે, એમ આપણે જાણીએ છીએ. ખરી ઇચ્છા કરતાં ખરી સમજુતિના અભાવે વધારે દુશ્મનાવટ પેદા થાય છે. એ સમજુતી આણવાનો સૌથી સરસ ઉપાય મિત્રતાની લાગણી પ્રસારવામાં, અજ્ઞાન દૂર કરવામાં અને વ્યક્તિઓને પરસ્પર મળવાની તક આપવામાં સમાયલો છે, જુદા જુદા રાષ્ટ્રોની પ્રજાઓ મિત્રો તરીકે સંમેલનોમાં



આંતર રાષ્ટ્રીય સ્ત્રી હક્ક સંઘ મહાસભા
જીનીવા, ૧૯૨૦.

જેમ વધારે મળે તેમ સહાનુભૂતિ અને ખરી સમજુતિ વધારે કેલાય. અજાણ્યા સાથે ગેર સમજુતિ ઉભી થાય પરંતુ મિત્રો સાથે તે પરદેશી હોય તોપણ તેમ થવું વધારે મુશ્કેલ છે, એટલા માટે આ મંડળોએ આંતર-રાષ્ટ્રીય મહાસભાઓ દ્વારા મનુષ્ય જાતિનો સંબંધ વધારવાનો અને તેમ કરીને રાષ્ટ્રીય અવિશ્વાસ અને અજ્ઞાનતા દૂર કરવાનો ઉદ્દેશ રાખ્યો છે. હવે એટલું તો સર્વ કોઇ સ્વીકારે છે કે જો લોકો દૂર રહી, પરસ્પર ગુસ્સે થવાને કે લડવાને બદલે પાસે બેસીને બુદ્ધિપૂર્વક ચર્ચા કરે તો મતભેદોનો વધારે સ્હેલાઇથી ફેંસલો લાવી શકાય છે. આ પ્રમાણે બની શકે છે એમ ૧૯૨૦ માં જીનીવામાં અને ૧૯૨૩ માં રોમમાં સિદ્ધ થયું હતું. ત્યાં ફ્રેન્ચ, બેલ્જીઅન, અને જર્મન સ્ત્રીઓએ મિત્રો તરીકે ભેળાં મળી પોતપોતાના દેશની સ્ત્રીઓ સાથે સંબંધ ધરાવતા સવાલો ચર્ચ્યા હતા, જો કે પાંચ વર્ષ પહેલાંજ તેઓ પરસ્પર લડી રહ્યા હતા.

આ મહાસભાની એક બેઠકમાં ચર્ચાયલા વિષયોનો ઉલ્લેખ કરવો ઉપયોગી જણાશે, સૌથી પહેલાં મહાસભા મળે તે આગમચ કાર્યક્રમ ઘડી કાઢવામાં આવે છે; અને તે જનરલ સભા પાસે સંમતિ માટે રજુ કરવામાં આવે છે. તે પછી જુદા જુદા વિષયોને લગતી કમિટીઓ નીમવામાં આવે છે. એ કમિટીઓમાં સભાસદો તરીકે મોટે ભાગે એવી સ્ત્રીઓ હોય છે, જેમણે તે વિષયનો ખાસ અભ્યાસ કરી કુશળતા મેળવી હોય છે. આ કમિટીઓ પોતાના વિષયોને લગતા સવાલોના ઉંડાણમાં ઉતરે છે, અને તે વિષે જનરલ સભા ઉપર પોતાનો રીપોર્ટ મોકલી આપે છે. જરૂર પડે તો તેને માટે જરૂરી ઠરાવ પણ ઘડી શકે છે. ત્યાર

બાદ આ કમિટીએ આગલા વર્ષોમાં થયલા કામ કાજનો, હવે પછી કરવાના કામકાજનો અને તે માટે કેવી રીતીએ કામ લેવું તેનો અહેવાલ તૈયાર કરે છે. દાખલા તરીકે આંતર રાષ્ટ્રીય સ્ત્રી–હકક સંઘની મહાસભામાં સૌથી પ્રથમ અને અગત્યની બાબતો જે દેશોએ પોતાની સ્ત્રીઓને મતાધિકાર આપ્યા હતા તેમની પ્રતિનીધિઓના એ અધિકાર કેવી રીતે મેળવ્યા હતા તે સંબંધી અહેવાલો હતા.

પશ્ચિમમાં અત્યારે જે સવાલમાં વધારે રસ લેવાય છે તે પુરૂષોની સરખામણીમાં જાતિભેદ રાખ્યા વિના એકજ પ્રકારના કામ માટે સ્ત્રીને સરખો પગાર–નાણાં બદલો મળવા સંબંધી છે. જો આપણે એમ સ્વીકારતા હોઇએ કે એક સરખી રીતે કેળવાયલા સ્ત્રી પુરૂષમાં માનસિક શક્તિનો કાંઇ તફાવત નથી, એટલે કે એક જાતિ બીજી જાતિ કરતાં કુદરતી રીતે માનસિક શક્તિમાં ચઢીઆતી નથી તો દલીલ પુરઃસર એટલું સિદ્ધ થાય છે કે જો એક પુરૂષ અને એક સ્ત્રી એકજ જાતનું કામ કરતાં હોય. એક સરખું કામ આપતાં હોય, તો સ્ત્રીને પુરૂષના જેટલોજ પગાર આપવો જોઇએ. પણ ઘણા દેશોમાં એ પ્રમાણે નથી થતું, અને પગારની આ અસમાનતા ઇંગ્લાંડના શિક્ષણના ધંધામાં તેમજ સનદી નોકરીઓમાં બહુ ધ્યાન ખેંચે એવી છે. આર્થિક સંયોગોને લીધે ઘણી સ્ત્રીઓને પોતાના જીવન નિર્વાહ માટે કમાવું પડે છે; કેટલીક સ્વતંત્ર થવા માટે પણ તેમ કરે છે અને તેથી પગારનો સવાલ તેમને અગત્યની અસર કરે છે. અલબત સ્ત્રી અને પુરૂષ બધી બાબતોમાં એક સરખું કામ નથી કરતાં, પરન્તુ જ્યાં જ્યાં કામનું ધોરણ એકજ હોય ત્યાં ત્યાં બદલો પણ સરખો હોવો જોઇએ એ ન્યાયપુરઃસર વાત છે." સરખા કામ માટે સરખા પગાર 'નો આવો કાયદો સ્કેન્ડીનેવીઆ (નોર્વે અને સ્વીડન) ના દેશોમાં પસાર થયો છે. એ દેશો કેળવણી, આરોગ્ય રક્ષા, અને સ્ત્રી પુરૂષ માટેના સમાન કાયદાની બાબતોમાં યુરપના બીજા દેશો કરતાં ઘણા આગળ વધેલાં છે, પરંતુ તેમનો વિસ્તાર નાનો હોવાને લીધે તેમનાં કાર્યો જાહેરમાં જોઇએ તેટલાં ચર્ચાયાં નથી.

નીતિવિષયક કમિટિએ એક બહુ સુંદર રીપોર્ટ તૈયાર કર્યો હતો, એમ તેમને સોંપાયલું અતિ નાજુક અને મુશ્કેલ કામ જોતાં કહી શકાય. સ્ત્રીઓનો દરજ્જો નીચો કરનાર કે તેને અધોગતિએ લઇ જવામાં મદદરૂપ થનાર દરેક સંસ્થા કે ધારો ખરાબ છે અને આ સ્ત્રીઓ માંગણી કરે છે કે એ બદીઓ દૂર કરવા માટે યોગ્ય ધ્યાન આપવું જોઇએ. તેઓ જુદી જુદી સરકારો ઉપર ઠરાવો મોકલી તેમના પ્રદેશોમાં સ્ત્રીઓ અને બાળકોના ચાલતા ગુલામી વ્યાપાર તરફ ખેંચે છે અને માંગણી કરે છે કે એ નિંદનીય પ્રથા અંકુશમાં આણવાને અને નાબૂદ કરવાને યોગ્ય પગલાં લેવાં જોઇએ. વળી તેઓ સ્ત્રી તેમજ પુરૂષ બન્ને માટે નીતિનું એકજ ઉચું ધોરણ રાખવાની માંગણી કરે છે, કારણ કે તેઓ જાણે છે કે જ્યાં સુધી બે પ્રકારનાં ધોરણો હયાતીમાં હશે ત્યાં સુધી દુર્ગુણો વધતાં જશે અને સ્ત્રીઓની અધોગતિ થતી જશે, અને તેટલા માટે તેઓ દબાણ કરે છે કે *જનન શાસ્ત્રનું બુદ્ધિપુરઃસર શિક્ષણ પ્રસારવું જોઇએ.* તેઓ જાણે છે કે એકલા કાયદાથી કાંઇ વળશે નહિ. નીતિના સવાલનો પાયો મજબુત કરવો હોય તો યુવાન છોકરાઓ અને છોકરીઓને નીતિનું ઉંચુ ધોરણ શીખવવું પડશે. તેઓ જોઇ શકે છે કે નીતિના પ્રશ્નનો જ્યાં સંબંધ છે ત્યાં જે કાયદાઓ સ્ત્રીઓને સજા કરે છે અને પુરૂષોને જતા કરે છે તે બીન–અસરકારક અને અન્યાયી છે, અને એવા કાયદાઓ દૂર કરાવવા તેઓ સતત પ્રયત્નો કરે છે. દાખલા તરીકે યુરપના કેટલાક દેશોમાં એવો કાયદો છે કે કોઇ સ્ત્રી કોઇ પુરૂષ ફોસલાવી તેના *શીયળનો ભંગ*

કરે તો તે પુરુષ સામે તેને દાદ મળી શકે નહિ અથવા પોતાના ગેરકાયદેસર બાળકના પિતાનું નામ તે જાહેરમાં મુકી શકે નહિ. જે એક તરફી કાયદાઓ દૂર કરાવવા અને વધારે ન્યાયી બનાવવા આ સ્ત્રીઓ પ્રયત્નો કરી રહી છે, તેનો આ તો માત્ર એક દાખલો છે.

" પરણેલી સ્ત્રીઓનું રાષ્ટ્રત્વ "એ પશ્ચિમમાં બીજો ચર્ચાસ્પદ પ્રશ્ન છે. જે સ્ત્રીઓ પરદેશીઓ સાથે પરણી હતી તેમની સ્થિતિ લડાઇના સમયમાં બહુ કફોડી થઇ હતી. દાખલા તરીકે જો એક અંગ્રેજ સ્ત્રી એક જર્મન પુરુષને પરણી હોય તો કાયદાની દ્રષ્ટિએ તે જર્મન પ્રજા ગણાય, અને જો તે પાછી ઇંગ્લાંડ જાય તો ત્યાં પોતાની જન્મ ભૂમિમાં કાયદાની દ્રષ્ટિએ પરદેશી ગણાય. હજારો સ્ત્રીઓને આ પ્રમાણે સહન કરવું પડ્યું છે, અને તેથી તેઓ એવો કાયદો પસાર કરાવવા માંગે છે કે સ્ત્રીને પોતાનું રાષ્ટ્રત્વ પસંદ કરવાનો હક્ક રહે. એટલે કે કાંતો તે પોતાનું જન્મનું રાષ્ટ્રત્વ રાખી રહે અથવા પતિના રાષ્ટ્રત્વનો સ્વીકાર કરે. અમેરિકાએ આ બાબતમાં પહેલ કરી એવો કાયદો પસાર કર્યો છે કે કોઇ અમેરિકન સ્ત્રી પરદેશી સાથે પરણે તો તેટલાથીજ માત્ર તે પોતાનું અમેરિકન રાષ્ટ્રત્વ આપોઆપ ગુમાવી દેશે નહિ. એથી ઉલટું કોઇ પરદેશી સ્ત્રી અમેરિકન સાથે પરણશે તો માત્ર તેટલાથીજ તે અમેરિકન પ્રજા નહિ બની જાય પરંતુ તેમ થવા માટે તેને યોગ્ય સમય રાહ જોવી પડશે, અને રાષ્ટ્રત્વનું સરટીફીકેટ મેળવવું પડશે.



આંતર રાષ્ટ્રીય સ્ત્રી-હક્ક સંઘની મહાસભામાં હિંદી પ્રતિનિધિ મહિલાઓ.

વળી કેટલાંક અંગત કાયદાઓ છે જેમનું દબાણ પુરુષો કરતાં સ્ત્રીઓ પર વધારે સખ્ત છે. એ કાયદાઓમાં સમાનતા આણવાના પણ પ્રયત્નો થાય છે. પશ્ચિમમાં જ્યાં મરતી વખતે 'વીલ' કરવાની પદ્ધતિ ચાલુ છે, ત્યાં એક પુરુષ પોતાનાં બૈરી છોકરાં માટે કાંઇ પણ મુકી ન જાય અને પોતાની બધી મીલ્કત કોઇ અજાણ્યાને યા ધર્માદામા આપી શકે. હવે એમ સ્વીકારવામાં આવે છે કે આ હક્ક ઉપર અંકુશ મુકાવો જોઇએ, અને પુરુષને પોતાના બૈરી છોકરાંને વારસાના કુદરતી હક્કમાંથી બાતલ કરવાની પરવાનગી ન મળવી જોઇએ. આ બાબતમાં પણ

સ્કેન્ડીનેવીઆએ પ્હેલ કરી એવો. કાયદો કરી પુરૂષને ફરજ પાડી છે કે તેણે પોતાની મીલ્કતનો અમુક ભાગ પોતાનાં બૈરી છોકરાં માટે મુકી જવો જોઇએ. વિધવાઓનાં બાળકો જો નિરાધાર હોય તો રાજ્ય તરફથી તેમણે ભરણપોષણનો હકક આપવામાં આવ્યો છે. યૂરપના કેટલાક દેશોમાં પરણેલી સ્ત્રી પોતાના પતિની સંમતિ વિના મીલ્કત રાખી શકે નહિ. પોતાના નામમાં પતિને સાથે ભેળવ્યા વિના તે જમીનની ખરીદી કે વેચાણ કરી શકે નહિ. ટુંકમાં કાયદો હજી તે પતિના દાસત્વમાં છે એમ સ્વીકારે છે. આ કાયદો માત્ર મધ્યકાળનો વારસો નથી, પરંતુ સ્ત્રી જાતિને બીન જવાબદાર અને પરાધીન પણ બનાવે છે. અમેરિકા, ઇંગ્લાંડ અને સ્કેન્ડીનેવીઆમાં સ્ત્રી રૂપની જેમજ મીલ્કત રાખી, ખરીદી કે ...ચા શકે છે. એટલે કે પતિની સત્તાની અટકાયત વિના તેમ કરી શકે છે. બીજા દેશોની સ્ત્રીઓ આ અને એવાજં બીજા કાયદાઓમાં સમાનતા આણવા ચળવળ કરી રહી છે.

ત્યાંની સ્ત્રીઓને એમ લાગે છે કે અત્યારે જાહેર જીવનમાં સ્ત્રીઓની મોટી સંખ્યામાં જરૂર છે, જેથી તેઓ જાહેર અગત્યની બાબતો ઉપર પોતાના અભિપ્રાયોનું દબાણ આણી શકે. આ સ્થિતિ ખાસ કરીને સુલેહ શાન્તિના સંબંધમાં છે; જ્યાં સુધી દુનિયાની સ્ત્રીઓ ભેળી મળીને એમ નહિ કહે કે 'અમારે વધુ લડાઇઓ નથી જોઇતી,' ત્યાં સુધી ખરી સુલેહ–શાન્તી અસંભવિત છે. સ્ત્રીઓ મનુષ્ય જાતિને ઉત્પન્ન કરનાર અને તેનું પોષણ કરનાર હોવાથી, તેઓ મનુષ્યની જીંદગીને વધારે અગત્યનું સ્થાન આપે છે; તેઓ જાહેર જીવનમાં ભેળાશે તો અત્યાર સુધી જે માયાળુતાના તત્વનો તેમાં અભાવ રહેવો છે તે આણી શકાશે. તેઓ એટલા માટે દબાણ કરે છે કે પુરૂષોની સાથે સર્વ અગત્યના જાહેર કમીશનો અને કમિટિઓમાં થોડીક સ્ત્રીઓને પણ નીમવી જોઇએ, જેથી કરીને સ્ત્રીનું દષ્ટિ બિંદુ પણ વિચારી શકાય. તેઓ આંતરરાષ્ટ્રીય સંઘ ( લીગ ઓફ નેશન્સ ) ને એટલા માટેજ ટેકો આપે છે કે તે એક શાન્તિ આણવાને મથતી સંસ્થા છે, જોકે અત્યારે તો બીનઅસરકારક છે. સંઘની લગભગ સર્વ કમિટીઓમાં સ્ત્રીઓની નીમણુંક થયલી છે; સંઘની મેન્ડેટ કમિટિમાં રાજ્યના પ્રતિનિધિ તરીકે સ્વીડને શ્રીમતી આના બીકસેલ નામે એક અત્યંત શકિતમતિ મહિલાને મોકલી હતી; સ્ત્રીઓ અને બાળકોના ગુલામી વ્યાપાર વિષેની કમિટિમાં ડેન્માર્કે રાજ્યના પ્રતિનીધિ તરીકે એવીજ એક શક્તિમતી મહિલાને મોકલી હતી. આ પ્રમાણે ધીમે ધીમે પરંતુ ખાત્રીપૂર્વક, દક્ષતાથી, ચીવટતાથી અને સખ્ત કાર્ય કરીને દુનિયાની પ્રજાઓની સભાઓમાં સ્ત્રીઓ પોતાનું યોગ્ય પદ મેળવવા લાગી છે. પરન્તુ એ સર્વ થતાં પ્હેલાં ઉંડા જ્ઞાન, ગંભીર વિચાર અને અગત્યના કાર્યો માટે લાયક થવાની તૈયારીની જરૂર પડે છે. જો સ્ત્રીઓ વાપરી જાણે તો તેમની પાસે મહાન શકિત રહેલી છે; પ્રજાના ભવિષ્યને ઘડવાની કે તેનો નાશ કરવાની જોખમદારી તેમને માથે રહેલી છે. પૂર્વની સ્ત્રીઓ આ તક સાધીને પોતાની કીર્તિના શિખરે પ્હોંચવા તૈયાર થશે ? તેઓ પશ્ચિમની પોતાની બ્હેનો સાથે સહકાર કરી, બન્નેને સોનાની સાંકળે સાંધવા અને મનુષ્ય જાતિને ઉન્નત કરવા સહાય કરશે ?

દરેક વ્યકિતગત સ્ત્રી એક અંક–સાંકળીનો એક આંકડો છે, અને તેના પોતાના વ્યકિતગત કાર્ય ઉપર આખી સાંકળના જોરનો આધાર રહેલો છે. જ્ઞાન, પદ્ધતિ અને દક્ષતાના અગત્યના ગુણો આપણે કેળવવાની જરૂર છે.

જ્ઞાન વિના માણસ આંધળા જેવો છે; તે જોઇ શકતો નથી. સમજી શકતો નથી, તેનો અનુભવ બહુ ટુંકો હોય છે. આપણે મેળવેલા જ્ઞાનનો સૌથી વધારે ફાયદાકારક રીતે અને વખત તેમજ મહેનતનો નકામો ભોગ આપ્યા વિના કેવી રીતે ઉપયોગ કરી શકીએ તે પદ્ધતિ આપણને શીખવે છે. મુસ્કેલીઓ હોય છતાં, અરે! નાસીપાસી આવે તે છતાં કાર્ય ચાલુ રાખવાને માટે દ્દઢતાની જરૂર છે, કારણ કે કોઇ પણ અગત્યની મેળવવા લાયક વસ્તુ ઘણી મહેનત અને મુસ્કેલી વિના મેળવી શકાતી નથી. હિન્દી સ્ત્રીઓ જેમના ગૃહજીવનમાં ભક્તિ અને દ્દઢતાની ભાવનાઓ ભરેલી છે. તેઓ જાહેર જીવનમાં દાખલ થઇ એવાજ ગુણો બતાવી નહિ શકે એમ કોણ કહી શકશે.

---

## મરીના કેટલાક ગુણો

આપણા નિત્યના ઉપયોગમાં આવતી કેટલીક વસ્તુઓના માત્ર એકાદ બે સામાન્ય ઉપયોગ ઉપરાંત તે વસ્તુઓના બીજા ઘણા ઉપયોગો થાય છે. એ સર્વ ઉપયોગોનું જો આપણને જ્ઞાન હોય તો હાલતાં ચાલતાં વૈદ અને ડાક્ટરોના દરવાજે દોડવાપણું અરધું ઓછું થઇ જાય. મરી એ આપણ સર્વને બહુજ જાણીતી વસ્તુ છે. દરેકના ઘરમાં જરૂર થોડાં ઘણાં મરી (તીખાં) હોય છે. પરંતુ મરી ક્યાં કેવી રીતે થાય છે, તથા તેમાં કેટલા કેટલા ખાસ ગુણ રહેલા છે તેની આપણને ભાગ્યેજ ખબર હોય છે. મરીના વેલા થાય છે, તે વેલા મોટાં અને ઉંચાં ઝાડો પર ચડાવવામાં આવે છે. વેલાના ટુકડાની કલમો કરી જમીનમાં દાટી વાવવામાં આવે છે. મરીના વેલાનું આયુષ્ય ૪૦ થી ૫૦ વર્ષનું હોય છે. મલબાર, કોચીન અને ત્રાવણકોર તેમજ ચીન સીઆમ અને મલાયા ટાપુઓ વિગેરે સ્થળે મરીની પેદાશ છે. મરીના વેલા વાવ્યા પછી ત્રણ ચાર વરસે તે પર મરી પેદા થાય છે. મરીનું વાવેતર જુન જુલાઇ માસમાં કરવામાં આવે છે. મરીનો સ્વાદ તીખો છે. તે વાયુને દૂર કરનાર છે. દસ્ત લાવે છે. મંદાગ્નીમાં ઉત્તમ છે. કફ અને વાત બન્નેને મટાડે છે. તાવમાં મરી અને સાકરની ચા કરી પીવાથી તાવ ઉતરી જાય છે. જીર્ણ તાવમાં મરી અને કરીઆતાની સમભાગે ફાકી લેવાથી ફાયદો થાય છે. તેનાથી સુસ્તી ઉડે છે. આંતરડાં શુદ્ધ થાય છે. બરલ મટે છે તેમજ લોહી પણ સુધારે છે.

કોલેરા, ઉલટી, ઝાડામાં—મરી, શેકેલી હીંગ તથા અફીણ સમભાગે લઇ વાટી, વાલ વાલ વજનની ગોળી કરી કલાકે કલાકે ત્રણ ચાર લેવાથી ફાયદો થાય છે. માથાની ટાલ—પર મરીનો ભુકો ઘી સાથે મેળવી ઘસવાથી ચામડી સતેજ થઇ વાળ ઉગે છે. સળેખમ—મરીની ભુકી તથા સાકર ગરમ દુધમાં નાંખી પીવાથી મટે છે. શીળસ (શીત પીત)—મરીનું ચુર્ણ ઘીમાં મેળવી શરીર પર ઘસવાથી મટે છે. ખસ—મરી તથા ગંધકને ઘીમાં વાટી શરીરે ચોળવાથી ખસ ખુજલી વિગેરે મટે છે. સંગ્રહણી, મરોડ, હરસ—વિગેરેમાં મરી, ચિત્રક મુળ તથા સંચળની ફાકી લેવાથી ફાયદો થાય છે. વિષમ જ્વર—તુલસીના પાનનો રસ, મરીના દાણા તથા મધ સમાન વજને મેળવી અરધો અરધો તોલો પીવાથી તાવ દુર થાય છે. ગર્ભવતી સ્ત્રીને—પહેલાનું બાળક ધાવતું હોય તો બાળક નબળું પડી જાય છે. તેને પારમણો કહે છે. તે માટે મરી અને સાકરની ચા કરી બાળકને વારંવાર થોડી થોડી આપવાથી બાળકનો જઠરાગ્ની સારો થઇ હાથ પગમાં જોર આવે છે, અને પછી ધાવવાની ટેવ છુટી જાય છે. આધાશીશી—મરી અને ચોખા, ભાંગરાના રસમાં વાટી તેનો લેપ કરવો. ઉધરસ—મરી દુધમાં ઉકાળી તે દુધ પીવાથી ઉધરસ મટે છે. ચકરીભ્રમ—મરી તથા સાકર અને ઘીનો આથો કરી ખાવાથી મગજને ઠંડક આપે છે. સ્વરભંગ—ભોજન કર્યા પછી મરીની ભુકી ઘી સાથે લેવી.

આ ઉપરાંત મરીના બીજા ઘણા ગુણો અને ઉપયોગો ઘણાને માલુમ હશે. તે જો અમને ખાત્રીપૂર્વક જણાવવામાં આવશે તો પ્રસંગાનુસાર જન સમાજના લાભાર્થે પ્રસિદ્ધ કરીશું.

ધુંધવાતો અગ્નિ ભભુકી ઉઠશે ને વળી મારે પણ તેમાં હોમાવું પડશે." વિનોદે પોતાને સુઝ્યું તે ભવિષ્ય કહી બતાવ્યું. સુમન થોડી વાર વિચાર કરી બોલી ઉઠયો: "વિનોદ ! તું કહે છે તેમ પણ બને ખરૂં. પરંતુ તેવું થાય તોયે શું ? તું હાજર હશે તેથી માતપિતા કંઇ નહીં કહે. તું સમજુને શાણો છે તેથી યોગ્ય લાગતું કરશે એમ ધારી ફેસલો તારે માથે નાખી દેશે. હવે કદાચ તું ન જાય તો વિચાર કર કે મધુરી પીયરથી તારે ઘરે નહીં આવવાની હઠ કરી બેસે-તારો સાળો પણ ન મોકલે, માતપિતા તેડવા જતાં અપમાન પામે ને શરદ પણ તારી બેનને મોકલે ન મોકલે, વગેરે ઉપાધિ તું જઇશ એટલે દૂર થશે." સુમનની સૂચનામાં સત્ય હતું.

વિનોદ વિચાર કરવા લાગ્યો. ગાર્ડની સીટી થઇ. સુમને વિનોદનું ધ્યાન ખેંચ્યું "વિનોદ ! જો સીટી થઇ. માટે બેસી જા. સૌને સૌની રીતે સમજાવીને યોગ્ય લાગે તેમ શાંતિ કરીને વહેલો આવજે. બહુ વિચાર ન કરીશ."

"વાર ભાઇ." વિનોદે ટુંકમાંજ પતાવ્યું.

"મારા પિતાશ્રીને પ્રણામ સાથ કુશળતા જણાવજે." સુમને સૂચના કરી.

વિનોદ ડબામાં ગોઠવાયો ને ટ્રેન ઉપડી. સુમને સેકહેન્ડ કરી "વહેલો આવજે" કહ્યું, વિનોદે ધીરો જવાબ આપ્યો કે "ઠીક".

સુમન વિચારતો પાછો ફર્યો કે, આપણા સંસારમાં કેવા વિચિત્ર ઘાટ બન્યા કરે છે. ભલભલા પણ ગોથાં ખાય છે. વિનોદ પર પણ આવી પડેલ વિટંબના વિચિત્ર છે. શું કરે ? બિચારો ! સંસારની બેધારી તલવાર આ બાજુ પડે કે તે બાજુ પડે તોપણ લોહી ચુસ્યા વગર ન રહે !

[ ૨ ]

વિનોદ મૂઢની જેમજ ઘણો વખત બેસી રહ્યો તે શું વિચારતો હતો તે પોતે પણ સમજી નહોતો શકતો. ટ્રેન ઉપડી ને સુમન ગયા પછી તે જડની જેમ હાલ્યા ચાલ્યા વગર સ્થિર રહી બારી વાટે બહાર જોતો રહ્યો. ....પાલઘર આવ્યું કે ટ્રેન અટકી. વિનોદે ઘડીઆળ કાઢી ટાઇમ જોયો, ને બિસ્તરો છોડી તે પર સુતો. પણ ઉદ્વિગ્ન હૃદયને નિદ્રાની શાંતિ કેમ મળે ? ફરી ટ્રેન ઉપડી તે તેના હૃદયમાં પણ વિચારોની પરંપરા ચાલુ થઇ. વિચાર આવતાં તેણે આજે આવેલ બધા કાગળો ગજવામાંથી કાઢયા ને વાંચવા શરૂ કર્યા. પહેલાં મધુરીનો પત્ર હાથમાં લેતાંજ તેનું હૃદય પોકારી ઉઠયું કે "મ્હારી મધુરી! કેવી સદ્‌ગુણી ! સુશીલ ને કહ્યાગરી ! આવી ગુણીયલ ગુણસુંદરી ગૃહિણી કોઇકનેજ મળી હશે. હું કેવો મધુરીથી સંતોષી રહું છું. ઘરનો કંકાસ, કલેશને વઢવાડમાં પણ મધુરી સદૈવ શાંતિ રાખે છે. તે નિર્દોષ છે. ઘરના બધા કામનો ઉકેલ તે કેટલી સુઘડતા ને સાવચેતીથી કરે છે. છતાં તેણીના નસીબમાં ક્યાં સુખ નથી લખ્યું લાગતું ! હદ બ્હાર થયા વિના મધુરી આટલું કદી ન લખે, પણ એટલે સુધી વાત બગડતી જવાનું કારણ ? બાનો સ્વભાવ ક્રોધી ને પેતરં પાડયા કરે તેવો છે. પણ મધુરી આટલા વખતથી ઘરમાં આવી છે ને તે સ્વભાવ સાથે કેમ કામ લેવું તે તે બહુ સારી રીતે જાણે છે. બેન તો વઢકણી બલા છે, ને કદાચ બેનને સાસરે કે બીજે ક્યાંય મધુરીએ વગોણાં કે વાંકા વેણ કહ્યા હોય તો બેન ઘરે આવે એટલે કંકાસનું બી રોપાય. પણ મધુરી બહાર કદી નહીં ને આજે વાંકુ શા માટે બોલે ? હશે. કદાચ મધુરીનો પણ આમાં દોષ હશે. હું નથી ધારી શકતો કે કુટુંબમાં ચાલુ કજીયાથી શું પરિણામ આવશે ? ખેર ! પ્રભુએ ધાર્યું હશે તેમ થશે. મધુરી પણ આમાં દોષપાત્ર જણાય છે..." વિનોદની વિચારમાળા ફરી ફરવા લાગી.

"હું ધારૂં છું કે મધુરીએ પોતે લખ્યું છે કે "સામા શીંગડાં માંડયા...વગેરે" તો પછી મધુરીએ પણ ન સહી શકાય તેવું કહ્યું હશે ખરૂં! શું વહુનો એ ધર્મ નથી કે વઢકણાં સાસુ નણંદ કહે તે સહી લેવું? શું કદાચ સાસરિયા જવાનું કહે તો ચાલી નીકળાતું હશે? તેનો ભાઇ તો લખતાં કંઇ વિચાર જ કરતો નથી. હશે તેને શું વિચાર હોય? મધુરીનો જ જ્યાં વાંક છે ત્યાં બીજાને શું? વળી હવે ઘરે નહિં જ જઉં વગેરે મધુરી લખે છે તેનું કારણ પણ શું બીજું હોય? એજ કે તેના ભાઇએ તથા બીજા દૂપીલાએ, કુટુંબીઓએ મધુરીને આડી શીખામણ આપી હશે, તે ભોળા હૃદયની મધુરીએ તેમજ કર્યું લાગે છે...મધુરી! મધુરી! હું ન્હોતો ધારતો કે તારામાં પણ આમ ફેરફાર થશે! બીજાની ખોટી સલાહ તારે ગળે કદી ઉતરે એમ હું નહોતો માની શકતો......" વિનોદની વિચારમાળા ફેરેજ જતી હતી. ફરી તેને બીજા વિચારો આવ્યા...... હું આમ કેમ ધારૂં છું? મારી મધુરી તો બિચારી રાંક ને ગરીબ છે. મ્હોટાની દિકરી છે, પણ તેનામાં જરા પણ અભિમાન કે તુંડાઇ કદી પણ દેખાયા નથી. આવી ત્યારથીજ બધાને કેવાં રાજીને સંતોષી રાખતી આવી છે. માથે ભીંડલાં ધોવાય કે દુખનાં ઝાડ ઉગાડવામાં આવે તો પણ રાંક મધુરી એક શબ્દ સુદ્ધાં બોલે તેવી નથી.

વિનોદ ઘણી વાર વિચાર કરી જરા જંપ્યો. પણ તેને સારી નિદ્રા શેની આવે? ઘડીકમાંજ તે જાગી ઉઠયો, ને ફરી એજ વિચારો તેના મગજમાં ઘુમવા લાગ્યા. પણ હું શું કરીશ? ધારો કે મધુરી હજી પકડશે કે હું ઘરે આવવાનીજ નથી.... પણ નાં નાં મધુરી મારા કહ્યાથી ઉલટી ન જ ચાલે. પણ હાય! આવા કંકાશમાં હું પણ મધુરીને રહેવાનું કેમ કહું!

વિનોદ કાંઇ પણ નિર્ણય પર ન આવી શકયો. આમ તેમ પડખાં ફેરવી ઘણે વખતે ચિંતામાં બળી રહેલો જીવાત્મા થોડોક વખત નિદ્રાદેવીના પાશમાં પડયો. વિનોદને શાંતિ મળી!!

સહવારમાં એકાએક જાગી ઉઠયો. ટ્રેન ઉભી હતી. ખબર કાઢી તો અમદાવાદ નજીક આવ્યું હતું...પોતે બિસ્તરો બાંધી દાતણ કરી લીધું...ગામ આવતાં ઉતરી ઘરે આવ્યો.

[ ૩ ]

ધ્રુજતા પગે ને શંકાશીલ હૃદયે વિનોદ ઘર પાસે આવ્યો. શેરીમાં પાડોશી વિનોદને અચાનક આવેલ જોઇ આશ્ચર્ય પામી અનેક પ્રશ્ન પૂછવા લાગ્યાઃ "કેમ? વિનોદભાઇ!" "કેમ એકાએક આવ્યા" "તબીયત તો સારી છે ને?" કોઇને ઘુસપુસ કરતાં પણ સાંભળ્યા "કે વિનોદ તેની વહુને તેડવા આવ્યો લાગે છે..વગેરે." વિનોદ કંઇપણ જવાબ આપ્યા વગર દાદરો ચઢી ઉપર આવ્યો.

બેનને એકદમ અંદર ઓરડામાં ઘુસી જઇ મા સાથે કંઇ સંતલસ કરતાં જોઇ પોતે શાંતિથી ઉપર આવી ખૂંટની દોરી છોડવા લાગ્યો. આડી અવળી નજર કરતાં પારણામાં ભાસ્કર જેવું સુતેલું લાગ્યું...,વિનોદ વિચારમાં પડયો, "મધુરી તો પીયર છે. ને ચી. ભાસ્કર અહીં કયાંથી હોય?" તરત અંદરથી વિનોદની બા બહાર આવી. જાણે વિનોદની આવવાની ખબર હોય નહીં તેમ ધીરજથી બોલી, "ભાઇ વિનોદ! આવ્યોને! છો તો મઝામાંને?"

બેને આવકાર આપ્યો, "આવ્યા ભાઇ!" વિનોદે કુતુહલપૂર્ણ દ્રષ્ટિને સ્વાગત સમજી લીધું!!

વિનોદે કોટ ઉતારી ખીલીએ ટાંગ્યો. સં-

કાનું સમાધાન થયું નહીં કે, " ચી. ભાસ્કર ! અહીં કયાંથી ? "

ત્યાં બેન બન્નેને નીચે જોઇ વિનોદે વિચાર્યું કે, " મધુરી કદાચ આવી હશે ને ઉપર રાંધતી હશે ? પણ પીયર ગયેલી, ફરી નહીં આવવાની નકકી વાત કરેલી, તે મધુરી એકાએક અહીં આવી હોય તે રાંધતી હોય તે કેમ બને ? "

તરતજ બ્હેને ટુહકો કર્યો કે, " કેમ ભાઈ ! મ્હારી ભાભીએ તેડાવ્યા તે જલ્દી આવી ઉભા ને શું ! સાથે તેડી જવા આવ્યા લાગો છો. પણ મુંબઇમાં ઓરડી રાખીને જ આવ્યા કે એમને એમ ? "

વિનોદ અણધાર્યા પ્રશ્નનો શો ઉત્તર આપે ?

તેની બાએજ જવાબ આપ્યો. "તારે શી પંચાત ? વહુએ તેડાવ્યો હશે તે આવ્યો. તે સગવડ કરીનેજ આવ્યો હશે. મરતની સારી જીભ પણ રહેતી નથી તે લવલવ કર્યાં કરે છે. ઓરડી ભાડે નહીં રાખી હોય તો પાછો જાય તેટલામાં સુમન છે તે તપાસ કરી તૈયાર રાખશે..."



મધુરી હસી થઇને વિનોદને " વ્હાલા ! " કહી બેઠી-પડી. વિનોદે પણ " મ્હારી મધુરી ! " કહી પ્રેમથી તેને પડખામાં લીધી

વિનોદ આ સાંભળી આભોજ બની ગયો. તરત બહાર ગયેલા તેના પિતાશ્રી આવ્યા. વિનોદને જોઇ તેણે કહ્યું, "ભાઈ ! અત્યારમાં આવ્યો ? "

" હા ".વિનોદ વિચારમાં પડયો... પિતાના સ્નેહીના તારના ખબર ઘરમાં હશે કે નહીં ? વિનોદની શંકાઓ વધતી જતી હતી.

" આવ્યો તે બહુજ સારૂં કર્યું. બાપ ! "

" હા. હવે નિવેડો જલ્દીજ કરી નાખો. વિનોદ તેની વહુને તેડવા આવ્યો છે. તો ભલે તેડીનેજ જાય" વિનોદની બાએ ઉતાવળે કહેવું હતું તે કહી કાઢયું.

વિનોદના પિતાએ ડોળા કાઢયા ને શાંત રહેવા સમજાવ્યું. બિચારો વિનોદ શા અર્થે આવ્યો છે ને અહીં શું થઇ રહ્યું છે !

દિવસના બા બેન બન્નેએ ફાવે તેમ ચાલુ રાખ્યું. વિનોદ પિતાના સ્નેહી રમેશચંદ્રને મળવા ગયો. તેણે ભાગવત કહી સંભળાવ્યું જે વિનોદને જાણજ હતું. પરંતુ છેવટ ઉમેર્યું કે, "તારી વહુને તેડી જવાનો વિચાર હોય તો ખુશીથી હવે તેડીનેજ જા. બોલ! શું વિચાર છે ?"વિનોદે જે વાતનો વિચારસરખો પણ નહીં કરેલો તેનો એકાએક શું જવાબ આપે ?

શરદને તથા મણિકાંતને વિનોદના આવ્યાની ખબર પડતાં તેઓ વિનોદને મળવા તથા "મધુરીને મુંબઇ તેડી જાવ " એજ કહેવાને માટે આવ્યા......વિનોદ કંઇ પણ વિચારી શકયો નહીં...જમવા બેસતાં એકદમ બ્હેને ઉપર આવીને કહ્યું કે: "જાવ ભાભી, ભાસ્કરને સાચવો હું મારા ભાઇને જમવા પીરસું છું.... "આનું શું કારણ ?

વિનોદ સમજ્યો કે ભાસ્કર રડતો હશે

પણ તેવું કંઇ ન હતું. આડી આંખે વિનોદ જોઇ શક્યો કે, "ઘરનું બધું કામ-રાંધવું હામ વાસણ માંજવા, પાણી ભરવું વગેરેમાં બેને કે આંએ હાથ સરખો પણ અડકાડયો નહોતો."

આખો દિવસ વિનોદને પુછાયાં કર્યું કે "કે દી વહુને તેડી મુંબઇ જવું છે? વિનોદ નિરૂત્તરજ રહ્યો. વળી લાજ કાઢી આઘીને આઘી ઉભી રખાતી મધુરીની રડતી આંખોને મ્લાન મોઢું વિનોદને રડાવી રહ્યાં હતાં!!

સાંજ પડી જમી કારવી બધાં પરવાર્યા. વિનોદ જરા બહાર આંટો મારવા ગયો. મધુરી ગૃહકાર્ય ઉકેલી વિનોદની રાહ જોતી, ભાસ્કરને હિંચાવવા રહી. ભાસ્કર ઉંઘી ગયો...તે હજી પણ હિંચાવી રહી હતી. બા-બેન પણ સૌની જગ્યાએ સુઇ ગયા હતા. વિનોદ આવ્યો ....કોટ કાઢી ઓરડામાં ગયો...મધુરી ઉભી થઇને વિનોદને "વહાલા" કહી ભેટી પડી. વિનોદે પણ "મ્હારી મધુરી" કહી પ્રેમથી તેને પડખામાં લીધી. રહું રહું થઇ રહેલ મધુરીનું હૃદય રડી પડયું ને પ્રીતમના બાહુ પાશમાં લપાતી મધુરી જારબેજાર રડી, વિનોદે તેના આંસુ લુછ્યાં ને શાંતિ આપી

...થોડીક વારે મધુરી વિનોદની ક્ષમા યાચતી કહેવા લાગી, "નાથ! મારી ભુલો માફ કરો. મારેજ લઇને આપને આટલું સાંભળવું ને વેઠવું પડે છે. પ્રભુએ એમજ નિર્મ્યું છે તો પછી હું શું કરૂં? વ્હાલા! આપ જરા પણ ચિંતા કરો કે મુંઝાઓ તો તમને મારા સમ છે! તમારા આ બાલ-કુસમના ભલા માટે, તમે જરા પણ જીવ ન બાળશો! પ્રભુ! આપ નિશ્ચિંત રહેજો. હું આપની આજ્ઞા હશે તે ઉપાડીશ, ને સુખે દુઃખે અહીંજ રહીશ. આપ કાલેજ મુંબઇ પધારો ને નિરાંતે અભ્યાસમાં ધ્યાન પરોવો. પ્રભુ! મ્હેં આપને જે લખ્યું તે બધું દુઃખના ઉભરામાં લખી કાઢયું પણ મને બહુ પશ્ચાતાપ થયો...પણ ઉપાય નહોતો. આપને મેં દીલગીર બનાવ્યા...વ્હાલા! આપને રાજી રાખવા તરત હું ઘરે તેડા વગર ચાલી આવીને બેન તથા બાની માફી માગી...બીજું શું? આપને હું જરા પણ દુઃખી કરવા નથી માંગતી. હું અહીંજ રહીશ ને માથે પડયું ભોગવીશ. આપ આનંદમાં રહેજો," "મ્હારી મધુરી!" કહી વિનોદે મધુરીને એક મિષ્ટ પ્રેમ ચુંબન કર્યું!

## માતપિતાઓને શિક્ષણ

હાર્વર્ડ યુનીવરસીટીની ગ્રેજ્યુએટ સ્કુલ ઓફ એજ્યુકેશનના પ્રોફેસર જ્યોર્જ ઇ. જોન્સન "ચાઇલ્ડ વેલ્ફેર માસિક"માં "માતપિતાઓને શિક્ષણ આપવાની જરૂર" સંબંધી લેખ લખતાં કહે છે કેઃ—

"એક વખત એક પિતાએ મને પૂછ્યુંઃ "તમે જાણો છો, મને તો એમ લાગે છે કે દિવસે દિવસે બાળકોને ઉછેરવાનું કામ વધારે ને વધારે મુશ્કેલ થતું જાય છે. યોગ્ય માતપિતા થવા માટે એક ખાસ ધંધાને લગતું જોઇએ એટલાં જ્ઞાનની જરૂર પડે છે.

"હા," મેં જવાબ આપ્યો. "એમાં એક ધંધાનું નહિ પણ અનેક જાતના ધંધાઓને લગતાં જ્ઞાનની જરૂર પડે છે. આગળના વખતમાં એ કામ બહુ સ્હેલું હતું."

"કેટલાક કહે છે કે માતપિતા માટે યોગ્ય શિક્ષણ કુદરત પૂરૂં પાડે છે. ધીરે ધીરે જ્ઞાનમાં વધારો થતો ગયો. પ્હેલાં માતપિતાઓનાં સ્નેહ અને સાદી સમજ બાળઉછેર માટે પૂરતી કેળવણી કરી દેતાં. ચાલુ જમાનામાં બાળઉછેર સંબંધી જરૂરીઆતો વધી છે, પણ સ્નેહ અને સાદી સમજ વધવાને બદલે ઘટયાં છે. કુદરતનું શિક્ષણ હવે તેમ માટે પૂરતું નથી થઇ પડતું."



## પ્રણયી–મિલન.

લેખક: શ્રીયુત " પ્રવાસી "

" વ્હાલી ! " કહીને બોલાવી, સાહેલડી !
' વ્હાલી ! ' કહીને બોલાવી.
રંક ગરીબ હું ભાવી, સાહેલડી !
' વ્હાલી ' કહીને બોલાવી.

વાટ જોતી નિત્યે વ્હાલમની,
દિન ગયાએ ચાલી, સાહેલડી !
દિન ગયા એ ચાલી. વ્હાલી-

આનંદની છોળો ઉછળે છે,
આજે દિવસ દિવાળી, સાહેલડી !
આજે દિવસ દીવાળી. વ્હાલી-

મનમોહન મંદિરીએ આવ્યા,
લીધા મ્હેં વ્હાલથી વધાવી, સાહેલડી !
લીધા મ્હેં વ્હાલથી વધાવી. વ્હાલી-

ઝાઝા દિવસની હું વિજોગણ,
આજે મળ્યો એ માળી, સાહેલડી !
આજે મળ્યો એ માળી. વ્હાલી-

નાથ નયનને નાચતાં નિહાળી,
નાચી હું ત્યાં નેણુ ઢાળી, સાહેલડી !
નાચી હું ત્યાં નેણુ ઢાળી. વ્હાલી-

રંક ગરીબ હું ભાવી, સાહેલડી !
રંક ગરીબ હું ભાવી.
'વ્હાલી ! ' કહીને બોલાવી, સાહેલડી !
'વ્હાલી! ' કહીને બોલાવી.




લેખકઃ—શ્રીયુત ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ અગીઆરમું.

### ભણેલી વહુ.



સુન્દરલાલ દિનપ્રતિદિન પોતાના ધંધામાં આબાદીને શિખરે ચઢવા લાગ્યો. પ્રમાણિકતાથી પૈસા સાથે તેની કીર્તિની કલગીમાં વધારો થયો. દુખમાં પૂર હિમ્મતથી કામ કરનાર સુન્દરલાલને લાગ્યું કે હવે થોડા વખતમાંજ પોતે પોતાની અસલની સ્થિતિપર આવી જશે. આ સંઘળો વખત સુન્દરલાલ મુંબઇમાં એકલો રહ્યો. કુટુંબમાંથી માત્ર પ્રભુલાલ કોઇ કોઇ વખત મુંબઇ આવી જતો. વસંત જૂનાગઢમાં પોતાનો અભ્યાસ આગળ વધાર્યે જતો હતો. વસનજી શેઠ તેને પોતાના પુત્રથી પણ અધિક ગણતા.

કુંતલપુરથી હરિલાલના કાગળો વખતોવખત મુંબઇ આવતા. આ કારભારી સગાએ સુન્દરલાલના દુઃખને વખતમાં ખાનગી રીતે મદદ આપવાને પોતાનો હાથ લંબાવ્યો હતો, પણ સુન્દરલાલે ઉપકાર સહિત ના પાડી હતી. સુન્દરલાલ હવે સારી સ્થિતિમાં છે એ જાણી હરિલાલનું આખું કુટુંબ ખુશી થતું. સુન્દરલાલે લલિતાને કુંતલપુર મોકલી આપ્યા પછી તેને તેડાવવાનો વખતજ ન્હોતો આવ્યો. વ્યવહારકુશળ સુન્દરલાલને એ માટે બહું લાગ્યા કરતું હતું. જો લલિતાને ભુજંગપુર તેડાવે તો સાસુવિહોણી એ વહુને જયકુંવર સુખથી રહેવા દેશે કે નહિ તેમાં તેને શંકા રહેતી. વસંતનો અભ્યાસ પુરો ન થાય ત્યાં સુધી વસંત અને લલિતાને મુંબઇ બોલાવવાં એ તેને બીજી રીતે ઠીક લાગ્યું નહીં. આખરે તેણે પ્રભુલાલને લખ્યું કે થોડા મહિના લલિતાને કુંતલપરથી ભુજંગપુર તેડી લાવવી. હરિલાલને આ બહુ રૂચ્યું નહિ છતાં સુન્દરલાલના માનને ખાતર પ્રભુલાલ જ્યારે તેડવા આવ્યો ત્યારે લલિતાને સાસરે મોકલી.

આશાના સાગરમાં ઉછળતી લલિતા સાસરે આવી. માણેક જેવી પ્રેમાળ સાસુ વગર તેને ભુજંગપુર સૂનું સૂનું લાગ્યું. સારા સંસ્કારમાં ઉછરેલી, સારા વિચારોમાં પોષાયેલી, ઉચ્ચ અભિલાષોમાં આગળ વધેલી લલિતાના સંસ્કાર, વિચાર અને અભિલાષો જોનારૂં, ઝીલનારૂં કે પોષનારૂં સુન્દરલાલના ભુજંગપુરના ઘરમાં કોઇ ન્હોતું. લલિતા પરણીને આવી કે તરત સાસુને ગુમાવી અને સસરાને મ્હોટી નુકસાની ગઇ તે માટે પોતાને કમનસીબ માનતી.

આ કમનસીબી ભૂલવાને માટે લલિતાએ બહુ પ્રયત્નો કર્યા. કુંતલપુરમાં તે ઘણું ભાગે ભૂલી ગઇ હતી પણ ભુજંગપુર આવ્યા પછી ફરી એ વિચારો તાજા થયા.

સુન્દરલાલની ગેરહાજરીમાં લલિતાને કંઇ પણ દુઃખ ન પડે તે માટે પ્રભુલાલ બહુ સાવચેત રહેતો. યમુનાને તેણે આગળથી સમજાવી રાખી હતી. ગરીબી આવવાથી યમુના પણ કંઇક સુધરી હતી. પોતાના પતિની આશા ઉઠાવી તેના પર આવી પડેલી કુટુંબની જોખમદારીમાં તે પોતાનો હિસ્સો હમણાં હમણાં યથાયોગ્ય આપતી. જયકુંવર તો જેવી ને તેવીજ હતી. ગરીબી આવવા પછી તે વધારે વિકરાળ બની હતી. સુન્દરલાલનો કંઇ અંકુશ હતો તે દૂર થવાથી તે પોતાને ફાવે તેમ વર્તતી. પ્રભુલાલ તેને બહુ ઝાઝુ કહેતો નહિં. ઝેરના પારખાં લેવાં નહિં એવીજ તેની માન્યતા હતી. જેમ ચાલે તેમ ચાલવા દેવું એમ માની પ્રભુલાલ દુઃખના ઘૂંટડા ઉતારતો હતો.

નિરંકુશ જયકુંવરને લલિતા સાસરે આવ્યા પછી ફરીથી એક નવો વિષય મળ્યો. બે વખત ભોજન કરવું અને બાકીના વખતમાં ઘર ઘરના ઉંબરા ભાંગવા એ તેનો રોજનો કાર્યક્રમ હતો. ગામમાંની કુથલી તથા નિંદા તો તેના નિત્યપાઠ હતા. મગજને કંઈ પણ ખોરાક જોઇએ એ સિદ્ધાંતે લલિતા આવ્યા પછી તેને નવો ખોરાક મળ્યો.

લલિતા બહુ સંભાળથી પોતાનાં આ કુટુંબીની સાથે ચાલતી. ગરીબી હોવાથી ઘરમાં સર્વ કામકાજ કરવું પડતું; પણ પ્રભુલાલની આજ્ઞાથી યમુના લલિતાને બહુ કામ કરવા દેતી નહિં. જયકુંવરને આ ગમતું નહિં. પોતે તો કંઈ કામ કરતીજ નહિં પણ આ નવી વહુ પાસે બધું કામ કરાવવું જોઇએ, એ તેનો ખાસ મત હતો. યમુના જયકુંવરને સારી રીતે પિછાનતી. એટલે એ કલહપ્રિય સ્ત્રીના તારને છેડતીજ નહિં. લલિતા આ સર્વ જોતી. તેને જયકુંવરની બહુ દયા આવતી. દેશની વિધવાઓ આ જાતનું જીવન ગુજારે એ જોઇ લલિતા બહુ દુઃખી થઇ. પોતે આ બાબતમાં સારૂં વાંચ્યું હતું. વિધવાઓનાં દુઃખી જીવન દેશસેવામાં કેટલાં ઉપયોગી છે તે તે સારી રીતે સમજતી.

યમુના લલિતાના સહવાસથી સહજ સુધરી હતી. કોઇ કોઇ વખત લલિતા પુસ્તકોમાંથી તેની આગળ સારા સારા પ્રસંગો વાંચી સંભળાવતી. કંઇક સાંભળીને યમુનાને એમ લાગ્યું કે ભણવાથી ફાયદા છે તો ખરા. આવું આવું સારૂં વંચાય તેથી જીવને આનંદ થાય તેની સાથે જ્ઞાન પણ મળે. આવી માન્યતા યમુનામાં બંધાતી જતી હતી.

આજે બપોરના કામથી પરવારી લલિતા ઇન્દુકુમાર નાટક વાંચતી બેઠી હતી. એટલામાં યમુના તેની પાસે આવી.

" જુઓ જુઓ ! સાસુજી ! વિધવાઓએ કેવું જીવન ગુજારવું જોઇએ તેને માટે આ પુસ્તકમાંથી બહુ સારા વિચારો મળે છે" યમુનાને પાસે આવેલી જોઇ લલિતાએ યમુના બીજી કાંઇ વાત કરે તે પહેલાં મ્હોટેથી વાંચવું શરૂ કર્યું.

> મ્હારે તો સૌથું સ્નેહ છે, સન્તજી !
> પુણ્ય પ્રભુની પ્રતિષ્ઠાએ પ્રતિષ્ઠાએ
> અર્પ્યું કૂં વરણી થાઉં છું;
> સતશાસ્ત્રની કથાએ કથાએ,
> શ્રોતા કે પુરાણી હોઉં છું,
> સકલ મંગલ પૂજા વિધાનમાં.
> પૂજારી થઈ પૂજ્યભાવ પોષું છું.
> પ્રભુ ને પુણ્યની ઉપાસક,
> શયતાન અને પાપની ઉદ્ધારક છું.
> ક્યાંક સંપ સ્થાપું છું.
> ક્યાંક પ્રેરણા પાડું છું.
> ક્યાંક મધમપૂડા બાંધું છું.
> ક્યાંક જીવનને શુદ્ધિ જમાડું છું.

અને એમ દેહ ને દેહીની
સેવા સાધું છું, પ્રભુ પ્રેમીઓ !

"કેવા સુન્દર અને ઉપયોગી વિચારો ! ખરેખર કવિએ આર્ય વિધવાઓની ખરી ફરજોનું આમાં શબ્દે શબ્દે ભાન કરાવ્યું છે." સાહિત્યઘેલી લલિતાએ યમુના તરફ એકીટશે નિહાળ્યું.

"વહુ ! બહુ સારા વિચાર છે. જોને આપણે ત્યાં તો જયકુંવર બ્હેન તેનાથી ઉલટાંજ જણાયછે. હું ત્હારા જેટલી હુશિયાર નથી પણ ત્હેં જે વાંચ્યું તેમાં પહેલાં, જે જણાવ્યું કે મ્હારે તો સૌશું સ્નેહ છે તેને બદલે આપણે ત્યાં તો સૌશું ઝેર છે એમ મ્હને તો દેખાય છે."

"ખરી વાત કહી." યમુના પોતાનું બોલવું પુરૂં કરે તે પહેલાં લલિતાએ વચમાંજ કહ્યું.

"અરે ખરી વાત તો શું પણ ત્હેં મ્હને ઘરની વાત કરવાની ના કહી છે છતાં મ્હારાથી બોલ્યા વિના નથી રહેવાતું કે સ્હવારથી સાંજ વાતવાતમાં લડવું, ફલાણી બાઇને આમ ને ઢીકણી બાઇને તેમ, ફલાણાનું લગ્ન તુટયું ને અમુકનું ઘર ભંગાયું, અમુક આફ્રીકાથી એટલું કમાઇ આવ્યો ને અમુકના બાપે દિવાળું કાઢયું, અમુકનો જમાઇ કાણો છે ને અમુકનો જમાઇ અતડો છે, ફલાણી ભણેલી છે તે તેના ધણીનું ઘર નહિં ચલાવે, અને ફલાણીને તો રડતાં કુટતાં આવડતુંજ નથી. આવી ને આવી વાતોમાંજ જીવન ગાળનાર જયકુંવર બ્હેન આખા ઘરનું વાતાવરણ બદલાવી નાખે છે." યમુનાએ પેટનો ઉભરો ખાલી કર્યો.

"એટલા માટેજ હું કહું છઉં કે વિધવાઓ માટે જેમ ગુજરાતમાં છે તેમ અહિં પણ વિદ્યાલયો કાઢી ત્હેમને સારે રસ્તે ચઢાવવાની જરૂર છે."

"ત્હમને સારે રસ્તે ચઢવું કયાં છે ? બે ટાણાં ખાવાનું મળ્યું અને ગામ ગપાટાનું મહાભારત મંડાયું એટલે એમાંજ એ મુક્તિ માને છે." યમુનાએ વધારે બળાપો કર્યો.

"ત્યારે સાસુજી ! આપણે બપોરને વખતે અહિં એવો એકાદ વર્ગ કાઢીએ તો ? ?માં ગામની સ્ત્રીઓ સધવાઓ અને વિધવાઓ સાથે બેસી સારાં પુસ્તકોનું વાંચન કરે." લલિતાએ મૂળ મુદ્દાપર આવતાં યમુના તરફ દૃષ્ટિ કરી.

"રખે ને ભૂલ કરતી હો ! નહિં તો સારાં વાંચનને બદલે મહાભારત મંડાશે, ત્હારાં માણેક સાસુ અને સુન્દરભાઇને એવી ઘણી ઇચ્છાઓ હતી પણ આપણે ત્યાં એ ન ચાલે."

"કેમ ન ચાલે?"

"કેમ ન ચાલે? ત્હારે જાણવું છે ? ખરી વાત કહી દઉં ?"

"શું ?"

"આ તું મ્હારી પાસે કોઇ કોઇ વખત ચોપડી વાંચે છે તેથી ગામમાં શું વાત થાયછે?"

"મ્હને કંઇ ખબર નથી."

"જયકુંવર બ્હેન ઘેર ઘેર જઇ કહેછે કે ઓલી છપ્પરપગી આવી છે એનાં પગલાંએ અમ્હારા ઘરનું સત્યાનાશ વાળ્યું છે અને હજુ વાળશે. એનાં ઘરમાં પગલાં થયાં ને માણેક મરી ગઇ અને આડમાં આગ લાગી. હવે એનાં પગલાંએ અમારા ઘરમાં ધતીંગ ચાલ્યું છે. વહુએ તો આખો દિવસ ઘરમાં કામ કરવું જોઇએ તેને બદલે ફરફરીયાંજ વાંચ્યા કરે છે અને યમુનાને પણ ભોળવી ને બગાડી છે."

"બસ એટલુંજ ના ?" લલિતાએ હૃદયથી દુઃખી થતાં પણ બહારથી હસતાં હસતાં પૂછયું.

"અને ઘેર ઘેર જઇને બસ તારીજ વાતો કરે છે કે એ છપ્પરપગી આવી છે ને તેવી

છે. સાથે સાથે સહુને કહે છે કે એ, ભણેલી વહુની ભણતર કાંઇ સાંભળશો નહિ, નહિ તો અમારા ઘરમાં જેમ પનોતી બેઠી છે તેમ તહમારે ત્યાં પણ બેસશે.."

"એ બધું મ્હારે માટે ફઇજી કહેછે પણ મ્હેં તમને જે વર્ગ કાઢવાને માટે કહ્યું તેને અને આ વાતને સંબંધ શું ?" વાત ફેરવતાં લલિતાએ કહ્યું.

"આની જ્યાં વાતો થતી હોય ત્યાં એ વર્ગ ચાલે ખરો કે ? એ કુથલીખોર વિધવાઓ................."

"વિધવાઓએ તહમારૂં શું બગાડ્યું છે ?" યમુનાના છેલ્લા શબ્દો બહારથી આવતી જયકુંવરે સાંભળતાંથી એકદમ ક્રોધથી તે બોલી ઉઠી.

"એ તો અમ્હે સર્વ વિધવાઓની દશાની વાત કરીએ છીએ." યમુના કંઇ બોલી નહિ પણ લલિતાએ વાતનો ખુલાસો કર્યો.

"વાત કરો કરો ! આજ કાલની ભણેલીકું બીજાને ઉપદેશ આપેછે અને પોતે તો કુથલી કરેછે ! યાદ રાખ એ યમુના ! આ છપ્પરપગી અને તું મ્હારો ખાર કરોછો પણ ઇશ્વર રાજી નહિં થાય. હું કંઇ દબાયેલી નથી. જ્યારે ત્યારે વાતવાતમાં મ્હારીજ નિંદા તહમે બન્નેએ આદરી છે. મ્હે તે કંઇ તહમારા સાત પાંચ લીધા છે ? તહમારા માવતરનું કંઇ ખાધું પીધું છે ? કે શું. આતો મ્હારા બાપનું ઘર છે. તહમે જાતજાતની અને ભાતભાતની આજની આવનારીઓ 'વિધવાએ આમ કરવું અને તેમ કરવું.' એવું સંભળાવોછો તે શું હું સમજતી નથી ? તહમે વિધવાઓ થાઓ ત્યારે................."

"બસ કરો ફઇજી ! બસ કરો, તહમે શું બોલો છો તેનું ભાન છે ! ?"

---

## પ્રકરણ બારમું.

### મુંઝવણ.



આજથી જયકુંવરે લલિતાને પોતાની દુશ્મન સમાન ગણી. આ પહેલીજ વાર શાંત લલિતાને આ વિધવા ફઇજી સાથે કંઇક બોલા ચાલીનો પ્રસંગ ઉભો થયો. જયકુંવરે ગુસ્સામાં ને ગુસ્સામાં જેમ આવે તેમ બકી માર્યું. પોતાની જીભ ઉપરનો કાબુ ખોઇ પોતે શું બોલે છે તેનું ભાન રાખ્યા વગર યમુના તથા લલિતાને ગાળો ભાંડવામાં બાકી રાખી નહિ. લલિતાએ શાંત પણ સચોટપણે જેટલું કહેવાય તેટલું કહી જયકુંવરને ઠેકાણે લાવવા પ્રયત્ન કર્યો. જેમ જેમ લલિતા બોલતી ગઇ તેમ તેમ બળતામાં ઘી હોમાય તે પ્રમાણે જયકુંવરનો ગુસ્સો વધતો ગયો.

આખરે લલિતા કંટાળી, જયકુંવરને એમને એમ બબડતી મૂકી ત્યાંથી બીજા ઓરડામાં ચાલી ગઇ. યમુના તો કંઇ બોલી શકીજ નહિ કારણ કે તે જયકુંવરને સારી પેઠે પીછાનતી. એક કહી બે સાંભળવા કરતાં મૌન રહેવામાંજ માલ છે એમ જાણી તે તો ત્યાંથી અગાડીથીજ પસાર થઇ કામે લાગી ગઇ હતી.

લલિતા પોતાના ઓરડામાં જઇ ખૂબ રડી. આ શું ? કેટલી અજ્ઞાનતા ? કુંતલપુરની શાન્તિ અને અહિંની અશાન્તિ, કુંતલપુરમાં પોતાનું કુટુંબ અને અહિંનો આ સાસરિયો વર્ગ, પોતાના પિતાને આંગણે નિત્ય હતી

જ્ઞાનચર્ચા અને અહિંના ફળીયામાં દેખાતો હમેશનો કંકાસ એ સર્વ સરખામણીના વિચારોએ લલિતાને મુંઝવી. હરિલાલને મોઢેથી પોતે નિત્ય સાંભળેલું કે "મ્હારી લલિતાને બહુ સારાં સાસરાં મળ્યાં છે. સુન્દરલાલ જેવો સસરો, માણેક જેવી સાસુ અને વસન્ત જેવો વિદ્વાન્ પતિ મેળવવામાં લલિતા ખરેખર ભાગ્યશાળી છે." આ શું ખરૂં છે? પોતેજ પ્રશ્નનો ઉત્તર આપ્યો કે હા, છે તો ખરૂં પણ કિસ્મતે બધી બાજી પલટાવી છે. માણેકનું અવસાન, સુન્દરલાલને આડમાં ગયેલી નુકસાનીના પ્રસંગો કોઇએ ધાર્યા હતા ? પોતે કમનસીબ છે કે ભાગ્યશાળી છે એ પ્રશ્નનો કંઇ પણ જવાબ આપવાને લલિતા પોતે અશક્ત હતી. જો સુન્દરલાલની સ્થિતિ સારી રહી હોત તો તો પોતે ખરેખર સુખી થતેજ. પણ હજી શું ગયું છે? વસંત જેવો ગુણવાન જેનો ભરથાર છે તેને દુઃખ સંભવે ખરૂં? આ સર્વ કલ્પનાના ઘોડાઓ લલિતા અત્યારે દોડાવતી હતી. ઘડીમાં રડતી, ઘડીમાં દૃઢ બનતી. હવે વસંતનો અભ્યાસ એકાદ વર્ષમાં પૂરો થશે માટે જેમ તેમ શાન્તિથી નિભાવી લેવું. ભલે જયકુંવર ગામ આખામાં જઇ પોતાને છપ્પરપગી કહે, ભણેલી છોકરીઓ નફટ હોય છે એવું લોકોના મનમાં ભલે ઠસાવે છતાં પણ એ સઘળું શાન્તિથી સહન કરવું. પોતે ઘણી વખત વાંચ્યું હતું કે દુઃખમાં ધીરજ રાખવાથી સુખની ઉષાનું દર્શન થાય છે. આ વિચારોમાં તે પોતાનાં પુસ્તકોનાં પાનાં યંત્રવત ફેરવતી હતી એટલામાં ઓરડાની પછવાડેના વાડામાં કોઇનો અવાજ સંભળાયો. ધ્યાન દેતાં એ અવાજ જયકુંવરનો લાગ્યો. લલિતા ઉભી થઇ. સાંભળવા માટે દિવાલની નજદિક જઇ કાન ધર્યો. પોતાને લગતોજ વિષય સંભળાયો.

"શું કહું મોઘી! એ લલિએ તો ઘરને ચાકડે ચઢાવ્યું છે."

"અરે બાઇ ભણેલી છોકરી તે કોઇ લાવે ખરૂં? જયકુંવર બ્હેન, તમો માનો કે ન માનો પણ એ ભણેલીઓ તો તદ્દન છકેલીજ થઈ જાય છે."

લલિતાને આ સાંભળી ખેદ થયો. ભણેલાં વર્ગ પરનો આ આક્ષેપ પોતે સહન કરી શકી નાહ. એ લોકોને કઇ રીતે સહમજાવવાં કે છોકરીઓ ભણશે તોજ દેશનો ઉદ્ધાર થશે, એ વિચારે તેણે તૈયાર થવા પ્રયત્ન કર્યો, પણ હજી ત્યાં તો એજ વિષય ચાલુ હતો.

"મોઘી! વધારે શું કહું? કહું તો પોતાનાં લૂગડાં ઉંચાં કરવા જેવો વખત આવે છે. એ ભણેલીઓ ખરેખર બગડી જાય છે."

"હા ખરી વાત છે! ઘરમાં કામ તો કરવાનુંજ નહિ. આખો વખત ચોપડીઓ વાંચવી અને પરપુરૂષ સાથે જેમ આવે તેમ છુટથી વર્તવું. ટાપટીપ કરવામાં તો એ છકેલીઓ બહુજ ઉસ્તાદ હો!"

"અરે વાત જવા દે. હું તો માનતી કે એ ડોળઘાલુઓમાં એકાદ પણ સારી હોય."

"ત્હમારી લલિ વ્હેને એમ તો સારી લાગે છે. હું તો એને ઘરમાંથી ક્યાંઇ બહાર નિકળતી જોતી નથી. આખો દિવસ ઘરમાંજ કામ કરે છે અને ફુરસદને વખતે વાંચે છે એમ મ્હેં સાંભળ્યું છે."

"એ ડોળઘાલુ તો બહુજ હુશિયાર છે. જેટલી બહાર છે તેનાથી બેગણી અંદર છે. ગોધી! ભણેલી વહુઓ ભલે લોકો શોધે પણ તેમાં ખરેખર છક્કડ ખાવા જેવુંજ છે. 'ભણેલી ભાર્યા ભાવણે ભૂલાવે' એમ જે આપણા ભટજી કહે છે તે ખરૂં છે."

"ત્યારે એ છોકરીઓને ભણાવવાનો નવો વાયરો વાય છે તે અટકાવવાની જરૂર ત્હમને નથી લાગતી?"

"જરૂર લાગે છે. હું ઘેરઘેર જઇ લોકોને શિખામણ આપું છઉં કે છોકરીઓને ભણા-

વશો નહિ. જો ભણાવશો તો અમારી લલિ વહુ જેવી પનોતી વહુ પામશો."

"એ વાત તો હું નથી માનતી. હું ત્હમારા પાડોશમાં રહું છઉં પણ કોઇ દિવસ મ્હેં લલિતાને કંઇપણ ઉંચે સાદે બોલતાં સાંભળી નથી."

"બેસ બેસ મોંઘલી! તું તો એવી ને એવી રહી. મ્હેં ત્હને કહ્યું કે એ ભણેલીઓ હમેશાં બહુ ઉંડી રહે છે." જયકુંવર પોતાના રાક્ષસી સ્વભાવપર ચઢી.

"બીજી ભણેલીઓ માટે હું ત્હમારા મત સાથે મળતી થાઉં છઉં પણ લલિતાને માટે કેટલીક બાબતમાં મ્હને તો ઠીક લાગે છે. યમુના પણ તેનાં વખાણ કરતી હતી." મોંઘીએ ઠરે પેટે જયકુંવરને ચડાવવા પ્રયત્ન કર્યો.

"હવે જોઇ એ જમની અને જોઈ તને! બે ઘડી કોઇ સારે વચને બોલાવે એટલે બોળ-વાઇ જવું? એ ભણેલીઓ બોલવામાંજ લો-ભાવી નાખે. તેં એની ચાલચલણ જોઇ છે?"

"હોય એ તો સંસાર છે કોઇ સારૂં હોય. અને કોઇ ખરાબ પણ હોય!" મોંઘી વધારે ઠંડી બની.

"તું તો એવી ને એવી ગુરખી રહી. લલિને શું સારી ધારે છે?"

"હા."

"ચાલ ચાલ! બહુ મ્હોટી પારખનારી તું તો!"

"ત્યારે શું એમાં કંઇ અપલક્ષણ છે?"

"એ બાંધી મુઠી લાખની. મ્હેં તને કહ્યું કે પોતાનાં લુગડાં ઉંચાં કરીએ તો પોતે નગ્ન દેખાઇએ."

"છે શું?" મોંઘીએ પેટમાં જઇ વાત કઢાવવા પ્રયત્ન કર્યો.

"એ લલિએ તો મ્હારા પ્રભુલાલને બોળવી નાંખ્યો છે. વધારે શું કહું......"

લલિતા જે અત્યાર સુધી આ સઘળી વાતો સાંભળી દિલગીર થતી હતી તેને આ છેલ્લા વાક્યે મ્હોટો ધ્રટકો માર્યો. કેટલી અ-ધમતા? કેવો હડહડતો આરોપ? કેટલું જુઠાણું? પ્રભુલાલ જે સુન્દરલાલની ભલામણથી લલિતાને કોઇપણ પ્રકારે દુઃખ ન થાય તે માટે યમુનાને નિત્ય ભલામણ કરતો. જયકુંવરથી દેખી શકાયું નહિ. દુશ્મનો પણ આવું જુઠાણું ઉભું કરે નહિ. જયકુંવર સાથે લલિતાને સહજ બોલાચાલી થઇ તેને બદલો આવી રીતે વાળવા જયકુંવર તૈયાર થશે તેનું સ્વપ્નું પણ લલિતાને આવ્યું ન્હોતું. તેની શક્તિઓ બહેર મારી ગઈ જયકુંવર ને મોંઘી વચ્ચે થયેલી બીજી વાત ચીત તે સાંભળી શકી નહિ.

જયકુંવર એક ઝેરી નાગણ છે તેનો ખરો ખ્યાલ લલિતાને અત્યારે આવ્યો.

હવે શું કરવું? આવી સ્થિતિમાં અહિં દિવસો કેમ જશે? વસંતને એક પત્ર લખવો એ વિચાર પ્રથમ આવ્યો. એ પત્ર લખવાથી શું ફાયદો?

લલિતા મુંઝવણમાં પડી.



# ટચુકડી ચાર વાતો*

લેખકઃ-રાવબહાદુર હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.
ચિત્રકારઃ-શ્રીયુત રવિશંકર મહાશંકર રાવળ

## બહાદુર તરનારીએ ત્રણને બચાવી.

[ ૧ ]

ચાણોદ કરનાળી તરફ નર્મદા નદીના પૂરમાં પુષ્કળ લાકડાં તણાઇ આવે છે, તે કાઢવા સારૂ પુરુષો તેમ સ્ત્રીઓ નાનપણથી તરતાં સારૂં શીખે છે. એવી એક બ્રાહ્મણની છોકરીને વાસદમાં પરણાવી હતી. વાસદ મહી નદીને કાંઠે હોવાથી તેના કુવા ઘણા ઉંડા હોય છે. ગામને પાદર જે કુવો હતો, તેમાંથી પાણી કાઢવાની જોગવાઇ થાય, એટલા માટે કાંઠે એક લાકડું મૂકેલું હતું, તે, પર ચઢીને ત્યાં પાણી કાઢતાં.



પેલી ચાણોદવાળી બ્રાહ્મણી ને બીજી ત્રણ સ્ત્રીઓ લાકડા પર ચઢી ને પાણી કાઢવા લાગ્યાં. ઘણા કાળનું બોદાએલું લાકડું વધારે ભાર આવવાને લીધે વચમાંથી ભાગી ગયું,

* વાર્તા નંબર ૧૩.

એટલે ચારે બાઈઓ લાકડાના કકડા સાથે કુવામાં ઉથલી પડી. ચાર જણ સામટાં પડવાથી ધુબાકો મોટો થયો, તે એક રસ્તે જનાર માણસે સાંભાળ્યો. તેણે કુવે જઈને જોયું, તો ચાર બૈરાં કુવામાં પડેલાં દીઠાં, તેથી તેણે બુમરાણ કરી મૂક્યું.

જેમ કુવો ઘણો ઉંડો હતો તેમ તેમાં પાણી પણ ઘણું હતું. પેલી બહાદુર બ્રાહ્મણીએ લાકડાનો કકડો ઝાલી લીધો. બાકીનાં ત્રણ બૈરાં એકવાર ડુબકાં ખાઈ જેવાં ઉપર આવ્યાં, કે તેમના ચોટલા બ્રાહ્મણીએ ઝાલી લીધા. તેમનાં મોં પાણી બહાર રહેલાં જોઈ આણે બોલી તમે ગભરાશો નહિ, મને વળગી ન પડશો. પણ આ લાકડાનો બીજો કકડો તમારા ભણી છે તેને એક હાથે ઝાલી રાખો, અને હું તમારા ચોટલા સાહી રહીશ, તેથી તમે ડુબવાનાં નથી; પણ હિમ્મત ન હારશો.

ગામ નજીકમાં હોવાથી વટેમાર્ગુની બુમ સાંભળી લોકો ધાઈ આવ્યા. તેમણે દોરડ વડે ટોપલો બાંધી કુવામાં ઉતાર્યો, અને એક પછી એક ચાર જણને બહાર કાઢ્યાં. જવાન બ્રાહ્મણી સૌથી છેલ્લી નીકળી. કેવી તે તરનારી હિમ્મતવાન ને સમય સૂચકતાવાળી!

[ ૨ ]

## કાઠી ને દીપડો *

ગીરના જંગલ પાસે ચાંચઈનો ડુંગર છે. ત્યાંના એક કાઠીએ શેરડીનો વાઢ કર્યો હતો. ખેતરના કુવા નજીકના ઝાડ તળે બેસીને કાઠી ને બીજા બે ચાર જણ ગપાટા મારતા હતા. કુવે બે સુંઢીઆ કોસ ફેરતા હતા એક જવાન વાઢમાં પેસીને પાણી વાળતો હતો. તેણે થોડેક છેટે વાઘ જોયો. તેથી તે ત્યાંથી જીવ લઈને નાઠો, ને "વાઘ રે વાઘ રે" એવી બુમ મારતો કાઠી કને આવ્યો. કાઠીએ એકદમ ઉભા થઈ જઈ પૂછનારને કહ્યું, "ક્યાં છે વાઘ, મને બતાવ." તે બોલ્યો. "નાકે બાપ, હું તો વાઢમાં પેનું જ નહિ ઓલ્યો બીજરો દેખાય છે. ત્યાં કને વાઘ છે. તમારે જવું હોય તો જાઓ."



* વાર્તા નંબર ૧૪

કાઠી એકલો હિમ્મતભેર વાડમાં પેઠો. બીજડા નજીક આવતાં તેણે વાઘને બેઠેલો જોયો. ને વાઘ નહીં પણ દીપડો હતો, પાણીની ઠંડકને લીધે તે છાંયડા તળે બેઠો હતો.

કાઠીએ એકદમ જઇ તેને બે હાથે પકડી બગલમાં એવા જોરથી ભીંસ્યો કે તેનું મોં ને નહોર પહોળા ને ઢીલા ઢસ થઇ ગયા તેથી તે ચેં કે ચું કરી શકયો નહિ. કાઠી વાઘને લઇ સૌ બેઠા હતા ત્યાં ગયો ને કહેવા લાગ્યો, કે આ જવાન કાઠી કુતરા સરખા દીપડાથી ડરી ગયો, તો તે ધિંગાણામાં શી ધાડ મારશે ? કાઠીએ પછી કુવાના થાળામાં દીપડાને એવાં જોરથી પછાડ્યો કે તે દગલોજ વળી ગયો ! કાઠીએ ફરીથી તેને બગલમાં લીધો, ને પાછો પછાડીને કહ્યું, જા કુત્તા, અહિંથી ચાલ્યો જા. દીપડો બીકનો માર્યો જીવ લઈ ને નાઠો:

[ ૩ ]

## ડરામણા ડોળાથી વાઘ પણ ડરે*

લોકો કહે છે કે જો વાઘ આપણા સામો થયો હોય, અને આપણે ડોળા કાઢીને તેની સામે એકટશે જોઇ રહીએ, તો તે બીહીને નાશી જાય છે. નીચેની બનેલી વાતથી આ કહેણને ટેકો મળે છે.

મુકુંદદાસ કરીને મેવાડનો રાઠોડ દિલ્હીના બાદશાહ ઔરંગજેબના દરબારમાં હતો. તે મિજાજી ને બટકબોલા રજપૂતે બાદશાહને બે વાનાં એવા કઠોર ભાષામાં કહ્યાં, કે બાદશાહે ગુસ્સે થઈ તેને હથિયાર વગર વાઘ રાખવાના ઘરમાં પેસવાનો હુકમ કર્યો. ઘરમાં વાઘ ફરતો હતો; તેની આગળ બેધડક પણે જઇને રાઠોડ બોલ્યો, "ઓ વાઘ તું હવે જશવંત ( તેના બાપ ) ના વાઘની સામે થા." ગુસ્સા વડે અને અફીણની કેફથી લાલચોળ થએલી બે આંખો તેણે વનના રાજા સામે એવી કાઢી કે તેથી વાઘે માથું નમાવ્યું, અને પાછાં ફરી ચાલવા માંડ્યું. બાદશાહ છજામાં રહીને જોતા હતા. તેમને મુકુંદદાસે કહ્યું, "જુઓ તે મારી સામે થવાની હિમ્મત ધરી શકતો નથી, અને રજપૂ-



* વાર્તા નંબર ૪૯

તના ધર્મ પ્રમાણે જે સામનો કરવાથી ડરે તેના પર મારાથી હુમલો ન કરી શકાય. રાઠોડ રજપૂત ભયથી ડરે તો પૃથ્વી રસાતળ જાય."

જુલમી ઔરંગઝેબ આ બનાવ જોઇને દિંગ થઈ ગયો; અને તેણે ખુશી થઇને ઉલટી રાઠોડને બક્ષિસો આપી. આ અજબ તરેહના બનાવ પછી મુકુંદદાસનું નામ નારખાન (વાઘનો ઉપરી) પડયું.

[ ૪ ]

## ખેડુત સુંદરીનું શૂરાતન *

રાણા અજયસિંહનો ભાઇ ઉરસી પોતાના સરદાર સાથીઓને લઇને ડુક્કરને શિકારે નીકળ્યો. ડુક્કર મકાઇના ખેતરમાં પેસી ગયું; ત્યારે ખેતર ટોનારી છોકરીએ કહ્યું લાવો એ ડુક્કરને હું હકાલું. આરદશ હાથ ઉંચા મકાઇના રાડાને લઇ તે માળે ચઢીને મકાઇનું રાડું ડુક્કર ભણી ઉગામી તેને શિકારીઓ તરફ વાળ્યું. શિકારીઓ તેથી અચબો પામ્યા. નજીકના નાળા પાસે તેમણે ખાવાનું પકાવ્યું. ખાતાં ખાતાં પેલી સુંદરીના નાજુક હાથે ડુક્કરને હકાલ્યાની તેઓ વાત કરતા હતા, એવામાં ગોફણમાંથી છોડેલો માટીનો ગોળો કુંવરના ઘોડાને એટલા જોરથી વાગ્યો કે તેનો પગ ભાગી ગયો. જે તરફથી ગોળો આવ્યો



તે તરફ નજર કરતાં તેજ સુંદરી પક્ષીઓ ઉડાડવા માટે માળેથી ગોફણ વડે ગોળા ફેંકતી તેમના જોવામાં આવી. પોતે કરેલા નુકશાનની દિલગીરી બતાવવા તે બાઇ કુંવર પાસે આવી ને પછી પાછી માળે જઇ મકાઇ ટોવાલાગી.

શિકારી ઘર તરફ વળ્યા, ત્યારે તેજ તરુણ સુંદરી માથે દૂધનું મટકું મકી બને હાથે પાડીને દોરી જતી તેમણે જોઈ. શિકારીઓએ રમતની ખાતર તેનું દૂધ ઢોળી નાખવાનો પ્રયત્નો કર્યો. કુંવરનો એક સાથી પોતાને અથડાય એવી રીતે નજીક આવેલો જોઈ, તેણે પોતાની

* વાર્તા નંબર ૭૩.

પાડી વડે શિકારીના ઘોડાને એવો અટ-વાળીએ આણ્યો, કે તે ઘોડેથી પડી ગયો! તપાસ કરતાં માલમ પડ્યું કે તે જવાન બાઇ એક ગરીબ રજપૂતની દિકરી હતી.

બીજે દહાડે, કિરસી પોતાના સાથીઓ સાથે પેલા ખેતર પાસે આવ્યો, ને તે દિકરીના પિતાને તેણે બોલાવ્યો. પિતા ગરીબ છતાં રજપૂતની જાત હોવાથી નિડરપણે કુંવરની નજીક આવીને બેઠો., તે જોઇ સાથીઓ હસવાનું કરતાં હતાં, તેમને વારીને કુંવરે રજપૂતને કહ્યું, કે તમે તમારી પુત્રી મારી સાથે પરણાવો. રજપૂતે ચોખ્ખી ના પાડવાથી સાથીઓ આશ્ચર્ય પામ્યા! રજપૂતે ઘેર જઇ બનેલો બનાવ પોતાની સ્ત્રીને કહી સંભળાવ્યો. સ્ત્રી વધારે ડાહી ને સમજુ હતી, તેથી તેણે ધણીને કહ્યું, કે તમે ઠીક ન કર્યું: હવે તમે કુંવર પાસે જઇને દિકરીના વિવાહની હા પાડો. તેણે તે પ્રમાણે કર્યું, અને કુંવરે તે શૂરી બાળાને પરણ્યો. તે રજપૂતાણીને પેટે હમીર નામનો શૂરવીર પુત્ર જન્મ્યો.

* આ વાર્તાઓ લેખક મહાશયની પરવાનગીથી તેમના પુસ્તક "ટચુકડી બીજી સો વાતો" માંથી લેવામાં આવી છે. એ પુસ્તકની સચિત્ર આવૃત્તિ થોડા સમયમાં પ્રગટ થશે. વાર્તાઓ અને ચિત્રોનો ઉપયોગ કરવાની પરવાનગી આપવા માટે અમે તેમના આભારી છીએ. ચિત્રો માટે અમે ભાઇશ્રી રાવતના પણ ઋણી છીએ. તં: ગુ.



## "ગૃહજીવન"ની વ્યાખ્યા.

"ગૃહજીવન"ની વ્યાખ્યા વિષે લખતાં " ઓઇસ " કહે છે કે સાધારણ રીતે એનો અર્થ બહુ ટુંકો કરવામાં આવે છે. " ગૃહજીવન "ની યોગ્ય કાર્ય સાધક વ્યવસ્થા માટે વિજ્ઞાન, વૈદક અને નર્સીંગ-માવજતના જ્ઞાનની જરૂર કુટુંબનું આરોગ્ય સાચવી રાખવા માટે પડે છે. આવક-ખર્ચનો હિસાબ રાખવાને અને બીજાં જરૂર કામોને પહોંચી વળવાને ગણિતશાસ્ત્રના જ્ઞાનની જરૂર પડે છે. વિચારો ઉન્નત કરવા માટે અને દેશભક્તિ પ્રેરવા માટે સાહિત્યના જ્ઞાનની જરૂર જણાય છે. ઘરના શણગાર માટે કળાઓનાં જ્ઞાનની જરૂર છે. સારામાં સારી કેળવણી તેજ હોઇ શકે જે કન્યાઓને, યોગ્ય પુત્રીઓ, આદર્શ પત્નીઓ અને જવાબદાર માતાઓ બનવામાં મદદ કરી શકે. "

# ગોરિનાં શાસન.

( રાસ. )

લખક:—શ્રીયુત ' પાદરાકર. "

સખિ ! એક એ તો ગુણિયલ ગોરિ ! જગત્ પર શાસન કરે !
શાસન કરે !
જેના હાથે પારણિયાંની દોરી ! હૃદયમાં આસન કરે ! આસન કરે !
હિંચોળ્યા રામ ભિષ્મ ધર્મ ને અર્જુન શા ?
પૃથુ પ્રતાપ ને શિવાજી શૂરવીર શા ?
હાલરડે સ્વર્ગના સંદેશ ઉચ્ચરે ! ગોરિ ! જગત્ પર૦
પ્રેમના પરાગ, વેરી પ્રાણને સંતોષતી !
વાત્સલ્ય વ્હેળીઓ બાલુડિયાંમાં ઢોળતી !
વ્હાલપના સાગર ઉછાળતી ફરે ! ગોરિ ! જગત્ પર૦
પુષ્પ સુકુમાર બાળ હૈયેજ રાખતી !
વસમી રણવાટે વિદાય એજ આપતી !
વાળ વાંકો થાતાં જળ નયને ભરે ! ગોરિ ! જગત્ પર૦
ગીતડાંની લ્હેરીએ એ વિશ્વને હિંચોળતી !
ચંડિકા સ્વરૂપે પ્રલય ખેલને એ ખેલતી ?
પ્રેમ ધર્મ કર્મ યોગ નરને અરે ! ગોરિ ! જગત્ પર૦
નેતિ નેતિ કહેતાં દેવોએ જે ગાયું !
તત્વજ્ઞાન ગોરિએ ગળથૂથીમાંહિ પાયું !
ચેતન ચમકાર પ્રાણમાંહિ ભરે ! ગોરિ ! જગત્ પર !
યૂરપ અમેરિકા ઇંગ્લેંડને ઉથામશો !
તુર્ક ને જપાન જગત્ આખું ચે તપાસશો !
ભારતની ગોરિ ક્યાં ન કહિયે અરે ! ગોરિ ! જગત્ પર !
દીકરી કહ્યાગરી ને પત્ની પ્રીતિભરી !
શાણી સખિ ને માડી મોંઘી અમીઝરી !
જગત્ જનુની નામ સાર્થક કરે ! ગોરિ ! જગત્ પર !
નરને નૃપાળ દેશ શાસનોએ શાસતા !
ગોરિ હિંચોળે બાળ જગત્‌ને રખવાળતાં !
શાસને સમસ્ત વિશ્વ ઝુકે ઠરે ! ગોરિ ! જગત્ પર૦
પ્રેમની ઇજારદાર ! માતૃભાવ પારાવાર !
ત્યાગ તપ કર્તવ્ય સાધુતા સંસાર સાર !
મણિમય ગોરિ એ ઘર ઘરમાં ફરે ! ગોરિ ! જગત્ પર૦






**ચરખો ચલાવો:**

"ગૃહલક્ષ્મી" ના પોષ માસના અંકમાં શ્રીમતી સરલાદેવીનો "ચરખો ચલાવો" એ વિષયપર એક લાંબો લેખ છે. શરૂઆતમાં લેખિકા ચરખો રેંટીઓ કેટલો પ્રાચીન છે તે જણાવતાં કહે છે કે "ઋગવેદના સમયમાં પણ આર્ય સ્ત્રીઓ રેંટીઓ કાંતતી હતી, તેનું પ્રમાણ એ ધર્મપુસ્તકમાંથી મળે છે. એ ચરખામાંથી બનતા સુતરનું કાપડ દેશપરદેશમાં જતું હતું અને પંકાતું હતું. ઇજીપ્ત, બાબીલોન અને રોમ સાથે રૂના કાપડનો મોટો વેપાર ચાલતો હતો. આ સ્થિતિ લગભગ સંન ૧૮૦૦ સુધી ચાલુ રહી. તે પછી વિલાયતમાં યંત્રોની શોધ થતાં અહિંનો ઉદ્યોગ પડી ભાંગ્યો અત્યારે એવી સ્થિતિ થઇ છે કે દેશને વસ્ત્રો માટે પરદેશો ઉપર આધાર રાખવો પડે છે. ખાવા પીવાનાં સાંસા પડતા હોય છતાં સ્વાશ્રયી થવાનું કોઇને સૂઝતું નથી.

"પ્હેલાં સ્ત્રીઓ ઘરકામ કરવા ઉપરાંત રેંટીઓ કાંતી કુટુંબના વસ્ત્ર પેદા કરવામાં પણ મોટો ફાળો આપતી હવે તેમનામાં નાજુકતા આવી છે. ઘરકામ કરતાં કે રેંટીઓ ચલાવતાં તેમને નુકશાન લાગે છે પરિણામે તેમનાં શરીર દુબલાં બનતાં જાય છે અને તેમની પ્રજા પણ દુર્બલ અને નિસ્તેજ થતી જાય છે. પ્હેલાંની સ્ત્રીઓ ધર્મને પ્રાણથી પણ વધારે વ્હાલો ગણતી. અત્યારે ધર્મને ઠેકાણે શોખ વધ્યો છે અને દેશના ધન–ધર્મનો નાશ કરનાર બારીક વિદેશી વસ્ત્રો પર તેઓ મોહી પડી છે.

"પ્હેલાં સ્ત્રીઓ નવરાશને સમયે વખતનો સદુપયોગ કરવા માટે રેંટીઓ કાંતતી. અત્યારે તેને બદલે ગામગપસીમાં વખત ગાળે છે. પરસ્પરની નિંદામાં અને લડાઇ ટંટા કરવામાં વખત નીકળી પડે છે આર્ય સ્ત્રીઓ ફરી પોતાનો ધર્મ સમજતી થશે. મહાત્મા ગાંધીજી કહે છે તેમ "ચરખાનો લોપ થવા સાથે ભારતનો વૈભવ-સૂર્ય અસ્ત પામ્યો છે. એ ચરખો દેશના જીવનને માટે પાણી અને વાયુના જેવો છે."

"દેશની લાખો સ્ત્રીઓ પ્હેલાં રેંટીઓ કાંતી ધર્મપૂર્વક પોતાનું ગુજરાન કરતી હતી. અંગ્રેજ વ્યાપારીઓ અને કારખાનાવાળાઓના અત્યાચારોને પરિણામે એ ઉદ્યોગ નાશ પામ્યો. આજે એજ સ્ત્રીઓ મીલમાલેકોના નોકરોની અધર્મયુક્ત ઇચ્છાઓ પૂરી કરી પોતાનું પેટ ભરે છે; કે ધર્મહીન ગોરાઓના પંજાઓમાં ફસાઇ પોતાનાં શીયળ નષ્ટ કરે છે. આસામના ચાના બગીચાઓમાં પુરૂષોની ઠોકરો, ખાઇ, ગાળો સહી, આબરૂ અને પ્રતિષ્ઠા ગુમાવે છે. એટલુંજ બસ નથી. સીતા અને સાવિત્રીની એ પુત્રીઓને ફીજી, આફ્રિકા વગેરે દેશોમા પેટ ભરવા ખાતર મજુરી કરવા જવું પડે છે: આ બધું શાને લીધે? વિદેશી વસ્ત્રોના આપણા મોહને લીધે; રેંટીઆને તિલાંજલી આપવાને લીધે.

"દેશી મીલોનું કાપડ વાપરવાથી પણ ધર્મની હાનિ તો થાય છે એ કારખાનાઓમાં સ્ત્રીઓના સતીત્વની રક્ષા નથી થતી; તેમનું સૌંદર્ય કે તંદુરસ્તી નથી સચવાતાં. બાળકોનું જીવન પણ આનંદહીન બને છે. એ કારખાનાઓમાં સ્ત્રી પુરૂષો પેટ ભરવાને ખાતર યંત્ર જેવાં બની રહે છે. તેમાંના યંત્રો વિદેશીજ હોય છે અને તેટલાં નાણાં પરદેશ ઘસડાઇ જાય છે જો પ્હેલાંની જેમ દેશને સુખી અને સમૃદ્ધિશાલી, તંદુરસ્ત અને ધર્મપરાયણ બનાવવો હોય તો માતાઓએ રેંટીઆ ચલાવવાની અને પોતાને હાથે બનાવેલાં કપડાં પ્હેરવાનીજ પ્રતિજ્ઞા લેવી

પણ ન પ્હેરવું જોઇએ. "ભારતનો ઉદ્ધાર રિજ થશે જ્યારે આપણે પરદેશી કાપડનો ાગ કરીશું." હિન્દના મહાન પુરૂષના એ મુલ્ય વચનો યાદ રાખી આપણે વર્તીશું તો નતિ જલ્દી થશે; એ વચનોનો નિરાદર કરીશું . અત્યારે છે તે કરતાંય સ્થિતિ ખરાબ થશે."

ધવા વિવાહઃ

"માધુરી" ના પોષ માસના અંકમાં યુત મોહનલાલ નેહરૂ "વિધવા વિવાહ" ષય પર એક મનનીય લેખ લખે છે. એ ખનો સાર નીચે આપીએ છીએઃ

"હું વિધવા વિવાહની વિરૂદ્ધ નથી. પરંતુ રીતે એનો પ્રચાર થાય છે તે જોતાં એ પ્રચાર કરનારાઓના હૃદયમાં સ્ત્રી જાતિ માટે માન હોય એમ લાગતું નથી. તેઓ એમજ માનતા લાગે છે કે સ્ત્રીએ કોઇને કોઇ પુરૂષ સાથે ગાંઠ બાંધીને રહેવું જોઇએ. સ્ત્રીઓને પોતાને માટે વિચાર કરવા દેવાને તેઓ તૈયાર નથી અથવા તે મને તે માટે લાયક માનતા નથી. એ લોક સ્ત્રીની સ્થિતિ સુધારવાને બદલે બગાડે છે.

"હું વિધવા વિવાહ ખરાબ છે એમ નથી માનતો. જે વિધવા પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય તેને જરૂર તેમ કરવા દેવું જોઇએ; પરન્તુ લગ્નની જવાબદારી સમજે એવી તેની અવસ્થા હોવી જોઇએ. દુર્ભાગ્યે બાળલગ્નને પરિણામે દેશમાં હજારો વિધવાઓ દર વર્ષે થાય છે અને વિધવા વિવાહના હિમાયતીઓ તેમના પુનર્લગ્ન માટે તુરતજ પ્રયત્નો કરવા મંડી પડે છે; અને મોટે ભાગે સફળ પણ થાય છે. પણ તેથી ફાયદો શું ? એ બિચારી બાળવિધવાને પ્હેલા લગ્નની જેમ બીજા લગ્નની જવાબદારીની પણ ખબર નથી હોતી. ખરો સુધારો કરવો હોય તો તેની ઉમ્મર એ જવાબદારી સમજે એવી થવા દઇ પછી તેની ઇચ્છા પ્રમાણે વર્તવાની એને છુટ આપવી જોઇએ. ખરો સુધારો વિધવાને સધવા બનાવી દેવામાં નથી, પરંતુ સ્ત્રી-જાતિને વિચાર કરવાની છુટ આપવામાં સમાયલો છે.

પુનર્લગ્ન કંઇ સુધારો નથી. એથી વિધવાની દશા સુધરતી નથી. એવા લગ્ન કરવાથી એક ઘરના દાસત્વમાંથી છુટી તે બીજા ઘરના દાસત્વની ઝુંસરીમાં જોડાય છે. એથી વધારે લાભ નથી થતો.

સમાજમાં સ્ત્રીની દશા બહું ખરાબ છે. ગમે તે અવસ્થામાં હોય પણ તેણે કોઇ ન કોઇ પુરૂષને આધીન રહેવું જોઇએ. શાસ્ત્રો પણ એમજ કહે છે. એ દશામાં ફેરફાર થાય તોજ સુધારો કહેવાય. લોકો એ વિષે વિચાર નથી કરતા. માત્ર પતિ ખોળી આપવાથી એ દશા કેવી રીતે સુધરશે ?

વિધવા વિવાહના હિમાયતીઓ દર મહિને પોતાની પ્રવૃતિના બણગાં ફુંકે છે. જે વિધવાઓના તેઓ પુનર્લગ્ન કરાવે છે તેઓમાંથી કેટલી સ્ત્રીઓએ એ ઝુસરીમાં જોડાવા પોતાની મરજી બતાવી હતી તે કોઇ કહેતું નથી. એમ તો હજારો પુરૂષો અવિવાહિત રહે છે, યા એક પત્ની ગુજરી ગયા પછી બીજી વાર પરણતા નથી. એવાઓને માટે કેમ કોઇ સુધારક પ્રયત્ન કરતો નથી? સ્ત્રી પુરૂષમાં એટલો ભેદ શા માટે બતાવાય છે? વિધવાના પુનર્લગ્ન સુધારો હોય તો વિધુરના શા માટે નહિ ? વિધુર વિવાહ મંડળો કે સભાઓ પણ શા માટે ન સ્થાપવાં જોઇએ ?

"ખરી વાત તો એ છે કે પુરૂષ વર્ગે સ્ત્રીજાતિને પોતાને આધીન બનાવી દીધી છે. જે અધિકારો તેમણે સ્ત્રી જાતિ પર જમાવ્યા છે. તેમને વધારે દૃઢ કરવા તેઓ મથે છે. ભલાઇનો દેખાવ કરી તેઓ સ્ત્રીઓને વિચાર સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરતાં રોકે છે.

"વિધવા વિવાહના હિમાયતીઓ જે જે બાબતને સુધારો સમજે છે તે સુધારો નથી. એ તો સ્ત્રીના હૃદય પર પુરૂષની પ્રતિષ્ઠા વધારે દૃઢ કરવાનો એક માર્ગ છે. સ્ત્રીના મન પર તેઓ એમજ ઠસાવે છે કે આબરૂથી જીવન ગાળવા માટે તેણે કોઇ પુરૂષની પત્ની થઇને રહેવું જોઇએ. એ પાઠ સ્ત્રી જાતિને આજ હજારો વર્ષથી શીખવાય છે.

"ખરો સુધારો તો હું ત્યારે થયો સમજું જ્યારે સ્ત્રીઓને વિચાર કરવાની છુટ આપવામાં આવે અને પુરૂષોની જેમ તેઓ પણ પોતાના ભલા બુરાનો વિચાર કરી યોગ્ય લાગે તેમ વર્તી શકે. એ નહિ થાય ત્યાં સુધી હજારો પ્રયત્ન થાય તો પણ વ્યર્થ જશે."

એજ " વિધવા વિવાહ " ના વિષય પર ' ગૃહલક્ષ્મી ' માં લખતાં કુમારી કમલા એ પ્રકૃતિને વખોડે છે. એમનું મુખ્ય દૃષ્ટિબિંદુ સ્ત્રી જાતિની પવિત્રતા છે. એ લેખનો સાર નીચે પ્રમાણે છેઃ—

" પુરૂષોને એક પત્નીવ્રત રાખવાનું અને બીજી વાર લગ્ન નહિ કરવાનું કહેવામાં આવે છે. જો પુનર્લગ્ન પુરૂષો માટે અયોગ્ય ગણાતું હોય તો સ્ત્રીઓ માટે તેને ધર્મકાર્ય શા માટે માનવું જોઇએ ? જે સાધ્વી સ્ત્રી પતિસેવા માટે જીવન સમર્પણ કરે છે, તેનાજ સ્મરણમાં પવિત્ર જીવન ગાળવા ઇચ્છે છે તેને માટે પુનર્લગ્ન ઉચિત છે. એવાં પુનર્લગ્નથી કંઇ પણ લાભ નહિ થાય? એથી ઉલટું સ્ત્રીઓ તરફ જે માનની લાગણી છે માતૃ સ્વરૂપે શક્તિ તરીકે પૂજાય છે તે નષ્ટ થશે અને તેને બદલે તેમને વિલાસ અને મોજશોખના સાધન તરીકે ગણવામાં આવશે.

" વધારે સરળ માર્ગ તો એ છે કે જે દુષ્ટ રીવાજોને પરિણામે વિધવાઓની સંખ્યા વધે છે તેનો નાશ કરવાની પ્રવૃત્તિ પ્હેલાં આદરવી જોઇએ. બાલવિવાહ, વૃદ્ધવિવાહ, દહેજની પ્રથા વગેરે જે રીવાજો સમાજમાં જડ ઘાલી બેઠા છે તેમનો નાશ કરવો જોઇએ. એમ થશે તો લાખો-કરોડો વિધવાઓના રૂદનથી દેશ ગુંગળાતો બંધ થશે.

" કેટલાક કહેશે કે વિધવાઓની દુર્દશા જોઇનેજ દયાળુ પુરૂષોએ તેમનું દુઃખ દૂર કરવા માટે પુનર્લગ્નનો માર્ગ ખોળી કાઢયો છે. તેઓ શું એમ માને છે કે વિધવાનું દુઃખ કામવાસના નહિ પોષાવાને લીધે છે? તેઓ ભૂલે છે. વિધવાઓ દુઃખી થાય છે તે સમાજના નિર્દયથી; તેના તિરસ્કારથી. હિન્દુ સંસારમાં વિધવાઓને જે અપમાન ખમવાં પડે છે, જે યાતનાઓ ભોગવવી પડે છે, તેથી કોણ અજાણ્યું છે? જો તેમને સન્માનની દૃષ્ટિએ જોવામાં આવે, તેમને પણ મનુષ્ય સમજી વર્તવામાં આવે તો વિધવાઓના આર્તનાદ તુરત જ બંધ થઇ જાય. રૂઢી રાક્ષસીને તેમનો ભોગ આપવાને બદલે તેમની પાસે દેશહિતના-પરોપકારના અનેક કામો કરાવી શકાય."

**ગર્ભ અને માતાની સંભાળ માટેઃ—**

ઉપર જણાવેલા વિષય સંબંધી " સ્ત્રી ધર્મ " નીચે પ્રમાણે લખે છેઃ

" યુરપના મહાયુદ્ધ પછી દુનિયાની સ્થિતિમાં કેવી રીતે સુધારો કરવો તે વિષે વિચાર કરવા વોશીંગ્ટન ( અમેરિકા ) માં મળેલી આંતર રાષ્ટ્રીય પરિષદે પોતાના કાર્યક્રમમાં બહુજ ડહાપણ વાપરીને અને ઉદારતાથી કામદાર વર્ગની સ્ત્રીઓની જરૂરીઆતોનો સમાવેશ કર્યો હતો. એ પરિષદને અંગે પ્રસુતા સ્ત્રીઓ વિષે વિચાર કરવા નીમાયલી કમિટિએ કામદાર વર્ગની સ્ત્રીઓની પ્રસુતાવસ્થાના સમયમાં મદદ કરવા માટે નીચે પ્રમાણે ગોઠવણો દરેક દેશમાં થવી જોઇએ એવો ઠરાવ કર્યો હતોઃ ( ૧ ) બાળક જન્મ્યા પછી છ અઠવાડીઆં સુધી તેને કામ પર જતી અટકાવવી; ( ૨ ) સુવાવડના સમય દરમિયાન ડૉકટરે અથવા પાસ થયલી નર્સે તેની માવજત માટે હાજરી આપવી; ( ૩ ) બાળકના જન્મ પ્હેલાં અને પછી છ છ અઠવાડીઆં સુધી માતા અને બાળક બન્નેનું ભરણપોષણ કરવું, જે માટેનો ખર્ચ સરકાર કે મ્યુનીસીપલ ટ્રીઝરીમાંથી અથવા પ્રોવીડન્ટ ફંડ કે એવી કોઇ બીજી ગોઠવણથી અપાય; એ માટેની રકમ નક્કી કરવાનું કામ યોગ્ય કમિટિને સોંપાય. આંતર રાષ્ટ્રીય સંઘ ( લીગ ઑફ નેશન્સ ) ના આશ્રય હેઠળ મળેલી આંતર રાષ્ટ્રીય પરિષદમાં આ ગોઠવણો કબુલ રખાઇ હતી અને તેમ કરવા ઈંગ્લાંડના રાજપ્રતિનિધિઓએ કબુલ પણ કર્યું હતું. ત્યાર પછી ફ્રાન્સ, ઇટલી, ડેનમાર્ક અને બીજા દેશોએ પણ એ મુજબ ગોઠવણો કરવાની કબુલાત આપી; પરન્તુ શરમની વાત છે કે પંદર લાખ પાઉંડનો ખર્ચ એ માટે થઇ જાય એવું બ્હાનું બતાવીને બ્રિટિશ પાર્લામેંટે ૧૯૨૧ ના માર્ચમાં એ ગોઠવણોને મંજુરી આપવાની ના પાડી. ઈંગ્લાંડ પોતાનાં લડાઇના દેવાં પેટે દરરોજ લગભગ દશ લાખ પાઉંડની રકમ વ્યાજ તરીકે આપે છે તે જોતાં આ બ્હાનું શરમ ભરેલુંજ ગણી શકાય. વધારામાં વડા પ્રધાને ઇન્કમટેક્ષ ઘટાડીને દર વર્ષે સવા પાંચ કરોડ પાઉંડની રકમ ધનવાનોના ગજવામાં પાછી મુકી છે. ઈંગ્લાંડે મુત્સદ્દીને ન છાજે એવું આ પગલું લીધાથી હિન્દમાં પણ એ ઉદાર ગોઠવણો માટે કાયદો થતો અટકયો છે. પણ હવે એ બાબત હિન્દી રાજદ્વારી પુરૂષોના હાથમાં છે. તેઓ ધારે તો ઈંગ્લાંડને

બાજુએ મૂકી આ બાબતમાં પ્રવેશ કરી શકે."

**ઋગ્વેદના સમયમાં:—**

ઋગ્વેદ ચાર વેદોમાં પ્હેલો છે, અને આર્યોનું અત્યુત્તમ ધાર્મિક પુસ્તક ગણાય છે. એ ક્યારે રચાયું હશે તે વિષે વિદ્વાનોમાં મતભેદ છે. કોઈ દશ હજાર વર્ષ પહેલાં તે રચાયું હતું એમ માને છે, કોઈ પાંચ હજાર વર્ષ પહેલાં એ રચાયું એમ કહે છે. તે સમયે આર્ય સ્ત્રીઓની સ્થિતિ કેવી હતી તે દર્શાવનારો એક લેખ બંગાલી માસિક "વસુમતી" માં પ્રકટ થયો છે. એ લેખનો સાર નીચે આપીએ છીએ

"સ્ત્રી ગૃહસ્થ જીવનનું કેન્દ્ર સ્થાન છે; એ જીવનનાં સુખ, સ્વતંત્રતા અને પવિત્રતા સ્ત્રી ઉપર જ આધાર રાખે છે પ્રાચીન આર્ય સ્ત્રીનું સમાજમાં ઉંચું સ્થાન હતું. કન્યાઓના લગ્ન બાળવય નહોતા થતાં કન્યા સંપૂર્ણ યુવાન ન થાય ત્યાં સુધી વિવાહનો પ્રસંગ કદી આવતો નહિ.

"ઘણુંખરૂં માતપિતા કે વડીલો કન્યાને માટે વર શોધી કાઢતા, છતાં કન્યાને એ સંબંધી પસંદગી કરવાની છુટ હતી. કોઈ યુવતી ધનના લોભથી ધનવાન પુરૂષ સાથે લગ્ન કરવા આકર્ષાતી. એવી સ્ત્રીઓની ઋગ્વેદમાં નિંદા કરવામાં આવી છે. આ પ્રમાણે પતિ પસંદ કરવાની છુટ હોવા છતાં ઘણી સ્ત્રીઓને કુંવારા રહેવું પડતું હતું તેમનું ભરણપોષણ માતાપિતાને કરવું પડતું હતું.

"કુંવારી બ્હેનોને બાપની મીલકતમાં ભરણપોષણનો હક રહેતો તેથી ઘણાં ભાઈઓ એવી બ્હેનોને પરણાવી દેવા ઉત્સુક બન્યાના ઉલ્લેખ ઋગ્વેદમાં મળે છે

"સાથે સાથે બાળલગ્નના ઉલ્લેખ પણ મળે છે. પુત્ર વિનાની વિધવા પતિની સંપતિ મેળવવાનો હક રહેતો. તેથી કેટલાક એવી ઉતાવળ કરતાં.

"માતાપિતા વસ્ત્રાલંકાર સહિત કન્યાનું દાન દેતા. કન્યા તેમજ જમાઈ બન્નેને ધન પણ મળતું. દીકરીના દીકરાને દત્તક લેવાની પ્રથા પણ હતી. અત્યારની જેમ તે વખતે પણ પુત્રપ્રાપ્તિ માટે લોકો ઉત્સુક રહેતા ઋષી-મુનીઓ પણ વીર-પુત્ર પ્રાપ્ત કરવા દેવોની પ્રાર્થના કરતા!

"સાધારણ રીતે એકથી વધારે સ્ત્રી પરણવાનો ચાલ ન હતો, પણ રાજાઓ અને ધનવાન માણસો એકથી વધારે પત્ની કરતા. સ્ત્રીઓને તે સમયે પડદામાં રાખવામાં આવતી ન હતી. તેઓ મર્યાદાસર કપડાં પહેરી બહાર નીકળી હરી ફરી શકતી હતી.

"ઘરકામ, ઢોરોની માવજત વગેરે સ્ત્રીઓને માથે હતું. રેંટીઓ કાંતવાની અને વસ્ત્રો વણવાની જવાબદારી પણ તેમની ઉપર હતી. પાણી ભરવું, અનાજ સાચવવું, રાંધવું વિગેરે કામો સ્ત્રીઓજ કરતી.

"સુંદર વસ્ત્રાલંકારથી સજ્જ થયેલી સ્ત્રીઓ વિષે ઘણા ઉલ્લેખ ઋગ્વેદમાં મળે છે. માથાના વાળની ચાર વેણીઓ ગુંથી બાંધી લેવાની ફેશન તે સમયે હતી."

**સ્ત્રીઓની અધોગતિ કેમ અને ક્યારે થઈ?**

"સ્ત્રી દર્પણ" ના જાનેવારી અંકમાં શ્રીમતી રામક્ા દેવી ઉપર જણાવેલા વિષય પર એક લેખ લખે છે એ લેખમાં દર્શાવેલા વિચારોનો સાર નીચે પ્રમાણે છે:—

"વૈદિક કાળમાં આર્ય સ્ત્રીઓ પુરૂષોની બરોબરી કરતી હતી. સ્ત્રી પુરૂષ બન્ને સમાન હતાં સ્ત્રીઓ વેદની ઋચાઓ રચતી; તેમને ઉપવિતનો અને ગાયત્રી મંત્રનો અધિકાર હતો. ધાર્મિક, સામાજીક અને માનસિક ક્ષેત્રોમાં તેમનો સમાવેશ હતો. પતિની સાથે યુદ્ધમાં જઈ સહાયતા કરતી; વિદ્વાનોની સભામાં બેસી વાદવિવાદ કરતી. વિવાહ માટે તેને કોઈ દબાણ કરતું નહિ; તે આખી જીંદગી બ્રહ્મચારિણી રહેવા ધારે તો રહી શકતી. અબળા હોવા છતાં પુરૂષોના હૈયે ઉત્સાહ, ત્યાગ અને સાહસનો પરિચય કરાવતી; દયાની સાગર, કરૂણાની મૂર્તિ સદાચારનો અવતાર હતી.

"મહાભારતના સમયથી તેમની અધોગતિની શરૂઆત થાય છે. પ્હેલી અવનતિ તેમના સદાચારમાં આવી. સત્યવતી અને કુન્તી એ કુમારી અવસ્થામાં વ્યાસ અને કર્ણને જન્મ આપ્યા; દ્રૌપદીને પાંચ પતિ થયા. એ એના દાખલા છે. યુદ્ધ પછી સ્થિતિ વધારે બગડી. રાષ્ટ્રની સાથે અનેક સામાજીક અને ધાર્મિક સંસ્થાઓએ

નાશ થયો વૈદિક સભ્યતા ભુલાવા લાગી એક એક પત્નીને બદલે અનેક પત્નીઓ થવા લાગી, આટલું છતાં સ્ત્રીઓ સ્વતંત્ર હતી. અત્યારની જેમ તેમને ગાળો દેવાતી નહોતી. તેમનું સ્થાન "દેવી"નું હતું.

બૌદ્ધ સમયમાં સ્ત્રીઓનું પદ પુરૂષોના પદ કરતાં નીચું થયું. વૈદિક સભ્યતા નાશ પામી. છતાં ભિક્ષુણી બની સ્ત્રીઓ ઉચ્ચ પદ મેળવી શકતી હતી. ભારતી અને લીલાવતી જેવી વિદુષીઓ પણ એજ કાળમાં થઈ ગઇ.

"તેરમી સદી પછી સ્ત્રીઓની અધોગતિ વધારે ઝડપથી થવા માંડી. ધર્મભીરુ હિન્દુઓ પોતાની સ્ત્રીઓને મુસલમાનો રાજી ન હતા હાથમા જવા દેવાના આ કારણે અનેક સ્ત્રીઓ અને કન્યાઓના અગ્નિને બલિદાન અપાયાં. મુસલમાનો પોતાના ધર્મના ફરમાનને અનુસરી વિવાહિત સ્ત્રીઓને પોતાના જનાનાગાં રાખી શકતા નહિં. હિન્દુ માતાપિતાએ બચવાનો આ માર્ગ સ્વીકારી નાની વયમાં કન્યાઓને પરણાવી દેવા માંડી. એ પ્રથા દૃઢ કરવાને જુના ધર્મગ્રંથોમાં ફેરફાર કર્યા અને નવાં રચ્યાં. સ્ત્રીની સ્વતંત્રતાં હંમેશ માટે હરાઇ ગઇ. સ્ત્રીઓને માટે અવિવાહિત રહેવું નિષિદ્ધ ગણાયું. વિધવાઓને ફરજ્યાત સતી થવાની પ્રથા ચાલુ થઇ. બાળલગ્ન પરમધર્મ મનાવા લાગ્યો. પડદાનો રીવાજ પણ ચાલુ થયો.

"સ્ત્રીઓ આ રીતે પુરૂષોના હાથમાં પૂતળી બની રહી. તેમની જીવનશકિતનો લોપ થયો વૈદિક કાલની દેવીઓ, હાબા પગનું ખાસડું બની. તેમના સામાજીક, ધાર્મિક, અને માનસિક અધિકારો છીનવી લેવાયા. અર્ધાંગના મટી પુરૂષોની પાશવવૃત્તિ પોષવાનું સાધન માત્ર બની રહી. પરિણામ એ આવ્યું કે અમને સ્ત્રીઓને રસોડાની બ્હાર શું થાય છે તેની ખબર નથી પતિના શરીરની માવજત કરવા ઉપરાંત તેની સામે બીજો કોઇ જાતનો સદ્વ્યાર કરવાની શકિત કે લાયકાત તેનામાં નથી રહી. વધારામાં એમને કોઇ દહી સ્વતંત્ર વિચાર આવે તો તે દબાવી દેવા તેમના પ્રત્યેક હીલચાલ તરફ સમાજ શંકાની નજરે જોતાં શીખ્યો છે.

## શિક્ષકો અને ભ્રાતૃભાવ

નવેંબર માસના "ચાંદ" માં કુમારી વસન્ત કન્યા, બી. એ. "ભ્રાતૃભાવ શિક્ષા પ્રણાલીનો પ્રાણ છે." એ વિષય પર એક મનનીય લખે લખે છે. એ લેખમાં દર્શાવેલા થોડાક અગત્યના વિચારો અહિ ટાંકીએ છીએ

"શિક્ષકો જે ભ્રાતૃભાવથી રહેવા ઇચ્છતા હોય તો તેમણે વિચારવું જોઇએ કે શરીર નાનું છે માટે બાળકનું જ્ઞાન પણ નાનું નથી. જ્યારે ભગવાન બુદ્ધ ગુરૂ પાસે ભણવા ગયા ત્યારે તમને જોતાજ ગુરૂની ખાત્રી થઇ હતી કે આ કોઇ સાધારણ જીવ નથી. ગુરૂ તેમના ચરણોમાં લોટી પડયા હતા. અત્યારના શિક્ષકોને પણ એવા વિદ્યાર્થીઓ મળે તો તેમને ઓળખવાની શકિત તેમનામાં હોવી જોઇએ.

"......પ્રત્યેક શિક્ષક વયમાં ગમે તેટલો મોટો હોય છતાં બાળકના જેવો સરલ હૃદયનો અને શરીરે નિર્મલ તથા નિરોગી હોવો જોઇએ. તે વિદ્વાન અને અનુભવી હોઇ, બાલકોના હિતમાંજ પોતાનું હિત માનનારો હોવો જોઇએ. તેનું મન દૃઢ હોવું જોઇએ; તેનામાં સહિષ્ણુતા હોવી જોઇએ. સંસારની મુશ્કેલીઓ સહન કરવાની તેનામાં શકિત હોવી જોઇએ. જે બાળકથી બીજા બધા નિરાશ થયા હોય, તેના સુધાર માટે આશા રાખી સતત પ્રયત્ન કરવાની તેનામાં ખંત હોવી જોઇએ આવા ગુણો ધરાવનાર શિક્ષકો શિક્ષણના કામમાં બહુ સફળતા મેળવી શકશે. શિક્ષકો ધારે તો દેશસેવકો, વીરનરો, સંતો અને મહાત્માઓ નિશાળમાંજ તૈયાર કરી શકે.

"...તેમણે વિદ્યાર્થીઓની દૃષ્ટિ આગળ એજ ઉદ્દેશ મુકવો જોઇએ કે વિદ્યા ધન કમાવા માટે નહિ પણ વિદ્વાન થવા માટે છે. ઇતિહાસના વર્ગમાં વીરોની કથાઓ કહી તેમનામાં શૌર્યનો ગુણ ઉપજાવી શકાય ભુગોળના વર્ગમાં દેશ પરદેશની પ્રજાઓનું જ્ઞાન આપી વિશ્વબંધુભાવ પ્રકટાવી શકાય "



# સ્ત્રી જગત્.

### હિન્દ.

હિન્દની વસ્તીગણત્રીનો ૧૯૨૧ નો રીપોર્ટ જણાવે છે કે છેલ્લા દશકામાં કેળવણીનું પ્રમાણ વધ્યું છે. ૧૯૧૧ માં ૧૮૫૦૦૦૦૭ માણસો-સ્ત્રીઓ તેમજ પુરૂષો કેળવણી પામેલા હતા; ૧૯૨૧ માં એ સંખ્યા વધીને ૨૨૬૦૦૦૦૦ ની થઇ છે, એટલે કે ૨૨ ટકાનો વધારો થયો છે. શિક્ષિત સ્ત્રીઓની સંખ્યામાં પણ થોડો ઘણો વધારો થયો છે. જુદા જુદા ધર્મોની દૃષ્ટિએ વર્ગીકરણ કરીએ તો જૈનોમાં ૫૦ ટકા પુરૂષો લખી વાંચી શકે છે, જ્યારે સ્ત્રીઓ નવ ટકા જેટલી લખી વાંચી શકે છે. હિન્દુઓમાં આઠ પુરૂષ દીઠ એક પુરૂષ અને ત્રણ સ્ત્રી દીઠ એક સ્ત્રી લખી વાંચી શકે છે. મુસલમાનોમાં ૧૧ પુરૂષો દીઠ એક પુરૂષ અને ૧૬૬ સ્ત્રીઓ દીઠ એક સ્ત્રી લખી વાંચી જાણે છે. આખા હિન્દમાં દશ હજાર માણસો દીઠ ૧૬૦ પુરૂષો અને ૧૮ સ્ત્રીઓ અંગ્રેજી લખી વાંચી જાણે છે. ગામડાંઓ કરતાં શહેરોમાં કેળવાયલાં માણસોની સંખ્યા વધારે છે.

× × ×

મહાત્મા ગાંધીજીની તંદુરસ્તી માટે પ્રભુ પ્રાર્થના કરવા દેશમાં ઠેરઠેર જાહેર સભાઓ મળી હતી. મુંબાઇના પ્રજાજનોની એક જંગી જાહેર સભા તા. ૧૮ મી જાન્યુઆરીએ શ્રી તિલક સમાધીના સ્થાનમાં ચોપાટી ઉપર મળી હતી જે સમયે જાણીતા પુરૂષ નેતાઓએ અને સૌ. અવન્તિકાબાઇ ગોખલેએ અસરકારક ભાષણો કર્યાં હતાં. સૌ. અવન્તિકા બ્હેને મહાત્માજીને જેલમાં મોકલવા અને રાખવા માટે પ્રજાને જવાબદાર ગણાવી હતી અને કહ્યું હતું કે 'આપણે એ મહાત્માજીનું કાર્ય આગળ ધપાવ્યું હોત તો તેમને આજ સુધી કેદમાં રાખવાની સરકારની મગદુર ન હતી. ભાષણોથી હવે કાંઇ વળવાનું નથી જો મહાત્માજીને આપણે ચાહતા હોઇએ તો તેમના સંદેશાનો-રેંટીઓ કાંતવાનો અને ખાદી પ્હેરવાનો-સંપૂર્ણ અમલ આપણે કરવો જોઇએ " આવી એક બીજી સભા માંડવી ઉપર પણ મળી હતી.

રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠલ સ્ત્રીઓની જાહેર સભા એજ દિવસે બપોરે મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી, જે પ્રસંગે દર મહીનાની જેમ સ્વદેશી વસ્તુઓનું એક નાનકડું પણ સુંદર પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું. શ્રીયુત સુલજી વેદની પ્રાર્થના અને શ્રીયુત ભવાનીદાસ મોતીવાળાના વિવેચન બાદ મીસીસ " હેસાનીઆએ ઠરાવ રજુ કર્યો હતો કે રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠલ મળેલી મુંબઇની સ્ત્રીઓની આ સભા ગાંધીજી તેમની માંદગીમાંથી જલ્દી સાજા થાવ એવી દુવા ગુજારે છે અને સાથે સાથે અભિપ્રાય જાહેર કરે છે કે તેમની તબિયત જોતાં તેમનો છુટકારો થવાની જરૂર છે." તેમના ટુંક વિવેચન પછી કુમારી સુલોચના અને કુમારી નત્રાજને ઠરાવને ટેકો આપ્યો હતો અને સભાએ સર્વાનુમતે પસાર કર્યો હતો. તે પછી સર્વ સ્ત્રીઓ સરઘસના રૂપમાં માધવબાગમાં ગઇ હતી અને ત્યાં પ્રભુ પ્રાર્થના કરી હતી.

× × ×

મુંબાઇમાં બાળસપ્તાહ ઉજવવાની તૈયારીઓ મોટા પાયા પર કરવામાં આવી હતી. આ માટે એક પ્રદર્શન ગવર્નરનાં પત્ની લેડી વીલ્સને રોયલ ઇન્સ્ટીટ્યુટ ઓફ સાયન્સના મકાનમાં તા. ૨૧ મી જાનેવારીએ ખુલ્લું મુક્યું હતું. ત્યારબાદ સર કાવસજી જહાંગીર હોલમાં કર્નલ ડુકને

બાળ રક્ષણ વિષે એક ભાષણ આપ્યું હતું. ડૉ. મહેરહોમજીએ વીએનામાં બાળ ઉછેર માટે કેવા પ્રયત્નો થાય છે તેની ફીલ્મ રજુ કરી હતી. મી. દેવધરે પણ વિવેચન કર્યું હતું અને લા. આગાખાને ફતેહ ઇચ્છનારો સંદેશો મોકલ્યો હતો. તા. ૨૨ મીએ બીજી સભા એજ હોલમાં મળી હતી, જે વખતે મી. દેવધર, ડૉ. દાદાચાનજી, ડૉ. હોરમસજી વગેરેના ભાષણો થયાં હતાં. બીજું એક પ્રદર્શન ખાસ ભાટીઆ સ્ત્રીઓ માટે બાલગેટમાં આવેલી સુવાવડની હોસ્પીટલમાં લેડી વીલ્સને ખુલ્લું મુક્યું હતું, જેમાં બાલ ઉછેરને લગતાં અનેક સાધનો ભેળાં કરવામાં આવ્યાં હતાં. શ્રી જાનકીબાઇ ભટે "ગર્ભવતી માતાની ફરજ અને બાળકનું હિત" એ વિષે ભાષણ આપ્યું હતું.

× × ×

કુમારી મીઠાં અરદેશર તાતા, બી. એ. એમ. એસસી. ઇકોન. (લંડન); બૅરીસ્ટર એટ-લૉને તા. ૨૫ મી જાન્યુઆરીએ હાઇકોર્ટના નામદાર જડ્જ મી. સુલ્લાં સમક્ષ એડવોકેટ તરીકે દાખલ કરવામાં આવ્યા હતાં અને પ્રેક્ટીસ કરવાની પરવાનગી આપી હતી. નામદાર જડ્જે કુમારી તાતાને ધારાશાસ્ત્રી તરીકના ધંધામાં ઉજ્જવલ ફતેહ ઇચ્છી હતી.

× × ×

સ્ત્રી-હકની લડત માટે હિન્દી સ્ત્રીઓનાં પ્રતિનિધીઓ તરીકે યૂરપ ગયલાં શ્રીમતી હીરાંબાઇ તાતા અને કુમારી મીઠાં તાતા સાડા ચાર વર્ષની પ્રવૃત્તિ પછી જાન્યુઆરી માસમાં હિન્દ પાછાં ફર્યાં હતાં. તેમને આવકાર આપવાનો એક મેળાવડો વીમેન્સ ઇન્ડીઅન એસોસીએશનના આશ્રય હેઠલ ફોર્ટમાં એલેવેટસ્કી લોજના હોલમાં મીસ નવાજબાઇ કૉન્ટ્રાકટર, બી. એ. ના પ્રમુખપદે તા. ૨૯ મી જાન્યુઆરીએ થયો હતો.

× × ×

રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય સ્ત્રીઓની એક સભા તા. ૩૦ મી જાન્યુઆરીએ મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી જે વખતે શ્રીયુત ભવાનીદાસ મોતીવાલાએ "ગાંધીજી અને સ્ત્રીઓ" વિષેની પોતાના ભાષણોની હારમાળાનું ત્રીજું ભાષણ "ગાંધીજીનું શિક્ષણ" એ વિષય પર આપ્યું હતું.

× × ×

ભગિની સમાજના આશ્રય હેઠલ સ્ત્રીઓની એક સભા તા. ૩૧ મી જાન્યુઆરીએ કપોલ નિવાસ હોલમાં મળી હતી, જે પ્રસંગે સ્વામીશ્રી શ્રદ્ધાનંદજીએ "દેશ ઉદયમાં સ્ત્રીઓનો હિસ્સો" એ વિષય પર એક મનનીય અને અસરકારક વ્યાખ્યાન આપ્યું હતું. શ્રીમતી મણિ બ્હેને સ્વામીજીનો બોધ ધ્યાનમાં રાખી વર્તવાનો આગ્રહ હાજર રહેલી બ્હેનોને કર્યો હતો.

× × ×

પૂનાની પ્રો. કર્વે સ્થાપિત શ્રીમતી નાથીબાઇ દામોદર મહિલા વિદ્યાપીઠ તરફથી એક કન્યાશાળા મુંબાઇમાં ઠાકુરદ્વાર પાસે નવરોજી સ્ટ્રીટમાં ખુલ્લી મુકવાનો સમારંભ તા. ૧૨ મી ફેબ્રુઆરીને દિને કરવામાં આવ્યો હતો. આ કન્યાશાળામાં મહિલા વિદ્યાપીઠનો અભ્યાસક્રમ ચલાવવામાં આવશે અને કન્યાઓ ઉત્તમ ગૃહિણીઓ બની શકે એવું શિક્ષણ અપાશે. ગૃહોપયોગી તેમજ ધાર્મિક અને નૈતિક વિષયો આ શાળાની વિશેષતાઓ છે. શાળાના સંચાલકોએ દર વર્ષે એક વર્ગ વધારતા જવાનો અને છેવટે પાઠશાળા સ્થાપી મહિલા વિદ્યાપીઠનું કેન્દ્રસ્થાન પૂનાથી મુંબાઇ લાવવાનો ઇરાદો રાખ્યો છે. સમારંભમાં પ્રમુખના પ્રાથમિક વિવેચન પછી, શાળાના સુપ્રીન્ટેન્ડેન્ટ મી. નાયકે શાળાના અભ્યાસક્રમની વિગતો આપી હતી. શ્રી માલતીબાઇ કર્વેએ પણ એ સંબંધી વિવેચન કર્યું હતું. ત્યારબાદ શ્રી પાર્વતીબાઇ આઠવલેએ આવી શાળાઓની જરૂરીઆતનો ખ્યાલ આપ્યો હતો.

× × ×

યંગ મેન્સ મુસ્લીમ એસોસીએશનના આશ્રય હેઠલ મળેલી એક સભામાં શ્રીમતી અતીઆ બેગમે "આપણે શું કામ બળવવાનું છે" એ વિષય એક ભાષણ તા. ૨૭ ફેબ્રુઆરીએ આપ્યું હતું. પ્રમુખસ્થાને મીસીસ હેરી હોજકીન્સન હતાં. બાનુ અતીઆએ પશ્ચિમનો સુધારો પોકળ છે એમ જણાવ્યું હતું. ઉપરનો ભપકો આંખને આંજે છે પણ નીતિ અને નેકીમાં યૂરપ પડી ભાગ્યું છે. તેમણે કમાલ પાશા અને ઝગલુલ પાશાની સેવા-

7

ઓનાં વખાણ કર્યાં હતાં. કુમારી મીઠાં તાતાએ પણ રેઝીઆબેગમ અને ચાંદબીબીના દાખલા આપી સ્ત્રીઓને કેળવણી આપવાનો આગ્રહ કીધો હતો.

× × ×

મુંબાઇની નેશનલ મેડીકલ કોલેજનો ઇનામો વ્હેંચી આપવાનો બીજો વાર્ષિક સમારંભ રો. નાયરના પ્રમુખપદે તા. ૩ જી ફેબ્રુઆરીએ ઉજવાયો હતો. જેમાં શ્રીમતી મંગલાદેવી વત્સલા નામે એક સ્ત્રી વિદ્યાર્થીનીને ત્રણ ઇનામો અને એક સ્કોલરશીપ મળ્યાં હતાં.

× × ×

મુંબાઇ સરકારે તા. ૪ થી ફેબ્રુઆરીએ રાતના મોડેથી એક હુકમ બ્હાર પાડી ફોજદારી નિબંધની ૪૦૧મી કલમ અનુસાર મહાત્મા ગાંધીજીને વિના શરતે જેલમાંથી છોડી મુક્યા હતા. આ પ્રસંગ આખા હિન્દ માટે આનંદનો હતો અને તે પ્રજાજનોએ વિધવિધ રીતે ઉજવી પોતાનો હર્ષ પ્રદર્શિત કર્યો હતો.

× × ×

મહાત્મા ગાંધીજીના છુટકારા માટે આનંદ પ્રદર્શિત કરવા તા. ૬ ઠી ફેબ્રુઆરીએ સ્ત્રીઓની એક જાહેરસભા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ મારવાડી વિદ્યાલય હોલમાં ગં. બ્હેન રેવતીબાઇ મહેતાના પ્રમુખપદે મળી હતી. શરૂઆત શ્રી. કુંવર બ્હેનના ગીતથી થઇ હતી. તે પછી પ્રમુખના પ્રાથમિક વિવેચન બાદ મૌલાના શૌકતઅલી અને મૌલાના મહમદઅલીનાં મનનીય ભાષણો થયાં હતાં. છેવટે હાજર રહેલી બ્હેનોને મીઠાઇ વ્હેંચી આપવામાં આવી હતી. આ પ્રસંગે સ્વદેશી વસ્તુઓનું એક પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું.

× × ×

મુંબાઇના સ્ટુડંટ્સ બ્રધરહુડના આશ્રય હેઠળ આર્યભવનમાં ના. જડ્જ સર લલ્લુભાઇ આશારામ શાહના પ્રમુખપદે તા. ૧૦ મી ફેબ્રુઆરીએ એક જાહેર સભા મળી હતી, જે પ્રસંગે કુમારી મીઠાં તાતા અને કુમારી જમનાબાઇ ધુરંધરે યુરપના પોતાના અનુભવો કહી સંભળાવ્યા હતા. કુમારી મીઠાં તાતા એમ. એસસી. અને બારીસ્ટરની પદવીઓ લઇને, અને કુમારી જમનાબાઇ ધુરંધર એમ. આર. સી. પી., ડી. ટી. એમ અને એલ. એમ. ની ડીગ્રીઓ લઇને પાછાં ફર્યાં છે.

× × ×

મુંબાઇ ઇલાકાની જીલ્લા મ્યુનીસીપેલીટીઓના ૧૯૦૧ ના કાયદામાં સુધારો કરનારો એક ખરડો સ્થાનિક ધારાસભામાં રજુ થનાર છે. આ ખરડામાં મુખ્ય સુધારો સ્ત્રીઓને મતાધિકાર આપવા માટે કરવામાં આવશે.

× × ×

મુંબાઇના જાણીતા સોલીસીટર મી. દફતરીના પુત્રના લગ્ન તા. ૯ મી ફેબ્રુઆરીએ એસોસીએટેડ પ્રેસની મુંબાઇની શાખાના મેનેજર મી. ચેટરજીની પુત્રી કુમારી સુશીલાદેવી સાથે થયાં હતાં વર ગુજરાતી કાયસ્થ છે અને કન્યા બંગાલી બ્રાહ્મણ જાતિનાં છે સીવીલ મેરેજ એક્ટ પ્રમાણે લગ્ન રજીષ્ટર કરાવ્યા બાદ, હિંદુ લગ્નવિધિની ક્રિયાઓ થઇ હતી.

× × ×

મુંબાઇના મ્યુનીસીપલ હેલ્થ ઓફીસરે પ્રગટ કરેલા ગયા વર્ષની તંદુરસ્તી સંબંધી રીપોર્ટ જોતાં જણાય છે કે દર હજારે ૩૨ મરણ થયાં હતાં. એક વર્ષથી ઓછી વયનાં ૮૨૨૩ બાળકો મરણ પામ્યાં હતાં!

× × ×

મુંબાઇમાં પતિત સ્ત્રીઓના ઉદ્ધાર માટે ઉદ્યોગગૃહ સ્થાપવાની હિલચાલ મુક્તિફોજ તરફથી કરવામાં આવે છે. બાંધકામ માટે રૂ. ૧૪૦૦૦૦ નો ખર્ચનો અડસટો થયો છે. મુંબાઇની મ્યુનીસીપાલીટીએ રૂ. ૧૦૦૦૦ ની મદદ આપી છે અને દર વર્ષે રૂ ૨૫૦૦ આપવાનું કબુલ્યુ છે પરદેશીઓ આ કામ ઉપાડી લે તે હિન્દીઓ માટે શરમ ભરેલું નથી.

× × ×

મુંબાઇના સોસીઅલ રીફોર્મ એસોસીએશને સ્ત્રીઓમાં વક્તૃત્વ શક્તિ (ભાષણ કરવાની કળા) ઉત્તેજવા માટે એક ઇનામી હરિફાઇ ગોઠવી છે. એ હરિફાઇ ઠાકુરદ્વાર નજદીક મરાઠી ગ્રંથ

સંગ્રહાલયના હોલમાં થશે. ગુજરાતી અને મરાઠી સ્ત્રીઓ ભાગ લઇ શકશે. વિષયો આ પ્રમાણેઃ અંગ્રેજીઃ "Nation Building and Women" ગુજરાતીઃ ( ૧ ) સામાજીક પ્રગતિની વિવિધ દશાઓ અને તેમાં સ્ત્રીઓ કેવી રીતે આગેવાની લઇ શકે; ( ૨ ) ( પંદર વર્ષની અંદરની છોકરીઓ માટે ) " કેવી રીતે ઉત્તમ ગૃહિણી બની શકાય? " અથવા " મનરંજન અને તેનાં જુદા જુદા પ્રકાર. "

× × ×

મુંબાઇ સરકારે ચાલુ વર્ષમાં સુપ્રેહના અમલદારો જે. પી. તરીકે પ્હેલીવાર મહિલાઓની નીમણુંક કરી છે. દરેક જાતિમાંથી એ માટે એક એક મહિલા નીમાઈ છે. (૧) હિન્દુઃ સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ; (૨) મુસલમાનઃ શ્રીમતી દિલશાદ બેગમ; (૩) પારસીઃ લેડી ધનબાઇ કાવસજી જહાંગીર; અને (૪) અંગ્રેજઃ મિસિસ હોજકીનસન.

× × ×

સુરતની વીશા દીશાવળ વણિક જ્ઞાતિએ ભણેલી ખપતી કન્યાઓ સાથે લગ્ન કરવાની જ્ઞાતિજનોને છુટ આપવાનો સ્તુત્ય ઠરાવ કર્યો છે. ત્યાંના મોટા મંદીરના વૈષ્ણવ ધર્મના આચાર્યશ્રી લાલબાવાએ અને બીજા વૈષ્ણવ પંડિતોએ આવાં લગ્નો માટે પોતાની સંમતિ જાહેર કરી છે.

× × ×

સુરતમાં બાળ સપ્તાહને અંગે વિધવિધ પ્રકારની તૈયારીઓ ત્યાંની બાળસપ્તાહ કમિટિના ઉત્સાહી સેક્રેટરી અને હેલ્થ ઓફિસર ડૉ. અમૃતલાલ પટેલની આગેવાની હેઠળ થઇ હતી. તા. ૨૩ મી જાન્યુઆરીએ નગીનચંદ ઇન્સ્ટીટ્યુટમાં ડૉ. મગનલાલ મહેતાએ " બાળહિત " વિષય પર ભાષણ આપ્યું હતું. ત્યાર બાદ બાળઉછેરને લગતું પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું. તા. ૨૪ મીએ એજ ઠેકાણે મળેલી સ્ત્રીઓની સભામાં શ્રી. સમબાબાઇએ અને મિસિસ દીક્ષિતે ભાષણો આપ્યાં હતાં. તા. ૨૫ મીએ મીસીસ ઓકટરના પ્રમુખપદે બાળકોનું પ્રદર્શન ભરાયું હતું. ઇનામો નકકી કરવા માટે એક કમિટિ નીમાઈ હતી. એજ પ્રસંગે હેલ્થ ઓફીસર ડૉ. પટેલે " બાળકોને ખોરાક " વિષય પર મનનીય ભાષણ આપ્યું હતું. તા ૨૬ મીએ જીલ્લા જડજ મી. તાલીએરખાનના પ્રમુખપદે બાળકોની એમ્બ્યુલન્સ ડ્રીલ અને કર્નલ કુકરેનું હિન્દીમાં ભાષણ થયું હતું. પારણા-પેટીઆની હરીફાઇ પણ આ સમારંભને અંગે કરવામાં આવી હતી. કર્નલ કુકરેએ સ્ત્રીઓની સુવાવડ માટે હોસ્પીટલમાં પાંચ બીછાના રાખવા દર મહિને રૂ. ૧૦૭ કમિટિને આપવાનું જાહેર કર્યું હતું.

× × ×

વડોદરામાં તા. ૧ લી થી ૬ ઠી ફેબ્રુઆરી સુધી બાળ સપ્તાહ ઉજવાયો હતો આ પ્રસંગે ઈંગ્લાંડથી ના. મહારાણી મેરીએ, દીલ્હીથી નામ. વાઇસરોય લોર્ડ હેડીંગે અને બાનારસથી ના. મહારાજા ગાયકવાડે તારના સંદેશા મોકલી મહુર્તને ફતેહ ઇચ્છી હતી.

× × ×

અમદાવાદમાં તા. ૮ મી ફેબ્રુઆરીથી ગુજરાતની કલાઓનું એક સુંદર અને ભવ્ય પ્રદર્શન ભરવામાં આવ્યું છે. એ પ્રદર્શના સ્ત્રી વિભાગમાં સ્ત્રી સંસ્થાઓ તથા બીજી સ્ત્રીઓ અને છોકરાઓ તરફથી આવેલા નમુનાઓનો આ હોલમાં નુદોજ સંગ્રહ કરેલો છે. આ કાર્યમાં સૌ. વિદ્યાગૌરી તથા સૌ. સવિતાબ્હેન ત્રિવેદીએ તેમજ રા. રામમોહનરાયે સારો પ્રયાસ કર્યો છે. ગાંઠમ. સુરીઆ અને ઓશીકાઓ ઉપરનું સુતરેનું ભરતકામ, સુતરાઉ રેશમી દોરાથીજ માત્ર ચિત્ર કરવું, સફેદ સુતરાઉ ગુંથેલા જાળીવાળા રુમાલ, રેશમી અને કસબી ભરતનું કામ તથા સુરતના જૈન વનિતા વિશ્રામનું શુદ્ધ ખાદી ઉપરનું ભરત વગેરેથી સ્ત્રીઓએ આમાં સારાં કામો આપ્યાં છે. બ્હેન સર્યુદા ત્રિવેદીઆએ દુધીયા કાચ ઉપરનું વોટર-કલરનું સુંદર ચિત્ર દોરી બતાવ્યું છે. એક બાઇનું જર્મન કયસરનું ચોકઠું આબેહુબ છે અને જોનારને તુરતજ આકર્ષે છે. આ સીવાય ગોદીના પડદાઓમાં ચિત્ર બતાવવું વગેરે ધરગથ્થુ કામ પણ જોનારને આનંદ આપે છે. આ પ્રદર્શનમાં ચિત્રકળાની હરીફાઈમાં કુમારી કાનુગાને પણ એક ઇનામ મળ્યું છે.

× × ×

પ્રજા પ્રતિનિધિ સભાએ કરેલા ઠરાવને માન આપી નામદાર રાજકોટ નરેશે સ્ત્રીઓએ માટે એક પુસ્તકાલય સ્થાપવાનો હુકમ બ્હાર પાડયો છે.

× × ×

મોરબીના ના. ઠાકોર સાહેબનો જન્મદિવસ ઉજવવા સ્ત્રીઓની એક સભા નગરનાં શેઠ પત્ની સૌ. નંદુબાઇના પ્રમુખપદે મળી હતી. તેમણે આ પ્રસંગ માટે ખુશાલી દર્શાવનારો ઠરાવ ના. રાણીસાહેબ ઉપર મોકલી આપ્યો હતો.

× × ×

મોરબીમાં બાળસપ્તાહને અંગે તા. ૨૧ મી જાન્યુઆરીએ બાળકોનું એક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. રાજ્યના ગામડાંઓમાંથી આ પ્રદર્શનમાં ભાગ લેવા ઘણાં સ્ત્રી પુરૂષો પોતાનાં બાળકોને લઇ આવ્યાં હતાં, જેમના ખાનપાનનો પ્રબંધ રાજ્ય તરફથી થયો હતો. લગભગ ૫૦૦ બાળકોએ પ્રદર્શનમાં ભાગ લીધો હતો. એકંદરે રૂ. ૪૬૨ ની રકમમાંથી બાવન ઈનામો આપવામાં આવ્યા હતા. આ પ્રસંગે માતાઓને બાળઉછેર સંબંધી અગત્યની બાબતો સમજાવવામાં આવી હતી.

× × ×

પાલણપુરમાં ના નવાબ સાહેબના આશ્રય હેઠળ બાળસપ્તાહ ઉજવવામાં આવ્યો હતો અને તેને અંગે પુરૂષોની તેમજ સ્ત્રીઓની સભાઓ મળી હતી, જેમાં બાળઉછેરના વિષયો પર ભાષણો થયાં હતાં. રમત ગમતોનો એક મેળાવડો પણ થયો હતો અને બાળકોને મીઠાઇ વ્હેંચવામાં આવી હતી.

× × ×

લગ્ન પ્રસંગે વરની માતા વરના ઘોડાની પાછળ રામણ-દીવડો લઇને ચાલે એવો જુનો રીવાજ છે. જુનાગઢની સઘાટ જ્ઞાતિના એક લગ્નમાં આવા એક દીવડાથી કપડાને આગ લાગતાં એક બાઇના કપડાં સળગી ઉઠયાં હતાં એ બાઇની સ્થિતિ ઘણી ગંભીર હોવાનું કહેવાય છે. આ રીવાજ કાઢી નાંખ્યો હોય તો ન ચાલે ? શાસ્ત્રોમાં એને માટે કોઇ પણ પ્રકારનું બંધન નથી.

× × ×

બનારસ હિન્દુ યુનીવરસીટીના પદવીદાન સમારંભના પ્રમુખપદેથી ચેન્સલર તરીકે નામદાર વડોદરા નરેશે તા. ૧૯ મી જાન્યુઆરીએ એક મનનીય ભાષણ આપ્યું હતું. સ્ત્રી કેળવણી વિષે બોલતાં એ નામદારે જણાવ્યું હતું કે, "કન્યાઓને આ પાઠશાળામાં શિક્ષણ લેવાની બંધી નથી એ જાણી આનંદ થાય છે. પ્રાચીન હિન્દુ કાલમાં અનેક સુશિક્ષિત મહિલાઓએ કીર્તિ મેળવી હતી. જૈન અને બુદ્ધ ધર્મની ભિક્ષુકીઓએ તો સાહિત્ય અને સંસ્કૃતિમાં મોટો ફાળો આપ્યો છે, જ્યારે આજે કોઇ શાસ્ત્રનો અભ્યાસ કરવા યા કરાવવા ઇચ્છતી મહિલા દેખાય તો કેટલાક પુરૂષો તેની ઉપર શાપ વર્ષાવવા તૈયાર થાય છે. છતાં હર્ષની વાત છે કે હિન્દુ જનતાનો મોટો ભાગ સ્ત્રીઓ પરનો આ અંકુશ દૂર કરવાની તરફેણમાં છે."

× × ×

બનારસનું "હિન્દી કેસરી" પત્ર જણાવે છે કે જયપુરના મહારાજા જેમની ઉમર માત્ર પંદર વર્ષની છે, તેમનાં લગ્ન જોધપુરના ના. મહારાજના કોઇ સગાંની ત્રીસ વર્ષની વયની કન્યા સાથે થનાર છે !

× × ×

ગઇ દિવાળીના અરસામાં દીલ્હીમાં એક કન્યા ગુરૂકુળની સ્થાપના થઇ છે. પ્રસિદ્ધ દાનવીર શેઠ રઘુમલજીએ એ માટે રૂપીઆ એક લાખ આપ્યા છે. એ ખુલ્લું મુકવાની ક્રિયા વખતે સ્વામી શ્રદ્ધાનંદજી અને બીજા સમાજસેવી હાજર હતા. પંજાબની પ્રખ્યાત સમાજસેવિકા અને "જ્યોતિ" માસિકની તંત્રી કુમારી વિદ્યાવતી શેઠ, બી. એ. આ ગુરૂકુલની આચાર્યા નીમાયાં છે. અત્યારે ૪૦ કન્યાઓને દાખલ કરવામાં આવી છે. ગુરૂકુલનો ઉદ્દેશ પ્રાચીન આદર્શો પ્રમાણે કન્યાઓ વિદુષી, ગૃહાર્થ કુશલ અને ઉત્તમ સમાજ સેવિકાઓ બને એવું શિક્ષણ

આપવાનો છે." દેશના ધનવાનોએ આવી આદર્શ સંસ્થાઓને ઉદારતાથી મદદ કરી સ્ત્રી કેળવણીનો પાયો દૃઢ કરવો જોઇએ.

× × ×

ખાદીની પાછળ દીવાના બનેલા બંગાલાના સુપ્રસિદ્ધ વિજ્ઞાનશાસ્ત્રી સર પ્રફુલ્લચંદ્ર રાયે પોતાની અર્ધી લાખની મીલ્કત ખાદીને લગતાં ટ્રસ્ટ ફંડમાં જનવાબાબે આપી દીધી છે. હિન્દમાં આવા સુપુત્રો બહુ થોડા છે. બીજા ધનવાનોએ એમનું અનુકરણ કરવું ઘટે. ખુબી તો એ છે કે આચાર્ય રાય ધનવાન નથી. દેશને માટે તેમણે ફકીરી લીધી છે; ખાદી માટે તેમણે જીંદગી અર્પણ કરી છે. આ મીલ્કત આપી દીધા પછી તેમની સ્થિતિ એક ફકીરના જેવી થઇ જશે.

× × ×

"ચાંદ" લખે છે: કલકત્તાની કેટલીક વેશ્યાઓને વેશ્યાવૃત્તિ માટે તિરસ્કાર ઉપજવાથી તેમણે તે છોડી દેવાનો નિશ્ચય કર્યો છે. એ લોકોએ એક મુક્તિ સમાજ સ્થાપી છે, જે વેશ્યાવૃત્તિ છોડી દેનાર સ્ત્રીઓના ભરણપોષણનો બંદોબસ્ત કરશે તેમની કન્યાઓને ભણાવશે અને જીવન નિર્વાહ કરી શકે એવા ઉદ્યોગોનું તેમને શિક્ષણ આપશે સારા ઘરની જે છોકરીઓને કુટણીઓ ફોસલાવી જાય છે તેમને ઉપદેશ આપી રોકવાનું કામ પણ એ સંસ્થા કરશે.

× × ×

બહાર અને ઓરીસ્સાની ધારાસભામાં શ્રીયુત નિલકંઠ ચૌતરજી એવો ઠરાવ લાવવાના છે કે બધી જાહેર શાળાઓમાં ચરખો કાંતવાનું શિક્ષણ આપવાની ગોઠવણ કરવી.

× × ×

"બિહાર બન્ધુ" લખે છે કે બિહાર પ્રાંતના રોશીનવા નામે ગામમાં એક સ્ત્રી બપોરે રસ્તાપરથી ચાલી જતી હતી. ચોકીદારે તેને અટકાવી તેનાં ઘરેણાં માંગ્યા અને ન કાઢી આપે તો તેનું શીયળ ભંગ કરવાની ધમકી આપી. સ્ત્રી ચાલાક હતી. તેણે કહ્યું: "ઠીક. ઘરેણાં કાઢી લો." ચોકીદારના હાથમાં ફરસી હતી તે જમીન પર મુકી તે ઘરેણાં ઉતારવા લાગ્યો. તે આ કામમાં રોકાયો હતો ત્યારે સ્ત્રીએ ફરસી ઉપાડી લીધી, અને જેવો ચોકીદાર પગના ઘરેણાં ઉતારવા વાંકો વળ્યો કે તરત ફરસી તેની ગરદન પર મારી ડોકું ધડથી જુદું કરી નાંખ્યું. કહેવાય છે કે સ્ત્રી ઉપર મુકદમો ચાલે છે. એવી સ્ત્રીઓને મનુષ્યવધ માટે શિક્ષા કરવાને બદલે સામું ઇનામ આપવું જોઇએ.

× × ×

પંજાબના જાણીતા પુરૂષ લાલા હરકીશનલાલની પુત્રી કુમારી સુશીલાદેવીનાં લગ્ન ડો. મોહનનાથ શેઠ સાથે શીખ ધર્મની આનંદવીધિથી તા. ૧૦ મી ફેબ્રુઆરીએ થયાં હતાં. વર ક્ષત્રિય અને કન્યા વૈશ્ય છે. આ પ્રસંગે લાલા હરકીશનલાલના પુત્ર લાલા કનૈયાલાલ જેમનાં લગ્ન ગયે વર્ષે એક મુસ્લીમ બેરીસ્ટરની પુત્રી સાથે થયાં હતાં, તેમણે અને તેમની મુસ્લીમ પત્નીએ શીખ ધર્મ સ્વીકાર્યો હતો.

× × ×

દક્ષિણમાં કેટલીક કુમળી વયની છોકરીઓને ન્હેમને વશ થઇ મંદિરમાં અર્પણ કરવામાં આવે છે અને તેઓ મોટી થતાં અનીતિને માર્ગે ચઢે છે. તેમને દેવદાસી કહેવામાં આવે છે. આ અનીતિ ટાળવા માટે એક ખરડો વડી ધારાસભામાં દાખલ થવાનો છે, જેને આધારે ૧૮ વર્ષની અંદરની એવા સંયોગોમાં રહેતી છોકરીઓને રક્ષણ આપવામાં અને અનીતિને માર્ગે ચઢતી અટકાવવામાં આવશે. બીજો એક ખરડો ૧૮ વર્ષની છોકરીઓ સંબંધી ચાલુ ફોજદારી કાયદામાં સુધારો કરવા સંબંધી હતો. જે સગીર છોકરાઓ વેશ્યાનો ધંધો કરવા દોરવાઇ જવાનો સંભવ હોય તેને આ કાયદાની રૂએ બચાવી રક્ષણ લઇ શકાશે.

× × ×

ઝહેસુર રાજ્યમાં પણ સ્ત્રીઓને મતાધિકાર આપવામાં આવ્યો છે. બીજા દેશી રાજ્યોને મુકાબલે આ રાજ્ય આવી બાબતોમાં હંમેશાં પ્હેલ કરતું આવ્યું છે. મતાધિકાર ઉપરાંત સ્ત્રીઓને સભાસદ થવાનો હક પણ મળ્યો છે. બીજાં રાજ્યોએ એ રાજ્યનું સત્વર અનુકરણ કરવું જોઇએ.

× × ×

મદ્રાસ પ્રાન્તમાં ધારાસભા માટે સભાસદો ચુંટવાનો મતાધિકાર સ્ત્રીઓને પણ પ્હેલીવાર

આપવામાં આવ્યો છે. આ અધિકાર મળવાથી થયેલો હર્ષ પ્રદર્શિત કરવા સ્ત્રીઓની એક મોટી સભા મદ્રાસમાં મળી હતી.

× × ×

ધારાસભામાં દાખલ થવા માટે સ્ત્રીઓને નાલાયક ઠેરવનારા જે કાનુનો છે તે રદ કરાવવા અને ફરજીઆત પ્રાથમિક કેળવણીની યોજનામાં છોકરીઓનો સમાવેશ કરાવવા યોગ્ય ઠરાવો પસાર કરવા મદ્રાસની સ્ત્રીઓએ એક જાહેર સભા બોલાવી હતી.

## એશિયા.

બ્રહ્મદેશની સ્ત્રીઓને વૈદકીય શિક્ષણ આપવાં સંબંધી વિચાર કરવા એક સભા રંગુનમાં નેશનલ એસોસીએશનના આશ્રય હેઠળ ત્યાંના ગવર્નરના પ્રમુખપદે મળી હતી. એ સભાએ એવો ઠરાવ કર્યો છે કે ત્યાંની ડફરીન હોસ્પીટલમાં સ્ત્રીઓને નર્સીંગનું શિક્ષણ આપવાની ગોઠવણ કરવામાં આવે. ગવર્નરે આવી ગોઠવણ કરવા માટે એક કમિટિ પણ નીમી છે.

× × ×

અફગાનિસ્તાનની નામદાર સમ્રાજ્ઞીએ પુત્ર રત્નને જન્મ આપ્યો છે. આ તેમનો બીજો પુત્ર છે. ગાદીવારસ પ્હેલા પુત્રનું વય અત્યારે બે વર્ષનું છે.

× × ×

યોકોહામા ( જાપાન ) થી એક ગૃહસ્થ લખી જણાવે છે કે ગયા વર્ષમાં ઓગસ્ટથી નવેમ્બર સુધીમાં સવાત્રણ લાખ યેનની કીંમતની જાપાનીઝ બનાવટની ખાદી હિન્દ મોકલવામાં આવી હતી ખાદી વાપરનારાઓએ સ્વદેશીને બદલે જાપાનીઝ ખાદી ખરીદી ન લેવાય તેનું ખાસ ધ્યાન રાખવું જોઇએ.

## આફ્રિકા.

મોમ્બાસા ( પૂર્વ આફ્રિકા ) માં શ્રીમતી સરોજની નાયડુના પ્રમુખપદે હિન્દી રાષ્ટ્રીય કોન્ગ્રેસની પાંચમી બેઠક જાન્યુઆરી માસમાં મળી હતી પ્રમુખ તા. ૧૯ મીએ મોમ્બાસા પ્હોંચ્યાં હતાં અને તેમને ભારે આવકાર ત્યાંની હિન્દી પ્રજા તરફથી મળ્યો હતો. કોન્ગ્રેસમાં ૭,૦૦૦ સભાજનોની હાજરી હતી. પ્રમુખનું ભાષણ બે કલાક સુધી ચાલ્યું હતું. ત્યાંના હિન્દીઓને રાજદ્વારી સ્થિતિને લગતા કેટલાક ઠરાવો પસાર થયા હતા. કોન્ગ્રેસનું કામ પુરૂ થયા પછી જુદા જુદા સ્થળે મીસિસ નાયડુએ ભાષણો આપ્યાં હતાં.

## યૂરપ.

"અંગ્રેજ સ્ત્રીઓને દશ ઉપદેશ" એ મથાળા નીચે લખતાં 'ચાંદ' કહે છે: ઘણીખરી અંગ્રેજ ભણેલી સ્ત્રીઓ સ્વતંત્રતાનો એવો અર્થ કરવી લાગે છે કે પતિની ઇચ્છા અને આજ્ઞાઓનો તિરસ્કાર કરવો. તેઓ એમ પણ માનવી લાગે છે કે અંગ્રેજ સ્ત્રીઓ પતિની પ્રસન્નતા કે અપ્રસન્નતાની પરવા નથી કરતી. આ માન્યતા ખોટી છે. ખરી રીતે જોઇએ તો અંગ્રેજ માતાઓ પોતાની કન્યાઓને પતિને પ્રસન્ન રાખવાનો સતત ઉપદેશ આપે છે. એ ઉપદેશ આ પ્રમાણે છે: (૧) પતિને ગુસ્સે ન કરવો: (૨) પતિપર ગુસ્સો ન કરવો, ખાસ કરીને તે પોતાને કામધંધે કે ઓફીસે જવા નીકળે તે સમયે પત્નીએ પોતાનો ગુસ્સો કાબુમાં રાખવો; (૩) પતિની બહુ મશ્કરી ન કરવી, તે નૃત્ય કરવાનું કે ગાવાનું કહે ત્યારે તેમ કરવું પણ તેના અણજાણતા નૃત્ય વિગેરે ન કરવું; (૪) પતિને બ્હાર જતી વખત પ્હેરવાનાં કપડાં હંમેશાં તૈયાર રાખવાં; (૫) પતિની હંમેશ પ્રશંસા કરવી અને તે પ્રસન્ન રહે તેવો પ્રયત્ન કરવો; (૬) પતિ પાસે કોઇ પણ વાત જાણવાનો પ્રયત્ન ન કરવો કારણ કહેવા જેવું હશે તે આપોઆપ કહી દેશે; (૭) નોકરો સાથે હમેશાં એવું વર્તન રાખવું જેથી તે તમારી આજ્ઞા માને; નોકરોની ફરિયાદ પતિ પાસે ન કરવી; (૮) પતિની આજ્ઞા હંમેશાં પાળવી; એથી પતિ તમારે વશ થશે; (૯) હંમેશાં સ્વચ્છ અને મીઠું બોલનારા થઇ રહેવું; પુરૂષો સ્વચ્છતા અને મધુર ભાષણ વધારે પસંદ કરે છે; (૧૦) એવી વાત કોઇ દિવસ ન કરવી જેથી પતિને તમારા ચારિત્ર્ય ઉપર સંદેહ ઉપજે."

× ×

ઈંગ્લાંડના માન અકરામના નવા લીસ્ટમાં માજી હોમ સેક્રેટરીનાં પત્ની મીસિસ બ્રિજમેનને અને મીસિસ હડસન લાયલ ( લંડન કાઉન્ટીના કાઉન્સીલર ) ને 'ડેમ્સ કમાન્ડર ઓફ ધી ઓર્ડર ઓફ ધી બ્રિટિશ એમ્પાયર'નો ખેતાબ સરકારે આપ્યાનું જાહેર થયું છે.

× × ×

ઈંગ્લાંડમાં કામદાર પક્ષ તરફથી પાર્લામેન્ટના સભાસદ તરીકે ચુંટાયલાં મીસ મારગારેટ બોન્ડફીલ્ડને પ્રધાન મંડળમાં નીમવામાં આવ્યાં છે અને કામદાર ખાતાના પાર્લામેન્ટરી સેક્રેટરીનો હોદ્દો તેમને આપવામાં આવ્યો છે.

× × ×

જર્મની પાસે લડાઇનો દંડ વસુલ કરવા માટે મિત્ર રાજ્યો, ખાસ કરીને ફ્રાન્સ જે અત્યાચારો કરી રહ્યા છે તે અસહ્ય લાગવાથી જર્મન સ્ત્રીઓએ બ્રિટિશ સ્ત્રીઓને એમાંથી ઉગારવા માટે સહાય કરવાની વિનતિ કરી છે. તેઓ કહે છે કે અમારા પુરૂષો અને બાળકો ઉપર અને અમારી ઉપર પણ ઘેર અન્યાય થઇ રહ્યો છે. અમે અત્યારે લાચાર થઇ પડી છીએ. માટે અમારી સહાયતા કરો અને અત્યાચારો બંધ કરાવો.

× × ×

હેમ્બર્ગ ( જર્મની ) માં ગાંધીજીના છુટકારા માટે આનંદ દર્શાવવા ત્યાં રહેતા હિન્દીઓની એક સભા તા. ૬ ઠી ફેબ્રુઆરીએ મલી હતી. હાજર રહેલાઓએ ગાંધીજી જલ્દી સાજા થાય અને માતૃભૂમિ માટે સ્વરાજ્ય મેળવે એવી પ્રભુ પ્રાર્થના કરી હતી.

× × ×

ઈટલીમાં ખુબસુરતી માટે થયેલી હરીફાઇમાં ૧૬ વર્ષની એક ડોશીમાને ખુબ સુરતી માટે ઈનામ મળ્યું છે.

## અમેરિકા.

મેટ્રોપોલીટન લાઇફ ઇન્સ્યુરંસ કંપનીનું "સ્ટેટીસ્ટીકલ બુલેટીન" ફરિયાદ કરે છે કે સ્ત્રીઓનું મરણ પ્રમાણ છેલ્લાં ત્રણ ચાર વર્ષમાં પ્હેલાં કરતાં વધ્યું છે. ૧૯૧૧ માં એ કંપનીમાં જેમણે ઉતરાવ્યો હતો, તેમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોનું મરણ પ્રમાણ ૧૩ ટકા વધારે હતું. ૧૯૧૮ સુધી એજ સ્થિતિ રહી. ૧૯૧૯ માં પ્રમાણ ઘટીને ૫ ટકા થયું. ૧૯૨૦ માં સ્થિતિ પલટાઇ અને સ્ત્રીઓનું મરણ પ્રમાણ ૨.૬ ટકા વધારે જણાયું. ૧૯૨૧ માં એ પ્રમાણ ૧.૨ ટકા જેટલું હતું. ૧૯૨૨ માં સ્થિતિ પાછી ફરી અને પુરૂષોનું પ્રમાણ ૧.૨ ટકા જેટલું વધ્યું. હિન્દમાં કોઇ આવી તપાસ કરશે ? મુંબાઇ જેવા શહેરોમાં તો સ્ત્રીઓનું મરણ પુરૂષો કરતાં મોટું હોય છે જ !

× × ×

કેલીફોર્નીઆની સ્ટેનફર્ડ યુનીવરસીટીની આરોગ્યશાસ્ત્રની અધ્યાપિકા અને સ્ત્રીઓની વૈદકીય સલાહકાર ડો. કલીલીઆ ડયુઅલ મોશરે કોલેજમાં અભ્યાસ કરતી કન્યાઓના આરોગ્ય સંબંધી એક ચોપાનીયું બહાર પાડ્યું છે. આ યુનીવરસીટી ઉપરાંત વાસર અને સ્મીથ કોલેજોમાં અભ્યાસ કરતી હજારો કન્યાઓના આરોગ્યનો અભ્યાસ કરી આંકડા આપવામાં આવ્યા છે. તેમાં જણાવ્યા પ્રમાણે છેલ્લાં ત્રીસ વર્ષમાં કોલેજમાં ભણતી સ્ત્રીઓની ઉંચાઇ સરેરાશ ૧-૨ ઇંચ જેટલી વધી છે; વજન વધ્યું છે, કમ્મરનો ઘેરાવો પણ વધ્યો છે અને કેટલાક ચાલુ દરદો નાબુદ થયાં છે. આ વધારાનું મુખ્ય કારણ ડો. મોશરના અભિપ્રાય પ્રમાણે પોશાકમાં થયેલો ફેરફાર છે. એ ફેરફારથી સ્ત્રીઓને હાલવા ચાલવામાં વધારે છુટ રહે છે. અને ખાધું બરોબર પચાવી શકે છે. એથી માતૃત્વ માટે કન્યાઓ વધારે લાયક બની છે. ફેશનમાં વણાઇ કમ્મરપટા બાંધવા શીખેલી હિંદી મહિલાઓએ આ વાત ધ્યાનમાં લેવી જોઇએ.





## સમાલોચના.

**સૌરાષ્ટ્રના રસધાર.** સંગ્રાહકઃ સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર, રાણપુર, બી. એસ. રેલ્વે. કાઠિયાવાડ. કિંમત રૂ. ૧-૮-૦.

ટુંક સમયમાં લોકપ્રિય થઇ પડેલા "સૌરાષ્ટ્ર"ની આ ત્રીજી ભેટ છે. તેમાં કાઠિયાવાડના સુંદર સાહિત્યનો પુનરૂદ્ધાર કરવાનો પ્રયત્ન થયેલો છે. કાઠિયાવાડનાં અનેક કીમતી સાહિત્યરત્નો દટાઇ રહ્યાં છે, તેમને જગતની દૃષ્ટિએ લાવવાની ખાસ આવશ્યકતા છે. એવા કાર્યમાં અનેક વિઘ્નો આવી પડે છે, અનેક મુશ્કેલીઓ વેઠવી પડે છે, પરંતુ કૃતનિશ્ચય આગળ સર્વ વિઘ્નો અને સર્વ મુશ્કેલીઓ અદૃશ્ય થઇ જાય છે. 'સૌરાષ્ટ્ર" કાઠિયાવાડના આ દુર્લભ સાહિત્યનો પુનરૂદ્ધાર કરવા ધાર્યો છે તેને માટે તેના વ્યવસ્થાપકોને અનેક ધન્યવાદ ઘટે છે.

આ પુસ્તકમાં આપવામાં આવેલી સામગ્રી બહુ રસમય છે. ઉંચી ઉંચી કલ્પનાની સાથે તેમાં ઇતિહાસનું તત્વ મિશ્રિત થયલું છે, એટલે એના મૂલ્યમાં વધારો થાય છે. 'વળી રસીલી વાર્તામાં અમૂલ્ય બોધ ગુંથવામાં આવેલો છે, તે અશેક મનુષ્યોને નિત્ય જીવનમાં ઘણો ઉપયોગી અને સહાયક થાય એવો છે. આ પુસ્તક બ્હેનોને પણ ઘણું મનોરંજક અને બોધદાયક થઇ પડશે.

**લીલાવતી-જીવનકલાઃ** ત્રીજી આવૃત્તિ. લેખક, સ્વ૦ ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. પ્રકાશક રમણીયરામ ગોવર્ધનરામ ત્રિપાઠી, મુંબાઇ, મૂલ્ય રૂ. ૧-૮-૦.

સ્વર્ગસ્થ સાક્ષરશ્રી ગોવર્ધનરામભાઇએ પોતાની જ્યેષ્ઠ પુત્રી લીલાવતીના જીવન-પ્રસંગોનું આ પુસ્તકમાં વર્ણન અને અવલોકન આપ્યું છે. પોતાની પુત્રીના "આદર્શ" જીવનપર મુગ્ધ થઇ તેના અવસાન પછી શોકાકુલ પિતાએ તેના જીવન પ્રસંગો આ પુસ્તકમાં મૂર્તિમંત કર્યા છે, અને એ પ્રકારે પોતાનો અદ્ભૂત પુત્રી-પ્રેમ દર્શાવ્યો છે, એટલું જ નહિ પરંતુ આદર્શ સ્ત્રી-ગુજરાતણના જીવન-પ્રસંગો વર્ણવી બ્હેનોને અમૂલ્ય ઉપદેશ આપ્યો છે. એક ગરીબ કુટુંબની સ્ત્રી કુટુંબ માટે કેવો અજબ આત્મ-ભોગ આપે છે, અને તે તેના દરરોજના જીવનક્રમમાં કેવી રીતે દેખાય છે, એ હકીકત આ પુસ્તકમાં મળી આવે છે, અને તે વાંચીને સહાનુભૂતિ તેમજ શોકનાં અશ્રુ વહ્યા વિના રહેવાતાં નથી. સર્વ ગુજરાતી જાણતી બ્હેનોને આ પુસ્તક વાંચવાની અને તેમાં ભરેલો માર્ગિક બોધ પોતાના જીવનમાં ઉતારવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ.

**આશ્રમહરિણી.** અનુવાદકઃ-અધ્યાપક હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. પ્રકાશક-રમણીયરામ, ગોવર્ધનરામ ત્રિપાઠી, મુંબાઇ. કિંમત બાર આના.

આ પુસ્તક મૂળ મરાઠીમાં અધ્યાપક વામન મલ્હાર જોશી એમ. એ. એ લખેલું છે, તેનો ગુજરાતીમાં અનુવાદ અધ્યાપક હરિલાલ ભટ્ટે કર્યો છે. મૂળકર્તાના કહેવા પ્રમાણે 'પારાશર પુરાણ'નો અનુવાદ લેખકે મરાઠીમાં કર્યો છે. અઢાર પુરાણોમાં પારાશર પુરાણનું નામ નથી, તેમાં સમાયલી વાર્તામાં પુરાણની ઢબ છે, અને તેમાંથી બોધ મળે છે. ગુજરાતી ભાષા કેટલેક અંશે અમને કઠિન લાગે છે. વાર્તા તરીકે આ પુસ્તક વાંચવા જેવું છે.

**ગાંધી શિક્ષણ.** ભા. ૧, સત્યાગ્રહ. પ્રકાશકઃ નગીનદાસ અમુલખરાય, મુંબાઇ. કીંમત રૂ. ૦-૫-૦.

રાષ્ટ્રીય શિક્ષણ આપનારી શાળામાં પાઠ્ય પુસ્તક તરીકે ચલાવવાના હેતુથી આ પુસ્તક બહાર પાડવામાં આવ્યું છે. તેમાં મહાત્માગાંધીજીએ

વખતોવખત "સત્યાગ્રહ" વિષે દર્શાવેલા વિચારોને જૂદા જૂદા પાઠો તરીકે મહાત્માજીના પોતાનાજ શબ્દોમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. મહાત્માજીના અતિ પ્રિય વિષયને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે તે યોગ્યજ છે. વળી એમાં મહાત્માજીની ત્રિરંગી છબી આપવામાં આવી છે, તેથી પુસ્તકની આકર્ષકતામાં ઔર વધારો થયો છે.

**સ્ત્રી ગરબાવળી.** સંગ્રહકર્તા શ્રીયુત લાલજી કલ્યાણજી ત્રિવેદી. પ્રકાશક ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબાઇ, કીંમત રૂ. ૦–૧૨–૦

પુસ્તકના નામ પ્રમાણે તેમાં સ્ત્રીઉપયોગી જૂદા જૂદા ૧૨૫ ગરબા વિગેરે આપવામાં આવ્યાં છે. કાવ્યોના વિષયો સ્ત્રીઉપયોગીજ છે. એમાંના ઘણાં કાવ્યો લોકપ્રિય થઇ ગયાં છે. ચુંટણીમાં વિવિધતા સારી છે. આવા પુસ્તકની લાંબાકાળની ખોટ હતી તે પૂરાઇ છે, તેને માટે સંગ્રહકર્તા અને પ્રકાશક બંનેને ધન્યવાદ ઘટે છે. ગુજરાતી જાણનાર સ્ત્રીઓએ આ ચોપડી અવશ્ય રાખવી જોઇએ.

**ભવિષ્યની સ્ત્રીઓ:** 'વીમેન ઓફ ધી ફ્યુચર' એ નામક એક નાનકડી અંગ્રેજીભાષામાં લીલીગનથેલ કૃત ચોપડી અમને અવલોકનાર્થે "હિંદુસ્થાન" પ્રેસ તરફથી મળી છે. તેની કીંમત ચાર આના છે. દુનિયામાં હમણાં સોશ્યાલીઝમ યાને સમાનતાવાદનો પવન વાય છે, તે દૃષ્ટિએ ભવિષ્યમાં એ સમાનતાવાદના વિકાસ સાથે સ્ત્રીઓમાં કેવા ફેરફારો થશે તેની રેખા આ ચોપડીમાં બતાવવામાં આવી છે. જો કે તેમાં આપેલા વર્ણન પ્રમાણે ક્રમમાંક્રમ આપણા દેશમાં નજીકના ભવિષ્યમાં વસ્તુ સ્થિતિ બદલવાની નથી, પરંતુ સ્ત્રીઓના જીવનના કેટલાક મહત્ત્વના વિચારો એમાં મળી આવે છે," અને તેટલા માટે પ્રત્યેક અંગ્રેજી જાણનારે તે વાંચી જવી જોઇએ.

**શ્રી ટાંગાનેકા કાવ્યમાળા.** લેખક ગુલાબચંદ મુળચંદ શ્રાવિશી ચુડાવાળા દારેસલામ (આફ્રીકા) કીંમત શીલીંગ ૦॥.

આ નાનકડી ચોપડીમાં ટાંગાનેકાના હિન્દીઓએ હસ્તગત કરનારા કાયદાની સામે ટક્કર ઝીલીને વિજય મેળવ્યો તેની હકીકત કવિતારૂપે આપવામાં આવી છે.

**"કુમાર:"** તંત્રી: શ્રીયુત રવિશંકર રાવળ. વાર્ષિક લવાજમ રૂ. ૬. ૪૪૮૯, રાયપુર અમદાવાદ. ગુજરાતની ઉગતી પ્રજા માટેનું આ સચિત્ર માસિક જાન્યુઆરી માસથી પ્રકટ થવા માંડયું છે મોટા કદના ૪૦ પાનાં ચિત્રો અને વાંચનથી ભરપૂર પાને પાને ભાઇશ્રી રાવળનું વ્યક્તિત્વ જણાઇ આવેછે. બારથી બાવીસ વર્ષના કુમારો અને કુમારીઓનું આ માસિક શિક્ષક નહિ પણ સાથી થવા ઇચ્છે છે અને તે ઉદ્દેશ સફળ થયો છે. એમાં રજુ થયલી સામગ્રી ઉગતી મજામાં ઉચ્ચ સંસ્કારો પાડી જ્ઞાન સાથે ગમ્મત આપે એવી અને ઉત્સાહપ્રેરક છે. એ અનુપમ સામગ્રીનો ગુજરાતના કુમારો–કુમારીઓ મોટી સંખ્યામાં લાભ લે અને માસિક પ્રતિદિન ઉન્નત થતું રહે એમ ઇચ્છીએ છીએ.

---

શેઠ—છનાલાલ પાસે આપણા સવાસો રૂપિયા લેણા નિકળે છે. ત્રણ વરસ થયાં દમડી પણ દેખાડતો નથી. આ વખતે તો અડીનેજ બેસજે તે કહેજે કે રૂપિયા મુકી દો.

ગુમાસ્તો વારૂ શેઠજી કહી ચાલતો થયો. અડધા કલાક પછી પાછો આવ્યો ત્યારે શેઠે કહ્યું, 'કેટલા રૂપિઆ લાવ્યો' ?

ગુમાસ્તો—એક પણ નહિ. ઉલ્ટો માર ખાધો.

શેઠે ભવાં ચઢાવી કહ્યું: "કેમ ?"

ગુમાસ્તો (બરડો પંપાળતો)—તમે શેઠજી કહ્યું હતું ને કે અડીનેજ બેસજે. હું તેને અડવા ગયો એટલામાં તો મને વાંસામાં સોટી સણસણાવી દીધી.




**સ્ત્રી કેળવણી વિષે પંડિત મદન મોહન માળવીય.**

કાશીક્ષેત્રમાં આવેલી હિન્દુ વિદ્યાપીઠના વાઇસ ચાન્સેલર તરીકે પંડિત મદન મોહન માલવીયએ ઉઘડતા પદવીદાન સમારંભ (કોન્વોકેશન)માં એક ભાષણ આપ્યું હતું. તેમાં સ્ત્રી કેળવણી વિષે તેમણે જાહેર કરેલા વિચારો નોંધ લેવા યોગ્ય છે. તેમણે કહ્યું:—

"હિન્દુ વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ વચ્ચે કશો ભેદ રાખવામાં આવતો નથી, અને એકજ વર્ગમાં કન્યાઓને તથા કુમારોને શિક્ષણ આપવામાં આવે છે એક વસતિગૃહની લાંબા સમયથી જરૂર હતી તે દૂર કરવા માટે મુંબાઇના શ્રીયુત ખટાઉ મકનજી એ જે બક્ષિસ આપી છે તેને માટે હું તેમનો આભાર માનું છું. આગામી સત્રથી ૧૦૦ કન્યાઓનો સમાવેશ થાય એવું વસતિગૃહ, આવતા જુલાઇ સુધીમાં પૂરેપૂરૂં બંધાઇ જશે એવી આશા રાખવામાં આવે છે. કન્યા કેળવણીની ભારે આવશ્યકતા છે, પરંતુ શોકની વાત છે કે, આ વિષયમાં જાહેર પ્રજા બેદરકારી બતાવે છે. હું આશા રાખું છું, કે જાહેર જુસ્સાવાળા દાનવીરોની ઉદારતાથી હિન્દુ વિદ્યાપીઠ સ્ત્રી કેળવણીને માટે ઘણું કાર્ય કરી શકશે."

સનાતન ધર્મના એક પવિત્ર તીર્થક્ષેત્રમાં હિન્દુ વિદ્યાપીઠ આવેલી છે, અને પંડિત મદન મોહન માળવીય એક ધુરંધર ચુસ્ત સનાતની છે, તેથી તેમના ઉપરોક્ત ઉદ્‌ગારો ઘણા સ્તુતિપાત્ર છે, અને તેથી ઘણી સારી અસર થશે એમ માનવાનું કારણ છે.

આ પ્રસંગે એક અન્ય ચુસ્ત સનાતની પંડિતનો અભિપ્રાય પણ આ સ્થળે ટાંકીશું. અલ્હાબાદમાં ઉત્તર હિન્દ બંગાલી સાહિત્ય પરિષદની બેઠક થઇ હતી, તે પરિષદ્‌ના પ્રમુખ મહામહોપાધ્યાય પંડિત પ્રમથનાથ તર્કભુષણે ઉચ્ચતર સ્ત્રીકેળવણીની હિમાયત કરી હતી, અને કહ્યું હતું, કે હિન્દની સ્ત્રીઓ જાગૃત નહિ થાય ત્યાં સુધી આ ભારતભૂમિની યુગોની નિદ્રા ઉડશે નહિ. જે જૂના વિચારોના લોકો ધર્મશાસ્ત્રના બ્હાના હેઠળ સ્ત્રી કેળવણીનો વિરોધ કરે છે, તેઓ આ મહાન્ પંડિતોના ઉપરોક્ત અભિપ્રાયો તરફ ધ્યાન આપશે કે?

**બહુ-પત્નીઓના રિવાજ સામે મુસ્લીમ સ્ત્રીઓનો વિરોધ.**

મુસ્લીમ સ્ત્રીઓની પરિષદ્‌ની છેલ્લી બેઠક અલિગઢમાં મળી હતી. તે પરિષદે બહુ-પત્નીઓના રિવાજ સામે, એટલે કે એક પુરૂષ અનેક પત્નીઓ રાખે તે રિવાજની સામે તેમણે વિરોધ જાહેર કર્યો હતો. બહુ પત્નીઓ કરવાનો રિવાજ હિન્દુઓમાં તેમજ મુસલમાનોમાં લાંબા કાળથી પ્રચલિત છે, અને એ બંને ધર્મનાં શાસ્ત્રોએ એ રિવાજને બહુ ઉત્તેજન આપ્યું છે. કૃષ્ણ જેવા ઇશ્વર મનાતા મહાપુરૂષને, એક નાનકડું શહેર વસે એટલી બધી પત્નીઓ હતી એમ પુરાણો કહે છે, હિંદુઓ તે માને છે, અને કેટલાક હિન્દુઓ—વિશેષે કરીને રાજા રજવાડાઓ એક કરતાં વિશેષ પત્નીઓ રાખે છે. તેવીજ રીતે મુસલમાનોનાં ધર્મશાસ્ત્રો પણ બહુ-પત્નીઓના રિવાજની તરફેણમાં છે, અને તેમનામાં પણ રાજા રજવાડાઓ અને અમીર ઉમરાવોના જનાનામાં અનેક પત્નીઓ રાખેલી જોવામાં આવે છે. મોટા લોકોમાં તો એવી માન્યતા ઘુસી ગયેલી લાગે છે, કે રાજાને કે અમીર ઉમરાવને જેમ પત્નીઓ વધારે

તેમ તેની પ્રતિષ્ઠા વધારે. પ્રતિષ્ઠાનો આવો જંગલી વિચાર ક્યાંથી ફુર્યો હશે તે પરમાત્મા જાણે ! જાણે કે, એકાદ ખેડુતને ઘેર જેમ ઢોરોની સંખ્યા વધારે તેમ તેની પ્રતિષ્ઠા વધારે તેવીજ ગણત્રી સ્ત્રીઓ વિષે પણ હોયની ! છતાં ખુબી તો એ છે કે, એ લોકો પોતે સ્ત્રી પાસે એકપતિવ્રતજ પળાવવા માગે છે ! હિંદુઓ તો એટલા સુધી માને છે, કે એક સ્ત્રીએ પોતાના પતિના મૃત્યુ પછી પણ બીજો પતિ ન કરવો, અને વિધવાવસ્થામાંજ જીંદગી પૂરી કરવી, પછી ભલેને તે બાળપણમાં-થીજ વિધવા થઇ હોય ! મુસલમાનોમાં એવું નથી, છતાં એક પતિની હયાતીમાં તો સ્ત્રીએ પતિવ્રત પાળવું જોઇએ એવો આગ્રહ તેમાં છે. એક પત્ની બહુ-પતિ કરી ન શકે, પણ એક પુરૂષ બહુ-પત્નીઓ રાખી શકે, એવો અવળો ન્યાય આ પ્રમાણે લાંબા સમયથી જોવામાં આવે છે, અને આપણાં દેશના લોકો તે ચલાવી રહ્યા છે. એ નવાઇની વાત છે.

ધર્મશાસ્ત્રની વાત બાજુએ મુકીએ તો વ્યવહારમાં બહુ-પત્નીઓ રાખવાનો રિવાજ સર્વ પ્રકારે નુકસાનકારક જોવામાં આવે છે. સ્ત્રી સ્વભાવજ એવો છે, કે પોતાની શોકયની સાથે તે શાંતિથી, સંતોષથી રહી શકતી નથી. તેથી બહુ પત્નીઓ વાળા પુરૂષની સ્થિતિ ઘણી કફોડી અને દયાજનક થઇ પડે છે. આપણે શ્રીકૃષ્ણનોજ દાખલો લઇએ. તેઓ ઘણાજ જ્ઞાની તેમજ વ્યવહારકુશળ હતા, છતાં બહુ-પત્નીઓ રાખવાને પરિણામે જીવનમાં અનેક કલેશો તેમને સહન કરવા પડયા હતા. પટરાણીઓના રીસામણાં મનામણાં વિગેરેની લાંબી લાંબી કથાઓ બહુજ અર્થસૂચક છે. જ્યારે શ્રીકૃષ્ણ જેવાની એવી અવદશા થાય ત્યારે પામર મનુષ્યનું શું ગજું ? બે પત્નીઓવાળા પુરૂષના માથામાંથી "જુની" કાળાકાળા વાળ ખુંટી નાખે અને "નવી" સફેદ વાળ ખુંટી નાખે, અને પુરૂષનું માથું મુંડાવ્યા જેવું બની રહે; દાદર ઉપર એક ચોટલી ઝાલીને પુરૂષને ઉપર ખેંચે અને બીજી પગ ઝાલીને નીચે ખેંચે, પોતાની શોકયની ગેરહાજરીમાં તેને તપાસવાને માટે સોંપાયલો પતિનો બીજો પગ તલવાર વડે કાપવાને તયાર થઇ જાય; એવા એવા અનેક અનુભવાયલા દાખલાઓ બહુ-પત્નીઓ રાખવાથી થતી મહાગંભીર હાનિઓનું સ્પષ્ટ સૂચન કરે છે. સ્ત્રીઓને હમેશાં "શોકયનું સાલ" તીવ્રમાં તીવ્ર લાગે છે, અને તે સાલ ટળે નહિ ત્યાં સુધી તે જંપીને બેસતી નથી કે બેસવા દેતી નથી. બહુ-પત્નીઓથી થતાં નુકસાનોનો ઝગઝગતો દાખલો રાજા દસરથનો છે. તેને પોતાના સુકોમળ રાજપુત્રોને અને વ્હાલસોઇ પુત્ર વધુ સીતાને નાની વયથીજ દેશવટો આપવો પડયો, અને પરિણામે પોતાના પ્રાણનો ભોગ આપવો પડયો. તે બહુ-પત્નીઓના રિવાજનેજ આભારી ન હતું ? આ હકીકત જાણવા છતાં આવો નિંદ્ય રિવાજ ચાલુ રહ્યો છે, એ બહુ શોકની વાત છે. શું આપણું સામાજિક અંતઃકરણ શૂન્ય બની ગયું છે ?

સ્ત્રીઓ ધારે તો આ રિવાજને જલદી નાબુદ કરાવી શકે. એકથી વધારે પત્નીવાળા પુરૂષની સાથે પરણવાને કોઇ પણ સ્ત્રી તૈયાર ન થાય તો એ રિવાજ કેવી રીતે રહી શકે ? મુસ્લીમ બ્હેનોએ ઉપલો ઠરાવ પસાર કર્યો છે, તેને માટે ધન્યવાદ ઘટે છે. પરંતુ એટલો ઠરાવ પસાર કરીનેજ તેમણે બેસી રહેવું ન જોઇએ. તેમણે એ ઠરાવનો અમલ કરવો-કરાવવો જોઇએ. બોલીને બેસી રહેવાથી શુક્કાર વળવાનો નથી. અમે આશા રાખીએ છીએ, કે અન્ય બ્હેનો પણ આ દિશામાં કાર્ય કરશે, અને બહુ-પત્નીઓ રાખીને પુરૂષો સ્ત્રી જાતિનું ઘોર અપમાન કરી રહ્યા છે, તે અપમાનનું કારણ નષ્ટ કરશે.

**મહાત્મા ગાંધીજીની મુક્તિ અને સંદેશ !**

ગતાંકમાં મહાત્મા ગાંધીજીને મુક્ત કરવા વિષે લખાણ થયા પછી તેમને મુક્ત કરવાના સમાચાર ફરી વળ્યા છે. મુંબાઇ સરકારે હિન્દી સરકારની સંમતિપૂર્વક તેમને છોડી દેવાનો હુકમ આપ્યો છે. મુંબાઇ સરકારના જેઠા ગવર્નરે હજી હમણાંજ પોતાના જતા પહેલાં મહાત્મા ગાંધીજીને "જીવતા દાટી દેવાની" ડંફાસ મારી હતી, પરંતુ સદ્ભાગ્યે તેની પછી આવનાર ગવર્નર તેના કરતાં અત્યંત જુદા વિચારના લાગે છે, અને તેથી તેમણે મહાત્મા ગાંધીજીને બંદિવાસથી મુક્ત કર્યા છે. મહાત્મા ગાંધીજીની મુક્તિથી આખા દેશમાં

આનંદ ફેલાઇ રહ્યો છે, અને ઠેકઠેકાણે, મીઠાઇઓ વહેંચાઇ છે, ગરીબોને અન્નદાન આપવામાં આવ્યાં છે, અને લોકોએ આનંદોત્સવ ઉજવ્યો છે લોકો આ પ્રમાણે આનંદોત્સવ ઉજવે એ તદ્દન કુદરતી છે, કેમકે મહાત્મા ગાંધીજીપર લોકોને બહુ ગાઢ ભક્તિ છે. પરંતુ પ્રશ્ન એટલોજ છે, કે મહાત્મા ગાંધીજીના આ છુટકારા પ્રસંગે આનંદોત્સવ કરવાનો હક્ક કેટલાઓને છે? મહાત્મા ગાંધીજી બંદિવાસ પડયા ત્યારે તેમના સંદેશો વ્યાવહારિક રીતે જેમણે વિસારી મુકયો, મહાત્માજીના પ્રિય ચરખાને, ખાદીને, અહિંસાને વિસારી મુક્યાં અને વિતંડાવાદમાં મંડયા રહ્યા તે લોકોએ મહાત્મા ગાંધીજીને બંદિવાસથી મુક્ત કરાવવાને માટે કશોય પ્રયત્ન કર્યો નથી. મહાત્મા ગાંધીજીનો છુટકારો તેમના કોઇપણ પ્રયાસને આભારી નથી, અને છતાં મહાત્માજી છુટયા એટલે અશ્રદ્ધાળુ લોકોને તો શરમીંદા બનવાનોજ સમય આવ્યો છે.

હવે જે થયું તે થયું. ભૂતકાળનાં રૂદન કર્યા કરવાથી પાર આવવાનો નથી. હવે તો લોકો પોતાની અશ્રદ્ધા ત્યાગી દેશે અને મહાત્માજીનો ત્રિવિધ કાર્યક્રમ જુસ્સાથી પાર ઉતારશે. મહાત્માજીને મન તો જે વાત વસી છે તે વસી છે. બંદિવાસમાંથી મુક્ત થયા પછીનો જે સંદેશ તેમણે મૌલાના મહમદઅલી મારફતે દેશને મોકલ્યો છે તેમાં પણ તેમણે એજ વાત કહી છે અને લોકોને રેંટીઆનો, અને ખાદીનોજ આશ્રય લેવાનું કહ્યું છે.

અમે ગતાંકમાંજ કહ્યું હતું, કે ઘણી મહાત્માજી છુટયા પછી બ્હેનોને જંપીને બેસવા દેનાર નથી. હજી તો તેઓ હોસ્પીટલમાંજ છે, પરંતુ એ ભૂમિનો ત્યાગ કર્યા પછી તરતજ ધમધોકાર કામ શરૂ કરવું પડશે. તે સમયે એકદમ કઠિન ન લાગે તેટલા માટે બ્હેનોએ આજથીજ રેંટીઆની નિયમિત ઉપાસનાની શરૂઆત કરી દેવી જોઇએ.

ચરખાના સંબંધમાં ભાઇબંધ 'કૅથોલીક હેરૉલ્ડ ઑફ ઈંડીઆ' લખે છેઃ

**શાળાઓમાં ચરખો દાખલ કરવાની જરૂર.**

'કૅથોલીક હેરૉલ્ડ' બે વર્ષ ઉપર એવો અભિપ્રાય જાહેર કરવાનું સાહસ કર્યું હતું, કે મહાત્મા ગાંધીના રેંટીઆનો ઉપયોગ સુતર કાંતવાને માટે કરવામાં આવશે તો તે ફતેહમંદ નીવડશે, પરંતુ અંગ્રેજોનું માથું ભાગવાને માટે તેનો ઉપયોગ કરવામાં આવશે તો ફતેહમંદ નીવડશે નહિ, એટલે કે, જો તેનો એક ઔદ્યોગિક હથીઆર તરીકે ઉપયોગ કરવામાં આવશે તો તે ફતેહમંદ નીવડશે, રાજકીય હથીઆર તરીકે નહિ. ખાદી પરિષદ્‌ના પ્રમુખ સર પ્રફુલચંદ્ર રાયના શોકોદ્ગારો પરથી માલૂમ પડે છે, કે તે સૂચનાનો નિરાદર કરવામાં આવ્યો છે. તેમણે દિલગીરી દર્શાવી હતી, કે આપણા લગભગ સઘળા રચનાત્મક કાર્યક્રમને પક્ષાઘાત લાગુ પડયો છે. છેલ્લા દોઢ વર્ષથી ધારાસભામાં જવું કે નહિ તેને વિષે અનંત વિતંડાવાદ ચાલી રહ્યો છે, અને ચરખાને તથા ખાદીને વખારે નાખવામાં આવ્યાં છે.... ૧૯૨૧ ની સ્થિતિ કરતાં આપણો કેટલો બધો અધઃપાત થયો છે!

'સ્ટેટ્સમૅન' ના કથન અનુસાર સત્ય હકીકત એ છે, કે રાજકીય તત્ત્વે ચરખાને મારી નાખ્યો છે. સદ્ભાગ્યે આપણી કૅથોલીક મીશન શાળાઓને તેની કીમત સમજાઇ છે, અને માત્ર ઔદ્યોગિક દૃષ્ટિબિંદુએજ, એટલે કે સુતર કાંતવાને માટેજ તેઓ ચરખાનો ઉપયોગ કરે છે.

આ પ્રમાણે દર્શાવેલી હકીકત એકતરફી છે. ચરખાને અને ખાદીને લોકોએ માત્ર રાજકીય કારણોને લીધેજ વખારે નાખ્યાં છે, એમ કહેવામાં અર્ધસત્ય રહેલું છે. લોકોની ચરખા પરની અશ્રદ્ધા, તેમની આળસુ ટેવો, વિલાસપ્રિયતા અગ્રેસરોના મતભેદ, કેટલાકોના દંભ ઇત્યાદિ કારણો ચરખા અને ખાદીના પ્રચારની આડે આવેલાં છે. મહાત્મા ગાંધીજીએ જે ચરખો ઉપદેશ્યો છે તેની ખરી ખુબી એજ છે, કે ઈંગ્લાંડ અને જર્મની જેવા દેશો તેનો ઉપયોગ કરવા લાગ્યા છે, અને આ દેશમાં પણ યૂરોપીયનોએ તેનો ઉપયોગ કરવો શરૂ કર્યો છે એ કૅથોલીક મીશનશાળાઓમાં ચરખો કાંતવાને માટે દાખલ કર્યાની વાત ઉપરથી માલૂમ પડે છે. જો એ મીશનશાળાઓ ચરખાનો નિયમિત ઉપયોગ કરે તો આપણી મ્યુનિસીપાલશાળાઓ, સરકારી શાળાઓ અને ખાનગી શાળાઓમાં ચરખો શા માટે

દાખલ ન કરવો જોઇએ? ચરખાની અને ખાદીની સાથે મહાત્મા ગાંધીજીનું નામ જોડાયલું હોવાથી તેમનો વિરોધ કરવો એ અક્ષમ્ય ધર્માંધતા છે. જે અધિકારીઓ ઉપરોક્ત કારણોએજ ચરખા અને ખાદીનો વિરોધ કરે છે—તેના નામ દર્શનથી ભડકી ઉઠે છે તેવાઓનેજ 'સ્ટેટ્સમેન'ના ઉપર ટાંકેલા શબ્દો અક્ષરશઃ લાગુ પડે છે. અમારા અભિપ્રાય પ્રમાણે તો ઉચ્ચ કેળવણી આપવાની પાઠશાળાઓ—કોલેજોમાં પણ ચરખાને દાખલ કરવો જોઇએ. ખાસ કરીને કન્યાશાળાઓમાં તો તે દાખલ થવોજ જોઇએ. વળી અનેક અનાથાશ્રમો, વનિતાવિશ્રામો, વિધવાશ્રમો ઇત્યાદિ સંસ્થાઓમાં તો રેંટીઓ દાખલ થવો જોઇએ. એવી જે સંસ્થાઓએ હજી સુધી ચરખો દાખલ કરવામાં બેદરકારી બતાવી હોય તેમણે પહેલી તકે તે દાખલ કરી દેવો જોઇએ.

**અયોગ્ય માર્ગે વપરાતાં નાણાંનો સદુપયોગ.**

'સાનફ્રાન્સીસ્કો એક્ઝામીનર' નામક અમેરિકાના એક પત્રમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે. "કચેરીઓનાં નવાં મકાનો બાંધવામાં, કચેરીઓ, ન્યાયાધીશો, નોકરો, અને ફોજદારી વકીલો, સોલીસીટરો, કેદખાનાં, કેદખાનાંના સીપાઇઓ અને દારોગાઓ અને એ સર્વ સાથે સંબંધ ધરાવતાં સઘળાં કાર્યો ચલાવી રાખવા પાછળ આખા દેશમાં દર વર્ષે આપણે અનગલ દ્રવ્ય ગુમાવીએ છીએ. એ રકમ દર વર્ષે કરોડો ડૉલર. (આશરે સાડા ત્રણ રૂપીયાનો એક ડોલર થાય) ની થતી હોય તો તેથી મને નવાઇ નહિ લાગે. એ રકમને અર્ધો અર્ધ કરી નાખવામાં આવે અને ગુન્હાઓ અટકાવવા માટે તે રકમનો ઉપયોગ થાય તો કેવું સારૂં? સર્વ લોકોને સારી કેળવણી આપવામાં આવે, અસંખ્ય પરોપકારી સંસ્થાઓ સ્થપાય, પુષ્કળ જાહેર હમામખાનાં, સંગીતશાળાઓ, રમતગમતના મેદાનો, બાગો, બાળ અને વૃદ્ધ તમામ લોકોને આરામ લેવાનાં સ્થળો, ઘરને લગતી બાગ વિદ્યાનું શિક્ષણ, સારાં ઘરોની સગવડો, અને એવી બીજી અસંખ્ય સારી ચીજો લોકોને મળે તો કેવું સારૂં? તો આપણા કેદીઓની સંખ્યામાં આપણે મોટો ઘટાડો કરી શકીશું."

દુનીઆમાં નાણાંનો પ્રચંડ દુરૂપયોગ થઇ રહ્યો છે. ઉપર ગણાવેલી બાબતો કરતાં બીજી અનેક બાબતો પાછળ લખલૂટ ખર્ચ કરવામાં આવે છે. દુનીઆમાં બારેમાં બારે ખર્ચ મોટાં મોટાં લશ્કરો અને કાફલા રાખવા પાછળ થાય છે. તેમાં ઘણો ઘટાડો થઇ શકે; અને મનુષ્ય જાતિની ઉન્નતિ કરવા પાછળ તે નાણાંનો સદુપયોગ કરી શકાય.

**શું સ્ત્રીઓ ઉતરતી છે?**

આપણા દેશમાં બીજી બાબતોની સાથે સાથે જ્ઞાતિવરાઓ વિગેરે કરવામાં લખલૂટ ખર્ચ થાય છે. દર વર્ષે તેની પાછળ આપણા દેશમાં કરોડો રૂપીયા ખર્ચાતા હશે! લોકોને એ ખર્ચ ભારે લાગે છે, છતાંયે તેઓ તે કમી કરતા નથી. જો એ નાણાંનો સદુપયોગ કરવામાં આવે તો આપણો આ ગરીબ દેશ નંદનવન સમાન ન બની જાય? આખી દુનિયામાં સામાન્ય માન્યતા એવી છે, કે શક્તિમાં—શરીરની તેમજ મનની શક્તિમાં—સ્ત્રીઓ પુરૂષો કરતાં ઉતરતી છે. આ માન્યતા ભૂલ ભરેલી છે, એમ લાંબા સમયથી પૂરવાર થઇ ચુક્યું છે. આપણા દેશમાંજ મહાન જ્ઞાનીઓને સ્ત્રીઓએ હંફાવ્યાના દાખલા છે, છતાં એ સામાન્ય માન્યતા ચાલુ રહી છે. ઘણી સ્ત્રીઓ પોતે પણ એમ ધારે છે એ માન્યતા દૂર કરવાને માટે સ્ત્રીઓએ પોતેજ બીડું ઝડપવું જોઇએ. એ સંબંધમાં "ધી વર્લ્ડ ટુ મોરો" નામક પત્રમાં શ્રીમતી ગ્રેસ હચીન્સ લખે છેઃ—

'હા, આપણે સ્ત્રીઓએ પોતેજ મુખ્યત્વે કરીને ઉતરતાપણાનો આ ખ્યાલ દૂર કરવો જોઇએ. પરંતુ જો પુરૂષો આપણે માટે એમ ધારે કે આપણામાં વિચારો છે અને ક્રમમાંક્રમ આપણામાંની કેટલીક આગેવાની લેવા યોગ્ય ગુણો ધરાવે છે તો આપણને પુષ્કળ મદદ મળે. જ્યારે નવીન પ્રજાસત્તાનો અર્થ સમજાશે, અને થોડી આગળ પડતી વ્યક્તિઓના ઉપરીપણાની જગ્યાએ લોકોનું નવીન અગ્રેસરપણું જોવામાં આવશે ત્યારે પુરૂષ કે સ્ત્રી પ્રમુખપદ લે તે સર્વ સરખું ગણવામાં આવશે. જો અમુક પુરૂષ કે અમુક સ્ત્રીમાં પ્રમુખપદ લેવાને માટે ખાસ યોગ્યતા હોય તો તે

રૂષ અથવા સ્ત્રી પ્રમુખપદ લેશે. અત્યારે જુવો, ૭ સ્ત્રીઓ અને એક પુરૂષની બનેલી કમિટી ૩ૂપ તરફ દૃષ્ટિ કરીને તેને પ્રમુખપદ લાની, વિનતિ કરે છે. સ્ત્રીઓ અને પુરૂષોને એક સાથે જ્યાં કેળવણી અપાય છે એવી વિદ્યાપીઠોમાંથી બહાર પડતાં યુવક યુવતીઓમાં આપણને ખરી લોકસત્તાનું દર્શન થાય છે. તેમનામાં વધારે કુદરતી સમભાવ લેવામાં આવે છે. એમાંના કેટલાક પુરૂષો તો સ્ત્રીઓ પર સંગાતતાની દૃષ્ટિથી જોતાં દેખાઇ ગયલાં હોય છે. માનસશાસ્ત્રીઓ એ વાત અભ્યાસથી જાણે છે તેનો તેમને પ્રત્યક્ષ અનુભવ થયલો હોય છે. ”

આપણા દેશની સ્ત્રીઓએ આ વાત સમજી લેવી જોઇએ, અને તે પ્રમાણે પોતાની યોગ્યતા સાબીત કરી આપવી જોઇએ. સ્ત્રીઓની ખરી ઉન્નતિને માટે આવી અપૂર્વ આત્મ-શ્રદ્ધા ખીલવવાની ખાસ જરૂર છે.

**ગુર્જર સુન્દરી અને તેનો સુન્દર પોષાક.** અમદાવાદમાં ભરાયલા “ ગુજરાત કલા પ્રદર્શન ” ના સ્વાગત મંડળના પ્રમુખ કવિશ્રી ન્હાનાલાલ દલપતરામે ગુર્જર સુન્દરી અને તેના સુંદર પોષાકની નીચે પ્રમાણે પોતાના ભાષણમાં પ્રશંસા કરી છે:—

“ ગુજરાતની સૌંદર્યવાટિકા વિવિધ ને વિશાળ છે, જગન્મોહિની છે. એ સૌમાં સૌન્દર્યોદ્યાનની પરમ રસકલા, સર્વશ્રેષ્ઠ ફૂલકલિકા તો ગુર્જર સુન્દરીઃ શું હિન્દુ કે શું ઇસ્લામી, શું પારસી કે શું ખ્રીસ્તી કે શું યાહુદી. ગુર્જર સુન્દરીના ગરબા ભરતખંડમાં અનુપમ છે, જગતભરમાં અનુપમ છે; ગુજરાતણ જગતસુન્દરીઓમાં એવી અનુપમ છે. ગુર્જર સુન્દરીઓનો પોષાક સગવડ, સૌન્દર્ય, લાજમર્યાદાને માટે બેનમૂન છે; મદ્રાસમાં, મહારાષ્ટ્રમાં, બંગાળમાં ઘણી નવસુન્દરીઓ ગુજરાતના પોષાક ઉપર મોહી છે અને ધારણ કીધો છે. ગુજરાતની સંસ્કૃતિની, સંગીતની, કલાની, કવિતાની, ધાર્મિકતાની ગુર્જરસુન્દરી પરમપુણ્ય કલિકા છે; એની પાંખડીએ પાંખડીએ અદ્ભુત ને અલૌકિક પરિમલ પમરે છે. રાજમહેલોમાં તેમજ ગરીબોની ઝુપડીઓમાં ગુર્જર યશકલારૂપ ગુજરાતણ જન્મે છે. રણવાસમાંની એ રાણકદેવડી ને સહસ્રલિંગ તળાવ. ગોડવી એ જસમા ઓડણનો પરિવાર નિર્વંશ નથી થયો. ગુર્જરાતને ગામેગામ સતીઓની દેહરીઓ છે. ગુજરાતની ઓ નવસુન્દરીઓ ! ગુજરાતની એ ગુણિયલતું, એના પુણ્યતું, એના સૌન્દર્યનું એના સતીત્વનું નવવિકાસને નામે, નવભાવનાઓને નામે ખૂન ના કરતી હો ! ” કવિશ્રી ન્હાનાલાલના એ સંદેશ તરફ અમે ગુજરાતની ગુણિયલ બ્હેનોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

વકીલ—ઘરમાંથી તું બ્હાર નિકળ્યો ત્યારે તારી પાસે શું હતું ?
ગામડિયો અસીલ—લેંબડાનું ઝાડ ! સાહેબ,
વકીલ (ચીડાઇને)—અરે ! તું શું લઇને નિકળ્યો હતો.
અશીલ—રામનું નામ ! બાપજી,

× × × × ×

તંત્રી—આપ ફુરસદના સમયે એકાદ લેખ લખી આપી કૃતાર્થ કરશો.
લેખક—માફ કરજો સાહેબ, મારા જે લેખ દેવી વિધાત્રી લખી ગયાં છે.



પનઘટ.

[ ચિત્રકારઃ શ્રીયુત એમ. વી. ધુરંધર,
એ. એમ.




(મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર)

વર્ષ ૧ લું. | એપ્રિલ ૧૯૨૪. | અંક ૮ મો




(રાસ.)

લેખક—શ્રીયુત દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર.

(સખિ! પડવાની પણ પ્રીત ગતમત ભુલી રે—એ ઢાળ)

(૧)

સખિ ! પનઘટનાં પરિયાળુ સુજને ગોઠાં રે,
એવા સહિયર કેરા સંગ દોહ્યલ દીઠા રે;
ત્યાં ખળખળ વહેતી નીર સરિતા શોભે રે.
પ્રીતમને પળતી પન્થ પળ નહિ થોભે રે.

(૨)

શી અંતરને ઉછરંગ લહેરો લેતી રે.
જીવનને લેવા કાજ વેગે વહેતી રે;
અણજાણ્યે કે આનંદ મનડે માણે રે,
એના ઉંડેરા અભિલાખ જન શું જાણે રે!

( ૩ )

વરૂઓ શાં એને તીર નિરખી નાચે રે,
જોઇ ભાવભર્યાંનો ભાવ હૃદયે રાચે રે;
રૂપલડાંની ગીઠી ફેર ઉરથી આપે રે,
છાંયડલી દઇ સંતાપ કૈં-કૈં કાપે રે.

( ૪ )

ડોલન્તી આંબાડાળ કોયલ ટહુકે રે,
ગીઠો એનો મદશોર ઉરને અડકે રે;
એ રસઘેલીનાં ગાન ઝીલી ઝરતાં રે,
વનપંખી અનમસ્તાન કિલકિલ કરતાં રે

( ૫ )

ધણુ સરવા સામી ધાર ધસતું ધીરે રે;
ગોવાળા વાંસળી વાય સુર ગંભીરે રે;
દોઇ પાછા ધરતી પાય વત્સ વિજોગે રે,
એકલડી શી અકળાય, સુરભી શોકે રે !

( ૬ )

એ વ્હાલેરી વનવાટ ચિતડે ચોંટી રે,
આંસુથી ભીની આંખ જંખે જોતી રે;
ઓ ! વાદળથી ઢંકાય મહિયર મારાં રે,
જ્યાં અંતરને ઉકળાટ વસતાં વ્હાલાં રે.

( ૭ )

માડીના ગીઠા બોલ વાયુ વ્હેતો રે,
કૈં ભાવભર્યા ભણકાર દીલને દેતો રે;
કોઈ યાદ જતાને વાત કહીએ કહેશું રે,
સોંપીને ઉરસંદેશ રીઝી રહેશું રે

( ૮ )

સાહેલી ભરીને હેત્ય મારગ મળશે રે,
આંખડીઓ થાતાં હેયાં હસશે રે;
ઘરડાની ઉંડી ગોઠ કૈં—કૈં કરશું રે,
અમૃતના ઝીલી ઓઘ અંતર ભરશું રે

( ૯ )

અણતોળ્યા ભવના ભાર મનથી મટશે રે,
અણબુઝ્યા તનના* તાપ ઘેરા ઘટશે રે;
જ્યાં ઉરનાં આપોઆપ ફૂલડાં ફૂલે રે,
એ ઘડીની મહિયરમાણ્ય પનઘટ પૂરે રે.






લેખકઃ—શ્રીયુત "સ્નેહ-કાન્ત"

જગતની ઉત્પત્તિ સાથે સ્ત્રી પુરૂષની ઉત્પત્તિ અને પુરૂષે સુન્દરીની જોડમાં સ્ત્રી જગતની મહાન દેવી. સ્ત્રીઓ જગત્ ઉપર રાજ્ય ચલાવે છે, બલ્કે તેમનું રાજ્ય આખા વિશ્વમાં છે. જગતનિયંતાએ સ્ત્રીઓને જગતનું રાજ્ય સોંપ્યું હેમાંજ તે વિશ્વભરે સુન્દરીઓની લાયકાત આંકેલી છે. એક ઘડીભર વિચારો કે સ્ત્રીઓનેજ કેમ જગતની લગામ સોંપેલી છે? સ્ત્રીઓ પ્રેમની મૂર્તિ છે, સ્ત્રીઓ જગતની માતાઓ છે, અને સ્ત્રીઓ જગતની દેવીઓ છે. જગતમાં મનુષ્યના હૃદયમાં આર્તનાદથી પૂછીએ કે હે માનવી ચાહે છે, તું જગતની સુન્દરીઓને પ્રેમ ક્યાં નથી? જગતનાં ભીતર તોડો, સ્વર્ગમાં પહોંચો અને પાતાળમાં ઉતરો પણ પ્રેમનું સામ્રાજ્ય સર્વત્ર વિસ્તરેલું માલમ પડશે. સૃષ્ટિ પ્રેમથી જ ચાલે છે, અને પ્રેમ એ સૃષ્ટિનું જીવન છે. પ્રેમ વિના સૃષ્ટિ એક ઘડીભર પણ ન ચાલી શકે. યોગીઓનાં યોગ જુઓ, તપસ્વીઓમાં તપ જુઓ અને ઋષિઓમાં રસપટ જુઓઃ ક્યાં નથી પ્રેમનું સામ્રાજ્ય!

સૃષ્ટિમાં સુન્દરી તરફનો પ્રેમ અજનવો વ્યાપી રહેલો છે, અને આ પ્રેમની ભાવના હવે તો જુદાજ રૂપમાં પલટાય છે. સુન્દરીઓ એટલેજ નહિ ગૃહની ગૃહકાર્યભારણપણ ગૃહની ગૃહદેવી; સુન્દરીઓ એટલેજ નહિ બાળકો ઉછેરવાનું કામ જાણનાર સાધારણ માતાઓ પણ શૌર્યનું સ્તનપાન કરાવનાર વીરાંગનાઓઃ સુન્દરીઓ એટલેજ નહિ પતિની મૃગજળની આશાઓ પૂર્ણ કરાવનાર આશાવેલી પણ જીવનપ્રવાહમાં માર્ગ બતલાવનાર જીવન ભોમીઅણ પણ હા! આ જીવન ભોમીઅણો કેમ જીવનપ્રવાહમાં ભૂલી પડેલી છે! જીવન માર્ગ તેમને માટે ખુલ્લા છે છતાં કેમ જળ પ્રવાહમાં તેઓ ડુબકીઓ ખાય છે! ભગિનીઓ! ક્યાં ગયું હમારૂં કર્તવ્યપણું અને કાર્યદક્ષતા! ક્યાં વહી ગઇ હમારી ઉચ્ચ ભાવનાઓ! તમે જરૂર તમારી ફરજમાંથી ભૂલાં પડેલાં છોઃ તમારો માર્ગ હમે ભૂલ્યાં છો અને રખડો છો બીજા માર્ગના વહનમાં. જો જો ભૂલતાં હમે તમારી ભાવનાના આદર્શો–તમે સંસારને સ્વર્ગમય બનાવનાર દેવાંગનાઓ છો–તમેજ કુળને દીપાવનાર દેવીઓ છો, અને તમેજ દેશને ઉદ્ધારનાર વીરાંગનાઓ છો. તમને કહું હમારો એક ભૂલકણીનો માર્ગ? જો જો માઠું લગાડતાં. જો જો મ્હારી તરફ નિસાસો નાખતાં પણ જરાક વિચાર કરજો. બાળકોને ઉછેરવાં, તેમને સ્તનપાન કરાવવું અને તેમને વીર તરીકે ઉછેરી વીરનરોનાં ગુણો હેમના જીવનમાં સિંચવા એ હમારૂં કર્તવ્યઃ હમે ખરેખર આળસુ બન્યાં છોઃ હમે હમારા જીવનને

વહેવડાવવા તાકાદ ગુમાવી છે, અને વધારામાં પરતંત્રતાનાં દાસ બન્યાં છો. નથી રહ્યો હ્યમારામાં તમારો આદર્શ કે ઉદ્દેશઃ તમારા બાળકોનું રક્ષણ અને પાલન તમારા નોકરો કરે છે. તમારા બાળકોનાં સ્નેહી તમારા નોકરો બન્યા છે અને માતા તરિકે ઉછેરનું કામ પણ તેઓજ કરી રહ્યા છે. તમારા બાળકો તેમના શિક્ષણની શરૂઆત તમારા તે ગુલિયલ નોકરો પાસેથીજ કરે છે. આ તમારી તમારા બાળકો પ્રત્યેની ફરજો! હ્યમારા આત્માને પૂછો કે કેટલી ફરજો તમે તમારાં બાળકો પ્રત્યે બજાવો છો. તમારા આજકાલના બાળકો ભવિષ્યના તિલક ગાંધી અને ગોખલે છે, તમારા આજ કાલના બાળકો ભવિષ્યના વીર નાયકો છે.

કવિ ન્હાનાલાલના શબ્દોમાં કહીએ તો:

માતાપિતાની લગ્નવેલ પાંગરે,
તેનાં પ્રફુલ્લ પુષ્પ તે સંતાન.

તમે તમારી વેલને ખીલવી વેલ ઉપર પ્રફુલ્લ પુષ્પ જગતને અર્પો છો, પણ તેની અર્ધ ઉઘડેલી કળીને ખીલવવા માટે કેમ ખીલવટનો રસ નથી સિંચતાં? હ્યમારા પુત્રોને સારી રીતે કેળવી હ્યેમનામાં આદર્શ વીર તરિકેના રસનું સિંચન કરો. તમારા બાળકોને જગતવાડીમાં ફેરવો અને બતાવો જોવા જેવી વસ્તુઓ: જો જો અજાણ રાખતાં હ્યેમને નજીવી બાબતોથી. તમને પ્રશ્નો પૂછી શકે તેવો ઉત્સાહ તેમનામાં જાગૃત કરો. તેમના જીવનના શિક્ષક તમેજ છો. શિક્ષક તરિકેના ગુણો ઉતારો તેમના જીવનમાં. ભગિનીઓ! તમારે ઘણુંયે ધ્યાન અને મનન કરવા જેવું છે. તમારી વાતચીતમાં, હરવા ફરવામાં, અને પહેરવેશમાં: તમારા પહેરવેશમાં એવો જરાકે બાલાડંબર ન હોય કે જેથી હ્યમારા પારણે ઝૂલતા પુત્રો તમારો આડંબર શીખે. તમારી વાતચીત અને વાર્તાવિનોદમાં એવું કશુંયે ન હોવું જોઇએ કે જેમાંથી તમારા બાળકો બીજું કંઇ શીખી શકે. તેમના કાચનિર્મળ જીવનમાં તમારે તો એવું પ્રતિબિંબ પાડવાનું છે કે જેમાં ગુણ અને વિદ્યાનું પ્રતિબિંબ તેમાં પડી રહે. તેમનું શરૂ થતું કુમળું જીવન નિર્મળ અને શાન્ત હોય છે. શુચિ અને શાન્ત સરોવરિયામાં જેમ સૂર્યનું પ્રતિબિંબ પડી રહે છે તેમ હ્યમારા બાળકોના પવિત્ર જીવનમાં તમે તેવું પ્રતિબિંબ પાડવા માગશો તો પડી શકશે.

વીરાંગનાઓ! ફરજોમાંથી ભૂલાં પડ્યાં હો તો વળો પાછાં તે જીવનને માર્ગેઃ સીતા, સાવિત્રી અને દમયંતીને યાદ કરો અને ભારતના ગૌરવમાં વૃદ્ધિ કરવા કમ્મર કસો.

---

" અરે આ શેનું શાક છે ? "
" તમે ચાખીને નથી કહી શકતા ? "
" ના. ના.
" ત્યારે શેનું શાક છે તે જાણવાની તમારે શી જરૂર છે ?

× × × × ×

" એક સાથે બે કામ ન થઇ શકે ", ચાંદમાં આવેલી વહુએ કહ્યું—" આ બધું ભૂલી જાઓ ને મને માફ કરો—"

વર—એક સાથે બે ઘોડે ન ચડાય માટેજ માફી માગવાનું કહ્યું ને બન્ની જણુ બે કામ સાથે કરી શકતા નથી.

# વસુંધરાને પ્રશ્ન.

લેખિકાઃ—સૌ. દીપકબા દેસાઈ.

('રાગ–સોહીની ગઝલઃ ઢાળ–' સરફરેશીકી તમન્ના અબ હમારે દિલમેંહય. ')

હું પૂછું પ્રશ્ન વસુંધરા, ઓ પીયૂષઝરણી ભારતી !
રત્નો પુરાણાં ક્યાં છૂપ્યાં ? કાં ઉદર તુજ સંતાડતી ?

બ્રહ્મવીર પરશુરામ ક્યાં ? બ્રહ્મચારી ભીષ્મ મહારથી:
વીર હાક ગજવી ક્યાં ગયા, ભીમ, કર્ણ, અર્જુન કેસરી ?

બ્રહ્મનિષ્ઠ યોગી વસિષ્ઠ, વિશ્વામિત્ર ગૌતમ ક્યાં ગયા ?
દુસ્તર ભવાબ્ધિ ઉતરી, ક્યાં ભક્ત સંત સિધાવીઆ ?

સાધુ પીડાઓ ટાળતી, દ્રઢ ધર્મધ્વજ ફરકાવતી;
વિરાટ મૂર્તિ બ્રહ્મની, પ્રિય પાર્થની કહો ક્યાં શમી ?

વર્તમાન ભૂત-ભવિષ્ય, ગીતા ગાઈ અહો જ્ઞાનાંજની;
ભીલ બાણ થકી વીંધાયલી–એ શ્યામ મૂર્તિ ક્યાં ગઈ ?

અહલ્યા, સીતા, પાંચાલતનયા, શૂરી સતીઓ ક્યાં ગઈ ?
ચંડી સમી રણમાં ઘૂમન્તી, વીર રમણી ક્યાં ગઈ ?

નિજદેશ કેરી વેદિપર, પ્રિયદેહ દીધી આહુતિ:
પરવા કરી નહીં પ્રાણની, એ વીરલા છૂપ્યા કહીં ?

પડ પૃથ્વીનાં ખોળી વળો, ઇતિહાસ સહુ ઉથલાવજો:
સ્થૂલદેહ વિલીયા છતાં, યશનાં શરીર જિવસે હજી.

ઓજસ ભર્યાં એ રત્નના: ચમકાર ફરી દો દાખવી:
સાત્વિક શાન્ત પ્રકાશ, દીપક–જ્યોત પ્રગટો ભારતી !



# યોગિની મહાશયા માજી મહારાજ

ઉર્ફે

# શ્રી. હરિકુંવરી.

લેખિકા:
સ્વ.સૌ. માણેકબાઇ કહાનજી કવિ.



શ્રી હરિકુંવરી.
( ગીતિ )
યોગિની શ્રી હરિકુંવરી, ગાર્ગિ જેવાં હતા મહામાયા,
ધન્ય જનક ને જાયા, કેળવી કન્યા કરી અમર કાયા.

આ વિદુષી આર્યાનો જન્મ, કાશીનિવાસી વડનગરા નાગરે બ્રાહ્મણ રામેશ્વર ભટ્ટને ઘેર વિ. . ૧૮૮૩ ના કાર્તિક વદિ ૭ કે ગુરૂવારે તેઓને મોશાળ ભરતપુરમાં થયો હતો. ભટ્ટજી વેદાંત, વૈદક અને જ્યોતિષમાં કુશળ હોવાથી મહાત્મા કહેવાતા. આજીવિકા અર્થે બીજો કાંઇ ઉદ્યોગ ન કરતાં વિદ્યાર્થીઓને મફત ભણાવતા, ગરીબોને વિનામૂલ્યે ઔષધ આપતા તથા જિજ્ઞાસુઓને રાત્રિએ કથા સંભળાવતા. લોકોમાં તેમની સારી પ્રતિષ્ઠા હતી તેથી તેમજ સુજ્ઞજને તેમનો શાંત તથા ઉદાર સ્વભાવ જોઇ માન-પૂજન કરતા, તેથી વ્યવહાર ચાલતો હતો.

હરિકુંવરીનો જન્મ થયા બાદ તેઓ કાશી આવ્યા. અહીં કેટલોક સમય રહી કલકત્તે ગયા. આ વેળા કુંવરીના માતુશ્રી તેમને સાડાચાર વર્ષનાં મુકી ગત થતાં એક કુશલ ધાત્રીના હાથે તેમનું પાલન થયું; તેમજ એ, સમયથી વિદ્વાન્ પિતાશ્રીના સત્સંગનો વિશેષ લાભ મળ્યો. રાતે કથા થાય ત્યારે નિદ્રાવશ ન થતાં શ્રવણમાં બેસે, પિતાજી ઉપનિષદ, ગીતા તથા સ્તોત્રોના જે પાઠ કરે તે સાંભળી કંઠસ્થ કરી લે અને તે સાથે ધારણાશક્તિથી ગીત-કીર્તન ગાય. એમ કરતાં સંસ્કૃતનું જ્ઞાન થયું અને બંગાળી તો દેશભાષાને લીધે પ્રથમજ શીખી ગયાં.

આ સઘળું જોઇ ધાત્રી પ્રસન્ન થવાને બદલે દ્વેષભાવથી કહેતી કે દીકરીની જાત ભણે તે સારૂં નહિ ' તેથી પુસ્તકને દૂર મુકી તેની કને ભરત-સીવણ શીખે. પરંતુ અંતઃકરણમાં વિદ્યાપ્રીતિ સુદૃઢ હોવાથી સ્વાભાવિકપણે અભ્યાસ વધતો ચાલ્યો.

આઠ વર્ષની વયેજ તેમનું ગૌરવર્ણયુકત સ્થૂલશરીર સાધારણ કદનું તથા કસાયલું લાગતું તેમજ મુખ ગોળ અને ચળકતાં નેત્ર, ચહેરાની કાન્તિમાં વૃદ્ધિ કરતાં હતાં. આ સમયે જામનગરના ગોસ્વામિશ્રી બાણુરાયજી કલકત્તે પધારતાં તેમની પાસે કંઠીબંધાવી બ્રહ્મ સમર્પણ લીધું, પણ અંતરમાં સન્નભક્તિ વિશેષ હોવાથી રામાયણનો અભ્યાસ આદર્યો અને તેના અર્થ બહુ સારી રીતે કરવા લાગ્યાં. તે સિવાય શિવકવચ અને શિવસ્તોત્રનો પાઠ પણ દરરોજ કરતાં હતાં. ગુરુસ્વરૂપ પિતાશ્રી માં પવિત્ર તન્મયતા હોવાથી જન્મનું નામ હરિકુંવરી છતાં તેઓ તેમને મન્મનબાઇ કહેતા. તે જોઇ કેટલાંક કાશીવાસી સંબંધી જનો પણ એજ નામે બોલાવતાં. ગીતાજીમાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

**मन्मना भव मद्भक्तो, मद्याजि मां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसिमे ॥**

દશ વર્ષની વયે પરણી સાસરે ગયાં ત્યાં સદવર્તનથી સર્વનો પ્રેમ સંપાદન કર્યો. નણંદ નો તો તેમના પ્રત્યે એટલો ભાવ કે પ્રભાતે ઉઠી પ્રથમ એમનુંજ મુખ જોય. આમ બે વર્ષ વિત્યા બાદ પતિ સ્વર્ગે ગયા અને થોડી મુદતમાં તેમના એક બંધુ હતા તે પણ ગત થયા. સાસુએ પુત્ર મર્ણ પછી પુત્રીને વારસ બનાવી વિધવા વહુનાં ઘરેણાં, લુગડાં લઈ લીધાં, અને પિયર જતી વેળા શરીર પર જે બે ઘરેણાં હતાં તે પણ માગી લઇ એકજ વસ્ત્ર સાથે વિદાય કર્યાં.

પિતાને ઘેર જઇ તેમની સાથે યાત્રાએ પ્રયાણ કર્યું. આ સર્વ જાત્રા પગે ચાલી કરવાની હતી. કાશીથી મથુરાં, ત્યાંથી ગોકુળ, વૃંદાવન–દાવજી તથા ભરતપુર થઇ કુંભના મેળામાં હરદ્વાર આવ્યાં (વિ. સં. ૧૯૦૦). આ વેળા સંઘમાં એક સમાન વયની બાળવિધવાનો મેળાપ થયો. બંને જણીઓ એકલી પડે ત્યારે પોતાનાં બગડી ગયેલાં સંસારની વાતો કરે. મથુરામાં તેઓએ સાંભળ્યું કે અહીં એક સાધુ છે તે રૂપીયો ભેટ લઇ મરી ગયેલાં માણસનાં દર્શન કરાવે છે ! આ વાત યાદ રાખી બદ્રીનારાયણથી પાછાં ફરતાં મથુરા મુકામે પેલા સાધુને મળવા ઠરાવ કર્યો. હરિ કુંવરીને પોતાના બંધુ સાથે ઘણો પ્રેમ હોવાથી તેને જોવાની અને પેલી વિધવાબાઇએ પોતાના પતિનું મુખ જોવાની ઇચ્છા જણાવી.

રામેશ્વર ભટ્ટ બહારથી આવી ઉતારામાં આસને બેઠાં હતાં. તેણે બંને બાળાઓને પાસે બોલાવીને કહ્યું. "તમે ભગવદગીતા ભણ્યાં છો, તો કહો જોઇયે તેનાં બીજા અધ્યાયનાં અગીયારમાં શ્લોકમાં શું કહ્યું છે."

**अशोच्यानन्वशोचस्त्वंप्रज्ञावादांश्चभाषसे।**
**गतासूनगतासूंश्च, नानुशोचंति पंडिताः॥**

ગઇ વસ્તુનો શોક કરવો, એના જેવી કોઇપણું શોચનીય બાબત નથીઃ મરણ દેહનુંજ થાય છે; આત્મા અમર છે. પોતાનાં હાથે જે પંચમહાભૂતના શરીરને બાળી નાખ્યું તેને પાછું વળી કોણ બતાવી આપે? ને તે પૈસા લઇને ! માટે આવા વૃથા વિચારમાં વખત ખોઇ શોક કરવો, એ તમારાં જેવાં સમજુને ઘટે નહિ.

પિતાજીના આ શબ્દો સાંભળી બેઉ શરમાઇ ગયાં અને પછીથી નિત્ય આત્મવિચાર, જપ, તથા શાસ્ત્રના ચિંતનમાંજ રહેવા લાગ્યાં. હરદ્વારનો મેળો કરી બદ્રીનારાયણ તથા કેદારનાથ થઇ ગંગોત્રી સુધી ઉત્તર ભણી પ્રવાસ કર્યો. કેટલીકવાર યાત્રામાં અરધો મણ બોજો ઉઠાવી પગે ચાલવું પડતું. કુરુક્ષેત્રની યાત્રા કરી જબલપુર ગયાં. ત્યાંથી પુષ્કરજી થઇ નાથદ્વારા ને ત્યાંથી મથુરાજી વનયાત્રા કરી

કાશી આવ્યાં. અહીં થોડી મુદત રોકાઇ–પગે ચાલી જગદીશની જાત્રા કરી. જગન્નાથપુરીથી વૈદ્યનાથ તથા ગયાજી થઇ પાછાં કાશી આવ્યાં. એમના પિતાશ્રીના ગુરુ સ્વામીશ્રી સચ્ચિદાનંદ સરસ્વતી, આનંદગુહા નામની રમણીય જગ્યામાં રહેતા હતા. પિતા પુત્રીએ ત્યાંજ નિવાસ કર્યો ને નિરંતર ઇશ્વર આરાધનમાંજ રહેવા માંડયું. કોઇનો આશ્રય નહિ છતાં યથાશક્તિ સંતસાધુઓનો સત્કાર કરતાં તથા સદ્દગુરુનાં પુસ્તકભંડારમાંથી શાસ્ત્રાવલોકનમાં સમય કહાડતાં, ભગવદ્દગીતા, રામગીતા, ગુરુગીતા, અવધૂતગીતા, શિવગીતા, ગીતગોવિંદ, ઉપનિષદો, રાસપંચાધ્યાયી, સપ્તશતી અને રામાયણાદિ પિતાશ્રી પાસેથી ભણી, યોગવાશિષ્ટનું શ્રવણ મનન કર્યું; વૈદક અને જ્યોતિષના ગ્રંથો જોયા તથા સ્તોત્ર, કવચ અને મંત્રતંત્રના ગ્રંથો વિચારવામાં આગળ વધ્યાં.

વિ. સં. ૧૯૧૨ માં એમના પિતાશ્રીએ વિદ્વત્સંન્યાસ ધારણ કર્યો; બાદ બે વર્ષે સત્તાવનનો બળવો જાગતાં બ્હીકને લીધે સર્વેને ગામમાં જવાની જરૂર પડી ત્યારે તેઓ પણ રામઘાટ જઇ વસ્યાં. વિ. સં. ૧૯૧૭ માં શ્રીરામેશ્વરભટ્ટ વિદેહ મુક્તિને પામ્યા. એઓનું સંન્યાસ આશ્રમનું નામ બ્રહ્માનંદ સરસ્વતી પાડવામાં આવ્યું હતું. આ વેળા હરિકુંવરબાઇનું વય ચોત્રીસ વર્ષનું હતું. હવેથી સૌ તેઓને "માજી મહારાજ" કહેવા લાગ્યાં. બળવો શાંત પડતાં આનંદગુહામાં એકલાં રહેવા માંડયું. ભોજનના અભાવે કેટલીકવાર સાથવો તથા કંદમૂળ ખાઇ નિર્વાહ ચલાવતા, તથા ગુહામાં સ્વચ્છતા રાખવાનું કામ જાતેજ કરતાં. કેટલીક મુદત બાદ ફરી યાત્રાએ ગયાં, ત્યારે નિર્જન ઉજડ સ્થાનમાં હિંમતથી એકલાં રહેતાં અને નિરંતર શાસ્ત્રાભ્યાસ, ભજન તથા જપ તપનો આનંદ અનુભવતાં હતાં.

આર્યસમાજના સ્થાપક મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી એમને "ગાર્ગિ માતા" કહી બોલાવતાં અને એમની વિદ્વતા તથા અનુભવને માટે પ્રસન્નતા બતાવતા હતા. માજી મહારાજની કીર્તિ ઉદેપુરના મહારાણાએ સાંભળી પોતે તેમનો સત્સમાગમ લેવા તથા જનાનામાં પોતાની રાણીને તેમનું દર્શન કરાવવા ઇચ્છા થતાં ઉદેપુર તેડાવ્યાં. અહીં વીશ દિવસ રહી સર્વને જ્ઞાનલાભ આપ્યો.

થિઓસોફિકલ સોસાયટીનાં સ્થાપક વિદુષી માડમ બ્લાવાટસ્કિ અને કર્નલ ઓલકોટ જ્યારે હિંદમાં આવ્યા ત્યારે સ્વામિશ્રી દયાનંદ સરસ્વતી તેઓની સાથે હતા. આ ત્રિપુટીનો કાશી મુકામ થતાં માડમે સ્વામીશ્રીને કહ્યું કે વિદ્વાન પંડિતો અને મહાત્માઓ તો ઘણા જોયા પણ સ્ત્રી શરીરમાં તેવું કંઇ જણાતું નથી. આ ઉપરથી તેઓએ આનંદગુહામાં માજી મહારાજનાં દર્શન કરાવતાં પુર્ણ સંતોષ થયો, (વિ. સં. ૧૯૩૩). ત્યારબાદ ત્રણવાર માડમનું કાશી આગમન થતાં પ્રત્યેક વેળા તેમના દર્શનનો લાભ લીધાં સિવાય રહેતાં નહિ. મિસીસ એની બિસંટ તથા મીસ મૂલર ઉપરાંત બંગાળાનાં અનેક વિદ્વાનો માજીને મળી શાસ્ત્ર શ્રવણ કરતાં અને કેટલાંક શ્રીમંતો તેઓનો સેવા સત્કાર કરવામાં અહોભાગ્ય સમજતા.

વિ. સં. ૧૯૪૫ માં ડાકોર, નર્મદા, દ્વારકા, ગીરજા, સુદામાપુરી, નારાયણ સરોવર વિગેરે ગુજરાત કાઠિયાવાડની જાત્રાઓ પરિપુર્ણ કરી મુંબાઇ આવ્યાં. ત્યાં પણ આઠ દસ દિવસ નિત્ય શાસ્ત્ર ચર્ચા કરતાં અને પ્રસંગોપાત જુદા જુદા મનુષ્યો જે પ્રશ્નો પુછતાં, તેનું સમાધાન કરતાં, ગહન વિષયોમાંની ઝીણી બાબતો સરળતાથી સમજાવતાં. આ પ્રસંગે કલાકના કલાક નીકળી જતાં. તે શ્રવણનો લાભ એમણે રચેલી શ્રી રામગીતા

ભાષાનુવાદના પ્રકાશક ( કવિ શ્રી કહાનજી ધર્મસિંહ ) વિગેરે સુજ્ઞ જીજ્ઞાસુઓ બહુ ઉત્સાહપૂર્વક લેતા. એ પુસ્તકમાં માજી મહારાજે જે વિદ્વતા તથા અનુભવયુક્ત વિવેચન કર્યું છે, તે અદ્યાપિ વખણાય છે. સુપ્રસિદ્ધ સુધારક અને મુંબાઈ સેવા સદનના સ્થાપક સદ્‍ગત મલબારીએ પોતાના ઇંડીયન સ્પેક્ટેટર પત્રમાં તેમજ સુદર્શનનાં વિદ્વાન તંત્રી, સ્વ. માણેકલાલ નભુભાઇએ વિવેચન કરતાં પૂર્ણ સંતોષ બતાવ્યો હતો. એટલુંજ નહિ પણ તેના પ્રકાશકની સાહિત્યસેવા માટે સારા શબ્દોમાં પોતાનો અભિપ્રાય આપ્યો હતો.

માજી મહારાજની માતૃભાષા ગુજરાતી હતી, પરંતુ હિંદી, વ્રજ અને બંગાળી ભાષા, તે પ્રાંતમાં વિશેષ રહેવું થતાં સ્વભાષા જેવીજ સરળ થઇ હતી. સિવાય સંસ્કૃત તથા મરાઠી ભાષા નિત્યના અભ્યાસથી એટલી સુગમ થઇ હતી કે તેના પ્રત્યેક શબ્દો શુદ્ધ તથા સ્પષ્ટપણે ઉચ્ચારતાં શ્રોતાઓનું આકર્ષણ થતું હતું.

આસન સ્થિર છતાં ચાલવાની ટેવને લીધે શરીરમાં સ્ફુર્તિ સ્વાભાવિક હતી. સર્વ વ્યવહાર કરકસરથી ચલાવતાં તેથી કોઇ વાતનો તોટો આવતો નહિ. આહાર, નિદ્રા, અલ્પ અને નિયમસર તેથી પુષ્કળ વખત હાથમાં રહેતો. પાછલી રાત્રે નિત્ય ત્રણ વાગે ઉઠી ત્રણ કલાક ધ્યાન માટે ગુફામાં બેસે. છ થી આઠ વાગ્યા સુધી બે કલાક સ્તોત્રપાઠ કરે. ત્યારબાદ ભોજનકાર્યથી પરવારી અગ્યાર વાગે ગ્રંથવાંચન શરૂ કરે. સાંજે પાંચ વાગે પાછાં જિજ્ઞાસુઓને સુબોધક વાતો કહે અને વચ્ચે કોઇ વ્યવહારિક ભાંજગડ લાવે તો તેને સલાહ આપી સમાધાન કરે.

વિ. સં. ૧૯૪૯ માં કલકત્તાના સુપ્રસિદ્ધ બાબુ કાલિચરણે આમંત્રણ કરી, પોતાને ત્યાં ઉપદેશ અર્થે તેડાવ્યાં. તેઓ માજી પ્રત્યે ગુરૂ ભક્તિ રાખી સેવા કરતા, તેમજ બુરહાનપુરના શ્રીમંત વકીલ શ્યામચરણ ભટ્ટ વાનપ્રસ્થ લઇ બાર વર્ષ આ મહાનુભાવ પાસે આવી રહ્યા હતા. સિવાય આસપાસના લોકોમાં એટલી શ્રદ્ધાભક્તિ હતી કે સર્વે તેમને દેવીસ્વરૂપ માનતા, ને તેમની વાતો ધ્યાનથી સાંભળતા હતા. ઇશ્વરમાં આસ્થા અને અંતઃકરણમાં એટલી સહનશીલતા કે વૃદ્ધાવસ્થા ને જીર્ણજ્વરની બિમારી છતાં એ વાતની કોઇને ખબર પડી નહિ ને એ દૈવીવિભૂતિની પ્રતિમાએ નિત્યની આનંદમય સ્થિતિમાંજ એકોતેર વર્ષની વયે વિ. સ. ૧૯૫૪ માં દેહત્યાગ કર્યો.*

### ( દોહરા. )

પરમ પવિત્ર ચરિત્રથી, પ્રગટે બુદ્ધિ પ્રભાવ;  
વાંચી ચિત્ત વિચારિયે, એ લાખેણો લ્હાવ. ૧

બહુ રત્નાનિ વસુંધરા, કેવાં દૈવી રત્ન;  
દર્શાવે દષ્ટાંત આ, કરવા રૂડા યત્ન. ૨

થળ થળ પામર પથ્થરા, વિરલાં હીરા હેમ;  
પ્રયત્નથી શું ના બને, જો અંતર દઢ પ્રેમ. ૩

નિંદે નારિ શરીરને, પોતે નિંદાપાત્ર;  
આદ્ય અંબા ઇશ્વરી, વેદ વચન સાક્ષાત. ૪

હરિકુંવરી જેવાં બને, સુઘડ સર્વ સંતાન;  
કાન માન શોભા વધે, શોભે હિંદુસ્તાન. ૫

*શ્રીરામગીતા ભાષાનુવાદમાં પ્રગટ થયેલા જીવનવૃત્ત ઉપરથી સુધારા વધારા સાથે.

# રસિયાના રાસ.

લેખકઃ શ્રીયુત "દીનેન"

નેનાંથી નેહ નીર નીતરે સાહેલડી !
 રસિયાના રાસ આજ રગ રગ રમે,
હૈયાનાં હેત હો ઉછળે સાહેલડી
 નેનાં સુજ નાથના નૂરે નમે,
 રસિયાના—

દિન-તપિત પથિકને, કરવા જાણે શાન્ત
 વ્યોમે ઉગે ચંદ્રમા,
 એવો ઉરે ઉગે અમ કાન્ત રે
 સાહેલડી—રસિયાના—

વિકસે ધીમે દર્શને જાણે પિયુ પાસ
 દીવસે બીડી કુમુદિની,
 એવાં વિલસે લજામણીનાં હાસ રે
 સાહેલડી—રસિયાના—

તારલીયાના ચોકથી સ્વચ્છ સરોવર નીર
 ફુલ ગુંથ્યાં જ્યમ શોભતાં,
 એવાં શોભે હૃદય પ્રેમ-નીર રે
 સાહેલડી—રસિયાના—

હૈયાનાં હેત હો ઉછળે સાહેલડી
 નેનાં સુજ નાથના નૂરે નમે—રસિયાના—






લેખકઃ-શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.
ચિત્રકારઃ શ્રીયુત એમ. વી. ધુરંધર, એ. એમ.

[ ૧ ]

“આજ તો બહુ મોડાં ?”

“મ્હારાં દેર દેરાણી કાલે સ્હાંજે મુંબાઇથી આવ્યાં એટલે રાતે બહુ મોડી પરવારી.”

“સાથે દેરાણી પાણી ભરવા ન આવ્યાં ?

“ગંગા ! એમની વાત જવા દે. દેરાણી તો બિચારી સારી છે પણ અમારા ઝવેરભાઇ મુંબાઇમાં હમણાં કંઇક બે પૈસા કમાયા છે છે એટલે એમનામાં ઘણો ફેરફાર થઇ ગયો છે.”

“ત્હમારાં દેરાણીનું નામ તો દિવાળી, નહિં ?” ગંગાએ નદિના ઘાટપર બેડું વિછળતાં વિછળતાં પ્રશ્ન કર્યો.

“હા. છે પણ દિવાળી જેવીજ. એ જ્યહારથી ઝવેરભાઇના ઘરમાં આવી છે ત્યારથી એનો દિવસ સવળો થયો છે, પણ ઝવેરભાઇ સવળા હતા તે અવળા થતા જાય છે એવું મ્હેં સાંભળ્યું છે.”

“એ તો ઉજમબ્હેન ! કોઇ અસુરી માયાનો પૈસો આવી ગયો હોય તે બુદ્ધિમાં ફેરફાર કરી નાંખે જ......”

“હાં ઉજમબ્હેન ! ત્હમારા ઝવેરભાઇ તો ખુબ પૈસા કમાઇ આવ્યા ? અમારી મસ્જીદમાં પણ રાતે એમનીજ વાતો થતી હતી.” નવી આવનાર નન્નુએ પનઘટપર બેડું મુકતાં મુકતાં ઉજમ સ્હામું જોયું.

નન્નુ ! આપણું રાજપર પણ જબરૂં જબરૂં લાગે છે હો ! હજી ઝવેરભાઈ આવ્યા ન આવ્યા એટલામાં તો આખા ગામમાં ખબર પડી ગઇ !”

“એ કંઇ છાબડે ઢાંકયા સુરજ અસ્તા રહે ? મ્હારી પાડોસણ રહિમા પણ તુર્કવાડામાં હમણાં ત્હમારા ઘરની જ વાતો કરતી હતી. આખો તુર્કવાડો ઝવેરભાઈ કમાઇ આવ્યા એ માટે ખુશી થયો છે.”

આ પ્રમાણે વાતો કરતી કરતી ગંગા ઉજમ અને નન્નુએ પોત પોતાની પાણીનાં બેડાંની હેલ માથે ચડાવી.

રાજપર હિરણ નદિના કાંઠાપર રમણીયતાના નમુના સરીખું ન્હાનકડું ગામડું હતું. ગામના પાદરમાંજ કુદરતનું સાક્ષાત દર્શન કરાવતી નદિ વહેતી હતી, રાજપરના આગલા દરબારે પોતાનાં માતુશ્રીના નામથી નદિને કાંઠે મોતીઘાટ નામનો પનઘટ બનાવ્યો હતો. રાજપરની સર્વ જાતો એક કુટુંબ ભાવનાથી સાથે રહેતી હોવાથી હિંદુ, મુસલમાન સર્વ વર્ગની સ્ત્રીઓ એક પનઘટે પાણી ભરતી. શહેરમાં રહેલી જાતો વચ્ચેની તિરસ્કારની ભાવના પ્રભુ કૃપાથી ન્હાનકડાં ગામડાંઓથી દૂર હોય છે. તેની પ્રતીતિ મેળવનારને રાજપર જોતાં એ વિષયમાં પુરેપુરી ખાત્રી થતી હતી. રાજપરનો પનઘટ એટલે સર્વ જાતિઓની એકતાનું પ્રદર્શન. પ્રાતઃકાળે સુર્યોદય પહેલાં રાજપુરની સુન્દરીઓ મદભર બેડલાં માથે ચડાવી યૌવનની મસ્તીમાં ઉમંગમાં હરીફાઈ કરતી હોય તેવી છટાદિન્ડોળથી હિરણ નદિનો પાણી શેરડો શોભાવતી, ન્હાની મ્હોટી સર્વ જાતિઓની

સ્ત્રીઓ પોતપોતાની જાતિને પરખાવતાં વસ્ત્રોમાં સજ્જ થઈ વિવિધતાનાં દર્શન કરાવતી નજરે પડતી. જો રાજપરમાંથી પનઘટનું દ્રષ્ય બાદ કરવામાં આવે તો રાજપુરની સર્વ શોભા નષ્ટ થઇ સ્મશાન જેવી સ્થિતિ દેખાય.

ગંગા, ઉજમ અને નન્નુ પનઘટ પરથી આગળ વધે તેટલામાં તો સ્હામેથી આવતી સુન્દરીઓએ પ્રશ્નોની પરંપરા ચલાવી:

" ત્હમારો દેર આવ્યા તે ત્હમારે માટે શું લાવ્યા ! "

" ઝવેરભાઇ ખુબ ઝવેરાત લઇને આવ્યા હશે કેમ ? "

" દેરાણીથી તો પાણી ભરવા નિકળાય નહિ ? પગે મેંદી લગાડી હશે મેંદી ! "

" ના, દિવાળી છે તો સાદી પણ બાઇસાહેબનાં રાણી સાહેબ હવે કંઇ પાણી ભરવા આવે ? "

" હવે તો થયાં મુંબાઇની શેઠાણી એટલે પાણીની હેલ ભારે પડે ભારે ! "

" પાણી તો મજુરણ હોય તે ભરે, કંઇ શેઠાણી ભરે ? "

આમ જેને જેમ ફાવે તેમ સહુએ પોતપોતાની મનોભાવનાઓ બહાર પાડી. ઉજમે દેરાણી પાણી ભરવા આવશે તેની ખાત્રી આપતો કોઇને આંખથી કોઇને હાસ્યથી અને કોઇ સાથે ખુલાસો કરી ઘટતો જવાબ આપ્યો.



આજે પનઘટપર ખાસ વિષય એકજ હતો કે ઝવેરભાઈ મુંબાઇથી ખુબ કમાઈ આવ્યા છે.

[ ૨ ]

ઝવેરભાઇ કમાઇ આવ્યા તે પહેલા સહુ એને ઝવેરીયો કહેતાં. ઝવેરીયો મુંબાઈ ગયો ત્યારે તેનું કુટુંબ મધ્ય સ્થિતિનું ગણાતું. ત્હેનો મ્હોટો ભાઈ અમુલખ ગામમાં એક આબરૂદાર ગૃહસ્થ તરીકે લેખાતો. અમુલખ અને ઉજમ બન્નેએ ગામમાંના સર્વ વર્ગનો ખુબ ચાહ મેળવ્યો હતો. ખેડુતોને ધીરધાર કરવાના ધંધામાં અમુલખની પ્રમાણિકતા સર્વ સ્થળે પંકાતી. અમુલખ કમાતો બહુ ઓછું પણ ત્હેણે જમાવેલી આંટથી એ સર્વમાં મ્હોટેરો લેખાતો.

ઝવેરભાઇ અમુલખથી બે વર્ષ ન્હાનો હતો. ચાર ચોપડી ગુજરાતી ભણીને તે પણ પોતાના ભાઇ સાથે ધીરધારીના ધંધામાં જોડાયો હતો. ઝવેરભાઇની પત્ની દિવાળી જ્યારથી સાસરે આવી ત્યારથી ઝવેરભાઇ કમાવા પરત્વે ખાસ ધ્યાન આપવા લાગ્યો. આખરે તેના સસરાની મુંબઇમાં કાપડ મારકીટમાં દુકાન હતી તેમાં જોડાવા માટે તે મુંબાઇ આવ્યો. આ અરસામાં સુરતની લાઇ શટી નિકળવાથી દુકાનમાં જોડાવાને બદલે ઝવેરભાઇ પોતાના સસરાની સલાહથી કાપડનો દલાલ થયો. સસરાની લાગવગથી

અને લડાઈનો મોકો મળી જવાથી ધીમેધીમે લક્ષ્મીબાઈની પધરામણી ઝવેરભાઈને ઘેર થઈ.

લક્ષ્મી આવે છે ત્યારે મનુષ્યને વાંસામાં એક લાત મારે છે જેથી લાત લાગનાર મનુષ્યની છાતી બહાર નીકળી ઉંચી થાય છે. લક્ષ્મી જ્યારે જાય છે ત્યારે માણસની છાતીમાં લાત મારતી જાય છે એટલે લાગનારની છાતી બેસી જાય છે અને વાંસેથી વાંકો વળી જાય છે., ઝવેરભાઈને આજે પહેલી લાત લાગી એટલે હેણે છાતી ઉંચી કરી ચાલવા માંડયું. સ્હેજ લક્ષ્મીની ઉષ્મા દેખાતાં હેણે મુંબાઈની નાટકશાળાઓનો કબજો લીધો, હોટેલોનાં સ્વાગત સ્વિકાર્યાં, અજ્ઞાનજાનના મુજરામાં મન મુંઝવ્યું અને લફંગા કહેવાતા મિત્રોની બે ઘડીની વાહવાહની જાળમાં ફસાયો.

આ સર્વ વાતની, ખબર પડતાં તેની બ્હેન જમનાના વરે તેને વાર્યો, અને તેની આગલી સ્થિતિનું ભાન કરાવ્યું. પૈસાની આંધીમાં ઝવેરભાઈને બેન બનેવીએ આપેલી સલાહ કડવી ગોળી જેવી લાગી. બ્હેન બનેવી પોતાના પૈસાની અદેખાઈ કરે છે એમ વાતો કરી તેઓનાં મોઢાં બંધ કર્યાં.

ચાર વર્ષ પહેલાંનો ઝવેરીઓ હવે ઝવેરભાઈ બની વિલાસી બન્યો હતો. તેણે પોતાની સ્ત્રીને હદ બહાર શણગારવા પ્રયત્ન કર્યો. શોભાની પુતળી થવા દિવાળીને રૂચ્યું નહિ. એ ગુણસુંદરી પોતાના પતિને લક્ષ્મીદેવીની લાગેલી પહેલી લાત પારખી ગઈ. પોતાના પિતાને ખાનગીમાં ઝવેરભાઈ વિષે દિવાળીએ બધી વાતો કહી અને તે કોઈપણ રીતે દેશ ભેગો થાય એવી તજવીજ કરવા વિનંતી કરી. ઝવેરભાઈ જો કોઈને પણ નમતો હોય તો તે માત્ર પોતાના સસરાને જ. એટલે આખરે સસરાની સલાહથી થોડા મહિના રાજપર રહી આવવાનું હેણે કબુલ કર્યું. બીજી રીતે હેને પણ રાજપર જવાની વાત ગમી હતી. કારણ કે બજાર હમણાં બેસી ગયું હતું, વ્યાપારીઓમાંના ઘણા બુધવારીઆમાં જવા માટે બુદ્ધિ ચલાવી રહ્યા હતા. એ ઉપરાંત પોતે કમાયા પછી રાજપર ગયો નથી એટલે પોતના ગામડાંના લોકોને પોતાની કમાણીની છોળ બતાવવાનું ઠીક પડશે એ સર્વ વિચારે હેણે સસરાની સલાહને તુરત અમલમાં મેલી.



[ ૩ ]

‘ઉંબર ગામમાં એરંડો પ્રધાન’ બને તેમ ઝવેરભાઈ રાજપરની

શેરીઓમાં ફરતો, કાનમાં સોનાની છેલકડીઓ. હાથમાં હેમની પોંચી, અને દસે આંગળીઓએ સોનાની વેઢ વીંટીઓ ચડાવી હતી. પોતાનું ચાલે તેટલું સોનું. શરીરે ચોટાડી ઝવેરભાઇ ગામની ચારે દિશામાં ફરતો. પૈસાથી મુર્ખ પણ પંડીતમાં ખપવા પ્રયત્નો કરે છે, પૈસાથી સામાન્ય માણસ પણ મહાપુરૂષ તરીકે માન મેળવવા ઇચ્છતો થાય છે, પૈસાથી લંપટ પણ સજ્જનમાં ખપવા ડોળ કરે છે તો આ બિચારો ઝવેરીયો ઝવેરભાઇ અને તેમાં કંઇ નવાઇ છે ? આ રીતે ઝવેરભાઇની પોલ થોડો વખત તો ઠીકઠીક ચાલી.



પોતે સારો કહેવાય એ માટે શરૂઆતમાં ઝવેરભાઇએ જો કોઇ તેને આંગણે ભીક્ષા માગવા આવે તો રૂપિયાની મૂઠી ભરી ભિક્ષુકને આપી દેતો. કોઇ બ્રાહ્મણ આશિર્વાદ આપી ઉભો રહે તો ખીસામાં હોય તેટલા રૂપિયા આપી દે, પોતાના સગાં વહાલાંમાંથી જો કોઇ બ્હેન થઇને આવે તો હાથમાંથી એકાદ હેમની વીંટી ઉતારી આપે. આવી ઉદારતાથી ઝવેરભાઇએ સર્વને દિંગ કરી દીધાં. પણ આ બધાથી જો કોઇને કંઇપણ દુઃખ થતું હોય તો તે અમુલખ, ઉજમ અને દિવાળીનેજ.

ઝવેરભાઇ જે રીતે પૈસા ઉડાવતો તે રીતો સારી ન હતી. તેનો પોતાની શક્તિનો વિચાર ન્હોતો તે ઉપરાંત દાન ક્યાં કરવું અને કેમ કરવું તેનું ત્હેને ભાન ન્હોતું. તેને તો માત્ર લોકો ત્હેને પૈસાદાર ગણે એજ અભિલાષ હતો. આ અભિલાષામાં ને અભિલાષામાં ત્હેણે પોતાને માટે શું વાતો થાય છે તે સાંભળવા ખુબ પ્રયત્નો કર્યા. તેને રાજપરમાં પણ થોડા ખુશામતીઆ મિત્રો મળી ગયા, જ્હેમની સુચનાથી પોતાની પ્રસંશા સાંભળવા ઝવેરભાઇ રોજ પાણી શેરે તેઓની સાથે મળવા મંડયો.

દિવાળી પોતાની જેઠાણી સાથે હમણાં દરરોજ પાણી ભરવા આવતી. તેનો પતિ જે પ્રકારે જીવન ગુજારતો હતો તેમાં અને દિવાળીના જીવનક્રમમાં બહુ તફાવત હતો. શહેરમાં રહેલી હોવા છતાં ત્હેનામાં સાદાઇ અને સરળતા કાયમ હતાં. તેની વાણીમાં, વિચારમાં અને વર્તનમાં હમેશાં દયા, નમ્રતા અને

નૈર્મળતા નિતરતાં. પનઘટ પર દિવાળીના આગમનથી આખું વાતાવરણ બદલાઈ જતું. સાસુ સસરાની કુથલી કરતી યુવાન વહુઓ કુટુંબ કલેશમાં પોતપોતાનાં દુઃખો રડતી યુવતીઓ, સગાં સ્નેહીના નિંદામાં થનથનાટ કરતી સર્વ પનિહારીઓ દિવાળી આવતાં કંઈ અજબ વિશુદ્ધતા અનુભવતી. દિવાળી પનઘટપર આવે કે તુરત હિંદુ-મુસલમાન સર્વ સ્ત્રી વર્ગ આસપાસ એકઠો થતો અને મુંબાઇનાં સ્ત્રી મંડળોની હિલચાલો, મુંબઇની ગુણસુંદરીઓની સંસ્કારિતા, કેળવણીનાં સારાં ફળ, સુન્દર ઘર, આદર્શ વહુ વિગેરે બાબતો પર તે રાજપરની રમણીઓને રસિક ભાષામાં નવું નવું સમજાવતી. આ રીતે રાજપરનો પનઘટ મુંબાઇની કોઈપણ સભાથી ઉપયોગીતામાં વિશેષ આકર્ષક બન્યો.

પણ પછી જ્યારે શહેરી જીવનની સંસ્કારિતાની સુવાસ ફેલાવતી હતી ત્યારે પતિ, શહેરી જીવનની બદીઓની દુર્ગંધથી રાજપરનો પવિત્ર પાણી શેરડો અપવિત્ર બનાવતો હતો. રોજ પાણી શેરડે બેસવાથી ધીમે ધીમે લોકોમાં વાતો થવી શરૂ થઇ હતી કે ઝવેરભાઇની ચાલચલણ બહુ સારી નથી. પાણી શેરડે તે પોતાના લફંગા મિત્રો સાથે બેસે છે અને આવતી જતી સ્ત્રીઓ સ્હામે એક ગૃહસ્થને ન છાજે તેવા ચેનચાળા કરે છે. આ વાતો અમુલખ પાસે પણ પહોંચી ગઇ હતી; અને જો આ વિષયમાં કંઈ બંદોબસ્ત કરવામાં નહિ આવે તો પરિણામ અનિષ્ટ આવશે એવી ચેતવણી અમુલખને મળી ગઈ હતી. ઝવેરભાઈની પૈસાની મોહિનીમાં લપટાયલાઓ તો આ વાતની સ્હામે થયાં પણ જેને લક્ષ્મી કરતાં ચારિત્ર વધારે પ્રિય છે એવાં પ્રજાએ તો ઝવેરભાઇથી ચેતીને ચાલવાનો દૃઢ નિશ્ચય કર્યો.



[ ૪ ]

રાજપરમાં નવરાત્રીના લહેવારો શરૂ થઇ ચૂકયા હતા. રાજપરની સુન્દરીઓએ પહેલું નોરતું રસપૂર્ણ રાસથી ઉજવ્યું. રાજપરના રસિયાઓ નવરાત્રીના આ ઉત્સવમાં બહુ રસ લેતા. પોતે ગરબી લેતા અને સ્ત્રીઓના રાસ મંડળમાં પણ પોતે પ્રેક્ષકો તરીકે આવી ઉભતા. ગામડાંની પ્રજા એટલે એક કુટુંબની ભાવના.

જૂદી જૂદી જાતનાં સ્ત્રી પુરુષો એક બીજાને ભાઈ બ્હેન, ફઈ ભત્રિજો, મામી ભાણેજ, કાકો ભત્રીજી, એ રીતે જાણે સગાં હોય તેમ ઉભયને સંબોધતાં. એટલે થોડા અપવાદ સિવાય રાજપરનું સામાજીક જીવન વિશુદ્ધ હતું, રાજપરની સુન્દરીઓના રાસોત્સવમાં સહુને આનંદ સાથે પ્રજા શરીરની નવપલ્લવતાનો અનુભવ થયો. માત્ર ઝવેરભાઈ અને તેના કાફલાનાં મુસાફરોએ જૂદી જૂદી દ્રષ્ટીએ આ પ્રસંગને નિહાળ્યો.



રાસ લેવરાવતી ગંગાના સૌન્દર્ય અને છટામાં ઝવેરભાઈ ગબડ્યો. અત્યારસુધી ધીમે ધીમે પોષાયલી આસુરી વૃત્તિએ હવે તેનાપર કાબુ મેળવ્યો. ગમે તેટલા પૈસાનો ખર્ચ થાય તોપણ ગંગાને પોતાની કરવી એવી અનિષ્ટ ભાવના નવરાત્રીની પહેલી રાત્રીએ ઝવેરભાઈએ જન્માવી અને પોષી. એક પગથીઉં નીચે ગબડનાર ગબડવામાં ઝડપી બને છે તેમ ઝવેરભાઈ નીચે ગબડવા મંડ્યો. તેનું ચાલત તો બધા સમાજની કંઈપણ પરવાહ કર્યા વિના તે ગંગાને પોતાની કરવા છોચોક પ્રયત્ન કરત. પણ વિશુદ્ધ સમાજના વાતાવરણે તેને અટકાવ્યો.

આ વખતે સીમમાંથી ભાગી છૂટેલા બે ઘોડાઓ એકાએક દોડતા રાસપટ પર દોડી આવ્યા. પ્રેક્ષકામાં ભંગાણ પડ્યું અને રાસ લેતી ગ્રામ્ય સુન્દરીઓ પણ હાર તુટતાં જેમ મોતીડાં વેરાઇ જાય તેમ છૂટી છૂટી થઇ ગઇ. આ તક સાધી ઝવેરભાઇએ પોતાની સહીયરોથી વિખૂટી પડેલી ગંગાનો હાથ દાબ્યો. ગંગાએ એક ઝટકાથી પોતાનો હાથ છોડાવ્યો અને પકડનાર તરફ ફરી તેનો હાથ મજબુતીથી પકડ્યો. તેણે ઝવેરભાઇને ઓળખ્યો.

"કેમ ઝવેરભાઇ! દુશાશન બનવા માગે છે કે શું? ત્હારા જેવા માણસોનું હું લોહી પીઉં છું ખબર છે કે?"

આ સર્વ એક આંખના પલકારામાં થઇ ગયું. ગંગાના નયનોનું ચારિત્રતેજ ઝવેરભાઇપર પડતાં તે શરમાયો, તેના અનિષ્ટ વિચારો બળી ગયા. નીચે મોઢે ત્યાંથી ભાગી છૂટ્યો. આ શબ્દો ગડબડાટમાં કોઇએ સાંભળ્યા નથી એમ જાણી ઝવેરભાઇએ સંતોષ માન્યો.

[ ૫ ]

**આ**જે દિવસે સ્હવારે ઝવેરભાઇમાં પાણી શેરડે બેસવાની હિમ્મત રહી નહિ. તેના દોસ્તોએ તેની ઘણી શોધ જોઇ પણ રાતનાં વિશુદ્ધ નયનોનાં દૃશ્યને તે ચેટા

વખત વિશુદ્ધ રહ્યો. બપોર પછી ફરી તેના વિચારો બદલાયા. ગંગાને પોતાના પૈસાની બળથી આંજી નાખવાની ઇચ્છા તેનામાં જાગી. તે લટાર મારતો મારતો નદિને કાંઠે ફરવા ગયો.

રાતના બનેલા બનાવથી ગંગા અસ્વસ્થ બની હતી. તે સ્હવારે મોડી ઉઠી. આખી રાત ઉંઘ ન આવવાથી તેની તબીઅતપર પણ અસર થઈ હતી. સ્હવારે પાણી ભરવા જવાનું ત્હેણે મોકુફ રાખ્યું અને તેને બદલે બપોર પછી પાણી ભરવા ચાલી.

સ્હવારનો ઝંકાર પડતો પનઘટ અત્યારે ગંગાને સૂનો સૂનો લાગ્યો. રાજપરની પનિહારીઓમાંથી અત્યારે અહિં કોઈ દેખાતું ન્હોતું. ત્હેણે ઉતાવળે ઉતાવળે પોતાનું બેડું ઘસ્યું અને નદિમાં પાણી ભરવા વળી. એટલામાં તો પછવાડેથી તેના પગ આગળ સોનાનો પાલીસથી ચકચકતો છેડો આવી પડ્યો.

કંઈક આશ્ચર્ય, કંઈક અસ્વસ્થતા અને કંઈક ક્રોધાવેશમાં ગંગાએ પાછળ જોયું તો સ્હામે ઝવેરભાઈ ઉભેલા દેખાયો.

"કયમ્ દુશાસન ! ત્હારી ઈચ્છા છે કે મ્હારે ત્હારૂં લોહી પીવું !?"

આસપાસ નજર ફેરવી ઝવેરભાઈ સહજ ખંચાયો અને પછી ધીમેધીમે હસ્યો.

"ગંગા ! રાતનું ત્હારૂં ગીત બહુ મધુરૂં હતું"

"એટલે ?"

"ગીતની ભેટ તરીકે હું ત્હને આ સોનાનો છેડો આપું છું !" આંખોને વિકારભાવથી નચાવતો નચાવતો ઝવેરભાઈ ગંગા સ્હમે મીટ માંડી રહ્યો.

"પણ ત્હારી આ આંખ્યો પહેલાં ફોડી નાંખ ! ત્હને ખબર નથી કે ત્હારી બ્હેન જમના જેવી હું પણ ત્હારી બ્હેન છું ?"

"એમ બ્હેન કહે બ્હેન થઇ જવાય ?"

"બસ, કર-ત્હારી જીભ વિશેષ ચાલતી છે તો ત્હારી વાત તું સ્હમજ્યો !"

"આ હેમની છ વીંટીઓ પણ ત્હારે માટેજ લાવ્યો છું."

ગંગાનો ગુસ્સો વધ્યો—ગુસ્સામાં, ને ગુસ્સામાં તે તિરસ્કારથી હસી.

"મૂર્ખા ! તું ત્હારા આ દાગીનાઓથી મ્હને ખરીદવા માગે છે ? જા, જા ! આ પનઘટની પવિત્રતાને અભડાવ માં. ત્હારા જેવો પાપી આ સ્થળ પર એક ક્ષણ પણ ઉભો રહેવાને લાયક નથી."

"અને આ મોહનમાળા પણ ત્હારે ચરણે ગંગા !"

"શું તું મ્હને પૈસાની ગુલામ ધારે છે ?, શહેરી જીવનમાં ત્હેં આવી જ ગુલામડીઓ જોઇ હશે ! ત્હારા જેવા સડેલાં માણસો અમારાં ગામડાંઓ અભડાવવા શા માટે આવતા હશે ?"

"શહેરી જીવનમાં આવા આવા દાગીનાઓ મળે છે. ગામડામાં તો જીવન ગામડીઆ જેવું જ છે."

"ધુળ પડી એ દાગીનાઓમાં, અનિતીનાં પૂતળાંઓ માટે એ ભલે હોય, અમારે તો પવિત્રતા એજ ખરો દાગીનો છે. ચાલ રસ્તો મૂક." ગંગાએ ગુસ્સાથી ઉંચું જોયું.

"પણ જરા...આમ વિનવતાં ગંગાનો હાથ પકડવા ઝવેરભાઇએ કોશીષ કરી.

બીજી પળે ગંગા કૂદી અને પાણીનો ઘડો ઉપાડી ઝવેરભાઈના કપાળમાં જોરથી માર્યો.

ઝવેરભાઇ તુરત તમ્મર ખાઈ નીચે પડ્યો. કપાળમાંથી લોહી નિકળવું શરૂ થયું.

ગંગાએ ઘાયલ થયેલા દુશ્મન તરફ ખાનદાની બતાવી. પોતાના સાડલામાંથી એક કટકો તુરત ફાડી, પાણીમાં બોળી ઝવેરભાઇના ઘાપર બાંધ્યો. પાટો બાંધતી ગંગાના પવિત્ર હાથનો સ્પર્શ થતાં અંબાર નીચે દબાયેલો, શરમાયેલો ઝવેરભાઇપર જાદૂઇ અસર થઇ.

જૂદી જૂદી જાતનાં સ્ત્રી પુરૂષો એક બીજાને ભાઈ બ્હેન, ફઈ ભત્રિજો, મામી ભાણેજ, કાકો ભત્રીજી, એ રીતે જાણે સગાં હોય તેમ ઉભયને સંબોધતાં. એટલે થોડા અપવાદ સિવાય રાજપરનું સામાજીક જીવન વિશુદ્ધ હતું, રાજપરની સુન્દરીઓના રાસોત્સવમાં સહુને આનંદ સાથે પ્રજા શરીરની નવપલ્લવતાનો અનુભવ થયો. માત્ર ઝવેરભાઈ અને તેના કાફલાના મુસાફરોએ જૂદી જૂદી દ્રષ્ટીએ આ પ્રસંગને નિહાળ્યો.

રાસ લેવરાવતી ગંગાના સૌન્દર્ય અને છટામાં ઝવેરભાઈ ગબડયો. અત્યારસુધી ધીમે ધીમે પોષાયલી આસુરી વૃત્તિએ હવે તેનાપર કાબુ મેળવ્યો. ગમે તેટલા પૈસાનો ખર્ચ થાય તોપણ ગંગાને પોતાની કરવી એવી અનિષ્ટ ભાવના નવરાત્રીની પહેલી રાત્રીએ ઝવેરભાઈમાં જન્માવી અને પોષી. એક પગથીઉં નીચે ગબડનાર ગબડવામાં ઝડપી બને છે તેમ ઝવેરભાઈ નીચે ગબડવા મંડયો. તેનું ચાલત તો બધા સમાજની કંઈપણ પરવાહ કર્યા વિના તે ગંગાને પોતાની કરવા છડેચોક પ્રયત્ન કરત. પણ વિશુદ્ધ સમાજના વાતાવરણે તેને અટકાવ્યો.



આ વખતે સીમમાંથી ભાગી છૂટેલા બે ઘોડાઓ એકાએક દોડતા રાસપર પર દોડી આવ્યા. પ્રેક્ષકોમાં ભંગાણું પડયું અને રાસ લેતી ગ્રામ્ય સુન્દરીઓ પણ હાર તુટતાં જેમ મોતીડાં વેરાઈ જાય તેમ છૂટી છૂટી થઈ ગઈ. આ તક સાધી ઝવેરભાઈએ પોતાની સહીયરોથી વિખુટી પડેલી ગંગાનો હાથ દાબ્યો. ગંગાએ એક ઝટકાથી પોતાનો હાથ છોડાવ્યો અને પકડનાર તરફ ફરી તેનો હાથ મજબુતીથી પકડયો. તેણે ઝવેરભાઈને ઓળખ્યો.

"કેમ ઝવેરભાઈ! દુશાસન બનવા માગે છે કે શું? ત્હારા જેવા માણસોનું હું લોહી પીઉં છું. ખબર છે કે?"

આ સર્વ એક આંખના પલકારામાં થઈ ગયું. ગંગાના નયનોનું ચારિત્રતેજ ઝવેરભાઈપર પડતાં તે શરમાયો, તેના અનિષ્ટ વિચારો બળી ગયા. નીચે મોઢે ત્યાંથી ભાગી છૂટયો. આ શબ્દો ગડબડાટમાં કોઈએ સાંભળ્યા નથી એમ જાણી ઝવેરભાઈએ સંતોષ માન્યો.

[ ૫ ]

બીજે દિવસે સ્હવારે ઝવેરભાઈમાં પાણી શેરડે બેસવાની હિમ્મત રહી નહિ. તેના દોસ્તોએ તેની ઘણી શોધ કરી પણ રાતનાં વિશુદ્ધ નયનોનાં દર્શને તે ઘેરો

# જેલમાં જતા સ્વામીને.

લેખકઃ-શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

( મહીડાનાં દાણુ અમે નહિ દઇએ રે લોલ--એ ઢાળ. )

સ્વામિ ! સિધાવો જેલ મન્દિરે રે લોલ,
    દીન દાસી કહે નામી શીશ જો—
સ્વામી ! સીધાવો જેલ મન્દિરે રે લોલ.

જેલ મ્હેલ ને મન્દિર સમી માનજો રે લોલ,
    સ્હાય કરશે સ્નેહે જગદીશ જો--સ્વામિ.

જેલમાંહી જન્મ્યા પ્રભુ કૃષ્ણજી રે લોલ,
    નામ રટતાં કોટી પાપ જાય જો—સ્વામિ.

કષ્ટ સ્હેજો હિંમત રાખી ઉરમાં રે લોલ,
    નાથ ! ધરશો નહિ પાછો પાય જો—સ્વામિ.

જન્મી જગતમાંહી સાર શું શોધીઓ ? રે લોલ,
    કરો દેશ કાજ દેહ કુરબાન જો—સ્વામિ.

મનસા, વાચા અહિંસા પાળી કર્મમાં રે લોલ,
    નિશદિન ગાજો સ્વરાજનાં ગાન જો—સ્વામિ.

સ્હાઓ સ્વતંત્રતાને પિયુ ! પ્રેમથી રે લોલ,
    શિખો "સ્વાર્પણ" તણો મહામંત્ર જો—સ્વામિ.

સમભાવનો ને શાન્તિ નિત્ય સેવતાં રે લોલ,
    ઝુકો દેશયજ્ઞમાંહી રણધીર જો—સ્વામિ.

જાઓ સ્નેહે સિધાવો નયન તારલા રે લોલ,
    કંઠે અરપું વિજય વરમાળ જો—સ્વામિ.



હાં કે રાજ !
ઘરમાંથી ખાંડણીયો કઢાવો,
મારા ધમકે ખંભા દુખે,
મને ફેર કાંટો વાગ્યો !

હાં કે રાજ !
આંગણીયેથી ગાવડીયું કઢાવો,
એના વલોણાને સોતી, *
મને ફેર કાંટો વાગ્યો !

હાં કે રાજ !
સાસુડીને તિરથ કરવા મેલો,
એનાં છોરૂડાંને સોતી,
મને ફેર કાંટો વાગ્યો !

હાં કે રાજ !
સસરાને ચોવટ કરવા મેલો,
મને ઘુંઘટડા કઢાવે,
મને ફેર કાંટો વાગ્યો !

હાં કે રાજ !
નણંદીને સાસરીયે વળાવો,
એના ભાંગ્યા ભચકા સોતી,
મને ફેર કાંટો વાગ્યો !

હાં કે રાજ !
રળીયામાંથી પાડોશણને કાઢો,
એના રેંટીયાને સોતી,
મને ફેર કાંટો વાગ્યો !







# એક રાત્રિ.

મૂળ લેખકઃ
કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોર.
અનુવાદકઃ
શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર.

હું સુરબાળાની સાથે એકજ નિશાળમાં ભણ્યો હતો તથા અમે બન્ને 'વર વહૂ'ની રમત રમ્યાં હતાં. હું સુરબાળાને ઘેર જતો ત્યારે તેની માતા મ્હારા ઉપર ઘણો પ્રેમ કરતી હતી. અમને બન્નેને પાસે ઉભા રાખી તે મનમાં ને મનમાં એમ કહેતી કે, ' અહા બન્નેની જોડી કેવી શોભે છે ! "

ન્હાનો હોવા છતાં ઉપરોક્ત વાક્યનો અર્થ હું સમજી શકતો હતો. બીજાઓના કરતાં સુરબાળા ઉપર મ્હારો અધિકાર કાંઇક અંશે વિશેષ છે એવી ધારણા મ્હારા મનમાં દૃઢ થઇ ગઇ હતી. એ અધિકારના મદથી મત્ત બની જઇ હું સુરબાળાને શાસન કરતો હતો તથા તેના ઉપર જુલ્મ પણ ગુજારતો હતો; તે પણ ધીરજથી મ્હારી સઘળી આજ્ઞાઓ અમલમાં મૂકી મ્હારો જુલ્મ સહન કરતી હતી. કુળીઆમાં તેનું રૂપ ઘણું વખણાતું હતું; પરંતુ અસભ્ય બાળકની નજરે એ સૌંદર્યનું કાંઇ ગૌરવ નહોતું. હું કેવળ એમજ સમજતો હતો કે મ્હારાં પ્રભુત્વ સ્વીકારવા માટેજ સુરબાળાએ તેના પિતાને ઘેર જન્મ લીધો છે. એટલા માટેજ તે મ્હારા વિશેષ તિરસ્કારનું પાત્ર હતી.

મ્હારા પિતા ચૌધરી જમીનદારના કારભારી હતા. હું થોડું ભણું એટલે જમીનદારીમાં કાંઇ ઠેકાણે મ્હને નોકરીએ વળગાડી દેવાની તેમની ઇચ્છા હતી. મનમાં ને મનમાં હું એથી નારાજ હતો. જેવી રીતે અમારા કુળીઆનો નીલરતન કલકત્તા નાશી જઇ અભ્યાસ કરી કલેક્ટર સાહેબનો નાઝર થયો હતો તેવીજ રીતે મ્હારા જીવનનું લક્ષ્ય અતિ ઉચ્ચ હતું. જો કલેક્ટરના નાઝર નહિ થવાય તો છેવટે જજ્જની અદાલતનો હેડ કલાર્ક થઇશ એવો મ્હેં મ્હારા મનમાં નિશ્ચય કરી રાખ્યો હતો.

મ્હારા પિતા અદાલતના નોકરનું ઘણું સન્માન કરતા હતા એ હું હમ્મેશાં જોતો હતો. વિવિધ પ્રસંગે મત્સ્ય, રૂપીઆ, મેવા મીઠાઇ વગેરેથી તેમની પૂજા અર્ચના કરવી પડે છે એ બાલ્યવસ્થાથી હું જાણતો હતો. એથીજ અદાલતના પટાવાળા માટે મ્હારા હૃદયમાં માનભાવ ઉત્પન્ન થયેલો હતો. અદાલતના નોકરોજ, અમારા બંગાળા દેશના પૂજ્ય દેવતા છે. તેત્રીસ કરોડ દેવતાઓનાં તેઓ ન્હાનાં ન્હાનાં રૂપાંતરણ છે. વ્યાપાર ધંધાની સિદ્ધિ મેળવવા સંબંધી સિદ્ધિદાતા ગણેશ કરતાં તેમના તરફ લોકોની આસ્થા ઘણી વધારે હોય છે. પૂર્વકાળમાં ગણેશનું જે લેણું હતું તે વર્તમાન કાળમાં અદાલતના લોકો મેળવી શકે છે.

હું પણ નીલરતનના દૃષ્ટાન્તથી ઉત્સાહિત બની એક વખતે સુયોગ મળતાં કલકત્તા નાશી ગયો. પહેલાં ગામના એક ઓળખીતા માણસને ઘેર રહ્યો હતો. પછી પિતા તરફથી પણ અભ્યાસ માટે થોડી મદદ મળવા માંડી. અભ્યાસ યથાનિયમ ચાલવા લાગ્યો.

હવે હું અભ્યાસ કરવા ઉપરાંત સભા સમતિનાં પણ હાજર રહેતો હતો. દેશને માટે પ્રાણ વિસર્જન કરવાની ઘણી અત્ય-

સ્યકતા છે એ સંબંધી મ્હને બિલકુલ સંદેહ નહોતો, પરંતુ કેવી રીતે એ અસાધ્ય કાર્ય કરી શકાય છે એ હું જાણતો નહોતો, તથા કોઇ એવું દ્રષ્ટાન્ત પણ દેખાડતું નહોતું.

આમ હોવા છતાં ઉત્સાહનો પાર નહોતો. અમે ગામડાના છોકરા શહેરના છોકરાઓની માફક પ્રત્યેક વસ્તુનો પરિહાસ કરતાં શીખ્યા નહોતા. તેથી અમારી નિષ્ઠા ઘણી દૃઢ હતી. અમારી સભાના અગ્રેસરો ભાષણો કરતા હતા, અને અમે ફંડ ઉઘરાવવા માટે ખાધા પીધા વગર મધ્યાન્હકાળના સખ્ત તાપમાં પણ ઘેર ઘેર ભિક્ષા માગતા હતા; રસ્તાની બાજુએ ઉભા રહી જાહિરખબરો વહેંચતા હતા. સભાસ્થળે જઈ ખુરસીઓ અને બેન્ચો ગોઠવતા હતા તથા અમારા અગ્રેસર વિરૂદ્ધ જો કોઈ એક શબ્દનો પણ ઉચ્ચાર કરતું તો કમર કસી અમે મારામારી કરવા તૈયાર થઈ જતા હતા. શહેરના છોકરાઓમાં અમારાં આ લક્ષણોનો સર્વથા અભાવ જોવામાં આવતો હતો.

હું આવ્યો હતો તો નાઝર કે શિરસ્તેદાર થવાને, પરંતુ હવે મૅઝીની ગેરિબાલ્ડી થવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

એવામાં મ્હારા અને સુરબાળાના પિતાએ એકમત થઈ સુરબાળાની સાથે મ્હારો વિવાહ કરવાની તૈયારી ચાલુ કરી.

પંદર વર્ષની ઉમ્મરે હું કલકત્તા નાશી આવ્યો હતો. એ વખતે સુરબાળાની ઉમ્મર આઠ વર્ષની હતી. હમણાં મારી ઉમ્મર અઢાર વર્ષની હતી, પિતાના મત પ્રમાણે વિવાહ કરવાની મ્હારી ઉમ્મર વીતી જતી હતી, પરંતુ બીજી તરફથી, જીવનપર્યંત અવિવાહિત રહી સ્વદેશ માટે મરી રીટવાની મ્હેં પ્રતિજ્ઞા કરી હતી. વિદ્યાભ્યાસ સમાપ્ત કર્યા પહેલાં હું વિવાહ નહિ કરૂં એમ મ્હેં પિતાને કહ્યું.

બે ચાર માસ પછી વકીલ રામલોચન બાબુ સાથે સુરબાળાનો વિવાહ થયાની ખબર મ્હને મળી. પતિત ભારતના ઉદ્ધાર માટે ફંડ એકઠું કરવામાં ગુંથાયલો હોવાથી એ ખબરને મ્હેં ઘણી તુચ્છ ગણી કાઢી.

એન્ટ્રેન્સ (મેટ્રીક) પાસ કર્યા પછી ફર્સ્ટ આર્ટ્સની પરીક્ષા આપવાનો હતો એવા સમયે પિતાનું મૃત્યુ થયું. સંસારમાં હું એકલો નહોતો. માતા તથા બ્હેનો હતી. એથી કૉલેજ છોડી મ્હારે નોકરીની તપાસ કરી પડી. ઘણી મહેનતને અંતે નવાખલી વિભાગના એક ન્હાનાં શહેરમાં ઍન્ટ્રેન્સ સ્કૂલના દ્વિતીય શિક્ષકની નોકરી હું મેળવી શક્યો.

મ્હેં વિચાર્યું કે, મ્હને લાયક નોકરી મળી આવી છે. ઉપદેશ અને ઉત્સાહ આપી હું દરેક વિદ્યાર્થીને ભાવી ભારતનો સેનાપતિ બનાવી દઇશ.

કાર્યનો આરંભ કરી દીધો, ભાવી ભારતવર્ષ કરતાં આસન્ન પરીક્ષાની ઉપાધિ ઘણી જોવામાં આવી. વિદ્યાર્થીઓને ગ્રામર તથા ઍલજીબ્રાની બ્હારની કોઇ વાત કરવા જતો તો તેથી હેડમાસ્તર ઘણા ગુસ્સે ભરાતા હતા. એક બે માસમાંજ મ્હારો ઉત્સાહ નિસ્તેજ થઇ ગયો.

મ્હારા જેવો પ્રતિભા વગરનો માણસ ઘરમાં બેસી અનેકવિધ કલ્પનાઓ કરે છે. અને કાર્યક્ષેત્રમાં ઉતરી બળદની માફક બોજો ખેંચતાં તથા પૂછડું અમળાવતાં અમ ...તાં સઘળો ઉત્સાહ દૂર થઈ જાય છે.

આગ લાગવાની આશંકાથી એક માસ્તરને નિશાળમાંજ રહેવું પડતું હતું. હું જાતે એકલો હતો, તેથી મ્હારા ઉપર જ એ ભાર આવી પડયો હતો. નિશાળના મ્હોટા મકાન સાથે આવેલા એક ન્હાના ઘરમાં હું રહેતો હતો.

...ગામથી નિશાળ થોડે અંતરે આવેલી હતી. નિશાળ એક તળાવની પાળ ઉપર હતી. ચોતરફ સોપારી અને નાળિયેરનાં વૃક્ષ આવેલાં હતાં. નિશાળના મકાનને અડીને બે મ્હોટાં નિમ્બવૃક્ષ પરસ્પર સંલગ્ન થઈ જઇ છાયાનો વિસ્તાર કરતાં હતાં.

આટલા દિવસ સુધી એક વાત ઉલ્લેખ કરવા જેવી નહિ લાગવાથી તેનો ઉલ્લેખ કર્યો નહોતો. અહીંના સરકારી વકીલ રામલોચન-રાયનું મકાન અમારી નિશાળના મકાનની નજીક આવેલું હતું. રામલોચનની સાથે તેમની સ્ત્રી—મ્હારી બાલ્ય સખી સુરબાળા હતી એ વાત હું જાણતો હતો.

રામલોચન બાબુ સાથે મ્હારી ઓળખાણ થઈ. ન્હાનપણથી સુરબાળાને હું ઓળખતો હતો એ વાત રામલોચન જાણતા હતા કે કેમ તેની મ્હને ખબર નથી. નવી ઓળખાણ વખતે એ સંબંધી કાંઈ કહેવું મ્હને પણ ઉચિત લાગ્યું નહિ; વળી અમુક વખતે સુરબાળા મ્હારા જીવનની સાથે કોઈ પણ રીતે જોડાયેલી હતી એમ મ્હને લાગતું નહોતું.

એક દિવસે રજા હોવાથી હું રામલોચનને મળવા માટે તેમને ઘેર ગયો હતો. શા વિષયની ચર્ચા થતી હતી તે મ્હને યાદ નથી; પરંતુ ચર્ચાનો વિષય વર્તમાન ભારતની દુર્દશા હોવો જોઈએ એમ લાગે છે. ભારતની દુર્દશા માટે રામલોચન વિશેષ ચિંતાતુર અને દુખી તો નહોતાજ; પરંતુ તમાકુનું સેવન કરતાં કરતાં કલાક દોઢ કલાક સુધી શોખનું દુઃખ દર્શાવી શકાય એવો એ વિષય હતો.

અમારી ચર્ચા ચાલતી હતી એવામાં પાસેના ઓરડામાંથી કર કંકણોનો મૃદુ ધ્વનિ, વસ્ત્રનો ફરફર ધ્વનિ તથા પગનો ધીમો અવાજ સાંભળવામાં આવ્યો. બારીની ફાટમાંથી કૌતુહલ પૂર્ણ નેત્રો મ્હારું નિરીક્ષણ કરે છે એમ હું સમજી શક્યો.

તત્કાળ બે નેત્રોનું મ્હને સ્મરણ થઇ આવ્યું. વિશ્વાસ, સરળતા અને બાળપ્રીતિથી ચંચળ બનેલાં બે વિશાળ નેત્રો, તેમાં ફરતી કીકીઓ, કાળાભમરો, સ્થિર સ્નિગ્ધદૃષ્ટિ વગેરે મ્હને યાદ આવ્યું. મ્હારા હૃદયપિંડને જાણે કે કોઇએ મુઠીમાં દબાવ્યો તથા વેદનાથી હૃદય ભરાઇ ગયું.

મુકામ ઉપર પાછો આવ્યો પરંતુ વ્યથા દૂર થઇ નહિ. લખવા વાંચવામાં ગુંથાઇ રહેતો હોવા છતાં મનનો ભાવ કોઇ રીતે દૂર થતો નહોતો.

સંધ્યાકાળે સહજ સ્થિર થઇ આમ કેમ થયું એનો વિચાર કરવા લાગ્યો. મનમાંથી કોઇએ કહ્યું, "ત્હારી પેલી સુરબાળા ક્યાં ગઇ !"

પ્રત્યુત્તરમાં મ્હેં કહ્યું:—મ્હેં તો તેને મ્હારી ઇચ્છાથી છોડી દીધી છે. એ હમ્મેશાં મ્હારે માટે બેસી રહે કે ? "

મનની અંદરથી કોઇએ કહ્યું:—" એ વખતે ઇચ્છા કરી હોત તો તેને મેળવી શકત; હવે માથું પછાડી મરી જાય તો પણ એક વખત તેને તું જોઇ શુદ્ધાં નહિ શકે ! બાલ્ય સખી સુરબાળા ત્હારી નજીક હોવા છતાં વચ્ચે એક મ્હોટી દીવાલ રહેલી છે."

મ્હેં કહ્યું:—" ભલે, રહી. સુરબાળા મ્હારી કોણ છે ! "

ઉત્તર સંભળાયો:—" આજે સુરબાળા કોઈ નથી; પરંતુ ઇચ્છા કરી હોત, તો તે ત્હારી શું ન થઇ શકત ! "

એ વાત ખરી છે. સુરબાળા મ્હારી શું ન થઇ શકત તે મ્હારી સર્વના કરતાં અંતરંગ, મ્હારા જીવનનાં સઘળાં સુખદુઃખની ભાગીદાર થઈ શકત. એ આજે એટલી દૂર છે, એટલી પારકી છે કે હવે હું તેનું દર્શન પણ

કરી શકું તેમ નથી. તેની સાથે વાત કરવામાં હોય છે, તેના સંબંધી વિચાર કરવામાં પાપ છે! એ રામલોચન એકાએક આવી પહોંચી કેવળ એક બે મંત્રો ઉચ્ચારી સુરબાળાને પૃથ્વીનાં બીજાં બધાં માણસો પાસેથી એક મુહૂર્તમાત્ર ઉડાવી ગયો.

હું માનવ સમાજમાં નવીન નીતિનો પ્રચાર કરવા બેઠો નથી. સમાજને ભાંગી નાખવાની કે તેનાં બંધન તોડી નાખવાની મ્હારી ઇચ્છા નથી. હું કેવળ મ્હારા મનનો ખરો ભાવ દર્શાવું છું. આપણા મનમાં જે સઘળા ભાવનો ઉદય થાય છે એ સઘળા વિચારયુક્ત હોય છે કે! રામલોચનના ઘરની દિવાલોની અંદર જે સુરબાળા રહેતી હતી તેના ઉપર રામલોચન કરતાં મ્હારો વિશેષ અધિકાર છે એ વાતને કોઇ પણ રીતે હું મ્હારા મનમાંથી દૂર કરી શકતો નહોતો. આવો વિચાર કરવો એ તદ્દન અયોગ્ય અને અનુચિત છે એ કબૂલ કરું છું; પણ એ કાંઇ અસ્વાભાવિક નથી.

હવે કોઇ પણ કામમાં મ્હારું ચિત્ત લાગતું નહિ. મધ્યાન્હકાળે ક્લાસમાં વિદ્યાર્થીઓ જ્યારે ગણગણ કર્યા કરતા હતા, અહિંજ ગરમ ગરમ વાયુ નિમ્બવૃક્ષની પુષ્પમંજરીની સુગંધ લઇ આવતો ત્યારે ઇચ્છા થતી કે—શી ઇચ્છા થતી તે જાણતો નથી—કેવળ એટલુંજ કહી શકું છું કે, ભારતવર્ષની આ ભાવી આશા સંપત્તિની કે વ્યાકરણની ભુલો સુધારી જીવન ગુમાવવાની ઇચ્છા થતી નહોતી.

નિશાળ બંધ થતાં વિદ્યાર્થીઓ જ્યારે ઘેર ચાલ્યા જતા ત્યારે મ્હારા ઘરમાં એકલા બેસી રહેવું મ્હને ગમતું નહોતું. વળી એવા વખતે કોઇ ગૃહસ્થ મળવા માટે આવતો તો તેથી પણ કંટાળો ઉપજતો. સંધ્યાકાળે તળાવની પાળ ઉપર સોપારી અને નાળીએરનાં ઝાડનીચે બેસી હું એમ વિચારતો કે "મનુષ્ય સમાજ એક જટિલ ભ્રમની જાળ છે. સમયોચિત કાર્ય કરવાનું કોઇને સૂઝતું નથી. ત્યારપછી કવખતે અનુચિત વાસના લઇ મનુષ્ય અસ્થિર બની જાય છે. મ્હારા જેવો માણસ સુરબાળાનો સ્વામી થઇ વૃદ્ધાવસ્થા સુધી ઘણા સુખમાં રહી શકત; પણ હું ગેરિબાલ્ડી થવા જતાં છેવટે થયો એક નિશાળનો પંતુજી! આ રામલોચન વકીલ છે. તેને ખાસ કરીને સુરબાળાના સ્વામી થવાની કોઇ જરૂર નહોતી. વિવાહ થયો તે પહેલાં એ સુરબાળાને ઓળખતોજ નહોતો. તે કાંઇ વિચાર કર્યા સિવાય સુરબાળા સાથે વિવાહ કરી, વકીલ થઇને સારી રકમ કમાય છે. જે દિવસે દૂધમાં ધુમાડાની ગંધ આવે છે તે દિવસે એ સુરબાળાનો તિરસ્કાર કરે છે, જે દિવસે મન પ્રસન્ન હોય છે તે દિવસે સુરબાળા માટે ઘરેણાં ઘડાવવા આપે છે; તેને અસંતોષ નથી. તળાવની પાળ ઉપર બેસી આકાશના તારાઓ તરફ જોઇ નિસાસા નાખીને તેને સંધ્યા પસાર કરવી પડતી નથી."

એક મ્હોટો કેસ હાથમાં હોવાથી રામલોચન કેટલાક વખત માટે બ્હારગામ ગયો હતો. મ્હારી નિશાળના મકાનમાં જેવી રીતે હું એકલો હતો તેવી રીતે સુરબાળા પણ તેના ઘરમાં એકલી હોય એમ લાગતું હતું.

મ્હને યાદ છે કે એ દિવસે સોમવાર હતો. સ્હવારથી આકાશ મેઘાચ્છન્ન હતું. દશ વાગ્યાથી ટપ ટપ કરતી વૃષ્ટિ થતી હતી. આકાશની પરિસ્થિતિ જોઇ હેડમાસ્તરે વિદ્યાર્થીઓને સવેળા રજા આપી દીધી. કાળાં કાળાં વાદળાંઓ જાણે કે જબરી તૈયારી કરતાં હોય એવી રીતે દોડાદોડ કરતાં હતાં. એને બીજે દિવસે સ્હાંજે મુશળધાર વૃષ્ટિ સાથે વટોળીઆનું મહાભયંકર તોફાન આવી ચઢ્યું. જેમ જેમ રાત પડવા લાગી તેમ તેમ વૃષ્ટિ અને વટોળીઆનું જોર વધવા લાગ્યું. પહેલાં

પૂર્વ દિશા તરફથી વાયુ વહેતો હતો પછી ઉત્તર અને ઉત્તરપૂર્વ તરફથી વહેવા લાગ્યો.

આવી રીતે ઉંઘવાનો પ્રયત્ન કરવો વૃથા હતો. આવા ભયંકર તોફાન વખતે હું જેવી રીતે એકલો હતો તેવીજ રીતે સુરબાળા પણ તેના ઘરમાં એકલી હતી. અમારૂં નિશાળનું મકાન સુરબાળાના ઘર કરતાં ઘણું મજબૂત હતું. તેને નિશાળના મકાનમાં લઇ આવી મ્હેં તળાવની પાળ ઉપર રાત્રી વીતાડવાનો ઘણી વખત વિચાર કર્યો, પરંતુ કોઇ પણ રીતે હું મન સ્થિર કરી શક્યો નહિ.

રાત્રિનો જ્યારે એક દોઢ વાગ્યો ત્યારે રેલનો અવાજ સંભળાયો. સમુદ્ર જાણે છે ભીષણ સ્વરૂપ ધારણ કરી દોડી આવતો હતો. હું ઘરનો ત્યાગ કરી સુરબાળાના ઘર તરફ જવા લાગ્યો. રસ્તામાં તળાવની પાળ હતી ત્યાં સુધી જતાં મ્હારા ઘુંટણ સુધી પાણી આવ્યું. હું કિનારા ઉપર પહોંચ્યો એટલે બીજો એક તરંગ આવી પહોંચ્યો. એ તળાવની પાળ લગભગ અગીઆર હાથ ઉંચી હશે.

પાળ ઉપર હું જ્યારે ઉપસ્થિત થયો ત્યારે વિપરીત દિશાએ બીજી એક વ્યક્તિ પાળ ઉપર ઉપસ્થિત થઈ એ વ્યક્તિ કોણ હતી તે મ્હારો અંતરાત્મા મસ્તકથી પગ સુધી સમજી શક્યો. વળી એ વ્યક્તિ મ્હને પણ ઓળખી શકી એમાં કાંઈ સંદેહ નહોતો.

બીજું બધું જળમય થઈ ગયું હતું કેવળ પાંચ છ હાથનાં દ્વિપ ઉપર અમે બન્ને પ્રાણી ઉભાં રહ્યાં હતાં.

એ પ્રલયકાળ હતો. આકાશમાં તારાઓ નહોતા, પૃથ્વીના સઘળા દીપક બુઝાઈ ગયા હતા. એ વખતે કાંઈ વાત કરી હોત તો નુકશાન નહોતું પરંતુ મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ, અમે બન્નેમાંથી કોઈ એક બીજાને કુશળપ્રશ્ન પણ પૂછી શક્યાં નહિ.

બન્ને જણાં કેવળ અંધકાર તરફ જોઇ રહ્યાં: પગ નીચે ગાઢ કૃષ્ણવર્ણનો ઉન્મત્ત મૃત્યુ પ્રવાહ ગર્જના કરતો કરતો દોડી જવા લાગ્યો.

આજે સમસ્ત સંસારનો ત્યાગ કરી સુરબાળા મ્હારી પાસે આવી ઉભી રહી છે: આજે મ્હારા શિવાય સુરબાળાનું કોઈ નથી. બાલ્યાવસ્થામાં કોઈ એક જન્માંતર કોઈ એક પુરાતન રહસ્યના અંધકારમાંથી તણાઈ ને, સૂર્યચંદ્રથી પ્રકાશી રહેલી લોક-પરિપૂર્ણ પૃથ્વી ઉપર મ્હારી પાસે આવી સંલગ્ન થઈ હતી અને આજ કેટલા કાળ પછી એ પ્રકાશમય પૃથ્વીનો ત્યાગ કરી આ ભયંકર જગશૂન્ય પ્રલયના અંધકારમાં સુરબાળા એકલી મ્હારી પાસે આવી પહોંચી છે. જન્મપ્રવાહ એ નવબાળિકાને મ્હારી પાસે ખેંચી લાવ્યો હતો તથા હમણાં આ મૃત્યુપ્રવાહ એ વિકસિત પુષ્પને મ્હારી જ પાસે ખેંચી લાવ્યો છે. હવે કેવળ એક જ તરંગ આવે એટલે પૃથ્વીના આ ભાગમાંથી વિયોગના આ સ્થાનમાંથી ખસી જઈને અમે બન્ને જણાં એક થઈ જઈએ.

એ છેલ્લો તરંગ ન આવશો સ્વામી! સંતતિ અને સંપત્તિ લઈ સુરબાળા સદૈવ સુખમાં રહો! મ્હેં આ એક રાત્રે મહાપ્રલયના તીર ઉપર ઉભા રહી અનંત આનંદનો આસ્વાદ મેળવ્યો છે.

રાત્રિ વીતી જવા આવી—તોફાન શાન્ત થયું. રેલ ઉતરી ગઈ, સુરબાળા કાંઈ બોલ્યા સિવાય ઘેર ચાલી ગઈ. હું પણ કાંઈ બોલ્યા શિવાય મ્હારે ઘેર ગયો.

મ્હેં વિચાર્યું કે, હું નાઝર થયો નથી, શિરસ્તેદાર પણ થયો નથી તેમજ ગેરિબલ્ડી પણ થયો નથી—હું કેવળ એક નિશાળનો દ્વિતીય શિક્ષક છું. આલોકના મ્હારા સમસ્ત જીવનમાં કેવળ ક્ષણકાળ માટે એક અનંતરાત્રિનો ઉદય થયો હતો—મ્હારા પરમાયુનાં સઘળાં દિવસ રાત્રિઓમાં કેવળ એ એકજ રાત્રિ મ્હારા આ તુચ્છ જીવનની સંપૂર્ણ સાર્થકતા છે.




લેખકઃ શ્રીયુત 'ભાવિક'

("આળા ઉગે ઉગે. ત્યાં વળી આથમેરે લોલ," એ રાસડાની ચાલ.)

જાગે સૂર્ય, ઉષા અંજાઇને આથમેરે લોલ,
થાય સૂની નભસરવરની પાળ્યઃ
એવાં સૂનાં મારે મંદિર માળ છે રે લોલ. ૧

ગાજે વર્ષા વિદેશ કોયલ સંચરે રે લોલ,
થાય સૂના આંબલીઆના ગોખઃ
એવા સૂના હવે શેરી ચોક છે રે લોલ. ૨

આવે ગ્રીષ્મ ને વસંત ઢળે નિંદમાંરે લોલ,
થાય સૂની વનવગડાની વાટઃ
એવાં સૂના મારે જળઘાટ છે રે લોલ. ૩

આવે અંધારીઆં ચંદ્ર રૂઠે આભથી રે લોલ,
થાય સૂના રજનીનાં રંગ ધામઃ
એવાં સૂનાં હવે મારે ગામ છે રે લોલ. ૪

રૂઠે મેઘવૃંદ ને સંતાય વીજળીરે લોલ,
થાય સૂનું વાદળીઆનું વનઃ
એવાં સૂનાં સાહેલડીનાં વૃંદ છે રે લોલ. ૫

ફૂંક્યા વાયરા વિયોગ કેરા દિશદિશે રે લોલ,
કર્યાં સૂનાં સૃષ્ટિનાં ઠામ ઠામઃ
મારે વણસૂનાં એક ઉરધામ છે રે લોલ. ૬



# ગૃહ વ્યવસ્થા.

લેખિકાઃ શ્રી દિવાળીબ્હેન કીલાભાઈ શરોફ.

સમસ્ત સામાજિક સંસ્થાઓમાં "ગૃહ" એ અધિક મહત્વવાળું છે. એને આ સંસારનું સુક્ષ્મ રૂપ કહીએ તો તે અનુચિત નથી. તેમાં જ આત્માઓ પેદા થાય છે, વૃદ્ધિ પામે છે અને મોટા થઇને આ સૃષ્ટિ પર ક્રીડા કરે છે. આ માટે ગૃહની વ્યવસ્થા એટલીજ મહત્વની છે, જેટલી સામાજિક, રાજકિય, કે સાહિત્યની હોય તેટલી ! પણ દીલગીરી એ છે કે આ અતિ ઉપયોગી બાબતમાં જરાએ લક્ષ અપાતું હોય તેમ લાગતું નથી. એના પર જેટલું પૂરૂં ધ્યાન આપવું જોઇએ તેટલું અપાતું નથી.

ખરૂં જોતાં ઘરની વ્યવસ્થા કરવી એ સ્ત્રીઓનું કાર્ય છે. તે માટે તે વિષેનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ પણ જેટલું એમનું કર્તવ્ય છે એટલું પુરુષોનું નથી. પોતાના ઘરને રમણીય ઉદ્યાન બનાવવું કે ભીષણ સ્મશાન બનાવવું એ સ્ત્રીઓના વ્યવહાર ઉપર આધાર રાખે છે. જે પ્રમાણે ગાયન વિદ્યાથી અજાણ્યા માણસને, સંગીતના અધ્યાપક થવાનો અધિકાર નથી, તેજ પ્રમાણે ગૃહ વ્યવસ્થાથી અજાણી-અજ્ઞાન-કુમારીકાને ગૃહિણી થવાનો અધિકાર નથી. કારણ કે એવાં અજ્ઞાનથી વિવાહ પછી પતિ પત્નીમાં હંમેશાં અણબનાવ રહ્યા કરે છે.

અન્ય કળાની માફક આ વિષયમાં પણ નિપુણ થવા માટે અભ્યાસ, અનુભવ અને મહાવરાની જરૂર છે. પણ આપણામાં મોટી ભૂલ એ છે કે આ વિષયનું જ્ઞાન સ્ત્રીઓને આપવામાં આવતું નથી! ઘરની સ્ત્રીઓમાં તે જ્ઞાન નહિ હોવાથી નોકર ચાકર પણ બેદરકાર રહે છે. તે જાણે છે, કે વ્યવસ્થા માટે 'મારી ભૂલ' કોઈ કાઢનાર નથી. તેથી સાફસુફ ન કરૂં કે દરેક વસ્તુ તેની જગા ઉપર નહિ મુકું તો હરકત નથી. આમ કરવાથી ઘરમાં અવ્યવસ્થા વ્યાપિ રહે છે. આ માઠા પરિણામની અસર પતિ પત્નિ અને બાળબચ્ચાંના ઉપર પણ થાય છે. બાળકોના મનપર નિયમિતપણાની ને વ્યવસ્થાની છાપ પડતી નથી, અને તેથી તેના બુરાં ફળ તેમને મોટાં થયાં પછી ભોગવવાં પડે છે.

જેઓ ગરીબ છે, ને નોકરચાકર રાખી શકતી નથી, તેને જો ગૃહની ગોઠવણ નથી આવડતી તો તેમની તો ઘણી ખરાબ હાલત થાય છે. પુરુષ આખો દિવસ કામ કરી થાકીને ઘેર આવે તો ઘરમાં બધે જ્યાં ત્યાં પડેલું અને અવ્યવસ્થિત નજરે જુએ છે. ક્યાંક ચોપડીઓ ગમે તેમ પડેલી, તો કોઇ ઠેકાણે વાસણમાં એઠવાડ પડેલો તો ક્યાંક મેલાં અને સારાં કપડાં જ્યાં ત્યાં પડેલાં કે ટાંગેલાં હોય છે. આ દેખાવથી થાક ઉતરતો નથી, પણ વધે છે અને કંટાળો આવે છે. આનું મૂખ્ય કારણ એ છે કે તેની સ્ત્રીને ઘરવ્યવસ્થાનું જ્ઞાન નથી. માટે અનુભવી સ્ત્રીઓનું-વડીલ બાબ્હેનોનું કર્તવ્ય છે, કે તેમણે નાની સ્ત્રીઓને ઘરનું કામ શીખવવું.

તેમણે શીખવવું જોઇએ કે ઘરમાં કેમ કામ કરવું, નોકરો પાસે કેવી રીતે કામ લેવું,

તેમના તરફ કેવો વ્યવહાર રાખવો, પૈસાટકાનો વ્યવહાર કેમ કરવો. આથી ઘરમાં રહેનારને સુખશાંતિ થાય છે.

સર્વથી પહેલી વાત તો એ છે કે આજકાલ ઘરનું કામ હાથે કરવું તેમાં કેટલીક ભણેલી સ્ત્રીઓ લાજ સમજે છે તે ખોટું છે. શિખેલી ભણેલી સ્ત્રીઓએ ઘરકામ કરવામાં કશીજ લાજ નથી. ગરીબ અને અભણ સ્ત્રીઓની સરખામણીમાં તેમને તો ઉત્તમ રીતે એ કામ કરતાં આવડવું જોઇએ. આશા છે, કે આ આક્ષેપ સુશિક્ષિત બહેનો દૂર કરશે.

જે ઘરમાં એક કરતાં વધારે સ્ત્રીઓ હોય તો ઘરનો ભાર વડીલ સ્ત્રી પર છોડવો. તેણે ઘરનું કામ વહેંચી આપવું. કામ વહેચતાં ઉમર અને યોગ્યતા ધ્યાનમાં રાખવી. જે કામને લાયક જે હોય તે કામ તેમને સોંપવું. આનો અર્થ એવો નથી કે એક સ્ત્રીએ એકજ જાતનું કામ કર્યે જ કરવું! અવારનવાર કામ ફેરવવું પણ જોઇએ. એથી કામમાં નવિનતા આવવાથી આનંદ થશે, અને તે સ્ત્રી કે બાળકી પોતાના કામમાં નિપુણ થશે. કામ વહેંચવામાં ન્યાયની દૃષ્ટિએ નહિ વર્તવામાં આવે તો ગૃહવ્યવસ્થામાં ઉલટી વધારે કઠિનતા જણાશે.

ગૃહકાર્યમાં આનંદથી કામ કરવું જોઇએ. વળી પોતાના ઘરની ચાર દિવાલોનેજ કાર્યક્ષેત્ર ગણી બેસવું ન જોઇએ. મનુષ્ય એ સામાજિક જીવ છે; તેને અરસપરસ સહકારની ઘણી આવશ્યકતા છે. માટે પાડોશીને મદદ કરવી, સારામાઠાં કાર્યમાં સહાય આપવી એ જરૂરની તેમજ આવશ્યક ફરજ છે.



## બાળકોના ચાર હક્ક.

"પહેલાં પુરુષો આખી દુનિયામાં હકને માટે પોકાર કરતા હતા. છેલ્લાં પચાસ વર્ષમાં સ્ત્રીઓએ પોતાના હક્ક માંગવા અને મેળવવા માંડયા છે. પરંતુ છોકરાઓ હક્ક માંગવા નીકળે એ જાણીને ઘણાને આશ્ચર્ય લાગશે. મદ્રાસમાં શાળાઓનાં છોકરાનું સરઘસ નીકળ્યું હતું, તેમના હાથમાં આ પ્રમાણેના મુદ્રાલેખો હતાઃ "અમારે રમતગમત માટે મેદાનો જોઇએ છે;" "અમારે વિચારવાન માબાપો જોઇએ છે;" "અમારી શારિરિક દેખરેખ માટે શાળાઓની મુલાકાત લેતી નર્સો જોઇએ છે." એકંદરે એ બાળકો ચાર હક્ક માંગે છે: (૧) તંદુરસ્ત જન્મ; (૨) સારું ખાન પાન; (૩) સારાં રહેવાનાં સ્થળો અને (૪) સારી કેળવણી. એમની માંગણીઓ વ્યાજબી છે અને માંગ્યુ નહિ મળે ત્યાં સુધી તેઓ સુખી નહિ થાય." (સ્ત્રી ધર્મ).



# એક સોયાનું ગુંથણ.

બાર ને લેસેટની તરાહમાં ગુંથેલી ઝાથી-આની ઇન્‍સર્સન તથા લેસ

લેખિકાઃ-બ્હેન "વસંત-લતા."

ઉપયોગ—આ ઇન્સર્સન અને લેસ ટેબલ કલોથ, ચણીયા, કોચ પર મુકવાના તકીયાની ખોળ, દિવસે પલંગ પર પાથરવાની ચાદર, વીગેરે માટે ઉપયોગી થઇ પડે છે.

જો તમારે આ ઇન્સર્સન અને લેસ ટેબલ કલોથ, કે ચાદર માટે ગુંથવી હોય, તો ચાર ખુણા ગુંથીને કપડા પર ચોડવી. ચણીયાં માટે ગુંથવી હોય તો લેસ તથા ઇન્સર્સન જેટલી લાંબી જોઇએ તેટલી ગુંથવી. કોચ પર મુકવાના તકીયા માટે ગુંથવી હોય તો ઇન્સર્સન સીધી ગુંથવી, પણ લેસ ખુણા સાથે ગુંથવી. આ ઇન્સર્સન ને લેસ કપડાં પર કેવી રીતે ચોડવી તે હવે પછી કહેવામાં આવશે.

આ ગુંથણમાં વપરાતા ટાંકાની સમજણઃ એક સોયાનું ગુંથણ, હમેશાં સાંકળીથી શરૂ થાય છે. જ્યારે સાંકળીમાં થાંભલી લેવાની હોય છે, ત્યારે સાંકળીનો એક આંટો સોયા પર હોય છે.

થાંભલીઃ—સોયા પરનાં સાંકળીના આંટા સાથે બીજો આંટો લઇ નીચલી હારની સાંકળીમાં સોયો બેરવી એક આંટો લઇ તે આંટા સાથે સાંકળીમાંથી સોયો કાઢી લેવો. પછી સોયા પર બધાં મળી ત્રણ આંટા રહેશે. ફરીથી એક આંટો લઇ બે આંટા સોયા પરથી સેરવી નાંખો, સોયા પર હવે બે આંટા રહ્યા. ફરીથી એક આંટો લઇ તે બેઉ આંટા સેરવી નાંખશો એટલે સોયા પર એક આંટો રહેશે. થાંભલીને અંગ્રેજીમાં 'ટ્રેબલ' કહેવામાં આવે છે.

બારઃ—૨ થાંભલી, ૫ સાંકળી નીચેની હારની અને ૫ સાંકળી છોડી દઇ છઠ્ઠી સાંકળીમાં ૫ થાંભલી લેવાથી બારની તરાહ પડે છે.

લેસેટઃ—૧ થાંભલી અને ૩ સાંકળી લઇ નીચેની હારની બે સાંકળી છોડી દઇ ત્રીજી સાંકળીમાં બેવડા લેવા. ફરીથી ૩ સાંકળી લઇ બે સાંકળી છોડી દઇ ત્રીજીમાં ૧ થાંભલી લેવાથી લેસેટની તરાહ પડે છે.

એક લેસેટ અથવા એક બાર ઉપર બધી મળીને ૭ થાંભલી આવે.

( લેસેટ કે બારને માટે ગુજરાતી શબ્દ આપી શકાતો નથી. માટે અંગ્રેજી શબ્દજ રાખવો પડે છે. )

બેવડા—સોયા પરના સાંકળીના આંટા સાથે નીચલી હારની સાંકળીમાં સોયો બેરવી એક આંટો લેવો. પછી સોયાને તે સાંકળીમાંથી આંટા સાથે કાઢી લેવો. સોયા પર પછી બેજ આંટા રહેશે. ફરીથી એક આંટો લઇને તે બે આંટા કાઢી લેવા. અંગ્રેજીમાં બેવડાને "ડબલ ક્રોસ" કહેવામાં આવે છે.

સાદો ટાંકો—સોયા પરના આંટા સાથે સીધો નીચલી હારની સાંકળીમાં બેરવી એક આંટો લઇ સોયો એકદમ સેરવી લેવો આ ટાંકાને અંગ્રેજીમાં 'સીંગલ સ્ટીચ' કહે છે.

સંક્ષેપ ચિન્હઃ—સાંકળી સાં.



### બાળકોના ચાર હક્ક.

" પહેલાં પુરૂષો આખી દુનિયામાં હકકને માટે પોકાર કરતા હતા. વર્ષમાં સ્ત્રીઓએ પોતાના હકક માંગવા અને મેળવવા માંડયા છે. પરંતુ છે માંગવા નીકળે એ જાણીને ઘણાને આશ્ચર્ય લાગશે. મદ્રાસમાં શાળાઓના છોકરાંનું સરઘસ નીકળ્યું હતું, તેમના હાથમાં આ પ્રમાણેના મુદ્રાલેખો હતા: " અમારે રમવાના મેદાનો જોઇએ છે; " " અમારે વિચારવાન માબાપો જોઇએ છે; " " અમારી દેખરેખ માટે શાળાઓની મુલાકાત લેતી નર્સો જોઇએ છે. " એકંદરે એ બાળકો માંગે છે: ( ૧ ) તંદુરસ્ત જન્મ; ( ૨ ) સારૂં ખાન પાન; ( ૩ ) સારાં રહેવાનાં ( ૪ ) સારી કેળવણી. એમની માંગણીઓ વ્યાજબી છે અને માંગ્યુ નહિ મળે ત્યાં સુખી નહિ થાય. " ( સ્ત્રી ધર્મ ).

૨૭ મી હાર—૩ થાં, ૧ બા, ૫ સાં, ફેરવો.

૨૮ મી હાર—૧ બે, ( નીચલી હારના બારની વચમાં. ) ૩ સાં, ૪ થાં, ૩ સાં, ફેરવો.

૨૯ મી હાર—૮ થાં, ૩ સાં. અહિં ઇન્સર્સનનો અર્ધો ભાગ પુરો થાય છે. બીજો અર્ધો કરવાને ઇન્સર્સનને ચિત્ર બીજામાં જે રીતે ગોઠવ્યું છે તે રીતે તમારા હાથમાં પકડો.

૩૦ મી હાર—૨૯ મી હારની છેલ્લી આડી થાંભલીમાં ૩ થાં. લ્યો. ( હવે જ્યારે થાંભલી પર થાંભલી લેવાનું કહેવામાં આવશે ત્યારે આડી થાંભલી ઉપર સીધી થાંભલીઓ ગુંથાશે. ) ૫ સાં, સામેની હારની બે થાંભળી છોડી ત્રીજી થાંભળીમાં સાદો ટાંકો, લ્યો. હવે જે બીજી ત્રણ થાંભલી રહી છે તેમાં પણ સાદો ટાંકો સેરવી ફેરવો.

૩૧ મી હાર—૩ સાં, ૧ બે, ( નીચલી હારના બારમાં ) ૩ સાં, ૪ થાં, ૩ સાં. ફેરવો.

૩૨ મી હાર—૩ થાં, ૧ બા. ૩ સાં. ૧ બે, ( નીચલી બે હારની વચમાં. ) ૩ સાં. સામેના લેસેટના બેવડાણમાંથી બેવડે ટાંકે સેરવી લેવી તેમજ લેસેટની બીજી ત્રણ સાંકળી રહી છે તેમાંથી સાદે ટાંકે સેરવી ફેરવો.

૩૩ મી હાર—૧ બા, ૧ લે, ૪ થાં. ૩ સાં, ફેરવો.

૩૪ મી હાર—૩ થાં, ૧ બા, ૧૨ થાં. સામેની હારની બે થાંભલી છોડી દઈ ત્રીજી થાંભલીથી તે છેલ્લી થાંભલી સુધી સેરવી ફેરવો.

૩૫ મી હાર—૧૨ થાં, ૧ લે, ૪ થાં, ૩ સાં, ફેરવો.

૩૬ મી હાર—૪ થાં. ૧ બા. ૭ થાં. ૧ બા. ૬ થાં, સામેના લેસેટના બેવડામાંથી સાદે ટાંકે સેરવી તેમજ રહેલી ત્રણ સાંકળીઓ માંથી પણ સેરવી ફેરવો.

૩૭ મી હાર—૬ થાં, ૧ લે, ૭ થાં, ૧ લે, ૪ થાં. ૩ સાં, ફેરવો.

૩૮ મી હાર—૩ થાં, ૧ બા., થાં ૧ બા, ૧૨ થાં. સામેની થાંભલીમાંથી બે થાંભલી છોડી ત્રીજી થાંભલીમાંથી સાદે ટાંકે સેરવો. તેમજ રહેલી બીજી બે થાંભલીમાંથી સેરવી ફેરવો.

૩૯ મી હાર—૧૨ થાં. ૧ લે. ૭ થાં. ૫ થાં. ૩ સાં. ફેરવો.

૪૦ મી હાર—૩ થાં. ૧ બા. ૧ લે. એમ બે વાર ગુંથો. ફરીથી ૧ બા. ૩ સાં. ૧ બે. ( નીચલી બે હારની વચમાં ). ૩ સાં. સામેના લેસેટના બેવડામાંથી સાદે ટાંકે સેરવો. તેમજ રહેલી ત્રણ સાંકળીમાંથી સેરવી ફેરવો.

૪૧ મી હાર—૧ બા, ૧ લે, એમ ત્રણ વાર ગુંથો. ૪ થાં. ૩ સાં ફેરવો.

૪૨ મી હાર—૪ થાં. ૧ બા, ૧ લે, એમ ત્રણ વાર ગુંથો. ૫ સાં. સામેની હારની છેલ્લી થાંભલીમાં સાદે ટાંકે સેરવો. અહિં દોરો તોડી નાખો.

૪૩ મી હાર—૧૪ મી હારની આડી થાંભલીમાં ૧ સાદો ટાંકો લ્યો. ૩ સાં. ૩ થાં. ૧ લે. ૧ બા. એમ ત્રણ વાર ગુંથો. ફરીથી ૧ લે. ૪ થાં. ૩ સાં ફેરવો.

હવે ત્રીજી હારથી ફરીથી શરૂ કરો. જેટલી તમને લાંબી જોઇતી હોય તેટલી ગુંથી ફરીથી ખુણાને માટે પંદરમી હારથી શરૂ કરો.

ઇન્સર્સન કે લેસનો ખુણો કઢાડવાની મતલબ એટલીજ કે જ્યારે આપણે તે ચોરસ અથવા લંબચોરસ કપડાં ઉપર ગોઠવી હોય ત્યારે કપડાંના ખુણા આગળ આપણી લેસ કે ઇન્સર્સન વાળવી નહિ પડે. પણ ગુંથેલો ખુણોજ કપડાંના ખુણા સાથે ગોઠવી દેવાય. જ્યારે ચોરસ કપડાં માટે લેસ કે ઇન્સર્સન ગુંથવી હોય ત્યારે તે બેઉની ચાર બાજુની લંબાઇ સરખી જોઇએ. જો તે લંબચોરસ કપડાં માટે ગુંથવી હોય તો સામસામી બાજુ સરખી જોઇએ.

# ગુજરાતની સ્ત્રીઓની કલા.

અમદાવાદમાં ફેબ્રુઆરી માસમાં ભરાયેલા ગુજરાત કલા પ્રદર્શનના સ્ત્રી વિભાગમાં પોતાની હસ્તકલાઓના વિધવિધ પ્રકારના નમુનાઓ મોકલી આપી ગુજરાતની સ્ત્રીઓએ ખાત્રી આપી હતી કે તેઓ પ્રાચીન કલાઓ ભૂલી ગઈ નથી, બલ્કે એ કલાઓને તેમણે સાચવી અને વિકસાવી છે. જે જે સંસ્થાઓએ અને બ્હેનોએ નમુના મોકલ્યા હતા તેમાંના ઘણા ખરાંને ચાંદા અને પ્રમાણપત્રો આપવામાં આવ્યા છે. શ્રીમતી ભદ્રાબાઈ માડગાંવકર, શ્રીમતી વિદ્યાગૌરી નીલકંઠ, શ્રીમતી સુલોચના દેસાઈ અને શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવિ એ ચાર જણાની બનેલી પરીક્ષક સમિતિએ નીચે પ્રમાણે પરિણામ જાહેર કર્યું છે:

**સોનાના ચાંદ:**—જૈન વનિતા વિશ્રામ, સુરત, વનિતા વિશ્રામ, અમદાવાદ, ભગિની-સમાજ, વડોદરા, અને માજીરાજ કન્યાશાળા, ભાવનગર.

**ચાંદીના ચાંદ:**—ફીમેલ ટ્રેનીંગ કૉલેજ—વડોદરા, મહાલક્ષ્મી ટ્રેનીંગ કૉલેજ—અમદાવાદ, સ્ત્રી શિક્ષા પ્રચારિણી સભા—ગ્વાલીયર, મહિલા વિદ્યાલય—સુરત, પદ્મિનીનું ચિત્ર—મીસીસ ચિંગુબાઈ જયવંત વડોદરા, રાધાકૃષ્ણનું ચિત્ર—ઉમાબાઈ વૈદ્ય; કાંતેલું સુતર—રૂચિરા શશિકાન્ત—સાંટાક્રુઝ, મીણનાં સોગઠાં દયાબ્હેન વનિતાવિશ્રામ અમદાવાદ.

**પ્રમાણપત્રો**—(ક) ઝીક અને કસબના કામ માટે. ૧—ખાદીની ભરેલી ટોપી—જૈન વનિતા વિશ્રામ સુરત, ૨—સાટીન ઉપર ભરેલો કબજો—જસુ મોહનલાલ (મહાલક્ષ્મી ફી૦ ટ્રે૦ કૉલેજ અમદાવાદ) ૩—ખાદીનું ભરેલું ઝભલું જૈન વનિતાવિશ્રામ સુરત, ૪—આરીના ભરતનું ઝભલું—મીસીસ સોરાબ મેડોરા અમદાવાદ, ૫—કસબથી ભરેલું ઝભલું—ખુરશેદ પીરોજશા ભાવનગર, ૬—કસબી જોડા—મોકલનાર સૌ. જ્યોત્સ્ના વિનોદરાય મહેતા શાંટાક્રુઝ.

(ખ)—રેશમના ભરતકામ માટે.

૧—પેન્ટ્રી ફુલોના તકતો—સંયુક્તા દ્વિવેદીયા અમદાવાદ, ૨—છબીનું ફ્રેમ—મહિલા વિદ્યાલય સુરત ૩—ભરેલાં સ્લીપર—ધનલક્ષ્મી, ૪—આરીના ભરતનું ગાલમસુરીયું—ચંપુ બ્હેન, ૫—રેશમથી ભરેલો ગોળ : વિભાગમાં વહેંચાયેલો ગોળ રૂમાલ—માજીરાજ કન્યાશાળા ભાવનગર.

(ગ)—દોરાનાં ગુંથણકામ (ક્રોશે) માટે.

૧—બે બાળકોની ડીઝાઈનનો રૂમાલ—સુભદ્રા ૨—રૂમાલ—મંગુબ્હેન ૩—ચાદર—દયાબાઈ સોમાભાઈ, ૪—રૂમાલ મણિબ્હેન લક્ષ્મીચંદ ૫—દોરાથી ગુંથેલી ઝીણી ટોપીઓ—કાશી ત્રિભુવનદાસ ૬—પહેરણ નેટનું ભરેલું—પાર્વતી બાઈ સ્ત્રી શિક્ષા સભા, ગ્વાલીયર.

(ઘ)—કોડીયાના કામ માટે.

૧—કાચના કેસમાં પારણું વગેરે આખો સટ—દીપકલા વડોદરા; ૨ તોરણ ચંપાબ્હેન; ૩—કોડીયાનું ફેવળ—હિરાગૌરી ઇશ્વરલાલ (બહુ સારૂં કામ, ૪ ચંદો—મંજુબ્હેન ભારતશંકર મુનશી ૫—કોડીયાનો તકતો—મીસીસ માઢુલીકર.

(ચ)—મોટી ભુંગળીઓના કામ માટે.

૧—લક્ષ્મી-સરસ્વતીના પડદા માટે (શેઠ મંગળદાસને ત્યાંથી) ૨—વેલકમ શબ્દવાળો મોતીનો પડદો—સુલોચના બ્હેન, ૩—મોતીની ભુંગળીનો અંગરખો—મંજુબહેન ભારતશંકર મુનશી ૪—મોતીની બાજી—સીતા ભોળાભાઈ ઝવેરી

૫-એ મોરવાળો ચક-મંગળાબાઇ ચંદુલાલ.
(૭)-રેશમથી ચિત્ર જેવું ભરતકામ.

૧-મહારાજા ગાયકવાડની છબી કેતકીના રેશાની-દીપકબાઈ દીક્ષીત; ૨ વાઘનું ભરતનું ચિત્ર-કાલિંદીબાઈ ભગિનીસમાજ વડોદરા. ૩-શ્રી કૃષ્ણનું ભરતમાં ચિત્ર-વિલાસવતી મગનલાલ-દરૂ—સ્પ્રાંટાકુઝ ૪-ગાંધીજીની છબી-ઉતરાબાઈ વૈદ્ય-મુંબાઈ ( ઘણું સારૂં કામ ), ૫-શ્રાવણનું ચિત્ર-હિરાબ્હેન (ઘણું સારૂં કામ)
(જ) દોરા ખેંચી કરેલું કામ.

૧. રૂમાલ—મીસીસ મનીજેહ ધનજીશા મોગલ, ૨. રૂમાલ-મીસીસ ફ્રેની ફીરોજ આંટિઆ, ૩. તકીઓ બદામી રેશમથી ભરેલો-મીસ સોરાબ દલાલ, અને ૪. રૂમાલ-પાર્વતી બાઇ સ્ત્રીશિક્ષા પ્રચારિણી સભા ગ્વાલીયર
(ઝ)—ઉનનું ગુંથણ કામ.

૧—ઝભલું ટોપી-ઈંદુમતિ દિવાનજી અમદાવાદ. ૨-સ્વેટર-સ્યામલતા પરમોદરાય અમદાવાદ.
') કેન્વાસનું ભરતકામ.

૧—સ્રીનું ચિત્ર કૃષ્ણાબાઇ આપ્ટે વડોદરા (ઘણું સારૂં કામ.) ૨—સાડીની કોર બ્લ્યુ સાટીન ઉપર ભરેલી-મીસ સોરાબ દલાલ, ૩—હરણનો તકતો—અનુ બ્હેન અમદાવાદ.
(ઠ)—ચિત્રકામ.

જળરંગ— ૧ દેવાલયનું ચિત્ર-હંસાબ્હેન મહેતા ભગિનિસમાજ વડોદરા. ૨ ઝાડ તથા કુદરતનો દેખાવ-મુગ્ધા હરેંદ્ર મહેતા-સુરત.

ઓઇલ— ૧ ઘર તથા ઝાડના દેખાવનો નાનો તકતો-સર્યુદા દિવેટીયા; ૨ કુદરતનો દેખાવ-સુમિત્રા કાનુગા; ૩ ફુલનો તકતો-હિરાબ્હેન વનિતા વિશ્રામ.

પેન્સીલ—ક્રેયોન-શાહી વગેરેનું.

૧ કૂતરાનું ડોકું—મીસ સોરાબજી લાલકાકા, ૨ કૈસરની છબી-મીસીસ મેડોરા અને ૩ ધ્યાનમગ્નનું ચિત્ર-વિનોદિની રમણભાઇ. • મોડલ ડ્રોઇંગ-

૧ મોડલ ડ્રોઇંગ-કુમુદ ઠાકોર, ૨ ડ્રોઇંગ-રમા રણછોડલાલ, ૩ છબી-પેસ્ટલવર્ક-જમુબાઇ રાજવાડે વડોદરા, તેમને મીસીસ વસંતદાસ નરસી તરફનું રૂ. ૧૫ નું ઇનામ અને ૧ છબી પોતે પાડેલી-અનસુયાબાઇ અમદાવાદ.
પરચુરણ—

૧—કાગળનાં ફુલ—મીસ શિરિન અરદેશર લાલકાકા, ૨-કપડાનાં ફુલનો પડદો-મૃણાલિની દિવેટીઆ અમદાવાદ, ૩-કાચની પેટી-સુશિલા. મોક્ષમંઠી કવીલથી પાડેલાં ચિત્રની ડોઇલી એટલે ટેબલ પર પરખીડીયાં મુકવાનું-સીતાબ્હેન ઝવેરી, શટલનીં તોરણ-સાકરબાઇ સર્વૈયર, વડોદરા; પડદા-ઝોળા, ભરવાડણના ભરેલા, મોકલનાર ઇન્દુમતી દિવાનજી અમદાવાદ, પડદો હાથીઘોડાનો કાઠીયાવાડી ભરતનો ટેબલ પર પાથરવા જેવો; ખાવાની વાનીઓ-( સાણુ ચોખા, બિસ્કીટ વગેરેની સામગ્રી ) કુસુમ ઠાકોર, હસ્ત લિખિત પત્ર-ઉષા અને મુકુલ; બ્લોટર-સીતાબ્હેન ઝવેરી; લવીંગનું તોરણ-પાલીબહેન લાલભાઇ ઉમરવાડીયા, એલચીનો હાર-કાન્તાબ્હેન ઉમરવાડીયા, લવીંગનું તોરણ-મીસીસ બસીધર ગોવર્ધનદાસ અમદાવાદ, કાઠિયાવાડી ભરત મોઢીયાવાળું-મીસીસ મોંઘીબાઈ ઠાકર તેમને મીસીસ વસંતબાઇ નરસિંહનું રૂ. ૧૦ નું ઇનામ. પરચુરણ કામ માટે મનસુખભાઇ. જૈન. કન્યાશાળા અમદાવાદ.

કાંતેલું સુતર-સર્યુદા દિવેટીઆ અમદાવાદ; ગુણવંતી મહેતા, નેત્રમણિ દેસાઇ અને વનિતા વિશ્રામ અમદાવાદ.

આ ચંદ્રકો, ઇનામો અને પ્રમાણપત્રો મેળવવા ભાગ્યશાળી થયલી સંસ્થાઓને અને બ્હેનોને અમારાં અંતઃકરણ પૂર્વક અભિનંદન અર્પીએ છીએ અને પોતાની કલાઓને તેઓ પ્રતિદિન વધારે ને વધારે વિકસાવી ગુજરાતના ગૃહજીવનને વધારે રસમય અને સમૃદ્ધ બનાવે એમ ઇચ્છીએ છીએ. તં. ગું.




લેખકઃ—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ તેરમું.

### પાણીના પૂરમાં.



"લલિતા ! આ ત્હારા નામનો કાગળ છે. ત્હારા કાકાજી મ્હને આપી ગયા છે." યમુનાએ લલિતાના ઓરડામાં દાખલ થતાં એક પરબીડીયું લલિતાના હાથમાં મૂક્યું.

"ક્યાંનો કાગળ છે ?"

"કુંતલપુરનો લાગે છે. ત્હેમના ઉપર ત્હારા પિતાનો કાગળ હતો તેની સાથેજ એ પત્ર પણ આવ્યો છે." યમુનાએ બહાર નિકળતાં નિકળતાં ખુલાસો કર્યો.

લલિતાના પત્રનો હરિલાલ તરફથી આ જવાબ હતો. જયકુંવરના ત્રાસથી કંટાળી પ્રથમ તો લલિતાએ વસંત ઉપર પત્ર લખવાનો ઇરાદો કર્યો પણ ત્હેના અભ્યાસમાં અડચણ આવશે એ વિચારે તે અટકી. વસંતની હમણાં પરીક્ષા ચાલતી હતી તે અરસામાં હિંદુ સંસારની આ દુઃખદ દશા તરફ તેનું ધ્યાન ખેંચી તેના અભ્યાસક્રમમાં હરકત કરવી એ તેને ઉચિત લાગ્યું નહિ. બીજો વિચાર આવ્યો કે સુન્દરલાલ ઉપર એક પત્ર લખી અહિંની ત્રાસદાયક હકિકત જણાવવી. કોઇ દિવસ નહિં ને આજ સસરા ઉપર કાગળ લખી તેનો ઉપયોગી વખત લેવો એ પણ તેને ઠીક લાગ્યું નહિ. ભુજગપુરની સ્થિતિ સુન્દરલાલ સારી રીતે જાણે છે, જયકુંવરનું વર્તન લલિતાને બહુ હેરાન કરનારૂં છે એ પણ પ્રભુલાલના કાગળથી તે જાણી શક્યો છે, પણ થોડા વખતમાં બધું સારૂં થશે એ માન્યતાએ તે ચુપચુપ ચલાવી લેવા પ્રભુલાલ પર લખે છે, વિગેરે બાબતોથી યમુનાદ્વારા લલિતા વાકેફગાર હોવાથી તેણે ત્યાં પણ પત્ર લખવાનું માંડી વાળ્યું. કોઇ પણ વ્યક્તિ જ્યારે બહુ દુઃખી થાય ત્યારે દુઃખ ઠાલવવાનું તેને ઠામ જોઇએ, હૃદયનો ભાર ઓછો કરવા અર્થે દુઃખ સાંભળી દિલાસો આપનારૂં કોઇ સહૃદય જોઇએજ. પતિ અને સસરા ઉપર પત્ર ન લખતાં પોતાના પિતા ઉપર પત્ર લખી લલિતાએ હૃદયનો ભાર સહેજસાજ ઓછો કરવા વિચાર કર્યો.

હરિલાલ પર પત્ર લખી પોતાની સ્થિતિ સ્હમજાવી. જયકુંવરના ત્રાસની વિગતો લખી બની શકે તો કુંતલપુર તેડાવી લેવા માટે પત્રમાં લખ્યું. હરિલાલ પુત્રીનો આ પત્ર વાંચી બહુ દુઃખી થયો. આવી સંસ્કારી પુત્રીની આ સ્થિતિ જોઇ તેને બહુ લાગી આવ્યું. મ્હોટા અભિલાષવાળી, ઉચ્ચ આશયવાળી, દેશોદ્ધારની શુભ લાગણીવાળી અને જનસેવાનો સિદ્ધાંત જેને પ્રિય તે [illegible]

પુત્રીની આ સ્થિતિ માટે તેને બહુ શોક થયો. સારૂં સ્થળ જોઈ, સારૂં સ્થાન જોઈ પુત્રીને પરણાવી પણ કમનસીબીએ શરૂઆતમાંજ આવા સંજોગો ઉભા થયા ને કોમળ ફુલવેલ આમ સુકાતી જોઇ હરિલાલને હિંદુઓના કૌટુમ્બિક જીવનની દુઃખદ સ્થિતિ નજર આગળ ખડી થઇ. કેટલાં હિંદુ કુટુંબોમાં આવી ફુલવેલો અકાળે કરમાઇ જતી હશે ?

હરિલાલને બહુ વિચાર પછી કંઇક હિંમ્મત આવી. લલિતાને હવે બહુ વધારે વખત દુઃખ સહન કરવાનું નથી. કારણ કે વસંત હવે થોડા વખતમાંજ બી. એ. ની પરીક્ષા પસાર કરશે. સુન્દરલાલ પણ હવે સારી રીતે કમાઇ આબાદ થતો જતો હતો. માત્ર વસંત અભ્યાસ પૂરો કરે એટલીજ વાર છે. પછી લલિતાને કોઇપણ પ્રકારે દુઃખ થવાનું નથી એમ તેને ખાત્રી હતી. લલિતાને હિંમ્મત આપવા લાગણીને દબાવી સહજ ઠપકાભરી ભાષામાં તેણે તેના ઉપર પત્ર ... એક પત્ર પ્રભુલાલ પર લખી, તેમાં પરબીડીયામાં લલિતાનો પત્ર બીડી તેના ઉપર મોકલ્યો.

યમુનાના જવા પછી લલિતાએ પોતાના પિતાનો પત્ર વાંચવો શરૂ કર્યો.

ચિ. લલિતા,

ત્હારો પત્ર મળ્યો. મ્હેંજ વાંચ્યા પછી એ પત્ર ફાડી નાંખ્યો. ત્હારી માતાને વંચાવી તેનાં અશ્રુ લુછવા કરતાં એમ કરવું મ્હને ઠીક લાગ્યું.

ત્હારી સ્થિતિ વિષે ત્હારા પત્ર ઉપરાંત ઉડતા ખબરોથી મ્હેં બહુ સાંભળેલું છે. હું જાણું છું કે ત્હારા જેવા કોમળ હૃદયને માટે એ સ્થિતિ ન સહન થઇ શકે તેવી છે. મ્હને ત્હારી સ્થિતિ માટે બહુ લાગી આવે છે પણ સાથે સાથે એક વિચાર આવે છે કે ત્હેં મ્હને લખેલો પત્ર ત્હારી નબળાઇ બતાવે છે. દુઃખમાં પણ સુખને ઉત્પન્ન કરવું, દુઃખ એ દરેક વ્યક્તિને કસોટીનો મહાન સમય છે વિગેરે બાબતો તું શું ભૂલી ગઇ ? જ્યારે મ્હેં કુંતલપુરમાં કન્યાશાળા દરબાર સાહેબ પાસે સ્થપાવી ત્યારે ઘણા અજ્ઞાન લોકો મ્હારી પાસે કન્યા કેળવણીની વિરૂદ્ધ દલીલો કરવા આવ્યા હતા. તેમાં એક દલીલ એ હતી કે જો છોકરીઓને ભણાવીએ તો સાસરે જઇ સાસરીયાંનાં દુઃખોના કાગળો હમેશાં લખે. હું એ વાત માનતો ન્હોતો. ત્હારા પત્રથી મ્હને જાણવાને કારણ મળે છે કે કદાચ એ વાત ખરી પણ હોય ! ત્હારે માટે એવી આશા ન રખાય. ત્હારા ઉપર ઘણી જોખમદારીઓ રહેલી છે. હિંદુ સંસારી જીવનમાં જે જે ખામીઓ છે તે ખામીઓના પ્રવાહમાં બળી ન જતાં ત્હારા જેવી સુશિક્ષિતે તે ખામીઓ દૂર કરવા દુઃખ ખમીને પણ ચાંપતા ઉપાયો લેવાની જરૂર છે. અત્યારથીજ તું જો આમ કંટાળી જઇશ તો હિંદુ સંસારનાં મહાભારત કેવી રીતે ઉકેલી શકીશ ? એક રીતે તો ત્હારા શરૂઆતના જીવનમાં તને ત્હારી પોતાની પરીક્ષા માટે એક તક પ્રાપ્ત થઇ છે. આ વખતે ત્હારે પૂર હિમ્મતથી ત્હારા સર્વ સંજોગોને વધાવી લઇ ત્હારી આસપાસના સર્વ લોકોને ત્હારા જેવા બનાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. અલબત તું બહુ મુશ્કેલ સંજોગોમાં મુકાઇ છો; છતાં પણ તેં લીધેલા જ્ઞાનને શોભાવવા માટે નિરંતર તું તૈયાર રહેશે એવી મ્હને ખાત્રી છે.

થોડા વખતમાંજ પ્રભુ સહુ સારૂં કરશે. હું આશા રાખું છું કે મ્હારા ઉપરના વિચારો સાથે તું મળતી થઇશ.

ત્હારી માતાની આશીષ વાંચજે. બાઇ ત્હને થોડા દિવસમાં મળવા આવશે.

લી.

હરિલાલની આશિષ.

પત્ર પૂરો થતાં લલિતા વિચારમાં પડી પિતાને પત્ર લખવામાં પોતે ભૂલ કરી છે. પિતાએ પત્રમાં શબ્દે શબ્દે આડકતરી રીતે ઠપકો આપ્યો છે, એ તે ખુલ્લી રીતે સ્હમજી ગઈ. અહિં દિનપ્રતિદિન દુઃખ વધતું જોયછે. જયકુંવર હવે છૂટથી જેમ આવે તેમ જનસમાજમાં લલિતા માટે ખરાબ વિચારો ફેલાવતી જાય છે. આવે વખતે પિતાને પત્ર લખી પોતાને કુંતલપુર તેડાવી લેવા માટે વિનંતિ કરી તેના જવાબમાં આવો ઠપકાભર્યો જવાબ ? લલિતા કંઇ સ્હમજી શકી નહિં.

"વહુ! ચાલ પાણી ભરવા. કામ કરનારી નથી. આવી તો આપણે ત્રણ ચાર બેડાં ભરી લાવીએ." લલિતાની વિચારશ્રેણીમાં ભંગ પડાવતી યમુના ત્યાં આવી.

લલિતા વિચારમાં ને વિચારમાં યમુના સાથે પાણી ભરવા ચાલી.

નદીને કાંઠે આવતાં હેને કંઇ શાન્તિ વળી. નદીનાં નિર્મળ નીર સાથે રમતાં બાલકડાં જોઇ તે પોતાના વિચારો ઘડીભર ભૂલી. નદીમાં રેતીપર બેસી બેડાં સાફ કરતી લલિતાને અહિં આવતાં કુદરતનાં સુન્દર દૃશ્યો દેખાયાં. તે કોઇ કોઇ વખતેજ પાણી ભરવા આવતી. ગરીબીમાં પણ સુન્દરલાલનો ખાસ હુકમ હતો કે લલિતા પાસે ઘરબહારનું કંઈ પણ કામ કરાવવું નહિં. પ્રભુલાલે યમુનાને આ બાબતમાં ખાસ સુન્દરલાલની આજ્ઞા સંભળાવી સૂચના કરી હતી કે બહાર નું કામ કોઇ પાસે કરાવી લેવું. યમુનાએ એ આજ્ઞા પાળી હતી પણ લલિતાની ઇચ્છાથી કોઇ વખત કામ કરનારી ન આવે તો તે બન્ને પાણી ભરવા નદીએ જતી.

લલિતા ને યમુના નદી અંદર ઉતરી પાણી ભરે છે તેટલામાં ઉપરવાસથી "ભાગો, ભાગો" ની બૂમ પડી. લલિતા કંઇપણ સ્હમજી શકી નહિં.

"વહુ, બહાર નીકળ, દોડ." એમ કહેતી યમુના કાંઠાપર ચઢી એટલામાં નદીમાં ઘોડાવેગે પાણીનું પૂર આવ્યું. કોઇનાં કપડાં કોઇનાં બેડાં સર્વ જ્યાંનું ત્યાં મુકી સહુ કોઇ કાંઠાપર ચઢી દોડવા લાગ્યાં. નદીના મૂળ આગળ વરસાદનું બહુ મજબુત ભાવઠું થવાથી ઓચિંતુ પૂર આવ્યું હતું તેથી ઉપરનાં ગામડાઓમાંથી ઉત્તરોત્તર એક સરખી 'ભાગો ભાગો'ની ચીચીયારી પડી આવતી હતી. નદીમાં ખેલતાં બાળકોને ઉપાડી કેટલીક માતાઓ અર્ધનગ્ન અવસ્થામાં જેમ ફાવે તેમ ભાગી.

યમુના તો કાંઠાપર ચઢી ગઇ. તેની પાછળ લલિતા કાંઠાપર ચઢી ખરી પણ ચઢતાં ચઢતાં પગ લપસવાથી ફરીથી નદીમાં પડી: નદી હવે બે કાંઠે પૂર પ્રવાહમાં જતી હતી: પડતાં લલિતા પાણીના પૂરમાં તણાઇ.

"એ તણાઇ—એ...અમ્હારી વહુ ગઇ.... કાઢો કાઢો" એમ બોલી બનેલી યમુનાએ બુમો પાડી.

મોકલી. છોકરો ભણી નહિં શકે એવી વિજયાની ચેતવણીની કેશવલાલે દરકાર કરી નહિ, કારણ કે આ વકીલ સસરો હમેશા કપિંજલાની હિલચાલ ઉપર ધ્યાન આપતો, અને તેના ઉત્તમ વર્તનથી બહુ ખુશ થયો હતો.

જુનાગઢ આવ્યા પછી સુમનલાલે અજાયબી વચ્ચે કપિંજલા કે જેને તે અભણ ધારતો હતો તેને જ્ઞાનમાર્ગમાં આગળ વધેલી જોઇ. સુમનલાલ પોતાનો અભ્યાસ કરતો ત્યારે કપિંજલા પણ એક અભ્યાસકની માફક પોતાનો અભ્યાસ વધાર્યે જતી. ઘણા ટુંક સમયમાં કપિંજલાએ સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું.

વસંત સાથે ઓળખાણ થયા પછી આ દંપતીને કંઇ વધુ આનંદ આવતો. વસંતના જ્ઞાન વિષે કપિંજલાને બહુ માન હતું. તે હમેશાં વસંત સાથે તેની કવિતાઓ લેખો અને ભાષણો માટે રસભરી ચર્ચા કરતી.

આજે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે વસંત સુમનલાલ ને કપિંજલા વસંતને મુંબઇ જવા વિષેની વાતો કરેછે, તેટલામાં નંદલાલ ઉતાવળે ત્યાં આવ્યો. હમેશનો હસતો નંદલાલ થોડીવાર તો કંઈ બોલી શક્યો નહિં. તે બહુ ગભરાયલો લાગતો હતો.

" કેમ નંદલાલ ! શું છે ? ટેનીસમાં હારી ગયા કે શું ? " કપિંજલાએ હમેંશની ટેવ મુજબ મશ્કરી કરી.

નંદલાલ કંઇ જવાબ આપી શક્યો નહિં. હેનો ચહેરો ફીકકો પડી ગયો, હેની જીભ ઉપડતી ન્હોતી.

" શું છે ? " વસંતે ઉતાવળ કરી.

" લલિતા ડુબી ગયાં. " નંદલાલ એટલુંજ બોલી શક્યો.

( અપૂર્ણ )



એક જાણીતા વકીલ પાસે એક દિવસ એક બહુ વિચિત્ર કેસ નિર્ણય માટે આવ્યો. તેમનો એક ડોકટર મિત્ર બહુ મુઝવણમાં આવી પડયો હતો.

કેસ આ પ્રમાણે હતોઃ બે બ્હેનો એકજ ઘરમાં પરણી હતી અને બન્નેને સાથેજ સુવાવડ આવી. બન્ને વચ્ચે એકજ દાયણ રાખી હતી, તેની ગફલતીથી છોકરાં અદલ બદલ થઇ ગયાં. કયું છોકરૂં કોનું ? તેનો નિર્ણય કોઇથી થઇ શકતો નહિ.

" પણ કદાચ છોકરાંઓ બિલકુલ અદલબદલ નહિ થયાં હોય તો ? " વકીલે શંકા ઉઠાવી.

" એ વિષે તો શંકાજ નથી. છોકરાં જરૂર અદલબદલ થઈ ગયાં છે. "

" તમારી પુરેપુરી ખાત્રી છે ? "

" ચોક્કસ. "

" તો પછી એમાં ગુંચવાડા ભરેલું શું છે ? છોકરાંને ફરી અદલબદલ કરી દ્યો એટલે મુશ્કેલી દુર થશે ! " વકીલે રસ્તો બતાવ્યો.

# વિવિધ વિષયો

## સારી પત્ની કોણ બની શકે—ગામડાની કે શહેરની છોકરી ?

ઉપર જણાવેલો પ્રશ્ન "ગૃહલક્ષ્મી" માસિકે પોતાના વાચકોને પૂછયો હતો, અને જવાબો માંગ્યા હતા. એ જવાબમાં આવેલા થોડાક લેખો માઘ માસના અંકમાં પ્રકટ થયા છે, જેમાંથી કેટલાકનો સાર નીચે આપીએ છીએ:

શ્રીમતી કુસુમકુમારીદેવી લખે છે: "હું શહેરમાં રહેનારી છું; ગામડામાં કદી રહી નથી, પરંતુ ગામડાની ઘણી સ્ત્રીઓને મેં જોઇ છે અને તે ઉપરથી કહી શકું છું કે ગામડાની છોકરી કદી પણ સારી પત્ની ન બની શકે. ગામડાની સ્ત્રીઓમાં અને ઘેટાના ટોળામાં મને ઝાઝો તફાવત નથી જણાતો. અલબત શહેરની સ્ત્રીઓ કરતાં તેઓ શરીરે વધારે તંદુરસ્ત, મહેનતુ, આજ્ઞાપાલક, લજ્જાશીલ, સંતોષી અને પવિત્ર હૃદયની હોય છે, પણ તેમની રહેણી કરણી, ખાધા અને પોશાક કોણ સારાં કહી શકશે ? તેઓ મેલી-ઘેલી ને ગંદી રહે છે; પ્રભુએ સુંદરતા આપી હોય તો પણ તે ખોઇ બેસે છે. જે સ્ત્રી સુન્દર નથી તે પછી, ગમે તેટલા ગુણવાળી હોય છતાં સારી પત્ની નથી બની શકતી. જેના પર પતિનો પ્રેમજ ન હોય તો પછી સારી પત્ની થવામાં મહત્વ શું રહ્યું ? એ પ્રેમ મેળવવા માટે બીજા ગુણો કરતાં સુન્દરતાની વધારે જરૂર છે. પ્રભુએ જેને કોપ બનાવી હોય તેને સમાજ કેવી રીતે ઉંચુ સ્થાન આપી શકે ? બીજી તરફ માનસિક અને નૈતિક ઉન્નતિ પણ કેળવણીને અભાવે રોકાઇ જાય. આમ બંને બાબતમાં ગામડાની છોકરીઓ શહેરની છોકરીઓ કરતાં ઉતરે છે. શહેરની છોકરીઓ સુન્દર વધારે હોય છે; ઘણી કેળવણી પામેલી પણ હોય છે. જેમને કેળવણી નથી મળતી તેઓ પણ આસપાસના સંયોગોને લીધે વધારે ચંચળ અને સમજશક્તિવાળી અ[...] છે. મારો તો અભિપ્રાય એવો છે કે શ[...]રની છોકરીઓ વધારે સારી પત્ની બની શકે છે.

શ્રીમતી સાવિત્રીદેવી લખે છે: "સા[...] પત્ની થવા માટે તંદુરસ્તી, મહેનતુપણું, વિ[...] અને ચતુરતાની જરૂર છે. જે છોકરીમાં આ ચા[...] ગુણો હોય તે સારી પત્ની બની શકે છે. પહે[...]ત્રણ ગુણો કુદરતી બક્ષીસ છે એટલે તે ગામડા[...] છોકરીઓમાં વધારે પ્રમાણમાં જોવામાં આ[...] છે. બાકીના બે ભાગ અભ્યાસ અને સંગતિ ઉપ[...] આધાર રાખે છે અને તે શહેરની છોકરીઓમ[...] વધારે પ્રમાણમાં દેખાય છે. ગામડાની છોક[...] શહેરમાં આવે તો એ ગુણો કેળવી લે અ[...] સારી પત્ની બની શકે. શહેરની છોકરી ગામ[...]ડામાં જાય તો ભાગ્યેજ સુખી થાય."

શ્રીમતી હંસવતીદેવી લખે છે: "માર[...] અભિપ્રાય પ્રમાણે ગામડાની છોકરીજ સાર[...] પત્ની બની શકે, કારણ કે કુદરતની ગોદમાં રહે[...]વાથી તે વધારે સુન્દર ને તંદુરસ્ત હોય છે. શહેરન[...] છોકરીઓ પ્રમાણમાં દુબળી રહે છે. જેનું બાળ[...] જીવન લીલાં લીલાં ખેતરોમાં વિત્યું હોય, [...] જરૂર વધારે સમજુ ને ચતુર બને. શહેરન[...] છોકરી ઓરડાની દિવાલો કે નાટક-સીનેમા સિવાય[...] બીજું કાંઇ જોતી નથી અને શરીરના શૃંગા[...] સિવાય તેને બીજું કોઇ કામ આવડતું નથી તે ગામની દેવીસ્વરૂપ છોકરીની સરખામણીમ[...] ન આવી શકે... ગામડામાં સાસુ-સસરાની સેવા[...] પૂણ્ય મળી શકે; શહેરમાં એ પૂણ્ય નોકરો છીનવ[...] લે છે. ગામડાની છોકરી શહેરમાં પરણે તો શહેરનું કામ તુરતજ શીખી જાય છે, જ્યારે શહેરની છોકરી ગામડાનું કામ સારી રીતે નથી કરી શકતી અને દુઃખી થાય છે."

શ્રીમતી યશોદાદેવી લખે છેઃ "મારા અભિપ્રાય પ્રમાણે ગામડાની છોકરી જેટલી સારી પત્ની બની શકે તેટલી શહેરની છોકરી નથી બની શકતી. સહનશીલતા, નમ્રતા, મીઠું બોલવું, સુશીલતા, સુજનતા, ભોળાપણું, ગૃહકાર્ય, વગેરે અપૂર્વ ગુણો શહેરની કરતાં ગામડાની છોકરીઓમાં વધારે પ્રમાણમાં દેખાય છે. શહેરની છોકરીઓ વધારે ભણેલી હોય છે, પણ ઉપલા ગુણો વિના સુગન્ધ વિનાના પુષ્પ જેવી હોય છે."

મીસિસ ચન્દ્રભાલ મિશ્ર લખે છેઃ "શહેરની સ્ત્રીઓ નાણાંનો દુરૂપયોગ કરવા સિવાય અને દુર્બલ બાળકો પેદા કરવા સિવાય બીજું શું કરે છે? માત્ર તેમનામાં કેળવણીજ વધારે હોય છે. એ એકજ ગુણને ખાતર તેમને સારી ન કહી શકાય. ગામડાની છોકરીઓ ઘરકામ અને ખેતીના કામમાં કુશળ હોવાથી મારા મત મુજબ વધારે સારી પત્ની બની શકે છે."

ઉપરાંત શ્રીમતી લીલાવતી યાદવ અને શ્રીમતી શ્યામાદેવી માને છે કે શહેરની છોકરીઓ સારી પત્ની બની શકે, જ્યારે શ્રીમતી કેસરબાઇનો મત ગામડાની છોકરીઓ સારી પત્ની બની શકે, એવો છે. શ્રીમતી પૂર્ણકલા અને શ્રીમતી કમલાવતી જે છોકરી કેળવાયેલી હોય તે સારી પત્ની બની શકે, એમ માને છે. એકંદરે જવાબ આપનારાઓ ગામડાની છોકરીની તરફેણમાં વધારે મત આપે છે. "ગુણસુંદરી" ની વાંચક બ્હેનો એ સવાલનો જવાબ આપી પોતાનો મત દર્શાવશે? અમે તેમને એ માટે આમંત્રણ કરીએ છીએ.

તં. ગુ.

**સ્ત્રી કેળવણીનું મહત્વઃ**

"સ્ત્રી ધર્મ શિક્ષક"માં શ્રીમતી સુન્દરદેવી "સ્ત્રી કેળવણીનું મહત્વ" એ વિષયપર એક લેખ લખતાં કહે છે કે "હિન્દમાં જ્યારે પુરૂષોનો માંડ દશ ટકા ભાગ કેળવાયલો છે ત્યારે દાસત્વની સાંકળોમાં જકડાયલી સ્ત્રીઓની દશાની શી વાત? દેશમાં સ્ત્રી કેળવણી માટે આટઆટલી બુમો પડે છે છતાં ઘણી બ્હેનો હજી અભણ છે. જે ભણી હોય છે તે માત્ર કાગળ લખી જાણવા ઉપરાંત વધારે જાણતી નથી. માતપિતા એમજ માને છે કે વધારે ભણાવવાથી લાભ નથી; સાસરે ગયા પછી પોતાના ખુશી સમાચાર જણાવવા પત્ર લખી શકે એટલુંજ ભણતર બસ છે. આ કારણ ન હોય તો એવા માબાપ કદાચ તેમને વદનજ ભણવું રાખે. જેઓ વધારે ભણેલી ગણાય છે તેમને યોગ્ય કેળવણી નથી મળી હોતી. સ્કુલો અને કોલેજોની કેળવણી સ્ત્રીઓ માટે બિલકુલ લાભદાયક નથી, હાનિકારક છે, કારણકે તેમના મગજમાં સ્વતંત્રતાના ઉંધા વિચાર ભરાય છે અને તેઓ અંગ્રેજ સ્ત્રીઓનું અનુકરણ કરી આપણા પ્રાચીન રીતરિવાજો ભૂલી જાય છે. તેમનામાંથી ઘણી લજ્જા, વિનય અને શીલ તો ભૂલીજ જાય છે. પરિણામ એ થાય છે કે જો યોગ્ય અંકુશ રાખવામાં ન આવે તો એવી સ્ત્રીઓ ઘરનું કામકાજ છોડી પુરૂષોચિત વ્યવહાર કરવા લાગે છે; પુરૂષોની બરોબરી કરવા મથે છે. એવા શિક્ષણથી કશોય લાભ નથી. કેળવણી એવી હોવી જોઇએ જેથી સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ સુખોનો લાભ લઇ અને આપી શકે અને જીવનનોકાને પાર ઉતારી શકે. સ્ત્રી કેળવણીમાં ગૃહઉપયોગી બાબતોને પ્રથમ સ્થાન આપવું જોઇએ. ભાષાજ્ઞાન ઉપરાંત ગણીતનું, વૈદકનું, વિજ્ઞાનનું—અને સરતસુંઘણની તથા ચિત્ર, સંગીતની કળાઓનું જ્ઞાન પણ તેમને આપવું જોઇએ. જે વ્હેમોનો ભોગ અહિંની સ્ત્રીઓ થઇ પડી છે તે દૂર કરવાનો અને તેમની બુદ્ધિ ખીલવવાનો આધાર યોગ્ય કેળવણી ઉપરજ છે.

"વિવાહ પ્હેલાં જેટલી બને તેટલી કેળવણી કન્યાને આપવી એ માબાપોની ફરજ છે. તે પછી પણ તેમના શિક્ષણ માટે યોગ્ય ગોઠવણ કરવી જોઇએ. ઘણી બ્હેનો પરણ્યા પછી શિક્ષણ આગળ વધારવાની દરકાર નથી કરતી. તેમાં વળી બેદરકાર સાસુ સસરા કે મૂર્ખ પતિ મળે એટલે પૂછવુંજ શું? આ બાબતમાં સ્ત્રીઓ પોતે ધારે તો ઘણું કરી શકે. કોઇ ભણેલી સખી પાસે યા સ્ત્રી શિક્ષણના વર્ગોમાં જઇને એ અભ્યાસ વધારી શકાય. પતિ વિદ્વાન હોય તો તેમની પાસે ભણે. ઘણી સ્ત્રીઓ એવી જડબુદ્ધિની હોય છે કે પતિના અનેક પ્રયત્નો છતાં તેઓ ભણતી નથી. પરિણામે તે મૂર્ખજ રહે છે અને બેચાર બાળક થયા પછી તો એ માટે ભાગ્યેજ સમય મળી શકે છે.

એવી મૂર્ખ સ્ત્રીઓ પોતાના બાળકોના શિક્ષણની પણ આડે આવવા ચૂકતી નથી. છોકરો નિશાળે જવા નારાજ હોય તો કેળવણીનો અર્થ નહિ સમજનાર માતા તેને આગ્રહ કરીને નિશાળે મોકલવાને બદલે ખોટા લાડ કરી તેને ફાવે તેમ વર્તવા દે છે. પરિણામે એવી અભણ સ્ત્રીઓના બાળકો પણ મૂર્ખજ રહે છે."

યૂરોપીઅન સ્ત્રીઓ પત્ની તરીકે:

"ચાંદ" ના મહિલા અંકમાં શ્રીમતી ઉમા નેહરૂ "પાશ્ચાત્ય સ્ત્રીઓ પત્નીની સ્થિતિમાં" એ વિષય પર એક જાણવાજોગ લેખ લખે છે જેનો સાર નીચે પ્રમાણે છે:

"અમે બચપણથીજ કથા વાર્તા સાંભળીએ છીએ. નલ-દમયન્તીની, સત્યવાન સાવિત્રીની, કે સીતા, શકુન્તલાની વાતોથી અમારા મગજપર જાદુના સંસ્કાર પડે છે. તે વખતના સામાજીક રીતરિવાજોને લીધે અને પોતાની કેળવણીથી એ સ્ત્રીઓ પોતાના પતિની મિત્ર અને સહાયક થઇ શકી હતી. અત્યારે તો સ્ત્રીઓ પતિના શારિરિક સુખ માટે તેમના કરતાં કદાચ વધારે પ્રયત્ન કરતી હશે પરંતુ તેમના કામોમાં સહાયક થવા માટે તદ્દન અસમર્થ છે.

"એ સ્ત્રીઓની કથાઓ સાંભળી અમે એવો વિચાર બાંધી લીધો છે કે પતિવ્રત ધર્મમાં બીજા દેશની સ્ત્રીઓ હિન્દની સ્ત્રીઓની સરખામણી ન કરી શકે; અને એમ માની બેઠા છીએ કે પશ્ચિમની સ્ત્રીઓ કુકર્મી અને સ્વાર્થી હોય છે અને પતિપ્રેમ કે પતિસહિત સમજતી નથી. આ અભિપ્રાયો ખોટા છે એમ બતાવવા, કેટલાક દાખલાઓ અહિં આપું છું. અલબત હું એમ નથી કહેવા ઇચ્છતી કે પશ્ચિમની બધીય સ્ત્રીઓ અત્યારના જમાનાની સાવિત્રીઓ છે!

"મેરી રીજનબર્ગ, લેડી નિત્સડેલ અને કાઉન્ટેસ ઑફ લવલેટના નામો પશ્ચિમમાં જાણીતા છે. એ સ્ત્રીઓએ પોતાના પતિઓને કેદમાંથી છોડવવા માટે સફળ પ્રયત્નો કર્યા હતા; પોતે તેમને નસાડી, તેમનાં કપડાં પહેરી શત્રુઓની સખ્તી સહન કરવાને કેદખાનામાં રહી હતી. વોલીબમ બ્લેક, કેરોપસ્ટોક અને કૂલાકસમેનની પત્નીઓ પણ તેટલીજ મશહુર છે. તેઓ જીવનભર પતિની સાથી અને સહાયક બની હતી. હુબરની પત્નીએ પતિ અંધ થતાં જીંદગી પર્યંત તેની સેવા કરી હતી.

"ગેટે, મિલ, હક્સુધર, વેરિંગ્ટન વગેરે ઘણા મહાપુરૂષો પોતાના સારા કામોને પોતાની પત્નીના પ્રેમ, સહાનુભૂતિ અને સહાયતાનાં પરિણામોં તરીકે ગણાવે છે. ૧૯મી સદીમાં ફ્રાંસમાં એક વીર, પતિભક્ત મહિલા થઇ ગઇ છે, જેનો દાખલો અહિં આપવો જોઇએ. તે એક ડયુકની પુત્રી હતી અને સોળ વર્ષની ઉમ્મરે તેના લગ્ન લાફેટ નામે એક માણસ સાથે થયાં હતાં. લાફેટ સ્વતંત્રતાનો પૂજક એક વીર પુરૂષ હતો. વિવાહ પછી તરતજ અંગ્રેજોના કાબુથી ફ્રાંસને સ્વતંત્ર કરવાની લડાઇમાં લાફેટે ભાગ લીધો. ત્યાંથી પાછો ફર્યાને હજી ઝાઝો વખત નહોતો થયો ત્યાંતો બીજી એક લડાઇ જાગી. લાફેટ તેમાં પણ જવા તૈયાર થયો. એની પત્નીના હૃદયને એથી બહુ દુઃખ થયું છતાં તેણે પતિને રજા આપી. એ યુદ્ધમાંથી પાછો ફર્યા પછી તરતજ ફ્રાંસમાં વિપ્લવ શરૂ થયો, તેમાં પણ લાફેટે ઝંપલાવ્યું. વખત એવો આવ્યો કે લાફેટને ફ્રાંસ છોડી નાસવું પડયું. તેની પત્નીને કેદખાનામાં નાંખી. એના પતિ વિરૂદ્ધ ઘણી વાતો દેશમાં બોલાતી હતી, પણ એ મહિલાનો પતિપરનો વિશ્વાસ ન ડગ્યો. મિત્રોની સહાયતાથી તે કેદમાંથી છુટી થઇ અને પતિની વિરૂદ્ધ થતી ટીકાઓનું તેણે જાહેર રીતે ખંડન કરવા માંડયું. આ એવો સમય હતો જ્યારે ઘણી સ્ત્રીઓને પતિપરની સરકારની ઇતરાજીને ખાતર પોતાનાં નામો સુદ્ધાં બીકને લીધે બદલી નાંખવા પડયાં હતાં; પરંતુ લાફેટની પત્નીએ નિડરતાથી પતિનો બચાવ કર્યો.

લાફેટ આ વખતે ઓસ્ટ્રિઆમાં હતો. ત્યાંના શાહેનશાહે તેને કેદમાં નાંખ્યો હતો. તેની પત્નીએ શહેનશાહની મુલાકાત લઇ પોતાને પણ પતિની સાથે કેદખાનામાં રાખવાની માંગણી કરી. માંગણી મંજુર થઇ. તેણે પતિની સાથેજ જીંદગી ગાળી."

ફેશન અને સાદાઇ:

"જ્યોતિ" માસિકના માઘ માસના અંકમાં કુમારી સુમિત્રાદેવીનો ઉપર જણાવેલા વિષય પર

એક લેખ પ્રકટ થયો છે. એ લેખનો સાર નીચે, આપીએ છીએ:

" દરેક મનુષ્ય સુખ શાન્તિમાં જીવન ગાળવું ઇચ્છે છે. સવાલ એ છે કે કેવું જીવન સુખમય ગણી શકાય. સાધારણ માન્યતા એવી છે કે, જેમની પાસે વધારે ધન હોય, સારા સારા પોશાકો હોય અને દાસદાસીઓ રાતદિવસ તહેનાતમાં રહેતા હોય તે માણસો સુખી છે. પણ એ સુખ ક્ષણિક છે; ભોગ વિલાસ છે. જરૂરીઆત કરતાં વધારે ખર્ચ કરી એવા માણસો ગુલામીની બેડીઓમાં જકડાય છે. માઠો દિવસ આવતાંજ એવા માણસોની બહુ દુર્દશા થાય છે. ખરું સુખ અને શાન્તિ મેળવવાં હોય તો માણસે સાદાઇ અને સ્વચ્છતાથી જીવન ગાળવું જોઇએ.

" પ્રાણી માત્રને સુન્દરતા અને સ્વચ્છતા ગમે છે. પણ સુન્દરતા જેટલી સાદાઇથી દીપે છે તેટલી ફેશનેબલ કપડાંથી કે કીમતી ઘરેણાંથી નથી દીપતી. હિન્દમાં અત્યારે ઘણા લોકો સુન્દરતાનો આડમ્બર કરવાને પોતાની શક્તિ ઉપરાંત વ્યર્થ ખર્ચ કરે છે; તેઓ ફેશનના ગુલામ બની રહ્યા છે. અંગ્રેજી કેળવણીને પ્રભાવે હિન્દી સાદાઇ ભૂલાઇ જઇ તેને ઠેકાણે ફેશને ઘર કર્યું છે. એવા લોકોની સ્થિતિ " ઉપરસે અચ્છી બની ભીતરમેં રામ જાણે " જેવી હોય છે. માત્ર પોશાકમાંજ નહિ પણ ખાનપાનમાં પણ ફેશનો ઘુસતી જાય છે. એવા લોકો માત્ર પોતાનુંજ નહિ પણ પોતાની પ્રજાનું હિત પણ બગાડે છે.

" પરોશીની હવેલી જોઇ પોતાની ઝુંપડી બાળનારા, દેખાદેખી બેહદ ખર્ચમાં ઉતરનારા કુલક્ષણીઓનો પણ તોટો નથી. ઘરમાં ભલે વાંસ ફરતો હોય અને ગંદા મેલાં કપડાંથી ચલાવાતું હોય પણ બ્હાર નીકળે ત્યારે ફેશનેબલ કપડાં જોઇએજ. કેટલીક સ્ત્રીઓ ઘરમાં ફાટેલું ગવન પહેરતી હોય પણ બ્હાર જવું હોય ત્યારે તેમને રેશમી સાડી જોઇએ; ઉંચી એડીના બુટ જોઇએ અને પગે ચાલીને ન જવાય પણ ગાડી જોઇએ. તેમને શું ખાદીના શુદ્ધ પવિત્ર વસ્ત્રો ખુંચે છે? એ વસ્ત્રો પહેરવાથી સાદાઇ ને સ્વચ્છતા બન્ને જળવાશે; ખોટા ખર્ચ બચી જશે અને કુટુંબનો નિર્વાહ વધારે સારી રીતે થઇ શકશે.

" પ્રભુ કૃપાથી હિન્દમાં સમય બદલાતો જાય છે. ભારતમાતાના એક સાચા સપૂતે દેશજનોને સાદાઇ ને સ્વચ્છતાના પાઠ શીખવ્યા છે અને તેમના લાભ બતાવ્યા છે. ફેશન તરફના પોતાના તિરસ્કારને લીધે પ્રચાર કરનારાઓ સાદાઇ સાથે સુન્દરતાનો ખ્યાલ નથી રાખતા અને તેથીજ ખાદીનો પ્રચાર થવો જોઇએ તેટલો નથી થતો. ઉત્સાહના આવેશમાં તેઓ બાળકોને પણ ખુબ જાડી ખાદી પ્હેરાવવા મંડી જાય છે. રૂમાલ રાખવો એ ફેશનનું ચિન્હ છે એમ માની લોકોને તેઓ ગંદા રહેતા શીખવે છે. આવા વિચારો સાદાઇ માટે કુદરતી તિરસ્કાર ઉત્પન્ન કરે તો નવાઇ નથી. અત્યારે તો તેમના વિચાર પ્રમાણે જે કપડાં પ્હેરવા ઓઢવામાં બેદરકારી બતાવે તે સાદો ગણાય છે. થુંકવાને માટે થુંકદાનીનો ઉપયોગ કરવાને બદલે ઓરડાની ભીંતો કે જમીન બગાડે, રદ્દી કાગળ નાંખવાને ટોપલી રાખવાને બદલે ગમે ત્યાં ફેંકે, એમાં સાદાઇ આવી હોય એમ લાગે છે. એવા લોકો ઘરને અસ્વચ્છ અને રોગના સ્થાન બનાવી મુકે છે.

" આ રીતે જોતાં બન્ને પક્ષના વિચારોમાં ફેરફાર થવાની જરૂર છે. ફેશનના ગુલામ બનેલાઓએ સમજવું જોઇએ કે બીનજરૂરી અસંખ્ય ચીજો ભેગી કરવાથી, રંગબેરંગી વિદેશી વસ્ત્રો પ્હેરવાથી દેશને લાભ નથી. એથી લાખો કરોડો રૂપીઆ પરદેશ ખેંચાઇ જાય છે. સાદાઇના ઉપાસકોએ સાદાઇ સૌંદર્યને વધારનારી છે એ ધ્યાનમાં રાખવું જોઇએ. બને તેટલી જરૂરીઆતો ઓછી થાય એ વાસ્તવિક છે પણ સુન્દરતાનો કે સ્વચ્છતાનો ભોગ આપીને જીવનને માટે જે વસ્તુઓ ખરેખર જરૂરની છે તેમનો ત્યાગ ન કરવો જોઇએ."

સ્ત્રી કેળવણીની જરૂર:

" માધુરી " માં શ્રીમતી રતનકુમારીદેવી " સ્ત્રી કેળવણીની જરૂર " એ વિષય પર એક લેખ લખે છે. એ લેખનો સાર નીચે પ્રમાણે છેઃ

" બહુજ ખેદની વાત છે કે અમારી બ્હેનો હજી નિદ્રાદેવીની સોડમાં પડી રહી છે; દેશની સ્થિતિ પર જરાય ધ્યાન નથી આપતી. દેશ દિવસે દિવસે દુર્બલ થતો જાય છે. બ્હેનો, દેશની

ઉન્નતિ માટે જરા વિચાર કરો, તે માટે હામ કરવા તૈયાર થાઓ. એવો કોઇ ઉપાય શોધો જેથી ભારત ફરીને પ્રાચીન ગૌરવ મેળવે. પ્રાચીન સમયમાં કેવી કેવી વિદુષી મહિલાઓ થઇ ગઇ છે ? સીતા અને દ્રોપદીએ પતિ સાથે રહી તેમની સેવા કરવા માટે કેટકેટલાં દુઃખ સહ્યાં હતાં ? આજકાલ તો સ્ત્રીઓ પતિ પાસે સેવા કરાવવાની અભિલાષા રાખે છે. ઘણીવાર જોવામાં આવે છે કે સ્ત્રીઓ ઘરેણાં માટે પતિને દુઃખ દે છે. એ મુર્ખ બ્હેનો એટલું નથી સમજતી કે જે અમૂલ્ય અને સાચું ઘરેણું સદાય સ્ત્રીને શોભા આપે છે તે પતિજ છે. એવી સ્ત્રીઓ ઘરેણાં માટે પતિના હૃદયને શબ્દબાણ મારી વીંધતીજ રહે છે અને એ ફીકરમાં પતિને બિચારાને સુખ, સંતોષ અને કોઇવાર પ્રાણ પણ ગુમાવી દેવા પડે છે.

"મારૂં કહેવું એમ નથી કે ઘરેણાં તદ્દન ત્યાગી દો. ઘણી સ્ત્રીઓ થોડું ઘણું ભણી એટલે એટલી સુકુમાર થઇ જાય છે કે ઘરેણાં તેમનાથી ઉંચકાતાં નથી. ઘરેણાં ભલે પ્હેરાય પણ તે માટે ઘરમાં કલેશ ન થવો જોઇએ. કેટલીક સ્ત્રીઓ તો પતિ કહેવા પ્રમાણે ઘરેણાં ન બનાવી આપે તો તેને માટે રાંધવાનું પણ માંડી વાળી અસહકાર કરી બેસે છે ! આ કુસંસ્કારનું કારણું અજ્ઞાનજ છે. હજી કેટલાક લોકો સ્ત્રીઓને કેળવણી આપવાની વિરૂદ્ધ છે; પરંતુ પ્રાચીન સમયમાં અજ્ઞાન સ્ત્રીઓ બહુ ઓછી હતી. તેઓ વિદ્વાન અને વ્યવહારકુશળ હતી. કેટલીક તો પુરૂષોથી ચઢી જાય એવી હતી. પડદાનો રિવાજ તે વખતે નહતો.

"માતા-પિતાનો ધર્મ એ છે કે તેઓ પોતાની પુત્રીઓને અને પુત્રવધુઓને કેળવણી આપે, જેથી તેઓ પોતાની સાંસારિક ફરજો બરોબર સમજે અને દેશની ઉન્નતિમાં ફાળો આપી શકે. એટલું યાદ રાખજો કે સ્ત્રી કેળવણી વિના દેશનો ઉદ્ધાર નહિ થાય."



## સ્ત્રીઓ માટે આશા

બ્રિટિશ મહારાજ્યની રાજ્યસત્તા કામદાર પક્ષના હાથમાં આવી એ ઇતિહાસનો એક ચમત્કાર છે. આ પક્ષે સ્ત્રી પુરૂષને સમાન તક આપવાનો ઉદ્દેશ હમેશાં રાખ્યો છે. સ્ત્રીઓની ફરિયાદો તરફ તે જરૂર સહાનુભૂતિથી જોશે. બ્રિટિશ સ્ત્રીઓના મતાધિકાર માટે ઠરવેલી ૩૦ વર્ષની વયની હદ તે દૂર કરશે, અને બાળક ઉપર માતાનો હકક સરખો રહે એવો કાયદો ઘડવા પ્રેરાશે, એવી આશા રાખી શકાય. હિંદમાં સ્ત્રીઓને ધારાસભાના સભાસદ થવાની બંધી છે, તે એ પક્ષ ખૂશીથી દૂર કરશે એમ અમે માનીએ છીએ. આ સુધારા માટે સ્ત્રીઓએ દબાણ કરવું જોઇએ. મદ્રાસની સ્ત્રીઓએ એ માટે જાહેર સભા ભરીને અને ગવર્નર અને તેમના પત્ની પાસે ડેપ્યુટેશનો મોકલીને પ્હેલ કરી છે. ( મુંબાઇમાં પણ એક સભા તા. ૧૩ મી માર્ચે મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી. ) કામદાર પક્ષે રાજ્યસતા હાથમાં આવતાંજ મીસ મારગારેટ બોન્ડફીલ્ડને કામદાર ખાતાની પ્રધાન નીમી સ્ત્રીઓ તરફનું પોતાનું નિષ્પક્ષપાતપણું સાબિત કર્યું છે. ઇંગ્લાંડના ઇતિહાસમાં એક સ્ત્રી આવો ઉંચો ઓધ્ધો ભોગવે એ પ્હેલોજ બનાવ છે અને એથી આખા સ્ત્રી સમાજનું સન્માન થયું છે.

( સ્ત્રી ધર્મ )

# સ્ત્રી જગત્.

હિન્દ.

સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ જીવણદાસે મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના જીંદગી પર્યંતના સભાસદ થઇ મંડળને રૂ. ૧૫૦ ભેટ આપ્યા છે. ઉપરાંત સ્ત્રીઓ અને મોટી વયની કન્યાઓની "નીતિરીતિ અને શીયલ" ના વિષયમાં દર વર્ષે લેખિત પરીક્ષા લઇ ફતેહમંદ થનારને રૂ. ૧૫, ૧૦, અને ૫ ના ઇનામો આપવા માટે રૂ. ૫૦૦ નું ૬ ટકાના વ્યાજનું સરકારી બોંડ પણ મંડળને ભેટ આપ્યું છે. ગં. સ્વ. મનાબાઇ ગોવિંદજી માધવજીએ વાર્ષિક સ્નેહ મેળનમાં ઇનામો આપવા માટે રૂ. ૧૦૦ ની મંડળને આપી છે. મર્હુમ બાઇ ભાનુમતી દામોદરદાસ દયાળદાસના ટ્રસ્ટીઓ તરફથી રૂ. ૮૫ રોકડા અને રૂ ૧૫ ની કીંમતનું કબાટ મંડળને મળ્યાં છે. આ ઉદારતાઓ માટે મંડળ એ સર્વનો આભાર માને છે.

× × × ×

મુંબાઇની કોરપોરેશનમાં ડૉ. મુન્સી મ્યુનિસીપાલ શાળાઓના ખાસ શિક્ષકો સંબંધી રજુ કરવા ધારેલા ઠરાવ વિરૂદ્ધ મ્યુનીસીપાલ કન્યાશાળાઓની આચાર્યાઓએ એક પત્ર કોરપોરેશન ઉપર મોકલ્યો છે, જેમાં ખાસ શિક્ષકો કે શિક્ષિકાઓ (ડ્રીલ, ચિત્રકલા, સંગીત, સીવણ ગુંથણ વગેરે વિષયો શીખવવા માટે) ની જરૂરીઆતનો ખ્યાલ આપી તેમની મદદ વિના કેળવણી સંપૂર્ણ નહિ આપી શકાય એમ જણાવ્યું છે. કરકસરની દ્રષ્ટિએ ડૉ. મુન્સીની દરખાસ્ત કદાચ આવકારદાયક લેખાય પરંતુ બાળકોના હિતની દ્રષ્ટિએ તે નુકશાનકારકજ ગણાવી જોઇએ.

× × × ×

જાણીતી નર્સ મિસિસ જનાબાઇ રોકડે તરફથી "શ્રી અહલ્યાબાઇ મફત સુવાવડખાતું" ખુલ્લું મુકવાની ક્રિયા કરનાર પૂના પાસે આવેલી માધવરાવ રોકડે સ્કુલના કમ્પાઉંડમાં ઓન. મી. કાવસજી જહાંગીરે તા. ૧૬ મી ફેબ્રુઆરીએ કરી હતી. આ સંસ્થાનો ખર્ચ બાર મિસિસ રોકડેએ ઉપાડી લીધો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. બીજાં પણ જાણીતા અને અનુભવી સ્ત્રી તેમજ પુરૂષ તબીબોએ આ સંસ્થાને પોતાની મદદ આપવાનું વચન આપ્યું છે. આ સંસ્થા મુંબાઇની ગરીબ સ્ત્રીઓ માટે આશીર્વાદરૂપ થઇ પડશે.

+ × ×

મહાત્મા ગાંધીજીની તંદુરસ્તી અને મુક્તિ માટે આનંદ દર્શાવવા પારસી કોમ તરફથી એક જાહેર સભા સર કાવસજી જહાંગીર હોલમાં તા. ૧૯ મી ફેબ્રુઆરીએ લેડી પીટીટના પ્રમુખપદે મળી હતી. આ સભામાં પારસી બાઇ બ્હેનોએ મોટી સંખ્યામાં ભાગ લીધો હતો. પ્રમુખના ભાષણ પછી મ. ગાંધીજી જલ્દી સાજા થાય અને હિન્દની પ્રજાને એકત્ર કરી સ્વરાજ્ય મેળવે એવી મતલબનો ઠરાવ બ્હેન પેરીન દાદાભાઇ નવરોજીએ રજુ કર્યો હતો. ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો.

× × ×

ગાંધી માસનો પહેલો દિવસ ઉજવવા તા. ૧૮ મી ફેબ્રુઆરીએ રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રમ હેઠળ સ્ત્રીઓની એક સભા સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મારવાડી વિદ્યાલય હોલમાં મળી હતી. પ્રમુખે રેંટીઓ કાંતવાની અને ખાદી પહેરવાની સલાહ બ્હેનોને આપી હતી. ગાંધીજીને અર્પણ કરવા માટેના ફાળામાં રૂ. ૬૦૦ ની રકમ સભામાં ભેળી થઇ હતી.

× × × ×

ગાંધી માસ નિમિત્તે મુંબાઇની રાષ્ટ્રીય સ્ત્રી

સભા અને ગીરગામ તથા ભુલેશ્વર જીલ્લા કોન્ગ્રેસ કમિટિઓના આશ્રમ હેઠળ ખાદી અને સ્વદેશી વસ્તુઓનું એક સુન્દર પ્રદર્શન તા. ૨૩ મી ફેબ્રુઆરીથી મારવાડી વિદ્યાલય હોલમાં ભરવામાં આવ્યું હતું.

× × × ×

મુંબાઇના ભગિની સમાજ તરફથી સ્વ. ગોખલેની આઠમી સંવત્સરી નિમિત્તે એક સભા કપોળ નિવાસ હોલમાં તા. ૧૯ મી ફેબ્રુઆરીએ સાંજે સૌ. શેઠ લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપદે મળી હતી. મહાત્મા ગાંધીજીને દીર્ઘાયુષ્ય ઇચ્છનારો અને તેમની મુક્તિ માટે આનંદ દર્શાવનારો ઠરાવ સભાએ પસાર કર્યો હતો.

× × × ×

ગાંધી માસ નિમિત્તે એક જંગી ખાદી પ્રદર્શન મુંબાઇમાં ડુંગરી ઉપર ભરવામાં આવ્યું છે, તે ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૧૦ મી માર્ચે દેવી કસ્તુરબા ગાંધીએ કરી હતી. મ. ગાંધીજીએ પુનાથી મોકલેલો ખાસ સંદેશો વાંચી સંભળાવ્યો હતો. ઉપરાંત રેંટીઆના ચિન્હવાળો રાષ્ટ્રધ્વજ પણ ફરકાવ્યો હતો. આ પ્રસંગે મળેલી સભાના કામકાજની શરૂઆત બ્હેન કુંવરબાઇના ગીતથી થઇ હતી. દેવી કસ્તુરબાએ પણ પ્રસંગોચિત વિવેચન કર્યું હતું. સૌ. અવન્તિકાબાઇ ગોખલેએ અને બીજા વકતાઓએ વિવેચન કરી ખાદી પહેરવાનો ઉપદેશ આપ્યો હતો.

× × × ×

મુંબાઇના તારદેવ આગળ પોતાના માબાપ સાથે રહેતી લાડકુબાઇ નામે એક ૨૦ વર્ષની ભાટીઆ સ્ત્રીનું તેના પતિ વસનજી હરિદાસે છરી મારી ખુન કર્યાનું કહેવાય છે. હકીકત એવી છે કે લાડકુબાઇના લગ્ન સાત વર્ષ પર શકમંદ વસનજી સાથે થયાં હતાં. તે કચ્છ કાંઠામાં પોતાના બાપ સાથે રહેતો હતો અને હમણાં બે મહિનાથી બાપ દીકરો મુંબાઇ આવ્યા હતા. લાડકુબાઇ પોતાની મા માંદી હોવાથી સારવાર માટે પીઅરમાં રહેતી હતી. સાસરીઆ તરફથી મોકલવાનું કહેણ આવતાં માંદી માને છોડી હાલ તુરત જવાની તેણે ના પાડી હતી. તા. ૨લી માર્ચે બન્ને બાપ દીકરો ભરતારને પીઅર ગયાં હતાં. બન્ને વ્હેવાઇ જ્યારે બ્હારના ઓરડામાં હતા ત્યારે વસનજીએ અંદર જઇ લાડકુબાઇને મારપીટ કરી છરી મારી હતી. આ પ્રકારની જુબાની જ્યુરી સમક્ષ પડી છે.

× × × ×

મુંબાઇની મ્યુનીસીપલ શાળાઓમાં "બોય સ્કાઉટ" અને "ગર્લ ગાઇડ્સ" ની સ્તુત્ય હિલચાલ દાખલ કરવાનો ઠરાવ કારપોરેશનમાં તા. ૧૩ મી માર્ચે ડૉ. બાટલીવાળાએ રજુ કર્યો હતો, જેને ડૉ. બોરાએ ટેકો આપતાં સર્વાનુમતે પસાર થયો હતો.

× × × ×

મુંબાઇનાં જાણીતાં સ્ત્રી મંડળોના સંયુક્ત આશ્રય હેઠળ સ્ત્રીઓની એક જાહેર સભા મારવાડી વિદ્યાલય હોલમાં તા. ૧૩ મી માર્ચે લેડી ધનબાઇ કાવસજી જહાંગીરના પ્રમુખપદે સ્ત્રીઓને ધારાસભાના સભાસદ થવાનો હક્ક આપવાની માગણી કરવા મળી હતી. પ્રમુખના પ્રાથમિક વિવેચન પછી શ્રીમતી હીરાબાઇ તાતાએ સ્ત્રીઓ ધારાસભાની સભાસદ થઇ શકે એવી મતલબનો સુધારો કાયદામાં કરવાની ગવર્નરને અરજ કરનારો ઠરાવ રજુ કર્યો હતો જેને શ્રીમતી દિલશાદબેગમે, મિસિસ જયકરે, મિસિસ હોજકીન્સને મિસિસ તૈયબજીએ અને મીસ કોન્ટ્રેકટરે ટેકો આપતાં સર્વાનુમતે પસાર થયો હતો. આ ઠરાવની નકલો ગવર્નર, વાયસરાય, અને હિંદી પ્રધાનપર મોકલી આપવાની પ્રમુખને સત્તા આપતો બીજો ઠરાવ કુમારી મીઠાં તાતાએ રજુ કર્યો હતો, જેને મિસિસ ગુલબાઇ રાઇટરે ટેકો આપતાં પસાર થયો હતો. ઈંગ્લાંડના પ્રધાન મંડળમાં નીમાયલા મીસ માર્ગારેટ બોંડફીલ્ડને અભિનંદન આપનારો છેલ્લો ઠરાવ મિસિસ શાસ્ત્રીએ રજુ કર્યો હતો અને મત લેતાં પસાર થયો હતો.

× × × ×

જામનગરના જાણીતા વતની શ્રીયુત મયાશંકર ભગવાનજી વોરાએ ત્યાંની કન્યાશાળા અને અંગ્રેજી સ્કુલ માટે બે ભવ્ય મકાનો લગભગ અર્ધા લાખને ખરચે બંધાવી આપ્યાં છે. એ મકાનો ખુલ્લાં મુકવાની ક્રિયા મહારાજા જામ સાહેબે તા. ૧૮ મી ફેબ્રુઆરીએ કરી હતી.

× × × ×

મહાત્મા ગાંધીજીની મુક્તિ માટે આનંદ

પ્રદર્શિત કરવા એક સભા ભાવનગરના ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ તરફથી તા. ૨૨ મી ફેબ્રુઆરીએ મળી હતી. સકકઇ શાળાની કન્યાઓએ ગરબા અને સંવાદનો કાર્યક્રમ રજુ કર્યો હતો. પ્રમુખસ્થાનેથી લેડી રમાબાઇ પટ્ટણીએ પ્રસંગોચિત વિવેચન કર્યું હતું. ગરબા ગાનારી બ્હેનોને રૂ. ૫૦નું ઇનામ શેઠ ત્રીભોવનદાસ ભાણજી તરફથી આપવામાં આવ્યું હતું.

× × × ×

આર્ટન ફીમેલ ટ્રેનીંગ કોલેજ તથા પ્રેકટીસીંગ સ્કુલનાં વાર્ષિક ઇનામનો મેળાવડો તા. ૧૬ ફેબ્રુઆરીએ મીસીસ વુડના પ્રમુખસ્થાને થયો હતો. શહેર તથા સીવીલ સ્ટેશનની સન્નારીઓ, વનિતા વિશ્રામની બ્હેનો તથા યુરોપીઅન અને પારસી બાનુઓની સારી સંખ્યા હાજર હતી. આ સંસ્થાએ શ્રીમતી મોડક તથા શ્રીમતી ઉર્મીલા મહેતાનાં સુપ્રીન્ટેન્ડેન્ટપણા નીચે સારી પ્રગતી કરી છે જે માટે એ બન્ને સન્નારીઓને ધન્યવાદ ઘટે છે.

× × × ×

મોરબીના નામદાર ઠાકોરશ્રી લખધીરજીએ બાળકોનું મરણ પ્રમાણ ઘટે તે હેતુથી બે લાખ રૂપીઆને ખર્ચે એક મેટરનીટી હોસ્પીટલ બાંધવાનો નિશ્ચય કર્યો છે, અને થોડા સમયમાં મોરબીમાં વનિતા વિશ્રામની શાખા ખોલવામાં આવનાર છે. છોકરાઓને સારૂં શિક્ષણ મળી શકે તેટલા માટે માધ્યમિક શિક્ષણ મફત કરવામાં આવ્યું છે, અને સ્કોલરશીપ વગેરેમાં પણ સારો વધારો કરી આપ્યો છે.

× × × ×

છગનલાલ માધુભાઇ નામના માણસે પોતાની પત્ની વેણીગવરીના સાવકા બાપ ઠાકોરદાસ ઘેલાભાઇ ઉપર પોતાની પત્નીનો કબજો મેળવવા સુરતની કોર્ટમાં દાવો માંડયો હતો. વેણીગવરીના શરીરનું બંધારણ નબળું હોવાને કારણે બાપે સાસરે મોકલવાની ના પાડી હતી, પરંતુ ડીસ્ટ્રીક્ટ જડજે તેની વિરૂદ્ધ ચુકાદો આપ્યો હતો અને પતિને પત્નીનો કબજો સોંપ્યો હતો. પતિએ તેને એકાદ વર્ષ માટે વનિતાવિશ્રામમાં મુકવાની કબુલાત આપી હતી. આ ચુકાદા સામે અપીલ થતાં મુંબાઇના ચી. જસ્ટીસ જસ્ટીસ અને ના. જડજ સર લલ્લુભાઇ શાહે નીચલી કોર્ટનો હુકમ મંજુર રાખી પત્નીપર પતિનો હક્ક છે એમ જાહેર કર્યું હતું.

× × ×

મોડાસાની મ્યુનીસીપાલીટીએ તા. ૧-લી માર્ચે પોતાની શાળાઓમાં કેળવણી મફત આપવાનો રહસ્ય આપવાનો ઠરાવ કર્યો છે.

× × ×

કરાંચી કોલેજમાં ચાલુ વર્ષમાં ૩૨ સ્ત્રીઓ અભ્યાસ માટે દાખલ થઇ છેઃ ૨ એમ. એ. ની પરીક્ષા માટે; ૩ બી. એ. ની; ૧૧ ઇન્ટર આર્ટસની અને ૧૬ પ્રીવીસની પરીક્ષા માટે તૈયારી કરે છે. છેલ્લી જણાવેલી સોળમાં બે પરણેલી છે.

× × ×

કરાંચીના જરથોસ્તી બાનુ મંડળે પારસી છોકરીઓ માટે રાંધણકળાની હરિફાઇ તા. ૨૩ મી ફેબ્રુઆરીએ કરવાનું ઠરાવ્યું હતું, પરંતુ એ હરીફાઇમાં ભાગ લેવા તૈયાર થયલી સંખ્યા બહુ નાની હોવાથી હરિફાઇ માંડી વાળવી પડી છે.

× × ×

મદ્રાસમાં સ્ત્રીઓનું એક ડેપ્યુટેશન સ્ત્રીઓને ધારાસભાના સભાસદ થવાનો હક્ક આપવા સંબંધી માંગણી રજુ કરવા ન્યાયખાતાના સભાસદ પાસે તા. ૧૪મી માર્ચે ગયું હતું. મજકુર સભાસદે આ માંગણી પ્રધાન મંડળ સમક્ષ જેમ બને તેમ જલ્દી રજુ કરવાનું વચન આપ્યું હતું, પરંતુ સાથે સાથે જણાવ્યું હતું કે એ બાબતનો છેવટનો નિર્ણય હિંદી પ્રધાન ઉપર આધાર રાખે છે.

× × ×

અલાહબાદ મ્યુનીસીપાલીટીએ પોતાની હદમાં પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કર્યું છે. આ માત્ર હાલ તુરત છોકરાઓ માટે છે. બોર્ડની કેળવણી કમિટિની પ્રમુખ શ્રીમતી ઉમા નેહરૂએ છોકરીઓ માટે પણ પ્રાથમિક કેળવણી ફરજીઆત કરવાની દરખાસ્ત રજુ કરી હતી; પરંતુ છોકરાઓ માટે એકવાર થઇ ગયા પછી એમ કરવામાં આવશે, એવું કહી દરખાસ્ત બોર્ડે નામંજુર કરી હતી!

× × ×

બનારસમાં અનાથ સ્ત્રીઓ અને વિધવાઓના આશ્રય માટે એક "અનાથ નારી-સદન"

સ્થપાયલું છે. આ સદનમાં તેમને રાખીને ઘરગતુ ઉદ્યોગો—ખાસ કરીને ભરત, ગુંથણ અને શીવણકામ શીખવવામાં આવે છે, જેથી તેઓ સ્વતંત્રપણે પોતાનું ગુજરાન કરી શકે. વ્યવસ્થા બહુ ઉત્તમ પ્રકારની છે પણ ધનના અભાવે એ સેવાકાર્ય આગળ વધતું અટક્યું છે. શ્રીમંતોએ ઉદાર હાથ એ સંસ્થા તરફ લંબાવવો જોઇએ.

× × ×

ગીરઝાપુર જીલ્લાના પચૌરા ગામમાં રહેનાર કણબી કુબેરની સ્ત્રીએ એક એવા બાળકને જન્મ આપ્યો હતો, જેના માથા પર બે શીંગડાં હતાં અને આંખો માથા પર હતી. ઉપરાંત બાળકનો ચહેરો વાંદરા જેવો હતો અને નખ બહુજ મોટાં હતા. (" આજ ")

× × ×

કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોરના "શાન્તિ નિકેતન" માં સ્ત્રી શિક્ષણને માટે વિશેષ વ્યવસ્થા કરવામાં આવી છે. બીજા વિષયો સાથે સંગીત ચિત્રકલા અને કાંતવા-વણવાનું તથા પુસ્તકો બાંધવાનું કામ શીખવવામાં આવશે. ઉપરાંત આરોગ્યવિદ્યા, રોગીની માવજત, શાકપાન ઉગાડવાનું, ગૃહિણી કર્તવ્ય વિગેરે વિષયો તરફ ખાસ ધ્યાન આપવાનો ઉદ્દેશ રખાયો છે.

× × ×

" લેડી રેડીંગ વીમેન ઓફ ઇંડિયા ફંડ " ની સહાયથી બે સ્ત્રી વિદ્યાર્થીઓ—કુમારી મૌલાબક્ષ અને કુમારી લાવિનીઆને સ્ત્રીઓનાં ખાસ દરદો સંબંધી વધુ અભ્યાસ કરવા માટે મોકલવામાં આવી છે.

× × ×

સગીર છોકરીઓની ઉમ્મરની હદ ૧૬ પરથી વધારીને ૧૮ ની કરવા સંબંધી ખરડો કેટલીક ગરમાગરમ ચર્ચા પછી વડી ધારાસભામાં પસાર કરવામાં આવ્યો હતો. સંમતીવય ૧૨ થી વધારીને ૧૪ વર્ષની કરવા સંબંધી પીનલકોડમાં સુધારો કરનારો ખરડો સીલેકટ કમીટીને સોંપાયો હતો.

× × ×

નાગપુરના "પ્રણવીર" પત્રમાં એક 'પાલીવાલ જાતીય સેવક ' લખ્યું છે કે, હોશંગાબાદ (મધ્ય પ્રાંત) માં શેઠ નન્નાલાલ નામના એક પાલીવાલ બ્રાહ્મણ ૬૦ વર્ષની વયના છે. પોતે ચાર વખત તો પરણી ચૂક્યા છે અને ઘણુંખરૂં માંદા રહે છે. પોતાની એવી હાલતમાં પણ ૧૫ વર્ષની એક કન્યા સાથે લગ્ન કરવાનો તેમણે નિશ્ચય કર્યો છે. કન્યાના પિતા મહેરલાલ-પાલિવાલ રિંગનોદ (દેવાસ) ના છે. તે કન્યાને હોશંગાબાદ લઇ જવામાં આવી છે. તે કન્યાનો વિવાહ સંબંધ ૧૦ વર્ષથી એક કુલિન ઘરના પાલિવાલ મુરલીધર નામના નવયુવક સાથે કરેલો છે. તે છોકરીને એક વખત અદાલત મારફત પણ રોકવામાં આવી હતી. આમ છતાં અત્યારે તેનાં લગ્ન થનાર છે."

× × ×

નાભાના મહારાજાને પદભ્રષ્ટ કરવાને લીધે શીખોમાં જે ઉશ્કેરણી થઇ છે અને તેમના જથ્થાઓ સત્યાગ્રહની લડત માટે એ રાજ્યની હદમાં જાય છે તેને પરિણામે ત્યાંના સતાધારીઓના ગોળીબારથી ખુનરેજી થવા પામી છે. કેટલીક સ્ત્રીઓને પણ પકડીને કેદ કરવામાં આવી છે.

× × ×

" કીરપાન બહાદુર " ના અધીપતિ શ્રીયુત સુચાસીંગને રાજદ્રોહનાં અપરાધ માટે પકડી સતાધારીઓએ તેનું કીરપાન ખુંચવી લીધું છે. કીરપાન (એક જાતનું ખંજર) શીખોનું ધાર્મિક ચિન્હ હોવાથી તે ધારણ કર્યા વિના તેણે ખોરાક લેવાની ના પાડી છે. પરિણામે તેની હાલત બહુ ખરાબ થઇ છે. તેની પત્ની સૌ. ખેમકોરે સરકાર ઉપર ૫૦ લાખની નુકશાની મેળવવાનો દાવો માંડવાની ધમકી આપી છે.

## એશિયા.

હોંગકોંગ (ચીન) થી એક ખબરપત્રી જણાવે છે કે ત્યાં ઘણા સમયથી વસતા એક રશિયને પોતાની અમેરિકન પત્નીને મેક્સીકોના એક લાખોપતિ સીધી મી. જુઆરેઝને પાંચ લાખ ડોલરની કીંમતે વેચવાનું સાટું કર્યું છે. એમ કહેવાય છે કે સ્ત્રી આ સાટામાં સંમત થઇ છે અને તે એવી શરતે કે વેચાણ રકમમાંથી

અર્ધો હિસ્સો તેને મળે. દુનિયામાં આવી કેટલીય વિચિત્ર મૂર્તિઓ હશે !

× × ×

શેંગ્હાઇ ( ચીન ) થી એક ખબરપત્રી લખે છે કે મુંબાઇના એક જાણીતા પારસી ગૃહસ્થના દીકરાના લગ્ન એક રશિયન છોકરી સાથે ત્યાંની બ્રિટિશ કોન્સ્યુલેટમાં તા. ૨૬ મી જાન્યુઆરીએ થયાં છે.

× × ×

ચીનમાં એક નવો કાયદો પસાર થયાનું કહેવાય છે. એ કાયદાની રૂએ સાસુ સસરાની પજવણીને કારણે પત્ની પતિથી છુટા છેડા કરવાનો હક્ક ધરાવે છે. ( "ચાંદ" ).

## આફ્રિકા.

પૂર્વ આફ્રિકા હિંદી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખપદે વિરાજવા ગયેલાં શ્રીમતી સરોજીની નાયડુએ ત્યાંના હિંદીઓને ઐક્ય સાધી સરકારના અન્યાયી કાનુનો સામે મજબુતીથી લડત ચલાવવાની સલાહ આપી છે.

કેપટાઉન ( આફ્રિકા ) ની ધારાસભા માટે સ્ત્રીઓને મતાધિકાર આપવાનો ખરડો તા. ૧૫ મી ફેબ્રુઆરીએ ૫૪ વિરૂદ્ધ ૪૮ મતે એસેમ્બલીએ પસાર કર્યો હતો.

## યુરપ.

ઇંગ્લાંડની પાર્લામેંટમાં સભાસદો તરીકે વિરાજતી આઠ મહિલાઓના નામો આ પ્રમાણે છે: (૧) લેડી એસ્ટર; (૨) મીસિસ વીન્ટ્રીંગહેમ; (૩) ડચેસ ઓફ એથેલ; (૪) લેડી ટેરીંગટન; (૫) મીસ રથવન; (૬) મીસ જોન્સ; (૭) મીસ માર્ગારેટ બોન્ડફીલ્ડ; (૮) મીસ લોરેન્સ.

× × ×

ઇંગ્લાંડની પાર્લામેંટમાં સ્ત્રીઓને પુરૂષો જેવો અને જેટલો મતાધિકાર આપવા સંબંધી એક ખરડો થોડા વખતમાં રજુ થશે. આ ખરડો ૧૯૧૮ ના કાયદામાં સુધારો કરશે, જેની રૂએ ૨૧ વર્ષની ઉમ્મરની કોઇ પણ સ્ત્રીને મત આપવાનો હક્ક રહેશે. પુરૂષો માટે પણ એજ હદ ઠરાવી છે. આથી ૩॥ લાખ વધારે સ્ત્રીઓને મતાધિકાર મળશે એમ અનુમાન કરવામાં આવે છે. યૂનીઅનીસ્ટ પક્ષ આ સુધારાની વિરૂદ્ધ પડનાર છે !

× × ×

નવા સાલના માન અકરામના લીસ્ટમાં સ્ત્રીઓનાં નામ નહિ હોવાથી લન્ડનના સ્ત્રી સ્વાતંત્ર્ય સંઘે મી. બાલ્ડવીન ( માજી મુખ્ય પ્રધાન ) ઉપર એક પત્ર લખ્યો હતો અને જણાવ્યું હતું કે બીજી બાબતોની જેમ આ બાબતમાં પણ સ્ત્રીઓ તરફ નિષ્પક્ષપણે વર્તવું જોઇતું હતું. સંઘની માન્યતા પ્રમાણે ઘણી સ્ત્રીઓ એવી છે જેમની સેવાઓ પુરૂષો કરતાં વધારે માનને પાત્ર છે.

× × ×

ઇંગ્લાંડના એક વર્તમાન પત્રે ૫૦ પાઉંડનું ઇનામ કાઢયું હતું—જે સ્ત્રીના કેશ સૌથી વધારે લાંબા હોય તેને માટે. આ હરિફાઇમાં ઘણી સ્ત્રીઓ દાખલ થઇ હતી. પરિણામે મિસિસ રોજ નામે એક મહિલાને એ ઇનામ મળ્યું છે. તેના કેશ છ ફીટ લાંબા હતા. બીજી બે સ્ત્રીઓના સાડાપાંચ ફીટ, આઠના પાંચ ફીટ, પચાશના ચારફીટ બે ઇંચ અને ૧૯૦ ના સાડાત્રણ ફીટ લાંબા હોવાનું જાહેર થયું છે.

× × ×

યુરપમાં પણ બદમાશ લોકો છોકરીઓને વેશ્યાઓ બનાવવા કાઢી લઇ જાય છે કે ભગાડી જાય છે એવી ફરિયાદ છે. હમણાંજ ઇંગ્લાંડમાંથી એવી રીતે ૫૦૦ છોકરીઓને એ નિંદ્ય ધંધા માટે દક્ષિણ આફ્રિકા મોકલવામાં આવી છે. એમાં કેટલીક સારા સારા કુટુંબોની છોકરીઓ પણ છે, એમ કહેવાય છે. ( "ચાંદ" )

× × ×

ફ્રાંસમાં ૨૨ મી જુલાઇ ૧૯૨૩ ને દિવસે એવો કાયદો પસાર થયો છે કે દરેક કુટુંબમાં ત્રણ બાળકો ઉપરાંત જેટલાં બાળકો હોય તે સર્વને માટે એ બાળકો તેર વર્ષની વયના થતાં સુધી તે કુટુંબને વાર્ષિક ૯૦ ફ્રાંક રાજ્ય તરફથી ઉત્તેજન દાખલ આપવા. જો બાળકો ભણતા હોય તો આ મદદ તેઓ સોળ વર્ષનાં થતાં સુધી અપાશે. બેલ્જીઅમમાં આવી મદદ આપવાનો વિચાર ચાલે છે.

× ×

ફ્રાંસના પ્રસિદ્ધ ડોકટર ફ્રંક બ્રેન્ટનોએ પ્રસૂતિ અને બાળ ઉછેર સંબંધી અનેક પ્રયોગો કરી હમણાં એક દવા શોધી કાઢી છે. આ દવાઓમાં ઘણી જાતની દવાઓનું મિશ્રણ છે; અંદર ક્લોરોફોર્મ પણ નંખાય છે, ગર્ભવાસી સ્ત્રીને આ દવાના તેર ભાગ પાવામાં આવે છે. એથી બેહોશી બિલકુલ નથી જણાતી. દવા લેનાર સારી રીતે વાતચીત કરી શકે છે, પરંતુ એ દવાના પ્રભાવથી બાળક બહુ સહેલાઇથી કોઇ પણ પ્રકારના કષ્ટ વિના જન્મે છે. આ દવા ઘણી સ્ત્રીઓ પર અજમાવી જોઇ છે અને સફળ થઇ છે. ( " ચાંદ " )

× × ×

રોમના "કોરીયેર ઇટાલ્યાનો" નામક પત્રમાં એક રમુજી બીના પ્રકટ થઈ છે. થોડા અઠવાડિયા પૂર્વે ઝાબોટા ઝાબ્બોવિચ નામનો બાવીશ વર્ષનો એક ખેડુત સર્વિયાની રાજધાની બેલગ્રેડની જનરલ હોસ્પિટાલમાં જઇ કહેવા લાગ્યો કે મારા પેટમાં અતિશય દુઃખાવો થાય છે. તપાસ કરતાં એમ માલુમ પડયું કે પેટમાં મોટી ગાંઠ છે અને તેથી પેટનો ભાગ ઉપસી આવ્યો છે, માટે તેને ઓપરેશન—શસ્ત્રક્રિયાથી કાઢવી પડશે. સુલ્કમશહુર ડાક્તર કોસ્ટીકે ઓપરેશન કરી મોટી ગાંઠ કાઢી ને ચીરતાં બે બાળકના ગાત્ર જણાયા. આ જોડકાં પુરૂષગર્ભમાંનો એકની લંબાઇ ૨૫ સેન્ટી મીટર અને બીજાની ૧૦ સેન્ટીમીટર. એટલે કે એક ગર્ભ ૧૦ ઈંચ અને બીજો લગભગ પાંચ ઇંચ જેટલો હતો.

કોલોરેડો સ્ટેટમાં એ રાજ્યમાં સ્ત્રીઓને પુરૂષો જેટલાજ અધિકાર રાજકીય પ્રદેશમાં મળ્યા છે. સ્ત્રીઓ પાર્લામેંટ માટે મત આપી શકે છે અને સભાસદ બની શકે છે. પુખ્ત ઉમ્મરની કોઇ પણ ચેમ્બર માટે મત આપી શકે; ૨૬ વર્ષની સ્ત્રી સેનેટ માટે મત આપી શકે. ત્રીસ વર્ષની ઉમ્મરની ચેમ્બરની અને પીસ્તાલીસ વર્ષની સેનેટની સભાસદ થઇ શકે; પુરૂષો માટે પણ એજ નિયમો છે. અત્યારે ચેમ્બરમાં પંદર અને સેનેટમાં ત્રણ સ્ત્રી સભાસદો છે. આટલી નાની સંખ્યા છતાં સ્ત્રી હિતના ઘણા ધારાઓ તેઓ પસાર કરાવી શકી છે.

× × ×

કોન્સ્ટાન્ટીનોપલથી લંડનના " ટાઇમ્સ "નો ખબર પત્રી તા. ૧૯ મી ફેબ્રુઆરીએ જણાવે છે કે એક યા વધુ સ્ત્રીઓ પરણવી તે વિષે એંગોરાની રાજસભામાં એક ખરડો થોડા વખતમાં રજુ થનાર છે. તેથી એ સવાલ ઉપર ત્યાંનાં છાપાઓમાં જોશભેર ચર્ચા ચાલે છે. કેળવાયલો વર્ગ એક પત્નીવ્રતની તરફેણમાં છે અને તેના કારણ તરીકે જણાવે છે કે મોંઘવારી ઘણી વધી ગઇ છે.' ગરીબ ખેડુત વર્ગ બહુ પત્નીવ્રતની તરફેણમાં કારણ કે વધારે પત્નીઓ હોય તો કામકાજમાં મદદ કરે અને નોકરો ઓછાં રાખવા પડે ! ઢાલની બે બાજુ હોય છે !

× × ×

તુર્કસ્તાનમાં સ્ત્રી કેળવણીના પ્રશ્ન ઉપર હવે ખુબ ધ્યાન અપાય છે, અને છોકરાઓ જેટલીજ સગવડો છોકરીઓની કેળવણી માટે કરવાના પ્રયત્નો ચાલે છે. ઘણાં સ્થળોએ કન્યાશાળાઓ સ્થાપવામાં આવી છે. ઉપરાંત કોલેજનું શિક્ષણ આપવાની ગોઠવણો પણ થાય છે. કોન્સ્ટાન્ટીનોપલની યુનીવરસીટીમાં સ્ત્રીશિક્ષણનો ખાસ વિભાગ ખોલવામાં આવ્યો છે. કેટલીક સ્ત્રીઓ ઉચ્ચ, કેળવણી લેવા પરદેશોમાં પણ ગઇ છે.

તુર્કસ્તાનની ટ્રેનોમાં સ્ત્રીઓ માટે પ્હેલાં જે પડદા રાખવામાં આવતા તે હવે કાઢી નાંખ્યા છે. સ્ત્રી પુરૂષો હવે ભેગાંજ મુસાફરી કરે છે !

## અમેરિકા.

અમેરિકામાં સુન્દરતાની હરિફાઇમાં ૯૦-૯૦ વર્ષની બે મહિલાઓ સૌથી વધારે સુન્દર જાહેર થઇ છે. આટલી ઉમ્મરે આટલું સૌન્દર્ય ટકી રહેવાનું કારણ પૂછતાં તેમણે જણાવ્યું હતું કે સાદું જીવન અને બ્રહ્મચર્ય એ બેજ મુખ્ય કારણો છે.

× × ×

અમેરિકાની મીસિસ ઈલીઝાબેથ મીલ્બેન્ક એન્ડરસન પોતાની પાછળ ૯૦૦૦૦૦ ડોલરની અર્થાત્ ત્રણ કરોડ ઉપર રૂપીઆની દોલત મુકી ગઇ છે. આ દોલત તેણે સ્થાપેલા મીલ્બેન્ક સ્મારક ફંડમાં ઉમેરવામાં આવી છે. આ ફંડના વ્યવસ્થાપકો હમણાં કેટલાક પ્રયોગો કરે છે જેને પરિણામે તેઓ માને છે કે અમેરિકાના વત-

...નીઓની જીંદગીની સરેરાસ હદ લગભગ વીસ વર્ષ જેટલી વધારી શકાશે !

× × ×

"વુમન સીટીઝન" માસિક ફરિયાદ કરે છે કે અમેરિકામાં કેટલાક ધનાઢય માણસોની પત્નીની સ્થિતિ નાણાં વિના દયાજનક થઇ પડે છે ! એથી અસંતોષ, હીસ્ટીરીઆ કે છુટાછેડાના ઘણા કેસો બને છે. કેટલાક માણસો બહુ કંજુસ હોય છે અને પોતાની જાત માટે લખલુટ ખર્ચ કરતા હોય છતાં પત્નીને નાણાં કાઢી આપતાં એમનો જીવ નથી ચાલતો. સ્ત્રીઓની વકીલાત કરતાં એ માસિક કહે છે કે પતિની આવકના પ્રમાણમાં પત્નીને નાણાંની રકમ દર મહિને મળવી જોઇએ; તેને ભીખારણની જેમ હાથ ધરવો ન પડે, એવો બંદોબસ્ત થવો જોઇએ.ડૉ સુરાહ સીવર્સ પોતાનો અનુભવ જણાવતાં કહેછે કે "જે સ્ત્રીઓ લગ્ન પ્હેલાં સ્વતંત્ર કમાણી કરતી હોય છે અને પાસે નાણાંની છુટ હોય છે, તેને પરણ્યા પછી બહુ શોસવું પડે છે, મારી એક દરદીનો પતિ તેને ટપાલની ટીકીટો માટે નાણાં આપતાં પણ ખંચાતો હતો. પરિણામે તે બિચારી પોતાના પિયરના સગામાં અળખામણી થઇ પડી." આગળ ચાલતાં તે કહે છઃ મારી માતાને ચાર દીકરા હતા એ દરેકને તેણે ઘરકામની કેળવણી આપી હતી. કોલસા કાઢી લાવવા, ચૂલા સાફ કરવા, પાણી વહી લાવવું, વગેરે કામો તેમની પાસેજ તે કરાવતી. પરિણામે તેમના જેવા માયાળુ અને ઉદાર પતિ અત્યારે બીજા કોઇ નહિ હોય. ઘરકામ કેટલું કુથાલરેલું છે તે તેઓ સારી પેઠે જાણે છે અને 'પત્ની આખો દિવસ શું કરતી હશે ?' એવો વિચાર કરી તે આશ્ચર્ય નથી પામતા " હિન્દમાં ય બેકદર પતિઓનો તોટો નથી. એમની સંખ્યા અમેરિકા કરતાં અહિં વધારે હશે !

× × ×

અમેરિકામાં એક રીપોર્ટ પ્રકટ થયો છે તેમાં જણાવવામાં આવે છે કે ગયા વર્ષમાં ત્યાં ૯૦૦ સ્ત્રીઓ ગુમ થઇ ગઇ હતી, અને ફરી તેમનો પત્તો લાગ્યો નહિ, બીજી પણ કેટલીક છોકરીઓ ગુમ થઇ છે, જેમના સંબંધી રીપોર્ટ નથી મળ્યો. આ કારણે સંખ્યા કદાચ ૧૮૦૦ ની થાય. બીજા સ્થળો કરતાં ન્યુયોર્કમાં વધારે સ્ત્રીઓ ગુમ થાય છે. ( " ગૃહલક્ષ્મી " )

× × ×

મીસીસ બર્થા હોલ્કોમ્બ નામની સ્ત્રીએ ફિલાડેલ્ફીઆના કેલર, હેરી, પીયર અને બીજા માણસો પર પોતાને અને પોતાના સાથીદારને હરણ કરી જઇ જંગલમાં એકાંતમાં ચાબુકથી ફટકા મારવાના ગુન્હા માટે ફરિયાદ નોંધાવી હતી. આ ફરિયાદ કોલ કાઉન્ટીની જ્યુરી સમક્ષ નીકળી હતી. ફરિયાદી મીસિસ બર્થા હોલ્કોમ્બે જણાવ્યું હતું કે તે તેના સાથીદાર પી. એસ. એચ. નોર્ટન સાથે હતી, એટલામાં છ જણની ટુકડી તેમણે હરણ કરી ગઇ અને એક જંગલમાં લઈ ગયા. ત્યાં જઈ તેઓએ મને કમરના ઉપરના ભાગ સુધી વસ્ત્રરહિત કરી ચામડાના પટાથી નિતમ્બો ઉપર ફટકા માર્યા. મારા સાથીદારના ઉપર ફટકા ઉપરાંત લાતો અને પત્થરનો વરસાદ વર્ષાવવામાં આવ્યો. આ ફટકા મારવાના રસમનો જુનો ઇતિહાસ છે. ગ્રેમ્સના કિનારાપરનો વસવાટ છોડી નાઈલના કિનારા પર જઇ વસનાર એક યુરોપીઅન બાનુએ ફટકાની મોજનો દિલકસ કિસ્સો કહ્યો છે. મધ્યકાલિન યૂરોપમાં પાદરીઓ ધાર્મિક ક્રિયાને અંગે નવોઢાના નાજુક અવયવને ફટકા મારવાની ક્રિયા કરતા હતા. એજ સમયમાં ત્યાંની શાળાની માસ્તરણો કન્યાઓના કુલાને બર્ચની છડીથી સોળ પડે તેવી રીતે ફટકા મારતી હતી, કિંવા લોહી નિકળે ત્યાં સુધી ફટકાવી પછી ખીખી કરી મોજ મેળવતી, એનાં દૃષ્ટાંતો છે.






**મુંબાઇમાં બાળકોને લગતો કાયદો.**

ચાલુ વર્ષના ફેબ્રુઆરી માસમાં મુંબાઇની ધારાસભામાં બાળકોને લગતો એક ખરડો રજુ કરવામાં આવ્યો હતો. આ ખરડાનો હેતુ બાળકોને રક્ષણ આપવાનો છે. એ ખરડામાં જણાવ્યા પ્રમાણે ૧૪ વર્ષની વયનાં 'બાળક' ગણાય, અને ૧૪ થી ૧૬ વર્ષની વયનાં 'યુવાન' ગણાય. પોતાના કબજામાંના બાળક યા યુવાનને જે વ્યક્તિ મારે, તેની તરફ ગેરવર્તન ચલાવે, ત્યજી દે અથવા જાણી જોઈને બેદરકારી બતાવે તેને આ કાયદાની રૂએ બે વર્ષ સુધીની સજા અને એક હજાર રૂપીયા સુધીનો દંડ થઇ શકે. બાળકને માટે યોગ્ય ખોરાક, કપડાં, દવાદારૂ, અને રહેવાના મકાનની સગવડ નહિ કરનાર વાલી કે માબાપ આ કાયદા પ્રમાણે બેદરકારી બતાવનાર ગણાશે. ગાયન ગાવાના અથવા કસરત કરવાના બહાના હેઠળ અથવા બીજી રીતે જે કોઇ પોતાના કબજામાંના બાળક કે જવાન પાસે જાહેર રસ્તાપર ભીખ મગાવશે અથવા તેમ કરવાને લલચાવશે તેને ત્રણ મહીના સુધીની કેદ અને રૂપીયા ૧૦૦ સુધીનો દંડ થઇ શકશે. ૧૪ થી ૧૬ વર્ષની ઉમરનાં યુવાનોનો કબજો ધરાવનાર જો તેમને કુટણખાનામાં જવા દેશે તો ૭ માસની કેદ અને ૨૦૦ રૂપીઆ સુધીનો દંડ થશે. ૧૬ વર્ષથી નાની ઉમરની છોકરીનો કબજો ધરાવનાર કોઇપણ માણસ જો તેની પાસે વેશ્યાનો ધંધો કરાવશે અગર તેના પતિ સિવાય બીજા કોઇ પાસે મોકલશે તો તેને બે વર્ષ સુધીની સજા કરી શકાશે. કોઇ જાણીતા અનીતિમાન શખ્સની સોબતમાં છોકરી ફરતી જણાશે અથવા કુટણખાનામાં જતી જણાશે તો તેવી છોકરીને તેના વાલીએ ત્યાં મોકલી છે એમ માની લેવામાં આવશે. જો કોઇ પણ બાળક ઉપર જુલમ ગુજરે છે અથવા કોઇ છોકરીને અનીતિમાં ઉતારવામાં આવે છે એવી ખબર મળશે તો કોર્ટ તેની તપાસ માટે જડતીનો હુકમ આપી શકશે.

આ પ્રમાણે ઉપરોક્ત ખરડાનો ટુંક સાર છે. આ ખરડાની કેટલીક કલમો દેખીતી રીતે ગરીબ માબાપોને નુકસાનકારક નીવડે એવો ભય રહે છે, અને તેથી લોકોનો તેના સંબંધમાં અભિપ્રાય જાણી શકાય તેટલા માટે તેને આવતી બેઠક સુધી મુલતવી રાખવામાં આવ્યો છે. એકંદરે એમ થયું તે ઠીક થયું છે, કેમકે અતિશય ઉતાવળ કરવાથી લાભને બદલે હાની થઇ જવાનો ભય રહે છે.

ધારાસભામાં એ ખરડા પર થયલી ચર્ચા અને તેની તરફ લેવાયલું એકંદર વલણ અમને અસંતોષકારક લાગે છે. એક સભ્યે કહ્યું, કે એમાં તો બાળકોના શારીરિક સંરક્ષણને માટે જોગવાઇ કરવામાં આવી છે, પરંતુ તેમના ધાર્મિક સંરક્ષણનું શું? અને જો ધાર્મિક વાત અંદર દાખલ કરવામાં આવી હોત તો સરકાર ધર્મની બાબતમાં વચ્ચે પડે છે, એવા પ્રકારનો કોલાહલ થાત. આ બાળકોના રક્ષણના ખરડામાં એવી ધાર્મિક બાબત કોઇપણ પ્રકારે દાખલ કરવી ઇષ્ટ નથી. એક સભ્યે કહ્યું, કે આ ખરડાથી માબાપો પર મોટી જવાબદારી પડે છે. હિંદીઓ ગરીબ છે, તેઓ ગરીબાઇને લીધે પોતાનાં બાળકોને પૂરતો ખોરાક આપી શકતાં નથી, જ્યારે આ ખરડામાં એવાં માબાપોને બેદરકારી બતાવવા માટે ગુન્હેગાર ગણવામાં આવ્યાં છે. આ દલીલમાં હિન્દીઓની ગરીબાઇની વાત સાચી છે, અને એવાં ગરીબ માબાપોનાં બાળકોને માટે રાજ્ય તરફથી કાંઇ સગવડ આપણા દેશમાં નથી એ દિલગીરી ભર્યું છે, પરંતુ એટલું વિચારવું ઘટે છે, કે આ કાયદો ગરીબ માણસોને સતાવવા માટે નથી, પરંતુ જાણી જોઇને જેઓ બાળકોને ખોરાક આદિ આપતાં ન હોય તેમને પોતાની ફરજ બજાવતાં કરવાને માટે છે. બાળકો એ કોઇ પણ દેશની

કીમતીમાં કીમતિ દોલત છે, અને એ દોલતના સંરક્ષણને માટે યોગ્ય કાયદો ન હોય એ નવાઈની વાત છે. કેટલાંક માબાપોને નાટક સીનેમાઓ વિગેરેને માટે પૈસા મળે છે, દારૂ જુગારને માટે પૈસા મળે છે, બીજી અનેક રીતે ઉડાવવાને પૈસા મળે છે, પરંતુ માત્ર પોતાના બાળકને માટેજ તેમની પાસે પૈસા હોતા નથી. સત્ય વાત છે, કે એવાં માબાપોની સંખ્યા થોડી હશે. પરંતુ તેથી એવા કાયદાની જરૂર નથી એમ કહી શકાશે નહિ વળી ઘણી વખત એવું યે બને છે, કે એક અપર માતા પોતાની શોક્યનાં બાળકોને બહુજ સતાવે છે, અને તેમને નર્કયાતના ભોગવાવે છે. એવા પણ બનાવો બને છે, કે પોતાનાં ભાઈ કે બહેનનાં બાળકોને પાળવા હોય છે, અને તેવાં બાળકોને પૂરતો ખોરાક પોશાક મળતો નથી કે તેમને ઢોરની માફક ઉછેરવામાં આવે છે. એવીજ રીતે ઘણાં સાસરામાં નાની નાની પુત્રવધુઓ ઉપર એવાજ પ્રકારના જુલ્મો ગુજારાય છે. જેઓ હિંદુઓના સાંસારિક જીવનથી પરિચિત છે, તેઓ ઉપરોક્ત હકીકતની સાક્ષી પૂરશે અને અમે હીંમતથી કહીએ છીએ કે આવા બનાવો અપવાદરૂપ નહિ પણ મોટી સંખ્યામાં બને છે. કેટલાંક કેળવાયલાં અને સુધરેલાં કે સંસ્કારી ગણાતાં કુટુંબોમાં પણ એવા બનાવો બને છે. એવા બાળકોને કાયદાનું રક્ષણ આપવાની જરૂર નથી ? અત્યારે બાળકોને રક્ષણ આપવાનો કોઇ પણ કાયદો નથી તેથી બાળકોની ઘણીજ દુર્દશા થઇ રહી છે, અને તેમની પર જુલ્મ ગુજારનારાઓ નિરંકુશ અને નિર્ભય બની રહ્યા છે. તેઓ ઉપર કાયદાનો અંકુશ મુકાવાની ખાસ જરૂર છે. અલબત અમે એમ કહેવા ઇચ્છતા નથી, કે ઉપરોક્ત કાયદો પસાર થવાથી બાળકો પર ગુજરતા સર્વ અન્યાયો અને જુલ્મો દૂર થઇ જશે પરંતુ એવા કાયદાથી તેમાં ઘટાડો તો જરૂર થવાનેજ અને ધીમે ધીમે તેની સારી અસર થયા વિના નહિ રહે. ધારો કે કાયદાથી ગરીબ માબાપોને સહન કરવું પડશે, તોયે તેટલે ભોગે પણ બાળકોના રક્ષણની ખાતર એવો કાયદો કેમ બને તેમ, જલદી પસાર થવાની, અને તે અમલમાં મુકવાની જરૂર છે.

બાળકોના કુટણખાનામાં જવા દેવા વિષે અને છોકરીઓ પાસે વેશ્યાનો ધંધો કરાવવા વિષે જે કલમો ઉપલા ખરડામાં નાખવામાં આવી છે, તે અત્યંત આવકારદાયક છે. ભીખ માગતાં બાળકોના સંબંધની કલમ પણ આવશ્યક છે. બાળકીઓને વેશ્યાના ધંધામાં ઉતારવાનું જેઓ નિયમિત કામ લઇ બેઠા છે, તેમની દુષ્ટ પ્રવૃત્તિઓ પર આ કાયદાથી અંકુશ મુકાશે. વળી જેઓ જુવાન છોકરાઓને અનીતિને ધંધે ચઢાવી દે છે, તેમની પર પણ અંકુશ પડશે. જે લોકો બાળકો પાસે એક કે અન્ય પ્રકારે ભીખ મંગાવવાનો ધંધો કરે છે, તેમનો ધંધો પણ ભાગી પડશે. ખાસ કરીને મુંબાઇ જેવાં શહેરોમાં ભીખ માગતા છોકરાઓનો ત્રાસ બહુ વધી પડયો છે; અને એવા છોકરાઓના ભવિષ્યની ખાતર તે દૂર કરવાની જરૂર છે. જે છોકરાં નાનપણથીજ ભીખ માગવાનો ધંધો કરતાં હોય તે આખા દેશને ભારરૂપ બને છે, અને કોઇપણ દિવસ તેમનો ઉદ્ધાર થવાની આશા રખાતી નથી.

એવીજ રીતે બાળકોને અને યુવાનોને જુગાર રમતાં અટકાવવાની ગોઠવણ આ કાયદામાં થવી જોઇએ. અનેક પ્રકારના નાનામોટા જુગારોમાં બાર પંદર વર્ષનાં બાળકો ભાગ લે છે, અને એ પ્રમાણે પોતાના જીવનની નુકસાનકારક શરૂઆત કરે છે. આ ખરડામાં એ સંબંધમાં વધારો થવાની ખાસ જરૂર છે.

આ ખરડો છોકરાઓને અને ખાસ કરીને બાલિકાઓને આશિર્વાદ રૂપ થઇ પડશે, અને અમે આશા રાખીએ છીએ, કે ધારાસભાની આવતી બેઠકમાં તેને પસાર કરવામાં આવશેજ. અત્યાર સુધી આવો કાયદો ઘડવામાં આવ્યો નહિ, એજ દિલગીરીની વાત છે. જ્યારે આપણને સ્વરાજ્ય મળશે ત્યારે તો આવા કાયદાની ખાસ જરૂર પડશે, કેમકે ત્યારે રાષ્ટ્રીય દૃષ્ટિએ બાળકોની કીંમતમાં અનેક ગણો વધારો થશે.

**ખાદી પ્રદર્શન અને મહાત્મા ગાંધીજી.**

ખાદીનો પ્રચાર વધારવાને માટે આજકાલ આપણે ત્યાં પ્રદર્શનો ભરવાનો પવન વાયો છે. એવાં પ્રદર્શનો વારંવાર ભરવામાં આવે છે. તેમાં દરેકમાં કાંઇ ખાસ નવીનતા હોય છે એમ નથી, પરંતુ ખાદીને વિશેષ લોકપ્રિય બનાવવાને

મારેજ એવાં પ્રયત્નો થઇ રહ્યા છે. હમણાં થોડા સમય ઉપર મુંબાઇમાં ડુંગરી લતા પર એક ખાદી પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, તેને ઉદ્દેશીને મહાત્મા ગાંધીજીએ સંદેશો મોકલતાં કેટલીક ટીકા કરી છે, તે વિચારવા જેવી છે. તેઓ કહે છે:—

"શુદ્ધ ખાદીનાં પ્રદર્શનો ખાદીપ્રચારમાં ઠીક ઉપયોગમાં આવે છે, એ વિષે શંકાને અવકાશ રહ્યો નથી, પણ આપણને હજીએ ખાદીનાં પ્રદર્શનો ભરવાં પડે છે એ કેવી વિચિત્રતા? દેશની ઘઉં બાજરીનો પ્રચાર કરવાને સારૂ પ્રદર્શનો કરવાની કોઇ વાત કરે તો આપણે તેને ગાંડો ગણી કાઢીએ. શું ખાદીની ઉપયોગિતા ઘઉં બાજરી કરતાં ઓછી છે? તો જો આપણે ઘઉં બાજરીને બદલે સ્કૉટલૅંડના ઓટ મંગાવીને ખાતા નથી તો માંચેસ્ટરથી કે જાપાનથી કપડાં મંગાવી તે પહેરીને ખાદીનો કેમ અનાદર કરતા હોઇશું? એ દરેક દેશાભિમાનીએ તેમજ ધર્માભિમાનીએ વિચારવા જેવું છે. હવે જ્યાં સુધી આપણે પરદેશી કાપડને વશ છીએ ત્યાં સુધી પરદેશી રાજ્યોને પણ વશ રહેજ છુટકો છે, એવો સીધો હીસાબ મુકીને બીજા ગુંચવણીવાળા હીસાબો કેમ કરતા હોઇશું એ એક આશ્ચર્ય છે, અને જ્યાં સુધી સહેલો અને સીધો હાથે કાંતેલા સુતરની હાથવણાટની ખાદીનો જે રાજ્યમાર્ગ છે તે માર્ગે આપણે બધા ચાલતાં ન શિખીએ ત્યાં સુધી ખાદી પ્રદર્શનો ભર્યેજ છુટકો છે. એટલે માંડવીના પ્રદર્શનની હું પૂરી સફળતા ઇચ્છું છું."

મહાત્મા ગાંધીજીને કદાચ ખબર હશે, કે માન્ચેસ્ટર અને જાપાનથી કપડાં મંગાવી તે પહેરીનેજ ખાદીનો અનાદર કરવામાં આવે છે, તે ઉપરાંત માન્ચેસ્ટર અને જાપાનમાં ખાદીના જેવું કાપડ તૈયાર કરાવરાવીને તેને સ્વદેશી ખાદી તરીકે ખપાવીનેય ખાદીનો અનાદર કરવામાં આવે છે, અને કદાચ એવી પરદેશી "ખાદી" કોઇ પ્રદર્શનમાયે ઘુસી ગઇ હશે. એવાઓને તો એકજ રાજ્યમાર્ગ દેખાય છે, અને તે કોઇ પણ પ્રકારે નાણાં કમાવાનો. એ તેમનું ધર્માભિમાન, એ તેમનું દેશાભિમાન અને એજ તેમનો ઇશ્વર છે. આવી સ્થિતિમાં ખાદી પ્રદર્શનો ઉપરાંત બીજી પણ ઘણી બાબતોની જરૂર રહે છે. આવી સ્થિતિ કેટલી શોચનીય ગણાય? કહેવત છે, કે જેવું ઘર ફુટયું તેવું કર્મ ફુટયું. દેશનાં પાપનાં પ્રાયશ્ચિત હજી પૂરાં થયાં નથી, તેથીજ બારીક ખાદી શોધવાનું લોકોને મન થાય છે, અને તેને માટે પુષ્કળ પૈસા ખર્ચે છે, છતાં સ્વદેશીને બદલે વિદેશી જાપાની માલ મેળવે છે. આવી અપ્રામાણિકતા બતાવવાને માટે એવો વ્યાપાર કરનારા વ્યાપારીઓએ શરમાવું જોઇએ.

ખાદી પ્રચારના કાર્યમાં ઉત્સાહ બતાવનાર ભાઇબ્હેનો અને ખાદી પ્રદર્શનોની તરફદારી કરનાર ભાઇબ્હેનો અમને ક્ષમા કરશે, પરંતુ અમને કહેવાની ફરજ પડી છે, કે જેટલે અંશે એવાં પ્રદર્શનો દેખાવ અને ધાંધલ કરવાને માટે ભરવામાં આવે છે તેટલે અંશે સંગીન કાર્ય કરવાને ભરવામા આવતાં નથી. અમે એમ નથી કહેતા, કે એથી સંગીન કાર્ય થતું નથી, પરંતુ અમે એમતો કહીશુંજ, કે જેટલું સંગીન કાર્ય થવું જોઇએ તેટલું તો થતું નથીજ, અને પ્રવૃત્તિનો મોટો ભાગ દેખાવ અને ધાંધલમાં ખર્ચાય છે. અત્યારે ખાદીને જેમ બને તેમ સસ્તી કરવાની આવશ્યકતા નથી? પ્રદર્શનોને લીધે ખાદી સસ્તી થઇ છે? નહિજ. ખાદીની વિવિધ પ્રકારની જાતની માગણીને પહોંચી વળવાની જરૂર નથી? એ માગણીને વધતા જતા પ્રમાણમાં પહોંચી વળાયું છે? ના. પ્રત્યેક નવા પ્રદર્શનમાં ખાદીમાં આપણે કાંઇ નવીનતા, કાંઇ પ્રગતિ અવશ્ય બતાવવાં જોઇતાં હતાં, પરંતુ તે આપણે બતાવી શકયા નથી. જો ખાદીને બની શકે તેટલી સસ્તી બનાવવાનો સફળ પ્રયત્ન થયો હોત તોયે સારી પ્રગતિ થઇ શકત. થોડા સમય પર કેટલાક ગૃહસ્થો પડતર ભાવે ખાદી વેચવા બહાર પડયા હતા, પરંતુ તેથીયે ખરેખાત ખાદી લોકોને સસ્તી મળી નથી. ગઇ મહાસભામાં ખાદી પ્રચારના કાર્યને સંગીન પાયા ઉપર મુકવાને માટે ઠરાવ કરવામાં આવ્યો છે, અને તે વિષે પ્રવૃત્તિ પણ શરૂ થઇ છે. અમે આશા રાખીએ છીએ કે તેથી ખાદી બની શકે તેટલી સસ્તી કરવામાં આવશે. જ્યાં સુધી ખાદી સસ્તી નહિ મળે ત્યાં સુધી ખાદી પ્રદર્શનો ભરવાની જરૂર રહેશે જ.

**સ્ત્રી વક્તૃત્વોત્તેજક સમારંભ.** બોમ્બે પ્રેસીડંસી સોશ્યલ રીફોર્મ એસોશીએશન (મુંબાઈ ઇલાકો, સંસારસુધારાસમિતિ) ના આશ્રય હેઠળ ગત માસમાં ભરાયલા સ્ત્રી વક્તૃત્વોત્તેજક સમારંભની નોંધ લેતાં અમને આનંદ થાય છે. એ સમારંભમાં ગુજરાતી તેમજ દક્ષિણી બ્હેનો ભાગ લે છે. મરાઠી તથા ગુજરાતીમાં હરિફાઇનો પ્રથમ વિષય "સંમાજિક પ્રગતિની વિવિધ દિશાઓમાં સ્ત્રીનું સ્થાન" એ હતો. અંગ્રેજીનો વિષય "રાષ્ટ્ર-બંધારણ અને સ્ત્રી" એ હતો. મરાઠી વિષયમાં સફળતા મેળવનાર દક્ષિણી બ્હેનોનાં નામ અમને મળી શક્યાં નથી. જે ગુજરાતી બ્હેનો એ હરીફાઇમાં ઇનામો મેળવી શકી છે તેમનાં નામ અનુક્રમે નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| સૌ. રાજકુંવરબા પરશુભાઇ શર્મા ઇનામ | રૂ. ૨૫. |
| હીરાબાઇબ્હેન ઝવેરભાઇ પટેલ | „ રૂ. ૨૦. |
| દુર્ગાબ્હેન રાઠોડ | „ રૂ ૧૫. |
| નાનીબ્હેન જોશી | „ રૂ. ૧૦ |
| કુ. સુલોચનાબ્હેન ભવાનીદાસ મોતીવાળા | „ રૂ. ૫. |
| ચંચળબ્હેન મોતીલાલ | „ રૂ. ૩. |

અંગ્રેજી વિષયની હરિફાઇમાં પહેલું ઇનામ કુ. નર્મદાબાઇ સમર્થ નામનાં દક્ષિણી બ્હેનને મળ્યું હતું. બીજું ઇનામ કુ મણીબ્હેન લીલાધર કાપડીઆ અને ત્રીજું ઇનામ કુ. સુલોચનાબ્હેન ભવાનીદાસ મોતીવાળાને મળ્યું હતું. આ ઇનામો મેળવનાર બ્હેનોને અમે અભિનંદન આપીએ છીએ, અને ઇચ્છીએ છીએ, કે ભવિષ્યની કારકીર્દિમાં પણ તેઓ એવી સફળતા મેળવતી રહે અને સમાજસેવામાં અને દેશસેવામાં ઉપયોગી બની સામાજિક પ્રગતિની અનેક દિશાઓમાં સ્ત્રીને યોગ્ય સુંદર સ્થાન શોભાવે. એ અને બીજી બ્હેનોને અમે બંધુભાવે કહીશું, કે માત્ર વાણીશૂરાં તે બની ન રહે, પરંતુ ભાષણ કરવામાં જે ઉત્સાહ બતાવ્યો છે તેવોજ બલ્કે તેથીયે વધારે ઉત્સાહ તે પ્રમાણે કાર્ય કરવામાં, પોતે દોરેલા આદર્શ પ્રમાણે જીવન અનુભવવામાં પ્રત્યક્ષ કરી બતાવે. આ મળેલાં ઇનામથી જ ફુલાઇ જવાનું નથી. બ્હેનો એ વાત ખુબ ધ્યાનમાં રાખશે અને કંઇક કરી બતાવશે એવો અમે વિશ્વાસ રાખીએ તો તે અસ્થાને નહિ ગણાય.

આવા વક્તૃત્વોત્તેજક સમારંભો આવકારદાયક છે કેમકે તેથી સ્ત્રીવર્ગને એક પ્રકારની બહુ જરૂરી કેળવણી મળે છે. એવા સમારંભો અન્ય સંસ્થાઓ તરફથી થવા જોઇએ. આવી હરીફાઇઓમાં સ્ત્રીઓ મોટી સંખ્યામાં ભાગ લે એમ થવાની ખાસ જરૂર છે, અને તેટલા માટે એવા સમારંભોની પહેલેથી પુષ્કળ જાહેરાત થવી જોઇએ અને સ્થળ તથા સમય પણ મોટી સંખ્યાને વધારે અનુકૂળ આવે તેવાં રખાવાં જોઇએ. અમને વિશ્વાસ છે, કે ભવિષ્યમાં અમારી આ સૂચનાઓ તરફ ધ્યાન આપવામાં આવશે.

**લગ્ન પછી થોડા દિવસોમાં વિધવા બનેલી ત્રણ બાળાઓ.** હમણાં થોડા સમયમાં ત્રણ બહુ દુઃખદાયક બનાવો બન્યા છે. પોરબંદરના નગરશેઠ ભાટીયા ગૃહસ્થની દશ વર્ષની બાળાનાં લગ્ન થયા પછી પંદરેક દિવસમાં તેનો પતિ પરલોક સિધાવી ગયો તેજ પ્રમાણે જેતપુરની દશાશ્રીમાળી વણીક જ્ઞાતિમાં એક તેર વર્ષની કન્યા લગ્ન પછી અગીયારમે દિવસે વિધવા થઇ છે. જુનાગઢની ગુર્જર વણિક જ્ઞાતિમાં પણ એક કન્યા લગ્ન પછી ચાર દિવસે વિધવા થઇ છે આ દુઃખદાયક બનાવોની નોંધ લેતાં અત્યંત દુઃખ ઉપજે છે, કેમકે એ બનાવો એવી જ્ઞાતિઓમાં બન્યા છે, કે તેમાં વિધવાઓને આખી જીંદગી બહુ કઠિનતામાં પસાર કરવી પડે છે, અને વૈધવ્યનો જીંદગી પર્યંત અંત આવતો નથી. અમે આશા રાખીએ છીએ, કે ઉપલા બંને બનાવોને અપવાદો તરીકે ગણવામાં આવશે, અને જો એ બાળાઓને ફરીથી લગ્ન કરવાની મરજી હોય તો તેમને અવશ્ય લગ્ન કરવા દેવામાં આવશે, કેમકે સમાજની તેમજ શાસ્ત્રની દૃષ્ટિએ એ કન્યાઓ પુનર્લગ્નને માટે સર્વથા યોગ્ય છે, અને દુર્દૈવે લગ્ન પછી ઘણાજ ટુંક સમયમાં તેમના પતિઓના જીવનનો અંત આવ્યો; તેથી તેમને હંમેશને માટે વિધવાવસ્થામાંજ રહેવાની ભયંકર સજા કરવી યોગ્ય નથી. અમે ઇચ્છીએ છીએ, કે તેમની તરફેણમાં જે પ્રયત્નો કરવામાં આવે છે. તે સફળ થાઓ અને એ ત્રણે નિર્દોષ બાળાઓ જીવનપર્યંતના ફરજ્યાત વૈધવ્યથી મુક્ત થાઓ.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. મે ૧૯૨૪. અંક ૯ મો.

# બંસીધર.

લેખકઃ શ્રીયુત રમણીક કીશનલાલ મ્હેતા.

કોઈ કહોને એ કહાનને કે
વાયા કરે;
વાયા કરે, એ બંસરી
વાયર કરે.–કોઈ. ૧

મધુરવી મોરલીનો નાદ એ
સુણાવ્યા કરે;
દિવ્ય સ્વરથી એ કુંજને
ગજાવ્યા કરે.–કોઇ. ૨

ભર્યું અમૃત મીઠડું સદા
પાયા કરે;
છુપા જાદૂએ જગતને
તપાવ્યા કરે.–કોઈ. ૩

પીતાં અઢળક સુધા ન તૃષા
મ્હારી છીપે;
જરી વીનવો કે, શ્યામ સુધા
રેડયા કરે.–કોઇ ૪

બંસીધર એ વ્રજવાસીને
ઘેલા કરે;
જાદૂનાદે એ ગોપી ગોપ
કુદકીયાં કરે.–કોઇ. ૫





# કૈલાસની યાત્રા.

લેખિકાઃ સૌ. ચૈતન્યબાળા મજમુંદાર.

"આટલી બધી બીક શેની હશે? એ શું હશે? જરા જોઉં ખરી?" કૈલાસને જોવાનું સ્હેજ કુતૂહલ થયું.

બે સિપાઇઓ લડતા હતા. તે તમાસો જોવાને રસ્તામાં વણુતેડી પુષ્કળ મેદની જામી હતી. બન્ને જબરા માણસો હતા. ગાળંગાળા થતાં, વાત વધી પડી, અને મારામારી સુધી વાત આવી ગઇ.

લડાઇ જોવામાં કૈલાસને જરા રસ પડ્યો. તેને વખતનું ભાન ન રહ્યું. એકદમ નવના ટકોરા તેણે સાંભળ્યા. તે ચમકી. ઉતાવળી ઉતાવળી ઘેર ગઇ.

વાગીશ્વરી તેની સાથે લડવાને અધીરી થઇ તેની વાટજ જોયા કરતી હતી, કે એ ક્યારે આવે ને હું એની ખબર લઉં. તે તરતજ બોલીઃ "કેમ બજારમાં ક્યાં ખોવાઇ ગઇ હતી?"

દાસી નમ્રતાથી બોલીઃ "રસ્તામાં કોઇ ઓળખીતી મળી તેની સાથે વાત કરતાં વાર

કૈલાસ ત્રણ વર્ષથી તેને ત્યાં નોકરી કરતી હતી, એટલે છોકરાને તેની ઘણીજ માયા થઇ હતી. બટુક તેના હૈયાનો હાર થઇ રહ્યો હતો.

કૈલાસ ઘણા વર્ષની નોકર હતી. તે પોતાનું કામ ઘણી ચોકસાઇથી અને મહેનતથી કરતી હતી. એટલે ચંદ્રવદન તેને કાંઇ પણ કહેવાનું સાહસ કરી શકતો નહોતો, અને ખોટી ભૂલ કાઢવી એ ચંદ્રવદન જેવા ભલા માણસનો સ્વભાવ ન હતો.

વાગીશ્વરીને આ ઠીક નહોતું લાગતું. તેને એમ વહેમ પડતો કે કૈલાસ તેનું ઘર લૂંટે છે. એટલે તે તેની ખોડ જોયા કરતી. બજારમાંથી કૈલાસ કાંઇ વસ્તુ લાવે તો વાગીશ્વરી છૂપાઇને જુવે કે, 'તે થોડું સંતાડતી તો નથી?' પછી ભાવની પુછપરછ કરેઃ "આટલું ઓછું શાથી? શો ભાવ છે?" "આટલું બધું મોઘું છે?"

કૈલાસ ઘણું ખરૂં મૂંગી રહેતી અને શાન્ત દેખાતી; પણ કોઇક વખત ક્રોધ ચડતો.

તારા વગર સૂતો નથી પડી જવાનો."

બટુકને મૂકી દાસી ઓરડી તરફ ગઈ. ત્યાં જઈ તેણે બટુકને ઇશારો કર્યો એટલે નિર્દોષ છોકરો દોડતો દોડતો તે તરફ ગયો. વાગીશ્વરીએ તેને પકડી રોક્યો.

આ વખતે વાગીશ્વરીનો ક્રોધ ભભૂકી ઉઠ્યો, "કૈલાસ, આવા ચાળા બીજી કોઈ જગાએ બતાવજે, અહીં નહીં ચાલે. અમારૂં તો હવે એટલેથીજ પેટ ભરાઈ ગયું છે!"

દાસીને આવી તકરાર ઘણી વખત થતી છતાં તે એમ ધારતી કે છોકરા પ્રત્યેનો તેનો પ્રેમ વાગીશ્વરીથી અજાણ્યો નથી. એટલે તેને એકદમ નોકરીમાંથી કાઢી મૂકશે એવો સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, તેથી તે બોલી, "તે બા, મારો એટલો મોટો શો વાંક થયો? બહુ તો પાએક કલાક મોડું થયું હશે. એટલા માટે આટલું બધું શા માટે ચિડાઓ છો? ચોકખું કહીજ્યોને કે બીજી નોકરી શોધી લે? બા, નોકરીની કાંઈ ખોટ છે?"

"વારુ ત્યારે, તને બીજા શેઠ મળશે, અમને બીજી દાસી મળશે. તું હારે ખોળી લેજે." વાગીશ્વરીએ ચોકખું કર્યું.

એટલામાં ચંદ્રવદન બહારથી આવ્યો; તેને ઘરજંજાળમાં મન પરોવવાનું બીલકુલ નહોતું ગમતું. કુટુંબ–કથાના કાંટામાં બૂટ વગર ચાલવાની તેની હીંમત ન હતી. તે સ્થિર, તટસ્થ ઉભા રહેવાનું વધારે પસંદ કરતો હતો. તેણે સ્હેજ પૂછ્યું, "કેમ આને શા માટે રજા આપો છો?"

વાગીશ્વરીએ જવાબ આપ્યો, "મને ન રૂચ્યું તેથી રજા આપું છું." ચંદ્રવદને કહ્યું, "તમારે એની નકામી ખોડ શા માટે કાઢવી જોઈએ? સહેજ ભૂલ થાય તેમાં શું થઈ ગયું?"

વાગીશ્વરી બોલી, "હા મારો તો સ્વભાવજ એવો છે! તમને એ અનુકૂલ ન પડે તો ફાવે તે કરો. મારે શું? ઘરનું ગમે તે થાવ"-

કૈલાસ જવા તૈયાર થઈ. તેની આંખોમાં પાણી ભરાઈ આવ્યું. અત્યારે તે જાય છે જતાં જતાં એક વખત બટુકભાઈને બોલાવી રમાડી લેવાનું મન થયું પણ તે ઇચ્છા પૂર્ણ કર્યા વગરજ તેને ઘર બહાર નીકળવું પડ્યું. ન્હાનો બટુક તેની પાછળ દરવાજા સુધી ગયો દાસી ઝાંપો બંધ કરી ચાલી ગઈ. બટુક ત્યાંજ ધૂળમાં આળોટી પડ્યો.

વાગીશ્વરી તેને લાડ લડાવવા લાગી. બહુ બહુ સમજાવ્યો. મેળા દેખાડવા લઈ જવાનું કહ્યું ગળ્યું ગળ્યું ખાવાનું લાવી આપવાનું કહ્યું પણ બટુક છાનો ન જ રહ્યો. ત્યારે વાંદરા હાઉ, બાઉ, ધોયર, બાવા, સિપાઈ વગેરેની બીક લગાડવા માંડી. પણ બટુક એકનો બે ન જ થયો. છેવટે વાગીશ્વરી કંટાળી, તેને ત્યાંજ છોડી ઘરમાં જઈ કામ કરવા મંડી છોકરો રડતો રડતો ત્યાંજ ઉંઘી ગયો. એક બાલકનું શું જોર?

ચંદ્રવદન જ્યારે ઘેર આવ્યો ત્યારે તેણે છોકરાની આંખો સૂઝી ગએલી જોઈ. તેની આ દશા જોઈ ચંદ્રવદન ગુસ્સા ભરેલી આંખે વાગીશ્વરી તરફ જોઈ રહ્યો. તેણે છોકરાને સમજાવ્યો કે, "અમ્મા (કૈલાસનું આ નામ બટુકે પાડ્યું હતું) ખાવાનું લેવા બજારમાં ગઈ છે." સાંજ પડી એટલે બટુકે એનું એજ રટણ ફરીથી કરવા માંડ્યું.

ત્રણ દિવસ વીતી ગયા. બટુકને અમ્માને સંભારવા તથા રડવા શિવાય બીજું કાંઈ કામ ન હતું. બટુકનો તેનો તે શાંત સ્વભાવનો કુતરો તેના ખોળામાં ગેલ કરતો હતો; તેની તે બિલાડી જે ઉંદર માટે તાકીને બેસી રહેતી, જેને એક ફુમતું આપી કુદાવતો–તેજ હવે આજ તેના મન પરથી ઉતરી ગયાં.

'અમ્મા' જેવી વ્હાલસોઈ દાસી તેને

લાડ લડાવનારી, સારૂં સારૂં પેહરાવનારી, ખોળામાં બેસાડી રમાડનારી, ગાયન ગાઇ ખુશ કરનારી, થાબડીને ઉંઘાડનારી, રાજાની અને પરીઓની વાતો કહેનારી, તે હવે ચાલી ગઈ. એટલે તેના મનને મોટો આઘાત થયો. અમ્માની ઓરડી ખોલવાનો અવાજ સાંભળતાં તે ચમકીને તે તરફ દોડી જતો હતો. હજી ન્હાનો બટુક કૈલાસને છેક વિસારી દેવા તૈયાર નહોતો.

ત્રણ વર્ષનું સુંદર બાળક જેને હાથમાં લેતાં કેટલો ભાર લાગતો હતો, તે સૂકાઇ ગયો. તેને મન 'અમ્મા' તેના સંસારનો સૂર્ય હતી. તેના વગર ફુલ જેવા બટુકને ખીલેલો શી રીતે જોઇ શકાય ? માતા પિતા તેનું હસતું મ્હોડું જોવાને ખુબ પ્રયત્ન કરતાં છતાં તે બીલકુલ હસતો નહિ. અને હસતો, તો પણ મન રાખવાને હસતો હોય તેમ ફીક્કું લુખ્ખું હસતો.

શાંત ઉદાસીન પ્રકૃતિનો ચંદ્રવદન પણ હવે છોકરાને ખોળામાંથી ખસેડતો નહિ. તેને રોજ સાથે ફરવા લઇ જતો, ખાવાનું અપાવતો, રોજ નવાં રમકડાં લાવતો પણ એ ફૂલ કદિ પણ ખીલેલું જણાતું નહીં. એનું સ્નેહનું સીંચનાર ચાલ્યું ગયું હતું !

જ્યારે બટુકે જાણ્યું કે હવે અમ્મા પાછી આવવાની નથી ત્યારે તેણે તેની કલ્પનામાં વર્તન કાઢવા માંડ્યું. તે બટુકને મન એક સ્વર્ગની વસ્તુ બની ગઇ.

બટુક કલ્પિત અમ્માની સાથે વાતો કરતો, “ અમ્મા, આપણો કુતરો ભસે છે. અમ્મા, ગાય દૂધ દે છે. અમ્મા, જો, જો, આ ધોળો ધોળો ઘોડો દોડે છે. ” સવાર પડતાં પાણીનો લોટો લઇ, “ અમ્મા, પાણી લે, મ્હોં ધો ” કહી મૂકી આવે. પોતાના પલંગ ઉપર ઉશીકું મૂકી દોડી દઈ, અમ્મા સૂતી છે” કહીને ખુશી થાય તેની મા જમવા બેઠી હોય તેની પાસેથી વાડકો લઇ, “અમ્મા, લે ખાવાનું ” કહી મૂકી આવે. આમ બટુકે બાલકની ચપળતા મૂકી મોટા માણસની કલ્પનામાં ઝંપલાવ્યું.

ત્રણ મહીના વીતી ગયા. ચોમાસાના દિવસ આવ્યા. વાગીશ્વરી બટુકને શરદીમાં બહાર આંગણામાં રમવા જવા નહોતી દેતી; અને ગરમ કપડાં પહેરાવી રાખતી તોપણ બટુકને નબળા શરીરને લીધે શરદી લાગી ગઇ. તેને તાવ આવવા માંડ્યો.

આજે બટુક વધારે માંદો થઇ ગયો છે. ડાકટરોએ આશા મૂકી દીધી છે. વાગીશ્વરી પલંગ પર બેસી બટુકને તેલનું માલીસ કરે છે. ટરપેનટાઇનનો શેક કરે છે. પાસે ચંદ્રવદન ઉદાસ ચ્હેરે બેઠો છે.

વાગીશ્વરીએ ધીરથી કહ્યું, “ મોટા ડાકટરને બોલાવીએ તો કાંઇ વળે ખરૂં, વારૂ ?”

ચંદ્રવદને જવાબ દીધો, “ ના એને કોઇ મટાડી શકે એમ નથી; એને તો ફક્ત એકજ ઇલાજ છે. જો તે નહી થાય તો છોકરાને માટે આપણે હવે હાથ ધોઇ નાખવા પડશે !”

વાગીશ્વરીએ કહ્યું, “ એવું ન બોલશો. એ શું આવીને એને અમૃત પાવાની છે ? છતાં તમને એમજ લાગે છે તો હું જાતે તેને વિનંતી કરી બોલાવી લાવીશ. ”

ચંદ્રવદને કહ્યું, “ તારે મન ભલે એ ઝેર હોય; છોકરાને મન તો એ અમૃતજ છે. તું બોલાવી લાવે, પણ મને તારો વિશ્વાસ નથી. વાગીશ્વરી, તું ગમે તેમ બોલી જાય ને એ આવતી હોય તો પણ ના આવે. ”

દુઃખે વાગીશ્વરીને નમ્ર બનાવી હતી. તે નરમ અવાજે બોલી, “ છોકરાને મટતું હોય તો હું એને વિનંતી તો શું, પણ કહેશો તો પગે પડીશ, આંસુથી એના પગ ભીના કરીશ. પછી તો જરૂર આવશે ને ! ”

વાગીશ્વરી આ બધું બહુ સંભાળથી

બોલતી હતી કારણ કે તેને એ પ્રમાણે કરવું ઘણું કઠણ હતું. ચંદ્રવદન તેના સ્વભાવને સારી પેઠે ઓળખતો હતો તે વિચાર કરી બોલ્યો. " ઠીક છે, એને હુંજ શોધીને બોલાવી લાવીશ."

કૈલાસ સંસારમાં એકલીજ હતી. એક વખત તેનું સંસાર વૃક્ષ પુષ્કળ ફાલ્યું હતું; પરંતુ ધીમે ધીમે તેનાં બધાં પાંદડાં ખરી ગયાં હતાં; માત્ર એક સૂકું સરખું ડાળખું તેના ચિન્હ તારકે ઉભું હતું. બટુકને મેળવીને તે ઘણી સુખી થઇ હતી. ગાઢ જંગલમાં ભટકતા પ્રવાસીને. પ્રકાશનો ઝબકારો દેખાયો હતો.

તે પોતાનો પ્રેમ છોકરાની માતાથી છૂપાવતી હતી, કે રખેને માના મનમાં અદેખાઇ આવે. છોકરાને માટે સારૂં સારૂં ખાવાનું એ લાવી આપતી; અને જેને તેને મોઢે, ' છોકરાથી કાંઇ ખવાતું નથી; ' એમ બૂમો પાડતી. છોકરાને નજર ના લાગે તેથી માદળીયાં અને દોરા ધાગા લાવી તેને બાંધતી. કૈલાસને તો ભરતજીનું હરણું વળગ્યા જેવું થયું હતું.

છોકરાને છોડીને આવ્યા પછી કૈલાસને ચેન ન પડ્યું. તેણે આખી રાત આળોટયા કર્યું. સવારમાં કચરો વાળતાં " બોર અજમેરી " એમ અવાજ સાંભળ્યો. નિસાસો નાંખી તે બોરવાળી તરફ એ જોઇ રહી. " આજે કોણ બોર ખાશે ? કાલું કાલું બોલી કોણ ખુશી કરશે ? લાવ એને જરા રમાડી આવું". પણ અડધે રસ્તેથી પગ પાછા પડવા માંડયા. તે અડધે રસ્તેથી પાછી આવી.

બટુક કૈલાસના મનમાંથી ખસતો નહોતો. રાત્રે પણ તેને ભણકારા વાગતા કે બટુક લાકડીનો ઘોડો દરી આવે છે. પાડોશીને ત્યાં પણ એનીજ વગો તે કરતી. વાગીશ્વરીની ઉદ્ધત વર્તણુક તો તેને યાદ પણ નહોતી આવતી. તે છોકરાને માટે રમકડાં તથા ખાવાનું લઇ જવા તૈયાર થતી. પણ પાછો વિચાર આવતો " છોકરો મને ભૂલી ગયો હશે તો ? હું શું મોં લઇને જઉં ? નવી આયા સાથે એ ભળી ગયો હોય તો શી ખબર પડે ? છોકરાંનું કોઇ ઠેકાણું છે ? " આ વિચાર તેના પગમાં લોખંડની સાંકળો નાંખી દેતો.

દ્વારકાની યાત્રાનો આ વખત હતો. કૈલાસના મનની આ વખતે વિચિત્ર સ્થિતિ હતી. પાસેનાં પાડોશી યાત્રા કરવા જવાને તૈયારી કરતાં હતાં. કૈલાસને માટે આ ઘણી સારી તક હતી. તેણે પણ યાત્રાએ જવાનો વિચાર કર્યો કે જેથી તેને બટુકની વાતો કાંઇક વિસારે પડે.

આજે સ્ટેશનપર પુષ્કળ ભીડ દેખાય છે. કૈલાસ પણ આજે યાત્રાએ જવાને ત્યાં આવી છે. ગાડી આવી. લોકો બેસી ગયા. " આવજો આવજો " ના પોકારો સંભળાવા લાગ્યા. કોઈ પોતાની જમીન જાગીર સોંપવા લાગ્યા. કોઇ છોકરાને વહીવટ સમજાવવા લાગ્યા. કોઈ શિખામણ દેવા લાગ્યો. કેટલી માયા ! યાત્રાએ જાય છે તો પણ સંસાર છૂટતો નથી ! કોઇ એવા પણ હતા કે જે હાથમાં માળા લઇ ઇશ્વરનું નામ લેતા હતા.

કૈલાસ આ વખતે બટુકનાજ વિચાર કરતી હતી: " જો એ હોય તો આ વખતે મારી પાસેથી ખસે પણ નહીં. પાછી આવી જરૂર એને જોવા જઇશ. "

ગાડીમાં હવે પુષ્કળ તાપ લાગ લાગવા માંડ્યો. લોકો આકુળ વ્યાકુળ થઇ ગયા, અને ગાડી ઉપડવાની વાટ જોવા લાગ્યા.

આ વખતે કૈલાસે ચંદ્રવદનને પ્લેટ ફોર્મ પર આવતો જોયો. તેનું મોં ઉતરી ગએલું હતું. તે હાંફળો ફાંફળો ગાડીમાં કોઇને ખોળતો હોય એમ લાગતું હતું. કૈલાસને જોતાંજ તે બોલી ઉઠ્યો, " ઓહો, કૈલાસ તું પણ યાત્રાએ જાય છે કે ? "

કૈલાસે દીનતાથી જવાબ આપ્યો, " હા. શું કરૂં શેઠ, અહિં મારૂં કાંઈ ઠામ ઠેકાણું નથી. કાલે ઉઠી આંખ મીંચાય તો ઇશ્વરને ત્યાં જવાબ દેવા પૂરતું તો પુન્ય જોઇએને ? કેમ બટુકભાઇ સારો છે ને ? "

"કૈલાસ હવે યાત્રાએ જતી વખત ખબર શા માટે પૂછે છે ? તારા ગયા પછી પંદર દિવસ તો એણે તારૂં રટણજ કર્યા કર્યું, ત્યાર પછી એને સખત ઉંઘરસ થઇ અને હવે તો એની આશા પણ નથી." છેલ્લું વાક્ય બોલતાં ચંદ્રવદન ગળગળો થયો " ઓ બલી કૈલાસ ! તને હવે હું શું મ્હોં લઇને બોલાવું ? પણ તને જોતાં બટુકને કદાચ ઠીક થાય તો કોણ જાણે. ઓ પ્રભુ ! ત્હારા પુણ્યકાર્યમાં વિઘ્ન નાખતાં પણ મ્હને શરમ કેમ નથી આવતી ? હશે. તું જા–ઇશ્વર એનો બેલી છે. આયુષ્ય હશે તો બચશે ! "

કૈલાસ બેબાકળી બની ગઇ. બટુકને જોવા મન અધીરૂં બની ગયું. તેને થયું, "અરેરે ! હું પણ કેવી કઠોર મનની કે એક ...ન છોકરાને જોવા પણ ન ગઇ ? વાગીશ્વ...નો સ્વભાવ તો સારો નથીજ પણ તેની રીસ મેં છોકરા ઉપર કાઢી ? " તેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. તે ગળગળે અવાજે બોલી, " પણ એ દૂધ તો પીએ છે ને ? "

" તું દૂધનું પૂછે છે પણ એણે તો ત્રણ દિવસથી આંખ પણ નથી ઉઘાડી. " ચંદ્રવદને રડતે અવાજે કહ્યું.

" તમે એક ગાડી ફેરી લાવો છો ? મારે યાત્રાએ નથી જવું. " કૈલાસે કહ્યું. તે પોતાની પોટલી લઇ એ ટ્રેનમાંથી ઉતરી પડી.

ઘોડાગાડી ચંદ્રવદનના ઘર તરફ જવા લાગી. રસ્તામાં લોકોની ભીડ હોવાથી ગાડી ધીમી પડી જતી. આ વખતે બટુકની અમ્માને થતું કે " ઉડીને જાઉં ? કેવી રીતે વહેલાં વહેલાં પહોંચાય ? " એમ કરતાં ગાડી ખાંચા સુધી આવી પહોંચી.

અચાનક કોઇના રડવાનો અવાજ સંભળાવા લાગ્યો. બન્નેને ફાળ પડી. અશુભ વિચાર તરવરવા લાગ્યા, એટલામાં સાંભળ્યું કે ડેલામાંથી કોઇ પારકે ગામ જાય છે. એટલે હવે જીવ નીચે થયો.

કૈલાસે આડી આંખે ઘરમાં નજર નાંખી. જેમ કોઇ નાનાં છોકરાં ઘરમાંથી નાશી જઇ સાંજે ભૂખ્યાં તરસ્યાં ઘર તરફ છૂપી નજર કરે એવી અત્યારે તેની સ્થિતિ હતી.

દરવાજામાં કોઈ દેખાતું નહોતું અંદર નજર કરતાં વાગીશ્વરી બટુકને ખોળામાં લઇ બારણા તરફ નજર કરી બેઠેલી જોઇ. નવી દાસી પોલટીસ બનાવી રહી હતી. કૈલાસ એકી ટશે બટુક સામે જોઇ રહી.

અંદર જઇ કૈલાસે બટુકને ઉપાડી લીધો. વાગીશ્વરીએ કહ્યું. " ભાઇ જરા આંખ તો ઉઘાડ જો તો ખરો ? આ કોણ આવ્યું છે ?

ન્હાના બટુકે આંખ ઉઘાડી થોડી વાર જોઇ રહ્યા પછી " અમ્મા આવી, અમ્મા આવી. " એમ બોલી ઉઠયો, થોડીવારમાં જાણે કરમાએલું ફુલ ખીલી ઉઠ્યું, જાણે ઓલવાતા દીવામાં તેલ પડયું હોય એમ થયું.

આઠ દિવસ વીતી ગયા. એક દિવસ બટુક આંગણામાં રમતો હતો. ચંદ્રવદને બહારથી આવતાં છોકરાને ઉપાડી લડાવતાં કહ્યું. " ભાઇ તારી અમ્માને મારીને નસાડી મૂકીશું ? "

બટુકે કહ્યું; "ના મારી અમ્માને વાગે." અમ્માએ કહ્યું, " તે મને તો તેં યાત્રાએ જવા ન દીધી પણ એનું પુણ્ય કોણ આપશે?"

ચંદ્રવદને જવાબ દીધોઃ " કહેને બટુક કે એનાં કરતાં બેવડું પુન્ય તો મળી ચૂક્યું છે. એ તો એકલી દેવની યાત્રા હતી. આ તો દેવનાં ઘડેલાં માનવીની યાત્રા થઇ ! "

અધીરો થએલો બટુક બોલ્યોઃ " હેં અમ્મા ! હવે તમે અહિંજ રહેશો ને ? "

# કાઠિયાવાડનાં કંઠસ્થ લોકગીત.

[ ૪ ]

## આશાભરી સોનલ.*

સંપાદક:—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.





જમરાનગરની મારી ચૂંદડી,
ઓઢી ઓઢા વાર તહેવાર રે;
જાણે જાશું રે નગર સાસરે.
આવતાં આણા રે બાના અટકીયાં,
ન જોયાં સાસરીયાનાં સુખરે:
નારે ગીયાં રે નગર સાસરે.
ના રે રોપ્યા રે મોટા માંડવા,
નથી ધડૂકયા આંગણીયે ઢોલ રે:
નારે ગીયાં રે નગર સાસરે.
નથી બેઠાં રે મનને માયરે,
નથી જોયાં પિયુડાનાં રૂપ રે:
નારે ગીયાં રે નગર સાસરે.
નારે ચ[illegible] રે [illegible]તર [illegible] [illegible],
નથી બાં[illegible]ાં હાથે મીંઢોળ રે:
ન રે [illegible]ાયાં રે નગર સાસરે
નારે જોયા રે ઊંચા બંગલા
[illegible]પી જોયા સાસરવેડ રે:
નારે ગ[illegible]ાં રે ન[illegible]ર સ[illegible]સરે ૬.
પરણ્યા પહેલાં સોનલબાઇ ચાલીયાં,
જીવતાં લીધા મરણુ કેરી વાટ રે;
નારે ગીયાં રે નગર સાસરે.
પંથે પિયુજી એના પરવર્યા,
સોનલ જાતી સરગને વાટ રે:
નારે ગીયાં રે નગર સાસરે.
[illegible] રે સુંદરી તણી સોડમાં,
સાગા ઠાંસી સારલડાની સોડ રે:
નારે ગીયાં રે નગર સાસરે.
સોનલા પરણી તો બાની ચેહ બળે,
ઉપર ઉડે અબીલ ગુલાલ રે:
નારે ગીયાં રે નગર સાસરે.

અને સતિના સતિત્વનો વિજયધ્વજ ફરકાવી રહી છે. આ ખોદકામને માટે આવેલી ઓડ જાતિમાં જેની આરાધના કરવા "સધરો" તલપાપડ થઇ રહ્યો હતો તે સાધ્વી "જસમા" પણ આવી હતી. જસમા અને તેનો પતિ રૂડો એક બીજાને અનન્ય પ્રેમથી ચાહતાં. તેમનો પ્રેમ દેવનેય દુર્લભ હતો. સારસી જેમ સારસ શિવાય ક્ષણ પણ જીવી શકતી નથી તેમ જસમાને મન રૂડો એ આરાધ્ય દેવ-પ્રભૂ હતો. તેની સેવા એ એને મન ઇશ્વરસેવા હતી. સ્વર્ગમાંથી ભૂલી પડેલી એ અપ્સરાને મૃત્યુલોકમાં રાંકને પેર રત્નની પેઠે જોઇ રૂડાના સદ્‌ભાગ્ય માટે ચક્રવર્તિ સિદ્ધરાજને પણ ઇર્ષા આવતી હતી એ સુંદરીનું નયનતેજ મોટા સમ્રાટોને ભસ્મીભૂત કરવા સમર્થ હતું. કપોતના કંઠને લજાવે તેવી તેનો ડોક; હંસને શરમાવે એવી ચાલ, અને મોતીની માળા સમી તેની દાંતની હારો ભીષ્મ જેવા બ્રહ્મચારીને ચળાવવા બસ હતી તો સિદ્ધરાજ જેવા સામાન્ય વિષયી રાજાનું ધૈર્ય ભૂલાવે તેમાં શું નવાઇ? આ સઘળું જોઇને તેને પોતાની જાતને સુંદરીના ચરણોમાં અર્પણ કરવાની તીવ્ર ઇચ્છા થઇ, અને તે ક્રમે કરી ખાળી શક્યો નહિ; આખાય ગુજરાતનો ધણી આ રંક ઓડણના ચરણોનો પૂજક બનવા કામ કરતી ઓડોના સમુહ ભણી વળ્યો.

પસીનાથી તર થયેલી જસમાને તેના પતિ પાસેથી ટોપલી ઉઠાવતાં તેણે જોઇ. તેણે પોતાના બાળકને ખોઇ કરીને ઝાડની ડાળીએ લટકાવ્યું હતું; પતિ પત્ની પોતાના કર્તવ્યમાં તલ્લીન થયાં હતાં. તેના સૌંદર્યનું પાન કરતો સિદ્ધરાજ તળાવની પાર ઉપર મુગ્ધ થઇ એકીટશે જોઇ રહ્યો; ત્યાં એકાએક જસમાની નજર નૃપતિ પર પડતાં પુત્રિ પિતાના ભણી જે ભાવથી જુએ તે ભાવથી તેણે નિર્દોષપણે નૃપતિનાં દર્શન કરી પોતાની જાતને ધન્ય માની; ઓવારણાં લીધાં, અને કામ કરતા પોતાના પતિને પણ તેમ કરવા સાવધ કર્યો. પરંતુ આ કામાંધ સમ્રાટને તો તેમાંયે દોષ જણાયો, અને તેણેય પોતાની જાતને ધન્ય માની; મનમાં મલકાવા લાગ્યો. વિષયી મનુષ્યો હમેશાં વાતમાં અને દ્રષ્ટિમાં પણ વિપર્યતેજ જુએ છે. તે નિયમ સિદ્ધરાજ જેવા પ્રતાપી પુરૂષને પણ લાગુ પડયો, અને તેથી તેણે તે કોમળાંગી રમણી ભણી એક વિષયી અને ઘણી મીઠી નજર ફેંકી. સમ્રાટની આ નજરનો અર્થ બિચારી ભોળી જસમા સમજી ન શકી. નૃપતિ પોતાના ઉપર કૃપા બતાવે છે એમ સમજી આભારી થઇ. આ દ્રષ્ટિ ગમે તેવી મોટી મહારાણીઓને પણ મહાત કરવા બસ હતી. એ દ્રષ્ટિમાં સત્તા પ્રભા અને તેજ ચમકતાં હતાં. ક્રૂર છતાં ગૌરવભર્યું સિદ્ધરાજનું વદન ઘડીભર તો સુધાપાન કરતા ચકોરની પેઠે જસમાના મુખચંદ્ર ભણી જોઇ રહ્યું અને તેણે ઘણો પ્રયત્ન કરીને જસમાની જોડે વાતચીતનો પ્રસંગ શોધવા ફાંફા મારવા માંડયાં. તેણે માટીની ટોપલી નાખવા આવેલી જસમાની જોડે બોલવાની શરૂવાત કરી.

"જસમા! આ તારો પતિ કેટલો નિર્દય છે કે તારાં જેવી સુકોમળ સ્ત્રી પાસે ભાર વહેવડાવે છે."

"રાજન! જે સ્થિતિમાં પ્રભુએ મુક્યાં હોય તેમાં કર્તવ્ય પરાયણ રહી ગૃહસ્થાશ્રમ ચલાવવો એ માણસ જાતની ફરજ છે અને અમારી આખીય જાતિની સ્ત્રિઓ પોતાના પતિના કાર્યમાં મદદગાર થઇ જીવન ગુજારે છે. તે કર્તવ્ય કરવામાં પણ મારા પતિ મારી ઇચ્છાથીજ કામ કરવા દે છે." જસમાએ સરળ હૃદયે ઉત્તર દીધો.

"જસમા! જગતમાં તેં સુખ એ શું વસ્તુ છે તે જોઇ નથી અને અજ્ઞાની ભૂલવડે

દેવનેય દુર્લભ એવી તું સર્વાંગ સુંદર લલના શંકને ઘેર રત્નની માફક પત્થરની સાથે પટકાઈ છે એમ શું હને નથી લાગતું ?" સિદ્ધરાજે એમ કહી જસમાને પોતાની સ્થિતિ તરફ અણગમો ઉત્પન્ન કરાવવા પ્રયત્ન કર્યો.

"રાજવી ! તમોને કદાચ એમ લાગતું હશે પરંતુ આખાય જગતમાં અમારા જેવું સુખી કોણ છે ? અમારે પરસેવાથી પેદા કરી ઉદર પોષણ કરવામાં નથી કોઈને લુંટવા પડતાં કે નથી કોઈના પર આધાર રાખવો પડતો. યાચના કરનારને ટુકડો રોટલો આપીએ છીએ અને અમારી મહેનતથીજ રાજવી તમારા જેવાના અમર ઇતિહાસ લખાય છે, એ શું વિધીની ઓછી કૃપાનું ફળ છે ?" જસમાએ પોતાની સ્થિતિ માટે સંતોષ બતાવ્યો.

"તું ખરેખર ભોળી છે. હને શું આ ગાંડો ઘેલો રૂડીઓ ગમે છે ? જો એ કેવો તારા બાણી શંકાની નજરથી જોઇ રહ્યો છે. મૃગનયની ! જરા કહેતો ખરી તારા જેવી અંતઃપુરના વાસ મુકી આ ગમારના ઘરમાં શોભે ?" સિદ્ધરાજે એક હાસ્યભીની દ્રષ્ટિ ફેંકી પોતાની વાસનાનો સહજ પરિચય કરાવ્યો.

"રાજન ! મ્હારા હૃદયનો નાથ એ રૂડો તમોને ગાંડો ઘેલો ભલે દેખાય. પણ જોયું તેમના બાહુનું જોર ! એમના એક ઘાએ બધી ધરણી ધમધમે છે. વનરાજને શરમાવે એવી એમની ચાલ જોઇ ? એ મારે મન સાત રાજવીનાથ રાજવી છે !" જસમાએ પતિ નિંદાનો જવાબ વાળ્યો.

"હારી સાદી સમજ પર મને દયા આવે છે. જો આ તારો નાનો બાળ ઝાડની ડાળીએ કેવો દુઃખી થાય છે ! અને હાર પોષણ કરવામાં એ રૂડીઆની પણ કેવી દુખદ સ્થિતિ છે. માટે ચાલ તને અંતઃપુરનો વાસ આપું. તું ને તારો રૂડીઓ ત્યાં રહેજો અને તમોને વગર મહેનતે મહેનતાણું મળશે." સિદ્ધરાજે ચાણક્ય નીતિનો ઉપયોગ કર્યો.

"ઉપકાર થયો રાજવી ! પણ અમારે એ અંતઃપુરના વાસ શા કામના ? શા કામનું એ મહેનત શિવાયનું મહેનતાણું ? પ્રભુએ અમોને ક્યાં એવા શક્તિહીન બનાવ્યા છે રાજવી ? મ્હારા બાળકને ઝાડની ડાળીએ કુંપળો વા ટોળે, ખળખળો હાલરડાં ગાય અને કોયલ મીઠી સાદ પુરે. એ સુખ જોઈને કંઈ રાજકુમારો ઈર્ષ્યા કરતા હશે. એ અંતઃપુરના બંદીખાનામાં મુબારક હો એ સુખ પ્રજાના બાપ સરખા તારણહારને !" કહી તેણે માગણીનો સરળ ભાવે અસ્વીકાર કર્યો.

"તું સમજી નહિ જસમા ! વિધીની ભૂલના દીવસો પુરા થયા છે અને લેખો બદલાયા છે. તું ગુર્જર સામ્રાટની મહારાણી થવાની અધિકારીણી થઈ છે. અને ગુર્જરવલ્લભ સિદ્ધરાજ હને મહારાણી બનાવવા માગે છે. હવે સમજી મ્હારા કથનને ?" કહી તેણે માયાજાળ પાથરી.

"મહારાજ ! ગુજરાતના ભૂપતિમાં આવી પાપવાસના નહોતી જાણી. સતિને બે પતિ જગતમાં કદી સાંભળ્યા છે ? મહારાણી પદ મને નથી જોઈતું. મને તો જોઇએ છે એજ રૂડાનો અમર આધાર !" દયાર્દ્ર ચહેરે વિનય ભાવે ઉત્તર આપી રાજાની પાપવાસનાથી ભયભીત થતી જસમા ઉભી.

"સુંદરી ! જે સ્થાન મેળવવા દેવલોકની સુંદરીઓ પર માગે છે, તે સ્થાન ગુજરાતનો નાથ હારા ચરણોમાં ધરે છે. તેની અવજ્ઞા મા કર. જો આ તારો ઝાડની ડાળીએ ઝુલતો બાળ યુવરાજપદને પ્રાપ્ત થશે અને આ રૂડીઆનેય સુખી કરીશું. એ હારા ઉપકાર રૂડીયા ઉપર

ઓછો નહિ થાય, સમજી. એવાં ગાંડાં મા કાઢ ! રૂડીયાને તું ઘેલછાથી જેવો વર્ણવે છે તેવો નથી. હોય તો તને આવો પરિશ્રમ કરાવે ?" સિદ્ધરાજે તેને લોભવવાનો એક વધુ પ્રયત્ન કર્યો અને સ્હેજ નજદીક જઈ નયનના હાવભાવે તેને વિવશ કરવા કોશીશ કરી.

જસમાની આંખે એક બાજુ બાળકનું યુવરાજપદ, પોતાનું મહારાણી પદ અને બીજી બાજુ સતીત્વનો અક્ષય કીર્તિપુંજ—આ તરવરવા લાગ્યું. આ પ્રસંગે ગમે તેવી સુદૃઢ મનની લલના પણ લલચાય, પરંતુ એવા બારીક સમયે પણ મનને કાબુમાં રાખી જસમાએ કહ્યું:—

"સધરા ? હવે ત્હારી પાપવાસના હું પુરી જાણી ગઈ. માના વ્યભિચારથી પ્રાપ્ત થયેલા યુવરાજપદને શું કરશે એ મારો બાલકુમાર ? અને સતિત્વથી ભ્રષ્ટ થયા પછી શું કરૂં હું એ મહારાણીપદને ? ત્હારી આ પાપવાસનાથી પાટણનો સુર્ય અસ્ત થવા બેઠો છે, અને પ્રલયકાળનાં મોજાં ચોપાસ ફરી વળવાની આગાહી થઈ રહી છે. મ્હારા હૃદયનાથ રૂડાના સ્થાનને આ હૃદયમાંથી ભૂંસી શકાય તેમ નથી અને ત્હારે મન હું દુઃખી લાગું છું, પરંતુ મારે મન એ મારા પતિનો સહચાર છે. હું પતિના પાને પડી તેના અંગને મજબુત કરનારી અર્ધાંગના છું રાજા! હજીય, સમાવી દો એ પાપવાસનાને તમારા ઉદરમાં, નહિતો સતીના શાપ ને પ્રભુના કોપ વસમા પડશે". જસમાએ પોતાની મક્કમતા બતાવી.

"અરે, ભોળી ! મને તો દયા આવે છે ત્હારો આ સીધો અને સરળ ભોળો સ્વભાવ જોઈને. તેથીજ તને કહું છું કે ફરીને આવો પ્રસંગ નહિ આવે. જેના ચરણોમાં મહાન નૃપતીઓ સદાય મસ્તકો ઝુકતાં રાખે છે, જેની હાક માત્રથી દીશાઓ કંપે છે, તે સિદ્ધરાજ તારા ચરણે તેનું સર્વસ્વ ધરતો વીનવે છે, તેનો પ્રતિકાર કરતાં તને ભય નથી થતો, સુંદરી ? હું તને તે બધું માફ કરૂં છું. તું તારો મહારાણીપદનો અધિકાર મેળવ.", સિધરાજે સત્તા, ભય અને વૈભવનો પરિચય કરાવ્યો.

"સધરા ! મને દયા આવે છે તારી આ અધમ સ્થિતિ જોઈને. આવા પ્રસંગો તો બાહ્ય સૌંદર્યથી અનેકાનેક વખતે આવે છે, પરંતુ અણમુલ માનવ જીવન નથી આવતું. સતિને પતિભક્તિના બળ આડે નથી સંચરતો કાળ કે મહિપાળનો ભય. મ્હારા તો હૃદયપ્રદેશમાં કાયમજ સ્થાન રહેશે મારા પતિદેવ રૂડાનું."

"અરે ગાંડી ! હું તને ભયભીત કરીને મેળવવા નથી માગતો. હું તો તારી પાસે પ્રેમયાચના કરૂં છું. ત્હને સુખી થવાને રસ્તે દોરવું છું. તને મારા સુખદુઃખની સમભાગીની થવા વીનવું છું. તારી જ્ઞાતિમાં તો એક છતાં બીજો પતિ કરી શકાય છે, તો ધાર કે અત્યારે રૂડીયો ના હોય તો તું કોઇ બીજાના ઘરમાં જાય તેના કરતાં આ રાજસુખની અવજ્ઞા શા માટે કરે છે ? મારી કૃપાવડે તારો અને તારી અસ્પૃશ્ય જ્ઞાતિનો ઉદ્ધાર થશે." ભય બતાવવાથી બાજી બગડતી જાણી સિદ્ધરાજે તે કળથી સુધારવાનો પ્રયત્ન કર્યો.

"સધરા ? આ તારો પ્રેમ નથી પણ કામનો ઉન્માદ છે. પ્રેમ બળાત્કાર કે વિનવણીમાં નથી. મ્હારી જ્ઞાતિમાં ગમે તે રિવાજ હોય તેમાં મને શું ? મ્હારે મન તો સતિનો પતિ એકજ છે અને જો મારા હૃદયેશ રૂડાની છાંય જાય તો આ દેહ રહેવાની નથી. ખરાં આત્માનાં સુખને તું શું જાણે, વિષયી રાજવી ? તેં કોઈ દહાડો સાચો પ્રેમ જાણ્યો છે ? જોઈ

સતીના પતિ થવાનો લ્હાવો મેળવ્યો છે? આં તો તારો દયાપાત્ર હીચકારો સ્વભાવ તને ખોટે રસ્તે દોરવે છે. જે જ્ઞાતિ પોતાની પુત્રીઓના સતિત્વના ભોગે ઉદરવા માંગતી હોય તે નષ્ટજ શા માટે ના થાય? મારી ગરીબ છતાં ગૌરવભરી ઓડજાતિ ભલેને માટી ખોદી ઉદરપોષણ કરી પોતાની શીળવંતી પુત્રીઓને પોષે. ત્હારા પાપી સ્પર્શ તેમને શું કામના?" જસમાએ રાજાને સાચી વાત સંભળાવી દીધી.

"જસમા? તું સીધી રીતે માની જા. ત્હને મારા ભુજપાશમાં બદ્ધ કરવા સર્વ વાતે સમર્થ હોવા છતાં હું ત્હારી દયા ખાઉં છું. તું તારી અને તારી ઓડજાતિને ખાતર પણ, માની જા, સુંદરી! આ તને ખોટો મોહ અને ઘેલછા થઈ છે. ત્હારા આ સુંદર નયનોએ મને વિહ્વળ કર્યો છે, તો તને મેળવતાં ત્રણ લોકની સત્તા પણ મને હવે રોકવા સમર્થ નથી, તું સમજી?" સિદ્ધરાજે પોતાનો નિશ્ચય બતાવ્યો.

"અધમ! તું મારા અવયવો પર મોહ્યો હોય તો તે સર્વ કાપી તારા ચરણોમાં ધરવા તૈયાર છું, પરંતુ મારું હૃદય તો મારાં હૃદયનાથનુંજ રહેશે. તું મારો રાજપિતા થઈ પુત્રી ઉપર નજર બગાડે એ બતાવે છે કે પૃથ્વીનાં પુણ્ય પરવાર્યાં અને કલજુગનાં રાજ જામ્યાં. સિદ્ધરાજ! આ તારા સરોવરમાં કદિયે જળ નહિ ટકે. તેનું નામ નિશાન નહિ રહે, એ પાપવાસનાની આગથી અસ્ત પામશે સદાને માટે પાટણનો સૂર્ય. તારા ભુજપાશમાં જસમા નહિ, જસમાની ભસમજ બદ્ધ થશે. તું તારા મનમાં સમજતો હોઇશ કે સતીનાં સતીત્વ લુંટવા સહેજ છે પણ સતી પતિભક્તિ અને શીલવ્રત માટે પ્રાણને પણ તુચ્છ ગણે છે."

"જસમા! તેં ગુજરાતના નાથના ગાઢ ક્રોધનાં વિચાર નથી કર્યો લાગતો. ફક્ત માની જા તું જે રૂડીયાપર ગુમાન કરે છે તે રૂડીયોજ તને મારે સ્વાધીન કરે તો?" આમ કહી આ બોલચાલ થતી સાંભળી દોડી આવેલા રૂડાને સિદ્ધરાજે જસમાને પોતાને સ્વાધીન કરવાનું ફરમાવ્યું; કંઇક તરહની લાલચો પણ આપી. પણ એ સતીનો પતિ અડગ ઉભો રહ્યો અને જવાબ નહિ આપતાં તિરસ્કારપૂર્ણ હસ્યો. સિદ્ધરાજે ખીજાઇને તુરતજ તેનું માથું ધડથી જુદું કર્યું. આ જોઇને જસમામાં અપુર્વ જ્યોતિ ચળકવા લાગી અને રણચંડીની માફક તે ગાજીને બોલી:—

"સિદ્ધરાજ! પાપી સિદ્ધરાજ! તું મારા પતિના જડ દેહને મારી ભલે હરખા, પરંતુ તેના અમર આત્માને મારવા તું સમર્થ નથી. દેહનો નાશ થવાથી અમારો અભિન્ન સંબંધ કંઇ પુરો થતો નથી. પાપાત્મા! આ મારા બાળકને ઉછેરીને પુછશ એ રૂડા પતિદેવના યશદેહને! ગરીબ બિચારી પાટણની પ્રજા! પ્રજાનાં પૂણ્ય હવે પરવાર્યાં. પરાયી સ્ત્રીઓના ઉપર જ્યાં નૃપતિ જુલમ કરે ત્યાં પ્રજાનાં પૂણ્ય પરવારે તેમાં શું નવાઇ? કેરવ તારું કાળું મુખ મારા આંખોથી!" જસમા તીરસ્કારથી જોતી ઝાડની ડાળીએ ઝુલતા પોતાના બાળકને લેવાને ફરી. સિધરાજ પણ ક્રોધાવેશમાં આવ્યો હતો. તેણે તેના હાથમાંથી ઝડપ મારી બાળકને ઝુંટવી લીધું અને તેની ગરદન પર પણ તેણે તેની ક્રુર તલવાર ફેરવી દીધી. જાણે મોટો વાઘ માર્યો હોય તેમ એ ઉત્સાહથી જસમા તરફ ફર્યો. એના પાપી હૃદયે ધાર્યું હતું કે હવે જસમા તેની થશે, પણ સતીની અડગતાનો એ વિષયીને ક્યાંથી પરિચય હોય?

આ ક્રુર કૃત્ય જોઇને જસમાની આંખમાંથી નતો આંસુ પડ્યાં કે નતો તે આક્રંદ કરી. તેણે પ્રલયકાળની મુર્તિ સમી ગર્જના કરી સિદ્ધરાજને શાપ દીધો: "પાપી! તેં મારા

નિર્દોષ બાળકનો વધ કર્યો છે; તારે ત્યાં કદીય પારણું નહિ બંધાય. જસમાને પોતાની કરવાની આશા છોડી દે. જસમાનો સ્વર્ગમાં વાટ જોતા પતિને મળવા આ ચાલી!" એમ કહેતા કહેતામાં તો જસમાનો આત્મા શરીરને ત્યાગી ગયો અને એનો મૃતદેહ પૃથ્વી પર પડયો.

સિદ્ધરાજ તો આ જોઇને આભોજ બની ગયો! વિષયનો તેનો નિશો ઉતરી ગયો. એ પાપવાસનાને કારણે જોતજોતામાં ત્રણ નિર્દોષ મનુષ્યોનાં બલીદાન અપાયેલાં જોઈ તેના પાપી હૃદયને પણ પસ્તાવો થયો હશે. તેના ક્રુર કૃત્યોથી આખી ઓડ જાતિમાં અને પાટણની પ્રજામાં હાહાકાર થઈ ગયો. સિદ્ધરાજની કીર્તિને આ બીજું કલંક લાગ્યું. ગુજરાતને સમૃદ્ધ કરવાના એના પ્રયત્નો ગમે તેવા હોય, રણમાં એણે બતાવેલું શૌર્ય ગમે તેવું હોય, અને એણે ગમે તેટલાં લોકોપયોગી કામો કર્યાં હોય છતાં, આ બે વીર સતીઓનાં શાપે એની કીર્તિ સદાય માટે કલંકિતજ રહેવાની.

આ પાપનું પ્રાયશ્ચિત કરવા સિદ્ધરાજે ઘણાય પ્રયત્નો કર્યાં. બ્રાહ્મણોને ગામનાં ગામ દાનમાં આપ્યાં, અનેક શિવાલયો અને જળાશયો બંધાવ્યા અને જસમાનું સ્મારક સાચવવા એ સતીની દેરી બંધાવી પોતાને હાથે તેની સ્થાપના કરી. એ દેરીનાં દર્શન કરી આજેય યાત્રીઓ જસમાના અડગ સતીત્વના ગુણગાન કરે છે અને ગુજરાતના **નાથ** ઉપર શાપ વરસાવે છે. એવી સતીઓના પૂણ્ય પ્રભાવેજ હિંદ માતાનું પ્રાચીન ગૌરવ હજી પણ સચવાઈ રહ્યું છે.



તેણી—મને આજે એક જોશીએ કહ્યું કે થોડા વખતમાં મને સાચા મોતીનો હાર મળશે.

તે—બરોબર છે. મેં તને થોડા વખત પહેલા નહોતું કહ્યું કે જોશી કદી સાચું કહેતાજ નથી!

"ગુ"

× × ×

શેઠ—તમે કહો છો કે તમે છેલ્લે ઠેકાણે પાંચ વરસ સુધી રહ્યા હ

ઉમેદવાર—જી. હા.

શેઠ—અને હવે મારી પાસે નોકરી શોધવા આવ્યા છો ?

ઉમેદવાર—જી. હા.

શેઠ—વારૂ. તમે છેલ્લાં પાંચ વરસ ક્યાં હતા.

ઉમેદવાર—કેદખાનામાં!!

# કુલવંતી.

લેખક: શ્રીયુત " જયન્ત-પરલનિવાસી ".
ચિત્રકાર: શ્રીયુત " દેવ-આલી ".

---

( રાસ ).

શિરે લીધું સોના બેડલું રે,
આલી ભરવા નદી નીર રે...શિરે.

અંગે ધર્યું સુંદર સાળુ રે,
ઉતાવળી શું અલી? બોલને રે...શિરે.



નીચું જોતી ધરણી માંહી
વાટે જતી ધીરી રસીલી;
હૈયે ઉમંગ, હેત,
ધીર રે...શિરે.

મોટેરું કોઇ સામે આવે
આછા પાલવે મુખ છુપાવે
"કુલવંતી" જતી નદી
તીર રે...શિરે.



# સમાજની વેદી પર.

લેખકઃ—શ્રીયુત મગનલાલ ત્રિવેદી.

કન્યાને સાસરે વળાવતી વખતનું દશ્ય નિહાળ્યું છે ? તે આંસુના સરવડા સારતી માતા, તે રહી રહી હિબકા ભરતી પુત્રી, તે મ્લાન વદનવાળાં સમ્બન્ધીઓ, નિહાળ્યા છે ? હૈયેથી જરીએ અળગી ન કરેલી પુત્રીને સાસરે વળાવતી વખતની માતાની મનોદશા કેવી હોય છે તેહેનો ખ્યાલ છે ?

આજે રમાને સાસરે વળાવવાની હતી. આજે માતાની મોંઘી પિયરનું વ્હાલ ત્યજી પરઘેર પધારવાની હતી. આજે ભાઇની લાડકડી વ્હેનડી બાંધુના ઓવારણા લેવા ત્યજી દિયરને કલાવવા જવાની હતી.

"બેટા મ્હારી કુખ દીપાવજે, ત્હારા બાપદાદાની આબરૂને સાચવજે. ડાહી થઇને રહેજે." માતાની આંખમાંથી દડદડ આંસુડાં વહે જતા હતા.

'માડી ! ત્હારી દિકરી છું. તું મુંઝાઇશ મા:' રમા માતાને કહે બાઝી પડી.

રમા ગઇ, વનપંખીણી સમી ઘડીક માતાને આંગણે કલરવ કરી ઉડી ગઇ, સ્વર્ગની દેવી સમી ઘડીક પિયરને પમરાવી ચાલી ગઇ, વ્યોમની વાદળી સમી ક્ષણભર અમૃત મેહુલો વરસી વિખરાઇ ગઇ. માડીના અવાસને સુના કરી સાસરવાટ શંગારવા રમા ગઇ.

× × ×

"વહુ ! જુઓ આ વાસણ ચીકણા છે. જરા ધ્યાન દઇ ઉટકો." સાસુજીના મુખમાંથી વચનામૃત ઝર્યું.

રમાને સાસરે આવ્યાને આઠ દિવસ થયા હતા, ત્હેના અંતરમાં કેટલીએ આશાએ ઉભી રહી હતી. પતિદેવને રીઝવવાની, ત્હેના અભિલાષો પુરવાની, સાસુને સંતોષવાની અને એક ઉત્તમ ગૃહિણી બની માતાની અંતિમ ઇચ્છા બર લાવવાની, એવી અનેક અભિલાષાઓ ત્હેના અંતરમાં રમી રહી હતી.

પરન્તુ હિન્દુ સંસારની અધમ દશા ! ઘરમાં વહુ આવી એટલે સાસુ તો જાણે પાટ બેઠા. જીવન પગથારમાં પ્રથમ પગલું મુકતી, દુનિઆના અનુભવથી તદન અજ્ઞાન વહુએજ ઘરનું સર્વ કામ કરવું જોઇએ. સાસુ બેઠાં બેઠાં ચોવટ ડોળે, હુકમો કરે, ભુલો કહાડે. એક અપરિચિત વાતાવરણમાં આવી વસેલી ન્હાનકડી બાળકી એકલે હાથે ઘર કેમ ચલાવી શકે ? માતાની મોંઘી એ અસહ્ય ભાર કુમળી વયમાં કેમ ઉપાડી શકે ? મહિયરમાં દેવની દિકરી સમી પૂજાતી બાળા એક દાસી તરીકે એકાએક કેમ વર્તી શકે ? પરંતુ ત્હેણે સર્વ કામ કરવું જ જોઇએ. સ્હવારથી રાતના સુવા વખત સુધી કામ કરવુંજ જોઇએ અને ન કરે તો ? રાક્ષસી સમી સાસુ તૈયારજ હતી. સાસુએ પોતાની દિકરી પર જે બીજે ક્રોધ અમલ ચલાવે તો ઝીણુકો ઉઠે છે, પોતાની દિકરીને એક પણ કામ ચીંધતી નથી, પરન્તુ પોતાની દિકરીના વચનીજ વહુને તો એ કામના બોજાથી દાબી દયે છે ! એજ હિન્દુ સમાજની વિચિત્રતા !

રમાની એકવડી—અશક્ત કાયા આ

બોજો ક્યાંથી ઉપાડી શકે ? ત્હેનામાં વિદ્વત્તા હતી, તે ત્હેના પતિને રાજી રાખી શકતી; ત્હેનામાં સાલસાઇ હતી, તે ત્હેના સસરાને સંતોષી શકતી; ત્હેનામાં વ્હાલ હતું, ન્હાનકડા દિયર-નણંદને રીઝાવી શકતી; પરન્તુ સાસુજીનું મન શી રીતે મનાવવું ? શરીરે અશક્ત હતી, માબાપને ઘેર કદી કામ કર્યું ન હોવાથી ત્હેને કામનો જરાયે મ્હાવરો ન હતો. ગૃહકાર્યનો અનુભવ પણ ન હતો. તે સાસુને શી રીતે સંતોષી શકે ?

આઠ દિવસ તો ત્હેને આઠ ભવ જેવડા લાગ્યા. નિત્ય નિત્ય સાસુની આંખો વધારે ઉગ્ર થવા લાગી, ત્હેમની જીભ વધારે તેજ–વધારે તિક્ષ્ણ થવા લાગી. 'આ આમ છે ને પેલું તેમ છે.' એજ શબ્દો ત્હેના મુખેથી સંભળાતા. નહીં કદી આશ્વાસનની વાત, નહીં કદી શિખામણના શબ્દોઃ સર્વથા રોષજ ત્હેમના ચક્ષુઓમાં જણાતા. રમાની આશાઓ ઉડી ગઇ, ત્હેના મનોરથો શમી ગયા.

પતિ વિદ્વાન હતો, રમાને તે હૃદયથી યે અદકી ચાહતો. તે આ સર્વ અન્યાય સહમજતો, મનમાં ને મનમાં બળ્યે જતો; પરન્તુ ત્હેનું મુખ સિવાઇ ગયું હતું, તે ત્હેની માતાના પ્રભાવથી અંજાઇ ગયો હતો. તે સર્વ નિહાળી રહેતો, પરન્તુ કશું કહી શકતો નહીં. રમાનું દયામણું મોહું, ત્હેની રડતી આંખ્યો ત્હેના હૃદયને હચમચાવી નાખતી, પણ તે ત્હેની માને કશું કહી શકતો નહીં. બહુ થતું ત્યારે તે છુપાં આંસુડાં ઢાળતો.

"વહુ ! જુઓ આ વાસણ ચીકણાં છે. જરા ધ્યાન દઈ ઉટકો." નવમા દિવસના ઉગતા પ્રભાતે આ વચનામૃત સાસુના મુખમાંથી ઝર્યાં.

રમા ગમે તેમ તોયે સુશિક્ષિત હતી, ત્હેને માતાની શિખામણ યાદ હતી. તે જાણતી હતી કે સાસુ વાંક કહાડવા ખાતરજ બોલે છે, પરન્તુ તે સર્વ ગળી ગઈ.

"વારુ, બાઇજી હવેથી ધ્યાન દઇને ઉટકીશ."

"બોલતાંજ આવડ્યું છે. માએ મોટે મ્હડાવી છે તે કોઇનું ગણકારતીજ નથી. આવડતું તો રાખે નથી ને રોફ તો બારખાંડી છે. મોઢે તોબરો તો મ્હડેલોને મ્હડેલોજ. મ્હારા ભાગ્યમાં તે આવી વહુ ક્યાંથી લખી હશે."

પરન્તુ રમા ચાલી ગઈ હતી. ઉપર ત્હેનો દિયર જાગ્યો હતો ત્હેને છાનો રાખવા ચાલી ગઇ હતી. સાસુજી ઓર ચીડાયાં.

"કંઇક કહીએ છીએ કે છણકો કરીને આ ચાલી. કેમ જાણે અમે તો એને મન છોકરાં જ ન હોઇએ. મ્હારા ઘરમાં તે નહીં પોષાય.—એવા નટુડા."

નટવર બહાર બેઠો બેઠો આ નાટક નિહાળી રહ્યો હતો તે અંદર આવ્યો. "કેમ બા ?"

"એલા ! ત્હારી વહુને કાંઇ કહેવાય, પણ નહીં ? મ્હારું તો ગણકારતીજ નથી. હજુ તો ચાલી આવે છે ત્યાં તો વશ કરી લીધો ? બાયલો છે બાયલો, નહીંતર..."

"પણ છે શું ?"

"બીજું શું હોય ? રોજ એની એ મોકાણ. કોઇદી એકે કામમાં ઢંગ નહીં. જો તો ખરો આ ઠામ ઉટકયા છે તે ! વેઠજ ઉતારી છે રે !"

નટવરે ઠામ હાથમાં લીધા; ત્હેની માએ પણ કોઇદી આવા ઠામ ઉટક્યાં નહતા. કહેવાનું મન તો થયું, પરન્તુ દબાઇ ગયો.

"આમાં ચીકાશ ક્યાં છે ?"

"કેમ તુંયે બાયડીની ભેર તાણવા લાગ્યો કે ?–" પરન્તુ નટવર ચાલ્યો ગયો હતો. કોઇ સાંભળે તેમ નહતું. થોડો વખત ટકટક કરી આખરે સાસુજી શાન્ત પડી ગયા.

આ તો ઉગતા પહોરનું પરભાતીયું—મંગળાચરણ અને આવાં કેટલાયે દ્રશ્યો દિવસ ભરમાં ભજવાતા.

× × ×

"નટુ ! ત્હેં શું કરવા ધાર્યું છે ? બિચારી અકદની જેમ દબાઇ જાય છે. તું કાંઇ નહિ બોલે ?" નટુના મિત્ર ધીરૂએ કહ્યું.

"પણ હું શું બોલું ? મ્હારૂં અંતર સળગી જાય છે, પરન્તુ પહેલેથીજ દબાઇ ગયો છું એટલે એક શબ્દ પણ નથી કહી શકતો. વળી મ્હારા પિતાના મૃત્યુ પછી મ્હારી બાનુ જોર એટલું બધું વધી ગયું છે કે કોઇનું ગણકારે તેમ નથી. હું શું કરૂં ? જ્યારે હૃદયથી જ્યારે થઇ જાય છે ત્યારે રોઉં છું."

"એમ રડયે દી ન વળે. ત્હારા હૃદયમાં લાગણી છે, ત્હેને માટે અનહદ પ્રેમ છે. પરન્તુ આ મૌનથી તો તું ઉલટું ત્હેના દુઃખમાં વધારો કરે છે. ઘરમાં જુવે છે ને કે ચોતરફ રમાના વેરીજ વસી રહ્યા છે. હમણા હમણાંમાં તો ત્હારા ભાઈ બ્હેનો પણ ત્હેને સતાવે છે. એ બિચારીને એક તુંજ આશરો છે. તું ત્હેનું દુઃખ દૂર નહી કર તો ત્હેનું શું થશે ? ઘણો વખત સુધી દબાઇ રહ્યો હવે માથું ઉંચુ કર. નહીંતર તે રાક્ષસોના પદ પ્રહારથી તે કુસુમ કરમાઇ જશે અને ત્હેનું પાતક ત્હારે શિરે પડશે."

"ધીરૂ ! હું તેયે જાણું છું. હુંજ ત્હેની સર્વ વિપત્તિનું કારણ બન્યો છું. ત્હેની ગુલાબી સુરખી, ત્હેનું સરળ હાસ્ય, ત્હેની કાલીઘેલી બોલી, સર્વ નાશ પામ્યાં તે મ્હારે લીધેજ. વસંતમાં મદભર ખીલી રહેલા કુસુમ સમું ત્હેનું ગૌર બદન જીવલેણ દર્દોનું નિવાસસ્થાન થઇ પડયું, ક્ષય રોગથી ક્ષેરાઇ ગયું તે પણ મ્હારે લીધેજ. ઓછામાં પુરૂં હિસ્ટીરીયા એ થોડા દિવસથી શરૂ થયો છે—"

"શું હિસ્ટીરીયા પણ ?"

"હા દિવસમાં સાત આઠ વખત. બીલકુલ પીરોજ ને ભળે ભાઇ,—"

"નટુ ! હું હવે ઢીલ ન કર. ત્હારાથી કશું ન થઇ શકે, ત્હારી માતા કશું ન ગણકારે તો તું રમાને ત્હેને પિયર મોકલી દે. નહીંતર ત્હારૂં દેવબાળ ઉડી જશે. તે પ્રેમપંખીણી ત્હને છોડી ચાલી જશે."

"હવે હું નથી સહી શકતો. મ્હને એમ ચોક્કસ થઇ આવે છે કે એ આંસુડાના પુરમાં મ્હારૂં કુટુમ્બ તણાઇ જશે. એ રાંક હૃદયની એ ઉન્હી હાયમાં મ્હારૂં ઘર ભસ્મીભુત થઇ જશે. પરન્તુ શો ઉપાય ? માતા કોઇનું ગણકારે તેમ નથી. તે અમ્હારા બન્નેનો જીવ લેશે ત્યારે શાન્ત થશે. હવે તો એકજ રસ્તો છે—ત્હેને પિયર મોકલવાનો."

"ગમે તેમ પણ ત્હેને તો તું મોકલાવીજ દે."

"આજેજ હું પત્ર લખું છું. ભલે તેઓ રમાને તેડી જાય."

"આજેજ નહીં, હમણાંજ. ત્યાર પછીજ હું જઇશ."

ધીરૂ નટુનો મિત્ર હતો અને રમાનો જીભનો માન્યો ભાઇ હતો. ત્હેના વચનો નટુને દેવના વચનો હતા, ત્હેની શિખામણ નટુને મન આજ્ઞા હતી. ત્હેના બોલ તે કયમ ઉથાપી શકે ? તરતજ ત્હેણે એક કાગળ પોતાના સસરાને લખી નાખ્યો.

× × × ×

નટુનું ઘર હવે રાંડીરાંડોનું સભા સ્થાન થઇ પડયું હતું. સરખેસરખી રોજ ભેગી મળતી અને કંઇક કાળા ધોળા કરતી.

"બાઇ, ત્હારી વહુ તો હલકટ દેખું. ગમે તેની સાથે બરાબર બોલ્યા કરે તોયે તું કંઇ વઢે નહી ?" નવલબાઇ ઉચર્યાં.

"અને ત્હારા ઘરમાં પેલો ધીરીયો પડયો

પાથર્યો રહે તે જુવાન વહુ દિકરીવાળા ઘરમાં કેમ પાલવે? ત્હારા દિકરાને તું કાંઇ કહી શકે નહીં?" ચીબાબલી કસ્તુર બોલી.

"હું તે શું કરૂં, મરૂં? કહી કહીને થાકી ગઇ પણ ગણકારે ત્યારે ને?" રમાની સાસુ બોલ્યાં.

'એવી વહુ કરતાં તો દિકરો કુંવારો રહે તો સારૂં. એ અંછકલા વેંડા આપણે ત્યાં કેમ પાલવે? બાઇડીઓને વળી જુવાન પુરૂષો સાથે વાત કરવાની શી? આ તો પેલો ધીરીયો ભણાવે ને બાઇ સાહેબ ભણે. અને ત્હારો દિકરો સામે બેઠો બેઠો જોયા કરે આવું તો બાઇ ક્યાંઇ નો'તું દીઠું"

"પણ એમાં મ્હને તો કાંઇ સારાવાટ લાગતી નથી.એ ધીરીયાને તો તું ઓળખે છેનો"

"અરે હું બધુંએ જાણું છું. આખો દિવસ બેય જણા આંખ્યો ઉડાડયા કરે ને દાંત કઢાડયા કરે તે શું હું નથી સમજતી? પણ છોકરો જ નમાલો છે, નહીંતર બાઇડીને વંઠી જતા દે!" નરૂએ માએ કહ્યું.

"આવું તો બાઇ કયાંય નો'તું જોયું. મોટા ઘરનો મોહ હતો તે હવે લેતી જા. તે મોટાંના કોઇ દી સારા જોયા છે?"

"આવડત તો એક પાઈની યે નથી ને ઘણો તો સવાશેર કરે છે. જોઇ નહીં હોય

"ત્યારે તો પેલો ધીરૂએ નહીં આવતો હોય."

"ના, હવે તો અમારા ભાઇશાબ એને ઘેર જાય છે."

"જો જો બાઈ સંભાળજે, એના ઢંગ સારા નથી."

જુદી જુદી અનેક વાતો કરીને સ્ત્રીઓનું પંચ વિખેરાયું. રમાની સાસુ પુત્રવધુના ચારિત્રને દોષ દેતાં બેસી રહ્યાં. નક્કી રમા વંઠી ગઇ હતી. એવી ત્હેમણે માની લીધું. દિકરાને કેટલી યે ગાળો દીધી.

× × ×

પ્રિય દેવ,

અહીં આવ્યા પછી પ્રકૃત્ત ઘણીજ અસ્વસ્થ થઇ ગઇ છે. ઘણા દિવસથી દબાવી રાખેલી વ્યાધિઓ એકાએક ફાટી નિકળી છે. સ્થિતિ ભયંકર થઇ પડી છે.

ધીરૂભાઇ બે દિવસથી આવ્યા છે, પરંતુ ત્હમારા દર્શનની લાલસા છે, નાથ! અંતિમ ચરણરજ ઇચ્છું છું. મ્હારૂં જીવન હવે ક્ષણિકજ છે. તો એક વખત દર્શન દેવા પધારશો. એવી આશા છે.

વધારે ધીરૂભાઇ લખી જણાવશે.

લી. ત્હમારી રમા.

નથી રાખ્યું. ત્હેને માથે માછલાં ધોયા છે. તે તો રમા જેવી સુલક્ષણા જ સહન કરી શકે, નહીંતર......

ત્હેં મ્હને ખબર કહાડવા મોકલ્યો, પાંછળ આવવાનું વચન દઇ મોકલ્યો. ત્હને મ્હારામાં સંપૂર્ણ વિશ્વાસ છે, પરન્તુ ત્હારી માતાનો અભિપ્રાય તું જાણે છે? મ્હારા પર રમા સાથે વ્યભિચાર કરવાનું તહોમત મુકવામાં આવ્યું છે. મ્હને બદચાલનો ઠરાવ્યો છે, મ્હને નફટ કહ્યો છે. ત્હને ખબર છે એક વખત એજ ત્હારી માતા મ્હને સંગા દિકરા કરતાંયે વધારે ચાહતા, ઘરના માણસની જેમજ લેખતાં, અને આજે?...રમા તો આવી ત્યારથીજ બદચાલની ગણાઇ છે.

ત્હારો મ્હારાપર તેમજ રમા પર અત્યંત ભાવ છે. ત્હેં અમ્હને કદી શંકાશીલ નજરે નિહાળ્યા નથી. મ્હારામાં ત્હારો વિશ્વાસ અનન્ત છે, અમ્મર છે. રમા પાછળ તો તું ગાંડો થઇ જતો, ત્હેના પ્રેમ ઉપર મરી પડતો. તે રમતીઆળ વદન નિરખી તું ઓછો ઓછો થઇ જતો. હું તે સર્વ જાણું છું, પરંતુ દુઃખ માત્ર એકજ થાય છે. ત્હેં ત્હારા કુસુમને રાક્ષસોના પગ નીચે છુંદાવા દીધું. ત્હેં ત્હારા હૃદય આધારને ત્હારી ચક્ષુઓ સમક્ષ દુઃખના અસહ્ય બોજાથી મરી જવા દીધી. એજ મને સાલે છે.

તું જગતમાં મનુષ્ય જન્મ્યો હતો, પરન્તુ મનુષ્યત્વનો ઉપયોગ કરી શક્યો નહીં. તું સ્વતંત્ર મ્હાલવા યોજાયો હતો, પરન્તુ ત્હેં ત્હારો હક્ક ગુમાવ્યો. ત્હારી દ્રષ્ટિ આગળ ઘોર અન્યાય થઇ રહ્યો હતો, ત્હારી નજર સમક્ષજ નરપિશાચો દુષ્કૃત્યો કરી રહ્યા હતા; પરન્તુ ત્હેં સાદ પણ ઉંચો ન કર્યો. અને ત્હેનું પરિણામ શું આવ્યું તે તો તું જાણેજ છે. તે સુરખીભર્યું પુષ્પ કરમાયું, ત્હારી ઉષાની મુગ્ધતા અણુવિકસીજ અસ્ત પામી, ત્હારું પ્રેમપાત્ર અધુરૂં અધુરૂંજ ફુટી ગયું. ત્હારી રમા રીબાઇ, દુઃખી થઇ, ત્હેના પર અનેક કલંકો આવી પડયાં, તે દેવીને ન સાંભળવાના વચનો સાંભળવા પડયા. અને તું તે સર્વ સેહી રહ્યો.

અત્યારે તે મૃત્યુને બિછાને પડી છે; જીવનની અંતિમ પળો ગણાઇ રહી છે; સંસાર ત્હેના છેલ્લા શ્વાસોચ્છ્વાસ ઝીલી રહ્યું છે. તું તે દેવીના દર્શને નહીં પધારે? ત્હેના આત્માને અંતિમ આરામ નહીં આપે?

લી. ધીરજ.

“એક સાથે બે પત્ર! પ્રિયાનું અંતિમ મિલન મ્હારે કરવું જ જોઇએ. હાય! મ્હારી દેવી મ્હને ત્યજી ચાલી જાય છે, ત્હેને અંતિમ પ્રણામ કરવા, ત્હેની અંતિમ ક્ષમા યાચવા મ્હારે જવુંજ જોઇએ.” નટુ તૈયાર થઇ ગયો.

× × ×

“બા, હું જાઉં છું.” ઘણા વરસો સુધી સિવાઇ રહેલ મોઢું આજે ઉઘડયું.

“કયાં?” એ ધાંટો તો એવોજ એવો નિશ્ચલ હતો.

“રમા માંદી છે, ત્હેની ખબર કઢાવવા.”

“ભાઇને સાસરે જવું છે? હવે ગયા? બાયડી નહીં ભાળી હોય! એવી વંઠેલને...”

“બા! જરા જોઇ વિચારીને બોલ. કોની પાસે તું બોલે છે ત્હેનું ભાન છે?”

“ઓહો આજે ભાઇ ડરાવવા નિકળ્યા છે ને શું? વંઠેલ નહીં તો શું? પેલા ધીરીયા સાથે ચાલે છે, એનો વેશ જ જેને. વેસ્યા જેવા છે.”

“બા ત્હું બહુ બોલે છોં હો. જે ધીરૂને તું ત્હારી જુવાન દિકરી સાથે યે વાત કરવા દેવામાં અચકાતી નહોતી, જે એક વખત ત્હારા ઘરમાં ગમે તે વખતે ગમે ત્યાં ચાલતો

આવતો, એવું ના ન કહેતી, ત્હને હવે ખરાબ કહે છે ? ત્હારી બુદ્ધિજ ફરી ગઈ છે. એક દેવી જેવી સ્ત્રીને કલંક લગાડતાં શરમ નથી આવતી ? તે ત્હારા ઘરની લક્ષ્મી છે, ત્હારા કુળનું નાક છે. ત્હારા વંશની વેલ છે. ત્હેને ત્હેં કચડી નાખી, મચડી નાખી, તોયે હજી શરમાતી નથી ? ધીરૂ અને રમા તો 'સગાં ભાઈ બ્હેન કરતાં યે વિશેષ છે.—પણ હું જાઉં છું."

"છોકરા ! આજે આ ભુલીબાઈને પગ ક્યાંથી આવ્યા !"

"હાય ! તેં આજ સુધી મૌન રહી ! હજારો ઘોરતમ અત્યાચારો દેખતાં છતાંયે શાન્ત—દયાળુજ રહી ! નહીંતર રમા આમ દુઃખી થાત, આમ અધવચમાંજ મૃત્યુને શરણ ન થાત. બા ત્હેં હમ્મેશ ત્હેના પર દુઃખનો વરસાદ વરસાવ્યો, મ્હેં તે નજરે નિહાળ્યો. હું રોયો. પણ ત્હને રોકી શક્યો નહી. મ્હને રમાની દયા આવતી, પરન્તુ અશ્રુ સિવાય મ્હારી પાસે કશુંય ન હતું. હાય ! આજે મ્હારા પાપેજ મ્હારી કુલમર્યાદાનો લય થઈ રહ્યો છે, મ્હારા વંશનો વિનાશ થઈ રહ્યો છે. બે દિવસથી જવાની રજા માગું છું, પણ દાદે નથી આપતી; હવે હું નથી સહન કરી શકતો. હું જાઉં છું."

કંઈપણ ગણકાર્યા સિવાય તે બહાર નિકળ્યો, પરન્તુ આંગણામાંજ તારનો સિપાઈ મળ્યો. ધડકતે હૈયે ત્હેણે તાર વાંચ્યો. ત્હેની આંખે તમ્મર આવી ગયાં, તે મૂર્છિત થઈ નીચે પડી ગયો.

"શું છે ? શું છે ! નટુ ! " ત્હેની માતાએ ત્હેને ઢંઢોળવા માંડ્યો.

થોડીવારે તે શુદ્ધિમાં આવ્યો—દિવાનાની જેમ તે બબડવા લાગ્યો. "ગઈ, દેવી સ્વર્ગે સિધાવી, મ્હારી જીવન સખી મ્હને એકલો મૂકી ચાલી ગઈ. મ્હારી પ્રાણ મ્હારૂં હૃદય ચોરી ઉડી ગઈ.. ..."

"ગઈ તે શું થયું. એક પાપ ટળ્યું. એમાં આંસુ શું પાડે છે ? બાયડીનો ક્યાં દુકાળ પડ્યો છે. કાલેજ બીજી .."

"તું અહીંથી જા. એકનો જીવ તો લીધો. હજુ તૃપ્તિ નથી થઈ ? ક્યાંથી થાય ? હું બાકી રહ્યો છું ને ?" તે રડી પડયો. ત્હેણે બન્ને હાથથી મોઢું ઢાંકી દીધું.

× × ×

"ભાઈ, આજે કેમ !" નટુના ખાટલા પાસે ધીરૂ બેઠો હતો. નટુને તાવ આવતો હતો.

"હવે સારાવાટ ક્યાંથી ! ભાઈ હવે સર્વ ગયા પછીના ડહાપણ જેવુંજ. ત્હારી શિખામણ ન માની જાગ્યો, પરન્તુ બહુજ મોડો. મ્હારી દેવી સિધાવી એ પાપ મ્હનેજ. મ્હારી હૃદય રાણી—"

"ભાઈ ! આમ બકવાટ ન કર."

"મ્હારી માતાએ એક બલિદાન લીધું. હજુ એક બાકી છે. તે પૂર્ણ થશે પછીજ ત્હેના હૃદયને શાન્તિ થશે..."

"ભાઈ ! ભાઈ !—"

"મ્હારી દેવી મ્હારી વાટ જોઈ રહી છે. મ્હારા અંતિમ દર્શન કરવા તલસી રહી છે. મ્હારા વિલંબ માટે ટપકા ભરી આંખો જોઈ રહી છે. મ્હારે યે ક્ષમા યાચવી રહી ગઈ છે. હું ત્હેને સુખ ન આપી શક્યો, હું ત્હેના હૃદયને શાન્તિમાં ન રાખી શક્યો. અરે તો હું ત્હેનું મન ન મનાવી શક્યો. હવે તે જગતપિતાની સાનિધ્યમાં જ ચિરકાલ વસીશું. અધુરી જીવન લીલા ત્યાંજ પુરી કરીશું. ભાઈ ! હું જાઉં છું. પિયા વાટ

જોઇ રહી છે. મ્હને એક આલિંગન દે મ્હારા વાલા, તું મ્હને પાછો ક્યાં મળીશ ?"

" નટુ ! આ ગાંડાં કેમ કહાડે છે ? "

" ભાઇ પ્રણામ, પ્રિયા મ્હને બોલાવે છે, સ્વર્ગના સુખ અમ્હારી વાટ જોઇ રહ્યાં છે, હું જાઉં છું. પ્રણામ. "

બસ ખલ્લાસ ! ક્ષણમાં તો દેહ આત્મા વિનાનો સુનો થઇ ગયો. ધીરૂનો નટુ જગતમાંથી ચાલ્યો ગયો. પ્રિયા સાથે અધુરા રહેલા રાસ પુરા રમવા સિધાવ્યો, ધીરૂની આંખોમાં અશ્રુબિન્દુ હતાં. જીવનલતા શી બ્હેન ગુમાવી, જીવનથી સુવાસ સમો મિત્ર ચાલ્યો, હેનું કોણ હવે આ જગતમાં. જગત પરના હેના અંતીમ શબ્દો:

"ફક્ત આઠજ દિવસમાં ! સમાજની વેદી પર બબ્બે બળિદાન . ચાલ જીવ........."

× × ×

અને નટુની માતા ! સમાજની વેદીપર એ બલિ તો હેણે લીધા. પુરોહિતને પણ ગ્રસ્યો ! હજુ કેટલા યે બલિ લેવાના બાકી હશે ! તે તો જોનીને તેવીજ દિસતી હતી. રાક્ષસોના હૃદયને શું અસર કરી શકે ! વજ્ર ઘાતો ય ત્યાં તો અફળ નીવડે.



## ચીમની સાફ રાખવાના ઉપાયો

ચીમનીને રોજ માંજવાની કાળજી રાખવી જોઇએ. તેમને કદી ધોવાં ન જોઇએ. પ્રથમ ચીમનીને કોલસાની સફેદ રાખ વડે માંજો, અને પછી સાફ લુગડાવડે લુંછી નાખો; રાખનો ડાઘ રહેવા ન પામે. મુંબાઇ જેવા શહેરમાં રાખ ન મળે તો સાધારણ સોડાથી પણ ખુબ સાફ થઇ શકશે. જરાક ગ્યાસતેલ ન્યુસપેપરના કકડા પર રેડીને તે વડે ચીમની માંજો, અને પછી ચોખ્ખા લુગડા વડે સાફ કરી નાંખો; આ પ્રકારે કરવાથી ચીમની ખુબ સાફ અને તેજસ્વી થશે.

ચીમની સારી બનાવટની હોવા છતાં પણ બહુ જલ્દી ટુટી જાય છે, તેથી કેટલીક બાનુઓ તેમને બહારની બાજુથી પાતળા તારથી ગુંથી લે છે; આમ કરવાથી અલબત્ત ચીમની લાંબી મુદત સુધી ચાલે છે, પણ સાથેજ તે સાફ અને સ્વચ્છ બહારની બાજુથી નથી રહેતી. આના કરતાં ચીમનીને પાકી કરવાની નીચે લખેલી બે રીતો બહુ સરલ તેમજ ફાયદાકારક છે.

એક પાણી ભરેલા વાસણમાં મીઠું ઘોળીને રહેવા દો, હવે એક બીજા વાસણમાં ચોખ્ખું પાણી ભરો; અને તેમાં ચીમની ડુબાવીને ચુલ્હા પર મુકો, નીચે ધીમો તાપ કરો. જ્યારે પાણી ગરમ થઇ જાય કે તરતજ ચીમનીને કાઢીને આગળથી કરી મુકેલા મીઠાના પાણીમાં મુકો. જ્યારે બીલકુલ ઠંડી જાય ત્યારે સુકવીને કામમાં લો. ( ૨ ) ચીમનીને દુધમાં નાંખીને ઉકાળો, ગરમ થઇ જાય ત્યારે ઠંડા પાણીમાં મુકીદો. બીલકુલ ઠંડી થઇ જાય ત્યારે સુકવીને કામમાં લો, લાંબી મુદત સુધી નહિ ટુટે.

લસણનો વાલે રસ કાચને જોડી દે છે, આથી ચીમની પણ સાંધી શકાય છે. ( ૨ ) આઇસીંગ ગ્લાસ (isinglass) ને દારૂના સ્પીરીટમાં ઉકાળવાથી સીમેન્ટ બને છે. આ સીમેન્ટ કાચની ચીમની સાંધવાના કામમાં લાવી શકાય છે, આથી જોડાણનો ભાગ બીલકુલ દેખાતો નથી.

કે. સી. મહેતા.

# જાદુ ભરેલી આંખડી !

લેખકઃ શ્રીયુત મણીલાલ મો. પાદરાકર

ચિત્રકારઃ શ્રીયુત ધુરંધર, એ. એમ.

આંખડી ફુલ પાંખડી !
રસકુંજ શી દિલ ડાંખળી–
પર ઝુલતી કળી વાંકડી !
જાદુ ભરેલી આંખડી !

આનંદ મુર્તિમાં જડી !
લાવણ્ય નિર્ઝર આંખડી !
હું આંખ મીચું ત્યાં ખડી !
જાદુ ભરેલી આંખડી !

શી દિવ્ય પ્રભુતાથી મઢી !
વેરે ખુમારી હરઘડી !
માણિક્ય પન્ના પાંદડી !
જાદુ ભરેલી આંખડી !



એ જાદુગારી કાં ખડી ?
તું અડપલી શી આવડી ?
ખંજર અને બરછી ભરી !
જાદુ ભરેલી આંખડી !

રસરેલતી એ આંખડી !
મોંઘી "મણિમય" પાંખડી !
ઓજસ્ ભરી આ ઉઘડી !
જાદુ ભરેલી આંખડી !




( ગતાંક પાને ૫૦૨ થી ચાલુ. )

મારા ગયા લેખમાં સાથીઆની ઇન્સર્શન કેવી રીતે ગુંથવી તેની સમજુતી આપી છે. આ લેખમાં સાથીઆની લેસ વિષે કહેવામાં આવશે. એ લેસ ગુંથવાની વિગતો નીચે પ્રમાણે છે. સંક્ષેપ ચિન્હની માહિતી ગયા લેખમાં આપી છે:—

૫૨ સાંકળી લ્યો.

૧ લી હાર–ચોથી સાંકળીથી ૬ થાં., ૧ બા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. પછી ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨ જી હાર–૩ થાં., ૧ બા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. પછી ૭ થાં., ૯ સાં., ફેરવો.

૩ જી હાર–ત્રણ સાંકળી છોડી ૬ થાં., ૧ લે., ૧ બા., એમ ત્રણ વાર ગુંથો. પછી ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૪ થી હાર–૩ થાં., ૧ બા., ૧૯ થાં., ૧ બા., ૭ થાં., ૧ બા., ૭ થાં., ૯ સાં., ફેરવો.

૫ મી હાર–ત્રણ સાંકળી છોડી ૬ થાં., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે., ૧૯ થાં., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૬ ઠ્ઠી હાર–૩ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૭ થાં., ૧ લે., ૧૯ થાં., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૭ મી હાર–ત્રણ સાંકળી છોડી ૭ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે., ૭ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૮ મી હાર–૩ થાં., ૧ બા., ૩૧ થાં., ૧ બા., ૭ થાં., ૧ બા., ૭ થાં. ૩ સાં., ફેરવો.

૯ મી હાર–૬ થાં., ૧ લે., ૭ થાં., ૧ લે., ૩૧ થાં., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૧૦ મી હાર–૩ થાં; ૧ બા; ૭ થાં; ૧ બા; ૭ થાં; ૧ બા; ૧ લે; એમ બે વાર ગુંથો. ફરીથી ૧ બા; ૭ થાં; ૧ સાં; ફેરવો.

૧૧ મી હાર—૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવી લ્યો. પછી ૩ સાં., ૬ થાં., ૧ બા., ૧ લે., એમ બે વાર ગુંથો. તે પછી ૭ થાં., ૧ લે., ૭ થાં., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૧૨ મી હાર:-૩ થાં., ૧ બા., ૭ થાં., ૧ બા., ૧૯ થાં., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ સાં., ફેરવો.

૧૩ મી હાર:-૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવો. પછી ૩ સાં., ૬ થાં., ૧ લે., ૧૯ થાં., ૧ લે., ૭ થાં., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૧૪ મી હારઃ-૩ થાં., ૧ બા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. પછી ૧ બા., ૭ થાં., ૧ સાં., ફેરવો.

૧૫ મી હારઃ-૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવો. ૩ સાં., ૭ થાં., ૧ બા., ૧ લે., એમ ત્રણવાર ગુંથો. ૪ થાં., ૩ સાં., ફેરવો.

**સૂચનાઃ**-જો લેસ સીધીજ ગુંથવી હોય હોય તો ઉપર જણાવ્યા પ્રમાણે બીજી હારથી પાછું શરૂ કરો અને જોઇએ તેટલી લેસ લાંબી થાય ત્યાં સુધી એજ પ્રમાણે ગુંથવાનું ચાલુ રાખો. પરન્તુ જો ખુણો કાઢવો હોય તો નીચે જણાવ્યા પ્રમાણે આગળ વધો.

૧૬ મી હારઃ-૩ થાં., ૧ લે., ૧ બા., એમ ત્રણ વાર ગુંથો. ૭ થાં., ૯ સાં., ફેરવો.

૧૭ મી હારઃ-ત્રણ સાંકળી છોડી ૧ થાં., ૧ લે., ૧ બા., એમ ત્રણ વાર ગુંથો. પછી ૮ સાં., ફેરવો. ( જુઓ ચિત્ર નં. ૪ થું. )

૧૮ મી હારઃ-૧ બા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. પછી ૧ બા., ૭ થાં., ૯ સાં., ફેરવો.

૧૯ મી હારઃ-૭ થાં., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે, ૧૫ થાં., ૩ સાં., ફેરવો.

૨૦ મી હાર-૧૮ થાં; ( નીચલી હારની ૧૯ થાંભલીની એક થાંભલી છોડી બાકી રહેતી ૧૮ થાંભલી ઉપર ૧૮ થાંભલી ), ૧ બા., ૭ થાં., ૧ બા., ૧ લે., ૭ થાં., ૯ સાં.; ફેરવો.

૨૧ મી હાર-૬ થાં; ૧ લે; ૧ બા; ૧ લે., ૭ થાં., ૧ લે., ૭ થાં., ૧ લે., ૮ સાં., ફેરવો.

૨૨ મી હાર-૭ થાં., ( નીચલી હારની સાત થાંભલી ઉપર સાત થાંભલી ), ૧ બા., ૭ થાં., ૧ બા., ૧ લે, ૧ બા., ૭ થાં., ૩ સાં., ફેરવો.

૨૩ મી હારઃ-૬ થાં., ૧ લે., ૭ થાં. ૧ લે., ૧૯ થાં., ૩ સાં., ફેરવો.

૨૪ મી હારઃ-૧૮ થાં., ૧ લે., ૭ થાં., ૧ બા., ૭ થાં., ૩ સાં., ફેરવો.

૨૫ મી હારઃ-૬ થાં., ૧ લે., ૧ બા., એમ ત્રણ વાર ગુંથો. ૧ લે., ૮ સાં., ફેરવો.

૨૬ મી હારઃ-નીચલી હારનો એક લેસેટ છોડી ૧ લે., ૧ બા., એમ બે વાર ગુંથો. પછી ૭ થાં., ૧ સાં., ફેરવો.

૨૭ મી હારઃ-નીચલી હારની ૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવી લ્યો. પછી ૩ સાં., ૬ થાં., ૧ બા., ૧ લે., ૭ થાં., ૩ સાં., ફેરવો.

૨૮ મી હારઃ-૬ થાં., ૧ લે., ૧ બા., ૭ થાં., ૧ સાં., ફેરવો.

૨૯ મી હારઃ-નીચલી હારની ૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવો. પછી ૩ સાં., ૭ થાં., ૧ લે., ૮ સાં., ફેરવો.

૩૦ મી હાર-નીચલી હારની લેસેટ છોડી દઇ ૭ થાં., ૧ સાં., ફેરવો.

સૂચનાઃ-અહિં ખૂણાનો અર્ધો ભાગ પૂરો થાય છે. બાકીનો અર્ધો ભાગ કરવા માટે નીચે જણાવ્યા પ્રમાણે ગુંથો.

૩૧ મી હારઃ-નીચલી હારની ૭ થાંભલીમાંથી સાદે ટાંકે સેરવો. પછી ૯ સાં., ગુંથો. હવે લેસને જે રીતે ચિત્ર ૪ થું ગોઠવ્યું છે તે પ્રમાણે હાથમાં પકડો, અને નવ સાંકળીમાંથી ત્રણ સાંકળી છોડી ૭ થાંભલી સામેના બારની વચલી સાંકળીમાં સાદે ટાંકે લઇને સેરવો, તેમજ બીજી બે સાંકળીમાંથી સેરવી ફેરો.

૩૨ મી હાર-૬ થાં, ૯ સાં; ફેરવો.

૩૩ મી હાર-૬ થાં; ૧ બા., ૩ સાં; ૧ બે., ( નીચલી બે હારની વચમાં ), ૩

પેટે ચલવ્યા ફટકા દીધા જોશમાં રે,
ડાયર જાણે દુર્વાસા રોષમાં રે;
જાણે બ્રિટિશનું ન્હોય રાજ રે,    સાહેલી- ૧૮
બંધ કીધાં પાણીને રોશની રે,
એવાં અત્યાચારો શું કહું કથી રે;
નવ સંખાયું ગાંધી મહારાજ રે,    સાહેલી- ૧૯
ખિલાફત ને પંજાબના કારણે રે,
અસહકાર આરંભ્યો એમણે રે;
લોક જગવ્યા ઘૂમી સારો દેશ રે,    સાહેલી- ૨૦
છોડો વિદેશી કાપડ વ્હાલથી રે,
શુદ્ધ ખાદી ધરો દેશદાઝથી રે;
એ તો ભલો રે બ્રહ્મચારીનો વેષ રે,    સાહેલી- ૨૧
કાંતો રેંટીઓ રૂડી રીતથી રે,
સંપે હળીમળી રહો પ્રીતથી રે
ભૂલો ભેદ તો આવે સ્વરાજ્ય રે,    સાહેલી- ૨૨
ધર્મ, નીતિ, અહિંસાનાં વડાં રે,
સૂત્રો શીખો જીવન ભરીને રૂડાં રે;
ફળશે મનના મનોરથ તો જ રે,    સાહેલી- ૨૩
સ્વાર્થ ત્યાગી ગણો સહુ પરગજુ રે,
કરો સ્હાય પીડાતાને હજુ રે;
નવ ડગવું કદી આવે દેવ રે,    સાહેલી- ૨૪
આત્મભોગ શીખો સહુ સ્નેહથી રે,
ભારતમાતા ગણો વ્હાલી સર્વથી રે;
દેહ સાટે કરો માતૃસેવ રે,    સાહેલી- ૨૫
ચાલો મહાત્માનાં દરશન કારણે રે,
વ્હાલા વીરાને જોઈએ વારણે રે;
એથી ટળતા ત્રિવિધિના તાપ રે,    સાહેલી- ૨૬
અડગ ટેકીલાના ટેક આગળે રે,
મોટા મ્હારથી ચે પાયે ઢળે રે;
જપતા નિત્યે સ્વરાજના જાપ રે;    સાહેલી- ૨૭

એના તપથી ત્રિભુવન ડોલતાં રે,
રંક એની આગળ હૈયાં ખોલતાં રે;
સાચો કળિયુગમાં કૃષ્ણદાસ રે, સાહેલી-૨૮
એણે ષડ્‌રિપુને વશ છે કર્યા રે,
એના બોલો હંમેશાં આશાભર્યા રે;
સંસારીએ ધાર્યો સંન્યાસ રે, સાહેલી-૨૯
દેશ કાજે ફકીરી લઇ ફરે રે,
જીવન ભારતના ચરણે ધરે રે;
દે છે ખાદી તણો ઉપદેશ રે, સાહેલી-૩૦
આત્મા બળનો પ્રભાવ બતાવીઓ રે!
દેવલોકથી ઉતરી શું આવીઓ રે!
બ્રહ્મચારી જાણે ભીષ્મ, હોય રે, સાહેલી-૩૧
મહાદીક્ષા લીધી છે દેશની રે,
લીધી ઝોળી "સ્વરાજ" જોગીવેષની રે;
સહુ અનિમિષ નયણે જોય રે, સાહેલી-૩૨
અહાલેક જગવ્યો ભરતખંડમાં રે,
માગે "સ્વાર્પણ" ભિક્ષા કુંડમાં રે;
નિર્ભય થઇને ફર્યો વનરાજ રે, સાહેલી-૩૩
સાચાં વાક્ય સાલ્યાં સરકારને રે,
અપરાધી ઠરાવ્યા પળવારમાં રે;
શિક્ષા છ.... વર્ષની તે કાજ રે, સાહેલી-૩૪
જાપ જેલે સ્વરાજ તણા જપે રે,
તપ. યરોડાનો તપસ્વી તપે રે,
ભૂમિ ભારતનું ભાવિ ઘડાય રે, સાહેલી-૩૫
શાન્તિ પડો બધે વગડાવિયો રે;
મોંઘો સત્યાગ્રહ મન્ત્ર પઢાવિયો રે;
સાચો સન્ત સણિમાં લેખાય રે, સાહેલી-૩૬
કોટિ વન્દન વ્હાલા એ વીરને રે,
જેણે તજી નથી નિજ ધીરને રે;
સિંહ મરતાં યે તૃણ ન ખાય રે, સાહેલી-૩૭
ગુણગાથા ગાએ, શીખે, સાંભળે રે,
તેનાં પાતક સરવે પરજળે રે;
તેનો વૈકુંઠમાં વાસ થાય રે, સાહેલી-૩૮




લેખક:—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરો.

## પ્રકરણ પંદરમું.

### ભુજંગપુરના રસ્તામાં.



ઉષાકાન્તનો પ્રકાશ વધતો ગયો. સર્વત્ર ચેતનના રણકાર સંભળાઈ રહ્યા. આંબાની ડાળે કોકિલા ટહુકી. મોરલીના સૂર દૂર દૂરથી સંભળાયા. કવિહૃદયના વસંતને આજે કુદરતની બલિહારીમાં ખીલકુલ આનંદ આવતો ન્હોતો. ગાડામાં બેઠેલો વસંત કંઈ ઉંડા વિચારમાં ગરકાવ હોય એમ હેની મુખમુદ્રા પરથી સ્પષ્ટ જણાઈ આવતું હતું. હૃદયમાં થતું દુઃખ છૂપાવવા ભારે પ્રયત્ન કરતો તે વખતોવખત જણાતો, છતાં એ અંતરના ભાવ છૂપાવી શક્યો નહિં.

ગાડામાં તે એકલો ન્હોતો. લલિતાના ડૂબવાના ખબર સાંભળી ભુજંગપુર જઈ પુરતી તપાસ કરવા નિકળેલા વસંત સાથે કપિંજલા, સુમનલાલ તથા નંદલાલ પણ આવતાં હતાં. વસંતના હૃદયમાં રમી રહેલા વિચારો કપિંજલા કંઈક અંશે સ્હમજી શકતી હતી. વસંતની કવિતાઓ કપિંજલાએ બહુ ધ્યાનપૂર્વક સ્હમજીને વાંચેલી હોવાથી, એ કવિહૃદય કેવું રસભીનું ને કોમળ છે તે તે સારી રીતે જાણતી હતી. લલિતાના ડૂબી જવાના ખબર સાંભળી કપિંજલાને વસંત ઉપર બહુ દયા આવી. પરણ્યા પછી વર્ષો થયાં છતાં હજુ સુધી વસંતે લલિતા સરીખી અર્ધાંગના સાથે રહી એક દિવસ પણ દંપતીસ્નેહના નિર્દોષ આનંદની એક વાત પણ કરી નથી. એક પણ દિવસ વસંત ને લલિતાએ સાથે રહી પોતાના ભવિષ્યના સંસારના અભિલાષો ઉભય સમક્ષ મુક્યા નથી. આ વિચારમાં કપિંજલા જેમ જેમ ઉંડી ઉતરતી ગઈ તેમ તેમ વસંત ઉપર વધારે ને વધારે દયા આવતી ગઈ. જો લલિતા જીવતી નહિ નિકળે તો વસંતને કેટલો આઘાત થશે? કવિતામાંજ સ્નેહજીવનનાં સમણાં જોનાર વસંતને હવે ખરેખર સ્નેહજીવન શું છે તે યાદ આવતાં જે ભાવ થશે તેનું પરિણામ શું આવશે? ખરેખર! જે ભાવના વિષે કપિંજલા વિચાર કરતી હતી તેજ ભાવના વસંતના હૃદયમાં રમી રહી હતી. પોતાના કેટલાક વિચારો ભૂલ ભરેલા હેને ભાસ્યા. શું પરણીને એકલા રહેવાથી ભણાય? સાથે પત્ની હોય અને અભ્યાસ આગળ વધારવો હોય તો ન વધારી શકાય? મ્હોટી ઉમર સુધી ભણ્યાજ કરવું અને પરણ્યાં પછી પણ સ્ત્રીને દૂરની દૂર રાખવી એ શું મૂર્ખાઈ નથી? આ સર્વ પ્રશ્નો વસંતે પોતાને પૂછ્યા. સુમનલાલ પરણ્યો છે, અને કપિં-

જ્વલાને સાથે રાખે છે છતાં અભ્યાસ સારી રીતે કરી શકે છે, ત્યારે પોતે શું એક ગંભીર ભૂલ કરી નથી? લલિતા જેવી પ્રિયતમાના પોતે પતિ હતા, એ વિચાર, એ જોખમદારી અત્યારેજ સ્હમજી શકયો. ત્યારે શું ગ્રામ્યના જેને વેદીઆ ઢોર કહે છે, તે કોટિમાંના પોતે પણ ખરો કે?

ગાડું ધીમી ધીમી ગતિએ ચાલ્યું જતું હતું. ખેડુત જરા આનંદી હતો. ત્હેણે બળદને હાંકતા હાંકતાં એક લોકગીતનું ચરણ લલકાર્યું.

> નેહ લાગ્યો રે મોરલીમાં,
> મોરલીમાં રંગત પાવામાં;
> રે નેહ લાગ્યો.........

ગાડું રસ્તામાં આવતાં કેટલાક આંબાવાડીયાં પાસેથી પસાર થઇ ગયું. વસંત વિચારમાં એટલો તો ગોથાં મારતો હતો કે રસ્તામાં દેખાતાં કુદરતી દ્રશ્યો, આંબાની ડાળપર કોયલના ટહુકાર, મયૂર ને ઢેલડીનાં નૃત્ય, દુહાના કર્ણપ્રિય લલકાર કરતા રખોલે આવેલા ન્હાના ન્હાના છોકરાઓ, એ સર્વનું તેને કંઇ ભાન પણ ન્હોતું. ગાંડાવાળાએ લલકારેલા ચરણ પછી વસંતને કંઇ બીજા વિચારપર દોરી જવા કપિંજલાએ પ્રયત્ન કર્યો

“ ત્હમને કંઇ ખબર છે નંદલાલભાઇ! આપણા ઉપર વસંતભાઇએ એક કવિતા લખી છે.” કપિંજલાએ પોતાનો પ્રયોગ અજમાવ્યો.

“ કઇ કવિતા ?”

“ અરે હમણાંજ મ્હને યાદ આવ્યું. હું ત્હમને વંચાવવાનીજ હતી.” આમ કહી કપિંજલાએ પોતાના કપડાંની ગાંસડીમાંથી તરતનું આવેલું, પોતાની જ્ઞાતિને લગતું માસિક કાઢી નંદલાલના હાથમાં મુકયું.

વસંતનાં વિચારો એક ક્ષણમાં બદલાયા, સાહિત્યની વાત નિકળતાં તે પોતાનું દુઃખ ક્ષણભર ભૂલ્યો.

“ ત્હમેજ ગાઇ સંભળાવોને ?” નંદલાલે માસિક પાછું કપિંજલાને આપ્યું.

“ જો કવિરાજની રજા હોય તો ગાવામાં મ્હને હરકત નથી.”

કપિંજલાએ વસંત તરફ સહાસ્ય દૃષ્ટિ કરી.

“ અરે ગાને ! જોયો એ કવિરાજ. તું તારે લલકાર.” સુમનલાલે વસંતને આનંદ કરાવવા પ્રયત્ન આદર્યો.

કપિંજલાએ હસતાં હસતાં ગાવાનું શરૂ કર્યું.

> સાંયકાળે ફરવાને હું નિસરૂં,
> લીલુડા વનની લીલુડી છાંયમાં;
> જોતાં જોતાં સૃષ્ટિના સૌન્દર્યને,
> સંસારી દુઃખડાં સઘળાં હું વિસરૂં.
> સાથે મિત્રો હસતા રમતા ચાલતા;
> મીઠલડી વાતો સહુ સહુથી ઝીલતા;
> સઘળાની વાતોમાં મુજને રસ નહિ,
> કુદરતની સાથે હું નિત્ય ખેલતો.

“ અરે વાહ ! તુંજ કુદરત સાથે ખેલી શકે છે અને અમે બધાં ત્હારા હિસાબમાંજ નહિ કેમ ?” સુમનલાલે કાવ્યની વચમાંજ વસંત તરફ ટકોર કરી.

“ ત્હમે સાંભળો તો ખરા! હજી જે આવવાનું છે તે તો બાકી છે.” કપિંજલાએ વાતમાં રસ જમાવ્યો.

> કોઇ કહે મુજ જીવન સઘળું શુષ્ક છે;
> 'સંસારી સાધુ' કહી કો સંબોધતા;
> 'સેવાનાં ગીતોના ગાયક' કો ગણે,
> 'બ્રહ્મ તણો જ્ઞાની' કહી કો બોલાવતા.
> સહુ સહુની બુદ્ધિથી સર્વે બોલીને,
> દેખાડે નિજ જીવનના ઉદ્દેશને.

ધિક્કાર નહિં પણ દયાથી ડોલતો,
જોઇ બાનુજીવનના અજ્ઞાનને.

" ત્યારે અમ્હેં બધાં અજ્ઞાની કે ! " સુમનલાલે વસંતને સીધો પ્રશ્ન કર્યો.

વસંતે હવે કંઇ પોતાના દુઃખી વિચારોમાંથી આ નિર્દોષ આનંદમાં રસ લેવો શરૂ કર્યો.

" એ ત્હમારામાંનાં કોઇ માટે નથી. એ જગતની વાતો છે. શા માટે ત્હમારે માથે એ ટોપી ઓઢી લેવી ? કપિંજલા બ્હેન, ત્હમે ત્હમારે ચલાવો. " વસંતે કપિંજલાના મીઠા કંઠે ગવાતું કાવ્ય આગળ સાંભળવા ઇચ્છા બતાવી.

સહુ વાતોમાં—હું કુદરતમાં સાંભળું,
ઉંડા ઉંડા વાયુના સન્દેશને;
ધીમી ધીમી સમીરની સહુ સેરમાં,
ફેંકતું મોંઘેરા છૂપા મંત્રને.
"શાને માનવી જીવન તુજને સાંપડયું ?
શાને કાજે પામ્યો ઉત્તમ દેહને ?
શિખવાનું શું સંસારી શાળા મહિં,
શિખીને સંચરવું શેના માર્ગમાં ?
જગ આખું આ આગળ વધતું જાયછે,
સીંચી જ્ઞાન સલીલે જીવનવેલને;
શાને તું આથડતો રે' અજ્ઞાનમાં,
ભટકી નિત્યે ક્લેશ અને કંકાસમાં."

* * *

હું વિચરૂં એ સન્દેશાના સૂરમાં,
મિત્રો ચાલે સંસારી વાતો મહિં;
જીવનક્રમની ચીનરી આ રૂડી ઘડી,
સહુને દેવા સન્દેશો જે સાંપડયો.

" અરે વાહરે વાહ ! સન્દેશો તો બહુ સરસ આપ્યો હો ! " કાવ્ય પુરૂં થતાં સુમનલાલ બોલી ઉઠયો.

" આ કાવ્ય કયારે લખ્યું ? " નંદલાલે પ્રશ્ન કર્યો.

" ચારેક વર્ષ પહેલાં લખેલું. આ માસિકનો અધિપતિ દર મહિને એકાદ કાવ્યની ઉઘરાણી કર્યાં કરે છે. આ વખતે નવું લખવાનો વખત ન્હોતો તેથી આ અગાઉના લખેલા સંગ્રહમાંથી મોકલ્યું. "

" સારૂં તો છૂટયાં. હું તો માનતી હતી કે આ અજ્ઞાની તરીકેનો આક્ષેપ અમ્હારા ઉપર છે, પણ ચાર વર્ષ પહેલાં કાવ્ય લખાયું છે એટલે અમ્હારો કેસ મજબૂત છે. " કપિંજલા હસી પડી.

" ત્હમને તે અજ્ઞાની કહેવાય ? હું ઇચ્છું છું કે ત્હમારા જેવો સંસાર સર્વનો હોય. " વસંતે આમ કહેતાં કહેતાં પોતાને માટે નિશ્વાસ નાંખ્યો.

" વારૂ એ આધપતિ દર મહિને કવિતા માગ્યાજ કરે એ શું ભૂલ કરતા નથી ? કવિ એ શું કવિતા લખવાનો સંચો છે કે જ્યારે જોઇએ ત્યારે કવિતા ચિતરી કાઢે ? " કપિંજલાએ વસંતની લાગણી સ્હમજી જવાથી વાત ફેરવવા ચાતુર્યપૂર્ણ પ્રશ્ન કર્યો.

" મ્હને લાગેછે કે ઘણાખરાઓ એવી ભૂલ કરેછે. એક અધિપતિની મ્હને મૂલાકાત થઇ ત્યારે તેણે કહ્યું કે ' એક સામટી દસ બાર કવિતા લખી કાઢોને એટલે મ્હારા અઠવાડીક પત્રને આઠેક અઠવાડીયાં નિરાંત થાય. ' જેઓ આવી રીતે કવિતાની ઉઘરાણી કરેછે તેઓ કવિતાનું સ્વરૂપ સ્હમજી શકતાજ નથી. "

આવી રીતે વિવિધ તરેહની વાતમાં ને વાતમાં રસ્તો ખુટી ગયો. ભુજંગપુરની સીમમાં ગાડું દાખલ થયું.

# પ્રકરણ સોળમું.

## કપિંજલાનો કડવો અનુભવ.



ભુજંગપુરમાં આવ્યા પછી વસંતને જણાયું કે લલિતા જીવતી નીકળવાની આશા ફોગટ છે. વસંતના આવ્યા પહેલાં કુંતલપુરથી હરિલાલ પણ આવી પહોંચ્યા હતા. પ્રભુલાલ, હરિલાલ, નંદલાલ, સુમનલાલ તથા વસંતે નદીને કાંઠે કાંઠે દૂર સુધી માણસો મોકલી સાથે પોતે જાતે જઇ તપાસ કરી પણ કોઇપણ રીતે લલિતાના કંઇપણ સામાચાર મળ્યા નહિં. નદીનું પૂર માત્ર એકજ દિવસ રહ્યું, પણ લોકોને તેથી બહુ ત્રાસ થયો. કેટલાકનાં ઢોર તણાયાં, કેટલાકના ખેતરમાં કરેલા અનાજના ઢગલા સાફ થઇ ગયા કેટલાકના કડબના ઓઘામાં પાણી ભરાઇ મ્હોટી નુકસાની થઇ. પણ સૌથી મ્હોટી નુકસાની માણસની હતી. નદીકાંઠાનાં ઘણાં ગામોમાંથી માણસો તણાઇ ગયાં હતાં. ભાવડામાં પાણીનું આટલું મ્હોટું પૂર અગાઉ કોઇ દિવસ આવ્યુંજ નહોતું. આ માત્ર કુદરતના કોપ જેવું થયું.

પોતા ઉપર કલંક ચઢયું એમ યમુનાને લાગ્યું. પ્રભુલાલે યમુનાને ઠપકો બહુ આપ્યો પણ થયું તે ન થયું થઇ શકયું નહિ. દૂધ ઢોળાયું તે ઢોળાયું.

હરિલાલને આ બનાવથી બહુ લાગી આવ્યું. કુંતલપુર તેડાવવાની લલિતાની વિનંતિનો અસ્વિકાર કર્યો એટલુંજ નહિ પણ જવાબમાં કાગળમાં ઠપકો આપ્યો તે માટે હરિલાલને બહુ પશ્ચાતાપ થયો. લલિતાના દુઃખમાં શું કુદરતે હેને મદદ કરી? જયકુંવરના ત્રાસથી કંટાળેલી લલિતાને પિતાએ આશરો નું આપ્યો ત્યારે જળદેવતાએ પોતાને ખોળે લીધી? હિંદુ સંસારમાં દિકરીઓની આવી દશા ક્યાં સુધી રહેશે? હરિલાલ-કુંતલપુરનો મુત્સદી કામદાર-આ વિચારે દુઃખદરિયામાં ડુબ્યો, જેમ જેમ ઉંડો ઉતરતો ગયો તેમ તેમ હેની મુંઝવણ વધતી ગઇ. અનેક માણસને હિમ્મત આપનાર હરિલાલ પુત્રીના જીવનના આવા અંત માટે અંતરમાં રડયો. કેવા કેવા ઉદ્દેશથી પુત્રીને ન્હાનપણથી ઉછેરવામાં પોતે ખાસ ધ્યાન આપ્યું, સ્ત્રી સમાજમાં લલિતાનું જીવન ઉપયોગી થાય તે માટે કેવા કેવા સંસ્કારો હેનામાં પ્રેર્યા અને આખરે એ સર્વ અભિલાષ, ઉદ્દેશ ને સંસ્કાર મનમાં ને મનમાંજ રહ્યા.

વસંતે જાતે લલિતાની તપાસ કરવામાં ખામી રાખી નહિ. લલિતાનું શું થયું તે ગમે તે જોખમે જાણવાનો હેનો ઇરાદો હતો. અંતરમાં છૂપાઇ રહેલો લલિતા પ્રત્યેનો પ્રેમ પૂર્ણભાવથી પ્રકટયો. જ્યાં સુધી અભ્યાસ કરવો ત્યાં સુધી સ્ત્રીનો વિચાર સરીખો પણ ન કરવો એવી દૃઢ માન્યતાવાળો વસંત આજે લલિતા પાછળ દિવાનો બન્યો. પોતાની બેદરકારી માટે હવે તે પસ્તાયો. કપિંજલાએ હેને બહુ ધીરજ આપી, સંકટ સમયે શાન્ત થવા સમજાવ્યું. સ્નેહી જનોનો સહવાસ દુઃખમાં કેટલો બધો દિલાસારૂપ છે હેનું વસંતને પ્રત્યક્ષ ભાન થયું.

સર્વ કોઇ લલિતા માટે કંઇ ખબર મળે તે સાંભળવા ઇંતેઝાર હતું, માત્ર એકલી જયકુંવર આ બાબતમાં બેદરકાર હતી હેને મન તો ટાઢે પાણીએ ખસ ગઇ. હેના હૃદયમાં લલિતા પ્રત્યે મૂળથીજ ખરાબ ભાવ હતો, એટલે હેની પાસેથી બેદરકારીનીજ આશા

રાખી શકાય. મનમાં આ પ્રમાણે ભાવ હતો પણ ઉપરથી થોડો ડોળ જયકુંવરે કર્યો. ચતુર કપિંજલા આ ડોળ સમજી ગઇ. લલિતાની સ્થિતિ કલ્પવા માટે કપિંજલાએ યમુના તથા જયકુંવરના સ્વભાવનો અભ્યાસ આદર્યો. યમુના બહુ સમજુ તો નહિ પણ ભોળા હૃદયની તેને જણાઇ, ત્યારે જયકુંવરની અજ્ઞાનતા ને અભિમાન અસીમ જણાયાં. સર્વે લલિતાની તપાસ વિષે વાતમાં ગુંથાયાં હતાં ત્યારે લાગ લેઇ કપિંજલાએ જયકુંવરને વાતમાં ઉતારી.

"જયકુંવર બ્હેન ! તમારૂં ગામ બહુ સુન્દર છે હો !"

"સુન્દર છે, પણ સારૂં નથી."

"એમ કેમ ?"

"મને જો ખરી રીતે પૂછો તો ભુજંગપુર જેવું સારૂં હતું તેવું ખરાબ થઇ ગયું છે."

"કારણ ?"

"કારણ માત્ર એકજ છે. જ્યારથી છોકરીઓ ભણવા શિખી ત્યારથી ગામની મર્જાદ ગઇ, લાજ ગઇ, આબરૂ ગઇ અને છોકરીઓ છકેલી થતી ગઇ." જયકુંવરે હૃદયમાં રમી રહેલી વાતો જાહેરમાં મૂકી.

"ત્યારે લોકો છોકરીઓને ભણાવે છે એ ભૂલ કરે છે નહિ ?" કપિંજલાએ પેટમાં જઇ વાત કઢાવવા તજવીજ કરી.

"અરે આખા ગામનું નખોદ કાઢી નાખ્યું. તમે ભણેલાં હો તો માફ કરજો બ્હેન, પણ તમારાં ભણેલાં કરતાં અમ્હે સાત દરજ્જે સારાં. તમે લોકોએ ભણીને શું ઉકાળ્યું ? તમે ભણેલાં સુધારો કરવાનો ઢોંગ કરો છો. બળ્યું એ સુધારાનું પુંછડું. જ્ઞાતિજમણો ગયાં, રડવા કુટવાનું ગયું, ફટાણાની લીજ્જત ગઇ, પુરૂષોતમ માસમાં તીર્થમાં સ્નાન કરવાનું ગયું, મન્દિરનાં દર્શન ગયાં, ને બે ઘડી કોઇની વાતો કરવાનો આનંદ પણ ગયો." જયકુંવર ખીલતી ગઇ.

"તમારા કહેવા ઉપરથી તો સમાજને બહુ નુકશાન થયું લાગેછે !" કપિંજલાએ ભોળપણુ બતાવવાનો ઢોંગ આદર્યો.

"નુકશાનની તો વાતજ જવા દ્યો. એ તો તમારા જેવાં કોકજ સારાં હોય તે આમ કબુલે, બાકી તો જરા પણ જૂની વાતો કરીએ ત્યાં તો 'તમે કુથલીખોર, નિંદાખોર' એમ આરોપ મૂકે. તમે એમ માનોછો કે છોકરીઓને ભણાવવાથી ફાયદો છે ?"

"ફાયદા તો ઘણાય છે." કપિંજલાએ ધીમે રહીને રોકડું પરખાવ્યું.

"એ તમારી ભૂલ છે. આ અમ્હારી લલિ રોજ એ ફાયદાનું પુરાણ સંભળાવતી પણ તેનો પોતાનો અંત કેવી રીતે આવ્યો તેની તમને કંઇ ખબર છે ?" ભણતરથી ફાયદા છે એ સાંભળી અંદરથી છેડાયેલી જયકુંવરે લલિતાનું દૃષ્ટાંત આપ્યું.

"તે તો બિચારાં નદીમાં તણાયાં બીજું શું ?"

"અરે શેનાં તણાયાં ? એ તો એનું કાળું કરેલું તે નદીમાં પડી આપઘાત કર્યો!" જયકુંવર પોતાના મૂળ સ્વભાવપર આવી.

કપિંજલાને આ સાંભળીને આઘાત થયો. અજ્ઞાનતા કેટલી હદસુધી કામ કરે છે તેનું ભાન થતાં તેને દયા આવી. અજ્ઞાન મનુષ્યો મરેલાં મનુષ્યો પર પણ વેર લેવાને ચૂકતાં નથી.

"તમે એક મૃત્યુ પામેલી વ્યક્તિને ગેરઇન્સાફ કરો છો. જયકુંવર બ્હેન ! તમારી જગ્યાએ જો કોઇ ભણેલ સ્ત્રી હોત તો તે આ પ્રમાણે ન કરત ભણતરનો એ એક

ફાયદો. લલિતાનું શું થયું તેના હજી ચોક્સ ખબર મળ્યા નથી. એ બિચારી સો વર્ષ જીવે. એ જો જીવતી નીકળશે તો ભણતર શું છે તેનો હમને કંઇક ખ્યાલ આવશે. હમને એણે કંઇ શિખામણ આપી હશે તે શિખામણ લેવાની હમારામાં શક્તિ નથી તેથી હમે તેનું ખરાબ બોલો છો. હમારા ખરાબ વર્તન તરફ પણ દયા બતાવી હમને સુધારવા હેણે પ્રયત્ન કર્યો લાગે છે. એ ભણતરનો બીજો ફાયદો." કપિંજલાએ દૃઢતાથી વચન બાણ ફેંક્યાં.

"હમે પણ લલીની બ્હેન જેવાં લાગો છો. લાંબું લાંબું ભાષણ કરી લોકોને ભૂલાવામાં નાંખવાની ભણેલીઓની કલા હું સારી રીતે પારખી ગઇ છું. હમારા કરતાં હું પાંચ વરસ મ્હોટી છઉં, મ્હેં પાંચ દિવાળી હમારા કરતાં વધારે જોઇ છે, એટલે હમારે મ્હને કંઇપણ વધારે સમજાવવાની જરૂર નથી." જયકુંવર કપિંજલાની સાથે હરિફાઇમાં ઉતરતી હોય તેવી કડક બની.

"હમે પાંચ દિવાળી વધારે જોઇ છે તે માટે હું હમોને માન આપું છું, પણ સાથે સાથે કહું છું કે મ્હોટપણ અક્કલથી મળે છે નહિં કે ઉમ્મરથી."

"બેસ બેસ અક્કલવાળી ! ત્રણ ચોપડી ભણનારીઓમાં બહુ અક્કલ આવી ગઈ. હું લાલપાલ રાખું છું ત્યાં તો ચઢતી જાય છે. અલી તું મ્હને કે'નારી કોણ ?"

કપિંજલા તો આ સાંભળીને દંગ થઇ ગઇ. ઝેરના પારખામાં ઝેરજ મળ્યું. કપિંજલા કંઇ કહેવા જાય છે એટલામાં ડેલીમાં દાખલ થયેલા બે ખેડુતો તરફ તેનું ધ્યાન ખેંચાયું. આ ઝેરી નાગણ સાથે વધારે વાત કરવી પડતી મુકી તે ખેદ પામી લલિતાના કંઇ સમાચાર આવ્યા હશે એ ઇંતેજારીથી જ્યાં પુરૂષવર્ગ હતો, ત્યાં ગઇ.

આવનાર ખેડુતો તરફ વસંત આતુરતાથી જોઇ રહ્યો. પ્રભુલાલે તુરતજ એક ખેડુતને ઓળખી પ્રશ્ન કર્યો.

"ખીમા પટેલ ! કેમ કંઇ ખબર મળ્યા ?"

"બહુ તપાસ કરી પણ કંઇ ખાત્રીપૂર્વક બાતમી મળી નહિં. અહિંથી ચારેક ગાઉ દૂર નદીના કાંઠપર એક ભરવાડનો નેસ છે, હેણે એક વાત કહી."

'શું ?" વસંતે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"તે ભરવાડ કહેછે કે ગઇ કાલે બપોરના. તેના નેસ આગળ નદીના કાંઠા ઉપરના બાવળના ઝાડવા આગળથી કોઇ બે લાસ મળી આવી. બન્ને લાસ સ્ત્રીની હતી. એ બન્ને લાસને તેણે બહાર કાઢી. પાંચ છ કલાક લાસ રાખી પણ કોની લાસ છે તેની કંઇપણ ઓળખ ન પડવાથી હેણે પોતે એ બન્ને લાસને અગ્નિદાહ કરી દીધો છે." ખીમા પટેલે હળવે હળવે વાત કરી.

"પણ એ લાસનું કંઇ વર્ણન હમે પૂછ્યું ?" પ્રભુલાલે ધડકતે હૃદયે પ્રશ્ન કર્યો.

"હા" આમ કહી ખીમા પટેલે બન્ને લાસોનું વર્ણન કરી બતાવ્યું. આમાં એક લાસનું વર્ણન લલિતાને મળતુંજ આવતું હતું.

વર્ણન સાંભળતાં દૂરથી યમુના ધ્રૂસકો કાઢી રડી પડી.

"હા એજ લલિતા."

---

# સ્નેહ-સંભારણાં.

લેખક: શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુંદાર.

( ઢાળ-' ભીંજે મ્હારી ચુંદડલી '.)

સખિ ! સ્નેહનાં 'સંભારણાં અમૂલ,
આછાં તો યે ગાઢાં સખિ !
સખિ ! સ્વર્ગીય સુવાસ શાં પ્રફુલ્લ :
હો સ્નેહનાં સંભારણાં સખિ !

હૈયાનાં અગાધટ એકમેક ઢાલવી
કરવી કલ્લોલ ભર કેલિ રે :
પ્રેમનાં પિયૂષ પીવાં, એ પણ ગાઢું
—એથી યે ગાઢાં સંભારણાં—
હો સ્નેહનાં સંભારણાં સખિ!

કૈં કૈં કુદરત સાથ ઉંડું ઉંડું ખેલવું
આંખડીથી નવું ઉકેલવું રે :
અજબ પ્રભુની ઝાંખી ચાખી, એય મોંઘું
—એથી યે મોંઘાં સંભારણાં—
હો સ્નેહનાં સંભારણાં સખિ !

રસનાં યોગી થઇને રસયોગ સાધવો
અદ્વૈત સૂરો ગજાવવાં રે :
હેતરસ, લ્હાણ લ્હાવી, એ પણ રુડું
—એથી યે રુડાં સંભારણાં—
હો સ્નેહનાં સંભારણાં સખિ !

વ્હાલ ભર્યાં ઉરથી સત્કારવાનું સૌને
હૈયાં ખોલીને હેત ઝીલવાં રે :
ઉલ્લાસથી આત્મા ભીંજાય, એમ કેવું !
—એથી યે કેવાં સંભારણાં—
હો સ્નેહનાં સંભારણાં સખિ !

## ગર્ભવતિ સ્ત્રીએ શું કરવું ?

લેખકઃ ડો. અમૃતલાલ હ. પટેલ.

ડી. પી. એચ., વી. હેલ્થ ઓફીસર-સુરત.

૧ સખ્ત ઉલટી થતી હોય તો ડોકટર કે વૈદની સલાહ લેવી.

૨ કબજીયાત દુર કરવા યોગ્ય ઉપાય લેવો.

૩ સાતમો મહિનો શરૂ થાય કે તરતજ પ્રસુતિ માટે સઘળી તૈયારી કરવી.

૪ સુવાવડ માટે અગાઉથી કરેલી ગોઠવણ સુજબ પાસ થયેલી દાઈ અથવા નર્સને બોલાવવી

૫ બને ત્યાં સુધી દરમહિને ડાકટર પાસે પેસાબ તપાસાવવો.

૬ સોજા ચડે, પેસાબ કમતી આવે કે રોજ માથું દુખે તો દવા કરવી.

૭. બ્રહ્મચર્ય પાળવું.

૮ સાદો પણ પુષ્ટિકારક ખોરાક લેવો.

૯ આખું શરીર સંપૂર્ણ રીતે સ્વચ્છ રાખવું.

૧૦ સારાં પુસ્તકો વાંચવાં અને સાંભળવાં.



# પૂર્વ સ્મરણ.

લેખકઃ શ્રીયુત, "જયવિજય."

શમણાં આવે, જાય
સખીરી ! દિલ દર્દે ચીરાય;
પૂર્વનાં શમણાં આવે, જાય.

કુંજ-નિકુંજે કોકિલ ટહૌકે વનવન વેણુ વાય,
સખીરી ! બ્રહ્મતેજ પથરાય;

અંતર ઉંડા બોલ ઝીલતાં ઉર આનંદ છવાય,



સખીરી ! આત્મરંગ ઉભરાયઃ
કહે ને કેમ કર્યાં વિસરાય ?
પૂર્વનાં શમણાં આવે, જાય

પરિમલ પુષ્પે ભૃંગ ગુંજતો
પ્રેમ ગીતડાં ગાય,
સખીરી ! પરાગતે શું ન્હાય ?

રસતરસ્યાં દિલ આપણ એવાં
પ્રેમકુંજ પ્રતિ ધાય,
સખીરી ! ઉરસરવર છલકાયઃ
કહે સૌ કેમ કર્યાં વિસરાય ?
પૂર્વનાં શમણાં આવે, જાય.

વિમલ પૂર્ણિમા ખીલી રહીયાળી
ચંન્દ્ર સરિતે ન્હાય,
સખીરી ! વિશ્વ સકળ ભીંજાય;

ઉભાં અટારી નિજ પિયુ રટતાં,
એક વિભુની સ્હાય,
સખીરી ! શી ઉજ્જ્વળ એ છાંયઃ
કહે એ કેમ કર્યાં વિસરાય ?
પૂર્વનાં શમણાં આવે, જાય.

શમણાં આવે, જાય
સખીરી ! દિલ દર્દે ચીરાય;
પૂર્વનાં શમણાં આવે, જાય.

# ગર્ભવતિ સ્ત્રીએ શું ન કરવું ?

લેખક: ડૉ. અમૃતલાલ હ. પટેલ.
ડી. પી. એચ.; વી. હેલ્થ ઓફીસર–સુરત.

૧ આળસુ બની પડ્યા રહેવું નહિ, પણ ઘરનું સાધારણ કામ કરવું.

૨ કાંકરા, કોયલા, માટી અને બહુ મસાલાવાળી ચીજો ખાવી નહિ.

૩ અપચો થાય તેટલું ખાવું નહિ.

૪ માદક પદાર્થો પીવા નહિ.

૫ સખ્ત જુલાબ લેવા નહિ.

૬ ડાકટર કે વૈદ્યની સલાહ વગર કોઇ દવા ખાવી કે લગાડવી નહિ.

૭ સખ્ત મહેનત કે મજુરી કરવી નહિ.

૮ પુરા દીવસે બળદ ગાડીમાં કે ગાડામાં મુસાફરી કરવી નહિ.

૯ શોક, કલેશ અને ક્રોધ કરવો નહિ.

૧૦ સુવાવડની યોગ્ય વ્યવસ્થા ન થાય તેવા સ્થળે રહેવા જવું નહિ.



# પાકશાસ્ત્ર સંબંધી થોડીક સુચનાઓ.

લેખિકાઃ—શ્રી. દિવાળીબ્હેન ઝીણાભાઇ રાઠોડ.

મનુષ્યની ઉત્પત્તિની સાથે સાથેજ ભોજનની આવશ્યકતા ઉત્પન્ન થઇ છે. ભોજન વિના ઘણા દિવસ જીવવું અસમ્ભવિત છે. જન્મ થયા પછી બાળકને ખોરાકની પ્રથમ જરૂર પડે છે, તેથી ગળથુથી પાવામાં આવે છે, અને અમુક દિવસ પછી તેનાં શરીરના પોષણાર્થે માતાનું દૂધ શરૂ થાય છે, અને ઉમ્મરની વૃદ્ધિના પ્રમાણમાં પછી ખોરાક ખાવા માંડે છે.

પરંતુ ખોરાક રાંધીને જમવો એ ક્યારથી શિખ્યા તે નક્કી કહી શકાતું નથી. શરૂઆતમાં મનુષ્યો ફૂલફળ ખાઇ પોતાનું જીવન વ્યતિત કરતા હતા. ત્યારપછી પશુઓનું કાચું માંસ એ મુખ્ય ખોરાક હતો. જેમ જેમ તેઓ સભ્ય થવા લાગ્યા તેમ તેમ ખોરાકમાં ફેર કરવા માંડ્યો. કાચા માંસ અને ફળાદિ અગ્નિમાં સેકીને ખાવા લાગ્યા. પરંતુ હવે તેવો ખોરાક ખાતા નથી. હાલના સમયમાં તો ખોરાક બનાવવામાં ઘી, તેલ અને વિવિધ મસાલાનો ઉપયોગ કરે છે. છતાંએ કેટલાક મનુષ્યોને તેથીએ ભોજન સ્વાદિષ્ટ લાગતું નથી. હાલમાં ભોજનને અગ્નિમાં સેકીને ખાવાની વાત કરીએ તો હાંસી થાય. પરંતુ ખરું જોતાં ઘો, મસાલા નાખેલો ખોરાક પચવામાં ભારે પડે છે, અને સેકેલો, તથા બાફેલો ખોરાક વહેલો પચે છે. યુરોપમાં ઘણે ભાગે માંસને બાફીને ખાય છે; મસાલા વગેરે તેમાં નાંખતાં નથી. માંસાહારી હિંદવાસીને તેમ ખાવાનું કહેવામાં આવે તો હસે. પણ યુરોપના લોકો કાંઇ મૂર્ખ નથી કે મસાલા નાંખીને પોતાનાજ પેટને રોગીષ્ટ બનાવે!

ખોરાક રાંધવો એ સભ્યતાનું એક અંગ છે. જેમ જેમ સભ્યતા વધતી જશે તેમ તેમ રસોઇ કરવાની રીતમાં પણ ફેરફાર થતો જશે. પરંતુ આરોગ્યની ઇચ્છા રાખનારા એ સિદ્ધાંત પર આવે છે કે ખોરાક પોતાના અસલ રૂપમાં હોય તો જલદી પચે છે, ને ફાયદાકારક નીવડે છે.

ભોજન બનાવવાની સાધારણ રીતે ચાર રીતો છે:

(૧) બાફવું.

બાફવાથી પદાર્થોનો સાર—ખાદ્યાંશ કે ભાગ નીકળી જાય છે. એવા પદાર્થોનો રસો ખાવો ઉપયોગી છે, ભાત બાફીને બનાવાય છે. પરંતુ એનું સત્વ ઓસામણમાં નીકળી જાય છે, તેથી ઓસાવેલો ભાત વધારે ફાયદાકારક નથી.

બટાટા, સીંગોડા, સકરીયાં વગેરેને તેની છાલ સાથે બાફવા જોઇએ. તેથી તેનું સત્વ નીકળી જતું નથી.

(૨) તળવું.

પુરી, કચોરી, ભજીયાં વગેરે તળીને બનાવી શકાય છે. તળવાથી વસ્તુનો સ્વાદ સારો લાગે છે, તે સાથે તે કઠણ બને છે, અને પચવામાં વાર લાગે છે. અનુભવથી

જાણીએ છીએ કે ઘી કે તેલની તળેલી વસ્તુઓ ખાવામાં ભારે પડે છે; ને પચતાં વાર લાગે છે.

(૩) સેકવું.

રોટલી, રોટલા, ભાખરી વગેરે સેકીને તૈયાર કરવામાં આવે છે. ગરમ અને ફુલેલી રોટલી, ટાઢી અને વગર ફુલેલી રોટલી કરતાં વધારે જલદી પચે છે.

(૪) ભૂંજવું.

ચણા, ધાણી, મમરા વગેરે ભૂંજવાથી બને છે. કોઇ પણ પદાર્થને આપણે કાચા ખાઇને પચાવી શકતા નથી કદાચ કોઇ પચાવતા હશે તો તેથી હોજરીને અધિક શ્રમ પડે છે. ખોરાકને રાંધવાથી તે નરમ અને પચવા યોગ્ય બને છે. રાંધવાથી તેમાંનો ગળ્યો અને લોટી જેવો ભાગ ખોરાકમાં ભળી જાય છે.

ભોજન સામગ્રીમાં શારીરિક રોગોના બીજ, ધૂળ, મકોડી અને તેનાં ઇંડાં રહે છે. તેથી સાક ભાજી ખુબ ધોઇનેજ વપરાશમાં લેવી. દુધને ઉકાળ્યા પછી પીવું કે જેથી તેમાંનાં જંતુ નાશ પામે.

રસોઇ કેમ કરવી તે વિષે ગુજરાતીમાં ઘણાંએ પાકશાસ્ત્ર નીકળ્યાં છે, તેથી વધારે ન લખતાં માત્ર બે ચાર આવશ્યક બાબત લીધા પછી રસોડામાં રાખી ન મુકવું પણ તેની જગાએ મુકી દેવું. રસોડું સ્વચ્છ હશે, તો રસોઇ પર અને રસોઇના ઉપભોગ કરનાર પર સારી અસર થશે.

દાળ ચોખાને તપેલીમાં ઓરતાં પહેલાં સ્વચ્છ પાણીથી સાફ કરી ધોઇ તેનો તમામ મેલ કાઢી નાંખવો.

કણેક બાંધતાં પહેલાં હાથ ધોઇને સાફ કરવા જોઇએ. નહિ તો હાથનો મેલ તેમાં આવે અને કણેક કાળી થાય.

તૈયાર થએલી રસોઇને હાથેથી કાઢવી નહિ. ચમચા કે તવેથા વડે લેવી કે, પીરસવી.

( ૨ ) સ્વચ્છતા જેટલીજ હવાની આવશ્યકતાની જરૂર છે. લાકડાં, કોલસા કે સ્ટવ બાળવાથી ધુમાડો કે ગેસ ઉત્પન્ન થાય છે, તે રસોડામાંથી બહાર નીકળી જવા જોઇએ. ધુમાડો રસોઇ કરનારને હેરાન કરે છે, અને તેમાં જે ધીરજ રાખવી જોઇએ તે આંખો બળવાથી રહી શકતી નથી. રસોઇ કરવાથી જે કાર્બોનિક ગેસ ઉત્પન્ન થાય છે, તે શરીરને માટે ઘણી ખરાબ વસ્તુ છે. પ્રમાણ કરતાં વધારે ગેસ થવાથી મનુષ્યના પ્રાણને હાનીકર્તા છે.

નાજુક કામ છે. પ્રાચીન સમયમાં ભટ રાખવાનો રિવાજ નહોતો. તે સ્ત્રીઓજ કરતી. જે સ્ત્રી રસોઇ કરવામાં કુશળ હોય છે, તે પોતે ધાર્યા પ્રમાણે આખું જગત બનાવી શકે છે-પછી ભલે તે ગમે તે દેશની સ્ત્રી હોય ! પ્રાચીન સમયમાં રાણી કે મહારાણી પણ પોતાના હાથે રસોઇ કરી, પતિ કે પુત્રને જમાડવામાં મોટાઇ માનતી હતી. તેમાં તેઓ લજ્જા કે સંકોચ ધરતાં નહિ.

જે સ્ત્રીઓ રસોઇ કરવાના કામને હલકું સમજે છે, તેઓ ભૂલ કરે છે. પોતાના હાથે રસોઇ કરી, પોતાના સ્વામી, ભાઇ, કે પિતા પુત્રને જમાડવામાં આનંદ રહ્યો છે. સ્ત્રીઓના બધા ગુણોમાં રસોઇ કરવાનો ગુણ સર્વથી આવશ્યક અને મુખ્ય છે.

જે સ્ત્રીને રસોઇ કરતાં ન આવડતી હોય, તેના જેવું દુઃખકારક બીજું એકે નથી.

સ્ત્રીઓ જો રાંધવાના કાર્યમાં નિપુણ હોય, તો ખર્ચમાં બચાવ સારો થાય છે, અને રસોઇ સારી અને પુષ્ટિકારક બને છે. ભાડુતી રસોઇયાને શી ગરજ પડી છે, કે આપણા મન લાયક રસોઇ કરે ? એમનું ધ્યાન તો ઝટપટ એ પૂરૂં કરવામાંજ હોય ?

આજકાલ શ્રીમંતોની દેખાદેખીથી મધ્યમ સ્થિતિના લોકોની અવસ્થા ખરાબ થઇ ગઇ છે. તેથી સમજીને પોતાના હાથેજ રસોઇ કરવાનું રાખે તો દ્રવ્ય અને બળમાં વધારો થાય.

રસોઇ બનાવનારે મેલાં વસ્ત્રો પહેરવા ન જોઇએ સારૂં ધોએલાં વસ્ત્રો પહેરવાં. અબોટીયું પહેરવાનો રિવાજ છે, તેનું કારણજ એ છે કે રસોઇ કરવામાં સ્વચ્છ વસ્ત્ર પહેરાય. પણ આજકાલ તો ખાસ મેલું પહેરી રસોઇ કરીને જાદું મુકી રાખે છે. આ રીત સારી નથી. વળી અમુક જાતનો રોગ થયો હોય તેની બનાવેલી રસોઇ જમવી નહિ. રસોઇ બનાવેલી કે બનાવતાં ખુલ્લી ન મુકવી. તેના ઉપર માખી ન બેસે તેની કાળજી રાખવી, કારણ કે માખીના પગમાં માલુમ ન પડે એવા ખૂરા પદાર્થો ચોંટેલા હોય છે, તે ખોરાકમાં ભળે છે, ને તેથી જમનાર ઉપર માઠી અસર ધીમે ધીમે થાય છે. માટે ખોરાક ઢાંકીને રાખવો.

ભોજન ઉપર બળતણની પણ અસર થાય છે. કોલસા પર કરેલી રસોઇ, લાકડા અને છાણા કરતાં ગરમ પડે છે. ભિન્ન ભિન્ન પ્રકારની લાકડાની અસર પણ ભિન્ન ભિન્ન થાય છે- લીમડાના લાકડાથી રસોઇમાં કડવાસ માલમ પડે છે અને કંઇક ઔષધવાળી બને છે( કહેવાય છે કે કોઢવાળા જો લીમડાના લાકડા ઉપર રસોઇ કરીને જમે તો કોઢ મટી જાય. ) મહુડાના લાકડાથી રસોઇ બનાવીને જમવામાં આવે તો નિરોગી મનુષ્ય રોગી બની જાય. કેરોસીનના સ્ટવ ઉપર રસોઇ કરવાથી તેમાં કોઇ કોઇવાર ગ્યાસલેટની વાસ આવે છે. લાકડા પર, કે કાચા કોલસા પર પાણી ગરમ કર્યું હોય કે ચા બનાવી હોય, અને બરાબર તે વાસણ જો ઢાંકવામાં ન આવ્યું હોય, તો તેમાં ધુમાડાની વાસ આવે છે, ને કાંઇ જુદાજ પ્રકારનો સ્વાદ માલુમ પડે છે. લાકડાના સર્વ બળતણમાં આંબાનું લાકડું બાળવામાં સર્વોત્કૃષ્ટ છે.

ચુલો, સગડી અને સ્ટવ કરતાં એક નવીન સ્વયંપાક યન્ત્ર-કુકર-( Cooker ) હસ્તી ધરાવે છે, તેમાં તળાતું કે સેકાતું નથી, પણ જળ બાફથી-વરાળથી-રસોઇ તૈયાર થાય છે. રસોઇ સીજતાં તેમાંની વરાળ નીકળી જતી નથી, માત્ર બાફીને ખાવાના પદાર્થો તેમાં તૈયાર કરીને ખાવાથી ફાયદાકારક બને છે. રસોઇ કરવામાં કઇ ધાતુનાં વાસણોનો

ઉપયોગ કરવો એ પણ વિચાર કરવા જેવું છે, કારણ કે રસોઇ બનાવતાં સર્વ ધાતુ ઓછા કે વત્તા પ્રમાણમાં પાણી સાથે ઓગળે ( Soluble ) છે. તે દ્રાવણ ( Solution ) રસોઇ બનાવતાં ભોજનમાં ભળી જાય છે. હોમિયોપેથીના સિદ્ધાન્તાનુસાર નિરોગી શરીરે જે પ્રકારની દવા ખાય, તે પ્રકારનો રોગ થવાનો સંભવ રહે છે. જે દવામાં જે પ્રકારનો રોગ મટાડવાનો ગુણ હોય, તે નિરોગી અવસ્થામાં ખાવાથી તે પ્રકારનું દર્દ થાય છે. ધારો કે કવીનાઇનથી તાવ મટી જાય છે, પણ નિરોગી અવસ્થામાં ખાવાથી તાવ ચડે છે.

તાંબુ, પિત્તળ, એલ્યુમિનિયમ આદિ ધાતુઓ પાણીમાં ઓગળે છે. આ ધાતુની અસર આપણા શરીરપર થતી નથી એમ વિચારવું એ ભુલ છે. કલઇ વગરના તાંબાના વાસણમાં રસોઇ કરીને લાંબો વખત જમે તો તે જમનારનું મૃત્યુ થાય.

એલ્યુમિનિયમના વાસણમાં રસોઇ કરતાં એ ધાતુથી જે રોગ ઘટે છે, તે રોગો થાય છે, તેથી તે ધાતુના વાસણ રસોઇ કરવા માટે વાપરવા ફાયદાકારક નથી.

રસોઇ બનાવવામા માટીનું વાસણ સર્વથી ઉત્તમ છે. પણ તેમાં એક મુશ્કેલી છે, તે એ કે દરરોજ એક નવું વાસણ વાપરવું જોઇએ, કારણ કે તે વાસણ બરાબર સાફ થઇ શકતું નથી, તેથી જો મેલાં-અસ્વચ્છ વાસણમાં રસોઇ કરે તો હાનિ થાય.

માટીના વાસણો પછી એવી ધાતુના વાસણોનું સ્થાન છે કે જેનો ધોળ નિરોગી શરીર પર પણ કશા પ્રકારની હાનિ પહોંચાડી શકતા નથી. એ ધાતુ તે સોનું અને રૂપું છે. તેનો ધોળ પૌષ્ટિક, અને નિરોગી, ને વિર્યવર્ધક છે, પણ તેમાં રસોઇ બનાવવી એ અસંભવિત છે. તેથી તેનાથી ઉતરતા પ્રકારના વાસણ તે પિત્તળનાં વાસણો છે. તે કલાઇવાળા વાપરવા; કલાઇ વગરના વાપરવા નહિ. તેમજ ખાટી વસ્તુઓ તેમાં રહી ભરવી નહિ.

રક્તની સાથે લોઢાના રજકણોનું રહેવું કેટલું આવશ્યક છે, તે સમજાવવાની આવશ્યકતા નથી. તે કણો વાયુમાંથી ઑક્સીજન ( Oxygeon ) લઇને શરીર તથા લોહીમા ભળી તેમાંનો મેલ બાળી સાફ કરે છે. આપણા ખાદ્ય પદાર્થોની સાથે લોહકણ શરીરમાં પ્રવેશ કરે છે. જે દૂધ લોઢાની પેણીમાં ગરમ થાય છે, તેમાં લોઢાના રજકણ ભળે છે, ને તે આપણા પેટમાં દૂધની સાથે જાય છે.



# ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ-મુંબાઈ.

## પ્રવૃત્તિનો અહેવાલ.

સને ૧૯૨૩ ના સપ્ટેમ્બરથી તા. ૧ લી એપ્રીલ ૧૯૨૪ના સમય દરમિયાન મજકુર મંડળમાં નીચે મુજબ કામકાજ થયું હતું.

### દાદાભાઈ જયંતી.

તા. ૫-૯-૧૯૨૩ ને બુધવારે સાંજે ચાર વાગે (સ્ટે. ટા.) શ્રીમતી સરોજીની નાઇડુના પ્રમુખપણા હેઠળ સઘળી કોમની સ્ત્રીઓનો એક જાહેર મેળાવડો મારવાડી વિદ્યાલય હોલમાં દેશભક્ત અને સ્ત્રી કેળવણીના હિમાયતી સ્વ. ડો. દાદાભાઇ નવરોજીની જયંતી ઉજવવા માટે કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે મી. ફડકેએ દાદાભાઇનું બાવલું સભામાં મૂક્યું હતું. મંડળમાં શીખતી સ્ત્રીઓએ દાદાભાઇ સબંધી ખાસ રચેલું ગીત ગાઇ સમજાવ્યું હતું. બાદ મી. જહાંગીર જમશેદજી વીમાદલાલે સ્વર્ગસ્થના સબંધમાં જાણવા લાયક ભાષણ આપ્યું હતું. તેમજ સૌ. અવંતિકાબાઇ ગોખલે, કુમારી બચુબાઇ લોટવાળા અને સૌ. કુસુમગૌરી મંગળદાસ મુન્શીએ દાદાભાઇ સબંધી સ્ત્રીઓને જાણવા લાયક વિવેચન કીધા બાદ પ્રમુખ શ્રીમતી સરોજીની નેડુએ પ્રસંગને અનુસરતું વિવેચન કીધા બાદ પ્રમુખનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

ભાષણો-તા. ૬-૧૦-૧૯૨૩ ને રોજ ગુજરાત સેવક સંમેલનના તંત્રી શ્રીયુત કનૈયાલાલ હરદેવરામ વકીલે સ્ત્રી સેવા શક્તિ વિષે અને તા. ૨૦-૧૨-૨૩ને રોજ શ્રીયુત રાવ કવિએ ચાલુ જમાનાની તાસીર વિષે અને તા. ૨૪-૧૨-૧૯-૨૩ ને રોજ શ્રીધર શાસ્ત્રીએ કબીરાખ્યાન વિષે માધવ બાગમાં અને તા. ૮-૨-૧૯૨૪ ને રોજ મી. જહાંગીર જમશેદજી વીમાદલાલે જીવદયા ઉપર વિવેચન કીધાં હતાં.

### મંડળની વાર્ષિક સભા.

તા. ૮-૧૦-૧૯૨૩ ને રોજ મંડળની દ્વિવાર્ષિક સભા ગયા બે વર્ષના કામકાજનો રીપોર્ટ અને હિસાબ પસાર કરવાને તેમજ ચાલુ બે વર્ષને માટે પ્રમુખ અને વ્યવસ્થાપક કમિટીની ચુંટણી કરવાને લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસનાં પ્રમુખપણા હેઠળ મળી હતી. શરૂઆતમાં મંડળનો રીપોર્ટ અને હિસાબ સર્વાનુમતે પસાર થયા બાદ કમિટીની નીચે મુજબ ચુંટણી થઇ હતી.

મંડળનાં પ્રમુખ તરીકે સર્વાનુમતે લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસની ચુંટણી કરવામાં આવી હતી.

નીચે મુજબ કમિટીની ચુંટણી કરવામાં આવી હતી.

### નવી મેનેજીંગ કમિટી.

#### પ્રમુખ.

સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસ, જે. પી.

#### ઉપપ્રમુખો.

,, જમનાબાઇ ત્રિભોવનદાસ માળવી.
,, લેડી કૃષ્ણાગવરી ચીમનલાલ સેતલવાડ.
,, ઇચ્છાબાઇ ભૂલાભાઇ દેસાઇ.
,, તાપીબાઇ શિવગર મોતીવાળા.
ગં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇ.

#### સેક્રેટરી અને ટ્રેઝરર્સ.

ગં. રસીકમણી બાળમુકુંદરાય દેસાઇ.
,, મંગળાબાઇ મોતીલાલ કશીરચ.
સૌ. કળાવંતી ભવાનીદાસ મોતીવાળા.

લાયબ્રેરીયન.

સૌ. જમનાબાઇ માધવલાલ મુન્શી.
સૌ. પુષ્પાવતી હસમુખલાલ જાગીરદાર

સભાસદો.

સૌ. લીલાવતી ફીરોઝાબાઇ પ્રેમચંદ
સૌ. મણીબાઇ છબીલદાસ કાપડીઆ.
શ્રીમતી રતનબાઇ લક્ષ્મીદાસ મહેતા.
શ્રીમતી મણીબાઇ પરભુદાસ
શ્રી. ધનસુખગવરી રામદાસ ઠાકર
સૌ. મહીમનગવરી મનુભાઇ પંડયા.
,, સુલોચના ચંપકલાલ મહેતા.
,, ચીચોરબાઇ ઇશ્વરદાસ લક્ષ્મીદાસ.
,, લલીતા લક્ષ્મીચંદ દમણીઆ.
,, અજવાળીબાઇ હીરકાદાસ.
,, ગુલાબબાઇ મકનજી જુઠાભાઇ.
કુ. વિજયાકુમારી રણછોડદાસ નેરા.
સૌ. માણેકબાઇ મગનલાલ છોટાલાલ.
,, મોતીગવરી દેવીદાસ ત્રેહીસનદાસ.
,, વીરમતી કેશવલાલ ભીખાભાઇ મણીઆર.
નંદગવરી મણીભદ્ર છત્રપતિ.
,, સરસ્વતી પ્રતાપરાય જગડ.

જાહેર સભાઓ.

તા. ૧૦-૧૦-૧૯૨૩ ને રોજ મુંબાઇની મ્યુ-નીસિપલ કોરપોરેશને બહુમતીથી આઠ વર્ષના અંદરના દૂધાળાં જાનવરો-વાછ તથા ભેંસોનો મુંબાઇના કતલખાનામાં થતાં વધનો અટકાવ કરવા જે ઠરાવ પસાર કર્યો છે તેના તરફ સહાનુભુતિ દર્શાવવાને મુંબઇની સ્ત્રીઓની એક જાહેર સભા ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ, જૈન મહિલા સમાજ, આર્યકુળ સ્ત્રી મંડળ, વનિતાશ્રમ, ભગિની સમાજ, સેવા સદન, હિંદ મહિલા સમાજ, પધારે પ્રભુ મહિલા સમાજ, ધિ ઇન્ડીઅન વિમેન્સ એસોસિએશન. કનારા સારસ્વત મહિલા સમાજ, હિંદુ વેડીઝ સો. સેન્ટ. લી. કાબના આશ્રય હેઠળ મં. ચંદાબાઇ ઠાકોરદાસ દેસાઇના પ્રમુખપણા હેઠળ મળી હતી. આ પ્રસંગે મી. જહાંગીર જમશેદજી વિમાદલાલ તથા મી. જશવંતિલાલે ઇપરોક્ત વિષયને લગતા વિવેચન કીધા બાદ મીસ ભીખાઇજી ઇન્જીનીયરે નીચેનો ઠરાવ રજુ કીધો હતો.

ઠરાવ.

મજકુર જાહેર સભા મુંબાઇની મ્યુનિસિપલ કોરપોરેશને મોટી બહુમતી આઠ વર્ષની અંદરના ગાયો ને ભેંસોના મુંબાઇના કતલખાનામાં થતા વધનો અટકાવ કરનારો જે સ્તુત્ય ઠરાવ પસાર કર્યો છે, તે વાસ્તે પોતાની સહાનુભૂતિ પ્રદર્શિત કરે છે અને હિંદુઓ ખાસ કરીને અંગ્રેજ મુસલમાન તથા પારસી કોરપોરેટરોએ પોતાના મત આપ્યા છે તે માટે તેઓનો મોટો આભાર દર્શાવે છે. આ સાથે આ સભા કોરપોરેશનને જણાવવાની જરૂર જુએ છે કે હિંદુસ્થાનની ઘણી મોટી વસ્તી ખેતીવાડીથી પોતાના આજીવિકા મેળવે છે તથા હિંદીપ્રજાની તંદુરસ્તીનો મુખ્ય આધાર ઘી દૂધ ઉપર રહેલો હોવાથી માત્ર આર્થિક દ્રષ્ટિએ જોતાંજ કોઇપણ દુધાળા તથા ખેતીવાડીના જાનવરોની કતલ હિંદુસ્થાનને મોટી હાની પુગાડનાર છે. પસાર થયેલા ઠરાવનો અમલ જેમ બને તેમ જલદી થાય એવાં પગલાં કોરપોરેશન જરૂર લઇ મુંબાઇની તમામ પ્રજાને સંતોષ આપશે.

ગરબા માટે મેળાવડો.

તા. ૧૫-૧૦-૨૩ ને રોજ નવરાત્રિમાં સ્ત્રીઓને ગરબા ગાવા માટે મારવાડી વિદ્યાલય હોલમાં રાત્રે ૮ થી ૧૧ વાગ્યા સુધી એક મેળાવડો કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે હોલને ફુલપાન અને તોરણથી અચ્છી રીતે શણગારવામાં આવ્યો હતો. આ મેળાવડાને અંગે સભાસદોમાંથી એક ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું. અને સભાસદોએ ઉમંગથી સારી રકમ ભરી હતી. આ મેળાવડામાં સર્વેને હાજરા તથા પતાસાની લ્હાણી આપવામાં આવી હતી અને ફુલપાન લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

સ્નેહ સંમેલન.

તા. ૨૨-૧૨-૧૯૨૩ ને રોજ બેસતા વર્ષની ખુશાલીમાં સ્નેહ સંમેલનનો એક મેળાવડો સેંટ ઝેવિયર્સ કોલેજના હોલમાં કરવામાં આવ્યો હતો. આ પ્રસંગે લગભગ ૮૦૦ સ્ત્રીઓએ હાજરી આપી હતી. આ પ્રસંગે સંવાદ, ગોટ, ગરબા, નાની

બાળકીઓ માટે મ્યુઝીકલ ચેર વગેરે સંગીત કરવામાં આવ્યું હતું. બાદ ગં જમનાબાઇ ગોવિંદજી માધવજીએ ઉક્ત મેળાવડામાં ગરબા સંવાદ કરનારને રૂ. ૧૦૦ ) ના ઇનામો આપવા માટે જણાવેલું હોવાથી તેમની તરફથી દરેકને પુસ્તકોના ઇનામ તથા કીન્ડરગાર્ટન વર્ગમાં અભ્યાસ કરનાર બાળકોને ખાદીના કકડાના ઇનામો લેડી કૃષ્ણાગવરી ચીમનલાલ સેતલવાડે વહેંચી આવ્યા હતાં. બાદ પ્રમુખનો તથા આ મેળાવડામાં સંવાદ, તથા ગરબા વગેરેમાં ઉતરનાર તમામનો આભાર માન્યા બાદ રીફ્રેશમેન્ટ લઇ મેળાવડો આનંદથી વિસર્જન થયો હતો.

## સ્ત્રીઓની જાહેર સભા.

તા. ૧૩-૩-૧૯૨૪ ને રોજ સાંજે ચાર વાગે (૬ સ્ટાં. ટા. ) મારવાડી વિદ્યાલય હોલમાં લેડી ધનબાઇ હાવસજી જહાંગીરના પ્રમુખપણા હેઠળ, ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ, ઇન્ડીઅન વિમેન્સ એસોસિયેશન જૈન મહિલા સમાજ, ભગિની સમાજ, પધારે પ્રભુ મહિલા સમાજ, અને બોમ્બે પ્રેસીડંસી વિમેન્સ મેજ્યુએટસ યુનિઅનના આશ્રય હેઠળ મુંબઇની સઘળી કોમની સ્ત્રીઓની એક ખાસ જાહેર સભા સ્ત્રીઓને ધારા સભામાં સભાસદ થવાનો હક મળે તેને માટે નામદાર ગવર્નરને સલામણ કરવાને મળી હતી.

## મંડળને મળેલી ભેટો.

રૂ. ૩૦૦ ની સાડા ત્રણ ટકાના વ્યાજની લોન શેઠ લાલદાસ મથુરદાસ કોઠારી તરફથી વ્યાજે વાપરવાની સરતે મળી છે.

રૂ. ૮૫, અને રૂ. ૧૫ ), નું એક કબાટ, મરહુમબાઇ ભાનુમતી દામોદરદાસ દયાળના ટ્રસ્ટીઓ બાઇ મંગળદાસ ઇચ્છારામ મહેતા અને બાઇ નરોત્તમદાસ છબીલદાસે મરહુમ બાઇના વિલ મુજબ મંડળને ભેટ આપેલ છે.

રૂ. ૧૦૦ ગં. જમનાબાઇ ગોવિંદજી માધવજી તરફથી સ્નેહ સંમેલનના મેળાવડા પ્રસંગે મંડળના શિક્ષણવર્ગોમાં શીખતી સ્ત્રીઓ અને કન્યાઓને ઇનામ આપવા માટે મળ્યા છે.

## ઇનામી ફંડ.

સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ તરફથી ગુજરાતી હિંદુ સ્ત્રીઓ અને મોટી વયની કન્યાઓને દર વર્ષે રીતિ, નીતિ અને શિયળ વગેરે સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર લેખીત પરીક્ષા લેવા માટે રૂ. ૫૦૦ નું સને ૧૯૩૨ ની સાલનું ૭ ટકાના વ્યાજનું બોંડ જેના વ્યાજની રકમમાંથી રૂ. ૧૫, ૧૦, ૫, ના અનુક્રમે ઇનામો આપવા માટે મળ્યું છે.

રૂ. ૭ ) ગરીબોને કપડા આપવા માટે એક ભલું ઇચ્છનાર તરફથી મળ્યા છે.

રૂ. ૧૫૦ ) સૌ. પાર્વતીબાઇ દ્વારકાદાસ ત્રીભોવનદાસ મંડળમાં લાઇફ મેંબર થયા તેના મળ્યા છે.

## સ્વર્ગસ્થ સભાસદો તરફ દિલસોજી.

સૌ. રાગકોરબાઇ સુંદરદાસ નારણદાસ, સૌ. ઇચ્છાબાઇ ભુલાભાઇ દેસાઇ, સુલોચનાગવરી લક્ષ્મીદાસ માણેકલાલ, ગુલાબબાઇ રાયચંદ્ર ભંસાણી, સૌ. ચન્દ્રભાગા કરસનદાસ મનમોહનદાસ, સૌ. જસબા તનમનરામ સૌ. મટુબાઇ દામોદરદાસ લાલજી, સૌ. ચંચળગવરી લાલભાઇ છોટાલાલ, શ્રીમતી મદનગવરી રામચંદ્ર જાની, સૌ. નંદનગવરી મણીલાલ જોશી. મજકુર સભાસદોના સ્વર્ગવાસ થવાથી મંડળ દીલગીરી દર્શાવે છે અને તેની નોંધ લે છે.

## સદ્‌ગત સૌ. ઇચ્છાબાઇ દેસાઇ

મંડળનાં પેટ્રન અને ઉપપ્રમુખ સૌ. ઇચ્છાબાઇ ભુલાભાઇ જીવણજી દેસાઇના ખેદકારક અવસાન માટે તેમના પતિ તરફ મંડળ તરફથી નીચે મુજબનો ઠરાવ દિલાસાપત્ર સાથે મોકલવામાં આવ્યો હતો:

ગઇ તારીખ ૨૭-૧૦-૧૯૨૩ ના રોજ મળેલી મેનેજીંગ કમિટીએ નીચે મુજબ ઠરાવ કીધો હતો:

સદ્‌ગત ઇચ્છાબાઇ લાંબો વખત થયાં આ મંડળમાં ઉપપ્રમુખ હતાં. તેમના હૃદયદ્રાવક અવસાનથી મંડળ તેમજ શિક્ષણવર્ગો અને લાયબ્રેરી વગેરે વગેરે ખાતાંઓ તેમના માનાર્થે એક દિવસ બંધ રાખવામાં આવ્યાં હતાં. આટલું લખતું અમે વાજબી ધારીએ છીએ કે સ્વર્ગસ્થ ઇચ્છાબાઇએ સ્ત્રીસુધારણાના પ્રશ્નો અને પરોપકારી કાર્યોમાં અંતઃકરણની લાગણીથી મંડળના

કાર્યક્રમમાં ખંત અને ઉત્સાહભરેલો હિસ્સો આપ્યો છે. હસમુખા અને મિલનસાર સ્વભાવથી તેઓ સર્વને પ્રિય થઇ પડયા હતાં. મરહુમબાઇ ઇચ્છાબાઇએ ગુજરાતી સ્ત્રીવર્ગમાં રાજદ્વારી અને કેળવણી વિષયાદી ઘણીખરી હિલચાલોમાં લખાણ અને ભાષણો દ્વારા સારી જાગૃતિ કીધી હતી. આવા એક ઉત્સાહી કાર્યકર્તાના અવસાનથી ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને ખોટ પડે એ સ્વભાવિક છે. પ્રસંગોપાત આ બહાદુર બાઇએ આ મંડળને તેમજ અન્ય પારમાર્થિક ખાતાઓને આર્થિક મદદ સારી કરી છે. ગુજરાતને આવાં સ્ત્રી રત્નોની ખોટ છે. દેશોન્નતિની ઉર્મિઓ ધરાવનારી સ્ત્રીઓમાં સ્વર્ગસ્થ ઇચ્છાબાઇનું નામ હતું અને રહેશે. ઇંગ્લાંડ દેશોમાં મુસાફરી કરનાર હિમતવાન પરગજુ બાઇ ઇચ્છાબાઇના શોકકારક અવસાનની નોંધ લેતાં અમો ઘણાજ દિલગીર છીએ. આ પૂણ્યશાળી આત્માને ઇશ્વર શાંતિ આપો એજ.

**વિધવા થયલાં સભાસદો પ્રત્યે દિલસોજી.**

બાઇ સુંદરબાઇ હંસરાજ પ્રાગજી, બાઇ લીલાવંતી મોતીલાલ ત્રિભોવનદાસ દયાળ, બાઇ પરસનબાઇ બાંપાલાલ મગનલાલ. ઉપર જણાવેલા બ્હેનોને વિધવા અવસ્થા પ્રાપ્ત થવાથી મંડળ ઘણું દિલગીર છે.

શિક્ષણવર્ગો—મંડળના મકાનમાં રવિવાર સિવાય દરરોજ બપોરના બે થી પાંચ સુધી અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, સગીત, સોઇંગ કટીંગ વગેરે અને બાળકોના શિક્ષણ માટે કિન્ડરગાર્ટન વર્ગો ચાલે છે. ગુજરાતી બહેનોને આ વર્ગોનો લાભ લેવા વિનતિ કરીએ છીએ.



## સ્ત્રી પ્રકાશકો

"સ્ત્રી પ્રકાશકો" (Women Publishers) નામે સ્ત્રીઓની બનેલી એક પેઢી પુસ્તકો વગેરે પ્રકટ કરવાનું કામ લંડનમાં થોડાક સમયથી કરે છે. સ્ત્રીઓએ સ્ત્રીઓ માટે લખેલાં પુસ્તકો અને "એમી વુમન" નામનું માસિક પ્રકટ કરવાનું કામ અને જુવાન છોકરીઓને સાહિત્યના ક્ષેત્રમાં તાલીમ આપવાનું કામ એ સંસ્થા કરે છે. એ સંસ્થાની સ્થાપક અને વ્યવસ્થાપક મીસ ઇવેલીન ગેઇટ્સ છે. એણે નોરવીચની હાઇસ્કુલમાં, અને કેમ્બ્રીજની ન્યુનહેમ કોલેજમાં કેળવણી લીધી હતી. કોલેજમાં ડીબેટીંગ સોસાયટીની, અને સ્ત્રીદક્ષ સભાની, તે પ્રમુખ હતી. વેપારની રીતો, પ્રકાશક તરીકેનું કામકાજ, માણસો પર દેખરેખ રાખવાનું કામ વગેરે તે લંડનના એક સ્ટોર્સમાં શીખી હતી. "ઇન્ડસ્ટ્રીઅલ ઇયર બુક"ના મદદનીશ તંત્રી તરીકે તેણે છ મહીના કામ કર્યું હતું, અને તે પછી એક પ્રકાશકની પેઢીમાં સેક્રેટરી અને મદદનીશ તંત્રી તરીકેની ફરજો બજાવી હતી. પરંતુ મૂળથીજ એની ઇચ્છા સ્વતંત્રપણે ધંધો કરવાની હતી, એટલે તેણે આ પેઢી સ્થાપી છે. થોડોક વખત ખાનગી પેઢી તરીકે ચલાવી, તેમાં ફતેહ મળવાથી હમણાં દશહજાર પાઉંડની મુડીથી એ પેઢીને લીમીટેડ કંપની તરીકે નોંધાવી છે. ડાયરેક્ટરોની બોર્ડમાં મીસ ગેઇટ્સ ઉપરાંત બીજી પાંચ મહિલાઓ છે. બીજાં પુસ્તકો ઉપરાંત એ પેઢીએ એક "વીમેન્સ ઇયર બુક" (સ્ત્રીઓ સંબંધી માહિતિ આપતું વાર્ષિક પુસ્તક) પ્રસિદ્ધ કર્યું છે, જેની ત્રણ આવૃત્તિઓ અત્યાર પહેલાં ખપી ગઇ છે.

(વુમન સીટીઝન)





# સમાલોચના.



**સીતાદેવીઃ** શ્રી સુબોધ ગ્રંથમાળાનું પ્રથમ પુષ્પ. ચૌદ ચિત્રો સહિત પ્રકાશકઃ શ્રીયુત ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, સંપાદકઃ "ભારત જીવન" અમદાવાદ. મૂલ્ય રૂ. ૨-૮-૦,

આ પુસ્તક ગુજરાતના સ્ત્રીઉપયોગી સાહિત્યમાં ઉંચું સ્થાન લે તો નવાઇ નથી. જનક વિદેહીની કન્યા અને ભગવાન રામચંદ્રની પત્ની સીતાદેવીના નામથી, ભાગ્યેજ કોઇ હિન્દુ સ્ત્રી વા પુરૂષ અજાણ હશે. એ પ્રાતઃસ્મરણીય દેવીનું વિસ્તૃત જીવનચરિત્ર આ પુસ્તકમાં રામાયણને આધારે આલેખવામાં આવ્યું છે. ભાષા સાદી તેમજ સરળ છે અને સાથે સંસ્કારી પણ છે, અને સાધારણ અભ્યાસીને પણ વાંચવું ગમે તેવું છે. ગુજરાતી ભાષામાં આવાં પુસ્તકો બહુ થોડાં છે અને અમે ભૂલતા ન હોઇએ તો સીતાદેવીનું વિસ્તૃત જીવનચરિત્ર આ પહેલીવારજ પ્રકટ થાય છે. ખરી રીતે જોઇએ તો આ પુસ્તક રામાયણનો સરળ અને સુંદર સાર છે. આદર્શ પતિવ્રત ધર્મ, પત્નીવ્રત ધર્મ, પિતૃધર્મ, ભ્રાતૃપ્રેમ, વગેરે જે અણમૂલાં પાઠ રામાયણ શીખવે છે તે આ પુસ્તકમાં મળી શકશે. પ્રત્યેક ઘરમાં આ પુસ્તકની એક એક નકલ તો અવશ્ય હોવી જોઇએ. ગુજરાતી સાહિત્યની લાંબા સમયની ખોટ પૂરતું આ પુસ્તક દરેક સ્ત્રીએ વાંચવું જોઇએ. એ પુસ્તક કન્યાશાળાઓના ઉંચા વર્ગમાં ચલાવવા માટે કે ઇનામ આપવા માટે શિક્ષણ સંસ્થાઓ મંજુર કરે તો તેની યોગ્ય કદરજ કરેલી ગણાય. સુંદર છપાઇ અને બાંધણી ઉપરાંત ચૌદ ચિત્રોથી એ પુસ્તક વધારે આકર્ષક બન્યું છે.

**શ્રી રામકૃષ્ણ પરમહંસદેવનાં ઉપદેશામૃતઃ** પ્રકાશક ઉપર પ્રમાણે. મૂલ્ય છ આના.

આ પુસ્તકનું વસ્તુ મૂળ બંગાળીમાંથી લેવાંમાં આવ્યું છે. સ્વામી રામકૃષ્ણ પરમહંસદેવનું નામ આખા હિન્દમાં જાણીતું છે. તેમના મનનીય ઉપદેશોનો સંગ્રહ આ નાનકડા પુસ્તકમાંથી મળી શકે છે. વેદ, ઉપનિષદ આદિ ધર્મશાસ્ત્રોમાં સમાયેલા ઉપદેશોની એ ગ્રંથો વાંચ્યા વિના ઝાંખી કરવી હોય તો આ પુસ્તકમાં કરી શકાય છે. બંગાળામાં આવા પુસ્તકો ઉદાર ગૃહસ્થો તરફથી વિના મૂલ્ય વહેંચાય છે. આ પુસ્તકની પણ ૧૨૫૦ નકલો "એક હાડબંધુ," એ પોતાની જ્ઞાતિમાં વિના મૂલ્ય વહેંચવા છપાવી છે. આ પુસ્તકની ઉપયોગિતાનો ખ્યાલ માત્ર તે વાંચ્યાથીજ આવી શકે. તેને વિષે વધારે વર્ણન કરવું એ સોના પર ઢોળ ચઢાવવા જેવું છે.

**વિવેકાનંદ વચનામૃત;** લેખક અને પ્રકાશકઃ ઉપર પ્રમાણે.

સ્વામી વિવેકાનંદનું નામ ભારતવર્ષમાં અજાણ્યું નથી. એ મહાપુરૂષે હિન્દુધર્મની સુગંધ માત્ર હિંદમાંજ નહિ પણ પશ્ચિમના અનેક દેશોમાં ફેલાવી છે. ભગવાન રામકૃષ્ણ પરમહંસના એ સુયોગ્ય શિષ્યના વચનામૃતોનો ગુજરાતી ભાષામાં થયેલો આ સંગ્રહ અત્યંત આદરણીય છે. સ્વામીજીના લેખો, વ્યાખ્યાનો વગેરેના અનેક પુસ્તકો છપાયાં છે; પરંતુ તે સર્વનું દોહન આ નાનકડા પુસ્તકમાં થયું છે.

**મારા ગુરૂદેવઃ** પ્રકાશકઃ શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ, અમદાવાદ. શ્રી રામકૃષ્ણ ગ્રંથમાળાનો મણકો ૧ લો. વિના મૂલ્ય.

શ્રીયુત નટવરલાલ શંકરલાલ મહેતાએ પોતાના સદ્ગત પિતાના સ્મારકાર્થે આપેલી સહાયને લીધે આ પુસ્તકની હજાર નકલો વિના

મૂલ્ય ઓછું ચવાની છે; છતાં એનું મૂલ્ય ઉપરના બે પુસ્તકો કરતાં કોઇ પણ રીતે ઉતરે એમ નથી. કોઇએ કહ્યું છે કે દેશનો ઇતિહાસ તે દેશના મહાપુરૂષોના જીવનચરિત્રો છે. એવું એક બોધદાયક જીવનચરિત્ર સંક્ષિપ્ત રૂપમાં આ નાનકડા પુસ્તકમાં અપાયું છે. એ ગુરૂદેવ તે શ્રી રામકૃષ્ણ પરમહંસ એવા મહા પુરૂષનું જીવનચરિત્ર કેટલું બધું ઉપયોગી અને બોધદાયક હોય તે કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

સ્વ. ગં. સ્વ. જમનાબાઇ સક્કઇ: "શ્રી હિતોપદેશ" સ્મારક અંક: પ્રકાશક: ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબાઇ, મૂલ્ય રૂ. ૨-૮-૦

સ્વ. જમનાબાઇ સક્કઇ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળનાં પ્રમુખ હતાં. એ મંડળની અત્યારની સ્થિતિ એ બ્હેનના પ્રયત્નોનેજ આભારી છે. તેમણે અંગ્રેજીનું શિક્ષણ નહોતું લીધું, કે કોલેજોમાં ભણવા નહોતાં ગયાં. છતાં તેમનું હૃદય ઉચ્ચ સંસ્કારોથી અને જાહેર જુસ્સાથી ભરેલું હતું. જાહેર જીવનમાં ભાગ લઇ કેવી રીતે ઉપયોગી થઇ શકાય એ મુંબાઇની સ્ત્રીઓને ખરું જોઇએ તો તેમણે શીખવ્યું હતું. એવા કાર્ય માટે કોલેજમાં ભણ્યા વિના કે બી. એ. ની ડીગ્રી લીધા વિના યોગ્યતા ન આવી શકે, એવી માન્યતાને તેમણે ભૂલ ભરેલી ઠેરવી હતી. અત્યારે મુંબાઇમાં એમની ખોટ પડી છે: એમણે ખાલી કરેલું સ્થાન હજી પૂરાયું નથી એવી એક આદર્શ અને મહાન ગુજરાતી બ્હેનની યાદગીરી કાયમ રાખવા અને પોતાના ઉપર કરેલા ઉપકારોનો યત્કિંચિત બદલો વાળવા મંડળે આ સ્મારક અંક પ્રગટ કર્યો હતો. જુદા જુદા લેખકો અને વક્તાઓનાં એ બ્હેન સંબંધી વિચારો આ પુસ્તકમાં પ્રગટ થયા છે. ખરી રીતે જોઇએ તો આ પુસ્તક સ્વ. જમના બ્હેનનું એક જીવનચરિત્રજ છે. પ્રત્યેક સ્ત્રીએ, ખાસ કરીને જાહેર જીવનમાં કામ કરવા ઇચ્છતી દરેક મહિલાએ આ ગ્રંથ વાંચવો જોઇએ. એમાંથી તેમને જાહેર જીવનમાં ઝંપલાવવાનું ઉત્તેજન, મળશે એટલુંજ નહિ પરંતુ ઘણી નવિન દિશાઓ સુઝશે. સ્વર્ગસ્થના અનુભવોમાંથી તેઓ ઘણા અમૂલ્ય પાઠો શીખી શકશે. દરેક ઘરમાં આ પુસ્તકની એકએક નકલ હોવી જોઇએ. અમે ઇચ્છીએ છીએ કે ગુજરાતની દરેક મહિલા સ્વર્ગસ્થનો જાહેરજુસ્સો અને તેમનો સ્વાર્થત્યાગ પોતાના જીવનમાં ઉતારી ગુજરાતને ઉન્નત કરવામાં પોતાનો યોગ્ય ફાળો આપે.

સન્નારીઓને બે બોલ: લેખિકા: સૌ. અવંતિકાબાઇ ગોખલે. પ્રકાશક: ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળ, મુંબાઇ.

સન ૧૯૮૦ ના વર્ષ માટે સન્નારીઓ માટે આ નાનકડું પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેતા સૌ. અવંતિકા બ્હેનનું નામ ગુજરાતની પ્રત્યેક સ્ત્રી જાણે છે. એ બ્હેનના અનુભવોનું આ નાનકડા નિબંધમાં દોહન છે. પોતાની બ્હેનોને તેમણે આપેલો બોધ અત્યંત લાભદાયી છે. સ્ત્રીઓ ધારે તો પોતાનું ગૃહજીવન કેવી રીતે સુધારી શકે અને દેશની ઉન્નતિમાં કેવે પ્રકારે પોતનો ફાળો આપી શકે એ તમણે સમજાવ્યું છે. દરેક બ્હેને એ પુસ્તક એકવાર વાંચી તેમાનો બોધ જીવનમાં ઉતારવાનો જરૂર પ્રયત્ન કરવો જોઇએ.

"સ્ત્રીબોધ"નું ચાર વર્ષનું બાળક: પ્રકાશક શ્રીયુત જીવણલાલ અમરશી મહેતા, મંત્રી "સ્ત્રી બોધ અને બાળક" અમદાવાદ. મૂલ્ય રૂ. ૨-૯-૦

ગુજરાતમાં બાળકોને ઉપયોગી થાય એવું સાહિત્ય અત્યાર સુધી નહિ જેવું હતું. હમણાં હમણાં એ ખોટ પૂરવાના સંગીન પ્રયત્નો થઇ રહ્યા છે. ભાવનગરના દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવનના શ્રીયુત ગીજુભાઇ બધેકા અને વડોદરાના રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળાએ એ બાબતમાં સંગીન ફાળો આપ્યો છે. ઉપરાંત દર માસે બાળોપયોગી માસિકો પણ પ્રગટ થાય છે. જેથી બાળ સાહિત્યમાં ઉમેરો થતો રહે છે. "સ્ત્રી બોધ" માસિકમાં પણ "બાળક" વિભાગ આજ ચાર વર્ષથી દાખલ થયો છે. એ "બાળક" વિભાગમાં છેલ્લાં ચાર વર્ષમાં પ્રગટ થયેલી સામગ્રી પુસ્તકાકારે પ્રગટ કરવામાં આવી છે. માસિકના તંત્રીઓ અને પ્રકાશકોએ આ પુસ્તક પ્રગટ કરી બાળ

સાહિત્યની ખોટ સંગીન રીતે પૂરી છે એમ કહી શકાય. એમાંની સામગ્રી બાળકોને જ્ઞાન સાથે ગમ્મત આપે તેવી છે. ભાઇ કેશવપ્રસાદની સાદી અને સરળ છતાં સંસ્કારી ભાષામાં લખાયલી સિંહાસન બત્રીસીની વાર્તાઓ પ્રત્યેક વાંચી, લખી શકતું બાળક આનંદથી વાંચશે. રામાયણની વાતોનું પણ એમજ છે. ઉપરાંત બીજી નાની નાની બાળકથાઓ, ઉખાણાઓ રમુજી, ફકરાઓ અને કવિતાઓનો આ સંગ્રહ બાળકોનું જ્ઞાન અને બુદ્ધિ વધારવામાં મોટી મદદરૂપ થશે. પુસ્તકની છપાઇ બાંધણી, કદ અને ચિત્રો વગેરે જોતાં બે રૂપીઆની કીંમત વધારે પડતી ન ગણાય. બાળકોવાળાં દરેક કુટુંબમાં તે હોવું જોઇએ.

**સુદામા ચરિત્ર:** સંશોધન કરી વિસ્તૃત ટીકા, પ્રસ્તાવના વગેરે સહિત પ્રકટ કરનારઃ શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ., એલએલ. બી., ઘડીઆળી વડોદરા. મૂલ્ય રૂ. ૨-૦-૦; પાકું પૂઠું રૂ. ૨-૮-૦

આ પુસ્તકમાં ભાઇ મજમુદારે મહાકવિ પ્રેમાનંદના સુદામા ચરિત્ર ઉપરાંત બીજાં આઠ કવિઓના સુદામાચરિત્ર આપ્યાં છે. કવિ પ્રેમાનંદનું સુદામા ચરિત્ર તો દરેકે વાચ્યું હશે અને ભાગ્યેજ તેથી મુગ્ધ થયા વિના રહ્યા હશે. ગુજરાતીમાં લખાયલા બીજાં સુદામા ચરિત્રો આ આ પુસ્તકમાંજ પહેલીવાર એકત્ર થયા છે. સાહિત્યના અભ્યાસી માટે આ પુસ્તક એ દ્રષ્ટિએ કીંમતી ગણાવું જોઇએ ભાઇ મજમુદારની પ્રેમાનંદના સુદામા ચરિત્ર ઉપરની વિસ્તૃત ટીકા વિદ્યાર્થીની દૃષ્ટિએ બહુ આવકારદાયક છે અને તેવીજ રીતે તેમની પ્રસ્તાવના, પ્રેમાનંદ અને તેમની કવિતા વિષેની ચર્ચા અને સુદામા ચરિત્રની સમાલોચના પુસ્તકની ઉપયોગિતામાં સંગીન વધારો કરે છે. ગુજરાતી સાહિત્યમાં સતત અભ્યાસના ફળરૂપ આવાં પુસ્તકો ગણ્યાં ગાંઠયાંજ છે એ ખોટ કેટલેક અંશે પૂરવા માટે ભાઇ મજમુદારને ધન્યવાદ ઘટે છે. પુસ્તકની સુંદર છપાઇ અને બાંધણી ઉપરાંત તેમાંના ચાર સુંદર ચિત્રો જોતાં તેનું મૂલ્ય ભાગ્યેજ વધારે છે એમ કહી શકાય.

**અવિદ્યાની ભૂલભૂલામણી:** ભાગ ૧ લો: પિતાગૃહ નિવાસઃ લેખક ફુરસરામ કેશવરામ પંડિત. પ્રકાશકઃ શાંતિલાલ ફુરસરામ પંડિત, નાણાવટ રોડ. સુરત. કીંમત રૂ. ૦-૧૨-૦.

આ નાનકડા પુસ્તકમાં એક અભણ અબળાની આત્મકહાણી આપવામાં આવી છે. માતા અભણ હોવાને લીધે ખોટાં લાડ લડાવી પોતાનાં બાળકોને કેળવણી લેતાં કેવી રીતે રોકે છે, અને પિતાની ગમે તેટલી ઇચ્છા હોવા છતાં બાળકો અજ્ઞાન રહે છે તેનો ચિતાર આપવાનો આ પુસ્તકમાં પ્રયત્ન થયો છે. નાનપણમાં અજ્ઞાન અવસ્થામાં બાળકોને માતાનું આવું વર્તન સુખદાયી લાગે છે પરંતુ મોટપણે એજ બાળકો માતાના એ દુરાગ્રહ માટે તેની ઉપર શાપ વર્ષાવવા તૈયાર થાય છે. પુસ્તકની છપાઇ અને કાગળ વગેરે જોતાં, બાર આનાની કીંમત કંઇક વધારે ગણાય.

**લગ્નગીત મણિમાળા:** લેખકઃ શ્રીયુત મણિલાલ મોહનલાલ પાદરાકર.

ગુજરાતી સાહિત્યમાં ભાઇ પાદરાકરનું નામ જાણીતું છે તેમનાં ગીતોની સુંદર બાનીનો સ્વાદ "ગુણસુંદરી"ના વાચકોએ પણ ઘણીવાર ચાખ્યો છે. પોતાના પુત્રના લગ્ન પ્રસંગે તેમણે રચેલા ગીતોનો આ નાનકડો પણ સુંદર સંગ્રહ છે. એમાં નામ વગેરેનો યોગ્ય ફેરફાર કરતાં ગીતો લગ્ન પ્રસંગે ગાઇ શકાશે. લગ્નોમાં કેટલેક ઠેકાણે હજી ફટાણાં કે અર્થરહિત ગીતોનો ઉપયોગ થાય છે તેને ઠેકાણે આવાં ગીતો વધારે ને વધારે ગવાય એમ ઇચ્છીએ છીએ.



# વિવિધ વિષયો.

**સ્ત્રીઓનું સ્થાન:**

"સ્ત્રીઓનું સ્થાન" એ વિષે "પ્રબુદ્ધ ભારત" માસિકમાં પ્રકટ થયેલા વિચારો નીચે ઉતારી લઈએ છીએ:

સ્વામી વિવેકાનંદ વારંવાર પોતાના દેશબંધુઓને કહેતા કે, "જે દેશ અને જે પ્રજા પોતાની સ્ત્રીજાતિનું સન્માન કરતી નથી તે ભૂતકાળમાં કદી પણ મહાન થયાં નથી અને ભવિષ્યમાં પણ થશે નહિ. આપણી આટલી બધી અધોગતિ થઈ છે તેનું મુખ્ય કારણ એજ છે કે શક્તિના એ મૂર્તિમંત સ્વરૂપ માટે આપણે માન ધરાવતા નથી. જગતની માતા ભવાનીની એ જીવંત મૂર્તિઓની ઉન્નતિ આપણે કરીશું નહિ તો એમ ન ધારશો કે તમારે માટે ઉન્નત થવાનો બીજો કોઈ માર્ગ છે." જ્યારે જ્યારે સ્વામીજી હિંદના રાષ્ટ્રીય પુનરુદ્ધાર વિષે વિચાર કરતા ત્યારે ત્યારે પ્રજાના સર્વ સાધારણ વર્ગોની ઉન્નતિનો પ્રશ્ન જેટલોજ સ્ત્રીઓની ઉન્નતિનો સવાલ તેમના મગજમાં તરી આવતો.

"સ્ત્રી જાતિની સર્વ પ્રકારની ઉન્નતિના માર્ગમાં પુરુષ વર્ગનો જુલમ અંતરાયરૂપ થતો જોઈને, સર્વથા લાચાર સ્થિતિમાં અને પુરુષોની ગુલામીમાં તેમનું જીવન ઘડાતું જોઈને, અર્થ વિનાના અને નકામા થયેલા છતાં અપશ્રદ્ધાથી જેમને વળગી રહેવાય છે તેવા રીતરિવાજોના ભાર હેઠળ તેમનું વ્યક્તિત્વ કચડાતું જોઈને, સ્વામીજીનું મગજ બંડ કરી ઉઠતું.

"બહુ થોડી સ્ત્રીઓને કેળવણી અને જાત વિકાસ માટે અર્વાચીન હિંદમાં પૂરતી તક મળી શકે છે.

"ઉચ્ચ પ્રકારનું જ્ઞાન મેળવવાનો અને વેદોનો અભ્યાસ કરવાનો માર્ગ તેમને માટે બંધ થઈ ગયો છે પરિણામે ઘણી સ્ત્રીઓએ જીવનની ઉચ્ચ દ્રષ્ટિ ગુમાવી દીધી છે, અને આત્માને ઓળખવા માટે ગૃહકાર્ય માત્ર ઉપાય છે, અંતિમ ધ્યેય નથી, એ વાત ભૂલી ગઈ છે. ધાર્મિક કેળવણી બાજુએ રાખીએ તો ય સાંસારિક જ્ઞાન મેળવવાની પણ ઘણી સ્ત્રીઓને મનાઈ છે. માટે આજે તો બાળલગ્ન શારિરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસના મૂળમાંજ ઘા કરે છે. જે બળ અને હિંમતનો જુસ્સો, જે સ્વતંત્ર વિચાર અને કાર્ય કરવાની શક્તિ ભૂતકાળની સ્ત્રીઓમાં હતી તે સામાજીક જુલ્મને પરિણામે હિંદી સ્ત્રીઓ ગુમાવી બેઠી છે, એ શોકજનક વાત છે. એથી કુદરતી રીતેજ તેઓ લાચાર બની છે અને પુરુષોના ગળામાં ઘંટીનાં પડીઆંની જેમ ભારરૂપ થઈ પડે છે. સીતા, સાવિત્રી, મૈત્રેયી અને ગાર્ગી જેવી આધ્યાત્મિક અને વીર સ્ત્રીઓની પુત્રીઓ માટે આ અધોગતિ ખરેખર દયાજનક છે. એ પ્રાચીન આદર્શો તરફ પાછા વળી, તેમને હાલના સંયોગોને લાગુ પાડવામાંજ હિંદી સ્ત્રીઓ તેમજ પુરુષોની મુક્તિ સમાયલી છે ભૂતકાળની હિંદની મહાન સ્ત્રીઓ જેમણે જુદા જુદા જીવન પ્રદેશોમાં કાર્ય કરી દેશના સાહિત્યમાં ઉંચુ સ્થાન મેળવ્યું છે તેમનું હાલની સ્ત્રીઓએ અનુકરણ કરવું જોઈએ.

જે સામાજીક બદીઓ હિંદી સ્ત્રીઓના માર્ગમાં અંતરાય રૂપ છે તેમની સંખ્યા મોટી છે અને તેમનાં મૂળ ઉંડાં નંખાયેલાં છે; જે કોયડાઓ તેમને ઉકેલવાના છે તે પણ જુદા જુદા પ્રકારના અને ગુંચવાડા ભરેલા છે. પણ એ કોયડાઓ કેવી રીતે ઉકેલી શકાયે? સ્વામી વિવેકાનંદ કહે છે: "ખાતબત એ કોયડાઓ ઘણા અને ગંભીર છે. પણ એમાંનો એક પણ એવો

નથી જે, "કેળવણી" નામના જાદુઇ શબ્દથી ન ફેરવી શકાય."

અર્થાત સ્ત્રી કેળવણીજ હિંદની સ્ત્રીઓને ઉન્નત અને સ્વતંત્ર કરવાનો એક માત્ર ઉપાય છે.

**સ્ત્રીઓની દીન દશાઃ**

"ચાંદ" માસિકમાં શ્રીમતી દયાવતી ઉપરના વિષય પર એક લેખ લખે છે, જેનો સાર નીચે પ્રમાણે છેઃ

"સંસારની સર્વ જાતિઓ પોતાની બદીઓ જાણવાને અને તે દૂર કરવાને ઉત્સુક રહે છે. જે જાતિ એ પ્રમાણે પોતાની બદીઓ જાણવાને તૈયાર નથી રહેતી અને માત્ર ભૂતકાળની સ્થિતિ સંબંધીજ ડીંગ મારે છે તે કોઇ પણ પ્રકારની ઉન્નતિ નથી કરી શકતી. એ સ્થિતિ આજકાલ હિંદની છે. હિન્દુ લગનના રીતરિવાજ એવા ખરાબ છે કે તેને કારણે સેંકડો કુટુંબો શોકના સ્થાન બની રહ્યાં છે. આપણે વિચાર કરવો જોઇએ કે આજકાલ હિન્દુ સ્ત્રીઓની દશા સંતોષકારક છે કે કેમ? અથવા એ બિચારીઓને રીતરિવાજની સાંકળોમાં જકડી પ્રાચીન ગુલામોની જેમ રાખવામાં આવે છે? એ વિષય સંબંધી કેટલાક પ્રશ્નો વિચારવા જેવા છેઃ

"(૧) કોઇ પણ જાતિમાં બધા માણસો નેક કે ભલા નથી હોતા. દરેકમાં કોઇ ને કોઇ દુષ્ટ કે નિર્દય મળી આવેજ. એવા વર સાથે હિન્દુ કન્યાનો લગ્ન સંબંધ બાંધી આપવામાં આવે છે અને તે તેની સાથે નિર્દયતાથી વર્તે છે. એવા જાલિમ પતિ માટે હિંદુ સમાજે કયો દંડ કે ડર મુકરર કર્યો છે અને એ અબળાની રક્ષા માટે શું ઉપાય છે?

(૨) હિન્દુ લગ્ન ધાર્મિક સંબંધ ગણાય છે, છતાં પતિ જ્યારે ઇચ્છે ત્યારે પોતાની સ્ત્રીને કાઢી મૂકી શકે છે. તેના પર જૂઠાં લાંછન લગાડે, તેનું સ્ત્રીધન ખુંચવી લે, તોપણ તેને કોઇ પૂછતું નથી. હિન્દુ જાતિઓમાં એવી સ્ત્રીઓની રક્ષાની ગોઠવણ છે?

(૩) મનુ મહારાજ કહે છેઃ સ્ત્રીઓનો અને ગુલામોનો કોઇ પણ વસ્તુપર પૂરેપૂરો અધિકાર નથી. જો કોઇ વસ્તુ પોતાના પરિશ્રમથી તે બનાવે તો જેના ઘરમાં તે સ્ત્રી કે ગુલામ હોય તેનો તે વસ્તુ પર અધિકાર રહે છે. એટલે કે સ્ત્રીને ગુલામ જેવીજ સમજવામાં આવી છે. ત્યારે સ્ત્રી પતિની અર્ધાંગના છે એનો અર્થ શું સમજવો?

(૪) જે માણસ કોઇનું દેવું ભરપાઇ કર્યાં વિના મરી જાય તેને હિન્દુ ધર્મની માન્યતા પ્રમાણે લેણદારના ઘરમાં ગુલામ, નોકર, સ્ત્રી કે પશુ થઇને જન્મવું પડે છે, અને દેવું અદા કરવું પડે છે. સ્ત્રીઓની ગણત્રી ધર્મશાસ્ત્રમાં કેવી રીતે કરી છે?

(૫) જે તુલસી રામાયણ વાંચવા-સાંભળવાનું મોટું મહાત્મ્ય ગણાય છે તેમાં સ્ત્રીજાતિ માટે લખ્યું છેઃ

ઢોલ ગમાર શુદ્ર પશુ નારી
યે સબ તાડન કે અધિકારી.

શું રોજ તાડન કરવાથી-મારવા પીટવાથી તેની બુદ્ધિ બહેર નહિ મારી જાય? અને એ રોજ તાડન કરનાર માણસની બુદ્ધિ કેવી હશે?

(૬) બાપીકી યા પતિની મિલ્કતમાં હિન્દુ સ્ત્રીને જો કંઇ ભાગ મળે છે તો તે મોટી મુશ્કેલીથી, અને તે પણ નામનોજ. પુરૂષોને દૂરના સગા હોય તોપણ મોટો ભાગ સંપૂર્ણ અધિકાર સાથે મળે છે. અર્થાત 'જેની લાઠી તેની ભેંસ' એ જ કહેવત પ્રમાણે હિન્દુઓમાં બને છે.

(૭) હિન્દુ પતિ પોતાની મિલ્કત વીલ કરીને ગમે તેને આપી શકે (જો મિલ્કત પોતાની કમાણીની-બાપીકી ન હોય તો) અને પોતાની પત્નીને એક પાઇ પણ ન આપે, તોપણ એવા પતિને કોઇ એક શબ્દ કહેતું નથી. શું હિન્દુ સમાજના નેતાઓ આ બાબતો નથી જાણતા? એ કુરીતિઓ તેઓ નથી જોઇ શકતા? શું હિન્દુ સમાજના પુરૂષો બધા દેવસ્વરૂપ અને સ્ત્રીઓ મૂર્ખજ હોય છે? તેમને મૂર્ખ ગણવામાંજ પુરૂષોનો સ્વાર્થ સમાયો છે.

(૮) આટલી બદીઓ હિન્દુ સમાજમાં હોવા છતાં હિન્દુ નેતાઓ તે દૂર કરવાના પ્રયત્નો ન કરે તો એવા નેતાઓથી હિન્દનો બેડો પાર પડે એવી કોણ આશા રાખી શકે?

(૯) હિન્દુ જાતિના પૂજનીય સાધુ-સંન્યા-

સીઓ, પંડિતો અને મહન્તો આ સંબંધી હજી પણ વિચાર કરશે ખરા ? જ્યાં જ્યાં ધર્મસભાઓ થાય છે ત્યાં ત્યાં સ્ત્રીઓને પતિવ્રત માટે ઉપદેશ અપાય છે; તેવે સ્થળે પુરૂષોને પત્નીવ્રત-ધર્મ સમજાવવાની જરૂર નથી ?

'આ પ્રશ્નો પર વિચાર કરો અને સ્ત્રીઓની દશા સુધારો."

**સ્ત્રી સમાજની કેળવણી:**

"માધુરી"માં એક લેખક "વ્યક્તિ વિશેષ"ની સહીથી "સ્ત્રી સમાજની કેળવણી" વિષે લખતાં કેટલાક જાણવાજોગ વિચારો દર્શાવે છે. એ લેખનો સાર નીચે પ્રમાણે છે:

"સ્ત્રી કેળવણી માટે હિંદનો પુરૂષ સમાજ પ્રયત્નો કરી રહ્યો છે. અને તે માટે અનેક સંસ્થાઓ સ્થપાઈ છે. એ વિદ્યાલયો હિંદી ભાવનાની દૃષ્ટિએ સ્ત્રી સમાજનું હિત સાધવામાં કેટલી સમર્થ થાય છે તે વિચારવા જેવું છે. કેળવણીનો ઉદ્દેશ બુદ્ધિનો વિકાસ કરી માનસિક શક્તિઓને સુદૃઢ બનાવવાનો અને દેશની અત્યારની જરૂરી-આતોને પહોંચી વળવાનો હોવો જોઇએ. સ્ત્રી સમાજ ગૃહજીવનને ઉન્નત બનાવી, પુરૂષો સાથે રાષ્ટ્રીય ઉન્નતિના કાર્યમાં સામેલ થાય એ હાલની જરૂરીઆત છે દેશની લડતમાં પુરૂષોને ...ા અને ઉત્સાહ આપવાનું કામ સ્ત્રીઓનું છે અત્યારે તો એને બદલે પુરૂષ થાકયો પાકયો ઘેર આવે ત્યારે ઘરની જંજાળોની કથા સાંભળવાનું અને દુઃખી થવાનું તેના નસીબમાં લખાયું હોય એમ લાગે છે. પહેલાંની ક્ષત્રાણીઓ પતિ સાથે રણસંગ્રામમાં જતી; હાલની ઘણી ગૃહિણીઓ ઘરની સંભાળ પણ પૂરી નથી રાખી શકતી. એવી સ્ત્રીઓ પુરૂષસમાજને મદદરૂપ કયાંથી થઇ શકે ?

"કેટલાક પુરૂષો સ્ત્રીઓને સમાન હક્ક આપવાની વાતો કરે છે. તેઓ ભૂલી જાય છે કે કુદરતે સ્ત્રી પુરૂષના કાર્યપ્રદેશ ભિન્ન ભિન્ન રચેલા છે. જેમ પુરૂષ નોકરી કરી યા બીજી રીતે ધન કમાઇ કુટુંબનું પાલણપોષણ કરે છે તેમ સ્ત્રીઓ પણ કરવા જાય તો ઘરની સંભાળ રાખવા માટે નોકર, રાખવા પડે. એ નોકરો સીધા ચાલે ત્યાં સુધી તો ઠીક છે; બન્ને જણ ઓફીસથી આવી સાથે ભોજન કરે, આનંદથી વાર્તાલાપ કરે, સાથે ફરવા જાય પણ નોકર ન મળે તો વીશીનું શરણ લેવું પડે પતિપત્ની એકલાં હોય તો આ સ્થિતિ કદાચ પાલવે પરંતુ મ્હોટું કુટુંબ હોય કે બાળકો હોય ત્યારે ? શું ઘરડાં માબાપ અને બાળકોને પણ નોકરોના આશ્રયમાં સોંપી દેવાં ? એમ કરવાથી કુટુંબ-વત્સલતાની હિંદી ભાવના સચવાશે ? ભવિષ્યની પ્રજાનું હિત જળવાશે ? પશ્ચિમના દેશોમાં એ બધું ભલે અનુકુલ હોય પરંતુ હિંદમાં તો એ આદર્શ ફળીભૂત થાય એમ નથી લાગતું. પશ્ચિમનો એ આદર્શ હિંદ માટે ઝેર રૂપ છે.

"એટલા માટે અમારા સ્ત્રી સમાજને વિલાસપ્રિય બનાવે, અને હિંદી ભાવનાનો નાશ કરે એવી કેળવણીની આપણે જરૂર નથી. સ્ત્રી સમાજને પુરૂષ સમાજનો સહાયક બનાવી શકે એવી કેળવણીની હાલમાં જરૂર છે સ્ત્રીઓ પોતાની કૌટુંબીક ફરજો અદા કરીને દેશની લડતમાં પુરૂષોને સહાય કરે એવી થાય એ દિવસ જોવા અમે આતુર છીએ.

**સુન્દરી બનવાનો સૌથી સરળ ઉપાય:**

"ગૃહલક્ષ્મી" ઉપરના વિષય પર જણાવે છે કે, સુન્દરી બનવા માટે તંદુરસ્ત હોવાની મોટામાં મોટી જરૂર છે. સ્ત્રી ગમે તેટલી સુન્દર હોય છતાં બિમાર પડયા પછી થોડા દિવસમાંજ કદરૂપી જણાવા લાગે છે. શુદ્ધ હવા; સાદું ભોજન, સાફ પાણી વગેરેનું નિરંતર સેવન તથા હમેશાં થોડી ઘણી કસરત કરવામાં આવે તો તંદુરસ્તીમાં બગાડો નથી થતો. જેમને સુન્દરી બનવાની અભિલાષા છે તેમણે સૌથી પ્હેલાં સંપૂર્ણ રીતે તંદુરસ્ત થવાનો પ્રયત્ન કરવો જોઇએ.

"જે સ્ત્રી સંપૂર્ણ રીતે તંદુરસ્ત છે તથા ઉપર કહ્યા પ્રમાણે હવા, ખાનપાન અને કસરત સંબંધી હંમેશાં પૂરતું ધ્યાન આપે છે તે માત્ર બે ઉપાયોથી અત્યંત સુન્દર બની શકે છે. પ્હેલો ઉપાય "બ્રહ્મચર્યનું પાલન" છે; બીજો ઉપાય "સ્નાન" છે. બ્રહ્મચર્ય સંબંધી કંઇ પણ કહેવાની ભાગ્યેજ જરૂર છે. એ સંબંધી સવ કોઇ કંઇને કંઇ જાણે છે સ્નાન પણ વધાર કરે છે; પરંતુ જેવું જોઇએ તેવું નહિ આટલી વાત તો સર્વ કબુલ કરશે કે માણસનો ચ્હેરો

બીજા બધાં અંગો કરતાં વધારે સાફ અને સુન્દર જણાય છે. એનું કારણ એજ છે કે દિવસમાં કેટલીય વાર ચ્હેરાને ઘસી ઘસીને ધોવામાં આવે છે જેમ વધારે ઘસીને ધોવાય તેમ તે વધારે, સુન્દર દેખાય છે. એજ નિયમ શરીરનાં બધાં અંગોને પણ લાગુ પડે છે. આખા શરીરને રોજ રોજ ખુબ મસળીને ન્હાવાથી ચામડીનો રંગ સુન્દર બનતો જાય છે. એક ડૉકટર તો એટલે સુધી કહે છે કે સ્નાન કરતી વખત પ્રત્યેક અંગને એટલે સુધી મસળવું જોઇએ કે તે લાલ લાલ થઇ જાય. એ લાલી તે લોહી દોડવાની નિશાની છે. સુન્દરતા વધારવા માટે એ રીતે દરરોજ સ્નાન કરવું જોઇએ. તેલ ચોળીને ન્હાવાથી પણ શરીરમાં લોહી ત્વરાથી દોડવા માંડે છે; અને તેથીજ જૂનાં જમાનામાં એ રિવાજ હતો. હવે તો સાબુના યુગમાં એ રિવાજ ભુલાઇ ગયો છે એ રીતે જો થાય તો શરીરની કુદરતી ખુબસુરતી ખીલી નીકળે. એટલુંજ નહિ પરંતુ ખસ, ખરજવા જેવાં ચામડીના દરદો થવાનો પણ સંભવ ન રહે. અને કોસ્મેટીક કે પફ-પાવડર પણ વાપરવાં ન પડે! પાવડરના ઉપયોગથી ક્ષણવાર સુન્દરતા ભલે દેખાય પણ ખરી રીતે તો તેનાથી ચામડી ખરબચડી થતી જાય છે અને સુન્દરતાનો નાશ કરે છે."

**બાળકોની ખાણ:**

હિન્દી માસિક "ભારત જીવને" કેટલીક અદ્દભૂત બાતમીઓ મેળવી છે. "બાળોની ખાણ અર્થાત બાળકો પેદા કરવાનાં મશીનો" એ મથાળાં હેઠળ એ માસિક નીચે પ્રમાણે ખબરો આપે છે:

"પીટરબરોમાં મિસિસ રોલીન્સન નામે એક સ્ત્રી હતી. તેણે ચાર વર્ષમાં છ બાળકોને જન્મ આપ્યો હતો પણ એ તો બહુ સાધારણ વાત છે. મિસિસ ઓમ્ર્સબી નામે એક મહિલાએ સાત વર્ષના અરસામાં પતિને ચોદ બાળકોની ભેટ ધરી હતી. પ્હેલા વર્ષમાં એક સાથે ત્રણ, બીજા અને ત્રીજા વર્ષમાં બે બે; ચોથા, પાંચમા અને છઠ્ઠા વર્ષમાં એક એક; અને સાતમાં વર્ષમાં સરવાળો પૂરો કરવાને એક સાથે ચાર બાળકોને જન્મ આપ્યો હતો સંસારની મનુષ્ય સંખ્યા વધારવામાં એણે ખરેખર મોટી મદદ કરી હતી.

"પણ મેડમ ફ્રરનેસ નામે એક બેલજીઅન સ્ત્રી મિસિસ ઓમ્ર્સબી કરતાં ય ચઢી જાય એમ છે. એણે તો હદ વાળી દીધી. બાર મહિનાના અરસામાં છ બાળકોને એણે જન્મ આપ્યો હતો. પ્હેલાં જન્મેલાં આઠ દશ બાળકો તો હતાંજ. પેરીસના એક ભઠીઆરાની સ્ત્રી એને પણ ટપી જાય એવી નીકળી. તેણે સાત વર્ષમાં ૨૧ બાળકોને જન્મ આપ્યો: દરેક વર્ષે ત્રણ ત્રણ. જ્યારે એ એકવીસ છોકરાઓ મોટા થઇને પરણ્યા ત્યારે તેમની સ્ત્રીઓએ પણ એક સાથે ત્રણ ત્રણ બાળકોને જન્મ આપ્યો હતો.

"બાકીના એટલા અદભુત તો નથી છતાં જાણવાજોગ તો છે. કમ્બરલેન્ડમાં એક દંપતિને એકત્રીશ છોકરાં થયાં હતાં; અને હર્કનવેલમાં એક સોલીસીટરના કલાર્કને ત્યાં ૩૨ ભુલકાંઓ રમતાં હતાં.

"યુરોપ કરતાં અમેરિકામાં એવા બહોળા કુટુંબોની સંખ્યા વધારે જોવામાં આવે છે કેનેડામાં એક દંપતિને હમણાંજ ૪૧ મો છોકરો જન્મ્યો છે. જેસેકા કીંગસ્ટનને ત્રણ બ્હેનો છે જેમના બાળકોની કુલ સંખ્યા ૬૪ છે.

"કેટલીક વાર એમ પણ બને છે કે કોઇ સ્ત્રીને પોતાને વધારે બાળકો નથી થતાં પરંતુ તેના બાળકોનો એકંદર પરિવાર બહુ મોટો હોય છે. સ્ટોકમાં એક લેડી ટેમ્પલ નામે મહિલાને માત્ર બારજ છોકરાં હતાં, પરંતુ તેણે મરતાં પ્હેલાં પોતાની સાતમી પેઢી જોઇ હતી. એની બરોબરી કરનારી તો ઘણી સ્ત્રીઓ મળી આવે એમ છે. એક મિસિસ હનીવુડ નામે મહિલાએ પોતાની ૯૩ વર્ષની ઉમ્મરે પોતાનાથી નવમી પેઢીના બાળકને રમાડયો હતો. એ છોકરાનો નંબર કુટુંબમાં ૬૭ મો હતો.

"એ થી વધારે આશ્ચર્યમાં નાંખે એવો કિસ્સો બે ભાઇઓ અને તેમની એક બ્હેનનો છે. એ ત્રણે હજી જીવે છે અને ત્રણેની ઓલાદની સંખ્યા એકંદર ૧૦૭૬ ની છે. મોટા ભાઇના ૪૪૪, નાના ભાઇના ૪૦૨ અને બ્હેનના ૨૩૦ બાળકો છે."

આ વાતો વાંચ્યા પછી મહાભારતના સમયનાં એક માના સો બાળકોની વાત કંઇ અતિશયોક્તિ ભરેલી નહિ ગણાય. કથાઓમાં કહેવાય છે કે કલિયુગમાં પૃથ્વીનો ભાર વધી જશે. એ કથન સાચેજ સત્ય નથી લાગતું?



# સ્ત્રી જગત્.

## હિન્દ.

ગાંધી આસનો છેલ્લો દિવસ ઉજવવા મુંબાઇની સ્ત્રીઓની સભા રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ મારવાડી વિદ્યાલય હૉલમાં તા ૧૮મી માર્ચે સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. "સ્ત્રીઓ અને સમાજસેવા" વિષે શ્રીયુત પરશુભાઇ શર્માએ અને શ્રીયુત દેવદાસ ગાંધીએ ભાષણો આપ્યાં હતાં બાદ દેવદાસે "મહાત્માજીનો બ્હેનોને સંદેશો" વાંચી સંભળાવ્યો હતો, જેમાં રૂ પીંજવાનો અને રેંટીઓ કાંતવાનો દરેકને આગ્રહ કરવામાં આવ્યો હતો.

× × ×

રાષ્ટ્રીય સ્ત્રી સભાના આશ્રય હેઠળ સ્ત્રીઓની એક જાહેર સભા મારવાડી વિદ્યાલય હૉલમાં તા. ૬ ઠી એપ્રીલે સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી. શ્રીયુત શીવજીભાઇએ, શ્રી કુંવર બ્હેને અને શ્રીયુત પરશુભાઇ શર્માએ રાષ્ટ્રીય ગીતો ગાઇ વિવેચન કર્યાં હતાં પ્રમુખે રાષ્ટ્રીય સપ્તાહની ફરજો સમજાવી દરેકને કોન્ગ્રેસના સભાસદ થવાનો અને તિલક સ્વરાજ્ય ફંડમાં ફાળો આપવાનો આગ્રહ કર્યો હતો. બીજી સભા તા. ૧૩ મીએ મળી હતી જે પ્રસંગે પંડિત મોતીલાલ નેહરૂએ જલીયાંવાળા બાગની કતલ વિષે ભાષણ આપ્યું હતું. શ્રીયુત પરશુભાઇ શર્માએ રામજયંતી ઉપર વિવેચન કર્યું હતું.

× × ×

મર્હુમ જમનાબાઇ સક્કઇની સંવત્સરી ઉજવવાનો સમારંભ ગુજરાતી હિન્દુ સ્ત્રી મંડળના આશ્રય હેઠળ માધવબાગમાં લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપદે તા. ૮ મી એપ્રીલે થયો હતો. શ્રીયુત હિમ્મતલાલ અંજારીઆએ, શ્રી કુંવર બ્હેને અને પ્રમુખે મર્હુમના ગુણોનું વિવેચન કર્યું હતું. આ પ્રસંગે ભગિની સમાજ તરફથી રૂ પીંજવાના પ્રયોગો કરી બતાવ્યા હતા અને ખાદી પણ વેચવા માટે મુકાઇ હતી.

× × ×

કાઠીઆવાડના એક ભાટીઆની કન્યાનાં લગ્ન કલીકટના એક વાણીઆ સાથે થોડા સમય પર થયા હતાં. તે વાણીઓ ચારેક મહિના પર મરણ પામતાં જે મિત્રની ભલામણે તેનાં લગ્ન થયાં હતાં તે મિત્રે તેની મિલકતનો અને પત્નિનો પણ કબજો લીધો. તેણે એ વિધવા સાથે લગ્ન પણ કર્યું અને ત્યાર બાદ બાઇને રૂ. ૨૦૦૦ આપી તેના ધણીની લગભગ ૧૦૦૦૦ રૂપીઆની મીલકત પોતાના નામ ઉપર લખાવી લીધી, એટલુંજ નહિ પણ બાઇને તે પછી કોઇ મોપલાને સોંપી દીધી. બાઇની માને ખબર પડતાં તેણે કલીકટ આવી તપાસ કરી તો બાઇનો મદુરામાં પત્તો લાગ્યો. ફર્યાદ કોર્ટમાં નોંધાઇ છે અને મોપલા ઉપર વોરંટ કાઢવામાં આવ્યું છે. બાઇની ઉમ્મર માત્ર પંદર વર્ષની છે!

× × ×

સમસ્ત પારસી કોમનો એકદમ ઉદ્ધાર કરી નાંખવાના ઉદ્દેશથી થોડા વખત પર "ધી ઝોરાસ્ટ્રીઅન પ્રોડક્શન વીજીલન્સ એન્ડ મેરેજ સોસાયટી" નામે એક મંડળ સ્થપાયું છે. આ મંડળનો ઉદ્દેશ પારસી કોમની સર્વ બદીઓ જેવી કે રીતની ભીખ અને કુંવારાપણું, અઘટીત કેળવણી અને ફેશન વગેરેનો નાશ કરવાનો છે. પારસી છોકરીઓને અંગ્રેજી કેળવણી નહિ આપવાની એ મંડળ હિમાયત કરે છે —— તે ક્યાં કાળે છે તે જોવાનું છે!

× × ×

મુંબાઇ ઇલાકાના શહેરોની મ્યુનીસીપલ કોરપોરેશનોમાં અને ડીસ્ટ્રીકટ બોર્ડોમાં સભાસદો તરીકે વિરાજવાનો હક્ક સ્ત્રીઓને આપવાની હિમાયત કરનારો એક ખરડો સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન ઓન. મી. હિદાયતુલ્લાએ ધારાસભામાં આણ્યો છે. એ ખરડાને જલ્દીજ કાયદાનું સ્વરૂપ અપાશે એ નિ:સંશય છે.

× × ×

મુંબાઇની સેંટ ઝેવીઅર કોલેજની પ્રીવીઅસની પરીક્ષામાં ચાલુ વર્ષમાં ચાલીસ સ્ત્રી વિદ્યાર્થીનીઓ બેઠી હતી, જેમાંની ચાર ગુજરાતી બ્હેનોએ પરીક્ષા પસાર કરી છે. તેમનાં નામ: (૧) કુ. સુલોચના કલ્યાણદાસ દેસાઇ; (૨) કુ. પદ્માવતી હ.ઇદાસ દલાલ; (૩) કુ. પાર્વતી જાસ્વજી જોશી; (૪) કુ. હરીઇચ્છા મોતીલાલ કાપડીઆ.

× × ×

મુંબાઇના કવીન્સ રોડપર તા. ૨૬ મી માર્ચે મિસિસ હતસુમી તાકામોરા નામે એક જાપાનીઝ બાનુ મોટર હાંકી જતાં હતાં અને બેદરકારીથી કેટલાક રીક્રૂટ સીપાઇઓને ઇજા કરી હતી. પોલીસ કોર્ટમાં ગુન્હો કબુલ કરી ઇજા પામેલાઓને બદલા તરીકે આપવા રૂ. ૩૫૫ તેમણે પોલીસ કમીશનર પર મોકલી આપ્યા હતા. મેજીસ્ટ્રેટે એક વર્ષ માટે રૂ. ૧૦૦ ના જામીન લેવાનો હુકમ કર્યો હતો.

× × ×

મુંબાઇના એક દસ્તુર ખુરશેદજી એરચજી પાવરીના દીકરી મીસ ઐપસી આર્ટસ-પ્હેલવીનો વધુ અભ્યાસ કરવા અને એમ. એ.; પી. એચ. ડી ની ડીગ્રીઓ મેળવવા કોલંબીઆ (અમેરિકા) ગયાં છે મીસ ઐપસીએ કોલેજમાં બી એ. સુધીનો અભ્યાસ કર્યો છે. ત્રણ વર્ષ સુધી અમેરિકામાં રહેવાના ખર્ચ માટે રૂ. ૨૫૦૦૦ ની રકમ એક જરથોસ્તી ગૃહસ્થે પોતાનું નામ ઠામ જણાવ્યા વિના તેમની ઉપર મોકલી આપી છે.

× × ×

રાજકોટની શ્રી સુબોધિની સભાના આશ્રય હેઠલ સ્વ. માણેકબાઇ કવિની છમાસી પુણ્યતીથી ઉજવવાનો સમારંભ શ્રીમતી રૂખમાબાઇની આગેવાની હેઠળ તા. ૧૦ મી માર્ચે થયો હતો. લગભગ બસો સ્ત્રીઓએ હાજરી આપી હતી. શ્રીયુત મણીલાલ પારેખે મર્હુમનાં ગુણોનું વિવેચન કર્યાં બાદ સૌ. કાશીબાઇ અને શ્રી. મોતીબાઇએ પણ પોતાના અનુભવો કહ્યા હતા.

× × ×

પેરાગ્વેમાં એક સ્ત્રીએ બે શીંગડાવાળા બાળકને જન્મ આપ્યો છે જે જોવા લોકો મોટી સંખ્યામાં જાય.

× × ×

મદ્રાસમાં રમતગમત અને સહકાર માટે સ્ત્રીઓની એક કલબ સ્થાપવામાં આવી છે. યુરોપીઅન તેમજ હિંદી સ્ત્રીઓ આ કલબનો લાભ લઇ શકશે.

× × ×

ત્રીચીનોપલીની મ્યુનીસીપલ કોરપોરેશનમાં શ્રીમતી ગ્રાન હેરાઇ, બી. એ, અને તાંજોરની કોરપોરેશનમાં મિસિસ રઝાક સભાસદો તરીકે ચુંટાઇને વિરાજે છે.

× × ×

કલકત્તામાં ઓરીએન્ટલ આર્ટ સોસાયટીએ ભરેલા પ્રદર્શનમાં કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોરના શાન્તિ-નિકેતનની વિદ્યાર્થીની બાળાઓએ કેટલાક સુંદર ચિત્રો મોકલ્યાં હતાં. એમાં સૌથી સુંદર ચિત્ર પ્રસિદ્ધ ચિત્રકાર શ્રીયુત નંદલાલ બોઝની પુત્રી કુમારી ગૌરીદેવીનું હતું. બીજું સુંદર ચિત્ર શ્રીમતી સુનયનાદેવી નામે મહિલાનું હતું,

× × ×

કલકત્તાની વિદ્યાસાગર-કોલેજના એક પ્રોફેસર શ્રીયુત કે. ગુપ્તાની દીકરી અને સીલહટ (આસામ) ની સરકારી કોલેજના પ્રોફેસર શ્રીયુત એસ. એન. સેનની પત્ની શ્રીમતી નાનીબાળાએ ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો છે અને તેના કારણ તરીકે જણાવે છે કે હિંદુ ધર્મના આચાર-વિચાર અને રીત રિવાજ ઘણા શરમાવનારા અને નાલેશી ભરેલા છે. પોતાના ધણીથી છુટાછેડા મેળવવા તેણે કલકત્તાની હાઇકોર્ટમાં દાવો નોંધાવ્યો હતો. જડ્જ મી. બકલેન્ડે ફારગતી કરી આપી છે. આ ખબરથી બંગાલમાં મોટી ચર્ચા ઉભી થઇ છે

× × ×

અખિલ ભારત મહિલા પરિષદની બીજી બેઠક કાનપુરમાં ભરવાનું નક્કી થયું છે.

× × ×

સંયુક્ત પ્રાંતોની ધારાસભાએ તા. ૩ જી એપ્રીલે શ્રી. પાર્વતીદેવીને તુરત છોડી મેલવાનો ઠરાવ પસાર કર્યો હતો. ડૉ. સત્યપાળ જણાવે છે કે જેલમાં તેમની ઉપર ઘણી સખ્તાઈ બતાવવામાં આવે છે. એમનાં સગાં સંબંધીઓ પુસ્તકો મોકલાવે છે તે એમને આપવામાં આવતાં નથી. શ્રીમતી પોતાનું ભોજન જાતે બનાવી લે છે પણ શાક સમારવા ચપ્પુ સરખું પણ તેમને અપાતું નથી; સાંજે પાંચ વાગ્યે તેમની ઓરડી બંધ કરે છે તે બીજે દિવસે સવારે છ વાગ્યે ઉઘાડાય છે!

× × ×

બિહાર અને ઓરિસાની ધારાસભામાં પસાર થયેલા ઠરાવ મુજબ ત્યાંની સરકારે એવો હુકમ કાઢ્યો છે કે સર્વ શાળાઓમાં દસ વર્ષની ઉપરની વયનાં બાળકોને રેંટીઓ કાંતવાનું શિક્ષણ ફરજીઆત આપવું. દશ વર્ષની નીચેના બાળકો માટે માબાપની પરવાનગી મેળવવી જોઈશે.

× × ×

કેંથ (છપ્પરા જીલ્લાન) માં એક યુવાન બ્રાહ્મણ અચાનક મરણ પામ્યો. તેના લગ્ન હજી થોડા સમય પરજ થયા હતા તેની પત્નીને ખબર મળતાંજ અન્નજળ ત્યાગી એકાગ્ર ચિત્તે ધ્યાન કરવા બેઠી અને ચોવીસ કલાકમાં પ્રાણ ત્યાગી દીધો!

× × ×

જાલંધર (પંજાબ) ના કન્યા મહાવિદ્યાલયે [illegible] હસ્તકલાના નમુનાઓનું એક પ્રદર્શન થોડા સમયમાં ભરવાનું ઠરાવ્યું છે. આ પ્રદર્શનમાં હિંદની કોઈ પણ સ્ત્રી પોતાના બનાવેલા નમુનાઓ મોકલી ભાગ લઈ શકે છે. સારા નમુનાઓ માટે ચાંદો, ઇનામો અને પ્રમાણપત્રો આપવાનું ઠરાવ્યું છે. જેઓ પોતાના બનાવેલા નમુનાઓ મોકલવા ઇચ્છતાં હોય તેમણે નીચેને સરનામે પત્ર વ્યવહાર કરી પૂરતી વિગતો મંગાવી લેવી જોઇએ, શ્રીયુત બક્ષીરઃ

પ્રદર્શન-મંત્રી, કન્યા મહાવિદ્યાલય,
જાલન્ધર (પંજાબ).

## એશિયા.

ચીનમાં સ્ત્રીઓની સ્થિતિ અત્યાર સુધી હિંદની સ્ત્રીઓના જેવીજ હતી, પરંતુ થોડાક વખત થયા ચીનની સ્ત્રીઓએ પોતાનો હક્ક માટે જોરથી લડત ચલાવવા માંડી છે પોતાની ઉન્નતિ માટે ત્યાંની સ્ત્રીઓ શું કરી રહી છે તે સંબંધી સૌ. હંસાબ્હેન જીવરાજ મ્હેતાએ લખેલો એક મનનીય લેખ આવતા અંકમાં પ્રકટ થશે. એ વાંચીને આપણી ખાત્રી થશે કે ચીનની સ્ત્રીઓ હિંદી સ્ત્રીઓ કરતાં થોડા સમયમાં બહુ આગળ વધી જશે.

× × ×

"કોરીઅન મીશન ફીલ્ડ" પત્રના સી અંકમાં લખતાં એક મહિલા કહે છે કે, કોરીઆમાં સ્ત્રી હક્ક સંબંધી પ્રવૃતિએ છેલ્લાં દશ વર્ષમાં અજાયબી ઉપજાવે એવી પ્રગતિ કરી છે. દશ વર્ષ પ્હેલાં પ્રાથમિક શાળાઓમાં છોકરીઓની સંખ્યા ચાર હજાર જેટલી હતી; અત્યારે તે વધીને ૪૨૦૦૦ થઈ છે. પહેલાં લગ્ન માટે છોકરીની સંમતિ પૂછાતી ન હતી; હવે તે પૂછાય છે. સાસુનો જુલમ પણ ઓછો થઈ ગયો છે. પ્હેલાં સ્ત્રીઓ બજારમાં ખરીદી માટે જઈ શકતી નહતી, પુરૂષોજ જતા; હવે સ્ત્રીઓ છુટથી તે માટે જઈ શકે છે. મુસાફરી કરવાની પણ સ્ત્રીઓને છુટ મળી છે. સભાઓમાં સ્ત્રીઓની બેઠક આડો પ્હેલાં પડદો રખાતો તે હવે નીકળી ગયો છે. હવે સ્ત્રીઓ દુકાનદારી પણ કરી શકે છે અને કારખાનાઓમાં પણ કામે જાય છે. મીશનરી-ધર્મોપદેશકો તરીકે પરદેશી સ્ત્રીઓનું સ્થાન કોરીઆની સ્ત્રીઓએ લીધું છે. પ્હેલાં સ્ત્રીઓનું એક પણ મંડળ ન હતું; અત્યારે લગભગ ૫૮ મંડળો કામ કરી રહ્યાં છે.

× × ×

જાપાનમાં ટોકીઓ નજદીકના એક ઓઓસુના નામે શહેરમાં બંબખાનામાં કામદારો તરીકે સ્ત્રીઓ જોડાય છે. તેમની સંખ્યા લગભગ ૧૭૫ ની છે અને તેમનું વય ૨૦ અને ૩૦ વચ્ચેનું છે.

## આફ્રિકા.

આફ્રિકાના હિંદીઓની હાડમારીઓના સંબંધમાં સમજુતી કરવાના ઇરાદાથી શ્રીમતી સરોજીની નાયડુએ તા. ૩૧ મી માર્ચે જનરલ સ્મટ્સની મુલાકાત લીધી હતી; અને યૂરોપીઅનો તેમજ હિંદી પ્રતિનીધિઓની બનેલી એક સંયુક્ત પરિષદ એ સવાલનો ફડચો કરવા માટે બોલાવવાની સલાહ આપી હતી

### યુરૅપ.

ઈંગ્લાંડના કામદાર પક્ષની સ્ત્રીઓ આખી દુનિયાની સ્ત્રીઓનો એક માતૃ સંઘસ્થાપવાની હીલચાલ કરી રહી છે. મજાઓ જમીનના ટુકડા સારૂ પરસ્પર લડીને નાણાંનો બરબાદી કરે,છે તેને બદલે પોતાના ભૂખ્યા બાળકોનું પાલન-પોષણ કરી તેમને યોગ્ય શહેરીઓ બનાવે એ વધારે ઇચ્છવા યોગ્ય છે એમ એ સ્ત્રીઓ માને છે. ઇંગ્લાંડની એક ધાતુઓની વસ્તુઓ બનાવ-નારી કંપનીની સર્વ વ્યવસ્થા સ્ત્રીઓનાજ હાથમાં છે.

× × ×

લંડનની શ્રીમતી મેરી સ્ટોપ્સ અને તેના પતિએ વધુ બાળકો થતા અટકાવવાના ઉદ્દેશથી એક "કનસ્ટ્રકટીવ બર્થ કંટ્રોલ સોસાયટી" નામે મંડળ સ્થાપ્યું છે. આ મંડળ વધારે બાળકો ઉત્પન્ન થતા અને કમજોર તેમજ રોગી બાળકો જન્મતા અટકાવવાના ઉપાયો શોધી રહ્યું છે. મંડળને સ્થાપન થયાને બે વર્ષ થઇ ગયાં છે એની સંચાલિકા મિસિસ સ્ટોપ્સ વિજ્ઞાન, તત્ત્વ-જ્ઞાન અને બીજા વિષયોની ઉંચી ડીગ્રીઓ ધરાવે છે. સ્ત્રીશરીરરચના સંબંધી તેનું જ્ઞાન વિશાળ છે અને 'દાંપત્ય પ્રેમ,' 'ગર્ભાધાન' વિગેરે વિષયો પર કેટલાંક મનનીય પુસ્તકો તેણે લખ્યાં છે.

× × ×

મીસ ઐસાકસ નામે ૨૨ વર્ષની વયની અંધ યુવતીએ લન્ડન યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષા પસાર કરી છે, અને સર્વ વિદ્યાર્થી-ઓમાં પ્હેલે નંબરે આવી છે. જ્યારે તે આઠ વર્ષની હતી ત્યારથી તે આંધળી થઇ છે, છતાં ખંત અને મ્હેનતથી આટલો અભ્યાસ કરી શકી છે. પ્હેલો નંબર મેળવવાને કારણે તેને રૂ ૧૫૦૦ (સો પાઉંડ) ની એક સ્કોલરશીપ મળી છે.

× × ×

લંડનમાં સામ્રાજ્ય પ્રદર્શન ભરાવાનું છે તે વખતે બાળકોનું પણ એક પ્રદર્શન ભરવાનું નક્કી થયું છે જેમાં પાંચ વર્ષની અંદરની વયના બાળકો ભાગ લઇ શકશે. હરિફાઇ માટે ત્રણ વર્ગો રાખ્યા છેઃ (૧) નવ મહિનાના બાળકો; (૨) નવ મહિના અને બે વર્ષની વચ્ચેની વયના બાળકો. (૩) બે અને પાંચ વર્ષ વચ્ચેની વયના બાળકોની હિંદના બાળકો પણ આ હરીફાઇમાં ભાગ લઇ શકે છે; મા બાપોએ બાળકોના ફોટોગ્રાફો ઉતરાવીને મોકલી આપવાં જોઇએ.

× × ×

લંડનમાં એલીસ બ્રાઉન નામની એક ૨૩ વર્ષની અંગ્રેજ કન્યાએ તુરતજ જન્મેલા પોતાના એક બાલકનું પાર્સલ કરેલું મળી આવ્યું છે. કબાટના એક ખાનામાં તેને ગોઠવી અને તેના-પર એક ચીઠ્ઠી લગાવી વેસ્ટ કેન્સિંગ્ટનમાં રહેતા એક માણસપર તે ટપાલથી મોકલી આપ્યું. સાથે ચિઠ્ઠી આમ હતીઃ—' મહેરબાની કરી બાળ-કની સંભાળ રાખજો, કેમકે તું તેનો બાપ છે. ઓછામાં ઓછું એટલું તો થઇ શકશે જ. હું ચુપ રહી છુ " લાર્કિન એંડર્સન જ્યારે કામમાં હતો ત્યારે તેને પાર્સલ મળ્યું. ચીઠ્ઠી જોઇ એ ખોલ્યા વિનાજ તે પોલિસ થાણા પર લઇ ગયો. એલિસ બ્રાઉન એને ત્યાં ચાકર હતી, પણ બાળકનો બાપ પોતે નહોતો એમ તેણે જણાવ્યું.

× × ×

ઇંગ્લાંડમાં એક મોટર ડ્રાયવરની સ્ત્રીએ એકી વખતે ચાર છોકરાને જન્મ આપ્યો છે, જેમાંનાં દરેકનું વજન ચાર અને પાંચ રતલની વચ્ચે છે.

× × ×

પેરીસ ( ફ્રાન્સ ) ની રસ્તાની સડકો લાક-ડાની ઇંટોની બનાવેલી છે. રસ્તા બહુ ખરાબ શા કારણે થઇ જાય. છે તેની તપાસ કરવાનું કામ ઇજનેરોને સોંપાયું હતું. તેમને માલમ પડયું છે કે સ્ત્રીઓના ઉંચી એડીવાલા બુટને લીધે એ લાકડાની ઇંટોમાં ખાંડા પડી જાય છે, અને તેમાં પાણી ભરાતાં કોહી જાય છે।

× × ×

બેલ્જીઅમની સ્ત્રીઓને વેપારી કોર્ટમાં જજ થવાંનો હકક મળ્યો છે. અત્યાર આગમચ તેઓ ચેંબર અને સીનેટની સભ્ય થઇ શક્તી હતી. પણ ચુટણીમાં ભાગ લેવાનો હકક નહતો.

× × ×

બેલ્જીઅમના વોંદ્રાટ નામે ગામમાં મીસ એલીસ ડુપોન્ટ્સ નામે એક ૭૩ વર્ષની કન્યાના લગ્ન મી. નેવરેમોંટ નામે એક ૭૮ વર્ષના વર-રાજ સાથે થયાં છે. કન્યાના પિતા જેમની ઉમર 103 વર્ષની છે તેમણે કન્યાદાન આપ્યું હતું. કન્યાની એક બ્હેન છે જેની ઉમ્મર ૭૬ વર્ષની છે।

× × ×

ઓસ્ટ્રીઆની પાર્લામેંટ મારેની ચુંટણીમાં આઠ સ્ત્રીઓ સફળ થઇ, અત્યારે સભાસદ તરીકે વિરાજે છે. વિએનાની સામ્પ્રદાયિક સભા માટે નવ મહિલાઓ ચુંટાઇ છે. સ્ત્રીઓની લડતનો જોરા દિન પ્રતિદિન વધતો જાય છે,

× × ×

હંગરીની પાર્લામેંટમાં સરકાર તરફથી એક ખરડો રજુ થયો છે, જેમાં સ્ત્રીઓને મ્યુનીસીપલ બોર્ડની ચુંટણીમાં મતાધિકાર નહિં આપવાની ભલામણ કરી છે ! આ ખુલ્લું અપમાન ટાળવા માટે ત્યાંની સ્ત્રીઓ ભારે પ્રયત્નો કરી રહી છે. બીજી તરફ ત્યાંના વકીલ મંડળે એવો ઠરાવ પસાર કર્યો છે કે સ્ત્રીઓને વકીલાત કરવાનો અને તે દ્વારા ભરણ પોષણ કરવાનો અધિકાર આપવો જોઇએ. વકીલોના આ ઉદાર વર્તન માટે તેઓને ધન્યવાદ ઘટે છે.

× × ×

બુખારેસ્ટમાં સ્ત્રીઓની એક મોટી પરિષદ્ મળી હતી જેમાં મતાધિકાર, કામદાર સંગઠન અને રાષ્ટ્રસંઘ વિષે કેટલાક મહત્વના ઠરાવો થયા હતા.

× × ×

સ્પેનમાં સ્ત્રીઓને હમણાંજ કેટલેક અધિકાર આપવામાં આવ્યા છે સ્વીટઝર્લેંડની શાસન-સભામાં વીસ મહિલાઓ સભાસદ તરીકે ચુંટાઇને વિરાજે છે. ફ્રાંસમાં ૨૫ વર્ષની ઉપરની ઉમ્મરની સ્ત્રીઓને મત આપવાનો અધિકાર મળ્યો છે

× × ×

કૉન્સ્ટાન્ટીનોપલ ( તુર્કસ્તાન ) ની રાષ્ટ્રીય મહાસભામાં રાજ્ય બંધારણના નવા કાયદા વિષે ચર્ચા તા. ૧૯ મી માર્ચે ચાલી હતી. એ કાયદાની દશમી કલમમાં ૧૮ વર્ષની ઉમ્મરના પ્રત્યેક શહેરીને મતાધિકાર આપવામાં આવ્યો છે. સ્ત્રીઓને એ અધિકાર આપવો કે નહિ તે વિષે ગરમાગરમ તકરાર થઇ હતી અને છેવટે તેમનો હક્ક બાતલ કરી મરદ શહેરીઓનેજ એ અધિકાર આપવાનું નક્કી થયું હતું !

× × ×

તારીખ ૨૧ મી માર્ચે કૉન્સ્ટાન્ટીનોપલમાં તુર્ક સ્ત્રીઓની એક મોટી સભાએ બહુ પત્નીઓ કરવાનો રીવાજ કાઢી નાંખવાની રાષ્ટ્રીય ધારાસભાને વિનતિ કરવાનો ઠરાવ પસાર કર્યો હતો. ખાનગી રીતે છુટા છેડા કરવાનો હમણાં રિવાજ છે અને એ માટેનો હક્ક એકલા પુરૂષોનેજ છે, તેને બદલે એ માટે કાયદો કરી સ્ત્રીઓને સરખો હક્ક આપવાની તેમણે માગણી કરી છે. ટ્રામ અને ટ્રેનોમાંથી પડદા નીકળી ગયા છે. સોફીઆ મસ્જીદમાં એક મોલ્વીએ સ્ત્રી સ્વાતંત્ર્યની આ પ્રવૃતિ બળજી દબાવી દેવાનો ઉપદેશ કર્યો તે માટે તેને એક વર્ષની કેદની સજા થઇ છે. પોતાના ભાષણમાં તેણે સ્ત્રીઓએ બુરખો કાઢી નાંખ્યો અને ફકીરના ધંધામાં પડે છે તે માટે તેણે સખ્ત ટીકા કરી હતી.

× × ×

યુરપની આંતર-રાષ્ટ્રીય કામદાર પરિષદે સ્ત્રીઓને પુરૂષોના જેવી ઉંચી નોકરીઓમાં દાખલ કરવાની અને તેમને પુરૂષો જેટલોજ પગાર આપવાની ભલામણ કરનારો ઠરાવ પસાર કર્યો છે.

## અમેરિકા.

શાંતિ અને સ્વતંત્રતા પ્રસારવાના ઉદ્દેશથી સ્થપાયલા આંતર-રાષ્ટ્રિય સ્ત્રી સંઘની એક પરિષદ્ ફાલ્ગુ માસમાં વોશીંગટન ( અમેરિકા ) માં ભરવાનું નક્કી થયું છે. સ્ત્રી પુરૂષોના સમાન હક્ક વિષેનો ઠરાવ એ પરિષદ્ પસાર કરનાર છે

× × ×

અમેરિકામાં બાલલગ્ન, નાચ, ગાન, અને વિલાસ પ્રિયતાને કારણ આપઘાત કરનારાઓની સંખ્યા ખૂબ વધેલી જણાવવામાં આવે છે. સન ૧૯૪૧ ના રીપોર્ટ પ્રમાણે એ સંખ્યા ૧૯૨૦૦૦ની હતી જેમાં ૭૦ ટકા લાખોપતિ અને કરોડપતિ હતા. સન ૧૯૨૦ માં અમેરિકામાં ૧૫ વર્ષની વયના ૧૯૦૦ છોકરાઓ અને ૧૨૦૦૦ છોકરીઓ વિવાહિત થઇ ચૂક્યાં હતાં. એમાંથી ૫૦૦ દંપતીએ તો છુટા છેડા કરી લીધા. એ લગ્નોથી થયેલા બાળકોમાંથી પણ ઘણાયે આપઘાત કર્યો કે એક બીજાનાં ખુન કરાવ્યા. - ( ગૃહલક્ષ્મી ).




**સ્ત્રીઓની અધમ દશા!**

ગુજરાતના ગામડાઓમાં, ખાસ કરીને કેટલીક જાતિઓમાં સ્ત્રીઓની દશા કેટલી બધી અધમ કરી નાંખવામાં આવી છે તેનો ખ્યાલ શહેરના લોકોને ભાગ્યેજ આવી શકે. ગુજરાતના એક જાણીતા નેતા અને અપૂર્વ સ્વાર્થત્યાગી દરબારશ્રી ગોપાળદાસભાઈએ બોરસદની સત્યાગ્રહ છાવણીમાંથી પ્રકટ કરેલી પત્રિકા એ ભયંકર સ્થિતિનો આબેહુબ ખ્યાલ આપે છે. એ પત્રિકા ઉપરથી સ્પષ્ટ થાય છે કે બારીઆ, ધારાળા વગેરે કેટલીક જાતિઓમાં સ્ત્રીને એક બજારૂ વસ્તુ તરીકેજ ગણવામાં આવે છે. મોટે ભાગે કજીઆનું મૂળ સ્ત્રીજ હોય છે અલબત્ત તેમાં સ્ત્રીઓ કરતાં પુરૂષોનો દોષ વધારે છે. પતિપત્નીની વચ્ચે અણબનાવ થાય તો છુટા છેડા કરી બીજે લગ્ન કરવાનો રિવાજ તો એ જાતિઓમાં સાધારણ છે એ સિવાય છુટા છેડા થયા વિના એકની પત્નીને બીજો પુરૂષ ફોસલાવી સમજાવીને કાઢી લઈ જવાના અને છડેચોક પોતાના ઘરમાં બેસાડયાના અનેક દાખલા બને છે. ઘણીવાર સ્ત્રી પોતે પણ ચાલી જાય છે, જો કે એ સર્વનું મૂળ તો પુરૂષજ હોય છે. કેટલાંક માબાપ પણ આવા બનાવોમાં આગળ પડતો ભાગ ભજવે છે. તેઓ મોટી વયની છોકરીને સાસરે વળાવતા નથી અને પ્હેલું લગ્ન રદ કર્યા વિના પૈસા લઈ બીજે ઠેકાણે દઈ દે છે. આવા બનાવોથી એ જાતિઓમાં પરસ્પર કજીઆ-કંકાસ જાગ્યા ચાલે છે, વેર બંધાય છે, ધારીઆં ઉછળે છે અને ઘણાનાં ખૂન પણ થાય છે.

સ્ત્રીઓની થતી આ અધમ દશા જોઈ કોનું હૃદય ખિન્ન નહિ થાય? મહામાયાનો અવતાર-જગતની જનેતા ગણાતી સ્ત્રીઓની આ ભયંકર દશા ખરેખર હૃદયને હલમલાવી નાંખે છે. પુરૂષોએ તેમને વિલાસના સાધન તરીકે જ ગણી લીધા છે. મનુષ્ય તરીકે તેમની ગણત્રી જ નથી થતી. બારણે બાંધેલા ઢોરઢાંખરની પણ એથી વધારે કીંમત આંકવામાં આવતી હશે. આપણા ધર્મશાસ્ત્રો પરસ્ત્રીને માતા ગણવાનો ઉપદેશ આપે છે આપણે એ ધર્મશાસ્ત્રો નેવે મુકયાં હોય હોય એમ લાગે છે. હિંદની અત્યારની અધોગતિનાં કારણ તરીકે કેટલાક કહે છેઃ "એ દ્રૌપદીના શાપને લીધે છે." એ વાત ખોટી નથી. કૌરવોએ દ્રૌપદી તરફ કુદ્રષ્ટિ કરી ભર સભામાં તેના વસ્ત્રો ખેંચવાનો પ્રયત્ન કર્યો ત્યારથી હિંદની અધોગતિની શરૂઆત થઈ. હજી પણ એજ દશા છે. સ્ત્રી જાતિ તરફની પુરૂષોની વર્તણુક હજી સુધરી નથી. કેટલાક પુરૂષોની નીચ અને વિકારી વૃત્તિ એ તરફજ ઢળેલી રહે છે. પરસ્ત્રી તરફ જોવામાં, જાણ્યે અજાણ્યે તેમનો સ્પર્શ કરવામાં અને બને તો તેમને ફસાવવામાંજ પોતાની જાતને કૃતકૃત્ય થયલી તેઓ માને છે અને તેમાંજ સ્વર્ગનું સુખ માને છે. એવા પુરૂષોને લીધેજ હિંદની દશા સુધરતી નથી. આપણે સ્વરાજ્ય મેળવવાનો અભિલાષ રાખીએ છીએ, પરંતુ ખરી આત્મશુદ્ધિ વિના તે પ્રાપ્ત કરવાનો આપણને શો અધિકાર છે? અને એ આત્મશુદ્ધિ સ્ત્રીઓ સાથે પશુ જેવું વર્તન ચલાવતાં છતાં આવી શકે ખરી? ધર્મશાસ્ત્રો કહે છે કે જ્યાં સ્ત્રી પૂજાય ત્યાં દેવો વસે છે. સાથે સાથે કહેવું જોઈએ કે જ્યાં સ્ત્રીઓની આવી અધમ દશા હોય ત્યાં પ્રભુનો કોપ ઉતરે છે; પ્રજાની પાયમાલી થાય છે. પરદેશીઓની ગુલામી ઝુંસરી હિંદી પ્રજાની ખાંધ પર એજ કારણે પડી છે અને એ કારણ દૂર નહિ થાય ત્યાં સુધી ટકશે.

કેટલાક પુરૂષો એમાં સ્ત્રીઓનોજ દોષ જુએ છે. જમાના થયાં આપણે પુરૂષોની જંગામદારી સ્ત્રીઓને દબાવી રાખી છે. તેમનું રક્ષણ કરવાની

ફરજ આપણે પુરૂષોએ માથે લીધી છે. આપણા સ્વાર્થને ખાતર તેમના અનેક અધિકારો ખુંચવી લીધા છે; તેમને અભણ અને મૂર્ખ રાખી છે; તેમની બુદ્ધિને જરા પણ ખીલવા નથી દીધી આપણી વિલાસપ્રિયતાએ તેમને પશુ કરતાં અધમ બનાવી છે. પુરૂષો તેમનું રક્ષણ ન કરે, તેમને ફોસલાવે અને આડે માર્ગે દોરે, તેમને પશુ જેવી ગણી ગાળો ભાંડે ને મારે અને દરેક પ્રકારે તેમને હેરાન કરવામાં બાકી ન રાખે છતાં આપણે તેમની પાસેથી વફાદારીની, પ્રિતિની, પતિવ્રતની આશા રાખીએ એ શું મૂર્ખાઇ નથી? ધાડપાડુઓ આપણાં ઘરબાર લુંટી જાય તો આપણે બ્રિટિશ સરકારને ગાળો ભાંડીએ છીએ, કારણ કે તેણે આપણાં હથીઆર ઝુંટવી લઇ આપણને નિર્માલ્ય બનાવ્યા છે. સ્ત્રીઓને એ રીતે નમાલી બનાવી દેવા માટે આપણે શા માટે દોષિત નહિં? સ્ત્રીઓ પરપુરૂષની લાલચમાં ન પડે એમ આપણે ઇચ્છીએ છીએ, પરંતુ તે માટેના સાધનો તેને અપાતાં નથી. તેને અભણ રાખી તેની બુદ્ધિને મંદજ રહેવા દઇએ છીએ. તેના તરફ ખરાબ વર્તણુંક ચલાવી, અપમાન કરી, માર મારી જે થોડી ઘણી પ્રિતિ હોય તેનો નાશ કરીએ છીએ. અને છતાં તે વફાદાર રહે એમ ઇચ્છીએ છીએ, એ કેટલી મૂર્ખતા? વફાદારી એક તરફી ન હોય; પ્રિતિ પણ એકતરફી ન સંભવે. પુરૂષોએ તે માટે દાખલો બેસાડવો જોઇએ અને સ્ત્રીના હૃદયમાં તેમનાં બીજ રોપવાં જોઇએ.

**ઉચ્ચ જ્ઞાતિઓની દશા.**

ઉપર જણાવી તેવી બાબતો માત્ર નીચી ગણાતી જ્ઞાતિઓમાંજ બને છે એમ નથી. ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમા પણ એક યા બીજા રૂપે એ અધમ દશા જોવામાં આવે છે: ગુજરાતમાં સ્ત્રીની કીમંત પગનાં ખાસડાં કે માટીના વાસણ જેટલીય નથી. એક સ્ત્રી મરતાં તરતજ બીજી લાવીને બેસાડવી એ તો સાધારણ વાત છે. અરે! કુલીનતાનું લક્ષણ ગણાય છે! કન્યાવિક્રય છડે ચોક થાય છે અને દીકરીનાં માબાપો ખુલ્લે બજાર તેમને વેચે છે. તેમના કરતાં કસાઇ સારા કે મુખા ઢોરનું માંસ વેચે છે, આ તો જીવતી દીકરીને વેચતાં ય શરમાતા નથી. પૈસા ખાતર મડાં સાથે મીંઢળો બાંધનાર એ માબાપોને મન દીકરીની કીંમત પશુ જેટલીય નથી હોતી. સ્વાર્થી, વિલાસપ્રિય પુરૂષોએ સ્ત્રીઓને ફસાવ્યાના દાખલા પણ એવી ઉચ્ચ જ્ઞાતિઓમાં ઓછા નથી બનતા. હમણાં એવો એક તાજો બનાવ કલકત્તામાં બન્યો છે, જે જાણીને રોમાંચ ઉભાં થઇ જાય છે. કાઠીઆવાડની કોઇ ભાટિયા કન્યાનાં લગ્ન કલકત્તાના એક વાણીઆ સાથે થોડા સમય પર થયાં હતાં એ વાણીઓ ગુજરી જતાં તેનો એક મિત્ર જેની મલામણથી તેને આ કન્યા મળી હતી તેણે મરનારની ૬૦૦૦૦.ની મિલકત અને પત્નીનો કબજો લીધો. તેણે એ વિધવા સાથે લગ્ન કર્યાનું પણ કહેવાય છે! થોડે વખતે એ બાઇને ફોસલાવી માત્ર બે હજાર રૂપીઆ આપી બધી મિલ્કત પોતાના નામ પર કરી લીધી અને બાઇને કોઇ મોપલાને સોંપી દીધી. એ બાઇની ઉમ્મર માત્ર પંદર વર્ષની છે અને સારાસારનું ભાન હોય એમ ભાગ્યેજ સંભવે છે. કોઇ કહી શકશે કે એમાં દોષ સ્ત્રીનો હતો? પુરૂષોજ એવી રીતે સ્ત્રીની દશા અધમ કરવામાં અગ્રેસર ભાગ ભજવે છે.

જો આમને આમ ચાલે તો સ્ત્રીઓની અધોગતિ અને તે સાથે પુરૂષોની અધોગતિ ક્યાં જઇને અટકે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. હિંદના પુરૂષોએ તે માટે વેળાસર ચેતવું જોઇએ, નહિ તો દેશની ઉન્નતિ કરવાના અને સ્વરાજ્ય પ્રાપ્ત કરવાના અભિલાષથી આપણે હાથ ધોઇ નાંખવા પડશે. પુરૂષોની ફરજ છે કે સ્ત્રીઓને પશુ જેવી અને વિલાસનું સાધન માત્ર ન ગણતાં, તેમને તેમનું કુદરતી—જગતની જનેતાનું ઉચ્ચ સ્થાન પાછું આપે; અબળા ગણી તેમનું રક્ષણ કરે એટલુંજ નહિ પરંતુ તેનામાં સ્વમાન પ્રકટાવી, શિક્ષણ આપી આત્મરક્ષણ કરવાના સાધનો આપે, તેમના તરફ પ્રિતિભરી અને વફાદાર વર્તણુંક રાખે. એમ થશે તોજ હિંદુસંસાર અધોગતિમાં ગબડતો અટકશે અને ઉન્નત થશે. એ પ્રકારની ઉન્નતિ—આત્મશુદ્ધિ સાધ્યા વ્હેલાં સ્વરાજ્ય અને સ્વતંત્રતા માટે ફાંફા મારવા તે રેતીના રણમાં ઝાંઝવાના જળની પાછળ દોડવા સમાન જ છે.

પુરૂષ-સમાજને કુદરતે સ્ત્રી સમાજનો રક્ષક બનાવેલો છે. છતાં એ

**વાડ ચીભડાં ગળે!** રક્ષક કેવી રીતે સ્વાર્થ અને વિલાસપ્રિયતાથી અંધ થઇ ભક્ષક બની રહ્યો છે તે આપણે ઉપર વિચાર્યું છે. કુદરતના નીમેલા એ રક્ષક ભક્ષક બને તો પછી સરકારે નીમેલા રક્ષક ભક્ષક બને—વાડ ચીભડાં ગળવા માંડે તો નવાઇ ખરી? સરકારે પોલીસખાતું પ્રજાના રક્ષણ ખાતર રાખ્યું છે; પ્રજાના નાણાંનો મોટો ભાગ એ ખાતાને નીભાવવા પાછળ ખર્ચાય છે અને તેમ છતાં એ નાણાંનું લુણ ખાઇ તાજા બનેલા પોલીસખાતાના માણસો હુમહરામ થાય અને પ્રજાને કનડવા માંડે ત્યારે તેમને માટે આપણને સ્વાભાવિક જ તિરસ્કાર ઉપજે. હમણાં એવો એક બનાવ બંગાલામાં બન્યો છે. અમલગચ્ચી (રંગપુર જીલ્લા)ના કેશર બૈરાગી નામે એક ગરીબ માણસની પત્ની વરદાસુંદરીને રાતના સાડા સાત વાગ્યે નવ મુસલમાનોની એક ટોળકી ઉઠાવી ગઇ, તેની પર બળાત્કાર કરી તેના શીયળનો ભંગ કર્યો અને તેને પૂરી રાખી બાઇ કેટલાક વખત પછી નાસી છુટી અને પોલીસમાં ફર્યાદ કરી. પોલીસે ફર્યાદ સાંભળી નહિ એટલુંજ નહિ પણ એક ઇન્સ્પેકટરે તેનાપર બળાત્કાર કર્યો. પછીથી તે ઇન્સ્પેકટરે પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટને એ મુકદમા સંબંધી ખોટો રીપોર્ટ કર્યો. બાઇનો પતિ ગરીબ હોવાને લીધે થોડો સમય કોઇ પણ પ્રકારની દાદ ન મળી અને ઢાંકપીછોડો થશે એમ લાગ્યું. છેવટે અમલગચ્ચીના જમીનદાર બાબુ ગુરુબિન્દુ ચૌધરી અને બાબુ સીતાનાથ ગોસ્વામીના નિઃસ્વાર્થ પ્રયત્નોથી મુકદમાની તપાસ થઇ અને ગુન્હેગારોને સજા થઇ. એ મુકદમાનો ચુકાદો આપતાં સેશન્સ જડજ બાબુ પી કે મુકરજીએ કહેલી બાબતો પોલીસની વર્તણુંકનો આબેહુબ ખ્યાલ આપે છે:

(૧) પોલીસ અમલદારોએ છેવટનો રીપોર્ટ કરતાં પોતાની તરફેણમાં જાય એવી રીતે મુકદમાની ડાયરીમાં સુધારો વધારો કર્યો છે.

(૨) ગુન્હેગાર મુસલમાનો પાસેથી તેમણે લાંચ લીધી છે.

(૩) જોકે મુકદમામાં પડેલી જુબાની પૂરતી નથી છતાં ઇન્સ્પેકટરે વરદાસુંદરી પર બળાત્કાર કર્યો હોય એવો સખ્ત વ્હેમ જાય છે.

(૪) પોલીસ અમલદારોએ આ મુકદમામાં ઇચ્છાપૂર્વક ખોટી જુબાની આપી છે.

(૫) પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની આંખમાં ધુળ નાંખવા અને તેની સત્તાની છાયા હેઠળ પોતાનો ગુન્હો છુપાવવા અમલદારોએ ઇચ્છાપૂર્વક ખોટો રીપોર્ટ કર્યો છે

વાડે ચીભડાં ગળ્યાનો આથી વધારે સારો દાખલો બીજો કયો હોઇ શકે? પરંતુ આવા બનાવો તો ઘણીવાર બને છે; અને ખુબી એ છે કે આવા બનાવો બનવા છતાં હિંદનો પુરૂષવર્ગ નમાલો બની બેસી રહ્યો છે!

**પુરૂષોની શક્તિ કયાં ગઇ?** બ્રિટિશ સરકારે હથિયાર છીનવી લીધાં ત્યારથી હિંદના પુરૂષોએ પુરૂષત્વને તિલાંજલી આપી છે. પોતાના ઘરબાર, માલમતા, બૈરી છોકરાં અને પોતાની જાતના રક્ષણને માટે પણ તે સરકાર પર આધાર રાખતાં શીખ્યા છે. એક વખત એવો હતો જ્યારે હિંદનો પુરૂષવર્ગ પોતાના સ્વમાનને ખાતર, પોતાની આબરૂના રક્ષણને માટે જાન આપતાં પણ પાછો ન હઠતો. આજે સ્વમાનનો કે આબરૂનો ખ્યાલ નથી રહ્યો એમ નથી; પરંતુ પુરૂષવર્ગ નિસ્તેજ—નિર્માલ્ય બની ગયો છે. બદમાસો કે ધાડપાડુઓ આવી તેમની માલમતા લુંટી જાય કે તેમની સ્ત્રીઓની આબરૂ લુંટે તો તે ડાચું વકાસી પોલીસના આવવાની રાહ જોઇને બેસે છે! એ સ્થિતિમાં નથી તેમનું લોહી ઉકળતું કે નથી તેમને પાનો ચઢતો. પુરૂષો *કુદરતી હિમ્મતજ ગુમાવી બેઠા છે, ડરપોક બની* ગયા છે. તેમના પૂર્વજોને મરતાં આવડતું હતું; હાલના પુરૂષો હો તે પણ ભૂલી ગયા છે. હૃદયમાં હિમ્મત ન હોય, તો હજાર તલવારો કે બંદુકો પણ રક્ષણ નથી કરી શકતી. પુરૂષોની જ્યાં આવી દશા હોય ત્યાં સ્ત્રીઓની એથી અધમ દશા થાય તેમાં નવાઇ નથી. પ્હેલાંની સ્ત્રીઓ જાન જતાં પણ શીયળ લુંટાવા ન દેતી. જીભ કરડીને મરી જવું બહેતર સમજતી પણ પુરૂષ પરપુરૂષને જીવતાં તો પોતાના શરીરને સ્પર્શ કરવા નજ દેતી. પુરૂષો નિર્માલ્ય બનવા સાથે સ્ત્રીઓ પણ નિસ્તેજ બની છે, મરી જાણવું ભૂલી ગઇ છે. પરિણામે તેઓ બદમાશોના

થમાં રહેલાઇથી ભોગ થઇ પડે છે; અને તેનાં ફ કેટલીકને તો જીંદગી પર્યંત સ્હેવા પડતાં શે! વરદાસુંદરી જેવી બદમાશોના બળાત્કારનો ભોગ થઇ પડેલી સ્ત્રીઓને ઘરમાંથી હાંકી કાઢયાના દાખલા ઘણાએ સાંભળ્યા હશે; અથવા જીંદગીભર તેમને પતિની ધુતરાજી અને સાસુ નણંદના મેણાં ટોણાં સાંભળવા પડતા હશે. પુરૂષો ભલે બદમાશોના પંજામાંથી પોતાની સ્ત્રીઓનું રક્ષણ ન કરી શકે, પોતાની નજર આગળ ભલે તેમની આબરૂ લુંટાવા દે, પણ એવી રીતે પોતાની ઇચ્છા વિરૂદ્ધ પતિત થયલી પત્નીનો તેઓ ફરી સ્વીકાર નહિ કરે! ઢેડવાડે જઇ શૂરાતન બતાવનાર સીપાઇડાના જેવો આબરૂ વિષે ઉંચો ખ્યાલ એ બૈરી પર શૂરા થનારા પતિઓ ધરાવે છે! પત્નીનું રક્ષણ કરતાં જાતે ભલે ડરે, પોતે તેને ખાતર જાન આપવા ભલે તૈયાર ન થાય, પરંતુ એવે વખતે સ્ત્રીએ તો જીભ કરડીને મરીજ જવું જોઇએ, એવી ઉંચી માન્યતા એ પુરૂષોની હોય છે. રક્ષણ કરવાની પોતાની ફરજમાં પુરૂષો ભલે ચૂકે પણ સ્ત્રીઓએ આદર્શ પતિવ્રતધર્મ પાળવોજ જોઇએ! આવા પુરૂષો સ્ત્રીઓ પર શૂરાતન ન બતાવે તો બીજે ક્યાં બતાવી શકે? પોતાની ચામડી અને હાડકાં માટે તેમને અપૂર્વ માન હોય છે અને આબરૂના ભોગે પણ તે સાચવી રાખવા તેઓ પાછી પાની નથી કરતા. પુરૂષોની નિર્માલ્ય દશાનો આથી વધારે સંગીન પુરાવો શું હોઇ શકે?

**આંતર-રાષ્ટ્રીય મહિલા પરિષદ્.**

શાંતિ અને સ્વાતંત્ર્ય પ્રાપ્તિ માટે સ્થપાયલા આંતર-રાષ્ટ્રીય મહિલા સંઘની ચોથી દ્વિવાર્ષિક પરિષદ્ ચાલુ મારામાં વોશીંગ્ટન (અમેરિકા) માં ભરવાનું નક્કી થયું છે. આ સંઘના કાર્ય સંબંધી કેટલોક ઉલ્લેખ કુમારી ગીઠા તાતા, બેરીસ્ટર-એટ-લોએ "ગુણસુંદરી" ના માર્ચ માસના અંકમાં કરેલો છે આ પરિષદ્નું પ્રમુખસ્થાન સ્ત્રીવર્ગની વિખ્યાત આગેવાન મીસ જેઇન આડમ્સને અપાશે અને યુરપના વીસ દેશો ઉપરાંત હિન્દ, ચીન, જાપાન, કેનેડા, દક્ષિણ અમેરિકા અને મેક્સીકોમાંથી સ્ત્રી પ્રતિનિધિઓ એ પરિષદ્‌માં ભાગ લેવા જશે. મીસ જેઇન આડમ્સ ગયે વર્ષેજ હિન્દની મુલાકાત લઇ ગયાં છે અને જગત્‌ના શાંતિ સ્થપાય તે માટે હિન્દી સ્ત્રીઓ કેટલી બધી આતુર છે તેનો અનુભવ તેમને થયો છે. આ પરિષદ્ ભરવાનો મુખ્ય ઉદ્દેશ જગત્‌માં હંમેશ માટે શાંતિ કેવી રીતે સ્થાપી શકાય તેના ઉપાયો વિચારવાનો છે. યુરપ-અમેરિકાની આગેવાન સ્ત્રીઓ માને છે કે દુનિયાના સર્વ દેશોના સ્ત્રી પુરૂષો જો મિત્રતાના સંબંધથી જોડાય તો યુદ્ધ હંમેશ માટે નાબૂદ થાય અને શાંતિ સ્થાપી શકાય. આ બાબતમાં સ્ત્રીઓ ધારે તો મોટો ફાળો આપી શકે. હિન્દની સ્ત્રીઓ સ્વભાવતઃ શાંતિને ચ્હાનારી છે અને એ કાર્યમાં તેમની મદદ અણમૂલી થઇ પડશે.

સંઘનો મુખ્ય ઉદ્દેશ દુનિયાની પ્રજાઓનો પરસ્પર મિત્રતાનો અને સહકારનો સંબંધ બાંધી તે દ્વારા યુદ્ધ નાબૂદ કરવાનો છે અને તે કારણે તેઓ સ્ત્રી પુરૂષોને રાજકીય, સામાજીક અને નૈતિક બાબતોમાં સમાન હક્ક મળે તેવા પ્રયત્નો કરે છે. એ સિદ્ધાંતોનો સમાવેશ કેળવણીની સર્વ યોજનાઓમાં થવો જોઇએ. સંઘની શાખાઓ લગભગ ૨૧ દેશોમાં છે અને તે ઉપરાંત બીજા દેશોમાં કેટલીક સ્ત્રીઓ વ્યક્તિ તરીકે એ સંઘની સમાસદો છે. એ સંઘ જગતની ખાત્રી કરી આપવા માગે છે કે અનુભવ અને ઇતિહાસની દૃષ્ટિએ જોતાં યુદ્ધ યુદ્ધમાં પડનારનોજ નાશ કરે છે; અને તેથી દુનિયાને કોઇ પણ પ્રકારનો લાભ થયો નથી, ઉલટી હાનિ થઇ છે. એક બીજા દેશો પરસ્પર માટે ફર્યાદ હોય તો તે દૂર કરવાના યુદ્ધ સિવાય બીજા ઘણા માર્ગો છે. અમે ઇચ્છીએ છીએ કે તેમની આ માન્યતાઓની સંગીન અસર યુરપના દેશો પર અને ખાસ કરીને બ્રિટન જે મહત્વાકાંક્ષી દેશ છે તે પર થાય. બીજા દેશો સ્વતંત્રતા લુંટવી લેવા માટે બ્રિટન જેટલું ભાગ્યે કોઇ ગુન્હેગાર હશે એના મુત્સદીઓ સ્વાર્થ અને મહત્વાકાંક્ષાથી અંધ બન્યા છે; અને ઇતિહાસ અનુભવ અને અણમૂલા સિદ્ધાંતો નેવે મૂકી સાધનાનો દોળ ધાલી બીજી પ્રજાઓને પોતાના સ્વાર્થ સાધવા ખાતર પગતળે કચડી રહ્યા છે. સંઘે સૌથી પહેલો પ્રયત્ન તો બ્રિટનને સુધારવા માટે કરવો જોઇએ. એ સુધર્યા પછી બાકી રહેલું કામ નહિ જેવુંજ રહેશે.



ચિત્રકારઃ ]  હસતી સુન્દરીઓ.  [ શ્રીમાન પુરુષોત્તમ.

જે ગૃહમાં કલ્લોલ કરે, આ હસતી સુન્દરીઓ;
તે ગૃહમાં પ્રભુ રમણ કરે, જ્યાં વસતી સુન્દરીઓ.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. જુન ૧૯૨૪. અંક ૧૦ મો



## કથાનું ઝરણું.

લેખિકા : સૌ. દીપકબા દેસાઇ.

અનુષ્ટુપ્ : ઘોર યુદ્ધ શમ્યું રાતે, જંપ્યા કૌરવપાંડવો;
પડયા'તા મૃત્યુશય્યા કો, કો હતાં પાડતા બૂમો.

વસંતતિલકા: રાત્રિ વધી, રણભૂમિ સૂનકાર ભારે
તારા અહો ખીલી રહ્યું નભ તો છવાઇ;
કો પ્રિયનાં શબ ભમી ભમી શોધતાં ને
કો બેસી અશ્રુ તણી અંજલી અર્પતા ત્યાં!

અનુષ્ટુપ્ : તમરાંના થતા શબ્દો; ઝાંકી શાન્ત નિશા દીસે;
અશ્વત્થામા તણે હૈડે, કિન્તુ ના કળ તો વળે.

માલિની : શિબિર થકી ઘડી એ, વ્યગ્ર ચિત્તે ભ્રમન્તો,
સુણ્યું ફડ ફડ તેવે, જ્યાં ઉંચે કાગમાળો;
ઘૂવડ મહીં ઘુસ્યું ને, કાગબચ્ચાં વિદાર્યાં,
અરર! મરડી માથાં, પાંખ ને પિચ્છ એર્યાં!

વંશસ્થ : ઘડીક થંભી મનમાં વિચારતો,
હું કાં ન આવી અજમાવું યુક્તિઓ?
હીણો હતો તે નીચ ચિંતવી કૂદ્યો
નૃશંસ હૈડે પડઘો કુડો પડ્યો!

વસંતતિલકા : આજે હું પાંડવ તણી જઇ છાવણીમાં,
ને બાલ દ્રૌપદી તણાં હણું આ કૃતિમાં;
નિર્વંશ પાંડવ તણો કરૂં કાં ન આજે?
વૈરાગ્નિ જે સળગીઓ તવ હોલવાશે.

શિખરિણી : ગયો પાપી ત્યાંથી, અરરર! કસાઇ ક્રૂર થયો,
મૃદુ બાળુડાંને, મધુરી નીંદમાં હાય! હણતો!
દુરાચારી હૈડું, કઠિન દીસતું, વજ્ર સરખું,
અરેરે! એ દિલે, કયમ કરી વહે સ્નેહઝરણું?

અનુષ્ટુપ્ : ટળવળે બાળુડાં સર્વે, સંભળાય ચીસો ઉંચીઃ
જાગ્યા સૌ પાંડવો તેવે, દ્રૌપદી કાંપતી હતી.

શિખરિણી : વદાયું ના જીલે, ગરીબ મૂજતી ત્યાં ઢળી પડી,
રહ્યા મ્હોંમાં શબ્દો, હ્રદય રડતું, આંખ રડતી:
" અરેરે ! કો જાગો, કુસુમકુમળાં બાળ કચર્યાં !"
સફાળો ત્યાં પાર્થ 'નીચ રહીં ગયો ?' એમ કકળ્યો.

અનુષ્ટુપ્ : દ્રોણપુત્ર અહીં લાવી કૃષ્ણ કે' "પાર્થ ! આ જુઓ-
" હણીને બાલહત્યારો, વેરાગ્નિ કંઈ બૂઝવો "

વસંતતિલકા : કે' પાર્થ, દ્રૌપદી કને લઈ જાવ એને,
જ્યાં એ હતાશ થઈને મુસકે રડે છે:"
વીરાંગના દૂરથી ઓળખી એમ બોલી—
" ઓ બ્રહ્મબાલ ! શું તને ન કહું કસાઈ ?

શિખરિણી : " અરે ઓ હત્યારા ! શિશુ હણી બતાવી શી વીરતા ?
" બુઝી આશાજ્યોતિ, અરર ! અમને અંધ શું કર્યાં ?
" હણો ના-એની તો જનની મમ પેરે કકળશે—
" પ્રભુ પાસે એનો, અદલ ચૂકવો ન્યાય જ ભલે-

અનુષ્ટુપ્ : " પાપ-પુણ્ય, તણું લેખું, પ્રભુજી જય પૂછશે,
" અરે ઓ બાલહત્યારા ! ત્યાં ગતિ તવ શી થશે ?

મંદાક્રાન્તા : " પાર્થે લીધું ખડ્ગ કરમાં, " દુષ્ટ શિક્ષા દઉં શું ?
" અંધારીમાં પતિત ! તુજની ખોપરી કાં ન કાઢું ?
" રે હૈ ! આવું ન કર ફરીથી-ઘોર આવું ઘટે શું ?
" માફી માગી દુઃખી હ્રદયની પાપી ! જાને હવે તું !"

અનુષ્ટુપ્ : શિક્ષા અપરાધીને દેવી ન્યાય એ પ્રભુનો દીસે;
દયાનું ત્રાજવું તો યે, ન્યાયથી અધિકું નમે !
પસ્તાવો પાપીના દિલે, પાપનાં પડને ધૂવે;
દયાનાં ઝરણો વ્હેતાં, પુણ્ય-દીપક ત્યાં ઝગે !



# ચીન દેશની સ્ત્રીઓ.

લેખિકાઃ સૌ. હંસાબ્હેન મહેતા, બી. એ.

દુનિયામા આજે જૂનામાં જૂના વૃદ્ધ દેશોમાં જે કંઇ નામનિશાન રહ્યા છે તે ચીન અને હિંદુસ્થાન. આખી દુનિયામાં સૌથી વધારે વસ્તીવાળો દેશ ચીન અને બીજે નંબરે હિંદુસ્થાન. બન્ને પડોશી દેશો એક વખત જાહોજલાલીની ટોચે પ્હોંચેલા. આચાર, વિચાર તેમજ અન્ય વસ્તુની એક વખત લેવડદેવડ હતી. આજે બન્નેની સ્થિતિ લગભગ સરખીજ છે. જેટલો હિંદુસ્થાન ગરીબ છે તેટલો ચીન દેશ પણ ગરીબીમાં સબડે છે. બીજી સરખામણી નહિ કરતાં ત્યાંની સ્ત્રીઓ કેટલી અધમ દશાએ પ્હોંચેલી અને તેમાંથી નીકળી દેશને આગળ વધારવાને જે મ્હેનત કરે છે તેનો ખ્યાલ આપવાનો વિચાર છે.

ભારતની સ્ત્રી એક વખત તો મનુષ્યની પંક્તિમાં ગણાતી. મનુ મહારાજ પણ લખી ગયા કે જ્યાં નારીને માન મળે ત્યાં દેવતાઓ રમે. ચીનની સ્ત્રીને પણ એક વખત સારૂં માન મળતું. ત્યાંના મહાપુરૂષ કનફ્યુશીયસે પણ સ્ત્રી પુરૂષની સમાનતા વિષે ઘણું લખેલું, પરંતુ એ બધું જેમ અહીં ભૂલાઇ ગયું તેમ ત્યાં પણ ભૂલાઇ ગયું. જે સારું હતું તે શાસ્ત્રોમાંથી ભૂસી નાખ્યું; માત્ર ખોટો રિવાજો રહ્યા. ખરો ધર્મ ગયો, માત્ર દુષ્ટ રૂઢિ દાખલ થઇ. અજ્ઞાન સ્ત્રી તેજ સદગુણી એમ ત્યાં મનાવા લાગ્યું. એટલે સ્ત્રીશિક્ષણની તો સમૂળગી પડતી થઇ. એક વખત ચીનમાં પણ સ્ત્રીઓએ અનેક કામને માટે નામના મેળવી હતી. કોઇએ લડાઇમાં શૂરાતન બતાવીને તો કોઇએ સાહિત્યમાં. પરંતુ સ્ત્રી પ્રત્યેના વિચારોમાં ફેર પડતાં એમને ઘરની ચાર દીવાલો વચ્ચે કેદ થવાનો વારો આવ્યો. જેમ અહીં છોકરી જન્મી એટલે પથરો જન્મ્યો એમ મનાતું તેમ ચીનમાં પણ બાળકીનો જન્મ ભારરૂપ ગણાવા લાગ્યો. શેન્ગહાઇમાં એક ફ્રેન્ચ કોન્વેન્ટ (મઠ) માં અનાથ છોકરીઓને આશ્રય આપે છે. ત્યાં પૂછતાં માલમ પડયું કે કેટલીક છોકરીઓ તો સારા કુળની અને પૈસાદાર માબાપની પણ હોય છે. છોકરીના ગ્રહ સારા ન હોવાથી અથવા એવા કોઇ નજીવા કારણને માટે એને તરછોડવામાં આવે છે, અને એના ભરણપોષણને અર્થે એક પાઇ પણ આપવામાં આવતી નથી. એટલે માત્ર ઇશ્વરની દયા પર જીવવાનો વારો આવે છે. સ્ત્રીની ગુલામગીરીની નિશાની તો એના પગ બાંધીને નાના રાખવામાં. ચીનની બાળકીના પગ નાનપણથી એટલા જકડીને બાંધવામાં આવતા અને હજી ઘણે ઠેકાણે આવે છે કે મોટી થતાં એના પગ બહુ જ નાના રહે છે. આથી સ્વચ્છન્દે હરવાફરવામાં ફેર પડે છે. જેમ પગ નાના તેમ કુલીનતાનું લક્ષણ વધારે! આ ઉપરાંત ચીનમાં એક દુષ્ટ રિવાજ છે કે પુરૂષ એકજ સ્ત્રી પરણે પણ અનેકને એની આવક મુજબ રાખી શકે. હિંદુસ્થાનમાં જેમ મનાય છે કે પુત્ર ન હોય તો પિતૃઓ સદગતિએ ના



ચીનની ગાનારી સ્ત્રીઓ



ચીનની એક માતા અને ત્રણ બાળકો.

પ્હોંચે, તેથી સ્ત્રીને જો પુત્ર ન હોય તો બીજી સ્ત્રી કરી શકાય; તેવીજ રીતે ચીનમાં પણ પરણીઅત સ્ત્રીને પુત્ર ના હોય તો બીજી સ્ત્રી રાખી શકાય. આવી રાખ સ્ત્રીઓની દશા તો અધમજ ગણાય. હિંદુસ્થાનની, માફક જો કે ત્યાં પણ પુનર્લગ્ન સ્હામે કોઇ જાતનું શાસ્ત્રીય પ્રતિબંધન નથી, તેમ છતાં ચીનમાં એક પતિવ્રત પાળે એજ સ્ત્રીની મહત્તા ગણાય છે ! પાશ્ચાત્ય દેશોની માફક સદ્‌ભાગ્યે છૂટાછેડાનો રિવાજ ચીનમાં એટલો પ્રચલિત નથી તોપણ કાયદા પ્રમાણે સ્ત્રીને નીચલાં સાત કારણોને લીધે છૂટાછેડા આપી શકાય:— છોકરાં ન હોય તો, ખરાબ ચાલ, સાસુસસરા પ્રત્યે અવિનય, અતિશય બોલવાની ટેવ ચોરી કરવાની ટેવ, અદેખાઇ અને શંકાશીલ સ્વભાવ અને અસાધ્ય રોગ. પુરુષોના અધિકારે સ્ત્રીની આટલે લગી અવદશા કરી. જ્યાં સ્ત્રીને ન મળે શિક્ષણ, ન મળે સ્વતંત્રતા, તેનો દેશ અધમ દશાએ પ્હોંચે તેમાં જરા પણ નવાઇ નહિ !



ઉત્તર ચીનની એક મહીલા.

આજે તો આખી દુનિયામાં સ્ત્રીઓની ચળવળ ચાલી રહી છે. યુરપ આદિ સુધરેલા મનાતા દેશોમાં પણ સ્ત્રીઓની સ્થિતિ છેલ્લા વીસપચ્ચીસ વર્ષમાં સુધરી એમ કહી શકાય. છેલ્લાં પાંચ છ વર્ષમાં તો એ લોકોએ પોતાના હકક સાબીત કરવા જોસભેર લડત ચલાવી. એ લડતના ભણકારા પૂર્વમાં વાગ્યા. હિંદુસ્થાન અને ચીન બન્ને કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્યા. ચીનમાં આજે સ્ત્રીઓની અનેક પ્રવૃત્તિઓ ચાલી રહી છે. શ્રીગણેશાયનમ: થીજ એ લોકોએ શરૂ કર્યું છે. એટલે પ્હેલાં તો સ્ત્રીઓની અજ્ઞાનતા દૂર કરવાનો પ્રયાસ ચાલે છે. એને અંગે અનેક શાળાઓ ખોલવામાં આવે છે. જે સ્ત્રીઓ ઘરની બ્હાર પણ નહિ નીકળતી તે આજે પુરુષોની યુનીવર્સીટીમાં પણ જાય છે. વધુ અભ્યાસને માટે સ્ત્રીઓને પરદેશ મોકલવામાં આવે છે. એકલા યુનાઇટેડ સ્ટેટ્સ ઓફ અમેરિકામાં બસો છોકરીઓ ભણે છે, તે ઉપરાંત યુરપ વગેરે બીજા દેશોમાં તો જુદી. પરદેશ

ભણતી આપણી છોકરીઓની સંખ્યા આજે માંડમાંડ પચાસ થશે. આપણા દેશની સ્ત્રીઓ મુખ્ય કરીને બે ધંધા પસંદ કરે છે. કયાં તો ડોકટર થાય છે કે કયાં તો શિક્ષક. ચીનની સ્ત્રીઓ શિક્ષક થાય છે પરંતુ તે કરતાં પણ એમને ડોકટર અને નર્સ-સેવિકાનો ધંધો વધારે પ્રિય છે. હિંદુસ્થાનમાં સુશિક્ષિત સેવિકાની આટલી જરૂર છતાં કેટલીએ સ્ત્રીઓ પારકે પૈસે પેટ ભરી સ્વમાન ખોઇ ધંધા વિનાની બેસી રહે છે. ૧૯૧૧ માં જ્યારે ચીનમાં મોટા બળવો થયો હતો ત્યારે ત્યાંની ઘણી સ્ત્રીઓ લડવા જવાને તૈયાર થયેલી અને ઘણીએ રેડક્રોસ નર્સીસ તરીકે જવાની ઇચ્છા બતાવેલી. આ શિવાયની અનેક પ્રવૃત્તિમાં સ્ત્રીઓએ પડવા માંડયું છે. કેટલીક સ્ત્રીઓ કાયદાશાસ્ત્રી બની છે. એક સ્ત્રીએ તો એરોપ્લેન-હવાઇ વિમાન-પણ ઉડાડવાનું શિક્ષણ લીધું છે. વર્તમાનપત્રોનો ધંધો કરતી પણ સ્ત્રીઓ નજરે પડે છે. સ્ત્રી પત્રકારોનો હેતુ સ્ત્રીઓની ઉન્નતિને માટે અને અન્ય બ્હેનોને પાણી ચડાવવાને માટેજ છે. કેન્ટનના એક સ્ત્રીઓના દૈનિકપત્ર-" ગર્લ્સ ડેલી." નો નીચે ઉતારો આપ્યો છે તે પરથી સમજાશે કે ત્યાંની સ્ત્રીઓ આગળ વધવાને કેટલી દૃઢનિશ્ચયી છે.

" દુનિયાનાં બધાં સ્ત્રી-પુરૂષો જોતાં, માત્ર સ્ત્રીજાતિનાજ શુભાશુભની અવગણના કરવી એ તો વાસ્તવિક ગણાયજ નહિ. તે છતાં આપણાં માતપિતામાં સ્ત્રીજાતને ધીક્કારવી એવો ખ્યાલ પેસી ગયો છે. અજ્ઞાન લોકો તો આપણા અસલી વિચારો કે ' અશિક્ષિત અને આવડત વિનાની સ્ત્રી તેજ સદ્‌ગુણી ' તેને ટેકો આપી રહ્યા છે. તેથી કરીને પુરૂષની સત્તા નીચે છુંદાઇ આજે આપણી એ અબજ



ચીના લોક વરસાદના કપડાંમાં.

સ્ત્રીઓ અંધકારમાં ગોથાં ખાઇ રહી છે. શા માટે ? શું સ્ત્રીઓ મનુષ્ય નથી ?. ત્યારે સમાજમાં શા માટે એમની સ્હામું આવી ક્રૂર વર્તણુંક ચલાવવામાં આવે ? લેખક માને છે કે આ ફરિણામને માટે આપણે થોડે ઘણે અંશે જવાબદાર છીએ, કારણ કે આપણે આપણા હકની માગણી કરી નથી તેમજ આપણા કલ્યાણને માટે કંઇ પગલાં પણ લીધાં નથી. સમાજમાં આપણું સ્થાન સાચવવાને

આપણે કોઇ ચોક્કસ ઉપાય યોજવો જોઇએ. આ પરિણામ આણવાને વર્તમાનપત્રદ્વારા ચળવળ કરી શકાય. અજ્ઞાનને જ્ઞાન આપવું, નિર્બળને બળ આપવું એ આ પત્રનો ધર્મ ગણાશે. આ " ગર્લ્સ ડેલી " પત્ર નીચેના આશયો ધ્યાનમાં રાખશેઃ—

૧. જેનાથી સ્ત્રીની પ્રતિષ્ઠા તેમજ સદ્‌ગુણ વધે તે હંમેશાં છાપતાં રહીશું.

૨. સ્ત્રીઓને માટે જે કલ્યાણકારી છે તે મેળવવાની ચળવળ કરીશું.



એક ચીની કુટુંબ. પિતા પુત્ર તથા પાત્રો.

૩. જેની અમારા કામમાં સહાનુભૂતિ છે તેને માટે લાગણી બતાવીશું.

૪. જે અમારા કામની સ્હામે પડશે તેની સાથે અંત સુધી લડીશું.."

મોટાં શહેરોમાં સ્ત્રીઓએ 'પ્રેટ્રીઓટીક એસોશીએશન' દેશપ્રેમીઓની 'સંસ્થાઓ' સ્થાપી છે. એનો ઉદ્દેશ સ્ત્રીઓને જૂદે જૂદે ઠેકાણે ભાષણો કરવા મોકલી સમાજનાં જાગ્રુતિનો ઉપદેશ કરાવવાનો છે. રાજકીય બાબતમાં પણ સ્ત્રીઓ બેધડક ભાગ લે છે. આજથી ચાર હજાર વર્ષ પર ચીનમાં કાયદો હતો કે રાજકીય બાબતપર સ્ત્રીઓ ચર્ચા કરે માટે એમણે કોઇ પણ મંદિરમાં કે જાહેર જગ્યામાં એકત્ર થવું નહિ. આજે સ્ત્રીઓએ રાજકીય ચર્ચામાં છૂટથી ભાગ લેવા માંડયો છે. નેશનલ યુનીયન ઑફ સ્ટયુડન્ટ્સ' અને સ્ત્રી સંસ્થાની એકત્ર સભાના પ્રમુખ મીસ વાન્ગે દેશની પડતીનું કારણ જણાવતાં કહ્યું કેઃ—" આપણા દેશની સ્થિતિ અત્યારે ભયંકર છે. કોઇ તો આપણી અજ્ઞાન સરકારનો વાંક કહાડે છે. હું તો કહું છું કે અજ્ઞાનમાં અજ્ઞાન તો આપણી ચીનની સ્ત્રીઓ છે. પ્હેલાં આપણે પગ બાંધીએ છીએ; બીજું મન બંધાયું; અને ત્રીજું આપણા પતિ કરતાં હલકા અને એના ગુલામ ગણાઇએ છીએ. પરંતુ આજે આ બે સંસ્થાના મીલનથી આપણે જૂનાં બંધનો છોડવા માંડયાં છે. ".

ચીને જાપાન સાથે અસહકાર કરી એનો માલ બૉયકૉટ કર્યો તેમાં પણ સ્ત્રીઓનો ભાગ હતો.

કેટલીક બાબતમાં ચીનમાં જાગૃતિ આ-

પણ કરતાં મોડી થઇ, તો પણ થોડા વખતમાં ચીન આપણા કરતાં આગળ જશે. તેનું કારણ કે સમાજના ગેરફાયદા તોડવાને ત્યાંનો યુવાન પુરૂષ તેમજ સ્ત્રીવર્ગ મથી રહ્યો છે. આપણા સમાજનો સડો દૂર કરવાને કેટલાક વખતથી મહેનત ચાલે છે પણ હજુ સુધી પત્તો લાગતો નથી. તેનું મુખ્ય કારણ તો આપણી સ્ત્રીઓ એમાં ખરું ભાગ લેતી નથી એજ કહી શકાય. શ્રી ભગવદગીતામાં કહ્યું છે કે उद्धरेदात्मनाऽऽत्मानम् એટલે પોતેજ પોતાની મેળે પોતાનો ઉદ્ધાર કરવો જોઇએ. બીજાના પ્રયાસનું ફળ મેળવવાની આશા રાખવી મિથ્યા છે. એથી કોઇનો શુક્રવાર ઉલટ્યો નથી. !



## ધર્મમાં કળાનું તત્વ.

'કલા ભક્તિભાવનું મુખ્ય સાધન મનાયલી છે. ઘણા પ્રાચીન સમયમાં આર્યોની પ્રવૃતિ કેવળ ધર્મની આરાધના કરવામાંજ રહેલી હતી.

"વૈદિકકાળમાં ઉષાદેવી, ગાયત્રી દેવી, સૂર્ય દેવ વગેરેને મૂર્તિરૂપે પ્રત્યક્ષ કરી આરાધના કરનાર આર્ય પૂર્વજોની કલા કેટલી રસ ભરેલી હશે ? રામાયણ, મહાભારત અને બીજાં ધર્મશાસ્ત્રો પરથી પણ જણાય છે કે પ્રાચીનકાળના પુરૂષોએ ચિત્ર તથા શિલ્પમાં કુશળતા મેળવી હતી. તેમાં પણ ઇશ્વર પૂજનનોજ ભાવ હતો."

"આર્ય ચિત્રકારને ચિત્રકલા એ ઇશ્વરની ઉપાસના હતી અને શિલ્પકલા પણ ધર્મની સ્થાપના, રક્ષા અને ફેલાવાનું સાધન હતી. ચોસઠ કલાની વિદ્યા પરમેશ્વરની કૃપા વધારનારી છે એટલે ઇશ્વરને માટેજ વાપરવી જોઇએ. વળી તેનો પૂજન, અર્ચન અને વ્રતોદ્યાપનમાં ઘણો ઉપયોગ થાય છે એટલે ધર્મભાવના અનાયાસે જાગે છે. દરેક મંદિરોમાં અને વૈષ્ણવોના ઘરમાં આવી ધર્મને-અર્થે કલાઓ વધતો વખત જોઇ શકાય છે.

"દિવાળીમાં ખાંડના રમકડાં, હોળીમાં હોળાષ્ટના હારડાં, નાગપાંચમે નાગનાં ચિત્ર અને વ્રતોદ્યાપનમાં મંડળ પૂરવાં, માટીના પાર્થિવ બનાવી પૂજા કરવી વગેરે સામાજીક ધાર્મિક કલાઓ છે; અને તેમાં કલા સાથે ધાર્મિક ભાવ સમાએલા છે.

સૌ. ચૈતન્યબાલા મજમુંદાર.

× × × × ×

સવાલ—"તમે લગ્ન વિષે કોઇ દિવસ ધ્યાનપૂર્વક વિચાર કર્યો છે ?"

જવાબ—"હા જ્યારથી મારાં લગ્ન થયાં ત્યારથી એ વિષેજ વિચાર કરું છું



**સંગીત મુગ્ધ પ્રેમ.**

...ગાયિકા એવી અદ્ભુતતાથી વાયોલીન છેડતી અને ગાતી કે તેના
કંપતા સ્વરો સાથે રાજરાણી મળી જઇ એકતાન બની જતી.
આ પ્રમાણે કલાકોના કલાકો વહી જતા તેનું ભાન
ગાનારને કે સાંભળનારને ન રહેતું.

[ જુઓ: " સંગીત મુગ્ધ પ્રેમ. "




લેખિકાઃ સૌ. ભાનુમતી ત્રિવેદી.

રાજનીતિજ્ઞ શહેનશાહ અકબરને ણી સ્ત્રીઓ હતી. ઘણીવાર પરાજીત રાજાની ાથે શતી સંધી એ લગ્નના સંબંધથી દૃઢ ઃરતો, તેથી અનેક જાતિ અને ધર્મની સુંદર ્ત્રીઓ તેના ઝનાનામાં હતી; તેમાં એક સુંદર રાજકુમારી હતી.

રાજકુમારીની સાથે રિવાજ મુજબ દાસ-દાસીઓ તેનાં મહીઅરથી તેની સાથે આગ્રા આવ્યાં હતાં. એ મંડળમાં એક ગાયિકા હતી.

જ્યારે તે આવી ત્યારે ત્હેને જોવા અકબરની રાણીઓ આસપાસ ફરી વળી. ધારી-ધારીને જોતાં ત્હેની સૌમ્ય મુદ્રા જોઇ સૌને હસવું આવ્યું. આ સરલા બાલિકા આપણને અંતરાયભૂત થઇ નહિ શકે એમ માન્યું.

પણ એ ધારણા ખોટી પડી. મિલન પછી ત્હેની કાળી આંખો બાદશાહના પક્ષપાતનું કારણ થઇ પડી. તે રાત્રિ ત્યાંજ ગાળતો. ફુરસદને વખતે આરામ પણ ત્હેને ઓરડેજ લેતો.

આ જોઇ બીજી રાણીઓને ઇર્ષા આવી. સૌ બાદશાહને કાને નાખવા જેવી વાત રાજરાણીના વર્તન ઉપરથી શોધવા લાગ્યાં. આખરે એક કારણ એવું મળી આવ્યું.

સંગીતપ્રિય રાજરાણી પોતાની ગાયિકાની વાયોલીનમાં લુબ્ધ હતી. ગાયિકા એવી અદ્ભુતતાથી વાયોલીન છેડતી અને ગાતી કે તેના કંપતા સ્વરો સાથે રાજરાણી ગળી જઇ એકતાન બની જતી. આ પ્રમાણે કલાકોના કલાકો વહી જતા જેનું ભાન ગાનાર કે સાંભળનારને ન રહેતું.

સૌ રાણીઓને શંકા ગઇ કે ગાયિકાનો કંઠ સ્ત્રીકંઠ નથી પણ પુરૂષના જેવો છે; તે પુરૂષજ હોવો જોઇએ. સૌએ મળી વિસ્તારથી આ વાત બાદશાહને કાને નાખી.

તે નવોઢા યુવતી ઉપર સુખની છાયા પ્રસરી રહી હતી; ત્હેની નિર્મલ આંખો બાદશાહ પ્રતિના પ્રેમથી ભરપૂર બની હતી; વદન ઉપર આછું સ્મિત ફરકી રહ્યું હતું; તે વખતે બાદશાહે કહ્યું, "મુગ્ધે મ્હને ત્હારી ગાયિકા નથી ગમતી."

રાજરાણીએ આશ્ચર્ય પામતાં પૂછ્યું "કેમ જહાંપનાહ! આપને ન ગમે એવું એણે શું કર્યું?"

બાદશાહે ધીમેથી ઉત્તર આપ્યોઃ "એવું તો કંઇજ નહિ, પણ જ્યારે તે ગાય છે ત્યારે તું મ્હને પણ ભૂલી જાય છે. તે આખો વખત ત્હારી પાસે રહે છે. મ્હને તે નથી ગમતું."

"મ્હને સંગીત પ્રિય છે." રાજરાણીએ ખુલાસો કર્યો. "ત્હમારા વિના કલાકો બહુ મ્હોટા લાગે છે."

આ કારણ થોડો વખતજ બાદશાહના મનમાં ટકી શક્યું.

એક વખત અચાનક બાદશાહ હેની પ્રિયતમાને ઓરડે આવ્યો. રાજરાણી કોચ ઉપર માથું નમાવી એકતાન થઇ બેઠી હતી. હેનો ચોરસો માથા ઉપરથી, અને છાતી ઉપરથી સરી પડ્યો હતો. કાળી નાગણ જેવી સેર એક બાજુ લટકતી હતી. હેની દૃષ્ટિ વાયોલીન સામે સ્થિર થઇ ગઇ હતી. આંખોમાં પાણી ભરાઇ ગયાં હતાં. ગાયિકાના બુલંદ સ્વરથી અને વાયોલીનના મીઠા રણકારથી ઓરડો ગાજી રહ્યો હતો. ગાયિકાની દૃષ્ટિ રાજરાણીના વદન ઉપર સ્થિર હતી.

આત્મામાંથી ઉઠતા ગાનમાં ગળી ગએલાંઓને બાદશાહ આવ્યાનું ભાન ન થયું. થોડો વખત ઉભા રહી બાદશાહે આ બધું જોયું. ગાયિકાનો કંઠ પુરૂષ જેવો લાગ્યો.

પ્રત્યક્ષ રીતે તે કોચ તરફ ગયો. હેને જોઇ રાજરાણી એકદમ ઉભી થઇ ગઇ. બાદશાહે ગાયિકાને બહાર જવા ઇશારો કર્યો. અને કોચ ઉપર બેસતાં ગંભીરપણે કહ્યું. "મ્હને ત્હારી ગાયિકા નથી ગમતી. ત્હારા ઓરડામાં એ વધારે વખત રહે તે પણ મ્હને પસંદ નથી."

રાજરાણીએ મંદમંદ હસતાં કહ્યું, "જહાંપનાહ, આટલી બધી અદેખાઇ? મ્હારા પ્રભુના પ્રેમથી ત્હમારી આંખો એટલી હદ સુધી આંધળી થઇ ગઇ કે તે એટલું પણ જોઇ શકતી નથી કે મ્હારી જીંદગીનો પ્રકાશ માત્ર તમેજ છો! મ્હને ગાયિકાનું સંગીતજ પ્રિય છે. મ્હારાથી ત્હમે દૂર હો છો, ત્યારે આનંદદાયક એ એકજ વસ્તુ છે. એટલું મ્હારી પાસે રહેવા દો. રહેવા દેશો!"

અકબરે જરા સખ્તાઇથી કહ્યું, "મ્હને હેના તરફ જોવું નથી ગમતું. હવે પછી હેને ત્હારા ઓરડામાં આવવાની ના કહેજે."

રાજરાણીએ આર્જીજીયુક્ત સ્વરે કહ્યું, "પ્રભુ, નારાજ ન થશો. ત્હમારા વિના હું એકલી પડી જાઉં છું. તે વખતે આટલો આનંદ મ્હારી પાસે રહેવા દ્યો. પ્રિયતમ હું ત્હમનેજ ચાહું છું."

તેના પ્રેમભર્યા મોહક સ્વરે રાજાનો ક્રોધ શાન્ત પડ્યો. ગાયિકા સંબંધી વાત એટલે થીજ અટકી.

બીજે દિવસે સાંજના ઓરડામાં બાદશાહે પહેલાના જેવુંજ દૃશ્ય જોયું. ગાયિકા ગાતી હતી. રાજરાણી હેના મુખમાંથી નીકળતો પ્રત્યેક સ્વર જાણે પી જતી હોય. કોઇને બાદશાહ આવ્યાનું ભાન ન થયું.

આ જોતો બાદશાહ ઉભો. થોડીવાર પછી કોચ તરફ જતાં મ્હોટેથી બોલ્યો, "ના પાડ્યા છતાં કેમ આ ગાયિકા ત્હારા ઓરડામાં છે?"

રાજરાણી પોતાના સ્વામીનો ધાંટો સાંભળતાંજ એકદમ ઉભી થઇ બોલી, "જહાંપનાહ! માફ કરો. ખબર નહિ કે ત્હમે આવ્યા છો."

"ખબરથી શું વિશેષ છે?" બાદશાહે ગુસ્સે થઇ કઠોર સ્વરે કહ્યું, "મ્હારી ના છતાં આ ગાયિકા કેમ અહિં છે? મેં કહ્યું હતું કે ત્હારા ઓરડામાં એ ન જોઇએ. તેં મ્હારૂં અપમાન કર્યું."

"પ્રભુ, પ્રિયતમ, મ્હારી વિનતિ સાંભળો." રાજરાણી બાદશાહનો ગુસ્સો, અને હેનું નાસદાયક પરિણામ જોઇ ધ્રુજતી બોલી, પણ બાદશાહે હેની આર્જીજી ઉપર લક્ષ ન આપતાં જારી રાખ્યું: "મ્હારે કંઇ કારણ

સાંભળવુંજ નથી. મ્હારી ઇચ્છાનો અનાદર એજ બસ છે. સાંભળવા પ્રમાણે ત્હમે એક બીજાને ચાહો છો. એટલુંજ નહિ પણ ગાયિકા તે પુરૂષ અને ત્હારો પ્રેમી છે; અને તું મ્હારી બેવફા ઓરત છે."

રાજરાણી આ સાંભળી હેબતાઇ ગઇ. બાદશાહનો હાથ પકડતાં ત્હેણે કહ્યું, "પ્રિયતમ, આ શું બોલો છો!"

બાદશાહ ત્હેનો હાથ તરછોડી બોલ્યો, "વધારે કંઇજ નહિ. જે બોલ્યો છું ત્હેની ખાત્રી છે કે આ ત્હારો પ્રેમી છે." ત્હેનો ગુસ્સો ભયાનક ક્રૂર શબ્દોમાં બહાર નીકળ્યો. રાજરાણી છાતી ઉપર હાથ રાખી આ અસહ્ય ત્રાસદાયક શબ્દો સાંભળતી ઉભી. ત્હેનું સુંદર ગુલાબી મુખ ફીકું પડી ગયું. બાદશાહે ફરીથી કહ્યું, "હું ખાત્રીથી માનું છું કે તે પુરૂષ છે અને ત્હારો પ્રેમી છે." રાજરાણીના ભય અને આશ્ચર્ય વચ્ચે ગાયિકાએ બે ડગલાં આગળ વધી કહ્યું, "બાદશાહ સલામત સાચા છે. હું પુરૂષજ છુ."

આ સાંભળી રાજરાણી બાદશાહને પગે પડી બોલી, "પ્રિયતમ, હું જાણતી નહોતી કે મ્હારી ગાયિકા પુરૂષ છે."

તિરસ્કારથી હસતાં રાજરાણીથી બે ચાર ડગલાં દૂર જઇ બાદશાહ બોલ્યો, "પણ હું જાણતો હતો."

ત્હેને આગળ બોલતો અટકાવી ગાયિકાએ કહ્યું, "મ્હારી વાત સાંભળો. મ્હારો ખુલાસો ત્હમારા બંને માટે છે.

"બંનેના ખુલાસા માટે", ધિક્કારયુક્ત સ્વરે બાદશાહે કહ્યું, "બહુ સુંદર રીતે ગોઠવેલો ચિતાર છે. મ્હારે પણ છેવટ સુધી જોવો જોઇએ. બોલો."

ગાયિકાએ મર્યાદિતપણે બોલવું શરૂ કર્યું:

"બાદશાહ સલામત, જ્યારે રાજકુંવરી ન્હાનાં હતાં ત્યારે હું રોજ રાજમ્હેલમાં રાજવંશીઓનાં છોકરાં સાથે રમવા જતો. ત્હેમાં તે પણ હતાં. તે નહોતાં જાણતાં, કોઇ પણ નહોતું જાણતું કે હું ત્હેમને દેવી તરીકે ભજું છું, અને હજુ પણ એમજ છે. પછી જ્યારે અમે મ્હોટાં થયાં ત્યારે મ્હને ઝનાનામાં જવા ન દેતાં, પણ તેથી મ્હારૂં તેમના પ્રત્યેનું માન અને મ્હારા અંતરમાં કોતરાઇ રહેલી તેમની પ્રતિમા તો એટલીજ પ્રકાશી રહી હતી. જ્યારે મ્હને ખબર મળ્યા કે એમનાં આપની સાથે લગ્ન થવાનાં છે, અને તેમની સાથે આગ્રા જનાર ગાયિકા જોઇએ છીએ, ત્યારે મેં ગાયિકા થવા ધાર્યું. પૈસાની મ્હને દરકાર નહોતી. હું ફાવ્યો. કોઇએ મ્હને મદદ કરી નથી. કોઇએ જાણ્યું પણ નથી. મેં કોઇને કહ્યું નથી. મ્હને કોઇનો વિશ્વાસ પણ નહોતો. આ બધા માટે જવાબદાર હું છું. રાજરાણી તદન નિર્દોષ છે. ત્હમેજ ત્હેમના હૃદયના માલીક છો મ્હારે માટે તો એટલુંજ બસ હતું કે ત્હેમની પાસે રહેવું અને સંગીતથી સંતોષ આપવો. કીરતારમાં વિશ્વાસ રાખો જહાંપનાહ, હું જે બોલ્યો છું તે શબ્દેશબ્દ સાચો છે."

ત્હેનું બોલવું પૂરૂં થતાં બાદશાહે ગુસ્સામાં કહ્યું. "બંનેએ સારો પાઠ ભજવ્યો. ત્હમે શું એમ માનો છો કે, આ બનાવટી વાતમાં હું વિશ્વાસ રાખીશ?"

"જહાંપનાહ, માનો કે ન માનો, પણ મ્હારી વાત સાચીજ છે. રાજરાણી મ્હારા આ વેશથી અજાણ્યાં છે. આ જુઠાણામાં તે તદન નિર્દોષ છે. જો તેમ ન હોત તો, ત્હમે રાજા છો છતાં મ્હારૂં હૃદય ત્હેમને ગમે તે માર્ગે દોરી શકયું હોત. પણ આપને તે ચ્હાય છે; આપને એકનેજ. માટે હું ત્હમને અને ત્હેમને કહું છું, કે ત્હમારી જીંદગીમાં

મેં જે કાળો પડદો નાખ્યો એને માટે ક્ષમા કરજો."

ખિન્ન વદને તેણે ઘુંટણે પડેલી રાજરાણી તરફ જોયું; અને વ્યગ્રોલીન સાથે ઓરડા બહારના જગતમાં પોતાનું સ્થાન શોધવા તે ચાલ્યો.

અકબરને આ અદ્ભુત વાતમાં વિશ્વાસ ન આવ્યો. આંસુ સારતી રાજરાણી તરફ ગુસ્સાથી જોતાં તે બોલ્યો, "મેં એમ ધાર્યું કે તું મ્હને ચાહે છે, તેથી મ્હારી વિશ્વાસપાત્ર છું; પણ આટલો વખત તેં મ્હને છેતર્યો, અને હું ત્હને ચહાતોજ રહ્યો."

"પ્રભુ, મ્હારામાં વિશ્વાસ રાખો." રડતી રાજરાણી બોલી. "ગાયિકાએ કહ્યું તે સત્યજ છે. હું જાણતી નહોતી કે તે છૂપા વેશમાં પુરુષ છે. હું આપ એકનેજ ચાહું છું" એમ બોલતી રાજરાણી બાદશાહનો હાથ પકડવા ગઇ.

બાદશાહ ત્હેનાથી બે ચાર ડગલાં દૂર જઇ ક્રોધથી બોલ્યો, "મ્હારી પાસે આવીશ નહિ. મ્હને અડીશ નહિ. તેધારે છે. રુપીડીનું કામ નથી. મ્હને ત્હારામાં અને ત્હારી નિર્દોષતામાં વિશ્વાસ હતો. પણ તેં બહુ ક્રૂરપણે મ્હારો વિશ્વાસઘાત કર્યો."

"એવું ન બોલો." રાજરાણી રડતી બોલી. "હું ત્હમારી વિશ્વસનીય પત્નીજ છું. મ્હારા હૃદયમાં ત્હમેજ છો. મ્હારાં મહીઅરથી મ્હારી વ્હાલી વસ્તુઓ છોડી જ્યારે હું અહિં આવી ત્યારે મ્હને દુઃખ થયું હતું. પણ એ દુઃખ ત્હમારા પ્રેમથી દૂર થયું. હું સંપૂર્ણ સુખી થઇ. હું ત્હમને અને ત્હમને એકનેજ ચાહું છું. પ્રિયતમ, મ્હારામાં વિશ્વાસ રાખો. ત્હમેજ મ્હારૂં સુખ અને મ્હારી જીંદગીના પ્રકાશ છો."

"ત્યારે શા માટે તેં મ્હારૂં અપમાન કર્યું? શા માટે ના કહ્યા છતાં તેં એને ત્હારા ઓરડામાં પેસવા દીધી."

"મ્હને સંગીત પ્રિય છે, જહાંપનાહ. ત્હમારા વિના કલાકો બહુ મ્હોટા લાગે છે. ત્હમને યાદ હશે કે જ્યારે ત્હમે ના પાડી ત્યારે મેં વિનતિ કરી હતી. ત્હમે બોલ્યા નહિં. ત્હમારી ચુપકી મેં સંમતિ માની લીધી. તે મ્હારી ભૂલ, પણ બીજી રીતે નહિ. ત્હમે જે બોલ્યા એમાં હું નિર્દોષ છું."

"ના ના" અકબરે કહ્યું. "એ હું માનતોજ નથી, માની શકીશ નહિં. હવે પછી હું ત્હને મળીશ નહિં. ત્હારા તરફ જોઇશ પણ નહિ."

"આહ! એવું ન બોલશો." રડતાં તે બોલી. "ત્હમેજ મ્હારી જીંદગીનું સર્વસ્વ છો. હું ત્હમારા વિના જીવી નહિ શકું. મેં કહ્યું તે સાચુંજ છે. મ્હારામાં વિશ્વાસ રાખો. પહેલાનાં જેવુંજ હેત રાખો."

"ના. એ જાદુ મ્હારે ન જોઇએ. મ્હારાથી ક્ષમા નહિ અપાય." આટલું કહી રાજરાણી તરફ ન જોતાં ઉતાવળે પગલે તે ઓરડાની બહાર ચાલ્યો ગયો.

તેના ગયા પછી ઘુંટણે પડેલી રાજરાણી ઉભી થઇ. ત્હેનું મુખ મ્લાન થઇ ગયું હતું. એ મુખ ઉપર આત્માનું દર્દ સ્પષ્ટ જણાઇ આવતું હતું.

બાદશાહ ગુસ્સે થયાના ખબર આખા જનાનામાં પ્રસરી ગયા હતા. અકબરના ગયા પછી રાણીઓ અને દાસીઓ ઓરડામાં ભેગી થઇ ગઇ; પણ રાજરાણીની કંઇક નિરાશાત્મક આંખો જોઇ કોઇ કંઇ બોલી શક્યું નહિં.

"મ્હને કાગળ અને કલમ આપ" રાજરાણીએ દાસીને હુકમ કર્યો. દાસીએ તે આપ્યાં. જાણે કોઇને કહેતી હોય તેમ કોઇ

ભર્યા સ્વરે તે ગણગણી "હું મ્હારા સ્વામીને મ્હારો સ્નેહ પુરવાર કરી આપું છું."

તેણે પોતાનો એક હાથ ઉંચક્યો. બીજે હાથે હાથે કમ્મરમાંથી કટાર કાઢી. કટારની અણીથી પંજા પાસેનું માંસ ઉંચુ કરી ધોરી નસ તોડી. જેમાંથી નીકળતા તે ઉષ્ણ શોણિતમાં કલમ બોળી કાગળ ઉપર લખ્યું: "પ્રિયત્તમ, મ્હારી નિર્દોષતા પુરવાર કરવા હું મરું છું."

કોઇ તેને અટકાવી શક્યું નહિ. તેનું તે કર્તવ્ય, જેને તે વફાદાર હતી અને ચહાતી તેના તરફની ભક્તિ ખાતર હતું. તેનો હેતુ, શરીરનું પ્રત્યેક અણુપરમાણું પ્રત્યેક લોહીનું ટીપું તેનું અને તેનુંજ છે એની ખાત્રી કરાવવા માટેનો હતો. તે રજપુતાણી હતી; તેને સ્વમાન જીંદગી કરતાં પણ વધારે વ્હાલું અને કિમતી હતું. તેને માટે તે મરી; અને જેટલાં તેને જોતાં ઉભાં હતાં તે આ સમજ્યાં. સ્ત્રીઓની તેમાંય પત્નીની બેઆબરૂ જીંદગી શા કામની?

લાલ લોહીથી લખાયલો કાગળ દાસીને આપી, રાજરાણીએ કહ્યું, "આ બાદશાહના પોતાના હાથમાં આપજે." આટલું બોલી તે કોચ ઉપર ઢળી પડી.

દાસી દોડતી બાદશાહના ઓરડામાં ગઇ. તેને જોતાંજ બાદશાહ સમજી ગયો કે કંઇ નવાજુની લાગે છે. તેનો ક્રોધ હજી શાન્ત પડેલો નહોતો. ગુસ્સામાં તેણે એ કાગળ વાંચ્યો. ચમક્યો. ફરીવાર વાંચ્યો. તે ભયંકર સત્યે તેના આત્માને ધ્રુજાવ્યો. અકબર સ્વભાવે અરધો રજપુત હતો. હવે તેને રાજરાણીની પવિત્રતાનું ભાન થયું. શોકથી વિહ્વળ બની તે તેના ઓરડા તરફ દોડયો.

રાણીઓ અને દાસીઓએ ખસી જઇ અકબરને જવાનો માર્ગ આપ્યો. કોચ પાસે જઇ રાજરાણીનું ફીક્કું વદન ધીમેથી ઉંચકી ખોળામાં લીધું, અને પોતાના અવિશ્વાસ માટે માફી માગતો હોય તેમ તેના મુખ સામું જોઇ રહ્યો. બાદશાહના સ્પર્શથી રાજરાણીએ બીડાયલાં પોપચાં ધીમેથી ઉઘાડયાં, અને દ્રષ્ટાદ્રષ્ટ મેળવી. તેના હોઠ સહજ હાલ્યા; અને મુખ ઉપર આછું સ્મિત ફરકી રહ્યું. થોડીવારમાં એક ઉંડા ધ્રુજતા નિઃશ્વાસ સાથે તેનો પવિત્ર આત્મા ઉડી ગયો. આ દ્રશ્યથી આખું અનેકું ઝનાના મંડળ મૃતદેહ પાસે અકબરને એકલો છોડી ધીમે ધીમે વીખેરાયું.

પોતાની પ્રિય રજપુત્ત રાણીને તે બહુ ચહાતો હતો; અને તેનેજ પોતે અવિશ્વાસ આણી શબ્દબાણથી વીંધી; એ શોકની છાયા ઘણાં વર્ષો સુધી અકબરના મુખ ઉપરથી ઉડી નહિ.

ઘણી વખત મધરાતે પોતાની પ્રિયરાણીના માનીતાં રજપુત ગીતો, તેની કબરની આસપાસથી વાયોલીનના મધુર સ્વર સાથે સંભળાતા.

આ ધ્વની ઘણાં વર્ષો સુધી અકબરના કાને અથડાયાં.*

* અંગ્રેજી ઉપરથી.



# જગરાયની સ્હાય.

લેખિકા : સૌ. કુસુમલક્ષ્મી દુર્ગાપ્રસાદ દવે.

[ "ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત"—એ રાગ. ]

સ્હાય કરો જગરાય અમોને સ્હાય કરો જગરાય,
વંદુ શ્રી યદુરાય, અમોને સ્હાય કરો જગરાય.
પરતંત્ર આમારી જન્મભૂમિ પ્રભુ, નયને નીર ભરાય,
ભરતભૂમિના પુત્ર અમે સૌ કરગરીએ તવ સ્હાય;
દયાળુ સ્હાય કરો જગરાય.
નિંદ્રા ભાંગી, તંદ્રા ત્યાગી, જાગ્યાં સૌ સંતાન,
સત્વર ટાળી દોષ અમારા, પ્રેરો સ્વાભિમાન;
હવે તો સ્હાય કરો જગરાય.
દિન અમારી ભરતભૂમિનો કરવા પ્રભુ ઉદ્ધાર,
દેશભક્તિને સંપ—જંપના, પ્રેરો શુભ સુવિચાર;
દયાળુ સ્હાય કરો જગરાય.
દેશોદય રવિ પુર્ણ પ્રકાશો અમ અંતરની માંહ્ય,
કાલાંતરના ઘોર તિમિરનો નાશ કરો પળમાંહ્ય;
હવે તો સ્હાય કરો જગરાય
શુદ્ધ સરલતા આપી અમોને, આપો સત્યનું રાજ,
દેશપ્રેમને આત્મશક્તિથી કરીએ રૂડાં કાજ;
દયાળુ સ્હાય કરો જગરાય.
પુરાણ દેશભૂમિની ઉજ્જવલ કીર્તિ બનો અખંડ,
તન મન ધન મા કાજે દઈશું ભલે પડે અમ પિંડ;
હવે તો સ્હાય કરો જગરાય.
જે જનનીના અંક મહીં ઝુલેલાં સર્વે બાળ,
ભૂલી ગયાંતા ભક્તિ તેની શુધ આવી છે આજ;
દયાળુ સ્હાય કરો જગરાય.
ક્યાં શિવાજી, ભિષ્મ, યુધિષ્ઠિર, ક્યાં અર્જુન, ક્યાં રામ,
ક્યાં આ વીર ઝઝુમ્યા રણમાં દાખવી શૌર્ય અમાપ;
હવે તો સ્હાય કરો જગરાય.
જળ વિણ જેવું મિન તલસતું, ભુખ્યાને ભોજન,
મૃગને જેવું સંગિત વ્હાલું, વ્હાલું અમને વતન;
દયાળુ સ્હાય કરો જગરાય.
પ્રેમશૌર્યના પાઠ પઢાવી, ઉર ચેતન પ્રભુ આપ,
દેશપ્રેમ અમ રગરગ માંહી વ્યાપી રહેજો અમાપ;
હવે તો સ્હાય કરો જગરાય.

# સ્ત્રીઓનો મતાધિકાર.

લેખિકા: સૌ. જ્યોત્સ્ના વિનોદરાય મહેતા, બી. એ.

ઘણા પ્રાચીનકાળથી એમ પુરૂષોએ માન્યું છે કે ઇશ્વરે દુનીઆમાં પહેલો પુરૂષને ઉત્પન્ન કર્યો, અને પછીથી તેના સુખનેમાટે સ્ત્રીને ઉત્પન્ન કરી. પુરૂષ તે સૃષ્ટિનો રાજા, અને સ્ત્રી તો માત્ર તેની સગવડને માટે સરજાયલું રમકડું. પુરૂષને દુનીઆમાં પોતાના કુટુંબનું પોષણ કરવા ઉપરાંત બીજાં કર્તવ્ય કરવાનાં હોય છે. પોતાના મનુષ્ય બંધુઓને સહાય કરવી તથા પોતાના આત્માનું કલ્યાણ કરવું, એ પુરૂષનાં કર્તવ્ય બધી પ્રજાઓમાં મનાય છે. પરંતુ સ્ત્રી જીવનનો તો એકજ હેતુ છે. પુરૂષને સુખી કરવા માટેજ ઇશ્વરે તેને સરજી છે એમ ગણાય છે. પતિની સેવા કરવાથી તેના આત્માનો ઉદ્ધાર પણ થઇ શકે. આ કારણથી સ્ત્રીને પુરૂષ કરતાં ઉતરતું અથવા બીજા નંબરનું પ્રાણી ગણવામાં આવે છે. તેમજ સ્ત્રીને માટે કંઇ પણ વિચાર કરતી વખતે તે પુરૂષને કેવી રીતે વધારે સુખી કરી શકે એજ દૃષ્ટિબિંદુ ધ્યાનમાં લેવાય છે. સ્ત્રી તે પુરૂષ જેવાજ હૃદય તથા આત્માવાળું મનુષ્ય છે, એ વાત પુરૂષો પોતે ભૂલી ગયા છે તેમજ સ્ત્રીઓને પણ ભૂલાવી છે. પુરૂષોનું આ કેટલું અધમ સ્વાર્થીપણું છે! ખરૂં જોતાં સ્ત્રી અને પુરૂષ બન્ને એકબીજાના સુખને માટે સરજાયલાં છે. જેટલી પુરૂષને સ્ત્રીની જરૂર છે, તેટલીજ સ્ત્રીને પુરૂષની જરૂર છે. એકેને વધતી કે ઓછી નથી. પુરૂષ વિના સ્ત્રી અપૂર્ણ છે, અને સ્ત્રી વિના પુરૂષ અપૂર્ણ છે. બે મળીને સંપૂર્ણ યુગલ થાય છે.

અત્યાર સુધી દુનીઆમાં બધાજ નિયમો અને કાયદા પુરૂષોના દૃષ્ટિબિંદુથી ઘડવામાં આવ્યા છે. માત્ર પુરૂષોને સંપૂર્ણ સુખ મળે એવો જનસમાજ બનાવવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. સમાજની રચના કરવામાં સ્ત્રીઓનો અભિપ્રાય હજી સુધી કોઇએ પૂછ્યોજ નથી. તેથીજ તે રચનામાં સ્ત્રીને આટલો બધો અન્યાય થયો છે. પુરૂષે દુનીઆમાં સ્ત્રીની સ્થિતિ એવી અસહાય કરી મૂકી છે કે તેને ડગલે ને પગલે પુરૂષની મદદ લેવી પડે. પુરૂષની મદદ વગર તેની જીંદગી ચાલી શકેજ નહિ. બન્ને જાતિ માટે નીતિનું ધોરણ પણ જુદું જુદું ઘડાયું છે. સ્ત્રી અનીતિનું એકજ કામ કરે તોપણ આખા જનસમાજમાં તેની નિંદા થાય. પુરૂષ તેવાં હજારો કામ કરે તોપણ તેને કોઇ પૂછે નહિ. આવા અનેક અન્યાયો છતાં પણ પુરૂષે રચેલા સંસારમાં પોતાની જાતને મુસ્કેલીથી ગોઠવીને સ્ત્રીને જીવન નીભાવવું પડે છે.

ધારાસભામાં પોતાનો અભિપ્રાય દર્શાવવાનો હક્ક તેને મતાધિકાર કહેવામાં આવે છે. ધારાસભામાં પ્રજાના પ્રતિનિધિ તરીકે બેસવું, અથવા બીજા કોઇને પોતાના પ્રતિનિધિ તરીકે મોકલવા એ બન્ને બાબત આમાં આવી જાય છે. આ હક્ક પુરૂષની માફક સ્ત્રીને મળવો જોઇએ કે નહિ એ આ લેખનો વિષય છે. આ વિચાર કરતાં આપણા મનમાં સ્વાભાવિક રીતે બીજો પ્રશ્ન થાય છે. સ્ત્રીને

પોતાના ગૃહજીવન ઉપરાંત બીજું કંઇ કાર્યક્ષેત્ર હોઇ શકે ? આપણામાંથી ઘણા લોકો ના કહેશે. તેઓ કહેશે કે સ્ત્રીએ તો પોતાના પતિની સેવા કરવી, બાળકો ઉછેરવાં, અને ઘર સંભાળવું. એટલામાં એની જીંદગીના કર્તવ્યનો સમાવેશ થઇ જાય છે. આપણા જુના ઋષિમુનીઓ પણ એમજ કહી ગયા છે. તેમના કરતાં વધારે ડાહ્યા થવાની આપણે શી જરૂર છે ? આનો ઉત્તર એક તો એ છે કે એ ઋષિમુનિઓના યુગ કરતાં આપણી વીસમી સદી ઘણીજ જુદી છે. પ્રાચીન કાળમાં એ ઋષિઓને પોતાના સમયને અનુકૂળ જે નિયમો લાગ્યા તે એમણે લોકોના હિતને માટે સ્મૃતિઓમાં લખ્યા. તે માટે હજારો વર્ષ સુધી તે નિયમોને વળગી રહેવાની કંઇ જરૂર નથી. જમાનો બદલાય તેની સાથે જનસમાજમાં ઘણા ફેરફાર થાય છે. માણસોનાં કર્તવ્યો પણ બદલાય છે. તે પ્રમાણે સ્ત્રીઓના કર્તવ્યના નિયમોમાં પણ આપણને અનુકૂળ લાગે તેવા ફેરફાર કરીએ તો કંઇ ખોટું નથી. બીજા કારણો આગળ જોઇશું.

પોતાને થએલો અન્યાય સમજી શકે નહિ. હજી પણ ઘણા પુરુષો સ્ત્રીઓને શિક્ષણ આપવાની વિરૂદ્ધ થાય છે, તેનું ખરૂં કારણ આજ છે. તેઓ જે બીજાં બહાનાં બતાવે છે તે તદ્દન જુઠાં છે જો સ્ત્રીઓ કેળવણી પામે તો પોતાની પરતંત્રતાનું તેમને તરત ભાન થાય, અને તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરે. તે માટે પુરૂષોએ સ્ત્રીઓને એમજ સમજાવી રાખ્યું છે કે પતિને પ્રસન્ન રાખીને, ગૃહની સંભાળ લેવી એટલુંજ જીંદગીમાં સ્ત્રીનું કર્તવ્ય છે. સ્ત્રીને વધારે જ્ઞાન મેળવવાની જરૂર નથી. પરિણામે પુરૂષને કંઇપણ અગવડ વેઠવી નં પડે અને સંપૂર્ણ સુખ મળે. આવા સ્વાર્થી હેતુથી પુરૂષે હજી સુધી સ્ત્રીને કેળવણી આપી નહોતી. હવે જેટલી સ્ત્રીઓ કેળવણી પામી છે, તેમને પોતાની પરતંત્રતાનું ભાન થયું છે. તેમને આ અન્યાય માટે આખી પુરૂષ જાતિપર ક્રોધ આવે, અને તેઓ સ્વતંત્ર થવાનો પ્રયત્ન કરે, તો એમાં કંઇ નવાઇ જેવું નથી. યૂરોપ, અમેરિકા, વગેરે પશ્ચિમના દેશોમાં ઘણી

ઉંચી કોમોમાં જેમ કેળવણીનો પ્રચાર થતો ગયો છે, તેમ સ્ત્રીઓએ બીજા ધંધા પણ કરવા માંડયા છે. કોઇ શિક્ષકનું કામ કરે છે, અને કેટલીક નર્સ અથવા ડૉક્ટરનું કામ કરે છે. આમાંથી કેટલીક સ્ત્રીઓ પરણેલી હોય છે. તેમને પોતાના ધંધા ઉપરાંત ઘર તથા બાળકોની સંભાળ લેવાની હોય છે. તેઓ પોતાના પતિની આવકમાં વધારો કરવા માટે આવો કોઇ ધંધો કરે છે. વળી ઘણી સ્ત્રીઓ વિધવા હોવાથી પોતાના નિર્વાહ માટે આ કામ કરે છે. કેટલીક કુંવારી હોય છે, તેથી કામ કરે છે. સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહ છે, માટે આ બધી સ્ત્રીઓએ આ કામ છોડી દેવાં જોઇએ એમ કોઇ કહેશે ? સારું શિક્ષણ પામેલી સ્ત્રી ડૉક્ટરો તથા નર્સો અને શિક્ષકોની તો આપણા દેશમાં ઘણીજ અગત્ય છે, તે બધાંજ કબુલ કરશે. જેટલી સ્ત્રીઓ એ કામ વધારે શીખશે તેટલો દેશને ફાયદો થશે. આવી રીતે સ્ત્રીઓ ગૃહકાર્ય સિવાય બીજું કામ કરે તો તેમાં કંઇ ખોટું નથી, તે આપણે સમજી શકીએ છીએ.

સ્ત્રીઓ ધારાસભામાં જશે, તો બાળકોને કોણ સાચવશે ? અથવા ઘરનું કામકાજ કોણ કરશે ? એવા પ્રશ્નો ઘણીવાર પૂછવામાં આવે છે. સ્ત્રીઓને જ્યારે 'મતાધિકાર' મળે ત્યારે બધીજ સ્ત્રીઓએ ઘરબાર છોડી દઇને ધારાસભામાં દોડી જવું, એ કહેવાનો આશય છેજ નહિ. જે પુરુષો કાઉન્સિલના સભાસદ થાય છે તે પોતાનો ધંધો છોડી દેતા નથી કોઇ વેપારી હોય છે. કોઇ ડાક્તર હોય છે, કોઇ વકીલ અથવા બૅરીસ્ટર હોય છે, અને કોઇ બીજા ધંધા કરતા હોય છે. તે બધા જ્યારે ધારાસભામાં ચુંટાય છે ત્યારે ધંધો મૂકીને ઘેર બેસતા નથી. પોતાના ધંધા ઉપરાંત ધારાસભાનું કામ કરે છે. અલબત્ત એટલું તો ખરુંજ છે કે જે પુરુષોનો ધંધો એવો સ્હેલો હોય છે, કે જેમાંથી બીજો વખત મળી શકે, તેઓજ ધારાસભામાં જાય છે. જેને દરરોજ નિયમિત રીતે પાંચ છ કલાક નોકરી કરવાની હોય છે તેઓ ત્યાં જઇ શકતા નથી. જેને માથે કમાવાનો બોજો ઓછો હોય તેનેજ આવો વખત મળી શકે. તેવીજ રીતે જે સ્ત્રીઓને ન્હાનાં બાળકો હોય અથવા ઘરની બીજી જંજાળ ઘણી હોય, તેઓથી જાહેર જીવનમાં બહુ ભાગ લઇ શકાયજ નહિ. જેને ઘરની જંજાળ ઓછી હોય, તેઓજ ભાગ લઇ શકે. હાલ તો હિંદુસ્તાનમાં હજારો વિધવાઓ એવી છે કે જેને માથે ઘર ચલાવવાની જવાબદારી બીલકુલ નથી. ઘણી પરણેલી સ્ત્રીઓ પૈસાદાર હોય છે, અને તેમને બીલકુલ સંતાન હોતાં નથી. કેટલીક બિચારી સ્ત્રીઓને તેમના પતિએ તજી દીધેલી હોય છે. તેમને કંઇજ ગૃહકાર્ય કરવાનું હોતું નથી. આવી સ્ત્રીઓ જો કેળવાયલી હોય તો જાહેર જીવનમાં ઘણો ભાગ લઇ શકે, અને પોતાની બીજી બ્હેનોની ઉન્નતિ કરી શકે.

કોઇ પૂછશે કે "હિંદુસ્તાનની સ્ત્રીઓને મતાધિકાર મળે તો પણ કેળવાયલી કેટલી છે કે જે કાઉન્સિલમાં જઇને કામ કરી શકે ? કાઉન્સિલ એટલે શું તે જ સમજતી ન હોય તે ત્યાં જઇને સ્ત્રીઓનું હિત શું કરવાની હતી ? એટલું તો ખરુંજ છે કે હાલ હિંદુસ્તાનની સ્ત્રીઓમાં કેળવણી પામેલી ઘણીજ થોડી છે. ધારાસભામાં જઇ શકે એવી તો હજારમાં એક પણ ભાગ્યે હશે. જે સ્ત્રીઓ માત્ર ફેશનેબલ કપડાં પ્હેરીને શરીરને શોભાવી જાણતી હોય અને સુધરેલીમાં ખપતી હોય, તેઓ ધારાસભામાં ગયાથી કંઇ વળવાનું નથી જેમણે ખરેખરું ઉંચું શિક્ષણ લીધું હોય, તેઓજ આવી પ્રવૃત્તિમાં ભાગ લઇ શકે. અત્યારે જો આપણા દેશમાં સ્ત્રીઓને મતાધિકાર મળે તો ઘણીજ થોડી તેનો લાભ

લઇ શકે. જેમ જેમ દેશમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર વધતો જશે, તેમ તેમ વધારે સ્ત્રીઓ રાજકીય વિષયોમાં રસ લેતી થશે. પરંતુ હમણાં કેળવાયલી સ્ત્રીઓ થોડી હોય, તે કારણથી સ્ત્રીઓને મતાધિકાર આપવાનો સિદ્ધાંત ખોટો છે એમ કહી શકાય નહિ. હમણાં જે થોડી સ્ત્રીઓ કેળવાયલી હોય તેમને પણ રાજકીય બાબતમાં પોતાનો અભિપ્રાય દર્શાવવાનો હકક મળવો જોઇએ.

આપણા દેશમાં જે થોડી ઘણી સ્ત્રીઓ શિક્ષણ પામેલી છે, તેઓ જાહેર જીવનમાં ભાગ લેછે. કેટલીક સ્ત્રીઓનાં મંડળો ચલાવે છે, કેટલીક લેખક તરીકે જાણીતી છે કેટલીક સ્ત્રીઓ સભાઓમાં ભાષણ કરે છે, અથવા પ્રમુખ થાય છે. શ્રીમતી સરોજિની નાયડુ અને શ્રીમતી એની બીસેંટ જેવી સન્નારીઓને પુરૂષોજ મોટી પરિષદોની પ્રમુખ બનાવે છે. આ બધાં કામ ગૃહજીવનની બહારનાં છે. સ્ત્રીઓ આ બધું કરી શકે, અને મતાધિકારની વાત આવે ત્યારે સ્ત્રીનું કાર્યક્ષેત્ર માત્ર ગૃહ છે, એમ આપણે કહીએ તે કેમ ચાલે?

સ્ત્રીઓને મ્યુનીસીપાલીટીમાં સભાસદ થવાનો હકક મુંબાઇ, મદ્રાસ વગેરે શહેરોમાં મળી ચૂક્યો છે. હજી ધારાસભામાં મત આપવાનો અથવા સભાસદ થવાનો હક મળ્યો નથી. તે મળવાની ખાસ જરૂર છે. સ્ત્રીઓ ધારાસભામાં બેસી શકશે ત્યારેજ પોતાની જાતિનું હિત કરી શકશે. આપણે સરકારને કહીએ છીએ કે ધારાસભામાં અને બીજે બધે ઠેકાણે જ્યાં સુધી અગ્રેજ લોકોના હાથમાં સત્તા હોય ત્યાંસુધી આપણા લોકોનું હિત થવાનું નથી. પરદેશી લોકો આપણી જરૂરીઆતો બરોબર સમજી શકે નહિ, અને આપણાં દુઃખ ટાળી શકે નહિ હિંદીઓના હાથમાં સત્તા આવે ત્યારેજ આપણા લોકો ખરેખર સુખી થઇ શકે. તેવીજ રીતે સ્ત્રીઓની જરૂરીઆતો શી છે તે પુરૂષો કદી પણ બરોબર સમજી શકે નહિ, અને તેમના અન્યાય દૂર કરી શકે નહિ. સ્ત્રીઓના હાથમાં કાયદા ઘડવાની સત્તા આવે ત્યારેજ તેમનાં દુઃખનો ઉપાય થઇ શકે. અસલના વખતથી સ્ત્રીને કાયદામાં અન્યાય થએલો છે, તેનું કારણ એજ છે કે તેના હાથમાં કાયદા રચવાની સત્તા કદી આવીજ નથી. દુનીઆમાં પુરૂષને ઉત્તમ સુખ અને સગવડ મળે એવાજ કાયદા ઘડવામાં આવ્યા છે. આપણા દેશનોજ દાખલો લઇએ, તો, જે લોકોએ હાલના કાયદાનો પદ્ધતિસર અભ્યાસ કર્યો છે, તેઓ જાણી શકે છે કે હિંદુ કાયદામાં સ્ત્રીને કેટલો અન્યાય થએલો છે.

આપણા પ્રાચીન સ્મૃતિકારોના વખતથીજ આવા કાયદાની શરૂઆત થઇ છે. એ સ્મૃતિઓ પરથી અને પાછળની રૂઢીઓ પરથી હાલનો હિંદુ કાયદો રચાયો છે. ખાસ કરીને વારસાને લગતા કાયદામાં સ્ત્રીને અતિશય અન્યાય થએલો છે. ઉદાહરણ તરીકે વિધવાને પોતાના પતિની મીલકતપર ઘણોજ થોડો હક હોય છે. પુત્ર વગરની વિધવાને સસરાના સંયુક્ત કુટુંબની મીલકતમાંથી ભરણપોષણ સિવાય કંઇજ મળતું નથી. તેમજ પુત્રીને પિતાની મીલકતમાંથી પણ કંઇ મળતું નથી. બીજી બાબતમાં જોઇએ. સ્ત્રીનો પતિ ગમે તેવો ખરાબ હોય, તો પણ તેને આખી જીંદગી તેની સાથેજ નીભાવવી પડે છે. પુરૂષ એક પત્નીને કંઇજ અપરાધ વગર તરછોડીને બીજી પત્ની કરી શકે, એવો રીવાજ ઘણી જ્ઞાતિઓમાં હોય છે. પત્નીના મરણ પછી પુરૂષ ગમે તેટલી વૃદ્ધ ઉમરે પણ ફરી લગ્ન કરી શકે છે પતિના મરણ પછી સ્ત્રી ઘણી ન્હાની ઉમરની હોય તો પણ ફરી પરણી શકે નહિ એવો કાયદો હિંદુઓમાં

હતો, તે થોડાં વર્ષ થયાં બદલાયો છે. કાયદાથી સ્ત્રીને ફરી લગ્ન કરવાની છૂટ મળી છે; પરંતુ રૂઢિથી મળી નથી. ઉંચી કોમોમાં ફરી લગ્ન કરનાર વિધવાનો ઘણો તિરસ્કાર થાય છે. જે નીચી કોમોમાં લગ્ન પછી સ્ત્રી-પુરૂષને એકેક સાથે બને નહિ તો છુટા છેડા કરવાનો રીવાજ હોય છે, તેમાં પણ સ્ત્રીથી કદી છુટાછેડા કરવાની માગણી થઇ શકતી નથી. પુરૂષની મરજી હોય તો ગમે તે વખતે પોતાની પત્નીને તે ઘરમાંથી કહાડી મૂકે છે. પણ સ્ત્રીને તો ગમે તેવો જુલ્મી પતિ હોય તો પણ આખી જીંદગી તેની સાથે રહેવુંજ પડે છે. કદાચ છુટાછેડા થાય તો પોતાનાં બાળકોને સાથે રાખવાની રજા સ્ત્રીને મળતી નથી. સંતાન પર મા કરતાં બાપનો હક વધારે ગણાય છે. છુટાછેડાનો રીવાજ સારો છે, એમ કહેવાની મતલબ નથી. પરંતુ જ્યાં એ રીવાજ છે ત્યાં પણ સ્ત્રી કરતાં પુરૂષની સત્તા વધારે છે, એટલુંજ કહેવાનું તાત્પર્ય છે.

કાયદામાં સ્ત્રીને થયેલા અન્યાયના આવા બીજા ઘણા દાખલા આપી શકાય તેની રચના વેળાએ જો સ્ત્રીનો અભિપ્રાય પૂછાયો હોત, તો તેઓ આવો અન્યાય કદી થવા દેત નહિ. રાજ્યના બંધારણમાં સ્ત્રીનો પક્ષ લેનાર કોઇ ન હોવાથી આવા કાયદા હજારો વર્ષથી ચાલ્યા આવ્યા છે. તેમાં કોઇએ ફેરફાર કર્યો નથી. હિંદુસ્તાનમાં બ્રિટિશ રાજ્યની સ્થાપના થયા પછી લોકોના પ્રતિનિધિઓ ધારાસભામાં જાય છે. તેમાંથી કોઇએ પણ આ કાયદા બદલવાનો પ્રયત્ન કર્યો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે સ્ત્રીઓ પોતે જ્યારે ધારાસભામાં જશે ત્યારેજ તે બદલાશે. તે સિવાય કંઇ વળવાનું નથી. સ્ત્રીને મતાધિકાર આપવાની મુખ્ય જરૂર આટલા માટેજ છે.

સ્ત્રીને ગૃહિણીના ઉંચા પદ પરથી ઉતારીને રાજકીય ખટપટના ખાડામાં નાંખવાની શી જરૂર છે, એમ કેટલાક લોકો કહે છે. એટલે પુરૂષો સ્ત્રીને ઉચ્ચ પદવી આપીને પોતે હલકું કામ કરવાનું માથે લીધું છે, એમ તેઓ સમજાવે છે. શિક્ષણ પામેલી સ્ત્રી હવે આવાં વચનોથી છેતરાશે નહિ. પુરૂષ કરતાં સ્ત્રી બુદ્ધિમાં ઉતરતી છે, અને તેથી તેને મતાધિકાર મળવો જોઇએ નહિ, એવી દલીલ પણ આ જમાનામાં ચાલી શકે નહિ. સ્ત્રીની બુદ્ધિનો વિકાસ થવા દીધો નથી, તેથીજ તે હલકી દેખાય છે. જો તેને બરોબર ખીલવવામાં આવે છે તો કેવી થાય છે, તેનો દાખલો યૂરોપમાં મોટી લડાઇ થઇ તે વખતે આપણે જોયો છે. લડાઇ પ્હેલાં ઘણાં કામ માટે એમ મનાતું હતું કે તે તો પુરૂષથીજ થઇ શકે. તે બધાં યુરોપમાં સ્ત્રીઓએ કરી બતાવ્યાં છે. પોલીસ, ટ્રામ, રેલ્વે, પોસ્ટ, હોસ્પીટલ એ બધે સ્થળે મોટી જોખમદારીની જગાઓમાં સ્ત્રીઓએ એકલે હાથે કામ કર્યું છે. માત્ર રણક્ષેત્રમાં લડવા સિવાય લગભગ દરેક કામ સ્ત્રીઓ કરી શકી છે. રશીઆ વગેરે કોઇ કોઇ દેશોમાં તો સ્ત્રીઓએ પુરૂષનો વેશ લઇને લડવાનું કામ સુદ્ધાં કર્યું છે. વળી હવે તો પાર્લામેંટમાં પણ સ્ત્રીઓ દાખલ થઇ છે. તેમાં તો બુદ્ધિશક્તિની ખાસ જરૂર પડે છે. એટલે સ્ત્રીને પુરૂષ કરતાં ઉતરતી બુદ્ધિની હવે કહી શકાય નહિ. યુરોપની સ્ત્રીઓએ આવાં કામ કરીને સ્ત્રીજાતિનું સન્માન તથા પદવી આખી દુનિયામાં વધારી છે. સ્ત્રીની બુદ્ધિનો વિકાસ પુરતો કરવામાં આવે, તો જે કામ માત્ર પુરૂષ કરી શકે એવું હમણાં સુધી મનાતું હતું તે બધાં સ્ત્રી કરી શકે છે, એવી બધાંને ખાત્રી થઇ છે.

હિંદુસ્તાનમાં નવા રાજકીય સુધારાની યોજના પ્રમાણે પુરૂષ પાસે અમુક મીલકત હોય તો તેને મત આપવાનો અધિકાર

દીવાબત્તી થયા. માધવરાય તુરતનોજ આવેલો " ગુણસુંદરી " નો અંક લઇ એક આરામખુરશી પર વાંચતો પડ્યો હતો. એટલામાં તેની ત્રણ ચાર વર્ષની કોમલ બાલિકા ચંદા તેની પાસે આવી અને રડવા જેવા અવાજે બોલીઃ " બાપાજી ! બા લઢે છે. ( રડે છે ). "

" એમ કે ? ત્યારે તું સમજાવતી કેમ નથી ? " માધવરાય ચંદા ઉપર ચુંબનનો વરસાદ વર્ષાવતો બોલ્યો.

" તેમાં ઉં ( હું ) શું ( શું ) કઉં, બાપાજી ? તમે તેના પર ગુચ્છે ( ગુસ્સે ) કેમ થાઓ છ ? " બોલતાં બોલતાં બાળના મનોહર નયનોમાંથી અશ્રુની ધારા વ્હેવા લાગી. માની વકીલાત કરતી આ છોકરીને જોઇ માધવરાયનું હૃદય દુઃખાયું, પણ એ દુઃખ તે બ્હાર દેખાડી શક્યો નહિ.

ધોતીઆની કોરવડે ચંદાના આંસું લુછતાં લુછતાં માધવરાયે કહ્યું: ' બ્હેન ! હું કોઇ દિવસ પણ તારી બા ઉપર ગુસ્સે થાઉં છું, ...કે ! જો તું તેમની પાસે જઇને કાગ-...ી કે ચકલીની વાતો કહે, એટલે નહિ રડે. "

" તે કઉં છ તો ખરી બાપાજી ! પણ બ્હોરાં બા રડે છ, તેથી ...ાં લડે છ. ( રડે છે ). બાકી માલી બા તો બઉ મજેની છે, ખરું ને ? " ચંદા બોલી.

" અરે હા. બરાબર તુંરા જેવીજ. "

ચંદાનો ચ્હેરો પાછો કંઇક હાસ્યથી ખીલ્યો. તે નાચતી કુદતી પોતાની માતાનું સાંત્વન કરવા દોડી ગઇ.

થોડાક સમય પછી લક્ષ્મી ઉંઘી ગયલી ચંદાને ખભાપર લઇને ઓરડામાં આવી અને તેને સુવાડી પાછી જવા લાગી. " હજી કેટલોક વખત છે ? " માધવરાયે પુછ્યું.

" બહુ વખત નથી. બાળ ચોકડી કરીને હમણાંજ આવું છું. " તેનો ચ્હેરો આજે હસમુખો નહોતો; અવાજ પણ ગળગળો હતો.

નીચેથી પરવારી હાથમાં પાણીનો લોટો લઇ લક્ષ્મી ચુપચુપ આવી. તેના હાથની પાનબીડી ખાધા સિવાય માધવરાયને ઉંઘ આવતી નહિ, ખવડાવ્યા સિવાય લક્ષ્મીને પણ ઉંઘ ન આવતી. આજે ઓરડામાં આવતાંજ ટેબલ પર પાણીનો પ્યાલો ભરીને મુક્યો અને પાનબીડી પણ મુકી, લક્ષ્મી ચુપચુપ સુઇજ ગઇ.

માધવરાય અત્યાર સુધી વાંચવાનો ઢોંગ કરતો હતો; તેનુ ધ્યાન પત્નીની હિલચાલ તરફ હતું. તેને સુતી જોઇ એ ખુરશીમાંથી ઉઠ્યો અને લક્ષ્મીના શરીરપર વ્હાલથી હાથ ફેરવતાં બોલ્યો: " અહો ! આજ તો બહુ રીસ ચડી લાગે છે ! "

ઉત્તર કોણ આપે ?

" કેમ આજે પાન પણ નથી આપ્યું ? મારાથી શું તને કાંઇ અન્યાય થયો છે ? " માધવરાયે કહ્યું.

લક્ષ્મી ફરી ટેબલ પરથી પાનબીડી લઇ તેણે પતિના શ્રીમુખમાં પધરાવી. વાંચકને આ બાબત હસવા જેવી કદાચ લાગશે ! પણ પ્રેમી દંપતી એવા ઘણાય વ્યવહારો કરે છે જે દુનિયાના ડાહ્યા માણસો નજરે લેખે કે હસી કાઢે. આ હસવા સરખો વ્યવહાર લગ્ન થયા ત્યારથી આ પ્રેમાળ દંપતી વચ્ચે ચાલુ થયો હતો. ભૂલે ચૂકે જો માધવરાય હાથે પાન બનાવી કોઇ દિવસ ખાઇ લે તો લક્ષ્મીના કૃત્રિમ કોપની સીમા રહેતી નહિ; અને તેને મનાવતાં મહા મુશ્કેલી નડતી. પોતાના એ હક ઉપર તરાપ પડતાંજ માધવરાયને અબોલાની શિક્ષા ખમવી પડતી. આ કારણને લીધે તે હાથે પાન બનાવી ખાવાની ટેવ તદ્દન ભૂલી ગયો હતો.

પાનપટ્ટી આપીને લક્ષ્મી પાછી બિછાનામાં પડી. માતા તરફથી મળેલી પુષ્પાં-

બોલીને હારણે લક્ષ્મીને આજે બહુ દુઃખ લાગી ગયું છે એ વાત માધવરાવના લક્ષ બહાર નહોતી તેણે પત્નીને શાંત કરવાનો પ્રયત્ન કર્યો.

બિછાનામાં પાસે બેસી તેના નાગપાશ જેવા કેશકલાપ પર સ્નેહથી હાથ ફેરવતાં તેને સમજાવવાનો પ્રયત્ન માધવરાય કરવા લાગ્યો. લક્ષ્મી રૂપમાં સાક્ષાત ઉર્વશીને પણ શરમાવે એવી હોય છતાં તેનાથી કેટલું સહન થાય ! સાન્ત્વનના વાક્ય સમયે તેનો જલપ્રવાહ નયનોમાંથી વહેવા લાગ્યો. રડી લેવાથી હૃદયમાં પણ વિશેષ શાંતિ થઇ. કેટલોક વખત સુધી પતિપત્નીએ સુખ દુઃખની વાતો કરી. પરંતુ એમાંથી એકે પાર્વતીબાઇનો દોષ ન કાઢ્યો. વડીલ માણસો બોલે તે આપણા હિતનું જ હોય. તેમાં ગ્રહણ કરવા જેવું હોય તે ગ્રહણ કરવું; ન ગ્રહણ કરવા જેવું હોય તે કાન બહાર કાઢી નાખવું. પરંતુ તેમનું હૃદય દુઃખાય એવો એક પણ શબ્દ કહેવો નહિ. એવી એવી વાતો કરી આખરે બંને નિદ્રાદેવીને શરણ થયાં.



[ ૨ ]

આ દિ' થોડાક આગલનો વૃત્તાંત કહી દેવો જોઇએ. માધવ-

તે પાછા ઉઠી શકયા નહિ. તેમના જીવવાની હવે આશા નહતી. અનુભવી ડૉકટરોએ પણ છેવટનો અભિપ્રાય આપી દીધો. શંકરરાયને પણ પોતાનો જીવન દીપ હવે થોડા વખતમાં હોલવાઇ જશે એવી પકકી ખાત્રી હતી.

મૃત્યુને આગલે દિવસે તેમણે માધવરાયને પોતાની પાસે બોલાવ્યો. પુત્રના શરીર પર પોતાનો ધ્રુજતો હાથ ફેરવતાં લથડાતી જીભે તે બોલ્યાઃ " બેટા ! તને કેમ બોલાવ્યો તે તું જાણે છે ? "

માધવરાયે તો પિતાની અંતઘડી પાસે આવેલી જોઇ રડવુંજ શરૂ કરી દીધું હતું.

" બેટા ! આજ કેટલાક દિવસ થયા એક ખાસ વાત તને કહેવા માંગતો હતો. આજે તે વાત કહેવાજ તને બોલાવ્યો છે. તે કહ્યા વિના સુખેથી મારૂં મૃત્યુ થશે નહિ ! "

" બાપુ ! " માધવરાય રડતાં રડતાં એટલુંજ બોલી શકયો.

" બેટા ! અમસ્તો રડ ના તને સાંત્વના શબ્દો કહેવા જેટલો હવે વખત નથી. મારે જે કહેવાનું છે તે સાંભળી લે. બેટા ! અંતકાળની મારી આજ્ઞા પાળીશને ? "

" પાળીશ. જરૂર પાળીશ, પિતાજી ! એ બાબત તમે નિઃસંદેહ રહો. તમારા સોગંદ લઇને કહું છું કે તમે જે આજ્ઞા કરશો તે અક્ષરશઃ પાળીશ. "

શંકરરાયનાં મનનું આથી સમાધાન થયું. તે બોલ્યાઃ " બેટા ! ઇશ્વર તારૂં કલ્યાણ કરે ! મારા મૃત્યુ પછી તારી માતાનું શું થશે ? એજ એક વિચાર મને સુખે મરવા દઇ શકતો નથી. તું તારી માનો સ્વભાવ જાણે છે. તેનો ક્રોધ અનહદ છે. એક વખત ક્રોધમાં આવી તો તે શું કહે છે અથવા કરે છે તેનું તેને ભાન રહેતું નથી. કોઇ તેની સામું બોલે અગર તેની નિંદા કરે તે તેનાથી બિલકુલ સહન થઇ શકતું નથી. એનો એકજ દાખલો તને આપું. "

એક લાંબો દમ ખેંચી શંકરરાય થાક ખાવા થોભ્યા. પછી તેમણે આગળ ચલાવતાં કહ્યું: " તું નાનો હતો ત્યારની એ વાત છે. કોઇ નજીવા કારણસર તેણે તને માર્યો તેથી હું તેના ઉપર જરા ગુસ્સે થયો. આથી ક્રોધમાં આવી જઇ પાસેના ટેબલ પર પડેલું પેપરવેઇટ લઇ તેણે જોરથી પોતાના કપાળમાં માર્યું. કપાળમાં કારી જખમ થયો; લોહી દડદડ વ્હેવા લાગ્યું. પંદર દિવસ તે પથારીવશ રહી. આ વાત સ્મરણમાં રાખીને મેં જેમ તેમ મારો જન્મારો કાઢયો. પરંતુ મારા ગયા પછી એનું શું થશે ? તું એની સાથે કેવી રીતે વર્તીશ ? એ વિચારે હું દુઃખી થાઉં છું. "

" પિતાજી ! એ વિષે તમે બિલકુલ બેફીકર રહો. તેમને સંતાપ થાય કે ક્રોધ ચઢે એવું કંઇપણ કારણ હું કોઇ દિવસ નહિ આપું. " માધવરાય ગળગળા સાદે બોલ્યો.

પણ શંકરરાયના મનનું સમાધાન થયું નહિ તે બોલ્યાઃ " પણ કદાચ એવો પ્રસંગ આવે ત્યારે તેને બે કડવા શબ્દો કહેવાની ફરજ પડે. માણસ હંમેશા સ્વભાવને કાબુમાં ન રાખી શકે. અલબત્ત તારી માનો સ્વભાવ ખરાબ છે પણ અંતઃકરણ બહુ કોમળ છે. બ્હારથી તે કઠોર'ને ક્રૂર જણાય છે. તેનો બડબડાટ શરૂ થાય છે ત્યારે કોઇને પણ એમ લાગે કે આ, સ્ત્રીના હૃદયમાં દયા કે પ્રેમ જેવું કાંઇ નથી એની એ ટેવ, કદાચ તું સહન કરશે પણ લક્ષ્મી તે કેવી રીતે સહન કરી શકશે ? એજ ચિંતાથી મારૂં હૃદય બળે છે. "

મૃત્યુ મુખમાં પડેલા પિતાની આ ચિંતાથી માધવરાયનું કોમળ હૃદય દ્રવી ગયું. તેણે ગદ્ગદ્ કંઠે કહ્યું: " પિતાજી ! એ બાબતની ચિંતા ના કરો. મારા પર એવો પ્રસંગ આવશે તો પણ આપના

આશીર્વાદથી હું ગુપચુપ નિભાવી લઇશ. તમારી પુત્રવધુ માટે પણ તમે બેફિકર રહો. તે તમારી આ આજ્ઞા સંપૂર્ણ રીતે પાળશે."

શંકરરાયની ચિંતા દૂર થઇ. પળવાર શાંત રહી તે બોલ્યા: "બેટા! મારા બે વચનો હંમેશાં સ્મરણમાં રાખીશ?"

"કયા વચનો પિતાજી?"

"તેના વિરૂદ્ધ તમે કાંઇપણ બોલશો નહિ અને તેના ઉપર કદી ક્રોધ પણ ન કરશો. તો તે હંમેશાં શાંત રહેશે અને તમને ઝાઝો ત્રાસ નહિ આપે. તમે બન્ને ઇચ્છામાં આવે તેમ ભલે વર્તજો પરંતુ સામો ઉતર નહિ આપો. એટલું બસ છે."

પિતાની અંતકાળની આજ્ઞા માધવરાય જેવો પિતૃભક્ત પુત્ર ન પાળે એ અસંભવિત હતું. પિતાના પગપર હાથ મુકી તેણે કહ્યું: "પિતાજી!! તમે બેફિકર રહો. મારી માતા પર અમે કદીપણ ક્રોધ નહિ કરીએ કે સામું નહિ બોલીએ. ઇશ્વર તેનો સાક્ષી છે!"

શંકરરાયને આ પવિત્ર વચનથી શાંતિ થઇ. બીજે દિવસે તેમનો આત્મા પરલોક સીધાવ્યો.

પિતાના મરણ પછી માધવરાયને શોક કરતાં ઉદ્વેગ વધી પડ્યો. વિધવા માતાનું સાંત્વન કરતાં તેને મહા મુશ્કેલી નડતી. શોકથી પાર્વતી અર્ધી ગાંડી જેવી બની ગઇ. ત્રણ દિવસ તો તેણે અન્નજળ પણ ન લીધું. તેને ખવડાવવા કોઇ પણ સમર્થ ન હતું.

વખત જતાં શોક ઓછો થયો પણ ક્રોધ વધ્યો. માધવરાયના લગ્ન પછી એક વર્ષની અંદર પોતે વિધવા થઇ તેનો દોષ લક્ષ્મી પર તેણે ઢોળ્યો. વહુ અપશુકનની હતી (લક્ષ્મી રૂપાળી હતી) તેથી આ અનર્થ થયો એમ તેણે નક્કી કર્યું; અને તેનો ડગલે ને પગલે દ્વેષ કરવા લાગી. વહુના હાથે નજીવો પણ અપરાધ ક્યારે થાય અને ક્યારે તેને કડવા શબ્દોથી વીંધી નાંખે, એવા પ્રસંગની તે વાટજ જોયા કરતી. આ ક્રમ હંમેશ માટે ચાલુ થઇ ગયો. પરંતુ માધવરાય કે લક્ષ્મી સામો એક શબ્દ પણ એને કહેતા નહિ!

[ ૨ ]

રવિવારનો દિવસ હતો. માધવરાય જમી પરવારીને પોતાના ઓરડામાં કાદંબરી વાંચતો આરામ ખુરશીમાં પડ્યો હતો. એટલામાં પાર્વતીબાઇ ત્યાં આવી પહોંચ્યા અને બોલ્યા: "કેમ બેટા! ઉંઘ આવે છે!"

"ના બા અમસ્તો પડ્યો છું."

"જોતે ભાઇ, આ કોઇનો કાગળ આવ્યો છે. વાંચતો જોઉં કોનો છે?"

"વસાઇનો લાગે છે!" પત્રપરની છાપ જોતાં માધવરાય બોલ્યો. પત્ર લક્ષ્મીના પિતાનો હતો.

"શું લખ્યું છે?"

"આ બે મહિનામાં તેડી જવા માટે તમારા વ્હેવાઇ લખે છે, ને તમારો મત થાય તો આ બારસે મધુકરને મોકલી તેડાવી લે." મધુકર લક્ષ્મીનો ભાઇ હતો.

"ક્યારે, આ બારસે?" ગંભીર ચ્હેરો કરી પાર્વતીએ પૂછ્યું.

"શું જવાબ લખીશું?"

"તે મને શું પુછે છ? તને ઠીક લાગે તે લખ."

થોડીક વખત શાંત રહી, વિચાર કરી માધવરાયે કહ્યું: "મને તો એમ લાગે છે. બા........

"શું લાગે છે!" વચમાંજ તેને બોલતો અટકાવી પાર્વતીએ કઠોર સ્વરે કહ્યું.

"એમ કે આ વખતે એને પિયર જવા દઇએ તો સારું. જુઓને ચંદ્રા વખતે એની જાન્ફિશન કેટલી બધી વધડી ગઇ હતી! આપણને પણ કેટલો બધો ત્રાસ પડ્યો હતો!"

"તે હું ક્યાં ના પાડું છું! ચંદા વખતે ય પિયર ગઇ હોત તો કોણ ના પાડતું હતું! હું તો કહેતી'તીજ કે પ્હેલી સુવાવડ પિયર કરો, પણ એના બાપની બદલી તે વખતે ખરાબ ઠેકાણે થયલી......"

"પૂના કંઇ ખરાબ ઠેકાણું ના કહેવાય, બા! અને તે વખતે તો તમેજ આગ્રહ કરી નહિં રાખેલી."

"હા. હુંજ મૂઇ રાંડ જ્યાં ત્યાં માડી આવું છું ને!" પાર્વતી ક્રોધમાં ને ક્રોધમાં ત્યાંથી ચાલી ગઇ.

માધવરાય વિચારમાં પડયો. પ્હેલી સુવાવડ વખતે લક્ષ્મીના પિતાએ તેને તેડી જવાનો આગ્રહ કરેલો પણ પાર્વતીબાઇએજ હઠ પકડી જવા ન દીધી. પ્હેલી સુવાવડ વાસ્તવિક રીતે પિયરમાં થવી જોઇએ, પરંતુ પાર્વતીએ બ્હાનાં બતાવી પોતાનું ધાર્યું કર્યું. તે વખતે લક્ષ્મી મૃત્યુમાંથી બચી એમ કહીએ તો ચાલે; તેના બૂરા હાલ થયા હતા. આખો વખત સાસુના કડવા શબ્દો સાંભળવાથી થતું માનસિક કષ્ટ, હુશિયાર દાયણની ખામી, જોઇતી માવજતનો અભાવ, વગેરે કારણોને લીધે જબરો ઘોટાળો થયો હતો. એટલા માટેજ આ વખતે પત્નીને ગમે તેમ કરીને પણ પિયર મોકલવાનોજ દૃઢ નિશ્ચય માધવરાયે કર્યો હતો.

તે દિવસથી પાર્વતીએ વહુ સાથે અબોલા લીધા. દીકરા ઉપર પણ ક્રોધ બતાવવા માંડયો. 'વહુની સુવાવડમાં પોતે બરોબર માવજત કરી નહિ અને તેને અમસ્તી હેરાન કરી' એમ કહી લક્ષ્મીએ માધવરાયના કાન ભંભેર્યા છે એમ માની લીધું. પાતાનો વાંક તેને ન જણાયો. એનો સ્વભાવ બહુ વિચિત્ર હતો. ક્રોધમાં આવે ત્યારે વહુને દરેક રીતે સંતાપવામાં બાકી ન રાખે. તેની ઉપર જાંસા કરે. તેને અને તેના પિયરીઆંને ગાળો ભાંડે, ખાવાપીવામાં સંતાપે, ધમકાવે અને છેવટે રડાવે. પણ જો મગજ ઠેકાણે હોય તો લક્ષ્મી પર વ્હાલ બતાવે; સારૂં સારૂં ખવડાવવાનો આગ્રહ કરે; જાતે પણ બનાવી આપે. લક્ષ્મી બધું મુંગે મોઢે સહન કરી લે; એક પણ સામો ઉત્તર ન આપે. સાસુ ગુસ્સો કરે ત્યારે તેને બહુજ દુઃખ લાગે અને છાનીમાની રડે. ખાવાને આગ્રહ કરે ત્યારે ભૂખ ન હોય છતાં પરાણે ખાવું પડે. ન જમે તો સાસુ મહા અનર્થ કરી નાંખે.

[ ૪ ]

લક્ષ્મીને પિયર જવાનો દિવસ આવી પહોંચ્યો. તેને લઇ જવા જોગી વસ્તુઓ માધવરાયે હળવે હળવે કરીને આણી આપી હતી. તૈયારી થઇ ચૂકી. લક્ષ્મી સાસુની રજા લેવા ગઇ,

"બા! હું જાઉં છું."

જવાબ ન મળ્યો.

"બા! મારે તમને કંઇક કહેવું છે."

"શું કહેવું છે?" આંખો ચડાવી પાર્વતી તિરસ્કારયુક્ત ચ્હેરો કરી બોલી.

"હું એમ કહેવા માગતી હતી......"

"જે કહેવું હોય તે ઝટ કહી નાંખને!"

"એમ કે ચંદાને અહિં રાખી જાઉં?"

ઘરમાં ચંદાની વસ્તી સારી હતી. એ જશે તો પોતાને નહિ ગમે એમ પાર્વતીને લાગ્યું હતું. ચંદાને પોતાની પાસેજ રાખવાની એમની ઇચ્છા હતી, પરંતુ અભિમાની સ્વભાવને લીધે પોતાની ઇચ્છા જણાવી નહિ. જો લક્ષ્મીએ બે પાંચ દિવસ પ્હેલાં કહ્યું હોત તો કદાચ માની જાત, પણ અત્યાર સુધી ન કહ્યું તેથી એને ગુસ્સો ચઢયો હતો. એ ગુસ્સાનો ઉભરો કાઢવાનો આ પ્રસંગ મળ્યો; ઇચ્છા ભૂલાઇ ગઇ. તેણે ઉભરો ખાલી કર્યો; તે ત્રાડ મારી બોલી: "તારા માબાપે પગાર આપીને તારી છોકરીને સાચવવા મને

દાસી બાસી રાખી છે ? ડાચું ફાડીને કહેતાં શરમ નથી લાગતી ? શરમ તો હરામજાદીએ બજારમાં વેચી દીધી છે !"

સાસુજીનું ભાષણ સાંભળી લક્ષ્મી તો અવાચક થઇ ગઇ !

જતાં પ્હેલાં લક્ષ્મી પતિની રજા લેવા ગઇ. તેને ચરણે શિર નમાવી કહ્યું: " પ્રાણેશ ! હવે રજા છે ?"

માધવરાયનો કંઠ ભરાઇ આવ્યો: " હા, જા. ચિંતા ના કરીશ. હું તને જલ્દી પાછી તેડાવી લઇશ, હોં !"

" બા તો મારી ઉપર ખુબ ગુસ્સે થયાં છે. "

" કેમ વારૂ ?"

" મેં ચંદાને તેમની પાસે રાખવા બાબત પૂછયું, તેમાં મને પુષ્પાંજલી મળી " લક્ષ્મીની આંખમાંથી આંસુ ખર્યાં.

એ આંસુ લુછતાં માધવરાયે આશ્વાસન આપ્યું:"હોય. વ્હાલી! એવું મનમાં ન લાવીએ, વડીલો કહે તે મનમાં રાખી રૂઝીને દુ:ખી ન થઇએ."

" તમે મને ભૂલી તો નહિ જાઓને ? "

" ગાંડી ! તનેજ ભૂલી જઇશ ?"

" મને કાગળ તો લખશો ને ? " લક્ષ્મીનો કંઠ ભરાઇ આવ્યો. આગળ ન બોલાયું.

તેને પ્રેમથી હૃદયસરસી ચાંપી માધવરાયે ખાત્રી આપી: " રોજ લખીશ. તું જરા પણ ચિંતા ન કરીશ. મહીનામાં એકાદ બે વખત વખત આવી તને મળી પણ જઇશ, બસ."

લગ્ન થયાને છ—સાત વર્ષ થયાં હતાં. તે અરસામાં આટલો લાંબો-પાંચ-છ મહિનાનો વિરહ આ દંપતીને સ્હેવાનો પ્રસંગ આ પ્હેલોજ હતો. જો કે સાસુનો જુલ્મ અસહ્ય હતો અને તેને લીધે લક્ષ્મીનું મન મુંઝાય ત્યારે થોડાક વખત પિયર જવા માધવરાય આગ્રહ કરતાં છતાં પતિનો સહવાસ છોડી તેને જવાની ઇચ્છા થતી નહિ. બહુ આગ્રહને લીધે જતી તો પંદરેક દિવસમાં પાછી ફરતી; ત્યાં વધારે લાંબો સમય રહી શકતી નહિ. સાસુના જુલ્મથી સાસરૂં વિષમય લાગતું. પણ પતિ સહવાસ રૂપી મધુર અમૃતનો લોભ છોડાતો નહિ.

ચંદાને પોતાની પાસે રાખવાની માધવરાયને પણ ઇચ્છા હતી, પરંતુ તે પાસે હશે તો લક્ષ્મીને પિયરમાં વધારે ગમશે અને તે વધારે આનંદમાં રહી શકશે એમ ધારીને પોતાની ઇચ્છા તેણે દબાવી દીધી હતી. પત્નીના આનંદને ખાતર તેણે પોતાના આનંદનો ભોગ આપ્યો.

લક્ષ્મી તેના બાપ સાથે બપોરની ગાડીમાં વિદાય થઇ. માધવરાય સ્ટેશન સુધી મુકવા ગયો. તે જવાની હોવાથી ઓફીસમાંથી તેણે રજા લઇ રાખી હતી. સ્ટેશનેથી તે પાછો આવ્યો કે તુરતજ પાર્વતીએ પુષ્પાંજલી ચઢાવવા માંડી. લક્ષ્મીના ખરાબ પગલાંને લીધેજ એક વર્ષમાં તેના પતિને આ લોક યાત્રા પૂરી કરવી પડી, એ વાત સંભારી સંભારીને તેમણે લાંબુ ગરૂડપુરાણ વાંચ્યું; અને કપાળે હાથ દઇ વિધિનો વાંક કાઢતી ડોસી પોકેપોક રડવા લાગી. માધવરાયને પત્નીપરના આ આરોપો સાંભળવાની ટેવ પડી ગઇ હતી. તેણે એક પણ પ્રત્યુત્તર આપ્યો નહિ.

[ ૫ ]

લક્ષ્મીને પિયર ગયાને લગભગ બે મહિના વીતી ગયા. પાર્વતીનો ક્રોધાગ્નિ ઓછો થવાને બદલે દિન પ્રતિદિન વધતોજ ચાલ્યો. કોઇ ભુલે ચુકે લક્ષ્મીની વાત કાઢે તો તેના મગજની ગરમી એટલે સુધી ચઢે કે તે ફાટી જવાની દહેશત લાગે. લક્ષ્મીના જાતજાતના

દોષો વિષે માધવરાય પાસે તે રોજ લાંબુ ભાષણ કરતી, પણ તે નિરાંતે સાંભળી રહેતો.

આ અરસામાં માધવરાય ત્રણ–ચાર વખત વસઇ જઇ આવ્યો હતો. ત્યાંથી આવ્યા પછી માનો મિજાજ ઠેકાણે જુએ તો ચંદાના કુશળ સમાચાર આપે. પાર્વતીએ લક્ષ્મીના કુશલ સમાચાર પૂછવાની તસ્દી કોઇવાર પણ લીધી નહોતી.

હવેથી દર શનિવારે બપોરે ઓફીસમાંથી છુટી બારોબાર વસઇ જવાનો અને ત્યાંથી સોમવારે સીધા ઓફીસમાં જવાનો તેણે નિયમ કર્યો હતો. દર અઠવાડીએ આવી રીતે જવાથી મા તરફથી તેને "બાયલા"નો ખિતાબ મળ્યો હતો.

ગુરૂવારનો દિવસ હતો. તે પછીના બે દિવસો તહેવારના હોવાને લીધે રજા હતી. સવારે ઓફીસે જતી વખત માધવરાય માને કહેતો ગયો કે તે પરભાર્યો બપોરે રજા લઇ વસઇ જવાનો છે. "બાયલોજ છે મૂઓ!" કહી પાર્વતી બબડી.

રવીવારે સાંજે તે ચંદાને સાથે લઇ અચાનક પાછો આવ્યો. હમેશના નિયમ પ્રમાણે તે સોમવારે પરભાર્યો ઓફીસમાંજ જતો અને સાંજે ઘેર આવતો.

ચંદાને જોઈ પાર્વતીના મગજમાં જુની વાત તાજી થઈ. તેનો ગુસ્સો ભભુકી ઉઠયો: "કેમ આજ વ્હેલો વ્હેલો? બાયડીએ કાઢી મુકયો?"

માધવરાય જવાબ આપ્યા વિના મસ્તક નમાવી ઉભો હતો. તેના મોઢા ઉપર ઉંડા શોકની છાયા હતી.

પાર્વતીએ આગલ ચલાવ્યું: "આવ્યો તો ઠીક, પણ આ હરામજાદીને સાથે શું કરવા લેતો આવ્યો? મને લાગે છે કે રાણી સાહેબને ત્યાં અગવડતા થાય ને ત્રાસ પડે તેથી અહિં મોકલી દીધી હશે! આની ખરાબ બૈરી તો બાઈ, કયાંય ન દીઠી. મારા સોના જેવા ઘરમાં——"

હવે માધવરાયથી ન રહેવાયું. પોતાની બધી હિમ્મત એકઠી કરી તેણે કહ્યું: "બા! હવે બસ કરો. તેના અપરાધ હોય તે બધા માફ કરી દો."

"માફ? શા માટે માફ કરૂં?"

"કારણ કે હવે તે આ દુનિયામાં નથી. કાલે રાતે છુટા છેડા થયા પછી તુરતજ તે પરમાત્માના ચરણમાં ચાલી ગઈ. છોકરો પણ થોડા વખતમાંજ એની માની પાછળ ગયો. હવે આ બાળકને તમે આશ્રય નહિ આપો તો કોણ આપશે?"

પાર્વતી આ ખબર અચાનક સાંભળી આભી બની ગઇ. વહુના માની લીધેલા દુર્ગુણ ભુલાઈ ગયા; તેના ગુણ સાંભરી આવ્યા. તેણે ઠુઠવો મૂકયો. "ઓ બાપરે! મારી વહુ ચાલી ગઈ. મારી સાક્ષાત લક્ષ્મી જેવી લક્ષ્મી સદાને માટે ગઈ." રડતાં રડતાં તેણે ચંદાને પોતાની પાસે ખેંચી છાતી સરસી ચાંપી.

રાંડયા પછીનું ડહાપણ શા કામનું?



# ગુજરાતનાં કંઠસ્થ લોકગીત.

[ ૧ ]

## રાધિકાનું સ્વપ્નું. ×

સંપાદકઃ સૌ. દીપકબા દેસાઈ.

સજની સુજને સ્વપ્નાંતર એક લાગ્યુંજી.
બ્હેની મ્હારૂં કૃષ્ણવર સાથે ચિત્ત લાગ્યુંજી.
ચાલો બ્હેની કૃષ્ણવર જોવાને જઈયેજી.
આવી આવી જાદવકુલની જાનજી.
બ્રહ્માજી તો ભણે છે વેદપુરાણજી.
નારદજી તો દેવરાવે કન્યાદાનજી
આલા લીલા વાંસડીઆ વ્હેઢાવોજી.
બ્હેની મ્હારે નવરંગી ચોરીઓ બંધાવોજી.
ગંગા કેરી ગોરમટી મંગાવોજી.
બ્હેની મ્હારે નવરંગી ચોરીઓ ચિતરાવોજી.
પ્હેલું મંગલ હરતે ને ફરતે વરત્યુંજી.
બીજે મંગળ હસ્તિનાં દાન અપાયજી.
ત્રીજે મંગલ અશ્વનાં દાન અપાયજી.
ચોથે મંગલ કન્યાનાં દાન અપાયજી.
એવી રીતે વરત્યાં છે મંગલ ચારજી.
એટલે સુજને સૌભાગ્યવંતી કીધીજી.
જાણે હું તો જસોદાજીને ખોળે બેઠીજી
ગંગાજીમાં ઝડપે ને અંગે ન્હાતીજી
નિત્ય ઉઠી નિલકંઠ પૂજવા જાતીજી.
બ્હેની મ્હેં તો શીવ ને ચઢાવ્યાં ફૂલ ગજરાજી.
બ્હેને તપે વસુદેવ સરખા સસરાજી.
બ્હેની મ્હેં તો શીવને ચઢાવ્યાં ફૂલ જાસુજી.
બ્હેને તપે દેવકીજી સરખા સાસુજી.
બ્હેની મ્હેં તો શીવને ચઢાવી હતી હળદીજી.
બ્હેને તપે સુભદ્રા સરખી નણદીજી.
બ્હેની મ્હેં તો શીવને ચઢાવ્યાં ફૂલ હારજી.
બ્હેને તપે શ્રી કૃષ્ણ સરખા ભરથારજી.





# સ્ત્રીની ઉન્નતિ.

લેખિકાઃ સૌ. વિનોદિની, બી. એ.

સમસ્ત પ્રજાનો આધાર સ્ત્રીઓ ઉપર રહ્યો છે. દેશની ચડતી કે પડતી પણ સ્ત્રીઓના ઉપર આધાર રાખે છે. આપણા સુપ્રસિદ્ધ લેખક સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઇ કહી ગયા છે કેઃ—" સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબ પોષક થાય સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય અને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુંબની મુખ્ય ઇચ્છાઓ અને કલેશમાંથી છુટી, એ કુટુંબનું ખરૂં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની અને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે 'અને વૃદ્ધવર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે......સૌખ્ય પત્ની થઇ પતિનું જીવન ઉન્નત કરે, પતિત પાવન સેવાભગિની બની દુઃખ તિમિરમાં ડુબતા બાન્ધુના આત્મા–હૃદય ઉદ્ધારે, માતૃભક્ત પુત્રી તરીકે હિન્દમૈયાના સંતાનોનાં વિકાસ અને પ્રગતિની સહાયક ' થાય, તથા પ્રજાવત્સલ જનની રૂપે સ્વદેશમાં ઉદય-સૂર્યનાં તેજસ્વી ઉલ્લાસભર્યાં કિરણો પૂર્ણ વિસ્તારથી પ્રસારે એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહ નથી, ગૃહ વિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી. " **સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.** ' ક્રમે ક્રમે, વ્યક્તિ વિકાસ સધાય તો ગૃહ, જ્ઞાતિ–પ્રજાતિ તથા દેશહિત ને સ્ત્રીસમાજનો અખિલ વિકાસ સધાય.

ઉન્નતિના માર્ગો વિવિધ રીતે રજુ થયાં જ કરે છે. અંતિમ સત્ય એક છે, ને સર્વે માર્ગો તે રસ્તેજ દોરે છે. સ્ત્રીની ઉન્નતિ માટે પ્રથમ આવશ્યકતા **શારીરિક તંદુરસ્તીની** છે. સારૂં આરોગ્ય એ ઘણી અગત્યની વસ્તુ છે. ' પહેલું સુખ તે જાતે નર્યા ( Health is Wealth ). ઘણા શ્રીમંતો આરોગ્યતા મેળવવાના ફાંફામાં લખલૂટ પૈસો ખર્ચે છે તે 'છતાંય સુખ તો પામી જ નથી શકતા. શરીરને નિરોગી બનાવવા માટે બે વસ્તુની જરૂર છેઃ અંગ કસરત તથા ખુલ્લી હવા. હાલના સુધારાના જમાનામાં ઘણાની માન્યતા છે કે સ્ત્રીઓને માટે જીમખાના હોવું જોઇએ; અને તેમાં સ્ત્રીઓ ટેનીસ, બેડમિન્ટન વિગેરે રમી શકે. પરંતુ સાધારણ સ્ત્રીને માટે આ બની શકે તેમ નથી. સ્ત્રીઓને ' ખરી અંગ કસરત તો તેમનું ગૃહકાર્યજ છે. પણ દીલગીરીની વાત એટલી જ છે કે હવેની સ્ત્રીઓ ઘરનું બધું કામ હાથે કરતાં શરમાય છે. પહેલાંની સ્ત્રીઓ દળવું, ખાંડવુ પાણી ભરવું, કપડાં ધોવાં વગેરે દરેક કામ હાથેજ કરતી એટલે તેમના શરીર પણ મજબુત રહેતાં. ખુલ્લી હવા માટે તેઓ સાંજે દેવદર્શને તથા કથા સાંભળવા જતાં. પણ હવેની બ્હેનોને તો ઘરનું કામ કરવું ગમતું નથી. ગમે તેવી સાધારણ સ્થિતિ હોય તો પણ ઘેર નોકર તો હોવાજ. હાલના જમાનામાં ઘેરઘેર રંટીઓ ચલાવાય તો બે લાભ થાય. સારાં સંસ્કારી પુષ્ટ

ઉંમરનાં જોડાં હોય તોજ જીવનમાં બળ હોંસ, અને તેજ આવે.

શારીરિક નબળાઇને લીધે હાલમાં અકાળ મરણો ઘણાં થાય છે. યુવતિઓનો પૂર્ણ, વિકાસ થઇ શકતો નથી. ખરી હકીકત એ છે કે આપણે રૂઢિઓના બંધનોથી જકડાઇ ગયા છીએ. બાળલગ્નોથી શરીરોનો વિકાસ કદાપિ થાય નહિ, ને પરિણામે થોડાજ સમયમાં આયુષ્ય દોરી તુટી જતી જોવામાં આવે છે:

"મુજ દેશ વિશે રસમાળી વિના
ફળપુષ્પ ધરે નહિ નારી લતા
રસશોધન સેચન નાજ બને;
ધનરાશિ અચેતન મુજ રહે."
(ગો૦ મા૦ ત્રિ૦)

સ્ત્રીની ઉન્નતિ માટે બીજી ખાસ જરૂર કેળવણીની છે. કેળવણી વિના તેમની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ થઇ શકતો નથી.સર્વે સદ્દગુણોનારક્ષણસંવર્ધન માટે વિદ્યાની જરૂરછે. 'विद्याविहिनः पशुः' સ્ત્રીજાતિનો ઉદ્ધાર જ કેળવણી ઉપર રહ્યો છે. કેળવણીનો અર્થ બહુ સંકુચિત દૃષ્ટિમાં—એટલે માત્ર નિશાળોમાં અપાતું શિક્ષણજ નથી સમજવાનો. અમુક ઉંમર સુધી અને અમુક બાબતોમાં બાળકો—છોકરા છોકરી ભેગાં ભણે તો બન્નેમાં ઘણા સદ્ગુણો ખીલી શકે. પણ પછીથી સ્ત્રીની શાળાઓ અને પાઠશાળાઓ જૂદી હોય તોજ તેમનું વ્યક્તિત્વ ખીલી શકે. તથા સ્ત્રીસમાજની ઉન્નતિનો પાકો પાયો રચાય. સ્કુલો અને કોલેજોની હાલની કેળવણી સ્ત્રીઓ માટે ઘણી રીતે હાનિકારક છે. ઘણા એમ માને છે કે હાલની કેળવણીથી સ્ત્રીઓ લજ્જા, વિનય, વગેરે ભૂલી જાય, સ્વતંત્ર બની જાય છે, અને પોતાનું ગૃહકાર્ય સારી રીતે બજાવી શક્તી નથી; તેઓ પુરૂષોની બરાબર થવાને પ્રયત્ન કરે છે. પરંતુ આ કેટલેક અંશેજ સત્ય છે. સ્ત્રીની કેળવણી એવા પ્રકારની હોવી જોઇએ કે જેથી સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમના સંપૂર્ણ સુખનો લાભ લઇ અને આપી શકે, અને પોતાના કુટુમ્બને સુખી બનાવે. સ્ત્રીકેળવણીમાં ગૃહઉપયોગી બાબતોને પ્રથમ ધ્યાન આપવું જોઇએ. 'ભાષા જ્ઞાન ઉપરાંત ગણીતનું, વૈદકનું, વિજ્ઞાનનું અને ભરતગુંથણની તથા ચિત્ર, સંગીતની કળાઓનું જ્ઞાન પણ તેમને આપવું જોઇએ.' ગૃહકળાઓમાં ખાસ કરીને રાંધણકળા, રંગોળી, સાથીઆ પુરવા, વગેરે કળાઓ જરૂરની છે. દેહના સૌંદર્ય ઉપરાંત બાગબાની, સંગીત, શિવણ વગેરે, ગૃહવ્યવસ્થા, બાળ ઉછેર, આ બધું સ્ત્રીની કેળવણીમાં આવવું જોઇએ.

સત્યશોધક સૌન્દર્યરસિક **રસ્કિન કહે** છે કે સ્ત્રીને દરેક જાતની સ્વતંત્રતા મળે તો જ તેનું હૃદય વિશાળ થાય, અને શરીર પણ સુંદર થાય. સ્ત્રીમાં સ્વાભાવિક મીઠાશ અને માધુર્ય છે. અને જો સ્ત્રીને સુખી અને સ્વતંત્ર, વાતાવરણમાં મુકવામાં આવે તોજ તેનો સંપૂર્ણ રીતે વિકાસ થઇ શકે. સ્ત્રીનું હૃદય એટલું કોમળ હોય છે કે પ્રતિકૂળ સંયોગોની સામે બહુ થઇ શકતી નથી અને તરત દબાઇ જાય છે. કેળવણીમાં સ્ત્રીને એવા જ્ઞાનની જરૂર છે કે જેથી તે પોતાના પતિની દરેક બાબતમાં સહચરી થઇ શકે અને બધું થોડા પ્રમાણમાં સમજી શકે. સ્ત્રીને જાણવા કરતાં સમજવાની વિશેષ જરૂર છે. તેને બહુ વિવિધ ભાષાઓનું જ્ઞાન ન હોય તો તેના જીવનમાં મુશ્કેલી નહિ આવે. પરંતુ બરાબર વિચાર કેમ કરવો અને કુદરત્ના કાયદાઓના અર્થ કેમ સમજવા એ તો તેણે જાણવું જ જોઇએ. સ્ત્રીમાં દયાભાવ પણ ખીલવવો જોઇએ. ધાર્મિક ભાવના પણ જરૂરની છે. સંગીત તો સ્ત્રીઓને આવશ્યક

રથ પ્રયત્નો કરવા પડશે. હાલમાં 'સારાનો સંહાર' વધે છે. કુળી કળીઓ અકાળે કરમાઇ જાય છે અને હજારો યુવતિઓ મરણને શરણ થાય છે. જ્યાં જોઇએ ત્યાં પુરૂષો બીજી ત્રીજી વાર પરણેલા માલમ પડે. આ સ્થિતિ સામે આંખમીંચામણાં કરવા કરતાં હિંમતથી વિચાર કરી, ચાંપતા ઉપાયો નહિ લઇએ તો કદાચ આપણી અવનતિ આપણને ક્યાં લઇ જશે તે કહી શકાતું નથી. . . .

માતા તરીકેની ફરજો પણ સ્ત્રીએ બરાબર જાણવી જોઇએ. ભવિષ્યની પ્રજાનો આધાર સ્ત્રી છે, તેથી દરેક સ્ત્રીએ પોતાની માતા તરીકેની જોખમદારી સમજવી જોઇએ. સંસારના બંધારણ પ્રમાણે બાળકોને અમુક વય લગી ઉછેરીને મોટાં કરવા, તેમને નિરોગી ને સાજાં બનાવવાં, તેમની બુદ્ધિને વેલાની માફક સારે રસ્તે દોરવી, અનીતિનાં નઠારા માર્ગનો તેમનાં મનમાં અણગમો કરાવવો અને દેશભક્તિ તેમજ જનસેવાના મોટા ધાર્મિક પંથ ઉપર તેમને ન્હાનપણથી જ વાળવાં એ સર્વ સ્ત્રીનાં કર્તવ્ય છે. બાળકોને નૈતિક અને ધાર્મિક બળની જ ખાસ જરૂર હોય છે અને સ્ત્રીઓએ તે તેમનામાં પ્રેરવું જોઇએ. પોતાના બાળકોમાંથી આર્યત્વ નષ્ટ ન થાય તેની તેમણે ખાસ સંભાળ રાખવી. માતા તરીકેની ફરજો જાણવાને માટે સ્ત્રીઓએ ખાસ એવાં પુસ્તકો વાંચવાં અથવા તો તે વિષયને લગતાં વ્યાખ્યાનોમાં જવું. તે વિષયને લગતા વર્ગો સ્થળે સ્થળે સ્થપાવાની જરૂર છે.

ઉપરાંત સ્ત્રીઓને ઘરગથુ દવાઓ જાણવાની પણ જરૂર છે. પોતાનાં બાળકોની તંદુરસ્તી કેમ જાળવવી, એમને કેમ ઉછેરવાં, અને માંદગીમાં તાત્કાલિક ઉપાયો કેમ દેવા તે સ્ત્રીઓએ ખાસ કરીને જાણવું જોઇએ. પુર્વેલાંની સ્ત્રીઓ અડધા વૈદનું કામ કરતી. હાલની બ્હેનોને સ્હેજ મંદવાડ આવતાં, ગભરાઇ જઇ ડોકટરને બોલાવવા પડે છે. કેળવાયલી સ્ત્રીઓએ (First Aid to the Injured) 'ઇજા પામેલાને તાત્કાલિક મદદ' અને (Nursing) 'માવજત' ના વર્ગો કાઢવા જોઇએ, તેથી સ્ત્રીઓ માંદા માણસની સ્નેહાળ સેવા, તેમજ માયાયુક્ત માવજત કરતાં શીખશે. આપણે ત્યાં સારી નર્સો અને દાયણોની પણ ઘણી ખોટ છે. સ્ત્રીઓએ જ આ કામ શીખવું જોઇએ. સર વોલ્ટર સ્કોટે કહ્યું છે કે સ્ત્રીમાં સ્વાભાવિક મીઠાશ, કોમળતા ને સ્નેહ છે. સુખના સમયમાં થન થન નાચે; પણ કસોટીના પ્રસંગે, ભયંકર માંદગીમાં, સેવાપરાયણ દેવના ફીરસ્તા જેવી તે સ્વર્ગીય બને છે.

સાથે સાથે આપણી ઉન્નતિ માટે આપણા કેટલાક જૂના અર્થવિનાના ખોટા રીતરીવાજો પણ ધીમે ધીમે નાબુદ કરી, નવા શુદ્ધ ને સુંદર સંસ્કાર ને રિવાજો પાડવાની જરૂર છે. દાખલા તરીકે, શોકના પ્રસંગોમાં રોવાકુટવાનો રિવાજ બહુ ખરાબ છે. સ્ત્રીઓ એથી ઢોંગ શીખે છે. ગત આત્માને શાન્તિ મળે માટે પ્રાર્થનાઓ વગેરે કરવું. સાચું દર્દ થાય તો અશ્રુ પડે, પરંતુ ઢોંગ, બહારનો ડોળ, દંભ કાઢી નાંખવો. 'પ્રાર્થનાથી માણસ ધારે છે તેના કરતાં ઘણી વસ્તુઓ સિદ્ધ કરી શકે છે' એમ કવિ ટેનીસને કહ્યું છે.

આ સ્થલે એક સત્તનો વિચાર કરવો પડે છે. જ્ઞાતિબંધનો અને રૂઢિઓને વેગળી રાખી અમુક સાત્વિક, શાંત, ઊંચા નિયમો કરવા; પ્રસંગ આવે ગૃહજીવનમાં 'સત્યાગ્રહ' કરવો અયોગ્ય નથી. કારણ કે બે રસ્તા છે, સત્ય અને રૂઢિ બેની સેવા તો ના જ થાય—કાં તો એક કે બીજું. રૂઢિથી આ-

પણ નખોદ વળ્યું. આપણે ત્યાં બધે ઠેકાણે ગાડરીઓ પ્રવાહ થઇ ગયો છેઃ—

'આ હિંદુ લોકનો ચાલ, સહુએ માર્ગ એક લેવાનો,

જઇ જતાની પાછળ, કુવે પડી મરવાનો.'

પોતાનો સ્વાર્થ હોય ત્યાં માતાપિતાની આજ્ઞા શિરસાવન્દ્ય છે. પરન્તુ માતાપિતાની આજ્ઞા કરતાં એક વસ્તુ વધારે ઉંચી છે અને તે સત્ય છે. સત્યની વાત હોય ત્યાં વડીલોની આજ્ઞા પણ ઉલ્લંઘન કરવી એમાં પાપ નથી. ન્હાની બાબતોમાં સ્વાર્થનો ભોગ આપવો, પરંતુ સત્યનો મહા પ્રશ્ન આવે ત્યાં 'સત્યાગ્રહ' જ કરવો ઘટે.

આવા અનેક માર્ગે સેવા કરવાને સ્ત્રીઓ તત્પર થાય તો તેઓ પોતાની ઉન્નતિ ઘણી સારી રીતે કરી શકે. બાળલગ્નો અટકાવી, સર્વે લલિતકળા તેમજ ગૃહકળામાં પ્રવીણ થઇ, શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિઓનો વિકાસ કરી, આદર્શ ગૃહિણી થઇ પોતાનાં બાળકોને ઉચ્ચ કેળવણી આપી, સ્ત્રી વ્યક્તિ, ગૃહ, જ્ઞાતિ, દેશ ને માનવ સમાજની સેવા કરી શકે, અને સર્વેની ઉન્નતિ કરી શકે. પોતાની ઉન્નતિ અંગકસરતથી, આધ્યાત્મિક બળથી તથા ઉચ્ચ કેળવણી લઇ કરી શકે. આવી રીતે સેવા કરવા સ્ત્રીઓ તૈયાર થાય તો દેશહિતનો પાયો સંગીન નંખાય; અને ભવિષ્યની સ્ત્રીઓ માટે વધારે આશા રાખી શકાય જ્યારે પુરુષો સાથે સમભાવથી, સહચારથી, અને કર્તવ્ય બુદ્ધિથી પોતાનું કાર્ય કરશે, ન્હાના ન્હાના વિરોધોને ભુલી જશે, કુરિવાજો દૂર કરશે, ત્યારે સ્ત્રીઓ, અંધકારના વાદળાં પાછળનો, સૂર્ય પ્રકટાવશે.

છેવટે, સમાજની ઉન્નતિ માટે આપણને એવી સ્ત્રીઓની જરૂર છે કે જેમનું જીવન ભાવનામય હોય, જેની રગેરગમાં ધર્મની તીવ્ર જ્યોત જાગી હોય, પોતાના પાતિવ્રત્યના રક્ષણ માટે જે પોતાના પ્રાણને તણખલાં કરતાં તુચ્છ માનવાને તૈયાર હોય, જે રસોઇ કરતાં, અને ગૃહનું પ્રત્યેક ન્હાનામાં ન્હાનું કામ કરતાં પણ શરમાય નહિં, સંપત્તિ કે વિપત્તિને સમયે એક સરખી રીતે દ્રૌપદિની માફક ગૃહની ન્હાની મ્હોટી બાબતોની સુદક્ષ દેખરેખ રાખે, અતિથિને સમાજદેવના પ્રતિનિધિ રૂપે માનીને તેનો આદર સત્કાર કરે, સંતાનને દેશે પોતાના હાથમાં સોંપેલી થાપણ સમજે, જે પોતાના અવકાશના વખતમાં ઉત્તમ પુસ્તકો તથા વર્તમાનપત્રો વાંચવાના, કરકૌશલ કેળવવાના. આસપાસના વાતાવરણમાં વિદ્યાકલા, નીતિ તથા ધર્મનો પ્રસાર કરવાના વ્યસનવાળી હોય, સમાજ-સેવા માટે, દેશસેવા માટે, પ્રસંગ પડયે અનેક પ્રકારનાં કષ્ટ વેઠતાં પાછીપાની કરે નહિ, તીવ્ર લાગણીના આવેશથી જેનાં તન મન કોમળ છતાં દૃઢ હોય, અને જેના પાવન દર્શનથી. પ્રેક્ષકના મલિન વિચારો પલાયન કરી જાય; સ્ત્રીઓ "આટલું" કરશે તો ઘેરઘેર 'ગુણસુંદરી' ઓ થશે, અને 'ગૃહે ગૃહે હેમવલ્લી' થશે આવા સંયોગોમાંજ, કવિ લલિતની માતૃભૂમિની ઉન્નતિની સુંદર ભાવના સફળ થશેઃ

"સજાત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિન્દમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરનાર તરવરશે !
પોતાનાં પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર ધરશે,
જન્મ ભૂમિના ભોળાં બાન્ધુ ભેળાં હળશે મળશે
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર
હિન્દ થશે."

'અનેરી આશા.'




( ગતાંક પાને ૫૫૨ થી ચાલુ. )

સાથીઆનું ચોરસ બનાવવાની વિગતો નીચે પ્રમાણે છેઃ

૧૦૦ સાંકળી લ્યો. ( ચોરસ માટે જુઓ ચિત્ર નં. ૫. )

૧લી હાર—૩ સાંકળી છોડી ચોથી સાંકળીથી ૯૬ થાંભલીઓ ગુંથો; પછી ૩ સાંકળી ફેરવો.

૨જી હાર–૩ થાં., ૧ખા., ૧ લે., એમ સાત વખત ગુંથો. પછી ૧ખા., ૪થાં., ૩સાં., ફેરવો.

૩જી હાર–૩ થાં., ૧ લે., ૧ ખા., એમ સાત વખત ગુંથો પછી ૧ લે., ૪થાં., ફેરવો.

૪થી હાર–બીજી હારની જેમ ગુંથો.

૫મી હાર–ત્રીજી હારની જેમ ગુંથો.

૬ઠ્ઠી હાર–બીજી હારની જેમ ગુંથો.

૭મી હાર–ત્રીજી હારની જેમ ગુંથો.

૮મી હાર–૩થાં., ૧ ખા., ૧ લે., ૧ ખા., ૭ થાં., ૧ ખા., ૧ લે., ૧ ખા., ૩૧ થાં., ૧ ખા., ૧ લે., ૧ ખા., ૪ થાં., ૩ સાં. ફેરવો.

૯ મી હાર–૩ થાં., ૧ લે., ૧ ખા., ૧ લે., ૩૧ થાં., ૧ લે., ૧ ખા., ૧ લે., ૭ થાં., ૧ લે., ૧ ખા., ૧ લે., ૪ થાં., ૩ સાં. ફેરવો.

૧૦મી હાર–૩થાં., ૧ ખા. ૧ લે. ૧ખા; ૭ થાં., એમ બે વખત ગુંથો. પછી ૧ ખા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. ફરીથી ૧ ખા, ૪ થાં., ૩ સાં. ફેરવો.

૧૧મી હાર–૩ થાં., ૧લે., ૧ખા., એમ ત્રણ વખત ગુંથો. ફરીથી ૧લે., ૭થાં., ૧લે., ૧ખા., ૧લે., એમ બે વખત ગુંથો. પછી ૪થાં., ૩સાં., ફેરવો.

૧૨મી હાર–૩થાં., ૧ખા., ૧લે., ૧ખા., ૭થાં., ૧ખા., એમ ચાર વખત ગુંથો. પછી ૧લે., ૧ખા., એમ બે વખત ગુંથો. ફરીથી ૪થાં., ૩સાં., ફેરવો.

૧૩મી હાર–૩થાં., ૧લે., ૧ખા, એમ બે વખત ગુંથો. પછી ૧લે., ૭થાં., એમ ચાર વખત ગુંથો. તે પછી ૧લે., ૧ખા., ૧લે, ૪થાં, ૩સાં., ફેરવો.

૧૪મી હાર–૩થાં., ૧ખા., ૧લે., ૧ખા., ૭થાં., એમ બે વખત ગુંથો. પછી ૧ખા., ૧લે. એમ ત્રણ વખત ગુંથો. તે પછી ૧ખા., ૪થાં. ૩સાં., ફેરવો.

૧૫મી હાર–૩થાં., ૧લે., ૧ખા., એમ ત્રણ વખત ગુંથો. પછી ૧લે., ૭થાં., ૧લે., ૧ખા., ૧લે., એમ બે વખત ગુંથો. તે પછી ૪થાં, ૩સાં., ફેરવો.

૧૬મી હાર–૩થાં., ૧ખા., ૧લે., ૧ખા., ૫૫થાં., ૧ખા., ૧લે., ૧ખા., ૪થાં., ૩સાં. ફેરવો.

૧૭મી હાર–૩થાં., ૧લે., ૧ખા., ૧લે., ૫૫ થાં., ૧લે., ૧ખા., ૧લે., ૪થાં., ૩સાં., ફેરવો.

૧૮મી હાર–૩થાં., ૧બા., ૧લે., એમ ત્રણ વખત ગુંથો. પછી ૧બા., ૧થાં., ૧બા., ૧લે., ૧બા., એમ બે વખત ગુંથો. તે પછી ૪થાં., ૩સાં., ફેરવો.

૧૯મી હાર–૩થાં., ૧લે., ૧બા., ૧લે., એમ ચાર વખત ગુંથો. તે પછી ૧ બા., ૧ લે., ૧ બા., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨૧મી હાર–૩ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે., એમ ચાર વખત ગુંથો. પછી ૪થાં., ૩ સાં., ફેરવો.

તકીઆની ખોળનો એક ચતુર્થાંશ ભાગ—ચિત્ર નં. ૫.





# એક સોયાનું ગુંથણ.

## સાથીઆની લેસ.

લેખિકાઃ-બ્હેન "વસંત-લતા."

( ગતાંક પાને ૫૫૨ થી ચાલુ. )

સાથીઆનું ચોરસ બનાવવાની વિગતો નીચે પ્રમાણે છેઃ

૧૦૦ સાંકળી લ્યો. ( ચોરસ માટે જુઓ ચિત્ર નં. ૫. )

૧લી હાર—૪ સાંકળી છોડી ચોથી સાંકળીથી ૯૬ થાંભલીઓ ગુંથો; પછી ૩ સાંકળી ફેરવો.

૨જી હાર–૩ થાં., ૧બા., ૧ લે., એમ સાત વખત ગુંથો. પછી ૧બા., ૪થાં., ૩સાં., ફેરવો.

૩જી હાર–૩ થાં., ૧ લે., ૧ બા., એમ સાત વખત ગુંથો. પછી ૧ લે., ૪થાં., ફેરવો.

૪થી હાર-બીજી હારની જેમ ગુંથો.

૫મી હાર-ત્રીજી હારની જેમ ગુંથો.

૬ઠ્ઠી હાર-બીજી હારની જેમ ગુંથો.

૭મી હાર-ત્રીજી હારની જેમ ગુંથો.

૮મી હાર-૩થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૭ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૩૧ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૪ થાં., ૩ સાં. ફેરવો.

૯ મી હાર-૩ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૩૧ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૪ થાં., ૩ સાં. ફેરવો.

૧૦મી હાર-૩થાં., ૧ બા. ૧ લે. ૧બા; ૭ થાં., એમ બે વખત ગુંથો. પછી ૧ બા., ૧ લે., એમ ત્રણ વાર ગુંથો. ફરીથી ૧ બા, ૪ થાં., ૩ સાં. ફેરવો.

૧૧મી હાર-૩ થાં., ૧લે., ૧બા., એમ ત્રણ વખત ગુંથો. ફરીથી ૧લે., ૭થાં., ૧લે., ૧બા., ૧લે., એમ બે વખત ગુંથો. પછી ૪થાં., ૩સાં., ફેરવો.

૧૨મી હાર-૩થાં., ૧બા., ૧લે., ૧બા., ૭થાં., ૧બા., એમ ચાર વખત ગુંથો. પછી ૧લે., ૧બા., એમ બે વખત ગુંથો. ફરીથી ૪થાં., ૩સાં., ફેરવો.

૧૩મી હાર-૩થાં., ૧લે., ૧બા, એમ બે વખત ગુંથો. પછી ૧લે., ૭થાં., એમ ચાર વખત ગુંથો. તે પછી ૧લે., ૧બા., ૧લે, ૪થાં, ૩સાં., ફેરવો.

૧૪મી હાર-૩થાં., ૧બા., ૧લે., ૧બા., ૭થાં., એમ બે વખત ગુંથો. પછી ૧બા., ૧લે. એમ ત્રણ વખત ગુંથો. તે પછી ૧બા., ૪થાં. ૩સાં., ફેરવો.

૧૫મી હાર-૩થાં., ૧લે., ૧બા., એમ ત્રણ વખત ગુંથો. પછી ૧લે., ૭થાં., ૧લે., ૧બા., ૧લે., એમ બે વખત ગુંથો. તે પછી ૪થાં, ૩સાં., ફેરવો.

૧૬મી હાર-૩થાં., ૧બા., ૧લે., ૧બા., ૫૫થાં., ૧બા., ૧લે., ૧બા., ૪થાં., ૩સાં. ફેરવો.

૧૭મી હાર-૩થાં., ૧લે., ૧બા., ૧લે., ૫૫ થાં., ૧લે., ૧બા., ૧લે., ૪થાં., ૩સાં., ફેરવો.

૧ લે., ૭ થાં., એમ બે વખત ગુંથો. પછી ૧ લે., ૧ બા., એમ ત્રણ વખત ગુંથો. તે પછી ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨૪ મી હાર-૩ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૩૧ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૭ થાં., ૧ બા., ૧ લે., ૧ બા., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨૫ મી હાર-૩ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૭ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૩૧ થાં., ૧ લે., ૧ બા., ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨૬ મી હાર-૩ થાં., ૧ બા., ૧ લે., એમ સાત વખત ગુંથો. પછી ૧ બા., ૪ થાં., ફેરવો.

૨૭ મી હાર-૩ થાં., ૧ લે., ૧ બા., એમ સાત વખત ગુંથો. પછી ૧ લે., ૪ થાં., ૩ સાં., ફેરવો.

૨૮ મી હાર-૨૬ મી હારની જેમ ગુંથો.

૨૯ મી હાર-૨૭ મી હારની જેમ ગુંથો.

૩૦ મી હાર-૨૬ મી હારની જેમ ગુંથો.

૩૧ મી હાર-૨૭ મી હારની જેમ ગુંથો.

૩૨ મી હાર-૬૬ ચાંબલી ગુંથીને બંધ કરો.

સાથીઆની ઇન્સર્સન તથા સાથીઆની લેસ ગુંથવાની સમજુતી એપ્રીલ અને મે માસના અંકોમાં આપી છે. ઉપર સાથીઆનું ચોરસ ગુંથવાની વિગતો જણાવેલી છે. એ ત્રણે તરાહને કપડાં પર કેમ ગોઠવવી તેની સમજુતી નીચે પ્રમાણે છે.

હમેશાં એક વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે. કોઇ પણ ગુંથેલી તરાહને કપડાં પર ટાંકતા પહેલાં એ ગુંથેલી તરાહ કપડાં કપડાંને સાબુના ગરમ ... અને તેમજ અર્ધો કલાક સુધી બોળી ... પાણીમાં રાખવા. એમ કરવાથી ગુંથેલી તરાહ એ કપડું જેટલાં શોષાવાનાં હશે તેટલાં શોષાઇ જશે અને પાછળથી ખોળ પડવાની બીક રહેશે નહિ. સાબુના પાણીમાંથી કાઢી બન્ને વસ્તુઓને ચોખ્ખે પાણીએ ધોઇ સુકવી નાંખવી. સુકાયા પછી તે ગુંથેલી તરાહનો જેવો ઘાટ હોય તે ઘાટમાં સ્હેજ તાણી તેની ઉપર તેમજ કપડાં પર ગરમ ઇસ્તરી ફેરવવી.

ચણીઆ પર ઇન્સર્સન અને લેસ ટાંકવાની રીતઃ જેટલી લાંબી લેસ તમે ગુંથી હોય તેટલું લાંબુ કપડું ઝાલરને માટે ફાડી તેની એક બાજુ ઓટો. પછી તે ઓટેલી બાજુની કપડાંની કીનારીને લેસની કીનારી સાથે લગોલગ મેળવી સીવવાને બેવડે દોરે ઓટી લ્યો. ત્યાર પછી લાંબા કપડાની ચીણ લઇ તેની ઝાલર બનાવો, અને તે પછી તે ઝાલર ચણીઆ પર ચોઢી લ્યો. ઝાલર ચોઢયા પછી બે ઇંચ જેટલી જગ્યા છોડી એક ઇંચ જેટલી જગ્યામાં અર્ધા અર્ધા ઇંચને અંતરે બે પ્લેટ લ્યો. ફરીથી એક ઇંચ જેટલી જગ્યા છોડી ગુંથેલી ઇન્સર્સન ચોઢી તેને બન્ને બાજુએથી બેવડે દોરે ઓટી લ્યો. ફરી પાછી એક ઇંચ જેટલી જગ્યા છોડી ઉપર કહ્યા પ્રમાણે બે પ્લેટ લ્યો. પછી કપડાંને ઉલટાવી ઇન્સર્સનની બરોબર પાછળનું કપડું બન્ને બાજુની ઓટણ આગળથી ના ઇંચ જેટલું રાખી કાપી નાખો.

ટેબલક્લોથ પર ઇન્સર્સન લેસ અને ચોરસ ટાંકવાની રીતઃ (જુઓ ચિત્ર નં. ૫. ટેબલક્લોથનો એક ચતુર્થાંસ ભાગ.)

ટેબલક્લોથ માટે ઇન્સર્સન અને લેસ ચાર ખુણા પાડીને ગુંથવી પડેછે. પણ લેસની લંબાઇ કરતાં ઇન્સર્સનની લંબાઇ ચારથી આઠ ઇંચ જેટલી નાની હોય છે. (જો લેસની લંબાઇ ૩૬ ઇંચ હોય તો ઇન્સર્સનની લંબાઇ ૩૨ કે ૨૮ ઇંચ જેટલી હોવી જોઇએ). જેટલી લેસ લાંબી હોય તેથી ત્રણ

ઇંચ વધારે લાંબું કપડું કાપી તે કપડાંને દોઢ ઇંચ જેટલી પ્હોળી પટ્ટી વાળી ચારે બાજુથી ઓટી લ્યો. પછી કપડાંની કીનારી અને લેસની કીનારી લગોલગ મેળવી બેવડે દોરે ઓટો. ઓટતી વખત કપડાંનો ખુણો નીચેથી કાપી નાખો. ત્યારબાદ સાથીઆનું ચોરસ ગોઠવવા માટે ઇન્સર્શનના ખુણાની બન્ને બાજુએ સરખું અંતર રાખી, ચોરસ ટાંકી લ્યો. અને બેવડે દોરે તેને ચારે બાજુથી ઓટી લ્યો. ચોરસની પાછળ ચારે બાજુએ ૦

તકીઆનો ખોળ—ચિત્ર નં. ૬



લેસ, ઇન્સર્શન અને ચોરસ સહિત.

અને લેસનો ખુણો બરોબર મેળવવો જોઇએ. લેસ ટાંક્યા પછી ચારે બાજુપર સરખું અંતર રાખી ચોરસ ઇન્સર્શનને કપડાં પર ટાંકો. ઇન્સર્શનને બન્ને બાજુથી ઓટી લઇ ૦ા ઇંચ જેટલું કપડું રાખી બાકીનું કપડું ૦ા ઇંચ જેટલું કપડું રાખી બાકીનું નીચેનું કપડું કાપી નાખો.

પલંગ ઉપર પાથરવાની ચાદર ઉપર પણ ઇન્સર્શન અને લેસ વગેરે ઉપર જણાવ્યા પ્રમાણેજ ટાંકી શકાય.

મોડું થઇ ગયું એટલે વાળુ પરવાર્યા પછી જવાનો વિચાર રાખ્યો છે." મોહિનીએ કહ્યું, "રસ્તામાંથી જડી છે તો ઘરમાં રાખવામાં શી હરકત છે? હાશ, મને ઘણા વખતથી સોનાના હારની ઇચ્છા હતી તો આમાં થોડું ઉમેરી તે કરાવી શકાશે."

પ્રબોધનું અત્યાર સુધીનું આનંદનું હાસ્ય તિરસ્કારના રૂપમાં ફેરવાઇ ગયું: "આ તું શું બોલી? શું એટલા પૈસા માટે મારે દાનત બગાડવી? ના, તેવું નહિ બને. હું તે ખચીત આપી આવવાનોજ."

પ્રબોધ જવાની તૈયારી કરવા લાગ્યો, પણ મન લોભના કમળમાં ઉતરતું હતું, તેણે વિચાર સુઝાડયો: "અત્યારે આપી આવીશ, તોપણ કોણ તપાસ કરવાનું છે! જેવું ત્યાં પડી રહેશે તેવું અત્યારે મારા ઘરમાં પડી રહેશે. હવે તો સવારેજ જઇશ."

સવાર પડયું. પ્રબોધ જવાને તૈયાર થયો. પગને પાછા પાડવા મન સહેજ થયું, પણ ધાર્યું: "કોર્ટમાં થોડો કેસ ચાલી જશે પણ હરકત નહિ." એમ નિશ્ચય કરી પ્રબોધ જવા નીકળ્યો.

પ્રબોધ મુંબાઇ હાઇકોર્ટમાં એક અનુવાદક તરીકે કામ કરતો હતો, નોકરીમાં કાંઇ ફાયદો ન જોવાથી વકીલાત માટે તેણે તૈયારી કરવા માંડી હતી. કાયદાના થોથાં વાંચી જીવનમાં ઉત્સાહ રેડવા માંગતો હતો.

કપડાં પહેરી એ બહાર નીકળે છે એટલામાં તેનો એક મિત્ર આવી પહોંચ્યો. થોડી ઘણી ઘરગરાજની વાતો કર્યા પછી તેણે નમ્ર સ્વરે કહ્યું: "ભાઇ આ વખતે હું પહેલીજ સંકટામણમાં આવી ગયો છું. જો તમે કાંઇ મદદ કરો તો ઘણું સારૂં. ફકત ત્રીસ રૂપિયા આપો. આજે ત્રીસમી તારીખ છે. કાલે પહેલી તારીખે સાંજે તો હું તમને પાછા આપી દઇશ."

પ્રબોધ બહુ ધનવાન નહોતો પણ તેને તેવો ડોળ રાખવાની ટેવ હતી. અત્યાર સુધી તેણે તે ડોળ સાચવી રાખ્યો હતો. ટેક સાચવવાને કોઇ વસ્તુ વગર નિભાવવું પડે તો તે ખુશીથી નિભાવી લેતો. આ તેના ચારિત્ર્યની એક દુર્બળતાજ હતી. તેનો આ સ્વભાવ મોહિનીને અનુકૂળ નહોતો પડતો છતાં તે તેની ઇચ્છાની અવગણના નહોતી કરી શકતી.

પ્રબોધ મોહિની પાસે ગયો, અને કહ્યું: "ત્રીસેક રૂપિયા મળી શકશે? સન્મુખ થોડા વખતને માટે માગે છે."

મોહિનીએ જવાબ દીધો: "ના, આ, મારી પાસે નથી."

પ્રબોધે કહ્યું: "ના, ના, કંઇક હશે તો ખરૂં જ, સાચું કહેને? મારે એને શો જવાબ દેવો?"

મોહિનીએ ચિડાઇને કહ્યું: "હા. છે. છતાં નથી આપવા. એને 'રૂપિયાની સવડ નથી' એવો જવાબ દેજો એટલે થયું. એક નન્નો સો દુઃખને હણે."

પ્રબોધે કહ્યું: "એવું તો મારાથી, શી રીતે કહેવાય? અને એ માને પણ કેમ?"

મોહિનીએ કહ્યું: "તમારાથી ન કહેવાય, તો લ્યો હું કહીશ, એટલે જરૂર માનશે."

પ્રબોધે બહાર જઇ કબાટ ખોલી એ ગીની કાઢી મિત્રના હાથમાં મૂકી: "જો જો ભાઇ કાલેજ પાછી મળવી જોઇએ, હાં. કારણ કે એ કોઇની અનામત - થાપણમાંથી આપું છું." મિત્રે વિચાર કર્યો: "એ એની સ્ત્રી સિવાય બીજા કોની થાપણ હોય કે?" રૂપિયા લઇ તે ઘર તરફ વિદાય થયો.

આજ પહેલી તારીખ હતી. સાંજના પ્રબોધ વિચારમાં ગોથાં ખાતો કોઇની રાહ જોતો ઉભો હતો. આંટા મારતો હતો: "હજી સુધી સન્મુખ કેમ ન આવ્યો? શું એ કચેરીમાંથી છૂટો નહિ હોય? આજે

પગાર મોડો થવાનો એટલે વખતે મોડું પણ થાય."

છજ્જામાંથી તે ઘરમાં જતો. ઘરમાં હોય તોયે બારીએથી નજર નાંખ્યા કરતો. ઘડી-, કમાં તેના મોં ઉપર આશાનાં કિરણ સ્પષ્ટ જણાતાં; વળી ઘડીકમાં એ ચિંતાતુર અને નિરાશ જણાતો. તેનું મન અત્યારે તદન અસ્વસ્થ જણાતું. અત્યારે તો અને એ આશા નિરાશામાં ઝોલા ખાતો હતો.

આખરે સાંજ પડી. કચેરીના માણસો છૂટી એક પછી એક જવા લાગ્યાં. પ્રબોધના પ્રબોધે બધા વિચાર કોરે મૂકી તેને ઘેર જવા કપડાં પહેર્યાં. ધીમે પગે સન્મુખના ઘર તરફ જવા લાગ્યો. એના પગે કહ્યું ન કર્યું. તે પાછા પડવા લાગ્યા, છતાં જવાનો નિશ્ચય કરેલો હોવાથી તે આગળ વધવા લાગ્યો.

સન્મુખનું મકાન આઘેથી દેખાયું. ઘરમાં દીવો બળી રહ્યો હતો. તે અટકયો. ત્યાં જઇ શું કહેવું ? તેનો વિચ્તર કરવા લાગ્યો. કદાચ મને જોઇ તે તરત રૂપિઆ આપી ક્ષમા માગશે તો ? તે મારે માટે કેટલો હલકો અભિપ્રાય બાંધશે ? મારે માગવું તો



પડીકું મોહિનીના હાથમાં મુકયું.

મ્હોંમાંથી ઉદ્દગાર નિકળ્યો: "હજી સુધી એ કેમ કંઇ જણાયો નહિ ?" આખરે નિરાશ થયો. તેણે મિત્રની આશા મૂકી દીધી. તેને થયું : "હજી કેમ નહિ આવ્યો હોય ? હજી પણ તે કચેરીમાંથી નહિ છૂટયો હોય ? ના તેવું તો ના બને. ત્યારે એણે સવારે તો આવવાનો વિચાર નહિ રાખ્યો હોય ? એમ ધાર્યું હશે કે હવે અત્યારે કોણ જાય. સાંજ પડી ગઇ છે, કાલે સવારે જ જઇશું. એટલામાં શી ઉતાવળ છે ?"

નહિ પડે ? ના ના, તેનું તો ના બને. મને જોઇ તે તરતજ સમજશે."

તે મકાનનાં બારણા પાસે આવી પહોંચ્યો. બારણું બંધ હતું. બૂમ પાડતાં હવે ન ચાલ્યો. ધીમે ધીમે બારણા પાસે જઇ તે સાંભળવા લાગ્યો. અંદરથી કોઇ વાતચીત કરતું હોય એમ સંભળાવા લાગ્યું. ધીમે ધીમે અવાજ સ્પષ્ટ થયો. અંદર સન્મુખ અને તેની વહુ શાન્તા વાત કરતાં હતાં. શાન્તા કહેતી હતી; "આ પૈસા તો વપરાઇ ગયા પ્રબોધને શું આપશો ?"

સન્મુખના સ્વરે જવાબ દીધોઃ "આજ તો હવે જવું નથી; અને રાજીનામું મંજૂર થયું એટલે કાલે સવારે તો આપણે જઇશું. ત્યાર પછી ત્રણ મહિને આવીશું ત્યારે જોઇ લેવાશે." પ્રબોધ ચીડાતો ઘેર ગયો.

પ્રબોધે આખી રાત આળોટ્યા કર્યું. તેને ઉંઘ ન આવી. કોઇવાર તેને પોતાની સરળતા પર અને કોઇવાર સન્મુખ ઉપર ક્રોધ ચડતો હતો. એ પૈસા કોણ જાણે કોનાયે હશે ? એનું શું થયું હશે ? હવે એ લાવવા ક્યાંથી ? મોહિની તો પહેલેથી ના કહી ચૂકી છે. કોઇની પાસે ઉધાર લઉં ? પણ તે કોણ આપે એવું છે ? મિત્રો તો ઉલટા મને સતાવે છે. કમાણી પણ લાંબી નથી કે તેમાંથી કાંઇ બચાવાય. હશે. હાલ જે કાયદો વાંચું છું તે વાંચવાનુ બંધ કરી એકલું અનુવાદનું ખાનગી કામ સખ્ત મહેનતથી કરીશ તો જરૂર એકાદ મહિનામાં રૂપિયા મળી રહેશે." વિચાર કરતાં કરતાં તે ઉંઘી ગયો.

પ્રબોધ સવારમાં ઉઠ્યો ત્યારથી તેને રૂપિયાની ધુન લાગી રહી. તે દરરોજ ઘણુંજ કામ કરવા લાગ્યો. કોઇ કોઇ વખત તો રાતના બે વાગી જતાં, મગજ કંટાળી જતું અને ઉંઘ આવવાથી કામ મૂકી દેવું પડતું. મોહિની ચીડાતી અને કહેતી. " હવે રાત્રે તો આરામ લ્યો. આરામ લઇ કામ કરતા હો તો તબિયત પણ ઠીક રહે." પણ સવાર પડતાં એની એજ ધમાલ શરૂ થતી.

વીસ દિવસ સુધી આ પ્રમાણે ચાલ્યું. પરિશ્રમ સફળ થએલો લાગ્યો. સતત મહેનત કરવાની ટેવ ન હોવાથી પ્રબોધને સખત તાવ આવ્યો. મોહિનીએ સાધારણ ઉપાય કરવા માંડ્યા તો પણ કાંઇ વળ્યું નહિ. ત્યાર પછી ડાક્ટરની દવા શરૂ કરી. એક અઠવાડીઉં થયું છતાં ફેર જણાયો નહિ; તાવ વધતો ગયો. તાવમાંથી બબડવાનું શરૂ થયું. મોહિની ગભરાઇ. દુઃખ પડતાં માણસ હિંમત હારી જાય છે. દુઃખ ટાળવા બનતા પ્રયત્નો કરે છે, અને છેવટે દેવની મદદ માગે છે. મોહિની જન્માષ્ટમી અને શિવરાત્રી બેજ ઉપવાસ કરતી હતી. આ વખતે તેણે નવરાત્રિનું કઠણ વ્રત આરંભ્યું.

આઠ દિવસ વીતી ગયાં. આજે પારણાનો નવમો દિવસ છે. મોહિની પ્રબોધને દવા પાઇ સવારમાં છોકરાંને લઇ, મહાલક્ષ્મીની પૂજા કરવા ગઇ. આ વખતે તેનું હૃદય દેવી પ્રત્યે ભક્તિપૂર્ણ અને ભાવભીનું હતું. તે મંદિરમાં ગઇ. દેવીના ઉપાસકો ચંડીપાઠ કરી રહ્યા હતા. ધુપની સુગંધી આવતી હતી. સામેજ મહાલક્ષ્મીની વિશાળ પ્રતિમા શોભી રહી હતી. તેની આંખોમાંથી કોઈ વિલક્ષણ તેજ ઝબકારા મારી રહ્યું હતું. મોહિની તે તેજ સહન ન કરી શકી. તે આંખો મીંચી ઘુંટણ ઉપર બેસી ગઇ. બે હાથ જોડી કાલાવાલા કરવા લાગીઃ "હે દેવી, મેં અનન્ય ભાવથી તમારું વ્રત કર્યું છે. હવે તો કાંઇ દયા કરો!"

મોહિનીને દેવી હસતી હોય એવો ભાસ થયો, અને તેમાંથી એક દિવ્ય તેજ નીકળી પોતાનામાં આવ્યું અને કહ્યું: "પારકું ધન સોંપી દે. તારું ભલું થશે." એવો પડઘો સંભળાયો.

એટલામાં એક ડોશી મંદિરમાં આવી. તેણે સફેદ વસ્ત્ર પહેર્યું હતું. તેના ધોળા વાળ કરમાયલા મોંની આસપાસ વિખરાયલા હતા. તેણે આવી માતાને નમસ્કાર કર્યો. ત્યાર પછી હાથ જોડી બોલીઃ "ઓ મા, જેણે મારું ધન લીધું હોય તેના સર્વસ્વનો નાશ કરો."

આ શબ્દો સાંભળી મોહિનીનું મન તો જાણે વલોવાઇ ગયું. તે દેવી તરફ આડી નજરે જોઇ રહી. આ વખતે માતાનું સ્વરૂપ

ભયાનક હતું, મોહિનીને ચારે તરફથી એકજ અવાજ સાંભળાવા લાગ્યોઃ "પારકું ધન સોંપી દે, નહિ તો પાયમાલ થઇશ." મોહિની પગે પડી હતી તે ઉભી થઇ. પેલી ડોસીને પૂછ્યું: "મા૭! તમારૂં ધન કોઇ લઇ ગયું છે?"

ડોશીએ જવાબ દીધો "હા બ્હેન! આજે દોઢ મહિનો થયો તે કોઇ લઇ ગયું છે."

મોહિનીને વાત મળતી લાગી. તેને પણ રૂપિયા મળ્યે દોઢજ મહિનો થયો હતો. તેથી તેણે આગળ પૂછપરછ કરવા માંડી. "તે કેટલા હતા? અને કયાંથી ગયા?"

ડોશીએ કહ્યું: "કોણ જાણે શાથી. કોક ઠેકાણે પડી ગયા. મારા સ્વામી પલ્ટનમાં નોકર હતા. તે ગુજરી ગયા. પછી સરકારે સાઠ રૂપિયા પેન્શન બાંધી આપ્યું. આ વખતે હું બે મહિનાનું સામટું લાવી હતી. ત્રણ ગીનીઓ હતી. અરેરે! તે કોણ જાણે ક્યાંયે પડી ગઇ.

મોહિનીએ કહ્યું, "એ પૈસા હું તમને અપાવીશ. એ મારા સ્વામીને જડયા હતા. પણ તેના બદલામાં હું તમારી પાસેથી એક વસ્તુ માગી લઉં છું. મા, મને તમે આશીર્વાદ આપો!"

ડેશી આથી હર્ષઘેલી બની ગઇ. તેણે ઘુંટણીએ પડી દેવીને ઉદાર દિલથી પ્રાર્થના કરી: "મા આનું કલ્યાણ કરો!"

મોહિની દેવી તરફ બ્હીકની મારી જોઇ રહી. પણ તેણે દેવીની આંખમાં દયા તથા મીઠું હાસ્ય દીઠાં અને જાણે એક અવાજ સાંભળ્યોઃ "જા, તારૂં કલ્યાણ થશે."

સાંજ પડવા આવી છે. પ્રબોધ ગાડીમાં એક તકીઆને અંઢેલીને બેઠો છે. તેની કમાણી તો ડાકટરની દવામાં ખર્ચાઇ ગઇ છે. મોહિનીએ પોતાની બંગડીઓ વેચી બીજા પૈસા મેળવ્યા હતા. બંગડીઓ તૈયાર થઇ હતી તે વખતે મોહિની ઘણી ખુશી થઇ હતી. આજે તેજ બંગડીઓ વેચાવાથી તેને એથી પણ વધારે આનંદ થતો હતો.

ગીનીઓ અચાનક જડેલી જોઇ મોહિનીના મોં ઉપર એક વાર ઘણોજ આનંદ દેખાતો હતો. આજે એજ રૂપિયા પાછા આપવા જતાં તેના મોં ઉપર તેથી પણ વધારે આનંદ દેખાય છે. પહેલો આનંદ તે મોં ઉપર બતાવી શકતી નહોતી, જ્યારે બીજો આનંદ તે ગમરૂરીથી દેખાડી શકી. તે ઇન્દ્રિયોનો આનંદ હતો; આ આત્માનો આનંદ છે.

ગાડી ડોશીના ઘર પાસે આવી પ્રબોધે ગીનીઓ સોંપી દીધી. ડોશીએ પૂર્ણ ભાવથી આશીર્વાદ દીધોઃ "ભાઈ તમારૂં કલ્યાણ થાઓ."

મહાલક્ષ્મીની કૃપાથી પ્રબોધ હવે તદ્દન સારો થયો હતો. તે ઘરમાં બેઠો હતો. એટલામાં સન્મુખ આવી એની પાસે બેઠો. પ્રબોધ કાંઈ બોલ્યો નહિ, સન્મુખ બોલવાનું કરે પણ બોલાય નહિ. આખરે દીનતાથી એ બોલવા લાગ્યોઃ "પ્રબોધ, મને ક્ષમા કર, મારાથી પૈસા પહેલી તારીખે ન અપાયા એ બહુજ ખોટું થયું છે. ઘેરથી કાગળ આવ્યો, અને મારે બીજેજ દીવસે જવું પડયું. ત્યાંની અડચણો કહેતાં પાર આવે એમ નથી. તને બિમાર સાંભળી હું ઉતાવળો આવ્યો. ત્રીસ રૂપિઆ પણ લેતો આવ્યો છું.

પ્રબોધે જવાબ દીધોઃ "ના, હવે તો મને સારૂં છે. હાલ તને જરૂર હોય તો રૂપિયા રાખ. પછી વળી આપજે."

સન્મુખ બોલ્યોઃ "નારે ભાઇ! તેં તો ઘણીએ ધીરજ રાખી, ને હવે તો હું કરજમાંથી છૂટયો છું."

સન્મુખનાં ગયા પછી પ્રબોધે રૂપિયા લઇ મોહિનીને આપવા માંડ્યા. મોહીનીએ કહ્યું: " ના, એ આપણા નથી. એ તો પેલાં વૃદ્ધ બાઇના છે. એક વાર લઇને હું તો હવે શીખી છુ. "

" ના ના મોહિની, એમના રૂપિયા તો ક્યારનાએ ચૂકવાઇ ગયા. "

" બિચારી મોહિની ! " પ્રબોધને થયું: "પોતાનાં કંકણ ગયાં તે યે સંભારતી નથી ! "

પ્રબોધ મશ્કરી કરતો બોલી ઉઠ્યો: "એ તો ઠીક, પણ હવે ગએલાં કંકણ ક્યાંથી પાછાં આવશે ? "

મોહિનીને ઉમળકો આવ્યો. તે બોલી: " મ્હારે વળી કંકણ શું કરવાં છે ! હવે તમે છો એજ મ્હારાં કંકણ-કેમ ખરૂંને ! "

મોહીની મસ્તીખોર આંખે પલવાર જોઇ રહી.





# પેટાજ્ઞાતિઓનાં સાંકડા વાડા
## અને
# લગ્ન સંબંધી મુશ્કેલીઓ.

લેખિકાઃ સૌ પદ્માવતી ગાંધી.

પ્રાચીન સમયમાં હિંદના શાસ્ત્રકારોએ જ્યારે હિંદુસમાજનું બંધારણ ઘડયું ત્યારે માત્ર ચાર વર્ણોજ ઠરાવી હતી. એ ચારે વર્ણોમાં પરસ્પર રોટી વ્યવહાર તો હતોજ. બેટી વ્યવહાર પણ અમુક નિયમોને અનુસરી કરી શકાતો હતો. વખત જતાં એ રચનામાં ફેરફાર થતો ગયો અને આપણા જનસમાજે પ્રાચીન બંધારણનું છેદન કરી તેને ઠેકાણે જ્ઞાતિઓ અને પેટાજ્ઞાતિઓના નાના નાના વાડા બાંધી લીધા. આ વાડાઓને લીધે એ નાની નાની પેટાજ્ઞાતિઓની વ્યક્તિઓને કેટકેટલું દુઃખ અને અગવડો સહન કરવી પડે છે તે દરેક વિચારવાન માણસ જાણે છે અને જોઇ શકે છે. માત્ર જેમના હૃદય જડ થઇ ગયાં છે તેમની ઉપરજ એ દુઃખો, અને અગવડોની અસર થતી નથી.

અલબત્ત, જ્ઞાતિબંધારણ ઉપયોગી છે અને જો તેમાં હાલના સંયોગોને અનુસરતો ફેરફાર કરવામાં આવે તો દુઃખ અને અગવડ ઓછાં થાય એટલુંજ નહિ પણ સુખ અને સગવડ વધે અને જ્ઞાતિના માણસો વધારે આનંદથી જીવન ગાળી શકે. અસલી રૂઢીઓ અયોગ્ય અને અગવડ ભરેલી હોય તો તે દુર કરવી જોઇએ. પૂર્વજોએ એક યા બીજા કારણે સ્વીકારેલી એ રૂઢીઓ, એ કારણો દૂર થયા છતાં પકડી રાખવી એ મૂર્ખતાની અને જડતાની નિશાની છે. બાપના કુવા ઉંડા હોય તેથી તેમાં ડુબી ન મરાય. પૂર્વજોએ દેશકાળના સંયોગોને અનુસરી જે પ્રમાણે પોતાને રૂચે અને અનુકુળ થાય એવા રિવાજો દાખલ કર્યાં હતા, તેજ પ્રમાણે હાલના સંયોગો ધ્યાનમાં લઇ આપણે તેમાં યોગ્ય ફેરફાર કરીએ યા નવા ઉમેરીએ તો તે ડહાપણજ ગણાશે. એવા ફેરફારથી સ્વર્ગે ગયલા પૂર્વજો નર્કમાં નહિ આવી પડે !

પેટાજ્ઞાતિઓની અગવડો જેટલા પ્રમાણમાં ગુજરાતમાં વણિક-વૈશ્ય વર્ણને ભોગવવી પડે છે તેટલી ભાગ્યેજ બીજી કોઇ વર્ણને ભોગવવી પડતી હશે. આટલું છતાં એ જ્ઞાતિઓના કહેવાના શેઠીઆઓ ગધેડાનું પૂછડું પકડીને બેઠા છે, તે નજ છોડવાની હઠ લઇ પોતાની જડતાનું પ્રદર્શન કરે છે. આ અગવડો ખાસ કરીને લગ્નની બાબતમાં હોય છે. એ જ્ઞાતિઓ ધીમે ધીમે એટલી નાની ને સાંકડી થઇ ગઇ છે કે યોગ્ય સુશિક્ષિત કન્યાને યોગ્ય પતિ મેળવવો યા યોગ્ય સુશિક્ષિત યુવાનને યોગ્ય પત્ની મેળવવી એ મુશ્કેલમાં મુશ્કેલ કામ થઇ પડે છે. લાંબા સમયથી એક એવો રિવાજ એ જ્ઞાતિઓમાં પડી ગયો છે કે અમુક પેટાજ્ઞાતિની કન્યા એજ જ્ઞાતિના બીજા પેટાવિભાગમાં યા બીજા શહેરમાં વસતી એજ પેટાજ્ઞાતિમાં ન આપી શકાય. પરિણામે પસં-

દગીનું ક્ષેત્ર બહુ સાંકડું બની ગયું છે. પેટાજ્ઞાતિ ભલે એકની એક હોય, પણ શહેર જુદાં હોય તો કન્યા લઇ દઇ શકાય નહિ. જો કોઇ એવી હિમ્મત કરે અને રિવાજ વિરૂદ્ધ વર્તે તો તરતજ જ્ઞાતિનો મહાન કોપ તેની ઉપર ઉતરે. તેને જ્ઞાતિબ્હાર થવું પડે અને તેનાં સદ્‌ભાગ્ય હોય તોજ મોટો દંડ ભરીને, જ્ઞાતિના મોઢાં મીઠાં કરાવીને પાછો એ વાડામાં દાખલ થઈ શકે. પરિણામે બહુ ઓછા એ રિવાજની વિરૂદ્ધ વર્તવાને તૈયાર થાય છે અને જુના ચીલામાં ચાલી પથ્થર સાથે રેલ અફાળે છે—પોતાના નિર્દોષ બાળકોનાં જીવનનું જ્ઞાતિની વેદી પર બલિદાન આપે છે.

આવો રિવાજ—એક શહેરની કન્યા બીજા શહેરમાં નહિ આપવાનો રિવાજ—શા કારણે પડ્યો હશે તે તપાસવું જોઈએ. પ્હેલાંના વખતમાં જ્યારે મુસાફરી માટે રેલ્વેનાં સાધનો નહતાં, ત્યારે એક ગામથી બીજે ગામ મુસાફરી ગાડામાંજ થતી. લૂંટો પટ હોય ત્યારે આવી મુસાફરી કરતાં મોટી અગવડો વેઠવી પડતી; ચોર લુંટારાનો ત્રાસ સ્હેવો પડતો અને તેમ છતાં ધારેલે સ્થળે વેળાસર પ્હોંચાતું નહિ. એવા સંજોગોમાં દરેક માણસ પોતાના સગાં પોતાની નજદીકમાંજ હોય એમ ઇચ્છે એ કુદરતી છે. પોતાની લાડકી દીકરીને ૨૦૦–૫૦૦ ગાઉને છેટે કોઇ ગામ કે શહેરમાં પરણાવી આખી જીંદગી સુધી ભય કે અગવડ વેઠવાનું કોઇને પણ ન ગમે. પરિણામે સંબંધ બનતાં સુધી પોતાનાજ કે આસપાસના નજદીકના ગામોમાં બંધાતા અને ભય તથા અગવડથી મુકત રહેવાનો પ્રયત્ન થતો. પણ એ રિવાજ ધીમે ધીમે જડ઼ ઘાલી બેઠો અને અત્યારે રેલ્વેનું સાધન હોવા છતાં, સહીસલામતીથી થોડાક કલાકોમાં બસો–પાંચસો માઇલની મુસાફરી કરી શકાતી હોવા છતાં એ રિવાજ દૂર કરવાની જ્ઞાતિના જડભરતો ઘસીને ના પાડે છે.

એ રિવાજનું એક બીજું પણ કારણ હોઇ શકે. મુસાફરી વગેરેની અગવડોને લીધે દૂર દૂર વસતાં એકજ જ્ઞાતિના માણસો એક બીજા સાથે ચાલુ સંસર્ગ રાખી શકતાં નહિ, અને તેને લીધે એક બીજાના આચાર વિચારમાં તેમજ રીતરિવાજોમાં મોટો ફરક પડી જતો. એક પ્રકારના વાતાવરણમાં ઉછરેલી કન્યા તેથી જુદાજ પ્રકારના વાતાવરણમાં જાય તો તેને કેટલીક અગવડો વેઠવી પડે એ દેખીતું છે. એ અગવડો ટાળવા માટે પોતાનાજ ગોળમાં કન્યા દેવાનું પૂર્વજોએ પસંદ કરેલું. પરંતુ તે વખતે અત્યારના જેટલો પરસ્પર સંસર્ગ ન હતો; અત્યારના જેટલી કેળવણી ન હતી. અત્યારે તો પાંચસો ગાઉ દૂરનાં પણ એકજ જ્ઞાતિના માણસોમાં એકજ પ્રકારના આચારવિચાર અને રહેણીકરણી દેખાય છે, એટલે એવી અગવડો ઉભી થવાનો સવાલજ રહેતો નથી.

આવી પેટાજ્ઞાતિઓમાં જ્યારે જ્યારે કોઇ પણ માણસ પોતાની પુત્રીનું હિત વિચારી બ્હારગામમાં કોઇ યોગ્ય વર પોતાનીજ જ્ઞાતિનો શોધી પરણાવે છે યા પોતાના પુત્રને માટે યોગ્ય કન્યા પરગામથી લાવે છે ત્યારે ત્યારે જ્ઞાતિજનોના રોષનો તે ભોગ બને છે. તેનું આ કાર્ય જ્ઞાતિ ગુન્હા તરીકે કેમ લેખતી હશે તેજ સમજવું મુશ્કેલ છે. તેમની એક દલીલ એવી હોય છે કે જો જ્ઞાતિની કન્યા પરગામ જાય તો જ્ઞાતિના છોકરા કુંવારા રહી જાય. આ સુફીઆની દલીલ તેમની બુદ્ધિનું માપ સારી રીતે બતાવે છે. જો છોક-

રામાં લગ્ન કરી કુટુંબના ભરણપોષણની જવાબદારી માથે લેવાની જેમનામાં યોગ્યતા ન હોય તેને પરણવાનો શું હક્ક હોઇ શકે, તે સમજવું મુશ્કેલ છે. એવા નાલાયક છોકરાઓને કુંવારા ન રાખવા હોય તો બેજ માર્ગ છે. કાંતો તેમને જ્ઞાતિની સારી સુશિક્ષિત કન્યાઓ માટે લાયક બનાવવા, અથવા તો જ્ઞાતિની કન્યાઓને પણ તેમના જેવી નાલાયક–અભણ જ રાખવી. પણ એમ બનવું મુશ્કેલ છે. દરેક વિચારવાન માબાપ પોતાના બાળકોને કેળવણી આપી યોગ્ય બનાવવા ઇચ્છે છે. જો જ્ઞાતિમાંજ પોતાના શહેરમાંજ પોતાની કન્યા કે પુત્ર માટે યોગ્ય વર યા કન્યા મળી શકતાં હોય તો એવા માબાપને પરગામનો આશ્રય લેવાની જરૂર ન પડે. જો જ્ઞાતિ એવા યોગ્ય વર યા કન્યા પૂરાં ન પાડી શકે તો–તેને એવા માબાપોના વર્તન વિરૂદ્ધ ફરિયાદ કરવાનો કાંઇ પણ અધિકાર નથી.

ખુબી તો એ છે કે એવી જ્ઞાતિઓ પોતાની મૂર્ખતાનો ખ્યાલ કરવાને બદલે એવા માબાપોને દનડગત કરવામાંજ પોતાની મોટાઇ અને બહાદુરી માને છે. જો તેઓ ખરા વિચારવાન અને ડાહ્યા માણસો હોય તો એવા માબાપોને સાચો ધન્યવાદ આપે, પણ ડહાપણને અને તેમને સો ગાઉનું છેટું હોય છે! વિચારવાન અને ડાહ્યા માબાપ પોતાના બાળકો માટે યોગ્ય પાત્ર શોધી કન્યાદાન થતાં અને બલિદાન અપાતાં અટકાવે છે. એમનું કાર્ય તો સ્તુત્ય ગણાવું જોઇએ. પણ જ્ઞાતિ તેમ નથી ગણતી. તે તરતજ એવા કુટુંબને જ્ઞાતિબહાર કરે છે, અને જો બેનું ઠેકાણે હોય તો દંડ લઇ તેમને પાછાં જ્ઞાતિમાં લઈ લે છે. એકાદ બે હજાર રૂપીઆ જ્ઞાતિની તીજોરીમાં આપવાથી કે એકાદ ટંકનું મિષ્ટાન્ન મળવાથી ગુન્હો ગુન્હો મટી જાય છે. એમ થવાથી કદાચ જ્ઞાતિના કુંવારા રહી ગયેલા છોકરાઓને કન્યા મળી જતી હશે! એ દંડના નાણાંનો ઉપયોગ પણ મોટે ભાગે એક ટંકના ભોજનમાંજ થઇ જાય છે. જો એ નાણાંનો કંઇક સદુપયોગ થતો હોય તો દંડ આપનારને પણ સંતોષ થાય. જ્ઞાતિમાં કેળવણીનો અભાવ હોય, ગરીબો અન્ન વિના ટળવળતા હોય, વિધવાઓ ભરણપોષણ માટે ગુલામગીરી કરતી હોય છતાં એક સાંજે એ રકમનું પાણી થઇ જાય. રિવાજોને પકડી રાખવાની જડતા બતાવવાં છતાં તેઓ આ બાબતમાં જો ડહાપણ બતાવતા હોય તો પણ તેમને માટે કાંઇક માન ઉપજે. જ્ઞાતિબંધનો તરફ જો કોઇ પણ તિરસ્કાર પેદા કરતું હોય તો તે આવા જડભરતો છે.

આ દંડની રકમ ધનવાનને તો હાથના મેલ જેવી લાગે; તે તો સ્હેલાઇથી ભરી દે, પરંતુ ગરીબોની શી દશા? શું ગરીબ માબાપને પોતાની પુત્રી માટે પરગામમાં યોગ્ય પાત્ર શોધવાનો હક્ક નથી? તેમણે શા માટે જ્ઞાતિની જડતાની વેદી પર પોતાની વ્હાલી કન્યાનું બલિદાન આપવું જોઈએ? વાસ્તવિક રીતે ઘણી કન્યાઓ પત્થર પર રત્નની માફક પટકાતી હશે અને અકાળે પ્રભુના દરબારમાં જ્ઞાતિ વિરૂદ્ધ ફરિયાદ કરવા જતી હશે–જાય છે. આવું બનવાથી માબાપોને પણ કન્યાઓ અકારી લાગે છે. એવા માબાપોના અને નિર્દોષ કન્યાઓના શાપને લીધેજ આજે હિંદની શોકમય સ્થિતિ છે.

આવી જ્ઞાતિઓમાં કાયદા કાનુનો જેવું તો કશું હોતુંજ નથી. જ્ઞાતિનું પંચ કે અમુક શેઠીઆઓ જે પ્રસંગે જે ઠરાવ કરે તે કાયદો. મોટે ભાગે કહેવાતો ગુન્હો કરનાર માણસ શુદ્ધ ન્યાય મેળવીજ શકે નહિ. તેની તરફ ઇર્ષ્યાથી બળતા તેના જ્ઞાતિજનો તેને કોઇ રીતે કચડી નાંખવા યા કમમાં કમ હેરાન કરવા, એજ વેતરમાં હોય. પરિણામે જોહુકમી ઠરાવ થાય

અને તે પ્રમાણે ન વર્તે તો જ્ઞાતિબ્હાર રહેવાની સજા ખમે. ખુબીતો એ થાય છે કે આવે વખતે એવા કહેવાતા ગુન્હેગારના સગાં સંબંધીઓ પણ જ્ઞાતિબ્હાર થવાને ભયે તેની વિરૂદ્ધ જાય છે અને શત્રુઓને ટેકો આપે છે. જો તેઓ ન્યાયની બાજુપર પોતાનું બળ અજમાવે તો બીજાઓની મકદુર નથી કે ચું કે ચાં કરી શકે. પણ એવા સંપ–કે સંપ કરવાની વૃત્તિ આપણામાં હોય તો હિંદની અત્યારે જે દશા છે તે કદી થાત ખરી ?

આવી જ્ઞાતિઓએ જો લાંબો વખત ટકવુ હોય તો એકજ ઉપાય છે અને તે એ કે રીતરિવાજોમાં હાલના સંજોગોને અનુસરીને ફેરફાર કરવો અને જ્ઞાતિજનોને યોગ્ય છુટ આપવી. એવી છુટ આપવામાંજ જ્ઞાતિનું શ્રેય સમાયલું છે. પ્રજા સત્તાના સિદ્ધાંતપર રચાયલી જ્ઞાતિઓ ધારે તો સ્વરાજ્ય માટેની પોતાની લાયકાત જ્ઞાતિની વ્યવસ્થામાં અને તેથી રચનામાંજ બતાવી શકે. જો કોઇનો ગુન્હો થાય–યા કોઇએ ગુન્હો કર્યો છે એમ માનવામાં આવે તો તેને બોલાવી શુદ્ધ ન્યાય તોલવો જોઇએ, તેની પણ દલીલો સાંભળવી જોઇએ અને યોગ્ય લાગે તો જ્ઞાતિના હિતને ખાતર જુના રિવાજોમાં ફેરફાર કરવો જોઇએ. એવા સુધારા વધારા કરનાર જ્ઞાતિજ ભવિષ્યમાં લાંબો સમય ટકી શકશે. દરેક જ્ઞાતિજનની ફરજ છે કે આવા સુધારા વધારા કરવા માટે પ્હેલ કરે અને નિર્દોષ કન્યાઓની હાય લેવાને બદલે તેમના શુભ આશીર્વાદ મેળવે. એમાંજ જ્ઞાતિનું અને પ્રત્યેક જ્ઞાતિજનનું શ્રેય સમાયું છે; દુરાગ્રહમાં, જડતામાં કે અન્યાયમાં નહિ.

---

## કલાની જરૂર

" કલા એ મનુષ્યલીલાને પુનર્જીવન આપનાર અથવા અમર કરનાર છે. કલા ન હોય તો મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ખોઇ બેસે. જીવન કલામય છે અને કલા જીવનમય છે."

" આ કલાનો પ્રદેશ સાંકડો નથી. જ્યાં જ્યાં મનુષ્યના હૃદયાલાપ છે ત્યાં ત્યાં કલા છે મનુષ્યના ગરીબ ઝુંપડાંથી માંડીને ભવ્ય તાજમહેલ સુધી, પારણામાં ઝુલતા કિશોર બાળકના મીઠા કીલકીલાટથી માંડીને રવિન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિ સુધી, અને કોઇ રંક ઓસરીમાં ચિતરાયલા સાથીઆથી માંડીને આર્ટ ગેલેરી સુધી કલાનો પ્રદેશ પથરાએલો છે. જેમ મનુષ્યની લાગણીઓ અમર્યાદ છે તેમ કલાનો પ્રદેશ પણ અમર્યાદ છે."

" કલા અને જીવન વચ્ચે અંતર પડવાથીજ જીવન શુષ્ક, રસવગરનું, જડ અને પાપી બને છે. કલાને જીવનમાંથી દેશવટો મળ્યો છે. તેથીજ આપણે ભારી જીંદગી ગુજારીએ છીએ. કલા એ જીવનનું પ્રતિબિંબ છે, યુગયુગની કલા જુઓ એટલે એ કલાના પોષકોનો ઇતિહાસ જણાશે. પાછળી સમાજની અવનતિ કલીજ હોય છે."

શેઠ ચૈતન્યબાલા મજમુંદાર.

× × × ×

" બા ! બાપાના માથાપર વાળ કેમ નથી ? "

" કે તે બહુ વિચાર કરે છે "

વિચાર કરીને બોલ્યો: " હંઅ. તેથીજ તો તમારા માથા પર આટલા

# "સુખ ખરે ! આભાસ છે."

લેખિકા: સૌ. જયમતગૌરી જ્યો. પાઠકજી.
ચિત્રકાર: શ્રીમાન પુરૂષોત્તમ.

( હરિગીત. )

( ૧ )

રૂડી શરદ પૂનમચંદ્રિકા, ચારે દિશા ત્સગથી ભરે,
સરખી સખી સાથે મળી, આનંદમાં ગરબે રમે;
રમતી છતાં હૈયે ભીતિ, પડી રાત માડી ખીજશે—
સુખની ઘડી કવિ-કલ્પના,-પણ સુખ ખરે ! આભાસ છે.



( ૨ )

ઉભી અટારી મ્હાલવરી,
કો વાટ વ્હાલમની જુએ
હજુ કેમ 'એ' આવ્યા નહિ,;
એની બહુ ચિંતા કરે
પણ જન સહુ ધારે અહા!
કેવી સુખી આ નાર છે—
સુખની ઘડી કવિ-કલ્પના,-
પણ સુખ ખરે ! આભાસ છે

( ૩ )

મનહર પથારીમાં સુતું, કો બાલ માતા પાસ છે,
ઘડી ઘડી નિરખે બાલુડું, ને માત મન ઉલ્લાસ છે
ઉલ્લાસમાં યે ભાવિની, ચિંતા અચિંતી સાંપડે—
સુખની ઘડી કવિ-કલ્પના,-પણ સુખ ખરે ! આભાસ છે.

# વિવિધ વિષયો.

**સ્ત્રીઓની કલા.**

એપ્રીલ માસમાં ભાવનગરમાં મળેલી સાહિત્ય પરિષદની સાતમી બેઠકમાં સૌ. ચૈતન્યબાળા મજમુંદારે "લલિતકલા" વિષય ઉપર એક સુંદર નિબંધ વાંચ્યો હતો. એ નિબંધ સુપ્રસિદ્ધ માસિક "શારદા" એ મે માસના અંકમાં પ્રકટ કર્યો છે. એ આખોય નિબંધ અહિં ઉતારી લેવાની લાલચ થાય છે. પરંતુ સ્થળને અભાવે તે રોકવી પડે છે, અને તેમાંથી માત્ર "ગૃહ કલા" વિષેના ભાગમાંથી કેટલાક ઉપયોગી ફકરા ટાંકીએ છીએ:

"શાસ્ત્રમાં કહેવાતી ચોસઠ કલાઓમાંથી કેટલીક કલાઓ ખાસ કરીને સ્ત્રીઓનીજ કહેવાઇ છે. આવી કલાઓ "ગૃહ કલા" કહેવાય છે. ગૃહ કલા એટલે ઘરને શોભાવવાની કલા. ઘર એટલે ઇંટ માટીનું ઘર નહિ, પરંતુ કુટુંબનું વિશ્રાંતીસ્થાન ધરતીનો છેડો. આ ઘરને ઉપયોગી થનાર અને આનંદ આપનાર કલાઓમાં ગાવું, વગાડવું, ફુલના શણગાર બનાવવા, વેણી ગુંથવી, રસોઇ બનાવવી, શીવવું, ભરવું, ગુંથવું, સાથીઆ ને વેલો કાઢવી, તુલસી વીગેરેના છોડ વાવી બાગ બનાવવા, સુતર કાંતવું વગેરે કલાઓનો સમાવેશ થાય છે......

"કાવ્યના જેમ નવ રસ કહ્યા છે, તેમ ભોજનના ષટરસ કહેવાય છે. એ રસની રમ્ય મિલાવટ કરવામાં ખાસ કલા રહેલી છે. જુદા જુદા રસની વાની બનાવવાની રાંધણકલાને તેથી "શાસ્ત્ર" કહેવામાં આવે છે; તે કલા રોજ આનંદ આપનારી અને ઉપયોગમાં આવનારી છે, એ કલા સ્ત્રીઓને શીખ્યા વગર છુટકો નથી. રસોઇમાં જમોટી બેસવી એ પણ એક કલા છે.

"ભરત, ગુંથણ ઘણી જાતનું થાય છે. છુટી છુટી વિખરાયલી વસ્તુઓને આકૃતિમાં ગોઠવવામાં અથવા તો જાતજાતના ચિત્રો પાડવામાં કલા રહેલી છે. કાચના મોતી, મણકા વગેરેના તોરણો અને પડદા ભરવામાં અવનવિ આકૃતિઓ અને નમુના ઉતારી શકાય છે. પડદામાં મોર, પોપટ, વગેરે આકૃતિઓ ઉતારવામાં તો રંગની મિલાવટ પણ ધ્યાનમાં લેવી પડે છે.

"રગબેરંગી કીડીઆં પરે ઝાડ, ઉથાણી, કોથળીઓ, કલમ, ખડીઆ વગેરે ગુંથવામાં જૂદીજ રીતો હોય છે.

"ભરતકામમાં દોરાવડે તેમજ ઉનવડે ઝમલાં, ટોપી, ઝલપટાં, મોજાં, સપાટ, તોરણ, ચંદરવા વગેરે ઘણી સરસ રીતે ભરાય છે, અને વળી તે સાથે છોકરાને તે ઘણુંજ ઉપયોગમાં આવે છે. ઉપયોગી સાથે આનંદ આપનારી આ લલિતકલા ઘણીજ પ્રચારમાં આવવી જોઇએ.

"મખમલ ઉપર ઝીકનું તથા સુતરાઉ કે રેશમી કપડા ઉપર આરીનું ભરતકામ ભરી શકાય છે. હાલમાં મખમલનું સ્થાન ખાદીએ લીધું છે તે સ્વદેશી કલાના હિમાયતીઓને હરખાવા જેવું છે. તેમાં વધારે સાજ વાપરી પુષ્કળ ભરવા કરતાં સાદા પણ સુંદર નમુના બનાવવામાં વધારે કલા રહેલી છે.

"શીવણ કામમાં મનપસંદ કામ કાઢી મનગમતું શીવી પહેરવામાં ખરી કુશલતા રહેલી છે. કપડામાં પણ જાત જાતની ઢબ આવતી જાય છે. યુગે યુગે એમાં ફેરફાર થતો જાય છે. અને પ્રાંત પ્રાંતની ઢબમાંયે ભિન્નતા ઓછી હોતી નથી. રસિકતા અને કલાનો ઇતિહાસ આ શીવણની સમય સમયની ઢબમાં સમાયેલો છે, પહેલાં લાંબી બાંયના તથા ફુલેલી બાંયના પોલકા પહેરવામાં ફેશન મનાતી હતી; આજે સાદી બાંય પસંદ કરવામાં આવે છે.

"ચણીઆમાં પણ જૂદી જૂદી જાતો હોય છે. મારવાડી લોકોના ઘાઘરા પુષ્કળ ઘેરવાળા હોય

છે. ગુજરાતીઓમાં ચણીઆને ઝાલર મૂકેલી હોય છે; અથવા સાદી પટી વાળી રીબનની ફેશન કરેલી હોય છે. સફાઇદાર કામ કાઢી બંધ બેસતું અને શોભીતું કપડું શીવી યોગ્ય વખતને અનુસરીને પહેરવામાં શીવણકામની સફળતા રહેલી છે. ઉપયોગ સાથે રસિકતા અને કલાની દૃષ્ટિએ શીવણકામમાં ફેરફાર થતા જાય તો તેમાં વિશેષ આનંદ છે.

"વસ્ત્ર અને આભુષણ ઋતુ, વય, રંગ અને સ્થિતિને અનુસરીને સાદાં આછાં અને શોભતાં સજવામાં કલા રહેલી છે....

"... દેશ દેશના પહેરવેશ જુદા હોય છે. તે ત્યાંની ઋતુને અનુસરીનેજ નક્કી કરવામાં આવે છે. તેમાં સુંદરતા, લાજ, મર્યાદા તથા સગવડ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. આભૂષણ પણ સાદાં અને આછાં ગોઠવીને પહેરવાં જોઇએ. જેટલાં હોય તેટલાં પહેર્યાથી તેમાં કાંઇ ચમત્કૃતિ આવતી નથી ...

"શાસ્ત્રમાં સૌભાગ્યવતીના સોળ શણગાર ગણાવ્યા છે. હિંદુ સંસારમાં આદર્શ સ્ત્રી પુરૂષ રાધા અને કૃષ્ણ કહેવાય છે. રાધાનો શણગારમાં અણુવટ-વીંછીઆ, બે નેપૂર, કટિમેખલા, મંગળસૂત્ર, શીશઆરસો અને ટીલડી એમ સોળ શણગાર ગણાવ્યા છે. કૃષ્ણના શણગારમાં બે નેપૂર. કટિમેખલા, વૈજયંતિ અને વનમાળા, બે બાજુબંધ, બે કંકણ, બે પહોંચી, નંથવેસર, કુંડળ અને મોરમુકુટ એમ સોળ શણગાર ગણાવ્યા છે.

"શણગાર એકલા સોનારૂપા અને હીરા મોતીનાજ નથી હોતા. ફુલના શણગારની શોભા તો કોઇ રસિકજ ભૂલી શકે.

"સામાન્ય વપરાશમાં આવા શણગાર વપરાશમાં લેવામાં આવતા નથી. એતો દેવમંદિરોમાંજ હોય છે. ...

"સામાન્ય વપરાશમાં તો ફુલના ગજરા, વેણી વગેરે લેવામાં આવે છે, તેમાંયે માથે ફુલની વાડી ભરવાનો રિવાજ દરેક સ્થળે જોવામાં આવે છે, તેમાં વધારે કલા બતાવવી હોય છે...

"કેશ રચના એ પણ એક કલા છે. એ કલા આવશ્યક અને આકર્ષક બંને છે....

"કેશ સમારવાની કલામાં કુશલ ગણાવાને સ્ત્રીઓ અતિશય આતુર હોય છે. પહેલાં સીધી સેંથી અને સાદો અંબોડો વખણાતો; હવે વાંકી સેંથી વધારે રૂચીકર લાગે છે. નાનાં છોકરાંને એક સેર કે બે સેર ગુંથી જલેબી ચોટલા, ઉઠેલી ઘાટ, સફાઇદાર ગાંઠ, અંબોડા વાળવો. મોટાંએ સાદું ઓળવું વગેરે વયને અને સમયને અનુસરી કુશલતા વાપરવી એ પણ એક ખાસ કલાજ કહી શકાય....

"ચિત્રકલાથી સ્ત્રીઓનો ધીમાશ અને સ્વચ્છતા રાખવાનો ગુણ કેળવાય છે. આ સ્ત્રીઓની ચિત્રકલા એટલે ગૃહસ્થાશ્રમીના રોજના વ્યવહારમાં આવતા ધાર્મિક અને સામાજીક પ્રસંગોમાં બતાવાતું સાધારણ ચિત્રકામ. પરંતુ પ્રાચીન આર્ય સુંદરીઓનો ઇતિહાસ વાંચતાં સ્ત્રીઓ આથી વધારે પ્રમાણમાં ચિત્રકલાને ખીલવતી હતી, એમ જણાય છે....

"...સાથીઆ પૂરવા, રંગોળી પૂરવી, નાગ કઢાડવા, વેલો કાઢવી એટલું તો ખાસ સ્ત્રીઓએ જાણવું જરૂરનું છે. લગ્ન, જનોઇમાં ગણેશ કાઢવા, નવરાત્રિમાં ભીંતો પર વેલો કાઢવી, નાગ પાંચમ ઉપર નાગદેવતા ચીતરવા, આંગણાંમાં રંગબેરંગી રંગપૂરી રંગોળી, સાથીઆની મનોહર આકૃતિ કાઢવી વગેરેમાં સ્ત્રીઓની કલાનો હાથ તો સમાવેશ થાય છે, છતાં સ્ત્રીઓનો સંસાર રસિક અને રળીઆમણો બનાવવા માટે એટલું ક્ષેત્ર કાંઈ ઓછું નથી. ભોજન વખતે પાટલા આગળ રંગોળી પૂરે છે, તેમાં પવિત્ર વિચાર આવી મનની મલિનતા દૂર થાય અને ચિત્તશુદ્ધિ સાથે ઉલ્લાસ થાય એ હેતુ છે.

"આંગણું સવારમાં વાળીને સમાર્યું હોય, આછો આછો છંટકાવ કર્યો હોય અને પછી રંગોળીનાં સુંદર ચિત્રો હાથથી દોરેલાં હોય ત્યારે જાણે કેવું બધે રળીઆમણું રળીઆમણું લાગે છે અને મન ઉલ્લાસમાં આવી જાય છે ?

"સાથીઆને માટે સાધન સામગ્રીમાં ચોકખાઇ પહેલી જોઇએ, નહિ તો જે ઘરના આંગણામાં કચરો પડયો હોય, આંગણું સ્વચ્છ ન હોય, તે ઘરમાંથી લક્ષ્મી પ્રયાણ કરે છે એમ કહેવાય છે. સ્વચ્છતા તો દિવ્યતા છે અને દિવ્યતામાં દેવોનો વાસ છે....

" વળી ધાર્મિક જીવનનો અભાવ પણ યુવતીઓના જીવનમાં માલૂમ પડે છે. દેવમંદિર, પ્રાતઃસ્નાન, પ્રભુપૂજા, સ્તોત્રાદિનું રટણ વિગેરે દિવસે દિવસે અલોપ થતાં જાય છે. આ એક અસંતોષ ઉત્પન્ન કરે એવું છે. જ્યાં ધર્મ નથી, ત્યાં જય નથી. ધર્મ અને નીતિનાં બીજ તમારા ઉછરતા બાળકોનાં જીવનમાં તમે કેવી રીતે વાવી શકશો ? ધાર્મિક જીવનથી આત્મા ઉન્નત, પ્રફુલ્લ બની રહે છે, અને આત્માની ઉન્નતિમાંજ જીવનનું સાફલ્ય છે.

' સ્ત્રી એ જગતની માતા છે. પરમાત્માએ સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિને જાળવવા સ્ત્રી જાત બનાવી છે. ન્હાનાં બાળકને ઉછેરીશું તેમ તેઓ ઉછરશે. બાળ ઉછેરનું જ્ઞાન આપણી યુવતીઓને નથીજ. માતાની ફરજ સમજ્યાં પહેલાં માતા થવામાં પાપ છે. બાલક માંદુ હોય છે ત્યારે તાત્કાલિક શું ઉપાય કરવો એ જ્ઞાન હાલની યુવતી નથી ધરાવતી. ઘરગથુ દવા જાણવા પ્રયાસ પણ તેઓ નથી કરતાં. ઘરની દવા એ કરકસરની દૃષ્ટિએ પણ ધ્યાનમાં લેવા જોગ છે. કોણ જાણે કેમ હાલમાં માનસિક નબળાઇ ઘણીજ પ્રવર્તે છે. ચેતનશક્તિનો અભાવ યુવતીઓમાં સ્થળે સ્થળે નજરે પરે છે. આ દોષ ગંભીર છે. આને લઇને તેઓનાં શરીર પણ બંધાતાં નથી અનેક યુવતીઓ હીસ્ટીરીયા આદિ માનસિક વ્યાધિથી પીડાય છે. આથી કરીને ન્હાનપણમાંથીજ જીવન રસહીન બને છે. તેઓની ભવિષ્યની પ્રજા પણ અનેક શારીરિક અને માનસિક રોગો વારસામાં મેળવે છે.

" હાલની યુવતીઓ ઘણીવાર ખોટી શરમ પાળે છે. દળવું, ખાંડવું, પાણી સીંચવું અને ગૃહકાર્ય કરવું એમાં ન્હાનમ સમજે છે. પોતાના ગૃહકાર્યમાં શરમ શાને રાખવી ? તન, મન, અને ધનની દૃષ્ટિએ પણ ગૃહકાર્ય કરવું એ ઉત્તમ છે.

" વ્યવહારમાં હાલની યુવતીઓ બહુ આગળ આવતી નથી. જ્ઞાતિમાં સગાંઓને ત્યાં શુભ, અશુભ પ્રસંગે અસલની સ્ત્રીઓ ઘણીજ ઉપયોગી થતી. હાલની યુવતીઓ એવા કાર્યમાં ભાગ લઇ જ્ઞાતિસેવા કરતી નથી. આથી જ્ઞાતિ એ એક કુટુંબ હોય એમ ભાસતું નથી. જે જ્ઞાતિ અન્યને એકજ કુટુંબ જેવી ભાસે છે તે જ્ઞાતિ ઉન્નત બની દેશસેવામાં પોતાનો હીસ્સો આપે છે.

' અત્યારે એક ગંભીર આક્ષેપ આપણી યુવતીઓ ઉપર આવે છે તેઓ વડીલ વર્ગ તરફ તદ્દન બેદરકાર દેખાય છે. આ આક્ષેપ કેટલેક અંશે સત્ય છે. માટે એ વાત યુવતીઓએ ખાસ વિચારવાની છે. કેળવણીથી આપણે વધારે નમ્ર અને વિનયી થવું ઘટે છે. જે કેળવણી સંસ્કાર નથી આપતી, વડીલ વર્ગને માન નથી અપાવતી, તે કેળવણી આપણને ન શોભે. આવા દોષો આપણા જીવનમાંથી સદાને માટે ચાલ્યા જાય ત્હેને માટે આપણે સતત્ પ્રયત્ન આદરવાના છે. એ દોષો દૂર કર્યા વગર આપણાં ગૃહમંદિર દેવાથી નહિ ભરાય. બીજા અનેક ન્હાનાં દોષો આપણી યુવતીઓનાં જીવનમાં છે. ત્હેને પણ દૂર કરવા પ્રયત્ન કરવાના છે. જુઓ ! જુવાનીના ગર્વમાં એ દોષો મક્કમ થવા દેશો તો પરિણામે અસંતોષજ પામશો. માટે ત્હમારૂં અને તુહમારાં બાળકનું ભવિષ્ય ત્હમારાજ હાથમાં છે.

સ્ત્રીઓના અધિકાર.

"ચાંદ"માં શ્રીમતી કૃષ્ણાકુમારી બહેન " સ્ત્રીઓ અને તેમનું દાયિત્વ " એ વિષય પર એક જાણવાજોગ લેખ લખે છે. એ લેખનો સાર નીચે આપીએ છીએઃ

"હિંદમાં અત્યારે રાજકીય સાથે સામાજીક હિલચાલ પણ જોશપૂર્વક ચાલી રહી છે. સામાજીક સંગઠન કેવી રીતનું થવું જોઇએ ? અને તેમાં સ્ત્રીઓને ક્યું સ્થાન મળવું જોઇએ ? એ પ્રશ્નો મુખ્ય છે. સ્ત્રીઓએ ઘરમાં કામ કરવું જોઇએ કે બહાર ? એ સવાલ પર વિચાર ચાલે છે. અમારા ઘણા ભાઈઓ ઈંગ્લાંડ-અમેરિકાને પોતાનો આદર્શ બનાવે છે. વીજળીનું તેજ ચમકદાર અને સુન્દર દેખાવમાં હશે પરંતુ તેમાં મીણબત્તીની મધુરતા અને શીતલતા નથી. અમેરિકા-ઈંગ્લાંડના આદર્શો તે દેશો માટે યોગ્ય હશે; આપણે માટે તે માર્ગદર્શક ન થઇ શકે. આપણા અને તેમનાં આદર્શો ભિન્ન ભિન્ન છે.

" આપણે ત્યાં સ્ત્રી પુરૂષ બન્ને મળી પૂર્ણ ગૃહ બને છે. સુન્દર ઘરની રચનામાં બન્નેનો હિસ્સો છે. કેટલાંક કાર્યો એવાં હોય છે કે

જમણો હાથેજ થઇ શકે અને કેટલાક ડાબે હાથેજ. તેથી જમણા હાથની મહત્તા ડાબા હાથથી વધી નથી જતી. ઇશ્વરે સ્ત્રીઓના સ્વરૂપ સાથે તેમનું હૃદય પણ સુન્દર અને સ્વચ્છ બનાવ્યું છે. પુરૂષો કરતાં તેમનામાં વધારે ઈશ્વરીય ગુણો છે. દયા, ક્ષમા, પ્રેમ અને ત્યાગ તેમના મુખ્ય ગુણો છે. એ પ્રમાણે સ્ત્રી પુરૂષના કાર્યમાં પણ ભિન્નતા છે. સ્ત્રીઓ બાલિકા હોય ત્યારથી તેમના જીવનમાં ત્યાગ ભરેલો હોય છે. જે માણસો વગર સમજ્યે તેને 'ગુલામી' કહે છે, તેમનામાં મનુષ્યત્વની ન્યૂનતા હોય છે.

"કન્યા ચાર-પાંચ વર્ષની હોય, સંસારના સ્વાર્થ ન જાણતી હોય છતાં પોતાના નાના ભાઇ માટે તેને બરાબર ચિન્તા રહે છે. સારૂં ખાવાનું હશે તો પ્હેલાં નાનાભાઇને આપશે. એ ત્યાગ તેને શીખવવો નથી પડતો. વિવાહ થાય એટલે એનો ત્યાગ સંપૂર્ણતાએ પ્હોંચે છે. તે પોતાનું સર્વસ્વ એક અજાણ્યા માણસને આપી દે છે, અને તે પણ સંકોચ વિના. આવા ત્યાગનું ઉદાહરણ બીજે ક્યાં મળશે? એ ત્યાગ શું તે પોતાના સુખને માટે કરે છે? ના. પતિના સુખ માટે પોતાનું બલિદાન આપે છે. લગ્નના દિવસથી તે પોતાને માટે નહિ, પતિને માટેજ જીવે છે.

"પણ એ ત્યાગનું પરિણામ શું? વર્ષના ૩૬૫ દિવસ તે પંચાગ્નિ તાપે છે. પોતાને પુરૂષ કહેવડાવતા પતિદેવ પલંગપર પડયા ઘોરતા હોય તેવે સમયે પ્રાતઃકાલમાં તે ઉઠે છે; ઘરને, આંગણાંને સ્વચ્છ બનાવે છે; સૂર્યોદય થાય કે પતિદેવ અને બાલકો માટે નાસ્તો તૈયાર. તેમને જમાડી તે આનંદ પામે છે. કેટલીક સ્ત્રીઓ માને છે કે એમાં સ્ત્રીઓનો અમૂલ્ય સમય નકામો જાય છે. હું તેમને પૂછું છું કે આથી વધારે સારો અધિકાર સ્ત્રીઓ માટે બીજો કયો છે? ધારાસભામાં જઇને બે ત્રણ ઠરાવ પસાર કરાવવાના કાર્યને તમે કદાચ વધારે ઉપયોગી ગણતાં હશો. કોઇ સુશિક્ષિત સ્ત્રી ૫૦-૬૦ રૂપીઆ મહિને કમાઇ શકતી હોય અને દાસીઓ ૧૦-૧૫ રૂપીએ મળતી હોય તો બાળકોને દાસીને સોંપી શા માટે કમાણી કરવા ન જવું? એમ તમે કદાચ કહેશો. એને કદાચ આપ ગુલામી નહિ માનતાં હો. ઉદાહરણ માટે તમે યૂરપ અમેરિકાની સ્ત્રીઓનો દાખલો આપશો. ત્યાં માતા પુત્રનો સંબંધ માત્ર વીસ વર્ષ સુધીજ હોય છે. તમે એવો અનુભવ કરવા માંગો છો?

"આ સંસારમાં અને ખાસ કરીને હિંદમાં બાળકોને ઉછેરવા કરતાં વધારે સારૂં અધિકારનું કોઇ કાર્ય નથી. આપણી સર્વ આશાઓ, સર્વ સુખ દુઃખ, જીવન મરણ, સ્વતંત્રતા ગુલામી જે કહો તે સર્વનો આધાર બાલકો ઉપર છે. સંસારનું એ સર્વથી મોટા અધિકારનું કામ આપણા હાથમાં સોંપવામાં આવ્યું છે. પુરૂષોનું ભવિષ્ય આપણા હાથમાં સોંપાયું છે. તેને સ્વર્ગ યા નર્ક બનાવવાનો નિરંકુશ અધિકાર આપણી પાસે છે. એથી વધારે સારો કયો અધિકાર જોઇએ છે? તમે કહેશો કે એમાં મહેનત છે. તો શું કોઇ પણ અધિકારનો ઉપભોગ મખમલની તળાઇ પર પડીને થઇ શકે છે?

"આમ કહેવાની મતલબ એ નથી કે સ્ત્રીઓને મકાનની ચાર દીવાલોમાં બંધ કરી લેવામાં આવે કે તેમને કેળવણી ન અપાય. સ્વચ્છ જલ વાયુ કોઇના બાપની મિલ્કત નથી. કુદરતનું સૌંદર્ય કેવળ પુરૂષોના ઉપભોગ માટે નથી રચાયું સર્વ મનુષ્યોનો એ વસ્તુઓ પર સરખો અધિકાર છે. કેળવણી વિના 'બાળ ઉછેર' નો અધિકાર ભોગવી શકાયજ નહિ. જેના હાથમાં બંદુક આપવી હોય તેને બંદુક મારતાં પ્રથમ શીખવવું જોઇએ.

"આ મહાન ત્યાગના બદલામાં સ્ત્રીઓને સંતોષ અને સ્વચ્છ પ્રેમ સ્હેલાઇથી મળે છે, જે મેળવવા માટે મોટા મોટા યોગીઓ તપ કરે છે. પુરૂષો પણ એ બાબતમાં અનુદાર નથી રહ્યા. સ્ત્રી ઘરની સ્વતંત્ર સમ્રાજ્ઞી છે, દેવી સ્વરૂપા છે; પુરૂષોની અન્નપૂર્ણા છે, સરસ્વતી છે, લક્ષ્મી છે; પુરૂષો તેમની ભક્તિ કરે છે. સ્ત્રીઓ પોતેજ વિચારી લે કે ધારાસભાની ખુરશી કરતાં આ હૃદય સિંહાસન શ્રેષ્ઠ છે કે નહિ?"



અર્થે સત્વર ઉપયોગ કરવાની આ પરિષદ આગેવાનોને સુચના કરવાનો ઠરાવ કરે છે. "

" છુટા છેડા એટલે છુટકાના રિવાજને નામે ચાલતા અતિ શરમભરેલા અને અયોગ્ય રિવાજ તરફ આ પરિષદ તિરસ્કારની દ્રષ્ટિએ જુએ છે અને તેને સદંતર નાબુદ કરવા આ સભા દરેક જ્ઞાતિભાઇને આગ્રહપૂર્વક ભલામણ કરે છે. "

× × ×

મુંબાઇની કાલકાદેવી કન્યાશાળાનો ઇનામો વ્હેંચી આપવાનો સમારંભ શ્રીયુત વિઠ્ઠલભાઇ પટેલનાં પ્રમુખપદે તા. ૨૦ મી એપ્રીલે ઉજવાયો હતો. શાળાના મુખ્ય ઓરડામાં કન્યાઓનાં હસ્તકૌશલ્યના સુંદર નમુના ગોઠવ્યા હતા. સમારંભમાં બાળાઓએ ગાયન, કસરત અને ગરબાઓનો કાર્યક્રમ રજુ કર્યો હતો. શ્રીમતી સ્વરૂપરાણી નેહરૂએ ઇનામો વ્હેંચી આપ્યા હતા. શાળાનો અહેવાલ મુખ્ય શિક્ષિકા બાઇ ગુલાબબાઇએ વાંચી સંભળાવ્યો હતો. શ્રીયુત પટેલે શાળાના કાર્યના વખાણ કર્યાં હતાં. પરંતુ ઇનામો માટે પરદેશી ચીજો ખરીદાઇ તેથી અણગમો બતાવ્યો હતો અને મ્યુનીસીપલ શાળાઓના ૫૫૦૦૦ બાળકો અને ૨૫૦૦ શિક્ષક-શિક્ષિકાઓ ખાદી પ્હેરતાં થઇ જાય એમ ઇચ્છ્યું હતું.

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના પ્રમુખ સૌ. લેડી લક્ષ્મીબાઇ જગમોહનદાસને ના. સરકારે જે. પી. ( સુલેહના અમલદાર ) બનાવ્યા તે માટે માનપત્ર અર્પણ કરવાનો એક સમારંભ મંડળ અને સાન્તાક્રુઝની શાખા તરફથી તા. ૨૨ મી એપ્રીલે મારવાડી વિદ્યાલયના હોલમા ઉજવાયો હતો પ્રમુખ સ્થાને સૌ. લેડી કુંવરગૌરી ચીમનલાલ સેતલવડ હતાં. માનપત્ર એક સુંદર ચાંદીની પેટીમાં મુકીને અર્પણ કરવામાં આવ્યું હતું. લેડી લક્ષ્મીબાઇએ વળતો આભાર માનતાં દરેક બ્હેનને જાતિ ઉન્નતિ અને રાષ્ટ્રની ઉન્નતિ માટે કાર્ય કરવાની સલાહ આપી હતી

× ×

મુંબાઇમાં તા. ૨૭ મે ને દિને મળેલી ભાટીઆ પ્રાંતિક પરિષદે કરેલા ઠરાવોમાથી સ્ત્રીવર્ગ સાથે સબંધ રાખતા નીચેના ઠરાવો ઉતારી લઇએ છીએ:

" આપણી જ્ઞાતિની ઉન્નતિ અટકી છે અને જો અધોગતિ થતી હોય તો તે અટાવી જ્ઞાતિને ઉન્નતિ તરફ લઇ જઇ શકાય તે માટે —

આપણી જ્ઞાતિમાં હજી પણ કોઇ કોઇ સ્થળે કન્યાવિક્રય થાય છે તે પ્રત્યે આ પરિષદ પોતાનો સખત અણગમો જાહેર કરે છે.

આ પરિષદ બાળ લગ્ન અને વૃદ્ધ પુરૂષોનાં લગ્ન બંધ કરવાની ભલામણ કરે છે.

આપણી જ્ઞાતીમાં સારા અને માઠા પ્રસંગોએ કરવામાં આવતા રીતરિવાજો અમલમાં લાવવાનો કુલ્લે આધાર સ્ત્રીવર્ગના હાથમાં હોવાથી આ પરિષદ જ્ઞાતિના સ્ત્રીવર્ગને ખાસ કરીને વિનંતિ કરે છે કે જ્ઞાતિની ઉન્નતિને ખાતર તેમજ જ્ઞાતિની અને ભવિષ્યની પ્રજાને ભારે ન પડે અને પ્રજા સુખમય જીવન ગાળે તે ખાતર નીચે જણાવેલી સુચનાઓનો પુર્ણપણે અમલ કરે."

એ સુચનાઓ જનોઇ, લગ્ન, સીમંત અને મરણ પ્રસંગોએ થતા કેટલાક નકામા ખર્ચો અટકાવવા સંબંધી છે.

"આપણી જ્ઞાતિની ઉન્નતિ માટે સ્થળે સ્થળે યોગ્ય ધાર્મિક કેળવણી અપાય તે માટે ઘટતો પ્રયત્ન કરવો. "

"જ્ઞાતિને ઉન્નતિ તરફ લઇ જવાના એક સાધન તરીકે તેમજ જ્ઞાતિની આર્થિક સ્થિતિમાં સુધારો થાય એ હેતુ લક્ષમાં રાખીને આ પરિષદ માને છે કે અસલના વખતમાં દેશમાં આપણા ઘરોમાં રેંટીઓ ફેરવી સુતર કાંતવાનો જે રીવાજ હતો, તે ફરી ચાલુ કરવો અને આવી રીતે કંતાઇને તૈયાર થએલા સુતરમાંથી કૌટુંબિક કપડાં વણાવી પહેરવા."

× × ×

મુંબાઇના આર્યસમાજ મંદિરનાં તા ૬ ઠ્ઠી મે ને દિવસે ત્રણ અણુવાળોગ લગ્નોની ક્રિયા થઇ હતી, જેમાં બે પુનર્લગ્ન હતાં અને એક વર્ણાંતર લગ્ન હતું એ ક્રિયા પંડિત દ્વિજેન્દ્રનાથ શર્માએ કરાવી હતી પહેલુ લગ્ન સુરતના શ્રીયુત હીરાલાલ જમનાદાસ એમ. એ. સીવીલ ચીખલીના મોઢ વણીક જ્ઞાતિની વિધવા બાઇ હંસમુખગૌરી સાથે થયું હતું. એ બ્હેન પ્રથમ લગ્ન પછી ૧૫ વર્ષની વયે વિધવા થયાં હતાં બીજુ લગ્ન મુંબાઇના આવેલા વણીક શ્રીયુત બાપાલાલ માણેકલાલ

મઢીવાળાનું કોડીનારના શ્રીયુત દેવચંદ મેઘજીની વિધવા પુત્રી બાઇ ગોદાવરી સાથે થયું હતું. બાઇ ગોદાવરી ૧૩ વર્ષની વયે વિધવા થયાં હતાં. ત્રીજું લગ્ન મુંબાઇના એક ભાટીઆ ગૃહસ્થ શ્રીયુત ગોકળદાસ આંપશીનું મુંબાઇનાજ એક લોહાણા ગૃહસ્થ શ્રીયુત સુંદરજી વેલજીની ૨૨ વર્ષની કન્યા બાઇ રતનબાઇ સાથે થયું હતું. લગ્ન કરનારા તરફથી આર્યસમાજની જુદી જુદી સંસ્થાઓને ભેટો આપવામાં આવી હતી.

× × ×

મુંબાઇના ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળના એક મંત્રી ગં. સ્વ. બ્હેન રુક્મિણી દેસાઇ યુરપના પ્રવાસે જતાં હોવાથી તેમને સફળ સફર ઇચ્છવાનો એક સમારંભ તા. ૮ મી મેને દિને કાકડવાડીમાં આર્યસમાજ હોલમાં મંડળના પ્રમુખ સૌ. શેઠ લક્ષ્મીબાઇ જગમોહનદાસના પ્રમુખપદે ઉજવાયો હતો. શનીવાર તા. ૧૦ મી એ સ્ટીમર ઉપર પણ પ્રમુખ બ્હેન અને કેટલાંક સભાસદો તેમને વળાવવા ગયાં હતાં.

× × ×

મુંબાઇની નેશનલ મેડીકલ કોલેજની પરીક્ષામાં મિસિસ મંગળાદેવી વત્સલ અને કુમારી ભીમાબાઇ જોગ પસાર થયાં છે. મિસિસ મંગળાદેવીને આયુર્વેદ માટે મિસિસ મ્હાલર્વાળું ઇનામ અને ફીઝીઓલોજી માટે શેઠ મથુરદાસ નારણદાસવાળું રૂ. ૫૦નું ઇનામ. એમ બે ઇનામો મળ્યાં છે.

× × ×

મુંબાઇ યુનીવરસીટીની બી. એસ.સી. ડીગ્રી માટેની પરીક્ષામાં કુમારી નરગીઝ ડોસાભાઇ એન્જીનીઅર અને કુમારી અમીના સુમન્ત મહેતા પાસ થયાં છે.

× × ×

મુંબાઇના વનિતા વિશ્રામ માટે ફંડ ભેગુ કરવા તા. ૧૪-૬-૧૯૨૨ ના રોજ અહિંથી આફ્રિકા ગયેલાં બે બ્હેનો શ્રીમતી રુક્મણી બ્હેન, અને શ્રીમતી ચંદન બ્હેન તથા શ્રીયુત રવીલાલ બજાજ રૂપીઆ ૧૦૯૦૦૦ ની રકમ લઇને પાછાં ફર્યાં છે. તેમને અભિનંદન આપવાનો એક સમારંભ તા. ૧૬ મી એપ્રીલે સર પુરૂષોત્તમ દાસના પ્રમુખપદે થયો હતો.

× × ×

મુંબાઇની હિંદુ ગોશનરી સોસાયટીએ મીસ નોરા વીલ્સન નામે એક અંગ્રેજ મહિલાને હિંદુ ધર્મમાં લીધી છે અને તેનું નામ સુશીલા રાખ્યું છે.

× × ×

અમદાવાદમાં કાંકરીઆની આસપાસનાં ગરીબ વર્ગનાં બાળકોની સેવા કરવા માટે તા. ૨૫ મી એપ્રીલે વીમેન્સ કાઉન્સીલ અથવા સ્ત્રીઓના મંડળ તરફથી એક સામાજીક સેવાની સંસ્થા શેઠ હિમ્મતલાલના બંગલામાં ખોલી છે. તેમાં નાના બાળકોને રાખવાનો ઘોડીઆ વિભાગ છે જેમાં બાર બાળકોની ગોઠવણ છે. નાનાં છોકરાંઓને ભણાવવાને શાળા છે, જોડે એક દવાખાનું પણ રાખ્યું છે. તેમજ ગરીબ વર્ગના માણસોને પડતર ભાવે અનાજ મળે તે માટે સસ્તા ભાવના અનાજની દુકાન ખોલવામાં આવી છે. બાળકોને ભણાવવાને એક શિક્ષિકા રાખી છે. તે ઉપરાંત એક નર્સ પણ કામ કરે છે. મી. સંડીલ નામના ગૃહસ્થે ત્યાં રાત્રીશાળા ચલાવવાનું માથે લીધું છે. તે સિવાય એક ફરતું પુસ્તકાલય રાખવાની અને ખુલ્લી હવામાં ફરવા લઇ જવા વગેરેની ગોઠવણ કરી છે. કલેક્ટરનાં પત્ની મીસીસ ગેરેટ અને સૌ. વિદ્યાગૌરી નીલકંઠ સંસ્થાને લગતી વ્યવસ્થા ઉપર દેખરેખ રાખે છે.

× × ×

અમદાવાદની સેન્ટ્રલ જેલના બીનસરકારી વીઝીટર તરીકે મિસિસ માડગાંવકરને સ્થાને સૌ. સરલાદેવી અંબાલાલ સારાભાઇની નીમણુંક કરવામાં આવી છે.

× × ×

અમદાવાદમાં તા. ૧૯-૨૧ મી એપ્રીલે મળેલી સમસ્ત દશાનાગર વણિક પરિષદમાં સ્ત્રીઓ સાથે સંબંધ ધરાવતા નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા છેઃ

( ૧ ) આ પરિષદ દરેક જ્ઞાતિજનને તથા પંચોને ભલામણ કરે છે કે સગાઇ કરતી વખતે કન્યા કરતાં વરની ઉમ્મર ઓછામાં ઓછી પાંચ વર્ષ વધારે હોવી જોઇએ તથા તેર વર્ષથી ઓછી વયની કન્યાનાં લગ્ન તરફ આ પરિષદ સખ્ત નાપસંદગી દર્શાવે છે. ( ૨ ) આ પરિષદ વિધુર લગ્ન સંબંધમાં ૪૫ વર્ષ ઉપરાંતના લગ્નો તરફ

નાપસંદગી દર્શાવે છે. ( ૩ ) આ પરિષદ કન્યાવિક્રય માટે સખ્ત અણગમો જાહેર કરે છે અને તે તરફ તિરસ્કારની નજરે જુએ છે. ( ૪ ) આ પરિષદ રડવા કુટવાના ચાલ સામે સખ્ત અણગમો જાહેર કરે છે અને તે ચાલ બંધ કરવા દરેક પંચોને ભલામણ કરે છે.

નીચેનો ઠરાવ મિસિસ બારફીવાળાએ રજુ કર્યો હતો:

આ પરિષદ ઉચ્ચ અને માધ્યમિક કેળવણીને ઉત્તેજન આપવા દરેક સંસ્થાને ભલામણ કરે છે અને પ્રાથમિક કેળવણીને ફરજીઆત કરવા આગ્રહ કરે છે.

રા. હીમતલાલ મગનલાલે એવો ઠરાવ રજુ કર્યો હતો કે એક હયાત સ્ત્રી ઉપર ખાસ કારણ સિવાય બીજી સ્ત્રી લાવવી જોઇએ નહીં એવો આ પરિષદનો અભિપ્રાય છે. આ ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા;

× × ×

સુજાવ ગામે મળેલી ખેડા જીલ્લા શિક્ષક સમાજ પરિષદે નીચે પ્રમાણે એક ઠરાવ પસાર કર્યો છે:

"બાળવર્ગને અને પ્હેલા ધોરણના બાળકોને શાળામાં અભ્યાસ માટે દિવસના ચાર કલાકથી વધારે રોકવા નહિ. તેમનું કામ ચાર કલાકમાંજ પૂરું કરવું; અને એ ચાર કલાકમાં એક કલાક (બે ટકે) શિક્ષકોની દેખરેખ નીચે રમતગમતમાં ગાળવો."

× × ×

ગોરાણા ( પોરબંદર રાજ્ય ) ના પ્રસિદ્ધ લોહાણા ગૃહસ્થ શેઠ નાનજી કાલીદાસે આફ્રિકાથી થોડા વખત પર પાછા ફરી કેટલાક સખાવતો કરી છે. રાવલ ગામમાં ચાર વર્ષથી તેમના ખર્ચે એક કન્યાશાળા ચાલે છે. તેમના પ્રયત્નથી રાજ્યે એ શાળા માટે મકાનની સગવડ કરી આપી છે. ઉપરાંત દુષ્કાળ નિવારણ માટે તેમજ બીજા કાર્યો માટે એમણે સખાવતો કરી છે.

× × ×

પાલીતાણામાં તા. ૭ મી મેને દિવસે જૈન વિધવાઓ અને બીજી સ્ત્રીઓના લાભાર્થે એક શ્રાવિકાશ્રમ ખુલ્લું મુકવાની ક્રિયા પાલીતાણાના નામદાર રાણી સાહેબના હાથે થઇ હતી. આ આશ્રમ ભાવનગરના સૌ. સુરજકુંવર નરોતમભાણજી અને બીજી બ્હેનોએ શ્રમ લઇ ઉઘરાવેલા ફંડનું શુભ પરિણામ છે. આશ્રમ વિધવાઓ અને બીજી સ્ત્રીઓને કેળવણી આપી અને હુન્નર ઉદ્યોગો શીખવી સ્વાશ્રયી તેમજ સમાજસેવિકાઓ બનાવવાની નેમ રાખે છે. આ પ્રસંગે અમદાવાદના શ્રીમતી સરસ્વતી બ્હેને વિધવાઓની વિપત્તિઓનું અને પૈસાને લોભે બાળકીઓના વૃધ્ધો સાથે થતા લગ્નોની હાનિઓનું અસરકારક વર્ણન કર્યું હતું. ના. મહારાજાએ આ પરોપકારી કાર્યમાં મદદ કરનારાઓના વખાણ કર્યાં હતાં.

× × ×

કરાંચીમાં હેરીસ રોડ ઉપર એક ખોજા સુવાવડખાનું ખુલ્લું મુકવાની ક્રિયા કમીશનર મી. રયુના હાથે તા. ૨૨ મી એપ્રીલે થઇ હતી. એ મારેતું મકાન શેઠ કાસમ વલીએ સવાલાખ રૂપીઆને ખરચે બંધાવી આપ્યું છે; અને પોતાની માતાને નામે તે કોમની સ્ત્રીઓના લાભાર્થે સોંપી દીધું છે.

× × ×

મરહુમ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનાડેના ધર્મપત્ની ગં. સ્વ. રમાબાઇ રાનાડેનું તા. ૨૮ મી એપ્રીલે પૂનામાં અવસાન થયું. તેઓ લાંબા વખતથી માંદગી ભોગવતાં હતાં. પોતાના સ્વર્ગસ્થ પતિને પગલે ચાલી તેમણે સમાજ સેવાનું સંગીન કામ કર્યું છે. મહુંમ પૂનાના સેવાસદનના પ્રમુખ હતાં. સ્ત્રી ઉન્નતિની ચળવળમાં તેમણે મોટો હિસ્સો આપ્યો છે.

× × ×

પૂનાની મહિલા વિદ્યાપીઠના સાધારણ ફેલોઝ તરીકે સોળ વ્યક્તિઓની ચુંટણી થઇ છે, જેમાં ગુજરાતના જાણીતા કાર્યવાહક સૌ. બ્હેન શારદાગૌરી સુમન્ત મહેતા. બી. એ. પણ ચુંટાયા છે.

× × ×

વ્યાકોમ ( ત્રાવણકોર રાજ્ય )ના અંત્યજો પોતાની અસ્પૃશ્યતા ટાળવા જે સત્યાગ્રહ કરી રહ્યાં છે, તેમાં સ્વયંસેવિકા તરીકે જોડાવાની "તામીલ કન્યકા" પત્રની તંત્રી શ્રીમતી મંગલબાઇ ઇચ્છા દર્શાવી છે. બીજી સ્ત્રીઓ પણ એ લડતમાં આગેવાની ભર્યો ભાગ લે છે.

× × ×

બાળકો અને આરોગ્યને લગતું એક પ્રદર્શન દાર્જીલીંગના ટાઉન હોલમાં બંગાળાના ગવર્નરના પત્ની લેડી લીટને તા. ૧૫ મી મેને દિને ખુલ્લું મુક્યું હતું. પરદાનશીન બાનુઓ પણ આ પ્રસંગે મોટી સંખ્યામાં હાજર હતી.

× × ×

"ગયે વર્ષે ઝરીઆમાં મારવાડીઓની એક મહાસભા ભરાઇ હતી, તેમાં સભાના પ્રમુખે એવી મતલબનો ઠરાવ કર્યો હતો કે, મારવાડી સ્ત્રીઓ રાષ્ટ્રીય મહાસભાની સભાસદ કે કાર્યવાહક બની શકે નહિ. સભાએ આ ઠરાવ પસાર કર્યો. શું મારવાડી પુરૂષો પોતાની સ્ત્રીઓ તરફ આવો નીચ ધારણા રાખેછે" ( મહિલા સમાચાર)

× × ×

નોડીઆ પ્રાંતમાં મળેલી સામાજીક પરિષદે અંત્યજો સામેના અંકુશો પાછા ખેંચી લેવાના તથા વિધવા વિવાહને ઉત્તેજન આપનારા ઠરાવો પસાર કર્યા છે.

× × ×

"એક ક્ષત્રિય કન્યા તા. ૩ જી જાનેવારીએ પોતાના ભાઇ સાથે બિહારના ઉત્તર ભાગલપુર પ્રાન્તમાં પોતાના પિતાને ઘેર જતી હતી. રસ્તામાં કેટલાંક ધુતારાઓએ ભાઇને આવીને કહ્યું કે અમારી ગાય કીચડમાં ફસાઇ ગઇ છે, તેને કાઢવામાં મદદ કરો. તેમની લુચ્ચાઇ ન જાણતાં ભાઇ પોતાના માણસોને લઇ તેમની સાથે ગયો અને છોકરી એકલી રહી. પેલા ધુતારામાંને એક પાછા ફરીને તલવાર દેખાડી તેની પાસે કપડા દાગીના માંગ્યા. લગભગ ૧૦૦૦ રૂપીઆના શરીરપરના દાગીના તેણે ઉતારી આપ્યા, પણ પ્હેરેલી સાડી આપવાની ના પાડી-કિમતી હતી તે માટે નહિ પણ પોતાની લજ્જાના રક્ષણને ખાતર, પેલાએ આગ્રહ કર્યો, ત્યારે કહ્યું કે તમારૂં વસ્ત્ર મને પ્હેરવા આપો તો સાડી કાઢી આપું. એ પ્રમાણે થયા પછી તેણે તેનું પોલકું પણ માગ્યું, જેના બદલામાં છોકરીએ તેનું બદન માંગ્યું. તે બદન ઉતારવાના ધ્યાનમાં હતો તે વખતે તેનીજ તલવાર ઉઠાવી લઇ છોકરીએ ધુતારાનું માથું ધડથી જુદું કર્યું, અને કપડાં ઘરેણાં લઇ પાસેના ગામમાં નાસી ગઇ. સરકારે આ વીર બાળાને રૂ. ૨૦૦ નું ઇનામ આપી તેની બ્હાદૂરીની કદર કરી છે." (ચાંદ)

× × ×

સીમલામાં બાળકો અને સ્ત્રીઓ માટેની લેડી રેડીંગ હોસ્પીટલ ખુલ્લી મુકવાની ક્રિયા વાઇસરોયના પત્ની કાઉન્ટેસ રેડીંગને હાથે તા. ૨૮ મી એપ્રીલે કરવામાં આવી હતી. આ હોસ્પીટલનો પાયો ગયે વર્ષે તા ૧૫ મી જુને નાંખવામાં આવ્યો હતો.

× × ×

કપુરથલા રાજ્યે એક ફરમાન પ્રકટ કર્યું છે કે ૧૩ વર્ષની અંદરની ઉમ્મરની છોકરીઓના અને ૧૫ વર્ષની અંદરની ઉમ્મરના છોકરાઓના લગ્ન થશે તો તે એક ગુન્હો ગણવામાં આવશે અને તેને માટે રૂ. ૧૦૦ ના દંડની અથવા એક મહિનાની જેલની સજા થશે. બીજા રાજ્યોએ આ સ્તુત્ય ફરમાનનું અનુકરણ કરવું જોઇએ.

× × ×

" લાહોરના લાલા બાલકતરામ થાપરની ૧૬ વર્ષની વિદુષી પુત્રી કુમારી સરલાદેવીનો સ્વર્ગવાસ થયો છે. કુમારી સરલાદેવી એક આદર્શ દેશભક્ત હતી. ૧૯૨૨ માં પોતાની માતાની મનાઇ છતાં તેણે સ્વદેશીનું વ્રત લીધું હતું અને તે છેવટ સુધી નિભાવ્યું. મરતી વખત તેણે પોતાની માને કહ્યું; " મને આનંદ થાય છે. કે ઇશ્વરે મારૂં ખાદીનું વ્રત નિભાવ્યું. મારા સર્વ કપડાં હવે અનાથ બાલિકાઓને આપી દેજો. " પિતા તરફ જોઇને તેણે કહ્યું: " કૃપા કરી સો રૂપીઆ મહાત્માજીના તિલક સ્વરાજ્ય ફંડમાં મોકલી આપજો. એ મારી છેવટની સેવા થશે. " ( હિંદી નવજીવન. )

× × ×

ગં. સ્વ. સરલાદેવી ચૌધરાણીએ "ભારત" પત્રના તંત્રી તરીકેની ફરજો પોતાને માથે લીધી છે. હવેથી એ પત્ર તેઓ ચલાવશે.

× × ×

" જયતો (નભા રાજ્ય) માં ચાલતા અકાલી શીખોના સત્યાગ્રહને પરિણામે ૨૨ જણ ઉપર હાલમાં અદાલતમાં તપાસ ચાલે છે. એ ૨૨

આરોપીઓમાં ધર્મને ખાતર હિંદુમતી શ્રીમતી હીરાનકુંવર નામે એક મહિલા પણ છે.

× × ×

મુંબાઇ યૂનીવરસીટીની મેટ્રીકની પરીક્ષામાં લગભગ ૧૬૬ સ્ત્રી-વિદ્યાર્થીનીઓ પસાર થઇ છે, જેમાં ગુજરાતી વિદ્યાર્થીનીઓની સંખ્યા ૧૦ છે. તેમનાં નામ આ પ્રમાણે: વીમળા બરોડકર, ગુલાબ એન્જીનીયર, પ્રેમીલા ગાંધી, ગીરજા ગોકણે, કલાવતી માસ્તર, વિનોદિની નિલકંઠ, મંદાકિની પંડિત, પન્ના મહેતા, કૌમુદી ત્રિવેદી, અને મહાલક્ષ્મી ખશાડી. પ્રમાણમાં સંખ્યા બહુ નાની ગણાય!

× × ×

## એશિયા.

રંગુનમાં ધોળે દિવસે લુંટ કરવાનો એક બનાવ તા. ૧ લી મે ને દિને થયો હતો. કસ્ટમ્સ ખાતાના એક ક્લાર્ક મી. ટનના ઘરના બારણા બપોરે ત્રણ માણસે ઠોકયાં હતા. મી. ટનની પત્ની ઘરમાં હતી, તેને તેમણે ખાત્રી આપી કે તેના બાઇ તરફથી તેઓ એક પત્ર લાવ્યા હતા. આ ખાત્રીથી પ્રેરાઇ એ બાઇએ બારણા ઉઘાડતાંજ એકે તેનો હાથ પકડયો, બીજાએ છોકરાને પકડયા અને ત્રીજો રસ્તામાં ચોકી કરતો ઉભો. બાઇનો હાથ પકડનારે તેના હાથમાંથી બંગડીઓ કાઢવા માંડી એટલે બાઇએ બુમ મારી જેને પરિણામે લુંટારાએ તેને ચૂપ થવાનું કહ્યું. બાઇએ તે નહિ માનતાં તેણે બાઇના માથામાં એક ખંજરથી ઘા કર્યો, અને ત્રણે, નાસવા માંડયા. બાઇની બુમથી આવી ચઢેલા પડોશીઓએ છાપરે ચઢીને નાસી જતા એક લુંટારાને પકડયો છે.

× × ×

"જાપાન ક્રોનીકલ" એક ખબર આપતાં લખે છે કે "મીસ શી: ચીન ચીન-ચીન નામે ૧૮ વર્ષની, હાઇસ્કુલની કેળવણી પામેલી પેકીંગની એક ચીના છોકરીએ ચીનના વર્તમાનપત્રોમાં એક જાહેરખબર છપાવી પોતાના માબાપે હયુન્ગ પા-ઓચી નામના યુવાનના બાપ સાથે પોતાના વિવાહનું કરેલું સાટું સ્વીકારવાની ના પાડી છે. તે જણાવે છે કે એ વિવાહ બાળપણમાં થયો હતો, અને પોતાનાં સગાં સંબંધીઓને તે એ જાહેરખબરથી ખબર આપે છે કે એ વિવાહ ફોક છે તેની તેમણે નોંધ લેવી. બાળવિવાહ વિરૂદ્ધ આવાં પગલાં લેવાયાના દાખલા સંખ્યાબંધ બન્યા છે." હિંદમાં માબાપો બાળકોને બાળવિવાહના બંધનમાં જકડી લે છે, પરંતુ તેઓ સમજણવાળાં થાય તે પ્હેલાં લગ્ન કરી નાંખવાની સાવચેતી રાખે છે. તેમને મોટી ઉમ્મરનાં થવાં દે તો કદાચ ઉપર પ્રમાણેજ પરિણામો જોવાનો વખત આવે.

× × ×

## યુરપ.

ઇંગ્લાંડના જાણીતાં નવલકથાકાર મીસ મેરી કોરેલી મરણ પામ્યાં છે. એમણે સંખ્યાબંધ નવલકથાઓ લખી છે અને તે અત્યંત લોકપ્રિય થઇ છે. એમના વિચારો પશ્ચિમ કરતાં પૂર્વના આપણા આદર્શોને વધારે મળતા આવે છે.

× × ×

લેડી કલેર એન્સલી, મીસ ઇવા ગોરગુથ અને મીસ એસ્થર રોપર તથા બીજાઓની બનેલી એક સમિતિ ઇંગ્લાંડમાંથી દેહાંત દંડની શિક્ષા કાઢી નાંખવાની લડત ચલાવી રહી છે.

× × ×

ઇટલીની વિખ્યાત નટી (એકટ્રેસ) મીસ એલીઆનોરા ડયુસ મરણ પામી છે.

× × ×

મોસ્કો (રશીઆ) માં એક વિચિત્ર બાળકનો જન્મ થયાની ખબર લંડનનું "ટાઇમ્સ" પત્ર આપે છે. એ છોકરો અત્યારે પાંચ વર્ષનો છે; પણ તેના શરીરની ખીલવણી મોટા માણસના જેવી છે તેને મુછો ફુટી છે; જો કે મનોવૃત્તિ બાળક જેવીજ છે. જન્મતી વખતે બાળક સાધારણ કદનો હતો પણ એક વર્ષ પૂરું થતાં શરીરમાં ઝડપથી ખીલવણી થવા માંડી હતી. ડાકટરો માને છે કે શરીરમાં રહેલી કોઇ ખામીને લીધે આવી ઝડપી ખીલવણી થઇ છે. બાળકના માબાપના શરીર સાધારણ જ છે.

× × ×






**મહિલા અંક**

"ગુણસુંદરી" ના વાચકવર્ગને સ્ત્રીઓના લેખોનો આ ખાસ-'મહિલા અંક" નજર કરતાં અમને આનંદ થાય એ કુદરતી છે. પ્હેલાજ અંકથી માંડીને છેલ્લાં નવે અંકોમાં સ્ત્રીઓએ લખેલા લેખો, કાવ્યો, વાર્તાઓ વગેરે અમે પ્રકટ કર્યાં છે; પરન્તુ આ અંક સર્વાંશે-બે અપવાદો સિવાય-સ્ત્રીઓની જ પ્રવૃત્તિના ફળરૂપ કરવાનો અમારો અભિલાષ અમારા એક ખાસ ઉદ્દેશને આભારી છે. "ગુણસુંદરી" પ્રકટ કરવાનું સાહસ અમે ઉપાડયું ત્યારથી એક ખાસ ઉદ્દેશ અમે દૃષ્ટિ સમિપ રાખ્યો છે અને તે એજ કે આ માસિક વખત જતાં સર્વાંશે સ્ત્રીઓનુંજ માસિક બની રહે. અર્થાત એની સામગ્રી સ્ત્રીઓને ઉપયોગી થવા ઉપરાત સ્ત્રીઓનીજ સાહિત્યકૃતિઓથી એ માસિક ભરાય, સ્ત્રીઓની જ ચિત્રકલાથી એ માસિક આકર્ષક બને અને એક વા વધુ સ્ત્રીઓ છેવટે એનું તંત્ર અને વ્યવસ્થા પણ ઉપાડી લ્યે. સામાજીક અને રાજકીય પ્રશ્નો ચર્ચતા અને ગૃહસંસારના વિષયોને લગતા લેખો, રસિક અને મનોહારી ટુંકી વાર્તાઓ અને સુંદર કાવ્યો ગુજરાતની સ્ત્રીઓ લખી શકે છે, એની સચોટ સાબિતિ "ગુણસુંદરી" ના અત્યાર સુધીના અંકો અને ખાસ કરીને આ "મહિલા અંક" આપે છે. બીજા વિષયો-ખાસ કરીને વૈદક વિષયો-પર પણ લેખિકા બ્હેનો ધારે તો ઘણું ઉપયોગી સાહિત્ય પૂરું પાડી શકે. ચિત્રકલા પણ બ્હેનોએ હાથ કરી છે. એ બ્હેનો પોતાના જ્ઞાનનો અને પોતાની કલાકૃતિઓનો લાભ નજદીકના ભવિષ્યમાં આ માસિક દ્વારા પોતાની બ્હેનોને-સમસ્ત ગુજરાતને આપશે અને અમારા ઉદ્દેશને સફળ કરવામાં સહાયભૂત થશે, એવી આશા રાખવી કુદરતીજ ગણાશે. "મહિલા અંક"ના ઉપર જણાવેલા બે અપવાદોમાં એક અપવાદ એ ચિત્રો સંબંધી છે. બીજો અપવાદ માસિકના તંત્ર સંબંધી છે આ અંકમાં નિરૂપાયે અમારે "તંત્રીઓની નોંધ" લખવી પડે છે. અમે ઇચ્છીએ છીએ કે એ કાર્ય પણ કોઇ સુશિક્ષિત બ્હેન ઉપાડી લ્યે. ક્રમમાં ક્રમ ભવિષ્યમાં આવા "મહિલા અંકો" પ્રકટ થાય ત્યારે એવી એકાદ બે બ્હેનોની સહાયતા અમને એ અંકો પૂરતીજ મળે તોય હાલ તુરત અમારો ઉદ્દેશ કેટલેક અંશે સફળ થઇ શકશે." અલબત્ત ગુજરાતના સુપ્રસિદ્ધ કવિવર શ્રીયુત અરદેશર ફરામજી ખબરદાર કહે છે તેમ, એ કાર્ય સર્વાંશે કોઇ સુશિક્ષિત બ્હેન ઉપાડી લે અને અમને એ કર્તવ્યભારથી સત્વર મુક્ત કરે એમ અમે તો ઇચ્છીએ છીએ. સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગના અધ્યક્ષસ્થાનેથી એ કવિવર કહે છે: "માસિકની પૃથકતા પણ ધીરે-ધીરે જામતી જાય છે, એ શુભ ચિહ્ન છે. સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી એવું એક જૂનું માસિક ખોળંબે પડયું છે, ત્યારે "ગુણસુંદરી" નામે નવું માસિક બ્હાર પડયું છે. હવે તો એમજ લાગે છે કે આપણી કોઇ વિદુષી અને સાધનસંપન્ન બ્હેન પોતાની જૂની સંસ્કારિતા અને નવી વિચારસિકતાના સુયોગરૂપ કોઇક સ્ત્રી-ઉપયોગી માસિક કાઢે અને તેમાં ગુજરાતની નવી ઘડાતી ગ્રહલીલાઓને સન્માર્ગે દોરે, તો સાહિત્યની તેમજ પ્રજાસમાજની ઘણી મોટી સેવા થાય." કવિવરની આ આશા સત્વર સફળ કરવા એવી કોઇ વિદુષી અને સાધનસંપન્ન બ્હેન ગુજરાતી સાહિત્ય અને જનસમાજની આ મોટી સેવા કરવાના અભિલાષથી "ગુણસુંદરી"નું તંત્ર ઉપાડી લે, તો અમારો ઉદ્દેશ પણ સર્વાંશે સફળ થાય. અલબત્ત, એથી એમ માની લેવાનું નથી કે અમે આ કામથી થાકી ગયા છીએ.

અમે તો ગુજરાતના સ્ત્રીસમાજની સેવાનો આ કર્તવ્યભાર સહર્ષ ઉપાડી લીધો છે, અને એવો શુભ દિવસ આવશે ત્યાં સુધી એ ભાર યથાશક્તિમતિ સહર્ષ વહન કરીશું. કમાણી કરવાનો કે કીર્તિ ખાટવાનો લોભ અમે રાખ્યો નથી; તેમજ પુરૂષો તરીકે સ્ત્રીઓની જરૂરીઆતો જાણવા-સમજવાની અમારામાં સ્વાભાવિક ખામી હોય, એ બે કારણોને લીધેજ આ કર્તવ્યભાર કોઇ સુશિક્ષિત બ્હેનના શિરે નાંખવાને અમે ઉત્સુક છીએ. એ શુભ દિવસ આવી લાગે ત્યાં સુધીમાં સુશિક્ષિત અને કલારસિક બ્હેનો પોતાની કૃતિઓનો લાભ માસિકને આપવામાં હંમેશાં તત્પરતા બતાવશે એટલું તો અમે તેમની પાસે માગી લઇએ. "ગુણસુંદરી" કોઇ ખાસ પક્ષનું માસિક નથી એ સર્વેએ ધ્યાનમાં રાખવાનું છે. જે બ્હેનો કોઇ પણ વિષય પરત્વે પોતાના વિચારો દર્શાવવા ઇચ્છતી હોય તે આ માસિક દ્વારા છૂટથી દર્શાવી શકે છે. જે ક્ષેત્ર આ માસિક ખુલ્લું કરી આપે છે તે ક્ષેત્રનો લાભ દિનપ્રતિદિન વધારે ને વધારે પ્રમાણમાં અને સંખ્યામાં બ્હેનો લે તો માસિકના સંચાલકોનો એક મુખ્ય ઉદ્દેશ કેટલેક અંશે સફળ થયો ગણાશે.

**સાહિત્ય પરિષદ્ માં સ્ત્રીઓ.**

ભાવનગરમાં એપ્રીલ માસના ત્રીજા અઠવાડીઆમાં ગુજરાતી સાહિત્ય પરિષદ્ની સાતમી બેઠક વયોવૃદ્ધ સાક્ષરવર્ય શ્રીયુત કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદિના પ્રમુખપદે મળી હતી. આ પરિષદ્માં સ્ત્રીઓ નહિ જેવીજ સંખ્યામાં ભાગ લીધો છે એ જોઇ અમને સહેજ દિલગીરી થાય છે અમે ભૂલતા ન હોઇએ તો સ્ત્રીઓના લખાયલા માત્ર બેજ નિબંધો એ પરિષદ્માં આવ્યા હતા, અને તેમાંથી માત્ર એકજ મંડપમાં વંચાયો હતો. સૌ. બ્હેન લીલાવતીનો "દ્રૌપદી" વિષેનો નિબંધ એ સતિના ચારિત્ર્યની અને વ્યક્તિત્વની ચર્ચા નવિન દૃષ્ટિએ કરે છે. એ આશ્રિય નિબંધ ધ્યાનપૂર્વક વાંચવા અને મનન કરવા જેવો છે. સુપ્રસિદ્ધ માસિક "ગુજરાત" ના વૈશાખ માસના અંકમાં તે પ્રકટ થયો છે. બીજો નિબંધ સૌ. બ્હેન ચૈતન્યબાળા મજમુંદારનો "લલિત કલા" વિષે હતો. એ નિબંધ જ્યારે તેમણે પરિષદની વ્યાસપીઠ ઉપરથી વાંચ્યો ત્યારે શ્રોતાઓના હૃદયમાં તેમની વાંચવાની છટા અને લખવાની શક્તિ માટે અત્યંત માન ઉત્પન્ન થયું હશે-હતું. એ નિબંધ સુપ્રસિદ્ધ માસિક "શારદા" ના બે અંકમાં પ્રકટ થયો છે અને તેમાંથી "લલિતકલા" વિષેનો ભાગ આ અંકમાં "વિવિધ વિષયો" વિભાગ માં અમે ઉતારી લીધો છે. પોતાના પ્રયત્નોથી અને ઉત્તમ સાહિત્યકૃતિઓથી ગુજરાતના સ્ત્રી-સમાજની પ્રતિષ્ઠા એ બન્ને બ્હેનોએ ટકાવી રાખી છે, અને તે માટે અમે તેમને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. ગુજરાતમાં બીજી પણ અનેક વિદુષી મહિલાઓ છે. એ બ્હેનોએ પણ પરિષદ્ના કાર્યમાં-ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં ભાગ લીધો હોત તો અમને અત્યંત આનંદ થાત. અમે આશા રાખીએ છીએ કે ભવિષ્યમાં તેઓ પોતાના કર્તવ્યમાં નહિ ચૂકે, અને મોટી સંખ્યામાં આગળ પડતો ભાગ લઇ જગત્ની ખાત્રી કરી આપશે કે સાહિત્યના ઉત્કર્ષમાં ગુજરાતની બ્હેનોનો ફાળો મોટો છે.

**તાજી હવાની તંદુરસ્તી પર અસર**

"સ્ત્રીની ઉન્નતિ" વિષેના પોતાના લેખમાં સૌ. બ્હેન વિનોદિની "શારીરિક તંદુરસ્તી" ને પ્રથમ સ્થાન આપે છે અને તે મેળવવા માટે બે મુખ્ય વસ્તુઓ-અંગ કસરત અને તાજી હવાની જરૂર જણાવે છે. અંગ કસરત તો, હજી ય ગૃહકાર્ય જાતે કરતી ઘણી સ્ત્રીઓ થોડે ઘણે અંશે કરી શકે છે. મોટા શહેરોમાં રહેતી સ્ત્રીઓ એ બાબતમાં કેટલેક અંશે કમનસીબ છે. તેમાંની કેટલીક ઘરકામ કરવામાં શરમ માને છે, અને નહિ જેવા કામ માટે શક્તિ હોય છતાં, નોકરો રાખી પતિને બારરૂપ બને છે. અને પોતાની જાતને નુકશાન કરે છે. તાજી હવાનો ઉપભોગ હિંદમાં પુરૂષો મોટે ભાગે કરે છે, પણ સ્ત્રીઓ-ખાસ કરીને જ્યાં પડદાનો કે લાજ કાઢવાનો રિવાજ પ્રચલિત છે ત્યાંની સ્ત્રીઓ-કુદરતની એ બક્ષીસથી કમનસીબ રહે છે. દક્ષિણ ગુજરાત સિવાયના બીજા વિભાગો જ્યાં લાજનો રિવાજ પ્રચલિત છે ત્યાં સ્ત્રીઓએ બહુધા ઘરમાં ગોંધાઇ રહેવું પડે છે. પ્હેલાંના

વખતમાં ગામ કે શહેર બહાર આવેલા મંદિરોમાં દર્શન કરવા જવાને બહાને ય સ્ત્રીઓ ઘરની બહાર નીકળી શકતી અત્યારે એ ધાર્મિક ભાવના બંદ પડવાને કારણે તાજી હવાનો લાભ લેવાને અટક્યો છે, અને તેનો પરિણામે અત્યારની સ્ત્રીઓ પોતાની દાદીઓની સરખામણીમાં શરીરે કમજોર અને સૌંદર્યમાં ફીકી જણાય છે. પ્રમાણે જો લાંબો વખત ચાલે તો આપણી સ્ત્રીઓ ની તંદુરસ્તી અને તે સાથે તેમના સૌંદર્ય સર્વાંશે નષ્ટ થઈ જાય એ નિઃસંદેહ વાત છે. એનાં ભયંકર પરિણામ પુરૂષવર્ગને પણ વેઠવાં પડે છે. કમજોર સ્ત્રીઓની પ્રજા પણ તેમના જેવીજ કમજોર અને સૌંદર્યહિન થવાની. આ ભયંકર પરિણામો અત્યાર પ્હેલાં જણાવા લાગ્યાં છે અને રહ્યુંસહ્યું પણ થોડા વખતમાં નષ્ટ થશે. સ્પષ્ટ રીતે કહીએ તો એ પરિણામ માટે આપણી સ્ત્રીઓની ખોટી લજ્જાજ જવાબદાર ગણાય જે લજ્જાની ભાવના જાતિ ઉન્નતિ અટકાવી, ભવિષ્યની પ્રજા પર પણ માઠી અસર કરે તે માત્ર ખોટીજ નહિ પણ ભયંકર ગણાવી જોઇએ. કેટલાક એમ માનશે કે અમે સુધારા પક્ષની દલીલ કરીએ છીએ, પણ વસ્તુતઃ તેમ નથી. આ દલીલ આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિએજ કરવામાં આવે છે આડે દહાડે લાંબા ઘુંઘટ કાઢી ફરતી સ્ત્રીઓ પણ કેટલાક પ્રસંગોએ, સર્વથા નિર્લજ્જ બની મ્હાલે છે. કેટલેક ઠેકાણે લગ્ન પ્રસંગોમાં જ્યાં હજી ય ફટાણા ગાવાનો રિવાજ છે ત્યાં સ્ત્રીઓ વડીલોની પરવા કર્યા વિના જીભને છુટી મુકી દઇ શકે છે. રોવા કુટવાના પ્રસંગે કપડાંની અસ્તવ્યસ્તતાની દરકાર કર્યા વિના, વડીલો પાસે ઉભા હોય છતાં, નિર્લજ્જપણે એકબીજાની હરીફાઇ કરતી સ્ત્રીઓને ઘણાઓએ જોઈ હશે. આવા પ્રસંગોએ જો લજ્જાનો ત્યાગ થઇ શકે તો પછી તંદુરસ્તીને ખાતર, જીંદગીના સુખને માટે અને ભવિષ્યની પ્રજાના હિતની દૃષ્ટિએ એ લજ્જાપર, શા માટે અંકુશ ન મુકી શકાય તે અમે સમજી શકતા નથી. સ્ત્રીઓને તાજી હવાના સેવન માટે એટલી છુટ આપવી હિંદુ સમાજની ફરજ છે. એમ કરતાં લજ્જાનો ત્યાગ કરવાની ભાગ્યેજ જરૂર જણાશે, માત્ર એ લજ્જા પાછળ ખોટી રીતે સ્ત્રીઓ ન તણાય એટલોજ જરૂરી અંકુશ મુકવાનો છે

**જાપાનની સ્ત્રીઓ અને તાજી હવા.**

જાપાનની સ્ત્રીઓના જીવનમાં તાજી હવા કેટલો બધો આવશ્યક અને આવકારદાયક ભાગ ભજવે છે તેનો ઉલ્લેખ અહિં કરવો અસ્થાને નહિ ગણાય "હેલ્થ" માસિકમાં એ સંબંધી એક મનનીય લેખ પ્રગટ થયો છે તેનો સાર આ પ્રમાણે છે: જાપાનની સ્ત્રીઓને પ્રથમ પાઠ એજ ભણાવાય છે કે તાજી હવાના ઉપયોગ વિના જીવવું અશક્ય છે. જેમ વધારે સ્વચ્છ હવા મળે તેમ જીવન વધારે સુખી અને તંદુરસ્ત બને. જાપાનના ઘરોની બારીઓમાં કાચ જડેલા ભાગ્યેજ દેખાશે; એને બદલે તેલીઓ કાગળ લગાડેલો હોય છે, જે હવા અંદર આવતી ભાગ્યેજ અટકાવી શકે સ્ત્રીઓ રાતના બારીઓ ખુલ્લીજ રાખે છે બારીમાથી આવતી સ્વચ્છ હવાની લહરીઓ તેનાં અંગો સાથે આખી રાત રમે છે. ઠંડી લાગે તો ઓઢી લ્યે, પણ બારી બંધ ન જ કરે. સવારમાં સૌથી પ્રથમ કામ ઘર બહાર જવાનું હોય છે; અને ત્યાં બને તેટલી તાજી હવા લે છે. સવારના સ્નાન કરતાં આ કામ વધારે અગત્યનું ગણાય છે રસોડાંની અને બીજાં ઓરડાઓની બારીઓ કડકડતા શિયાળા સિવાય ઉઘાડી જ રહેવાની. જાપાનીઝ સ્ત્રી હવાનો ભૂખમરો કદી વેઠતી નથી પરિણામે તેમનાં શરીર, તંદુરસ્ત અને સ્નાયુઓ મજબુત બને છે, ક્ષયનું દર્દ જાપાનમાં ભાગ્યેજ થાય છે; શિયાળામાં પણ ક્વચિત જ ખાંસીથી કોઇ પીડાય છે. ઠંડી લાગે તો ગરમ કપડાં પ્હેરે પણ તાજી હવાનો માર્ગ બંધ ન જ કરે.

તાજી હવાનું સેવન જાપાનમાં ખોરાક કરતાં વધારે અગત્યનું ગણાય છે. જેઓ બહાર ન જઇ શકે તેઓ બારી પાસે ઉભા રહી ઉંડા શ્વાસોશ્વાસ લઇ તાજી હવાનો ઉપભોગ કરે છે. હિંદની સ્ત્રીઓ તાજી હવાનું સેવન એટલુંજ ઉપયોગી ગણે અને તે માટે એવાજ પ્રયત્ને ઇચ્છાપૂર્વક કરે તો પોતાની જાપાનીઝ બ્હેને જેવી તંદુરસ્તી અને સૌંદર્ય સહેલાઇથી પ્રાપ્ત કરી શકે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે શારીરિક તંદુરસ્તી ઉપરજ વ્યક્તિની બીજી સર્વ શક્તિઓના વિકાસનો મુખ્ય આધાર છે; અને વ્યક્તિઓની ઉન્નતિ દેશની ઉન્નતિનો માર્ગ અત્યંત સરળ કરી આપે છે.



શ્રીમતી પૂર્ણિમાદેવી
સંયુક્ત પ્રાંતોની સામાજિક પરિષદનાં પ્રમુખ




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. જુલાઇ ૧૯૨૪. અંક ૧૧ મો.





# ઇચ્છાવર-કોડીલી.

લેખક : કેશવ હ. શેઠ.

૧

" વેલી ! ખીલેલી રંગ-રમણે ચડે જો !
" અદેખી તરુની ડાળે અડે જો,
" આશાની વેલ !
" ઉરના ઉલ્લાસ એમ ફરકે શા મુખડે ?

૨

" શણગારી થાળ પુષ્પ, અક્ષત્, કુંકુમે જો !
" શાને સાહેલી ! ઘેલી-ઘેલી ઘૂમે જો,
" ગાવું હલે-હેત !
" હૈડાંનાં હેત આજ નયણે શાં નિતરે ?



૩

" છાયો નભ મેઘ, માંહી વીજળી ઝબૂકે જો,
" આવડાં શાં તેજ આજ તારાંય ભભૂકે જો,
" શાથી ઓ બ્હેન !
" જીવનની જ્યોત આજ નવતેરી ઉઘડે ? "

૪

' ઉન્હા હવે વનવાયરા લાગે શીતળ હેમ;
" પૂષ્પ પરિમલ ભારી ભરી અગમ્ય અર્પે પ્રેમઃ "
--" એમ ? "

૫

" કલરવ પંખીનો કટુ મનને હવે મધુરઃ
" રટે પપૈયો પિયુ-પિયુ, આલેખી મમ ઉરઃ "
—" જૂઠ્ઠે...રે ! "

૬

" વ્હાલી, " કુદરતની કેલા, વ્હાલી, વિશ્વલીલાય;
" વ્હાલું અમૃત દેવનાં, આણુ ભરી પીવાયઃ "
—" અરે વાહ ! "

૭

" ક્હેની ઓ બ્હેની ! ત્હારે એકલડે વાસ જો ?
" ઉઘડ્યા અણદીઠ શા, પુણ્યના પ્રકાશ તો,
" વરઘેલાં વેણ— "
" ગાજંતા ઘેરે નાદ ઉરનિધિ ઉછળે ! "

૮

" ઉછળંતો ગાજંતો, ઉરનો અમ્ભોધિ જો,
" आतमनो चन्द पक्ष सुहागी शोधों जोः
" પૂછો મા બ્હેન !
ચડેલ હું ય, ચાંદલે ને ચૂડલે "

—વેણી.





# પુરૂષપ્રતિષ્ઠા
## અથવા
## ગુલાબસિંહ*ની દિલગુલાબી.



લેખિકાઃ કુસુમકુમારી લાલભાઈ ઝવેરી.

જેને સંસારમાં રહી એક ઉચ્ચ આદર્શમય દામ્પત્ય જીવન ગાળવાની ઇચ્છા હોય તેણે લગ્ન શા સારૂ હોઇ શકે તેનો સંપૂર્ણ વિચાર કરવો જોઇયે.

લગ્નનો ખરો હેતુ તો શરીરના મોહ કરતાં આત્માનાં આરાધનજ હોઇ શકે. પછી હું ને તું નો ભાવ રહેવો ન જોઇયે. બન્નેએ પોતાના આત્માઓને અવિભક્ત બનાવવા જોઇયે.

સાચ્ચો સ્નેહ કંઈ પ્રેમનાં વધારે વિશેષણો કે બજારનાં આભૂષણો અર્પવાથી દર્શાવી શકાતો નથી. પણ ગુલાબસિંહ, રમાને માટે પોતાનો પ્રાણ અર્પી જગતને સ્નેહના સ્વાર્પણરૂપે વિરલ પુરૂષપ્રતિષ્ઠા દર્શાવે છે તેમજ થવું જોઇયે. લૉર્ડ લિટનની ઝેનાનીની નવલકથાનો 'ગુલાબસિંહ' નામક અનુવાદ કરી તત્વજ્ઞ સાક્ષર મણિલાલ નભુભાઇએ ગુજરાતને અધ્યાત્મલગ્નનો આદર્શ સમર્પ્યો છે.

એ રસકથાની નાયિકા રમા એક ગરીબ કુટુંબમાં જન્મી હતી. તેના પિતા સરદારને કાવ્ય તથા સંગીતનો ઘણો શોખ હતો. પોતાના એક કાવ્ય ઉપરથી તો તેણે પોતાની પુત્રીનું નામ રમા રાખ્યું હતું. તેને કંઇ બહુ ઊંચું શિક્ષણ મળ્યું ન હતું. છતાં જે તેને કંઈ આપવામાં આવ્યું હતું તેનાથી તેનું જીવન ઘણુંજ ઉત્તમ બન્યું હતું.

બાલપણથી તેને પણ નાટ્યસંગીતનો શોખ હતો. પણ તે શોખ પ્રભુમય ને દૈવી જ હતો. તેને તેનાં માબાપ નિરાધાર અવસ્થામાં મૂકી સ્વર્ગે ચાલી ગયાં હતાં. તેથી તેણે પોતાનો જીવનક્રમ એક રાસમંડળમાં નટી તરીકે ભજવવા માંડયો, અને લોકોને તે પોતાની અદ્‌ભુત અભિનય કળાથી પોતા તરફ આકર્ષવા લાગી. પણ તેની વૃત્તિ હમેશાં સાત્વિક અને પવિત્ર હતી.

એક દિવસ પોતે રાસમંડળમાં નાટ્ય ભજવી રહી હતી ત્યારે ગુલાબસિંહ કરીને એક વિલક્ષણ રસજ્ઞની "શ્યામ નયનની ઝળક" અણીને સમય તેણે ઝીલી ને એ ગુણજ્ઞતાના પ્રભાવે તે કૃતાર્થ બનતાં તેમનું તારામૈત્રક ત્યારથી ગ્રન્થાઇ ગયું.

ગુલાબસિંહ ઘણોજ પરમાર્થી, ઉત્સાહી, આનન્દી ને સંસ્કારી પુરુષ હતો. તેને દુનિયાની ખોટી માયા બીલકુલ પસંદ ન હતી. છતાં બીજાની ખાતર પોતે ભોગ આપવા હમેશાં તૈયારજ રહેતો. એવો તે પ્રેમકરુણાર્દ્ર અને અધ્યાત્મરસિક હતો.

પછી જ્યારે ગુલાબસિંહ અને રમા યમુનાતીરે મળે છે ત્યારે પણ તેને એવો સરસ બોધ આપે છે કે તેથી રમા પળવાર પોતાનાં દુઃખોને ભુલી જાય છે. પરમ વત્સલતાથી તે સમજાવે છે કે દુઃખ સર્વપર પડે છે છતાં ધૈર્ય રાખવું. જગતમાં સર્વ મનુષ્યોની વૃત્તિઓ એક સરખી નથી હોતી. પછી રમાને તે વૃક્ષની વાત સંભળાવે છે:

"તારા પડોશીની વાડીમાંનું પેલું ઝાડ જો. જો ને કેવું વાંકું ચૂકું અંબળાતું એક

* સ્વ. સાક્ષરવર્ય મણિલાલ દ્વિવેદિની વિખ્યાત નવલકથા "ગુલાબસિંહ"નું એક રસદર્શન.

છે. નથી તેની આંખોમાં અશ્રુ કે નથી ગ્લાની. પણ તેને ચ્હેરે દરરોજની દિલગુલાબીજ ઝળકી રહી હતી.

છેવટે ઉગતે પ્હોરે રમા જ્યારે જાગી. અને માદળિયું પોતાને બાંધેલું જોયું ત્યારે તેને ખબર પડી કે જીવન દેવ ગયો ને તે સાથેજ રમાનો સ્નેહાળ આત્મા પણ ગુલાબસિંહની સાથેજ ઉડી ગયો ! ને સતીની પુણ્યેચ્છા સફળ થઇ !

પ્રભુ આવુંજ ધન્ય મરણ સાચાં પ્રેમભક્તોને અર્પે ! ધન્ય ભાગ્ય હજો હિન્દનાં કે તેનાં સંતાનોમાં રમા ને ગુલાબસિંહના જેવાં પ્રેમભક્ત દંપતી પ્રકટે ને સંસારને તેમની દિલગુલાબીથી રંગે !

રમાના ગુણો અતિ ઉત્તમ અને સ્ત્રીને શોભાવે તેવા હતા. તેના પતિ પ્રત્યેની ફરજ તે સારી રીતે સમજી શકી હતી. જો કે તેને એક ઘડી માટે પણ ગુલાબસિંહ ઉપર શંકા આવી હતી ને તેવી શંકાને સાચ્ચા ને ઉંડા પ્રેમમાં બીલકુલ સ્થાન નજ મળવું જોઇયે. તો પણ તેની અંતિમ પ્રાર્થના અને દેહાંત દર્શાવે છે કે તે અનન્યા મતિશ્તા જ હતી ને તેણે ભૂલ કરી તે માત્ર પુત્ર માટેના સદ્ભાવનીજ હતી ને તેટલા પૂરતી તે ક્ષંતવ્યજ છે. પ્હેલેથીજ તેને દિલના દેવ જેવોજ પતિ જોઇતો હતો ને તેવોજ તેને મળ્યો કે ત્યારથી છેવટ સુધી તે તેનીજ થઇ રહી, તેને માટેજ સતી થઈ. નહિંતર પુત્ર માટે પતિથી દૂર જનાર પુત્ર માટે જીવત નહિ ? પણ નહિ. રમા તો લક્ષ્મી હતી તેથી અંતે જ્યાં તેના પ્રભુજી સંચર્યા ત્યાંજ તે અનુચરી.

પણ ગુલાબસિંહે પ્રિયતમાની ને તેના પુત્રની ખાતર કરેલ પ્રાણાર્પણ સતીઓને પણ ઉજાળે તેવું વિરલ હતું. પુરુષાર્થમાંજ સિદ્ધિ માનનાર પુરુષ પ્રેમભક્તિમાંજ પ્રતિષ્ઠા દર્શાવે તે તો સદૈવ પૂજ્ય જ ગણાય. સીતા અને સાવિત્રી જેટલાજ રામ ને સત્યવાન અનુકૂળ મહાનાયક રૂપે વંદ્ય છે. એવાં દંપતીના ઘર સંસારમાં જ મહા પ્રજા પાકે છે. એવાં પતિપત્ની માતપિતૃદેવજનને પદેથી પ્રભુનાં બાલકદેવને સેવે છે, રમા અને ગુલાબસિંહની દાંપત્ય દષ્ટિ કેવળ તેમના અધ્યાત્મ બાલક પ્રત્યેજ મૂળથીજ હતી તેવીજ સફળ કરી વિમુક્તિને વરી શક્યાં.

[ ૫ ]

## નહિં કાંતું ! *

બાજરાની મુઠી ભરાવ બાઇજી કાંતવા જાઉં,
બાજરામાં કાંકરા હોય વહુજી કેમ ખાશો ?

મગની મુઠી ભરાવ બાઇજી કાંતવા જાઉં,
મગ માળવીઆ હોય વહુજી કેમ ખાશો ?

તલની મુઠી ભરાવ બાઇજી કાંતવા જાઉં,
તલ અપાઢી હોય વહુજી કેમ ખાશો ?

ત્હારો રેંટીયો ઉલાળી મેલ બાઇજી નહિં કાંતું,
ત્હારી પૂણીમાં પલીતો મેલ બાઇજી નહિં કાંતું.

ત્હારી માળના કટકા કરૂં બાઇજી નહિં કાંતું,
ત્હારી ત્રાકડી ભાંગી નાંખ બાઇજી નહિં કાંતું !

---

* જુનાં જમાનામાં રેંટીઓ બધે ઠેકાણે પ્રાધાન્યપદ ભોગવતો હતો અને વહુ પાસે સાસુ રેંટીઓ ખુબ કંતાવતી. આ લોકગીતમાં વહુ ખાવા માટે બાજરો, મગ, તલ વિગેરે માગે છે પણ સાસુ ખાવાનું આપતી નથી, અને આખો વખત વહુ પાસે કંતાવવાનો આગ્રહ રાખે છે. વહુને આથી ગુસ્સો ઉપજે છે અને એ ગુસ્સાનો પ્રવાહ રેંટીઆ તરફ વળે છે.



# નાના નટુએ દાટ વાળ્યો !

લેખક: શ્રીયુત " મસ્ત-ફકીર "

રવિવારે બપોરે જમી હમેશના રિવાજ પ્રમાણે પાસેના પરીન વીલામાં હું પાના રમવા ગયો. પરીન વીલાના કમ્પાઉન્ડમાં એક નાની ચાલ આવેલી હતી, જેમાં કેટલાંક હિન્દુ કુટુમ્બો રહેતાં હતાં. કમ્પાઉન્ડના મધ્ય ભાગમાં બંગલો હતો જેમાં અત્યારે તો સ્વર્ગમાં મ્હાલતી પરીનના વૃદ્ધ પિતા ડૉકટર જમશેદજી રહેતા હતા.

રવિવારે જમીને પાના રમવા એ સંત-કુંજમાં રહેતી અમારી સંત ટોળીનો ઘણા જુના વખતનો ચાલતો આવેલો રિવાજ હતો. પાના, ચોપટ કે શેતરંજને હું જીગરથી ધિક્કારતો હતો છતાં એકસેંપેરાબ્ન લાગું મારેજ મારે, પણ એ મંડળીમાં પરાણે ભળવું પડતું. ચાલના દાદરપર ચઢતાંજ તોફાની નાનો નટુ હરણીના બચ્ચાંની જેમ ફલાંગ મારતો સામો મળ્યો. દાદરના પગથીઆં ઉતરવાની મ્હેનત તે કદી પણ કરતો નહિ; કઠેરાપર બેસીનેજ નીચે સરકી આવતો. એક બદમાશ, તોફાની બારકશ તરીકે બચુંકલા નટુની કીર્તિ આજુ-બાજુ ફેલાઇ રહી હતી. માબાપ તો શું પણ બધાં પાડોશીઓ એનાથી ત્રાહ ત્રાહ પોકારતાં. ખુદ બુઢ્ઢા જમશેદજીને પણ એના તોફાનનો ભય લાગતો ! હતો તો છજ વર્ષનો પણ એના પરાક્રમ જેવાં તેવાં ન હતાં. એની બુદ્ધિ, એનાં તોફાન, એની મશ્કરીઓ અને નકલોના સપાટામાંથી કોઇ પણ બચી શકતું નહિં.

ઉપર ગયો ત્યાં આખો ડાયરો મને જોઇને એકદમ ખુશીમાં આવી ગયો. બધાંની નજર રસિકલાલની રૂમ તરફ હતી. બે મહિનાથી ખાટલે પડેલા રસિકલાલ પણ લાકડીના ટેકા વડે હનુમાન જેવા ઉંબરામાં ઉભા હતા. "ઉઠી કેમ શક્યા ?" તે એમને પૂછવા જાઉં તે પ્હેલાં છબીલદાસે મને બોલાવ્યો અને કહ્યું: " ફકીર ! ભેદનો પડદો ખુલ્યો, આપણા નટુએજ એ ડ્રોપસીન ઉઘાડયો. " એ ભેદ !

આશરે બે એક મહિના પ્હેલાં અમારી આખી મંડળી છબીલદાસના રૂમ આગળ બેસી પાનાં રમતી હતી. એ રમત અને સંગીતમાં આખી રાત વીતી ગઇ. પ્હો ફાટવાની લગભગ તૈયારી હતી. આ સમયે મુંબાઇથી સાન્ટાક્રુઝ આવતી સવારની પ્હેલી લોકલટ્રેનમાં રસિકલાલ ફાટેલાં લુગડાં સાથે લોહીલુહાણ અને ઘણી ગભરાયલી હાલતમાં આવી પ્હોંચ્યા. અમે તેમનો એવો દેખાવ જોઇ તાજુબીથી ઉભા થઇ ગયા. તુરતજ બાજુમાંથી માણેકલાલ ડૉકટરને અમારામાંનો એક જણ દોડી બોલાવી લાવ્યો. રસિકલાલના ઘાને મલમપટ્ટાં કરી ખાટલે સુવાડયા. એ વખતે તેમની સ્થિતિ એવી હતી કે અમે દેખાવપરથીજ ધારી લીધું હતું, અને ડૉકટરે પણ અમારી ધારણાને પુષ્ટિ આપી હતી કે એમને લગભગ છ મહિના ખાટલે રહેવું પડશે. ડૉકટરે અને અમે ઘણુંય પૂછ્યું પણ રસિકલાલે ક્યાં, કેવી રીતે અને

કોના હાથનો મેથીપાક ખાધો હતો તેનો જરાપણ ખુલાસો કર્યો ન હતો. " બસ, મને ઇજા થઇ છે તે તમે જોઇ શકો છો. સ્નેહીઓ અને મિત્રો તરીકે મારી સારવાર કરવાની તમારી ફરજ છે. મને કયાં માર પડયો તે કહેવા જેવું નથી, અને તે જાણવાથી તમને કાંઇ લાભ પણ નથી. " અમે ઘણુંય તેમને સમજાવ્યા પણ તેમણે કાંઇ પણ ખુલાસો કર્યો નહતો.

મનુષ્ય સ્વભાવજ એવો હોય છે કે કાંઇ પણ બનાવ બનતાં કાર્ય–કારણની સંકલના જાણવાની ઇચ્છા થાય. પરિણામ જોતાં પરિણામનું મૂલ શોધવાની વૃત્તિ થાયજ. અમે કાંઇ કાંઇ તર્ક વિતર્ક કર્યા. ધાર્યું કે રસિકલાલને પઠાણોએ લુંટયા હશે અને કોઇના હાથે લુંટાય એવા તો તે શરીરે હતાજ અણીશુદ્ધ અવયવો લઇને આવેલા હોવાથી ટ્રેન નીચેતો નહિ આવી ગયા હોય, એ સમજી શકાય એમ હતું. એમના કેટલાક હેતના કટકાઓએ તો, મુંબાઇની કોઇ નામ ન લેવાય એવી ગલીઓનું એ પરિણામ હશે, એમ પણ દુષ્ટ કલ્પનાઓ કરી. પરન્તુ રસિકલાલને અમે બરાબર ઓળખતા હતા, એટલે અમારા માન્યામાં એ વાત ન આવી. એ લુંટાયા હોય એમ પણ વિચાર કરતાં અમને ન લાગ્યું. એક બે આની ખોવાઇ હોય તો આખા ઘર, કમ્પાઉન્ડ અને ચાલમાંથી ઝાડુ કઢાવી શોધાશોધ કરી મુકનાર કંજુસ ભાયડો જો કંઇ માલ ગયો હોય તો તેનો બળાપો કર્યા વગર રહે નહિ. પઠાણો તેમના ખીસામાંથી ચાર આનાનો ખુર્દો પણ લઇ ગયા હોત તો તેની બલતરા તેમના મુખમાંથી નીકળ્યા વગર રહેત નહિ. પરન્તુ જે કારણે તેમને માર પડયો હશે, તે જાહેર કરતાં તેઓ કાંઇક શરમાતા હોય, એમ લાગતું હતું.



પડદો કેમ ખુલ્યો ?

આ ભેદનો પડદો હતો. એ પડદો આજે અચાનક કેમ ખુલ્યો તે છબીલદાસની વાત ઉપરથી જણાયું. ખાટલે પડયાને રસિકલાલને બે મહિનાજ થયા હતા. પરન્તુ એમના વહુની સંભાળભરેલી માવજતને લીધે ધારવા કરતાં જરા વ્હેલા તે સાજા થવા લાગ્યા હતા, અને બે ત્રણ દિવસથી લાકડીનો ટેકો દઇ ધીમે ધીમે ઉઠી, બેસી શકતા હતા. આજે હું ગયો કે છબીલદાસે મારો હાથ ખેંચી પોતાની પાસે બેસાડી નીચે મુજબ વાત કરી.

" મી. ફકીર ! ભેદ પાયા: ગઇ કાલે રસિકલાલના હાથપર આંબાહળદર ચોપડી હતી તેનું કારણ તમે પૂછતા હતા: એ કારણ આજે જણાયું અને તેમના મંદવાડનું કારણ પણ ભેગું ભેગું ઉઘાડું પડી ગયું. " એ પછી એમણે જે વાત કરી તે ઉપરથી નીચે પ્રમાણે દશ્ય મારી કલ્પના સમક્ષ ખડું થયું.

છબીલદાસની ઓરડી આગલ મિત્રોની મંડળી જામી હતી; રસિકલાલ પણ ધીમે ધીમે ચાલી આવીને એક આરામખુરશીમાં વિરાજ્યા હતા. નાનો નટુ પાસે રમતો હતો, ( એને પૃથ્વી પર આણવાની જોખમદારી રસિકલાલની હતી ! ) એક બાજુ ખલાસ થતાં છબીલદાસે પોતાની હમેશની ટેવ મુજબ નટુને પાસે બોલાવી તેના માબાપ માટે તથા ઘરમાં બનતા બનાવો માટે, રસિકલાલ અને તેમના ધણીઆણીને અકળાવે, પરન્તુ આખી મંડળીને આનંદ આપે એવા સવાલો યુક્તિથી પૂછવા માંડયા. રસિકલાલે ડોળા કાઢયા પણ નટુ જરાય ગભરાણો નહિ. એ ફક્ત એની માથીજ બીતો; બાપની પરવા કરતો નહિ. એની બા કોઇ સખીને મળવા ગઇ હતી, એટલે એ નિર્ભય હતો.

છબીલદાસે સવાલ કર્યો: " નટુ ! તારા

કાકાને હળદર કેમ ચોપડી હતી ?"

"વેલણ માર્યું' તું." નટુએ બોખગોળો ફેંક્યો.

"ચુપ! નીચે ચાલ્યો જા." રસિકલાલે મહામહેનતે ખુરશીમાં ઉભા થઇ જતાં બરાડ પાડી.

તેમને ખુરસીમાં પાછા બેસાડી દઇ, નટુને વધારે પાસે ખેંચી છબીલદાસે ફરી સવાલ કર્યો: "કોણે માર્યું તું?"

"મારી બા એ."

"ઓત તેરી કી!" ઓડીઅન્સ-મંડળીના મુખમાંથી અટ્ટહાસ સાથે ઉદ્દગાર નીકળી પડ્યો.

"તમે છોકરાને ફટવો નહિ છબીલદાસ! તમે એને બગાડો છો." રસિકલાલ ગુસ્સાથી લાલચોળ થતા જતા હતા. તેમના એવાં ઘણાં ઘણાં વાંધા છતાં છબીલદાસ નટુને જરા દૂર લઇ ગયા અને કઠેરા આગલ ઉભા રહી ફરી પૂછવા માંડ્યું: "કેમ માર્યું' તું?"

"કાકા 'બુલબુલ' કે'તા 'તા."

રસિકલાલ હવે ખરેખર ઉભા થઇ ગયા. ગુસ્સાથી ને અશક્તિથી તે કાંપતા હતા. બે જણે પકડી ન લીધા હોત તો જરૂર પડી જાત. તેમને હજી વધારે ઉશ્કેરવામાં છબીલદાસને અને મંડળીને રમુજ આવતી હોય તેમ નટુને તેમણે એક ખુરશી પર ઉભો રાખ્યો: બે જણે રસિકલાલને પકડી રાખ્યા. બનેલી તમામ બીનાનો અહેવાલ કહેવાની છબીલદાસે નટુને વિનતિ કરી. તેણે પોતાની કાલી ઘેલી ભાષામાં "વેલણ પ્રહાર" ના પ્રસંગનું વર્ણન કર્યું, અને એ પ્રસંગે સામસામા શાં સંભાષણો થયા હતા તે આબેહુબ કહી બતાવ્યાં. એ વર્ણન એની ભાષામાંજ અહિં ટાંકું છું:

"બા રસોડામાં ખાળ પર ઉભી ઉભી ચોખા ધોતી'તી. કાકા આવ્યા ને બાની કમ્મર પર હાથ મુકી "બુલબુલ" કહીને બોલ્યા. બા એ કોણી મારી ને કહ્યું: 'આવડા મોટાં થયા ને આ શું નખરાં?' પછી કાકા 'બકી, બકી' કરવા લાગ્યા: બા ચીડાઇ. વેલણ લઇ હાથ ઉપર માર્યું ને બોલી "ખેતવાડીમાં આવ્યા'તા ને માર ખાધો'તો તે ભૂલી ગયા?"

ઉચિત હાવભાવ સાથે આ તોફાની છોકરાએ આપેલો રીપોર્ટ સાંભળી મંડળી ખડખડાટ હસી પડી. વેલણ પ્રહારના વર્ણન સાથે મંદવાડના ભેદનો પડદો પણ થોડો ઘણો ખુલી ગયો તેથી રસિકલાલ નટુ પર દાંત કચકચાવતા હતા. એમનું ચાલતું તો એ છોકરાના અત્યારે હાડકાં ખોખરાં કરી નાંખત. પણ બે જણે એમને પકડી રાખ્યા હતા એટલે લાચાર હતા. ખેતવાડીમાં એમના સસરા રહેતા હતા એટલે સૌએ સહેલાઇથી અનુમાન કરી લીધું કે તે રાતે બાઇ લોહીલુહાણ થઇને આવ્યાં હતા તે સસરાને ત્યાં મળેલા મેથીપાકનું જ પરિણામ હતું. પણ એ પ્રસંગ કેમ, કેવી રીતે અને શા કારણે બન્યો તે કડીઓ હજી મેળવવાની હતી. મંડળી હજી સુધી એ કોયડો ઉકેલી શકી નહતી. નટુને મારવાનો વિચાર છોડી દઇ ખરી હકીકતથી પૂરેપૂરા સર્વને વાકેફ કરવા રસિકલાલને બહુ સમજાવ્યા પણ તે એકના બે થયા ન હતા.

મેથીપાકનું કારણ:

પરન્તુ સાસરે માર ખાધાની વાત જાણતાંજ મને એક પ્રસંગ યાદ આવ્યો. એ માર ખાઇને આવ્યા તેના ત્રણ-ચાર દિવસ પ્હેલાં, હું અને રસિકલાલ કોટમાં એમ્પ્રેસ સીનેમામાં "રોમીઓ અને જુલીઅટ" ની પ્રખ્યાત ફીલ્મ જોવા ગયા હતા. લીલા ભાભી-એમના પત્ની-થોડાક દિવસથી પોતાના પિતાને ઘેર ગયા હતા. ફિલ્મ જોઇને નીકળ્યા પછી જે પ્રસંગ બન્યો હતો તેમાં કલ્પનાથી અનુ-

માનો ઉભેરી એમને મળેલા મેથીપાકનું કારણ મેં શોધી કાઢ્યું, અને મંડળીને નીચે પ્રમાણે કહી સંભળાવ્યું:

"તે દિવસે એ ફિલ્મમાં ભજવાતા પ્રસંગો એમણે બહુ ઉલટ અને આનંદથી જોયા હતા; નાનું બાળક મદારીનો ખેલ પ્હેલવ્હેલો અત્યંત ઉત્સાહથી જુએ તેમ. રોમીઓ અને જુલીઅટના પાત્રોના પ્રેમ-પ્રસંગો નીરખી એમના મગજપર ઊંડી અસર થઇ હતી. ફીલ્મ ખલાસ થઇ; ક્રમે બહાર



નીકળ્યા. ચાંદની રાત હોવાથી ચોપાટી ફરતાં ફરતાંજ અમે ઘેર જવાનો નિશ્ચય કર્યો. પાછા વળતાં સેંડહર્સ્ટ બ્રીજ આગળજ રસિકલાલ એકાએક ઉભા રહી ગયા. તે ફફડવા લાગ્યા હતા; અંતરની લાગણીઓ હવે ઝાઝીવાર દબી રહે એમ ન હતું. મારો ડગલો પકડી આવેશથી બોલ્યા: "મારે રોમાન્સ" (અદ્દભૂતતા) જોઇએ છે. ફ્કીર ! "રોમાન્સ". આપણું હિન્દુ ગૃહજીવન–લગનજીવન તો ગુલામી જીવન છે. માશુક સાથે પ્યાર કરી શકીએ; એ અટારીએ ઉભેલી હોય, પવન-વેગી ઘોડાપર બેસી એને મળવા જઇએ; અટારીમાંથી આસમાનના તારા જેવી બે ચળકતી આંખો દેખાય; એ દોરડું નાંખે, આપણે સડસડાટ ઉપર ચઢી જઇએ; પ્રેમીઓનું આ પ્રકારે મીલન થાય ન થાય એટલામાં તેનો દુષ્ટ બુઢ્ઢો બાપ આવી પ્હોંચે, તેને ખંજર મારી માશુકને બગલામાં ઉપાડી લઇ, નીચે ઉભેલા ઘોડાપર કુદી પડીએ અને ઘોડો દોડાવી મુકીએ, આવા આવા પ્રસંગોને હિન્દુ જીવનમાં સ્થાનજ ક્યાં છે ? એ અદ્દભૂતતા, એ ઓીસન્માન, એ પ્રેમના અપૂર્વ પ્રસંગો આપણે ત્યાં ક્યાં છે ?"

છેવટે રસિકલાલે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો.

"કંઇ ગાંડા થઇ જશો રસિકલાલ! આવા આવા વિચાર કરશો તો." મેં શીખામણ આપી. "નાની વયમાં, ઢીંગલા ઢીંગલીની અવસ્થાથાં પરણેલા આપણને, હાલ બબ્બે છોકરાના બાપ થયલાને "રોમાન્સ"—અદ્‌ભૂતતા ન છાજે. એમતો મને પણ ચાંદની જોઇ પ્રિયા સાથે અગાશીમાં બેસવાનું મન થાય છે, પણ ત્યાં પેલીએ "કોલસા થઇ રહ્યા છે" એ પ્રતિતિ કરાવતાંજ ધબ્બ દઇને ચંદ્રલોકમાંથી મૃત્યુલોકમાં આવી પડું છું! સ્હવારે ચ્હા પીતાં ઉષાના સોનેરી કિરણોની તારીફ સંભળાવતાં માશુકને હળદરની યાદ આવે છે. અદ્‌ભૂતતા, સંવનન, વગેરે પાશ્ચાત્ય ભવાડાને આપણા હિન્દુજીવનની હાલની રૂઢી બંધનોની સ્થિતિમાં અવકાશજ ક્યાં છે? બહુ કરો તો અચ્છી મૈત્રી સાધી શકો અને એમાંજ સંતોષ માનવા જેવું છે."

"નહિ, ફકીર! તારામાં હિમ્મત નથી, તેથી તું એમ કહે છે. મને, તો નસેનસમાં ઝણઝણાટ ઉત્પન્ન કરે એવો "રોમાન્સ" જોઇએ છે." રસીકલાલના મગજપર મારા ભાષણની અસર ન થઇ. તેમણે લવારી ચાલુજ રાખી.

"તો અમેરિકા કે યૂરોપ ચાલ્યા જાઓ." મેં સલાહ આપી.

"પૈસા નથી."

"તો "રોમાન્સ" ની વાત છોડી દ્યો."

"ના, આ સ્થિતિમાંજ તે અનુભવવો છે."

પછી શું બન્યું હશે તે મેં નજરે જોયું નથી, પણ અનુમાન કરી શકું છું. એ દિવસ પછી "રોમાન્સ" નીજાલ્લાદ ખુમારી તેમના મગજમાંથી ઉતરી નહિ હોય. વચમાં કાપડીઆ અને ઝવેરીઓને ત્યાંથી મોંઘી ખરીદાઓ કરી લાવતા તે ઉપરથી સમજાય છે કે પ્રિયાને સંતોષવાનો રોમીઓનો પાર્ટ ભજવવો તેમણે શરૂ કર્યો હશે. માર ખાધા પછી પણ તેમની આ "રોમાન્સ" ની બિમારી ચાલુ રહી હશે. આગલ કદી નહિ થઇ હોય એવી લડવાડ ઘરમાં થયા કરતી તે બતાવે છે કે એમની છોકરમત વધી હશે. લીલા ભાભી બ્હેનપણીઓમાં પતિદેવના અટક્ચાળાની ને છોકરા જેવા થઇ ગયાની ફરિયાદ કરતાં તે પણ એ "રોમાન્ટીક" કેહ્‌વુંજ પરિણામ! નટુએ જણાવેલા "બુલબુલ" શબ્દપરથી ઘરમાં એ કયી ભાષા વાપરતા હશે એ કલ્પી શકાય એવું છે. "અયી મીઠલડી માશુક!", "અય નુરે જીગર!", "ઓ દીલની સીતારી!" એવાંજ એવાં સંબોધનો પણ વપરાતાં હશે. "રોમીઓ જ્યુલીઅટ"ની ફીલ્મ તેમણે બીજે દિવસે પાછી જરૂર જોઇ હશે, અને અદ્‌ભુતતા અનુભવવાની લાગણી ખાળી નહિ શકતા સીનેમામાંથી નીકળી સીધા સાસરે ગયા હશે. લીલાભાભી તે વખતે ત્યાં હતાં. ખીલેલી ચાંદનીમાં તે બ્હેનપણીઓ સાથે બંગલાની અટારીમાં ઉભા હશે, ત્યાં આ રોમીઓ બનેલા ભાઇસાહેબ કમ્પાઉન્ડની દીવાલ કુદાવી બગીચામાં દાખલ થયા હશે અને ખાળનો નળ પકડી માશુકને મળવા ઉપર ચઢવાનો પ્રયત્ન કર્યો હશે. પરન્તુ લીલાભાભીને જ્યુલીઅટનો પાર્ટ કેમ ભજવવો તેની ખબર નાહ હોય; ચાંદનીના આછા અજવાળામાં દૂરથી આ રોમીઓની જ્યુલીઅટ એમને ઓળખી શકી નહિ હોય. મોઢું જોયા વિના, ભાઇસાહેબ કોણ છે તે જાણ્યા વિના, એ ગભરાયલી જ્યુલીઅટે અને તેની બ્હેનપણીઓએ એમને ચોર ધારી લઇ. બુમરાણ કરી મુક્યું હશે અને પરિણામ લેખે કે માળીના હાથના મેથીપાકમાં અને ત્વરિત પલાયનમાં આવ્યું હશે. એમને પડેલા મારની ખબર લીલાભાભીને અહિં આવ્યા પછી પડી હશે. એમના સસરાને તો હજી આ વાતના ખબર પણ નથી, કેમ ખરું ને, રસિકલાલ!"

આ પ્રશ્ન કરવામાં બીજા પણ ભળ્યા. રસિકલાલનું મોઢું શરમથી કે ગુસ્સાથી લાલચોળ થઇ ગયું હતું. બધી બાજી ઉંધી વળેલી જોઇ, તેમણે ડોકું નમાવી ઉપલી હકીકતને પુષ્ટિ આપી.

હસાહસ નરમ પડતાં બુઢ્ઢા લલ્લુકાકાએ રસિકનો કાન પકડી સખ્ત ઠપકો આપ્યો: " ડોબા ! અકકલના ઓથમીર ! "રોમાન્સ" કરવા જતાં પણ અકકલ વાપરવી જોઇએ, અને પ્રસંગ, સંયોગો જોવા જોઇએ. તારી વહુને શીરીન સમજ ને તું ફરહાદ થઇને પ્હાડ તોડી નાંખ તો ના નથી, પણ ઘરમાં નાનાં છોકરાં કે નોકર ચાકરો હોય ત્યારે તો જરા મર્યાદા રાખવી જોઇએ ? બુબક ! દિલ-લગીને માટે સમય જોવો જોઇએ. ' પોપટ બોલે ઘરની વાણી, ' તેમ છોકરાં પણ જુએ, સાંભળે તેવું બોલે ને શીખે. તારી વહુ તારી માશુક હશે, પણ તારા છોકરાની મા, ઘાટીની શેઠાણી, આ બધાંની બ્હેન અને મારી દીકરી જેવી છે તે ભુલવું ન જોઇએ. અરે ! બીજું તો ઠીક, પણ નટુ જેવા તોફાની છોકરાનાં દેખતાં આ નખરાં ? અકકલ વેચી ખાધી લાગે છે ! "

" એ સાળા નટુએજ દાટ વાળ્યો ! " રસિકલાલ લલ્લુકાકાનું ભાષણ સાંભળી સ્હેજ શરમીંદા પડતાં બબડયા.

" એમ કહો કે અમૂલો પાઠ શીખવ્યો." અમે બધાંએ કહ્યું.

---

## પ્રેમ ક્યાં ?



વિજળી સમો એ કારમો,
માધુર્ય ચન્દ્ર પ્રકાશનું,
નરમાશ પુષ્પ ગુલાબની,
હૂંકાર જાણે સિંહનો;

પ્રેમ ' એવો જાણતો'તો,
હું છૂપો આ ખલ્કમાં,
જાણતો પણ દેખતો નૈં,
ચોદિશે હું ઢૂંઢતો;

સંસારમાં જોયું બધે,
જોયું ફરી મેં વનવને,
આખર દીઠાયો સુન્દરી !
આંખ્યો મીઠી તારી દીઠી *

ધનસુખલાલ કૃષ્ણલાલ મેહતા.

* એક અંગ્રેજી કાવ્યનો અનુવાદ.



# પતિ પસંદગીની રૂપરેષા.

લેખિકાઃ કુમારી કૌમુદિ નર્મદાશંકર ત્રિવેદિ.

વેદ ભગવાન કહે છે કે "હે કુમારીઓ, તમે પૂર્ણ રીતે બ્રહ્મચર્ય પાળીને, સારી ઉપયોગી વિદ્યાઓને શીખીને, પોતાની ઇચ્છાનુસાર અને પોતાની મેળે પરીક્ષા કરીને ઉત્તમ પુરુષોને પતિ તરીકે પસંદ કરો; અને તેમની સાથે આનંદપૂર્વક ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરીને ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરો." આ વચનમાં રહેલું સત્ય વિચારકને સમજાયા વગર નહિ રહે. કન્યાએ કન્યાવસ્થામાં બ્રહ્મચર્ય પાળી વિદ્યાસંપન્ન બનવાનું એમ સ્પષ્ટ સૂચન છે. એટલુંજ નહિં પણ યોગ્ય વયની થતાં તેણે અવિવાહિત ન રહેતાં પરિણિત જીવન ગાળવાનું પણ સૂચન યજુર્વેદના ઉપરના વચનોમાં કરેલું છે. કન્યાને કુમારાવસ્થામાં જે કેટલાયે વિચારો આવતા નથી, તેમ તેણે કરવા જોઇતા પણ નથી અને તેને કરવા પાતા પણ નથી તેવા કેટલાયે વિચારો યોગ્ય વય થતાં પરણતા પૂર્વે તેને કરવાની જરૂર જણાય છે. કન્યાને માથે કે તે સમયે એક મહાન જવાબદારી આવી પડે છે. કન્યાની દ્રષ્ટિએ જોઇએ તો તેને પોતાના આખા જીવનનો ભાગીદાર અને ભાવિ સંતાનોને યોગ્ય પિતા પસંદ કરી લેવાનો હોય છે, જ્યારે કન્યાના માતપિતાને ભાવિ જમાઇ શોધવાનો હોય છે. એ બનેના હિતોમાં કન્યાની દષ્ટિએ પસંદગી તોળવી વધુ જરૂરી છે. જો બંને દષ્ટિઓથી કરેલી પસંદગી અસંગત ન હોય તો એથી બીજું રૂડું શું? ભારતવર્ષમાં સ્વયંવરની પ્રથા એથીજ પ્રચારમાં આવી હતી. એ જમાનાની સ્ત્રીઓની બુદ્ધિ, સારાસાર વિવેક શક્તિ એટલી ઉન્નત હતી કે તેને પ્રતાપે પસંદગીનો સમય આવી લાગતાં તેઓ પોતાના જીવન સાથીને સર્વોત્તમ રીતે પોતાની ઇચ્છાનુકુળ સાધન વડે કે સાધન વિના પરીક્ષણ કરીને હજારોની સંખ્યામાંથી વીણી લેતી. ચુંટાએલા વગર સંકોચે પાછા જતા. અનાર્યોમાં પણ મેળામાંથી કન્યા વરને પસંદ કરી લાવતી. સ્વયંવરના ફળરૂપે રામ સીતા, નળ દમયંતી, અર્જુન દ્રૌપદી, અજ ઇન્દુમતીનાં યુગલો બન્યાં હતાં. અને એ પસંદગી એટલી બધી યોગ્ય હતી કે વનવાસ વગેરેનાં દુઃખો પડયાં છતાં સ્ત્રીઓ પોતાના એ પતિઓને વફાદાર રહી છે. આ સ્વયંવરમાં કન્યાની પસંદગીને મુખ્ય, અને માતૃપિતાની પસંદગીને ગૌણ સ્થાન આપવામાં આવતું. છતાં ખૂબી એ હતી કે એ બને દષ્ટીઓ એકમેકને બરાબર મળી રહેતી અને કન્યાનું લગ્ન થતું. જ્યાં કન્યાની પસંદગી વિરુદ્ધ પિતા થતો ત્યાં કન્યાનું હરણ થતું. "રૂકિમણી હરણ" એનું એક ઉદાહરણ છે. એ જમાનો પસાર થયો. યુગો વીતી ગયાં. પતિ પસંદગીની જુદી જુદી અવસ્થાઓ ને વ્યવસ્થાઓ આખા દેશમાં જુદા જુદા વખતે જન્મી, વિકૃત થઇ અને અદશ્ય થઇ. મુસલમાનોનો જમાનો આવ્યો. બાળવિવાહનો પ્રચાર દાખલ

કરવો પડયો, અને તેને લીધે પતિ પસંદગી પર ભારે ફટકો પડયો. હસેતી બાળા પોતે શી રીતે પતિને પસંદ કરી શકે? એટલે કેવળ પસંદગીનો હક માબાપોનેજ હસ્તક આવ્યો. કોઇ બીજાની મિલ્કત એ વ્યક્તિની અશક્તિને લીધે આપણા હાથમાં આવે, ત્યારે શરૂઆતમાં આપણે પ્રમાણિક અને ન્યાયી રહીએ; પણ પછી એનો દુરુપયોગ આપણા હાથે થવા માંડે એવો સામાન્ય જનસ્વભાવ છે. તેજ રીતે બાળવિવાહમાં પ્રારંભમાં માતપિતાએ જે પુરુષો કન્યાઓનું શત્રુઓથી રક્ષણ કરી શકે તેવા શૂરવીર પતિઓ સાથેજ બાળકન્યાઓનાં લગ્નો કરવા માંડયાં. પછી વિવેકશક્તિ કેટલાયે કારણોને લીધે ઓછી થવા લાગી. પરિણામે ધનિક માણસોને, અને કહેતા કુળવાનોને પસંદગી મળવા માંડી. આ સ્થિતિ હાલમાં આપણા ભારતના પ્રત્યેક પ્રાંતોમાં કેટલી છે તે વાચક વિચારી લેશે.

પતિ પસંદગી એ પરણવા ઇચ્છનાર કન્યાનો સ્વભાવસિદ્ધ હકક છે. પણ એ હકનો લગભગ તદ્દન લોપ જ્યારે થઇ ગયો, અને પરણ્યાં પૂર્વે કન્યાએ વરને ન જોયો હોય અને વરેન જોઇ હોય કન્યાને, અને પરણ્યા પછી યોગ્ય વય પછીજ એકમેકને પ્રથમ વારજ ઓળખી શકે એટલી અધમ સ્થિતિએ એ હકનો નાશ થયો, ત્યારે સમતા જાળવી લેવાની જરૂર વિચારકોને જણાવા લાગી. તેજ સમયે અંગ્રેજી કેળવણી અને પાશ્ચાત્ય સંસ્કૃતિએ ભારતમાં પ્રવેશ કર્યો. બાળવિવાહ વિરુદ્ધ લેખો લખાવા અને ભાષણો થવા માંડયાં. કન્યા કેળવણી માટે સંસ્થાઓ સ્થપાવા માંડી એ બંને પ્રશ્નોના ઉચિત સમુચ્ચયને પ્રતાપે જે વાતાવરણ અને કન્યાજગત બન્યાં, તેમાં પતિ પસંદગીના હકને સ્થાન મળ્યું. કન્યાઓ ભણવા લાગી. પોતાના કન્યા તરીકેના અને સ્ત્રી તરીકેના હકની તેઓને ઝાંખી થવા લાગી અને સાથે સાથે નાનપણનાં લગ્નો અટકયાં એટલે પતિ પસંદગીની ભાવનાઓ શનૈઃ શનૈઃ ખીલવા માંડી. પણ આ શરૂઆત હોવાથી કન્યાનો જે હક ઘણા સમયથી માતપિતાએ હસ્તક કરી લીધો હતો; તે એકદમ સોંપી દેવાનું કામ અઘરું જણાવા માંડયું છે. માતપિતા એ વાત સમજી ગયાં છે કે કન્યાનો એ હક છે, પણ ટેવ ભૂલી શકાતી નથી. પરિણામે હજી પણ સંઘર્ષણ ચાલ્યા કરે છે. પણ આ સ્થિતિ હવે એવી હાલતે આવી *પહોંચી છે કે જ્યાં ખૂબ સાવચેતીની જરૂર* છે. કન્યા સાંસારિક અનુભવ રહિત હોવાથી તેની પોતાની એકલી પસંદગી પણ સર્વોત્તમ પસંદગી નથી. તેની ત્વરિત પસંદગીમાં ઘણીવાર ધોખો ખાવાનો રહે છે. વ્યવહારકુશળ માતપિતાની સહાય તેને ઘણી ઉપયોગી હોય છે. તેજ રીતે એકલાં માતપિતાની પસંદગી પણ ઉચિત નથી, કારણ કે તેઓએ કન્યાના હૃદયને ઓળખીને કાર્ય કરવું વ્યાજબી છે. પણ એ બંનેનું એકીકરણ હાલમાં જોવામાં આવતું નથી. બંને પક્ષોએ પોતપોતાના અધિકારનો એ હકનો દુરુપયોગ કર્યો છે, અને કરે છે. જુના વિચારવાળા માબાપો પોતાનીજ પસંદગીવાળા વર સાથે કન્યાને જોડવાનું પસંદ કરે છે, અને કોઇ પણ ભોગે તેમ કરવામાં મોટપ માને છે. એથી ઉલટું હાલના કહેવાતા સુધારકો પતિ પસંદગીની સઘળી જવાબદારી કન્યાને શિરેજ મુકી દે છે. અંગ્રેજી સંસ્કૃતિના કેવળ બાહ્ય આકર્ષક પ્રલોભનોથી અંજાઇને તેઓ યુરોપના સંવનન ( courtship ) ને અહિં દાખલ કરવા માંગે છે. યુરોપમાં બાળક અને બાલિકાઓ સાથેજ ભણે છે. યોગ્ય વયનાં સ્ત્રી પુરુષોનાં સંવનન માટે ત્યાં સમાજમાં છૂટ છે. તેઓ કોઇ પણ જાતના સંકોચ વિના પોતપોતાના ભાવિ સાથી સાથે પરિચય પાડી શકે છે. આવી પરિસ્થિતિ

હિંદમાં નથી. યુરોપીય સંવનન માટે હિંદમાં સ્થાનજ નથી. એટલે સુધારકોમાં જે પ્રેમલગ્ન થતાં કહેવાય છે તેનાં પરિણામો દુઃખકારક નીવડયાં છે. સુધારકોને હિંદનું વાતાવરણ પતિ પસંદગી માટે પ્રતિકૂળ લાગવાથી તેઓ (વર-કન્યા) યુરોપની પોતાની મુસાફરી દરમિયાન એકમેકના પરિચયમાં આવવા લાગ્યાં; અને ત્યાંજ સંવનન પૂર્ણ થતાં હિંદમાં આવી સુધારક રીતે લગ્ન કરી લેવા માંડયાં. ભૂલ એટલીજ થઇ કે તેઓએ જ્યાં જીવન સુધી સાથે વસવાનું છે; તે દેશના સમાજની પરિસ્થિતિનો જરાયે વિચાર નથી કર્યો. યુરોપીય સંસ્કૃતિએ બંનેને સ્વચ્છંદી સ્વતંત્રતાનો-ઉચ્છૃંખલતાનો સ્વાદ ચખાડયો હોવાથી તેઓનાં જીવનો કલેશમય બન્યાનાં જાણીતા ઉદાહરણો હિંદના સુધારક વર્ગમાં મોજુદ છે. એજ રીતે કેવળ માબાપની પસંદગીથી પરણેલા દંપતીઓનાં જીવન કલુષિત થયાં છે. એ બંને જાતનાં દુષ્ટ પરિણામો મટાડવા માટે એકજ ઉપાય છે. કન્યાને કેળવણીજ એવી મળી હોય કે જેથી ભાવિ સંતાનનો પિતા થવાને જે સુયોગ્ય પુરૂષ હોય તેનેજ પતિ તરીકે પસંદ કરવા તે મન અને હૃદય આકર્ષાય. કન્યાઓએ લગ્ન કરતાં પૂર્વે પતિ-પસંદગીના મુદ્દા સમજી જવા જોઇએ. તેજ રીતે કન્યાના વાલીઓએ એનો અભ્યાસ કરી તેમાં પોતાના દુનિયાદારીના અનુભવો મેળવી કન્યાને રસ્તો દર્શાવવો જોઇએ. આવા એકીકરણથી દામ્પત્ય જીવન સુખી નીવડે છે. । "**अर्थोहि कन्या परकीय एव**" । એ જો માબાપ બરાબર સમજી લે તો તેમણે પોતાની કન્યાને પરકીય બનાવતાં કેટલી કાળજી રાખવી જોઇએ, તે સહેજ સમજાય તેમ છે.

પતિ પસંદગીના કેટલા મુદ્દાઓની રૂપરેખા દોરતા પૂર્વે એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે દંપતી પોતાના એકલાંના સુખોપભોગ માટે ગૃહસ્થાશ્રમ સેવે એવી ગોઠવણ કુદરતે નથી કરી. કુદરતને તો પ્રજાનો પ્રવાહ અસ્ખલિત રીતે વહેતો રહે તેનીજ કાળજી છે. કુદરત સમષ્ટિના હિતને ખાતર વ્યક્તિના હિતનો ભોગ આપવા જરાપણ અચકાતી નથી- તેથી કન્યાએ પતિ પસંદગી કરવા માટે પ્રથમ વિચાર એ કરવાનો હોય છે કે "અમુક પુરુષ માટે મને માન વૃત્તિ છે, તેના તરફ આકર્ષણ પણ છે, અને હું ઇચ્છું છું કે તેની સાથે મારૂં જીવન વ્યતિત થાય. પણ તે પુરુષથી થનાર સંતતિને જો હાનિ થતી હોય તો તેની સાથે મારે લગ્ન કરવું વ્યાજબી છે કે કેમ ?" આ શંકાનું સમાધાન તો એ છે કે જે માણસ ભાવિ સંતતિનો પિતા થવાને યોગ્ય હોય તેજ કન્યાનો હૃદયેશ્વર અને જીવન સાથી થવો જોઇએ. જો કે કેટલાંએ એવા ઉદાહરણો બને છે કે જેમાં કન્યાનું હૃદય જેની તરફ ખેંચાતું હોય તે પુરુષ ભાવિ સંતાનોનો પિતા થવાને નાલાયક માલમ પડે. પણ એવા પ્રસંગે કન્યાએ પસંદગીમાં વધું ચોક્કસ થવાની જરૂર છે. બાહ્ય આડંબરોથી તેણે વ્યક્તિની પરીક્ષા નથી કરવાની. અને તેમ છતાં એ બધી દૃષ્ટિએ તપાસી જોતાં કન્યાને પોતાના ભાવિ સંતાનના પિતા થવાને અયોગ્ય પુરુષ માટે પ્રેમ ઉત્પન્ન થાય તો પણ કુદરતના કાયદાને માન આપી, અને ભાવિ સંતતિ ખાતર તેણે તે પુરુષ સાથે લગ્ન નજ કરવું જોઇએ.

હવે આપણે કેટલાક મુદ્દાઓ પર વિચાર કરીએ. કન્યાએ સમજવું જોઇએ કે બાહ્ય આડંબરમાં ખરૂં સુખ નથી. જો તે પોતાની કોઈ સખીને શ્રીમંત સાથે પરણીને મોટરમાં આનંદ કરતી, ગાર્ડન પાર્ટીઓમાં ભાગ લેતી અથવા સીનેમા કે નાટક જોતી જુએ કે સાંભળે તો તેથી તેણે એમાં અખિલ સુખ છે એમ માની ન બેસવું. શ્રીમંતાઇમાં

યના પ્રેમ કરતાં વિષય વાસના વધુ હોય છે. એ સખી તો ઉલટી દયા પાત્ર ગણી શકાય. એનું ખાનગી જીવન તપાસતાં તેમાંથી અસંતોષનાં ભયંકર ભડકા નીકળતા દેખાશે. દાંપત્ય જીવનનું સુખ નિસ્વાર્થી પ્રેમમાં અને પરસ્પરના સુખ દુઃખના સહર્ષ અને નિઃસંકોચ વિનિમયમાં રહેલું છે.

એ પછીનો બીજો મહત્વનો મુદ્દો એ છે કે જો કોઇ પુરુષ સારા લેખો લખી પ્રખ્યાત થયો હોય, પોતે છટાદાર ભાષણ કરી તાળીઓના અવાજોથી વધાવી લેવાયો હોય, સંગીતમાં નામના મેળવી શક્યો હોય, તોપણ તેને પસંદ કરતાં પૂર્વે કન્યાએ યાદ રાખવું કે તે આવડતનો થોડોજ ભાગ સંતાનોમાં વારસ તરીકે ઉતરી શકે તેવો હોય છે. કારણકે મનુષ્ય જાતિની ઉન્નતિ માટેજ સ્ત્રી પુરુષો લગ્ન કરતાં હોય તો તેમણે જાણવું જોઇએ કે પુરુષના સ્વભાવજન્ય ગુણોજ સંતાનમાં ઉતરે છે, નહિ કે પ્રયત્નસિદ્ધ. એકે પુરુષને કોઇ કારણસર સભ્ય સમાજમાં રહેવાનું ન મળ્યું હોય, પણ તેનામાં ધૈર્ય અને બહાદુરી હોય એ શક્ય છે. તેવો નર પ્રસંગ પ્રાપ્ત થતાં નરપતિ થઇ બેસે છે. વળી સંયમ, ક્ષમા, નિઃસ્વાર્થતા, સત્ય માટે પ્રીતિ, શાન્ત સાત્વિક કે રૌદ્ર રાજસિક સ્વભાવ એ સઘળા ગુણો સ્વાભાવિક છે. કળાવાન થવું એ પ્રયત્નસાધ્ય છે, પણ કળાવાન થવાની શક્તિ સ્વભાવ જન્ય છે. અને એ સ્વભાવજન્ય ગુણો જો પુરુષનામાં સંતાએલા પણ હોય છે, તે નરને ભલે તે અભણ હોય તો પણ કન્યાએ પસંદ કરવો વધુ વ્યાજબી છે. એથીજ પેલી રાજકુમારીએ અભણ કાળીદાસ સાથે લગ્ન કર્યાં હતાં. કારણ કે તેણે સ્વભાવજન્ય ગુણોની પરિક્ષા કરી લીધી હતી. વળી જો પુરુષને પોતાનાજ અંગત સુખ માટે કાળજી હોય, જો પુરુષ સ્ત્રીજાતિને વિષયભોગનુંજ કેવળ એક સાધન ગણતો હોય, જો પુરુષ "। न स्त्री स्वतंत्र्य मर्हति । એ માનનારો હોય, જો પુરુષ પોતાની મહત્વાકાંક્ષામાં સ્ત્રીનો ભોગ આપવા અચકાતો ન હોય, જો પુરુષને શરીરશાસ્ત્ર અને માનસશાસ્ત્રનું જ્ઞાન ન હોય, તેવા પુરુષને કન્યાએ પતિ તરીકે ન સ્વીકારવો. શાંત સ્વભાવ, સ્ત્રીસન્માન, બહાદુરી, ક્ષમાવૃત્તિ વગેરે ગુણોવાળો પુરુષજ યોગ્ય પતિ અને પિતા થવાને યોગ્ય છે એમ કહેવાય.



ત્રીજો મુદ્દો એ છે કે સ્વભાવજન્ય ગુણો છતાં તેમનામાં ગુણો વિકાસવા અને તેનો ઉપયોગ કરવા વિદ્યા અને વ્યાવહારિક સાનુકૂળતા હોવી જોઇએ. જે સમાજમાં એ દંપતીએ જીવન ગાળવાનું છે તે સમાજમાં સારૂં પદ મેળવી શકે એવી વિદ્યા પ્રાપ્ત કરી હોય તો તે પુરુષ પતિ થવાને વધુ યોગ્ય છે. વળી તે વિદ્યા અર્થ કરી હોવી જોઇએ. જે વિદ્યાના ભણતરથી છોકરાં અને સ્ત્રી ગરીબાઇમાં દિવસો કાઢે તે વિદ્યા અધુરી છે. સામાન્ય અને પ્રમાણિક રીતે કુટુંબ નિર્વાહ થાય એટલું ધન કમાવાની શકિત પેદા કરનાર વિદ્યા જેનામાં હોય તે પતિ અને પિતા થવાને યોગ્ય છે. એ પુરુષ ભલે લાખોના વારસાવાળો ન હોય, ભલે મોટી જાગીરવાળો ન હોય પણ જે કુટુંબપરિવાર વિષેની જવાબદારી તેણે લીધી હોય, તેને સફળતાથી વહન કરવા માટે જરૂરની આર્થિક હાલત પેદા કરવાની શકિત તો તેનામાં હોવીજ જોઇએ. પણ જો કન્યા પણ આર્થિક બોજામાં પતિને મદદ કરનારી થાય તો પોતે પણ સ્વતંત્ર અને પતિને પણ સ્વતંત્ર બનાવે; આપત્તિ સમયે સ્વતંત્રતાથી રહી શકે.

અંતે ઉપસંહારમાં કહેવાનું કે કન્યાના પોતાના તથા મનુષ્ય જાતિના હિત ખાતર

સૌથી અગત્યની બાબત એ છે કે કન્યાએ એવા પતિને પસંદ કરવો કે જેના શરીરનો બાંધો મજબુત હોય, જેના કુળમાં દીર્ઘાયુષી પુરૂષ સ્ત્રીઓના દાખલા મોજુદ હોય, અને જેના પિતા વૃદ્ધાવસ્થા ભોગવતાં છતાં એક યુવાનના જેટલુંજ જીવનબળ દાખવી શકતા હોય. આનુવંશિક દરદો તે પુરૂષના કુળમાં ઉતરી આવેલાં ન હોય, દામ્પત્યજીવનને સુખી બનાવવા માટે જરૂરનું સૌન્દર્ય જેનામાં હોય ( કારણ કે સુંદર અને ઘાટીલું શરીર અને મ્હેરો પુરૂષનામાં પુરૂષત્વરૂપી સોનામાં સુગંધનો ઉમેરો કરે છે. ) અને જે દુર્વ્યસની ન હોય, વળી જે ઉદ્યમી હોય, ઉપયોગી અને પવિત્ર કાર્યોમાંજ પોતાનો સમય અને બળનો વ્યય કરનારો હોય, કારણ કે માર્કસ ઑરેલીયસે કહ્યું છે કે–"The worth of a man may be measured by the worth of things to which he devotes his life."

આ બધાનો વિચાર કરતી વખતે હિંદની જ્ઞાતિઓ નથી વીસરાતી. સામાજીક વાતાવરણનો વિચાર કરતાં આપણે જરૂર કબુલ કરીએ છીએ કે જે જ્ઞાતિમાં આપણે જન્મ લીધો હોય તે જ્ઞાતિમાં જો ઉપર ગણાવેલાં લક્ષણવાળો યોગ્ય પતિ મળી આવે તો કન્યાએ તેનેજ પસંદ કરવો. પણ ન મળે તો ? શું કન્યાએ જ્ઞાતિ અને કુળનાં બંધનોના રક્ષણ ખાતર પોતાનાં અને પોતાના ભાવિ સંતાનના જીવનમાં ઝેર રેડવું ? શું એવા અસંતોષી દામ્પત્ય જીવનનાં પરિણામે થતાં કુસંતાનો દ્વારા માનવ જાતિને અધોગતિએ પહોંચાડવી ? દુનિયાના પોણાભાગ ઉપરાંતના લોકો જ્ઞાત અને કુળ કરતાં ઉપલા મુદ્દાઓ પર ઓછો વત્તો વિચાર કરતાં થયાં છે. શું આર્ય કન્યાઓ અને તેમનાં માતપિતા જાગી, જોઇ ઉપર લખેલા મુદ્દા પ્રમાણે વર્તશે ?

---

## પાનના ગુણ

પાન ચાવવાનો રિવાજ આપણા દેશમાં લાંબા સમયથી છે. આપણી એવી માન્યતા છે કે જમ્યા પછી મોઢું સાફ કરવા ઉપરાંત પાનમાં પાચકતાનો ગુણ રહેલો છે. પશ્ચિમના લોકો એને અત્યાર સુધી ખરાબ આદત માનતા હતા. વિજ્ઞાનશાસ્ત્રીઓએ તપાસ કરી નક્કી કર્યું છે કે એ ખરાબ આદત નથી. Eastern Druggist ( ઇસ્ટર્ન ડ્રગીસ્ટ ) નામનું વૈદકને લગતું એક પત્ર કહે છે કે પાન ખાવામાં અનિષ્ટકારી પરિણામની શંકા રાખવાને બરાબર કારણ નથી. ઉલટું જે લોકો પાન ખાય છે તેમના દાંત વધારે ટકાઉ બને છે; અને જે કીડ દાતમાં લાગે છે તેમનો પાન ખાવાથી નાશ થઇ જાય છે. પાનમાં ખવાતી ચીજો કાથો, ચુનો અને સોપારી એ કીડનો નાશ કરવાના ગુણો ધરાવે છે. અલબત્ત બહુ પાન ખાવાથી લાંબે વખતે દાંત કાળા પડી જાય છે, અને ખરાબ દેખાય છે; પણ તે હદથી વધારે ખાવાનું પરિણામ છે. નિયમસર ખવાય તો એ વસ્તુ અત્યંત ફાયદાકારક છે.

* * * *

પિતા ( છોકરાને ): " તને મારતાં મને પોતાને બહુ દુઃખ થાય છે, પરંતુ તારા ઉપરના પ્રેમને લીધે મારે તેમ કરવું પડે છે. "

છોકરો: " હું ઇચ્છું છું કે હું તમારા જેટલોજ મોટો હોત, જેથી તમારા એ પ્રેમનો બદલો આપી શકત !

# " જે કોઇ લાડુભટ્ટ અવતરે."

( સ્વ. કવિ દયારામના " જે કોઇ પ્રેમ અંશ અવતરે" એ પદનો ઢાળ ).

લેખક : શ્રીયુત પુરાતન લલિત બુચ.

જે કોઈ લાડુભટ્ટ અવતરે, લાડુ રસ તેના મુખમાં ઝરે—ટેક.

મોદક કેરૂં ઘૃત હોય તે,
  બ્રાહ્મણ સુતને જરે;
વગળવંશીને વમન કરાવે,
  વેદ વાણી ઉચરે......લાડુ.

લાડુભટ્ટનું લાડુ જીવન,
  ચકિત અન્યને કરે;
બે દિવસ ઉપવાસ કરે પણ,
  લાડુ ગંજ ગોઠવે......લાડુ.

ઉત્તમ મોદક મળે અન્યને,
  તદપિ અર્થ નવ સરે;
દાળભાતનું જીવલડું જયમ,
  લાડુ ખાતાં ડરે......લાડુ.



કાણો ફરવા માંડયો, પણ ચમનલાલ જેવો યોધ્ધો ગાંજ્યો જાય ? શેઠની ગાળોની સંભવિતતા યાદ આવતાં આ દુશ્મન બની બેઠેલા પોપટને ગમે તે ભોગે ન જ છોડવો એવો તેમણે નિશ્ચય કર્યો હતો !

હવે એમને નિરાંત વળી. સવારની શીતળતા છતાં એમને શરીરે પરસેવાના રેબઝેબ

પાટલુન રંગી મૂકયું ... આંખમાંથી આંસુની ધારા વહેતી હતી. હાથના થતા દર્દને લીધે કે એ હાથે લેખો લખી વાચકપ્રજાની સેવા થોડોક વખત બજાવી નહિ શકાય એ ખેદજનક વિચારને લીધે, તે કહી શકાતું નથી !

થોડીવારે માણસોની અવરજવર શરૂ થઇ. સાક્ષરી ગંભીરતા છોડી એમણે બુમો



# ચમનલાલની મુંઝવણ

શ્રીયુત "અશોક."

ચિત્રકારઃ

શ્રીયુત ગદાણી.

"હવે છટી મર, મુરખ ! ".

રા. રા. સાક્ષરશ્રી " ચમનલાલ દેસાઈ, બી. એ. ની ભાષા સાક્ષરી ન હતી; તેમાં કઠોરતા હતી, ખીજવાટ પણ હતો. ગયે વર્ષે બી. એ. ની ઉપાધિ મેળવી ત્યારથી તેમના નામની આગળ ' રા. રા. સાક્ષરશ્રી ' શબ્દો કુદરતી રીતે ઉમેરાયા હતા. ગામના વૃદ્ધ જનો ભલે ' ચીમનો ' કહી બોલા... પાન ખાવાથી હાંજે વખતે દાંત કાળા પડી જાય છે, અને એ સ્વરૂપ ... પણ તે હદથી વધારે ખાવાનું પરિણામ છે. નિયમસર ખવાય તો એ 'વસ્તુ ... જત રુચિકારક છે.

સુંદર પોપટ ખરીદયો હતો. સવારમાં ચમનલાલ બંગલે આવે ત્યારે એ મિત્રને ત્યાંથી પાંજરા સાથે પોપટને લઈને આવે એવો શેઠે હુકમ કર્યો હતો. તે મુજબ પોપટનું પાંજરું લઈ ચમનલાલ સાઈકલ પર બેસી શેઠને બંગલે

* * * *

પિતા ( છોકરાને ): " તને મારતાં મને પોતાને બહુ દુઃખ થાય છે, પરંતુ તારા ઉપરના પ્રેમને લીધે મારે તેમ કરવું પડે છે. "

છોકરો; " હું ઇચ્છું છું કે હું તમારા જેટલોજ મોટો હોત, જેથી તમારા એ પ્રેમનો બદલો આપી શકત !

ચમનલાલે નજદીક આવીને હાથ લંબાવ્યો કે તરત પોપટ ઉડીને સ્હેજ ઉંચે જઈ બેઠો. ચમનલાલે બે પગથીઆં બીજાં ચડ્યા પણ પોપટ ત્યાંથી ય ઉડ્યો. તે એમને રમાડતો હતો એમની સાક્ષરતાની, એમની પ્રતિષ્ઠાની ય એણે દરકાર ન કરી ! કેવો બેદરકાર ! કેટલો બધો નિ-ષ્ઠુર ?



હવે તો સીડીનો છેડો આવી લાગ્યો, પણ પોપટ સુધી હાથ પ્હોંચે એમ ન હતું. ચમનલાલ સીડી છોડીને આગલ વધ્યા અને થાંભલાના આડા હાથામાં પગ ભેરવી બેઠા. દમયંતીએ હંસને પકડવા ચાલાકી કરી હતી તેમ એમણેય પ્રેમાનંદની મદદ લઈ, ભેજું કસી આખરે પોપટને સપડાવ્યો અને "લઘુ લાઘવી કરી નાંખીનો પગ ઝાલ્યો." તેણે નારાજ થઈ ચાંચ મારી એમનો હાથ કાણો કરવા માંડ્યો, પણ ચમનલાલ જેવો યોધ્ધો ગાંજ્યો જાય ! શેઠની ગાળોની સંભવિતતા યાદ આવતાં આ દુશ્મન, ખુની બેઠેલા પોપટને ગમે તે ભોગે ન જ છોડવો એવો તેમણે નિશ્ચય કર્યો હતો !

હવે એમને નિરાંત વળી. સવારની શીતળતા છતાં એમને શરીરે પરસેવાના રેબઝેબ વળ્યા હતા. પોપટને પકડવાનો ઉત્સાહ ટક્યો ત્યાં સુધી એ મહારથીની જેમ ઝઝુમ્યા. પણ શત્રુને મ્હાત કરતાં બધું શૌર્ય ખપી ગયું. એમની આંખે અંધારા આવવા માંડ્યા; લીલું પીળું દેખાવા માંડ્યું. અધોગતિ કરવાની–નીચે ઉતરવાની એમની ઉત્સુકતા વધતી જતી હતી.

આતુરતાથી તેમણે પોપટ તરફ નજર રાખી, સીડીને અડાડવા પગ લંબાવ્યો, પણ થાંભલા સિવાય બીજું કાંઈ ત્યાં ન હતું. તેમણે નીચે નજર કરી. સીડી જમીનપર પડી હતી, પાંજરું પણ ત્યાંજ હતું; પણ સાઈકલ ને કોટ–ટોપી ન હતાં. પેલો માણસ પણ દેખાતો ન હતો.

થોડીવાર તો સાક્ષરશ્રીને આ દ્રશ્યમાં કાંઈ સમજાયું નહિ. ધીમે ધીમે તેમની અસાધારણ સમજમાં બધી વાત આવી !

લગભગ અર્ધો કલાક એ સ્થિતિમાં ચમનલાલે પસાર કર્યો. પોપટે ચાંચ મારીને એમના સાક્ષરી હાથમાંથી લોહીની ધારા વ્હેતી કરી પાટલુન રંગી મૂકયું હતું. ચમનલાલની આંખમાંથી આંસુની ધારા વ્હેતી હતી. હાથમાં થતા દર્દને લીધે કે એ હાથે લેખો લખી વાચકપ્રજાની સેવા થોડોક વખત બજાવી નહિ શકાય એ ખેદજનક વિચારને લીધે, તે કહી શકાતું નથી !

થોડીવારે માણસોની અવરજવર શરૂ થઈ. સાક્ષરી ગંભીરતા છોડી એમણે બુમો

પાડી ધ્યાન ખેંચ્યું. એક જણે ઉદારતાથી સીડી પાછી થાંભલા સાથે ટેકવી આપી એમને નીચે ઉતારવામાં મદદ કરી. પોપટને તેમણે પાછો પાંજરામાં પૂર્યો અને પાટલુનના ખીસામાંથી રૂમાલ કાઢી ઘા ઉપર કામચલાઉ પાટો બાંધ્યો.

આટલી મ્હેનત પડી તેની ફીકર નહિ, હાથ કપાયો તેની ચિંતા નહિ, ફરી સાંજે થશે, સાઇકલ ગઇ તો ભલે ગઇ, કોટ ટોપીની શી વિસાત ? પણ પોપટ કબ્જે થયો એટલે ચમનલાલને સંતોષ હતો. શેઠની ગાળો ખાવાની, નોકરી ખોવાની ચિંતા હવે ટળી ગઇ હતી !

એમની સાઇકલના, કોટ-ટોપીના કે પેલા માણસના હજી દર્શન થયાં નથી. મળે તો એ વસ્તુઓનું શું કર્યું ? તે પૂછવાનો તેમનો વિચાર છે !

---

## આર્ય અને પાશ્ચાત્ય કલા.

" દેશ દેશના કલાના આદર્શો જુદા હોય છે. કોઇ જડને પૂજે છે; કોઇ જડમાં રહેલા ચેતનને પૂજે છે: પાશ્ચાત્ય કલાની સાર્થકતા મનુષ્યનું અને કુદરતનું બાહ્ય સ્વરૂપ આબેહુબ બતાવવામાં રહેલી છે: સૂક્ષ્મ દૃષ્ટિ સાથે તેમને કાંઇ સંબંધ નથી. ત્યારે આર્ય કલાકાર, બાહ્ય સ્વરૂપ ન જોતાં આંતરદૃષ્ટિથી વિચારી પોતાના મનોગત ભાવોને મૂર્તિરૂપે ઘડાવે છે.

" પાશ્ચાત્યોમાં દૃષ્ટિ-અવલોકન પ્રધાન છે, જ્યારે આર્યોમાં ધર્મભાવના પ્રધાન છે. બન્નેનું દૃષ્ટિબિંદુ જુદું છે, અને આશયો પણ જુદા છે. આર્યોએ ઇશ્વર ભક્તિની ભાવનાથી પ્રેરાઇ ઉત્તમ શિલ્પ, ચિત્ર વગેરેમાં કૌશલ્ય બતાવ્યું હતું. હાલ પાશ્ચાત્ય કલાના પવને ખરી કલાને બાહ્ય આડંબરના સ્વરૂપમાં ફેરવી નાખી છે.

" આર્યોની દૃષ્ટિએ કલા જડવાદ નથી: કલાની ઉપાસના એ સ્થૂલ પૂજા નથી: બ્રહ્માંડવાસીની બ્રહ્મપૂજા છે. કલા મિથ્યાચાર નથી, પાપ નથી; કલા પુણ્ય છે. કલાનો રસ એ મદિરા નથી, અમૃત છે. એ રસની ઉર્મિઓ કેફની નથી પણ પરમ આનંદની છે." સૌ. ચૈતન્યબાલા મજમુંદાર

× × × ×

રામા પટેલને એક બળદ લેવો હતો, પણ પાસે પૈસા ન હતા. તે ગામના શાહુકાર વીરચંદ શેઠ પાસે ગયા અને નાણાં આપવાની માંગણી કરી. શેઠે કહ્યું: " નાણાં તો આપું, પણ એ નાણાં વ્યાજ સહિત ભરપાઇ ન થાય ત્યાં સુધી બળદ પર માલિકી મારી ગણાય " રામા પટેલે કબુલ કર્યું અને રૂપીઆ લીધા.

થોડે દિવસે રામા પટેલ વીરચંદ શેઠ પાસે પાછા આવ્યા અને પૂછયું: " શેઠ ! પેલો બળદ મેં ખરીદયો તે કોની માલિકીનો વારુ ?"

શેઠ—" અલબત, મારી માલિકીનો. રૂપીઆ પાછા ન આપો ત્યાં સુધી મારો તેના પર સંપૂર્ણ હક્ક છે. ગમે ત્યારે તે લઇ શકું, એ ભૂલશો નહિ."

રામા પટેલે એક છુટકારાનો દમ ખેંચ્યો અને કહ્યું: "બરોબર છે. હું પણ એમજ ધારતો હતો. મને લાગ્યું કે મારે તમને ખબર આપવી જોઇએ."

શેઠ—" શી ખબર ?"

રામા પટેલ—" એમ કે આજે સવારે બળદ ટેકરા પરથી ખાડામાં પડી ગયો એની ડોકી ભાંગી ગઇ !"

# વીરને વિદાય.

લેખક : શ્રીયુત મૂળજી આશારામ ભગત.

રણે ચ્હડો એ વીરા મારા,
વધામણા દઉં આજ;
મ્હારાં ભાભીનાં ગુંથ્યાં તે બખ્તર,
વીરા સજાઉં આજ.

જો જો ડગલું પાછા ભરતા;
માની કુખ ઉજવળજો;
ખાંતે ખેલી સમરાંગણમાં,
સ્વતંત્રતાને વરજો.

લડતાં જોવા સમરાંગણમાં,
મ્હારાં ભાભીને કોડ;
રક્ષણ ત્હારૂં રણમાં કરશે,
વીરા શ્રી રણછોડ.

અટારીએથી ભાભી મ્હારાં,
રણખેલન એ જોશે;
જોઇ ત્હારાં એ રણ ખેલન,
મનડું એનું મ્હોશે.

ખેલ કરી એ પુરા વ્હેલા,
વીરા પાછા વળજો;
વીસર્યાં મોઢાં ભાભી કેરાં,
ધારી ધારી જોજો.

# પુરાણ પુરૂષોત્તમે મને આપેલી પ્રસાદી

( સ્વ. સૌ. માણેકબાઇ કહાનજી કવિની નોંધપોથી ઉપરથી )

રાજકોટ સ્ત્રીસુબોધિની સભાનાં સ્થાપક અને ઓનરરી સેક્રેટરી, "મહિલા સંસાર," "સુખરૂપ સ્ત્રી સંસાર," "મહિલા પ્રબોધિની" તથા "ગૃહિણી સુવિચારમાળા," વગેરેનાં લેખિકા સૌ. માણેકબાઇ કહાનજી કવિએ "પુરાણ પુરૂષોત્તમે મને આપેલી પ્રસાદી" એ નામે લેખ શરૂ કરેલો, તે તેમનાં અચાનક અવસાનથી અપૂર્ણ રહેતાં તેમાંનો કેટલોક ભાગ અત્ર આપીએ છીએ.

### ભગવાનની ભક્તિપૂજા.

પ્રહ્લાદ વગેરેએ પુત્રભાવથી, અર્જુનાદિએ સખાભાવથી, તુલસીદાસે જગદીશ્વર ભાવથી, ચૈતન્યે પ્રાણેશ્વર ભાવથી, મીરાંબાઇએ અને ગોપીઓએ પતિભાવથી અને શંકરાચાર્યે આત્મભાવથી ભગવાનની ભક્તિપૂજા કરી હતી.

### અભયદાન જ સર્વોત્તમ દાન.

બુદ્ધિમાન મનુષ્યો ભૂમિદાન, અન્નદાન, અને ગોદાન જેવાં મહા દાન કરતાં પણ અભયદાનને શ્રેષ્ઠ ગણે છે, માટે પ્રાણી માત્ર જેથી ભય રહિત થાય તેવું વર્તન રાખવું.

### આગલો જમાનો.

આર્યોના સંસ્કારી જમાનામાં પ્રજા ધર્મમાં એવી દૃઢ હતી કે કોઇ મનુષ્ય બાળક અવસ્થામાં મરણ પામતું નહિં, તેમ કોઇ યુવાવસ્થામાં આવ્યા વિના સંસારધર્મમાં પડતું નહિ. વળી ધન ( પગાર ) લઇને ગુરૂ વિદ્યા ભણાવતા નહિં.

ધૃતરાષ્ટ્રને એકસો એક પુત્રો થયા કહેવાય છે, તેમાં વણિક માતાને ઉદરે "યુયુત્સુ" જન્મ્યા હતા.

### પુત્રીનો વંશ અને પ્રકૃતિની પ્રતિષ્ઠા.

દક્ષ પ્રજાપતિ અપુત્ર હતા. તેથી તેણે પોતાની પુત્રીઓને પુત્રિકા ધર્મથી પરણાવી હતી, અને તે કન્યાઓને પેટે જે બાળકો અવતર્યાં તે દક્ષ પ્રજાપતિનાં ગણાયાં.

રતિ, પ્રીતિ અને ધર્મ એ ત્રણેનો આધાર સ્ત્રી ઉપરજ રહેલો છે. સ્ત્રી એ એક પવિત્ર સનાતન ક્ષેત્ર હોવાથી તેને વિષે પુરૂષનો આત્મા પુત્રરૂપે જન્મે છે. મહા મોટા ઋષિઓ પણ સ્ત્રી વગર સંતાન ઉત્પન્ન કરવાને સમર્થ નથી, અર્થાત્, પુરૂષ પ્રમાણે પ્રકૃતિની પ્રતિષ્ઠા શાસ્ત્રસિદ્ધજ છે.

### સત્યનો મહિમા.

હજાર અશ્વમેધ કરતાં સત્ય જ વધે છે. સત્ય વચન સમ હોય કે વિષમ હોય, પણ તે સર્વ વેદોનું અધ્યયન કરવા બરાબર છે. સત્ય સમાન કોઇ વસ્તુ ઉત્તમ નથી, અને સત્યથી કોઇપણ વસ્તુ વધારે તીવ્ર નથી. સત્ય એજ પરબ્રહ્મ અને સત્યજ ઉત્તમ નિયમ છે.

### શુક્રાચાર્યે પોતાની પુત્રીને ક્રોધ નહિં કરવા કરેલો બોધ.

જે પુરૂષ હમેશાં પરનિંદાને સહન કરે



સ્વ. સૌ. માણેકબાઈ કહાનજી કવિ.

( હરિગીત ).

સંસારમાં સન્નારિના સદ્ધર્મ જે શાસ્ત્રો ભણે
નિજ વર્તને મુકી બધી ભાતે કહ્યા સંભાષણે
મીઠાં સુવાસિત સુમનની તે માળ વણિ અર્પણ કરે
સંચરી માણેક સ્વર્ગમાં આદર્શ શ્રી ગુણસુંદરી

છે, તેણેજ હે દેવયાનિ ! આ સર્વ જગતને જીત્યું છે. વળી જે ઉછળતા ક્રોધને વશ રાખે છે, તેજ ઉત્તમ છે અને જે મનુષ્ય ઉત્પન્ન થયેલા ક્રોધને શાંત રીતિથી ક્ષમા વડે નિવારે છે, તેણેજ આ સર્વ જગતને જીત્યું છે એમ જાણવું. જે મનુષ્ય ક્રોધને મારે છે, પરનિંદાને સહન કરે છે, તથા સામો મનુષ્ય તપી ગયા છતાં પણ જે તપતો નથી, તે ચારે પુરુષાર્થનું અવશ્ય પાત્ર છે. જે માણસ દરેક માસે સો વરસ સુધી પરિશ્રમ વેઠીને પિતૃયજ્ઞ કરે છે, તેનાં કરતાં પણ જે માણસ કોઇ દિવસ ક્રોધ કરતો નથી, તેને શ્રેષ્ઠ જાણવો.

## રાજપુત્રી શર્મિષ્ટા.

વૃષપર્વા રાજાની પુત્રી શર્મિષ્ટા અને શુક્રપુત્રી દેવયાની આ બેઉ બેનપણીઓ વચ્ચે સહજ વાતમાં કલહ થયો, તેમાં રાજપુત્રી શર્મિષ્ટાએ અભિમાનના આવેશમાં દેવયાનીને કહ્યું કે, " તારો પિતા તો માંગણ છે, ને માંગણની પુત્રી તું દરિદ્રી છે. " આ વચન કહેવાનું પરિણામ એ આવ્યું કે એક હજાર દાસીઓ સાથે દાસી તરીકે દેવયાનીની સેવામાં શર્મિષ્ટાને હમેશાં હાજર રહેવું પડયું.

રાજપુત્રી શર્મિષ્ટા અને શુક્રાચાર્યની પુત્રી દેવયાનીની જે બાબત ઉપર લખી તે વધારે સ્પષ્ટતાથી સમજવામાં આવે એમ ધારી વધુ વિગત માટે નીચે લખું છું:

એક વખત એવું બન્યું કે આ બન્ને સખીઓ અન્ય સખીઓ સાથે સ્નાન કરવા ગઇ, અને કાંઠે મુકેલાં કપડાં પવનથી ઉડી જઇ સર્વનાં ભેગાં થઇ ગયાં. જ્યારે સહુ જળક્રીડા કરી બહાર આવી ત્યારે સૌસૌનાં વસ્ત્રો ઓળખી પહેરવા માંડયાં; તે વખતે ભૂલથી દેવયાનીનું વસ્ત્ર શર્મિષ્ટાથી પહેરાઇ ગયું, તેથી તેણે દિલગીર થઇને શર્મિષ્ટાને કહ્યું કે, હું તારે પૂજવા યોગ્ય આચાર્ય પુત્રી છું. મારું વસ્ત્ર તારાથી પહેરાય નહિ. આના પરિણામમાં એકમેક વચ્ચ બોલાચાલી ... છેવટે કલેશ થતાં દેવયાની પોતાના પિતાને કહીને વૃષપર્વા રાજાના ગામમાં નહિં રહેવાનો હઠ લઇ બેઠી. ત્યારપછી વૃષપર્વા રાજા દેવયાનીના મનનું સમાધાન કરી ગુરૂપુત્રી દેવયાની જે કહે તે કરવા કબુલ થયા, ત્યારે દેવયાનીએ એવી માગણી કરી કે, " એક હજાર દાસીઓ સાથે શર્મિષ્ટા મારી દાસી થઇને રહે અને મારા પિતા મને જ્યાં પરણાવે ત્યાં મારી પાછળ દાસીઓ સહિત આવે. ' પોતાના પિતા વૃષપર્વાના કહેવાથી પિતૃભક્ત પુત્રી શર્મિષ્ટાએ આ વાત કબુલ કરી.

માત્ર એક પહેરવાનાં લુગડાં બદલાવાથી આવું પરિણામ આવ્યું, ત્યારે આજે તો એકમેકનાં વસ્ત્રો માંગીને પહેરે છે. જમાનાનો એ પણ ફેરફાર. વળી ઉપર કહ્યા પ્રમાણે ક્રોધને વશ ન કરવાનું પરિણામ.

## આજ્ઞા પાળે તેજ યુવરાજ.

નહુષ રાજાના પુત્ર યયાતિને પાંચ પુત્રો હતા. તેમાં સૌથી મોટા યદુ અને સૌથી નાના પુરૂ. બીજા કોઇને ગાદી વારસ નહિં ઠરાવતાં નાના પુત્ર પુરૂનેજ રાજ્યગાદીનો અભિષેક કરવા રાજાની ઇચ્છા થતાં બ્રાહ્મણોએ અને ચારે વર્ણોએ રાજાને કહ્યું કે, " યદુ મોટો છે, તેને પડતો મુકીને પુરૂને રાજગાદી શાને માટે આપો છો ? તમારો જ્યેષ્ઠ પુત્ર તો યદુ છે, તે પછી તુર્વસુ, તે પછી દ્રુહ્યુ, તે પછી અનુ અને સૌથી નાનો પુરૂ છે. આ બધા મોટાઓને તજી દઇને નાનો પુત્ર રાજગાદીને માટે કેવી રીતે યોગ્ય ગણાય ? અમારે જે કહેવાનું છે, તે આજ છે. હવે તમે ધર્મ પ્રમાણે વ્યવસ્થા કરો. "

યયાતિ રાજાએ કહ્યું કે, " હે બ્રાહ્મણ પ્રમુખ સર્વ પ્રજા ! હું જ્યેષ્ઠ પુત્રને કદી પણ રાજ્ય આપવાનો નથી, તેનું કારણ સાંભળો. મારા મોટા દીકરા યદુએ મારી

આજ્ઞાઓ પાળી નહોતી, તેથી તે વિષે વિદ્વાનોનોજ મત છે કે જે પિતાને પ્રતિકુલ હોય તે પુત્રજ કહેવાય નહિં. પુત્ર તો તેજ કહેવાય, કે જે માતા પિતાનાં વચન પાળે, તેમના હિતમાં રહે તે તેમને અનુકુળ વર્તે. યદુ અને અન્ય પુત્રોએ મારી સારી પેઠે અવગણના કરી છે, માત્ર નાના પુરૂએ આજ્ઞા માની, મારાં વચનને માન આપી, મારાં મનની ઇચ્છાઓ પૂર્ણ કરી છે. વળી કવિના પુત્ર શુક્રે પોતે મને વર આપેલો છે કે "જે પુત્ર તમારી આજ્ઞાને અનુસરે તેનેજ તમે રાજગાદી ઉપર બેસાડજો. આ ઉપરથી હું યયાતિ રાજા તમો પ્રજાને વિનંતિ કરૂં છું કે, આ પ્રમાણે પુરૂનો રાજગાદી ઉપર હક હોવાથી તેનો રાજ્યાસન ઉપર અભિષેક કરો."

પ્રજાજનોએ ઉત્તર આપ્યો કે, " હે રાજન, જે પુત્ર ગુણસંપન્ન હોય માતાપિતાના હિતમાં સદા તત્પર રહેતો હોય, તે નાનો હોય તો પણ શ્રેષ્ઠ ગણાય, અને તે સર્વ સુખકર વસ્તુ ગ્રહણ કરવા યોગ્ય છે. જેણે તમારૂં પ્રિય કરેલું એવો આ પુરૂ આ રાજ્યને યોગ્ય છે. વળી શુક્રનું પણ વરદાન છે, એટલે અમો ઉત્તર આપવાને શક્તિમાન નથી. "

એ પ્રમાણે નગર તથા દેશના લોકોએ નહુષ રાજાના પુત્ર યયાતિ રાજાને અનુમતિ આપી એટલે તેમણે તે વખતે પોતાના પ્રિય પુત્ર પુરૂનો રાજગાદી ઉપર અભિષેક કર્યો. પુરૂને રાજ્ય આપ્યા પછી વનવાસની દીક્ષા લઇ બ્રાહ્મણો અને તપસ્વીઓ સાથે રાજા નગરમાંથી ચાલી નીકળ્યો. યદુના પુત્ર યાદવ થયા, તુર્વસુના યવન, દ્રુહ્યુના ભોજ, અનુના મલેચ્છ અને પુરૂથી પૌરવ વંશ ચાલ્યો.

### યયાતિએ પોતાના પુત્ર પુરૂને આપેલો ઉપદેશ.

યયાતિ રાજાએ વનમાં જતાં જતાં પુરૂને ઉપદેશ આપી કહ્યું કે, " ગંગા અને યમુનાની વચ્ચેનો બધો પ્રદેશ તારો છે, અને તેજ ખરેખર પૃથ્વીનો મધ્ય પ્રદેશ છે. તેની આસપાસના દેશો ઉપર તારા ભાઇઓનો અધિકાર છે. ક્રોધીઓથી અક્રોધી શ્રેષ્ઠ છે. કઠોર વાણી બોલવી નહિં અને મર્મ વચન કોઇને પણ કહેવાં નહિં. નિત્ય આર્ય પુરૂષને છાજતું આચરણ રાખવું, અને સદા મધુર વાણી બોલવી. જે માણસ પોતાનાં વખાણ પોતેજ કરે છે, તે સર્વને આ ભૂમિના નરકભોગની પ્રાપ્તિ થાય છે. "

### સ્વર્ગે જવાના સાત માર્ગ.

પોતાના પુત્રને બોધ આપતાં વળી તેમણે કહ્યું કે, "સ્વર્ગે જવાનાં મોટાં સાત દ્વાર છે. દાન, તપ, શમ, દમ, લજ્જા, સરલપણું અને સર્વ પ્રાણી ઉપર દયા. આ સાત રીતેજ સ્વર્ગ પ્રાપ્ત થાય છે, એમ સાધુ પુરૂષો કહે છે. વળી સાધુ પુરૂષો એમ પણ કહે છે કે જે મનુષ્ય અભિમાન કરે છે, તેનાં સર્વ તપ, વ્રત અને પુણ્યનો નાશ થઇ તેનો પોતાનો નાશ પણ જલદી થાય છે, માટે અભિમાનનો સદા ત્યાગજ કરવો."

### વિદ્યાર્થી બ્રહ્મચારીને સિદ્ધિની પ્રાપ્તિ.

વિદ્યાર્થીએ કેમ વર્તવું, કે જેથી તેને સિદ્ધિની પ્રાપ્તિ થાય ? ગુરૂ જ્યારે બોલાવે, ત્યારે તેમની પાસે જઇ અધ્યયન કરવું, તેમની નિરંતર આજ્ઞામાં રહેવું, નમ્રતા રાખવી, ઇન્દ્રિઓનો નિગ્રહ કરવો, ધીરજ ધરવી, સર્વ કાર્યમાં સાવધ રહેવું અને પોતાના અધ્યયનમાં ચિત્ત રાખવું. આ પ્રમાણે વર્તનાર વિદ્યાર્થી બ્રહ્મચારીની સિદ્ધિને પામે છે.

### દોહિત્રોએ યયાતિ રાજાનો કરેલો ઉદ્ધાર.

એક વખત સુવર્ણ રથમાં બેસી સ્વર્ગે સીધાવતાં યયાતિ રાજાએ પૂર્વ જન્મની વાત કરતાં પોતાના દોહિત્રોને કહ્યું કે, મેં કોઇ દિવસ પણ એક પણ વાક્ય અસત્ય કહેલું નથી; કારણકે સાધુ પુરૂષો સત્યનેજ વખાણે છે. હે અષ્ટક ! વસુમાનને અને પ્રતર્દનને

અને તને મેં જે કહ્યું છે તે સત્યજ છે. સર્વ લોકો ઋષિઓ, દેવો વગેરે જેઓ પૂજ્ય છે, તેઓ સત્યને લીધેજ છે. આ પ્રમાણે પોતાના ત્રણે દોહિત્રોને બોધ આપેલો હોવાથી તેઓ શ્રેષ્ઠ નીવડયા અને પોતાના માતામહને તારી દીધો.

### પુરૂવંશનું વર્ણન.

પુરૂવંશમાં હસ્તિ નામે રાજા થયો. તેણે જે નગર વસાવ્યું હતું, તેનું નામ તેના ઉપરથી હસ્તિનાપુર પાડયું હતું. હસ્તિ રાજા ત્રિગર્ત રાજાની યશોધરા નામની કન્યાને પરણ્યો હતો.

### મહા સમર્થ શાંતનુ.

પ્રતિપ નામનો રાજા શિબિ રાજાની સુનંદા નામે કન્યા સાથે પરણ્યો હતો, અને સુનંદાને દેવાપિ, શાંતનુ અને બાહ્લિક નામે ત્રણ પુત્રો થયા હતા. આ ત્રણમાંનો દેવાપિ બાલ્યાવસ્થાથીજ વનમાં જતો રહેવાથી શાંતનુને રાજ્ય મળ્યું. આ રાજાના સંબંધમાં પ્રાચીન લોકો કહે છે કે તે જે જે જીર્ણ વસ્તુને સ્પર્શ કરતો તે સર્વને સુખ શાંતિ ઉપજતી, ને તેથીજ તેનું નામ શાંતનુ પડયુ રહ્યું. શાંતનુનું લગ્ન ભગીરથ રાજાની ગંગા નામે કન્યા વેરે થયું હતું. તેનાથી દેવવ્રત નામે પુત્ર થયો, પણ એ પુત્રનું પાછળથી ભીષ્મ એવું નામ પડયું હતું.

દેવવ્રત, ભીષ્મ અને વળી ગંગાના પુત્ર તેથી ગાંગેય એવાં જુદાં જુદાં નામથી તેઓ વળી ઓળખાય છે. આ દેવવ્રત પૂર્વે દ્યો નામના વસુનો અવતાર છે. તેઓ આ અવતારમાં શાંતનુ પિતા અને ગંગા માતાથી ઉત્પન્ન થયા.

દેવો અને રાજર્ષિઓ જેનું પૂજન કરે છે, એવા ધર્માત્મા શાંતનુ રાજા સત્યવક્તા તરીકે ઘણી ખ્યાતિ પામ્યા હતાં. સર્વ ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ એવા આ ધાર્મિષ્ટ રાજાનો સર્વ રાજાઓએ મહારાજાધિરાજના પદ ઉપર અભિષેક કર્યો હતો, અને એના આધિપતિપણા નીચે સર્વ રાજાઓ ભય શોક અને અનેક પ્રકારની પીડાઓ તથા ચિંતાઓથી મુકત થયા હતા. કોઇને સ્વપ્નામાં પણ દુઃખનો અનુભવ થતો નહિં. શાંતનુના રાજ્યમાં યજ્ઞ, દાન, વગેરે ધર્મક્રિયાઓ સૌ સારી રીતે સમજીને કરતા. ક્ષત્રિઓ બ્રાહ્મણોની સેવા કરતા અને વૈશ્યો નિત્ય ક્ષત્રિઓને અનુસરતા. વળી બ્રાહ્મણો અને ક્ષત્રિઓને વિષે *અનુરક્ત રહેનાર શુદ્રો પણ વૈશ્યાદિકની સેવા* કરતા. વળી એ શાંતનુ રાજા કુરૂઓની રાજધાની હસ્તિનાપુરમાં રહેતા અને સમુદ્ર પર્યંત આખી પૃથ્વીનું સામ્રાજ્ય ભોગવતા હતા. તે કોઇના ઉપર રાગદ્વેષ રાખતા નહિં; ચન્દ્રની પેઠે તેનું દર્શન સુખ આપનાર હતું. સૂર્યના જેવા તે તેજસ્વી, વાયુના જેવા વેગવાળા, યમરાજાના જેવા કોપાયમાન, અને પૃથ્વીના જેવી ક્ષમાવાળા હતા. રાજાધિરાજના રાજ્યમાં સત્ય વાણી સ્વાભાવિક રીતે બોલાતી અને સર્વનાં મન દાન ધર્મમાં લાગેલાં રહેતાં.

સ્ત્રી વિષેનો અભિલાષ ત્યાગ કરી આ રાજાએ છત્રીસ વર્ષ વનમાં ગાળ્યાં હતાં. તેમનો પુત્ર વસુ પણ તેમના જેવો રૂપવાળો, આચાર પાળનારો, તેમનાં જેવાં આચરણવાળો, તથા ખ્યાતિવાળો થયો. વળી તે અસ્ત્રવિદ્યામાં કુશળ, અને બધા રાજાઓના કરતાં અધિક બળવાન, મહા સત્વશીલ, મહા વીર્યવાન અને મહારથી હતો.

એક દિવસે શાંતનુ રાજા ગંગાના તટ ઉપર ફરતા હતા, ત્યારે તેમણે ગંગાનું જળ સુકાઇ ગએલું દીઠું. આથી વિચાર કરવા લાગ્યા કે ગંગાનો પ્રવાહ પ્રથમના જેવો હમણાં કેમ વહેતો નથી? તેના કારણની શોધ કરતાં સુંદર આકૃતિવાળા, રૂપવાન, દૃઢ શરીરવાળા, દિવ્ય અસ્ત્ર હાથમાં ધારણ કરીને

ઉભેલા, ઇન્દ્ર સરખા તેજસ્વી કુમારને તીક્ષ્ણ બાણોથી ગંગાના પ્રવાહને રોકીને ઉભેલા જોતાં તેનાં એ અમાનુષિક કર્મથી ઘણા વિસ્મય થયા. આ બાળક જ્યારે જન્મ્યો હતો, ત્યારે શાંતનુ રાજાએ તેને દીઠો હતો, પરંતુ શાંતનુ રાજા આ વખતે તે પોતાના પુત્રને ઓળખી શક્યા નહિં. પછી શાંતનુને માયાથી મોહિત કરીને કુમાર અંતર્ધાન થઇ ગયો. આથી શાંતનુ રાજાને ઘણી શંકા થઇ, તેથી તેણે ગંગાને કહ્યું કે હે ગંગા, એ એ કુમાર તું મને ફરીથી દેખાડ. આ સાંભળી ગંગા સુંદર રૂપ ધારણ કરી આભૂષણથી શણગારેલા પેલા બાળકને પોતાના હાથમાં લઇને ત્યાં આવી અને રાજાને બતાવ્યો. ગંગા બોલીઃ હે રાજા, તમારાથી મને જે આઠમો પુત્ર થયો હતો, તેજ આ પુત્ર છે. તેને મેં ઉછેરીને મોટો કર્યો છે. સર્વ અસ્ત્રશસ્ત્ર વિદ્યા જાણનાર આ ઉત્તમ પુત્રને હે ભારત ! તમારે ઘેર લઇ જાઓ. આ વીર્યવાન કુમાર વસિષ્ઠ મુનિની પાસેથી અંગરહિત વેદ ભણ્યો છે, અસ્ત્રવિદ્યા કુશળ છે, યુદ્ધમાં ઇન્દ્રના જેવો છે, અને ધનુર્ધારી છે. હે રાજા, દેવો અને દાનવોમાં તે માનીતો છે, અને શુક્રાચાર્ય જે શાસ્ત્રો જાણે છે, તે સર્વ એને આવડે છે. વળી અસુર અને સુર જેને નમસ્કાર કરે છે એવા બૃહસ્પતિ જે જે શાસ્ત્રો જાણે છે, તે બધાં તેને સાધ્ય છે, તેમજ ભાર્ગવ મુનિ અને પરશુરામ જે જે અસ્ત્રવિદ્યા જાણે છે, તે સર્વ આ તમારા મહાત્મા પુત્રમાં નિરંતર વાસ કરે છે, માટે હે શૂરવીર રાજા ! રાજધર્મમાં કુશળ, મહા ધનુર્ધારી આ મારો વીરપુત્ર હું તમોને આપું છું, તેને તમે ઘેર લઇ જાઓ.

શાંતનુ ગંગાના કહેવાથી તે તેજસ્વી કુમારને લઇ પોતાને ઘેર આવ્યા અને પોતાની સર્વ મનોવાંછનાઓ પૂર્ણ થઇ એમ મનમાં માનવા લાગ્યા. તે પછી એ રાજાએ સઘળા પૌરવોને બોલાવી આ મહાત્મા પુત્રનો યુવરાજના પદ ઉપર અભિષેક કર્યો.

## એક વિધવા બ્હેનને મદદ.

મરહુમ મી. એમ જી. દેસાઈ, જેમણે નવી ઢબનો "સરસ્વતી" ચરખો શોધી કાઢયો હતો, તેમણે બટાટાની પતરી અને સળી બનાવવાનો સંચો પણ બનાવ્યો હતો. એ ભાઇ થોડા માસ ઉપર મરણ પામ્યા છે, અને તેમની વિધવા પત્ની ગં. સ્વ. સરસ્વતી બાઇ એ સંચા વેચવાનો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવે છે. સંચો લાકડાનો બનાવેલો છે અને તેમાં સળી પડે એવું જાડું પતરૂં જડી લીધું છે. કીમત માત્ર બાર આના છે. ઘરગતુ વપરાસની ચીજ ખરીદી એ વિધવા બ્હેનને પોતાનું પ્રામાણિક ગુજરાન મેળવવાની મદદ કરવાની દરેકની ફરજ છે. તેમનું સરનામું: "જમનાદાસ ત્રિભોવનદાસનું મકાન, પારેખ વાડી સામે, ગીરગામ બેક રોડ, મુંબાઇ, ૪" છે.

× × × ×

એક માણસની પાસે ઘણા ઘોડા હતા. તે ઘોડા માંદા થાય ત્યારે તેમની દવા પણ કરી જાણતો. એક દિવસ એક માણસ એ ઘોડાવાળાના છોકરા પાસે આવ્યો અને પૂછ્યું "છોકરા ! જો કોઇ ઘોડો માંદો થઇ જાય તો તારો બાપ શું કરે છે ?"

છોકરાએ જરા વિચાર કરીને સામો સવાલ પૂછ્યોઃ "તમે કેવી માંદગી માટે પૂછો છો ? સાધારણ માંદગી કે સખત ?"

"અરે ! ભયંકર રોગ થયો હોય તો." પેલાએ કહ્યું.

"જો ઘોડો સાધારણ માંદો હોય તો મારો બાપ તેને દવા આપે છે; બહુ માંદો હોય તો વેચી દે છે !" છોકરાએ જવાબ દીધો.

અને તને મેં જે કહ્યું છે તે સત્યજ છે. સર્વ લોકો ઋષિઓ, દેવો વગેરે જેઓ પૂજાય છે, તેઓ સત્યને લીધેજ છે. આ પ્રમાણે પોતાના ત્રણે દોહિત્રોને બોધ આપેલો હોવાથી તેઓ શ્રેષ્ઠ નીવડયા અને પોતાના માતામહને તારી દીધો.

### પુરૂવંશનું વર્ણન.

પુરૂવંશમાં હસ્તિ નામે રાજા થયો. તેણે જે નગર વસાવ્યું હતું, તેનું નામ તેના ઉપરથી હસ્તિનાપુર પાડયું હતું. હસ્તિ રાજા ત્રિગર્ત રાજાની યશોધરા નામની કન્યાને પરણ્યો હતો.

### મહા સમર્થ શાંતનુ.

પ્રતિપ નામનો રાજા શિબિ રાજાની સુનંદા નામે કન્યા સાથે પરણ્યો હતો, અને સુનંદાને દેવાપિ, શાંતનુ અને બાલ્હિક નામે ત્રણ પુત્રો થયા હતા. આ ત્રણમાંનો દેવાપિ બાલ્યાવસ્થાથીજ વનમાં જતો રહેવાથી શાંતનુને રાજ્ય મળ્યું. આ રાજાના સંબંધમાં પ્રાચીન લોકો કહે છે કે તે જે જે જીર્ણ વસ્તુને સ્પર્શ કરતો તે સર્વને સુખ શાંતિ ઉપજતી, ને તેથીજ તેનું નામ શાંતનુ પડયુ હતું. શાંતનુનું લગ્ન ભગીરથ રાજાની ગંગા નામે કન્યા વેરે થયું હતું. તેનાથી દેવવ્રત નામે પુત્ર થયો, પણ એ પુત્રનું પાછળથી ભીષ્મ એવું નામ પડયું હતું.

દેવવ્રત, ભીષ્મ અને વળી ગંગાના પુત્ર તેથી ગાંગેય એવાં જુદાં જુદાં નામથી તેઓ વળી ઓળખાય છે. આ દેવવ્રત પૂર્વે દ્યો નામના વસુનો અવતાર છે. તેઓ આ અવતારમાં શાંતનુ પિતા અને ગંગા માતાથી ઉત્પન્ન થયા.

દેવો અને રાજર્ષિઓ જેનું પૂજન કરે છે, એવા ધર્માત્મા શાંતનુ રાજા સત્યવક્તા તરીકે ઘણી ખ્યાતિ પામ્યા હતા. સર્વ ધર્મ પાળનારાઓમાં શ્રેષ્ઠ એવા આ ધર્મિષ્ઠ રાજાનો સર્વ રાજાઓએ મહારાજાધિરાજના પદ ઉપર અભિષેક કર્યો હતો, અને એના આધિપતિપણા નીચે સર્વ રાજાઓ ભય શોક અને અનેક પ્રકારની પીડાઓ તથા ચિંતાઓથી મુકત થયા હતા. કોઇને સ્વપ્નામાં પણ દુઃખનો અનુભવ થતો નહિં. શાંતનુના રાજ્યમાં યજ્ઞ, દાન, વગેરે ધર્મક્રિયાઓ સૌ સારી રીતે સમજીને કરતા. ક્ષત્રિઓ બ્રાહ્મણોની સેવા કરતા અને વૈશ્યો નિત્ય ક્ષત્રિઓને અનુસરતા. વળી બ્રાહ્મણો અને ક્ષત્રિઓને વિષે અનુરક્ત રહેનાર શૂદ્રો પણ વૈશ્યાદિકની સેવા કરતા. વળી એ શાંતનુ રાજા કુરૂઓની રાજધાની હસ્તિનાપુરમાં રહેતા અને સમુદ્ર પર્યંત આખી પૃથ્વીનું સામ્રાજ્ય ભોગવતા હતા. તે કોઇના ઉપર રાગદ્વેષ રાખતા નહિં ચન્દ્રની પેઠે તેનું દર્શન સુખ આપનાર હતું. સૂર્યના જેવા તે તેજસ્વી, વાયુના જેવા વેગવાળા, યમરાજાના જેવા કોપાયમાન, અને પૃથ્વીના જેવી ક્ષમાવાળા હતા. રાજાધિરાજના રાજ્યમાં સત્ય વાણી સ્વાભાવિક રીતે બોલાતી અને સર્વનાં મન દાન ધર્મમાં લાગેલાં રહેતાં.

સ્ત્રી વિષેનો અભિલાષ ત્યાગ કરી આ રાજાએ છત્રીસ વર્ષ વનમાં ગાળ્યાં હતાં. તેમનો પુત્ર વસુ પણ તેમના જેવો રૂપવાળો, આચાર પાળનારો, તેમનાં જેવાં આચરણવાળો, તથા ખ્યાતિવાળો થયો. વળી તે અસ્ત્રવિદ્યામાં કુશળ, અને બધા રાજાઓના કરતાં અધિક બળવાન, મહા સત્વશીલ, મહા વીર્યવાન અને મહારથી હતો.

એક દિવસે શાંતનુ રાજા ગંગાના તટ ઉપર ફરતા હતા, ત્યારે તેમણે ગંગાનું જળ સુકાઇ ગએલું દીઠું. આથી વિચાર કરવા લાગ્યા કે ગંગાનો પ્રવાહ પ્રથમના જેવો હમણાં કેમ વહેતો નથી? તેના કારણની શોધ કરતાં સુંદર આકૃતિવાળા, રૂપવાન, દૃઢ શરીરવાળા, દિવ્ય અસ્ત્ર હાથમાં ધારણ કરીને



# ભૂંડાનો ભૂંડો બદલો.

(એક બાળવાર્તા.)

લેખકઃ ચિ. વિજયલાલ અમૃતલાલ દેસાઇ.

એક શહેરમાં કાન્તિલાલ તથા છગનલાલ નામના બે છોકરા રહેતા હતા. તેઓને એક બીજા તરફ ઘણોજ પ્રેમ હતો. તેઓ ઘણા વખતથી ભાઇબંધ હતા. કાન્તિલાલ પૈસાદારનો દિકરો હતો. તેની વૃત્તિ હંમેશાં કોઇનું ભલું કરવા તરફ દોરાતી હતી. છગનલાલ એક ગરીબ માણસનો દિકરો હતો. તે ઘણોજ ખરાબ, એકલપેટો, ખાય તેનું ખોદે તેવો અને જુઠ્ઠો હતો. તેનું લક્ષ હંમેશાં બીજાનું ભૂંડુ કરવા તરફ દોરાતું હતું.

એક વાર તે બે મિત્રો પરમેશ્વરની કુદરતી રચના જોવાને વનવગડામાં ચાલી નીકળ્યા. કાન્તિલાલે અસીબંધ કોરાં કડકડતાં કપડાં પહેર્યાં હતાં. છગનલાલે પોતે ફાટેલાં તુટેલાં કપડાં પહેર્યાં હતા. તેણે કાન્તિલાલને રોફમાં જોઇ, તેને પોતાને મનમાં ઘણોજ અસંતોષ થયો અને પોતાના મિત્રની અદેખાઇ કરવા લાગ્યો. તેણે કાન્તિલાલને કહ્યું કે "ભાઇ તમારી પાસે એક માગવાનું છે." કાન્તિલાલે કહ્યું "ભાઇ મારાથી બની શકે, એવું હોય તો આપીશ." છગનલાલે માગ્યુંઃ "ભાઇ મને તમારા કપડાં થોડીવાર પહેરવા દો." કાન્તિલાલ ભોળો અને ઉદાર દિલનો માણસ હતો તેથી તેણે એકદમ પોતાનાં કપડાં કાઢી આપ્યાં. છગનલાલે તે પહેર્યાં. આ કપડાં પહેર્યાં કે તરતજ તેની બુદ્ધિ બગડી.

તેણે પોતાના મિત્રને કહ્યું કે "ભાઇ પાણીની તરસ લાગી છે તેથી આપણે ચાલો આ પાસેના કુવે જઇએ." તેઓ કુવા આગળ આવી પહોંચ્યા. બન્ને જણ કુવાના થાળા ઉપર બેઠા. છગનલાલે એકદમ પછવાડેથી કાન્તિલાલને ધક્કો માર્યો અને પછીથી પોતે પોતાને ઘેર ચાલી નીકળ્યો.

કાન્તિલાલ લથડીયાં ખાતો ખાતો પડ્યો. તે વડની અંદર બે ભૂત રહેતાં હતાં. તેઓ તે વખતે અંદરોઅંદર વાતો કરતાં હતા. પહેલાએ પૂછ્યુંઃ—તમે હાલમાં કયાં છો? બીજાએ જવાબ આપ્યો "હું હાલમાં એક એક અમીરની છોકરીને વળગ્યો છું." પહેલાએ તેને પૂછ્યુંઃ "કોઇ પણ માણસ તમને નસાડી મુકવાને ઇચ્છે તો તમને તે કેવી રીતે નસાડી મુકે?" બીજાએ કહ્યું કે "જો તે માણસ આ વડના પાંદડાને લઇને બાળે તો હું તેને છોડી જઇ નાસી શકું." પછી બીજાએ પહેલાને પૂછ્યુંઃ—"તમે હાલમાં કયાં છો?" તેણે જવાબ આપ્યોઃ "હું રાજાનો ખજાનો સાચવું છું. જો કોઇ પણ માણસ આ ખજાનો છોડાવવાને ઇચ્છે તો તે આ વડની થોડી ડાળીઓને હોમમાં નાખે તો છોડાવી શકે."

આ સઘળી વાતો કાન્તિલાલ વડની મુળાને લટકતો લટકતો સાંભળ્યા કરતો હતો. ને પોતે કુવામાંથી બહાર નીકળવાને વિચાર કરતો હતો, તેવામાંજ ત્યાં એક મુસાફર પોતાની તરસ છીપાવવાને માટે કુવા આગળ આવ્યો. તેણે પાણીને માટે અંદર દોરડા સહીત ઘડો નાખ્યો, કાન્તિલાલ આ

દોરડાની મદદથી કુવામાંથી બહાર નીકળ્યો. તેણે પોતે નીકળતાં નીકળતાં આ વડના પાંદડાં તથા ડાળી તોડી લીધાં. તેણે પોતે ભૂતના કહ્યા પ્રમાણે આ સઘળી વસ્તુ કરી.

આ વખતે પેલા અમીરે પોતે ગામમાં ઢંઢેરો પીટાવીને કહેવરાવ્યું હતું કે "જે આ છોકરીને દુઃખમાંથી છોડાવશે તેને હું મારી છોકરી પરણાવીશ અને અડધું રાજપાટ આપીશ." કાન્તિલાલે બીડું ઝડપ્યું અને છોકરીને મુક્ત કરી. અમીરે પોતાના બોલ્યા પ્રમાણે છોકરી પરણાવી અને અડધું રાજ આપ્યું.

કાન્તિલાલ રાજાની કુંવરી સાથે પોતાને ઘેર ગયો અને આનંદમાં વખત ગાળવા લાગ્યો.

જ્યારે છગનલાલે કાન્તિલાલના સુખની આ વાત જાણી ત્યારે તે કાન્તિલાલને ઘેર ગયો. અને તેને કહ્યું કે "ભાઇ! આ બધું સુખ કેવી રીતે મેળવ્યું.?" કાન્તિલાલે ઠંડે પેટે જવાબ દીધોઃ—"ભાઇ! સઘળું તમારા પુણ્યપ્રતાપથીજ મેળવ્યું. તમારો બહુ ઉપકાર છે."

આવું સાંભળી તેણે પોતે કુવામાં પ[...] નાખ્યું. કુવામાં રહેતાં ભૂતો ક્યારના કા[ન્તિ]લાલની રાહ જોઇનેજ બેઠેલાં હતાં. એટ[લા]માંજ છગનલાલ કુવામાં પડ્યો. ભૂત ઘણુ[ં] ખુશ થયાં અને અંદર અંદર કહેવા લા[ગ્યાં] કે "ચાલો ઠીક થયું, ભાવતું હતું ત્ર[ે] વૈદે કહ્યું." ભૂત એને ખાઇ ગયા. આ[] રીતે તેણે મિત્રનું ભુંડું ઇચ્છી, વિશ્વાસઘ[ાત] કર્યો અને પોતે પોતાની મેળે જીવ ખોયો.

ભુંડાનો બદલો ભુંડોજ હોય.



રાજા વિક્રમસિંહ એક વખત પોતાના વિદુષક પર અત્યંત ગુસ્સે થયા. તેને દરબારમાંથી કાઢી મુકયો અને પાછું મોઢું નહિ બતાવવાનું સખત ફરમાન કર્યું.

વિદુષકને આ રૂચ્યું નહિ. તેને રાજા સાથે ફરી સંબંધ બાંધવો હતો. ભૂખે મરવું કોને પોષાય?

એક દિવસ રાજા શિકારે નીકળ્યા. લાગ જોઇ વિદુષક તેમની સામે આવીને ઉભો. રાજાએ તરતજ મોઢું ફેરવી લીધું; તેની તરફ પીઠ કરીને ઉભા.

"હાશ! પ્રભુનો મોટો પાડ. મને ખોટી જ ખબર મળેલી. આપ નામદાર મારી સાથે શત્રુની જેમ નથી વર્તતા."

રાજાને આ સમજાયું નહિ. તેણે પૂછ્યું: "એટલે?"

વિદુષક—"કારણ કે આપ નામદારે પોતાના શત્રુ તરફ કદી પીઠ ફેરવી હોય એમ આજ સુધી જણાયું નથી."

રાજાનો ગુસ્સો ઉતરી ગયો.

× × ×

એક ગૃહસ્થ (છાપું વેચતા છોકરાને)—"એ છોકરા! તું શું બુમો પાડતો હતો? "મોટી લુંટ; સાઠ જણાનો ભોગ." આ છાપામાં તો એવું કાંઇ પણ દેખાતું નથી."

છોકરો—"એજ લુંટ. તમે એકસઠમા છો!"




લેખકઃ—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ સત્તરમું.

### સિતારી સાથે વાતો.



“કેવું સુન્દર કાવ્ય ! વાંચું વાંચું ને ફરી વાંચવાનું મન થાય. કવિએ એમાં ખરેખર કમાલ કરી છે. એ કવિ હમેશાં એવાં સુન્દર કાવ્યો જ લખે છે. આ સિતારી પણ એવાજ. કાવ્યો પ્રિય હોય તેમ જ્યારે હું ગાઉં ત્યારે રસથી ઉન્મત થતી હોય તેમ રણકાર મારે છે. એ કવિમાં નામ પ્રમાણેજ ગુણ છે. કેવું સુન્દર નામ ? ' વસંત ! ' અહા કેવું મીઠું નામ ? જેવું નામ તેવાજ ગુણ છે. વસંત-ઋતુની માફક એ કવિ પણ પોતાનાં કાવ્યોમાં સદા નવપલ્લવિત રહેછે. આ કાવ્યમાં રૂકમિણી પાસે કવિએ કેવા શબ્દોમાં સન્દેશો કહાવ્યો છે. જાણે કવિ પોતેજ રૂકમિણી હોય તેમ ઘડીકમાં યાચક જેવા ભાવનું તો ઘડીકમાં કૃષ્ણની ગરજ શું છે તેનું બહુ અચ્છી રીતે દર્શન આપેછે. સિતારી ! ઉતાવળ ન કર, ત્હારી ઇચ્છા છે તો હું ફરીથી ગાઉં છું. પણ મ્હારા કરતાં એ કવિ પોતે ગાય તો કેવી મઝા આવે ? કેટલાક કવિઓ ગાઇ શકતા નથી એમ કહેવાયછે એ શું ખરી વાત હશે ? ના ! ના ! મનહરભાઇએ એક દિવસ કહ્યું હતું કે ઘણે ભાગે કવિઓ બહુ સારૂં ગાઇ શકે છે. 'વસંત' ગાઇ શકે છે એમ પણ તેઓ કહેતા હતા. ઉભી રહે માનીતી સીતારી ! એ કવિ હાજર નથી તો હું ત્હારી ઇચ્છા પૂર્ણ કરીશ. ચાલ ! થા તૈયાર !” પોતાના મનમાં ને મનમાં ઉપરના શબ્દો બોલતી સ્નેહપૂર્ણાએ સિતારી છેડી.

પ્રભુ ! આવો—
આ વિજય પામતું નટવર નામ દિપાવો.
ગોબ્રાહ્મણના પ્રતિપાળ ત્હમે,
સુખ શાન્તિ તણા સરદાર ત્હમે,
દુ:ખી ને દીનના આધાર ત્હમે,
પ્રભુજી પ્યારા ભરથાર ત્હમે–કિરતાર ત્હમે.
પ્રભુ આવો—
આ વિજય પામતું નટવર નામ દિપાવો.
શિશુપાળ ગ્રહે મુજ હસ્ત લઇ,
મુજ બંધુ પિતા તણી શુદ્ધિ ગઇ,
સિંહનો ખોરાક શું શ્વાન લઇ,
વિચરે વનમાં મન ખુશ થઇ–બનશેજ નહિ.
પ્રભુ આવો—
આ વિજય પામતું નટવર નામ દિપાવો.
વિનવે રૂક્મિણી દીન બની,
સંભાળ લ્યો પ્રભુ દાસી તણી,
ઘડી જાય વિભુ એક વર્ષ સમી,
પતિ ગોકુળના તુજ હાથ રહી–મુજ લાજ ખરી.

પ્રભુ આ...............વો.
આ વિજય પામતું નટવર નામ દિપાવો.

સિતારીનો રણકાર શમ્યો. એક દષ્ટે સ્નેહપૂર્ણા સિતારી તરફ નિરખી રહી. "કહે! કહે! ઓ મીઠડી સિતારી! હવે તારી કંઇ ઇચ્છા છે? ઓ દિલરંજની સિતારી! તું જગતમાં પ્રભુતા આશીર્વાદ સમી છો. મ્હારી સર્વ દશામાં તું ખરેખરે પ્રેમી સખી છો. મ્હારા જીવનની પળો ત્હારા સહવાસમાં મીઠી ને પ્રેમમય બને છે. તું મ્હારી સાથે વાત કરે છે, તું મ્હારી સાથે હસે છે, તું મ્હારી સાથે ખેલે છે. તું મ્હારી સાથે નાચે છે. ઓ સિતારી! ત્હારા હું કેટલા ઉપકાર માનું? હું આજે ગાંડી થઇ છું. ખરેખર આ કવિએ મ્હને આજે ગાંડી કરી હોય તેમ લાગે છે. જેમ આવે તેમ બકવાનેજ કેમ આજે દિવસ ઉગ્યો હોય એવું જણાય છે. ત્યારે એ સિતારી કરતાં મ્હારી આ હાલતનો જવાબદાર એ કવિ છે. કહે ઓ કવિ! ત્હારો હું શું ઉપકાર માનું! તું મ્હને કાવ્યોમાં ઘડીમાં રસ ઘુંટડા પીવરાવે છે, ઘડીમાં 'નિર્દંભ પ્રેમના રસહિંડોળે ઝુલાવે છે, ઘડીમાં આત્માની અનેરી ભાવનામાં ઉતારે છે, ઘડીમાં પ્રભુ ગાનની મસ્તીમાં મસ્ત બનાવે છે, ઘડીમાં' વિરહીના વિરહ તાર્જ કરાવે છે, ઘડીમાં પૃથ્વીપર સ્વર્ગનાં સ્વપ્નો ખડાં કરાવે છે, ઘડીમાં યુગયુગના સન્દેશ પાઠવે છે, ઘડીમાં દેશસેવાનાં મોઘેરાં સૂત્રો સમજાવે છે, ઘડીમાં એકતાની અમૃત કટોરી ભરી ભરી પીવરાવે છે. કહે કહે! ઓ ખુદાઇ ફીરસ્તા! ઓ અવતારી! કહે! ત્હારો શું ઉપકાર માનું? તેં અનેકવાર મ્હને ત્હારાં કાવ્યોમાં ઉચ્ચ આદર્શો બતાવ્યા છે. અનેકવાર મ્હારા હૃદયમાં પ્રકટી રહેલી માતૃપ્રેમની જ્યોતને સતેજ કરી છે; અનેકવાર ભારતની પ્રાચીન ભાવનાથી હૃદયમાં સ્વદેશાભિમાન પ્રકટાવ્યું છે. હું શું પણ આખું જગત ત્હારો ઉપકાર માને તોપણ ઓછું છે. હે કવિ! કવિજીવન એ જગતના સર્વ જીવન કરતાં ઉચ્ચતર કોટિનું છે." સ્નેહપૂર્ણા આજે કંઇ વિવિધ ભાવથી ખીલી. બહુ કાવ્યોના અભ્યાસથી ઘણીવાર તે આવી મસ્તીમાં આવી જતી. કોઇ કોઇ વખત તે પોતાને પણ ભૂલી જઇ કાવ્યમાં રસબસ થતી ત્યારે તે જેમ આવે તેમ વિચારોમાં ઉડતી. વસંતના કાવ્યો તે હમેશાં પ્રેમથી વાંચતી, વિવિધ દષ્ટિએ તેની સમાલોચના કરતી. ઘણાંખરાં કાવ્યો સિતારીમાં ઉતારી મધુર કંઠે મીઠડી હલકથી પોતે ગાતી ત્યારે પોતાને તે ભૂલી જતી.

કયમ હજી ત્હારી ઇચ્છા છે? સિતારી! તું મ્હારાથી પણ મસ્ત છે કેમ? તું કહે છે તે હું સ્હમજું છું. ત્હારે હજી મઝા ઉડાવવી છે. કેમ? ચાલ થા તૈયાર!" આમ સિતારીને સંબોધતી સ્નેહપૂર્ણાએ તરતના આવેલા અંકમાંથી 'અભિમન્યુ રણવિદાય' ગાવા માટે આલાપ માર્યો.

પ્રિયતમ સુખેથી સિધાવો મ્હારા વાલમા રે,
વ્હાલમજી વેલેરા વળજો મ્હારા વાલમા રે-
રજની એક ગાળી પિયુ સંગે,
પિયુજી રમવા જાયે જંગે,
જય કલગી પ્રિયતમ ધરજો રણજંગમાં રે-
પ્રિયતમ સુખેથી સિધાવો મ્હારા વાલમા રે.
થનગન થનગન ઘોડલી નાચે,
રણવીર સ્વામિ સ્નેહે રાચે;
વિજયી થાજો રણવાટે મુજ વાલમા રે-
પ્રિયતમ સુખેથી સિધાવો મ્હારા વાલમાં રે.-
કહો તો સ્વામી સંગે આવું,
કૌરવ કુળને મારી હઠાવું,
ક્ષત્રિય રમણી વદની એવું વ્હાલમાં રે-
પ્રિયતમ સુખેથી સિધાવો મ્હારા વાલમા રે.

'વ્હાલમજી વેલેરા વળજો......કયમ રે સિતારી! ત્હને આ બહુ પસંદ પડ્યું લાગે

છે. ગુજરાતને હવે આવાં વિચારોની ખાસ જરૂર છે એમ તું પણ કહેવા માગે છે કેમ ! ”

સિતારી સાથે રમતી સ્નેહભરી સ્નેહપૂર્ણાના પિતા કૃષ્ણકાન્ત રાજકોટના વકીલ મંડળમાં બાહોશ વકીલ હતા. વકીલાતના ધંધામાંથી જે થોડા ઘણા વકીલો જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેતા તેમાં કૃષ્ણકાન્તનો મુખ્ય હાથ હતો. પોતાની પત્ની ધીરજલક્ષ્મી એક મ્હોટો પુત્ર અને એક ન્હાની પુત્રી મૂકીને સ્વર્ગવાસ થયા પછી ઘણા લોકોએ ત્હેને ફરીથી લગ્ન કરવા સમજાવ્યો. કૃષ્ણકાન્તનું માનવું એવું હતું કે જાહેર જીવનમાં જે પ્રમાણે બોલવું તે પ્રમાણે પાળવું જોઇએ. એક પુત્ર ને પુત્રીમાં કૃષ્ણકાન્તે પોતાનું સર્વ હિત જોયું. તેનો પુત્ર મનહરલાલ ન્હાનપણથી ચાલાક હોવાથી બહુ ઝડપથી આગળ વધ્યો. વયમાં આવતાં મનહરલાલનાં લગ્ન કર્યાં. પુત્રી સ્નેહપૂર્ણાને કૃષ્ણકાન્તે ભણાવવામાં બહુ ઉત્સાહભર્યો ભાગ લીધો. ભરત, ગુંથણ, સંગીત વિગેરે વિષયો શિખવવા માટે આ પ્રેમાળ પિતાએ બહુ ખર્ચ કરી સ્નેહપૂર્ણાને એ વિષયોમાં આગળ વધારી. સ્નેહપૂર્ણા પણ ન્હાનપણથી સંસ્કારી હોવાથી શિખવવામાં આવતા સર્વ વિષયો બહુ ઝડપથી શિખી શકી. કૃષ્ણકાન્તની એવી ઇચ્છા હતી કે સ્નેહપૂર્ણા ઉમર લાયક થાય ત્યારેજ તેને માટે વર શોધવો. સ્નેહપૂર્ણાની યુવાનીની ઉષા પ્રકટી તેટલામાં કૃષ્ણકાન્તનો સ્વર્ગવાસ થયો. મરતાં મરતાં પણ એ વૃદ્ધ વકીલે પુત્ર પાસે એક યાચના કરી લીધી કે સ્નેહપૂર્ણાને તેના ઇચ્છિત વર સાથે પરણાવવી. સંસ્કારી પુત્રીનો સંસાર જોવાની કૃષ્ણકાન્તની ઘણીએ ઇચ્છા હતી પણ આયુષ્યની દોરી તુટવાથી એ ઇચ્છા અધુરીજ રહી. પુત્રને સૂચના આપ્યા પછી પુત્રી પાસે કૃષ્ણકાન્તે છેલ્લો શ્વાસ લેતાં લેતાં એક સૂચના મૂકી કે “ પૂર્ણા ! મ્હેં ત્હને જે શિક્ષણ આપ્યું છે તેને સંસારમાં શોભાવજે. દેશસેવા કરવાનો મ્હારો ઉદ્દેશ તું ભૂલતી નહિં. ભણેલી સ્ત્રીઓ જગતની કલ્યાણકારિણી શક્તિઓ છે એ બતાવવાની મ્હારી આશા પૂર્ણ કરજે. ”

કૃષ્ણકાન્તના અવસાન પછી મનહરલાલે પિતાની આજ્ઞા પ્રમાણે સ્નેહપૂર્ણાના લગ્નની વાત સ્નેહપૂર્ણાપર છોડી. બ્હેનના જ્ઞાન માટે મનહરલાલને બહુ માન હતું.

સ્નેહપૂર્ણાએ પોતાના જ્ઞાનનો પ્રકાશ સર્વત્ર ફેલાવ્યો હતો. રાજકોટમાં એ કન્યા માટે ઘણા ઉમેદવારો હતા. સ્નેહપૂર્ણાને એ વિષયમાં હજુ ઉતરવાનો કંઇપણ પ્રસંગ બન્યો ન્હોતો.

તે નિત્ય વસંતનાં કાવ્યો સ્નેહભરી વાંચતી. આજે વાંચ્યા પછી તેનામાં કંઇ જૂદાજ ભાવ પ્રકટ્યા ને શમ્યા. એ નૂતન ભાવોએ તેને ગાંડી બનાવી. એક ગાંડા માણસની માફક સિતારીની સાથે વાત કરતી આપણે તેને સાંભળી, તે એ ભાવનાનું પરિણામ હતું.

“ મ્હને આજે શું થાય છે ? હા ! હા ! મ્હને એ કવિએ ક્યારે ગાંડી બનાવી છે. મ્હારા અભિલાષો, મ્હારા ઉદ્દેશોની પૂરણી અર્થે એ કવિ જેવો સ્વામી મ્હને હોય તો કેવું સારૂં ! એ કવિ છે પણ મ્હારી જ્ઞાતિનો, અરે પણ મ્હને એના ઉપર શો અધિકાર ? એ તો પરણેલો છે !

પ્રભુ પ્રભુ ! હું કેવા વિચારમાં ઉતરૂં છું. ઓ સિતારી ! ભાગી જા અહિંથી, તુંજ મ્હને ગાંડી બનાવેછે !

નહિં પણ વસંતની પત્ની ભાગ્યશાળી તો ખરી કે તેને આવો સ્વામી મળ્યો. શું એના હૃદયની સરળતા ! એની કવિતાઓ આવી ભાવવાહી છે ત્યારે એનું હૃદય કેવું હશે ? છટ ! હું કેવા વિચારમાં ગોથાં ખાઉં છું. જે વાત મ્હારા અધિકારની બ્હાર છે તેના

પર વિચાર કરવો એ એક પાપ છે. એની પત્નીને ભલે એ સુખ સદાયે મળો ! પણ એક વખત એ રસભીના હૃદયના કવિને જોવાની તક મળે તો કેવું સારૂં ! એ પતિ પત્ની એક બીજા સાથે પોતાના વિચારો કેવી સુન્દર રીતે અમલમાં મૂકતાં હશે ?" આમ લવતી સ્નેહપૂર્ણા ' જ્ઞાતિમાસિક ' નાં પાનાં ફેરવતી હતી એટલામાં તેની દૃષ્ટિ થોભી. આ શું ?

" અમ્હે જણાવવાને દિલગીર છીએ કે આપણી જ્ઞાતિના જાણીતા સાક્ષર યુવાન કવિ વસંતરાય સુન્દરલાલનાં પત્ની લલિતાબ્હેન ભુજંગપુરમાં નદીએ પાણીના પૂરમાં તણાવાથી સ્વર્ગવાસ પામ્યાં છે. હજુ આ બાબતમાં ચોકસ ખબર મળ્યા નથી એમ કેટલાકો કહે છે; કારણકે લલિતાબ્હેનની લાશ કોઇએ નજરો નજર જોઈ નથી, પણ એક ભરવાડના કહેવાથી લલિતા બ્હેનનો સ્વર્ગવાસ થયો છે એમ માનવાને મજબૂત કારણ મળે છે. આ યુવાન કવિના કુટુંબપર આવી પડેલી આ આફતમાં અમ્હારી સંપૂર્ણ દિલસોજી છે. પ્રભુ મરહુમના આત્માને પરમ શાન્તિ બક્ષો. "

## પ્રકરણ અઢારમું.

### ઉમેદવાર.



" પૂર્ણા ! તું અને ત્હારી ભાભી તૈયાર થઇ રહો. હું જરા બહાર જઇ આવું છું."

" પણ આજની મીટીંગમાં ગરદી ઘણી થવા સંભવ છે. તેનો કંઇ બંદોબસ્ત કર્યો કે ?"

" હા. મ્હેં જીવનલાલ સાથે ગોઠવણ કરી રાખી છે. તે વહેલો જઇ આપણે માટે ત્રણ ખુરશી ખાસ રખાવશે."

પોતાના ભાઇ મનહરલાલને મુખેથી જીવનલાલનામ સાંભળતાં સ્નેહપૂર્ણા સહજ કચવાઇ પણ એ લાગણી બાહ્યથી છૂપાવી બ્હેને આગળ ચલાવ્યું.

" ભલે ત્હમે બંદોબસ્ત કર્યો હોય . પણ આજની મીટીંગ એવડી બધી મ્હોટી થશે કે જો મોડાં જઇશું તો જગ્યા મળવાના વાખા પડશે. મ્હારે તો આજનું ભાષણ સાંભળવા સાથે એ કર્મયોગિનીનાં દર્શન પણ પેટ ભરી કરવાં છે. "

" એની ફીકર ત્હારે કરવાની નથી. તું ને ત્હારી ભાભી કપડાં પહેરી તૈયાર રહો. એટલે બસ. " આમ કહી કોટ પહેરતો પહેરતો મનહરલાલ ઘરની બહાર નીકળી ગયો.

આજે મિસીસ બેસન્ટનું રાજકોટના કોનાટ હોલમાં ભાષણ હતું. એ વ્યાખ્યાન સાંભળવા સ્નેહપૂર્ણા બહુ ઇંતેજાર હતી, જગતની આ મહાન સેવિકાના જીવનના કેટલાક પ્રસંગોવિષે સ્નેહપૂર્ણાએ સારૂં વાંચ્યું હતું. મિસીસ બેસન્ટની જગતના કલ્યાણ અર્થેની પ્રવૃત્તિઓ માટે સ્નેહપૂર્ણાને તેના તરફ બહુ પૂજ્યભાવ પ્રગટ્યો હતો. આવી મહાન વ્યક્તિનાં દર્શન સાથે મિસીસ બેસન્ટનું સર્વોત્તમ વક્તૃત્વ સાંભળવા મળશે, એ વિચારે સ્નેહપૂર્ણા બહુ આતુર હતી પણ જીવનલાલ ત્યાં આવવાનો છે એમ જાણતાં એ આતુરતામાં સહજ ખલલ પડી.

જીવનલાલ ને મનહરલાલ બન્ને બાળસ્નેહી હતા. ન્હાનપણથીજ મનહરલાલને ત્યાં જીવનલાલ આવતો જતો રહેલો હોવાથી ઘરના માણસ તરીકે સહુ કોઇ તેને ગણતું. વર્ષોથી ચાલ્યા આવતા આવા સંબંધને લીધે જીવન-

લાલને મનહરલાલ પોતાના સગા ભાઇ સમાન ગણતો. સુખદુઃખની સર્વ વાતો ગૃહજીવનની ખાનગીમાં ખાનગી બાબતો મનહરલાલ જીવનલાલને કહેતો. મનહરલાલ પરણ્યો ત્યારપછી એમ મનાતું હતું કે આ બન્ને મિત્રો વચ્ચે કંઇ સ્નેહ ઓછો થશે, પણ તેવું કંઇ બન્યું નહિ. મનહરલાલ પોતાની અર્ધાંગના કરતાં પણ જીવનલાલને વધારે ચાહતો. આ ચાહના એટલી બધી હતી કે કોઇપણ સ્ત્રીને પોતાના પતિના આવા મિત્રસ્નેહ માટે સ્વાભાવિક ઇર્ષ્યા થાય. ખાવું પીવું, હરવું ફરવું વિગેરે બાબતોમાં જ્યાં જુઓ ત્યાં જીવનલાલ સિવાય મનહરલાલને ચાલતું ન્હોતું. ઘણા લોકો આ બન્ને મિત્રોને જોઇ એમ કહેતા કે આ બન્ને વચ્ચે બહુ પ્રેમ છે તે જરૂર તુટવાનો અને જેવા તે અત્યારે ઉભયને ચાહે છે તેવાજ ઉભયને ધિક્કારશે.

નિત્ય મનહરલાલના ઘરમાં આવતો જીવનલાલ જ્યારથી સ્નેહપૂર્ણાની યુવાની પ્રાતઃસંધ્યાના કિરણો માફક પ્રકટતી થઈ ત્યારથી એ કિરણો તરફ આકર્ષાતો ગયો. રસભોગીઓના ચક્ષુઓને અનેકવાર જોતાં પણ તૃપ્તિ ન થાય એવું સ્નેહપૂર્ણાનું સૌન્દર્ય જોઇ જીવનલાલ વધારે ને વધારે ખેંચાતો ગયો. પ્રતિદિવસ 'હવે' જીવનલાલને સ્નેહપૂર્ણામાં કંઇ અજબ સૌન્દર્ય, લાવણ્ય ને માધુર્ય દેખાયાં. આજ સુધી મિત્રની બ્હેનને સગી બ્હેન સમી ગણી બ્હેન તરીકે જે વ્યક્તિ તરફ નિર્દોષ દૃષ્ટિ ફેંકાતી તે દ્રષ્ટિ હવે વિકારી બની. જીવનલાલ હવે સ્નેહપૂર્ણાનો વધારે સહવાસ ઇચ્છવા લાગ્યો. સ્નેહપૂર્ણાના લાલિત્યને એક દૃષ્ટિથી ઝીલવાને તેની મીઠાશભરી સુકોમળ મધુર વાણી સાંભળવાને અને જો બની શકે તો તેની સાથે મીઠી મીઠી વાતો કરવાને પ્રસંગોપાત જીવનલાલ ચૂકતો નહિ. અગાઉ જ્યારે સ્નેહપૂર્ણા સિતારી સાથે ગાતી ત્યારે જીવનલાલ માત્ર બ્હેન બહુ સારૂં ગાય છે એટલોજ શબ્દ કહેતો. હવે તો જ્યારે જ્યારે સ્નેહપૂર્ણા સિતારી વગાડતી હોય ત્યારે તે ગાંડા માણસ જેવી મસ્તીમાં આવી જતો. સ્નેહપૂર્ણાની ગાવાની હલક, તેનો મીઠો કોકિલ કંઠ તથા મુખપર તપતું યુવાનીનું તેજ જોઇ જીવનલાલ કેટલીક વખત પોતાના શરીરનું ભાન ભૂલી જતો.

" સ્નેહપૂર્ણા પોતાની થાય ખરી કે ! " એ પ્રશ્ન તે હમેશાં પોતાને પૂછતો. " એમાં ખોટું શું ? અહા ! સ્નેહપૂર્ણા મ્હારી પત્ની થાય તો તો મ્હારે આંગણે સાક્ષાત દેવતાઓ પણ એના સૌન્દર્યના દર્શન અર્થે આવે. શું એના ચ્હેરા પર ગુલાબી સુરખી છે ? હું જો આખી સૃષ્ટિનો રાજા હોઉં ને સ્નેહપૂર્ણાના બદલામાં જો કોઇ આખી સૃષ્ટિનું રાજ્ય માગે તો તે આપીને પણ સ્નેહપૂર્ણાને હું મારી કરૂં. પણ એ સ્નેહપૂર્ણાને મેળવવી કેવી રીતે ? મનહરલાલ તો મારો જૂની દોસ્ત છે. મનહરલાલના ઘરમાં હું ચોરી શકું તેમ થઇ શકે. મ્હારે માટે સ્નેહપૂર્ણા મેળવવી મ્હારી કરૂં, પણ એ સ્નેહપૂર્ણાને મેળવવી કંઇ મુશ્કેલ નથી. " એમ વિચારોમાં ને વિચારોમાં જીવનલાલ સ્નેહપૂર્ણા તરફ વધારે ને વધારે ઢળતો ગયો.

એકાદ બે વખત મનહરલાલ આગળ પણ સ્નેહપૂર્ણાની કાબેલિયત વિષે વાત કરતાં કરતાં જીવનલાલે સ્નેહપૂર્ણાના લગ્નની વાત છેડી જોઇ, " સ્નેહપૂર્ણાને લાયક આપણી ગ્નાતિમાં કોઇ યુવાન છેજ નહિ. સ્નેહપૂર્ણાની જોડીમાં કોઇ વર ઉત્તમ દેખાતોજ નથી. કોઇ ભણેલો છે તો ભીખારી જેવો દરિદ્ર છે; કોઇ પૈસાવાળો છે તો મૂર્ખ શિરોમણિ છે; કોઇ સરસ્વતી ને લક્ષ્મી બન્નેના સુયોગવાળો છે તો શરીરે ખોડખાંપણવાળો છે. " આવી

પર વિચાર કરવો એ એક પાપ છે. એની પત્નીને ભલે એ સુખ સદાયે મળો ! પણ એક વખત એ રસજ્ઞના હૃદયના કવિને જોવાની તક મળે તો કેવું સારું ! એ પતિ પત્ની એક બીજા સાથે પોતાના વિચારો કેવી સુન્દર રીતે અમલમાં મૂકતાં હશે ?" આમ લવતી સ્નેહપૂર્ણા 'જ્ઞાતિમાસિક' નાં પાનાં ફેરવતી હતી એટલામાં તેની દૃષ્ટિ થોભી. આ શું ?

"અમ્હે જણાવવાને દિલગીર છઇએ કે આપણી જ્ઞાતિના જાણીતા સાક્ષર યુવાન કવિ વસંતરાય સુન્દરલાલનાં પત્ન લલિતાબ્હેન ભુજંગપુરમાં નદીએ પાણીના પૂરમાં તણાવાથી સ્વર્ગવાસ પામ્યાં છે. હજુ આ બાબતમાં ચોક્કસ ખબર મળ્યા નથી એમ કેટલાક કહે છે; કારણકે લલિતાબ્હેનની લાશ કોઇએ નજરો નજર જોઈ નથી, પણ એક ભરવાડના કહેવાથી લલિતા બ્હેનનો સ્વર્ગવાસ થયો છે એમ માનવાને મજબૂત કારણ મળે છે. આ યુવાન કવિના કુટુંબપર આવી પડેલી આ આફતમાં અમ્હારી સંપૂર્ણ દિલસોઝી છે. પ્રભુ મરહુમના આત્માને પરમ શાન્તિ બક્ષો."

---

## પ્રકરણ અઢારમું.

### ઉમેદવાર.



"પૂર્ણા ! તું અને ત્હારી ભાભી તૈયાર થઇ રહો. હું જરા બહાર જઇ આવું છું."

"પણ આજની મીટીંગમાં ગરદી ઘણી થવા સંભવ છે. તેનો કંઇ બંદોબસ્ત કર્યો કે ?"

"હા. મ્હેં જીવનલાલ સાથે ગોઠવણ કરી રાખી છે. તે વ્હેલો જઇ આપણે માટે ત્રણ ખુરસી ખાસ રખાવશે."

પોતાના ભાઇ મનહરલાલને મુખેથી જીવનલાલ નામ સાંભળતાં સ્નેહપૂર્ણા સહજ કચવાઇ પણ એ લાગણી બાહ્યથી છૂપાવી બ્હેને આગળ ચલાવ્યું.

"ભલે ત્હમે બંદોબસ્ત કર્યો હોય પણ આજની મીટીંગ એવડી બધી મ્હોટી થશે કે જો મોડાં જઇશું તો જગ્યા મળવાના વાંધા પડશે. મ્હારે તો આજનું ભાષણ સાંભળવા સાથે એ કર્મયોગિનીનાં દર્શન પણ પેટ ભરી કરવાં છે."

"એની ફીકર ત્હારે કરવાની નથી. તું ને ત્હારી ભાભી કપડાં પહેરી તૈયાર રહો. એટલે બસ." આમ કહી કોટ પહેરતો પહેરતો મનહરલાલ ઘરની બહાર નીકળી ગયો.

આજે મિસીસ બેસન્ટનું રાજકોટના કોનાટ હોલમાં ભાષણ હતું. એ વ્યાખ્યાન સાંભળવા સ્નેહપૂર્ણા બહુ ઇંતેજાર હતી, જગતની આ મહાન સેવિકાના જીવનના કેટલાક પ્રસંગોવિષે સ્નેહપૂર્ણાએ સારું વાંચ્યું હતું. મિસીસ બેસન્ટની જગતના કલ્યાણ અર્થેની પ્રવૃત્તિઓ માટે સ્નેહપૂર્ણાને તેના તરફ બહુ પૂજ્યભાવ પ્રગટ્યો હતો. આવી મહાન વ્યક્તિનાં દર્શન સાથે મિસીસ બેસન્ટનું સર્વોત્તમ વક્તૃત્વ સાંભળવા મળશે, એ વિચારે સ્નેહપૂર્ણા બહુ આતુર હતી પણ જીવનલાલ ત્યાં આવવાનો છે એમ જાણતાં એ આતુરતામાં સહજ ખલલ પડી.

જીવનલાલ ને મનહરલાલ, બન્ને બાળસ્નેહી હતા. ન્હાનપણથીજ મનહરલાલને ત્યાં જીવનલાલ આવતો જતો રહેતો હોવાથી ઘરના માણસ તરીકે સહુ કોઇ તેને ગણતું. વર્ષોથી ચાલ્યા આવતા આવા સંબંધને લીધે જીવન-



પરિષદ્‌નાં પ્રમુખ શ્રીમતી પૂર્ણિમાદેવી પોતાનું ભાષણ વાંચી રહ્યાં છે.

## સંયુક્ત પ્રાંતોની સામાજીક પરિષદ્.

અલાહબાદમાં તારીખ ૧૯મી એપ્રીલે સંયુક્ત પ્રાંતોની સામાજીક પરિષદ્‌ની બીજી બેઠક શાહજહાંપુરના સ્વર્ગસ્થ જમીનદાર બાબુ જવાલાપ્રસાદની ધર્મપત્ની અને કવિવર બાબુ રવિન્દ્રનાથ ટાગોરની ભત્રીજી શ્રી. પૂર્ણિમાદેવીના પ્રમુખપદે મળી હતી. ( એમના ફોટોચિત્ર માટે જુઓ મુખપૃષ્ઠ ચિત્ર ).

બપોરના લગભગ સાડાબાર વાગ્યે પ્રમુખ સ્વાગત સભાના સભાસદો સાથે મંડપમાં પધાર્યાં હતાં. સૌએ ઉઠીને તેમનું સ્વાગત કર્યું. મંગલાચરણમાં સંગીતકુશલ મહિલાઓના ગાન પછી, સ્વાગત સભાના અધ્યક્ષ મેજર રણજીતસિંહની અનિવાર્ય ગેરહાજરીમાં તેમનું ભાષણ શ્રીયુત કે પી. કિચલુએ વાંચી સંભળાવ્યું હતું. એ ભાષણમાં સભાજનોનું સ્વાગત કરતાં, સામાજીક પરિષદ શા હેતુથી અને ક્યારે સ્થાપિત થઇ તે જણાવ્યું હતું.

તે પછી શ્રીયુત સી. વાય. ચિંતામણીએ પ્રમુખપદ માટે દરખાસ્ત રજુ કરી હતી. શ્રીમતી પૂર્ણિમાદેવીનો પરિચય આપતાં તેમણે કહ્યું: " લગભગ ૨૫ વર્ષથી શ્રીમતીજી ( લગ્ન પછી તરતજ ) આ પ્રાંતમાં આવ્યાં છે, ત્યારથી આ પ્રાંતને માતૃભૂમિ માની તેની નિસ્વાર્થ અને યથાર્થ સેવા કરી છે. બંગાલાના જે ટાગોર વંશે વિદ્વાન અને દેશભક્ત પુત્રરત્નો ઉત્પન્ન કર્યાં છે તેજ વંશમાં એમનો જન્મ થયો છે. દુર્ભાગ્યવશાત્ એમના પતિનો દેહાન્ત કાશીમાં ૧૬ વર્ષ પ્હેલાં થઇ ગયો. તે પછી એમણે પોતાની દાનશીલતા, પરોપકાર અને દેશસેવા આદિ ગુણોથી અક્ષય કીર્તિ મેળવી છે. ગયે વર્ષે કેળવણી ખાતાના પ્રધાન તરીકે જ્યારે હું શાહજહાંપુર ગયો હતો ત્યારે મને એમનો પ્હેલીવાર પરિચય થયો. ત્યાંના કલેક્ટરે મને કહ્યું કે જમીનદારીના કામમાં આખા જીલ્લામાં શ્રીમતી જેવા કાર્યદક્ષ જમીનદાર બીજો કોઇ નથી. શ્રીમતી પોતાની પ્રજાની સંભાળ જેવી રાખે છે, તેવી ભાગ્યેજ બીજો કોઇ જમીનદાર રાખતો હશે. શ્રીમતીની વિદ્યા, બુદ્ધિ, દેશસેવા અને ચારિત્ર્યનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે મને ખાત્રી થાય છે કે ભાવિ પ્રજા માટે શ્રીમતી એવાં એક દેવી છે, કે જેમની આગેવાની હેઠલ હિન્દની સ્ત્રીઓ માતૃભૂમિના ઉદ્ધાર માટે તનમનથી પ્રયત્ન કરશે. જો એવી સ્ત્રીઓ દેશમાં ઘેરઘેર પાકે તો કોઇની મગદૂર નથી કે હિન્દને એક ક્ષણ પણ સ્વતંત્ર-



સૌ. સરલાબાઈ નાયક, એમ. એ.



સ્વ. શ્રી. રમાબાઈ રાનડે.

"હિંદુઓમાં બાલવિવાહનો પણ મહા ઘાતક રોગ છે. એ રોગને લીધે મનુષ્યના પદ પરથી પડી આપણે બીજી જાતિઓના ગુલામ બન્યા. આ કુપ્રથા દેશની અવનતિનું મૂલ કારણ છે અને એનો જલ્દી નાશ થાય તેમાં દેશની ભલાઇ છે....

"હિન્દુ સમાજમાં બાલવિવાહ અને બાલ-વિધવાઓને ઘાડો સંબંધ છે. છોકરીઓ ૯-૧૦ વર્ષની વયમાં વિધવા થઇ હોય એવા દાખલા ઓછા નથી. બાલવિવાહ બંધ થાય તો બાલ-વિધવાઓની હયાતી પણ નહિ રહે. પરંતુ વર્તમાન સ્થિતિ ચાલુ રહે ત્યાં સુધી એ બ્હેનોના રક્ષણ અને પોષણ માટે સમાજે પ્રયત્ન કરવો જોઇએ...."

"હિન્દુ જાતિમાં પતિભક્તિ એટલી દઢ રીતે અંકિત થઇ છે કે વિધવા વિવાહ નિંદ્ય ગનાવા લાગ્યો છે, સરકારના કાયદાઓ પણ એમાં દોષ છે; વિધવા ફરી પરણે તો તેના પ્રથમ પતિની સંપત્તિ તેની પાસેથી ખુંચવી લેવાય છે.

"અસ્પૃશ્ય જાતિઓની દશા આપણે માટે લજ્જા ઉત્પન્ન કરે એવી છે. અત્યારે ત્રાવણકોર રાજ્ય (વાઇકોમ)માં જે ઘટના બની રહી છે તે સર્વનું ધ્યાન ખેંચે છે. એમના તરફનો અન્ય જાતિઓનો વ્યવહાર ખરેખર નીચ છે. એ કલંક દૂર કરવા માટે સર્વ મ્યુનીસીપેલીટીઓ, ડીસ્ટ્રીક્ટ બોર્ડો અને શાળા-પાઠશાળાઓ જેમનો નિભાવ જાહેર પ્રજાના નાણાંથી થાય છે તેમને ફરજ પાડવી કે આ જાતિઓની વ્યક્તિઓને તેઓ ગ્રહણ કરે. એમ કરી તો વખત જતાં દુરાગ્રહ દૂર જઇ જશે..."

શ્રીમતીનું ભાષણ પૂરું થયા બાદ નવ ઠરાવો પસાર થયા હતા: (૧) સમાજ સુધારની લડતનો ઉદ્દેશ જાતિ પરસ્પરના અને સ્ત્રી-પુરૂષના ભેદભાવ દૂર કરી ન્યાય, સ્વતંત્રતા, સમાનતા અને પવિત્રતાના સિદ્ધાંતો ઉપર સમાજનું પુનઃ સંગઠન કરવાનો છે. (૨) ન્યાય, મનુષ્યત્વ અને રાષ્ટ્રીય હિતની દૃષ્ટિથી અંત્યજોની અસમાનતા દૂર કરવા માટે સંગઠિત પ્રયત્ન કરવાની, તેમનામાં કેળવણીનો પ્રચાર કરવાની, અને બીજે પ્રકારે સહાય કરી તેઓને સડેરીપણાના સર્વ હક્કોનો ઉપયોગ કરવાની છુટ આપવી જોઇએ. ત્રાવણકોરના અંત્યજોના સત્યાગ્રહ તરફ આ સંમેલન સહાનુભૂતિ બતાવે છે અને બીજી જાતિઓ એ લોકોને પોતાની ન્યાયોચિત આકાંક્ષાઓ પૂર્ણ કરવા નથી દેતી તે માટે ખેદ જાહેર કરે છે. (૩) જે લોકો હિંદુ ધર્મ છોડી વિધર્મી બન્યા છે પરંતુ પાછા હિન્દુ થવા ઇચ્છે છે તેમને શુદ્ધ કરી હિંદુ જાતિના અંગ બનાવવા. (૪) હિન્દુ સમાજમાં અનેક જાતિ-ઉપજાતિ છે તે સમાજ સંગઠનનાં પ્રાચીન સિદ્ધાન્તોને અનુકુલ નથી. એથી ઐક્ય સાધવામાં અંતરાય નડે છે અને વ્યક્તિઓ તથા સમુહોનું અહિત થાય છે. રાષ્ટ્રીય ઉન્નતિમાં પણ એથી હરકત આવે છે. એ જાતિ-ઉપજાતિનો અંત લાવવાનો યથાશક્તિ યત્ન કરવો જોઇએ. (૫) બાલવિવાહ કુદરતના નિયમોથી સર્વથા પ્રતિકુલ છે અને એથી આપણી જીવન શક્તિનો નાશ થાય છે તથા મનનો પૂર્ણરૂપે વિકાસ થતો નથી. પચીશ વર્ષથી ઓછી વયના પુરૂષના અને સોળ વર્ષથી ઓછી વયની કન્યાના લગ્ન કદાપિ ન થવા જોઇએ ધારાસભામાં કેટલાક સભાસદો ચૌદ વર્ષનું સંમતિવય ઠરાવવા જેવી નાની વાતનો વિરોધ કરે છે તે માટે આ સંમેલનને ખેદ થાય છે. (૬) કેટલાક હાનિકારક રિવાજોથી ભારતમાં અને ખાસ કરીને સંયુક્ત પ્રાંતોમાં સ્ત્રીઓની સ્થિતિ રાષ્ટ્રીય જીવનના સર્વ વિભાગોમાં અસંતોષજનક થઇ ગઇ છે; રાષ્ટ્રીય હિતની દૃષ્ટિએ કેળવણી માટે ઉચિત ગોઠવણ કરવી જોઇએ, પડદાનો રિવાજ નાબુદ કરવો જોઇએ અને સ્ત્રીઓની સામાજીક, રાજકીય, આર્થિક વગેરે અસમાનતાઓ દૂર કરવી જોઇએ, જેથી રાષ્ટ્રના જીવનમાં તેઓ પોતાનું ઉચિત સ્થાન લઇ શકે. (૭) ધારાસભાની ચુંટણીમાં સ્ત્રીઓને મતાધિકાર નથી મળ્યો એ ખેદની વાત છે. પ્રજાના પ્રતિનિધિઓએ એ માટે પ્રયત્ન કરવો જોઇએ. આ સંમેલન માને છે કે સ્ત્રીઓને મતાધિકારજ નહિ પણ મેમ્બરપદનો હક્ક મળવો જોઇએ. (૮) વિધવાઓને પુનર્લગ્ન ન કરવા દેવાના રિવાજની આ સંમેલન નિન્દા કરે છે અને પ્રજાને આગ્રહ કરે છે કે એવા પુનર્લગ્નો કરનાર-કરાવનારને સામાજીક દંડ ન દે. (૯) માદક વસ્તુઓનો ઉપયોગ ઘટતો જાય છે તેથી આ સંમેલનને સંતોષ છે એ દુર્વ્યસનોનો અંત લાવવા માટે સરકારે

અને મળીને ઉત્તમ પ્રયત્નો કરવા જોઇએ.

આ ઠરાવો પર અનેક સુંદર અને મનનીય ભાષણો થયાં હતાં, પણ તે સર્વ અહિં નોંધવાનું સ્થળ નથી. એમાંથી છઠ્ઠો ઠરાવ રજુ કરતાં સૌ. સરલાબાઇ નાયક, એમ. એ. એ જે ભાવપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું તેનો સાર જ નીચે નોંધીએ છીએ. સૌ. સરલાબાઇએ અત્યાર સુધીમાં સ્ત્રીઓની ઉન્નતિ માટે અથાગ પ્રયત્નો કર્યાં છે. પૂનાના કર્વે વિધવાશ્રમની મુખ્ય અધિષ્ઠાત્રિ તરીકે, ઈન્દોર રાજ્યની કન્યાશાળાઓની ઇન્સ્પેક્ટ્રેસ તરીકે અને અલ્હાબાદની ક્રોસ્થવેટ કન્યા હાઇસ્કુલની પ્રીન્સીપાલ તરીકે તેમણે ઘણું સુંદર કાર્ય કર્યું છે. એવી એક મહિલાના વિચારો વાચકોને ખરેખર મનનીય જણાશે. ઠરાવ રજુ કરતાં તેમણે જણાવ્યું.

" આજકાલ સમાજમાં સ્ત્રીઓની દશા બહુજ ખરાબ છે. લોકો એ વાત ધીરે ધીરે કબુલ કરવા અને સહાનુભૂતિ બતાવવા લાગ્યા છે. તેમની દશા સુધારવી જોઇએ એવા મનસુબા થાય છે પણ તે કાર્યમાં નથી યોજાતા. એટલું ચોક્કસ છે કે જ્યાં સુધી સ્ત્રીઓને સામાજીક, રાજકીય અને ધાર્મિક હક્કો નહિ અપાય ત્યાં સુધી દેશોદ્ધારની આશા નથી. પુરૂષો બોલે છે ,પણ કરતા નથી. તેઓ કહે છે કે પડદાનો રિવાજ ખરાબ છે, તેને દૂર કરવો જોઇએ પરંતુ તેમને સંદેહ થાય છે કે પડદો કાઢવાથી કદાચ સ્ત્રીઓ વ્યભિચારિણી ન થઇ જાય ! તેમને સ્ત્રી જાતિ પર બહુજ અવિશ્વાસ છે. રાજકીય હક્ક માટે તેઓ કહે છે કે ' લાયક બનો; એ માટે લાયકાત મેળવી લો, પછી અધિકાર આપીશું. ' તેઓ કહે છે કે સ્ત્રીઓને કેળવણી આપો. હું પૂછું છું: કેવી રીતે ? ત્યાં આગળ ? એ માટે તમે પૂરતી ગોઠવણ કરી છે ? છોકરીઓની કેળવણી પાછળ નાણાં ખર્ચતાં તમને શું લોભ નથી થતો ? પડદાને લીધે સ્ત્રીઓ બહુ થોડું ભણી શકે છે. એ પડદો તમે કાઢ્યો છે ? સ્ત્રીઓ માટે કેળવણી જરૂરી છે એમ માનતા હો તો ડરો છો શા માટે ? કદાચ પડદો દૂર કરવાથી શરૂઆતમાં હાનિ પણ જણાય પણ તેથી શું તેમની કેળવણી રોકી દેવી ? એમ કરવાથી દેશોન્નતિ નહિ થાય.

" પોતાની અયોગ્યતાથી માણસ પુત્રીને કેળવી ન શકે અથવા સુશિક્ષિત પત્ની મેળવી ન શકે અને શિક્ષિત સ્ત્રીઓની નિન્દા કરે તેથી શિક્ષિત સ્ત્રી નિંદનીય નથી થઇ જતી કે કેળવણી ખરાબ નથી. એવા લોકો માને છે કે સ્ત્રી કેળવણી બહુજ બુરી અને ભયાનક ચીજ છે; સ્ત્રીઓને ભણાવવાથી નકામો ખર્ચ થાય છે. પણ એથી એમનેજ નુકશાન છે. અશિક્ષિત વહુ-દીકરીઓથી એમનાજ કાર્યોમાં વિઘ્નો આવશે. જ્યાં સુધી સ્ત્રીઓના બાહ્ય સૌંદર્યથીજ તમે મુગ્ધ રહેશો ત્યાં સુધી ઉન્નતિ નહિ થઇ શકે. એમની આંતરિક સુન્દરતા પર તમારે ધ્યાન દેવું પડશે અને બતાવી આપવું પડશે કે શિક્ષિત સ્ત્રીઓ બોજારૂપ થવાને બદલે સાચી મિત્ર, સહાયક અને સેવિકા થઇ શકે છે. આભૂષણોથી આત્મા સુન્દર નથી બનતો; શિક્ષણથી થાય છે

" હવે ભાષણો કરી બેસી રહેવાનો વખત નથી. અત્યાર સુધી ભાષણોજ થયાં છે, કાર્ય નથી થયું અને તેથીજ આપણા ઉદ્દેશ સફળ નથી થયા. સર તેજ બહાદૂર સપ્રુ વિલાયત જઇને સમાન અધિકારની માંગણી કરે છે; એવો સમાન અધિકાર ઘરમાં તમારી સ્ત્રીઓને તમે આપ્યો છે ? સ્વરાજ્ય ઈંગ્લાંડથી નહિ આવે; ઘરમાંજ પેદા કરવું પડશે-સ્ત્રીઓને સમાન હક્ક આપીને. મતાધિકાર તો તમે કદાચ આપશો પણ સૌથી પ્હેલી જરૂર કેળવણી આપવાની છે. એટલા માટે જેટલી બની શકે તેટલી વધારે શાળા-પાઠશાળાઓ ખોલો અને મફત કેળવણી આપવાની ગોઠવણ કરો. છોકરીઓને છોકરા જેવીજ માનો; બોજારૂપ ન સમજો. પુરૂષોનો જન્મ નારીજાતિ પર હુકમત ચલાવવા માટે છે એ ખ્યાલજ તજી દયો. બ્હેનો ! પુરૂષોને પ્રસન્ન રાખવા માટેજ તમારો જન્મ થયો છે એ ખ્યાલ તમે પણ છોડી દયો તેમના ઉપર શાસન કરવાનું, તેમને માર્ગ બતાવવાનું, સહાય થવાનું તમારૂં કર્તવ્ય બનાવો."

# વિવિધ વિષયો

**શ્રી રમાબાઇ રાનડે:**

"યુગધર્મ,' ના વૈશાખ માસના અંકમાં સૌ. બ્હેન શારદાગૌરી સુમન્ત મહેતા, બી. એ. નો સ્વર્ગસ્થ રમાબાઇ રાનડે, મર્હુમ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડેના ધર્મપત્નીના જીવનકાર્ય વિષે એક મનનીય લેખ પ્રકટ થયો છે. એ લેખ નીચે આપીએ છીએ:

"આ સાધ્વી સ્ત્રીનું અવસાન ગયા મહિનાની ૨૬ મી તારીખે પૂનામાં થયું. તેમની ખોટ સમસ્ત હિંદુસ્તાનને લાગશે–વિશેષ કરીને મહારાષ્ટ્રને. શ્રી રમાબાઇ દક્ષિણમાં જેટલાં જાણીતાં થયાં હતાં તેટલાં ગુજરાતમાં થયાં નહોતાં. પરંતુ તેમનું કાર્યક્ષેત્ર એટલે પૂનાનો સ્ત્રી સમાજ—અને તેમના હાથે ચાલતું પૂનાનું 'સેવાસદન' એમની સેવાવૃત્તિનો કીર્તિસ્તંભ છે. એ સંસ્થા એટલે શ્રી રમાબાઇ રાનડેનો આત્મા. એ બહેનના હૃદયમાં સેવાવૃત્તિની ભાવના ઉદ્ભવી હોત નહિં ને અત્યારે સેવાસદન થાત નહિં. અને જે હજાર દોઢ હજાર વિધવાઓ અને અનાથ સ્ત્રીઓ ઉદ્યોગ—ઉજળા ધંધા શીખીને સ્વાર્થ અને પરમાર્થનું કામ કરવાને તૈયાર થઇ રહી છે તેમની અધોગતિ થાત.

"આપણા દેશની સ્ત્રીઓની સ્થિતિ વિષે હજી કોઇ પણ સ્ત્રી પુરૂષે ગંભીર વિચાર કર્યો નથી. છૂટાછવાયા અનેક પ્રયત્નો થઇ રહ્યા છે. પણ સ્ત્રીઓની અવનતિનાં મૂળભૂત જે બે ત્રણ કારણો છે તેનો તોડ જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી આ પ્રયત્નોનાં ઇષ્ટ ફળ આવવાનાં નથી. અને પુરૂષના સર્વ ઉન્નતિયોગને અંતરાયભૂત જ મટે બાળલગ્ન, સ્ત્રીઓનું અજ્ઞાન, અને સ્ત્રીઓની આર્થિક પરાધીનતા. આ ત્રણે કારણને લીધેજ સ્ત્રીઓમાં સ્વમાન જેવી ભાવના રહી નથી. અને જ્યાં સ્વમાન નથી ત્યાં ઉન્નતિને અવકાશ જ નથી. અને વારંવાર કહ્યા છતાં ફરી કહેવું પડે છે કે અંત્યજોની માફક જ સ્ત્રીઓને કચરેલી રાખ્યાનું પાપ આપણા દેશને ભોગવવું પડે છે. તેનું નિરાકરણ નહિં થાય, તેનું પ્રાયશ્ચિત નહિ થાય ત્યાં સુધી સ્વરાજનાં સ્વપ્નાં સ્વપ્નાં જ રહેશે.

"આવા અંધકારમાં જે કોઇ વ્યક્તિ ધક્કો મારીને આગળ જવાનો અને આગળ કહાડવાનો પ્રયત્ન કરે તેને સમાજે વધાવવા યોગ્ય છે. આજકાલ રાજકીય ચળવળમાં ઘણી શક્તિનો વ્યય થાય છે, એટલે સામાજિક વિષયો તરફ દુર્લક્ષ જણાય છે, અને સામાજિક કાર્ય કરનારને ઉત્તેજન મળતું નથી. જનસમાજમાં જૂની રૂઢિને લીધે જે દુર્દશા થઇ છે તેનું નિકંદન કર્યા શિવાય પ્રગતિ નથી.

"શ્રી રમાબાઇ રાનડેએ પોતાની હીન બહેનોની સ્થિતિ સુધારવા માટે જીવન અર્પણ કરીને પોતાનું વૈધવ્ય દીપાવ્યું હતું.

"અગીઆર બાર વર્ષની કુમળી વયે તેમનું લગ્ન શ્રી મહાદેવ ગોવીંદ રાનડે સાથે થયું હતું. જે વખતે પતિને ઘેર આવ્યાં ત્યારે પતિ તરફથી બહુ આવકારની આશા નહોતી. કેમકે ન્યા. મૂ. રાનડેને પોતાની ઇચ્છા વિરૂદ્ધ લગ્ન કરવાની તેમના પિતાએ તેમને ફરજ પાડી હતી. સાસુ, સસરા, અન્ય વડીલો પુત્રવધુ તરફ કેવી વૃત્તિ રાખે છે તે તો સહુ જાણે છે. આવી સ્થિતિમાં પણ આ પતિપરાયણ સ્ત્રીએ પોતાનો સંસાર અદ્ભુત રીતે દીપાવ્યો. અને દંપતી યુગલમાં અરસપરસ એટલો સ્નેહ અને ભાવ ઉત્પન્ન થયો કે તેમનું જીવન આદર્શભૂત ગણાવા લાગ્યું.

"શ્રી ન્યા. મૂ. રાનડે સાર્વજનિક કામોમાં સતત ગુંથાયલા રહેતા. પણ એમના સદ્ગુણોને લીધે એમના આયુષ્યનો સાર્વજનિક ભાગ જેટલો મહત્ત્વનો અને ચિરસ્મરણીય થયો છે તે જ પ્રમાણે સાધુસંતને છાજે એવા એમના સ્વભાવ

લીધે એમનો ખાનગી આયુષ્યક્રમ પણ અત્યંત હૃદયંગમ અને બોધદાયક થયો છે.

આજકાલ જમાનો એટલો જલદી આગળ વધે છે કે પાંચ વર્ષ ઉપર થઇ ગએલા બનાવો, તેમજ સ્ત્રી પુરુષોનું વિસ્મરણ થાય છે. ન્યા. મૂ. રાનડેના પવિત્ર અને ઉચ્ચ જીવનમાંથી અનેક સદ્‌બોધ લેવા જેવા છે. સાદું સરળ જીવન, ઉચ્ચ વિચાર જન સમાજની ઉન્નતિ માટે સતત પ્રયાસ એ તેમનો જીવનમંત્ર હતો. આવી એક વિભૂતિ સાથે જેમણે સત્તાવીસ વર્ષો સહધર્મચારિણીના સંબંધથી છાયાની પેઠે ગાળ્યાં, જેમનાં અંગનું નૈસર્ગિક તેજ શિક્ષણથી અને એમના સહવાસથી ઘણું વધ્યું, અને જેમનું મન તેમની કહિતમાં નિમગ્ન થઇ ગયું તેવી પત્નીનો જીવનક્રમ ઉચ્ચ ઘડાય તે સ્વાભાવિક જ છે. એક ઉત્તમ આર્યાને અનુકૂળ તેમણે પોતાનું જીવન, પોતાનો પ્રેમ પતિની સેવામાં અર્પણ કર્યો હતો, તેમાંજ ધન્યતા માની હતી, અને તેમાંજ પતિના અવસાન પછી પણ પતિને પ્રિય કાર્યમાં પોતાનું જીવન નિવેદિત કર્યું હતું. આ મનોધર્મ હજારો વર્ષના સંસ્કારનું અને પરંપરાનું ફળ છે.

" પતિએ મૂળથી તેમના શિક્ષણનું મંડાણ કર્યું હતું. કુટુમ્બમાં સાસુ નણંદની સહાનુભૂતિ તેમના શિક્ષણ તરફ જરા નહોતી. ઉલટાં તેઓ ઘણાંજ ગુસ્સે થતાં અને તુચ્છકાર કરતાં. તેથી રાત્રે ઘરનું કામકાજ પરવાર્યા પછી વાંચવાનો આરંભ થતો. આસપાસની સ્ત્રીઓ મશ્કરી કરતી, અભ્યાસ મૂકી દેવાનું સમજાવતી પણ પતિના શબ્દમાંજ વિશ્વાસ રાખીને અનેક ત્રાસ વેઠીને તેમણે મરાઠી તેમજ અંગ્રેજીનો અભ્યાસ પૂરો કર્યો. કોઇ સ્ત્રી કાગળ કે વર્તમાનપત્રનો કકડો નીચે વાંચતાં તેમને જૂએ તો કહે: " અમારી ઓફીસ મેડા પર છે ત્યાં જઇને વાંચો કે નાચો. અમારું અપમાન કરશો તો ખબરદાર ! અમારી પહેલી ભાભી હતી જ, તો ! એમને ભાઇએ લખતાં વાંચતાં બધું શીખવ્યું હતું. તે અમારી વયની જ હતી. તો પણ તેણે અમારાં દેખતાં એક પણ અક્ષર વાંચ્યો નહિં. એને અંગ્રેજી શીખવવા સારુ એમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ તે સાધ્વી સ્ત્રીએ તેમાં લક્ષ જ આપ્યું નહિં. એમને દસ વાતો કહે તેમાંની એક તો કરવી પડતી પણ આવાં નખરાં ન હતાં" વગેરે વગેરે અનેક બોલ સાંભળવા પડતા. વારંવાર તેમને 'થતું કે ક્યાં મ્હારી કમબખ્તી લાગી કે મ્હેં ' અંગ્રેજીનો આરંભ કીધો ! વારે વારે તેમને 'રડવું આવતું પણ આ વાત પતિને પસંદ નહિં' એટલે એક શબ્દ પણ પતિને કાને નાખતાં નહિં. સહન કરવું એ મંત્ર તો તેમના હૃદયમાં સદાનો કોતરેલો હતો. અને પતિ તેમના મનનું વારંવાર શાંતિથી સમાધાન કરતા, એટલે આનંદથી કામ થતું અને પ્રત્યક્ષાપ્રત્યક્ષ અત્યંત ત્રાસ છતાં અભ્યાસ પૂર્ણ કર્યો અને પતિના અનેક વ્યવસાયમાં ઉપયોગી થયાં—ખાસ કરીને જ્યારે તેમના પતિની આંખો ગઇ અને કેવળ અસહાય સ્થિતિમાં આવ્યા ત્યારે વાંચવા લખવાનું બધું કામ તેમણે ઉપાડી લીધું, અને તેને પરિણામે પતિના સ્વભાવના અનેક સાધુ અને ઇશ્વરી અંશનો તેમનામાં સંચાર થયો.

" અત્યારના લોકોને સ્ત્રીશિક્ષણ વગેરે સમાજસુધારાની બાબતમાં જે અનેક અડચણો ખમવી પડતી હતી તેની હાલના લોકોને કલ્પના નથી. પરંતુ પહેલાંના લોકોને તેથી ત્રાસ ખમવો પડયો છે અને તે સહન કરી સમાજ પર તેમણે કેટલા બધા ઉપકાર કર્યા છે એ આપણે ભૂલી જવું એ ઠીક નથી.

" નવું શિક્ષણ, નવી કલ્પનાઓ અને નવી પરિસ્થિતિથી વિચારને તથા આયુષ્યક્રમને નવું વલણ મળેલું. છતાં પ્રાચીન આર્યધર્મની મનોભાવના તેમનામાં કાયમ રહી. એટલે પતિના સ્વર્ગવાસ પછી તેમણે પતિને પ્રિય વિષય ' સ્ત્રીઓની ઉન્નતિ ' માંજ પોતાનો કાળક્ષેપ કરવા માંડયો, અને સેવાસદનનો પ્રારંભ પોતાના ઘરમાંથી જ કરવા માંડયો. બેચાર સ્ત્રીઓને પાડોશમાંથી એકઠી કરીને વાંચતાં લખતાં શીખવવા માંડયું. તેમાંથી કપાડપહેરાની શરૂઆત થઇ. તેમાંથી શીવણ વર્ગ, ઉદ્યોગ વર્ગ ઉપાડયો. બોર્ડીંગની વ્યવસ્થા થઇ. પોતાને સંતતિ નહિં પણ અનાથ વિધવાઓ ઉપર સ્નેહનો વરસાદ વરસાવીને સહુનાં મનનું આકર્ષણ કર્યું, અને સેવાસદનની આજની સ્થિતિ આણી.

" અલબત્ત આ મહાન્ કાર્યમાં રા. બાઇ

ગોપાળ કૃષ્ણ દેવધરના અત્યંત મદદ હતી. દેવધરની મહેનત અને શ્રી રમાબાઇની ભાવના અને અને સેવાવૃત્તિને લીધેજ સેવાસદનનું કાર્ય સફળ થયું.

"પોતાની બહેનોના જીવનવિકાસ માટે અથાગ શ્રમ વેઠીને, અનેક ભોગ આપીને પતિના આત્માને સંતોષ્યો છે, તેમના જેવાને વૈધવ્યનું દુઃખ રહેતું નથી. જો કે સદ્‌ગુણશાળી, દેવાંશી પતિના વિયોગથી તેમને બેશુમાર દુઃખ થયું હતું. કારણ કે કદિ પણ પતિથી છૂટાં રહેલાં નહિં, અને પતિભક્તિ અને પતિ પ્રેમ એ જ એમનું મહાન્ સુખ હતું. એ વારંવાર કહેતાં: કે "રાજાની રાણી કે મોટા ધનાઢ્ય સરદારોની સ્ત્રીઓ કરતાં હું મ્હારા પતિના પ્રેમના સુખમાં મને પોતાને વધારે ભાગ્યશાળી સમજું છું, અને અનેક ફિકરોમાં પણ હું સુખ માનું છું." તે પતિના સદાના વિયોગ વખતે તેમને લાગ્યું ને તેમણે ઉદ્‌ગાર કર્યો "કે જે દેદિપ્યમાન, તેજોમય, સૌભાગ્યસૂર્યના પ્રકાશમાં હું ઘણા ખૂબીથી અને આનંદથી સત્તાવીસ વર્ષ સુધી રહી હતી, તે પ્રત્યક્ષ સેવાયલા સૂર્ય મ્હાને મૂકી ગયાને લીધે અત્યંત દુઃખ રૂપ અંધારામાં ફાંફાં મારતી રહેવાનો પ્રસંગ આવી પહોંચ્યો. તે દિવ્ય સૂર્ય એકાએક અસ્ત પામી સર્વત્ર અંધકાર પડયો. શિવ ! શિવ કેટલી હું ભાગ્યહીન !" પરંતુ સર્વ દુઃખથી મન વાળીને તેમણે પતિને પ્રિય સેવાધર્મ સ્વીકાર્યો અને જીવન સફળ કર્યું.

"એમના જેવી સેવિકા, સહનશીલ, પ્રૌઢ, શાન્ત, લજ્જાસ્વરૂપ, આર્ય સ્ત્રીઓ જે રાષ્ટ્રને દાસત્વના સમયમાં મળી તેને પોતાની ભાવિ સ્થિતિને માટે નિરાશ થવાનું કારણ નથી.

"પ્રભુ એ બહેનના આત્માને ચિરકાળ શાન્તિ આપો !

**મહા પુરુષપાત્રો:**

વડોદરા કોલેજ તરફથી પ્રકટ થતા માસિકના ફેબ્રુઆરી અંકમાં કુમારી પ્રેમલીલા સુમન્ત મંહેતા, બી. એ. "મહા પુરુષપાત્રો" એ વિષય પર મનનીય લેખ લખે છે. એ લેખમાં સ્ત્રી દૃષ્ટિએ ભૂતકાળના ત્રણ જાણીતા પુરુષોનાં પતિ તરીકેના વર્તનની સમાલોચના કરી છે. એ લેખ વાચકવર્ગની જાણ માટે અહિં ઉતારી લઇએ છીએ:

"બાળપણમાં નળદમયન્તીની વાત સાંભળીને દમયન્તી પ્રત્યે જેને સહાનુભૂતિ થઇ નહિ હોય એવું એક પણ હિન્દુ બાળક નહિ હોય. બાળક તો શું, પણ મોટી વયનાં સ્ત્રીપુરુષો પણ નળાખ્યાન સાંભળતાં સાંભળતાં દમયન્તી માટે આંસુ પાડે છે. દમયન્તીની વાતજ દયાજનક છે. મને યાદ છે કે નળદમયન્તીની વાત જ્યારે બાળપણમાં મેં સાંભળી ત્યારે મને દમયન્તીની ઘણીજ દયા આવી હતી. પણ હવે, તો હું જ્યારે એ વાંચું છું કે સાંભળું છું ત્યારે દમયન્તી તરફ દયાની લાગણી કરતાં નળ તરફ તિરસ્કારની લાગણી વધારે થાય છે. નળનો ગમે તેવો બચાવ કરવાનું ધારો તો પણ એટલું તો દેખીતુંજ છે કે દમયન્તી પ્રત્યેની તેની વર્તણુંક ખરેખરી નિંદ્ય હતી. વધારે વિચાર કરતાં લાગશે કે એમ તો આપણાં 'રામાયણ" અને "મહાભારત"ના નાયકો રામચન્દ્ર અને યુધિષ્ઠિર પણ કાંઇ ઉતરે તેવા તો નહોતા. કોણ જાણે કેમ, પણ આપણા કથાકારોએ એ ત્રણે નાયકો—નળરાજા, રામચન્દ્ર અને યુધિષ્ઠિરનાં જીવનમાં કેટલાક એવા પ્રસંગો આલેખ્યા છે કે જેથી તેમની તરફ કોઇને સન્માન થાયજ નહિ.

મહેલ વહેલાં નળરાજા લઇએ:—

નળરાજા ઘણોજ ભાગ્યશાળી હતો, કેમકે દમયન્તી જેવી રાણી ભાગ્યે તેના ભાગ્યમાં ન હોય. દમયન્તી માત્ર બહારથીજ રૂપવતી નહોતી, તેનું હૃદય પણ સુંદર હતું. એવી ઉત્તમ રાણી તરફ પણ નળરાજાએ કેટલી બધી નિર્દયતા બતાવી ! સૌથી પહેલી તો તેની ભુલ એજ કે જુગટું રમ્યો; અને તે પણ રાજપાટ માટે. રાજપાટ હોડમાં મૂક્યાં તે વખતે તેણે એક ક્ષણ પણ દમયન્તી કે બાળકોનો વિચાર ના કર્યો. દમયન્તી સાથે લગ્ન કર્યું ત્યારથીજ તે તેનું રક્ષણ કરવાને બંધાયો કહેવાય. તેને બદલે તેણે તો એને ઘરબાર વગરની, જંગલમાં રખડતી કરી મૂકી, અને બાળકોને પણ દુર કર્યાં. કોઇ કહેશે દમયન્તીને તો રાજવૈભવનું મન હતું ટો તે વનમાં ગઇજ કેમ ? પણ તે દલીલ તો જરી પણ વ્યાજબી નથી, કેમકે નળ વગરનો રાજવૈભવ કાંઇ દમયન્તી ઇચ્છતી નહોતી. નળના સદ્‌ધાર આગળ

તેણે રાજવૈભવને પણ તુચ્છ ગણ્યાં, તેટલી તો તે વધારે સારી.

દમયન્તીના હાથમાંથી માછલાં પાણીમાં સરી પડ્યાં અને નળરાજાએ પાછા આવીને જોયું તો માંછલાં નહોતાં, તે વખતે તેણે મનમાં દમયન્તી તરફ શંકા આણી તે કેટલું બધું હલકાપણું કહેવાય ! દમયન્તી જેવી સતી ઉપર અઘટિત અવિશ્વાસ કરવો તેમાંજ હું તો પાપ માનું. દમયન્તીના સદ્ગુણોનો તો તેને બરોબર પરિચય હતો, છતાં તે તેને માટે ખરાબ ધારીજ કેમ શક્યો ?

વળી, અડધી રાત્રે દમયન્તીને વનમાં એકલી તજીને જતાં રહેવાનો જીવજ કેમ તેનો ચાલ્યો —તેજ મારાથી તો સમજાતું નથી. દમયન્તી તરફ તેને ઘણોજ ધિક્કાર હોય તોજ તે આવું નિર્દય કામ કરી શકે. અંધારા વનમાં માંસાહારી પશુઓ વચ્ચે એક નિરાધાર અબળાને એકલી મૂકીને જતો રહે તે પુરૂષ કહેવાયજ નહિ. ન તો રાક્ષસ નામનેજ યોગ્ય છે.

હવે રામચંદ્રઃ—

રામચન્દ્રના જીવનમાં તો એક બે નહિ પણ ઘણા પ્રસંગો એવા છે કે જે ઉપરથી તેમના પ્રત્યેનું સન્માન ઘટી જાય. વાનરોના રાજા વાલીને છળકપટથી માર્યો અને વૃદ્ધ શુદ્રક રાજાનો તેની રાણીના દેખતાંજ ઘાત કર્યો તે પરાક્રમો (!) કાંઇ જેવાં તેવાં નહોતાંજ. પણ આ લેખમાં તો મારે માત્ર તેમની સીતા પ્રત્યેની વર્તણુક ચર્ચવી છે. નળરાજાની દમયન્તી તરફની વર્તણુક કરતાં રામચંદ્રની સીતા તરફની વર્તણુક ઘણીજ વધારે ધાતકી હતી.

રાવણ સાથેના યુદ્ધ પછી સીતાનો અગ્નિ-પ્રવેશ એ બનાવજ કેવો વિચિત્ર છે ! આટલાં બધાં વરસ સીતાનો સહવાસ હતો તે છતાં ઓડીસ મેજીસ્ટ્રેટ કરાવવી પડે એટલો બધો તેમને સીતા ઉપર અવિશ્વાસ !... સીતાનું અપમાન ... રામચન્દ્ર વનમાં બધાં દુઃખ પડેલી સાદી હતી જ તો ?, પોતે મહેલમાં રહીને લખતાં વાંચતાં બધું શીખ્યું હતું. જ કેમ શકે એમ વધની જ હતી. તો પણ તેણે અમહેલાનું સ્વીકાર્યું એક પણ અક્ષર વાંચ્યો નહિં. એને અંગ્રેજીવર્ગ શીખવવા સારૂ એમણે ઘણો પ્રયત્ન કર્યો, પણ ત્યાં તે સાધ્વી સ્ત્રીએ તેમાં લક્ષ જ આપ્યું નહિં. ર

તેની શુદ્ધતાની ખાત્રી શું, એમ કહેવું તેના કરતાં વધારે હડહડતું અપમાન બીજું શું કરી શકાય ?

વનમાંથી પાછાં અયોધ્યા આવ્યાં પછી, પ્રજાના એક અજ્ઞાન માણસે ક્રોધના આવેશમાં આવી જઇને પોતાની સ્ત્રીને ખરાબ શબ્દો કહ્યા તે ઉપરથી સીતાનો ત્યાગ કર્યો, એ રામચન્દ્રનું કૃત્ય તો કદી પણ માફ કરી શકાય એવું છેજ નહિ. એને માટે ફાવે તેટલા બચાવ કરો; ગમે તેટલાં બહાનાં શોધી કહાડો પણ તેનાથી કાંઇજ વળવાનું નથી. જગત્નો કોઇ પણ પુરૂષ, પછી તે બીજી રીતે ગમે તેવો મહાન હોય, તોપણ રામચન્દ્રની માફક વર્તે, તો તિરસ્કારનેજ પાત્ર થાય અને થવો જોઇએ.

રામચન્દ્ર ધર્મનિષ્ઠ, ન્યાયનિષ્ઠ અને બુદ્ધિમાન ગણાતા હતા. તોપણ લોકનિન્દાથી ગભરાઇને પોતાનીજ પત્ની તરફ અન્યાય કરે ! અને તે પણ તેની નિર્દોષતાની માહિતી હોવા છતાં ! એ તો ખરેખર અધમતાજ કહેવાય રામચન્દ્ર રાજા હતા. રાજાજ સધ્વી સ્ત્રીનું આમ અપમાન કરે તો પછી સ્ત્રીઓનું સન્માન કોણ કરે?

આપણી પાસે કોઇ બહુજ પ્રિય ચીજ હોય, અને બીજું કોઇ આવીને કહે કે, "આવી ખરાબ ચીજ તમે તમારી પાસે શા માટે રાખો છો ?" તો આપણે તે કદી પણ નાખી દઇએ ખરાં કે ? અને ખાસ કરીને, જો આપણે જાણતાંજ હોઇએ કે તે ચીજ વાસ્તવિક રીતે ખરાબ છેજ નહિ અને આવી સારી ચીજ તે ખરાબ કહે છે તો તે સામા મનુષ્યની મુર્ખાઇજ છે તો તો જરૂર જ આપણે તે ચીજનો ત્યાગ કરીએ નહિ, અને જો ત્યાગ કરીએ તો એમજ પુરવાર થાય કે આપણામાં ખરૂં ખોટું પારખવાની શક્તિ જ નથી અને આપણે નિન્દાથી ડરીએ છીએ.

રામચન્દ્રની બાબતમાં તો ચીજને બદલે તેની પ્રીય રાણીજ હતી, જે તેમને મન जीवितम् हृदय द्वितीयम्, कौमुदी नयनयोः અને अमृतमङ्ग હતી.

બંગાળી લેખક સ્વ., દ્વિજેન્દ્રલાલ રોયના "સીતા" નાટકમાં રામચન્દ્રની આ ભૂલ એટલી બધી સારી રીતે ચર્ચી છે કે એમાંથી થોડાક ઉતારા અસ્થાને નહિ ગણાય એમ ધારૂં છું.

રામચન્દ્ર સીતાનો ત્યાગ કરવાના છે એ વાત સાંભળીને ભરત તેમની પાસે ગયા અને આવું નિર્દય કામ નહિ કરવા તેમને અત્યંત વિનવ્યા. છેવટે કાંઇ ના વળ્યું એટલે તેમનાથી બોલ્યા વગર ના રહેવાયું કેઃ—

" તમારો જો એ સંકલ્પ દૃઢ છે, તો અયોધ્યાને માટે બહુજ માઠા દહાડા આવી લાગ્યા છે. હવે બીજું હું શું કહું ? જો અયોધ્યાના મહારાજની એ પ્રતિજ્ઞા દૃઢ છે તો એ પણ નક્કીજ છે, કે હું હવે આ અયોધ્યામાં નહિજ રહું. કોઇ પવિત્ર વનની અંદરના દૂરના એવા ગામમાં જઇને રહીશ, કે જ્યાં આવી નિર્દય વ્યવસ્થા નહિ હોય, જ્યાં સતી સાધ્વીનું આવું અપમાન નહિ થતું હોય, જ્યાં ન્યાય અને નીતિનું ખૂન કરવામાં નહિ આવતું હોય, જ્યાં આવી અરાજકતા અને અન્યાય નહિ હોય."

ભરતને રામચન્દ્ર તરફ કેટલો બધો પૂજ્યભાવ હતો તે તો બધાનેજ ખબર છે, તે છતાં જ્યારે તેમના મુખમાંથી આવા શબ્દો નીકળે ત્યારે અન્યાયની હદ થઇ ગઇ હશે, એમ જ ને ?

ભરતના ગયા પછી રામચન્દ્રની બહેન શાન્તા આવે છે. તે પણ તેટલીજ વિનવણી કરે છે. સીતાનો ત્યાગ કરવાનું કારણ તે પૂછે છે ત્યારે રામચન્દ્ર કહે છે કે " રાજ્યમાં શાન્તિ સ્થાપવાને માટે આજ સીતાને વનમાં મોકલવાની જરૂર છે." શાન્તાથી તો સ્વાભાવિક રીતેજ આ વાત મનાતીજ નથી, એટલે તે કહે છે કેઃ– " શાન્તિ સાચવવાને માટે સીતાનો ત્યાગ ! આ કેવો ઉપહાસ છે ? " ખરેખર, પહેલાં તો આ ઉપહાસ હવે એમજ લાગે, કેમકે આવાં કારણ માટે સીતાનો ત્યાગ કરવો એ કેવી અસંભવિત વાત છે ! પછી રામચન્દ્ર કહે છે કે, " પ્રજા કહે છે, કે, જાનકી અસતી છે." આ પાછો બીજો ઉપહાસ શાન્તાને લાગે છે. તે કહે છે કેઃ–" હેં ! જાનકી અસતી છે !, મહારાજ ! ખરેખર ! એ લોકો એવું કહે છે !–કાંઇજ સમજાતું નથી કે, હું તો આ સાંભળીને રડું કે હસું ? ભાઇ, હું ઉંઘતી છું કે જાગતી ? હું આ સ્વપ્ન તો જોઇ રહી નથી ને ? જાનકી અસતી છે ? બીજું પણ કાંઇ કહેવાનું બાકી છે ? આ વાત કરનાર તમે જો ? કે મારા સાંભળવામાં ભ્રમ થઇ ગયો છે ? તો પછી કહો, કે સૂર્ય પૂર્વમાં આથમે છે અને પશ્ચિમમાં ઉગે છે. કહો કમલ કુત્સિત છે, ચન્દ્રમા બાળે છે અને આગ ઠંડક આપે છે. મહારાજ ! હું તો જાણતી હતી કે સતીત્વનું નામજ સીતા છે!

આથી વધારે તે બીજું શું કહી શકે ? રામચન્દ્રે તેનું કહેવું પણ ગણકાર્યું નહિ. પછી કૌશલ્યાએ પણ ઘણી વિનન્તિ કરી તેમને મનથી તો આ વાત 'દારૂણ' હતી.

કુટુંબના સર્વે વિરુદ્ધ હોવા છતાં રામચન્દ્રે સીતાનો ત્યાગ કર્યો.

આખા નાટકમાં સૌથી સારો પ્રસંગ તો લવ અને રામચન્દ્રના પ્રથમ મેળાપનો છે. તે વખતે બાળક લવ ઘણાજ સચોટ શબ્દોમાં રામની સીતા પ્રત્યેની આ અન્યાયભરી નિર્દયતા તરફ તિરસ્કાર બતાવે છે. વાંચનારને એમ લાગ્યા વગર રહેશે નહિ કે પોતાના પુત્ર તરફથી આવા શબ્દો માટે રામચન્દ્ર યોગ્ય હતા. રામચન્દ્ર પિતા હતા અને લવ પુત્ર હતો એ ખરૂં, પણ પિતાનું હલકું આચરણ પુત્રને જેટલું દુઃખકર લાગે તેવું કોઇને જ ન લાગે.

રામચન્દ્ર, લક્ષ્મણ અને વાલ્મીકિ હોય છે ત્યાં લવ પ્રવેશ કરે છે.

" વાલ્મીકિ–લવ, આ તારા પિતા રામચન્દ્ર અને આ કાકા લક્ષ્મણ છે; એમને પગે લાગ.

લવ–( લક્ષ્મણને પગે લાગીને )–તપોધન ! તમારા જેવા કાકાથી હું મને ભાગ્યશાળી સમજું છું.–કાકા, હું આપના ચરણોમાં પ્રણામ કરું છું. [ જવાનું કરે છે. ]

વાલ્મીકિ–લવ ! તમારા પિતાના પગમાં પ્રણામ કરો !

લવ–(પાછો ફરીને અભિમાન સાથે)–મહર્ષિ ! જે સ્રી કિશોર વયે રાજમહાલયનાં સુખોને તરછોડી વનવાસમાં છાયાની માફક રામની પાછળ પાછળ ફરી, જે સ્રી લંકામાં, એટલે દૂર રહે રહે પણ, આઠે પહોર રામને માટે આંસુ વહાવતી રહી; એવી સ્રીને લોકનિન્દાના ભયે બેધડકપણે ઘરમાંથી ધૂતકારી કાઢી મૂકનાર અમને–માફ કરશો, આ૦ દાસને ઋષિવર–ભગવન્ ! એવા રામને શિર નહિ નમે. તે અટલ વિશ્વાસની મૂર્તિ ઉપર એમણે ઘોર અન્યાય ગુજાર્યો છે. તે અગાધ પ્રેમની પ્રતિમાના હૃદયમાં એમણે વજ્ર ભોંક્યું

છે. એ અનન્ત આશ્રય સ્વરૂપિણીને એમણે ઠોકરે મારી ઉરાડી ફેંકી દીધી છે.–દેવ ! ચાહે એ અયોધ્યાના ઇન્દ્ર હોય કે આખા જગત્‌ના નાથ હોય; તોપણ તુચ્છ છે–એ તૃણ બરાબર છે. એ રાવણ જેવા લાખોનો જીતનાર હોય, તોપણ મારે હિસાબે સોગણા કાયર છે. ( રામચંદ્રને ) પિતા ! રામચન્દ્ર ? તમે પૃથ્વીપતિ ? તમે નરોત્તમ ? તમે વીર ? ધર્મ પરાયણ ? નિષ્ઠુર ! નિર્મળ ! ધિક ! કાપુરૂષ ! ધિક ! તમારા પાપની સીમા રહી નથી. પ્રેભુ, રાજેન્દ્ર, તમારા આ ઉચ્ચ લલાટમાં આ કલંકનો કાળો ડાઘો સદાને માટે ચોંટયો રહેશે ! પિતા ! યાદ રાખો કે તમારાં યશનાં ગીતોમાં આ અન્યાય હંમેશાને માટે ભયંકર નાદવડે ગરજતો રહેશે.

રામ–( દિલગીરી ભરેલા અવાજથી )–લવ ! મારા બે પુત્રોમાં તું વધારે ચઢીઆતો–પત ન. કરે તેવો છે ! હું પૃથ્વીનો મહારાજ આજ તારી આગળ શિર ઝુકાવી ગર્વ ભરી શરમની સાથે માફ કરવાની માંગણી કરૂં છું. આવ બેટા મને ભેટી પડ–લવ, તું શું મને માફ નહીં કરે ?

વાલ્મીકિ–મારી વૃદ્ધની બે આંખોમાં આંસુ ઉભરાઇ આવે છે. લવ ! તોએ શું બોલતો નથી ? પુત્રની પાસે પિતા માફી માગે છે ! તો પણ તું કઠણ બની ઉભો રહ્યો છે ! વાલ્મીકિની પાસે આટલા દહાડા રહી તેં આજ શિક્ષણ મેળવ્યું છે ?

લવ–( રામને ) હે અયોધ્યાના મહારાજ ! માફી માગો જઇને તમારી પત્ની પાસે. તે ક્ષમાશીલ સાધ્વી સતી કદાચ તમને માફ કરી દેશે ! –તમે મોટા નશીબદાર છો. વિધાતાની પાસે કૃપા–કરૂણા માગો.–બીજું શું કહું–પિતા ! રામચન્દ્ર તમે પિતા છો, હું પુત્ર છું; પરંતુ હાય ! એ ઓળખાણ આપતાં લાજનો માર્યો લાલ બની માથું જમીનમા ઘોસી દઉં છું. ”

રામચન્દ્રને માટે વધારે લખવાની જરૂર મને નથી લાગતી. હવે આપણે ત્રીજા નાયક તરફ દૃષ્ટિ કરીએ.

યુધિષ્ઠિર ધર્મરાજ કહેવાય છે. પણ ધર્મરાજ એટલે શું ? કેવી જાતના ધર્મના તે રાજા હતા ? ધર્મ એટલે કર્તવ્ય, એમ જો ગણીએ તો તો યુધિષ્ઠિરને ધર્મરાજ ન કહેવાય. તેનો એક ધર્મ પત્નીનું રક્ષણ કરવાનો હતો અને તેની લાજ રાખવાનો હતો. યુધિષ્ઠિરે તે કર્તવ્ય પ્રમાણે કાર્ય કર્યું હતું ? પત્નીના રક્ષા કરવાને બદલે તેણે તો તેને પોતાની એક મિલ્કત ગણીને જુગટામાં તેની એક હોડ કરી ! ધન, રાજ્ય અને સાથે સાથે દ્રૌપદી ! દ્રૌપદી પણ એક જીવન્ત વ્યક્તિ છે, એટલું જુગારની ઘેલાઇમાં ને ઘેલાઇમાં તેને ભાન ન રહ્યું. પોતાની રમત ખાતર પોતાનીજ પત્નીને જડ વસ્તુની સાથે સાથે દુશ્મનોના હાથમાં આપી દે તે પુરૂષને શું વિશેષણ આપવું તેજ મને તો જડતું નથી.

વળી કૌરવપાંડવોની ભર સભામાં દ્રૌપદીનું અપમાન થાય તે પણ યુધિષ્ઠિર જોઇ શકયો ! એની સહનશક્તિને પણ ધન્ય છે ! દ્રૌપદીને બિચારીને છેવટે કાંઇજ મદદ ના મળી ત્યારે તેણે શ્રીકૃષ્ણની સહાય માંગી. માંગીજને ? .

આટલી બધી જલદીથી દેખાઇ આવે એવી ખામીઓ આ ત્રણે નાયકોનાં ચરિત્રમાં છે તે છતાં લોકો તેમને શામાટે પૂજ્ય માનતા હશે તેજ સમજાતું નથી. રાજા તરીકે વખતે એ ઘણાજ ઉત્તમ હશે પણ પુરૂષ તરીકે તો તેઓ જરી પણ માનનીય નથી. જે દેશમાં એ પુરુષો દેવી ગણાય કે ઇશ્વરના અવતાર તરીકે પૂજાય તે દેશના લોકોના આદર્શોની કેટલી બધી અધમતા !

મજુર પ્રધાનોની પત્નીઓ:

ઇંગ્લાંડની રાજસત્તા હાલ મજુરપક્ષના હાથમાં છે. અત્યારે પ્રધાનપદ ભોગવતા એ ગૃહસ્થોની પત્નીઓ એકાએક મળેલા વૈભવથી ન લલચાતાં સાદું જીવન ગાળવાની કેટલી ઉત્સુક છે, તે દર્શાવવા “ વિલાસ ” માસિકમાંથી નીચેના થોડાક ફકરાઓ ઉતારી લઇએ છીએ:

લડાઈ ખાતાનાં પ્રધાન મી. વોલ્શની પત્ની કહે છે: “ હા, બા હું તો વહુન ગરીબ અને સાદા ઘરમાં ઉછરી છું. મને મોટરાઓમાં ફરવાનો કરીાજ–અસખરો–નથી. અમારા વાઇગન ગામડાના ઘરમાં બધું કામ મારી વડી દીકરી અને હું સાથેજ કરીએ છીએ. જ્યાં સુધી લંડનમાં મજુર પ્રધાનો પક્કા કરી કામ થાય નહિ ત્યાં સુધી અમે અમારૂં ગામ છોડવાના નથી.

એકંદરે વર-મજુર હોય કે પ્રધાન હોય પણ છોકરાં ઉછેરવાનાં અને ઘરબાર ચલાવવાની જંજાળ તો તેની સ્ત્રીનેજ કરવી પડે. તો તે હાથે કરીએ કે ચાકર નફર રોખી કરાવીએ તેમાં વધારે ફરક નહિ પડે. ઉલટું એક ગરીબ ઝુંપડું સંભાળવાની ઓછી જંજાળ અને હાથે જાતે કામ કરવામાં મોજ વધુ છે.

લોર્ડ ઓફ ધી પ્રીવી સીલ મી. ક્લાઇન્સની પત્ની કહે છે: " ડાઉનીંગ સ્ટ્રીટનું રહેઠાણ ફાંકડું તો ખરૂં. કોઇની ધણીયાણી એવા પાદશાહી અએવાનમાં રહેવા મગરૂર થાય પણ ત્યાં એક પ્યાનો અને શીવવાના સંચાની ઘણી ખુટ છે. હું અહીં રહેવા આવીશ ત્યારે જરૂર મારે ઘેરથી એ બન્ને લાવનાર છું....લંડનમાં પરોણાગત જુગારી કરવી પડે છે, પણ મજુર પ્રધાનો એવી વગર ફોગટની ખર્ચાળ પરોણાગતોનો જરૂર અંત લાવશે. થોડા મહેમાનોની ખાતર આપણને અઝારનવાર કરવા માટે પણ રોજના ઉસાય તે તો બા કંટાળો લાગે....હું ( ૨૪ ) વર્ષની વયે પરણી ત્યાં સુધી રોજ સવારે પાંચ વાગે ઉઠીને મીલમાં જતી હતી. તે જમાનામાં અમારી તરફ મુસાફરીમાં સાધન નહિ હતાં તેથી ગમે તેવી સારી કે માઠી રૂતુમાં મારે ઘેરથી મીલ સુધીનો ખાસ્સો અરધા કલાકનો ટપ્પો હું પગે ચાલીને મહસ્કામાં જતી....તે મહેનત મજુરીના અને ગરીબ દહાડાઓ છતાં મને તેની ઘણી યાદો મીઠી છે. અને આ કોઇ કારણ નથી કે એક સ્ત્રી કે પુરૂષ ગમે એવા વૈભવમાં આવે તો તે પોતાના આગલા દહાડાઓથી શરમાય કે તેને ભૂલવાનો યત્ન કરે અથવા તો સારી અને નમ્રતાભરી વર્તણુંકમાં કાંઇ ફેર પાડે. આપણે ગમે તેવા ફેરફારોમાં જેવી ને તેવી સમાધાનીથી રહેલે રહી શકીએ છીએ.

ઉદ્યોગ ખાતાના પ્રધાન મી. ટોમ શોની પત્ની કહે છે: " લેંકેશીયરની મીલોમાં રૂના સાંચાઓ આગળ મારી ઘણીક સુખી વેળા ગઇ હતી. અમે પરણ્યા ત્યાર પછીનાં પણ દસ વરસો સુધી હું એક મિલ મજુર ચાલુ રહી હતી. અમે વર પૈયર એકજ મિલમાં કામ કરતાં હતાં. લેંકેશીયરનાં બૈરાંઓ લંડનની સ્ત્રીઓ કરતાં ઘણાં વધારે ઉદ્યોગી છે. તેઓ હાથે જાતે પુષ્કળ કામ કરી, ઘણી બચ્ચાંની જાતે સંભાળ લે છે, જ્યારે લંડનમાં તો "મેઇડ" ( દાસી ) પરે ઘરબાર પડતું મૂકી બૈરાંઓ બહારવાસ નીકળી પડે છે! હજી પણ મ્હારા ધણીને મ્હારે હાથે રાંધી ખવાડવામાં હું મોજ માનીશ. કોઇ બાવરચીને તેનો લ્હાવો આપીશ નહીં. ધપધપ્યાં લોકોનો મને મહાવરો નથી, છતાં મને કાંઇ અસાધારણ કે ગભરાટ જેવું તેમનાં વચ્ચે લાગતું નથી. પ્રીન્સેસ મેરીની શાદીમાં મને આમંત્રણ છતાં હું દુરને લીધે આવી શકી નહીં, પણ હવે રાણી મેરીની મુલાકાતે મને બનતી વ્હેલી તકે જવા ગમે છે. તેમનાં હોઠો પર એવું દિલજીત હસવું હંમેશનું રહે છે કે તેમની હજુરમાં હું જરાભી ગભરાઇશ નહીં."



# સ્ત્રી જગત્.

હિન્દ.

મુંબાઈની રાષ્ટ્રીય સ્ત્રી સભાની એક જાહેર સભા તા. ૨૩ મી મે એ મારવાડી વિદ્યાલય હોલમાં સૌ. અવંતિકાબાઇ ગોખલેના પ્રમુખપદે મળી હતી, જે પ્રસંગે મ. ભગવાનદીને અને પંડિત સુંદરલાલજીએ "મહિલા મહાશક્તિ અને સ્વરાજ્ય" વિષય પર મનનીય વ્યાખ્યાનો આપ્યાં હતાં.

× × ×

મુંબાઇ યુનીવરસીટીની એમ. એ. ની પરિક્ષામાં બે દક્ષિણિ હિંદુ મહિલાઓ અને એમ. એસસી. ની પરિક્ષામાં એક દેશી ખ્રિસ્તિ મહિલા પાસ થઇ છે. ગુજરાતી મહિલા એક પણ નથી. બી. એ. ની પરીક્ષામાં એકંદર ૨૧ વિદ્યાર્થીનીઓ પાસ થઇ છે, જેમાં શ્રી. સૌદામિની નીલકંઠ અને શ્રી. કુસુમ મોદી નામે બે ગુજરાતી હિંદુ મહિલાઓ છે. ઇન્ટરમીડીએટ આર્ટ્સની પરીક્ષામાં એકંદરે ૪૫ સ્ત્રીઓ પાસ થઇ છે, જેમાં શ્રી. કાન્તા ખાંડવાલા, શ્રી. ચતુરલક્ષ્મી જોશી અને શ્રી. જમના રાઠોડ નામે ત્રણ ગુજરાતી હિંદુ મહિલાઓ છે. સંખ્યા બહુ નાની ગણાય! કુમારી હીના હોરમસજી બીલીમોરીઆએ મેટ્રીકની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થઇ રૂ. ૧૦૦ નું ચેટફીલ્ડ ઇનામ અને રૂ. ૬૦૦ ની ડૉ. દાદાભાઇ નવરોજી સ્કોલરશીપ મેળવ્યાં છે. એ સર્વ વિજયી મહિલાઓને અમારાં અભિનંદન!

× × ×

હૈદરાબાદ નામે એક પઠાણ પેશાવરની જેલમાંથી નાસી થોડા સમય પર મુંબાઇ આવ્યો હતો અને સ્ત્રીના કપડાં તથા ખોટા વાળ, ચ્હેરો, મોઢે રંગ લગાડી લોકો પાસે ભીખ માંગી પૈસા કઢાવતો હતો. પોલીસે આ બનાવટી ભીખારણને ઉઘાડી પાડી, પાછી પેશાવર મોકલી આપી છે.

× × × ×

ખોજા કન્યાઓ માટે અનાથાશ્રમ ખોલવા શ્રી. કાસમ મહમદ ગીલા અને શ્રી. હબીબ ઇસ્માઇલે રૂ. ૧૮૫૦૦૦ ની સ્થાવર મીલ્કતની અને શ્રી. ઇબ્રાહીમ કરીમે રૂ. ૫૦૦૦૦ રોકડાની ભેટ આપી છે.

× × × ×

મુંબાઇના યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશને સંસ્થા માટે નાણાંની મદદ મેળવવાના ઉદ્દેશથી એક ફેન્સી બજાર થોડા સમયમાં ખોલવાનો નિશ્ચય કર્યો છે.

× × ×

ભીલ પરિષદ્ તા. ૨૭-૨૮ મેના દિવસોમાં શ્રીયુત એન્ડ્રુઝના પ્રમુખપદે દાહોદમાં મળી હતી. એ પરિષદે કોમની દશા સુધારવાના ઉદ્દેશથી દરેક કુટુંબમાં એક બે છોકરા છોકરીઓને ભણાવવાના, મદ્યપાન અને માંસાહાર તથા કન્યાવિક્રય નિષેધના, સહકારી મંડળીઓ સ્થાપવાના, શારિરિક સ્વચ્છતા રાખવાના અને બીજા ઠરાવો પસાર કર્યા હતા.

× × ×

પાંચમી ખડાયતા જ્ઞાતિ પરિષદને અંગે અમદાવાદમાં એક કલાપ્રદર્શન ભરવામાં આવ્યું હતું, જેના સ્ત્રી વિભાગમાં આ પ્રમાણે વસ્તુઓ હતીઃ મોતીના અને બીજા ચક, મખમલ અને કેનવાસ પરનું ભરતકામ, મલમલ ઉપર કોર, ભીયાંની કોયળીઓ, ગુંથેલા રૂમાલો, શીવણના અને ગુંથણના નમુના, વગેરે ચીજો હતી. ચક માટે સૌ. ધનલક્ષ્મી પારેખને, તોરણ માટે શ્રી મંગળાગૌરીને, ભરતકામ માટે શ્રી શારદાગૌરીને, મોતીઝીકની છબી માટે શ્રી. હીરાગવરીને, ગુલાબના રૂમાલ માટે શ્રી ધનલક્ષ્મીને, હાથીવાળા રૂમાલ માટે શ્રી. કાશી બ્હેનને, ભીયાંથી ભરેલી કોયળી માટે શ્રી સવીતાગવરીને, રૂમાલો માટે શ્રી જડાવ

બ્હેનને અને શ્રી. ચંદનબ્હેનને તથા રૂ લોઢી, પીંજી, કાંતી, કાપડ તૈયાર કરવા માટે શ્રી. તારા મતીને અને શ્રી વિદ્યાબ્હેનને રૂપાના ચાંદો આપવામાં આવ્યા છે. બીજા નમુનાઓ માટે પ્રમાણપત્રો અપાશે.

એ પરીષદમાં કન્યા વ્યવહાર માટે ક્ષેત્ર વિશાળ કરવાના, વિધવાઓને ઘરગથુ ઉદ્યોગોની કેળવણી આપવાના, કન્યાઓને ધાર્મિક શિક્ષણ આપવાના, સીમંત અને મરણની નાતો બંધ કરવાના તથા રોવા કુટવાના અને કન્યાવિક્રય બાળલગ્ન અને વૃદ્ધ લગ્નના રીવાજો નાબુદ કરવાના ઠરાવો થયા હતા અને એ માટે પ્રતિજ્ઞાપત્રો તૈયાર કરવામાં આવ્યા હતા. એ પ્રતિજ્ઞાઓ લઇ ખડાયતા જ્ઞાતિ નિંદ્ય રિવાજોને નાબુદ કરવા કમર કસશે એવી આશા છે.

× × ×

દેવી કસ્તુરબા ગાંધીએ વરતેજમાં તા. ૧૧ મી જુને મળેલી રાજપુત પરિષદ્‌માં હાજરી આપી હતી. રાજપુત કોમની લગભગ ૧૦૦૦ પરદાનશીન મહિલાઓએ પણ ભાગ લીધો હતો. આ પરિષદે રાજપુત કોમની ઉન્નતિ સાથે એવા કેટલાક ઠરાવો પસાર કર્યા હતા, જેમાં વ્યસનો તજવાના, ખોટા ખર્ચો ઘટાડવાના અને એક પત્નીવ્રત પાળવાના મુખ્ય હતા. સ્ત્રીઓની એક અલગ પરિષદ્ શ્રીમતી રૂપાળીબાના પ્રમુખપદે મળી હતી. સ્વાગત સભાના પ્રમુખ શ્રીમતી આનંદકુંવરબા હતાં. લગભગ ૧૦૦૦ બ્હેનો હાજર હતી.

× × ×

તા. ૨૦-૫-૨૪ ના રોજ શ્રી શુગળી જ્ઞાતિ યુવક મંડળ તરફથી સ્ત્રીઓનું એક સંમેલન દ્વારકામાં સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં થયું હતું. અંધેરી ગુરૂકુળના આચાર્ય શ્રીયુત મૂળશંકર દવેએ "સ્ત્રીઓનું હાલની પ્રવૃત્તિમાં સ્થાન" એ વિષય પર વ્યાખ્યાન આપ્યું હતું. આ પ્રસંગે ખાદીનું એક નાનું પ્રદર્શન પણ ભરવામાં આવ્યું હતું; શ્રીયુત દવેએ વિધવિધ દ્રષ્ટિએ ખાદીનું રહસ્ય તથા મહત્વ સમજાવ્યું હતું. ઘણી બ્હેનોએ પરિણામે ખાદી પહેરવાનો સંકલ્પ કર્યો હતો.

× × ×

પૂનાના શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠની જુદી જુદી વાર્ષિક પરીક્ષાઓમાં એકંદર ૫૯ વિદ્યાર્થીનીઓ પસાર થઇ છે. પાંચ વિદ્યાર્થીની જી. એ.–"ગૃહિતાગમા"ની ડીગ્રી માટેની પરીક્ષામાં, આઠ બીજા વર્ષમાં, પંદર પ્રથમ વર્ષમાં અને સત્તર પ્રવેશક પરીક્ષામાં ફતેહમંદ થઇ છે. એમાંથી જી. એ. ની ડીગ્રી માટેની પરીક્ષામાં ચાર ગુજરાતી બ્હેનો હતી. જેમાંથી સૌ. બ્હેન નંદગૌરી ઠાકોર અને બ્હેન કુમુદ ઠાકોરે બીજા વર્ગમાં પાસ થઇ, અનુક્રમે પ્હેલો અને બીજો નંબર મેળવ્યો છે. પ્રથમ વર્ષમાં પાંચ ગુજરાતી બ્હેનો હતી. જેમાંથી બ્હેન સરલા મહેતા પ્હેલા વર્ગમાં પ્રથમ નંબરે અને બ્હેન મંજુલા મહેતા બીજા વર્ગમાં ત્રીજે નંબરે આવ્યાં છે. પ્રવેશક પરીક્ષામાં ગુજરાતી બ્હેનોની સંખ્યા ૧૧ ની હતી. તેમાંથી બીજા વર્ગમાં પાસ થઈ બ્હેન સુમતી ઠાકોરે બીજો નંબર, બેન સોહેલા તૈયબજીએ ચોથો નંબર, બ્હેન વાસંતિકા પાઠકજીએ પાંચમો નંબર અને બહેન કુમુદ રાયજીએ છઠ્ઠો નંબર મેળવ્યો છે. આઠ બહેનોએ વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષામાં ફતેહ મેળવી છે. આ બ્હેનોને અમારા અભિનંદન છે. વિદ્યાપીઠનો પદવીદાન સમારંભ તા. ૧૪ મી જુને પૂનામાં ઉજવાયો હતો. ઉપરાંત પૂનાના ગુજરાતી બંધુ સમાજ ગૃહિતાગમાની પરીક્ષામાં પાસ થયલાં બ્હેનોને અને કુ. પ્રેમલીલા મહેતા બી. એસસી. ને અભિનંદન આપવાનો સમારંભ ન્યુ પૂના કોલેજના હોલમાં સૌ. શારદા બ્હેન મહેતાના પ્રમુખપદે ઉજવાયો હતો. બી. એસસી. ની પરીક્ષામાં પાસ થનાર કુ. પ્રેમલીલા પ્હેલાંજ ગુજરાતી બ્હેન છે. સભામાં ગં. સ્વ. સરલાદેવી ચૌધુરાણી પણ હાજર હતાં.

× × ×

તા. ૨૯ મી મેને દિવસે નાગપુરના ના. સેશન્સ જડજ મી. અમરદેકરે એક અગત્યના કેસનો ચુકાદો આપ્યો હતો. સુસગત લેહુ નામે તેર વર્ષની એક પરણેલી છોકરી ચાંદા જીલ્લાના ખાપ ગામમાં પોતાને સાસરેથી સાસુ ના જુલમને કારણે નાસી આવી નાગપુરની રાજરામ ધર્મશાળામાં રહી હતી. ધર્મશાળામાં ચોકીદારે તેને એકલી ને અસહાય જોઇ પોતાના

એ દેરસતો રહીમબેગ અને સરજેરાવની મદદથી પોતાની ઓરડીમાં પુરી હતી અને તેની ઉપર બળાત્કાર કરવાનો પ્રયત્ન કર્યો હતો. બહારનાં લોકાએ છોકરીની ગુંગળાતી બુમો સાંભળી પોલીસને ખબર આપી. પોલીસે ગુન્હેગારોને પકડયા હતા. ના. જડજે તેમને ગુન્હેગાર ઠેરવી રહીમને સાત વર્ષની, સરજેરાવને પાંચ વર્ષની અને ચોકીદાર રાઘેલાલને દશ વર્ષની સખ્ત કેદની સજા કરી હતી.

× × ×

ગોરા લોકોને હિંદીઓની ચામડી સંબંધી કેટલી બધી સુગ છે તે સ્પષ્ટ બતાવનારો એક પ્રસંગ દેશબંધુ દાસની પુત્રીના સંબંધમાં નાગપુર સ્ટેશને થોડા સમય પર બન્યો હતો. એ સ્ટેશને એક બીમાર ગોરી સ્ત્રીને દુધની જરૂર હતી. શ્રીયુત દાસની પુત્રી પાસે દુધ હતું તે તેમણે આપવા માંડયું. પરંતુ "હમ કાલે હિંદીઓકા દુધ નહીં માંગતા" કહી તિરસ્કારપૂર્વક તે બાઇએ દુધ લેવાની ના પાડી.

× × ×

એંગલોરમાં કમલામા નામની એક બ્રાહ્મણ કન્યાને બે વખત વેચવામાં આવી છે. ચાર વર્ષ પર હૈદરાબાદ (સિંધ) માં કેટલાક હજાર રૂપીઆ લઇ તેનું લગ્ન કરવામાં આવ્યું હતું. પણ બાળા સાસરે ન જતાં બાપને ઘેર રહી હતી. થોડા સમય પછી તેને બ્રહ્મદેશ લઇ જઇ કોઇ બીજા સાથે પરણાવી દીધી. વાલીઓ પર ફોજદારી પગલાં લેવાય છે. (સ્વરાજ્ય).

વૈકોમ (ત્રાવણકોર) ના અંત્યજ સત્યાગ્રહમાં જોડાવા કીનાનોરથી ચાર મહિલાઓ ગઇ છે. ત્રણ સત્યાગ્રહની મહિલાઓ સખ્ત વરસાદમાં ઉભી રહી હતી અને પોલીસે છત્રી આપવા માંડી છતાં લીધી ન હતી. તા. ૨૦ મી મે એ બીજી પાંચ મહિલાઓ જોડાઇ હતી. જેમાં એક અંત્યજ કોમની છે. તા. ૯ મી જુને છ વધુ સ્ત્રીઓએ ભાગ લીધો છે.

× × ×

સીરાજગંજ (બંગાળ) નું ખાદી પ્રદર્શન ખુલ્લું મુકતાં તા. ૯ મી જુને આચાર્ય સર પ્રફુલ્લચંદ્ર રોયે એક મનનીય ભાષણ કર્યું હતું અને ખાદીની ઉપયોગિતા તથા મહત્વ દેશની આર્થિક દૃષ્ટિએ સમજાવ્યાં હતાં. અંતમાં તેમણે સ્ત્રીઓને રજપૂતાણીઓ બનવાનો આગ્રહ કરતાં કહ્યું હતું કે પ્હેલાના વખતમાં રણમાંથી વિજય મેળવ્યા વિના પાછા ફરનાર પતિને રજપુતાણીઓ પાછા મોકલતી તેમ તમે પણ ઘરનાં બારણાં બંધ કરી દઇને કહો કે 'જાઓ ખાદી પહેરીને આવો,' આ ઉપદેશ હિંદની સ્ત્રીઓ વ્યવહારમાં યોજે તો સ્વરાજ્ય કાલે મળે!

× × ×

કલકત્તામાં મિસિસ વ્હાઇટ નામે એક યુરોપીઅન સ્ત્રી સીગાર પીતાં કપડાં સળગી જવાથી મરણ પામી છે.

× × ×

દુમારી ગામ (બંગાલ) માં તેમારીદાસી નામે એક પરણેલી ગરીબ અબળા પર અત્યાચાર થવાનો કમકમાટી ઉપજાવે એવો પ્રસંગ બન્યો છે. એક દિવસે બપોરે બાઇ ઘરમાં એકલી હતી ત્યારે તેની ઓળખીતી એક કાન્તુ નામે સ્ત્રીની સાસુ દાયાએ તેને ઘેર આવી તેણે વેચેલા કબુતરોની કીંમતના પૈસા લઇ જવાનું કહ્યું. તેમારીદાસી તેને ઘેર ગઇ, ઘેર પહોંચતાંજ કાન્તુની મદદથી એક ગાડીમાં નાંખી તેને લઇ જવામાં આવી. પાછળ કાન્તુ અને બીજા માણસો પણ ગયા. બાઇના બુમરાણથી તેનો પતિ અને માતા ત્યાં આવી પહોંચ્યા. પણ તેને છોડાવી ન શકયા. હરામખોરોએ તેને એક ઘરમાં લઇ જઇ બળાત્કાર કર્યો. ત્યાંથી તેને જુદી જુદી જગ્યાએ લઇ ગયા અને દરેક ઠેકાણે એવીજ રીતે બળાત્કાર થયો. ૧૮ મે દિવસે તેને એક બીજા સ્થળમાં લઇ જવામાં આવતી હતી તે વખતે પોલીસે વચમાં પડી છોડાવી. અત્યાર સુધી કયાં ઉંઘી ગયા હતા? બાઇને સ્થિતિ કફોડી છે અને સારવારને માટે રીલીફ સહાય અને મૈત્રી મંડળમાં તેને રાખી છે. કેસ હવે પછી ચાલશે. જે દેશમાં પુરૂષો પુરૂષત્વ ગુમાવી બેઠા હોય ત્યાં આવા અત્યાચારો થાય એમાં નવાઇ છે?

× × ×

૧૨ મી માર્ચે આગ્રામાં એક બ્રાહ્મણ મરણશય્યા પર હતો. ડાૅકટરોએ અભિપ્રાય આપ્યો કે માત્ર ત્રણ કલાક જીવશે. આ સાંભળી તેની ૧૪ વર્ષની પત્નીએ એક ઓરડામાં જઇ

કપડાં પર કેરોસીન છાંટી આગ લગાડી અને બળી મુઇ. વધારે શોકની વાત એ છે કે બાઇ ગર્ભવતી હતી ( ગૃહલક્ષ્મી.)

× × ×

"તા. ૧૩ મી એપ્રીલે બાબુ રામકિશન ગુપ્તની બાલવિધવા પુત્રી શ્રી: શાન્તિદેવીનો પુનર્લગ્ન સંસ્કાર વૈદિક વિધિથી હુંડલામાં બાબુ રાધાકિશન ભટનાગરના પુત્ર બાબુ મહારાજકિશન સાથે બન્નેની સ્વતંત્ર અનુમતિથી થયો હતો. વરકન્યા બન્ને કાયસ્થ જાતિનાં છે. લગ્નમાં પ્રતિષ્ઠિત કાયસ્થ અને અન્ય જાતિઓના સજ્જનોએ ભાગ લીધો હતો" ( આર્યમિત્ર )

× × ×

"એક ગૃહસ્થ કાનપુરની બે ઘટનાઓ જણાવે છે: એક ધાર્મિક સંસ્થાનો એક અધિકારી એક બ્રાહ્મણ વિધવાને ફોસલાવી લાવ્યો હતો. કેટલાક વર્ષ સુધી સાથે રહ્યા. એક પુત્રી પણ થઈ. હમણાં તેણે બીજું લગ્ન કર્યું અને વિધવાને કાઢી મુકી. એ બાઇનો હવે પત્તો નથી. સંદેહ છે કે તે બદમાશોના હાથમાં ફસી પડી હોય. બીજી ઘટના લક્ષ્મીપુરથી કાનપુરમાં આવેલી એક વિધવાની છે. ૧૮–૧૯ વર્ષની તેની ઉમ્મર છે. તેનો મામો તેને જબરદસ્તી કાનપુરમાં છોડી ગયો હતો. એક રાતે કેટલાક બદમાશોએ તેને ઘેરી. તેમને હાથતાળી આપી બાઈ નાસી છુટી અને કોઈ સજ્જનો ને ઘેર પ્હોંચી ગઇ. એ લોકોએ તેને માટે એક સાર્વજનિક સંસ્થામાં રહેવાની ગોઠવણ કરી આપી. વખત જતાં પેલા બદમાશોને એનો પત્તો લાગ્યો અને ગઇ સોમવતી અમાસે બહાને તેઓ ઉપાડી ગયા. હજી સુધી તેનો પત્તો નથી." (પ્રતાપ)

× × ×

"તા. ૮ મી એપ્રીલે સવારમાં બે અમેરિકન સ્ત્રીઓ અલાહબાદ સ્ટેશને ઉતરી. ઘોડા ગાડીમાં તેમની સાથે એક બાલક અને બે મુસ્લીમ સ્ત્રીઓ હતી. અમીનાબાદ પાર્ક આગળથી પસાર થતાં પોલીસ ચોકી આગળ ગાડીને રોકવામાં આવી. તપાસ કરતાં જણાયું કે બાલક અને સ્ત્રીઓ કાઇ ગરીબ મુસલમાનોનાં છે; અને તેમને ખ્રિસ્તિ બનાવવાને ઇરાદે મિશનમાં લઇ જવામાં આવતા હતાં. સુભાગ્યે એક સ્ત્રીનો પતિ પણ ત્યાં આવી પહોંચ્યો. અમેરિકન સ્ત્રીઓને પરહેજ કરી હજરતગંજ મોકલી આપવામાં આવી છે." (હમદમ)

× × ×

"એક સ્ત્રી ટીકીટ વગર દીલ્હી સ્ટેશન ઉતરી. એક સિરતીએ તેને ભય બતાવી, દૂર લઇ જઇ તેની ઉપર અત્યાચાર કર્યો. પરંતુ પોલીસે તેને પકડયો છે અને તેણે અપરાધનો સ્વીકાર કર્યો છે. રેલ્વે સ્ટેશનો પર આવી દુર્ઘટનાઓ વારંવાર બને છે. એકલી જનાર યુવતીઓએ સંભાળવું જોઇએ" ( ચાંદ )

× × ×

રમઝાન ઇદના તહેવારો પછી એક મૌલવી પાંચ વર્ષની એક મુસલમાન બાળકીને તેમના માબાપની જાણ વગર ઉઠાવી ગયો હતો, અને દેરા ગાઝીખાન ખાતે તેને લઇ જઇને રૂ. ૯૦૦ માં એક પંજાબીને વેચી હતી. પોલીસ આ છોકરીને બચાવવા માટે શક્તિવાન થઇ છે. છોકરી વેચાતી લેનાર શખ્સ ઉપર કેસ કરવામાં આવ્યો છે.

× × ×

શ્રીમતી પાર્વતીદેવીને ફતેહગઢની જેલમાંથી તા. ૧૫ મી જુને છોડી મેલવવામાં આવ્યાં છે. ફીતુરી ભાષણ કરવાના આરોપસર તેમને ૧૯૨૨ ના ડીસેમ્બરમાં પકડી બે વર્ષની સજા કરવામાં આવી હતી. એક વર્ષની કેદમાં તેમની તબિઅત બહુ લથડી ગઇ છે. ધારાસભાએ તેમને છોડી મુકવા માટે બે ઠરાવો પસાર કર્યા હતા.

× × ×

ના. શહેનશાહે એવો હુકમ કર્યાનું કહેવાય છે કે "હરએક્સેલન્સી"નો ખેતાબ ફક્ત સંસ્થાનો અને હિંદના ગવર્નર જનરલ (વાઇસરોય)ની પત્નીઓએજ ધારણ કરવો. પ્રાંતોના ગવરનરોની પત્નીઓને એ ખેતાબ ધારણ કરવાનો હક નથી; ગરીબ બિચારીઓ! એમના ધણીઓનું શું? તેમને "હીઝ એક્સેલન્સી"નો ખેતાબ ધારણ કરવાનો હક ખરો કે નહિ?

× × ×

હિંદમાં સને ૧૯૧૧ થી ૧૯૨૧ સુધીના દશ વર્ષમાં કેળવાયેલા માણસોની સંખ્યામાં કેટલોક વધારો થયો હતો. દર હજાર માણસે નીચે પ્રમાણે જ્ઞાનની પ્રગતિ થઇ છે:

| | પુરૂષ | | સ્ત્રી | |
|---|---|---|---|---|
| | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૧૧ | ૧૯૨૧ |
| આખું હિંદુસ્તાન | ૧૨૦ | ૧૬૧ | ૧૩ | ૨૩ |
| બ્રિટીશ પ્રાંતવાર રાસ | ૧૪૭ | ૧૬૭ | ૧૪ | ૨૨ |
| બ્રહ્મદેશ | ૪૯૧ | ૫૭૬ | ૭૭ | ૨૧૩ |
| બંગાળા પ્રાંત | ૧૮૭ | ૨૧૦ | ૧૫ | ૨૩ |
| મદ્રાસ ઇલાકો | ૧૮૩ | ૧૯૯ | ૧૭ | ૨૬ |
| મુંબઇ ઇલાકો | ૧૫૮ | ૧૮૬ | ૧૭ | ૩૦ |
| આસામ પ્રાંત | ૧૧૭ | ૧૪૪ | ૮ | ૧૫ |
| બીહાર અને ઓરીસા | ૧૦૪ | ૧૧૪ | ૫ | ૭ |
| મધ્ય પ્રાંત અને બીરાર | ૮૭ | ૧૦૨ | ૪ | ૧૦ |
| પંજાબ પ્રાંત | ૮૪ | ૯૦ | ૬ | ૮ |
| સંયુક્ત પ્રાંત | ૮૭ | ૮૫ | ૬ | ૮ |
| દેશી રાજ્યોની રાસ | ૧૦૭ | ૧૨૭ | ૧૨ | ૨૯ |
| ત્રાવણકોર | ૩૨૯ | ૪૨૧ | ૬૪ | ૧૭૮ |
| કોચીન | ૩૨૯ | ૩૬૫ | ૭૯ | ૧૨૭ |
| વડોદરા | ૨૨૯ | ૨૭૭ | ૨૫ | ૫૨ |
| મહીસુર | ૧૪૨ | ૧૬૩ | ૧૫ | ૨૪ |
| રાજસ્થાન એજન્સી | ૭૯ | ૮૧ | ૩ | ૫ |
| મધ્યહિંદુસ્તાનએજન્સી | ૬૪ | ૭૬ | ૩ | ૭ |
| હૈદરાબાદ | ૬૬ | ૬૫ | ૫ | ૯ |

## એશિયા

પીગુ ( બ્રહ્મદેશ ) માં સ્ત્રીઓની એક પરિષદ મળી હતી તેમાં દ્વિમુખી રાજ્યતંત્રમાં શ્રદ્ધા રાખનાર પુરૂષ સાથે કોઈ પણ સ્ત્રીએ પરણવું નહિ એવો ઠરાવ થયો હતો. દેશના હિત ખાતર જાત આપભોગ આપી પુરૂષોને આ પ્રમાણે તેમણે શિક્ષા કરી છે.

× × ×

બ્રહ્મદેશના બેસ્તન શહેરમાં એક વીશ વર્ષની યુવતીએ ૭ માસમાં ચાર બાળકોને જન્મ આપ્યો છે ! બધાંયે બાળકો જીવે છે.

× × ×

" કોઈની મુલાકાત કરવા જતાં કાર્ડ આપવાનો રિવાજ હજાર વર્ષ પહેલાં ચીનમાં નીકળ્યો હતો. ત્યાં વિવાહનો નિર્ણય બહુધા કાર્ડથીજ થાય છે. જ્યારે કોઇ પુરૂષનો વિવાહ કરવાનો વિચાર થાય ત્યારે તેનો પિતા દુતીને બોલાવે છે. દુતી પાસે વિવાહ યોગ્ય કન્યાઓનું લીસ્ટ તૈયાર હોય છે. તેમાંથી તે યોગ્ય નામ ચુંટી આપે છે. પછી તે યુવક દુતીને પોતાના નામંનો કાર્ડ આપે છે. તેમાં તેના વંશનું નામ અને જન્મ દિવસ લખેલો હોય છે. દુતી કાર્ડ કન્યાની પાસે લઇ જાય છે. જો કન્યા સંમત હોય તો બદલામાં તેજ દુતી દ્વારા યુવકને પોતાના નામનો કાર્ડ મોકલી આપે છે. આ પ્રમાણે બંને સંમત થયા પછી મોટા કાર્ડ પર એ સંમતિનો ઉલ્લેખ કરી તેમને લાલ દોરાથી બાંધવામાં આવે છે. તે પછી વિવાહનો વિધિ થાય છે." ( ચાંદ )

× × ×

ટોકીઓ ( જાપાનની રાજધાની ) માં ઘણી યુવાન સ્ત્રીઓ મોટરબસના કંડક્ટર તરીકે કામ કરવાની તાલીમ લઇ રહી છે. આ લોકપ્રિય નોકરી માટે જગ્યાઓ કરતાં ઉમેદવારોની સંખ્યા વધારે હોય છે. ( સ્ત્રી ધર્મ )

## આફ્રિકા.

મોમ્બાસા ( આફ્રિકા ) ના સ્ત્રી સેવા સમાજની મુલાકાત શ્રીમતી સરોજીની નાયડુએ ફેબ્રુઆરી માસમાં લીધી હતી, જે વેળા એ સંસ્થા માટે તેમણે નીચે પ્રમાણે અભિપ્રાય દર્શાવ્યો હતો:

"સુંદર સંયોગોમાં અને સારી સંભાળ નીચે હિન્દી સમાજ સેવા મંડળનો વિભાગ સ્ત્રી સેવા સમાજ મોમ્બાસામાં સ્થપાએલ છે તેથી હું બહુજ આનંદ પામું છું. જો સ્ત્રીઓ પોતેજ સારી રીતે વ્યવસ્થા રાખે અને નીભાવે તો હું આ સંસ્થાને માટે ઘણું સારૂં ભવિષ્ય જોઉં છું. આ દેશમાં તેમજ હિન્દમાં સામાજીક સ્થિતિ વિષમ છે અને જે સ્ત્રીઓનાજ હાથે સુધારવાની ઘણી જરૂર છે તેમાં મદદ રૂપ થઇ શકાય. દરેક કોમો વચ્ચે સામાજીક બંધનોને એક બીજાની મીત્રાચારી અને સહકારમાં મજબુત કરી શકાય. અકસ્માત વખતે લેવા જોઇતા ઉપાયોનું જ્ઞાન મળે તેવા વર્ગો ખોલી શકાય. દવા અને ડૉક્ટરની મદદ મળે તેવો પ્રબંધ કરી શકાય કેળવણી તથા બાળ ઉછેર અને રક્ષણનું જ્ઞાન મળે તેવા પ્રયત્નો કરાય, અને પોતાની કોમો તથા પાડોસી કોમોને શારીરીક, માનસીક અને સામાજીક સુખોનો વધારો થાય તેવાં દરેક કામો આવી સહેલાથી કરી શકાય. હું આ નાની સંસ્થાની પ્રગતિને ઘણીજ કાળજી પૂર્વક તપાસતી રહીશ.

સરોજીની નાયડુ.

## યુરપ.

ઇંગ્લાંડની પાર્લામેંટની સ્ટેન્ડીંગ કમિટિએ ગરમાગરમ ચર્ચાને પરિણામે ૩૮ વિરૂદ્ધ ૧૧ મતે સ્ત્રીઓને ૨૧ વર્ષની ઉમ્મરે મતાધિકાર આપવાનો ઠરાવ કર્યો છે. કામદાર પક્ષના સભાસદ મી. આદમસને મતાધિકાર વિષે રજુ કરેલા બીલ પર વિચાર કરવા એ કમિટિ નીમાઇ છે. પ્રધાન મંડળ તરફેણમાં છે.

× × ×

ઇંગ્લાંડના ખજાનચીએ પાર્લામેંટમાં તા. ૧૮ મી માર્ચે રાષ્ટ્રીય દેવું જલ્દી પતાવવાનો વિચાર કરવા માટે નીમેલી કમિટિ માટે પસંદ કરાયલી વ્યક્તિઓના નામો જણાવ્યા .હતાં. એ કમિટિમાં મિસિસ વુટન નામે એક મહિલા પણ છે. મિસિસ વુટનની ઉમ્મર માત્ર ૨૭ વર્ષની છે, જ્યારે મતાધિકારના ઉપભોગ માટે ઇંગ્લાંડના કાયદાએ સ્ત્રીની ઉમ્મરની હદ ૩૦ વર્ષની કરાવી છે. એટલે મતાધિકાર માટે લાયક થયા પહેલાં મિસિસ વુટનને સ્વદેશની નાણાંસ્થિતિની ગુંથ ઉકેલવાની તક મળી છે.

× × ×

ઇંગ્લાંડના એક મોટર ડ્રાઇવરની સ્ત્રીએ એકી વખતે ચાર બાળકોને જન્મ આપ્યો છે ! દરેકનું વજન ચાર અને પાંચ રતલની વચ્ચે છે.

× × ×

વાઇસરોયની કારોબારી સભાના સભ્ય શ્રીયુત એ. સી. ચેતરજી જે હમણાં રજા લઇ ઇંગ્લાંડ ગયાં છે, તેમણે ત્યાં ડા. મીસ ક્રાકરટન નામે એક અંગ્રેજ મહિલા સાથે લગ્ન કર્યાં છે. તેઓ જીનીવા આંતર-રાષ્ટ્રીય કામદાર પરિષદમાં ભાગ લેવા ગયાં છે. એ પરિષદમાં કુલ ત્રણ સ્ત્રી પ્રતિનિધિઓ છે.

× × ×

સ્પેનના ૧૦૪ વર્ષની વયના ડોરોમા ડોના એરેલીના રોટી એ ઉમ્મરે પણ અત્યંત ખુબસુરત ગણાય છે. ૪ વર્ષ પર તેની આંખપર મોતીઆ કાઢવા ઓપરેશન કરવું પડ્યું હતું અને ૨ વર્ષ પર તેને ન્યુમોનીઆ થયો હતો. પણ હવે સારૂં આરોગ્ય ભોગવે છે કાંટલાપર બનતી ઝીણી લેસ તે હજી પણ બનાવે છે. ૮૦ વર્ષનો તેનો એક દીકરો હયાત છે.

× × ×

જર્મનીનો કરોડપતિ હેર સ્ટાઇન્સ ૩૨ કંપનીઓનો ચેરમેન અને બીજી ૪૨ કંપનીઓનો ડાયરેક્ટર હતો. તે પોતાનું બધું ધન પોતાની પત્નીને વારસામાં આપી ગયો છે, જેનો અંદાજ ૧૫ થી ૧૫૦ કરોડ રૂપીઆ જેટલો થાય છે. ગમે તેમ હો. અત્યારે એ સ્ત્રી દુનિયાની સ્ત્રીઓમાં સર્વથી વધારે ધનવાન છે." (ચાંદ)

× × ×

અનેક પત્નીઓનો ઝનાનો રાખવાની પ્રથા વિરૂદ્ધ તુર્કસ્તાનના વર્તમાનપત્રોમાં ગરમાગરમ ચર્ચા ચાલી રહી છે. એંગોરાની પાર્લામેન્ટની એક કમિટિના હાથમાં એ બાબત તપાસ માટે સોંપાઇ છે. ઘણા તુર્ક પુરૂષો બહુ પત્ની કરવાની વિરૂદ્ધ છે. લંડનના "ડેલી ક્રોનીકલ" પત્રમાં એક લેખક લખે છે: "બહુ થોડા તુર્ક ગૃહોમાં હવે જુની ઝનાના પદ્ધતિ હશે. ઇસ્લામી ધર્મશાસ્ત્ર બહુ પત્ની કરવાની પરવાનગી આપે છે. પરંતુ કેટલાક કારણોને લીધે તે પદ્ધતિ નષ્ટ થતી જાય છે. કારણો: (૧) યુરોપીઅનોની સંગમાં ઉસવાની ઘણાને ઇચ્છા છે; (૨) આર્થિક સ્થિતિમાં ઘણો ફેરફાર થયો છે. મોટો ઝનાનો ખર્ચાળ થઇ પડે, ઘણા તુર્કો એકથી વધારે પત્ની પોષી શકવાની સ્થિતિમાં નથી. (૩) શ્રીમતી હાલીદે હાનુમની લડતે પણ બહુ પત્નીના રિવાજને નાબુદ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે. એ સવાલને અંગે તલ્લાક-છુટા છેડાનો પ્રશ્ન પણ જોરશોર ચર્ચાય છે. અત્યારે કાયદાની રૂપે કોઇ પણ પુરૂષ "હું તને તલ્લાક આપું છું." એમ સાક્ષીઓની હાજરીમાં ત્રણ વખત કહી, પોતાની પત્નીથી છુટો થઇ શકે છે. આ પદ્ધતિનો જલદી નાશ થશે એમ લાગે છે. શ્રીમતિ હાલીદે હાનુમ એ સંબંધી કહે છે: "તુર્કસ્તાનની સ્ત્રીઓ હજી રાજકીય સ્વતંત્રતા માટે તૈયાર નથી, કારણ કે તેમને જોઇતી કેળવણી હજી મળી નથી હજી થોડાંક વર્ષ તો સુધારાનું કામ કેળવણી દ્વારાજ થશે. જ્યારે તુર્ક સ્ત્રીઓ પોતાની ફ્રેંચ, અંગ્રેજ કે અમેરિકન બહેનો જેટલી કેળવણી પામશે ત્યારે સુધારો આપોઆપ આવશે. ઝનાનાની પ્રથા એ કેળવણીના માર્ગમાં અંતરાયરૂપ છે."

× × ×

વિક્ટોરીઆ રજાકોવિન્સ નામનો ૨૦ વર્ષની

વયનો ખેડુત એક વર્ષ પ્હેલાં પરણ્યો હતો. તેણે બેલફેડ હોસ્પીટલમાં જોડકાં બાળકોને જન્મ આપ્યો હતો. તેની પત્ની પણ સગર્ભા હતી. બંને સાથેજ હોસ્પીટલમાં ગયા હતા. પુરૂષને પેઢુના બહારના ભાગમાં ગુમડાં જેવો સરાવો હતો, જે ચીરતાં બે છોકરાં નીકળ્યાં હતાં. એક છોકરો નવ ઇંચ લાંબો અને વજનમાં અઢી રતલ હતો. તેના કાન, વાળ અને માંસલ અવયવો બરોબર ખીલેલાં હતાં. બીજો છોકરો માંસના લોચા જેવોજ હાય વગરનો હતો. તેનું માથું શરીર સાથે જોડાયલું હતું. ડૉકટર કહે છે કે એ પુરૂષના શરીરમાં ગર્ભની ઉત્પત્તિનો અંશ જન્મથીજ હતો, જો કે તેની ખીલવણી ધીમી હતી. ઓપરેશન પછી એ પુરૂષ મરણ પામ્યો હતો.

## અમેરિકા.

"શીકાગો (અમેરિકા) માં મિસિસ વોકર નામે એક નીગ્રો સ્ત્રીએ પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે ૪૨ હજાર ડૉલર (દોઢ લાખ રૂપીઆ) ખર્ચ્યાનું કહેવાય છે. કન્યાનો વાગો વસાવતા હજારો ડૉલર ઉડી ગયા. મુસાફરીના એક ... કીંમત હજાર રૂપીઆ જેટલી હતી. ... શણગાર પાછળ ૧૭ હજાર ડૉલરનું પાણી થયું. ગોરા અમેરિકનો આ જાતિને હલકી માની તિરસ્કારે છે, તેમને આંખ લગાડવાજ તેણે આટલો લખલૂટ ખર્ચ કર્યો છે. મિસિસ વોકર માથાના વાળ ઉગાડવાના તેલનો ધંધો મોટા પાયાપર ચલાવે છે. શહેરે શહેર તેની શાખાઓ છે અને તેના કેન્વાસરો આખા દેશમાં રખડે છે. લગ્નની ૯૦૦૦ કંકોત્રીઓમાંથી ૮૦૦૦ જેટલી તો તેના આડતીઆઓમાં ખપી ગઇ હતી. તેનું રહેવાનું મકાન અઢી લાખ ડૉલરની કીંમતનું છે. આવા લખલૂટ ખર્ચનો બચાવ કરતાં તે કહે છે કે એ બધો પૈસો પોતાની નીગ્રો જાતિને મળે તેની તે ખાસ સંભાળ રાખે છે. તેનું આખું મકાન નીગ્રો મજુરો અને કારીગરોથી બંધાયું છે. કન્યાનો પોશાક અને લગ્નની બીજી વસ્તુઓ નીગ્રો લોકોનીજ બનાવેલી હતી." હિંદમાં આવી સ્ત્રીઓની જરૂર છે. (વિલાસ)

× × ×

આયર્લાંડના દેશભકત આગેવાન અને રીપબ્લીકના પ્રમુખ ડી વેલેરાની માતુશ્રી વોશીંગટન (અમેરિકા) પ્હોંચી ગઇ છે અને પોતાના પુત્રને અંગ્રેજ સત્તાધારીઓના કબજામાંથી છોડાવવાની અમેરિકન સરકારને તેણે અરજ કરી છે. ડી વેલેરાને સતાધારીઓએ કાઉન્ટી કેદમાં રાખ્યો છે અને આયર્લાંડમાં સંપૂર્ણ શાન્તિ ન સ્થપાય ત્યાં સુધી તેને છોડવાની ના પાડે છે.

× × ×

અમેરિકાના સટ્ટા બજારમાં સ્ત્રીઓએ પણ ઝંપલાવ્યું છે. ન્યુ યોર્કના ઘણું બજારમાં ચાલતા સટ્ટામાં તેઓ છુટથી ભાગ લઇ રહી છે. ધન્ય એ અમેરિકાનો સુધારો!

× × ×

"ટોરેન્ટો અથવા ઉત્તર અમેરિકાની રેડ ઇન્ડીઅન જાતિઓમાં સ્ત્રીઓનું સ્થાન બહુ ઉંચું છે. પત્નીની આજ્ઞા વિના પતિ ઘરમાંની એક પણ ચીજ બીજા કોઇને ન આપી શકે પત્નીની આજ્ઞા ન મળી તેથી ત્યાંના એક વતનીએ એક યુરોપીઅન મુસાફર સાથે ભોમીઆ તરીકે જવાની ના પાડી હતી. જુટકા જાતિમાં પણ અગત્યની બાબતોમાં સ્ત્રીની સંમતિ હમેશાં પૂછાય છે. નિકારાગુઆમાં સ્ત્રીઓના બજારમાં પુરૂષો જઇ ન શકે. માર્કિસિસમાં પણ એજ ચાલ છે. ખંધ જાતિમાં સ્ત્રીઓની સંમતિ વિના એક પણ કામ નથી થતું. પીલો દ્વિપમાં પણ એજ સ્થિતિ છે. ચચુઆનાનો સરદાર પોતાની માતાની આજ્ઞા વગર કોઇ પણ બાબતનો નિર્ણય નથી કરતો. રાજમાતા કાઉન્સીલમાં હમેશાં તેની સાથે બેસે છે. દરેક બાબતમાં તેની સંમતિ લેવાય છે."

( અપૂર્ણ )






**વાચકો ને અભિનંદન !**

" ગુણસુંદરી"ના ગતાંક–મહિલા અંકમાં અમે એવી ઇચ્છા પ્રકટ કરી હતી કે તંત્રી તરીકેની જવાબદારી કોઇ સુશિક્ષિત અને સાધન-સંપન્ન બ્હેન પોતાના શિરે લઇ લ્યે. અમારી ઇચ્છા જે ઉદ્દેશને આભારી છે તે ઉદ્દેશ પણ અમે સ્પષ્ટ રીતે દર્શાવ્યો હતો. ગમે તેટલી સહાનુભૂતિ અને લાગણી હોવા છતાં પુરૂષ-તંત્રીઓ સ્ત્રીપ્રશ્નોની ચર્ચા પુરૂષદૃષ્ટિએ જ કરી શકે, અને તેથી એવી ચર્ચામાં સ્ત્રી દૃષ્ટિએ ઘણી ખામીઓ રહેવાનો સંભવ છે. એ ખામી દૂર કરવા માટે અમે ઇચ્છીએ છીએ કે સ્ત્રીઓને લગતા પ્રશ્નોની ચર્ચા " ગુણસુંદરી"માં દર મહિને કોઇ સુશિક્ષિત બ્હેનજ સ્ત્રીદૃષ્ટિએ કરે. એ ઇચ્છાથી પ્રેરાઇ તંત્રી તરીકેનો એ કર્તવ્ય-ભાર સ્વીકારી લેવાની વિનતિ અમે ગુજરાતની એક સાધનસંપન્ન અને વિદુષી બ્હેનને કરી છે. આવીરે એ બ્હેનનું નામ આપવાની જરૂર નથી. પરંતુ એટલા આનંદજનક સમાચાર તો તો વાચકોને અમે જરૂર આપી શકીએ છીએ કે, એ બ્હેને એ ભાર થોડા સમય પછી ઉપાડી લેવાની કબુલાત આપી છે. તેમની એ કબુલાત માટે અમે અને વાચકો તેમના ઋણી છીએ. એ બ્હેન સુશિક્ષિત હોવા ઉપરાંત સુંદર લેખિકા છે અને વર્તમાનપત્ર ચલાવવાનો અનુભવ પણ ધરાવે છે. આમ એક વિદુષી બ્હેન " ગુણસુંદરી"ના તંત્રી મંડળમાં જોડાય છે–થોડા સમયમાં જોડાશે તે માટે અમે વાચકોને અભિનંદન આપીએ છીએ.

ચાલુ અંકમાં અમારી ઉપર જણાવેલી ઇચ્છા –સ્ત્રી પ્રશ્નોની ચર્ચા સ્ત્રી દૃષ્ટિએ થાય એ ઉદ્દેશ –પાર પાડવા અમારી કલમને વેગળી મુકી " તંત્રીઓની નોંધ " તરીકે બે વિદુષી બ્હેનોના લેખોમાંથી કેટલાક જાણવા જોગ ફકરાઓ ઉતારી લઇએ છીએ. અમને વિશ્વાસ છે કે વાચકવર્ગમાં એ ફકરાઓ મનનીય અને આદરણીય ગણાશે.

**અમેરિકાની ત્રણ સ્ત્રી સંસ્થાઓ**

વૈશાખ માસના " યુગધર્મ " માં સૌ. હંસા બ્હેન મહેતા, બી. એ. "ન્યુ યોર્કમાં પહેલો દિવસ" એ વિષય પર લેખ લખતાં પોતાને થયલા અનુભવોનું રસિક વર્ણન કરે છે. આ વર્ણનમાં એ બ્હેન અમેરિકાની કેટલીક સ્ત્રી સંસ્થાઓ વિષે જાણવા જોગ વિગતો આપે છે. એ વિગતો " ગુણસુંદરી"ના વાચકો માટે ઉપયોગી છે, એટલું જ નહિ પણ અનુકરણીય છે. એવી સંસ્થાઓ હિંદના નાના મોટા શહેરમાં સ્થાપી સ્ત્રીજીવનને વિકસાવવાની મોટી જરૂર છે.

**૧. મુસાફરોને સહાય કરનાર મંડળ.**

" મુસાફરોને સહાય કરનાર મંડળ ". ( Traveller's Aid Society ) નામે ઉપયોગી સંસ્થાની એક બાઇ સાથે સ્ટીમરમાંથી ઉતરતાંજ સૌ. હંસા બ્હેનને ભેટો થયેલો. એ સંસ્થા વિષે એ બાઇ પાસેથી એમને આ પ્રમાણે માહિતિ મળી. " મિસિસ ડૉજ કરીને એક અમેરિકન બાઇએ લાખો રૂપિયા ખર્ચી આ સંસ્થા ઉભી કરેલી. એમાં પુરૂષ મુસાફરોને પણ સહાય કરવામાં આવે છે પણ ખાસ કરીને આ સંસ્થા સ્ત્રીઓને વધારે ઉપયોગી છે. દરેક બંદર પર અને દરેક નાનાં મોટાં સ્ટેશન પર આ મંડળ તરફથી એક બાઇ—પુરૂષોને માટે મરદ—હાજર રહે છે. માબાપ સાથે લડી પરગામથી ઘણી છોકરીઓ ન્હાસીને ન્યુ યૉર્ક આવે છે. ન્યુ યૉર્ક જેવડા મોટા શહેરમાં એકાએક ગુજરાન ચલાવવાના ના ફાંફાંજ એટલે ઘણી વાર આવી છોકરીઓ બદમાસોનો ભોગ થઇ પડે છે. આવી ન્હાસી

આવેલી છોકરીઓને આ મંડળ પોતાના રક્ષણ તળે લે છે. ઘણીવાર એને માબાપ પાસે પાછી મોકલી આપે છે. નહિતર કોઇ સંસ્થામાં મોકલે છે કે જ્યાં એને મદદ મળે. એ રીતે એને આડે રસ્તે જતાં બચાવે છે. ઘણીવાર ખોટી જાહેર ખબરથી છેતરાઇ ગામડીયણ છોકરીઓ નસીબ અજમાવવા ન્યુ યૉર્ક આવે છે ને બદમાશોથી ફસાય છે. આવી છોકરીઓને પણ આ મંડળ બચાવી લે છે અને પોલીસની સહાયતાથી બદમાશોને શિક્ષા થાય છે. મેં પૂછ્યું કે "તમને ખબર શી રીતે પડે છે કે અમુક છોકરીને મદદની જરૂર છે?" એણે જવાબ દીધો કે "દરેક ઉતારૂઓ ખાસ કરી નાની ઉમરની છોકરીઓ આવે તેના ચ્હેરા તપાસીએ. જો કોઇ છોકરી અજાણી હોય તો એના ચ્હેરા પરનો ગભરાટ સહજમાં જણાઇ આવે. એને કોણ તેડવા આવ્યું છે તે પણ અમે તપાસીએ કોઇ વહેમ જેવો માણસ હોય તો તરત પોલીસને ખબર કરીએ. તે એની પૂંઠ પકડે. ન્યુ યૉર્ક જેવા શહેરમાં તો આવી સંસ્થાની અતિશય જરૂર છે. કારણ કે એ મનુષ્યના મહાસાગરમાં કોઇ અજાણ્યું માણસ ખોવાઇને બદમાશોના હાથમાં પડે તો એનો પત્તો પણ ના લાગે.

૨. યંગ વિમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન.

"થોડી વારે અમે "યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશન"ના લેક્ષીંગટન એવેન્યુ પર આવેલા વિશાળ મકાન આગળ આવી પહોંચ્યા. મુસાફરને સહાય કરનાર મંડળમાં કામ કરનાર કોઇ પણ માણસથી પોતાનું નામે કામ આપી ન શકાય, તેમજ ઇનામ તરીકે એક પૈ પણ ન લઇ શકે. એ બાઇ મને બીજી બાઇને સોંપી ત્યાંથી ચાલી ગઇ. યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએશનનું કામ જોઇ અજાયબી ઉપજ્યા વિના ન રહે. એ આખી સંસ્થા સ્ત્રીઓ જ ચલાવે છે. આફ્રિકા શિવાય બધા ખંડોમાં એની શાખાઓ છે. એકલા યુનાઇટેડ સ્ટેટ્સમાં બધી મળી પાંત્રીસ હજાર શાખાઓ છે. એની મુખ્ય ઑફીસ ન્યુ યૉર્કમાં છે. એક લંડનમાં પણ છે. તેમાં ઘણાં જુદાં જુદાં ખાતાંઓ છે. પરદેશ ખાતું: એ પરદેશની શાખાઓ સાથે પત્રવ્યવહાર ચલાવે છે. પરદેશથી કોઇ છોકરીને આવવું હોય તો તેને તેડવા જાય અને રહેવાની સગવડ પણ કરી આપે. અથવા તો યુનાઇટેડ સ્ટેટ્સ જવું સલાહકારક છે કે કેમ, ત્યાં કંઇ કામ મળી શકે કે કેમ, અથવા તો ઇમીગ્રેશન કાયદા પ્રમાણે સંખ્યા પુરાઇ ગઇ હોય તો ન આવી શકાય વગેરે બાબતની માહિતી આપે. પરદેશમાં કોઇ સંસ્થાને મદદ જોઇતી હોય તો તે આ ખાતા સાથે પત્રવ્યવહાર ચલાવે. સંસ્થા મદદને માટે લાયક છે કે નહિ તે આ ખાતું નિશ્ચય કરે. બીજું દેશ ખાતું: એમાં દેશની શાખાઓ વિષે માહિતી રહે. સ્થાનિક ખાતામાં ઘણાં ખાતાંઓ આવી જાય. એક તો કેળવણી ખાતું. તેમાં અંગ્રેજી શિખવવાના વર્ગો આવે. અમેરિકન શહેરીને અંગ્રેજી જાણવાની આવશ્યકતા. તેથી ઘણા પરદેશીઓ જેમને ત્યાંના શહેરી બનવું હોય તે આ વર્ગોનો લાભ લે. બીજા ઉદ્યોગહુન્નરના વર્ગો. એમાં ખાસ કરીને મીલીનરી—ટોપી બનાવવાના અને શિક્ષણના વર્ગો આવે. સંગીત પણ ત્યાં શીખવવામાં આવે છે. પરંતુ સહુથી અગત્યનો વર્ગ અંગકસરતનો. અમેરિકામાં શારીરિક કેળવણી પર બહુ જ લક્ષ અપાય છે. દરેક શાળા કે પાઠશાળામાં કસરતશાળા ( જીમનેશિયમ ) તો હોય જ. તેમાં પણ મુખ્ય તો તરવાનો હોજ. અમેરિકામાં નાના મોટા બધાંને તરતાં આવડતું હશે. આ સંસ્થામાં પણ કસરતશાળા તેમ જ તરવાનો હોજ છે, જેનો લાભ બહારની ઘણી છોકરીઓ લે છે. છોકરીઓ સાંજના કામથી પરવારી ત્યાં આવી રમતગમતમાં કે ત્યાંના પુસ્તકાલયનો ઉપયોગ કરી વખત આનંદમાં પસાર કરે. આપણા દેશમાં વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓ છે જેને ખરેખરું બધી વનિતાઓને માટે વિશ્રામસ્થળ બનાવી શકાય. હમણાં તો એનો ઉપયોગ બહુ સારો તો નથી જ થતો. કેટલીક અનાથ વિધવાઓને માટે એ વિશ્રામરૂપ હશે. ત્યાં એમને વાંચતા લખતાં શિખવે છે. પરંતુ મનુષ્યને કોઇની દયા પર રહેતાં શિખવવું એ સ્વમાન ખોવડાવવા બરોબર છે. આવી સ્ત્રીઓ પાસે પૈસે દીવાળી કરે. વાંચતાં લખતાં શિખે તેથી એનો ઉપયોગ સમાજ ને

એની પાછળ પૈસા ખર્ચે તેને શું થાય? આપણે ત્યાં સારી સેવિકાઓ (નર્સીસને) ને માટે આટલી તાણ છે છતાં આવી સંસ્થાની સ્ત્રીઓ કેમ કંઇ કામ લાગતી નથી? ત્યાંની સ્ત્રીઓ પોતાનું ગુજરાન પોતાની મેળે ચલાવે એ વિચાર જ એમનામાં ક્યાં મુકાય છે? યંગ વીમેન્સ ક્રીશ્ચીયન એસોસીએસન જેવી સંસ્થાનો એમણે ખરો લેવાનો છે. એ સંસ્થા આખા શહેરની સ્ત્રીઓને ઉપયોગી થાય છે. તે ઉપરાંત ધંધા-હુન્નરવિનાને ધંધો શીખવી પોતાની મેળે કમાતાં શિખવે છે. ખોરાક સોંઘો અને સ્વચ્છ પુરો પાડવાને આ સંસ્થા પોતાની જ ભોજનશાળા રાખે છે. અમેરિકન ભાષામાં એને 'કેફેટેરીઆ' કહે છે. રેસ્ટોરાં અને કેફેટેરીઆમાં ફેર એટલો કે રેસ્ટોરાંમાં નોકરો તમારી ઇચ્છા પ્રમાણે ખોરાક લાવી આપી તમારી તહેનાતમાં હાજર રહે છે. કેફેટેરીઆમા નોકરો હોતા નથી. તમારી મેળે જ ખાવાનું લાવવું પડે. આમાં પૈસા બચે અને વખત પણ બચે.

આ સંસ્થા તરફથી સમર કેમ્પસ પણ ઉભા કરવામાં આવે છે, એટલે ઉન્હાળામાં એક સારી જગ્યા પસંદ કરવામાં આવે. ત્યાં રમત ગમત, તરવા, હોડી ચલાવવાના સાધનો પુષ્કળ હોય. એક નજીવી રકમ આપ્યાથી કોઇ પણ છોકરી ત્યાં દાખલ થાય અને ત્રણ મહિના ખુલ્લી હવામાં આનંદમાં ગાળે. તંબુમાં રહેવાનું. સાફસુફ વગેરે પોતાની મેળે જ કરવાનું. રાંધવાનું પણ વારાફરતી. હજારો છોકરીઓ એકત્ર રહી આવી રીતે આનંદમાં દિવસ કહાડે. અહીં જેને ગર્લ ગાઇડ કહે છે તેને ત્યાં કેમ્પ ફાયર ગર્લ્સ કહે છે. તેનું શિક્ષણ પણ આ સંસ્થા આપે છે. આ સંસ્થામાં ખાતાંઓ વગેરે ચલાવવાને માટે ખાસ શિક્ષણની જરૂર છે. એટલે આ સંસ્થાને અંગે એક ટ્રેનિંગ કોલેજ છે જેમાં આને માટે કાર્યવાહકો તૈયાર કરવામાં આવે છે. મિસિસ ડૉજ નામની અમેરિકન બાઇ જેણે મુસાફરોને સહાય કરનાર મંડળ સ્થાપ્યું તેણેજ આ સંસ્થાને માટે ઘણો પૈસો આપ્યો છે. બીજી બાઇઓએ પણ એમાં બહુ મદદ કરી છે. તે છતાં પૈસાની જરૂર તો હંમેશા રહે જ છે. આથી પૈસો એકઠો કરવા દર વર્ષે કમિટી નીમાયા છે. એ કમિટી દાનવીરોની યાદી બનાવે છે અને કમિટીના ભાગ પાડી, યાદીના પણ ભાગ પાડી પૈસા માગવા જાય છે. પછી ખાનગી રીતે એકમાં તપાસ કરી કોની પાસે ખુબ પૈસો છે તેની યાદી બનાવી જેણે ધર્માદામાં બહુ પૈસો આપ્યો ન હોય તેના પર હલ્લો કરે છે. હું જ્યારે અમેરિકા હતી ત્યારે સાંભળેલું કે જો કે લડાઇ પછી અમેરિકનો પાસે સાધારણ પૈસો વધ્યો હતો તે છતાં આપવાની બાબતમાં એંગ્લોકો કંજુસ બન્યા હતા. એટલે આ સંસ્થાને પણ પૈસાની તંગી વેઠવી પડી હતી!

"પરદેશ ખાતાંની બાઇના હાથમાં હું સોંપાઇ હતી. એણે મને કહ્યું કે તમારે

**૩. વીમેન્સ યુની- વરસીટી કલબ.** માટે ગોઠવણ 'વીમેન્સ યુનીવર્સીટી કલબ'માં કરી છે, માટે હું તમને ત્યાં લઇ જઇશ.

એ મકાન આ મકાનની સ્હામે જ હતું એટલે અમે તરતજ ત્યાં ગયાં. એક દિવસમાં સ્ત્રીઓની આ ત્રીજી સંસ્થા સાથે પીછાન થઇ. ન્યુ યૉર્ક રહી તેમાંનો ઘણો વખત મેં આ કલબમાંજ કહાડયો.

"કોઇ પણ યુનીવર્સીટીની ગ્રેજ્યુએટ સ્ત્રી આ કલબની સભ્ય બની શકે. આ કલબમાં હું જાતજાતની સ્ત્રીઓને મળી. ઘણે ભાગે શિક્ષિકાઓ હતી. કેટલીકે પોતાનીજ શાળાઓ સ્થાપેલી તો કેટલીક સરકારી નિશાળમાં કામ કરતી હતી. આ લોકોની મદદથી મેં ઘણી શાળાઓની મુલાકાત લીધી. એક બાઇ શિલ્પશાસ્ત્રી હતી. અમારી ઓળખાણ વિચિત્ર રીતે થઇ. કલબમાં રિવાજ હતો કે અઠવાડિઆમાં અમુક દિવસ ત્યાંની એક સભ્ય સ્ત્રી 'હોસ્ટેસ' બને અને બધાને ચ્હા આપે. સાધારણ રીતે અમેરિકામાં બપોરની ચ્હા પીવાનો રિવાજ નથી. કારણું કે એટલો પણ વખત મળતો નથી! જેને ઇંગ્લંડનો ચેપ લાગ્યો હોય તે જ ચ્હા પીએ! તો પણ આવી જાતનો પ્રસંગ હોય તો ઘણાં આવે ખરા. હું ત્યાં ચ્હા પીતી હતી અને હિંદુસ્તાનની વાત કરતી હતી એટલામાં એક બાઇ ત્યાં આવી ને મારી પાસે બેઠી. એના વાળ છોકરાના જેવા ટુંકા જ અને પોષાક પણ મરદાની હતો. વાતમાં એકદમ એણે મને પૂછ્યું કે

"કાલિદાસનું શકુન્તલા નાટક તમે વાંચ્યું હશે?" મેં હસીને કહ્યું કે 'હા, જરૂર.' એણે મને કહ્યું કે જ્યારે એ કૉલેજમાં ભણતી હતી ત્યારે બધી છોકરીઓએ શકુન્તલાનું નાટક ભજવ્યું હતું. એ પોતે વિદુષક બની હતી! સાધારણ રીતે અમેરિકામાં હિંદુસ્થાન વિષે બહુજ અજ્ઞાનતા છે એટલે એની વાતમાં મને રસ પડયો અને અમારી ઓળખાણ ખુબ વધી. જેણે એ નાટકમાં ભાગ લીધો હતો, તેમાંની ઘણીખરી સાથે એણે મારી ઓળખાણ કરાવી. તેમાંની એક બાઇ તો નાટકનો જ ધંધો કરે છે. નાઝીમોવા નામ હિંદુસ્થાનમાં પણ સીનેમા જોનારાઓને અજાણ્યું નહિ હોય. નાઝીમોવા હવે નાટકના તખ્તા પર ભાગ ભજવે છે. આ બાઇ એની 'અંડર સ્ટડી' છે. કેટલીક કાયદાશાસ્ત્રીઓને પણ મળી. એ લોકો તો ખાસ કરીને રાજકીય બાબત અને સ્ત્રીઓના હક વિષે ચળવળ ચલાવે છે. એમાંની એક તો ગાંધીજીની પરમ ભક્ત લાગી. એ એક અઠવાડિક-પત્ર પ્રગટ કરે છે. એનું નામ 'એન્ડ ધ વૉર' (લડાઇનો અંત લાવો) રાખ્યું છે."

એજ માસિકમાં મીસ, જ્યોત્સના બ્હેન મહેતા, બી. એ. "કાયદામાં સ્ત્રીને હિંદુ સ્ત્રીઓ થયેલો અન્યાય" એ વિષયપર અને વારસા- એક જાણવા જોગ લેખ લખે હિસ્સાના હક. છે. હિંદુ સ્ત્રીઓને વારસા-હિસ્સાના હક સંબંધી કાયદામાં કેટલો અન્યાય થયો છે તે વર્ણવતાં એ બ્હેન કહે છેઃ"

"કન્યાને તેનો પિતા જ્ઞાતિરીવાજ પ્રમાણે કન્યાદાન આપીને પરણાવે, પછી પિતાની મીલકતમાંથી તેને એક પાઇ પણ મેળવવાનો હક આપણા કાયદા પ્રમાણે નથી. જો છોકરાઓ ન હોય તો પિતાની બધી મીલકત તેમનેજ મળે છે એક છોકરો ન હોય તોજ છોકરીને તે મળી શકે. માત્ર હિંદુ કાયદામાંજ આવું છે મુસલમાન પારસી વગેરે બીજી કોમોમાં પુત્રીને તેના પિતાની મીલકતમાંથી અમુક ભાગ મળે છે. અલબત્ પુત્રોને મોટો હીસ્સો મળે છે. પરંતુ પુત્રીને ન્હાનો ભાગ પણ મળે છે ખરો. હિંદુ કાયદામાં તો એવું છે કે સ્ત્રીને પિતાની મીલકતમાંથી પણ કંઇ ન મળે, અને પતિના મરણ પછી તેની મીલકતમાંથી પણ કંઇ ન મળે. પછી પુત્રોની સત્તા નીચે રહેવું પડે. જો પતિની સ્વતંત્ર મીલકત હોય, અને તેના મરણ પછી પુત્રો પોતાના ભાગ જુદા કરી નાંખતા હોય, તોજ માને એક ભાગ આપવો પડે. પણ જો છોકરાઓની મરજી ભાગ જુદા કરવાની ન હોય તો માથી તેમ કરવાની ફરજ પાડી શકાય નહિ.

"પુરૂષની મીલકતનો સૌથી પહેલો વારસ તેનો પુત્ર ગણાય છે. તે ન હોય તો પૌત્ર વારસ થાય. તે પણ ન હોય તો પ્રપૌત્ર વારસ ગણાય. તે પણ ન હોય તોજ મૂળ પુરૂષની વિધવાને એ મીલકત પર થોડો હક મળે. તોપણ તે મીલકતની સંપૂર્ણ માલીકી તેને મળતી નથી. પોતાની જીંદગી સુધી માત્ર આ ધનની આવક તે વાપરી શકે છે. પછીથી વારસામાં તે કોઇને આપી શકતી નથી. સંયુક્ત કુટુંબની મીલકતના કાયદામાં સ્ત્રીને અતિશય અન્યાય થયેલો છે. લાખો રૂપીઆની મીલકત ધરાવનાર સંયુક્ત કુટુંબમાં પણ પુત્ર વગરની વિધવાને પોતાના ભરણપોષણ માટે સાસરાના પુરૂષો આપે, તે કરતાં એક પાઇ વધારે મેળવવાનો હક નથી. સંયુક્ત કુટુંબમાં એક ભાઇ પુત્ર વગર મરણ પામે, તો મીલકતનો તેનો આખો ભાગ તેના બીજા ભાઇઓ લઇ લે છે. તેની પુત્રીઓને બીલકુલ ભાગ મળતો નથી.

"વિધવા સ્ત્રીને તેના સાસરાના પુરૂષો આજીવિકા જેટલું ધન આપે છે. પરંતુ તેવામાં જો તેમને ખબર પડે અને સાબીત થાય, કે તે સ્ત્રી અનીતિને માર્ગે જાય છે, તો તે ન્હાની રકમ આપવાની પણ બંધ કરી શકે છે ઉંચ વર્ણની હિંદુ વિધવા ગમે તેટલી ન્હાની ઉમરની હોય તો પણ તે પુનર્લગ્ન કરી શકતી નથી. કદાચ પતિનું મ્હોડું પણ પૂરૂં જોયું ન હોય અને તે મરણ પામે, તો બાળક વિધવાને આખી જીંદગી સુધી સંસારના દરેક સુખભોગનો ત્યાગ કરવો પડે છે તેવી સ્થિતિમાં તે પોતાના મનને વશ ન રાખી શકે, અને કોઇ દુષ્ટ પુરૂષની જાળમાં ફસાય તો પછી તેને જીવવાનો પણ હક નહિ પ્રાપ્ત થાય તેટલો વ્યભિચાર કરે, તોપણ તે પાસે જો લાખો રૂપીઆ હોય તો તે બાપ

શકે. વેશ્યાઓને સુંદર કપડાં, દાગીના આપતાં તેને કોઇ અટકાવતું નથી. પણ ગરીબ વિધવા જો અનીતિને માર્ગે જાય તો તેને ભૂખે મરવું પડે! પેટ ભરવા જેટલું ધન પણ તેને મળે નહિ! આ કેવો ન્યાય? પરિણામે તે અનીતિનો આચાર વધારતી જાય તેમાં કંઇ નવાઇ છે?

"જે મીલકત સ્ત્રીની પોતાની ગણાય છે તેને કાયદામાં સ્ત્રીધન કહેવું છે. તેના પર તેનો સંપૂર્ણ હક ગણાય છે. દાખલા તરીકે લગ્ન વખતે પિતા તરફથી કન્યાદાનમાં મળેલા દાગીના, અથવા પતિ તરફથી પલ્લામાં મળેલું ધન તે સ્ત્રીધન કહેવાય છે. તેનો તે ગમે તે ઉપયોગ કરી શકે છે. પણ આવું ધન સાધારણ રીતે બહુ થોડું હોય છે.

"કોઇ કુટુંબમાં પુરૂષ વારસ એકે રહ્યો ન હોય તોજ સ્ત્રીને તેની મીલકત મળે છે પણ તે સ્ત્રી જો એ કુટુંબમાં જન્મેલી ન હોય, પણ લગ્નથી કુટુંબમાં આવી હોય—એટલે તે ઘરની દીકરી નહિ પણ વહુ હોય—તો, તેને મીલકતપર સંપૂર્ણ હક મળતો નથી. માત્ર પોતાની જીંદગી સુધી તેની આવક તે વાપરી શકે છે. તેમાંથી બીજા કોઇને તે આપી શકતી નથી. પરંતુ તે સ્ત્રી જો એ કુટુંબમાં જન્મેલીજ હોય, તો તે મીલકતપર તેને સંપૂર્ણ હક મળે છે એ તેનું સ્ત્રીધન ગણાય છે. મારા અભિપ્રાય પ્રમાણે આ અયોગ્ય છે. આથી ઉંધું થવું જોઇએ. સ્ત્રીને તેના પિતા કરતાં પતિની મીલકત પર વધારે હક હોવો જોઇએ.

"હિંદુસ્તાનમાં બધે ઠેકાણે સરખો કાયદો નથી. દરેક પ્રાંતમાં કાયદામાં થોડો થોડો ફેર પડે છે. ઉપર લખ્યો છે, તે મુંબાઇ ઇલાકાનો કાયદો છે. બીજા પ્રાંતોમાં તે પ્રમાણે નથી ત્યાં તો સ્ત્રીને આથી પણ થોડો હક છે, અને ઘણો અન્યાય થએલો છે. એકંદર રીતે જોતાં બીજા બધા પ્રાંતો કરતાં મુંબાઇ ઇલાકામાં સ્ત્રીને મીલકતનો કંઇક વધારે અધિકાર મળેલો છે.

"આપણો હાલનો કાયદો મુખ્યત્વે કરીને મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્યસ્મૃતિ તથા તે સ્મૃતિઓપર પર વિદ્વાનોએ લખેલી ટીકાઓપરથી રચાયો છે. જે વખતે આ દેશમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના થઇ અને બધા કાયદા નક્કી થયા ત્યારે અંગ્રેજોએ જુનાં હિંદુ ધર્મશાસ્ત્રો તપાસ્યાં, અને તે વખતે દેશમાં ચાલતી રૂઢિઓ ધ્યાનમાં લીધી. આ કરવા માટે તે સમયના વિદ્વાનોની સલાહ લીધી હશે એમ અનુમાન થઇ શકે છે. તે ઉપરથી હિંદુ કાયદાનું સ્વરૂપ નક્કી થયું. તે વખતને માટે તો આ યોગ્યજ થયું એમ કહી શકાય. પરંતુ દરેક દેશમાં જેમ જમાનો બદલાતો જાય છે, તેમ લોકોની સ્થિતિને અનુસાર કાયદા પણ બદલવા પડે છે. મનુ, યાજ્ઞવલ્ક્ય, વિજ્ઞાનેશ્વર વગેરે વિદ્વાનોના યુગમાં જે કાયદા અનુકૂળ પડે! તે સમય અને હાલના સમયમાં લોકોના આચાર, વિચાર, રૂઢિ વગેરેમાં કેટલો મહાન ફેરફાર થયો છે! દેશની સ્થિતિ કેટલી બદલાઇ ગઇ છે? વળી ધારો કે અંગ્રેજી રાજ્યની સ્થાપના વખતે એ પરદેશી રાજ્યકર્તાઓને હાલના કાયદા અનુકુળ લાગ્યા હોય. પરંતુ તેને પણ આજે સાઠ વર્ષથી વધારે સમય થઇ ગયો છે. એટલા વખતમાં પણ લોકોના આચાર વિચારમાં ઘણો જ ફેરફાર થઇ ગયો છે. ઘણા કેળવાયલા માણસોને એમ લાગે છે કે આપણા કાયદામાં સ્ત્રીને અન્યાય થયેલો છે, તથા મીલકતની બાબતમાં સ્ત્રીને વધારે હક મળવો જોઇએ. લોકોના વિચારમાં આટલો ફેરફાર થયો છે, તો તે પ્રમાણે કાયદામાં પણ થવો જોઇએ તે છતાં વસ્તુસ્થિતિ જોતાં કાયદામાં કાંઇ ફેરફાર થયો નથી. તેનું ખરૂં કારણ એટલુંજ છે કે સંસારના દરેક ક્ષેત્રમાં સંપૂર્ણ સત્તા પુરૂષોના હાથમાં છે."

"સ્ત્રીઓનો સત્તાધિકાર" પ્રશ્ન એ મહેને "ગુણસુંદરી"ના મહિલા અંકમાં સ્ત્રીને માટે લંબાણથી ચર્ચેલો છે. કાયદા કેવા—એટલે પ્રસ્તુત લેખમાંથી તે ભાગ હોવા જોઇએ? પરતો ' મુકી " સ્ત્રીને માટે કાયદા કેવા હોવા જોઇએ?"

એ પ્રશ્નનો અમનો જવાબ ઉતારી લઇએ છીએ:

"હવે સ્ત્રીને માટે કાયદા કેવા હોવા જોઇએ, તેનો વિચાર કરીએ. પિતાની મીલકતમાંથી પુત્રોની સાથે તેની અવિવાહિત પુત્રીઓને પણ ન્હાનો ભાગ મળવો જોઇએ. પરંતુ પરણેલી સ્ત્રીને તેના પિતા કરતાં પતિની મીલકત પર વધારે હક હોવો જોઇએ. પુરૂષના મરણ પછી તેની સ્ત્રી તેની મીલકતની પ્રથમ વારસ તથા સંપૂર્ણ

અધિકારી ગણાવી જોઇએ. તે સ્ત્રીના મરણ પછી પુત્રો તેના માલીક થાય એવો કાયદો હોવો જોઇએ. હાલના કાયદા પ્રમાણે વિધવા માને, પોતાના પુત્રોના હાથ નીચે રહેવું પડે છે. તેને બદલે વડીલ માની સત્તા નીચે પુત્રો રહે એ જ વધારે યોગ્ય છે. અથવા બીજો માર્ગ એ છે કે કે પુરૂષના મરણ પછી તેની મીલકતમાં પત્ની અને પુત્રનો સરખો જ હક ગણાય. ત્રણ પુત્રો હોય તો ચાર ભાગ પડે. અને તેમાંથી એક ભાગ પત્નીને મળે. સંયુક્ત કુટુંબમાં દરેક પુરૂષનું લગ્ન થાય એટલે તેનો ભાગ તેને મળી જવો જોઇએ. તેના મરણ પછી તેની સ્ત્રી એ ભાગની વારસ ગણાવી જોઇએ. ખરૂં જોતાં સંયુક્ત મીલકત રાખવી જ ન જોઇએ.

" સ્થાવર મીલકત સ્ત્રીને મળે તો કુટુંબની જમીન અથવા ઘર પારકા કુટુંબમાં જતું રહે એવો સંભવ છે ખરો. તે માટે, પિતાની સ્થાવર મીલકત પર પુત્રનો હક ખરો પણ પુત્રીનો નહિ એવો કાયદો હોય તો તે અયોગ્ય નથી. પરંતુ જંગમ મીલકતમાં પુત્રીનો થોડો હક પણ ગણાવો જોઇએ.

" કાયદામાં આવા ફેરફાર કરવા એ કંઇ નજીવી બાબત નથી. તેમાં હિંદુ કાયદાનો મૂળ સિદ્ધાંત બદલવો પડે તેવું છે. આપણા કાયદાના મૂળ સિદ્ધાંતમાંનો એક એ છે કે પુરૂષ ધનનો સંપૂર્ણ માલીક છે. સ્ત્રીને એવા હક બીલકુલ નથી. પુરૂષ સ્ત્રીને જેટલું ધન આપે તેટલું જ વાપરવાનો તેને અધિકાર છે. સ્ત્રીને, આખી જીંદગી સુધી આર્થિક સ્વતંત્રતા મળી શકે નહિ. પિતા, પતિ અથવા પુત્રની સત્તા નીચે જ તેણે રહેવું જોઇએ. એક પુરૂષની ગેરહાજરીમાં બીજો પુરૂષ પૈસાનો માલીક થાય. બીજાની ગેરહાજરીમાં ત્રીજો થાય. એમ પરંપરા ચાલી જાય. પરંતુ પહેલા પુરૂષની નજીકની સ્ત્રી પૈસાની માલીક ન થઇ શકે. પણ સ્વતંત્રતાના આ યુગમાં આ ઘણો અન્યાય લાગે છે. કેળવાયલા મનુષ્યોને લાગે છે કે સ્ત્રી તે પુરૂષ જેવા જ હૃદય તથા આત્માવાળું પ્રાણી છે જીંદગીની જરૂરીઆતો જેટલી પુરૂષને છે. તેટલી જ સ્ત્રીને છે. માટે ધન વાપરવાની સ્વતંત્રતા પણ તેને મળવી જોઇએ. અલબત્ત કમાનાર વ્યક્તિ પુરૂષ છે. માટે પહેલો હક તેને છે. પરંતુ પુરૂષના મરણ પછી તેની સ્ત્રીને પૈસાની માલીકી મળવી જ જોઇએ.

" ઘણા લોકો એમ કહે છે કે સ્ત્રી જો પૈસાની સંપૂર્ણ માલીક થાય, તો તે કદાચ પોતાનાં સગાંને આપી દે, નકામાં ખરચ કરે, અનીતિને માર્ગે વાપરે, અને એવો બીજો દુરૂપયોગ કરે, એવું થવાનો સંભવ હોય તો પછી શા માટે તેને પૈસા સોંપવા જોઇએ ? આવું કહેનારને હું એમ પૂછું છું કે કોઇ પુરૂષો આવો દુરૂપયોગ નથી કરતા ? અલબત્ત, કરે છે જ. તે છતાં તેમને કેમ મીલકત મળે છે ? તેવીજ રીતે સ્ત્રીને મળવી જોઇએ. કોઇ પણ માણસના હાથમાં પૈસા આવે, પછી તેનો કેવો ઉપયોગ કરવો તે તો તેની મરજીની વાત છે. દુનીઆમાં સારા પુરૂષો સદુપયોગ કરે છે, અને ખરાબ પુરૂષો દુરૂપયોગ કરે છે, તે પ્રમાણે સ્ત્રીઓમાં પણ થશે. પુરૂષોએ સ્ત્રીઓને શિક્ષણ આપ્યું નથી, તેથી તેઓમાં અજ્ઞાન ઘણું છે, તેથી સ્ત્રીઓને હાથે કદાચ પૈસાનો દુરૂપયોગ થવાનો સંભવ વધારે હોય. તો પણ આટલા માટે તેમનો હક અટકાવવો જોઇએ નહિ. પોતાની મીલકત ગમે તે રીતે વાપરવાની છૂટ તેમને હોવી જોઇએ, ".





[ચિત્રકારઃ] હીંચકો. [શ્રીયુત પરમાર, એ. એમ.




( મુંબાઇના ગુજરાતી હિન્દુ સ્ત્રીમંડળનું મુખપત્ર )

વર્ષ ૧ લું. | ઓગષ્ટ ૧૯૨૪. | અંક ૧૨ મો

## ગુણસુંદરીનાં આભૂષણ !

લેખક:- શ્રીયુત પાદરાકર.

( માળણ ગુંથી લાવ ગુલિયલ ગજરા—રાગ. )

ભૂષણ, ગુણસુન્દરીઓનાં ધરશો?
પહેરી જીવન સફળ ક્યારે કરશો? ભૂષણ।

દેશ સુતો આળસ-સોડય તાણી,
કાંતિ કનકકળા તો વીસારી!
આથી પરવશતા ઠોકરાણી! ભૂષણ।

એવે મરડી ઉપર લીધી ગાંધી!
ફુંકી શંખ ટાળી હિંદ ઝાંપી!
મહાત્માઓ પર આશા બાંધી! ભૂષણ।



ત્હમે અસંખ્યાતા વીર કુમારો,
ભીમ—ધર્મ—પૃથુશા હજારો !
વીર માતા છો ! કેમ વિસારો ? ભૂષણ !

કેમ શોભે કનક અલંકારો !
ઝીણાં વાયલ છાયલ હીરા હારો !
દશા હિન્દની હૈયે વિચારો ! ભૂષણ !

કારાગ્રહમાં છે વીર હજારો !
ગાંધી જડીયા જંજીર શાને* ? ધારો !
બ્હેનો ! મૈયાઓ ! દિલમાં અવધારો ! ભૂષણ !

ભૂખ્યો દેશ થયો નગ્ન પ્યારો !
વસ્ત્રાભૂષણ કયા સુખે ધારો ?
હોય હૈયું તો અશ્રુ હા ! સારો ! ભૂષણ !

હયો ! હયો ! દેશ ફકીરી અત્યારે !
સત્યાગ્રહની ભભૂતિ ત્હમારે !
કાય કલેશની કફની મા ! ધારે ! ભૂષણ !

ગુંજો ગુંજન ત્યાગ સિતારે !
" મ્હારો દેશ " એનાજ પોકારે !
કહો ગર્જશો ઘર ઘર ક્યારે ! ભૂષણ !

સાદું અન્ન ને ખાદી સંભારો,
બીજો દેશરક્ષાનો ન આરો !
ત્યાગી મોહ, તરી દેશ ત્હારો. ભૂષણ !

આશા ઉજ્જવળ તમમાં હજારો !
વણો કાંતો ખાદી અંગ ધારો,
સાચા " મહિમય " એ અલંકારો ! ભૂષણ !

* આ રાસ મ. ગાંધીજી મુક્ત થયા તે પ્હેલાં લખાયો હતો.

# અખિલ ભારતીય મહિલા મહાસભા કેમ નહિ?

લેખકઃ શ્રીયુત સીતારામ જેશીંગભાઇ શર્મા.

આજકાલ હિંદુસ્થાનમાં સ્ત્રીવર્ગની ઉન્નતિ કરવાની પુષ્કળ વાતો થાય છે. પરંતુ તેને આચારમાં ઉતારવા માટે થવા જોઇએ તેવા, સાચા પ્રયત્નો થતા નથી, અથવા તો ઘણાજ ઓછા થાય છે. કોઇ પણ હિલચાલ આપણી સંસ્કૃતિથી વિપરિત સંસ્કૃતિવાળા પાશ્ચાત્ય દેશોની નકલ રૂપ ઉભી થવી ન જોઇએ. તેમ થવાથી શિતળ પ્રદેશનો રોપો જેમ ગરમ વાતાવરણમાં ઉછરી ન શકે તેવી દશા પાશ્ચાત્ય નકલથી થતાં કાર્યોની થાય છે; અને તેમ થવાને પાત્રજ છે. પૌર્વાત્ય દૃષ્ટિબિંદુ, પૌર્વાત્ય સંસ્કૃતિ, પૌર્વાત્ય વાતાવરણ અને પૌર્વાત્ય જીવન સઘળું પાશ્ચાત્યોથી ભિન્ન છે. તેમાં પણ બન્ને પ્રદેશોના સામાજિક બંધારણમાં તો પૂર્વ અને પશ્ચિમ જેટલુંજ અંતર છે, એટલે પાશ્ચાત્યોનું અંધ અનુકરણ સામાજિક વિષયોમાં કરવામાં આવે તે કાર્ય પૂર્વ અને પશ્ચિમને સાંધવા જેવું મુશ્કેલ છે, અશક્ય છે.

ભારતીય મહિલા સમાજનો વિચાર કરીએ તો, સ્ત્રીવર્ગની ઉન્નતિ થવી જોઇએ એતો સ્ત્રી તેમજ પુરૂષસમાજને મંજુર છે. રૂઢી રક્ષકો તેમજ સુધારકો પણ તેમાં તો સહમત છે. માત્ર મતભેદ છે તે તેના માર્ગની દિશામાં છે. આપણા દેશનો છેલ્લા થોડાં વર્ષોનો ઇતિહાસ જોઇએ તો એટલું તો સહુને કબુલ કરેજ છુટકો છે કે સ્ત્રીવર્ગની ઉન્નતિ માટે મોટે ભાગે પુરૂષોએજ બારેમાં બારે મંથન કર્યાં છે. ગમે તેવા મતભેદોની સામે થઇને પુરૂષવર્ગેજ કન્યા કેળવણી દાખલ કરેલી છે, સ્ત્રીઓનો દરજ્જો સમાજમાં અનેક રીતે વધે તેવા પ્રયાસો તેમણેજ કર્યાં છે. આમ છતાં કેટલેક સ્થળેથી થોડીક બહેનો, સ્ત્રીઓની અવનતિમાં કેવળ પુરૂષવર્ગજ દોષિત હોય એવું માની રહેલ છે. એટલુંજ નહિ પણ તેમની ઉન્નતિમાં પુરૂષવર્ગ બાધક હોય તેમ ગણાવી, પુરૂષવર્ગના સહકાર કે સહાયતા શિવાયજ સ્ત્રી સમાજની ઉન્નતિ થઇ જશે એમ માનવા તથા મનાવવામાં આવે છે. મારા નમ્રમતે આ ભાવનાને વધારે ફેલાવા દેવી એ ભારતીય મહિલાસમાજની હાલની દશામાં ખુદ સ્ત્રીવર્ગનીજ ઉન્નતિના માર્ગમાં વિઘ્નકર્તા થઇ પડે તેમ છે.

અલબત, આમ કહેવામાં ભાવાર્થ એવો નથી કે, સ્ત્રીવર્ગને હમેશને માટે આગેળ વધવામાં પુરૂષોના ઓશિયાળા રહેવું. કહેવાનો મતલબ એ છે કે સ્ત્રી અને પુરૂષસમાજની ઉન્નતિ ઉભય જાતિના સહકાર અને પરસ્પરના વિશ્વાસથીજ થઇ શકશે.

વાત ખરી છે કે, પાશ્ચાત્ય દેશોમાં આ જાતનો ધ્વનિ ખૂબ સંભળાય છે, પરંતુ જેટલું અહિં સંભળાય છે તે ઉપરથી ત્યાંના આખા સમાજને વિષે આપણે વ્યાખ્યા બાંધી ન શકીએ, અને વળી તેમ કરીએ તો પણ આપણા અને તેમના સમાજની પરિસ્થિતિઓનો વિચાર કર્યા વિના તો આપણાથી તેમ થઇ શકેજ નહિં. વગર વિચારે તેમ કરવા જતાં આપણા સંસારે શાંતિનાં વાતાવરણ જમાવવાને બદલે આપણો સંસારજ સળગી ઉઠે. કદાચ આ વિચારો કોઇને ઉગ્ર લાગે પણ તેમ થવા દેવાનું જોખમ વહોરી લઇને

પણ હું મારા વિચારો પ્રગટ કરવામાં સમાજનું હિત સમાયેલું જોઉં છું. હું સારી રીતે સમજું છું કે આ વિષય ચર્ચાસ્પદ છે; પરંતુ ચર્ચાસ્પદ વિષયની ચર્ચા થતી અટકાવવામાં સમાજનું હિત "નથી. તેની જેમ" અને તેમ વધારે ચર્ચા થાય એમાં જ સમાજને લાભ છે.

મૂળ વિષય ઉપર વળતાં આપણે વિચારીએ કે, પાશ્ચાત્ય દેશોની સામાજિક પરિસ્થિતિ આપણાથી નોખી છે એટલુંજ નહિ પણ તે દેશોની મહિલાઓ ભારતીય સુંદરીસંઘો કરતાં અનેક દિશામાં ઘણીજ આગળ વધેલી છે, અને તે કેવળ પુરુષોની સમાનતા કરવાની વાતોજ કરીને નાહ પણ કામ કરીને, પોતાની યોગ્યતા સિદ્ધ કરી આપીને. તેમ છતાં પણ સંસારની ગાડી કથળી ન જાય તે માટે પણ તે તે દેશોનાં વિચારશીલ સ્ત્રી-પુરુષો, સ્ત્રી અને પુરુષવર્ગનાં કર્તવ્યોની વચ્ચે અમુક હદે તો આણુની મર્યાદા દોરી રાખે છે. પરંતુ એ વાત હમણાં પડતી મૂકીએ. પશ્ચિમનો સ્ત્રીસમાજ બની શકે ત્યાં ત્યાં કેવી સ્વાશ્રયી દૃષ્ટિએ કામ લઇ રહ્યો છે, પોત પોતાના દેશનુંજ નહિ પણ સમગ્ર વિશ્વના કલ્યાણના કાર્યોમાં કેટલો હિસ્સો આપી રહ્યો છે તે પણ આપણે વિચારવું જોઇએ.

સારાયે ભારતવર્ષની વાત છોડીને આપણે ગુજરાતનીજ વાત કરીએઃ સુરત અને અમદાવાદના સફલ પ્રયાસો શિવાય કેવળ સ્ત્રીઓનાજ એકલા પ્રયાસથી ચાલતી લોકોપયોગી સંસ્થાઓ કઇ અને કેટલી છે ? અલબત્ત મુંબાઇના સેવા સદનને કે ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળને વીસરી શકાય તેમ નથી, પરંતુ જરીક કસોટીનું ક્ષેત્ર સંકોચીએ અને ગુજરાતની એકલી હિંદુ બહેનોને કસોટીએ ચઢાવીએ તો આપણને શું દેખાય છે ? ખાસ કરીને મુંબાઇની જરથોસ્તી બહેનો અને પૂના તથા મુંબાઇની મહારાષ્ટ્રીય બહેનોની સાથે ગુજરાતની બહેનોને સરખાવીએ છીએ, ત્યારે આપણને શું એમ નથી લાગતું કે ગુજરાતણો હજી આવાં કાર્યો માટે અત્યારે તો તૈયારજ નથી ? વધારે આગળ શા માટે જવું ? આ 'ગુણસુંદરી' કે "સુંદરી સુબોધ' અથવા તો અપવાદ તરીકે બહેન પુતળીબાઇ કાબ્રાજીને બાદ કરીએ તો 'સ્ત્રીબોધ' શા માટે એકલી સ્ત્રીઓની શક્તિ ઉપર આધાર ન રાખે ? શા માટે એનાં તંત્રીત્વ અને મંત્રીત્વ બહેનોનાજ હાથમાં ન રહે ? પણ આજ સુધી કેટલી ગુજરાતણો તેમ કરવા તૈયાર થઇ ? અને એમતો કોઇ નહિંજ કહી શકે ને, કે ગુજરાતની સુંદરીઓમાં એ શક્તિ નથી ? છે. ધારે તો ગુજરાતની ઘણી બહેનો એકલે હાથે પણ ઘણું કરી શકે. શા માટે એકજ વનિતા વિનોદ કે એકજ મહિલામિત્રનો વાર્ષિક અંકજ ગુજરાતી બહેનોના હાથે પ્રગટ થાય ? શું પુરુષો કદી પણ સ્ત્રી હૃદય શાને માટે તલસી રહ્યું છે તે કહી શકશે ? આની સાથે યુરોપ, અમેરિકાના સુંદરીસંઘના પ્રયાસોથી નીકળતાં પત્રોને સરખાવવાનું મન નથી થતું ? આમાં ગુજરાતણોમાં શક્તિ હોવા છતાં સ્વાશ્રયી અને સાહસિક વૃત્તિનીજ ખોટ પ્રાધાન્ય પણે નથી જણાતી ?

મુંબાઇમાં ઘણી જરથોસ્તી બહેનો મોટી મોટી શાળાઓ સફળતાથી ચલાવી રહેલ છે. એક બહેન ઘણી સફળતાથી સુંદર માસિક ચલાવી રહ્યાં છે. શા માટે કેળવાયલીઓ, સુશિક્ષિત ગુજરાતણો આપણી બહેનોને યોગ્ય કેળવણી આપે તેવી અનેક ભવ્ય સંસ્થાઓ ન ચલાવે ?

આ એકજ ખામી આપણી બહેનોમાં છે એમ નહિં. સંસારમાં ઉપયોગી થાય તેવાં શિક્ષણ લેવા સાનુકૂળતા વાળી બહેનો પણ

તૈયાર થતી નથી અને એવાં શિક્ષણ મેળવનાર તેનો સમાજને લાભ આપવા બહાર આવતાં નથી. કહેવાની મતલબ એટલીજ છે કે સુંદરી-સંઘના સબળ અને સ્વાશ્રયી પ્રયત્નો વિના, પુરૂષોના અત્યાચારોની અને એવી વાતો કરવાથી વધારે ફાયદો થવાનો નથી. અને આમ કહેવામાં પુરૂષવર્ગનો બચાવનો હું મુદ્દલે શોધતોજ નથી. માત્ર બહેનોને શું કરવું જોઇએ છે તેજ બતાવવાનો એકલોજ ઉદ્દેશ છે.

લેખનું મથાળું ' અખિલ ભારતીય મહિલા મહાસભા કેમ નહિં ?' એ પણ એજ ભાવનાથી રચ્યું છે. મને લાગે છે કે, બહેનોએ પોતાની ઉન્નતિનાં વિચાર અને પ્રયાસ કરવા માટે રાષ્ટ્રીય મહાસભાની ઢબે 'અખિલ ભારતીય મહિલા મહાસભા ' અને તેની પ્રાંતિક, જીલ્લા, શહેર તથા ગ્રામ્ય સમિતિઓ સ્થાપવી જોઇએ છે, એટલુંજ નહિં પણ પુરૂષવર્ગના સહકારથી બધાં ક્ષેત્રોમાં સ્ત્રીસમાજને તૈયાર કરવાનાં વિધાયક કાર્યો સ્ત્રીવર્ગેજ ઉપાડી લેવા ઘટે છે. તેમ થતાં સારાયે દેશના સ્ત્રીસમાજ વચ્ચે પરિચય વધશે અને તેથી સ્ત્રીવર્ગની ઉન્નતિના માર્ગ વધારે સરળ થશે. સુંદરીસંઘની ઉન્નતિમાંજ દેશની ઉન્નતિ સમાયલી છે, એતો છેલ્લી યુરોપીય યાદવીમાં જર્મની, ફ્રાન્સ, તુર્કસ્થાન, બ્રિટન, બેલ્જીઅમ અને અમેરિકન સ્ત્રીઓએ બજાવેલી સેવાઓ ઉપરથી જણાય છે. રશિયાની મુક્તિમાં પણ સ્ત્રીઓનાં ઓછો હિસ્સો નથી, અને જે દિવસે ભારતનો મહિલા-સમાજ જાગશે તે દિવસે ભારતને પરાધિનતાની બેડીમાં જકડી રાખવા પૃથ્વી ઉપરની કોઇ પણ શક્તિ સામર્થ્યવાન નહિંજ થઇ શકે.

પુરૂષવર્ગની સ્વાર્થી વૃત્તિ અને તેમના દુર્ગુણો વર્ણવીને બેઠા રહેવામાં પાશ્ચાત્ય મહિલાઓનું અનુકરણ કરવાને બદલે, તેમનાં બીજા સારાં કામોનું અનુકરણ વધારે ઉપયોગી અને ફળદાયી છે. તેવાં કાર્યો થીજ આપણા સારાયે સમાજની ઉન્નતિ થઇ શકશે.

પશ્ચિમની બહેનો કેવાં મહાન કાર્યો ઉપાડી શકે છે, તેનો કંઇક ખ્યાલ ' ગુણસુંદરી ' ના વાચકોને આપવા માટે ' આંતર રાષ્ટ્રીય મહિલા મહાસભા '–The international Congress of women-ના એક અધિવેશનના કાર્યક્રમની આછી આછી ઝાંખી કરાવવી મને યોગ્ય લાગે છે.

હું જાણી જોઇને પચીસ વર્ષ પહેલા ( સને ૧૮૯૯ ના જુનની ૩૦ મીથી જુલાઇની ૫ મી સુધી ) લંડનમાં ભરાયલી આ મહાસભાના બીજા અધિવેશનની વિગતો આપું છું. તેમ કરવામાં મારો એજ ઉદ્દેશ છે કે, લગભગ અઢી દાયકા પહેલાં પશ્ચિમની સન્નારીઓ વિવિધ જ્ઞાનમાં કેટલી આગળ વધી હતી, અને સ્ત્રીસમાજની ઉન્નતિ સાથે સમસ્ત વિશ્વની ઉન્નતિના કેવા વિચારો કરતી હતી તે ગુજરાતી બહેનો જાણી શકે.

આ મહાસભાનો સહુથી પહેલો વિચાર શિકાગો ( યુનાઇટેડ સ્ટેટ્સની ) બહેનોને ૧૮૯૨–૯૩ માં સ્ફૂર્યો હતો અને તેની પહેલી બેઠક ત્યાં મળી હતી. પરંતુ ૭ વર્ષ પછી લંડનમાં મળેલા આ મહાસભાના બીજા અધિવેશન સુધીમાં તો તેમણે એટલું બધું કામ કરી બતાવ્યું હતુ કે, તે વખતે યુનાઇટેડ સ્ટેટસ, કેનેડા, જર્મની, સ્વીડન, ગ્રેટબ્રિટન, આયર્લેન્ડ, ન્યુસાઉથ વેલ્સ, ડેન્માર્ક, હોલેન્ડ, ન્યુઝીલેન્ડ, ફ્રાન્સ સ્વીટઝર્લેન્ડ, બેલ્જીઅમ, ઇટાલી, રશિયા, ઑસ્ટ્રિઆ, નોર્વે, વિક્ટોરીઆ, દક્ષિણ ઑસ્ટ્રેલિઆ, પશ્ચિમ ઑસ્ટ્રેલિઆ, ક્વીન્સલૅન્ડ, કેપ કોલોની, તાસ્માનીઆ, હિંદુસ્થાન, ઇરાન, આર્જેન્ટાઇન પ્રજાસત્તાક, ચીન તથા પેલેસ્ટાઇનના સ્ત્રીવર્ગનાં પ્રતિનિધિઓએ ભાગ લીધો હતો. રાષ્ટ્ર તરીકે

કેવળ જાપાનનુંજ કોઇ પ્રતિનિધિ તેમાં નહોતું. અલબત હિંદુસ્થાનની બહેનોએ પોતાના પ્રતિનિધિ તરીકે કોઇને નક્કી કરીને મોકલ્યું નહોતું. પરંતુ કુમારિ મેરી ગોર નામનાં એક દેશી 'ખ્રિસ્તી બહેન જે તે વખતે ઑક્સફર્ડમાં રહીને અભ્યાસ કરતાં હતાં, પરંતુ મુંબાઇના વતની અને મુંબાઇનીજ એક 'નેટિવ હાઇસ્કુલ' નાં શિક્ષિકા હતાં તેમણે એ મહાસભામાં ભાગ લીધો હતો અને "હિંદુસ્તાનમાં શિક્ષણ પ્રયોગો" નામનો વિચારશીલ નિબંધ વાંચ્યો હતો. મહાસભામાં બીજી હિંદુ તેમજ પારસી સન્નારીઓએ પણ ભાગ લીધો હતો, અને સ્વ. મહારાણી વિક્ટોરીઆએ આ મહાસભાનાં પ્રતિનિધિઓનું સ્વાગત કર્યું હતું. તે વખતે હિંદુ તેમજ પારસી સન્નારીઓએ તેમાં ભાગ લીધો તેથી પોતે બહુ ખુશી થયાં એવું પ્રદર્શિત કર્યું હતું.

આ મહાસભા જૂદા જૂદા વિભાગમાં વહેંચાઇ ગઇ હતી. પ્રત્યેક વિભાગનાં પ્રમુખસ્થાન જૂદાં જૂદાં સન્નારીઓને અપાયાં હતાં, અને તે તે વિષયનાં નિપુણ સન્નારીઓએ તેમાં નિબંધો વાંચ્યા હતા. મહાસભામાં હાજરી આપનાર સ્ત્રીજગતનાં પ્રતિનિધિઓ સમસ્ત વિશ્વના સુંદરીસંઘના સત્વ સમાં હતાં. "womanhood" (સ્ત્રીત્વ) માસિકનાં વિદ્વાન તંત્રી, મીસીસ આદા એસ બેલીને એ મહાસભાના પ્રતિનિધિઓનો ઉલ્લેખ કરતાં પોતના પત્રના ઑગષ્ટ (૧૮૯૯) માસના અંકમાં પછીથી રીતે લખ્યું હતું કે; ".આ મહાસભા દરમિયાન જેટલી જાણીતી સન્નારીઓ એકઠી થઇ હતી તેટલી એકજ શહેરમાં આ પહેલાં એકઠી મળી હોય તેવું જગતના ઇતિહાસમાં ખરેખર બન્યુંજ નથી. વિજ્ઞાન, કલા, સાહિત્ય અને સામાન્ય રીતે, જગતની પ્રગતિમાં સ્ત્રીઓએ કેટલો ફાળો આપ્યો છે તે આ વખતે સંપૂર્ણ રીતે બતાવવામાં આવ્યું છે."

ગુજરાતી બહેનોને ખાસ કરીને જાણવા જોગ થઇ પડે તે માટે એ મહાસભામાં હાજર થયેલાં પ્રતિષ્ઠિત સન્નારીઓમાંથી કેટલાંકનો ટુંક પરિચય આપવો યોગ્ય થશે. આ પરિચયમાં સહુથી મોખરે યુનાઇટેડ સ્ટેટસવાળાં સ્ત્રીપાદરી રેવ. આના હોવર્ડ શૉ આવે છે. તેમણે સ્ત્રીઓને 'અબળા'ના વાતાવરણમાં ઉછેરવા સામે વાજબી રીતે વાંધો ઉઠાવ્યો હતો. એંશી વર્ષની વયના ન્યૂઇગ્લાંડવાસી કુમારિ સુસન બી. એન્થની માદક પદાર્થોની સામે લડત કરવામાં જાણીતાં હતાં. એમની ઉપર બાલ્યકાળે થયેલી અસરનો દાખલો નોંધવા જેવો છે. એમના પિતા ગૃહકામને ઉપયોગી વસ્તુઓ વેચવાનો ભંડાર ચલાવતા. એક દિવસ એમને ત્યાંથી એક માણસ દારૂનો બાટલો ખરીદી ગયો તેણે રસ્તામાંજ તે ગટગટાવ્યો અને બેભાન થઇ રસ્તામાંજ પડી રહ્યો. અતિશય ઠંડી અને બરફને લીધે તે ત્યાંજ ઠંગરાઇ ગયો અને મરી ગયો. ત્યારથી મિ. એન્થનીએ દારૂ વેચવો છોડી દીધો. પિતાની તે અસર પુત્રીમાં ઉતરી, અને બાળપણથીજ માદક પદાર્થનાં તે દુશ્મન બન્યાં. શિકાગો વાળાં મિસીસ મે રાઇટ સૅવેલ પોતાના પતિએ સ્થાપેલી એક મોટી કન્યાશાળામાં અધિષ્ઠાત્રી (Principal) હતાં. તેઓ આ મહાસભાનાં ઉપપ્રમુખ હતાં. મહાસભાનાં ખજાનચી બેરોનેસ ગ્રીપનબર્ગ ફીન્લૅન્ડના ઉમરાવ ખાનદાનના હતાં. આખાએ યૂરોપમાં ફરીને તેમણે સ્ત્રીઓની પરિસ્થિતિનો અભ્યાસ કર્યો હતો. વળી ફીનલૅન્ડની સ્ત્રીઓના સંઘનાં પ્રમુખ હતાં. એ સંઘની ૧૪ શાખાઓ હતી. તેઓ સ્ત્રીઓને મતાધિકાર મળે તે માટે લડત ચલાવતાં હતાં. દફતરી મંત્રી (Recording Secretary) માદામ મેરી માર્ટીન આખાએ ફ્રાન્સમાં સાહિત્યનાં બાહ્ય તરીકે સુપ્રસિદ્ધ હતાં, તેમજ

Journal des Femmes નાં તંત્રી હતાં. તે કામમાં તેમની ત્રણ હોશિયાર પુત્રીઓ માતાને મદદગાર હતી. ફ્રૉ મેરી સ્ટ્રીટ ઑસ્ટ્રિઆનાં વતની; સ્ત્રીઓના મતાધિકાર માટે લડત કરનાર જર્મન નેશનલ કાઉન્સીલનાં ઉપપ્રમુખ તથા તે સંસ્થાની ધારાને લગતી સમિતિનાં અધ્યક્ષ અને ઇંગ્લંડમાનાં સ્ત્રીઓના ધારાના સંરક્ષક સંઘ ( Women's Legal Defence Union ) નાં પ્રમુખ હતાં. કેમીલે વીડાર્ટ સ્વીટ્ઝર્લૅન્ડની રાષ્ટ્રીય મહાસભાનાં પ્રમુખ અને "Revue de Morale Sociale" નાં તંત્રીત વિભાગનાં મંત્રી હતાં. માદામ આતાડી શીલેસેફિક સેન્ટપીટર્સબર્ગની સ્ત્રીઓની પરસ્પર સહાયક મંડળીનાં પ્રમુખ હતાં અને રશિયામાં સ્ત્રીજગતની ઉન્નતિ માટે બહુ સેવા બજાવી ચૂક્યાં હતાં. ફ્રૉ મરીઆન હેઇનીસ્ચ ઑસ્ટ્રિઆનાં પ્રતિનિધિ હતાં. કામદાર સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે વીએનામાં સહુથી આગળ પડીને લડત ઉપાડનાર તે હતાં. ફ્રોકેન જીના ક્રોગ નોર્વેની સ્ત્રીઓના હક્ક પ્રતિપાદન કરનારી સંસ્થાની કારોબારી સમિતિનાં સભ્ય હતાં. તેઓ સ્ત્રીઓને મતાધિકાર મળવો જોઇએ એમ આગ્રહપૂર્વક માનતાં. આર્જેન્ટાઇન પ્રજાસત્તાકનાં પ્રતિનિધિ તરીકે ડૉ. રોસીલા ગ્રીઅરસેન અને ચીન તરફથી ડૉ. મેરી કાંગ આવ્યાં હતાં. તેમણે સંયુક્ત રાજ્યોમાં ( યુનાઇટેડ સ્ટેટસ ) માં રહીને વૈદકનો અભ્યાસ કર્યો હતો. બીજાં મિસીસ કાંગ હતાં. તે ઉદાર મતવાદી પિતાની પુત્રી હતી. તેણે અગાઉ કદી પણ ચીનમાંથી પગ બહાર મૂક્યો નહોતો, એટલે તેની લંડનની મુસાફરી ચીનમાં અગત્યની ગણાતી હતી. મીચીગાનથી આવેલાં ડૉ. મેરી ઍલન વુડ આરોગ્ય અને નીતિશાસ્ત્રને લગતા એક ચોપાનીયાનાં તંત્રી હતાં. ગાલીન ઍનીટા ઑગ્સપર્ગ પહેલાં જર્મન એલએલ. ડી. ( Doctor of Laws ) હતાં. તેઓ આંતરરાષ્ટ્રીય શાંતિ અને લશ્કર ઓછાં કરવાનાં હિમાયતી હતાં; પોતાના એ મતના પ્રતિપાદન માટે તેમણે ૧૮૯૯ના મે મહિનામાં બર્લિનમાં આંતરરાષ્ટ્રીય સ્ત્રીઓની પરિષદ ભરી હતી. મહાસભામાં તેમણે "બાળકોના સંરક્ષક અને વાલીપણાના સંબંધમાં સ્ત્રીઓની લૈંગિક નબળાઇઓ." એ વિષય ઉપર પ્રયોજ અગત્યનો નિબંધ વાંચ્યો હતો. ડેટ્રોઇટ ( મીચીગાન ) થી આવેલ કુમારિ ઑકટેવીઆ વિલીઅમ્સ બેટસ એલ એલ. ડી. એ મહાસભામાં "કાયદા અન્વયે ઘરસંસારી સંબંધો" એ વિષયનો નિબંધ વાંચ્યો હતો. ડૉ. એલીઝાબેથ ગેરેટ ઍન્ડરસન લંડનમાં ડૉકટરી ધંધો ચલાવતાં પહેલાં સન્નારી હતાં. તેમણે ૧૮૭૦ માં પેરિસમાં એમ. ડી ની પદવી મેળવી હતી. મિસીસ એફ. એમ ડીકનસન બેરી લંડન યુનિવર્સિટીના એમ ડી. અને બી. એસ. હતાં. ના. ઝેનેઇડા ડી ધ્વાનોફ રશિયાનાં યુનિવર્સિટીનું શિક્ષણ મેળવી ચુકેલાં નિપુણ અભ્યાસક હતાં. સેન્ટ પીટર્સબર્ગની શાહી નાટયશાળા માટેનાં નાટકોનાં ભાષાન્તર એમણે કર્યાં હતાં. તેમજ માદામ રોલેન્ડનાં સ્મરણો તેમજ બીજા ગ્રંથોના સંપાદક તરીકે તેમણે કામ કર્યું હતું. પોતાની ઇસ્ટેટની પ્રજાની કેળવણી વિષયક અને આર્થિક સ્થિતિના સુધારા માટે તેમણે યુરોપની શિક્ષણને લગતી રીતિઓનો અભ્યાસ કર્યો હતો. ડબલ્યુ. ડ્રૂકર હૉલેન્ડમાં સ્ત્રીઓને લગતી ચળવળનાં આદ્ય પ્રણેતા હતાં. હૉલેન્ડમાં "Evolution" ( ઇવૉલ્યુશન ) નામનું સ્ત્રીઓને માટે પહેલવહેલું વર્તમાનપત્ર પ્રકટ કરનાર, તેમજ 'સ્વતંત્ર સ્ત્રી સંઘ' ( Free Women's League ) નાં સ્થાપક અને તેનાં પ્રમુખ તે હતાં. હૉલેન્ડની જાહેરસભામાં સ્ત્રીઓના હક્કને માટે પહેલવ-

હેલો અવાજ ઉઠાવનાર તેજ હતાં. માદામ જે. બી. સી. ગૉડીન " Familistere de Guise " નામક પોતાના કારખાનાનાં કામદારો માટેના નિવાસસ્થાનના મહાન કાર્યમાં એમનાં પતિનાં સહભાગી હતાં. ડૉ. એલેટા એચ. જેકોબ ૧૮૭૯ માં એમ. ડી. ની પદવી ગ્રોનીન્ગેન યુનિવર્સિટીમાંથી મેળવનાર પહેલાં સન્નારી હતાં; એટલુંજ નહિં પણ હોલેન્ડમાં સ્ત્રીઓને માટે મતાધિકારની માગણી કરનાર પણ પહેલાંજ હતાં. માદામ હેલેન સ્ટેફેનોવસ્કી એમ. ડી. હતાં અને સેન્ટ પીટર્સબર્ગની મ્યુનિસિપાલ હૉસ્પિટલમાં સરકારી ડૉક્ટર હતાં. કુમારી માર્ટીન એલએલ. ડી. મોન્ટ્રીઅલની રૉયલ વિક્ટોરીઆ હૉસ્પિટલમાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ હતાં. કુમારિ મેગડેલન મીચલ, એફ. આર. એચ. એસ. બગીચાના કામકાજમાં નિપુણ હતાં. કુ રાગ્ના નેઇલ્સન પોતાની પંદર વર્ષની વયથી શિક્ષકના ધંધામાં પડયાં હતાં અને મહાસભા વખતે ક્રીશ્ચિઆન્યાની એક શાળાનાં અધિષ્ઠાત્રી હતાં. ડૉ. ધા પ્રોસ્નાન્સ્કી સેન્ટ પીટર્સબર્ગની બાળકોની હૉસ્પિટલમાં સરકારી ડૉક્ટર હતાં. કુમારિ ઍલન સેન્ડેલીન એમ. ડી. સ્ટૉકહોમમાં ડૉક્ટરનો ધંધો કરતાં હતાં. તેમણે ક્રિશ્ચિઆન્યા અને અપસલ્લાની યુનિવર્સિટીઓમાં અભ્યાસ કર્યો હતો. મિસીસ શાર્લીએબ એમ. ડી. એમ. એસ. મદ્રાસની મેડીકલ કૉલેજમાં શિખ્યાં હતાં, અને લંડનની યુનિવર્સિટીમાં પદવી મેળવી હતી. લંડનની સ્ત્રીઓ માટેની હૉસ્પિટલમાં તે સીનીઅર સર્જન હતાં. સ્ટેફેનોવસ્કી ડી. એસસી. પોલેન્ડમાં જન્મી, જીનેવાની યુનિવર્સિટીમાં વિજ્ઞાનનો અભ્યાસ કરી, ૧૮૮૯માં મૌલિક શોધખોળના કામમાં 'ડેવી પ્રાઇઝ' જીતી ગયાં હતાં. વિજ્ઞાનને આગળ વધારવામાં તેમણે સારો હિસ્સો આપ્યો હતો. મિસીસ શાર્લોટી પર્કીન્સ્ સ્ટેટસન સાનફ્રાન્સીસ્કોમાં એક સામાહિક પત્ર ચલાવતાં હતાં. 'કામદારોની ચળવળ' ના સંબંધમાં ઉમદા નિબંધ લખવા માટે તેમણે આલ્મેડા કાઉન્ટી ટ્રેઇડસ સોસાઇટીનો ચાંદ મેળવ્યો હતો. ડૉ. કે. સ્કર્મૅચર પીએચ. ડી. પૅરિસ યુનિવર્સિટીનાં ગ્રેડયુએટ હતાં અને જર્મનીની Franenvohl Society ના પ્રતિનિધિ તરીકે આવ્યાં હતાં. બૅરોનેસ બર્થા વૉન સુટનર ઑસ્ટ્રિયન સેનાના ફીલ્ડમાર્શલ કાઉન્ટ *કીન્સ્કીનાં પુત્રી હોવા છતાં 'તમારાં શસ્ત્રો* છોડી દ્યો '–Lay down your arms– નામના નામીચા પુસ્તકનાં લેખિકા, બર્નની આંતરરાષ્ટ્રિય શાંતિ સ્થાપક સમાજની કારોબારી સમિતિનાં સભ્ય અને 'ઑસ્ટ્રિઆ વાસી શાંતિ સ્થાપકોનો સંઘ' એ મંડળનાં પ્રમુખ હતાં. એ સંઘ તેમજ શાંતિ સ્થાપવાનાં કાર્ય કરનારી બીજી સંસ્થાઓનાં તે સ્થાપક હતાં. મિસીસ એલેક ટવીડી ખેતિવાડીને લગતા વિષયોમાં પારંગત હતાં; તેમણે મહાસભાની ખેતિવાડીની કક્ષાની સભાઓમાંની ઘણાનું અધ્યક્ષસ્થાન દિપાવ્યું હતું, તેમજ 'ડેનિશ વિરુદ્ધ ઇંગ્લીશ માખણ' ઉપર નિબંધ વાંચી ઇંગ્લાંડ માખણ ખરીદવામાં ડેન્માર્કને કેટલું બધું સોનું આપી દે છે તે બતાવ્યું હતું. ફ્રોકન એલ. કે. વાડલસ્ટ્રૉમ, પીએચ. ડી. તત્ત્વજ્ઞાનને લગતી પદવી સંપાદન કરનારાં ત્રીજાં જર્મન સન્નારી હતાં. ડૉ. ગરટ્રયુડ વૉકર ફીલાડેલ્ફીઆમાં આંખને લગતા શાસ્ત્રના દરદીના બિછાના આગળ રહીને વિદ્યાર્થીઓને શિક્ષણ આપનાર અધ્યાપિકા ( Clinical Professor of Ophthalmology ) તરીકે કામ કરતાં હતાં. કુમારિ એલીનોર એ. વેલ્ડન કલકત્તાના બિશપના બહેન થતાં હતાં. તેઓ વળી ઇંગ્લાંડની ચેલ્ટનહૅમ કૉલેજના કિન્ડરગાર્ટનને

ગતા શિક્ષણખાતાનાં મુખ્ય અધિકારી હતાં અને મહાસભાના કિન્ડરગાર્ટન વિભાગ સમ- ક્ષ તે વિષયને લગતો અગત્યનો નિબંધ તેમણે વાંચ્યો હતો. એ શિવાય તો ઘણી ઘણી જાણીતી સન્નારીઓ ત્યાં એકઠી થઇ હતી; આ ઉપરથી ગુજરાતની બહેનો સારી રીતે સમજી શકશે કે સ્ત્રી સમાજની ઉન્નતિ માટે પશ્ચિમની બહેનો કેટકેટલા ભગીરથ શ્રમ ઉઠાવી રહી છે.

એમના વિશ્વવ્યાપી પ્રયાસોનો કંઇક ખ્યાલ આવે તેટલા માટે એ મહાસભામાં થયેલ કામકાજનું સિંહાવલોકન કરી જવું જરૂરનું છે.

મહાસભાનાં અધ્યક્ષસ્થાને વિરાજેલાં લેડી એબર્ડિને પોતાના પ્રાથમિક ભાષણમાં જણા- વ્યું હતું કે, આ મહાસભાનું કાર્યક્ષેત્ર વિધ- વિધ દેશોની જરૂરિયાતો પ્રમાણે વિધવિધ છે. મહાસભા પોતાના એ કાર્યક્ષેત્રમાં પુરુષવર્ગનો સહકાર અત્યંત આવશ્યક ગણે છે અને તેમ નો બહિષ્કાર કરવા માગતી નથી, તેમજ સાંસારિક જીવનને પણ નષ્ટ કરવા ઇચ્છતી નથી; પરંતુ વિશ્વના વિધવિધ વિભાગોમાં જનસમાજના કલ્યાણને માટે સ્ત્રીઓના સ- હકારની ખાત્રી આપે છે. આગળ જણા- વવામાં આવ્યું છે તેમ મહાસભાનું કામકાજ વિવિધ કક્ષાઓમાં વહેંચી નાખવામાં આવ્યું હતું. ઔદ્યોગિક અને યાંત્રિક કક્ષાઓમાં શિક્ષણ ( Technical Eduction ) ની સભામાં ડૉ હેન્નીગ-હેઇસે જર્મનીને લગતો અનુભવ જણાવતાં કહ્યું કે, ગૃહસંસારને કામ આવે એવું શિક્ષણ આપનારી સંસ્થાઓ ત્યાં સુંદર કામ કરે છે. મિસીસ પ્લેઇને (ગ્રેટબ્રિટન) ટેકનીકલ ઇન્સ્ટ્રક્શન એક્ટના ઉપયોગીપણા વિષે બોલતાં ઇગ્લાંડમાં એ શિક્ષણ માટે જો- ઇતી કાળજી નહિ લેવાવા માટે ચિંતા બતાવી. શિક્ષકનાં નામોની નોંધપોથી (Registration of Teachers ) ના વિષયમાં તે મરજિયાત કે ફરજિયાત રાખવી એ વિષયમાં પણ ખૂબ ચર્ચા થઇ અને છેવટે 'મરજિયાત' રાખવા નો મત પડયો. મિસીસ કેન્ડાલના અધ્યક્ષ- પણા નીચે રંગભૂમિને લગતી ચર્ચા માટે મળેલી સભામાં કુમારી જીનેવીય વૉર્ડે 'રંગ- ભૂમિ ઉપર સ્ત્રીઓનું ક્ષેત્ર' એ વિષય ઉપર અસરકારક નિબંધ વાંચ્યો હતો અને અભિ- નયકલા, સંગીતકલા અને સૌંદર્યને લગતી જરૂરિયાતની હિમાયત કરવામાં આવી હતી. કુમારિ કલો ગ્રેવ્ઝે રંગભૂમિ ઉપર નામના મેળવી ગયેલી સન્નારીઓના માનમાં પોતે જોડેલું પદ્ય ભાષણ વાંચી સંભળાવ્યું હતું. તેમાં છેવટે એવા અભિલાષ બતાવ્યા હતા કે:

Speed on, Old Time. The gilded laurel shed.
From fallen temples decks some younger head.
The purple mantle drops from shoulders worn
To grace the state of genius later born
Thus shall it be until the Earth play ends,
And the dark curtain on the scene descends.
But till the closing of Life's final page
With plectrum on the Heart-strings of the Age
The Player woman, once despised shall stand,
A power for good, a glory to the land;
And Men and Women for their gifts accounts,

Shall she, not cry my talent, Lord, behold,
Increased not seven but a million-fold.
Let it atone for errors that were mine,
Thy earthly Creature held thy gift divine!"
And pass off honoured, having played her part,
A radiant spirit crowned with deathless Art.

ફ્રોલીન નીના માર્ડન નામની જર્મન નટીએ તેમજ માદામ શેલીગાએ (ફ્રાન્સ) પણ પોતાના નિબંધો વાંચ્યા હતા. માદામ શેલીગાએ પુરૂષ લેખકો સ્ત્રી પાત્રોના મુખમાં કૃત્રિમ ભાવ મૂકે છે તે માટે વાંધો ઉઠાવી સ્ત્રી લેખકો અને સ્ત્રી પાત્રોથી ચાલતી નાટકશાળાની જરૂર બતાવી હતી.

આયાઓના શિક્ષણને લગતી અગત્યની સભામાં મિસીસ ગોર્ડન નોરી (કોપેનહેગન) એ મોટી ઇસ્પિતાલોમાં સ્ત્રીવર્ગને પોતાના કુટુંબની માવજત કેમ કરવી તે શિક્ષણ આપવાની સગવડ કરવાની, અને ત્રણ મહિનાનો શિક્ષણક્રમ તે માટે યોજવાની હિમાયત કરી હતી અને અંધકુચરા ઠાનવાળી આયાઓને માટે દંડની શિક્ષા ફરમાવવાની ભલામણ કરી હતી.

'પત્રકારના ધંધામાં સ્ત્રીઓ,' એ વિષયને લગતી સભા સધરલેંડની ડચેસના અધ્યક્ષપણા નીચે મળી હતી. તેમાં પ્રમુખે વર્તમાનપત્રના ક્ષેત્રમાં સાહિત્યને ઉતારવાની અને કચરા જેવી ચોપડીઓ છપાતી બંધ કરવાની હિમાયત કરી હતી. માદામ ડી સેન્ટ ક્રોઈ ફ્રાન્સની પરિસ્થિતિ વર્ણવી હતી. કેનેડા, જર્મની, ઇટાલાં તથા અમેરિકન પ્રતિનિધિઓએ પણ તેમાં નવી નવી ભલામણો, અને સૂચનાદર્શક ભાષણ કર્યાં હતાં, તેમાં યુનાઇટેડસ્ટેટ્સ વાળાં મિસીસ સી. ડબલ્યુ. એલને 'સ્ત્રી પત્રકારોની આર્થિક સ્થિતિ' વિષે કરેલું વિવેચન ઘણુંજ ધ્યાન આપવા જોગ હતું.

"સ્ત્રીઓને ધંધાદારી શિક્ષણ (Professional Training) આપવાની જરૂર" ને લગતા વિભાગમાં પ્રમુખ લેડી એક્ટીવે ફેરી ભરવાના હુન્નર વિષે, કુમારિ મોરીસે જરીકામની કલા વિષે, મિસીસ ન્યુમેને કલામય ઝવેરાત તથા ઇનેમલની કલા વિષે, કુમારિ લોન્ડેસે કાચને લગતા હુન્નર વિષે, કુમારિ જુલીઆ હીલીઅમે લાકડકામને લગતું અને કુમારિ કેટ પ્રેગનેલે ઉભિ પાડવાના ધંધા વિષે ભાષણ કર્યાં હતાં. અને નોર્વેમાં ઘણા વખતથી ફર્નિચરના ધંધામાં પડી ફતેહ મેળવનાર ફ્રોકન સોરી ક્રીશ્નસેને તે ધંધામાં સ્ત્રીઓ માટે કેટલું ક્ષેત્ર છે એ વિષય ઉપર નિબંધ વાંચ્યો હતો.

તે ઉપરાંત "સ્ત્રીઓ માટે વાચનાલયનાં કામ" "ઘરગથુ નોકરોને લગતું શિક્ષણ" "લગ્ન અને છુટા છેડાને લગતા કાનુનો," "રોજી મેળવવાની કલા", "સ્થાનિક સ્વરાજ્યમાં સ્ત્રીઓનો દરજ્જો" "ગરીબ માણસોને રક્ષણ આપનારો કાયદો" "મોજમજાહના માર્ગ," "જાહેર રમત ગમતનાં સ્થાન ઉપર તે રમતનો અંકુશ," 'સ્ત્રીઓ માટે દેશાંતરવાસ" 'ખેતિવાડી" ને લગતા વિષયો ઉપર રસ ભરિત તેમજ જ્ઞાન આપનારાં ભાષણો, ચર્ચા થયાં હતાં તેમજ નિબંધો વંચાયા હતા, અને તેમાં દુનિયાના વિવિધ ભાગની સન્નારીઓએ સ્વાનુભવની વાણી સંભળાવી હતી. 'ખેતિવાડી'ને લગતા વિષયની ચર્ચામાં ફ્લૉરેન્સ ડેલેએ ખેડુતોની સ્ત્રીઓને માટે તેમના ધંધાને લગતું જ્ઞાન આપવા સારૂ શાળાઓ ઉઘાડવાની હિમાયત કરી હતી.

મહાસભામાં એક રમુજી બનાવ મિસીસ

કોન્ગનો નિબંધ વંચાતી વખતે બન્યો હતો, તે આટલો લાંબો લેખ વાંચીને કદાચ કંટાળવાની તૈયારી ઉપર આવેલાં બહેનોને આનંદ મળશે એમ ધારીને આપું છું. એમણે " ચીનની સ્ત્રીઓનો દરજ્જો ! " એ વિષય ઉપર લખેલો અંગ્રેજી નિબંધ ચીનના એલચી ખાતાની ઑફિસના એક પુરૂષ સભ્યે વાંચ્યો ત્યારે, ચીના પુરૂષો સ્ત્રીઓ ઉપર કેટલી સખ્તાઇ બતાવે છે એ વિભાગ વાંચતાં વાંચનાર ભાઇના મોંઢા ઉપરના ભાવો અને તેના હૃદય ઉપર થતી અસર ખુલ્લી જણાઇ હતી, તેથી મહાસભાનાં સ્ત્રી પ્રતિનિધિઓમાં રમુજની લાગણી ફેલાઇ હતી. આ મહાસભા તે પછીના પાંચમા વર્ષે બર્લિનમાં મળશે એવું ઠરાવીને વિસર્જન થઇ હતી.

આ ઉપરથી આપણી બહેનો સમજી શકશે કે હજી ગુજરાતમાં સ્ત્રીવર્ગ સમક્ષ કેટલું બહોળું કાર્યક્ષેત્ર પડેલું છે, અને તે પાર પાડવા તેમજ સમાજમાં સ્ત્રીઓનો દરજ્જો પુરૂષોના સહકારથી વધારવા તેમને કેટલું બધું કામ કરવાનું છે ?

પરંતુ મેં અગાઉ કહ્યું છે તેમ આ લાંબા લેખનો મુખ્ય મુદ્દો એ છે કે, હિંદુસ્થાનમાં સ્ત્રીવર્ગે પોતાની સ્વતંત્ર મહાસભા આપણી રાષ્ટ્રીય મહાસભાની ઢબે ઉભી કરી તેમાં સામાન્ય રીતે આપણા સામાજિક જીવનની અને ખાસ કરીને સ્ત્રીજગતની ઉન્નતિ અને પ્રગતિના સાર્વદેશિક અને સર્વ કક્ષાના વિચારો કરવાની જરૂર છે. તે માટે સ્ત્રીવર્ગેજ સ્વાશ્રયથી કામ કરવાની જરૂર છે. જો કદાચ સમસ્ત હિંદને માટે કામ કરવું ભારે જણાતું હોય તો "ગુજરાતી મહિલા પરિષદ" ભરવાની હિલચાલ તો જરૂર આપણી શિક્ષિત અને કાર્યશીલ બહેનો ઉપાડી લેશેજ. પુરૂષવર્ગ તેમને એ કાર્યમાં જરૂર ઘટતી મદદ આપશેજ એ ખાસ કહેવાપણું નજ હોય.

એક ટ્રેન રસ્તામાં અધવચ બે સ્ટેશનોની વચ્ચે એકાએક અટકી પડી. ગાર્ડના ડબ્બાની નજીકના ડબ્બામાં બેઠેલા એક ઉતારૂએ ડોક બહાર કાઢી પૂછ્યું. " ગાર્ડ સાહેબ ! હું ઉતરીને થોડાંક ફુલ વીણું તો વાંધો છે ? "

" અહિં તમુને બાગ્વેજ ફુલો મળી શકશે ? " ગાર્ડે કહ્યું.

" કશી ચિંતા નહિ પુષ્કળ વખત છે. હું થોડાંક બીઆં મારી સાથે લેતો આવ્યો છું ! "

× × × ×

" બા, " બટુક બોલ્યો. " પડોસના જેઠાકાકી કેતા'તા કે તારી બા મારે વિષે શું કહે છે તે કે'તો એક પૈસો આપું.

" તેં કહ્યું તો નથી ને ? બહુ ડાહ્યો છોકરો ! લે બેટા આ સક્કરજન " બા એ વાત પેટમાં રાખવાનો બદલો આપ્યો.

સક્કરજન ખાતાં ખાતાં બટુકે કહ્યું. " મેં તેને કહ્યું બા, કે એ વાત એવી છે કે એને માટે ઓછામાં ઓછા ચાર'આના આપવા જોઇએ. એક પૈસામાં નહિ કહું. "



# " વિરહિણીનો આર્ત્તનાદ ! "

લેખક : શ્રીયુત " હૃદયયોગી. "

( રાગ ગારો. )

૧

સંદેશડા ! કહાવો રે;
મોરે રાત્રિ ને દિન નવ જાય !
રાત્રિ ને દિન નવ જાય !
વિના દર્શને પળ ના વેઠાય !
આવો રે ! મોરે રાત્રિ ને દિન નવ જાય ! સંદેશડા !

૨

વિરહ ! ખમાય ના !
હૈયું ! ભરાય આ !
ઉરમાં ઉંડાણે કાંઈ થાય !
કહાવો રે ! મોરે રાત્રિ ને દિન નવ જાય ! સંદેશડા !

૩

માયા જગનાથની !
છાયા છે અપની !
આ વેલી—અકેલી મૂઝાય !
આવો રે ! મોરે રાત્રિ ને દિન નવ જાય ! સંદેશડા !

૪

કરમાતી ભાસે !
વિરહના ત્રાસે !
પાવ—પાણી હવે ના રહેવાય !
કહાવો રે ! મોરે રાત્રિ ને દિન નવ જાય ! સંદેશડા !

૫

" યોગી—હૃદય " ના !
અંકુરા પ્રણયના !
ભાગોજી ! જીવન જીવાય !
આવો રે ! મોરે રાત્રિ ને દિન નવ જાય ! સંદેશડા !

# મારી મુસાફરીની "જવાબદાર" કહાણી.

લેખકઃ શ્રીયુત "અશોક".
ચિત્રકારઃ શ્રીમાન પુરૂષોત્તમ.

[ ૧ ]

પ્રવાસની "બીન-જવાબદાર" કહાણી તો ઘણાય લખે છે, પણ "જવાબદાર" કહાણી લખનારા જવલ્લેજ મળી આવશે. આ ખાલી પડેલા ક્ષેત્રમાં ઝંપલાવવાનો મેં આજે નિશ્ચય કર્યો છે.

મુંબાઇની ગીચ વસ્તીમાં કાન્તાની તબિયત સારી નહિ રહેતી હોવાથી આજ લગભગ બે વર્ષથી અમે બોરીવલી જઇને રહ્યાં છીએ. ખુલ્લી હવામાં, લીલોતરી અને ઝાડપાનથી છવાયલા શીતળ સ્થળમાં રહેવાના ફાયદા તો ઘણા છે, પણ ગેરફાયદા ય ઓછા નથી. બી. બી. સી. આઇ. રેલ્વેએ ટ્રેનોની સગવડ એવી સુંદર રાખી છે કે અગીઆર વાગ્યે નિયમિત ઓફીસમાં પ્હોંચવું હોય તો સાડા-આઠ વાગ્યે જમવા બેસવું જોઇએ. જો મોડું થાય તો બાર વાગ્યા ( ઘડીઆળના અને ઓફીસે જનાર બન્નેના ! ) સમજવા. પરિણામે રસોઇની ત્રેવડ કરવા કાન્તાને પ્હો ફાટતાં પ્હેલાં ઉઠવું પડે છે. એને એ રૂચતું નો નથી, ( કદાચ હું વધારે વાર સૂઇ રહું છું તેથી ય હોય. એ "સ્નેહીઓનાં સહજીવન"નો સિદ્ધાંત માનનારી છે ! ) પણ નિરૂપાય. જમવાનું મોડું થાય અને તેથી ઓફીસમાં મોડું પ્હોંચાય તો સંભવે છે કે શેઠીઆનો મિજાજ બરખિલાફ થઇ જાય અને નોકરી-માંથી ગડગડીયું મળે. પરિણામ એ આવે કે ખુલ્લી હવામાં રહેવાની તો શું પણ કદાચ જીવવાની મઝા ય ખોઇ બેસીએ ! કાન્તા આ બધું સારી પેઠે સમજે છે અને તેથીજ બળવો નથી કરતી. અલબત્ત મુંબાઇવાસી મિત્રો મળવા આવે તેમને મોઢે તો એમજ કહે છે કેઃ "વ્હેલાં ઉઠવાથી તંદુરસ્તી સારી જળવાય છે !"

સાંજે ઓફીસેથી પાછા ફરતાં મારે બહુ સંભાળ રાખવી પડે છે. બરાબર સાડાપાંચ વાગ્યે ઓફીસમાંથી ઉઠી ચર્ચગેટથી ૫.૪૯ વાગ્યે ઉપડતી ફાસ્ટ ટ્રેનજ હું હમેશાં પકડું છું. જો મોડું થાય તો બોરીવલી પ્હોંચતાં અંધારૂં થઇ જાય, અને સ્ટેશનથી બંગલા સુધીમાં કદાચ કોઇ ઝેરીલા મ્હેમાનોનો ભેટો થઇ જાય. બહુ નમીને ચાલનાર ઉપર મને જરા ય ભરોસો નથી અને તેમાં ય પેટે ચાલ-નારા મ્હેમાનોનો સહવાસ તો મને બિલકુલ પસંદ નથી ! આ કારણે છેલ્લાં બે વર્ષમાં ૫-૪૯ વાગ્યાની ગાડીએ પાછા ફરવાનો મારો નિયમ મેં કદીપણ તોડયો નહોતો. પણ ધાર્યું તો ધણી ( પ્રભુ ) નુંજ થાય છે; ઘણીવાર ધણીઆણીનું ધાર્યું પણ થાય છે !

કાન્તાને વ્હેલાં ઉઠવા માટે વારંવાર એલાર્મ ઘડીઆળની જરૂર પડતી. અમારી પાસે એક એન્સોનીઆ બનાવટનું જુનું ટાઇમપીસ હતું, તેનાથી અત્યાર સુધી કામ નભતું. દશ વર્ષ પહેલાં હું કોલેજમાં હતો ત્યારે તે ખરીદેલું. એટલો લાંબો સમય વફાદારી ભરી ચાકરી એ ઘડીઆળે બજાવી હતી. એક રવી-વારે બપોરે કોઇપણ પ્રકારની નોટીસ મલ્યા સિવાય તેનું હૃદય બંધ પડી ગયું; તે મરી ગયું ! મને તો આ બનાવથી બહુ લાગી

આવ્યું. નવી ઘડીઆળના પૈસા ખરચવા પડશે એવા વિચારે મારા હૃદયને શોક થયો હતો, એમ કોઇ ધારી ન લેશો ! લાંબા સહવાસને લીધે મને એ ઘડીઆળ બહુ પ્રિય થઇ પડ્યું હતું અને મારૂં ચાલત તો જીંદગી સુધી બીજું ટાઇમપીસ ખરીદવા ન જાત. પણ ગૃહવ્યવસ્થાની બાબતમાં પતિનું ધાર્યું થયું હોય એવું કોઇ દિવસ સંભાળ્યું છે ? મારે ય કુદરતી રીતે કાન્તાના ફરમાનને તાબે થવું પડયું અને મારી અંગત લાગણીઓ દબાવી દેવી પડી.

એને તો " ભાવતું હતું ને વૈદે કહ્યું " એવું થયું. પાડોશના બંગલામાં હમણાં થોડો સમયથી રહેવા આવેલાં " માલતી બ્હેન " ( " માલતી બ્હેન"ના પતિનું નામ હું નથી જાણતો. "માલતી બ્હેન " નામ પણ કાન્તાનીજ શોધખોળનું પરિણામ છે ! ) પાસે એક મોટું સુંદર દેખાવનું એલાર્મ ટાઇમપીસ હતું. એ જોયું ત્યારથી કાન્તાનો ડોળો એની ઉપર ચોંટયો હતો અને એવું ઘડીઆળ આણી આપવા એણે રઢ લીધી હતી રૂસણું નહોતું માંડયું એટલો નસીબદાર ! " જુનું ઘડીઆળ ચાલે ત્યાં સુધી નકામો ખર્ચ શામાટે કરવો જોઇએ ? " એમ કહી હું તેને અર્થશાસ્ત્રનો કરકસરનો અમૂલ્ય સિદ્ધાંત સમજાવતો અને વાત ટાળી દેતો. પણ હવે એ ઉપાય કામ લાગે તેમ નહતું.

ઘડીઆળ બંધ પડયું એટલે કાન્તાનું ફરમાન તરતજ છુટયું ! " ચોરા- છો શું, પડયા, પડયા ? કાલે ઓફીસેથી પાછા આવો ત્યારે બીજું ઘડીઆળ લેતા આવજો. પણ જો, આવું કચરા જેવું ના લાવતા. ...તી બ્હેન જેવું સુંદર, મોટું ટાઇમ...મ લાવજો. "

આખા અઠવાડીઆમાં રવીવારે કંઇક નિરાંત મળે. પણ બૈરાં જંપવા દે શાની ! બપોરે કંઇક દાબીને, જમ્યા પછી, પેટ પર હાથ ફેરવતો, આરામ ખુરશીમાં ઝોકાં ખાતો હું પડયો હતો, ત્યાં આવીને આજ્ઞાપત્રની આ તાજી આવૃત્તિ કાન્તાએ આપી. ઘડીઆળ " માલતી બ્હેન જેવું કે ' માલતી બ્હેનના ઘડીઆળ જેવું ' લાવવાનું છે ? એ સવાલ કંઇક ગુંચવાડા ભરેલો લાગ્યો. પણ " કચરા " શબ્દે મારી ઉંઘ ઉરાડી દીધી. મરેલાંની પાછળ તેમની નિંદા કરવી, એ ટેવ મને જરા ય પસંદ નથી ! તેમાં ય જેણે આટલો લાંબો વખત વફાદારીથી નોકરી બજાવી હોય તેની નિંદા થાય જ કેમ ? મેં કાન્તાને ઠપકો આપવા માંડયો:" એ બિચારી ઘડીઆળને ગુજરી ગયે હજી બે કલાક તો પૂરા થયા નથી, એટલામાં એની નિંદા કરવા માંડવી એ સારૂં નહિ. બીજું કાંઇ નહિ તોયે આપણે તેની લાંબી વફાદારીનો ખ્યાલ તો કરવોજ જોઇએ. તારી જગ્યાએ બીજું કોઇ હોય તો આવી વફાદારી પાછળ જરૂર બાર મહિના શોક પાળે. પણ તું તો ચોવીસ કલાકમાંજ એને ઠેકાણે બીજી લાવવા માગે છે ! મારી તો સલાહ છે કે આપણે વધારે નહિ તોયે મહિનો માસ તો જરૂર એ ઘડીઆળનો શોક પાળવો જોઇએ. એટલું યે આપણે નહિ કરી શકીએ તો જગત..."

મને વચમાંજ બોલતો અટકાવી કાન્તાએ મારા આ ભાષણ માટે પોતાનો અભિપ્રાય જાહેર કરી દીધો: " ઠીક, ઠીક, હવે. તમને તો જ્યારે ને ત્યારે મશ્કરીજ સુઝે છે. " કોણ જાણે શું છે, હું ગમે તેટલી ગંભીરતાથી વાત કરૂં તોયે કાન્તા તે મશ્કરીજ માને છે. કદાચ પોતાનો કક્કો ખરો કરાવવાની આ એક સહેલી રીત હશે. એમ તો કાન્તા બહુ પ્હોંચેલી છે. મેં હજી એક પાસો નાંખી જોવાનો વિચાર કર્યો: " હું મશ્કરી નથી કરતો; બહુ ગંભીરપણે કહું છું. અમણ અને જુના વિચારવાળાં લોકો એક પત્ની

ભરી જાય અને તેની રાખ ટાઢી ન થઇ હોય ત્યાં બીજી લાવવાની વેતરણ ભલે કરે પણ આપણે ભણેલાં ગણેલાં. અને સુધરેલા વિચારના માણસો એમ કરીએ તે સારૂં ન, કહેવાય. આવી બાબતમાં આપણે બીજાઓ, માટે ખાસ દાખલો બેસાડવો જોઇએ !"

ઉડાય અને ઓફીસે ભૂખ્યા જવું પડશે."

આ અલ્ટીમેટમ–છેવટનો નિર્ણય સાંભળી મારા હાથ હેઠા પડયા. બીજું ઘડીઆળ લાવ્યા વિના છુટકો નથી, એ મેં જોઇ લીધું. કોઇ સસ્તા ટાઇમપીસથી ચલાવી લેવું એવો મેં વિચાર કર્યો અને કહ્યું: "ઠીક ત્યારે



હાથમાં ટાઇમપીસ લઇને તે પાછી આવી અને મને બતાવ્યું.

કાન્તા "બદ્ધ થયું, હવે રાખો. મને હમણાં તમારી પાસે બેસીને કેરીવાની અને ટાયલાં કરવાની ફુરસદ નથી. હજી વાસણ માંજવાનાં પડ્યાં છે. કાલે છાનામાના 'સાસતી બ્હેન જેવું' એક ઘડીઆળ લેતા આવજો, નહિ તો મારાથી બેસા નહિ

તારો આગ્રહ છે તો કાંઇ ના પડાશે? કાલે ઓફીસમાંથી માણસને મોકલીને મંગાવી લઇશ".

કાન્તાઃ "માણસથી એ કામ નહિ થાય. ગમે તેવું કચરા જેવું તે ઘંઇ આવશે તે નહિ ચાલે. તમેજ જાતે જઇને માલતી બ્હેન જેવું જ લઇ આવજો. આવું ટોળાં જેવું લાવશો

તો કુંવામાંજ નાંખી દઇશ !"

"કચરા" ઉપર "ઠોઠાં" શબ્દ ઉમેરાયો. મારા પ્રિય સ્વર્ગસ્થ ઘડીઆળની વધતી જતી નિંદા અસહ્ય હતી! પણ શું થાય? વધારે બોલું તો વળી મશ્કરીમાં ગણી કાઢે. માલતી બ્હેનનું ઘડીઆળ કેવું હશે તે કાન્તા ને તેનાં માલતી બ્હેનજ જાણે. પણ કાન્તાને લલચાવનાર અને આકર્ષનાર એ ઘડીઆળ ખરેખર બહુ સુંદર અને ખર્ચાળ હશે એમ મને લાગ્યું. મેં જાણવાનો નિશ્ચય કર્યો: 'માલતી બ્હેનનું ઘડીઆળ કેવું છે, તેની મને શી ખબર પડે ?"

કાન્તા "ઘણીએ વાર તમને કહ્યું હશે, પણ તમારી દાનત સાફ હોય ત્યારે ધ્યાન રહેને ? ખાસું મોટું છે, અને આનાથી દોઢું હશે. દેખાવમાં તો આનાથી હજારગણું સુંદર છે.

ઘડીઆળનું વર્ણન આપતાં કવિની જેમ કાન્તાએ અતિશયોક્તિ કરી નાંખી. પણ એટલાથી શું સમજાય ? મેં પૂછ્યું: "પણ કંઇ મેકર (બનાવનાર) નું નામઠામ હશેને ? ઘણાંયે ઘડીઆળો મોટાં અને સુંદર હોય, તેથી આજ ઘડીઆળ તારે જોઇતું હશે, એમ કેમ ખબર પડે ?

કાન્તા આ વાક્યો સાંભળી ઘડીભર વિચારમાં પડી. પણ રાત દિવસ મનમાં રમી રહેલી વાત યાદ આવતાં કેટલી વાર લાગે ? એણે તરતજ કહ્યું: "મેકરના નામની તો ખબર નથી; પણ વચમાં "Venus" (વીનસ્) એટલા શબ્દો લખેલા છે." કાન્તા ય થોડું ઘણું અંગ્રેજી ભણેલી છે; નામ તો સારી રીતે ઉકેલી શકે ! મને તે વખતે લાગ્યું કે સ્ત્રીઓને અંગ્રેજી ભણાવવું બહુ નુકશાનકારક છે !

"વીનસ" નામ સાંભળીને મારો રૂંવે રૂંવે દીવા બેઠા. એ ઘડીઆળ મેં જોયું હતું. સાધારણ કીમતનું છે; બહુ ખર્ચાળ નથી એ હું જાણતો હતો. છતાં કાન્તાને વધારે સતાવવાની મરજી થઇ: "એ નામના તો જાત જાતનાં ઘડીઆળો આવતાં હશે. ઘડીઆળ જોયા વગર કેમ સમજાય !"

બસ. આટલું કહેવાનીજ વાર હતી. કાન્તા પાસેના બંગલામાં દોડી. આતુરતાથી એના મૃદુ હાથના સ્પર્શની રાહ જોઇ રહેલાં બિચારા વાસણોની મને દયા આવી. પણ તેમની સ્થિતિ પર વધારે વિચાર કરવાની કાન્તાએ તક ન આપી. હાથમાં ટાઇમપીસ લઇને તે દોડતી પાછી આવી, અને મને બતાવ્યું: "લ્યો જુઓ. બરોબર જોઇ લેજો. પછી કહેશો કે 'ભૂલી ગયો.' તે નહિ ચાલે."

"પણ આ ઘડીઆળ તો બહુ ખર્ચાળ લાગે છે. વળી ક્યાં મળતું હશે તે કોણ જાણે !" મેં છેલ્લો પાસો નાંખ્યો કાન્તા એમ તો કરકસરવાળી અને ઘરરખુ છે. મેં ધાર્યું હતું કે "ખર્ચાળ" શબ્દ સાંભળી તે પોતાની રટ મુકી દેશે. પણ તે એમ ગાંજી જાય એવી નહતી.

કાન્તા: "હવે ખર્ચજ તે શાની છે ? ફક્ત છ રૂપીઆ બેસે છે. અબ્દુલ રહેમાન સ્ટ્રીટમાં ચુનીલાલ છગનલાલની કે બીજા કોઇ ઘડીઆળીની દુકાને જશો તો એકને બદલે એકવીસ મળશે. માલતી બ્હેનના 'ઘરમાંથી' હજી ગઇ પહેલી તારીખેજ લઇ આવ્યા છે."

મેં જોઇ લીધું કે આ પાસો અવળો પડ્યો. એ તો કીમત અને દુકાનની પણ તપાસ કરીને આવી હતી. મનમાં ને મનમાં એનાં "માલતી બ્હેન" ને અને તેમનાં "ઘરમાંથી" ('એટલે' કે તેમનાં પતિદેવ) ને કંઇ કંઇ કહી નાંખ્યું. લોકો હમણાં 'હમણાં પડોશીધર્મજ' ભૂલી ગયા છે અને તેથીજ ભારતની આટલી અધોગતિ થઇ છે! પડોશીનો ધર્મ છે કે સારી વસ્તુ આણી

બીજાઓને લલચાવી ખર્ચના ખાડામાં ઉતારવા નહિ. એવી વસ્તુ લાવ્યા હોય તેણે પરોણાની નજરે ન ચઢે એમ મુકી રાખવી. પણ આ તો માત્ર લલચાવીનેજ જંપતા નથી; બધી બાતમી પૂરી પાડી ઉલટા દાઝયા પર ડાગ દે છે !

છેવટે મારે કબુલાત આપવી પડી: “ ઠીક છે. કાલે એવું ઘડીઆળ લઇ આવીશ.”

કબુલાત મળી એટલે કાન્તા એને સંભારતાં વાસણોની સંભાળ લેવા ચાલી ગઇ. પણ મારૂં મન હજી માનતું ન હતું. બની શકે તો નવી ઘડીઆળનો ખર્ચ બચાવવાને હજી મને ઉમેદ હતી. મેં જુનું ઘડીઆળ અભરાઇ ઉપરથી નીચે ઉતાર્યું. પાંચ - દશ વાર આમ તેમ હલાવી જોયું પણ તેણે જવાબ આપવાની ઘસીને ના પાડી. પરન્તુ તેથી નિરાશ નહિ થતાં એક કુશલ સર્જનની જેમ ગજવામાંથી ચાકુ કાઢી તેની ઉપર ઓપરેશન કરવા હું તૈયાર થયો. આ કામ કાન્તા રસોડામાંથી પાછી ફરે તે પ્હેલાં પૂરૂં કરવાનું હતું, નહિતો—નહિતો વળી શું ? એકાદ બે સાંભળવી પડે ! મહા મહેનતે એના કટાઇ ગયલા સ્ક્રુ ઢીલા કરી અંદરનું સાંચાકામ છુટું કર્યું. દરેક ભાગ તપાસીને, સાફ સુફ કરી કરી તેલ લગાવી પાછો ગોઠવી દીધો. આટઆટલું કર્યું છતાં ઘડીઆળમાં પ્રાણ પાછો ન આવ્યો તે નજ આવ્યો. મને લાગ્યું કે કદાચ સાંચાકામ પાછું ગોઠવવામાં મેં ભૂલ કરી હશે. પણ તે બનેજ કેમ ? મારાથી કોઇ પણ બાબતમાં ભૂલ થાય એ સંભવેજ નહિ. મનમાં એક બીજી શંકા તે વખતે થઇ. નવું “ માલતી બ્હેન જેવું ” ઘડીઆળ મેળવવાની ઉત્સુકતામાં કાન્તાએ તો કંઈ કરામત એમાં નહિ કરી હોય ? સાંચાકામ પાછું ગોઠવ્યું ત્યારેજ મને લાગ્યું હતું કે આમાં એકાદ ચક્કર જરૂર ખુટે છે. પણ એ શંકા ટાળવી કેવી રીતે ? કાન્તાને પૂછવાનું તો બની શકે એમ હતુંજ નહિ. શા કારણે, તે તો પરણેલાઓ વધારે સારી રીતે અનુમાન કરી શકશે, મોઢે કહી બતાવવાની કંઇ જરૂર છે !

[ ૨ ]

એ ઘડીઆળની મ્હોકાણમાં બીજે દિવસે મારે ૫–૪૫ વાગ્યાની ગાડીમાં નીકળવાનો મારો નિયમ તોડવો પડ્યો. કમબખ્ત ટ્રામે બરોબર અર્ધો કલાક રાહ જોવડાવી. માંડ સવા ૭ વાગ્યે હું અબદુલ રહેમાન સ્ટ્રીટમાં પ્હોંચ્યો. ૭ આટલાંનો ભાર ગજવામાંથી ઓછો કરી મેસર્સ ચુનીલાલ છગનલાલની દુકાનેથી એક “ વીનસ ” એલાર્મ ટાઇમપીસ બરોબર ટાઇમ વગેરે મુકાવી ચાલુ કરીને લીધું અને મારી હેન્ડબેગમાં મુકીને મરીન લાઇન્સ સ્ટેશનનો રસ્તો લીધો. મને બરોબર એક કલાક મોડું થયું હતું સદ્‌ભાગ્યે કે દુર્ભાગ્યે ૬–૫૧ વાગ્યાની ફાસ્ટ ટ્રેન મને મળી ગઇ. સેકન્ડક્લાસ કંપાર્ટમેન્ટમાં મેં મારી જગ્યા લીધી અને બેગને ઉપરની અભરાઇ પર ચઢાવી. કંપાર્ટમેન્ટની ચારે બારી પાસેની જગ્યાઓ ચાર જણે રોકી લીધી હતી એટલે મારે વચમાંજ બેસીને સંતોષ માનવો પડ્યો. વધારામાં એ કંપાર્ટમેન્ટ બીડી પીનારાઓ માટેનો હતો. મારી પાસે બારી નજદીકની જગ્યા રોકીને બેઠેલ ગૃહસ્થ જોઇએ તે કરતાં વધારે મળતાવડા સ્વભાવનો મને લાગ્યો. હજી ટ્રેન ઉપડી નહતી ત્યાં તેણે મારી પાસે દીવાસળીની પેટી માગી. મેં કહ્યું કે હું નથી રાખતો. એટલે તેણે ધારાસભાની ચુંટણી માટે થતી ધમાલ વિષે વાત કાઢી. તેણે અભિપ્રાય આપ્યો કે કલેક્ટરે આ યુક્તિ રચી છે એટલે વિઠ્ઠલભાઇ હવે ફાવશે નહિ. મેં જણાવ્યું કે હું તેથી વિરૂદ્ધ અભિપ્રાય ધરાવું છું. ઉલટા લોકો વિઠ્ઠલભાઇને મત આપવામાં વધારે

ઉત્સાહ બતાવશે અને તેઓ જરૂર ચુંટાશે.

આમ વાતચીતમાં ગ્રાન્ટરોડ આવી પહોંચ્યું. મારી સાથે વાતચીત કરનારો મુસાફર ઉભો થયો અને મને કહ્યું: "મારી જગ્યા સાચવશો ? મારે થોડોક મેવો સ્ટોલ માંથી લેવા જવું છે." મેં કહ્યું. "એમ કેવી રીતે સાચવી શકાય ? કોઇ આવે તો કાંઇ ના ન પાડી શકું, તમારો હકક જણાવવા એ જગ્યા પર કંઈએ તો કુંઇ મુકતા જાઓ."

તેણે સુચના માટે આભાર માન્યો અને અભરાઇ પરથી ઊતારી એક બેગ ત્યાં આગલ મુકી. તે ઉતાવળે નીકળીને સ્ટોલની દિશામાં ચાલ્યો ગયો.

ટ્રેન ઉપડવા લાગી છતાં તે પાછો ફર્યો નહિ. ચાલતી ટ્રેને એક કદાવર દેખાવનો માણસ કંપાર્ટમેન્ટનું બારણું ઉઘાડી અંદર આવ્યો. બારી પાસેની ખાલી જગ્યા જોઈ એનો ડોળો ચોંટયો. બેગ ઉપાડી લેવાની તેણે મને સુચના કરી. મેં કહ્યું કે એ બેગ મેં મુકી નથી. મને તેની સાથે કાંઇ પણ સંબંધ નથી. સામેની જગ્યા પર બેઠેલા એક જુવાને કહ્યું એ બેગ તો એક ગૃહસ્થ મુકીને ગયા છે. પણ પાછા ફર્યા નથી."

"એમ ?" નવા આવનારે આશ્ચર્ય ચકિત થઈને કહ્યું, "એ માણસનો દેખાવ કેવો હતો ?"

"જાડો પણ ઠીંગણો સરખો અને બાંધી દડીનો માણસ હતો." પેલા પરગજુ જુવાને જવાબ આપ્યો ?

"અને આ બેગ તેની છે ?" નવા આવનારે વળી પ્રશ્ન સવાલ પૂછ્યો.

"તે તો મને ખબર નથી. પણ તેણે ત્યાં મુકી છે એટલું જાણું છું. ખસેડીને બેસી જાઓને !" જુવાને ઉત્તર દીધો અને રસ્તો બતાવ્યો.

"હું ખસેડું ?" નવા આવનારે કંઈક ગભરાટથી કહ્યું. "કદી નહિ."

બીજા છેડાની બારી આગળ બેઠેલા છાપું વાંચતા એક વૃદ્ધ ગૃહસ્થનું ધ્યાન ખેંચાયું. તેમણે કહ્યું "તમે ખસેડશો તો એ વાંધો નહિ લે. તે વઢકણા સ્વભાવનો હોય એમ મને તો ન લાગ્યું."

"હું તેનાથી નથી બીતો. હું તો આ બેગથી ડરૂં છું." નવા આવનારે ખુલાસો કર્યો, અને જાણે બેગથી ભડકતો હોય તેમ સામી બારી પાસે જઇને ઉભો.

મારી સામે બેઠેલા એક ભાટીઆ ગૃહસ્થે અભિપ્રાય આપ્યો: "બેગ કંઈ ભડકાવે એવી તો નથી લાગતી."

"પરમ દિવસે ચર્ચગેટ સ્ટ્રીટમાં પેલી મોટરના ભુકા નીકળી ગયા, તે પણ એવીજ બેગથી, અને—" નવા આવનારે બાતમી આપી. મુસાફરોના ગભરાટમાં એવું વાક્ય પુરેપુરૂં ન સંભળાયું. પેલો જુવાન પણ ઉઠીને કંપાર્ટમેન્ટને બીજે છેડે પહોંચી ગયો હતો.

ટ્રેન ગ્રાંટરોડની ઉપડી વાંદરાં પહોંચતાં પહેલાં થોભે એમ ન હતું. હજી લીઅર પરેલ હમણાંજ મુકયું હતું. હું ગભરાટનું કારણ સમજી શકયો ન હતો એટલે મારી જગ્યાએજ બેઠો રહ્યો હતો પેલા નવા આવનારે બુમ પાડીને કહ્યું; "એ મીસ્ટર ! ત્યાંથી ઉઠી જાઓ નહિ તો ભુકા નીકળી જશે !"

"પણ છે શું ! શાથી ભૂકા નીકળી જશે ?" એની સુચનાનો ઉતાવળે અમલ કરતાં મેં કહ્યું.

"હોય શું. વળી ? એ બેગમાં બોંબ મુકેલો છે." પેલાએ કહ્યું.

"પણ તમે કેમ જાણ્યું ? એ માણસ કોણ છે ?" એ ત્રણ મુસાફરોએ એક સાથે પૂછ્યું.

" કેમ જાણ્યું ? હું ડીટેકટીવ ખાતાનો માણસ છું. એ માણસ જબરો ઉઠાવગીર અને ધાડપાડુ છે. મને ખબર મળી કે તે આ ટ્રેનમાં છે એટલેજ હું અહિં આવ્યો. તેણે મને જોયો હોવો જોઇએ."

" હા ! તે બારીમાંથી બ્હાર જોતો હતો ! " બધા એક સાથે બોલી ઉઠયા.

" ત્યારે તો નક્કી એજ ! એ પામી ગયો કે હવે પકડાઇ જવાના; એટલે બેગ મુકીને વચ્ચે માપી ગયો.

- " પણ હવે બેગનું શું કરવું ? એ ઉંચકીને ફેંકી દેવી જોઇએ. " મેં ગભરાટમાં કહ્યું.

" હું પણ એજ વિચાર કરતો હતો. " નવા આવનારે કહ્યું.

" એને ઉંચકીને ફેંકી દો. " મેં સૂચના કરી.

" તમે વધારે નજદીક છો. તમેજ ફેંકી દો. " એણે સામો જવાબ વાળ્યો. દુર્ભાગ્યે હું સૌથી આગલ હતો. ગભરાટમાં સંકટ સમયે ખેંચવાની સાંકળ તો કોઇને યાદ આવી નહિ.

" હું બીજાઓની ચીજને કદી અડકતો નથી. " મેં પ્રમાણિકપણે વાંધો બતાવ્યો. " કદાચ આ શેઠ—" મેં બાટીયા ગૃહસ્થ તરફ આંગલી ચીંધી, પણ તેમણે તો જાણે, સાંભળ્યુંજ નથી એવો ડોળ કર્યો.

" તું સૌથી જુવાન ને બ્હાદુર છે, " પેલા વૃદ્ધ ગૃહસ્થે જુવાનને કહ્યું " જોઇએ તારી બ્હાદુરી દીકરા ! "

જુવાને વાંધો લીધો કે એ જવાબદારીનું કામ હોવાથી કોઇ મોટાએ તે કરવું જોઇએ !

વૃદ્ધની સામે એક જાડા ગૃહસ્થ બેઠેલા હતા. બધાંની નજર તેમની ઉપર ઠરી. પણ તેમણે તો કહ્યું કે " કોઇ પણ કામ કરતાં પહેલાં તેનું કારણ ચોકસ્સ થવું જોઇએ. એ મુસાફર કે એની બેગ કોઇ પણ રીતે નુકસાન કરવા માંગે છે, એમ હું નથી માનતો ".

" એમ ? ખાત્રી કરી છે ? તો જરા બેગની પાસે જઇ કાન માંડો અને જુઓ કે અંદરથી ઘડીઆળના જેવો ટીક ટીક અવાજ આવે છે કે નહિ ? " પેલા ડીટેકટીવે ખાત્રી કરી લેવાનો રસ્તો બતાવ્યો.

અમે શાંત થયા. બેગમાંથી જરૂર ટીકટીક અવાજ આવતો હતો. " પણ તેમાં શું ? " મેં પૂછ્યું.

" એટલુંયે સમજતા નથી ? એમાં અમુક ઠેરવેલે વખતે ફુટે એવો બોંબ મુકયો છે. ઘડીઆળના જેવું સાંચાકામ બોંબ સાથે જોડીને જેટલો વખત મુકયો હોય તેટલો વખત પછી બોંબ આપોઆપ ફુટે છે. તમે એવા બોંબ વિષે સાંભળ્યું કે વાંચ્યું નથી ? " મારા અજ્ઞાન માટે અજાયબ થતો હોય તેવા અવાજે ડીટેકટીવે કહ્યું.

" એમજ હોય તો બેગ તુરતજ ફેંકી દેવી જોઇએ. કોને ખબર અંદરનો બોંબ ક્યારે ફુટશે ? " મેં કહ્યું.

" બરોબર છે. મારો પણ એવોજ મત છે. " જુવાને કહ્યું. બીજાઓએ પણ એજ અભિપ્રાય આપ્યો.

" ગભરાઓ નહિ, " બાટીયા ગૃહસ્થે મને હિમ્મત આપી પણ એમના ટાંટીઆ ધ્રુજીઆ રમતા હતા !

" બિલકુલ નહિ. ફેંકનાર સંભાળથી ઉંચકીને ફેંકે એટલે બસ ! " મેં મારી હિમ્મતની ખાત્રી આપી.

" શાબાસ ! " ડીટેકટીવે કહ્યું. " તમે એ કામ બરોબર કરી શકશો. " એમ કહીને તેણે મને જરા આગળ ધકેલ્યો.

" નહિ જી ! " મેં વાંધો લીધો: " બારી બંધ છે. "

બધાં એક સાથે બોલી ઉઠયા કે મારે ફેંકીજ પડશે અને બેગની ઉપર જઇ પડું એવો ધક્કો તેમણે મને માર્યો. એ વખતે સ્પ્રીંગ છુટતી હોય એવો અવાજ બેગની અંદરથી આવ્યો.

" બાપરે ! હમણાં ફૂટશે. જલ્દી કરો."

બધાંએ ચીસ પાડી. વૃદ્ધ ગૃહસ્થ બાંકડા પર ઉભા થઇ ગયા. જુવાન તો છેક અભરાઇ સુધી પ્હોંચી ગયો. મેં હિમ્મતથી આંખો મીચી બેગ ઉપાડી લીધી અને બારીમાંથી ફેંકી. તેજ વખતે જુવાને ચીસ પાડી અને કંઇક તુટવાનો અવાજ થયો. મેં ધાર્યું કે બેગ ફુટયો હશે, પણ ખરી હકીકત તો એ હતી કે જુવાનના ભારથી અભરાઇ તુટી પડી હતી અને જુવાન અભરાઇ સાથે વૃદ્ધ ગૃહસ્થના ટાળકાં માથા પર પડયો હતો ! વૃદ્ધ સામેના જાડા ગૃહસ્થની ઉપર જઇ પડયા અને બન્નેએ સાથે ભાટીયા ગૃહસ્થની ખબર લીધી. તેમની ચાંચીયા પાઘડી કચ્છના રણના સપાટ પ્રદેશનો આકાર ગ્રહણ કરવાની આતુરતા બતાવવા લાગી. ભાટીયા ગૃહસ્થે ડીટેક્ટીવની પીઠનો આશ્રય લીધો અને બન્ને જણાનો ભાર મારી પર આવી પડયો ! અમે બધાં કપડાંની ધૂળ ખંખેરીને માંડ સ્વસ્થ થયા હઇશું, ત્યાં વંદરા આવી પહોંચ્યું. પેલો ડીટેક્ટીવ અહિં ઉતરી ગયો.

એને ગયાને માંડ અર્ધી મીનીટ થઇ હશે, ત્યાં ગ્રાંટરોડ ઉપર રહી ગયેલો પેલો ગૃહસ્થ હાથમાં એક નાની પોટલી લઇને આવી પહોંચ્યો. આવતાંજ તેણે ખુલાસો કર્યો. " મેવો લેતાં મને જરા વાર લાગી ને ટ્રેન ઉપડી ગઇ. હું માંડમાંડ ગાર્ડના ડબ્બામાં ચઢી બેઠો. તમે મારે માટે જગ્યા તો રાખી છે ને ?" એમ કહી તેણે જગ્યા તરફ નજર કરી. ખાલી જોતાંજ તેણે સવાલ કર્યો: " પણ બેગ ક્યાં ?"

" બેગ ! હં,એં ! બેગ ! " બધાં માથું ખંજવાળવા લાગ્યા. કોઇ ખુલાસો કરી શક્યું નહિ. મેં બીજાઓની સામે જોયું; તેમણે મારી સામે જોયું. પેલો ગૃહસ્થ બધાના મોંઢાં તરફ ટીકીને જોઇ રહ્યો. એને શંકા થઇ હશે કે આ બધા ગાંડા થઇ ગયા છે ! "

" કંઇક ગેરસમજુતી થઇ લાગે છે, " ભાટીયા ગૃહસ્થે આખરે કહ્યું.

" ગેરસમજુતી ? શાની ગેરસમજુતી !" પેલા ગૃહસ્થે સવાલ કર્યો.

" તમે ગ્રાંટરોડ ઉતર્યા પછી એક ડીટેક્ટીવ અહિં આવ્યો હતો. તે કોઇ બદમાશની પાછળ પડયો હતો. તેણે કહ્યું કે બેગ ભયાનક છે. " વૃદ્ધે ખુલાસો કર્યો.

" ભયાનક ? મને તો એવું કંઇ ન લાગ્યું ! બીજી બેગો હોય છે તેવી સાધારણ બેગ હતી. " પેલા ગૃહસ્થે કહ્યું.

" બરોબર છે. બરોબર છે. મને પણ એમજ લાગ્યું હતું " ભાટીયા ગૃહસ્થે રાંડયા પછીનું ડહાપણ બતાવ્યું.

" મેં પણ એવી ઘણી બેગો જોઇ છે," પેલા જુવાને ખાત્રી આપી.

" છતાં એવી બાબતમાં કંઇ કહી શકાય નહિ. આ ગૃહસ્થે ધાર્યું કે—" એમ કહીને જાડા ગૃહસ્થે મારા તરફ આંગળી કરી.

" માફ કરજો, સાહેબ ! " મેં કહ્યું. " તમે એમ ધાર્યું હતું. "

" હા ! પણ એ ફેંકી દેવી જોઇએ એમ તમેજ કહ્યું હતું. " ભાટીયા ગૃહસ્થ મને સંબોધીને બોલી ઉઠયા.

" બિલકુલ નહિ !", મેં વાંધો લીધો.

" ગમે તેમ હોય પણ તમે એ ઉપાડીને ફેંકી એનો ખરું ને ! " જાડાએ મારી ઉપર આરોપ ઢોળ્યો.

" એટલે શું તમે બધાએ મને બદમાશ

ધારી લીધો ?" પેલા ગૃહસ્થે ધમકી આપતા અવાજે પૂછ્યું.

"ના, ના ! બિલકુલ નહિ," અમે બધા એક સાથે બોલી ઉઠ્યા !

"પણ તમે એમ તો માનીજ લીધેલું કે બેગ મારી હતી ?" તેણે કહ્યું. અમે બધાએ સંમતિમાં ડોકાં નમાવ્યાં.

"તમે સજ્જડ ભૂલ્યા. બેગ મારી ન હતી. આ ગૃહસ્થે ( તેણે મારા તરફ આંગળી કરી. ) મને જગ્યા પર કંઇ મુકી જવાની સૂચના કરી. મારી પાસે કાંઇ પણ ન હતું, એટલે મેં તેમનીજ બેગ અભરાઇ પરથી લઇને મુકી." તેણે ખુલાસો કર્યો.

મેં અભરાઇ તરફ નજર કરી. બેગ ત્યાં ન હતી. 'ટીકટીક' અવાજનું રહસ્ય હવે સમજાયું.

"બાપરે !" હું પોકારી ઉઠ્યો. "એમાં તો કાન્તા માટે લીધેલું એલાર્મ ટાઇમપીસ હતું !" મારા મોઢાપર તે વખતે કેવો ભાવ દેખાતો હશે તે પ્રભુ જાણે ! સામે અરીસો ન હતો એટલે એ જોવાનો લ્હાવ હું લઇ શક્યો નહિ. મારી સામે બેઠેલા બધા મારી આ દશા જોઇ નિર્દયપણે મનમાં મલકાતા હતા. પણ મારું ધ્યાન તેમના તરફ ન હતું. ઘેર જઇ કાન્તાને શું જવાબ દઇશ ? તેજ ભયંકર સવાલ મનમાં ઘોળાયા કરતો હતો. બાકીનો સમય ટ્રેનમાં કેમ પસાર કર્યો અને બંગલે કેવી રીતે પહોંચ્યો તે મારું મન જ જાણે છે !

આ "જવાબદાર" કહાણી અહિંજ ખતમ કરું છું. કાન્તાને ઘેર જઇ શો જવાબ દીધો અથવા તેના તરફથી કેવો સત્કાર મળ્યો, તે બીજાઓને શા માટે જણાવવું જોઇએ ? એવી બાબતો માટી બેપર એકલાંજ સમજે એ વધારે ઠીક છે; ત્રીજાને તેમાં માથું મારવાનો હક્ક નથી. પરણેલા પુરુષો ભલે અનુમાન કરી લે; કુંવારાઓ ભલે કલ્પનાની ઇમારત ઉભી કરે, પરન્તુ મારી જીભે તો નહિ કહું !

---

એક દિવસ ગંગુએ મોંઘાભાઇ વણિકબંધુને પૂછ્યું: "શેઠ સાહેબ ! આપ સ્ત્રી છો કે પુરુષ ?"

વણિક સજ્જન થોડાં રમૂજી વચન સુણાવી ઘુરક્યા કે: "સ્ત્રી તો નથી અનાડી! પુરુષ છું. તમારા, બ્રાહ્મણોનું ગામ ને ગોમ દીસતું રહ્યું."

ગંગુ: બોલ્યો, "શેઠ સાહેબ ! લાલ ઘડો. વારું આપ વૈષ્ણવ તો હશોજ ?"

શેઠ: "હાસ્તો."

ગંગુ: ત્યારે ધર્મી વૈષ્ણવો તો "વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક" એમ માને છે, પોતાને ભગવાનની સ્ત્રીઓ લેખે છે અને એથી ઉલટું માનવામાં અવિવેક ગણે છે."

શેઠ: "શું અમે એમ નથી માનતા ?"

ગંગુ: "ત્યારે-ચીડાવા શું કામ ?"

શેઠ: હા હું. સ્ત્રી, સ્ત્રી, શાબાશ ગંગુ ! લે ઇલાયચી તો લે.

"દીનેશ"



# અમ્મર રાખડી !

લેખક : શ્રીયુત નાનાલાલ દલપતરામ પટેલ.

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને...એ રાગ. )

[ ૧ ]

આવો વીરા ! બાંધું અમ્મર રાખડી,
વીરપસલીનો અવસર આ અણમૂલ જો !
વારી વારી જાઉં વીરા તમ વારણે,
ભવભવમાં માગું ભ્રાતા તમ તુલ્ય જો !
આવો વીરા ! બાંધું અમ્મર રાખડી.

[ ૨ ]

રક્ષાબંધનમાં રક્ષણ છે રામનું,
સંકટ સમયે કરશે શ્રી હરિ સ્હાય જો !
તેત્રીસ કોટિ દેવ વસ્યા છે તાંતણે,
જેની સ્હાયે ભવસાગર ઉતરાય જો !
આવો વીરા ! બાંધું અમ્મર રાખડી.



[ ૩ ]

રક્ષાબંધન દેશ—ઐક્યની દોરડી,
પ્રેરે કરવા દેશહિતનાં કામ જો !
તન, મન, ધન કુરબાન કરો માતૃપદે,
અવિચળ થાશે જગઇતિહાસે નામ જો !
આવો વીરા ! બાંધું અમ્મર રાખ

[ ૪ ]

રક્ષા બાંધી ઘરમાં નવ બેસી રહો,
દેશયજ્ઞમાં કૂદો મોંઘા વીર જો !
આશિષ અરપે બ્હેની ઉર ભરી ભરી,
કોડ પુરો પિતૃકુળ-દીપક ધીર જો !
આવો વીરા ! બાંધું અમ્મર રાખડી.





# દિવાસો.

( પત્ર સ્વરૂપે )

લેખકઃ શ્રીયુત 'ભાવિક' એમ. એ.

[ ૧ ]

પ્રિયે ! હમણાં મેં સાંભળ્યું છે કે લોકો-સ્ત્રી પુરૂષો-"સુધરતા" જાય છે. સ્ત્રી પુરૂષો ભલે સુધરે; તેઓ સુધરો, એવી મારા અંતરની અભિલાષા છે. તેઓ સુધરો, જ્ઞાન પામો, વિજ્ઞાન જાણો, કળા શીખો. સૃષ્ટિ સંબંધી વિશેષ માહીતી મેળવો અને જીવનને સુવ્યવસ્થિત કરો ! પણ "સુધરતા" જતાં નર નારીઓ વિષે મેં એક વિચિત્ર વાત સાંભળી છે: 'જેટલું જૂનું એટલું ખરાબ' એ મત સ્વીકારી તેઓ આપણા જૂના, પ્રાચીન, રસિક રિવાજોને છોડી દેતા જાય છે. જૂના, રસિક, મનોહર રિવાજોનો ત્યાગ કરે છે; તેને સ્થળે નવા કોઇ તેવા ગ્રહણ કરતા નથી! કમાએલું બધું ખોઇ નાખે છે, તેને ઠેકાણે નવું કમાવાની દરકાર કરતા નથી. કેવો વિચિત્ર ન્યાય! મારાથી આ સહન થતું નથી. શી રીતે સહન થાય ? તને દિવાળી, વીરપસલી, માણેકઠારી પૂનમ, દિવાસો મૂકી દેવાં ગમશે કે ? મને તો કદીએ નહીં ગમે. અને તને આપણી સનાતન લગ્નવિધિ-તે સાથે તેનાં મંગળ ગીતો અને આંબાનાં તેરણો અને મંડપો અને વરઘોડા-છોડી દેવાનું મન થશે ખરું ?-તે પણ જૂનાજ રિવાજો છે ! મને ખાત્રી છે, કોઇ દિવસ તને એમ કરવું નહીં રૂચે. લોકો "સુધરે" ભલે-સુધરે તો ઘણું સારૂં-પણ આપણા આવા પ્રાચીન, રમણીય રિવાજોનો ત્યાગ ન કરે ! નહીં તો પછી આત્માનો આનંદ તેઓ ક્યાં ક્યાં શોધશે ? હૃદયની સ્વાભાવિક રસની ભુખ શી રીતે સંતોષશે ? જીવન શુષ્ક, યાંત્રિક થઇ સંસારના પરિતાપથી તપ્યાં કરશે નહીં શું ?

[ ૨ ]

ગઇ કાલે દિવાસો હતો. દિવાસો ! કેવો નાનકડો, સુંદર શબ્દ ! કેવા કેવા રસિક, મનોહર વિચાર આવતો મધુર શબ્દ ! દિવાસો એ સ્ત્રીજીવનનો એક મોંઘો, દુર્લભ ઓચ્છવ. દિવાસો એટલે વ્રત, ઉપવાસ, દેવદર્શન. દિવાસો એટલે જાગરણ, રાસડા, હાસ્યવિનોદ. હિંદુ સ્ત્રી જીવનના લાંબા, સુખ્ખા મુસાફરી સોડયમાં ગાળેલા આકરા ત્રણસેં ને સાઠ દિવસોમાં માત્ર એકજ દિવાસો ! દુઃખના દિવસો ઢગલાબંધ; સુખનો એકજ ! અને કુદરતમાં પણ શું દેખાય છે ? મહીનામાં અજવાળી રાતો થોડી ને અંધારી ઝાઝી ! દિવાસાનો દિવસ તે સ્ત્રી જાતિનો સોનાનો સૂર્ય. તે દિવસે તેઓ હસી શકે, રમી શકે, નિત્ય વ્યવહારનાં, લાજ શરમનાં, દાબનાં કૃત્રિમ બંધનો દૂર કરી તે દિવસે તેઓ પોતાના સ્વાભાવિક તેજસ્વી સ્વરૂપમાં આવી સ્વેચ્છાથી આચરી શકે, વિચરી શકે. તે દિવસ તો જાણે સ્ત્રીત્વનો

પરમ માંગલિક, જન્મદિવસ ! હર્ષ, ઉત્સાહ, સ્વતંત્રતા, સુંદરતા, પ્રભુતાથી ઉભરાતો રમ્ય વસંતકાલ ! તે દિવસ ગયો એટલે સ્ત્રીઓને કોણ હસવા દીયે, રમવા દીયે ? તે દિવસ ઓઢયા પહેર્યા વિના, નાચ્યા કૂદ્યા વિના, હસ્યા હસાવ્યા વિના જેનો ગયો તેનાં ત્રણસેં સાઠેય દિવસ બગડયા સમજવા. તારા ત્રણસેં સાઠેય દિવસ બગડયા તો નથીને, વ્હાલી ?

[ ૩ ]

મારા એક મિત્રે કહ્યું, ભાઇ, રાસડા અને ગરબાનો રસિક સમય તો ગયો. મેં અધીરાઇથી પૂછ્યું: "ત્યારે સારી રાતનાં જાગરણ સ્ત્રીઓથી શી રીતે થતાં હશે !"

"શી રીતે શું ? ગંજીફે રમી, ચોપાટ રમી, ગામગપાટા મારી !"

"પણ શા માટે તેમણે રાસડા ગરબાનો ત્યાગ કર્યો ?" મેં ધડકતે હૈયે પૂછ્યું.

"રાસડા તો કોળી વાઘરીની સ્ત્રીઓજ લીયે, એવી માન્યતા તેમના મગજમાં ઘુસી ગઇ છે. અરે ભાઇ, રાસડા લેવાને તેમનું મન ના કહે છે એટલુંજ નહિ પણ તેમનું શરીર ના કહે છે !"

મેં એક નિસાસો મૂક્યો. મારા અંતરમાંથી ઉભરાઇ આવ્યું, 'અરે પ્રભુ ! આજે રાસડા મૂકયા તે કાલે ચાંલ્લો મૂકે; પરમ લિવસ સૌભાગ્ય કંકણ મૂકે !"

હું પૂછીશ કે સ્ત્રીઓ રાસડાનો ત્યાગ કરે તેમાં મારે શું ? પણ આપણા સ્નેહજીવનના પ્રથમ પ્રભાતે મેં તને શો પ્રશ્ન પૂછ્યો હતો, યાદ છે ?—"તને રાસડા આવડે છે ? મારે શીખવા છે." આ પ્રશ્ન તને વિચિત્ર લાગ્યો હતો અને તું વિસ્મયથી મારા સામે થંભી રહી હતી, તે મને હજી યાદ છે. જગત ભલે મશ્કરી કરે પણ રાસડા શીખવાની હોંસ મને તે દિવસે હતી અને આજેય છે—સદાકાળ હશે. એકલા રાસડામાં નહીં પણ કરુણામયતા અને મોહકતાના અજબ મિશ્રણરૂપ આખા સ્ત્રીજીવનમાં-મને રસ ઉપજે છે. મન તેમજ શરીરને હિતકર, આત્માને એ ઘડી ગગનની ઉંચાઇ વીંધી ઉડતો હોય એવો અનુભવ કરાવનાર રાસડા તો સ્ત્રીજીવનનાં તેજ, સૌન્દર્ય ભાવોની જીવંત પ્રતિમા છે; સાત્વિક આનંદની પરિસીમા, સંગીત ને માધુર્યનો નમુનો છે. તે ન હોત તો સ્ત્રીજીવનનાં રસ સરોવરીયાં સુકાઇ જાત. જો, આ બ્રહ્માંડ અને સૂર્યમાળ પણ તે મહાજ્યોત ભાનુની આસપાસ રાસજ રમે છેને ?

[ ૪ ]

આપણા શહેરની સુંદરીઓ વિવિધ રંગનાં, વિવિધ ભાતનાં ઓઢણામાં સજ્જ થઇ દેવ દર્શને નીકળી હતી. આખું વર્ષ સંઘરી રાખેલા અલંકારો આજે પહેરવાને કાઢયાં હતા. નવીન રંગમાં તાજાં રંગેલાં વસ્ત્રો આજે બહાર કાઢયાં હતાં. શેરીઓ, ચૌટાંઓ સ્ત્રીઓના સંઘના સંઘથી ઉભરાતાં હતાં—ત્યાં ચાલવાનો માર્ગ મેળવવો મુશ્કેલ હતો. સ્ત્રીઓના મુખપર વર્ષાઋતુની સાંજે ખીલતી સંધ્યા જેવું તેજ પથરાયું હતું, તેમનાં હૃદય હર્ષથી હીંચોળા ખાતાં હતાં, તેમનાં અંગો હરિણીનાં અંગ સમાં ચંચળ દેખાતાં હતાં. કોઇ પોતાના દૃષ્ટિ ચાપલ્યથી તો કોઇ અંગ હીંડોળથી, તો કોઇ મંદ હાસ્યથી તો કોઇ સુવર્ણ તેજથી જગતને આકર્ષતી હતી. તેમનો અપૂર્વ ઉત્સાહ એવો હતો કે જેમ જાણે સ્વર્ગ અને પૃથ્વીના પંચાંગમાં આજે દિવાસો લખ્યો હોય ! સ્ત્રીઓ માથું ઓળી, ચાંલ્લો કરી, સંભાળથી વસ્ત્રાલંકાર સજી દેવદર્શને જાય તેમાં મારે શું ? મારું હૃદય તો રાસડા માટે તલસતું હતું. રાસડાના અદ્ભુત આનંદ આગળ મને આ બધું તુચ્છ લાગતું. રાસડા સાંભળવાને, રાસ લેતી-લેવરાવતી યુવતીઓના દર્શન કરવાને મારો આત્મા

અધીરો થઈ ગયો હતો. પણ તે રસિક સમય તો ગયો! પ્રિયે, જ્યારથી મેં સાંભળ્યું કે તે રસિક સમય તો ચાલ્યો ગયો ત્યારથી મારી સર્વ ગગનવિહારી કલ્પનાઓ ભાંગી પડી. રાસડા અને ગરબાના સુંદર રિવાજથી સ્ત્રી સમૂહમાં પ્રાચીન રસિકતા રેડાએલી જોવાના મારા અભિલાષ સુકાઈ ગયા. હું બધા ભાવો, બધી કલ્પનાઓ, બધી આશાઓ દબાવીને સીધો ઘેર આવ્યો, અને કર્કશ ગંભીરતા ધારણ કરી, શય્યાને ખોળે માથું મૂકી નિદ્રાના પચરંગી પ્રદેશમાં વિહાર કરવા લાગ્યો.

[ ૫ ]

આ તે સ્વપ્નું આવ્યું. ગંગા જમનાના હરિયાળા કિનારાની વચ્ચે કૃષ્ણ ગોપીઓનો રાસ જામ્યો છે. કદંબ વૃક્ષનાં પાંદડાં ઝીણુંઝીણું ફફડે છે. ગંગા જમનાના જળ-ઘોઘ આઘેથી ધીરા ગભીરા સંભળાય છે. કાંઠે ઉગેલી વનસ્પતિના જૂથમાંથી તમરાંનો તીણો અવાજ કાન વીંધી આવે છે. ઉપર આકાશમાં તારલા ચમકે છે અને નીચે ગોપિકાનાં નેત્રોના તારા ચમકે છે. રાસડો સ્પષ્ટ સંભળાતો હતો:

*"મા' મહીનાની સેજલડી છે સૂની રે, વહાલાજી; ગાતરની ઘાટડીયો બીડું કેની, મારા વહાલાજી." હું એકાએક ઝબકીને જાગી ઉઠયો. બેઠો થયો. ત્યાં ન મળે ગોપીઓ, ન મળે ગંગાકિનારો! હર્ષથી ધબકતું મારું હૃદય શાંત પડવા લાગ્યું. સ્વપ્નનો આનંદ મારો શમી જવા લાગ્યો. તેવામાં દૂર દૂરથી, જગતને બીજે છેડેથી કૈંક ઉંડો, તીણો, મધુરો સૂર આવવા લાગ્યો.

મા' મહીનાની સેજલડી છે સૂની રે, વહાલાજી
ગાતરની ઘાટડીયો બીડું કેની, મારા વહાલાજી;
આંચલડી તે કેની છોડે નાખું રે, વહાલાજી.
હૈયાના હીંડોળા મનમાં રાખું, મારા વહાલાજી.

* શેભણ કૃત બાર મહીના.

મને હજી વિશ્વાસ આવ્યો નહીં. મેં કૈંક હર્ષથી, કૈંક શંકાથી કાન માંડયાં.

"વાયલીયા તે ઠંડા શીતળ વાયરે, વહાલાજી.
હીમાળો હાલ્યો તે,કેમ સેવાય,મારા વહાલાજી."

હું પથારીમાંથી એકાએક કૂદ્યો. રાસડા રમાતા હતા તે સ્વપ્ન નહીં પણ સત્ય હતું. વ્રજનારીઓ નહીં પણ આપણા શહેરની રસિકાઓ, ગંગાકિનારે નહીં પણ આપણી નદી–ને કિનારે રાસ રમતી હતી. આનંદથી મારાં રૂવાં ઉભાં થયાં. હું બારી આગળ જઈ ઉભો રહ્યો.

" અમ ઉપર તે દુઃખનો ડુંગર વ્યાપ્યો રે,
વહાલાજી
શા માટે શિયાળો ઘેર ન ગાળ્યો, મારા
વહાલાજી
તેજ અમારી આંખ તણાં તો ઉલ્યાં રે,
વહાલાજી
હમણાનું હસવું રમવું ભૂલ્યાં, મારા
વહાલાજી ".

મને લાગ્યું, કે આખું જગત હજી અરસિક, શુષ્ક ,નથી થયું. સ્ત્રીજીવનના સરોવરમાંથી રસિકતાનાં ,અમૃત સાવ તો નથી સુકાયાં. મને આશા લાગી કે મારા જીવનના કોડ પૈરા થશે ખરા. હૃદય હલમલાવતો રાસડો તો ચાલુજ હતો.

" દેહતણાં તો દુઃખડાં કોને કહીયેરે, વહાલાજી
આંસુડાં ગાળીને થાકયાં રહીશે, મારા વહાલાજી".

રાસડાનો સૂર, તેની હલક, તે સાથે ગાનારીઓનો એકત્રિત તાલ અને પગની ઠમક સર્વ, મારે કાને સ્પષ્ટ પડતું હતું. મારો આત્મા દેહમાંથી ઉડવાને–તે રાસડો જોવા જવાને ઉંચો નીચો થતો હોય એમ લાગ્યું.

આકાશ અને પૃથ્વીના હૃદયતારોને ધ્રુજવતા રાસડાનું ચિંતન કરતો, હું તેનાજ

ઘેનમાં ઉંઘી ગયો. ઉંઘમાં પણ રાસડાનાં સ્વપ્નાં અનુભવતો અને ઘડી ઘડી વારે જાગી ખરા સૃષ્ટિના રાસ સાંભળતો. આખી રાત મેં અર્ધ સ્વપ્નમાં, અર્ધ જાગતાં રાસડાની અલૌકિક મધુરતા માણી. એક રાસ સંભળાતો; ત્યારે તેનો ઢાળ હું મનમાં ગોખતો તે આવડી જતો ત્યારેજ જંપતો. હું જાગતો ત્યારે વળી બીજો સંભળાતો, અને તેનો ઢાળ ગોખતો. આમ કાલની સારી રાત મારી રસમય બની રહી, સવાર થયું. પંખીઓ આપણા ઘર પરથી કિલ કિલ કરતાં ઉડી જવા લાગ્યાં. છાપરાનાં કાણાંમાંથી પ્રભાત ડોકીયું કરવા લાગ્યું. બહાર ઝીણો ઝરમર ઝરમર મેહ વરસતો હતો પણ, રાસરસિકાઓ તો ગાનીજ હતી.

" શેરી વળાવી સજ કરૂં ઘેર આવોને;
હરિ! ઉપર વેરાવું ફૂલ, હસીને બોલાવોને "...

તેમનો કંઠ બોખરો, પાતાળમાંથી આવતો હોય એવો લાગતો હતો. તેમની તાળીઓ અને પગની ઠમક બેસુર થઇ ગઇ હતી. પ્રભાતમાં રાસડાનું તેજ ઝાંખું થયું હતું. તો પણ રાસડા!

[૬]

રાતમાં નિશ્ચય કર્યો હતો કે સવારે ઉઠીને હું આ બધા રાસડા નોંધી લઇશ અને તને લખી મોકલીશ. પણ સવાર થયું ત્યાં તો બધું ગૂમ! કોણ જાણે કેમ મને એકેય રાસડો પૂરો યાદ રહ્યો નહીં. કોઇનું પ્રથમ ચરણ તો કોઇનો ઢાળ, કોઇનો સામાન્ય તાલ તો કોઇનો અવ્યક્ત ગુંજાર—આમ રાસડા ભાંગ્યા તૂટ્યા મારા અંતરમાં ઘૂમી રહ્યા. આ રહી તે, આકાશમાં પુષ્પના બાંધેલા કિલ્લાના છિન્ન ભિન્ન વિભાગો જેવી, રાસડાની તૂકો: "વા'લા મારા વૃંદાવનને ચોક કે વે'લા પધારજો રે લોલ" "મારા વા'લાજી, વા'લપણું દેખાડ્યું રે......ક્યાં જઇએ" "........વાલમજી" "આજની ઘડી રે રળીઆમણી........" "........કે મારે મન હુતાશણી રે લોલ" બસ, તે દિવ્ય રાત્રીની મારી પાસે આટલીજ પ્રસાદી રહી છે. બાકીની વિસ્મરણના અંધારદળમાં દટાઈ ગઇ છે. તું આ તૂટેલા રાસડા પૂરા કરી શકીશ? આવડે તો પૂરા લખી મને મોકલજે સખિ!

કાલની રાત કેમ જાણે ચાંદનીમાં ઝૂલતી, ઘાડી સ્વપ્નસૃષ્ટિની વનઘટા નીચે તેજ અંધકારના ઘોલકામાં પતંગીઆ અને આગીઆ પકડવામાં ગાળી હોયને એવી મોહક અને અકળ આનંદ આપનારી લાગે છે. તે રાતના મંજુલ ગુંજાર મારા કાનમાં ગણગણી રહ્યા છે અને સદાકાળ ગણગણશે. ગાનારીઓ કોણ હતી, ક્યાં હતી તે જાણવાની મેં દરકાર નથી કરી—નહીં તો તેની બધી મોહકતા ઉડી જાય. તે અપરિચિતાઓના રસપૂર્ણ રાસડાથી ઉપજેલી અસરનો થોડો ઘણો સ્વાદ તને ચખાડવાનો આ યત્ન છે વ્હાલી! મારો દિવાસો તો અપ્રતિમ આનંદથી ઉજવાયો છે; તેનાં સંભારણાં મારા હૃદયમાં જીવનભર કોતરાઈ રહેશે. તારો દિવાસો પણ આવાજ આનંદથી પસાર થયો હશે એવી શુભાશાથી, વિરમીશ.



# ગુજરાતનાં કંઠસ્થ લોકગીત.

[ ૭ ]

## સુભદ્રાની કંકોતરી.*

સંપાદિકા:—સૌ. દીપકબા દેસાઇ.

કંકુ છાંટી કંકોતરી મોકલે,
કોડે કાંધે સુભદ્રા બ્હેન;
વીરા વ્હેલા આવજો.

શ્રીકૃષ્ણ, બળદેવ બે બંધવા,
તમ આવે થશે સુખ ચેન;
વીરા વ્હેલા આવજો.

ભાઈ ભત્રિજા સર્વે શોભાવે છે,
છે પવિત્ર પિતા વાસુદેવ;
વીરા વ્હેલા આવજો.

જગતજનેતા દેવકી ને રોહિણી,
આવજો સર્વે મળી તતખેવ;
વીરા વ્હેલા આવજો.

પનોતાં પીયર પરિવાર છે,
જોતાં વાધે છે ઝાઝો સ્નેહ;
વીરા વ્હેલા આવજો.

દુઃખ જાશે સહુ દેહનાં, દેખતાં,
દેશ દેશામાં વખણાશે તેહ;
વીરા વ્હેલા આવજો.

ભયભંજન મ્હારી રે ભાભીઓ,
સોળ સહસ્ર એકસોને આઠ;
વીરા વ્હેલા આવજો.

રૂડી રૂકિમણી ને રે રેવતી,
જુઓ ઠાકોરજી કેરા ઠાઠ;
વીરા વ્હેલા આવજો.

વેદવંતા વિપ્ર સાથે લાવજો,
બીજી વર્ણ ઉત્તમ ને અપાર;
વીરા વ્હેલા આવજો.

સંગે જાદવ સર્વેને લાવજો,
ભવજલના તારણ તરનાર;
વીરા વ્હેલા આવજો.

મ્હેં તો પ્રેમે શું પગરણ માંડીયાં,
રૂડો યજ્ઞ રચ્યો રાજસોય,
વીરા વ્હેલા આવજો.

પાંચ પાંડવ છે વીરા તમ તણા;
ત્હેડું જેમ કલ્યાણજ હોય;
વીરા વ્હેલા આવજો.

તમ વગર મ્હારે તો કોઇ નથી,
ધર્મવંતને ગુણના છો ધામ;
વીરા વ્હેલા આવજો.

વીરા વેગે વ્હેલેરા પધારજો,
તમ આવેથી સરશે કામ;
વીરા વ્હેલા આવજો.

એક જીભ્હાએ કેમ કરી વર્ણવું;
શેષ સરખા નં પામે પાર,
વીરા વ્હેલા આવજો.

થોડું કહ્યું ઘણું કરી માનજો,
છો જી નોધારાં નો આધાર;
વીરા વ્હેલા આવજો.

* વડનગરા નાગરોમાં મોસાળા લખતે ગવાય છે તે ગીત.

વાંચી પત્રિકા વ્હેલા પધારજો,
કેડે કુટુંબ લઇને સાથ;
વીરા વ્હેલા આવજો.

કંકોતરી લખીને કહાવીશું,
આપ પવિત્ર વિશ્વનાથ;
વીરા વ્હેલા આવજો.

મ્હારા સસરાને ઢગલાને રોટીઓ,
મ્હારી સાસુને દક્ષણીનાં ચીર;
વીરા વ્હેલા આવજો.

મ્હારા દિયરને લાવો જોડ ધોતીયાં,
જેઠાણીને જાદવનાં ચીર;
વીરા વ્હેલા આવજો.

મ્હારા દિયરને લાવો વીરા પામરી,
દેરાણીને છાયલની જોડ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી નણદીને લાવો વીરા ચુંદડી,
નણદોઇને પ્હેરવા ફૂલ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી કુંવરીને લાવો વીરા ઢીંગલા,
કુંવરીયાને રાતડી સોળ;
વીરા વ્હેલા આવજો.

મ્હારા કુટુંબને લાવો વીરા કાંચળી,
પાડોશીને નારીએલ જોડ;
વીરા વ્હેલા આવજો

મ્હારા અર્થે લાવો ઘરચોળડાં,
માંથે બત્રીસ ભમરીનો ગોડ;
વીરા વ્હેલા આવજો

વીરા ઘરમાં ધણીને ઘોડો હંસલો,
જ્હેનાં મોતીરે જડિત્ર પલાણ;
વીરા વ્હેલા આવજો.

વીરા એટલી સંપત હોય તો આવજો,
નહીં તો રે'જો તમારે ઘેર;
વીરા વ્હેલા આવજો.

'મ્હારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા,'
એક ન આવ્યો માડી જાયો વીર;
વીરા વ્હેલા આવજો.

હું તો ઉંચી મ્હલું ને નિચી ઉતરૂં;
હું તો જોઉં મ્હારા વીરાની વાટ;
વીરા વ્હેલા આવજો.

વીરો ક્યાંરે ગાજ્યો ને ક્યાં ગડગડ્યો,
ક્યાં વરસ્યો અષાઢો મેહ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી નણદી તો મસરકાં બોલીયાં,
ભાભી ના આવ્યો તમારો વીર;
વીરા વ્હેલા આવજો.

મ્હારો દિયર વધામણી લાવીયો,
ભાભી આવ્યો તમારો વીર;
વીરા વ્હેલા આવજો.

વીરો દ્વારકા ગાજ્યોને ગોકુલ ગડગડયો
હસ્તિનાપુર વરસ્યો છે મેહ;
વીરા વ્હેલા આવજો.

હવે રજુમાં તે ભર્યા ઝળકીયા,
વળી ઝગકયાં ઘોરીડાનાં શિંગ;
વીરા વ્હેલા આવજો.

હવે ઝળક્યાં વીરા માથે મોળીયાં,
હવે ઝળકી ભાભી માથે છાબ,
વીરા વ્હેલા આવજો.

વીરા આવ્યા ને વાડીએ ઉતર્યા,
મ્હારી બ્હેનીને તેડવા જજો;
વીરા વ્હેલા આવજો,



# એશિયાની સ્ત્રીઓ.

[ ૧ ]

લેખકઃ શ્રીયુત " અશોક "



### (૧) ટીબેટ.

હિમાલયની ઉત્તરે આવેલા ટીબેટના પ્રદેશનું નામ તો સૌ કોઇ જાણે છે. હિંદની પડોશમાં હોવાથી એ પ્રદેશપર હિંદની સંસ્કૃતિ અને ધર્મની કેટલીક અસર થઇ છે. આટલું છતાં ટીબેટની સ્ત્રીઓ પુરૂષો સાથે સમાન અધિકાર ભોગવે છે. તેઓ સ્વતંત્રતા પૂર્વક વ્યાપાર કરી શકે છે, અને સાર્વજનિક કામોમાં પણ પુરૂષની બરોબરી કરે છે. ધાર્મિક હક્ક પણ સમાન છે. ત્યાંના એક મઠની અધિષ્ઠાત્રીને લોકો દેવીનો અવતાર માની પૂજે છે. સ્ત્રીસ્વાતંત્ર્ય અહિં એટલી હદે પ્હોંચ્યું છે કે કોઇ પણ સ્ત્રી કોઇ પણ પુરૂષ સાથે છુટથી વાતચીત કરી શકે છે, તેમને પોતાના ઓરડાઓમાં બોલાવી શકે છે, પરપુરૂષો સાથે મીજબાનીઓ અને મોજ

ટીબેટની એક યુવતી.

વાંચી પત્રિકા વ્હેલા પધારજો,
કોડે કુટુંબ લઈને સાથ;
વીરા વ્હેલા આવજો.

કંકોતરી લખીને કહાવીયું,
આપ પવિત્ર વિશ્વનાથ;
વીરા વ્હેલા આવજો.

મ્હારા સસરાને ડગલાને ટોપીઓ,
મ્હારી સાસુને દક્ષણીનાં ચીર;
વીરા વ્હેલા આવજો.

મ્હારા દિયરને લાવો જોડ ધોતીયાં,
જેઠાણીને બાવનાં ચીર;
વીરા વ્હેલા આવજો.

મ્હારા દિયરને લાવો વીરા પામરી,
દેરાણીને છાયલની જોડ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી નણદીને લાવો વીરા ચુંદડી,
નણદોઇને પ્હેરવા ફૂલ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી કુંવરીને લાવો વીરા ઢીંગલા,
કુંવરીયાને રાતડી મોળ;
વીરા વ્હેલા આવજો.

મ્હારા કુટુંબને લાવો વીરા કાંચળી,
પાડોશીને નારીએલ જોડ;
વીરા વ્હેલા આવજો

મ્હારા અર્થે લાવો ઘરચોળડાં,
માંયે બત્રીસ ભમરીનો મોડ;
વીરા વ્હેલા આવજો

વીરા ઘરમાં ધણીને ઘોડો હંસલો,
જ્હેનાં મોતીડે જડિત પલાણ;
વીરા વ્હેલા આવજો.

વીરા એટલી સંપત હોય તો આવજો,
નહીં તો રે'જો તમારે ઘેર;
વીરા વ્હેલા આવજો.

'મ્હારા જેઠ આવ્યા રે જેઠાણી સોતા,'
એક ન આવ્યો માડી જાયો વીર;
વીરા વ્હેલા આવજો.

હું તો ઉંચી ચ્હડું ને નિચી ઉતરૂં;
હું તો જોઉં મ્હારા વીરાની વાટ;
વીરા વ્હેલા આવજો.

વીરો ક્યાંરે ગાજ્યો ને ક્યાં ગડગડ્યો,
ક્યાં વરસ્યો અપાડો મેહ;
વીરા વ્હેલા આવજો.

મ્હારી નણદી તો મસરકાં બોલીયાં,
ભાભી ના આવ્યો તમારો વીર,
વીરા વ્હેલા આવજો.

મ્હારો દિયર વધામણી લાવીયો,
ભાભી આવ્યો તમારો વીર;
વીરા વ્હેલા આવજો.

વીરો દ્વારકાં ગાજ્યો ને ગોકુલ ગડગડ્યો
હસ્તિનાપુર વરસ્યો છે મેહ;
વીરા વ્હેલા આવજો.

હવે રજુમાં તે ભર્યાં ઝળકીયા,
વળી ઝગક્યાં ધોરીડાનાં શિંગ;
વીરા વ્હેલા આવજો.

હવે ઝળક્યાં વીરા માથે મોળીયાં,
હવે ઝળકી ભાભી માથે છાબ,
વીરા વ્હેલા આવજો.

વીરા આવ્યા ને વાડીએ ઉતર્યા,
મ્હારી બ્હેનીને તેડવા જાઓ;
વીરા વ્હેલા આવજો,

એક નાનો ટાપુ છે. એ પ્રદેશપર અત્યારે જાપાનની હકુમત ચાલે છે. એ પ્રદેશની સ્ત્રીઓમાં ઉચ્ચ-નીચ ખાનદાનનો મોટો ભેદ જોવામાં આવે છે. અત્યારે જો કે સ્થિતિ કંઇક સુધરતી જાય છે, પરંતુ પ્હેલાં છોકરીઓને ભણાવવા તરફ બિલ્કુલ ધ્યાન અપાતું ન હતું. તેમાંય નીચા ખાનદાનની કન્યાઓ માટે શાળાઓની જરૂર કોઇ પણ માનતું નહિ. મીશનરીઓના પ્રયાસથી કેટલેક ઠેકાણે શાળાઓ સ્થપાઇ છે. છતાં છોકરીઓ મોટે ભાગે અભણજ રહે છે. એ ઉપરથી એમ માની શકાય કે હિંદના કેટલાક માબાપોની જેમ કોરીઆમાં પણ માબાપો કન્યાઓને કેળવણી આપવાની જરૂર જોતા નથી. ત્યાંની છોકરીએ પાકશાસ્ત્રનું જ્ઞાન મેળવવું જરૂરી ગણાય છે. સ્ત્રીઓ મોટે ભાગે કુટુંબના પુરુષોના કામમાં મદદ કરે છે. લગભગ દરેક કુટુંબમાં સ્ત્રીઓ તેમજ પુરૂષોને તંબાકુ પીવાની આદત હોય છે. એથી તંબાકુની ખેતી પણ વધારે થાય છે જેમાં સ્ત્રીઓ પુરૂષોને મદદ કરે છે. બજારમાં ખરીદી કે વેચાણ કરવાનું કામ સ્ત્રીઓ છુટથી કરી શકે છે.

પોશાકમાં યુવાન કન્યાઓ પાયજામા અને ઢીલા બદનો પ્હેરે છે, જેથી કામકાજમાં તેમને સરળતા થાય. છોકરીઓના વિવાહ મોટે ભાગે તેમની જન્મભુમિમાં કે નજદીકના પ્રદેશમાંજ થાય છે. વિવાહ થયા પછી તેને પતિના નિવાસસ્થાનને નામે ઓળખવામાં આવે છે, અને બાળક થયા પછી તે 'બાળકની માતા'ને નામે તેને લોકો બોલાવે છે. ઉંચા ખાનદાનની છોકરીઓ સારા કપડાં લતામાં અને ભોગવિલાસમાં રચીપચી રહે છે. તેમને શીવણગુંથણ અને ચિત્રકળાનો પણ શોખ હોય છે. બ્હાર નીકળે ત્યારે એવી સ્ત્રીઓ હંમેશાં બંધ ગાડીમાંજ હોય છે અને સાથે દાસીઓ રાખે છે. બહુ ઉંચા ખાનદાનની સ્ત્રીઓ ભાગ્યેજ બ્હાર નીકળે છે.

## (૩) ઐન્યુ

ઐન્યુ ઉત્તર એશિયાના કિનારા પર આવેલો એક નાનો ટાપુ છે. આ દેશની કન્યાઓનું જીવન જેટલું દુઃખી છે તેટલું ભાગ્યેજ બીજા કોઇ દેશમાં હશે. આખી જીંદગી મ્હેનત—મજુરીમાં ગાળે છે. છતાં તેમના પતિદેવો તેમને ભાર રૂપ જ સમજે છે. બચપણમાંજ તેમના હોઠ પર છુંદણાં છુંદવાનો રિવાજ પડયો છે. આ રિવાજ બહુ જુનો છે અને તે પડવાનું કારણ કોઇને ખબર નથી. કન્યા બે વર્ષની થતાંજ આ છુંદણા છુંદવાની શરૂઆત થાય છે. એવા છુંદણા જે કન્યાએ ન પડાવ્યા હોય તેનો વિવાહ ન થઈ શકે. એ છુંદણા લગભગ બે વર્ષે પૂરા છુંદાઈ રહે છે અને લગભગ કાન સુધી પ્હોંચે છે. આ છુંદણાને લીધે તેમનો ચ્હેરો મરદોના જેવો—મુછાળો જણાય છે! (ચિત્રમાં બતાવેલી કન્યાઓ એની ખાત્રી આપશે.)

આ પ્રદેશની સ્ત્રીઓ એકંદરે શરીરે હ્રષ્ટ-પુષ્ટ હોય છે અને મ્હેનત-મજુરી સહન કરી શકે છે. સ્ત્રીઓને પુરૂષોની જીવનસખી નહિ પણ દાસીજ સમજવામાં આવે છે. જો કોઇ સ્ત્રી માર્ગમાં ચાલી જતી હોય અને કોઈ પુરૂષ સામો મળે તો તરતજ તેણે મોઢું ફેરવી લઇ હાથવડે ઢાંકી દેવું જોઇએ! કારણ એવું મનાય છે કે તેના શ્વાસથી પુરૂષને શ્વાસ લેવાનો વાયુ ખરાબ ન થઇ જાય! એવે વખતે માથા પરનું વસ્ત્ર ઉતારી (ગુજરાતના કેટલાક પ્રદેશોમા વધારે નીચે ઉતારી લાજ કાઢવામાં આવે છે) એક બાજુ નમ્રતાપૂર્વક ઉભા રહેવું જોઇએ.

વિવાહ થયા બાદ સ્ત્રીને તેના કુમારી નામથી કે અમુક પુરૂષની પત્ની તરીકે ઓળ-

ખવામાં આવે છે. પુત્રવતી વિધવાને 'પુત્રની માતા, તરીકે બોલાવાય છે. એ પ્રદેશમાં જે સ્ત્રીને પતિ તરફથી માન ન મળતું હોય તેની દશા બહુ દયાજનક અને કફોડી ગણાય છે. પતિનો અનાદર સ્ત્રીને માટે મોટામાં મોટું અપમાન ગણાય. સ્ત્રી સંતાનહિન હોય તો તે પૂર્વ જન્મના પાપોનું ફળ છે એમ મનાય છે.

એન્ચુની બે કન્યાઓ.

કપડાં વણવાની જોખમદારી કુટુંબની સ્ત્રીઓને માથે હોય છે. પોતાના કુટુંબ માટે જોઈતાં કપડાં તેમનેજ તૈયાર કરવાં પડે છે. ઉપરાંત ખેતીમાં પણ તેઓ મદદ કરે છે. કપડાં વણવા-શીવવા માટે જંગલી વૃક્ષોની છાલમાંથી તાર તૈયાર થાય છે. એ છાલ પણ સ્ત્રીઓજ લઇ આવે છે. પોતાના પતિના કપડાં સુંદર રીતે સજાવવામાં દરેક સ્ત્રી અભિમાન લે છે. એ સ્ત્રીઓ પોતાની આખી જીંદગી પુરૂષોને પ્રસન્ન રાખવામાંજ વીતાડે છે, ગુજરાતમાં પણ હજી ઘણી સ્ત્રીઓ માટે એજ જીવનનો પરમ ઉદ્દેશ છે.



# ખાદી દાદીનું ગીત.

લેખક : શ્રીયુત મણિભાઈ જશભાઈ દેસાઈ.

( ભૈરવીની ધૂન ).

અહા ! શો ખાદી તુજ ઉપકાર :
કરે છે ભારતનો ઉદ્ધાર—અહા !

શુભ્ર સ્વચ્છ છે વર્ણજ ત્હારો
સર્વે રંગ સમાન :
પક્ષપાતની વાત ન સ્હમજે
ધર્મ નીતિનું સ્થાન—
ધરાવે ખાદી-તુજ ઉપકાર—અહા !

અન્ન ભૂખ્યાંને નિશ્ચય આપે
આળસ રાખે દૂર :
સંયમ શિખવે, શાન્તિ આપે
સૌને સરખું નૂર—
પૂર છે ખાદી તુજ ઉપકાર—અહા !

ક્ષમા પાઠ શિખવો છો માતા
લ્હાવી અહિંસા ધર્મ :
ખમ્મા દાદી ભલે પધારી
તુજ વિણ ભૂલ્યાં કર્મ—
ધર્મને ખાદી તુજ ઉપકાર—અહા !

ગુણ ત્હારા હું શા શા ગાઉં
મનડું તુજમય થાય:
દયા કરો મા ઘર ઘર પ્રગટો
મોહન મંત્ર જપાય—
થાય છે ખાદી તુજ ઉપકાર—અહા !

ખવામાં આવે છે. પુત્રવતી વિધવાને 'પુત્રની માતા, તરીકે બોલાવાય છે. એ પ્રદેશમાં જે સ્ત્રીને પતિ તરફથી માન ન મળતું હોય તેની દશા બહુ દયાજનક અને કફોડી ગણાય છે. પતિનો અનાદર સ્ત્રીને માટે મોટામાં મોટું

એન્ગાની બે કન્યાઓ.

'અપમાન ગણાય. સ્ત્રી સંતાનહિન હોય તો તે પૂર્વ જન્મના પાપોનું ફળ છે એમ મનાય છે.

કપડાં વણવાની જોખમદારી કુટુંબની સ્ત્રીઓને માથે હોય છે. પોતાના કુટુંબ માટે જોઈતાં કપડાં તેમનેજ તૈયાર કરવાં પડે છે. ઉપરાંત ખેતીમાં પણ તેઓ મદદ કરે છે. કપડાં વણવા-શીવવા માટે જંગલી વૃક્ષોની છાલમાંથી તાર તૈયાર થાય છે. એ છાલ પણ સ્ત્રીઓજ લઇ આવે છે. પોતાના પતિના કપડાં સુંદર રીતે સજાવવામાં દરેક સ્ત્રી અભિમાન લે છે. એ સ્ત્રીઓ પોતાની આખી જીંદગી પુરૂષોને પ્રસન્ન રાખવામાંજ વીતાડે છે. ગુજરાતમાં પણ હજી ઘણી સ્ત્રીઓ માટે એજ જીવનનો પરમ ઉદ્દેશ છે.






લેખકઃ—શ્રીયુત ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રકરણ ઓગણીસમું.

### જીવનલાલની બનાવટી વાતચીત.



કોનાટ હૉલ રાજકોટનિવાસીઓથી આજે ચીકાર ભરાઈ ગયો. જાહેર જીવનમાં જેટલું આગળ વધવું જોઈએ, તેટલું આગળ ન વધનાર કાઠિયાવાડનું પાટનગર આજે કંઈ જાહેરજીવન જીવતું હોય તેવાં દશ્યો કોનાટ હૉલની આસપાસ દેખાયાં. હમેશાં વેપારમાંજ રચ્યાપચ્યા રહેનાર વેપારીઓ અને કાં તો જીમખાના પર ટેનીસ રમવામાં અને કાં તો ફુરસદને વખતે મિત્રો સાથે બેસી ગંજીપાના પાનાનાં ખેલનમાં જીવનનું સાર્થક માનનાર કેટલાક કહેવાતા ભણેલાઓમાં જાહેર જીવનનો ફુરંશો છે એમ, આજની સભાપરથી સાબીત થતું હતું. કાઠિયાવાડમાં રાજકોટ કેળવણી, સમાજસુધારણા અને વિવિધ તરેહની જાહેર હિલચાલમાં પ્રથમ પંક્તિએ આવે છે. પણ જેવી જોઈએ તેવી ઉત્સાહ, ઉલ્લાસ ને દેશાભિમાનની લાગણી જ્યાંસુધી ન પ્રકટે ત્યાંસુધી જાહેરજીવનનું ખરું દર્શન તો થઈજ શકેજ નહિં. રાજકોટનું જાહેર જીવન આગળ વધારવાને માટે સ્વાત્મભોગી, નિડર ને સત્યપ્રિય દેશસેવકોની જરૂરીયાત મનહરલાલને ઘણી ઘણી લાગતી. રાજદ્વારીઓના પરમ રાજદ્વારી જ્ઞાન-યોગી કૃષ્ણચંદ્રની પ્રાચીન રાજધાની, પ્રેમભક્તિનાં રસભર્યાં કાવ્યોમાં રસબોળ કરનાર કવિઓની જન્મભૂમિ; નરવીરોના શૌર્યભર્યો ઇતિહાસ ઉકેલતી વીરભૂમિ; સ્થળ સ્થળ સાહિત્યના સમૃદ્ધિમાન ભંડારથી ભરેલી કાઠિયાવાડની પુણ્યભૂમિને પૃથ્વીના સુંદરમાં સુંદર પ્રદેશોની હરોળમાં મુકી શકાય. મનહરલાલને પોતાની જન્મભૂમિ માટે બહુ માન હતું. કાઠિયાવાડ હિંદના બીજા ભાગો કરતાં જાહેર જીવનમાં બહુ પછાત છે આ વિચાર જ્યારે જ્યારે મનહરલાલને આવતો ત્યારે તેને બહુ ખેદ થતો.

આજના મિસિસ બેસન્ટના વ્યાખ્યાનથી લોકોને જણાયું કે જે દેશમાં જાહેર જીવન નથી તે દેશનું જીવન નકામું છે. કલહ ને કંકાસમાં નિત્ય રહેનારાઓએ આજ કંઈ અનેરી શાન્તિ અનુભવી, સ્વાર્થમાં રમનારાઓએ આજે પરમાર્થની મહા ભાવના જોઈ, અહંકારમાં ઝુલનારાઓએ આજે સરળતાની મીઠાશ મઝા પારખી અને પોતે સંપૂર્ણ છે એ ભાવનામાં મસ્ત રહેનારાઓએ પોતાની અપૂર્ણતા આજે જોઈ. આત્મજ્ઞાનના મહાન ઉપાસક મિસિસ બેસન્ટે આત્મજ્ઞાનના સત્ય સિદ્ધાંત સમજાવ્યા. તેમની અદ્ભુત વકતૃત્વશક્તિ

ત્હેમની શાન્ત ને સચોટ વાણી, ત્હેમનો ઉંડો અભ્યાસ, ત્હેમની વિચારશક્તિની પરિપૂર્ણતા ભરેલી વાક્યરચના, ત્હેમના વક્તૃત્વમાં રહેલી મીઠાશ અને ઉપયોગિતાએ કોનાટ હોલમાં હાજર રહેનાર સર્વ વ્યક્તિઓ ઉપર કંઇ અજબ છાપ પાડી.

વ્યાખ્યાન પૂરૂં થતાં જે હૃદયો વિકાર-ભર્યાં આવ્યાં હતાં તે શુદ્ધ થઇ બહાર નિકળ્યાં. સ્નેહપૂર્ણાએ આ ફેરફાર પારખી લીધો. ત્હેને લાગતું હતું કે જીવનલાલ હંમેશની ટેવ મુજબ આજે પણ પોતા તરફ કટાક્ષ ફેંકશે. હોલમાં દાખલ થતાં સ્નેહપૂર્ણાએ જીવનલાલને બહુ આતુરતામાં ઝુલતો જોયો. સ્નેહપૂર્ણાને જોતાં તેનાં નયનોને તૃપ્તિ થતી હોય એમ લાગ્યું. નયનોમાં ક્ષણે ક્ષણે વિકારનો અંગાર ચમકતો દેખાયો. સ્નેહપૂર્ણા, મનહરલાલ તથા તેની પત્ની અને જીવનલાલ પાસે પાસેની ખુરશીપર બેઠાં હતાં. હજારો લોકોની દૃષ્ટિ, સુકની સ્નેહપૂર્ણાની સૌંદર્યજ્યોતિમાં પતંગની માફક પડતાં હોય તેવી જીવનલાલમાં નયનોની હાલત હતી. જેવાં બેસન્ટ કોનાટ હોલમાં આવ્યાં કે તરતજ સ્નેહપૂર્ણાને જીવનલાલના નયનોમાં ફેરફાર જણાયો. મહાન વ્યક્તિની હાજરીથી વિશુદ્ધ ભાવ પથરાયલો સ્નેહપૂર્ણાએ જોયો. વ્યાખ્યાનની શરૂઆતથી અંત સુધી આ વિશુદ્ધ ભાવના સર્વત્ર પ્રકટી રહેલી દેખાઇ. આ ભાવનામાં સાગરનાં મોજાં સરિખો જીવનલાલ પણ એટલો વખત વિશુદ્ધ થયો. જે ભાવનાથી એ અત્યારે આવ્યો હતો તે ભાવના સદંતર ભૂલાઇ અને પોતે કંઇ ઉંચે ઉડતો હોય એવા સંસ્કારો તેનામાં ખીલ્યા.

વ્યાખ્યાન ખલાસ થયું. આનુભાવનાં ઓધાબલા વિચારો લઇ સહુ સહુને માર્ગે વળ્યાં. મનહરલાલે 'રેસકોર્સ'ના મેદાનમાં એક ચક્કર મારી ઘેર જવાની ઇચ્છા બતાવી. સ્નેહપૂર્ણાએ જીવનલાલનાં નયનોનું શુદ્ધ થયેલાં જોઇ આનાકાની કરી નહિં.

રેસકોર્સની સડકપર ચાલતાં જીવનલાલનો વિશુદ્ધિનો ઝભો ઉતરતો હોય તેમ દેખાયું. કોનાટ હોલમાંનું તેજ ક્ષીણ થતું ચાલ્યું. ફરીથી તે જેની પ્રેમઉપાસના કરે છે-જેના ઘંટડી જેવા સુમધુર ને મીઠા શબ્દો સાંભળવાને તે હમેશાં આતુર રહે છે—એવી સ્નેહપૂર્ણાને સાથે ચાલતી જોઇ તે ફરીથી મૂળ સ્વભાવપર આવ્યો.

"કેમ પૂર્ણા! ત્હમને તો ભાષણમાં બહુ મઝા આવી હોય તેમ લાગે છે. શા માટે એકલાં ને એકલાં એ રસ ઉડાવો છો. થોડી પ્રસાદી બીજા કોઇને તો આપો!" જીવનલાલે સ્નેહપૂર્ણાને વાતે ચઢાવવા પ્રયત્ન આદર્યો.

"જીવનભાઇ! સહુ સહુ પોતાની શક્તિ પ્રમાણે જ્ઞાન ઝીલી શકે છે મ્હારી શક્તિ ને ત્હમારી શક્તિમાં તો ઘણોજ ફેર. ત્હમે તો બહુ ઉચ્ચ જ્ઞાનના અભ્યાસી છો..." જીવનલાલ સાથે નહિં બોલવાનો દૃઢ નિશ્ચય યાદ આવતાં બોલતાં બોલતાં સ્નેહપૂર્ણા અટકી પડી.

"હું જ્ઞાની છઉં એવું ત્હમે માનો છો એજ ત્હમારા જ્ઞાનની ઉચ્ચતા છે. પોતામાં રહેલા ઉચ્ચ ગુણો બીજામાં જે માણસ જુએ તેજ ખરેખરા જ્ઞાની છે." જીવનલાલે મલકાતાં મલકાતાં સ્નેહપૂર્ણા તરફ જોયું.

સ્નેહપૂર્ણાએ કંઇ જવાબજ ન આપ્યો. આ ચારે વ્યક્તિઓ થોડો વખત ચુપચુપ શાન્ત સમીરની લહેરોમાં આગળ ચાલી. જીવનલાલને હજુ વધારે વાતો કરવાની બહુ ઇચ્છા હતી પણ સ્નેહપૂર્ણા તેના તરફ લક્ષજ આપતી નહોતી.

"ત્હમને વ્યાખ્યાન બહુ ગમ્યું લાગે છે." સ્નેહપૂર્ણાને વાતે ચડાવવા ફરીથી જીવનલાલે પ્રયત્ન કર્યો.

"હા." પૂર્ણાએ ટુંકમાંજ પતાવ્યું.

"મિસિસ બેસન્ટને વકતૃત્વશકિતમાં આખા જગતમાં કોઇપણ સ્ત્રી પહોંચતી નહિં હોય એમ મ્હારૂં માનવું છે."

વધારે સાંભળવાની ઇચ્છાથી જીવનલાલે ચાલુ રાખ્યું.

"ખરી વાત." સ્નેહપૂર્ણાએ બોલતાં બોલતાં રેસકોર્સની હરીયાળીભૂમિ ઉપર દૂર દૂર દૃષ્ટિ ફેંકી.

"હું ઇચ્છું છું કે ત્હમે પણ અમ્હારા દેશમાં એવી વકતૃત્વશકિત પ્રાપ્ત કરી દેશસેવા કરો."

સ્નેહપૂર્ણાએ કંઇપણ જવાબ આપ્યો નહિ.

"ત્હમે તો વળી સેવિકા થવા માટે તૈયારી પણ કરી રાખી છે એટલે ત્હમારે વકતૃત્વ ખાસ ખીલવવું જોઇએ."

કંઇપણ જવાબ મળ્યો નહિં છતાં આતુર નયને જીવનલાલે બોલાવવાનું ચાલુ રાખ્યું.

"કેમ? તું આજ વકતૃત્વ માટે બહુ ખીલ્યો છે?" જીવનલાલને કોઇ જવાબ આપતું ન્હોતું તેથી મનહરલાલે પ્રશ્ન કર્યો.

"ઝહી દઉં!"

"શું કંઇ નવાઇ જેવું છે?"

"નવાઇ તો નહિં પણ પૂર્ણાને ખોટું ન લાગે તો કહું" જીવનલાલ પૂર્ણા તરફ તીણી આંખ્યે જોયું.

"એવું તે શું છે!" મનહરલાલે આતુરતા બતાવી.

"મ્હને ગઇ કાલે એક સ્વપ્નું આવ્યું" જીવનલાલે બનાવટ ઉભી કરી.

"હું સ્વપ્નમાં માનતો નથી પણ ત્હારી ઇચ્છા હોય તો કહી નાખ."

"સ્વપ્નું એવું લાગ્યું કે જાણે પૂર્ણાએ આખી જીંદગી કૌમારવ્રત ધારણ કરી લોકસેવા કરવાનો નિશ્ચય કર્યો. સ્થળે સ્થળે જઇ ત્હેણે ભાષણો આપ્યાં. એ ભાષણો બહુ સુન્દર હતાં. ત્હેની વકતૃત્વશકિતનો પ્રભાવ ચારે તરફ જનસમાજપર પડયો. 'પૂર્ણાદેવી'નો સહુ કોઇ જાપ જપવા લાગ્યા. એટલામાં એક મહાત્મા સાથે જ્ઞાનની ચર્ચા પૂર્ણાને થઇ. પૂર્ણાનું તેજ જોઇ મહાત્મા બહુ ખુશ થયા. પૂર્ણાએ કૌમારવ્રત ધારણ કર્યું છે એ સાંભળી મહાત્મા બહુ ક્રોધે ભરાયા. પરણ્યા વિના પૂર્ણાને મુકિત નહિ મળે એવો ઉપદેશ મહાત્માએ આપ્યો. ઉપદેશની અસર પૂર્ણા ઉપર થઇ. તે સંસારમાં પાછી આવી. ત્હેને માટે લાયક વર શોધવા માટે ત્હેં મ્હને કહ્યું. એટલામાં મ્હારી આંખ ઉઘડી ગઇ." જીવનલાલે વાકયે વાકયે પૂર્ણા તરફ દૃષ્ટિ ફેંકી.

---

## પ્રકરણ વીસમું.

### કોણ એ?



મનહરલાલ જીવનલાલની બનાવટી વાતચીતમાં બહુ ઉંડા ઉતર્યો નહિં પણ સ્નેહપૂર્ણા જીવનલાલનો હેતુ સ્હમજી ગઇ. મનહરલાલ તો પોતાના પિતાનું વચન પાળવા માટે ઇંતેઝાર હતો. પૂર્ણાની પસંદગીનોજ વર તેને પરણાવવો અને કદાચ પૂર્ણાને લગ્નગ્રંથિથી જોડાવાની ઇચ્છા ન હોય તો તેને તે બાબતમાં ફરજ પાડવી નહિં. મનહરલાલનો આ નિશ્ચય દૃઢ હતો. આ દૃઢતા અત્યારસુધી મુન્દરલાલે બરાબર રીતે ટકાવી રાખી હતી. જ્ઞાતિના કેટલાક સભ્યો તેના આ નિશ્ચયની વિરૂદ્ધ હતા. કેટલાક મિત્રોએ ત્હેના ઉપર ઘણી વખત દબાણ પણ કરી જોયું હતું,

પરન્તુ લોકનિંદાની પરવા નહિં કરતાં મનહરલાલ પોતાના વિચારમાં અડગ રહ્યો. જીવનલાલે એક યા બીજી રીતે ઘણા પ્રસંગો અજમાવી જોયા પણ સ્નેહપૂર્ણાની બાબતમાં મનહરલાલ એકનો બીજો થયો નહિં.

રેસકોર્સપર ફરી જાગનાથની સડકને રસ્તે મનહરલાલ, મનહરલાલની પત્ની ભાનુમતી ને સ્નેહપૂર્ણા પોતાને બંગલે આવ્યાં. જીવનલાલ છૂટો પડી તેને ઘેર ગયો. સ્નેહપૂર્ણા મીસીસ બેસન્ટના વ્યાખ્યાનથી મુગ્ધ બની હતી. જગતમાં આવી મહાન સ્ત્રીઓ છે એ જગતનું સદ્દભાગ્ય છે એ ભાવના તેમામાં ઉત્પન્ન થઇ. "જેની માત્ર હાજરીથી સર્વત્ર વિશુદ્ધિ પથરાઇ રહેછે એવી, મહાન વ્યક્તિઓની સાથે સદાય રહેવાનું હોય તો કેવું સારૂં ?" આ પ્રશ્ન સ્નેહપૂર્ણાએ પોતાને પૂછ્યો. બીજી ક્ષણે તેને રેસકોર્સપર જીવનલાલે બતાવેલી વર્તણુક યાદ આવી. તેના હૃદયમાં તે બહુ દુઃખી થઈ. હવે મ્હારે આ માણસનું શું કરવું ? એ મ્હારા પર દિનપ્રતિદિન લોભાતો જાયછે, એને સુધારવો કે એની સ્હામે થઇ એને અહિં આવતો અટકાવવો ? તેના હૃદયમાં આ વિચારો જેમ જેમ વધતા ગયા તેમ તેમ તેની અસ્વસ્થતા વધતી જઇ પોતે સહમજી ન શકે એવી જાતની નિર્બળતા તેનામાં દાખલ થઇ.

સર્વેએ સાથે જમી લીધું. જમતાં જમતાં મિસિસ મનહરલાલે બેસન્ટના જીવનના કેટલાક પ્રસંગો સ્નેહપૂર્ણા તથા ભાનુમતિ સમક્ષ કહી બતાવ્યા.

આજે કૃષ્ણપક્ષની અંધારી ઘોર રાત્રી હતી. નિશાનાથનાં દર્શન દુર્લભ હતાં એને નિશાનાથની ગેરહજરીમાં તારલિયા કંઇ અભિમાન સહ ઝગઝગી રહ્યા હતા. પણ એ ઝગઝગાટમાં ન હતી અમીઝરણી જ્યોત્સ્નિકા કે ન હતું પ્રેમીઓને પોષતું સ્વર્ગીય અમૃત. હૃદયની અસ્વસ્થતા દૂર કરવા સ્નેહપૂર્ણાએ આ વખતે પોતાની સિતાર છેડી. સિતારીપર ફરતી મૃદુ અંગુલિઓ ધ્રુજતી દેખાઇ. સિતારીમા સ્વર્ગીય સુખ અનુભવનાર સ્નેહપૂર્ણાને આજે સિતારીમાં કંઈ મઝા ન પડી. જીવનલાલનું શું કરવું એ વિચાર ક્ષણે ક્ષણે આડો આવતો દેખાયો. શ્વેત વસ્ત્રપર અણુમાત્ર પણ ડાઘ પડતાં જેમ તે ડાઘ દેખાઇ આવે તેમ સ્નેહપૂર્ણાના આનંદથી છલોછલ ઉભરાતા હૃદયમાં પણ આજે અસ્વસ્થતા રગેરગ તરી રહી હતી. તેણે ધ્રુજતે કંઠે ગાવા માટે પ્રયાસ કર્યો પણ ગાઇ શકાયું નહિં. સિતારીને તેને સ્થાને મૂકી તે ઉભી થઇ. પોતાના ઓરડાની બહાર જઇ હવામાં ઉભા રહેવા માટે તે પ્રેરાઇ. ઘડીયાળ તરફ જોતાં દસ વાગવા આવ્યા હતા. ઉભી થઇ તેણે બારીમાંથી દૂર દૂર દૃષ્ટિ ફેંકી. સર્વત્ર અંધકારનું સામ્રાજ્ય દેખાયું. તે બહાર આવી. તારલિયાના તેજથી કંઇ કંઇ પ્રકાશ આવતો. એ પ્રકાશમાં તે પોતાના વૃંદાવન બાગમાં આગળ વધી. આસપાસ જ્યાં તુલસીનાં કુંડાંઓ ગોઠવેલાં હતાં એવા એક મધ્યભાગમાં આવેલા બાંકપર તે બેઠી.

મનહરલાલના બંગલાનું નામ વૃંદાવન હતું. આ નામ પ્રમાણે બંગલાની આસપાસ એક વિશાળ રમણીય બાગ હતો. મનહરલાલના પિતાને તુલસીછોડ બહુ પસંદ હતા. બંગલાની આસપાસ એક હજાર તુલસીનાં કુંડાં ગોઠવી આ બાગના 'વૃંદાવન' નામને તેણે શોભાવ્યું હતું. સ્નેહપૂર્ણા આ તુલસીછોડ રોપવામાં-તેમને સ્વહસ્તે 'પાણી પાવામાં રોજ અનેરો આનંદ માણતી. વખતો વખત ચાંદનીમાં આ વૃંદાવન વચ્ચે બેસી તે કોકિલ કંઠે,—

વૃંદાવનમાં વાંસલડી વાગી
વારી વારી સૂર દેતાં—
બ્રહ્મજ્યોત જાગી.
વૃંદાવનમાં વાંસલડી વાગી—

એ ગીત લલકારતી. ગીત ગાયા પછી કુદરત સાથે રમતી હોય તેમ કલાકો સુધી તે ત્યાં એકલી બેસી રહેતી.

જીવનલાલ દરરોજ રાત્રિના મનહરલાલ સાથે વાર્તાલાપ કરવા 'વૃંદાવન'માં આવતો. તુલસીનાં કુંડાઓ વચ્ચે ગોઠવેલા બાંકપર હમેશા જ્યોત્સ્નિકાના તેજને ભૂલાવે તેવી સ્નેહપૂર્ણાને બેઠેલી જ્યારે જ્યારે તે જોતો ત્યારે તેને સ્નેહપૂર્ણા, મ્હારી થાય તો કેવું સારું એ વિચારો તાજા થતા.

બંગલાના એક છેડા ઉપર સ્નેહપૂર્ણાનો ઓરડો હતો ને ઠેઠ બીજે છેડે મનહરલાલની બેઠકનો ઓરડો હતો. તે ઓરડાથી થોડે દૂર રસોડા માટેનો વિભાગ જૂદો હતો. ભાનુમતી ઘણુંખરું રસોડા પાસેના ઓરડામાં બેસતી. સ્વભાવે શાન્ત ને સીધે રસ્તે ચાલનારી ભાનુમતી ન્હાનપણથી કંઇ ભણેલી નહિં હોવાથી મોડી રાત સુધી ભણવામાં ગુંથાતી. રસોઇ પાણીથી પરવાર્યા પછી સ્નેહપૂર્ણા પાસે કંઇ પાઠ લઇ તે એકલી શિખતી. પોતે શુદ્ધ હૃદયની હોવાથી કોઇની કુથલી, નિંદા કે અદેખાઇ કરવાની તેને ટેવ પડી ન્હોતી. રોજની દિનચર્યામાં તે ઘરકામ ઉપરાંત બની શકે તેટલાં પ્રમાણમાં સ્નેહપૂર્ણા પાસે જ્ઞાન લેવા બેસતી. હજુ તેનામાં એટલી બધી કાબેલીયત ન્હોતી આવી કે તે સ્વતંત્ર રીતે કંઇપણ નવું શિખી શકે. તેથી વખતો વખત સ્નેહપૂર્ણા પાસે દિવસના બેસી કંઇ ને કંઇ શિખતી ને રાત્રિના શિખેલું ફરીથી યાદ કરી જતી હતી.

મનહરલાલને સ્નેહપૂર્ણા ને ભાનુમતીના સંપથી ઘર બાબતની કંઇ પણ ચિંતા ન્હોતી. હિંદુસંસારમાં નણંદી એટલે આનંદ નહિં આપનારી વ્યક્તિ એવી ઠસી ગએલી ભૂલભરેલી ભાવના સ્નેહપૂર્ણાએ ખોટી પાડી હતી. ભાભીને માટે તે હંમેશાં કંઇને કંઇ નવો આનંદ શોધી કાઢતી, તેને નવું નવું શિખવવા પ્રયત્ન કરતી અને પોતાના ભાઇનું પ્રેમપાત્ર સંસ્કારી બને એ જોવા સ્નેહપૂર્ણા હમેશાં ઇંતેજાર રહેતી. મનહરલાલ આ નણંદ ભોજાઇના સંપને લીધે ઘરજંજાળથી બહુ છૂટો હતો.

આજે જમીને મનહરલાલ મિસિસ બેસન્ટના જીવનચરિત્રની ચોપડી વાંચે છે એટલામાં જીવનલાલ આવ્યો. બન્ને મિત્રોએ રહાંજે કોનાટહોલમાં થયેલા ભાષણ વિષે ચર્ચા આદરી. કાઠીયાવાડીઓ કલહ, કંકાસ, અદેખાઇ, અનીતિ વિગેરે દૂષણોથી ક્યારે દૂર થાય તેમજ ભ્રાતૃભાવના સંસ્કાર કેવી રીતે તેઓમાં પ્રકટે આ બાબતમાં તે બન્ને મિત્રો વચ્ચે વાદવિવાદ થયો. ચર્ચા પૂરી થતાં જીવનલાલ ઘેર જવા ઉઠયો.

જતાં જતાં જીવનલાલનાં પગલાં સ્નેહપૂર્ણાના ઓરડા તરફ ખેંચાયાં. બની શકે તો એ સૌંદર્યદેવીનાં દર્શન કરવા તે આતુર બન્યો. સ્નેહપૂર્ણાના ઓરડામાં ડોકીયું કરતાં ત્યાં કોઇ દેખાયું નહિં. "સ્નેહપૂર્ણા કયાં હશે? મનહરલાલની વાતચીતપરથી રસોડામાં તો ભાનુમતી એકલી છે અને સ્નેહપૂર્ણાનો ઓરડો ખાલી છે. આજે અંધારીઆમાં બહાર ફરવા જાય નહિં! ત્યારે કયાં હશે?" આ વિચારે જીવનલાલ ગુંચાયો. જેમ જેમ વખત ગયો તેમ તેમ તેનામાં અસ્વસ્થતા દાખલ થઇ. "સ્નેહપૂર્ણા, તું મ્હને ત્હારો બનાવે તો મ્હારું જીવન કેવું સુન્દર બને! એ મૃગનયની મ્હારા પ્રેમનો સ્વીકાર કરે તો હું કેવો ભાગ્યશાળી ગણાઉં!" આમ વિચારમાં ને વિચારમાં તેણે ચારે તરફ દષ્ટિ કરી. "આ અંધારામાં તે બાગમાં ગઇ હશે? ફરી

પ્રશ્ન થયો. તે ધીમે પગલે બાગ તરફ ચાલ્યો. તુલસીના પવિત્ર છોડે તેના વિચારોમાં કંઈ પવિત્રતા પ્રેરી. પણ તે પ્રેમઘેલો બન્યો હતો. સ્નેહપૂર્ણાના વિચારે તેને અસ્વસ્થ બનાવ્યો હતો.

તેની અજાયબી વચ્ચે એ સૌન્દર્યની દેવી તુલસીવૃંદ વચ્ચે તારલિયા તરફ મીટ માંડી વૃંદાવનના ગોપાંગના સમી શોભી રહી હતી.

પગરવ થતાં સ્નેહપૂર્ણા ચોંકીને ઉભી થઇ. અંધારામાં તેણે દૂરથી પ્રશ્ન કર્યો.

" કોણ એ ? "

" એ તો હું જીવનલાલ. "

---

## મિસિસ ટોમસ હાર્ડી અને ગાંધીજી.

સાંપ્રત કાળના કદાચ સૌથી મહાન નવલ કથાકાર તથા કવિ, ટોમસ હાર્ડીનાં પત્નીએ એક ભાષણમાં કહ્યું કે આધુનિક સંસ્કૃતિ ઉપર ધ્યાન આપતાં મારા વિચારો અનિવાર્ય રીતે ગાંધીનાં શિક્ષણ તરફ ઉડે છે. ભાષણનો કેટલોક રસિક ને પ્રોત્સાહક ભાગ નીચે આપવામાં આવે છે.

ઘણાને મન તો સ્થૂલ સમૃદ્ધિ એટલેજ સંસ્કૃતિ. મોટર ગાડી, ટેલીફોન, વાયરલેસ, અને બીજાં અનેક યાંત્રિક સાધનો જેને હોય તેજ સંસ્કૃત, એવી માન્યતા છે. પરંતુ આ મદદો, યુક્તિઓ કે મજાહો વિનાજ ચલાવવું એવી ત્યાગી વૃત્તિમાં અનેરી વીરતા નથી ? મનુષ્ય જીવન, આ યંત્રયુગમાં અત્યંત યાન્ત્રિક થઇ જવાનો જે ભય છે તે મનુષ્ય જાતિના પૂર્ણ ઉત્કર્ષને બાધક છે એમ એક દૃષ્ટિએ કહી શકાય.

માટેજ આ વિષયમાં મહાત્મા ગાંધી તરફ મારું લક્ષ અનાયાસે દોરાય છે. મનુષ્યનાં સુખ અને ઉત્કર્ષ માટે યંત્રના ઉપયોગનો તે કેવળ અનાદર કરે છે. સાદા જીવનથી આધ્યાત્મિક હિતસિદ્ધ કરવાના તેના ઉપદેશમાં ઇસુ ખ્રિસ્તના 'ઉપદેશનો પડઘો' સંભળાય છે નવયુગના એક પ્રખર અંગ્રેજ યુવાન વિચારકનો પણ આવોજ મત છે. જીવન અને કર્તવ્યમાં જુદીજ જગાએ રહેલી બે વ્યક્તિઓનો આદર્શ, આમ સરખોજ છે. સાદાઇ એ ઉદ્ધારનું પ્રથમ પગથીઉં છે, અને સંસ્કૃતિનું એજ ધ્યેય હોવું જોઇએ. દોલત કે સત્તાના દંભ, મજાક પાછળ ગાંડી શોધ, અનેકવિધ યાંત્રિક યુક્તિઓ, સર્વોત્કૃષ્ટ અંશોને પણ વિમૂઢ બનાવી દે છે.

ગાંધીના શિક્ષણનો બીજો મુદ્દો એ છે કે માલ મિલકતનો સંચય કરવો એ માત્ર ભૂલ નથી, પણ લગભગ પાપ છે. આવશ્યકતાથી વધારેની માલેકી ધરાવી શકાયેજ નહિ. ઉલટું ઘણી વસ્તુઓના સ્વામિત્વની ઘેલછા જીવનના બોજામાં નાહક વધારો કરે છે, અને આ જાતના સ્વામિત્વની ગાંડી ભૂખના અભાવને લઇનેજ પશુઓને વોલ્ટ વ્હિટમેન ખુબ ચાહતો અને 'જેમ સંસ્કૃતિ પ્રગતિમાન થાય છે તેમ આત્માને બન્ધન કરતાં આવરણોનો આવો સમૂહ વધતો જાય છે.'

એક વેળા હજારોની કિંમતના મુક્તાહારના એક માલેકને હું પીછાનતી. એ જ્યાં જાય ત્યાં હાર તો ખરોજ. ઘરબાર હોય તો ઓસીકા નીચે પણ હાર હોયજ. આખરે કોણ જાણે કઇ રીતે એ ગુમ થયો પણ દુઃખ ભારથી દબાઇ જવાને બદલે એ તો જાણે મુક્તાહારથી મુક્ત થઇ હોય તેમ કહે, " હાશ ! વર્ષો સુધી એ હાર મારે ભારરૂપ હતો. હું તેને છુટીયે મૂકી શકતી નહિ. તેને ખોવાની હરઘડી દહેશત રહેતી પણ હવે ગયો છે એટલે મને ચિરમુક્તિ લાધી છે, મારે બીજો ના જોઇએ. "




ચાલુ માસનો અંક પ્હેલા વર્ષનો છેલ્લો અંક છે. આવતા માસના અંકથી માસિક બીજા વર્ષમાં દાખલ થશે. છેલ્લા બાર માસમાં માસિકે શું કામ કરી બતાવ્યું છે તે અમારી કલમે કહી બતાવવાની જરૂર નથી. એ સંબંધી વિગતવાર માહિતી આપતો લેખ જાણીતા લોકસેવક અને સાહિત્યરસિક સજ્જન ભાઈશ્રી ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરાની કલમે લખાઈને આવતા અંકમાં પ્રકટ થશે.

અહિં તો આવતા વર્ષમાં શું શું કરવાની અમે આશા રાખીએ છીએ તેનોજ ટુંકમાં ઉલ્લેખ કરવા ઇચ્છીએ છીએ. " લવાજમમાં વધારો " એ મથાળા હેઠળ અમારા વ્યવસ્થાપક મહાશયે અમારા ઉપર કેટલોક આક્ષેપ કર્યો છે. અમે સ્પષ્ટ જોઇ શકીએ છીએ કે તેમનો એ આક્ષેપ અકારણ નથી. અમારા અભિલાષોને પ્હોંચી વળવા તેમને કેટલેક અંશે તણાવું પડ્યું છે જેને નાણાંભોગ આપવો પડ્યો છે. ગુજરાતના સ્ત્રીવર્ગની નિઃસ્વાર્થ સેવા કરનાર ઉત્સાહી સજ્જનોને શિરે એવો બોજો કોઇ પણ પ્રકારે ન આવી પડે, એમ વાચકવર્ગ પણ ઇચ્છશે. માસિકે અત્યાર સુધીમાં જે સામગ્રી વાચકોને નજર કરી છે તે જોતાં તેમણે કરેલો આઠ આનાનો વધારો કોઇ પણ પ્રકારે વધારો પડતો નહિ ગણાય, એવી અમને ખાત્રી છે, અને અમે આશા રાખીએ છીએ કે એ અનિવાર્ય વધારા તરફ નહિ જોતાં ગુજરાતની પ્રજા જે ઉત્સાહથી માસિકને અત્યારે સત્કારે છે, તેટલાજ યા તેથી વધુ ઉત્સાહથી ભવિષ્યમાં સત્કારશે.

આ માસિક સંબંધી અમારા અભિલાષો મોટા છે. એ માસિકને અમે અમારી નહિ પણ સમસ્ત ગુજરાતી સંપત્તિ ગણીએ છીએ. વાચકવર્ગ એટલું તો જરૂર ઇચ્છશે કે આ માસિકે છેલ્લા બાર મહિનામાં જે કામ કરી બતાવ્યું છે તેથી અનેકગણું વધારે ભવિષ્યમાં કરી બતાવે. એ સેવા માટે આઠ આનાની રકમ નહિ જેવીજ ગણાય. સૌથી પ્રથમ જરૂર માસિકની નિયમિતતા ટકાવી રાખવાની છે. આ સંબંધી ભવિષ્ય માટે અમને લેશ પણ ભય નથી. વડોદરાના લુહાણા મિત્ર, પ્રેસના ઉત્સાહી માલિકે નિઃસ્વાર્થ ભાવે એ સંબંધી અમને જે સગવડ કરી આપી છે તે માટે અમે તેમના ઋણી છીએ. ગુજરાતી બ્હેનો માટે આદરેલા આ સેવાયજ્ઞમાં એમની સેવાની આહુતિનો ફાળો મોટો છે. લેખક-લેખિકાઓ અને ચિત્રકારોએ પણ નિઃસ્વાર્થ ભાવે પોતાની કૃતિઓનો લાભ માસિકને અર્પ્યો છે. એ સર્વનો અમે અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

આવતા વર્ષમાં અમે ચાલુ વર્ષ કરતાં પણ વધારે સંગીન કામ કરી બતાવવા ઇચ્છીએ છીએ. ચાલુ વર્ષના લેખકો અને લેખિકાઓ તો પોતાનો ફાળો આપ્યાંજ જશે, પરંતુ બીજા કેટલાક નવાં લેખક-લેખિકાઓની કૃતિઓનો લાભ પણ વાચકોને મળશે. એમાંથી માત્ર બે ત્રણનોજ ઉલ્લેખ અત્ર

લેવાની પરવાનગી માગી હતી, પણ તે મળી ન હતી. ઠરાવ પર મત લેતાં બંન્ને બાજુ સરખા મત-૩૫-૩૫-પડયા હતા. પ્રમુખ શ્રીયુત પટેલે પોતાનો મત ઠરાવની વિરૂદ્ધ આપ્યો હતો જેથી તે ઉડી ગયો હતો. આ ઠરાવ નહિ લાવવા માટે ડૉ. સુખીઆએ મિસિસ ગોખલેને અને મીસ લોટવાલાને પોતાના સોલીસીટરો મારફત નોટીસો મોકલી બદનક્ષી માટે તેમની ઉપર દાવો માંડવાની ધમકી આપી છે.

× × ×

મુંબાઇના સેવાસદનનો ૧૬ મો વાર્ષિક સમારંભ ન્યાયમૂર્તિ મી. શુક્લાંના પ્રમુખપદે તા. ૧૧ મી જુલાઇએ સંસ્થાના મકાનમાં મગ્ન બારી હોલમાં ઉજવાયો હતો. મીસ એન્જીનીઅરે વાર્ષિક રીપોર્ટ વાંચ્યો હતો. બાદ સંસ્થાની બાળાઓએ સંવાદો કર્યા હતા. મિસિસ શુક્લાંએ, ઇનામો વ્હેંચી આપ્યાં હતા.

× × ×

શ્રીમતી સરોજીની નાયડુ છ માસ પછી દક્ષિણ આફ્રિકાના પ્રવાસેથી સ્ટીમર "ખંડાલામાં" તા. ૧૨ મી જુલાઇએ સવારે પાછા ફર્યાં હતાં. બંદરપર તેમને આવકાર આપવા માટે પ્રાંતિક કોન્ગ્રેસ કમિટિ અને રાષ્ટ્રીય સ્ત્રી સભાની સુચનાઓ અનુસાર મેંબરોની મોટી મેદની જામી હતી. હાજર રહેલાઓમાં સૌ. અવંતિકાબાઇ ગોખલે, કુ. બચુબાઇ લોટવાલા, શ્રી. રતનબ્હેન, શ્રી. કુંવરબ્હેન, કુ પેરીન દાદાભાઇ નવરોજી, સૌ. બચુબાઇ ઠક્કર અને મિસિસ હોજકીનસન વગેરે હતાં. રાષ્ટ્રીય સ્ત્રી સભા તરફથી સૌ. અવંતિકાબાઇ ગોખલેએ સુતરના હાર અને ફુલપાનથી તેમનું સ્વાગત કર્યું હતું. મુંબાઇની નેશનલ કોલેજે એક માનપત્ર પણ આપ્યું હતું

× × ×

મુંબાઇ ઇલાકાના સંસાર સુધારા મંડળ તરફથી બહારગામથી મુંબાઇની કોલેજોમાં અભ્યાસ માટે આવતી સ્ત્રી વિદ્યાર્થીનીઓ માટે નિવાસગૃહની ગોઠવણ કરવામાં આવી છે માસિક રૂ. ૨૫ જણદીઠ લેવાય છે.

× × ×

એલેકઝાન્ડ્રા ગર્લ્સ ઈંગ્લીશ હાઇસ્કુલ ભણતી હિન્દુ કન્યાઓ માટે અત્યાર સુ સંસ્કૃત ભાષા શીખવા માટે કાંઇ પણ સગ ન હતી. એવી સગવડ સંસ્થાએ હાલમાં કરી અને સંસ્કૃત વર્ગમાં શીખવવા માટે મી ઉમાબાઇ શીરાલી બી. એ. ને શિક્ષિકા તર નીમ્યાં છે. એક "પારસી" ભાઇ એ પ્રમાણે ફારસી શીખવા માટે સગવડ કરવાની હિમાય કરે છે, જેથી પારસી કન્યાઓ પોતાની પ્રાચી ભાષાનું જ્ઞાન મેળવી શકે.

× × ×

મુંબાઇ ધારાસભાની આવતી બેઠકમાં ખા નગી સભાસદો તરફથી કેટલાક ઠરાવો રજુ થવાન છે, જેમાં કન્યાશાળાઓમાં કન્યાઓને ચરખે કાંતવાનું ફરજીઆત કરવા સંબંધી પણ એ ઠરાવ છે.

× × ×

જુન માસમાં ભાવનગરમાં મળેલી જૈ યુવક પરિષદે કેટલાક ઠરાવો પસાર કર્યા હતાં અગત્યનો ઠરાવ કેળવણી વિષે હતો, જેને ટેક આપનાં શ્રીમતી ઉરકાર બ્હેને સ્ત્રી કેળવણીન મજબુત હિમાયત કરી હતી. ઉપરાંત કન્યા માટે લગ્નનું વય ૧૪ વર્ષનું અને વર માટે ૧૮ વર્ષનુ ઠેરવવાનો, ૪૫ વર્ષ ઉપરના પુરૂષોના લગ્ન પર પ્રતિબંધ મુકવાનો અને તેમને કન્યા નહિ આપવાનો, કન્યાવિક્રય નાબુદ કરવાનો, પલ્લાની પદ્ધતિ સ્વીકારવાનો અને એક પર બીજી પત્ની નહિ કરવાનો વગેરે ઠરાવો પસાર કર્યા હતા.

× × ×

શ્રીમતી રમાબાઇ રાનાડેના સ્વર્ગવાસ માટે શોક પ્રદર્શિત કરવા પૂના સેવાસદનમાં મળેલી એક ખાસ સભાએ તેમનું સ્મરણ જાળવી રાખવા એક પ્રસુતિગૃહ તેમને નામે સ્થાપવાનો નિશ્ચય કર્યો છે અને તે માટે નાણાં ભેળાં કરવા માટે એક કમિટિ નીમી છે, દર વર્ષ તા. ૨૬ મી એપ્રીલ-તેમની મરણતીથિએ સેવાસદન બંધ રાખી તેમની જયન્તિ ઉજવવાનો ઠરાવ પણ થયો છે.

× × ×

પાલઘાટ (કલીકટ) માં એક શ્રીમંત ના-

યર થોડા સમયપર ગુજરી ગયો હતો અને પોતાની પત્નીને બધી મીલ્કત આપી ગયો હતો. એ શ્રીમંત વિધવાએ પોતાને છોકરું ન હોવાથી પોતાના મરણ બાદ ભત્રીજાને મીલ્કત મળે એવી મતલબનું વીલ કર્યું હતું. કાકી મરતાં સુધી ભત્રીજાથી ધીરાયું નહિ. તેણે બદમાશો રોકીને કાકીનું ખુન કરાવ્યાનું કહેવાય છે.

× × ×

રાજકોટની એક કહેવાતી ભાટીઆ કન્યા જેને કલીકટમાં પરણાવી હતી અને જેના પતિના મરણ પછી પતિના મિત્રે મિલ્કત ઉચાપત કરવા બાઇને કોઇ મોપલાને સોંપી દીધાની ખબર અમે આગલ આપી ગયા છીએ, તે બાઇની માએ નોંધાવેલા મુકદમાની તપાસ જુન માસમાં તા. ૨૦ મી એ ચાલી હતી. છોકરીએ પોતે જણાવ્યું હતું કે હું રાજીખુશીથી મોપલાને પરણી છું. મારી માએ અત્યાર પ્હેલાં મને ત્રણ વાર વેચી છે અને જુદા વરો સાથે પરણાવી છે. હવે તે મને ચોથીવાર વેચવા માંગે છે. એમ કહેવાય છે કે એ બાઇ ખરેખર ભાટીઆ જ્ઞાતિની નથી. ગુજરાત બ્હાર ગુજરાતીઓને સાધારણ રીતે ભાટીઆ તરીકે ઓળખવામાં આવે છે અને તેથી એ ભૂલ થઇ હોય એમ લાગે છે.

× × ×

કોચીનમાં એક વિચિત્ર બાળકનો જન્મ થયાની વાત પ્રકટ થઇ છે. કહેવાય છે કે કન્વરસાદને લીધે એક માણસના ઘરની દીવાલ પડી પડી, અને તેમાંથી તાંબાનું એક બંધ વાસણ નીકળી આવ્યું. વાસણ ઉઘાડતાં અંદર કેટલાંક જુના દાડલાં જણાયા. ગેડી ઉપર કંઇક લખાણ પણ હતું. તે માણસને એક વિચિત્ર અનુભવ થયો. એક રાક્ષસી આકાર તેની આગલ ખડો થયો અને કહ્યું કે " તારી સ્ત્રી ગર્ભવતી છે તેની કુખે ૧૦ વાગ્યે ત્રણ બાળકો જન્મશે. તેમાનું ત્રીજું બાળક મારું ગણાશે " બીજે દિવસે એ પ્રમાણે બાઇએ ત્રણ બાળકોને જન્મ આપ્યો. એ ત્રીજું બાળક રાક્ષસી આકારનું હતું !

× × ×

ઇંદોર રાજ્યની શ્રીમતી કમલમા, જેમણે એમ. એની પરીક્ષા પસાર કરી છે, તેમણે રાજ્યની, જાહેર સનદી નોકરી માટે પરીક્ષા આપવાની ઉમેદવારી કરી છે. એ પરીક્ષામાં પાસ થશે તો એ મહિલા હિંદમાં પ્હેલી સનદી અધિકારી થશે.

× × ×

" કોચીન રાજ્યે રાજ્યમાં સુધારા દાખલ કરી તેની નવી ધારાસભા સ્થાપી ત્યારે પ્રથમબીજ સ્ત્રીઓને માત્ર મતાધિકાર જ નહિ પરંતુ તેમાં સભાસદ થવાનો હક્ક પણ આપ્યો છે. એ રાજ્યમાં લગભગ ૧૮૦૦૦ મતદારો છે જેમાં ૧૫૦૦ સ્ત્રીઓ પણ છે. સંખ્યાનો આ તફાવત જોતાં ભાગ્યેજ કોઈ સ્ત્રી ચુંટાઇને સભાસદ થાય એમ લાગે છે એટલા માટે સરકારે જે પંદર બેઠકો પોતાને હસ્તક રાખી છે તેમાંથી કમમાં કમ ચાર જગ્યાઓ ઉપર સ્ત્રીઓને નીમવી જોઇએ. હિંદના બીજા ભાગોના પ્રમાણમાં કોચીનમાં સ્ત્રી કેળવણીનું પ્રમાણ સૌથી મોટું છે. વળી ત્યાં માતા કુટુંબની અધિષ્ઠાત્રી ગણાય છે, પિતા નહિ, એટલે ઘણી ખરી મિલ્કત પણ સ્ત્રીઓની માલિકિની છે. ઉપરાંત કોચીનના મહારાણી એક વિદુષી સ્ત્રી છે. એ સ્થિતિમાં સ્ત્રીઓના હક્કની માંગણી વ્યર્થ નહિજ જાય." ( સ્ત્રી ધર્મ ).

× × ×

શીકારપુર ( સિંધ )ના શેઠ શીતલદાસે બાળહિત અને મીડવાઇફની તાલીમ વાસ્તે સંસ્થા સ્થાપવા માટે રૂ. એક લાખની ભેટ આપી છે.

× × ×

ઇન્દોરના સુપ્રસિદ્ધ ધનાઢ્ય સર હુકમચંદે ત્યાં એક પ્રસુતિગૃહ-સુવાવડખાનું સ્થાપવા માટે રૂ ૫૦૦૦૦ નું દાન કર્યું છે. એ સંસ્થા " શ્રી કાંચનબાઇ પ્રસુતિગૃહ અને શિશુરક્ષા સંસ્થા " ને નામે ઓળખાશે.

× × ×

કેપ્ટન અને મીસ વોન્ડેરવેલ ફોર્ડ મોટરમાં બેસી દુનિયાની મુસાફરી કરવા નીકળ્યા છે, જુન માસમાં તેઓ હિંદમાં આવી પ્હોંચ્યાં હતા. અત્યાર પ્હેલાં તેઓ ૪૬ દેશો ફર્યા હતાં અને કુલ્લે ૧૫૩૦૦૦ માઇલની મુસાફરી કરી હતી.

× × ×

ગોંડલના પ્રતિષ્ઠિત ધનાઢ્ય શેઠ સુર્યપ્રસાદ ભટનાગરે ત્યાંની કન્યાશાળાના મકાન માટે રૂ ૧૩૦૦૦ નું દાન કર્યું છે. તેજ ગૃહસ્થે અત્યાર પ્હેલાં ત્યાંની કાયસ્થ પાઠશાળાને રૂ. ૬૦૦૦

અને બનારસના હિંદુ વિશ્વવિદ્યાલયને રૂ ૧૦૦૦ દાનમાં આપ્યા છે.

× × ×

વડી ધારાસભાની આવતી બેઠકમાં શ્રીયુત બી. દાસ એવી મતલબનો ઠરાવ રજુ કરવાના છે કે પુરૂષોના જેવો અને જેટલોજ મતાધિકાર સ્ત્રીઓને પણ આપવામાં આવે; તેમજ તેમને ધારાસભાના સભાસદ થવાનો હક્ક પણ મળે.

× × ×

જૈન મહિલાઓ માટે આરામાં એક જૈન મહિલા આશ્રમ ત્રણેક વર્ષથી સ્થાપિત થયો છે. એ સંસ્થાની અધિષ્ઠાત્રી શ્રી. ચંદાબાઇ જૈન છે, જે હિન્દી અને સંસ્કૃત બહુ સારૂં જાણે છે. એ સંસ્થાના નિભાવ માટે તેમના ભત્રીજા બાબુ નિર્મળકુમાર દર મહિને રૂ. ૫૦૦ પોતાના પદરથી આપે છે. સંસ્થામા હિન્દી, સંસ્કૃત, અને અંગ્રેજી ભાષાઓનું તેમજ કાંતવા વણવાનું, ભરત ગુંથણનું તથા પાકશાસ્ત્રનું જ્ઞાન અપાય છે

× × ×

"તા. ૩૧ મી મેની રાતે ઢાકામાં એક હિન્દુ સ્ત્રી-હાથમાં ફાનસ લઇ યુરોપીઅન કલબ આગળથી જતી હતી, તેને એકલી જતી જોઇ એક યુરોપીઅન પાછળ પડયો, અને એકાંત ભાગ આવતાં હુમલો કરી હાથમાંનું ફાનસ ઓલવી નાંખ્યું અને મોઢા પર રૂમાલ દાબી બાઇ ઉપર અત્યાચાર કર્યો. આ બનાવ ત્યાંના એક વકીલ મી. જીતેંદ્રનાથ દાસના જોવામાં આવતાં કેટલાક મિત્રોને લેઇ બાઇની મદદે ગયા, પણ તેઓ જઇ પ્હોંચે તે પ્હેલાં પેલો બદમાશ કલબ તરફ નાશી ગયો. બાઇએ પોતાની વીતક તેમને કહી સંભળાવી. સબ ડીવીઝનલ ઓફીસરને ખબર આપવામાં આવી પણ તેણે કોઇ પણ પગલાં ભરવાની ના પાડી, અને જણાવ્યું કે માણસને ઓળખવો મુશ્કેલ છે. કોઇ ગોરી સ્ત્રી પર કોઇ હિંદુએ અત્યાચાર ગુજાર્યો હોત તો એ ગોરો અમલદાર શું કરત?" (અમૃત બજાર પત્રિકા)

× × ×

મર્હુમ સર અસુતોષ મુકરજીએ પોતાની સ્વર્ગસ્થ પુત્રી કમલાની યાદમાં રૂ ૪૦૦૦૦ ની રકમ કલકત્તા યુનીવરસીટીને એક વ્યાખ્યાનમાળા સ્થાપવા માટે આપી છે. આ વ્યાખ્યાનો "સ્ત્રી-કેળવણી, કેળવણી અને વિજ્ઞાન"ના વિષયો પર થશે. પ્હેલા વર્ષ માટે ભાષણ કર્તા તરીકે યુનીવરસીટીએ મિસિસ બેસંટની નીમણુંક વાર્ષિક રૂ ૧૦૦૦ ના દરમાંથે કરી છે.

× × ×

કલકત્તા વીજીલન્સ એસોસીએશનના આશ્રય હેઠલ એક જાહેર સભા ડેલહાઉસી ઇન્સ્ટીટયુટમાં તા. ૭ મી જુલાઇએ ગવર્નરના પ્રમુખપદે મળી હતી. ઉદ્દેશ અનીતિમાં પડેલી છોકરીઓ અને સ્ત્રીઓને બચાવી તેમને માટે આશ્રમ સ્થાપવા સારૂ પગલાં ભરવાનો હતો. સભામાં ફંડ માટે અપીલ કરવામાં આવી હતી. સંસ્થા સ્થાપવા માટે એક લાખ રૂપીઆનો ખર્ચ થશે એવો અડસટો કાઢયો છે

× × ×

"કાલીઘાટ (કલકત્તા) ના અખિલ ભારતીય અનાથાલયના મેનેજર બાબુ સુખદેવ બેનરજીને અનાથાલયની બે બાલિકાઓને બદદાનતથી કેદ કરવા માટે ફોજદારી કાયદાની ૩૪૨ મી કલમ મુજબ ૬ મહિનાની સજા કરવામાં આવી છે. અપરાધી એ સંસ્થાનો લાંબા સમયથી મેનેજર હતો. ગયા જાનેવારીમાં અનાથાલયમાં રહેતી બે યુવતીઓ, સુરૂચીબાલા અને સરસ્વતી પાસે તેણે પોતાની ખરાબ ઇચ્છા પ્રકટ કરી, પણ તેમણે તે કબુલ ન રાખી તેથી મેનેજર સાહેબે તેમને એક કોટડીમાં પૂરી દીધી કેટલાક કલાકો સુધી બંન્ને યુવતીઓ એ રીતે ભૂખી ને તરસી કેદમાં રહી સાંજે મેનેજર બ્હાર ગયો હતો તે વખતે સુરૂચિબાલાએ પાણીની તરસથી બુમો પાડવા માંડી. એ સાંભળીને સંસ્થાની એક બુઢ્ઢી ચાકરડી ત્યાં આવી અને બારણું ખોલ્યું. તેને ધકકો મારી સુરૂચિબાલા બ્હાર નીકળી ગઇ અને અગાશી પર ચઢી પાડોશ, બાબુ પ્રમથનાથનું 'મકાન હતું' તેની અગાસીમાં કુદી પડી એ ઘરમાંની સ્ત્રીઓએ તેની કથની સાંભળી. બાબુ પ્રમથનાથ યુવતીને લઇને ભવાનીપુરની પોલીસ ચોકી પર ગયા અને ત્યાર પછી તુરત અનાથાલયમાં જઇને સરસ્વતીને પણ છોડાવી." કેસ ચાલતાં મેનેજરને છ મહિનાની કેદની સજા મેજીસ્ટ્રેટે ફરમાવી. (ચાંદ)

× × ×

"ખુલના (બંગાળા)ના સેશન્સ જડ્જની કોર્ટમાં ગોપાલગાઝી અને બીજા ત્રણ અપરાધીઓ ઉપર કુંજબાલા દાસી નામે એક હિન્દુ વિધવા પર અત્યાચાર કરવા માટે મુકદમો ચાલ્યો હતો. મુકદમાની વિગત એવી છે કે અપરાધીઓએ કુંજબાલા પાસે પોતાની ખરાબ ઇચ્છા ઘણીવાર પ્રકટ કરી હતી પણ તેણે ના પાડી હતી. એક દિવસ કુંજબાલા પોતાની સાસુ સાથે કંઇ બહાર ગઇ હતી. અપરાધીઓએ તેને રસ્તામાંથી ઉઠાવી જવાનો પ્રયત્ન કર્યો. સાસુ તેમને રોકવા ગઇ ત્યારે તેને માર મારી કુંજબાલાને પાસેના ખેતરમાં ઉઠાવી જઇ તેની પર અત્યાચાર ગુજાર્યો, અને પછી તેને તેના મકાનના દરવાજા આગળ મુકી નાસી ગયા. પોલીસે તેમને પકડી મુકદમો ચલાવ્યો. ન્યાયાધીશે દરેકને બાર બાર વર્ષની સખ્ત કેદની સજા કરી. હાઇકોર્ટમાં અપીલ નોંધાઇ છે" (કર્તવ્ય)

× × ×

કાઉન્ટેસ ઓફ ડફરીન ફંડમાંથી વાર્ષિક ૨૦૦ પાઉંડની સ્કોલરશીપો આપી સ્ત્રી ડોક્ટરોને વધુ અભ્યાસ માટે વિલાયત મોકલવાનું ઠરાવવામાં આવ્યું છે. ઉમેદવારે હિંદની કોઇપણ યુનીવરસીટીની મેડીકલ ડીગ્રી મેળવેલી હોવી જોઇએ.

## એશિયા.

સ્ટીમર "ચીલ્ખા" મારફત પોતાના પતિ અને બાલક સાથે મુસાફરી કરતી એક તેલુગુ સ્ત્રીએ રંગુનમાં પોલીસમાં એવી ફરિયાદ નોંધાવી છે કે જ્યારે તે નાહવાની ઓરડીમાં હતી ત્યારે વહાણના પાંચ ખલાસીઓએ તેના ઉપર હુમલો કર્યો હતો. વ્હાણના અમલદારનું ધ્યાન ખેંચતા તેણે બધા ખલાસીઓને બોલાવી હારબંધ ઉભા રાખ્યા હતા, જેમાંથી પાંચે ગુન્હેગારોને બાઇએ ઓળખાવ્યા હતા.

× × ×

બ્રહ્મદેશની સ્ત્રીઓની એક મોટી સભા શ્રીમતી ડો કીનના પ્રમુખપદે તા. ૧૩ મી મે એ સવારે આઠ વાગ્યે મળી હતી. એ સભામાં કેટલાક ઠરાવો પસાર થયા. જેમાંના અગત્યના આ પ્રમાણે છેઃ— (૧) વિલાયતી ચીજોનો બહિષ્કાર કરવો; (૨) અન્ય દેશોના પુરૂષો સાથે વિવાહ ન કરવો; (૩), સોના અને ઝવેરાતના આભુષણો ન પહેરવાં; (૪) બ્રહ્મદેશ હિંદથી જુદો ન પાડવો; અને (૫) જે મરદો વિલાયતી ફેશનમાં વાળ કપાવે, તેની સાથેનો વ્યવહાર બંધ કરવો." (સ્ત્રી દર્પણ)

× × ×

હોંગકોંગ (ચીન)માં એક ધર્મિષ્ઠ ગણાતી જુવાન બાઇએ સાસુના મરણ પછી તેની ઉત્તરક્રિયા કરવા પોતાની પાસે નાણાં નહિ હોવાથી પોતાની એક બાળક દીકરીને વેચી સાસુનું કારજ કર્યું છે. ચીનાઓમાં એવી માન્યતા છે કે મરનારનું કારજ બરોબર ન થાય તો તે ભૂત થઇ પાછું ફરે છે, માટે ગમેતે ભોગે પણ કારજ કરવું જોઇએ.

× × ×

પીકાઇવી (ચીન) ની વડી અદાલતમાં એક રશીઅન બાઇએ પોતાના ચીના પતિનું ખુન કર્યું બદલ ચકચાર ભર્યો મુકદમો ચાલે છે બાઇને મરનાર સાથે સાઇબીરીઆમાં ઓળખાણ થઇ હતી અને માતપિતાની મરજી વિરૂદ્ધ તેને પરણી હતી. કહેવાય છે કે થોડા વખતથી પતિ સાથે મતભેદ પડતાં ચાલુ ટંટો ચાલતો હતો. બાઇ પોતાને નિર્દોષ જણાવે છે. ઉશ્કેરાયલા ચીનાઓ તેને જંગલમાં ઝાડ સાથે મુસ્કેટાટ બાંધી મુકી આવ્યા હતા, જ્યાંથી પોલીસ તેને લઇ આવી હતી.

× × ×

મલાયા સ્ટેટમાં એક યુરોપીઅને એક હિંદુ સ્ત્રી પર બળાત્કાર કર્યાના ખબરો મળી છે. બાઇ એક તેલુગુ સ્ત્રી હતી અને યુરોપીઅન મેનેજરના નોકરની પત્ની હતી. મેનેજર પોતાના બે સાથીઓને લઇ તેની ઓરડી પર ગયો અને પોતાને તાબે થવાનું ફરમાન કર્યું હતું. ધમકી અને લાલચો નિષ્ફળ જતાં તેને ઉપાડીને પોતાના મકાને લઇ ગયો અને ત્યાં બળાત્કાર કર્યો હતો. આ વખતે બાઇનો ધણી અને બીજા કેટલાક હાજર હતા પણ ગોરા સામે હાથ ઉઠાવતાં બીધા હતા. પાછળથી ભયથી ત્રાસી તેમણે ફરિયાદ નોંધાવી છે અને કેસ સેશન્સમાં મોકલી અપાયો છે. ઉપલો બનાવ મે મહિનાની અધવચમાં બન્યો હતો.

## આફ્રિકા.

શ્રીમતી સરોજની નાયડુએ દક્ષિણ આફ્રિકાનો કિનારો છોડતાં ત્યાંની હિંદી ...

અને બનારસના હિંદુ વિશ્વવિદ્યાલયને રૂ ૧૦૦૦ દાનમાં આપ્યા છે.

× × ×

વડી ધારાસભાની આવતી બેઠકમાં શ્રીયુત બી. દાસ એવી મતલબનો ઠરાવ રજુ કરવાના છે કે પુરૂષોના જેવો અને જેટલોજ મતાધિકાર સ્ત્રીઓને પણ આપવામાં આવે; તેમજ તેમને ધારાસભાના સભાસદ થવાનો હક્ક પણ મળે.

× × ×

જૈન મહિલાઓ માટે આરામાં એક જૈન મહિલા આશ્રમ ત્રણેક વર્ષથી સ્થાપિત થયો છે. એ સંસ્થાની અધિષ્ઠાત્રી શ્રી. ચંદાબાઇ જૈન છે, જે હિન્દી અને સંસ્કૃત બહુ સારૂં જાણે છે. એ સંસ્થાના નિભાવ માટે તેમના ભત્રીજા બાબુ નિર્મળકુમાર દર મહિને રૂ. ૫૦૦ પોતાના ઘરથી આપે છે. સંસ્થામાં હિન્દી, સંસ્કૃત, અને અંગ્રેજી ભાષાઓનું તેમજ કાંતવા વણવાનું, ભરત ગુંથણનું તથા પાકશાસ્ત્રનું જ્ઞાન અપાય છે

× × ×

"તા. ૩૧ મા મેની રાતે ઢાકામાં એક હિન્દુ સ્ત્રી-હાથમાં ફાનસ લઇ યુરોપીઅન કલબ આગળથી જતી હતી, તેને એકલી જતી જોઇ એક યુરોપીઅન પાછળ પડયો, અને એકાંત ભાગ આવતાં હુમલો કરી હાથમાંનું ફાનસ ઓલવી નાંખ્યું અને મોઢા પર રૂમાલ દાબી બાઇ ઉપર અત્યાચાર કર્યો. આ બનાવ ત્યાંના એક વકીલ મી. જીતેંદ્રનાથ દાસના જોવામાં આવતાં કેટલાક મિત્રોને લેઇ બાઇની મદદે ગયા, પણ તેઓ જઇ પ્હોંચે તે પ્હેલાં પેલો બદમાશ કલબ તરફ નાશી ગયો. બાઇએ પોતાની વીતક તેમને કહી સંભળાવી. સબ ડીવીઝનલ ઓફીસરને ખબર આપવામાં આવી પણ તેણે કાંઇ પણ પગલાં ભરવાની ના પાડી, અને જણાવ્યું કે માણસને ઓળખવો મુશ્કેલ છે. કોઇ ગોરી સ્ત્રી પર કોઇ હિંદુએ અત્યાચાર ગુજાર્યો હોત તો એ ગોરો અમલદાર શું કરત?" (અમૃત બઝાર પત્રિકા)

× × ×

મહુંમ સર અસુતોષ મુકરજીએ પોતાની સ્વર્ગસ્થ પુત્રી કમલાની યાદમાં રૂ ૪૦૦૦૦ ની રકમ કલકત્તા યુનીવરસીટીને એક વ્યાખ્યાનમાળા સ્થાપવા માટે આપી છે. આ વ્યાખ્યાનો "સ્ત્રી-કેળવણી અને વિજ્ઞાન"ના વિષયો પર થશે. પ્હેલા વર્ષ માટે ભાષણ કર્તા તરીકે યુનીવરસીટીએ મિસિસ બેઝંટની નીમણુંક વાર્ષિક રૂ ૧૦૦૦ ના દરમાયે કરી છે.

× × ×

કલકત્તા વીજીલન્સ એસોસીએશનના આશ્રય હેઠલ એક જાહેર સભા ડેલહાઉસી ઇન્સ્ટીટ્યુટમાં તા. ૭ મી જુલાઇએ ગવર્નરના પ્રમુખપદે મળી હતી. ઉદ્દેશ અનીતિમાં પડેલી છોકરીઓ અને સ્ત્રીઓને બચાવી તેમને માટે આશ્રમ સ્થાપવા સારૂ પગલાં ભરવાનો હતો. સભામાં ફંડ માટે અપીલ કરવામાં આવી હતી. સંસ્થા સ્થાપવા માટે એક લાખ રૂપીઆનો ખર્ચ થશે એવો અડસટો કાઢયો છે

× × ×

"કાલીઘાટ (કલકત્તા) ના અખિલ ભારતીય અનાથાલયના મેનેજર બાબુ સુખદેવ બેનરજીને અનાથાલયની બે બાલિકાઓને બદદાનતથી કેદ કરવા માટે ફોજદારી કાયદાની ૩૪૨ મી કલમ મુજબ ૬ મહિનાની સજા કરવામાં આવી છે. અપરાધી એ સંસ્થાનો લાંબા સમયથી મેનેજર હતો. ગયા જાનેવારીમાં અનાથાલયમાં રહેતી બે યુવતીઓ, સુરૂચીબાલા અને સરસ્વતી પાસે તેણે પોતાની ખરાબ ઇચ્છા પ્રકટ કરી, પણ તેમણે તે કબુલ ન રાખી તેથી મેનેજર સાહેબે તેમને એક કોટડીમાં પૂરી દીધી કેટલાક કલાકો સુધી બંન્ને યુવતીઓ એ રીતે ભૂખી ને તરસી કેદમાં રહી સાંજે મેનેજર બ્હાર ગયો હતો તે વખતે સુરૂચિબાલાએ પાણીની તરસથી બુમો પાડવા માંડી. એ સાંભળીને સંસ્થાની એક બુઢ્ઢી ચાકરડી ત્યાં આવી અને બારણું ખોલ્યું. તેને ધકકો મારી સુરૂચિબાલા બ્હાર નીકળી ગઇ અને અગાશી પર ચઢી પાસેજ, બાબુ પ્રમથનાથનું મકાન હતું તેની અગાશીમાં કુદી પડી એ ઘરમાંની સ્ત્રીઓએ તેની કથની સાંભળી. બાબુ પ્રમથનાથ યુવતીને લઇને ભવાનીપુરની પોલીસ ચોકી પર ગયા અને ત્યાર પછી તુરત અનાથાલયમાં જઇને સરસ્વતીને પણ છોડવી. મુકદ્દમો ચાલતાં મેનેજરને છ મહિનાની કેદની સજા મેજીસ્ટ્રેટે ફરમાવી. (ચાંદ)

× × ×

" અમીર અમાનુલ્લાહ કેળવણીનું જે, કાર્ય વિકસાવી રહ્યા છે તેમાં સ્ત્રીઓને ભૂલી જવામાં નથી આવી. એ દેશની સૌથી પ્હેલી કન્યાશાળા બે વર્ષ પર રાણીના આશ્રય અને દેખરેખ હેઠળ ખુલ્લી મુકવામાં આવી. અલબત્ત ત્યાં સખ્ત પડદો પળાય છે અને શાળાના મુખ્ય દ્વારે પ્હોંચતા પ્હેલાં સંખ્યાબંધ સૈનિકોની હારમાંથી પસાર થવું પડે છે. અંદર મોટો બાગ છે અને આજુબાજુ ઓરડા બાંધેલા છે. ત્યાં પ્રવેશતાં પરસ્તાનમાં એકાએક દાખલ થયા હોય એવું લાગે છે ત્યાંના સુંદર ફુલો કરતાં સ્ત્રીઓનાં રંગબેરંગી પોશાક વધારે આકર્ષક છે.

" જ્યારે મેં શાળાની મુલાકાત લીધી ત્યારે રાણીની બ્હેન જે આ શાળાની ઇન્સપેક્ટ્રેસ છે તે, અને અર્ધો ડઝન શિક્ષિકાઓ વરંડામાં ભેળી થઇ હતી. જગ્યા સુંદર અને સ્વચ્છ હતી અને કન્યાઓ માટે પાટલીઓ મુકવામાં આવી હતી. શાળામાં ૭૫૦ કન્યાઓ છે જેમાંની ઘણીખરી દેખાવમાં સુંદર છે. શરીરના રંગમાં તેઓ સ્પેનીસ કે ઇટાલીયન જેવી દેખાય છે. એમાં અમીરોની બ્હેનો અને ઉચ્ચ કુટુંબની કન્યાઓ પણ હતી. શિક્ષણક્રમ પાંચ વર્ષનો છે અને સાતમે વર્ષે ભણવાની શરૂઆત થાય છે. એમાં વાંચન, લેખન, ગણિત, ભૂગોળ, ઇતિહાસ ચિત્રકલા, ગુંથણ અને શીવણનો સમાવેશ થાય છે. તેમની હસ્તકલાના કેટલાક સુંદર નમુના પણ ત્યાં હતાં. ઘણીખરી શિક્ષિકાઓએ હિંદમાં શિક્ષણ લીધું છે. ઉચ્ચ કેળવણી માટે બીજી એક સંસ્થા થોડા સમયમાં ખોલાશે, જ્યાં પરદેશી ભાષાઓનું અને શિક્ષકા બનવાનું શિક્ષણ આપશે.

" આ શાળા ખુલી તે પ્હેલાં ઘરમાં પિતા આપી શકે તેટલીજ કેળવણી કન્યાઓને મળતી મોટે ભાગે કુરાન વાંચતા શીખવામાં જ એ કેળવણી ખતમ થતી. બ્હારના પુરૂષોને ચીઠ્ઠી પત્રી લખી શકે એવા ભયથી તેમને લખવાનું શીખવતા નહિ !"

## દેશની દુર્બલતાનું કારણ:

" મનોરમા " માં શ્રીમતી. રાજકુમારીદેવી " સ્વાસ્થ્યરક્ષા અને ગૃહસ્થી જીવન " ઉપર એક મનનીય લેખ લખે છે અને તેમાં દેશની દુર્બલતાનું કારણ અને તે દૂર કરવાનો ઉપાય સુચવે છે.

" દેશની દુર્બલતાનું મુખ્ય કારણ બચપણથી રહેણીકરણીમાં બેદરકારી છે. આ બેદરકારી સ્ત્રીઓ અભણ હોવાને લીધે થાય છે અને સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ આપવાથીજ તે દૂર થઇ શકે.

" માણસનું ચરિત્ર બચપણની સંગત અને કેળવણી અનુસાર થાય છે. બાળકની સદ્‌ગુરૂ માતાજ છે, જેના ખોળામાં તેનું બચપણ વીતે છે. માતાના ગુણ-દુર્ગુણોનો તેની પર પ્રભાવ પડે છે. જો માતા ગુણવતી હોય તો પોતાનાં બાળકોને પણ તેવાં બનાવી શકે. ધ્રુવ, પ્રહ્લાદની ભક્તિ, અભિમન્યુ અને શિવાજીની વીરતા માતાનેજ આભારી હતાં. જો માતાઓ કેળવણી પામેલી હોય તો દેશનો ઉદ્ધાર સહજમાં થઇ જાય.

" અભણ માતાઓ તંદુરસ્તીને હાનિ થાયે એવી રીતે ઘણીવાર વર્તે છે. બાળકને શરદી થઇ જાય એવી બીકથી ઘરના બારી બારણા બંધ કરી સુએ યા બાળકને માથા સુધી ઓઢાડી રાખે. પરિણામે તેને સ્વચ્છ વાયુ ન મળે અને તંદુરસ્તી પર માઠી અસર થાય. કેટલીક માતાઓ બાળકને પાસામાં દબાવીને સુએ છે; યા છાતી પર રાખે છે. પરિણામે તેને સ્વચ્છ હવા નથી મળતી. બાળકને તો હંમેશાં જુદુંજ સુવાડવું જોઇએ અને માથા સુધી ઓઢાડવું ન જોઇએ. બારીઓ પણ ખુલ્લી રાખવી જોઇએ. કેટલીક મુર્ખ માતાઓ બાળકને હદ ઉપરાંત ખવડાવે છે. બાળકને રડતું છાનું રાખવા મમતાને લીધે તે આમ કરે છે, પણ તેથી બાળકને અજીર્ણ થાય તેનું તેને ધ્યાન નથી રહેતું. પછી બાળક માંદુ થાય ત્યારે ભાગ્યને દોષ દે છે. બાળકોને નિયમિત ખોરાક આપ્યો હોય તો એમ ન થાય. અભણ માતાઓનો બીજો એક દોષ એ છે કે બાળકને ચોર યા બાવાની બીક બતાવી ડરાવે છે અને તેમને બચપણથી કાયર અને ડરપોક બનાવે છે. આવી આવી અનેક પ્રકારની બેદરકારી અભણ માતાઓ બતાવે છે એને પરિણામે દેશના સંતાનો દુર્બલ થતાં જાય છે. જો

તેઓ કેળવણી પામેલી હોય તો આવું બનવા ન પામે. ”

### હિન્દુ સ્ત્રીઓપર જુલમ:

“ જ્યોતિ”માં “હિંદુ સ્ત્રીઓપર જુલમ” એ વિષયપર એક મનનીય લેખ પ્રગટ થયો છે અને તેમાં સામાજીક રિવાજોને કારણે હિંદુ સ્ત્રીઓપર કેવા પ્રકારના દુઃખો પડે છે તેનું વર્ણન કર્યું છે. એ લેખનો સાર નીચે પ્રમાણે:

“છોકરીના જન્મ માટે હિન્દુ કુટુંબોમાં શોક મનાય છે એ સૌ કોઇ જાણે છે. લગ્ન પછી પણ તેમની સ્થિતિ સુધરતી નથી; ઉલટી બગડે છે. ઘણા દેશોમાં લગ્ન થતાં પુરૂષ તેમજ સ્ત્રી પોતાનું ઘર છોડી નવું ઘર વસાવે છે. એકલા હિંદમાંજ છોકરીને પિતૃગૃહનો ત્યાગ કરવો પડે છે.

“છોકરાના લગ્ન વખતે તો માતપિતા લ્હાવો લુંટવાના આનંદમાં ફુલાઇને કાળકા બને છે અને લખલુટ ખર્ચ–દેવું કરાને પણ કરે છે. પણ વહુ ઘરમાં આવી એટલે આનંદને ઠેકાણે ગુસ્સાના ભભરા ચઢે છે. એ પછી તેની સાથે જે વર્તન ચલાવાય છે તે હિન્દુ બાળાજ સહી શકે! છોકરો વહુનો ન થઇ જાય તે માટે માતા હર પ્રકારે યત્ન કરતી રહે છે અને વહુના વગોણાં કરી તેની ઉપર જુલમ કરવામાં અને કરાવવામાં બાકી નથી રાખતી. ઘરના બધાંયે માણસો એક કુમળી બાળાની વિરૂદ્ધ થઇ જાય છે. ગાળો અને મારપીટ ઉપરાંત તેને પેટ પુરતું ખાવા પણ નથી મળતું. પરિણામે તે બિચારી બળાતી જાય છે, રોગી બને છે; પણ માંદી હોય તે છતાં તેણે ઘરનું બધું કામ જાતે કરવુંજ જોઇએ! આ ખારા સાગરમાં પતિના પ્રેમની મીઠી વીરડી પણ કેટલીક બિચારીના ભાગ્યમાં નથી હોતી. એ કહેવાતા દેવ પણ મા બ્હેનના ચઢાવ્યા ચઢે છે અને પત્ની તરફ કઠોર વર્તન રાખેછે. તે કોઇની સાથે હળી મળી ન શકે. સગાંસંબંધી કે પાડોશી સાથે વાતચીત ન કરી શકે. તેના ઉપર ચોવીસે કલાક જાસુસી થાય. તેના પ્રત્યેક વર્તન માટે શંકા કરાય અને તેના ચારિત્ર્ય પર દોષ મુકાતાં વાર ન લાગે. જ્યાં સ્ત્રીઓની આવી દશા હોય તે સંસાર સુખી કેમ નીવડે? દેશનો ઉદ્ધાર કેમ થાય?”

### સ્વભાવ અને સૌન્દર્ય:

શ્રીમતી રાજકુમારી “વનલતા” માં “સ્વભાવ અને સૌન્દર્ય” વિષય ઉપર એક લેખ લખે છે. લેખિકા માને છે કે સ્વભાવની મોટી અસર સુન્દરતા ઉપર થાય છે:

“ સુન્દરતા બે પ્રકારની હોય: શારિરિક અને આંતરિક. શારિરિક સુન્દરતા ક્ષણભંગુર છે; આંતરિક સુંદરતાનો કદિ પણ નાશ નથી થતો. ઉલટું તે શારિરિક સુંદરતા વધારે છે. આજકાલ કેટલીક સ્ત્રીઓને સાચું સૌન્દર્ય શામાં છે તેની જ ખબર નથી. તેમને રંગબેરંગી વસ્ત્રો અને આભુષણોમાંજ સૌન્દર્ય દેખાય છે. પણ કદરૂપી સ્ત્રી ઘરેણાં લુગડાંથી રૂપાળી નથી દેખાતી. સ્ત્રીનું ખરૂં સૌન્દર્ય તો શીલ, લજ્જા, સત્ય, ધર્મ, સ્વચ્છતા સહનશીલતા, પતિપ્રેમ અને સેવા, અને મધુર ભાષણ ઇત્યાદિ ગુણોમાં સમાયું છે.

“ સારાં વસ્ત્રાભુષણો પહેર્યાં છતાં સ્ત્રી જો નિર્લજ્જ હોય તો એ દુર્ગુણ તેની સુંદરતા પર પાણી ફેરવી દેશે. ચામડીની સુંદરતા સારા ગુણ–સ્વભાવ વિના ન શોભે. કેટલીક સ્ત્રીઓ પોતાના ખરાબ સ્વભાવને લીધેજ શરીરે સુંદર હોય છતાં સગાંસંબંધીઓમાં અકારી થઇ પડે છે. સારો સ્વભાવ તેમને સર્વના પ્રિય બનાવે છે.

“ સ્ત્રીઓ કુદરતી રીતે પુરૂષો કરતાં વધારે કોમળ હોય છે. લજ્જા, નમ્રતા અને પ્રેમ તેમની શોભા છે. સ્ત્રી શીલવતી અને લજ્જાવતી ન હોય તો તેને કોઇ આદર નહિ આપે. સારા સ્વભાવની અસર ધીરેધીરે તેમના શરીર પર પણ પડે છે. અને દિવસેદિવસે તે વધારે સુંદર બનતી જાય છે. ”

### સ્ત્રીઓની શક્તિ:

“ નારી જાતિની ક્ષમતા અને વ્યાપકતા ” વિષે શ્રીમતી યશોદાબાઇ “ ચાંદ ” માં એક મનનીય લેખ લખે છે. એ લેખમાં સ્ત્રીઓની શારિરિક શક્તિ વિષે લખતાં તેઓ કહે છે:

“ જે વીર હોય, યુદ્ધકળામાં પ્રવીણ હોય તેમને આપણે શારિરિક શક્તિવાળા માનીએ છીએ. શું હિંદમાં રણભૂમિમાં ઉતરી, રણચંડી રૂપ ધારણ કરી, આર્યનામને ધન્ય કરી ગએ

હોય એવી સ્ત્રીઓ નથી થઇ ? શું એ બાબતમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ ઓછી શક્તિ ધરાવે છે ? ઇતિહાસ શું કહે છે ? અકબર જેવા શક્તિશાળી બાદશાહ પાસે માફી મંગાવનાર આર્ય મહિલા જ હતી. હાલના સમયમાં પણ ઘણી સ્ત્રીઓએ વીરોચિત કાર્યોમાં પુરૂષોની બરાબરી કરી દેખાડી છે. છતાં કોની મગદુર છે કે તેમને પુરૂષો કરતાં ઓછી શક્તીવાળી કહી શકે ? યુદ્ધના સમયમાં ઇંગ્લાંડની સ્ત્રીઓએ પોલીસનું, ટ્રામ અને મોટર હાંકનારનું, દારૂગોળા બનાવવાનું વગેરે પુરૂષોના છક્કા છુટી જાય એવાં કામો કરી બતાવ્યાં હતાં."

સ્ત્રીઓની માનસિક શક્તિ વિષે લખતાં લેખિકા કહે છેઃ "ઇતિહાસ ઘણી ય વિદુષી સ્ત્રીઓ વિષે કહે છે. શંકરાચાર્ય અને મંડનમિશ્રના વાગ્યુદ્ધનો નિર્ણય કરનાર સરસ્વતી સ્ત્રીજ હતી. આપણા પ્રાચીન સાહિત્યમાં ઘણાય ગ્રંથો છે. જે બાબતમાં તેમણે કલમ ઉઠાવી છે તે બાબતમાં પુરૂષોથી ઓછી શક્તિ નથી બતાવી. રાજ્યાસનના પ્રદેશમાં અત્યારેજ જુઓ. દેશી રાજ્યોના રાજાઓની પ્રજા દુઃખી છે ત્યારે ભોપાળની પ્રજા, બેગમના અધિકાર હેઠળ સુખી છે."

"સ્ત્રીઓમાં નૈતિક બળનો પણ પ્રભાવ ક્યાં ઓછો છે ? જે રાવણના નામ માત્રથી મોટા વીરો કાંપતા તેજ રાવણ સીતાજી પાસે જતાં તેનું બધું શૌર્ય અને તેજ હણાઇ જતું. આર્યમાતાઓએ સંસારમાં નૈતિક બળના સુંદર દાખલા મુકી ગઇ છે. દેવી ગાંધારીએ એક દષ્ટિ માત્રથી દુર્યોધનનું શરીર વજ્રનું બનાવ્યું હતું; સાવિત્રીએ યમના પાશમાંથી પતિને છોડાવ્યો હતો; નર્મદાએ સૂર્યના ઉદયને પણ રોકી દીધો હતો; અને ભસ્માસુરનો સંહાર કરનારી શક્તિ પાર્વતીની હતી. કોણ કહી શકશે કે સ્ત્રીઓ પુરૂષો કરતાં કોઇ પણ બાબતમાં ઉતરતી છે ?"



રૂસી—" અરે, ખરજોર ! તેં પલા મરઘા મોકલાવ્યા ત હતા તો સારા; પન બા, બીજી વખત મોકલે ત્યારે બરોબર બાંધીને મોકલજે. ઘેર આગલ, પ્હોંચતાજ ટોપલી તુટી ગેઈ ને છુટી ગીઆં. તેવનુને ભેગાં કરતાં મ્હેરો દમ નીકળી ગીઓ. આખરે દસ દસ જ હાથમાં આવીઆં."

ખરજોર—" પન મેં તો છ જ મોકલીઆં' તાં ! "

× × ×

ન્યાયાધીશ એક સાક્ષીને સવાલ પૂછતા હતા. " તું કહે છે કે તું આખા ઘરમાં જોઈ ગયો. તને શું દેખાયું ? "

" કંઇ ખાસ નહિ. પ્રેમાનંદ કહે છે તેમ 'એ તૂટી સરખી ઝુંપડી'માં..."

" પ્રેમાનંદ શું કહે છે તેની હમણાં અહિં જરૂર નથી. આ મુકદમા વિષે તે કંઇ જાણતો હશે તો તેને પોતાને બોલાવી જોવાની લેવામાં આવશે ! તમે પોતે જે જાણતા હોય તે કહો. " ન્યાયાધીશે સાક્ષીને વચમાં અટકાવીને કહ્યું.

કોર્ટમાં બેઠેલા માણસો કેમ હસી પડ્યા તે ન્યાયાધીશને સમજાયું નહિ.




**લગ્નનો આદર્શ.**

ચીનમાં એક કુમારિકાએ થોડા સમય પર "પોતાના પિતાએ કરેલું વેવિશાળ પોતાને કબુલ નથી" એવી મતલબની એક જાહેર ખબર પેકીંગના વર્તમાન પત્રોમાં છપાવ્યાની ખબર અમે જુન અંકમાં "સ્ત્રી જગત્"માં આપી છે. "યુગધર્મ" ના જેઠ માસના અંકમાં પ્રકટ થયલા "સ્ત્રીઓ વિષે કાંઇક" એ લેખમાં એ ખબર વિષે ટીકા કરતાં સૌ. બ્હેન શારદાગૌરી મહેતા, બી. એ. લખે છે કે, "વડીલના આ દેશની સ્હામે બાળક થાય તે ઇષ્ટ નથી એ સત્ય વાત છે. પણ તેની સાથેજ આટલું યાદ રાખવું જોઇએ કે વડીલોએ ડહાપણ વાપરવું જોઇએ. લગ્નની બાબતમાં ક્યાં સૂધી માતા પિતાએ પોતાની સત્તાનો ઉપયોગ કરવો એ બહુ ગંભીર બાબત છે. સ્વતંત્ર વિવેકશક્તિ કેળવવાની છોકરીઓને બહુ જરૂર છે. દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય એ ગુલામી ક્યાં સૂધી? યુનિવર્સિટીમાં કેળવાએલી, શિક્ષણ લીધેલી સંસ્કારી છોકરીઓ પણ જો આ બાબતમાં પોતાની વિવેકશક્તિનો ઉપયોગ નહિં કરે તો આપણો સંસાર ક્યારે ઉંચો આવશે? એવી છોકરીઓ પાસે આપણે આટલી તો આશા રાખીશું કે માત્ર પરણવા ખાતર, અથવા પૈસા ખાતર ગમે તેવા વરને કબુલ નહિ કરે. સમજી ના શકે એટલી તેમની ઉમ્મર નથી હોતી છતાં, બીજવર, ત્રીજવર, ચોથવર, બે છોકરાંનો બાપ, ચાર છોકરાંનો બાપ, છ છોકરાંનો બાપ પોતાના કરતાં વીસ વર્ષ પચીસ વર્ષ મોટો વર કબુલ રાખે એ પશુવૃત્તિ અને ગુલામગીરીના ખાડામાંથી આપણી બ્હેનો ઉંચી ન આવે તો તે કેળવણી ઉપર પાણી ફેરવ્યું કહેવાય!"

**સ્ત્રીઓની ઉન્નતિનો ઉપાય— "ખરી કેળવણી આપો."**

એજ લેખમાં સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન ચર્ચતાં એ વિદુષી બ્હેન જણાવે છે કે, "જે પ્રજા અથવા દેશ પોતાની સ્ત્રીઓ પ્રત્યે સન્માનની દૃષ્ટિ ના રાખે તે કદી ઉચ્ચ સ્થાને પહોંચે નહિં. આપણી પ્રજાની આટલી અધોગતિ થઇ છે તેનું મુખ્ય કારણ એ જ છે કે મહાન શક્તિની સાક્ષાત મૂર્તિનું આપણે અપમાન કર્યું છે. પવિત્ર દિવ્ય માતાના જીવંત જાગ્રત સ્વરૂપનો ઉત્કર્ષ નહિં થાય તો આપણી ઉન્નતિનો એક પણ માર્ગ રહેશે નહિં." આ વાક્યો મહાન દેશભક્ત સ્વામી વિવેકાનંદનાં છે. જ્યારે ભારત દેશની પ્રગતિના વિચાર તેમના મનમાં આવતા ત્યારે સ્ત્રીઓની ઉન્નતિનો પ્રશ્ન તેમની આગળ ખડો થતો. પુરૂષના સ્વાર્થીપણાને અને દાબને લીધે સ્ત્રીઓ કચરાઇ ગએલી, દબાઇ ગએલી જોઇને તેમનું હૃદય બળી ઉઠતું. છેક જ અસહ્ય સ્થિતિમાં અને પરાધીન વાતાવરણમાં સ્ત્રીઓને રાખવામાં આવતી જોઇને તેમનું મન કકળી ઉઠતું. અર્થ વગરની રૂઢી અને રીતરીવાજોના સકંજામાં સ્ત્રીનું વ્યક્તિત્વ નાશ થતું લાગતું.

હજી પણ આપણી દશા સહેજ પણ સુધરી

નથી. સ્ત્રીની ... પ્રશ્ન તે અરણ્યરૂદન જેવો

જ છે. ... ઉચ્ચ વિકાસ માટે, હૃદયની વિશા-

ળતા માટે ... જ્ઞાન આવશ્યક છે; તે વિના

જીવન સંકુ- ... રહે, પશુવત રહે. નિત્યનાં

ગૃહકાર્ય કે ... એ મુખ્ય ધ્યેય નથી. માત્ર

જીવનસાફલ્યન ... એક સાધન છે. ધાર્મિક કે માન-

સિક જ્ઞાન ... સ્ત્રીઓને 'અપાતું' નથી. દરેક

સ્થળે ... ન પગલે બાળલગ્નનો અંતરાય નડે

છે, શારી- ... માનસિક, નૈતિક, દરેક અધોગતિ

ળ શોધીશું તો બાળલગ્ન જ છે. મનની દ્રઢતા, હિંમત, આગ્રહ, વિચારનું સ્વાતંત્ર્ય એ સર્વ આપણી બહેનોમાંથી નાશ થયું છે, દરેક કાર્યમાં પરાધીન રહેવાની ટેવ પડી ગઇ છે, અને તેને લીધે પુરૂષવર્ગ ઉપર એક બોજારૂપ થઇ પડે છે.

અસલના વખતમાં પોતાના કાર્યમાં તો સ્ત્રીઓ ઉકેલ સારી રીતે લાવી શકતી હતી. હવે તો એટલી પણ શક્તિ રહી નથી. આપણી પ્રાચીન સ્ત્રીઓનાં ઉત્તમ દૃષ્ટાન્તો લઇને તેનું અનુકરણ કરવું એજ રસ્તો છે.

આપણી બહેનોના ઉત્કર્ષમાં આડે આવતા બીજા અનેક અંતરાયો છે. આજે સ્ત્રીઓને અનેક પ્રશ્નોનો નિકાલ કરવાનો છે. પરંતુ એ સર્વ પ્રશ્નોનો નિકાલ કેવી રીતે કરવો? દરેકનો તોડ કેળવણીથીજ લાવી શકાશે. જે પ્રમાણે સ્વરાજ્ય માટે રાષ્ટ્રની ઉન્નતિ માટે સ્વદેશી મત, અંત્યજનો ઉદ્ધાર એ બે માર્ગ ગણાય છે તેજ પ્રમાણે સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ હાથમાં લેવાની જરૂર છે. બહેનોની ખુશામત કરીને, તેમને પટાવીને ઉન્નતિને માર્ગે નહિં ચઢાય પણ તેમને રૂઢિનાં બંધનોમાંથી મુક્ત કરીને, ઉચ્ચ કેળવણી આપીનેજ તેમનામાં સ્વાભિમાન લાવી શકાશે. તેમનાં દૃષ્ટિબિન્દુમાં વિશાળતા આવશે તોજ રાષ્ટ્ર ઉન્નતિના પ્રશ્નોમાં રસ લેતાં થશે. બાકી તો 'ગુરૂ ભક્તિ'ની અસર જ્યાં સુધી રહેશે ત્યાં સુધી તેમનાં ગીતો ગાશે. પણ તેથી આગળ તેમના વિચાર જવાના નથી.

જે પ્રમાણે સ્વામી વિવેકાનંદનું હૃદય સ્ત્રીઓની અધોગતિને લીધે કકળી આવતું તેવું દરેક વિચારકનું હૃદય બળી ઉઠશે, તેમના દરેક અન્યાય તે અન્યાય લાગશે ત્યારેજ સ્થિતિ પલટાશે. હજી તો અન્યાય લાગતોજ નથી. ત્યાં સુધી નિરાશાજ છે. પુરૂષો સ્વાર્થમાં અંધ થઇ ગયા છે. સ્ત્રીઓમાં બુદ્ધિ નથી એ નિકાલ કયે કાળે આવવાનો? દયાળુ ભાઇઓ અને વિચાર કરી શકે તેને બહેનોને એટલોજ આગ્રહ છે કે બહુજ અસુરું થઇ ગયું છે. હવે ચેતો અને બહેનોને બળતી બચાવો. દાખલા આપવા જેવું તો પુસ્તકો ભરાય. પણ કોઇનું અજાણ્યું નથી. આંખ આડા કાન થાય છે. પણ ઉઘાડ નુકશાન એકતરફી નથી. સમસ્ત દેશ ઉપર જ, ઉલ્ટે પગથીએ છે. હજી તો પગ સરખો ઉંચકાયો નથી તો પાયરી પૂરી કેમ થશે? બહેનોને ઉંચી કેળવણીનો માર્ગ સરળ કરો એ જ એનો જાદુમંત્ર છે. કેળવણી કેળવણીનો ડંકો વગાડો અને ખરી સંગીન કેળવણી આપો અને પછી પરિણામ જુઓ. હજી તો ખરી કેળવણી અપાઇજ નથી એટલે પરિણામ કહેવાયજ શી રીતે? તમારી બહેનો, પત્નિઓ, પુત્રીઓનાં, મન વિશાળ કરો અને તેમને માટે ધાર્મિક અને માનસિક જ્ઞાનનાં દ્વાર ખુલ્લાં કરો!"

અમેરિકાની બીજી ત્રણ સ્ત્રી સંસ્થાઓઃ ૧ હલ હઉસ.

ગતાંકમાં સૌ. હંસાબ્હેન મહેતા, બી. એ. ના લેખમાંથી અમેરિકાની ત્રણ સ્ત્રી સંસ્થાઓ વિષે માહિતિ અપાઇ છે. એવીજ ત્રણ વધુ સમાજીક સંસ્થાઓ વિષે માહિતિ આપતાં એ વિદુષી બ્હેન લખે છે કે,

"અમેરિકન સ્ત્રીઓની સામાજિક પ્રવૃત્તિઓ તો અગણિત છે. કેટલીક તો સમાજસેવા એ એમનું જીવન બનાવી દીધું છે. એમાંની મુખ્ય સન્નારી મીસ જેન એડમ્સ છે. એ બાઇનું નામ જગપ્રસિદ્ધ છે. અમેરિકામાં એને સર્વાનુમતે એક ઉત્તમ સમાજ સેવક તરીકે ગણવામાં આવે છે. સ્ત્રીઓની 'Peace league' ની સ્થાપના એણે કરી હતી. દુનિયામાંથી લડાઇ કેમ નાબુદ થાય એ એનું ધ્યેય છે. મીસ એડમ્સે ગયે વર્ષેજ હિંદુસ્થાનની મુલાકાત લીધી હતી મીસ જેન એડમ્સ એ 'હલ હાઉસ'ની અધિષ્ઠાત્રી છે. અમેરિકામાં 'સેટલમેન્ટસ્'–(આશ્રમો) શું કામ કરે છે તે વિષે મેં આગળ કંઇક જણાવ્યું છે. 'હલ હાઉસ' એ અમેરિકાનો સૌથી જુનો અને સૌથી મોટો આશ્રમ છે. એની સ્થાપના શિકાગોમાં ૧૮૮૯ માં થઇ હતી. મીસ એડમ્સ ત્યારથી જ એના પ્રમુખ તરીકે કામ કરે છે. 'હલ હાઉસ' વિષે કંઇક માહિતી આપ્યાથી બીજા આશ્રમો શું કામ કરે છે તેનો ખ્યાલ આવી શકશે.

એનાજ શબ્દોમાં કહીએ તો એ સંસ્થાનો ઉદ્દેશ આ પ્રમાણે છેઃ

એક કામ એવાં છે કે, આખી જિંદગી પર્યંત ચાલે પરંતુ તેમાં આખો વખત કઢાડવો પડે નહિ. આવી એક સંસ્થા Big Sisters (મોટી બ્હેનો)ની અને Big Brothers (મોટા ભાઈ)ની છે. અહીં ફક્ત 'મોટી બ્હેન'ની સંસ્થા વિષે જણાવીશ; આ સંસ્થા Juvenile Courts (બાળક ગુન્હેગાર)ની અદાલતને અંગે છે. આ અદાલતને માટે અમેરિકા ઘણી મગરૂરી ધરાવે છે. મોટા મોટા શહેરોમાં લગભગ દરેક ઠેકાણે આવી અદાલતો છે. અમેરિકન કાયદા પ્રમાણે સોળ વર્ષની અંદરનું બાળક ગુન્હેગાર ન ગણાય. પરંતુ સોળ વર્ષની અંદરના બાળકમાંથી ઘણુંએ ચોરી તેમજ ખૂન પણ કર્યાં છે. આવાં બાળકનો ન્યાય બાળકની અદાલતમાં થાય છે. આ અદાલતના બે વિભાગ છે. પહેલા વિભાગમાં સરકારી કચેરીના જેવો દેખાવ કરવામાં આવે છે. પહેલીવાર જેણે ગુન્હો કર્યો હોય તેવાં બાળકોને ત્યાં લાવવામાં આવે છે. બાળકોનો 'કેસ' તૈયાર કરતી વખતે એની મગજશક્તિનું માપ લેવાય છે. બીજી પણ શારીરિક તપાસ થાય છે. ગુન્હો કરવો એ માનસિક રોગનું પરિણામ ગણવામાં આવે છે. ગુન્હો પુરવાર થતાં ન્યાયાધીશ બાળકને એના મગજ પર ગુન્હાના ગાંભીર્યની છાપ પાડવા ધમકાવે છે, ને ગુન્હા પ્રમાણે છ મહિના આઠ મહિના 'પ્રોબેશન' પર રહેવાની શિક્ષા ફરમાવે છે. એટલે એ મુદતમાં બાળકે પોતાની સારી ચાલથી બતાવી આપવું કે આગળ જતાં એ ફરીથી ગુન્હો નહિ કરે. જો બાળકના મગજની ખોડને લીધે આ પરિણામ આવ્યું હોય તો તેને માટે ઉપાય લેવાય છે. પ્રોબેશનની મુદત દરમ્યાન બાળક-બાળકી હોય તો એને 'મોટી બ્હેન'ને સોંપવામાં આવે છે. આ બાઈ એ છોકરીના પર ઉપરથી દેખરેખ રાખે છે. અને દરેક જાતની મદદ કરે છે. એના જીવનમાં રસ લે છે. એક ખરેખરી મોટી બ્હેન હોય તે પ્રમાણે વર્તે છે અને છોકરીને આડે માર્ગે જતી અટકાવે છે.

અદાલતનો બીજો વિભાગ તો કંઈક 'Consulting Room' જેવો વધારે લાગે છે. અહીં, જેણે એક કરતાં વધારે વાર ગુન્હો કર્યો હોય તેવા બાળકને લાવે છે, ન્યાયાધીશ બાળકને ખુબ શિખામણ દે છે; ગુન્હો ભયંકર હોય તો એને 'રિફોર્મેટરી'માં મોકલી આપે છે. ઘણીવાર માબાપ પોતે જ બાળકને અદાલતમાં પકડી લાવે છે અને ફરિયાદ કરે છે કે એનું બાળક કહ્યામાં રહેતું નથી—ગમે તે પ્રમાણે વર્તે છે. આવા બાળકોને નિશાળમાં મુકવામાં આવે છે. ત્યાં પણ બરોબર ન ચાલે તો 'રિફોર્મેટરી'માં મુકે છે. ઘણીવાર માબાપના પર ફરિયાદ કરવામાં આવે છે કે છોકરાંની બરાબર સંભાળ લેતાં નથી અને બાળકોને રખડતાં રાખે છે અથવા ઘરમાં એકલાં ગોંધી રાખે છે. માબાપને ત્યાં તો દંડ કરવામાં આવે છે ને ન માને તો છોકરાં એમની પાસેથી લઈ લેવામાં આવે છે. 'મોટી બ્હેનો' સલાહ આપવામાં બાળક પર દેખરેખ રાખવામાં બહુજ ઉપયોગી થઈ પડી છે.

સારી બાળકેળવણીના અભાવે બાળકો ખોટે રસ્તે ચઢે એમ સાધારણ માનવામાં આવે છે. જો કે અમેરિકામાં કેળવણીનો પ્રચાર ઘણો વધારે છે છતાં કેવી જાતની કેળવણી આપવી એ સવાલ ત્યાં પણ ઉકેલાયો નથી. ન્યુયોર્કમાં એક નિશાળ છે ત્યાં છ હજાર વિદ્યાર્થીઓ શિખે છે! ત્યાંની એક શિક્ષિકા સાથે મેં એની મુલાકાત લીધી. અમે બહાર નીકળતાં હતાં ત્યાં એણે મને પૂછ્યું કે 'કેમ, અમારી નિશાળ વિષે શું ધારો છો?' એ પ્રશ્નનો જવાબ પણ એણેજ આપ્યો: મને તો આ એક મોટું કારખાનું લાગે છે. સંચામાં એક સરખો લોટ નીકળે તેમ અહીં પણ કોઈનું વ્યક્તિત્વ ખાસ જુદું પડી આવતું હોય એમ મને લાગતું નથી. બાળકેળવણીનો સવાલ અમેરિકામાં કંઈ વિશેષ ધ્યાન ખેંચી રહ્યો છે. ખાસ કરીને સ્ત્રીઓને આ પ્રશ્ન બહુજ મહત્વનો થઈ પડયો છે. ત્યાંની સ્ત્રીઓની સંસ્થા (Association of University Women) આ સવાલ ઉકેલવાનો પ્રયત્ન કરી રહી છે. એક બાઈને એ કામ પર ખાસ નીમી છે. એ લગભગ ગામેગામ ફરી ત્યાં જૂદી જૂદી પદ્ધતિનો અભ્યાસ કરી કયું ધોરણ સૌથી શ્રેષ્ઠ તે પર લેખ લખી પોતાનો અભિપ્રાય બાંધશે. 'એસોસીએશન ઑફ યુનીવર્સીટી વીમેન' એ સંસ્થાની મુખ્ય ઓફીસ તો લંડનમાં છે પણ દરરોજ એની શાખાઓ છે. કલકત્તામાં પણ એની શાખા



# સમાલોચના.

**મોગલ સમયની પ્રેમ કથાઓ:** લેખક: સ્વર્ગસ્થ હાજીમહમદ અલારખિયા શિવજી. પ્રકાશક: ચિત્રમય સાહિત્ય કાર્યાલય, ૧૫૭ સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબાઇ નં. ૩.

કલાના પરમ ઉપાસક, ગુજરાતી ભાષાના પરમ ભક્ત, અને "વીસમી સદી" માસિકના બાહોશ તંત્રી સ્વર્ગસ્થ ભાઇ હાજીમહમદના નામથી ગુજરાતમાં ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. કલા અને સાહિત્યને ચરણે જીવન સમર્પનાર એ "ઇલ્મ મક્કાના હાજી" ની મીઠી બાનીનો રસાસ્વાદ અસંખ્ય ગુજરાતીઓએ ચાખ્યો છે. ગુજરાતી સાહિત્ય અને કલાના ક્ષેત્રોમાં એ ભાઇના અકાળ અવસાનથી પડેલી ખોટ હજી પૂરી શકાઇ નથી. એ ક્ષેત્રોમાં એની સેવાઓ અદ્ભૂત હતી; આખું જીવન એમને માટે અર્પણ કરી દઇ એણે ફકીરી લીધી હતી. પોતાના ટુંકા પણ ઉપયોગી જીવન દરમિયાન એ ભાઇએ સંખ્યાબંધ પુસ્તકો લખી સાહિત્યની અને તે દ્વારા ગુજરાતી આલમની જે અપૂર્વ સેવા કરી છે તે સ્હેલાઇથી ભૂલી શકાય એમ નથી. સ્વતંત્ર પુસ્તકો તરીકે અને "વીસમી સદી"માં પ્રકટ થયલી એમની કૃતિઓ ગુજરાતમાં આજે આદરપૂર્વક વંચાય છે અને ભવિષ્યમાં પણ વંચાશે. પરંતુ "વીસમી સદી"માં પ્રકટ થયલી એ કૃતિઓ અત્યારે અલભ્ય થઇ પડી હતી. જેમણે એ માસિકના અંકો પુસ્તકાકારે બંધાવી સાચવી રાખ્યાં છે, તેમને તો એની મીઠી બાનીનો સ્વાદ ચાખવાની તક હરહમેશ મળતી હશે, પરંતુ એવાઓની સંખ્યા બહુ થોડી એ પરિણામે ગુજરાતમાં એમની એ કૃતિઓ માટે મોટી માંગ છે. એ માંગણીને પહોંચી વળવા સ્વર્ગસ્થ ભાઇ હાજીના સુપુત્ર ભાઇ ગુલામહુસેને એ કૃતિઓનો સંગ્રહ પુસ્તકાકારે પ્રકટ કરવાની સ્તુત્ય યોજના કરી છે. ભાઇ ગુલામહુસેનને કલાની ઉપાસના પિતા પાસેથી વારસામાં મળી છે અને એ વારસાનો સદુપયોગ પિતાનું યથાર્થ શ્રાધ્ધ કરવામાં તે કરી રહ્યા છે. "વીસમી સદી" માંથી કરેલી રસમય ચુંટણીના કેટલાંક સંગ્રહો પુસ્તકાકારે અત્યાર આગમચ તેમણે પ્રકટ કર્યાં છે. એ સર્વમાં ભાઇ ગુલામહુસેને પોતાની કલારસિકતાનો સુંદર પરિચય આપ્યો છે. પ્રસ્તુત પુસ્તક—મોગલ સમયની પ્રેમકથાઓ એવોજ એક સંગ્રહ છે. એમાં સ્વર્ગસ્થ ભાઇ હાજીમહમદની લગભગ અગીઆર સુંદર કૃતિઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે અને તે સર્વને જાણીતા કલારસિક ચિત્રકારો શ્રીયુત ધુરંધર, શ્રીમાન પુરુષોત્તમ અને શ્રીયુત ગોરક્ષકરના સુંદર ચિત્રોથી સુશોભિત કરી છે. એ ચિત્રોની ગોઠવણી અને છપાઇ એવાં સુંદર અને આકર્ષક છે કે તે વારંવાર જોવાની લાલચ ભાગ્યેજ કોઇ ખાળી શકે. આખું પુસ્તક સુંદર, ઉંચા કાગળ પર સફાઇબંધ છાપવામાં આવ્યું છે. મેટરની વચમાં આપેલાં સંખ્યાબંધ ચિત્રો ઉપરાંત લગભગ વીસ ફુલપેજ ચિત્રો ઉંચા આર્ટ-પેપર પર આપ્યાં છે. આ સર્વ ધ્યાનમાં લેતાં પુસ્તકની રૂ. ૩-૦-૦ કીંમત રાખી છે તે ભાગ્યેજ વધારે ગણાય ઓછી લેખવી જોઇએ. ભાઇ હાજીની મૂળ લેખકૃતિઓ માટે અભિપ્રાય દર્શાવવો એ સોના પર ઢોળ ચઢાવવા જેવુંજ થશે. એની મીઠી બાની વાચકવર્ગમાં જે આદર મેળવી શકી છે તેજ એ કૃતિઓની કિંમતની સચોટ સાબિતિ છે. આવું પુસ્તક કલારસિક ગુજરાતમાં અત્યંત આદરને પાત્ર નીવડશે એની ભાગ્યેજ શંકા કરી શકાય. પ્રત્યેક ઘરમાં એની એક એક નકલ તો અવશ્ય રહેવી જોઇએ.

**સંસાર-સ્વપ્ન:** મૂળ લેખક: પ્રોફેસર એફ. ડગ્લસ. બ્રેકન. અનુવાદક: શ્રીયુત હીરાચંદ કસ્તુ-

બૃહદ્‌ગ્રંથમાળા ગ્રંથ ૨ જો. કીંમતઃ અમદાવાદમાં રૂ. પાંચ, અન્યત્રઃ રૂ. સાડા પાંચ.

સ્વામીશ્રી અખંડાનંદજીના નેતૃત્વ હેઠળ ગુજરાતી સાહિત્યના પ્રચારાર્થે સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય આજ વર્ષો થયાં જે સ્તુત્ય સેવા કરી રહ્યું છે, તે ગુજરાતીથી ભાગ્યેજ અજાણ્યું નથી. અત્યાર સુધીમાં ગુજરાતી સાહિત્યમાં અનેક રત્નો ઉમેરી તેને સમૃદ્ધ બનાવવામાં એ કાર્યાલયે સફળ પ્રયત્નો કર્યા છે. એક વખતના–ભૂતકાળના અતિ સમૃદ્ધ પણ અત્યારે પ્રમાણમાં કંગાલ બનેલા ગુજરાતમાં મોટી કીંમતના પુસ્તકો ખરીદવાની શક્તિ રહી નથી. કેટલાક વર્ષો પહેલાં તો એવો ભય લાગતો કે સમૃદ્ધિ સાથે પ્રજા પોતાનો વાંચનનો શોખ, જ્ઞાન મેળવવાની અભિલાષા પણ ગુમાવી બેઠી છે. વસ્તુતઃ તેમ ન હોતું, એમ સ્વામીશ્રી અખંડાનંદજીએ સાબિત કરી આપ્યું. પ્રજાનો વાંચવાનો શોખ જેવો ને તેવો સતેજ હતો. તેમને જરૂર હતી સસ્તા સાહિત્યની, સસ્તુ સાહિત્ય પુરૂ પાડે એવી વ્યક્તિની કે સંસ્થાની. એ ખોટ સ્વામીશ્રીએ પૂરી અને પ્રજાનો શોખ કેળવ્યો અને વધાર્યો. અનેક પુસ્તકો અત્યાર સુધીમાં એ સંસ્થા તરફથી પ્રકટ થયાં છે, અને પ્રજામાં આદર પામ્યા છે. પ્રસ્તુત પુસ્તકની છઠ્ઠી આવૃત્તિ થઇ છે તેજ એ પુસ્તકની ઉપયોગિતા અને લોકપ્રિયતા સાબિત કરે છે. આપણું પ્રાચીન ધાર્મિક સાહિત્ય સંસ્કૃત ભાષામાં છે, પરંતુ પ્રજા એ ભાષા ભૂલી ગઇ હોવાથી ધીમે ધીમે ધાર્મિક જ્ઞાનનો લોપ થતો જતો હતો. અને તેથી દેશની આધ્યાત્મિક અધોગતિ અનુભવાતી હતી, એ અધોગતિમાંથી ઉગારવાને ધાર્મિક જ્ઞાન માતૃભાષા દ્વારા આપ્યા વિના છુટકો નહોતો. સ્વામીજીએ આ જરૂરીઆતને પ્હોંચી વળવા સ્તુત્ય પ્રયત્નો કર્યા છે. પ્રસ્તુત પુસ્તકનું રૂપાંતર ભાવિક હિંદુઓમાં અત્યંત આદરને પાત્ર ગણાયું છે. સર્વ પુરાણ ઉપ-પુરાણોમાં શ્રેષ્ઠ ગણાતા શ્રીમદ્ ભાગવત માટે કંઇપણ કહેવું અસ્થાને જ ગણાય. અનેક શાસ્ત્રો અને અનેક વિષયોનું તત્વ એમાં સમાયેલું છે. એમાં વેદાંત છે, યોગ છે, જ્ઞાનકાંડ છે અને કર્મકાંડ પણ છે. આવું પુસ્તક ભાવિક હિન્દુઓ મોટી સંખ્યામાં સત્કારે તો એમાં નવાઇ નથી. એનું આંતરિક મૂલ્ય તો પાર વિનાનું છે, પરંતુ બાહ્ય દૃષ્ટિએ પણ પાંચ રૂપીઆની કીંમત નજીવીજ ગણાય. ઉંચા પેપર પર છાપેલું, ચિત્રોથી સુશોભિત કરેલું અને સુન્દર બાઇન્ડીંગ વાળું લગભગ ૭૦૦ મોટા કદના પાનાનું આ પુસ્તક અમૂલ્ય ગણાવું જોઇએ.

શ્રી રામકૃષ્ણ કથામૃતઃ ભાગ ૧ લો અને ૨ જોઃ આવૃત્તિ બીજી. અનુવાદકઃ શ્રીયુત નર્મદાશંકર બાલાશંકર પંડયા. પ્રકાશકઃ ઉપર પ્રમાણે કીંમતઃ અમદાવાદમાં રૂ. અઢી; અન્યત્ર રૂ. પોણા ત્રણ.

આ પુસ્તક મૂળ બંગાલીમાં લખાયલા શ્રીયુત મહેન્દ્રનાથ ગુપ્તના પુસ્તકનું ભાષાંતર છે. આ એની બીજી આવૃત્તિ છે. પ્હેલી આવૃત્તિમાં વિવિધ ગ્રંથમાળાના મણકાઓ તરીકે બંને ભાગ લગભગ પાંચ વર્ષ પ્હેલાં પ્રકટ થયા હતા. અત્યાર સુધીમાં તેની ૫૦૦૦ નકલો ખપી ગઇ છે. પ્હેલો ભાગ તો લગભગ એક વર્ષમાંજ મળતો બંધ થયો હતો. આ ઉપરથી પુસ્તકની ઉપયોગિતાની પ્રજાને ખાત્રી થશે. શ્રી રામકૃષ્ણ પરમહંસનું નામ વાચક પ્રજાને જાણીતું છે. તેમના અમૂલ્ય ઉપદેશોનું દોહન આ ગ્રંથમાં સમાયું છે. ભાષાંતરની ભાષા શુદ્ધ અને સરળ હોઇ વાંચતાં ગમે એવી છે. આવા સફળ અનુવાદ માટે અનુવાદકને ધન્યવાદ આપવો જોઇએ. લગભગ ૬૨૫ પાનાના આ દળદાર અને ઉપયોગી પુસ્તકની કીંમત ફક્ત અઢી રૂપીઆ રાખવા માટે કાર્યાલયે ભગરૂર થવું જોઇએ.

સ્વામી રામતીર્થઃ તેમના સદુપદેશ ભાગ ૩ જો ( ભાગ ૧૦–૧૧ ): અનુવાદકઃ શ્રીયુત સૈયદ અતાઉલ્લાહ. પ્રકાશક ઉપર પ્રમાણે કીંમતઃ અમદાવાદમાં રૂ. બે; અન્યત્ર રૂ. સવાબે.

આ ઉપયોગી પુસ્તક કાર્યાલયે વિવિધ ગ્રંથમાળાના ૧૪ મા વર્ષના ગ્રંથાંક ૧૫૭–૧૬૦ તરીકે પ્રકટ કર્યું છે. ફક્ત ચાર રૂપીઆમાં ૧૫૦૦ પૃષ્ઠનું વાંચન આપવાનું બીડું તો આ કાર્યાલયજ ઝડપી શકે. અત્યાર સુધીમાં આ ગ્રંથમાળામાં અર્પાયેલા સર્વ પુસ્તકો લોકાદરને પાત્ર નીવડયા છે તેમ જ આ પુસ્તક પણ નીવડશે એ નિઃસં-